# સંપાદકીય

## અર્પણ

અભિન્નહૃદય નાનુ મજમુદારને

### સંપાદકના બે બોલ

ધારેલે ટાણે આ હેતની હજ પૂરી કરી શક્યાનો હરખ હૈયામાં છે. આ યાત્રાને પગલે પગલે ગાંધીયુગની આખી સદીનો પવિત્ર રોમાંચ અનુભવ્યો છે. ગુરુદ્વારામાં પ્રવેશ કરનાર બંદો એનાં પગથિયાં વાળવામાં મોજ માણતો હોય છે. શીખ પરિભાષામાં એને 'કર સેવા' કહેવામાં આવે છે. આ પુસ્તકના સંપાદનનું કામ એ કરસેવાનું કામ જ હતું. પચીસેક વરસના વિજોગ બાદ વહાલૂડી વેડછીમાં પાછા આવવાનો નિર્ણય કર્યો ત્યારે સહજ રીતે જ એક કારણ અપાઈ ગયું હતું : 'ત્યાં મારાં મૂળિયાં છે.' એ મૂળિયાં કેટલાં ઊંડાં હતાં તેનો અનુભવ આ પુસ્તક સારુ પ્રેમનો પરસેવો પાડતી વખતે થયો. વરસો પહેલાં વેડછીનો વડલો તૈયાર કરવાનો સંકલ્પ જુગતરામભાઈના સાથીઓ-પ્રશંસકો કરી ચૂક્યા હતા. પુસ્તકનો પહેલો અક્ષર મંડાતાં પહેલાં જ એનું નામકરણ થઈ ચૂક્યું હતું. એક યા બીજા કારણસર એ કામ ઠેલાયે જતું હતું. એનું સંપાદન કરવાની જવાબદારી જુદા જુદા ખભા પર આવી પડતી હતી. ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરે એક ગીતમાં કહ્યું છે : 'તારા યાત્રીદળની હું છેક છેડે રહીશ. મને સૌની નીચે સ્થાન આપો...સૌની શેષે જે બાકી હશે તે જ હું વીણી લઈશ.' કવિવરની આ લીટીઓ વર્તમાન સંપાદકની લાગણીઓને સચોટ રીતે રજૂ કરે છે.

વડલો છ ખંડોમાં વિસ્તર્યો છે : ઘટા, છાયા, થડ, ડાળ, વડવાઈ અને ટેટાં. ઘટામાં સંસ્મરણો, લેખો અને કાવ્યો જુગતરામભાઈને અંજલિ તરીકે લખાયાં છે. આમાંનો ઘણો ભાગ શ્રી ભીખુ વ્યાસ વગેરેએ એકઠો કર્યો હતો. જેમના મનમાં વેડછીનો વડલો તૈયાર

કરવાનો મૂળ સંકલ્પ જાગ્યો હશે, તેમના પૈકી કેટલાકની લાગણી આ અંજલિઓ રૂપે પ્રગટ થઈ છે. લખાભાઈ, ઘેલુભાઈ, નાનુભાઈ અને પ્રભુદાસભાઈએ તો અંજલિરૂપે આખી પુસ્તિકાઓ તૈયાર કરી દીધી હતી. તેથી સ્વાભાવિક રીતે તેમના એક કરતાં વધારે સંસ્મરણો લેવાયાં છે. એમાંયે પચાસેક વરસથી જુગતરામભાઈ સાથે પોતાની જાતને મેળવી દેનાર નાનુભાઈની ડાયરીઓ વિશેષ ઉલ્લેખનીય છે. એની નોંધો નાનુભાઈના પોતાના જીવન જેટલી જ મિતભાષી છતાં મૂળગામી છે.

શ્રદ્ધાપૂર્વક લખાયેલો કોઈ પણ લેખ કે કાવ્ય છોડવો નહિ. એવી નીતિ મનમાં રાખેલી તેથી સંસ્મરણોનું સ્તર સમાન રહ્યું નયે હોય. વળી અમારે કેટલીક કાપકૂપ પણ કરવી પડી છે અને અમુક અંશે પુનરુક્તિ પણ ટાળી નથી શકાઈ. જુગતરામભાઈ જાતે પાયખાનાની ડોલ ઊંચકીને સફાઈ કરવા નીકળતા એ ઘટના જો એક કરતાં વધુ લેખકોના જીવન પર ચિરસ્થાયી છાપ પાડી ગઈ હોય તો તેને કોના લેખમાંથી કાઢી શકાય? છતાં વેડછીનો વડલો તૈયાર કરાવવા પાછળ જેમનો ઉત્સાહ કામ કરતો હતો તેમના પૈકી ઘણાની અંજલિ આ ખંડમાં સમાવી શકાઈ એનો સંતોષ છે.

'છાયા' વાળો ખંડ મુખ્યત્વે ભાઈ મોહન પરીખની સૂઝબૂઝ અને મહેનતનું પરિણામ છે. તેથી જ તે આટલો સુરુચિપૂર્ણ થયો છે. ચિત્રકાર શ્રી ભાનુ શાહે એમાં સલાહસૂચનો દ્વારા કીમતી સહકાર આપ્યો છે. જે મિત્રોએ પોતાની પાસેનાં ચિત્રો મોકલી આપ્યાં તેમનો સહકાર પણ ઓછો નથી. એની આભાર નોંધ અન્યત્ર કરવામાં આવી છે.

જુગતરામભાઈએ 'મારી જીવનકથા' લખેલી જ હતી છતાં આ પુસ્તકનો ત્રીજો ખંડ થઠ લખવાની શી જરૂર હતી? જીવનકથામાં જુગતરામભાઈએ પોતાની જાતને પાછળ રાખી છે. બારડોલી સત્યાગ્રહના આખા પ્રકરણમાં પોતાની કામગીરી વિશે તો માંડ બે ત્રણ વાક્યો લખ્યાં છે. જુગતરામભાઈના જીવનને અમે જે રીતે જોઈએ છીએ તેની રજૂઆત ન થઈ હોત તો વેડછીનો વડલો તૈયાર કરવાનો હેતુ જ માર્યો જાત. ત્રીજા ખંડમાં સંપાદકે લેખક બનીને એ કામ પોતાની શક્તિ મતિ મુજબ કર્યું. અલબત્ત એ તૈયાર કરવામાં 'મારી જીવનકથા' અને 'ખાદીભક્ત ચૂનીભાઈ' એ બે ગ્રંથોએ આધારનું કામ કર્યું છે. પણ જેમને પોતાની દીકરી માનીને જુગતરામભાઈએ સતત પત્ર લખ્યા તે અન્નપૂર્ણા બહેનનો પત્ર સંગ્રહ પણ આમાં ખૂબ કામ લાગ્યો છે. દુર્ભાગ્યે સંપાદનનું કામ હાથમાં લીધું ત્યારે જુગતરામભાઈની સ્મરણશક્તિ એવી રહી નહોતી કે એમની સાથે ચર્ચા કરી કેટલીક હકીકતોની ચોખવટ કરી શકાય. મોટું દુર્ભાગ્ય તો એ હતું કે તબિયત સારી હોવા છતાં બીજા સાથીઓની સ્મરણશક્તિ પણ ઘણી બાબતમાં મદદ આપી શકે એમ નહોતી. તેથી સમકાલીન સાહિત્ય, બારડોલી સત્યાગ્રહ કે વટવૃક્ષ જેવી પત્રિકાઓ અને થોડીક મુલાકાતો ઉપર જ આધાર રાખવો પડ્યો છે. તદ્દન બાળપણના પ્રકરણને જીવતું કરવા મારી જીવનકથામાં ઉલ્લેખિત સ્થળોમાંથી આજે પણ જે બચેલાં છે તેની છબિઓ જ 'છાયા' ખંડમાં આપી દીધી છે. એ છબિઓ મેળવવામાં શ્રી રતિભાઈ ગોંધિયાની પોતાના આદ્યગુરુ અંગેની ભક્તિ કામ કરી ગઈ છે.

ચોથા ખંડમાં જુગતરામભાઈ એક સાહિત્યકાર તરીકે રજૂ થાય છે. ગુજરાતે જુગતરામભાઈને સેવક તરીકે જેટલા જાણ્યા છે તેટલા સારસ્વત તરીકે નથી જાણ્યા. આ પુસ્તકનો 'ડાળ' ખંડ આ ખોટને પૂરી કરશે એવી અમને આશા છે. એના પૂર્વાર્ધમાં જુગતરામભાઈના વાઙ્મયમાંથી વીણેલી સામગ્રી આપી છે. તેમાંયે ગયા વિભાગમાં ગ્રંથસ્થ થયેલી સામગ્રીમાંથી ખૂબ ઓછી આપી છે. જુગતરામભાઈનું ઉત્તમ સાહિત્ય લખાયું છે જેલમાં અને એમાંયે એમના પત્રો અણમોલ છે. આ ખંડમાં મહામુશ્કેલીએ અને પ્રકૃતિ અને માનવની અવળચંડાઈ સામે ટકી રહીને પણ બચેલી સામગ્રીમાંથી જેટલી અમને મળી શકી તેનો ઉપયોગ છૂટથી કર્યો છે. આ ખંડના ઉત્તરાર્ધમાં એમના સાહિત્ય વિશે વિવેચન છે. વિવેચકોમાં ગાંધીજી અને સરદારથી માંડીને એમના જ વિદ્યાર્થીઓ સુધીના છે. તો બીજી તરફ અનંતરાય રાવળ અને સુંદરમ્ જેવા લબ્ધપ્રતિષ્ઠ વિવેચકો પણ છે. જુગતરામભાઈના મુખ્ય મુખ્ય ગ્રંથનું વિવેચન અમારી વિનંતિથી કેટલાક મિત્રોએ લખી આપ્યું છે, તેમાં આત્મરચના વિશે ભાઈ કાન્તિ શાહનો અને કૌશિકાખ્યાન વિશે શ્રી ન. પ્ર. બુચનો લેખ ખાસ ઉલ્લેખનીય છે. અંતરપટ વિશે સંસ્કૃતિમાં પ્રગટ થયેલ શ્રી અનંતરાય રાવળનો લેખ જુગતરામભાઈને ગુજરાતીના એક શ્રેષ્ઠ કવિ તરીકે પ્રસ્થાપિત કરે તેવો છે.

વેડછીનો વડલો એટલે જુગતરામભાઈને કેન્દ્રમાં રાખીને આખા વેડછી ક્ષેત્ર અંગેનો ગ્રંથ. આ ગ્રંથમાં જુગતરામભાઈની પ્રેરણાથી વિકસેલી સંસ્થાઓને પાંચમા ખંડમાં 'વડવાઈ'માં આવરી લેવાઈ છે. શરૂઆતમાં આ અંગે લગભગ કશી જ સામગ્રી મોજૂદ નહોતી. પણ પુસ્તક છપાવા લાગ્યું એની જાણ થયા પછી ઢગલાબંધ સામગ્રી આવી પહોંચી. છતાંયે કેટલીક મુખ્ય સંસ્થાઓના અહેવાલો છેવટ સુધી આવ્યા નથી. પણ વેડછી પ્રેરિત સંસ્થાઓનો સમગ્ર ખ્યાલ આ ખંડથી આવી શકે છે. સંસ્થાઓનું વાતાવરણ ઝીલવા થોડાક તાલુકાઓમાં યાત્રા પણ કરી હતી. આ ખંડના પ્રથમ લેખમાં આ સંસ્થાઓ અંગેનાં કેટલાંક મૂલ્યાધારિત ધોરણો પ્રસ્થાપિત કરી એ ધોરણો મુજબ સંસ્થાઓના અહેવાલોને જોવા સારુ વાચકો આગળ ધરી દેવામાં આવ્યાં છે. એ લેખમાં આ ક્ષેત્રની નબળી બાજુઓ અને ભાવિ તરફ પણ ઇશારો કરવામાં આવ્યો છે.

છેલ્લા ખંડ છટ્ઠામાં પ્રકીર્ણ બાબતોનો સમાવેશ થાય છે. તેથી એનું મહત્ત્વ ઓછું થતું નથી. સોનગઢ તાલુકાના ઊંડાણમાં આવેલી ખેરીસાવરની સંસ્થામાં એકવીસ વર્ષ સુધી અવારનવાર જઈને સંસ્થાની ઝીણી ઝીણી બાબતોમાં જુગતરામભાઈએ જે કાળજી અને માવજત કરી છે, તે એક નમૂનારૂપે અમે સંસ્થાની મુલાકાતપોથીમાંથી ઉતારી છે.

આ પુસ્તક અનેક લોકોના સહકારથી તૈયાર થઈ શક્યું છે. લેખકો અને કવિઓએ પોતાની કૃતિઓ આપી અમને કૃતાર્થ કર્યા છે. શ્રી શિવાભાઈ જે. પટેલે એમની જોડેના પત્રવ્યવહારની બે ફાઈલો અમારી આગળ ધરી દીધી હતી. એ રીતે અનેક લોકોએ પોતાની પાસેના પત્રો અને ફોટાઓ આપ્યા. તે સૌએ આ કામ સારુ જે મમતા દેખાડી તે બદલ આભારી છીએ. પ્રકાશક સંસ્થા ગ્રામસેવા સમાજે અને ખાસ કરીને શ્રી ઝીણાભાઈ દરજીએ જો આ પુસ્તક તૈયાર કરવાનો આર્થિક બોજ વહેરવાની જવાબદારી ન લીધી હોત

અને એ બાબતમાં નિશ્ચિંત રહીને આગળ ધપ્યે જવાની અમને છૂટ ન આપી હોત તો આ કામ પારજ ન પડત. સંપાદક તરીકેની જવાબદારી સ્વીકારવાના આગ્રહથી માંડીને આખું કામ પૂરું થયું ત્યાં સુધી સાથે રહી નાની મોટી અનેક પ્રકારની મદદ કરવા બદલ ભાઈ લખાભાઈ મકવાણા અને તેમના સાથીઓનો ખાસ આભારી છું.

સુરુચિ છાપશાળાના વિદ્યાર્થીઓએ અને કાર્યકર્તાઓએ ઉત્સાહથી કામ કર્યું છે. શ્રી ગોપાળ શાહે પ્રૂફવાચનનું અને મેટર જોઈને કાગળ ખરીદવા અંગેની ગણતરી અને છાપવા અંગેની બધી ચિંતા કરવાથી માંડીને આખી પ્રકાશનની વ્યવસ્થા ઉપાડી લેવા બદલ શ્રી નટુભાઈ પટેલનો આભાર તો કેમ માનું? તેઓ સૌને ખાસ અભિનંદન ઘટે છે.

આ ગ્રંથ એક ઇતિહાસ, જીવન ચરિત્ર, સ્મૃતિગ્રંથ, સમીક્ષા અને સંસ્થા પરિચયનો સમન્વય છે. તેથી તે કોઈ પણ એક શ્રેણીમાં મૂકી શકાય એમ નથી.

ગયે વર્ષ એક ફ્રેન્ચ પ્રોફેસર અને એક અમેરિકન વિદ્યાર્થિની જુગતરામભાઈને મળવા ગયાં. ભાઈએ પ્રશ્ન પૂછ્યો : 'અમે યુવકો સાથે કામ કરીએ છીએ. આ યુવકો સારુ ગાંધીનો કયો નક્કર વારસો આપવા જેવો ગણો છો?' જુગતરામભાઈએ જરાય ખચકાયા વિના કહ્યું : 'ચરખો.' વિદ્યાર્થિનીએ શંકા પ્રગટ કરી, 'અમારા જેવા ઔદ્યોગિક સમાજમાં એનો કંઈ ઉપયોગ છે ખરો? બીજું કઈ સૂચન ન કરી શકો?' જુગતરામભાઈએ થોડો વિચાર કરી કહ્યું, 'ઝાડુ—સમાનતાની દૃષ્ટિએ અને સૌને સરખું કામ આપવા.' અધ્યાપકે બીજો પ્રશ્ન પૂછ્યો, 'સંઘર્ષ અને રચના વચ્ચે સંતુલા કેમ જળવાય?' જુગતરામભાઈએ કહ્યું, સંઘર્ષ નહિ, 'આન્દોલન' કહો. અધ્યાપકે ફેરવીને કહ્યું, 'સત્યાગ્રહ અને રચનાત્મક કામ કહો.' જુગતરામભાઈએ કહ્યું, 'એ બે જુદાં છે જ ક્યાં કે સંતુલાનો પ્રશ્ન આવે? આપણું જીવન જ એવું હોવું જોઈએ કે ચાલુ વ્યવસ્થા એને જીરવી ન શકે, હું ક્યારેય સત્યાગ્રહ કરવા ગયો હતો? હું જેલમાં નહોતો ગયો. જેલ મારે ત્યાં આવી પહોંચી હતી. રચનાત્મક કામ અને સત્યાગ્રહ અભિન્ન હોવાં જોઈએ.' જુગતરામભાઈની દૃષ્ટિએ કદાચ ગાંધીદર્શનનો આ સાર હતો. એમનું આખું જીવન એવું જીવન જીવવાના પ્રયાસમા ગયું. આ પુસ્તકનું સંપાદન કરવાને બહાને એવા ગાંધીમય જીવનની લગભગ આખી સદીના સરોવરમાં અવગાહન કરવાની તક આપવા બદલ આ સંપાદક સૌથી વધુ કૃતજ્ઞતાની લાગણી તો ખુદ જુગતરામભાઈ પ્રત્યે જ અનુભવે છે.

તા. ૧૫ ઓગસ્ટ ૧૯૮૪ નારાયણ દેસાઈ

पहेलो प्रचार लोकोमां
सर्वोदय समाजनो,

आग्रह तेजनो बीजो
सेवकोना कुटुंबमा,

त्रीजुं तीव्र प्रयोगोथी
नई तालीम शोधन;

आवां त्रिविध कार्योमां
जीववुं ओज जीवन.

મે ૧૯૫૭ જુગતરામ દવે

# ● પ્રકાશકીય

### વડલાનો વાયરો

સૂરત જિલ્લાના વાલોડ તાલુકાનું વેડછી એટલે એની ભૌગોલિક સીમાઓનું વેડછી નહિ, પણ સૂરત જિલ્લાનો સમગ્ર ગ્રામદેશ અને ડાંગ જિલ્લાનો ગ્રામપ્રદેશ, તે 'વેડછી પ્રદેશ' ને નામે લોકનજરે ચઢ્યો છે, અડધી સદી ઉપરાંતના સમયથી આખ ઠારે તેવી શીતળછાયાથી ભર્યો ભાદરો વાયરો એ બડભાગી પ્રદેશ ઉપર સતત વહેતો રહ્યો. તેની તવારિખની જીવંત વાતો એ વાયરા સાથે વહેતી રહી તેની શબ્દબદ્ધ કથા તે 'વેડછીનો વડલો.'

પૂ. જુગતરામકાકાએ રોપેલા એ વડલાનો રોપો કેટકેટલી વડવાઈઓ સાથે જુગતરામવન બની ગયું છે અને એ ઘટાટોપ વનરાજી-વનશ્રી વચ્ચે પેલા સાદામાં સાદાં અને પાછામાં પાછાં ટાઢક અનુભવે છે. આ જીવતા ઇતિહાસનું સ્મારક રચાય એવી રાનીપરજ સેવા સભાની તીવ્ર લાગણી કેટલાંય વર્ષોથી બહાર આવેલી. રાનીપરજ સેવા સભાએ એનો માનસનકશો દોરવા માંડેલો, તેણે નક્કર સ્વરૂપ પકડયું ૧૯૮૨ના વાલોડના સેવાદિને. તે વિશે સભાએ નારાયણભાઈ દેસાઈને જવાબદારી સુપરત કરી અને હોંશે હોંશે તેમણે એ સ્વીકારી.

કાગળ અને છાપકામની મોંઘારત જોતાં આ એક ભારે આર્થિક સાહસ હતું, છતાં આ એક ધર્મકાર્ય હોઈને તેની પ્રાથમિક જવાબદારી રાનીપરજ સેવાસભાની ભગિની સંસ્થા ગ્રામ સેવા સમાજે ઉપાડવી એવી મુ. ઝીણાભાઈની લાગણીને સમાજના પ્રમુખ શ્રી શિવપ્રસાદ ઉપાધ્યાયે આદેશ માની એ પડકારને ઝીલી લીધો. મુદ્રણ, સુશોભનની આખી મહેનત શ્રી મોહન પરીખે ઉપાડી લીધી. મુ. ઝીણાભાઈ, ભાઈશ્રી નારાયણભાઈ દેસાઈ અને શ્રી મોહનભાઈ પરીખની ત્રિપુટી શક્તિનો સરવાળો એટલે 'વેડછીનો વડલો.'

ભાઈ નારાયણભાઈ દેસાઈએ આ જવાબદારી લીધી ત્યારથી વેડછી પ્રદેશની તમામ શિક્ષણ સંસ્થાઓ, શિક્ષકો, સંચાલકો અને વિદ્યાર્થીઓના પ્રત્યક્ષ પરિચયમાંથી 'વડલાની' સામગ્રી ભેગી કરી વડવાઈઓનાં સિંચનમાં શ્રમભર્યો પુરુષાર્થ કર્યો છે. ભાઈ શિવપ્રસાદ ઉપાધ્યાયે તેનાં આર્થિક પાસાંનું ચિત્રકામ પૂરું કર્યું.

શ્રી મોહન પરીખે અને સુરુચિના તેમના સાથીઓએ દિવસરાત એક કરી મુદ્રણનું કામ પાર પાડયું! આમ વેડછી પરિવારના કંઈ કેટલાએ આ ધર્મઋણ ચૂકવ્યું તેની પ્રસન્નતા સાથે સહુને અભિનંદન.

'વેડછીનો વડલો' આજે લોકોને અર્પણ થયો છે તે આપણી લોકકલ્યાણની પ્રવૃત્તિઓનું વાહન બની આપણાં રચનાકાર્યનું જબરદસ્ત સ્મારક બન્યું છે. આપણી એ લીલીછમ વાડીના વાયરાઓ લ્હેરાતા રહો, લ્હેરાતા રહો.

ગણપતભાઈ કા. ગામીત.
પ્રમુખ, ગ્રામ સેવા સમાજ, વ્યારા

# ● અનુક્રમણિકા



आ ओकला मारे लाखनी तोले,
बापजी बापा!
आ मीठा मारे धाखनी तोले,
बापजी बापा!

काम ते ओनां जूजवां,
साज ते ओना जूजवा,
ओ ज अमारा खेलना भेरु,
बापजी गारा!
ओ ज अमारा मेळाना मेरु,
बापजी बापा!

ओ ज हास्य सुखमां,
ओ ज अश्रु दुःखमां,
पळे पळे मारा मावजी तोले,
बापजी बापा!
खूणे खूणे मारी दीवडी तोले,
बापजी बापा!

मनना मोंघा मोवडी तोले,
बापजी बापा!
आ ओकला मारे लाखनी तोले,
बापजी बापा!

મૂળ : રવીન્દ્રનાથ

અનુવાદ : જુગતરામ

'ચાલ ગારા વાલીડા ચાલ...
ચાલ જલદી ચાલ...
તને ખોળ ખવડાવું...
તને લીલું લીલું ઘાસ ખવડાવું...
તને તલ ગોળનું કચરિયું ખવડાવું...
તને સૂંઢિયાનો પૂળો ખવડાવું'...
પેલા ભાઈ તો કાકા સામે જોઈ જ રહ્યા.

## ૨ ઉત્તિષ્ઠત! જાગ્રત!

આશ્રમમાં સવારે પાંચ વાગ્યે થતી પ્રાર્થનામાં કાર્યકર્તાઓ બહુ ઓછા આવે. જુ. કાકાને આ ગમતું નહિ.
આશ્રમજીવનની ગુરુચાવીઓ પ્રેમથી અને સિદ્ધાંતથી સમજાવે. તેમ છતાં કેટલાકનું આળસ ખંખેરાતું નહિ.
હું સવારની પ્રાર્થનામાં લગભગ નિયમિત જતો. પરંતુ મોટા સમુદાયની શિથિલતાની તથા અન્ય પરિબળોની અસર મનેય સ્પર્શી, મારું પ્રાર્થનામાં જવાનું છૂટી ગયું.
જુ. કાકાની ચકોર આંખો આ જોઈ ગઈ.
આપણને ખબરેય ન પડે તે રીતે કાકા આવું કેટલુંક ઝીણું ઝીણું ઘણું જુએ.
એકવાર સવારે ફરતા ફરતા મારાં પત્નીને પૂછ્યું.
'લખાભાઈ આજકાલ માંદા છે શું?'
તેમણે જવાબ આપ્યો, 'ના'.
'પ્રાર્થનામાં આવતા નથી તેથી અમે તો એમ જ માન્યું.' કાકા બોલ્યા.
પૂ. જુ. કાકાની આવી મીઠી વ્યંગાત્મક અને આત્મીયતાવાળી ટકોરે મારું આળસ ખંખેર્યું.

## ૩ ધોળી ટોપીથી કાળાં કામ ન થાય.

પૂ. જુ. કાકા એક સભાના પ્રમુખ હતા. તે સભામાં ઘણા લોકો આવેલા હતા. ગરીબ લોકો કરતાં ખાદીની સફેદ ટોપી અને કફનીવાળા કહેવાતા ખેડૂતો વિશેષ હતા.
કાકાએ પોતાની લાક્ષણિક ઢબથી પ્રવચન શરૂ કર્યું. સૌથી પ્રથમ તેમણે ટોપીઓને નિશાન બનાવી અને કહ્યું:
'ભાઈઓ, તમે ખાદીનાં ઊજળાં કપડાં પહેરી પહેરીને બેઠા છો ખરા—પરંતુ તમે કમાઓ છો તેમાંથી ગરીબોને કેટલું આપો છો? તમારાં ખેતરોમાં જેઓ કાળી મજૂરી કરે છે, લોહીનો પરસેવો પાડે છે, ખળાંને ખળાં અનાજથી છલકાવી આપે છે, એવા હળપતિઓની ઝૂંપડીના દાંડાય કેમ બદલાતા નથી?
'આ માનવતા વિરુદ્ધનું છે.
'બાપુની ભેટ ખાદીની ટોપી આપણને અસમાનતા અને શોષણ દૂર કરવાનું સૂચવે છે. તમે બધા આ અંગે વિશેષ વિચારશો એવી મને શ્રદ્ધા છે.'

## ૪ વિજયમાં નમ્રતા

આશ્રમની પડખે જ આવેલા એક કસબામાં ભારે રસાકસીવાળી સરપંચની ચૂંટણી હતી. આ સમય એવો હતો કે જ્યારે નાની નાની ચૂંટણીઓના વિજયોમાં પણ દરેક પક્ષ વિજયના ભારે તોરમાં આવી જતા. આ ચૂંટણીમાં એક બાજુ દલિત અને વર્ષોથી કચડાયેલ પછાત લોકોનું અને નગરના ચાહકો તથા ઉદ્ધારકોનું જૂથ હતું. જ્યારે બીજી બાજુ ધનિક અને ઉજળિયાતોનું જૂથ હતું.
વિજયનું પરિણામ દલિતોના પક્ષે આવ્યું. ઉમેદવાર નવજુવાન હોઈ વિજયના આનંદ અને ઉત્સાહમાં મિત્ર મંડળ સાથે જુ. કાકાના આશીર્વાદ લેવા આવ્યા. સૌ ભારે ઉમંગમાં હતા.
'સૌથી દલિત સૌથી પતિત રંકનાં ઝૂંપડાં જ્યાં... ચરણ આપનાં ત્યાં વિરાજે.' આ ગીતના અનુવાદક કવિ જુ. કાકાએ શી વાત કરી?
'ભાઈ, હારજીત તો દિન-રાતના ચક્ર જેવી છે. આપણે આપણી નમ્રતા ન છોડવી. ઘરે પહોંચી સૌથી પહેલાં તમારા પરાજિત હરીફને પ્રણામ કરજો. અને તેઓ વડીલ હોઈ તેમના આશીર્વાદ માગજો.'
જુવાનિયાનો વિજય ગર્વ ઓગળી ગયો. નમ્રતા અને શાણી સલાહનો ગુરુમંત્ર વાગોળતા ઘર તરફ ઊપડ્યા.

## ૫ વજ્રથી કઠોર અને કુસુમથી કોમળ

રાજસ્થાન તરફનાં કેટલાંક ભિખારીઓ પોતાની આગવી ઢબથી ભીખ માંગતાં હોય છે. તેવી એક ભિખારણ બહેન આશ્રમમાં આવી પડી. પૂ. જુ. કાકાના નિવાસે ઓટલા ઉપર બરાબર બેઠક લીધી. સાથે નાનકડું બાળક હતું. પોતે તથા બાળક ભૂખ્યાં છે. દૂર દૂરથી પોતે આવે છે, વગેરે વાતો દયામણે મોઢે રજૂ કરી. કાકાનું દિલ માતા અને બાળક માટે દ્રવી ગયું. કાકાએ તેના કુટુંબ માટે માગણી મુજબ આશ્રમમાંથી પૂરતું અનાજ, લોટ વગેરે અપાવ્યું અને પ્રેમથી તેને વિદાય કરી.
ભીખ માગનારાંઓનાં આવાં ટોળાં પણ હોય છે. પેલી બહેને પોતાના ટોળામાં આ વાત કરી હશે કે શું? બીજે દિવસે ૭–૮ બહેનોની એક મંડળી સવારના પહોરમાં જ આશ્રમમાં આવી પહોંચી, બરાબર કાકાના નિવાસે જ અડિંગો લગાવ્યો. કેટલીક વારાફરતી કેટલીક સાથે, ભીખની ભલભલી કળા અજમાવવા માંડી. કાકાએ તેમને પ્રેમથી સ્વમાન અને મહેનતના રોટલાની વાતો સમજાવી. પરંતુ પેલી બહેનોને મન તો આ તો જાણે પથ્થર ઉપર પાણી!
કાકાએ તિરસ્કાર કર્યા વગર જીવનની સાદી વાતો સરળ ભાષામાં સમજાવી. વળી તે દરમિયાન તેમની ચકોર આંખોએ વાંચી લીધું કે, આ બહેનોને તો ભીખવામાં જ રસ છે. જીવન, મહેનત કે સ્વમાનની જરાપણ ફિકર નથી.
કાકાએ નમ્રપણે પરંતુ મક્કમતાથી કહી દીધું કે 'તમને આજે અહીંથી કશું જ નહિ મળે.' કાકા જરૂરી અને યોગ્ય વાત પૂરી કર્યા પછી પોતાના કામમાં પરોવાયા તે પરોવાયા જ. મંડળી લગભગ એક કલાક પોતાની કળા અજમાવી છેવટે ચાલી ગઈ.

## ૬ અશાશ્વત સંગ્રહ કોણ કરે રે

એકવાર રેંટિયાની માળ તૂટી ગઈ. તે માળ સાંધી શકાય તેમ ન હતી.
એટલે હું મારી પાસે નકામી પડી રહેલી રબરની બે માળ સાંધીને લઈ ગયો. એક રેંટિયા ઉપર ચઢાવી આપી. બીજી કાંતણના નાનકડા ડબ્બામાં મૂકતાં મેં કહ્યું:
'આ પણ ભલે અહીં રહેતી. તમને ક્યારેક કામ લાગશે.'

પુસ્તકોનું વાચન પણ પ્રાર્થનામાં થવા માંડ્યું.
રામાયણ વંચાય, ગીતા સમજાવાય અને દેશ વિદેશના સમાચારોની છણાવટ તો થતી જ હતી.
આમ આશ્રમ પરિવારને પણ આશ્રમી કેળવણીમાં જોડ્યો.

## ૧૨ વાંઝિયો ઉપદેશ નહિ આપું

એક વાર 'ગાંધી સ્મૃતિ મંદિર' કરાડીમાં 'ગાંધી વિદ્યાપીઠ'ના કામકાજ અંગે અગત્યની મીટિંગ હતી. 'ગાંધી વિદ્યાપીઠ' વેડછીમાં વિદ્યાર્થીઓમાં પ્રવર્તતી ઢીલાશ અને અશિસ્ત માટે ગંભીર વિચારો આ મીટિંગમાં ચર્ચાતા હતા.
એમાં ગુજરાતના લોકસેવક પૂ. બબલભાઈ મહેતા પણ આવ્યા હતા. બબલભાઈએ જુ. કાકાને વિદ્યાપીઠમાં થોડા દિવસ રહેવાનો પ્રસ્તાવ મૂક્યો. (કાકા સ્વરાજ આશ્રમ વેડછીમાં રહેતા હતા.) અને જણાવ્યું કે 'તમારી હાજરી અને સાન્નિધ્યથી ઘણો ફેર પડશે.'
કાકાએ કહ્યું: 'હું ત્યાં રહીને માત્ર ઉપદેશ ના આપી શકું. મારે તેમનાં રોજિંદાં કાર્યો—સફાઈ, ઉદ્યોગ વગેરેમાં સક્રિય ભાગ લેવો જોઈએ.'
બબલભાઈએ કહ્યું, 'તમારી સ્થિતિ જોતાં તમે કશું નહિ કરો તો પણ વિદ્યાર્થીઓના મનમાં કોઈ વિપરીત પ્રત્યાઘાત પડશે નહિ. તમારા જીવનથી સૌ પરિચિત છે. તમે તો આજ દિન સુધી ઘણું ઘણું કર્યું છે. કરતા રહ્યા છો. હવે તબિયત અને શરીર સંભાળવાનું છે ત્યારે આવા આગ્રહો જરા મોળા કરવા.'
કાકા એકના બે ન થયા તેઓ બોલ્યા:
'હું વાંઝિયો ઉપદેશ આપી ન શકું.'
આખરે સૌએ કાકાને 'ગાંધી વિદ્યાપીઠ'માં લઈ જવાનો આગ્રહ છોડ્યો.

## ૧૩ અનશન દ્વારા હૃદય પ્રવેશ

એકવાર કાકાના નિવાસમાંથી વીજળીનો ગોળો ગૂમ થયો. કોઈક વિદ્યાર્થીએ કાકાને વાત કરી કે તે અમુક વિદ્યાર્થી લઈ ગયો છે. કાકાએ એ વિદ્યાર્થીને બોલાવ્યો. વિદ્યાર્થી કબૂલ થયો નહિ.
વિદ્યાર્થી એક પ્રતિષ્ઠાવાન, સંસ્કાર-સંપન્ન, ત્યાગી અને સદ્ગુણી કાર્યકર્તાનો દીકરો હતો. સંસ્કાર અને શિક્ષણનું અમૂલું ભાથું મેળવવા તેમણે પોતાના દીકરાને વેડછી આશ્રમમાં મૂક્યો હતો. આ નિમિત્તે કાકાએ બે દિવસના ઉપવાસ રાખ્યા. કાકાની તબિયત અને ઉંમર જોતાં અમને સૌને ચિંતા થવા માંડી અને તેથી અમે સૌએ ભેગા મળી તેમને ઉપવાસ છોડવા વિનંતી કરી. પરંતુ તેમણે પોતાનો નિર્ણય ફેરવ્યો નહિ અને આશ્રમ પરિવારમાં પ્રવર્તતી અન્ય શિથિલતાઓ વિશે પણ મીઠી ટકોર કરી અને બોલ્યા:
'મારે માટે બે દિવસના ઉપવાસ ભારે નથી. વધુ ઉપવાસ કરવાનું મન તો થાય છે પણ તેમ કરું તો કીડી ઉપર કટક જેવું થાય.'
પેલા વિદ્યાર્થીને આ હૈયાની અપીલ અસર કરી ગઈ. તે જાતે આવી પૂ. જુ. કાકા પાસે આવી ભૂલનો એકરાર કરી ગયો અને ભવિષ્યમાં આવી ભૂલો ન કરવાનું પણ કહી ગયો.

## ૧૪ વિહંગ-સંગીત સાંભળો

મારો અને પૂ. કાકાનો નિવાસ સામસામે. વચ્ચે મેદાનમાં બોરસલ્લીનાં વૃક્ષો. રોજ સાંજે તેના ઉપર પક્ષીઓની મોટી જમાત જામે. કલરવથી વાતાવરણ ભરી દે. સાયં પ્રાર્થના પણ તે જ સ્થળે થાય. પ્રાર્થના ટાણે પક્ષીઓ પણ પોતાની ભાષામાં પ્રાર્થના કરતાં જ હોય.
આ અવાજો બંધ કરવા અમે કેટલાક જણે પક્ષીઓને ઉડાડવાની યોજના કરી. પ્રાર્થના પહેલાં આ યોજના આરંભી. તાળીઓ પાડી, મુઠ્ઠીમાં નાની રેતી લઈ પાંદડાં ઉપર નાખી પક્ષીઓને ગભરાવી ઉડાડવા માંડ્યાં. પણ પક્ષીઓ શેનાં ઊડે? એ પણ પોતાનો હક બરાબર જમાવીને બેઠેલાં.
પૂ. જુ. કાકા એ જોઈ ગયા. તેઓ બોલ્યા: 'ભાઈ! એને બેસવા દો. એ તો એનું ઘર છે. એ અવાજને તમારે અવાજ ન ગણવો. એ મધુર સંગીત સાંભળશો તો તમને આનંદ થશે.'

## ૧૫ ચરણ આપના ક્યાં વિરાજે?

આશ્રમના અધ્યાપન મંદિરમાંથી અભ્યાસ પૂરો કરી જનારી ટોળી દર વરસે સમૂહ છબી (ફોટો) પડાવે. કાકાને આ બધું ગમે નહિ છતાં વિદ્યાર્થીઓના પ્રેમ ખાતર સમૂહ છબીમાં બેસવાનું સ્વીકારે.
વળી વિદ્યાર્થીઓ પોતાના અંગત મિત્રોના નાના નાના ગ્રૂપમાં પણ ફોટા પડાવે. એવા નાના ગ્રૂપ ફોટા પડાવનાર કેટલાક વિદ્યાર્થીઓ પોતાની સાથે ફોટા માટે પૂ. જુ. કાકાને બોલાવવા ગયા.
કાકાએ સાફ ના પાડી દીધી. અને સમજાવ્યું: 'તમારા મોટા ગ્રૂપમાં તો હું બેઠો જ હતો ને?'
વળી હળપતિ છોકરાઓનેય પોતાની નાની ટોળી સાથે ફોટો પડાવવાની ઇચ્છા થઈ. પરંતુ તેમણે સંકલ્પ કર્યો કે પૂ. જુ. કાકા સાથે જ ફોટો પડાવવો છે. તે સંકલ્પ સાથે પૂ. કાકાને બોલાવવા ગયા.
સૌથી દલિત, સૌથી પીડિતોની સેવા કરનાર પૂ. કાકા મનોમન વિચાર કરી તરત તૈયાર થઈ ગયા.
હળપતિ છોકરાઓ ઘણા રાજી થયા.

## ૧૬ મતદાનની ફરજ ન ચૂકાય

૧૯૭૭માં લોકસભાની ચૂંટણીઓ હતી. જુ. કાકાના સાન્નિધ્યના એક પ્રેમી કાર્યકર્તા આ અરસામાં વેડછી આવીને રહ્યા હતા.
જુ. કાકાએ પેલા ભાઈને તેમનું નામ મતદાર યાદીમાં ક્યાં છે તે પૂછ્યું:
'મારા વતનમાં.' ભાઈએ જવાબ આપ્યો.
જુ. કાકાને ખબર પડી કે પેલા ભાઈએ મત આપ્યો નથી.
ચૂંટણીની તારીખ વીતી ગયા પછી કાકાએ તો પેલા ભાઈને જાહેર પ્રાર્થનામાં બરાબર ઠપકાર્યા:
'આ તો અરાષ્ટ્રીય માણસ છે. એમને પોતાના પવિત્ર મતનીયે કિંમત નથી. પોતાનો મત જ્યાં હોય ત્યાંથી આપવાની વ્યવસ્થા કરવાની એમની ફરજ હતી.
'તમને આ દિવસોમાં વેડછી આવવાનું હતું તો મતદાર યાદીના નિયમો જાણી લઈ તે પ્રમાણે પોતાનું નામ વેડછીની યાદીમાં ફેરવાવી લેવું જોઈતું હતું.'

### ૧૭ પીડ પરાઈ જાણે રે...

આશ્રમમાં પૂ. જુ. કાકાના નિવાસસ્થાનને ઓટલે એક ભાઈ નિરાશ વદને બેઠા હતા. કાકા કંઈક કામમાં હતા, જમવાનો સમય થતાં રસોડે જવા તેઓ બહાર નીકળ્યા. પેલા ભાઈને જોઈ પૂછવા લાગ્યા. 'કેમ ભાઈ શું કામ છે?' પેલા ભાઈ એકદમ જવાબ ન આપી શક્યા. પરંતુ કાકાને તેમના મુખ પરની રેખાઓ વાંચતાં વાર ન લાગી.

પેલા ભાઈ ગામના જ એક કુષ્ટ રોગી (રક્તપિત્તના રોગી) હતા. કુટુંબીજનોએ તેમને તિરસ્કૃત કરી ઘરમાંથી બહારો આપ્યો હતો. આ રોગ સમાજમાં ધિક્કારપાત્ર ગણાતો હોઈ તેમને ગામમાં પણ કોઈએ ખવડાવવાની લાગણી દર્શાવી ન હતી. પરિણામે તેઓ બે દિવસથી ભૂખ્યા જ હતા.

તેમની કરુણા નીતરતી વીતક કહાણી સાંભળી કાકાનું દિલ વ્યથિત બની ગયું. અમારા છાત્રાલયના ગૃહપતિને બોલાવી કહ્યું: 'આ ભાઈની જમવાની વ્યવસ્થા કરો. હું પણ તેઓને જમવાનું મળશે તે પછી જ જમીશ.'

કાકા ગાંદગીમાંથી ઊઠ્યા હોઈ તેમને પણ ભારે કકડીને ભૂખ લાગતી હતી. પરંતુ કુષ્ટ રોગી ભાઈની સહાનુભૂતિને લીધે કાકાની ભૂખ શમી ગઈ અને પોતે પેલા ભાઈને જમાડીને જ જમ્યા.

### ૧૮ અક્ષરની પસંદગી

'બાલવાડી' નામના તેમના પુસ્તકના પૂંઠા માટે એક ચિત્રકારે બાલકાંઓનું પ્રવૃત્તિમય સુંદર મજાનું ચિત્ર દોર્યું હતું.

મારે તેને અનુરૂપ અક્ષરોમાં 'બાલવાડી' નામ પૂંઠા માટે લખી આપવાનું હતું. પાંચ ૭ પ્રકારના મરોડ અને ડિઝાઈનવાળા અક્ષરોમાં મેં નામ લખી બતાવ્યાં.

બધા અક્ષરોનું રસદર્શન કરતાં કરતાં એક નામ પસંદ કરી જુ. કાકા બોલ્યા:

'આ અક્ષરો ચિત્રનાં આ ગોળમટોળ બાલકાંઓના ચિત્રની ગતિશીલ અને લયબદ્ધ રેખાઓ તથા વળાંક સાથે વધારે તાલ અને એકરૂપતા સાધે છે.'

### ૧૯ ડોલ કુ-કળાની પ્રતીક

આશ્રમ પરિવારનું સમૂહ ભોજન ગોઠવાયું હતું.

ગુજરાતના તે વખતના મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજભાઈ મહેતા પધારનાર હતા.

સમૂહ ભોજનની જગ્યા અમારો રમણીય, કલામય આમ્રકુંજ અને ગોનમહોરની ઘટાદાર છાયાવાળો સોહામણો 'રામાયણ ચોક' હતો. ભોજન સ્થળે વિશેષ કલા ન કરીએ તોપણ નભી જાય તેવું હતું. છતાં કલા શિક્ષકને નાતે મેં રાખ, ઈંટ, કોલસો તથા ફૂલપાનનાં રંગોનું સુશોભન કર્યું અને નકામી ડોળના છોડ ડોલમાં રોપી ચારે ખૂણે મૂક્યા.

જુ. કાકા ભોજન સ્થળે આવ્યા અને તેમની લાક્ષણિક શૈલીમાં બોલવા લાગ્યા:

'વાહ, ભાઈ! વાહ! આ તો બધું સરસ થયું છે.'

આમ કહેતાં કહેતાં પેલા ડોલવાળા ડોળના છોડ તરફ નજર જતાં બોલ્યા:

'આ ડોલ, ડોળના સુંદર કલાત્મક છોડ સાથે અને કુદરતી રંગોમાંથી પુરાયેલી સુંદર રંગોળી સાથે સુસંગત લાગતી નથી. ડોલ કુકળાના પ્રતીક જેવી લાગે છે.'

હું મૂંઝાયો. કાકાની આ કલાદૃષ્ટિ તરત મને સમજાઈ તો ગઈ. પરંતુ છેક છેલ્લી ઘડીએ શું કરવું?

બીજાને પામી જવાની અગાધ શક્તિ પણ તેઓમાં ઘણી વખત જોવા મળે. મારી મૂંઝવણ મુખ ઉપર વાંચી કાકાએ તરત રસ્તો બતાવ્યો:

'ડોળને ડોલમાંથી કાઢી જમીનમાં જ રોપી દો.'

તેમના માર્ગદર્શન પ્રમાણે કર્યા પછી હું પણ મનમાં ખૂબ હરખાયો અને કાકાની કલા વિષેની આ ઊંડી સમજને વાગોળવા લાગ્યો.

### ૨૦ અનોખા રસિયા

ગ્રહણ રાત્રે બે વાગ્યે શરૂ થવાનું હતું. ચંદ્રગ્રહણ જોવા માટે નક્કી થયા મુજબ વિદ્યાર્થીએ બે વાગ્યે ઘંટ માર્યો.

કોઈ કોઈ વિદ્યાર્થી ઠંડી અને ઊંઘના આક્રમણને કારણે જોયું ન જોયું કરી સૂઈ ગયા. પરંતુ કાકા તો રામાયણ ચોક વચ્ચે ટેબલ મૂકીને બરાબર ધારી ધારીને નિરાંતે અભ્યાસવૃત્તિથી જોતા બેઠા. ચંદ્રને પકડાતો પણ જોયો અને રાહુની પકડમાંથી છૂટતો પણ જોયો.

કંઈક નવું જાણવાની ઇચ્છાથી હું રાત્રે ૩-૦ વાગ્યે તેમની પાસે ગયો. ત્યારે તેઓ બોલતા હતા:

'કેમ ભાઈ, કોઈ ઊઠતા કેમ નથી?'

તેઓના સૂચનથી હું વિદ્યાર્થીઓને ઉઠાડવા ગયો. પરંતુ ચંદ્રને જેમ રાહુ ગળી ગયો હતો તેમ તેમને પણ નિદ્રાદેવી ગળી ગઈ હતી. કોઈ કોઈ ઊઠ્યા ન ઊઠ્યા થયું. કાકાનો શિક્ષક આત્મા અંદરથી દૂભાતો હતો:

'રે ભલા! શિક્ષણની—જ્ઞાન પ્રાપ્તિની આવી જીવંત પળે પણ ઊંઘો છો?' પરંતુ મારા જેવો એક વિદ્યાર્થી તેમને મળી ગયો. તેથી મને તે બધું સમજાવવા માંડ્યા. ગ્રહણકાળ દરમિયાન આકાશમાં નક્ષત્રો અમાસની રાત્રિની જેમ પૂર્ણ પ્રકાશિત દેખાતાં હતાં. નક્ષત્રો, તારાઓ, રાશિઓ વગેરેની સમજ તેમ જ કથાઓ કહી. બરાબર ૪-૦૦ વાગ્યે 'ચાલો, થોડું સૂઈએ, પછી પાછા ઊઠીશું' એમ કહી છૂટા પડ્યા.

આ ૯૦ વરસના જુવાન ડોસાની પ્રચંડ જિજ્ઞાસાવૃત્તિના વિચારે મને તો ઊંઘવા ન દીધો. જ્ઞાનપિપાસુ કેવો હોય તેનું જીવંત ઉદાહરણ હૃદયમાં જડાઈ ગયું.

કેટલાયે જુવાન અને પ્રૌઢ માણસો નવું કંઈક જોવાનું હોય ત્યારે બોલે છે, 'એમાં શું જોવું? એવું બધું જોઈ જોઈને જૂનું કર્યું. અમારે માટે એ નવું નથી.'

આવા મનના વૃદ્ધો સાથે ઉપરના પ્રસંગની સરખામણી કરતાં મને થતું, પૂ. કાકાએ ચંદ્રગ્રહણ નહિ જોયું હોય? એમને માટે આ નવું હતું? છતાં તેમણે ૯૦ વર્ષની પાકી ઉંમરે ઊંઘ આરામનો ભોગ આપ્યો અને ગ્રહણ જોવાનો આનંદ માણ્યો.

### ૨૧ મારે પ્રદર્શન કરવું છે

સભાના સંવાહકોએ વ્યવસ્થાપીઠ જાડા ગોદડાની અને સાંકડી બનાવી હતી.

સભાનો પ્રારંભ થતાં પૂ. કાકાએ તો રેંટિયો કાઢી કાંતવાની તજવીજ કરવા માંડી. બેઠક ઉપર રેંટિયો બરાબર ગોઠવાય નહિ. એટલે કાંતતાં ફાવે નહિ.

કાકાની ગડમથલ જોઈ વ્યવસ્થાપક ભાઈ ત્યાં દોડી આવ્યા. તેમણે કહ્યું:

'નીચે બધું ગોઠવી આપું?'

પરંતુ કાકાએ ઉપર બેસવાનો આગ્રહ રાખ્યો. જોકે તેમને મન નીચે ઉપર સરખું જ હતું. બધા બોલ્યા:

'ઉપર તમને ફાવશે નહિ.'

આખરે કાકાના મનમાં જે પદાર્થપાઠ માટે વિચારો ઘોળાયા કરતા હતા તે કાકાએ વ્યક્ત કર્યા:

'ભાઈ! મારે રેંટિયો કાંતવો તો છે જ પરંતુ તેનું પ્રદર્શન પણ કરવું છે!'

□ લખાભાઈ મકવાણા

## ૨ બિલિપત્ર

શિબિર-સંમેલનોનો તો આજની દુનિયામાં પાર નથી, પણ સુરત જિલ્લા ઉત્તર બુનિયાદી વિદ્યાલય સંઘ દર વર્ષે ગોકુલાષ્ટમીના દિવસોમાં ઉત્તર બુનિયાદી વિદ્યાલયોના શિક્ષકો માટે જે શિબિર-સંમેલન યોજે છે તે વિશિષ્ટ ભાત પાડે છે. નઈ તાલીમનું ચિત્ર જોનારાઓ જો ઇચ્છે તો આવા સંમેલનમાંથી નવીન દૃષ્ટિ મેળવી શકે ખરા.

૧૯૭૧ના ઓગસ્ટ માસમાં તેવું એક શિબિર-સંમેલન વ્યારા તાલુકાના ઉત્તર બુનિયાદી વિદ્યાલય, ડોલવણમાં યોજાયું. અભિક્રમિક અભ્યાસક્રમ, ઉદ્યોગ શિક્ષણની સફળતા, પરીક્ષાપરિણામ સુધારણા આદિ વિષયો ઉપર જૂથવાર તેમ જ સમૂહમાં ૧૫૦ શિક્ષક-શિક્ષિકા ભાઈબહેનોએ ચર્ચાવિચારણા કરી. પૂરા ત્રણ દિવસ ગુજરાતના આજીવન કેળવણીકાર પૂ. જુગતરામ દવેએ હાજર રહી ભાથું પીરસ્યું.

જવા ટાણે યજમાન સંસ્થાના કાર્યકરોને પૂ. જુ. કાકા (જુગતરામ દવે) કહે: 'મને નિવાસ આપેલો ત્યાં મેં પાછળના ઓટલા પર એક કૂતરી બેઠેલી જોઈ. આપણને—માણસોને થાય છે તેવું જલોદર જેવું કંઈક તેને થયું લાગે છે. તે બિચારી દુઃખથી પીડાતી હશે. માટે કોઈ પશુ-ચિકિત્સક પાસે તેની યોગ્ય દવા કરાવજો.'

પૂ. જુ. કાકાની વાતથી મને 'શાકુન્તલ' યાદ આવ્યું: કણ્વાશ્રમ-માંથી પતિગૃહે જતી શકુન્તલા કહે છે, 'ગર્ભને લીધે ધીરી ચાલતી મૃગવધુની નિર્વિઘ્ને પ્રસૂતિ થાય ત્યારે મને વધામણાં આપવા કોઈને મોકલજો.'

વર્ષો પહેલાં વેડછી આશ્રમમાં વાંઝણી ગાયને નાથીને હળે જોતર-નાર બ્રાહ્મણ (!)—આદિવાસી બનેલ બ્રાહ્મણ જુ. કાકાને લોકોએ નિર્દયી, ઘાતકી, પાપી વગેરે વિશેષણોથી નવાજ્યા હશે! લોકોનો ઉગ્ર વિરોધ તેમને સહન કરવો પડ્યો હશે, પણ પ્રસ્તુત પ્રસંગ પૂ. જુ. કાકા પ્રાણીમાત્ર પ્રત્યે કેટલું વાત્સલ્ય રાખે છે, તે દર્શાવવા પૂરતો છે.

* *

૧૯૫૬નો ઓગસ્ટ માસ. ભૂદાન-યજ્ઞની ભેરી વાગતી હતી.

જુ. કાકા સાથે મારે પણ અઠવાડિયું ગામડાંઓમાં ભૂદાન-પ્રચારાર્થે ફરવાનું થયું.

વ્યારાથી નીકળ્યા ચાલતા—પૂર્વમાં કાટકુઈ ગામે પહોંચવાનું. તે દિવસોમાં સારા રસ્તાઓ તો હતા જ નહિ ને આ તો ભૂદાનનું કામ. પેદલ જ જવાનું હોય ને?

રસ્તામાં નાનાં નદી-કોતરો આવે. ચોમાસાને લીધે પાણી વધારે હોય. એક જગ્યાએ નાની નદી પાર કરતા હતા ત્યાં સામે ગ્રામજનો પણ લેવા આવેલા. પૂ. જુ. કાકાના પગમાં જોડા. તે કાઢીને જાતે ઊંચકીને નદીમાં ઉતરવા માંડ્યા. બે ત્રણ ભાઈઓએ જુ. કાકા પાસેથી જોડા લેવા માટે ખૂબ માગણી કરી—કહો કે મીઠો ઝઘડો કર્યો—પણ આ તો જુ. કાકા હતા! તેઓ બીજા પાસે પોતાના જોડા ઊંચકાવે? તેમણે કહ્યું: 'ભાઈઓ એ જમાના તો ગયા. હવે કોઈના જોડા ઊંચકશો નહિ.'

ઘણાં વર્ષો પછી એમની પ્રગટ થયેલ આત્મકથા વાંચી ત્યારે જાણ્યું કે અંગ્રેજ અમલ દરમિયાન તાપી નદી પાર કરતી વખતે અમલ-દારો પોતાના પેન્ટ-બૂટ-પાઘડી ન જાય ને બૂટ પગમાંથી કાઢવા ન પડે (આળસ ને મદ પણ!) તે માટે ગામડાના વેઠિયા જેવા માણસોની કાંધ પર બેસી જતા હતા.

ઉપરનો અમલદારશાહીનો પ્રસંગ વાંચ્યો ત્યારે પૂ. જુ. કાકાની વાત સ્મરણે ચઢી ને બૂટ ઉંચકાવનારાઓનો પણ જમાનો હતો. (આજેય હશે ક્યાંક?) તે વાત સમજાઈ.

* *

પૂ. જુ. કાકાની બે વાતો મને ખૂબ જ આકર્ષક લાગી છે. એક આકાશ નીચે ખુલ્લામાં સૂવું. અને બીજું હમેશાં ઠંડા પાણીએ જ સ્નાન કરવું. આ વાતો લાગે છે સામાન્ય પણ આચરણમાં મૂકવા જતાં તો કેટલી બધી અઘરી બની જાય છે! પણ જુ. કાકા એટલે તો જુ. કાકા જ. એમને આ બધું સહજ-સાધ્ય બની જાય.

૧૯૭૬ના ડિસેમ્બરમાં ગુજરાત રાજ્યની ત્રીજી સહકારી પરિષદ વનાંચલ, પંચોળ (તા. વ્યારા)ની સંસ્થામાં યોજાઈ. તે વખતે પરિષદના પ્રમુખ સ્થાને પૂ. જુ. કાકા એમનું પ્રવચન છપાયેલું હતું. તે વાંચવાનું તેમણે શરૂ કર્યું. શરદી ઉધરસ અને કંઈક તાવને લીધે તેમનું ગળું બેસી ગયેલું—સ્પષ્ટ ઉચ્ચાર થઈ શકતા નહોતા. તેથી બધાંના આગ્રહથી શ્રી પ્રબોધભાઈ જોશીએ કહ્યું: કાકા તમારું છપાયેલું પ્રવચન હું વાંચી જાઉં પછી તમારે વધારે કહેવું હોય તે કહેજો. કાકાએ બધાને સંભળાય તેમ માઈક પર જ કહી દીધું: 'મારું ગળું કામ કરતું—બોલતું તદ્દન જ બંધ પડી જાય પછી તમે બોલજો. ત્યાં સુધી તો હું જ વાંચીશ.' કેવી અર્થગંભીર વાણી!

એ જ દિવસે પંચોળની પ્રાથમિક શાળાના મકાનનું ઉદ્ઘાટન. શાળાની બાળાઓએ સંસ્કાર કાર્યક્રમ રજૂ કર્યો, પણ બધી બાળાઓનાં કપડાં ખાદીનાં નહોતાં. પૂ. જુ. કાકાએ કહ્યું: 'શાળા નાપાસ, શિક્ષકો નાપાસ અને ગામ પણ નાપાસ. આ ગાંધીનું ગામ છે, એમાં તો ખાદીનાં જ કપડાં હોવાં જોઈએ. તો જ ગાંધીનું નામ આપણે ઊજળું રાખીશું.'

વનાંચલ પંચોળની બાળાઓએ સંસ્થાને દરવાજે પાંચ ભરેલાં બેડાંઓથી સ્વાગત કર્યું. પાછા વળતા બેડાંવાળી બહેનોના રિવન

જોઈને કહે : 'પ્રબોધ, આ હજી ખાદીનાં નથી આવ્યાં—એ પણ ખાદીનાં જ હોવાં જોઈએ.'

□ કનુસિંહ ચૌધરી

## ૩ અમારા પાડોશી ક્ષેત્રના સેવક

મારા જીવન પર જે અનેક મહાન વ્યક્તિઓની છાપ પડી છે તેમાંના એક પૂ. જુગતરામભાઈ છે. જુગતરામભાઈની આદિવાસી-સેવાની મારા પર વિશેષ છાપ પડી છે.

તેમના સંપર્કમાં આવ્યાને લગભગ ૫૮ વર્ષ થયાં. અને ૧૯૨૦ના ડિસેમ્બર મહિનાના અંતમાં નાગપૂરમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું હતું. હું આ અધિવેશનમાં પ્રેક્ષક તરીકે હાજર હતો. તા. ૨૫ ડિસેમ્બરે બ્રિટિશ-સરકાર સાથે અસહકાર કરવાનો સુપ્રસિદ્ધ ઠરાવ મહાત્મા ગાંધીની પ્રેરણાથી મંજૂર થયો હતો. તે જ દિવસે રાત્રે લગભગ ૮ વાગ્યે હું ગાંધીજીને પહેલી વાર મળ્યો. ગાંધીજીથી પરિચિત એવા મારા એક મિત્રે મારો પરિચય તેમને કરાવ્યો, અને કહ્યું, બાલુભાઈ આપના સાબરમતી આશ્રમમાં રહેવા ઇચ્છે છે, આપ પરવાનગી આપો એવી વિનંતિ છે. ગાંધીજીએ થોડો વિચાર કરી મને પરવાનગી આપી.

ગાંધીજી સાથે મારી આ પહેલી મુલાકાત કોંગ્રેસના સ્વાગત-સમિતિએ તેમને માટે બનાવેલા નિવાસ-સ્થાનમાં (ઝૂંપડીમાં) થઈ. તે વખતે ત્યાં પૂ. શ્રી કાકાસાહેબ કાલેલકર અને જુગતરામભાઈ, સાબરમતી આશ્રમના બે સભ્યો—પણ બેઠા હતા. એમનાં નામ તો હું પહેલેથી જ જાણતો હતો. આ પ્રસંગે એમને પ્રત્યક્ષ જોયા અને મળ્યો.

૧ જાનેવારી ૧૯૨૧ના દિવસે, હું સાબરમતી આશ્રમમાં દાખલ થયો. ત્યાં સર્વશ્રી પૂ. જુગતરામભાઈ, કાકાસાહેબ, કિશોરલાલભાઈ મશ્રુવાલા, નરહરિભાઈ પરીખ, અપ્પાસાહેબ પટવર્ધન વગેરે હતા. આશ્રમના સભ્યોનાં છોકરા છોકરીઓના શિક્ષણ માટે ગાંધીજીએ એક આદર્શ રાષ્ટ્રીયશાળા સ્થાપન કરી હતી. તેમાં આ બધા વિદ્વાનો શિક્ષક તરીકે કામ કરતા હતા. આ બધાનું જીવન અને તેમનું કાર્ય જોઈને હું આશ્ચર્યમુગ્ધ થઈ ગયો.

તે વખતે આશ્રમમાં 'મધપૂડો' નામનું એક હસ્તલિખિત નીકળતું હતું. તેમાં શ્રી જુગતરામભાઈ અને પ્રભુદાસ ગાંધીના લેખો આવતા, તે મને ગમતા.

એવી રીતે આશ્રમજીવનમાં હું રમમાણ થતો હતો ત્યારે મહારાષ્ટ્રના ધુળે જિલ્લાના આગેવાનોએ—હું આ જિલ્લાનો રહીશ હોવાથી—મને એક સવિસ્તર પત્ર લખ્યો કે 'તમે જિલ્લામાં રહી લોકોની સેવા કરો તો સારું.'

આ પત્રે મને મૂંઝવણમાં મૂકી દીધો. એક તરફ આશ્રમી જીવનનું આકર્ષણ અને બીજી તરફ જિલ્લાની સેવા કરવાનું નૈસર્ગિક કર્તવ્ય —એ બેમાંથી કોને મહત્ત્વ આપવું એવું મંથન મારા મનમાં કેટલાક દિવસ ચાલ્યું. પરિણામે જિલ્લાની સેવા કરવાનો મેં નિર્ણય લીધો. તેથી આશ્રમમાં રહેવાની મને પણ ત્રણ માહના જ તક મળી.

મેં આશ્રમ છોડ્યો, લગભગ તે જ અરસામાં એવી જ ત્રણ ઘટનાઓ બની. તેનો પણ અહીં ઉલ્લેખ કરવો જરૂરી છે:

આદરણીય અને સુપ્રસિદ્ધ શ્રી જમનાલાલ બજાજે વર્ધામાં આશ્રમ ખોલવા માટે એક માણસની માગણી ગાંધીજીને કરી. ગાંધીજીએ બધી પરિસ્થિતિનો વિચાર કરી અંતે પૂ. વિનોબાજીને ત્યાં મોકલ્યા.

શ્રી અપ્પાસાહેબ પટવર્ધન, રત્નાગિરિ જિલ્લાના રહીશ હતા. તેઓ રત્નાગિરિ જિલ્લાની સેવા કરવા ત્યાં રવાના થયા.

પૂ. શ્રી જુગતરામભાઈ અને નરહરિભાઈ, સુરત જિલ્લાની સેવા કરવા ગયા. જિલ્લાની સેવા કરતા કરતા જુગતરામભાઈનું લક્ષ્ય, ત્યાંના આદિવાસી લોકોની હીન-દીન પરિસ્થિતિ તરફ ગયું, અને તેમણે આ લોકોની સેવા માટે જ પોતાનું જીવન અર્પણ કરવાનો નિશ્ચય કર્યો.

મારા જિલ્લામાં આવ્યા પછી હું ગાંધીજીએ સૂચવેલાં રચનાત્મક કામો કરવા લાગ્યો. હિંદુ-મુસ્લિમ ઐક્ય, અસ્પૃશ્યતા નિવારણ, લોકોની મુશ્કેલીઓનું નિવારણ કરવું, કોંગ્રેસ સમિતિઓની સ્થાપના કરવી વગેરે વગેરે અનેક કામો કરવા લાગ્યો.

આ બધાં કામો કરતાં કરતાં, જિલ્લો ખાદી-કાર્ય માટે વધારે અનુકૂલ છે, એવું ધ્યાનમાં આવ્યું, કારણ ત્યાં કપાસ મોટા પ્રમાણમાં થાય છે. આજથી લગભગ પચાસ વર્ષ પહેલાં ગામડાંની સ્ત્રીઓ ફુરસદને વખતે ચરખા પર સૂતર કાંતતી હતી. ગામડાંના મહાર (હરિજન) વણકર, આ સૂતર વણી આપતા હતા. આ પરિસ્થિતિનું પુનઃજીવન કરવાનું મેં ઠરાવ્યું. ખમીસ અને કોટ માટે ખાદી, ખાદીના ટુવાલ, પંચિયાં, ધોતિયાં, ખેસ, ચાદરો વગેરે તૈયાર થવા લાગ્યાં. આ બધું કામ ઠીક ચાલ્યું. પણ એમાં એક મુશ્કેલી આવી. જે વણકરો હતા, એમને પોતાની થોડી ખેતી પણ હતી. ખેતીની મોસમમાં એ લોકો વણાટકામ છોડીને ખેતી કરતા, તેથી તે દરમિયાન ખાદીનું વણાટકામ બંધ પડતું.

૧૯૨૭ના મધ્યમાં અમે ગાંધીજીને જિલ્લાની મુલાકાત લેવા આમંત્રણ આપ્યું. જિલ્લાનાં કેટલાંક વિશેષ સ્થાનો તેમણે જોયાં. પછી અમે તેમને ખાદીકામની આ મુશ્કેલી જણાવી ત્યારે તેમણે મને અને મારા સાથી કાર્યકર્તા શ્રી શંકર વિનાયક ઠકારને ભારતમાં ચાલતાં મુખ્ય ખાદી કેન્દ્રો જોવાનો આદેશ આપ્યો. તે પ્રમાણે અમે આંધ્ર, તામિલનાડુ, બંગાલ, ઉત્તર પ્રદેશ અને રાજસ્થાનનાં કેંદ્રો જોઈને ગુજરાતમાં જુગતરામભાઈનું ખાદી કાર્ય જોયું.

અમારા સદ્ભાગ્યે તે જ વખતે જુગતરામભાઈએ ગાંધીજીના પ્રમુખપણા નીચે સુરત જિલ્લાના આદિવાસી-રાનીપરજ-સ્વાવલંબી સ્ત્રીપુરુષોનું એક સંમેલન ભર્યું હતું. એ સંમેલનનું દૃશ્ય ઘણું ભવ્ય હતું.

હજારેક વસ્ત્રસ્વાવલંબી સ્ત્રીપુરુષો છોકરા-છોકરીઓ પોતાનો ચરખો લઈ સૂતર કાંતતાં હતાં. બધાંને હારબંધ ગોઠવવામાં આવ્યાં હતા. એ પંક્તિઓ વચ્ચે વ્યાસપીઠ પર ગાંધીજીને બેસાડ્યા હતા. એ વખતે કાર્યનો ખ્યાલ આપતું નિવેદન વંચાયું.

આ સંમેલનમાં જ જુગતરામભાઈએ લખેલી આદિવાસી-જીવનનું ચિત્ર ખેંચનારી અને આદિવાસીઓએ ભજવેલી એક 'નાટિકા' બતાવવામાં આવી. આ નાટિકાનું નામ હતું 'આંધળાનું ગાડું.' આ નાટિકા જોઈને બધાં પ્રસન્ન થયાં.

આ સંમેલનના અંતરાં ભાષણ કરતાં ગાંધીજીએ જુગતરામભાઈ, તેમના સાથીઓ અને આદિવાસી ભાઈ-બહેનોની પ્રશંસા કરી અને

તેમને ધન્યવાદ આપ્યા. 'આંબળાનું ગાડું' વિશે ગાંધીજીએ સ્વીન્દ્ર વિનોદમાં કહ્યું કે 'જુગતરામભાઈ એક "ગામડિયો કવિ" છે.'

જુગતરામભાઈ 'ગામડિયો' નહિ પણ એક સારા નાગર પ્રૌઢ કવિ છે, એટલું જ નહિ પણ તે સારા લેખક પણ છે. તેમણે 'આત્મરચના' વગેરે અનેક પુસ્તકો લખ્યાં છે. 'વટવૃક્ષ' નામનું માસિક પણ તે ચલાવે છે.

વસ્ત્રસ્વાવલંબી આદિવાસીઓનું આ સંમેલન જોઈને હું ઘણો પ્રભાવિત થયો. મારા મનમાં વિચાર આવ્યો કે મારા જિલ્લામાં પણ લગભગ ૪-૫ હજાર આદિવાસી ભીલ-સમાજ છે. તે સમાજમાં આવી પ્રવૃત્તિ શરૂ કરવી જોઈએ, અને તે પ્રમાણે મેં કામ શરૂ કરી દીધું.

આ કામ કરતાં કરતાં ઘણી મુશ્કેલીઓ આવી. તેનો ઉલ્લેખ અહીં નથી કરતો, પરંતુ કાર્ય પરિણામે ફલદ્રૂપ થયું

અંતમાં જ્યારે પહેલી કોંગ્રેસ-સરકાર બની ત્યારે તેના અર્થમંત્રી શ્રી વૈકુંઠરાય મહેતાએ જિલ્લે જિલ્લે સર્વોદય કેન્દ્રો સ્થાપન કર્યાં. તે વખતે ધુળે જિલ્લાના કેન્દ્રના 'સંચાલક' તરીકે મારી નિમણૂક થઈ.

ધુળે જિલ્લો, સુરત જિલ્લાનો પડોસી જિલ્લો છે. સુરત જિલ્લાનો પૂર્વ ભાગ અને ધુળે જિલ્લાનો પશ્ચિમ ભાગ એ બન્ને નજીક નજીક છે અને એ ભાગોમાં જ આદિવાસીની વસ્તી છે. તેથી બન્ને જિલ્લાને અનુકૂલ પડે એવું 'ખાંડબારા' ક્ષેત્ર મેં કેન્દ્ર માટે પસંદ કર્યું.

આ કેન્દ્રમાંની આદિવાસીઓની ૫૦-૬૦ પ્રાથમિક શાળાઓમાં મેં ચરખા-ખાદીનું કાર્ય ઉપાડ્યું અને સૂતર કાંતવા સુધીની બધી ક્રિયાઓ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને અને શિક્ષકોને શીખવી. સેંકડો છોકરા છોકરીઓ સૂતર કાંતતાં શીખી ગયાં. તે સૂતર વણવાની વ્યવસ્થા પણ કરવામાં આવી, અને ઘણાં છોકરા છોકરીઓ અને થોડા પુરુષો વસ્ત્રસ્વાવલંબી બન્યા.

આ કાર્ય ઉપરાંત ખાંડબારામાં છોકરા છોકરીઓનાં બે અલગ અલગ છાત્રાલયો સ્થાપવામાં આવ્યાં. બળદથી ચાલતી તેલ ઘાણી અને હાથેથી ડાંગર (ચોખા) છડવાનું કામ, શરૂ કરવામાં આવ્યું. સુધરેલાં ઓજારો વડે સુધરેલી પદ્ધતિની ખેતી કેવી રીતે કરવી એનું પ્રાત્યક્ષિક પણ કેન્દ્રમાં બતાવવામાં આવતું. આદિવાસીઓનો સર્વાંગીણ વિકાસ કેવી રીતે થઈ શકે એની વિગતો પણ તેમને સમજાવવામાં આવતી.

આ કેન્દ્રમાં લગભગ ૧૦ વર્ષ મેં કામ કર્યું. આ દસ વર્ષમાં હું બે ત્રણ વખત વેડછી ગયો હતો. ત્યાંનું આશ્રમી જીવન, આદિવાસી છાત્રાલયો, ત્યાંની શિસ્ત, ત્યાંના સંડાસ અને તેમની સફાઈ મને જોવા મળી. એ બધી પ્રવૃત્તિઓના પ્રેરક જુગતરામભાઈને મળતો ત્યારે ઘણું જાણવાનું અને શીખવાનું મળતું.

વેડછી આશ્રમ તરફથી મઢીમાં આદિવાસી-કન્યાવિદ્યાલય અને છાત્રાલય ચાલે છે. તેનું સંચાલન કુમારી અન્નપૂર્ણાબહેન કરતાં. જુગતરામભાઈના એક નિષ્ઠાવાન સાથી શ્રી ચૂનીભાઈ સાંકળેશ્વર મહેતા હતા. એમની કન્યા અન્નપૂર્ણાનું જીવન અને કાર્ય આદર્શરૂપ છે. તેમની મૂક પરંતુ પ્રભાવી સેવા જોઈને એવું કાર્ય કેવી રીતે કરવું એનો સારો ખ્યાલ આવે છે.

વેડછી અને મઢી આશ્રમમાંથી અત્યાર સુધીમાં સેંકડો આદિવાસી ભાઈઓ અને બહેનો, કાર્યકર્તા તરીકે તૈયાર થઈ આદિવાસી ક્ષેત્રમાં જ કામ કરી રહ્યાં છે.

જેમ હું વેડછી જતો તેમ ચૂનીભાઈ પણ આદિવાસી કાર્યકર્તાઓને લઈને ખાંડબારા કેન્દ્રમાં આવતા, ત્યાંનું કામ જોતા અને કાર્યના અનુભવોની અને વિચારોની આપ-લે ચાલતી.

જુગતરામભાઈ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. તેમને બાળકો માટે ઘણો પ્રેમ છે, તેમણે અનેક બાલવાડીઓ ચાલુ કરી છે. એટલું જ નહિ, વેડછીમાં તેમણે ગાંધી વિદ્યાપીઠ પણ સ્થાપી છે.

જુગતરામભાઈ, કાર્યકર્તાઓનું એક પ્રેરણા-સ્થાન છે. 'પરમેશ્વર તેમને શતાયુષી કરે અને તેમની સેવાનો લાભ જનતાને અધિકાધિક મળતો રહે' એવી પરમેશ્વરના ચરણે મારી પ્રાર્થના છે.

□ બાલુભાઈ મહેતા

## ૪ આદિ-વત્સલ આત્માને અમે સમજીશું?

સન ૧૯૪૭માં સ્વરાજ્ય મળ્યું. એ સાથે જ અમારો વેડછી આશ્રમ ધમધમી ઊઠયો. ખૂબ ઉત્સાહ અને આનંદ હતો. અમે નાનાં નાનાં છોકરાંઓ તાનમાં આવી ગયેલાં. આશ્રમમાં મોટા મોટા નેતાઓ આવ જા કરે એમાં અમને બહુ રસ નહિ, પરંતુ આશ્રમની એકેએક પ્રવૃત્તિઓમાં ખૂબ રસ પડતો. ભણવું, રમવું, કામ કરવું અને નાચવું. કોંકવાર પૂ. જુગતરામકાકા પણ અમારી સાથે નાચવામાં ભળતા. ખૂબ આનંદમાં આવી જતા ત્યારે નવું ગીત રચીને ગવડાવતા. કોઈકવાર રવીન્દ્રનાથ ટાગોરનાં ગીતોનો અનુવાદ કરતા અને ગવડાવતા જાય. અમારી વાનરસેનાને તો એમાં જ વધારે રસ!

એક દિવસ પૂ. જુગતરામકાકા મારે ઘરે આવ્યા. હું ઓટલા પર બેઠી હતી. આવીને મારું કાંડું પકડયું. મૂછમાં હસતા હસતા બોલ્યા, "આટલું પાતળું શરીર ન ચાલે. આટલી બધી તું સુકલકડી કેમ? મારી સાથે રસોડે જમે તો જાડી થઈ જાય.' બીજે દિવસથી પૂ. જુગતરામકાકાની સાથે હું જોડાઈ. તે દિવસે ગોકુળ રસોડે જમવાનું હતું. બાફેલું શાક, રોટલા, દૂધ ખાવાની મઝા પડી. આમ ઘંટ વાગે અને થાળી લઈને જમવા જતી. આ ક્રમ થોડો વખત ચાલ્યો અને ક્યારે અટક્યો તે આજે યાદ નથી.

મારા પિતાજી નાના ખેડૂતના દીકરા. ભાઈઓમાં સૌથી નાના હોવાને નાતે એમને ભાગે તો ઢોર ચારવાનું જ આવેલું. એઓ નિશાળનું પગથિયું પણ ચઢયા નથી. સન ૧૯૨૪ની આસપાસ વેડછી આશ્રમની શરૂઆત થઈ તે અરસામાં પૂ. ચૂનીભાઈ મહેતા અને ચીમનભાઈ ભટ્ટની સેવા કરતા કરતા અક્ષરજ્ઞાન મેળવ્યું હતું. પૂ. જુગતરામકાકાની સરદારી હેઠળ આદિવાસી વિકાસનાં રચનાત્મક કામો એમણે કર્યાં અને પોતાના જીવનનો વિકાસ પણ કર્યો.

બાર-તેર વર્ષની ઉંમરે મેં અને મારા ભાઈએ ફાઈનલની પરીક્ષા આપી. ગ્રામશાળામાં અમારા શિક્ષકો શ્રી નારાયણભાઈ દેસાઈ અને મોહનભાઈ પરીખ નઈ તાલીમ શિક્ષણના પ્રયોગો કરતા હતા તેમાં અમે બરોબરના ડૂબી ગયા હતા. આ પ્રયોગો વાલીઓને નવા લાગતા પરંતુ અમને સૌને આનંદ હતો. જીવનવિકાસના

બધા પાઠ ચોવીસે કલાક ચાલતી આ શાળા પાસેથી અમે લઈ રહ્યા હતા.

સ્વ. નારાયણભાઈ દેસાઈ અને મોહનભાઈ પરીખે એમનું પહેલું કર્મક્ષેત્ર વેડછી જ બનાવ્યું એની પાછળનું કારણ પણ કદાચ જુગતરામકાકા જ હશે ને? બીજું કારણ અમે તો નહિ હોઈએ? એવી કલ્પના આજે મને આવે છે.

સાતમા ધોરણ પછી ક્યાં ભણવું એવો એક સવાલ આવ્યો. મારા ગુરુઓની ઇચ્છા હું સેવાગ્રામ જાઉં એવી હતી અને મારી ઇચ્છા નડિયાદ જવાની હતી. અમે વહેંચાયાં, ભાઈ સેવાગ્રામ ગયો અને હું હઠ લઈને નડિયાદ ગઈ. પૂ. જુગતરામકાકાનું મારા પર વાત્સલ્ય હોવાથી એમણે લવાજમનો પહેલો હપતો ભરી પિતાને આર્થિક બોજામાંથી ચિંતામુક્ત કર્યા. ઉપરાંત કાર્યકરની દીકરીના નાતે મફતમાં ભણવાની સગવડ કરાવી આપી.

ગૂજરાત વિદ્યાપીઠમાં છેલ્લા વરસના અંતે મેં પૂ. જુગતરામકાકાના માર્ગદર્શન હેઠળ 'ગણોતિયાઓની આર્થિક-સામાજિક સ્થિતિ' અંગે નિબંધ લખ્યો. એમને ગમ્યો, હું રાજી થઈ, ધન્ય થઈ.

અભ્યાસ પછી જ્યારે હું કામ પર જોડાઈ ત્યારે એમના મનમાં થોડું દુઃખ થયું. પણ કોઈ દિવસ એમણે મને ઠપકો આપ્યો નથી. જ્યારે જ્યારે મળું ત્યારે પૂછે કે અહીં ક્યારે આવવું છે? એનો જવાબ હું હસીને ટાળી જાઉં. છેલ્લાં પાંચેક વર્ષથી એ પૂછવાનું બંધ કર્યું. પણ એનો અર્થ એ નથી કે એમને નથી ગમ્યું. એમને તો હું જ્યાં છું ત્યાં સંતોષ જ છે.

અઢાર વર્ષ પહેલાં મારાં લગ્ન થયાં. લગ્ન આંતરજ્ઞાતીય હોવાને કારણે તેઓ ખૂબ ખુશ હતા. નાત-જાતના વાડા તૂટવા જ જોઈએ એ મતના તેઓ હતા. એમણે લગ્નમાં ખૂબ રસ લીધો. પરિસ્થિતિ એવી હતી કે મારા સસરાજી કેમે કર્યા સમજે જ નહિ. જુગતરામકાકા કહે, 'ચાલ આપણે બંને જણા જઈને સમજાવી આવીએ.' મારા બાપુજી પણ હિંમત ન કરી શક્યા. છેવટે પૂ. કાકાની હાજરીમાં મારાં લગ્ન થયાં અને નાત-જાતના વાડા તોડવાની હિંમત સૌને મળી.

આદિવાસી વિકાસના ક્ષેત્રે અનેકવિધ પ્રવૃત્તિઓમાં જોડાયા હોવા છતાં અમ સરખા નાના કાર્યકરોને એમણે જે દિલથી ચાહ્યા છે એવા સંત તો વિરલ જ મળે!

આજે પણ મારા બાબા સાથે મળવાનું થાય છે ત્યારે એના ભણતરની વિગત જાણી ખુશ થાય છે. આવા કર્મયોગી સંત મેં તો એમના સિવાય જોયા નથી. નહિતર જંગલ વિસ્તારમાં ઠેર ઠેર વેરવિખેર ઝૂંપડાંમાં વસેલી આદિવાસી પ્રજા વચ્ચે એ હોત કેવી રીતે? દીવો ધીમે ધીમે બળી પ્રકાશ આપ્યા કરે છે તેવી જ ગતિ એમની છે. અમારો સમાજ એ સંત વિભૂતિને કેટલું સમજી શકતા હશે? મેં સંશોધન તો નથી કર્યું, પણ મને કોઈ કોઈ વાર લાગે છે, એમના આત્માને પામવાની જે શક્તિ જોઈએ એ અમે સૌ મેળવી શક્યાં નથી.

ભૌતિક સમૃદ્ધિની પાછળ રહેલા સમગ્ર માનવસમાજની અસર હેઠળ અમે પણ સૌ છીએ તેથી આવા આદિવત્સલ આત્માને અમે બહુ નહિ સમજી શકીએ.

□ અરુણા ર. પટેલ

## ૫ ગ્રામ-બાળ કેળવણીકાર

આજે એ વાતને લગભગ પચાસ વર્ષ થયાં. બાળ શિક્ષણના પ્રણેતા શ્રી ગિજુભાઈએ ભાવનગરમાં દક્ષિણામૂર્તિ સંસ્થા દ્વારા બાળ શિક્ષણના પ્રયોગો આદર્યા હતા. સને ૧૯૨૫–૨૬માં પ્રથમ અધ્યાપન મંદિરમાં અમે મોન્ટીસોરી પદ્ધતિની તાલીમ લેવા ગયા હતા.

સંગીતના ઓરડામાં આગળ બાળકો અને પાછળ અધ્યાપન મંદિરનાં ભાઈબહેનો બેઠાં હતાં. સામે સહેજ ઊંચી વ્યાસપીઠ ઉપર ગિજુભાઈની બાજુમાં એક અતિથિ બેઠેલા. ગિજુભાઈએ તેમનો ટૂંકો પરિચય આપતાં કહ્યું: 'આપણે ત્યાં એક એવા મહેમાન આવ્યા છે જે ગાંધી બાપુના ભક્ત છે. દલિતવર્ગના ભેરુ છે. બાળકોના દોસ્ત છે અને મારા પરમ મિત્ર છે. તેઓ કવિ અને લેખક છે. આજે તેમણે આપણું ગીત રચ્યું છે. સાંભળો:'

ઘડીભર શાંતિ પ્રસરી રહી. અમે એ અનોખા અતિથિને એકીટશે નીરખી રહ્યા. ગિજુભાઈ જેવી જ મોટી કાળી મૂછો, એવું જ બાલસદૃશ નિર્દોષ હાસ્ય, એવી જ પ્રેમાળ આંખો, બેઠાઘાટનું મજબૂત ઘાટીલું શરીર. જોતાંવેંત હૈયામાં વસી જાય એવી મનોહર શ્યામસુંદર મૂર્તિ!

ગીત શરૂ થયું:

બાલમંદિર બાલમંદિરિયું
અમારું સુંદર સોહાય, વહાલું મારું બાલમંદિરિયું.
ટેકરીને શિખરે મંદિર અમારું
દેશની જાણે ધજાય, વહાલું મારું બાલમંદિરિયું.
સવારે સૂરજ સોનલા રે વેરતા
સાંજે ગુલાબ ઢોળી જાય, વહાલું મારું બાલમંદિરિયું.

દિલરૂબાના મીઠા સૂર અને તબલાની થાપ સાથે ગીત બીજી વાર શરૂ થયું ત્યારે બાળકોએ તે હોંશભેર ઝીલી લીધું.

એ જમાનામાં બાળકો માટે ધૂળી નિશાળો હતી. સ્લેટ પાટી ઉપર ધૂળ નાંખીને લાકડાની લેખણથી એકડા ઘૂંટાવતા. મહેતાજીને મહિને બે રૂપિયાનો પગાર મળતો. 'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ' એવાં ગીતો બાળકો પાસે ગવડાવતા. એ જમાનામાં 'બાળકોને કોઈ મારશો મા'. 'બાળકોને બીવડાવશો મા' એવા મંત્ર બાળશિક્ષણ પ્રણેતાએ આપ્યા. ગાંધી યુગમાં જીવનના દરેક ક્ષેત્રમાં ક્રાંતિ થઈ. યરોડાનું કારાગાર 'યરોડા મંદિર' બન્યું, તેમ ધૂળી નિશાળ 'બાલમંદિર' બની. બાલ શિક્ષણના ક્ષેત્રમાં ગિજુભાઈ અને જુગતરામભાઈ 'બાળકોના ગાંધી' બન્યા.

બાળકોને માટે બાળપોથી હતી તેમાં 'બા ચા પા' અને 'ના ભઃ મધ ખા' એવાં વાક્યો લખાતાં તેને બદલે 'ચાલણગાડી'ની રચના થઈ. ચાલણગાડીના રચનાર હતા ગિજુભાઈ અને જુગતરામ. તેવી જ રીતે 'મોટીબહેન'—'ભેરુ' એમ બાલ પુસ્તકો તૈયાર થવા લાગ્યાં.

ગિજુભાઈનું ટેકરી ઉપરનું બાલમંદિર અને ત્યાંનાં મોન્ટીસોરી પદ્ધતિનાં સાધનો બહુ મોંઘાં હતાં. શ્રીમંતો જ એનો લાભ લઈ શકે એવી સ્થિતિ હતી. ગિજુભાઈ પોતે ટેકરી ઉપરથી ઊતરીને નીચે વાલાવાડીમાં જતા. વાડીના ખેડૂતનાં બાળકોને ગીતો અને

વાર્તાઓ સંભળાવતા. પણ પછાતવર્ગ અને ગ્રામ પ્રજાનાં બાળકો સુધી એને કોણ લઈ જાય?
એ કામ જુગતરામભાઈએ કર્યું. તેમણે બાલવાડીઓ કરી. બાળકો અને તેનાં માબાપો પાસે જીવન દ્વારા એ મહાન સિદ્ધાંતોને તેઓ લઈ ગયા.

ઉપનિષદના મંત્રોને જીવનમાં વણી લઈને વનવાસીઓના જીવનમાં સદાચારની ભાવના ફેલાવી. તેની સાથોસાથ મોન્ટીસોરી પદ્ધતિના સિદ્ધાંતોને આધારરૂપ ગણી આદિવાસીઓનાં ઝૂંપડાઓમાં તેનો પ્રવેશ કરાવ્યો.

દર વરસે ભરાતા બાલવાડી શિબિરો દ્વારા બાલશિક્ષણને ગુજરાતને ગામડે ગામડે ફેલાવી દીધું. 'બાલવાડી' ઉપર પ્રમાણભૂત ગ્રંથ પણ રચ્યો. સ્વરાજ આશ્રમ વેડછીમાં પચાસ-પંચાવન વર્ષથી આસનબદ્ધ બનીને પ્રજાજીવનમાં ઓતપ્રોત બનેલા જુગતરામભાઈએ અનેક સેવા સંસ્થાઓ અને સેવકો તૈયાર કર્યા અને તેની મારફત આખા પ્રદેશની કાયાપલટ કરી.

બાલશિક્ષણને પોતાનું જીવન અર્પણ કરનારાં પૂ. તારાબહેન મોડક એકવાર વેડછીની મુલાકાતે ગયાં હતાં. શ્રી. તારાબહેને થાણા જિલ્લાના બોરડી ગામે ગ્રામ બાલશિક્ષણ કેન્દ્ર સ્થાપ્યું હતું. અને ત્યાં તેઓ બાલવાડીના પ્રયોગ કરી રહ્યાં હતાં. હું પણ તેમની સાથે કામ કરતો હતો. અમે જુગતરામભાઈના બાલવાડીના પ્રયોગો જોવા ગયાં હતાં. તારાબહેન, ગિજુભાઈની સાથે દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં કામ કરતાં હતાં. બાલઅધ્યાપન મંદિર, શિક્ષણ પત્રિકા, બાલસાહિત્ય નિર્માણ, નૂતન બાલશિક્ષણ સંઘ વગેરે દરેક કામમાં ગિજુભાઈનાં તેઓ જીવનસાથી હતાં.

પૂ. જુગતરામભાઈના બાલવાડીના પ્રયોગો જોઈને તારાબહેનના હૃદયમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા:

'બાલશિક્ષણને ગ્રામપ્રદેશમાં લઈ જવાનું ગિજુભાઈનું સ્વપ્ન જુગતરામભાઈએ સિદ્ધ કર્યું છે.'

બોરડીની બાલવાડી ત્યાંથી પાંચ-છ માઈલ દૂર કોસબાડમાં તારાબહેન લઈ ગયાં. ત્યાં 'અખિલ ભારતીય બાલવાડી પરિષદ' કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે ભરવામાં આવી હતી. એ પ્રસંગે કાકાસાહેબે કહેલું, 'આદિવાસી જેવા પછાત પ્રદેશમાં બાલશિક્ષણને પહોંચાડવાનું ભગીરથ કાર્ય ગિજુભાઈનાં બે સમર્થ સાથીઓ તારાબહેન મોડક અને જુગતરામભાઈ દવેએ કર્યું છે. રાષ્ટ્રના સર્વાંગીણ વિકાસમાં એમનો આ એક મહત્ત્વનો ફાળો ગણાશે.' એકવાર જુગતરામકાકા બોરડી ગ્રામ બાલશિક્ષાકેન્દ્રમાં અતિથિવિશેષ તરીકે આવ્યા હતા. બાલશિક્ષણ સંમેલનના તેઓ પ્રમુખ હતા. બાલશિક્ષણની ત્રિમૂર્તિ સમા હતા: ગિજુભાઈ, તારાબહેન અને જુગતરામભાઈ!

સમૂહભોજન પૂરું થયું. અમારા ભોજન મંત્રીએ કાકાને કહેલું, 'આપ થાળીઓ રહેવા દો' તરત જ કાકા તેમના હંમેશના મધુર હાસ્ય સાથે બોલ્યા: 'અમારા શેઠ પાસે તમે ઉટકાવશો ને?' ભોજનમંત્રી બહેન કાંઈ જ સમજ્યાં નહિ. તેમણે મારા સામું જોયું. મેં તેમને સમજાવ્યું, 'કાકા કહે છે કે તમે વાસણ માંજનાર બાઈ પાસે ઉટકાવશો ને? કાકા આદિવાસીઓના સેવક છે.' એ સાંભળીને તરત જ એ બહેને હર્ષપૂર્વક કાકાના હાથમાંથી થાળી લેવાનો પ્રયત્ન કરતાં કહ્યું, 'જી ના. અમે પોતે સાફ કરીશું.' તો પણ કાકાએ થાળી ન આપી. તેમણે અમને બીજો પાઠ આપ્યો. 'આવાં શિબિરો અને સંમેલનોમાં જ નહિ પણ દરેક સંસ્થાઓમાં પણ તેના સંચાલકોએ, વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓની જેમ જાતે જ વાસણ સાફ કરવાનો આગ્રહ રાખવો જોઈએ.'

આમ પૂ. જુગતરામકાકાનું જીવન, ગાંધીજીના એકનિષ્ઠ સાથી તરીકે જીવનના દરેક ક્ષેત્રમાં ઉદાહરણરૂપ છે.

ફિનિક્સ આશ્રમથી શરૂ કરીને નોઆખલીના શ્રીરામપુરની એકલયાત્રા પર્યંત બાપુના જીવનમાં જે સત્યનિષ્ઠા, નિર્ભયતા, પ્રમાણિકતા, જાતમહેનત, નમ્રતા વગેરે ગુણોનું દર્શન થતું હતું. એ જ દર્શન પૂ. જુગતરામકાકાના સદાજાગ્રત એવા પ્રભુપરાયણ સમર્પિત જીવનમાં થાય છે અને તેમાંથી નિત્ય નૂતન પ્રેરણા મળે છે.

□ રામનારાયણ ના. પાઠક

## ૬ આ પ્રદેશના ધ્રુવતારક

સ્વરાજ્ય મળ્યા પછી ગામડાની પ્રજાએ તેનો શો ઉપયોગ કરવો તેની તાલાવેલી હતી. તેની સૂઝ મેળવવા કામ કરતી એવી એક સંસ્થા રાનીપરજ સેવાસભા. વેડછી પ્રદેશે અગાઉ હાથ ધરેલ, દારૂબંધી, ભજનમંડળીઓ, ખાદીકામ, રેંટિયાકતાઈ, સફાઈકામ વગેરે ગામેગામ ચાલતી પ્રવૃત્તિઓ લોકો સામે જાહેર થઈ ચૂકી હતી. એ જ સંસ્થાએ ગામે ગામના સેવાભાવી કાર્યકરોનો સંપર્ક મેળવી રચનાત્મક કામગીરીમાં લાગી જવાનું ધ્યાન દોર્યું.

પાટી ગામના એવા એક કનુભાઈ રાયલાભાઈ ચૌધરી વેડછી આશ્રમમાં જુગતરામભાઈના સાન્નિધ્યમાં રહી એક આદર્શ સક્રિય કાર્યકર બન્યા હતા. તેમણે પોતાના ગામની જ સેવા હાથમાં લેવાનું કામ સ્વીકાર્યું. સને ૧૯૪૮ની સાલમાં પાટી ગામે ગામલોકોનો સાથ સહકાર મેળવી ગામની વચ્ચે એક નાનું સરખું મકાન તૈયાર કરી ૧૦૦ રેંટિયાથી ખાદી કામ વિકસાવવાનું ચાલુ કર્યું. તે સમયમાં ગ્રામઉદ્યોગ સમિતિ ભલાડાએ આ કામમાં પૂરો સાથ આપી રેંટિયા સહાય, સાળ સહાય વગેરે મદદથી એ વણાટસાળો પણ આપેલ. તે વખતના ખાદી ભક્ત શ્રી ચૂનીભાઈ મહેતાનો પૂરેપૂરો સાથ હતો અને આ પ્રદેશના લોકોને ખાદીકામમાં પૂરેપૂરા સાંકળી લીધા હતા. આ નાની સરખી પ્રવૃત્તિમાં લોકોનો સાથ એકાગ્રતામાં રહ્યો.

૧૯૪૮–૪૯માં ગુજરાતમાં મહારાષ્ટ્ર સાથે દ્વિભાષી રાજ્ય બનતાં સરકારે શાહુકારોના પંજામાંથી મુક્ત થવા સહકારી ધિરાણ મંડળીઓની સ્થાપના અમલમાં મૂકી. તે કામ અહીંના કાર્યકરોએ સ્વીકારી લીધું અને ૧૫ સભ્યોથી શેર ભંડોળ ઊભું કરી એક ૧૭ ગામની મંડળી ઊભી કરી ધિરાણ મેળવવાનું કામ ચાલુ કર્યું જેથી શાહુકારોના પંજામાંથી લોકો ધીરે ધીરે છૂટતા રહ્યા. કનુભાઈ ચૌધરીએ આ મંડળી ચલાવવા હિંમત કરી, મંત્રીપદે રહ્યા. પ્રમુખ તરીકે તે વખતના અગ્રણી કાર્યકર શ્રી છગનભાઈ ઢેડાભાઈએ સેવા આપી હતી. દ્વિભાષી રાજ્ય પ્રજામાં વધારે જાગૃતિ લાવવા લાકડાના વેપારમાં શોષણ કરતા લાકડાના વેપારીઓને દૂર કરવા

સહકારી કાયદામાંથી પેટાકાયદાઓ બનાવી વેપારનું કામ લોકોના હાથમાં મૂકવાનું ધ્યાન દોર્યું. અહીંના કાર્યકર્તાઓએ આ વાત આજુબાજુના લોકોને સમજાવી તેથી જંગલ કામદારોની એક સહકારી મંડળી પણ બનાવી દીધી. પહેલા વર્ષે એક કૂપ જંગલ ખાતાએ આપ્યો. આ કામ સરકારશ્રી સેવાભાવી સંસ્થાના પ્રમાણપત્રથી જ આપતી તેથી આવાં કામો જુગતરામભાઈ સેવાભાવી સેવકોને ધ્યાનમાં રાખી જવાબદારીનું કામ અપાવતા.

ખાદીકામ ચાલુ રહ્યું. ધિરાણ મંડળીનું કામ આગળ પડતું થતું રહ્યું. અને મંડળીએ ગ્રાહક ભંડાર પણ ચાલુ કર્યો. પાછળથી જંગલ કામદાર મંડળી થવાથી રચનાત્મક કામગીરીમાં રોકાયેલા કાર્યકર્તાઓ કામની જવાબદારી સ્વીકારી સંસ્થાનાં કામોમાં સંકળાયેલા રહ્યા.

નાની મોટી દરેક કામ કરતી સંસ્થાઓ લોકશાહી ઢબે ચાલે છે કે કેમ, એની ઝીણવટભરી દેખરેખ જુગતરામકાકા રાખતા અને તે વખતે વેડછી પ્રદેશે ધ્યાન દોરવામાં જે કાળજી રાખી હતી તેથી તો ગામડે ગામડે સંસ્થાના કાર્યકરો તૈયાર થતા રહ્યા.

સંસ્થામાં કાર્યનો વધારો થતો રહ્યો. એટલે તે વખતના શ્રી કનુભાઈ ચૌધરીએ સેવા મંડળીનું કામ હાથ પર રાખવાનું તથા જંગલ કામદાર સહકારી મંડળીનું કામકાજ શ્રી ઉખેડભાઈ રવલાભાઈ તથા શિવપ્રસાદ રા. ઉપાધ્યાય એમણે સંયુક્ત રીતે વિકસાવ્યું. મંડળીને નફો થતાં મંડળીની આવકમાંથી સભાસદોને નઈ તાલીમની દિશા મળી રહે તે માટે કાર્યકરોમાંથી શ્રી નારણભાઈ કા. પટેલને રોકી ભજન મંડળીઓ ચલાવવી, પ્રાર્થના, સફાઈ વગેરેનું કામ સોંપ્યું. આમ સમય જતાં કરંજખેડ ગામે જંગલના મધ્ય એરિયામાં એક નાનકડો આશ્રમ સ્થાપ્યો. જેમાં સભાસદોના ૨૫ છોકરાઓની મહાદેવ કુમાર છાત્રાલયની સંસ્થા બનાવી શિક્ષણનું કામ હાથ પર લીધું. ગામડાના નાના છોકરાઓ સમૂહ જીવન જીવતા શીખ્યા. આ બધી પ્રવૃત્તિઓની સાથે સાથે તાલુકામાં સેવા આપી રહેલા શ્રી ઝીણાભાઈ દરજીએ અમારી સંસ્થાઓને પૂરક થવા હિંમતમાં વધારો કર્યો. આથી ગણોતધારાનો કરેલો સરકારનો કાયદો ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે સમજાવી જમીનદારોના કબજામાંથી સ્વાવલંબી ખેડૂત બનાવવા હિંમત બતાવી. લોકો જમીનદારોના પંજામાંથી મુક્ત થયા. તેમના બાળકોને શાળાએ મોકલવાની સૂઝ મળી. શિક્ષણ સંસ્થાઓની જરૂર પડી. છાત્રાલયમાંથી આશ્રમશાળાઓ, ઉ. બુ. શાળા, તાલુકાની વિવિધલક્ષી શાળા અને એ જ પ્રદેશમાં નઈ તાલીમની વિદ્યાપીઠની પણ સ્થાપના થઈ ચૂકી છે.

ગામડે ગામડે શાળાઓ, આશ્રમશાળાઓ, ઉ. બુ. વિવિધલક્ષી શાળાથી માંડીને ગામડાં શિક્ષણથી આગળ પડતાં દેખાઈ આવ્યાં. જિલ્લાના ગમે તે ભાગમાં ગાંધીમેળા જેવા આદર્શ ભાવના વ્યક્ત કરતા મેળાઓની પરંપરા ચાલુ થઈ. લોકોને ગાંધી માર્ગે વળવાની સૂઝ મળતી રહી. આમ જુગતરામભાઈ આ પ્રજાના જ એક અદ્ભુત સેવક રૂપે રહ્યા અને આ જમાનાના, આ પ્રદેશના ખરેખર મહાત્મા સમાન ધ્રુવતારક રહ્યા છે.

□ નારણભાઈ કાનજીભાઈ પટેલ

## ૭ વાડ અને વેલા : પ્રેમ અને સેવા

એક ગાંધીમેળામાં ધોત્રેજી પ્રમુખ હતા. તેમણે ભાષણમાં ગાંધી ફિલસૂફી શું તે સમજાવતો એક પ્રસંગ કહ્યો. એક દિવસ ફિલસૂફીના એક પરદેશી પ્રાધ્યાપક ગાંધીજી પાસે આવ્યા. તેમણે દુનિયાની ફિલસૂફીનો અભ્યાસ કરેલો. તેમણે એ બધી ફિલસૂફી શું છે તેની વાત ગાંધીજી આગળ કરી અને છેલ્લે સવાલ પૂછ્યો, 'ગાંધીજી તમારી ફિલસૂફી શું છે?' ગાંધીજીએ કહ્યું કે, 'ભાઈ, તારા જેવો ફિલસૂફીનો અભ્યાસી મારા આશ્રમમાં છે. એ તને એનો જવાબ આપી શકે.' અને એમણે વિનોબાજી સાથે એમની મુલાકાત ગોઠવી આપી. આશ્રમવાસીઓને ગાંધીજીની ફિલસૂફી શું છે તે જાણવાની જિજ્ઞાસા જાગી. મુલાકાત વખતે તે બધાં પણ ત્યાં બેઠાં. પ્રાધ્યાપકે વિનોબાજીને પણ બધી ફિલસૂફી અંગે વાત કરી અને છેલ્લે પેલો સવાલ કર્યો, 'ગાંધીજીની ફિલસૂફી શી?'

વિનોબાજી એક આસને, એક ચિત્તે એમની વાતો સાંભળી રહ્યા હતા. હવે એમણે એમની આંખો પ્રાધ્યાપક તરફ માંડી અને ધીરગંભીર અવાજે બે શબ્દો બોલ્યા : 'LOVE AND SERVICE.' પ્રેમ અને સેવા. મુલાકાત પૂરી થઈ.

જુગતરામભાઈ વેડછીમાં બેઠા. પ્રદેશના આદિવાસીઓને પ્રેમ કર્યો. અને એમની સેવા કરી, આજે એમનો વડલો ખૂબ વ્યાપ્યો છે. એમને પગલે પગલે ઠેર ઠેર આશ્રમો થયા છે. તે ત્યાંની પ્રજાને પ્રેમ અને સેવા આપવાને માટે, અને તે પણ 'તારો ઉદ્ધાર તું જ કર' એ ન્યાયે આદિવાસી દ્વારા જ આદિવાસીની સેવા સારુ. ગાંધી વિદ્યાપીઠનું ઉદ્ઘાટન ડૉ. ઝાકીરહુસેન સાહેબે કર્યું. તેમના ભાષણમાં એમણે ખાસ ઉલ્લેખ કર્યો, કે ગાંધીજી પાસે રાષ્ટ્રના અનેક સેવાપરાયણ લોકો આવ્યા. સૌને તેમની રુચિ મુજબ દેશસેવાનાં વિવિધ કામોમાં ખીલવા દીધા. તેવું જ કામ જુગતરામભાઈએ વેડછી પ્રદેશમાં કર્યું છે.

છેલ્લાં કેટલાંક વર્ષથી જુગતરામભાઈનો જન્મ દિવસ 'સેવાદિન' તરીકે ઉજવવાનું શરૂ કર્યું છે. એવા એક દિને એમણે કહ્યું, 'ભાઈ, મેં તો માત્ર "વાડ"નું કામ કર્યું છે. વાડ વેલાને એને ફાવે તેમ ઊંચે ચઢવા અને ફેલાવા માટે આધાર આપે તેમ તમે જે કોઈ અહીં આવ્યા તેમને મેં તો ટેકો માત્ર આપ્યો છે.' ખરે જ, નહિ ઉપદેશ, નહિ હુકમ, નહિ નિયમ કે નહિ ધારાધોરણ. બસ વેડછી આશ્રમનું જીવન એમાં સૌ આવે; ભળે; એના રંગે રંગાય, શક્તિ મુજબ ખીલે; પ્રદેશમાં ફેલાય અને સૂઝ પ્રમાણે સેવા કરે. એમાંથી મોટો વડલો ફેલાયો.

બાપુ આશ્રમ ધંટોલી જંગલમાં ઊંડાણના ભાગમાં હતો. એક દિવસ અમે કેટલાક કાર્યકરો જુગતરામભાઈ સાથે ત્યાંથી પંદરેક કિલોમીટર દૂર વધુ ઊંડાણના ગામ તારાપોર ગયા. આજે ત્યાં 'બાબા આશ્રમ'નું ઉદ્ઘાટન થવાનું હતું. વેરવિખેર ઝૂંપડાંઓથી વસેલું તારાપોર ગામ. અમે એક મોટા ઝૂંપડા પાસે પહોંચ્યા. ઘાસ ભરવાના એના માળિયા પર નિસરણી વડે ચડયા. માળિયું સાફ સૂતરું કર્યું હતું. લીંપીગૂંપી શણગાર કર્યો હતો. ભીંત ફરતે પતરાંની બેઠક હતી. વચ્ચે આસન પાથર્યાં હતાં. અમે આસન પર બેઠા. સામે વીસેક વિદ્યાર્થીઓ બેઠા. અમારી સાથે અઢાર વર્ષનો એક યુવાન બેઠો. વેડછી આશ્રમમાં ઉત્તર બુનિયાદી ભણી ત્યાં જ અધ્યાપન મંદિરમાં શિક્ષક-તાલીમ લીધેલી. તે 'બાબા

આશ્રમશાળા'નો ગૃહપતિ, શિક્ષક, આચાર્ય અને સંચાલક. ઝૂંપડાની બાજુમાં પજારી પાડી ત્રણ પથરા મૂકી રસોડું ઊભું કરેલું, ત્રણ ચાર તપેલાં અને પાંચસાત અનાજના ડબ્બા ગોઠવેલા. આ હતી જુગતરામભાઈના વડલાના વિસ્તારની પ્રક્રિયા, કાર્યકર્તા નિર્માણ કરવાની પદ્ધતિ.

હું વેડછી આશ્રમમાં આવ્યો. પ્રથમ વર્ષે અધ્યાપન મંદિરમાં કામ કર્યું. ઉત્તર બુનિયાદીમાં વિદ્યાર્થીઓ–શિક્ષકોને ખેતરમાં કામ કરતા જોતો. મને એ ગમતું, બીજે વર્ષે મેં ઉત્તર બુનિયાદીમાં કામ કરવાની માગણી કરી. જુગતરામભાઈએ મંજૂરી આપી, મને ખેતીની જવાબદારી સોંપી દીધી. વિદ્યાર્થી સાથે કામ કરતાં કરતાં ખેતીની આવડત અને એ અંગેનું જ્ઞાન વિજ્ઞાન મેળવી દીધાં. કામ જ્ઞાનનું માધ્યમ છે એની પ્રતીતિ કરી. ત્યાર પછીનાં વર્ષોમાં કોઈ પણ નવા કામની જવાબદારી હું વિશ્વાસપૂર્વક સ્વીકારી લેતાં શીખ્યો. આત્મવિશ્વાસની ખીલવણી એ જ નઈ તાલીમ. જુગતરામભાઈએ આ રીતે કેટલાંયને તૈયાર કર્યાં!

વર્ષો પછી જ્યારે વિચારું છું ત્યારે મનમાં પ્રશ્ન થાય છે કે જુગતરામભાઈએ મને ખેતીની જવાબદારી કયા આધારે સોંપી હશે? ખેતીના મારા અનુભવ અને જ્ઞાન અંગે એ અજાણ ન હતા. ઈસ્માઈલભાઈ નાગોરીની એક પુસ્તિકા 'વાડી પરના વ્હાલાં'ની પ્રસ્તાવનામાં એમણે ઉલ્લેખ કર્યો છે, 'મગ અને મરી વચ્ચેનો ભેદ ન સમજનાર વેડછી આશ્રમની ખેતી સંભાળે છે.' કામ કરનાર પર પૂરો વિશ્વાસ મૂકી એને વિકસવા દેવો. વેલાને વધવા માટેનો માત્ર આધાર આપવો. એ રીતે એમણે અનેક કાર્યકર્તાઓ તૈયાર કર્યા.

તે વખતે આશ્રમમાં લીલાં શાકભાજી વાલોડની બજારમાંથી આવતાં. તે આશ્રમની જમીનમાં પેદા કરવાની અમને જુગતરામભાઈએ પ્રેરણા આપી. અમે અમલ કર્યો. પછી ગોળ પણ આશ્રમમાં જ બનાવી લેવાનો ઉત્સાહ જાગ્યો. એક દિવસ ઉમરા ગામે જઈ ગોળ બનાવવાની પ્રક્રિયા હું જોઈ આવ્યો. રાજુભાઈએ ભઠ્ઠીનો પ્લાન વાંચી સ્થાનિક કડિયા નાથુભાઈ પાસે ભઠ્ઠી ચણાવી એક સાથીની મદદથી ગોળ બનાવવાનો કાર્યક્રમ શરૂ કર્યો. પ્રથમ દિવસે જ ભઠ્ઠી તૂટી ગઈ. જેમ તેમ કરી કામ પૂરું કર્યું. ગોળ હલકી કોટિનો થયો. અને બજાર ભાવ કરતાં બમણી કિંમતનો પડ્યો. આશ્રમના સંચાલક મંડળમાં ચર્ચા ચાલી. જુગતરામભાઈ કહે, 'ભાઈ, આ તો શિક્ષણ છે.' બસ અમને હિંમત આવી અને ચાનક ચડી. બીજે વરસે અનુભવીની સહાયથી નવી ભઠ્ઠી ચણાવી અને સફળ રીતે ગોળ પકવ્યો. અલબત્ત તે વખતે જુગતરામભાઈએ ન તો આગલા વર્ષની અમારી નિષ્ફળતાની યાદ આપી, ન તો અમને કોઈ સલાહ સૂચન કર્યાં.

ત્યાર પછી તો ઘણા નવજવાનો સાથે મારે કામ કરવાના પ્રસંગો આવ્યા કર્યા છે. નવજવાનને કામ સોંપતી વખતે મનમાં થતો દગદગો અને કામ કરતાં એની થતી ભૂલો પ્રત્યે અકળામણ ઘણી વાર વિચારના વમળે ચડાવે છે. હજી આજેય ચડાવે છે. ત્યારે જુગતરામભાઈ નજર સામે આવે છે. ડાંગથી તે ઉચ્છલ નિઝર સુધી અનેક નવજવાનો પોતપોતાની મરજીનાં કામ કરે રાખે અને જુગતરામભાઈ એને ટેકો આપતા રહે ત્યારે વ્યક્તિમાં એમણે મૂકેલો વિશ્વાસ અને કામ લેતી વખતની એમની ધીરજ અને ખામોશીની પરાકાષ્ઠાનો ખ્યાલ આવે છે.

એનો અંશ માત્ર આપણા સૌમાં આવી જાય તો?

માત્ર વાડ બનીને વેલાને પાંગરવા દઈએ તો?

□ ભીખુ કકલિયા

## ૮ અમારા ભેરુ

હું ભણવા આવી ત્યારે સૌ પ્રથમ પૂ. કાકાને મળવાનું થયેલું. તેમણે મારું નામ પૂછ્યું. મેં કહ્યું, 'નંદી.' તેમણે કહ્યું, 'નંદીની આગળ "આ" લગાડીએ તો શું થાય?' હું પાંચમા ધોરણમાં દાખલ થવા આવેલી. મને ગતાગમ ન પડી. તેમણે કહ્યું, 'નંદીની આગળ "આ" લગાડવાથી "આનંદી" થાય.' આમ મારા નામકરણથી પૂ. કાકાએ મારા જીવનઘડતરમાં રસ લેવા માંડ્યો. તેઓ મારા ફોઈબા કહેવાય.

આમ હોઠે તો કાકા કહેતી, પણ અંતરથી તો પિતા જ માનતી આવી છું.

વિદ્યાર્થીઓની સાથે પૂ. કાકા કોલક આવેલા. રાત્રે મનોરંજન કાર્યક્રમ થયો. ગરબા રાસમાં ગાનારી હું. મારા ભાઈ દેવેન્દ્રને તે વખતે સ્વ. સુ. બળવંતભાઈ વેડછી લાવેલા. તેઓ પણ ટુકડીમાં હતા. તેમને પૂ. કાકાએ પૂછ્યું. 'પેલી ગરબા ગવડાવતી હતી તે છોકરી કોની છે?' મારા ભાઈએ કહ્યું, તે મારી બહેન છે. પૂ. કાકાએ કહ્યું, 'એને આપણે આશ્રમમાં ભણવા લઈ જઈએ તો?' ત્યાંથી મારા આશ્રમ જીવનના પ્રવેશનાં બી વવાયાં. હું કન્યા આશ્રમમાં પાંચમા ધોરણમાં દાખલ થઈ. પૂ. કાકા કન્યા આશ્રમમાં આવતા. સવારની પ્રાર્થનામાં ગીતાના શ્લોકો શીખવતા. શ્લોકો સમજાવતા પણ, તે વખતે સમજણ ઓછી પડતી. પણ તેમના થકી આત્માને ઓળખવાની ધગશ જાગી.

એકવાર પૂ. કાકાને બોરખડી જવાનું થયું. હું અને સ્વ. ઊર્મિલા ચૌધરી (ગામ વાંકલા) અમને બન્નેને તેમની સાથે બોલાવી ગયા. ચોમાસું હતું. ખેતરમાં થઈને બોરખડી જવાય. અમે ત્રણે જણ ગાડીમાંથી ઊતરી થેલા ખભે ભેરવી ચાલવા લાગ્યાં. ખેતરમાં પગ ખૂંપવા લાગ્યા. અમે પૂ. કાકાની અગલ-બગલ હતાં. ગાંધીજી મનુબહેન અને આભાબહેનની જેમ અમે ચાલતાં હતાં. પૂ. કાકાના પગ એકદમ ખાડો આવતાં કાદવમાં ખૂંચી ગયા. પગ કાદવમાં પેસી ગયા ત્યારે તેઓ કહે, 'જો બન્ને જણી મને પાડી નાખે છે!' જવાબ આપવાને બદલે અમે બન્ને ખૂબ હસવા લાગ્યાં. પછી અમે કહ્યું, 'એ તો ખાડો છે. તેમાં પગ પેસી ગયો. અમે ક્યાં પાડી નાખીએ છીએ?' એટલે તેઓ ખડખડાટ હસી પડ્યા. ગમ્મત કરવાનું તેઓ કદી ચૂકતા નહિ.

હું જ્યારે ચોપડીમાં ભણતી હતી. પૂ. કાકા કન્યા આશ્રમમાં

આવેલા. સાંજની પ્રાર્થના પતી. તેઓ ખુલ્લા ચોગાનમાં સૂતા. અમે તેમની પાસે ગયા. તેઓ અમને કહે, 'આકાશ જોયું છે?' મેં કહ્યું : 'આ ઊંચે દેખાય છે; તે આકાશ.' તેમણે કહ્યું, 'એમ નહિ, પેલા તારા દેખાય છે તે બધા જુઓ.' અમે ઊંચે જોયું. 'એકે તારાને ઓળખે છે?' મેં કહ્યું, 'બધા તારા તો સરખા જ ને?' 'ના, ના, પેલા પ્રશ્નાર્થ જેવા સાત તારા દેખાય છેને તે સપ્તર્ષિ કહેવાય.' આ રીતે આકાશદર્શનનો રસ પૂ. કાકાએ મને લગાડેલો. આજે ઘરમાં અમે બધાં આકાશદર્શનમાં રસ લેતાં થઈ ગયાં છીએ.

જમીને પૂ. કાકા રોજ આંટા મારતા ત્યારે અમે ઊર્મિલા સાથે તેમની સાથે ચાલતાં. અમે તો ચાલવા ખાતર ચાલીએ. પૂ. કાકા કહે, ટટાર ચાલો ને સો ડગલાં ભરો. તો શતપદી થશે. ત્યારે શતપદી એટલે શું તેની ખબર પડી. આમ ખાધા પછી તેઓ ચાલવાનો આગ્રહ રાખતા.

શિયાળામાં પૂ. કાકાના પગ બહુ ફાટતા. સાંજે સૂતી વખતે તેઓ તેમના પગ ગરમ પાણીમાં બોળી રાખતા. એક વાર બોળાઈ રહ્યા પછી હું તેમનાં તળિયાં ઘસવા બેઠી ત્યારે તેઓ કહે, શરીરને બહુ લાડ ન લડાવવા. હું તો સમજી નહિ. છોકરાઓને લાડ લડાવે તે જાણું. પણ શરીરને લાડ લડાવવા એ વળી શું હશે? એકવાર પૂ. અન્નપૂર્ણાબહેન માંદાં પડયાં. તેમનું માથું દબાવતાં આ પ્રશ્નનો ઉકેલ મળી ગયો કે બાહ્ય શરીરની સંભાળ ન રાખવી પણ આત્માની સંભાળ રાખવી.

મારા ભાઈ દેવેન્દ્ર અને હું પૂ. કાકા સાથે ઈડર આદિમ જાતિ સંમેલનમાં જવા નીકળ્યાં. સવારે મઢીથી સુરત પહોંચતાં ભૂખ લાગી. મારા ભાઈ પૂ. કાકાને લાયક નાસ્તો લાવ્યા. પૂ. કાકા બહારની વસ્તુ ન ખાય તેવો ખ્યાલ મને પણ હતો. પછી તેઓ કહે, 'અલ્યા દેવજી, પેલા ખમણ પણ લઈ આવ.' હું તો મનમાં ખુશ થઈ, કારણ કે કાકા સાથે અમુક વસ્તુ જ ખવાય, અમુક રીતે જ રહેવાય. એમ જાણતી હતી. ખુશ એટલા માટે જ થઈ કે, હવે અમને છૂટથી ખાવું-પીવું ફાવશે. અહીં તેમણે અમારો વિચાર કર્યો હશે, એમ જરૂર લાગે છે. આમ બાંધ-છોડ પણ તેઓ કરે છે. અમે ત્રણેય જણાંએ ખમણનો નાસ્તો કર્યો.

હું વાત્સલ્યધામમાં ભણતી હતી. ત્યારે, એકવાર ડાંગર કાપણી ચાલતી હતી. ત્યારે અમારે દળીને, ખાંડીને ખાવાનું રહેતું. આખો દિવસ ડાંગર કાપણી ચાલી. તેથી કેટલીક બહેનો દળી શકી નહિ. તેના પરિણામે અમને ખાવામાં થોડા ભાત અને એક એક ભાખરી મળ્યાં. બધી છોકરીઓ ખીજવાઈ ગઈ. સવારે જતાં રહેવું એવો વિચાર બધાંએ કર્યો, પણ શક્ય ન બન્યું. બપોરે વર્ગ ચાલ્યા. ભૂખને લીધે વર્ગમાં ધ્યાન ઓછું અપાયું. એટલે મુ. મનુભાઈ પંડિત ખીજવાઈ ગયા. એ વાત પૂ. કાકા પાસે ગઈ. પૂ. કાકા બીજે દિવસે વાત્સલ્યધામ આવ્યા. મને અને બીજી છોકરીઓને બોલાવી બધી વિગત જાણી. પૂ. કાકાએ શિક્ષક મંડળને ભેગું કર્યું. તેમને ઠપકો આપ્યો : 'વાંક તો તમારો જ છે, છોકરીઓનો નહિ.'

□ આનંદી ભક્ત

## ૯ ઉત્તર ગુજરાતમાં વડલાની વડવાઈઓ

આજથી લગભગ બાવીસેક વર્ષ પહેલાં પૂજ્ય કાકા મહેસાણા જિલ્લામાં બાર દિવસની પદયાત્રાએ આવેલા. આ સમય તા. ૩૦ જાન્યુઆરીથી તા. ૧૨ ફેબ્રુઆરી સુધીના સર્વોદય પખવાડિયાનો હતો. તે વખતે મહેસાણા જિલ્લાના ખેરાલુ તાલુકાનાં કહીપુર, છાબલિયા વગેરે ગામેથી પદયાત્રા શરૂ કરીને ખેરાલુ, વિસનગર સિદ્ધપુર અને પાટણ તાલુકાનાં ગામોમાં પ્રવાસ કરતા કરતા પાટણ પહોંચેલા. લગલગ દસથી બાર ગામોમાં રાત્રિ રોકાણ કરેલ. આ ગામોમાં ગ્રામસભાઓ પૂજ્ય કાકાશ્રીના સાન્નિધ્યમાં યોજવામાં આવેલી. તેમાં ગાંધી વિચારનાં ગીતો, વાર્તાઓ તેમ જ રચનાત્મક પ્રવૃત્તિઓની ચર્ચાઓ સારા પ્રમાણમાં થયેલી, અને ગામડાંના પ્રશ્નો પણ વિચારમાં આવેલા મોટા ભાગના ગામલોકોની ફરિયાદ મુખ્યત્વે ઘરફોડ ચોરી, ઢોર-ચોરી, ભેલાણ વગેરે અંગેની હતી. આ બધી રજૂઆત અંગે પૂજ્ય કાકાએ ચિંતન કરી પાટણ મુકામે ભરાયેલ સર્વોદય મેળામાં એમણે પદયાત્રાની વિગતોની વાતો કરતાં મહેસાણા જિલ્લાના સર્વોદય કાર્યકર્તાઓને સલાહ આપેલી કે, આ જિલ્લાની મોટી કોમો ઠાકોર અને રબારી જેઓ ગરીબ તેમ જ પછાત છે. જેને પરિણામે તેઓ અનિષ્ટ કૃત્યો તરફ વળે છે. તેમના માટે આ જિલ્લામાં તેઓની વધારેમાં વધારે સેવા કરવી જોઈએ. તેઓશ્રીના આદેશ પ્રમાણે કાર્યકર્તાઓએ સંદેશ ઝીલી લઈ બીજા જ વર્ષે કલોલ તાલુકામાં ગ્રામભારતી, અમરાપુરની સંસ્થા શરૂ કરી અને એક પછી એક તાલુકે તાલુકે સંસ્થાઓ જેવી કે, 'સર્વોદય આશ્રમ, સુલતાનપુરા', 'કિસાન ભારતી, મેવડ' 'ગાંધી આશ્રમ, ઝીલીઆ', 'સંસ્કારધામ, નદાણ' વગેરે સંસ્થાઓનાં સર્જન થયાં અને લગભગ ત્રીસ ઉપરાંત ઉત્તર બુનિયાદી વિદ્યાલયો જુદા જુદા તાલુકાઓમાં શરૂ થયાં. દરેક સ્થળે આ મહત્ત્વની બે પછાત કોમોના વિદ્યાર્થીઓને છાત્રાલયમાં પ્રવેશ આપી તૈયાર કરવામાં આવ્યા અને તેઓ તૈયાર થઈને જે તે વિસ્તારમાં આ જ કોમની સેવા કરવા કાર્યકર તરીકે લાગી ગયા. આર્થિક અને સામાજિક ક્ષેત્રે પણ આ કોમોની આ સંસ્થાઓ દ્વારા ઘણી કામગીરી થઈ રહી છે અને છેલ્લે બક્ષી પંચમાં આ મહત્ત્વની કોમોનો સમાવેશ થવાથી તેમનો વિકાસ ઝડપી થઈ રહ્યો છે. પૂજ્ય કાકાની પ્રેરણાથી ૧૯૪૯માં એક સર્વોદય આશ્રમ, વાલમની શરૂઆત થયેલી અને ત્યાર પછી પદયાત્રા દ્વારા થયેલાં સૂચનોના આધારે જિલ્લામાં આજે ૩૦ જેટલી રચનાત્મક સંસ્થાઓ દ્વારા ગરીબ, પછાત અને અજ્ઞાન કુટુંબોનો વિકાસ ઝડપી થઈ રહ્યો છે. આ વેડછીનો વડલો ઉત્તર ગુજરાતમાં પણ તેની વડવાઈઓ ફેલાવી રહ્યો છે.

□ બાબુભાઈ શાહ

## ૧૦ નાનુભાઈની નોંધપોથીમાંથી

તા. ૨૪–૮–૪૯ : 'આપણે એકલા એકલા કરકસર કરીએ એના કરતાં સમૂહમાં કરકસર કરવી વધારે સારી. એથી આપણું દિલ ઉદાર થાય છે.'

'કોઈને ખરાબ લાગે એવી રીતે વિદ્યાર્થીઓનાં મન ઉશ્કેરવાં નહિ.'

તા. ૧૫-૯-૪૯ : વૃન્દાવન રસોડામાં તકરાર પડી હતી. બધાનો મત સભ્યોને અલગ કરી નાખવાનો હતો પણ પૂ. જુ. ભાઈએ પાછા સમજી જવાનું કહ્યું અને પોતે અમુક વખત સુધી ત્યાં જ જમવા જવાનું નક્કી કર્યું.

તા. ૬-૧૦-૪૯ : મેં આશ્રમમાં કલુષિત થતા જતા વાતાવરણ વિશે વાત કરી ત્યારે એમણે કહ્યું કે જો આવી જ રીતે આશ્રમ ચાલવાનો હોય તો બંધ કરી દેવો વધારે સારો. મને કહ્યું કે તમારે વાતાવરણ સુધારવું જોઈએ. આવી ફરિયાદો ન કરવી. મારો ઈરાદો ફરિયાદ કરવાનો ન હતો, પણ એમને જાણ થાય એટલા પૂરતો હતો. છતાં આ આખી વાતચીતથી મને સંતોષ થયો.

તા. ૮-૧૦-૪૯ : વર્ધા (સેવાગ્રામ) જનારને આપેલી સૂચના :
૧ આંખકાન ખુલ્લાં રાખવાં.
૨ મોટી સંસ્થા હોય એટલે દોષો થોડાઘણા તો હોય જ, પણ આપણે દોષ ન જોવા, હમેશાં સારું જ જોવું.

તા. ૯-૧-૫૦ : અમે પૂના વડીઆની સભામાં ગાડામાં બેસી જતા હતા. તે વખતે ગાડાવાળો બળદને પરાણીથી હાંકતો હતો. આ જોઈને પૂ. જુ. ભાઈએ એને ના પાડી. મેં એમના તરફ જોયું તો એમના ચહેરા ઉપર એમને થતું દુઃખ દેખાઈ આવતું હતું.

૧૯૪૫ (હું માંદો પડચો છું એમ સાંભળી) ઋણુરાહતનાં કામો ચાલતાં હતાં, તોયે તેઓ પોતે વેડછીથી મઢી આવવા નીકળ્યા. ખૂબ વરસાદ હતો. છતાંયે નક્કી કર્યા પ્રમાણે આવ્યા જ.
જ્યારે જ્યારે હું માંદો પડું છું ત્યારે એમના આવવાથી મને ઘણો જ સંતોષ થાય છે.
એમનામાં એક ખાસ સદ્‌ગુણ એ છે કે કોઈ એમની સાથે કંઈ આડું અવળું બોલ્યું હોય તો બીજાને આવીને કંઈ કહેતા નથી.

તા. ૧૨-૨-૫૦ : આજે ગાંધીમેળો હતો. બધાએ ફળાહાર કર્યો હતો, અમારી ટોળી નદીએ જઈને ફળાહાર કરી આવી. પૂ. જુ.ભાઈ પૂ. નાથજી સાથે હતા એટલે મેં પૂછ્યું નહિ. સાંજે પૂછ્યું ત્યારે મને ઠપકો આપ્યો અને અમારી સાથે જ ફળાહાર કરવા લાગ્યા. ફળમાં કેળાં હતાં. તે પણ ખાધાં નહિ, જે અમે ખાધું તે જ એમણે ખાધું.

તા. ૪-૩-૫૦ : મહેમાનો અંગે વાત થઈ ત્યારે એમણે મને કહ્યું કે આપણે મહેમાનોની ઝીણી ઝીણી આદતોને સાચવવી જોઈએ.

તા. ૫-૩-૫૦ : પગારો નક્કી કરવામાં આવ્યા ત્યારે એમણે કહ્યું કે માણસ પગાર ઉપરથી મોટો થતો નથી, પણ સેવા ઉપરથી મોટો થાય છે.

એમના ભત્રીજા પ્રતાપભાઈને પોતાની સાથે કામ પર ન રાખતાં બીજા જે ભાઈ પહેલાં હતા તેને જ રાખ્યા.

તા. ૨૦-૬-૫૦ : રેશનમાં આશ્રમમાં ૫-૭ જણનું અનાજ થોડા દિવસ માટે વધારાનું આવ્યું. તેથી એમણે કહ્યું કે આપણે પ્રમાણિકપણે અમલદારોને જણાવવું જોઈએ.

તા. ૧૩-૭-૫૦ : આજે આશ્રમની ઑફિસમાં કોઈ રાત્રે પેઠું હતું. પણ કંઈ લઈ જવા પામ્યું નહોતું. આ ઉપરથી પૂ. જુ. ભાઈએ પ્રાર્થના વખતે કહ્યું કે આપણે સાવધાન તો થઈશું જ, પણ હજી આપણી સેવા અધૂરી છે, એમ કહેવાય. આપણી સેવા એવી હોવી જોઈએ કે આપણા આશ્રમ તરફ કોઈ આવી કુદૃષ્ટિ કરે જ નહિ.

એક જાણીતા હરિજન કાર્યકર્તાએ અનીતિ કરી અને પાછળથી પશ્ચાત્તાપ કરવા માટે ૨૧ દિવસના ઉપવાસ કર્યા. આમ તો એ ભાઈ ઘણા સારા પણ આ જ ગોટામાં મોટી ખામી હતી. એમને પૂ. જુ. ભાઈ આશ્રમમાં લઈ આવ્યા. અને ઉપવાસ છોડાવ્યા. પોતાને દુઃખ તો થયું હશે, પણ દુઃખ પ્રગટ ન કર્યું અને પેલા ભાઈને શરમાવ્યા નહિ. જો જાહેરમાં દુઃખ પ્રગટ કરત તો પેલા ભાઈ ઘણા શરમાત.

ચૂનીભાઈએ આશ્રમ માટે બીજાની જમીન એક્વાયર કરવાની વાત કરી ત્યારે એમણે કહ્યું કે આપણા ઘરમાં કોઈ પેસી જાય તો તમને કેવું લાગે?

વ્યવસ્થાપક મંડળે વિચાર્યું કે આપણે સરકારી ધોરણે પગાર લેવો. અને તે આશ્રમને આપી દેવો. આ પદ્ધતિ જુગતરામભાઈને બિલકુલ ન ગમી અને તેમણે તેની ના પાડી.

તા. ૨૮-૩-૫૨ : એક વિદ્યાર્થીનું પતન થયું હતું ને લગભગ ૧૫ દિવસે ખબર પડી. આને અંગે અમે ત્રણ જણ, એટલે કે ચીમનભાઈ, જુગતરામભાઈ અને હું ભેગા થયા. હવેથી ફરી આવો પ્રસંગ ન બનવા પામે, એના ઇલાજ વિચારવા લાગ્યા. ચીમનભાઈએ શિસ્ત હોવી જોઈએ એમ કહ્યું. જુગતરામભાઈએ કહ્યું કે સાચો ઉપાય તો વિદ્યાર્થીઓ સાથે વધારે સંપર્ક સાધવો એ છે.

તા. ૧૭-૮-૫૨ : પૂ. જુ.ભાઈ અમદાવાદ જવા ઊપડચા. વચ્ચે મઢી કપડાં લેવા ઉતરવાના હતા. તે વાત થઈ ત્યારે બધાએ કહ્યું કે થોડીવાર મોટર ઊભી રાખીને લઈ લેવા. જુ.ભાઈએ કહ્યું કે મારા એકને ખાતર શા માટે આખી મોટરને અટકાવું? એમ કહીને ચાલતા થયા.

તા. ૨૯-૧૦-૫૨ : પૂ. જુ. ભાઈ વર્ધાથી સેવાગ્રામ ચાલીને આવ્યા. જ્યારે બાકી બધા મોટરમાં આવ્યા.

તા. ૧-૧૧-૫૨ : મારા હાથમાં એક કેળું હતું તે તેમણે મારી સાથે ગાડીમાં બેઠેલાં નાનાં છોકરાંને આપી દેવાનું કહ્યું. એમને તરત સૂઝ્યું, મને તરત ન સૂઝ્યું.

મચ્છરોનો નાશ કરવા માટે લોકલબોર્ડ તરફથી ડી.ડી.ટી. છાંટવા માટે બે ભાઈઓ આવ્યા. મેં તેમને છાંટવાની સામાન્ય સગવડ

કરી આપી. બધા ગૃહપતિઓને સૂચના આપી કે પોતપોતાના રસોડામાં સારી રીતે છાંટે.

હું મારી મેળે વાંચતો હતો. જુ.ભાઈ પોતે આવીને મને કહેવા લાગ્યા કે આ શું? આપણા આશ્રમમાં આવે ત્યારે આવું હોય! આપણે તો ઉપરથી એમને મદદ કરવી જોઈએ અને એમનો ઉપકાર માનવો જોઈએ. ત્યાર પછી અમે મદદ કરી. પેલા ભાઈઓ રાજી થયા.

આજે નાથુભાઈના સસરા વાલોડથી આવતાં અકસ્માત ગુજરી ગયા. મને તેની વેલજીભાઈએ વાત કરી. મારો વિચાર જવાનો ન હતો અને ત્યાં જવા જેવું પણ ન લાગ્યું. હું ઉદ્યોગમાં ગયો. ત્યાં પૂ. જુ. ભાઈ આવ્યા અને મને કહ્યું કે ચાલો આપણે જઈ આવીએ. હું એમની સાથે ગયો. જ્યાં ડોસા પડી ગયેલા તે જગ્યા પણ જોઈ આવ્યા. આવતાં આવતાં નાથુભાઈને ઘેર એમના છોકરાને જોઈ આવ્યા

તા. ૧૧–૮–૫૩ : સ્વીડનની બે બહેનો અને એક ભાઈ આવ્યાં. તે વખતે જુ.ભાઈ નહોતા. બીજે દિવસે આવીને તરત જ કહ્યું કે એમને માટે આજે આપણે ત્યાં સમૂહ ભોજન રાખો. તે પ્રમાણે રાખ્યું પણ ખરું. બધાંને ખૂબ આનંદ થયો.

તા. ૧૪–૧–૫૪ (મકરસંક્રાંતિ) : રમત ગમતની હરીફાઈઓ રાખેલી હતી. તેમાં એમનું પણ નામ હતું. એ પોતે ઊતર્યા. એમને જરા પણ સંકોચ થયો નહિ. દોડવાની હરીફાઈ હતી તેમાં તો એક ૧૦ વર્ષના છોકરા સાથે દોડ્યા. આવી રમતો સરળ સ્વભાવવાળા જ કરી શકે.

જે ભાઈ છાપાંના સમાચાર આપે છે તેમણે પાકિસ્તાનના નેતા બકચા કરે છે એવા શબ્દો વાપર્યા. એટલે જુગતરામભાઈએ કહ્યું કે આવી રીતે કોઈ પણ નેતા વિશે બોલવું એ આપણે માટે ઘણું ખરાબ છે. જેમ આપણા નેતા વિશે કોઈ બોલે તો આપણને ખરાબ લાગે છે તેમ એમને પણ લાગે.

પૂ. જુગતરામભાઈએ એક કાટેલી ચડ્ડી મેલી ઘેલી ગમે ત્યાં પડેલી હતી તે ધોઈને મને આપી અને કહ્યું કે આ થીગડા મારવા કામ આવશે.

તા. ૧૩–૭–૫૪ : એક બહેન બીમાર હતાં. તેથી ડૉ. જયંતીલાલ આવ્યા હતા. તેમને માટે કોઈકે ચા બનાવીને આપી. કપ નીચે મૂક્યો. જુગતરામભાઈ ટેબલ પર બેઠા હતા. પોતે ઊઠી જઈ તે કપ ટેબલ પર મૂક્યો અને પોતે નીચે બેઠા.

એક ભાઈ ભૂમિદાન અંગે છૂટા થયા. તેમણે પગાર લેવાની ના પાડી છતાં પૂ. જુગતરામભાઈએ કહ્યુ કે એમને પગાર આપજો.

જુગતરામભાઈએ શરીરે નબળા એક શિક્ષકને કહ્યું કે તમે રોજ ઘી ખાઓ. પૈસા મારી પાસેથી લેજો પણ ઘી ખાવાનું શરૂ કરો.

દુર્ગાબહેનનો શ્રાદ્ધ દિન ઉજવવાના હતા. તેમાં ૨૪ કલાકનો રેંટિયાયજ્ઞ માંડ્યો હતો. જુ. ભાઈ તે જ દિવસે વર્ધાથી આવ્યા. એમણે એ યજ્ઞ જોયો. મને રાત્રે આવીને કહી ગયા કે મારો સમય રાત્રે એક કલાક કાંતવાનો ગોઠવજો. એમણે સમય પણ એવો જ લીધો કે બરાબર ઊંઘ બગડે. ૨ થી ૩નો સમય રાખ્યો. એ એમની દુર્ગાબહેન પ્રત્યેની લાગણી, પ્રેમ ભાવના કેટલી છે તે બતાવી આપે છે.

તા. ૧૪–૭–૫૫ : એક વખત એક શિક્ષક-વર્ગના માસ્તરોએ પાયખાનાં સાફ કરવાની ના પાડી હતી. એમને સમજાવ્યા પણ સમજ્યા નહિ. એટલે પૂ. જુગતરામભાઈએ કહ્યું કે આપણું કાર્યકર્તા મંડળ આખું સાફ કરશે અને તે પ્રમાણે અમે શરૂ પણ કર્યું. ત્રણ દિવસમાં જ સમાધાન થઈ ગયું અને બધા શિક્ષકો પોતાની મેળે પાયખાના સફાઈ કરતા થઈ ગયા.

તા. ૫–૮–૫૫ : કેટલાક શિક્ષાર્થીઓએ પોતાના રસોડામાં ચા કરીને પીધી, તે પકડાઈ. શિક્ષક મંડળે તેમને કાઢી મૂકવાની વાત કરી. જુ. ભાઈએ કહ્યું કે આ શિક્ષણનો રસ્તો નથી. આ એમની ગંભીર ભૂલ ન કહેવાય.

ગુંદીની એક ટુકડી આવી હતી તેમાં એક ભાઈ હતા જેમણે અહીં અભ્યાસ કરતી બહેનની સાથે લગ્ન કર્યું હતું. એ ભાઈ બધા જમે તેમ જ અમારે રસોડે જમતા હતા. જુગતરામભાઈએ આવીને તરત જ કહ્યું કે એમને એક વખત બહેનોને ત્યાં જમવા બોલાવવા જોઈએ. આ વાત બીજાઓને ન સૂઝી.

આજે દિવાળી હતી. પૂ. જુ. ભાઈએ કહ્યુ કે બધાંને આશ્રમમાં જમવા બોલાવો. આ એમની રીત મને ઘણી જ ગમી. ગામનાં ભાઈ બહેનો સારા પ્રમાણમાં આવ્યાં હતાં. ઠીક મઝા પડી.

સઘન યોજનાની તેમ જ બીજા કાર્યકર્તાની મીટિંગ મળી હતી. તેઓ બધા 'આ મારું કામ છે, પેલું તમારું' 'આ વિભાગ અમારો પેલો તમારો' વગેરેની રકઝકમાં પડેલા હતા. જુગતરામભાઈએ પહેલાં આ બધી વાત શાંતિથી સાંભળી. પછી ધીમેથી બોલ્યા કે તમારી રકઝક મને બિલકુલ ગમતી નથી. આપણે વ્યક્તિગત સ્વાર્થનો વિચાર નથી કરવો. સમષ્ટિનો વિચાર કરવો છે. આ સાંભળીને બીજા કોઈએ દલીલ ન કરી.

જશમતનું નદીમાં ડૂબી જવાથી મૃત્યુ થયું. જુ.ભાઈને તાર કર્યો, એટલે તેઓ વેડછી આવ્યા. પોતાનો વિદ્યાર્થી ગયો છતાં એમણે ધીરજ રાખીને એમનાં પત્નીને ધીરજ આપી. પ્રાર્થનામાં સમજાવ્યું કે શરીર નાશવંત છે, આપણે આ પ્રસંગથી ચેતવું જોઈએ. આપણને ભગવાને એક થાપડ લગાવી.

બધી બહેનો અને નવા વિદ્યાર્થીઓને સારી રીતે મળ્યા. બીજે દિવસે જશમતના વધુ સમાચાર જાણવાની ઇચ્છા થઈ. એટલે પોતે જ જ્યાં જશમત ડૂબી ગયેલા ત્યાં તપાસ કરવા ગયા અમે ૪–૫ જણ સાથે ગયા. રસ્તો વિકટ હતો. છતાં જ્યાં જ્યાં તપાસ કરવાની હતી ત્યાં ત્યાં તપાસ કરીને જ આવ્યા. છેવટે ગયા ત્યારે બધાને મળતા ગયા અને મને કહેતા ગયા કે તમે એકાદ અઠવાડિયા પછી જશમતના ઘરનાંની સ્થિતિ તપાસી આવજો.

જુગતરામભાઈ પારડી ગયા હોવા છતાં ત્યાંથી લખે છે કે જશમતનું શબ કેવી રીતે ક્યાં કઈ હાલતમાં મળ્યું તે વિગતવાર જણાવજો. બીજું એમ પણ લખે છે કે જેટલા જશમત અંગેના પત્રો આવ્યા હોય તે સૌને વંચાવજો અને એમનાં પત્નીને પણ વંચાવવા જેવા હોય તે વંચાવજો. આ ઉપરાંત જેને જવાબ આપવા જેવા હોય તેને જવાબ પણ આપજો.

જુગતરામભાઈ બહાર ફરતા હોવા છતાં એમણે દિલખુશભાઈને લખ્યું કે જશમતને ઘરે જઈ તેમની બા વગેરેને મળીને આશ્વાસન આપજો. પોતે પણ ત્યાં જવા માટે લખ્યું અને તા. ૨૭એ ગયા પણ ખરા.

જુગતરામભાઈ દાંડી કરાડી ગયા તે વખતે જશમતને ઘરે ગયા. ત્યાં જઈ આવીને એમણે તરત જ લખ્યું કે જશમતભાઈને ઘરે ચોમાસાનું અનાજ વિલંબ કર્યા વગર ભરી આપવું. એમણે એમ પણ લખ્યું કે આશ્રમમાં પૈસાની સગવડ ન હોય તો મારા અંગત ખાતામાંથી આપજો. પણ મોડું કરશો નહિ.

મને તે રાત્રે ઊંઘ પણ ન આવી. અને બીજે દિવસે પૈસાની સગવડ કરીને સોમભાઈ ઉપર મોકલી આપ્યા.

વસ્ત્રસ્વાવલંબન અંગે મિટિંગ હતી. તેમાં ચૂનીભાઈ, દિલખુશભાઈ, ઉત્તમચંદભાઈ વગેરે હતા. તેમાં સરકાર મદદ આપે છે તે કેવી રીતે વહેંચવી તેની યોજના ઘડાતી હતી. તેવામાં જુગતરામભાઈએ કહ્યું કે મને આ યોજનામાં સમજણ પડતી નથી. પણ તમે લોકોમાં ખાદી પ્રત્યે પ્રેમ દિવસે દિવસે વધારે જાગે એવું કંઈ કરો એમાં મને રસ છે. આ સાંભળીને બધાએ વાત બદલી નાખી.

હર્ષકાન્તનો પગાર ઉત્તર બુનિયાદીમાં પડતો હતો. તે મેં જુગતરામભાઈને પૂછ્યું કે ભૂમિદાનમાંથી લઈએ તો શું ખોટું? એમણે તરત જ કહ્યું કે આપણી ટેક છે. ભૂમિદાનમાં એક માણસ આપણે રાખવો અને એનો પગાર આપણામાં જ પડવો જોઈએ. બધા શાંત થઈ ગયા.

પૂ. જુ.ભાઈએ કહ્યું કે આપણે આપણી સૂઝથી કામ કરવું જોઈએ. કોઈની રાહ જોવી નહિ. આમ કરશો તો તમે તમારું જીવન ઊંચું બનાવી શકશો.

ગામના આગેવાન દેવજી પટેલ બીમાર હતા. એમને ત્યાં જવાની વાત કરી. એ તરત જ તૈયાર થઈ ગયા. ત્યાં જઈને તેમના હાથ અને શરીર ઉપર પોતાના હાથ ફેરવ્યા. દરદીને ઘણું જ ગમ્યું. દરદીને ખાતરી થઈ ગઈ હતી કે આ એમની છેલ્લી મુલાકાત જ હતી. એકાદ અઠવાડિયામાં તેઓ ગુજરી ગયા.

તા. ૧૬-૬-૬૦ : નાથુભાઈનાં બા બીમાર હતાં. તેમણે પૂજ્ય જુગતરામભાઈને મળવાની ઇચ્છા બતાવી. એઓ અહીં (વેડછી) આવ્યા કે તરત જ મને કહ્યું કે મારો કાર્યક્રમ નાથુભાઈની માને મળવાનો છે. અહીંનું કામકાજ પૂરું કરી નાથુભાઈને ઘરે ગયા. એમની માને મળ્યા. તેમણે ઘરની બહાર નીકળી એમને પ્રણામ કર્યા. પૂ. જુગતરામભાઈએ સામા પ્રણામ કર્યા. પછી ત્યાં જમીન પર જ બેઠા. નાથુભાઈએ પાથરણું આપ્યું. પણ ડોસીને ઉપર બેસાડીને પછી બેઠા. ૧૫-૨૦ મિનિટ ઘણીઘણી વાતો કરીને આવ્યા. ડોસી પાસે નાથુભાઈએ એક ખાદીનો કટકો ભેટ અપાવ્યો. ડોસી ઘણી રાજી થઈ. આવતી વખતે ગામમાં બીજાઓને પણ મળતા આવ્યા.

તા. ૨૬-૨-૬૩ : મઢી વાત્સલ્યધામમાં બહેનો કામ કરતી હતી. અમે તે જોઈને આવતા રહ્યા. પછી જુ.ભાઈ આવ્યા. એમણે બહેનોને મદદ કરવાનું શરૂ કર્યું. અમે શરમાયા. પાછળથી હું અને હર્ષકાન્તભાઈ જોડાયા. દોઢ કલાક કામ કર્યું. મને કંઈક સંતોષ થયો.

સાંજે મોટરનો વખત થયો એટલે એમણે કહ્યું કે ચીમનભાઈને કોઈ બસ પર તેડવા જજો. આમ નાની નાની વાતમાં પણ ધ્યાન રાખ્યા કરે.

તા. ૩૧-૧-૬૮ : પાણીના નળ બંધ થયા. મેં ૪-૫ ડોલ પાણી ભરી મૂક્યું હતું. પણ એમણે એનો ઉપયોગ ન કર્યો. અને સીધા કૂવા પાસે જ નાહ્યા. એ પોતે આણુ જનાર હતા. અડધો કલાક જ બાકી હતો. પણ એમણે લોટા ગંદા જોયા એટલે તેને સાફ કરી નાખ્યા. મારા મનમાં હતું કે એ લોકો જાય પછી બધી સફાઈ કરી દઉં. પણ એમણે તો તે પહેલાં જ સફાઈ કરી નાખી!

એમને અમદાવાદ જવું હતું. દર વખત આગળથી સુરત જઈને રહેતા. પરંતુ આજે સુરત ન જતાં અહીંથી જ રાત્રે વાલોડથી ૩-૦૦ વાગ્યે ઊપડતી બસમાં ગયા. સાથે ચીમનભાઈને પણ લેતા ગયા. ચીમનભાઈને જિંદગીમાં આમ જવાનો પહેલો પ્રસંગ કહેવાય. આજે નાસ્તામાં પેંડા આપ્યા તેથી મને ઠપકો આપ્યો કે ખાંડના પેંડા મને કોઈ દિવસ ન આપવા. હું બહાર હોઉં તો કદાચ ખાઈ લઉં. પરંતુ આપણે ત્યાં ખાતો નથી.

તા. ૨-૩-૭૧ : વેલજીભાઈને તા. ૨૬-૧-૭૧ને રોજ કોંકણવાડ ચૂંટણી પ્રચાર કરવા ગયા હતા ત્યાં સખત માર પડચો. સાથે સાથે અજીતને પણ માર પડચો. વેલજીભાઈનો એક હાથ પણ ભાંગ્યો. અને સુરત સિવિલ હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યા. તેની તપાસ કરવા મને મોકલ્યો. મેં આવીને જુગતરામભાઈને વાત કરી. એમને ઘણું લાગી આવ્યું. એટલે પાંચ દિવસના ઉપવાસ જાહેર કર્યા. મિત્ર મંડળમાં સનસનાટી ફેલાઈ. અહીંનો વહેવાર આવવા જવાનો ચાલુ થઈ ગયો. ઝીણાભાઈ પણ આવી ગયા.

ઉપવાસમાં લીંબુનું પાણી લેવાનો આગ્રહ કર્યો. પરંતુ એમણે ના પાડી. પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો. પોતાનો નિત્યક્રમ ચાલુ છે. પ્રાર્થનામાં આવવાનું અને ફરવાનું ચાલુ જ છે. ઘણુ સ્વસ્થ છે.
આ આત્મિક બળ સિવાય બીજું કંઈ નથી.

તા. ૧૦-૧૦-૭૨ : સોનગઢથી એક ભાઈ જીપમાં આવી કાજુ, અખરોટ વગેરે સૂકો મેવો આપી ગયા. એમની શક્તિ ઓછી થઈ ગઈ હતી અને આની જરૂર પણ હતી. છતાં એમણે એ પડીકાંને હાથ ન લગાડતાં મને બોલાવી બાલવાડીમાં વહેંચી દેવા કહ્યું. મેં વહેંચી દેવા સારુ બાલવાડીના વ્યવસ્થાપક લખાભાઈને મેવો આપી દીધો.

તા. ૧૦-૧૦-૭૨ : બીમાર પડચા પછી જાજરૂ સફાઈ વગેરે અંગત કામો જાતે જ કરવાનાં રાખ્યાં. બન્ને વખતની પ્રાર્થના તો ચૂક જ શેના!

તા. ૧૯-૪-૭૬ : ધીરૂભાઈ દેસાઈ (ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર) જેઓ મોરારજીભાઈને મળી આવ્યા તેમણે ત્યાંનું સારું વર્ણન કર્યું છે. આ પત્ર પ્રાર્થના પછી ચીમનભાઈએ વાંચ્યો, સુંદર વર્ણન કર્યું છે.

આ ઉપરથી પૂ. જુ. ભાઈએ મોરારજીભાઈના મગજની સમતા માટે ઘણાં વખાણ કર્યાં અને એમણે કહ્યું કે આપણે બધાએ આશ્રમનાં ભાઈબહેનો તેમ જ શાંતિસેનાના સેવકો વગેરેએ મોરારજીભાઈ પાસેથી શીખવા જેવું છે. એમને સરકારે અત્યારે સુખ સગવડ કરી આપી છે, પરંતુ પહેલાં તો ખૂબ જ દુઃખ આપતા હતા. કોઈપણ જાતની સગવડ ન હતી. એ કોઈને જોઈ શક્તા ન હતા. એમને કોઈ જોઈ શકતું નહોતું સૂરજનો તડકો પણ મળતો નહોતો. આવી પરિસ્થિતિમાં પણ મોરારજીભાઈ પોતાના મગજ પર સરસ કાબૂ રાખતા હતા અને ખુશમિજાજમાં પોતાના દિવસો ગુજારતા હતા. બીજું આવી પરિસ્થિતિમાં પણ એમણે પોલીસના અધિકારીઓ ઉપર દ્વેષ કર્યો નથી. આ એક મોટી વસ્તુ કહેવાય. તેથી આજે ત્યાંના અમલદારો એમના ઉપર ખૂબ જ પ્રેમ રાખે છે. બાપુજી પણ આપણને બધાંને આ રીતે જ વર્તવાનું કહેતા હતા.

તા. ૨૦-૮-૭૯ : હર્ષકાન્તભાઈએ મોરબીની તારાજીની વાત કરી. એ સાંભળીને પૂ. કાકાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એમને થતું હતું કે ત્યાં હું કેમ ન પહોંચું. પરંતુ એમનું શરીર જઈ શકે તેમ ન હતું. એમણે પાંચ દિવસનો પોતાનો પગાર એ ફાળામાં આપ્યો.

તા. ૨૬-૧-૮૦ : સાબરમતી આશ્રમમાં રચનાત્મક કાર્યકર્તાઓનું એક સંમેલન રાખ્યું હતું. તેમાં સરકારે દારૂબંધી ઢીલી કરવાની વાત કરી છે તેનો સખત વિરોધ કરવો એમ વિચાર્યું હતું.

સંમેલન ૨૦૦૦ કાર્યકર્તાઓનું થયું. બધાંએ સારાં ભાષણો કર્યાં. કેટલાક ઠરાવો કર્યા. અંતે એક સમિતિ નિમાઈ અને તેના પ્રમુખ જુ. ભાઈ બન્યા. એમને ચોક્કસ લાગ્યું કે હાલમાં સરકાર જે કંઈ કરે છે તે ગેરવાજબી છે. તે જ દિવસે સર્વોદય યોજનાઓ પણ બંધ કરવામાં આવી. આથી એમને વધારે ધક્કો લાગ્યો.

□ નાનુભાઈ સો. પટેલ

## ૧૧ મહેસાણા જિલ્લામાં વેડછીકરણ

પૂ. જુગતરામભાઈનું પુસ્તક 'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' લગભગ ૧૯૪૫માં હાથમાં આવ્યું. તે વાંચ્યા પછી આશ્રમી જીવન જીવવાની એક કલ્પના પણ હાથમાં આવી. ત્યારથી પૂ. જુગતરામભાઈ સાથે સંબંધ થયો.

અવારનવાર મુંબઈ આવતા ત્યારે મળતા પણ ખરા. એક વખતે તો તેમની સાથે બારડોલી, સરભોણ અને વેડછી આશ્રમમાં ત્રણેક દિવસ રહેવાનું થયું. ૧૯૪૭માં નિર્ણય કર્યો કે ૧૯૪૯ની જૂનમાં મુંબઈ છોડવું. ત્યાર બાદ આશ્રમજીવન જીવવા તરફ અભિરુચિ પણ વધી. ત્યાર બાદ પંદરેક દિવસ વેડછી ખાદી શિબિરમાં રહેવાનું થયું. તે વખતે આશ્રમજીવનનો બહુ સારો અનુભવ થયો. પૂ. વિનોબાજી પણ એ શિબિરમાં પાંચ દિવસ રહેલા તેથી તેમનો તેમ જ તેમના સાહિત્યનો અનુભવ થયો.

સન ૧૯૪૯માં જ્યારે વડનગર પાસેના નવાપુર ગામમાં રહેવાનું થયું ત્યારે મને અનુભવો થતા તે પૂજ્ય જુગતરામભાઈને લખી જણાવતો અને તેમનું માર્ગદર્શન પણ મળતું. ત્યાર બાદ સન ૧૯૫૧માં ભૂદાનની પ્રવૃત્તિ શરૂ થતાં મહેસાણા જિલ્લાની ભૂદાન પ્રવૃત્તિનું કામ મને સોંપાયું અને તેમાં પણ એમનો સહયોગ રહ્યો.

મહેસાણા જિલ્લામાં રચનાત્મક કામોનો જો પાયો નંખાયો હોય તો પૂ. જુગતરામભાઈની પ્રેરણાથી જ. સર્વોદય મેળાઓ ભરવાનું કામ પણ તેમની પ્રેરણાથી જ થતું રહ્યું છે અને સુરત જિલ્લામાં સર્વોદય મેળાનો ક્રમિક વિકાસ થયો તેવો જ ક્રમિક વિકાસ મહેસાણા જિલ્લામાં પણ થયો.

સન ૧૯૫૮ના મહેસાણા જિલ્લાના સર્વોદય મેળામાં પ્રમુખસ્થાને તેઓ આવ્યા ત્યારે તેમની પદયાત્રા દશેક દિવસ થઈ અને તે દિવસોમાં ઠાકોર ભાઈઓનાં ગામોમાં ફરવાનું થયુ ત્યારે તેમને વિચાર આવ્યો કે, 'આ ઠાકોર ભાઈઓનું એક છાત્રાલય હોવું જોઈએ. તેમના શિક્ષણ અંગેનો વિચાર થવો જોઈએ.'

અને તે છાત્રાલયનું નામ 'ગાંધીબાપુ આશ્રમ' રાખવું જોઈએ.

તેની શરૂઆત વિજાપુર તાલુકાના માણસા પાસે પ્રતાપપુરા ગામમાં થઈ. એમાંથી જ આજે ગ્રામભારતી જેવી સંસ્થા વીસ વર્ષે સુંદર રીતે ફૂલીફાલી છે.

તેવી જ રીતે ઝીલિયામાં ગાંધી આશ્રમ શરૂ કરી બાબુભાઈ શાહે આ શિક્ષણનું માળખું ગોઠવ્યું છે અને અત્યારે તો જિલ્લામાં ત્રીસ-બત્રીસ ઉત્તર બુનિયાદી વિદ્યાલયો શરૂ થયાં છે. એ રીતે કહીએ તો પૂ. જુગતરામભાઈની ભાષામાં મહેસાણા જિલ્લામાં વેડછીકરણ થયું કહેવાય.

એ જ રીતે વડનગરની હૉસ્પિટલમાં, રાધનપુરની હૉસ્પિટલમાં આ બધાં કામોમાં પૂ. જુગતરામભાઈનું માર્ગદર્શન અને પ્રેરણા પણ મળ્યાં છે.

વડોદરાનો એક પ્રસંગ યાદ આવે છે. પૂ. જુગતરામભાઈ વડોદરા આવેલા. એક લુહાણા બોર્ડિંગમાં જમવાનો અને રહેવાનો કાર્યક્રમ ગોઠવાયો. વિદ્યાર્થીઓને વાતો કરતા કરતા તેમણે કહ્યું, 'આવાં જ્ઞાતિનાં છાત્રાલયો હવે હોવાં જોઈએ નહિ. છાત્રાલયમાં ભેદભાવ વગર વિદ્યાર્થીઓને દાખલ કરવા જોઈએ.' અને છાત્રાલય કેવું હોવું જોઈએ તે અંગેની વાતો સ્પષ્ટપણે તેમણે કરી. તે ભાષણની વિપરીત અસર ત્યાંના ગૃહપતિ અને સંચાલક પર પડી. બહુ ઠપકા ભરેલી ભાષામાં તે સંચાલકને કહ્યું, અને જુગતરામભાઈએ બહુ સ્પષ્ટતાથી, નિર્ભયતાથી તે સમયે જે વાતો કરી હતી તે અસર આજે પણ સ્મૃતિને તાજી કરે તેવી છે.

પૂ. જુગતરામભાઈએ સન ૧૯૫૦ના અનુગુલ સર્વોદય સંમેલનમાં સન ૧૯૫૧માં આ સંમેલન ગુજરાતમાં ભરાય તેવું નિમંત્રણ આપ્યુ, પણ કેટલાંક કારણોથી ભરી શકાયું નહિ. ત્યાર બાદ સન ૧૯૬૩માં તે સંમેલન વેડછીમાં આપણે ભરી શક્યા ત્યારે એ પ્રદર્શનમાં શૈક્ષણિક દૃષ્ટિ, સફાઈ, સ્વચ્છતા, વ્યવસ્થા વગેરેનું દર્શન દરેક ક્રિયામાં થતું હતું.

□ ડૉ. દ્વારકાદાસ જોષી

## ૧૨ મારા જાહેર જીવનની પ્રેરણામૂર્તિ

૧૯૪૫માં પૂ. જુગતરામભાઈના સહવાસમાં રહેવા ગયો. આ સહવાસ મારા જાહેર જીવનનું ભાથું છે.

આજે આટલાં વર્ષે પણ એ સાડાપાંચ મહિનાના દિવસો જાણે તાજા જ છે.

મારો ૮–૧૦ દહાડાનો સહવાસનો સમય પૂરો થવા આવ્યો ત્યારે પૂ. જુગતરામભાઈએ મને કહ્યું કે 'તમારે ગામડું પસંદ કરવાનું હજુ બાકી છે. તો તે થોડું મોડું પસંદ કરો અને અત્યારે થોડો વખત અહીં રોકાઈ જાવ તો મુંબઈ રાજ્યે જે ગણોતધારો અને ઋણરાહત ધારો અમલમાં મૂકયા છે, તેનો ફાયદો હળપતિઓ અને આદિવાસીઓને પહોંચાડવાની કામગીરી કરીએ અને વેડછી મુકામ કરીએ.' મને તો ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યું. આ ઋષિની સાથે રહેવા મળે એવું સદ્ભાગ્ય કયાંથી? મેં સૂચન તુરત સ્વીકારી લીધું અને જુગતરામભાઈ અને હું વેડછીમાં એક મિત્ર નાથુભાઈની ઝૂંપડીમાં રહેવા ગયા. હું જુગતરામભાઈ સાથે લગભગ ચાર મહિના રહ્યો અને પછી વેડછી આશ્રમ જપ્તીમાંથી છૂટતાં અમે આશ્રમમાં રહેવા ગયા.

ઋષિ સાથે રહેવાનું સદ્ભાગ્ય તો મળે, પણ તેનો લાભ ઘણીવાર આપણા જેવા લઈ શકતા નથી. એક વખત પૂ. રવિશંકર મહારાજ કહેતા હતા કે 'હું ગાંધીજી પાસે એટલા માટે રહેવા ન ગયો કે આપણે એટલા નાના છીએ કે મહાન માણસ પાસે રહી તેની ત્રુટિઓ જોવાનું કરીએ છીએ.' હું તો એ રીતે ઉંમર, અનુભવે અને પ્રકૃતિથી ઘણો નાનો હતો. પણ પૂ. જુગતરામભાઈનું એટલું મહાન ઋષિજીવન હતું કે દુશ્મન પણ ત્રુટિઓ શોધવા જાય તો મળે નહિ. મને એ ઋષિ જીવનના સહવાસમાંથી નિત્ય નવું જીવનનું ભાથું અને પ્રેરણા મળતાં હતાં.

વેડછી છોડયા પછી મેં સૌરાષ્ટ્રમાં એક ગામડું પસંદ કર્યું, જ્યાં હું અઢી વર્ષ રહ્યો. ત્યાં સુધી અને ત્યાર બાદ બે–એક વર્ષ એમ ચારેક વર્ષો સુધી હું દર વર્ષે નિયમિત પણે જુગતરામભાઈ પાસે પાંચ સાત દિવસ રહેવા જતો જે મને નવું ભાથું અને પ્રેરણા આપતા. એ શિરસ્તો પાછળથી તૂટી ગયો. જેમાં મેં ઘણું ગુમાવ્યું.

જુગતરામભાઈ સાથેના આ સહજીવનના કેટલાક પ્રસંગો આવા છે:

: ૧ :

હું રહેવા ગયો ત્યારે તેઓનું વ્રત હતું કે વાહનમાં ન બેસવું. તેથી હું પણ તેમની સાથે ચાલતો જતો અને ચાલીને લાંબો પ્રવાસ કરીએ. તેથી અનેક જાતની વાતો–ચર્ચાઓ થાય જેને હું 'જ્ઞાન ગોઠડી' કહીશ. તેમના આ વ્રત અંગે એક વખત કહે, 'બેસીને ધ્યાન ધરવાની બાબત મને તો આકર્ષતી નથી. મને તો ચાલતાં ચાલતાં જ સારા વિચારો આવે છે અને યોજનાઓ સૂઝે છે.' ત્રણ-ચાર વર્ષે તેઓએ આ વ્રત છોડી દીધું તો મેં પૂછયું તો કહે, 'ચાલવાનું હવે કોઈ સ્વીકારે તેમ નથી અને ઘણી જગાએ પહોંચવાનું છે તેથી મેં બસ ટ્રેનનો ઉપયોગ કરવાનું ચાલુ કર્યું છે.'

: ૨ :

તેઓમાં માતા અને પિતાનું વાત્સલ્ય છે અને તેથી જ તેઓનું કુટુંબ હજારો ભાઈબહેનોનું છે. તેમના આ વત્સલ હૃદયનો મેં પણ સ્વાદ લીધો. હું તેઓની સાથે રહેવા ગયો ત્યારે હું નવો હતો. તેથી મને ફાવે છે કે નહિ તેની ચિંતા રાખતા. નાથુભાઈને ભલામણ કરે અને મારા વ્યવહાર અને સ્વભાવનું નિરીક્ષણ કરી પોતાની ડાયરીમા તે ટપકાવે. જેમ કે : 'રતિલાલને હવે ફાવી ગયું છે, વગેરે' પણ આ મમતા અને પ્રેમ તેઓ લાગણીવેડા રૂપે કદી વ્યક્ત કરતા નહિ.

: ૩ :

મેં ગામડું પસંદ કર્યું. ત્યાં મેં ગ્રામજનોને ત્યાં જમવાનું રાખ્યું. આગળ જતાં મારા મહેમાનો પણ ગ્રામજનોને ત્યાં જ જમતા. ગામ જ તેની ચિંતા કરતું. કેટલાક મિત્રોને આ પ્રથા એ કારણસર ન ગમી કે 'લોકોની સ્વચ્છતા એવી નથી કે આપણને તેમને ત્યાં જમવું ગમે.' મેં આ બાબત જુગતરામભાઈની સલાહ પૂછી. તેમનો જવાબ આવ્યો કે 'મને તો તમે લોકોને ત્યાં જમો છો અને તેમનું કામ કરો છો તે ગમે છે. બાકી ચોખલિયાપણું તો વ્યક્તિએ વ્યક્તિએ જુદું જુદું રહેશે અને અહીં તેને વચ્ચે લાવવાની જરૂર નથી.'

: ૪ :

મારી જેમ મારા મિત્ર શ્રી કેશુભાઈ ભાવસાર પણ એક ગામડે બેઠેલા, જ્યાં તેમનાં ઝૂંપડાં લોકોએ બાળી નાખ્યાં. આ અંગે જુગતરામભાઈએ કહ્યું, 'મને આ ગમ્યું'. આવા બનાવો બને ત્યારે ખાતરી થાય છે કે ગ્રામસેવકે ગામડાના સામાજિક ગૂમડા ઉપર જરૂર હાથ મૂકયો છે.'

: ૫ :

એક વખત ગાંધીજી અને તેમના અનુયાયીઓ વિશે વાત નીકળતાં જુગતરામભાઈએ કહ્યું : 'જુઓ, એમ માનવાની જરાયે જરૂર નથી કે ગાંધીજીની મૂળ પાયાની જીવન ફિલસૂફીને અનુસરનારા મારા તમારા જેવા જ હશે. એવો પૂરો સંભવ છે કે કદાચ કોઈ સામ્યવાદી કે એવા કોઈ ગાંધીજીને યોગ્ય રીતે અનુસરવાનું શ્રેય લઈ શકે.' આજે આપણે જે અનુભવીએ છીએ તે જુગતરામભાઈના ઋષિ વચનનો પૂર્વાર્ધ કદાચ સાબિત કરે છે. ઉત્તરાર્ધ અંગે ભલે પ્રશ્નાર્થ રહ્યો.

: ૬ :

તેમની સાથે રહેતો ત્યારે તાજો ગાંધીવાદી હતો. જુવાન હતો અ જુગતરામભાઈના જીવનનો પ્રભાવ જબરજસ્ત હતો તેથી ે : અનુસરવા મન સતત કોશિશ કરતું. જેમ કે હું પણ મારાં કપ જાતે કાંતીને જ મેળવતો. પણ જુગતરામભાઈ તો પૂણી પ તુનાઈ પદ્ધતિથી હાથે બનાવતા તેથી મારે પણ હાથે પૂણ બનાવવી તેવું વિચાર્યા કરતો. પણ સંકલ્પ પાળી શકીશ કે ના તેના સંદેહે નિર્ણય નહોતો કરતો. પણ આખરે એક દિવ સંકલ્પ કરીને જુગતરામભાઈને જણાવ્યું ત્યારે થોડું હોઠમ હસીને કહે, 'રહેવા દોને પટેલની ઘોડી પાદર સુધી ચાલશે. આ કહેવત સૌરાષ્ટ્રની છે અને ખરેખર મારી ઘોડી પાદર સુધી ચાલી. આવું તેમનું વ્યક્તિ વિશેનું, સમાજ વિશેનું, કાર્ય વિશેનું દ્રષ્ટનું દર્શન હતું!

: ૭ :

મેં વેડછી છોડયા પછી એકાદ વર્ષે લગ્ન કરવાનું નક્કી કરી તેઓના આશીર્વાદ મંગાવ્યા. આશીર્વાદ તો મોકલ્યા પણ સાથે લખી મોકલ્યું, 'મારી કલ્પના એવી હતી કે તમે લગ્ન નહિ કરો.' આમ તેઓ સ્વામી વિવેકાનંદની જેમ બ્રહ્મચારી સેવક-સેવિકાઓ ઇચ્છતા.

□ રતિલાલ ગોંધિયા

## ૧૩ આશ્રમ-પ્રવેશ

સૂકી ખેતીમાં ભાવિ જીવન વિતાવવું? એ પ્રશ્ન ઊઠયો અને જંત્રાણની ખેતીને રામરામ કરીને બાપુના ધંધામાં ઝંપલાવ્યું. ધંધામાં એક જ વર્ષમાં સારી સફળતા મળી. એવામાં અચાનક કૉલેજના ભૂતપૂર્વ વિદ્યાર્થી મંડળ તરફથી એક પત્ર આવ્યો કે વેડછી આશ્રમમાં કૃષિસ્નાતકની જરૂર છે. તરત જ પત્ર લખીને ત્યાં જવાની કલ્પનાઓ કરવા લાગ્યો. પત્રનો જવાબ તરત જ આવ્યો, 'આવી શકો છો.' તેમાં લખ્યું હતું, 'આશ્રમજીવનનો અનુભવ લેવા એક માસ પોતાના ખર્ચે રહેવું પડશે, બંને પક્ષે અનુકૂળતા થશે તો રહેવાની તક મળશે.' આ જવાબ ઘરમાં બાપુજીને વંચાવ્યો અને ધંધો છોડી આશ્રમજીવન જીવવાની ઇચ્છા વ્યક્ત કરી. બાપુજી સ્વરાજની લડતના સૈનિક હતા. દીકરો આશ્રમમાં જાય તેનો કોઈ રંજ નહતો. પણ માતાજીની ઇચ્છા નહિ. માતાજીના મનમાં આશ્રમ એટલે અનાથાશ્રમ અને સમાજમાં પણ ગાંધીજીના આશ્રમની કલ્પના નહોતી. આશ્રમ એટલે કઠણ જીવન, આશ્રમ એટલે જુવાર બાજરાના રોટલા. તેમાં શા માટે ઝંપલાવવું? કઈ મા પોતાના દીકરાને સુખ છોડીને દુઃખમાં જોવા ઇચ્છે?

શ્રી શિવાકાકાને પત્ર લખી પુછાવ્યું કે હું આવવા તૈયાર છું. ક્યારે આવું? જવાબ મળ્યો કે તરત જ આવી શકો છો. તા. ૨૩–૮–૫૪ના રોજ સાંજે હું આવું છું એવો પત્ર લખીને બેગ-બિસ્ત્રો બાંધીને વેડછી આવવા નીકળ્યો. બાપુજીએ શુભ આશીર્વાદ આપ્યા. માતાજીએ વીલે મોઢે નાછૂટકે જવાની સંમતિ આપી. હું મઢી આવ્યો. મઢી સ્ટેશનથી વાલોડ જવા બસ તૈયાર હતી તેમાં બેસી વાલોડ આવ્યો. સુરત જિલ્લાના ભારે વરસાદ-વાળા પ્રદેશમાં પહેલી જ વાર આવ્યો. તે દિવસે દેમાર વરસાદ હતો. નદી-નાળાં છલકાતાં હતાં. 'વેડછી આશ્રમ કેટલે આવ્યો?' પૂછતાં પૂછતાં માથે બિસ્તરો અને સાથેના ભાઈને બેગ ઊંચકાવી આશ્રમ તરફ ચાલવા માંડયું. વરસાદ ચાલુ હતો, છત્રી કામ આવે એવી નહોતી તેથી ન્હાતા ન્હાતા લથરપથર ચાલવા માંડયું.

મામાનું ઘર કેટલે? દીવો બળે એટલે. ભાઈ, આશ્રમ કેટલે દૂર છે? અરે આ આવ્યો, એમ કરતાં કરતાં ખાસ્સો દોઢેક કલાક લાગ્યો. રાત થવા આવી, અંધારું થવા આવ્યું અને આશ્રમના દરવાજામાં દાખલ થયો ત્યારે હા...શ અનુભવી. આશ્રમમાં અંદર પહોંચતાં જ શ્રી મીનુભાઈ અને નાનુભાઈ મળ્યા. તેમણે આવકાર આપ્યો અને પ્રાર્થના મંદિરની બાજુમાં આવેલી એક ખોલીમાં મુકામ આપ્યો. 'શિવાભાઈએ તમને બોલાવ્યા છે ને? આ શિવાભાઈની ખોલી છે. તેમાં મુકામ કરો. તેઓ બહારગામ ગયા છે. બે-ચાર દિવસ પછી આવશે. વરસાદમાં પલળી ગયા લાગો છો તો કપડાં બદલો અને સહેજ આરામ કરો. બિસ્ત્રો પણ પલળી ગયો છે? કંઈ નહિ શિવાભાઈના ખાટલામાં નિરાંતે ઊંઘી શકશો.'

ચાલો, ભોજનનો ઘંટ વાગ્યો, થાળી વાડકો લાવ્યા છો? ચાલો જમવા. થાળી-વાડકો લઈને મીનુભાઈ સાથે આશ્રમના રસોડે જમવા પહોંચ્યો. ભોજનમાં જુવારના રોટલા અને બાફેલું શાક હતું. ભૂખ કકડીને લાગી હતી. જુવારનો રોટલો જીવનમાં પહેલી જ વાર જોયો હતો. ખાધો, મીઠો લાગ્યો. શાક અને દૂધ ખાઈને ધરાઈ ગયો. થાક વધારે લાગ્યો હતો. વરસાદમાં ખૂબ નાહ્યો હતો. તેથી ખૂબ ઠંડી લાગી હતી છતાં પ્રાર્થનામાં ગયો. પ્રાર્થનાના મીઠા સૂર, ચીમનભાઈનું તંબૂરા સાથેનું ભજન, 'પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો' સાંભળ્યું. ભજન ધૂન પછી સમાચાર અને દિવસના કાર્યક્રમો-ની વાત સાંભળી પૂ. જુગતરામકાકાનું પ્રાર્થના પ્રવચન ઝોકાં ખાતાં ખાતાં સાંભળ્યું. ત્યાર પછીના વાચનશયનના કાર્યક્રમમાં શયનને પસંદગી આપી ઊંઘી જ ગયો.

વહેલી સવારે ઊઠવાનો ઘંટ સાંભળ્યો. ઊઠી, દાંતણ પાણી શૌચાદિ પતાવી પ્રાર્થનામાં આવ્યો. પ્રાર્થનાના સંગીતમય વાતાવરણથી હું ખૂબ આકર્ષાયો. સફાઈ, નાસ્તો પતાવી ઉદ્યોગ કરવાનો હતો. મીનુભાઈ, ભીખુભાઈ અને નાનુભાઈ સાથે હું પણ ઉદ્યોગમાં જોડાયો. ઊભા ઊભા ટીંડોળા વીણવાનું કામ ત્રણ કલાક ચાલ્યું. ઉદ્યોગ પૂરો કરી સ્નાન કરવા ગયા. કપડાં થોડાં છબછબાવી ધોયાનો સંતોષ માની નાહવા-ધોવાનો કાર્યક્રમ પૂરો કર્યો. ભોજનમાં ગયા. એ જ ભોજન: જુવારના રોટલા, શાક અને દાળ ભાત. રોટલી પર ઘીને બદલે તલનું તેલ મળતું. કડકડતી ભૂખમાં મીઠો સ્વાદ માણવાની ઘણી મઝા પડતી. બપોરના કાંતણ પછી વર્ગો રહેતા, પછી ઉદ્યોગ અને સાંજના ભોજન પછી વાયુસેવન કરવા નીકળતા. સાયં પ્રાર્થના અને વાચન. શયન.

ભીખુભાઈ, મીનુભાઈ પ્રાર્થના પછી ટાઢાપોરનાં ગપ્પાં મારવા બેસતા. થાકનો માર્યો હું ખાટલામાં પડ્યો હતો. ભીખુભાઈએ મીનુભાઈને કહ્યું, 'આ ભાઈ કદાચ ટકી જશે. બધા કાર્યક્રમમાં ઉત્સાહથી ભાગ લેતા હોય છે.'

આખા દિવસની ઘટમાળ ઘંટના ટકોરે ચાલ્યા જ કરે. જોતજોતામાં એક મહિનો પૂરો થયો અને કાકાની ઝૂંપડીમાં કાર્યકર્તાઓની સભામાં મને બોલાવ્યો. એક મહિનાનો પરીક્ષાનો કાળ પૂરો થયો તેથી હવે આ રાજુભાઈને રાખવા કે નહિ? તેનો નિર્ણય આ સભામાં થવાનો હતો. મારે મન ઇન્ટરવ્યુનો દિવસ હતો. તેથી મનોમન અનેક પ્રશ્નોના જવાબ તૈયાર કરીને ગયો હતો. શ્રી શિવાભાઈએ વાત કરી કે, 'રાજુભાઈ આપણે ત્યાં આવ્યા છે. તેઓ ખેતીવાડી સ્નાતક છે. આપણી ઉ. બુ. વિદ્યાલયમાં ખેતી-શિક્ષકની જરૂર છે. એક માસના ગાળામાં તેમને આપણો પરિચય થયો છે આપણને તેઓનો પરિચય થયો છે. તો હવે એમના ભાવિનું શું વિચારીએ?' શ્રી જુગતરામકાકાએ તેમની લાક્ષણિક ઢબે પૂછ્યું, 'કેમ ભાઈ, આશ્રમ ગમ્યો?' ત્યારે સભામાં બેઠેલા બધા ભાઈઓએ મૂક સંમતિ આપી હોય એવું મને લાગ્યું. કાકાએ અને શિવાભાઈએ પણ સંમતિ આપી. 'ભાઈ, તમને અમે ઓછું વેતન આપીએ તો ચાલશે? સ્નાતકનું વેતન રૂ. ૧૧૫ થાય. અમે રૂ. ૮૫ આપી શકીશું. ખાદી પહેરવી પડશે, ઉદ્યોગ,

## ૧૨ મારા જાહેર જીવનની પ્રેરણામૂર્તિ

૧૯૪૫માં પૂ. જુગતરામભાઈના સહવાસમાં રહેવા ગયો. આ સહવાસ મારા જાહેર જીવનનું ભાથું છે.

આજે આટલાં વર્ષે પણ એ સાડાપાંચ મહિનાના દિવસો જાણે તાજા જ છે.

મારો ૮–૧૦ દહાડાનો સહવાસનો સમય પૂરો થવા આવ્યો ત્યારે પૂ. જુગતરામભાઈએ મને કહ્યું કે 'તમારે ગામડું પસંદ કરવાનું હજુ બાકી છે. તો તે થોડું મોડું પસંદ કરો અને અત્યારે થોડો વખત અહીં રોકાઈ જાવ તો મુબઈ રાજ્યે જે ગણોતધારો અને ઋણરાહત ધારો અમલમાં મૂકયા છે, તેનો ફાયદો હળપતિઓ અને આદિવાસીઓને પહોંચાડવાની કામગીરી કરીએ અને વેડછી મુકામ કરીએ.' મને તો ભાવતું હતું અને વૈદે બતાવ્યું. આ ઋષિની સાથે રહેવા મળે એવું સદ્ભાગ્ય કયાંથી? મેં સૂચન તુરત સ્વીકારી લીધું અને જુગતરામભાઈ અને હું વેડછીમાં એક મિત્ર નાથુભાઈની ઝૂંપડીમાં રહેવા ગયા. હું જુગતરામભાઈ સાથે લગભગ ચાર મહિના રહ્યો અને પછી વેડછી આશ્રમ જપ્તીમાંથી છૂટતાં અમે આશ્રમમાં રહેવા ગયા.

ઋષિ સાથે રહેવાનું સદ્ભાગ્ય તો મળે, પણ તેનો લાભ ઘણીવાર આપણા જેવા લઈ શકતા નથી. એક વખત પૂ. રવિશંકર મહારાજ કહેતા હતા કે 'હું ગાંધીજી પાસે એટલા માટે રહેવા ન ગયો કે આપણે એટલા નાના છીએ કે મહાન માણસ પાસે રહી તેની ત્રુટિઓ જોવાનું કરીએ છીએ.' હું તો એ રીતે ઉંમર, અનુભવે અને પ્રકૃતિથી ઘણો નાનો હતો. પણ પૂ. જુગતરામભાઈનું એટલું મહાન ઋષિજીવન હતું કે દુશ્મન પણ ત્રુટિઓ શોધવા જાય તો મળે નહિ. મને એ ઋષિ જીવનના સહવાસમાંથી નિત્ય નવું જીવનનું ભાથું અને પ્રેરણા મળતાં હતાં.

વેડછી છોડયા પછી મેં સૌરાષ્ટ્રમાં એક ગામડું પસંદ કર્યું, જ્યાં હું અઢી વર્ષ રહ્યો. ત્યાં સુધી અને ત્યાર બાદ બે-એક વર્ષ એમ ચારેક વર્ષો સુધી હું દર વર્ષે નિયમિત પણે જુગતરામભાઈ પાસે પાંચ સાત દિવસ રહેવા જતો જે મને નવું ભાથું અને પ્રેરણા આપતા. એ શિરસ્તો પાછળથી તૂટી ગયો. જેમાં મેં ઘણું ગુમાવ્યું.

જુગતરામભાઈ સાથેના આ સહજીવનના કેટલાક પ્રસંગો આવા છે:

: ૧ :

હું રહેવા ગયો ત્યારે તેઓનું વ્રત હતું કે વાહનમાં ન બેસવું. તેથી હું પણ તેમની સાથે ચાલતો જતો અને ચાલીને લાંબો પ્રવાસ કરીએ. તેથી અનેક જાતની વાતો–ચર્ચાઓ થાય જેને હું 'જ્ઞાન ગોઠડી' કહીશ. તેમના આ વ્રત અંગે એક વખત કહે, 'બેસીને ધ્યાન ધરવાની બાબત મને તો આકર્ષતી નથી. મને તો ચાલતાં ચાલતાં જ સારા વિચારો આવે છે અને યોજનાઓ સૂઝે છે.' ત્રણ-ચાર વર્ષે તેઓએ આ વ્રત છોડી દીધું તો મેં પૂછ્યું તો કહે, 'ચાલવાનું હવે કોઈ સ્વીકારે તેમ નથી અને ઘણી જગાએ પહોંચવાનું છે તેથી મેં બસ ટ્રેનનો ઉપયોગ કરવાનું ચાલું કર્યું છે.'

: ૨ :

તેઓમાં માતા અને પિતાનું વાત્સલ્ય છે અને તેથી જ તેઓનું કુટુંબ હજારો ભાઈબહેનોનું છે. તેમના આ વત્સલ હૃદયનો મેં પણ સ્વાદ લીધો. હું તેઓની સાથે રહેવા ગયો ત્યારે હું નવો હતો. તેથી મને ફાવે છે કે નહિ તેની ચિંતા રાખતા. નાથુભાઈને ભલામણ કરે અને મારા વ્યવહાર અને સ્વભાવનું નિરીક્ષણ કરી પોતાની ડાયરીમાં તે ટપકાવે. જેમ કે : 'રતિલાલને હવે ફાવી ગયું છે, વગેરે' પણ આ મમતા અને પ્રેમ તેઓ લાગણીવેડા રૂપે કદી વ્યક્ત કરતા નહિ.

: ૩ :

મેં ગામડું પસંદ કર્યું. ત્યાં મેં ગ્રામજનોને ત્યાં જમવાનું રાખ્યું. આગળ જતાં મારા મહેમાનો પણ ગ્રામજનોને ત્યાં જ જમતા. ગામ જ તેની ચિંતા કરતું. કેટલાક મિત્રોને આ પ્રથા એ કારણસર ન ગમી કે 'લોકોની સ્વચ્છતા એવી નથી કે આપણને તેમને ત્યાં જમવું ગમે.' મેં આ બાબત જુગતરામભાઈની સલાહ પૂછી. તેમનો જવાબ આવ્યો કે 'મને તો તમે લોકોને ત્યાં જમો છો અને તેમનું કામ કરો છો તે ગમે છે. બાકી ચોખલિયાપણું તો વ્યક્તિએ વ્યક્તિએ જુદું જુદું રહેશે અને અહીં તેને વચ્ચે લાવવાની જરૂર નથી.'

: ૪ :

મારી જેમ મારા મિત્ર શ્રી કેશુભાઈ ભાવસાર પણ એક ગામડે બેઠેલા, જ્યાં તેમનાં ઝૂંપડાં લોકોએ બાળી નાખ્યાં. આ અંગે જુગતરામભાઈએ કહ્યું, 'મને આ ગમ્યું. આવા બનાવો બને ત્યારે ખાતરી થાય છે કે ગ્રામસેવકે ગામડાના સામાજિક ગૂમડા ઉપર જરૂર હાથ મૂકયો છે.'

: ૫ :

એક વખત ગાંધીજી અને તેમના અનુયાયીઓ વિશે વાત નીકળતાં જુગતરામભાઈએ કહ્યું : 'જુઓ, એમ માનવાની જરાયે જરૂર નથી કે ગાંધીજીની મૂળ પાયાની જીવન ફિલસૂફીને અનુસરનારા મારા તમારા જેવા જ હશે. એવો પૂરો સંભવ છે કે કદાચ કોઈ સામ્યવાદી કે એવા કોઈ ગાંધીજીને યોગ્ય રીતે અનુસરવાનું શ્રેય લઈ શકે.' આજે આપણે જે અનુભવીએ છીએ તે જુગતરામભાઈના ઋષિ વચનનો પૂર્વાર્ધ કદાચ સાબિત કરે છે. ઉત્તરાર્ધ અંગે ભલે પ્રશ્નાર્થ રહ્યો.

: ૬ :

તેમની સાથે રહેતો ત્યારે તાજો ગાંધીવાદી હતો. જુવાન હતો અ જુગતરામભાઈના જીવનનો પ્રભાવ જબરજસ્ત હતો તેથી તેમ અનુસરવા મન સતત કોશિશ કરતું. જેમ કે હું પણ મારાં કપ જાતે કાંતીને જ મેળવતો. પણ જુગતરામભાઈ તો પૂણી પ તુનાઈ પદ્ધતિથી હાથે બનાવતા તેથી મારે પણ હાથે પૂ બનાવવી તેવું વિચાર્યા કરતો. પણ સંકલ્પ પાળી શકીશ કે નાં તેના સંદેહે નિર્ણય નહોતો કરતો. પણ આખરે એક દિવ સંકલ્પ કરીને જુગતરામભાઈને જણાવ્યું ત્યારે થોડું હોઠમ હસીને કહે, 'રહેવા દોને પટેલની ઘોડી પાદર સુધી ચાલશે. અ કહેવત સૌરાષ્ટ્રની છે અને ખરેખર મારી ઘોડી પાદર સુધી ચાલી. આવું તેમનું વ્યક્તિ વિશેનું, સમાજ વિશેનું, કાર્ય વિશેનું દૂરનું દર્શન હતું।

: ૭ :

મેં વેડછી છોડયા પછી એકાદ વર્ષે લગ્ન કરવાનું નક્કી કરી તેઓના આશીર્વાદ મંગાવ્યા. આશીર્વાદ તો મોકલ્યા પણ સાથે લખી મોકલ્યું, 'મારી કલ્પના એવી હતી કે તમે લગ્ન નહિ કરો.' આમ તેઓ સ્વામી વિવેકાનંદની જેમ બ્રહ્મચારી સેવક-સેવિકાઓ ઇચ્છતા.

□ રતિલાલ ગોંધિયા

## ૧૩ આશ્રમ-પ્રવેશ

સુકી ખેતીમાં ભાવિ જીવન વિતાવવું? એ પ્રશ્ન ઊઠયો અને જંત્રાણુની ખેતીને રામરામ કરીને બાપુના ધંધામાં ઝંપલાવ્યું. ધંધામાં એક જ વર્ષમાં સારી સફળતા મળી. એવામાં અચાનક કૉલેજના ભૂતપૂર્વ વિદ્યાર્થી મંડળ તરફથી એક પત્ર આવ્યો કે વેડછી આશ્રમમાં કૃષિસ્નાતકની જરૂર છે. તરત જ પત્ર લખીને ત્યાં જવાની કલ્પનાઓ કરવા લાગ્યો. પત્રનો જવાબ તરત જ આવ્યો, 'આવી શકો છો.' તેમાં લખ્યું હતું, 'આશ્રમજીવનનો અનુભવ લેવા એક માસ પોતાના ખર્ચે રહેવું પડશે, બંને પક્ષે અનુકૂળતા ચશે તો રહેવાની તક મળશે.' આ જવાબ ઘરમાં બાપુજીને વંચાવ્યો અને ધંધો છોડી આશ્રમજીવન જીવવાની ઇચ્છા વ્યક્ત કરી. બાપુજી સ્વરાજની લડતના સૈનિક હતા. દીકરો આશ્રમમાં જાય તેનો કોઈ રંજ નહતો. પણ માતાજીની ઇચ્છા નહિ. માતાજીના મનમાં આશ્રમ એટલે અનાથાશ્રમ અને સમાજમાં પણ ગાંધીજીના આશ્રમની કલ્પના નહોતી. આશ્રમ એટલે કડણુ જીવન, આશ્રમ એટલે જુવાર બાજરાના રોટલા. તેમાં શા માટે ઝંપલાવવું? કઈ મા પોતાના દીકરાને સુખ છોડીને દુઃખમાં જોવા ઇચ્છે?

શ્રી શિવાકાકાને પત્ર લખી પુછાવ્યું કે હું આવવા તૈયાર છું. ક્યારે આવું? જવાબ મળ્યો કે તરત જ આવી શકો છો. તા. ૨૩–૮–૫૪ના રોજ સાંજે હું આવું છું એવો પત્ર લખીને બેગ-બિસ્ત્રો બાંધીને વેડછી આવવા નીકળ્યો. બાપુજીએ શુભ આશીર્વાદ આપ્યા. માતાજીએ વીલે મોઢે નાછૂટકે જવાની સંમતિ આપી. હું મઢી આવ્યો. મઢી સ્ટેશનથી વાલોડ જવા બસ તૈયાર હતી તેમાં બેસી વાલોડ આવ્યો. સુરત જિલ્લાના ભારે વરસાદવાળા પ્રદેશમાં પહેલી જ વાર આવ્યો. તે દિવસે દેમાર વરસાદ હતો. નદીનાળાં છલકાતાં હતાં. 'વેડછી આશ્રમ કેટલે આવ્યો?' પૂછતાં પૂછતાં માથે બિસ્તરો અને સાથેના ભાઈને બેગ ઊંચકાવી આશ્રમ તરફ ચાલવા માંડયું. વરસાદ ચાલુ હતો, છત્રી કામ આવે એવી નહોતી તેથી ન્હાતા ન્હાતા લથરપથર ચાલવા માંડયું.

મામાનું ઘર કેટલે? દીવો બળે એટલે. ભાઈ, આશ્રમ કેટલે દૂર છે? અરે આ આવ્યો, એમ કરતાં કરતાં ખાસ્સો દોઢેક કલાક લાગ્યો. રાત થવા આવી, અંધારું થવા આવ્યું અને આશ્રમના દરવાજામાં દાખલ થયો ત્યારે હા...શ અનુભવી. આશ્રમમાં અંદર પહોંચતાં જ શ્રી મીનુભાઈ અને નાનુભાઈ મળ્યા. તેમણે આવકાર આપ્યો અને પ્રાર્થના મંદિરની બાજુમાં આવેલી એક ઓરડીમાં મુકામ આપ્યો. 'શિવાભાઈએ તમને બોલાવ્યા છે ને? આ શિવાભાઈની ઓરડી છે. તેમાં મુકામ કરો. તેઓ બહારગામ ગયા છે. બે-ચાર દિવસ પછી આવશે. વરસાદમાં પલળી ગયા લાગો છો તો કપડાં બદલો અને સહેજ આરામ કરો. બિસ્ત્રો પણ પલળી ગયો છે? કંઈ નહિ શિવાભાઈના ખાટલામાં નિરાંતે ઊંઘી શકશો.'

ચાલો, ભોજનનો ઘંટ વાગ્યો, થાળી વાડકો લાવ્યા છો? ચાલો જમવા. થાળી-વાડકો લઈને મીનુભાઈ સાથે આશ્રમના રસોડે જમવા પહોંચ્યો. ભોજનમાં જુવારના રોટલા અને બાફેલું શાક હતું. ભૂખ કકડીને લાગી હતી. જુવારનો રોટલો જીવનમાં પહેલી જ વાર જોયો હતો. ખાધો, મીઠો લાગ્યો. શાક અને દૂધ ખાઈને ધરાઈ ગયો. થાક વધારે લાગ્યો હતો. વરસાદમાં ખૂબ નાહ્યો હતો. તેથી ખૂબ ઠંડી લાગી હતી છતાં પ્રાર્થનામાં ગયો. પ્રાર્થનાના મીઠા સૂર, ચીમનભાઈનું તંબૂરા સાથેનું ભજન, 'પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો' સાંભળ્યું. ભજન ધૂન પછી સમાચાર અને દિવસના કાર્યક્રમોની વાત સાંભળી પૂ. જુગતરામકાકાનું પ્રાર્થના પ્રવચન ઝોકાં ખાતાં ખાતાં સાંભળ્યું. ત્યાર પછીના વાચનશયનના કાર્યક્રમમાં શયનને પસંદગી આપી ઊંઘી જ ગયો.

વહેલી સવારે ઊઠવાનો ઘંટ સાંભળ્યો. ઊઠી, દાંતણ પાણી શૌચાદિ પતાવી પ્રાર્થનામાં આવ્યો. પ્રાર્થનાના સંગીતમય વાતાવરણથી હું ખૂબ આકર્ષાયો. સફાઈ, નાસ્તો પતાવી ઉદ્યોગ કરવાનો હતો. મીનુભાઈ, ભીખુભાઈ અને નાનુભાઈ સાથે હું પણ ઉદ્યોગમાં જોડાયો. ઊભા ઊભા ટીંડોળા વીણવાનું કામ ત્રણ કલાક ચાલ્યું. ઉદ્યોગ પૂરો કરી સ્નાન કરવા ગયા. કપડાં થોડાં છબછબાવી ધોયાનો સંતોષ માની નાહવા-ધોવાનો કાર્યક્રમ પૂરો કર્યો. ભોજનમાં ગયા. એ જ ભોજનઃ જુવારના રોટલા, શાક અને દાળ ભાત. રોટલી પર ઘીને બદલે તલનું તેલ મળતું. કડકડતી ભૂખમાં મીઠો સ્વાદ માણવાની ઘણી મઝા પડતી. બપોરના કાંતણ પછી વર્ગો રહેતા, પછી ઉદ્યોગ અને સાંજના ભોજન પછી વાયુસેવન કરવા નીકળતા. સાયં પ્રાર્થના અને વાચન. શયન.

ભીખુભાઈ, મીનુભાઈ પ્રાર્થના પછી ટાઢાપોરનાં ગપ્પાં મારવા બેસતા. થાકનો માર્યો હું ખાટલામાં પડયો હતો. ભીખુભાઈએ મીનુભાઈને કહ્યું, 'આ ભાઈ કદાચ ટકી જશે. બધા કાર્યક્રમમાં ઉત્સાહથી ભાગ લેતા હોય છે.'

આખા દિવસની ઘટમાળ ઘંટના ટકોરે ચાલ્યા જ કરે. જોતજોતામાં એક મહિનો પૂરો થયો અને કાકાની ઝૂંપડીમાં કાર્યકર્તાઓની સભામાં મને બોલાવ્યો. એક મહિનાનો પરીક્ષાનો કાળ પૂરો થયો તેથી હવે આ રાજુભાઈને રાખવા કે નહિ? તેનો નિર્ણય આ સભામાં થવાનો હતો. મારે મન ઇન્ટરવ્યુનો દિવસ હતો. તેથી મનોમન અનેક પ્રશ્નોના જવાબ તૈયાર કરીને ગયો હતો. શ્રી શિવાભાઈએ વાત કરી કે, 'રાજુભાઈ આપણે ત્યાં આવ્યા છે. તેઓ ખેતીવાડી સ્નાતક છે. આપણી ઉ. બુ. વિદ્યાલયમાં ખેતી-શિક્ષકની જરૂર છે. એક માસના ગાળામાં તેમને આપણો પરિચય થયો છે આપણને તેઓનો પરિચય થયો છે. તો હવે એમના ભાવિનું શું વિચારીએ?' શ્રી જુગતરામકાકાએ તેમની લાક્ષણિક ઢબે પૂછયું, 'કેમ ભાઈ, આશ્રમ ગમ્યો?' ત્યારે સભામાં બેઠેલા બધા ભાઈઓએ મૂક સંમતિ આપી હોય એવું મને લાગ્યું. કાકાએ અને શિવાભાઈએ પણ સંમતિ આપી. 'ભાઈ, તમને અમે ઓછું વેતન આપીએ તો ચાલશે? સ્નાતકનું વેતન રૂ. ૧૧૫ થાય, અમે રૂ. ૮૫ આપી શકીશું. ખાદી પહેરવી પડશે, ઉદ્યોગ,

## ૧૨ મારા જાહેર જીવનની પ્રેરણામૂર્તિ

૧૯૪૫માં પૂ. જુગતરામભાઈના સહવાસમાં રહેવા ગયો. આ સહવાસ મારા જાહેર જીવનનું ભાથું છે.

આજે આટલાં વર્ષે પણ એ સાડાપાંચ મહિનાના દિવસો જાણે તાજા જ છે.

મારો ૮–૧૦ દહાડાનો સહવાસનો સમય પૂરો થવા આવ્યો ત્યારે પૂ. જુગતરામભાઈએ મને કહ્યું કે 'તમારે ગામડું પસંદ કરવાનું હજુ બાકી છે. તો તે થોડું મોડું પસંદ કરો અને અત્યારે થોડો વખત અહીં રોકાઈ જાવ તો મુંબઈ રાજ્યે જે ગણોતધારો અને ઋણરાહત ધારો અમલમાં મૂકયા છે, તેનો ફાયદો હળપતિઓ અને આદિવાસીઓને પહોંચાડવાની કામગીરી કરીએ અને વેડછી મુકામ કરીએ.' મને તો ભાવતું હતું અને વૈદે બતાવ્યું. આ ઋષિની સાથે રહેવા મળે એવું સદ્‌ભાગ્ય કયાંથી? મેં સૂચન તુરત સ્વીકારી લીધું અને જુગતરામભાઈ અને હું વેડછીમાં એક મિત્ર નાથુભાઈની ઝૂંપડીમાં રહેવા ગયા. હું જુગતરામભાઈ સાથે લગભગ ચાર મહિના રહ્યો અને પછી વેડછી આશ્રમ જપ્તીમાંથી છૂટતાં અમે આશ્રમમાં રહેવા ગયા.

ઋષિ સાથે રહેવાનું સદ્‌ભાગ્ય તો મળે, પણ તેનો લાભ ઘણીવાર આપણા જેવા લઈ શકતા નથી. એક વખત પૂ. રવિશંકર મહારાજ કહેતા હતા કે 'હું ગાંધીજી પાસે એટલા માટે રહેવા ન ગયો કે આપણે એટલા નાના છીએ કે મહાન માણસ પાસે રહી તેની ત્રુટિઓ જોવાનું કરીએ છીએ.' હું તો એ રીતે ઉંમર, અનુભવે અને પ્રકૃતિથી ઘણો નાનો હતો. પણ પૂ. જુગતરામભાઈનું એટલું મહાન ઋષિજીવન હતું કે દુશ્મન પણ ત્રુટિઓ શોધવા જાય તો મળે નહિ. મને એ ઋષિ જીવનના સહવાસમાંથી નિત્ય નવું જીવનનું ભાથું અને પ્રેરણા મળતાં હતાં.

વેડછી છોડયા પછી મેં સૌરાષ્ટ્રમાં એક ગામડું પસંદ કર્યું, જ્યાં હું અઢી વર્ષ રહ્યો. ત્યાં સુધી અને ત્યાર બાદ બે–એક વર્ષ એમ ચારેક વર્ષો સુધી હું દર વર્ષે નિયમિત પણે જુગતરામભાઈ પાસે પાંચ સાત દિવસ રહેવા જતો જે મને નવું ભાથું અને પ્રેરણા આપતા. એ શિરસ્તો પાછળથી તૂટી ગયો. જેમાં મેં ઘણું ગુમાવ્યું.

જુગતરામભાઈ સાથેના આ સહજીવનના કેટલાક પ્રસંગો આવા છેઃ

: ૧ :

હું રહેવા ગયો ત્યારે તેઓનું વ્રત હતું કે વાહનમાં ન બેસવું. તેથી હું પણ તેમની સાથે ચાલતો જતો અને ચાલીને લાંબો પ્રવાસ કરીએ. તેથી અનેક જાતની વાતો–ચર્ચાઓ થાય જેને હું 'જ્ઞાન ગોઠડી' કહીશ. તેમના આ વ્રત અંગે એક વખત કહે, 'બેસીને ધ્યાન ધરવાની બાબત મને તો આકર્ષતી નથી. મને તો ચાલતાં ચાલતાં જ સારા વિચારો આવે છે અને યોજનાઓ સૂઝે છે.' ત્રણ-ચાર વર્ષે તેઓએ આ વ્રત છોડી દીધું તો મેં પૂછ્યું તો કહે, 'ચાલવાનું હવે કોઈ સ્વીકારે તેમ નથી અને ઘણી જગાએ પહોંચવાનું છે તેથી મેં બસ ટ્રેનનો ઉપયોગ કરવાનું ચાલુ કર્યું છે.'

: ૨ :

તેઓમાં માતા અને પિતાનું વાત્સલ્ય છે અને તેથી જ તેઓનું કુટુંબ હજારો ભાઈબહેનોનું છે. તેમના આ વત્સલ હૃદયનો મેં પણ સ્વાદ લીધો. હું તેઓની સાથે રહેવા ગયો ત્યારે હું નવો હતો. તેથી મને ફાવે છે કે નહિ તેની ચિંતા રાખતા. નાથુભાઈને ભલામણ કરે અને મારા વ્યવહાર અને સ્વભાવનું નિરીક્ષણ કરી પોતાની ડાયરીમાં તે ટપકાવે. જેમ કે : 'રતિલાલને હવે ફાવી ગયું છે, વગેરે' પણ આ મમતા અને પ્રેમ તેઓ લાગણીવેડા રૂપે કદી વ્યક્ત કરતા નહિ.

: ૩ :

મેં ગામડું પસંદ કર્યું. ત્યાં મેં ગ્રામજનોને ત્યાં જમવાનું રાખ્યું. આગળ જતાં મારા મહેમાનો પણ ગ્રામજનોને ત્યાં જ જમતા. ગામ જ તેની ચિંતા કરતું. કેટલાક મિત્રોને આ પ્રથા એ કારણસર ન ગમી કે 'લોકોની સ્વચ્છતા એવી નથી કે આપણને તેમને ત્યાં જમવું ગમે.' મેં આ બાબત જુગતરામભાઈની સલાહ પૂછી. તેમનો જવાબ આવ્યો કે 'મને તો તમે લોકોને ત્યાં જમો છો અને તેમનું કામ કરો છો તે ગમે છે. બાકી ચોખલિયાપણું તો વ્યક્તિએ વ્યક્તિએ જુદું જુદું રહેશે અને અહીં તેને વચ્ચે લાવવાની જરૂર નથી.'

: ૪ :

મારી જેમ મારા મિત્ર શ્રી કેશુભાઈ ભાવસાર પણ એક ગામડે બેઠેલા, જ્યાં તેમનાં ઝૂંપડાં લોકોએ બાળી નાખ્યાં. આ અંગે જુગતરામભાઈએ કહ્યું, 'મને આ ગમ્યું'. આવા બનાવો બને ત્યારે ખાતરી થાય છે કે ગ્રામસેવકે ગામડાના સામાજિક ગૂમડા ઉપર જરૂર હાથ મૂકયો છે.'

: ૫ :

એક વખત ગાંધીજી અને તેમના અનુયાયીઓ વિશે વાત નીકળતાં જુગતરામભાઈએ કહ્યું : 'જુઓ, એમ માનવાની જરાયે જરૂર નથી કે ગાંધીજીની મૂળ પાયાની જીવન ફિલસૂફીને અનુસરનારા મારા તમારા જેવા જ હશે. એવો પૂરો સંભવ છે કે કદાચ કોઈ સામ્યવાદી કે એવા કોઈ ગાંધીજીને યોગ્ય રીતે અનુસરવાનું શ્રેય લઈ શકે.' આજે આપણે જે અનુભવીએ છીએ તે જુગતરામભાઈના ઋષિ વચનનો પૂર્વાર્ધ કદાચ સાબિત કરે છે. ઉત્તરાર્ધ અંગે ભલે પ્રશ્નાર્થ રહ્યો.

: ૬ :

તેમની સાથે રહેતો ત્યારે તાજો ગાંધીવાદી હતો. જુવાન હતો અને જુગતરામભાઈના જીવનનો પ્રભાવ જબરજસ્ત હતો તેથી તેમને અનુસરવા મન સતત કોશિશ કરતું. જેમ કે હું પણ મારાં કપડાં જાતે કાંતીને જ મેળવતો. પણ જુગતરામભાઈ તો પૂણી પણ તુનાઈ પદ્ધતિથી હાથે બનાવતા તેથી મારે પણ હાથે પૂણી બનાવવી તેવું વિચાર્યા કરતો. પણ સંકલ્પ પાળી શકીશ કે નહિ તેના સંદેહે નિર્ણય નહોતો કરતો. પણ આખરે એક દિવસ સંકલ્પ કરીને જુગતરામભાઈને જણાવ્યું ત્યારે થોડું હોઠમાં હસીને કહે, 'રહેવા દોને પટેલની ઘોડી પાદર સુધી ચાલશે. આ કહેવત સૌરાષ્ટ્રની છે અને ખરેખર મારી ઘોડી પાદર સુધી જ ચાલી. આવું તેમનું વ્યક્તિ વિશેનું, સમાજ વિશેનું, કાર્યક્રમો વિશેનું દૂરનું દર્શન હતું!

: ૭ :

મેં વેડછી છોડ્યા પછી એકાદ વર્ષે લગ્ન કરવાનું નક્કી કરી તેઓના આશીર્વાદ મંગાવ્યા. આશીર્વાદ તો મોકલ્યા પણ સાથે લખી મોકલ્યું, 'મારી કલ્પના એવી હતી કે તમે લગ્ન નહિ કરો.' આમ તેઓ સ્વામી વિવેકાનંદની જેમ બ્રહ્મચારી સેવક-સેવિકાઓ ઇચ્છતા.

▫ રતિલાલ ગોંધિયા

## ૧૩ આશ્રમ-પ્રવેશ

સૂકી ખેતીમાં ભાવિ જીવન વિતાવવું? એ પ્રશ્ન ઊઠ્યો અને જંત્રાલની ખેતીને રામરામ કરીને બાપુના ધંધામાં ઝંપલાવ્યું. ધંધામાં એક જ વર્ષમાં સારી સફળતા મળી. એવામાં અચાનક કૉલેજના ભૂતપૂર્વ વિદ્યાર્થી મંડળ તરફથી એક પત્ર આવ્યો કે વેડછી આશ્રમમાં કૃષિસ્નાતકની જરૂર છે. તરત જ પત્ર લખીને ત્યાં જવાની કલ્પનાઓ કરવા લાગ્યો. પત્રનો જવાબ તરત જ આવ્યો, 'આવી શકો છો.' તેમાં લખ્યું હતું, 'આશ્રમજીવનનો અનુભવ લેવા એક માસ પોતાના ખર્ચે રહેવું પડશે, બંને પક્ષે અનુકૂળતા થશે તો રહેવાની તક મળશે.' આ જવાબ ઘરમાં બાપુજીને વંચાવ્યો અને ધંધો છોડી આશ્રમજીવન જીવવાની ઇચ્છા વ્યક્ત કરી. બાપુજી સ્વરાજની લડતના સૈનિક હતા. દીકરો આશ્રમમાં જાય તેનો કોઈ રંજ નહતો. પણ માતાજીની ઇચ્છા નહિ. માતાજીના મનમાં આશ્રમ એટલે અનાથાશ્રમ અને સમાજમાં પણ ગાંધીજીના આશ્રમની કલ્પના નહોતી. આશ્રમ એટલે કઠણ જીવન, આશ્રમ એટલે જુવાર બાજરાના રોટલા. તેમાં શા માટે ઝંપલાવવું? કઈ મા પોતાના દીકરાને સુખ છોડીને દુઃખમાં જોવા ઇચ્છે?

શ્રી શિવાકાકાને પત્ર લખી પુછાવ્યું કે હું આવવા તૈયાર છું. ક્યારે આવું? જવાબ મળ્યો કે તરત જ આવી શકો છો. તા. ૨૩–૮–૫૪ના રોજ સાંજે હું આવું છું એવો પત્ર લખીને બૅગ-બિસ્ત્રો બાંધીને વેડછી આવવા નીકળ્યો. બાપુજીએ શુભ આશીર્વાદ આપ્યા. માતાજીએ વીલે મોઢે નાછૂટકે જવાની સંમતિ આપી. હું મઢી આવ્યો. મઢી સ્ટેશનથી વાલોડ જવા બસ તૈયાર હતી તેમાં બેસી વાલોડ આવ્યો. સુરત જિલ્લાના ભારે વરસાદવાળા પ્રદેશમાં પહેલી જ વાર આવ્યો. તે દિવસે દેમાર વરસાદ હતો. નદી-નાળાં છલકાતાં હતાં. 'વેડછી આશ્રમ કેટલે આવ્યો?' પૂછતાં પૂછતાં માથે બિસ્તરો અને સાથેના ભાઈને બૅગ ઊંચકાવી આશ્રમ તરફ ચાલવા માંડ્યું. વરસાદ ચાલુ હતો, છત્રી કામ આવે એવી નહોતી તેથી ન્હાતા ન્હાતા લથરપથર ચાલવા માંડ્યું.

મામાનું ઘર કેટલે? દીવો બળે એટલે. ભાઈ, આશ્રમ કેટલે દૂર છે? અરે આ આવ્યો, એમ કરતાં કરતાં ખાસ્સો દોઢેક કલાક લાગ્યો. રાત થવા આવી, અંધારું થવા આવ્યું અને આશ્રમના દરવાજામાં દાખલ થયો ત્યારે હા…શ અનુભવી. આશ્રમમાં અંદર પહોંચતાં જ શ્રી મીનુભાઈ અને નાનુભાઈ મળ્યા. તેમણે આવકાર આપ્યો અને પ્રાર્થના મંદિરની બાજુમાં આવેલી એક ખોલીમાં મુકામ આપ્યો. 'શિવાભાઈએ તમને બોલાવ્યા છે ને? આ શિવાભાઈની ખોલી છે. તેમાં મુકામ કરો. તેઓ બહારગામ ગયા છે. બે-ચાર દિવસ પછી આવશે. વરસાદમાં પલળી ગયા લાગો છો તો કપડાં બદલો અને સહેજ આરામ કરો. બિસ્ત્રો પણ પલળી ગયો છે? કંઈ નહિ શિવાભાઈના ખાટલામાં નિરાંતે ઊંઘી શકશો.'

ચાલો, ભોજનનો ઘંટ વાગ્યો, થાળી વાડકો લાવ્યા છો? ચાલો જમવા. થાળી-વાડકો લઈને મીનુભાઈ સાથે આશ્રમના રસોડે જમવા પહોંચ્યો. ભોજનમાં જુવારના રોટલા અને બાફેલું શાક હતું. ભૂખ કકડીને લાગી હતી. જુવારનો રોટલો જીવનમાં પહેલી જ વાર જોયો હતો. ખાધો, મીઠો લાગ્યો. શાક અને દૂધ ખાઈને ધરાઈ ગયો. થાક વધારે લાગ્યો હતો. વરસાદમાં ખૂબ નાહ્યો હતો. તેથી ખૂબ ઠંડી લાગી હતી છતાં પ્રાર્થનામાં ગયો. પ્રાર્થનાના મીઠા સૂર, ચીમનભાઈનું તંબૂરા સાથેનું ભજન, 'પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો' સાંભળ્યું. ભજન ધૂન પછી સમાચાર અને દિવસના કાર્યક્રમોની વાત સાંભળી પૂ. જુગતરામકાકાનું પ્રાર્થના પ્રવચન ઝોકાં ખાતાં ખાતાં સાંભળ્યું. ત્યાર પછીના વાચનશયનના કાર્યક્રમમાં શયનને પસંદગી આપી ઊંઘી જ ગયો.

વહેલી સવારે ઊઠવાનો ઘંટ સાંભળ્યો. ઊઠી, દાંતણ પાણી શૌચાદિ પતાવી પ્રાર્થનામાં આવ્યો. પ્રાર્થનાના સંગીતમય વાતાવરણથી હું ખૂબ આકર્ષાયો. સફાઈ, નાસ્તો પતાવી ઉદ્યોગ કરવાનો હતો. મીનુભાઈ, ભીખુભાઈ અને નાનુભાઈ સાથે હું પણ ઉદ્યોગમાં જોડાયો. ઊભા ઊભા ટીંડોળા વીણવાનું કામ ત્રણ કલાક ચાલ્યું. ઉદ્યોગ પૂરો કરી સ્નાન કરવા ગયા. કપડાં થોડાં છગછગાવી ધોયાનો સંતોષ માની નાહવા-ધોવાનો કાર્યક્રમ પૂરો કર્યો. ભોજનમાં ગયા. એ જ ભોજન: જુવારના રોટલા, શાક અને દાળ ભાત. રોટલી પર ઘીને બદલે તલનું તેલ મળતું. કડકડતી ભૂખમાં મીઠો સ્વાદ માણવાની ઘણી મઝા પડતી. બપોરના કાંતણ પછી વર્ગો રહેતા, પછી ઉદ્યોગ અને સાંજના ભોજન પછી વાયુસેવન કરવા નીકળતા. સાયં પ્રાર્થના અને વાચન. શયન.

ભીખુભાઈ, મીનુભાઈ પ્રાર્થના પછી ટાઢાપોરનાં ગપ્પાં મારવા બેસતા. થાકનો માર્યો હું ખાટલામાં પડ્યો હતો. ભીખુભાઈએ મીનુભાઈને કહ્યું, 'આ ભાઈ કદાચ ટકી જશે. બધા કાર્યક્રમમાં ઉત્સાહથી ભાગ લેતા હોય છે.'

આખા દિવસની ઘટમાળ ઘંટના ટકોરે ચાલ્યા જ કરે. જોતજોતામાં એક મહિનો પૂરો થયો અને કાકાની ઝૂંપડીમાં કાર્યકર્તાઓની સભામાં મને બોલાવ્યો. એક મહિનાનો પરીક્ષાનો કાળ પૂરો થયો તેથી હવે આ રાજુભાઈને રાખવા કે નહિ? તેનો નિર્ણય આ સભામાં થવાનો હતો. મારે મન ઇન્ટરવ્યુનો દિવસ હતો. તેથી મનોમન અનેક પ્રશ્નોના જવાબ તૈયાર કરીને ગયો હતો. શ્રી શિવાભાઈએ વાત કરી કે, 'રાજુભાઈ આપણે ત્યાં આવ્યા છે. તેઓ ખેતીવાડી સ્નાતક છે. આપણી ઉ. બુ. વિદ્યાલયમાં ખેતી-શિક્ષકની જરૂર છે. એક માસના ગાળામાં તેમને આપણો પરિચય થયો છે આપણને તેઓનો પરિચય થયો છે. તો હવે એમના ભાવિનું શું વિચારીએ?' શ્રી જુગતરામકાકાએ તેમની લાક્ષણિક ઢબે પૂછ્યું, 'કેમ ભાઈ, આશ્રમ ગમ્યો?' ત્યારે સભામાં બેઠેલા બધા ભાઈઓએ મૂક સંમતિ આપી હોય એવું મને લાગ્યું. કાકાએ અને શિવાભાઈએ પણ સંમતિ આપી. 'ભાઈ, તમને અમે ઓછું વેતન આપીએ તો ચાલશે? સ્નાતકનું વેતન રૂ. ૧૧૫ થાય. અમે રૂ. ૮૫ આપી શકીશું. ખાદી પહેરવી પડશે, ઉદ્યોગ,

આશ્રમી જીવન વગેરેમાં નિયમિત રહેવું પડશે. તમારી તૈયારી છે?' બધી જ તૈયારી સાથે બેગ-બિસ્ત્રો લઈને આવેલો તે ના કહી શકાય? તરત જ હા કહી દીધી.

□ રાજુભાઈ જંત્રાણિયા

## ૧૪ ત્રણ સ્મરણ

પૂ. કાકાનો પ્રથમ સેવાદિન વેડછીમાં ઊજવવાનું નક્કી થયું તે દિવસે જન્મદિન પ્રસંગે એમને કંઈક આપવાનું મનમાં હતું. છેવટે મેં તો એમની રૂમમાં જઈને સૂતરની એક આંટી આપી. તેમણે તે આનંદપૂર્વક સ્વીકારી તો ખરી, પણ સાથે સાથે એમ પણ કહ્યું કે તમારે આંટી લાવવાની ન હોય. આ બકુલ (મારો દીકરો)ના બાગનાં ફૂલ જ લાવ્યાં હોત તો ચાલત.

* *

એક વખત નાનુભાઈ સ્નાતક અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ સાથે કાશ્મીર ગયેલા ત્યાંથી સરસ સફરજન લાવ્યા. મને થયું કે આ સફરજન તો કાકાને લાયક ગણાય. તે તેમને આપવા વેડછી પહોંચી. જઈને કાકા આગળ સફરજન ધર્યાં. તેમણે તે ન સ્વીકારતાં કહ્યું, આપણે તો સ્થાનિક ફળ ખાવાં જોઈએ. તમારે તમારા બાગનાં જમરૂખ કે પપૈયાં લાવવાં હતાં ને! તે સફરજન તેમણે બહારથી આવેલ અને આરોગ્યની દૃષ્ટિએ માત્ર ફળાહાર કરતા એક મહેમાનને અપાવી દીધાં.

* *

વાત્સલ્યધામ કન્યા આશ્રમમાં હું ત્યારે કામ કરતી. તે વખતે વિદ્યાર્થિનીઓને અઠવાડિયે અઢી કિલો જેટલું દળામણ આપવામાં આવતું. ચોખા પણ હાથછડના જ અપાતા. એક વખત વિદ્યાર્થિનીઓથી એટલું દળાયું નહિ ને લોટ ખૂટ્યો. તે વખતે ચોખાની તંગી હતી તેથી બહુ જ ઓછા ચોખા ખાવાનો રિવાજ હતો. મારે માટે આ બધું નવું નવું હતું. હું તો શહેરી અને સાહ્યબી વાતાવરણમાંથી આવેલી. આ પ્રશ્ન અન્નપૂર્ણાબહેન આગળ મૂકવામાં આવ્યો. એમણે કહ્યું કે 'જવાહરલાલ નહેરુએ પણ ચોખા ખાવાના છોડી દીધા છે. લોટ ખાવો હોય તો દળવું જ જોઈએ.' બધી બહેનોએ કાકા પાસે પોતાની ફરિયાદ રજૂ કરી. કાકાએ કહ્યું કે આ બહેનોની જવાહરલાલ નહેરુ સાથે સરખામણી ન થઈ શકે. જવાહરલાલજી તો ચોખાને બદલે બીજી કેટલીયે વસ્તુઓ ખાતા હશે, આપણે કંઈ તે આપી શકીએ છીએ? લોટ ખૂટી ગયો તો શું થયું? લોટને બદલે ચોખા વધારે આપો. બહેનો તો કાકાને પોતાને પક્ષે જોઈને રાજી રાજી થઈ ગઈ. આ પ્રશ્નને લઈને કેટલીક બહેનોએ ઉપવાસ પણ કરેલા. તેમણે પારણાં કર્યાં. કહેવત છે ને કે '[illegible] વિના ચાલે ન ચાલે,' તે આનું નામ.

□ ઇન્દિરાબહેન ના. શાહ

## ૧૫ આદિવાસીઓના પારસમણિ

૧૮ મી સપ્ટેમ્બર ૭૫નો એ દિવસ. 'સેવાદિન' તરીકે ઊજવવા અમારો કાર્યકર પરિવાર વેડછીમાં ભેગો થયો છે. પૂ. કાકાનો ક્ષોભ પાર વગરનો વરતાય છે. કહી રહ્યા છે 'અમે તો ભાઈ! "વાડ" છીએ, એ "વાડ" પર જે વેલા ચઢે એ એમની શક્તિ પ્રમાણે ચઢે. એમાં મારું કશું નથી. માત્ર "વાડ" અને "વેલા"-નો જે સંબંધ છે એટલો જ અમારો છે.'

કાકાના શબ્દો અસર કરી ગયા. આંખ ભીની થઈ. ભૂતકાળની ઘટનાઓ આંખ સામે કોઈ ચિત્રપટની જેમ આવવા લાગી.

બોરખડી આશ્રમની સ્થાપનાના એ દિવસો હતા. અધ્યાપન મંદિરની વ્યવસ્થા હું સંભાળતો. પૂ. જુ. કાકાનું માર્ગદર્શન મળતું. દર અઠવાડિયે એક દિવસ બોરખડી આવતા, અને રાત્રિ રોકાણ કરતા. મિનિટે મિનિટનો કાર્યક્રમ એમનો ગોઠવાતો.

એક દિવસ એ બોરખડી આવ્યા. બધા કાર્યક્રમમાં ભાગ લીધો. રાત રોકાયા. સવારે પ્રાર્થના પછી સફાઈ શરૂ થઈ. પૂ. જુ. કાકાએ તગારું લીધું અને ચોગાનમાં ફરવા લાગ્યા. દાતણની ચીરી જોઈ ત્યાંથી ઉપાડી લીધી. બે તગારાં ભરી ચીરી વાણી, હું શરમિંદો બન્યો. મારા કરતાં વધુ શરમિંદી અધ્યાપન મંદિરની શિક્ષાર્થિનીઓ બની. ચીરી ગમે ત્યાં ન ફેંકાય એ પાઠ મૌન રીતે શીખવી ગયા.

* *

વેડછી આશ્રમનો વિદાય સમારંભ યાદ રહી ગયો છે. પૂ. જુ. કાકા દીક્ષાંત ભાષણ કરતા ગળગળા થઈ ગયા છે. સાચા દિલથી કહી રહ્યા છે, વેડછીનો વિદ્યાર્થી બીડી સિગરેટ ન પીએ, ચા ન પીએ, મિલનાં કપડાં ન પહેરે, વિદ્યાર્થી ઉપર હાથ ન ઉપાડે. અમે આ દીક્ષામંત્ર ગાંઠે બાંધી લીધો છે, એમના શબ્દો કાનમાં ગૂંજ્યા કરે છે, અમને એ ભૂલો કરતાં રોકે છે.

* *

પૂર્વ ખાનદેશનો એ આશ્રમ, અમને પૂ. જુ. કાકા પ્રવાસે લઈ ગયા હતા. કબડ્ડીની હરીફાઈ ગોઠવાઈ, અમે સંજીવની પદ્ધતિથી અજાણ હતા. અમે હારી ગયા. કાકાએ ત્યાં સુધી રમતમાં રસ લીધો ન હતો. પણ પછી એ અમારી વચ્ચે આવ્યા. રમતના નિયમો કહ્યા. નવેસરથી રમવા પ્રોત્સાહિત કર્યા, અમે સુંદર રમત રમ્યા. પૂ. જુ. કાકાની પ્રેરણા કેવું કામ કરી ગઈ તે સંભારી આજે પણ હું વિદ્યાર્થીઓને એનું ઉદાહરણ આપું છું.

* *

ગંભીરા સંમેલનમાં અમારું લોકનૃત્ય ગોઠવાયું હતું. અમારી તૈયારી વિશેષ ન હતી. એથી સંકોચ થતો હતો. પૂ. જુ. કાકા લીમડાની એક ડાળી લઈ નીકળી પડ્યા, અમારો સંકોચ દૂર થયો. કાકાએ 'ગોવિંદા' 'આમે' 'ગોપાલા' શરૂ કર્યું. જોમ પ્રગટ્યું. અમારું લોકનૃત્ય બધાંને આકર્ષી ગયું.

એક વખત હું પૂ. જુ. કાકાને બેસતા વરસની ઉજવણીમાં ભાગ લેવા ટાકરફળિયા લઈ ગયો. ફળિયાનાં બધાં ઘરોની મુલાકાત લીધી. આદિવાસીઓના ઘર કેવા હોય તેનું ચિત્ર માનસપટ પર વસી ગયું છે. ઝીણી ઝીણી બાબતોમાં રસ લઈ ઘર ગોઠવણી અને રહેણીકરણી વિશે વાતો કરી, એની અસર ઘણાં વરસો સુધી અમારા ફળિયામાં રહી.

અધ્યાપન કાર્ય કરતાં કરતાં મને એમ. એ. થઈ જવાનો વિચાર આવ્યો. કારોબારીની મંજૂરી લીધા વિના હું એમ. એ.ના વર્ગમાં દાખલ થયો. એમને આ ન ગમ્યું. સંસ્થા છોડીને અભ્યાસ કરવો જોઈએ. એવો નિર્ણય એમણે કર્યો. મેં આ નિર્ણયનો વિરોધ કર્યો. અને કડક પત્ર એમના ઉપર લખ્યો. પાછળથી રૂબરૂ મળ્યો ત્યારે હેતથી વાતો કરી, મને દિલમાં ખટકો રહી ગયો. પણ સંસ્થા ચલાવવી હોય તો એ નિર્ણય જરૂરી હતો. એ મને સમજાયું. એઓ કઠોર પણ થઈ શકે છે અને કોમળ પણ થઈ શકે છે. એનાં દર્શન થયાં.

અમારા શિક્ષણશાસ્ત્રના એ શિક્ષક, એમના વર્ગોમાં અમે જે રચનાકાર્ય કર્યું છે, તે ક્યારેય નહિ ભૂલાય. નાટકો લખવાં અને ભજવવાં, એ ખુદ વિદ્યાર્થીઓ જ કરે. વિદ્યાર્થીઓનાં વ્યક્તિત્વ ખીલવવા નાની નાની બાબતોનો તેઓ ખ્યાલ રાખતા.

એક દિવસ હું રંગીન ખમીસ પહેરી પૂ. જુ. કાકા પાસે પહોંચી ગયો. એ થોડીવાર સામે જોઈ રહ્યા. ધીરે રહીને એ કહે, કેવો રંગ આપણને શોભશે તેનો ખ્યાલ ખાદી ખરીદતી વખતે રાખવો જોઈએ. હું કપાઈ ગયો. કાકાએ 'મેચિંગ'ની નવી દૃષ્ટિ આપી.
દેશના ઘણા ખરા આદિવાસી વિસ્તારો જોવાની તક મળી છે, તે જોતાં વેડછી વિભાગના અને એમની અસરમાં આવેલા લોકો વધુ સુધરેલા માલૂમ પડયા છે.

◻ છોટુભાઈ કે. ભારતી

## ૧૬ કુટુંબના વડીલ

પૂ. બાપુજી જ્યારે હું ધોરણ ૮માં ભણતી હતી ત્યારે અમારા વતન લખતર ગામે આવ્યા. તે સમયે મેં પ્રાથમિક કેળવણી લખતર ગામની પ્રાથમિક શાળામાં મેળવી હતી. મારા પિતાજીના અવસાન પછી બાપુજી મને મઢી કન્યાશાળામાં સાથે લઈ ગયા. ત્યાં અભ્યાસની વ્યવસ્થા કરી આપી. ઘરનું વાતાવરણ અને મઢી આશ્રમનું વાતાવરણ બિલકુલ ભિન્ન હતાં. શરૂઆતમાં તો આશ્રમી વાતાવરણનો અણગમો આવ્યો. પૂ. બાપુજી અવારનવાર વેડછી આશ્રમેથી મારી પાસે આવતા. ખબર અંતર પૂછી પાછા ફરતા. તેમણે મારી બધી જ જવાબદારી પૂ. અન્નપૂર્ણાબહેનને સોંપી. એકવાર મેં મારો અણગમો દર્શાવ્યો. પૂ. બાપુજીએ એક પિતાસમા વહાલથી ત્યાં ભણવા અને રહેવા સમજાવ્યું.

શરૂઆતમાં આશ્રમી જીવન પ્રત્યે ઊભો થયેલો અણગમો સમય જતાં વહી ગયો. પૂ. શ્રી અન્નપૂર્ણાબહેનના પ્રેમાળ, મમતાભર્યા સ્વભાવથી મઢી આશ્રમમાં ખૂબ ગમ્યું. ત્રણ વર્ષ ક્યારે પૂરાં થયાં તેની પણ જાણ ન થઈ. મારું માધ્યમિક શિક્ષણ પૂરું થયું. પૂ. બાપુજીએ વધુ અભ્યાસાર્થે લોકભારતી સણોસરામાં મોકલી. સ્નાતકનો અભ્યાસ પણ વિના વિઘ્ને પૂરો થયો. અભ્યાસ પૂર્ણ થયા પછી તેમણે અમદાવાદના પ્રસિદ્ધ ગાંધી આશ્રમમાં ચાલતા કન્યા છાત્રાલયમાં ગૃહમાતા તરીકે નોકરી અપાવી.

૧૯૬૬ની સાલમાં પૂ. બાપુજીએ જ મારાં લગ્ન ખૂબ સાદાઈથી ગાંધીવિધિ પ્રમાણે મઢી કન્યાશાળાના મુખ્ય ખંડમાં કરાવી આપ્યાં. આજીવન બ્રહ્મચારી અને સામાજિક રીતરિવાજોથી અજાણ એવા મારા બાપુજીએ જેમ કણ્વ ઋષિએ શકુંતલાને વ્યથિતહૃદયે વિદાય આપી હતી તેવી જ રીતે મને સાસરે વળાવી.

◻ સરલાબહેન સી. દવે

## ૧૭ ત્રણ પ્રસંગો

૧ કાકાને મેં છેતર્યા!

૧૩ જૂન ૧૯૫૪. 'જાહેર જીવનમાં કામ કરવા માટે આશ્રમી જીવનની તાલીમ હોવી જરૂરી ગણાય.' તેવી પૂ. બબલભાઈની સલાહ અનુસાર કૉલેજની સવા વર્ષની કેળવણી અને નડિયાદની એસ. ટી.ની નોકરી છોડી એક વર્ષ વેડછી આશ્રમમાં રહી શકાય તે માટે બુનિયાદી અધ્યાપન મંદિરમાં દાખલ થયાનો પ્રથમ દિવસ યાદ આવે છે.

સવારમાં સફાઈના ઘંટે સૌ ચોકમાં ભેગા થયા. સફાઈ માટે વિવિધ ટુકડીઓ પડતી હતી. કાકા કહે, 'ભાઈઓ! મહાસફાઈ માટે કોણ કોણ આવે છે?' કેટલાક (પણ થોડા) ઉ. બુ. વાળા વિદ્યાર્થીઓ આગળ આવ્યા. મને ચીંધી કહે, 'તમે તો ભાઈ સાંઢાસાલ આશ્રમ તરફથી આવ્યા છો ને? ત્યાં તો રમણભાઈ પંડયાએ સફાઈનું કામ તમને શિખવાડયું જ હોય. ચાલો, ચાલો.' અને હકાર સૂચક મૌનથી હું તેમની સાથે જોડાયો.

મળની અને પેશાબની ડોલો બે હાથે ઊચકીને લઈ જઈ ખાતરના ખાડામાં ઠાલવવી. બહાર પડેલો મળ (ક્યારેક ડોલ ઉભરાઈ જતી) ભરી લેવો. ખાડામાં તેની ઉપર માટી ઢાંકવી, ડોલોની અને પાયખાનાની સફાઈ કરવી વગેરે કામો આ અગાઉ કદીયે કર્યાં ન હતાં અને તેની પૂરી ક્રિયા ક્યારેય જોઈ ન હતી. પણ ચારે બાજુ નજર નાંખતાં નાંખતાં ઝડપથી કાર્ય આટોપી લેવાની તરકીબ મેં અજમાવી. માનસિક તૈયારી હોઈ સૂગનો સવાલ તો હતો જ નહિ. મારી હોશિયારીને કારણે મારી અણઆવડત ન જણાઈ. કાકા ખુશ થયા એક અનુભવી (!) વિદ્યાર્થીના કામથી. હજી સુધી મેં ફોડ પાડ્યો નથી અને કાકાનો આ ભ્રમ તોડ્યો નથી.

૨ અમે તો પડી ગયા!

૧૯૫૪–૫૫નું વર્ષ વેડછીમાં રહ્યો. એક દિવસ પૂ. રવિશંકર મહારાજ, બબલભાઈ વગેરે આવેલા. તેમની સાથે કાકાને વાલોડ જવાનું હતું. સૌ આગળ નીકળી ગયા. કાકાને જરા મોડું થયું. કાકાની છત્રી અને થેલી લઈને હું તેમની સાથે હતો. ચોમાસાનો દિવસ. આશ્રમથી રસ્તા સુધી ખૂબ ચીકણો કાદવ! મેં તો ઝડપથી સામાન સાથે આગળ ચાલવા માંડ્યું. ત્યાં પાછળથી અવાજ આવ્યો. 'એ ભાઈ! અમે તો પડી ગયા!' પાછળ જોયું તો ખરેખર કાકા લપસી પડ્યા હતા. કાકાને મદદ કરી. કપડાં ખંખેરતાં કાકા ઊઠ્યા. કોઈ ઈજા થઈ નહોતી. મારું નટખટ મન હસવાની પ્રેરણા આપે પણ ઉપરથી મારી પોતાની ભૂલની શરમ વ્યાપી ગઈ હતી. કાકાએ જ મને મોકળાશ આપી, હેં હેં હેં કર

હસતા હસતા કહે, 'અમે તો ભાઈ એવા ! લપસી પણ પડીએ અને પાછા ઊભા થઈ ચાલવાયે માંડીએ.' મેં હસવાની તક ઝડપી લીધી. પણ કાકાના શબ્દો પાછળની સાધકની વાણીનો મર્મ ત્યારે ન'તો સમજાયો જેટલો આજે સમજાય છે.

૩ રાજકીય પક્ષોવાળા ગધેડે બેસાડશે

૧૯૬૪-૬૫ ની વાત. પૂ. કાકા રાજ્ય સર્વોદય યોજના સમિતિના ધરખમ સભ્ય. ગુજરાતની સર્વોદય યોજનાના કેન્દ્રોના સંચાલકોની અમદાવાદમાં સભા હતી. પ્રધાનશ્રીને મળવાનું હતું. તે અગાઉ સૌ પોતપોતાના કામની મુશ્કેલી જણાવતા હતા. એક સંચાલકે કોઈ ખોટો ખર્ચ કર્યો હતો. તેની સફાઈમાં તેમણે કહ્યું કે. 'અમારી સલાહકાર સમિતિના ફલાણા સભ્ય જે સંસદ સભ્ય છે તેમના સૂચનથી આ ખર્ચ કર્યો છે.' કાકા તરત બોલી ઊઠ્યા, 'અરે ભાઈ, આ રાજકીય પક્ષોવાળાની સલાહ માનવી નહિ. આપણી બુદ્ધિ વાપરવી. આ રાજકારણીઓ ગધેડે બેસાડશે.'

કાકાની આ ટીપ્પણી વખતે પ્રધાનશ્રી આવી ગયા હતા. પણ કાકાને કોઈ ક્ષોભ કે સંકોચ ન હતા. કાકાની ટીપ્પણીના જવાબમાં સમજુ પ્રધાનશ્રી પણ હકારથી ડોકું હલાવતા હતા.

□ જગદીશ શાહ

ઊભકા આવતા ત્યારે આ યુવાનો ટેસ્ટથી, આનંદથી આ શાક અને સૂકો રોટલો આરોગતા. તે જોઈને મને પણ તેવું ખાવાની મજા પડવા લાગી. આ વિદ્યાર્થીઓ અમારી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ કરતાં જુદા જ હતા. તેઓ દેખાવે સાદા, ખડતલ અને ખૂબ કામગરા તથા ડાહ્યા અને આનંદી લાગતા હતા. એમની પાસેથી જુગતરામભાઈ અને ચીમનભાઈની વાતો જાણવાની મળી.

પ્રાર્થના સંમેલન વખતે કેટલાક કાર્યકરો પોતાના જીવનની, આગળની જેલોની અને સ્વરાજની ચળવળની વાતો કરતા. તેમાંથી મને મકનજીબાબાની વાતો તો બહુ જ ગમતી. એ સાવ ઠીંગણા, કાયમ હસમુખા એવા રાષ્ટ્રીય શિક્ષકના જીવનની વાતો સાંભળતાં હું ધરાતો જ નહિ.

બપોરે એકાદ વાગ્યો હશે. અમે બરાબર અર્ધ ગોળાકારમાં ગોઠવાયા. કોઈ તકલી ઉપર કાંતતું હતું, કોઈ ધનુષ તકલી પર કાંતતું હતું, કોઈ રેંટિયા પર કાંતતું હતું, કોઈ પૂણી સળિયાથી પૂણી પાટલી પર કે ચોપડી પર સરસ મજાની પૂણી તૈયાર કરતું. એ બધી પૂણી પૂ. જુગતરામભાઈને અર્પણ થવાની હતી. જેલના 'બ' વર્ગમાંથી જુગતરામભાઈ અમારી બેરેકમાં આવ્યા. સાદું, સફેદ ટૂંકું પાટલૂન અને અડધી બાંયવાળી ટૂંકી કફની એમણે પહેરી હતી. એ સ્મિત વેરતાં મુખને હજીયે ભૂલ્યો નથી.

મકનજીબાબાએ મારી ઓળખાણ કરાવી. પ્રભુભાઈ મારી સાથે જ બેઠા હતા. હું કપાસ લોઢવાનું કામ શીખતો હતો.

'કેમ ભાઈ, તમને એ લોઢો સાથે બહુ ગમે છે?' આ એમનો પહેલો સવાલ...

અને મારો પહેલો જવાબ... 'હા, મને આ બધું બહુ ગમે છે.' એમના મોં પર સ્મિત વેરાયું, પછી હસીને મને પૂછે છે, 'ભાઈ તમે નાના છો. આ જેલમાં આવ્યા તે તો સારું કર્યું, પણ તમને તમારી બા યાદ આવે છે ખરી? તમારા બાપુજી યાદ આવે છે ખરા? તમારાં ભાઈ-બહેન યાદ આવે છે?'

મેં કહ્યું, 'મારી બા તો બરાબર યાદ આવે છે. તેણે કહ્યું છે, જેલમાંથી ઘણું ઘણું જાણવાનું મળશે. અમલસાડીની હાઈસ્કૂલમાં જેટલું ભણ્યો છે તેના કરતા તને જેલમાં ઘણું ભણવાનું મળશે.'

પછી એમણે અમને સૌને તે દિવસે મધુકરમાંથી 'માત્ર શિક્ષણ' કે 'માત્ર શિક્ષક'નો પાઠ ભણાવ્યો હતો એવું યાદ આવે છે.

૨ જેલમાંથી જીવનભાથું

જેલમાં રવિવારનો દિવસ સામાન્ય રીતે સૌ રાજકેદીઓ માટે આનંદનો રહેતો. તે દિવસે કામકાજ ઓછું રહેતું અને સવારે કેટલાક તેલ માલિશ કરતા.

જુગતરામભાઈ દરરોજની માફક રવિવારે પણ બપોરે ૨થી ૧ના ગાળામાં આવતા. એમના વિદ્યાર્થીઓમાં હવે મારી ગણતરી પણ થવા લાગી હતી. કાંતણની સાથે સાથે એકવાર જુગતરામભાઈએ મને પૂછ્યું, 'ભાઈ, હવે તો તમારી જેલની સજા પૂરી થશે. પછી તમે શું કરવાનું વિચાર્યું છે?'

મેં કહ્યું, 'મને અભ્યાસનો શોખ છે. હું જેલની બહાર જઈને મારો અધૂરો અભ્યાસ ફરીથી શરૂ કરવા માગું છું. મેટ્રિક પાસ થયા પછી તક મળે તો આગળ ભણવું છે.'

આ સાંભળીને વિચારમાંથી જાગ્રત થઈ એમણે કહ્યું, 'ભાઈ, એ તો ગુલામીનું શિક્ષણ. એ તો મજૂરો તૈયાર કરે. આપણે તો રાષ્ટ્રીય શિક્ષણ જ લેવું. જરૂર જણાય તો આપણા વેડછીના આશ્રમમાં પહોંચી જજો. ત્યાં ચરખાદેવી સાથે મૈત્રી કરવાનું કામ, કપાસ લોઢવાનું કામ, રૂ પીંજવાનું કામ શીખી લેજો. થોડાં ભજનો પણ શીખી લેજો. ભજન અને કાર્યનો મેળ બેસાડીએ તો ટૂંકસમયમાં સ્વાવલંબનની નવી તાકાત આવે. પછી તમે કોઈપણ ગામમાં જઈ, સ્વાવલંબી બની, બાળકો, યુવાનો અને મહિલાઓમાં ભજન સાથે કાંતણનો પ્રચાર સરસ રીતે કરી શકશો.'

## ૩ ભારેખમ નહિ, હળવા બનો!

સાબરમતીની જેલમાં દર રવિવારે અમે અમારી બેરેકમાં આખો દિવસ ખૂબ આનંદથી પસાર કરતા.

જેલમાં શરીર લૂછવા માટે ચોરસ, જાડી કોટીના ટુવાલ મળતા. તે ટુવાલ પાથરીને તે ઉપર રોટલી મસળી કાઢી તેનો ભૂકો બનાવતા, રોટલીનો ભૂકો કરી નાખતા. પછી તેમાં 'ચકલી છાપ' ઘી નાખી લાડુ વાળતા. 'ચકલી છાપ' ઘી એટલે નળની ચકલીમાંથી મળતું પાણી! આવા લાડુ અમે ખૂબ આનંદથી આરોગતા.

હું આખો દિવસ જરા ગંભીર રહેતો, ઓછું બોલતો અને બધા વર્ગોમાં ભાગ લેતો.

એકવાર પૂ. શ્રી જુગતરામભાઈના ધ્યાનમાં આવ્યું કે, વેણુભાઈ, ખૂબ ગંભીર અને ચિંતાતુર રહે છે. એટલે એમણે વેડછીવાળા પ્રભુભાઈને કહ્યું, 'તમે આ વેણુભાઈને બરાબર ઓળખતા લાગતા નથી. એની સાથે દોસ્તી કરો અને એને શી મુશ્કેલી છે અને શી મૂંઝવણ છે, તે જાણી લો. અને પછી મને કહો.'

શ્રી પ્રભુભાઈ વગેરેએ મારી સાથે રહીને ઘણી બધી વાતો કરી અને મારી મુશ્કેલી જાણવા પ્રયત્ન કર્યો.

મેં કહ્યું, 'મને મુશ્કેલી તો કશી જ નથી, પણ મને લાગે છે કે, મોટા અને વડીલ જનો સાથે બેસીએ ત્યારે બને તેટલા વધારે ગંભીર રહેવું અને વળી વધારે જ્ઞાન મેળવવું હોય તો ગંભીરતા મદદરૂપ બને છે.'

આ વાત જુગતરામભાઈએ સાંભળી લીધી. પછી મને એમની બેરેકમાં—'બી' વર્ગમાં—આવવાનું કહ્યું. હું એમની સાથે ત્યાં ગયો. 'આવો, બેસો.' એમણે મને આવકારીને પાણી પીવા માટે આપ્યું. પછી મને કહે, 'ભાઈ, જ્ઞાન મેળવવા માટે ગાંભીર્ય જરૂરી નથી, પણ એકાગ્રતા જરૂરી છે, અને એ પણ જરૂરી છે કે આપણે જિજ્ઞાસુ રહેવું જોઈએ. આને માટે બીજાને સારુ કાંઈક કરી છૂટવા માટે તૈયાર રહેવું જોઈએ. સામાને પણ લાગવું જોઈએ કે આ ભાઈને કાંઈક જ્ઞાન મેળવવું છે. એટલે આપણે હમેશાં વિદ્યાર્થી રહેવાનો ગુણ કેળવવો જોઈએ. મને લાગે છે કે તમે ખૂબ ગંભીર અને ભારેખમ રહો છો તે બરાબર નથી. વિદ્યાર્થીએ હળવા રહેવું જોઈએ અને આનંદી રહેવું જોઈએ.'

મેં કહ્યું, 'જુગતરામભાઈ, હું દર રવિવારે રાતે પ્રાર્થના પછીના કાર્યક્રમમાં મનોરંજન કાર્યક્રમમાં ખૂબ ભાગ લઉં છું અને ત્યારે હળવો બની જાઉં છું.'

એટલે હસીને જુગતરામભાઈ કહે, 'ભાઈ, આવું ચાલે નહિ. આપણે રોજ જ હળવા રહેવું. અઠવાડિયામાં એક જ વાર ખાઈને



રહીએ તો ચાલે? જેમ ખાવાનું રોજ અને નિયમિત હોવું જોઈએ તેમ આનંદથી રમવા, કૂદવા, હસવા, ફરવાનું પણ રોજ રાખવું જોઈએ. અમે બધા કેટલા બધા હળવા રહીને આનંદે કામ કરીએ છીએ! તમારે તો નાચવા, કૂદવા અને હસવા રમવાના દિવસો છે. કામ કરતાં કરતાં આનંદમાં રહો. આનંદથી કામ કરો'.

## ૪ સેવક ગણતરી ન ચૂકે

જેલમાં અમે ફરતા હતા. તે દિવસે સાંજે જુગતરામભાઈ પણ અમારી બેરેકમાં આવી પહોંચ્યા અને અમે સૌએ એમને સત્કાર્યા. પછી એમણે પણ અમારી સાથે ફરવાનું શરૂ કર્યું.

ચાલતા જઈએ અને વાત કરતા જઈએ.

જુગતરામભાઈએ મને પૂછ્યું, 'કેમ છો? જેલમાં ગમે છે ને?' મેં કહ્યું, 'હા, મને તો બહુ ગમે છે.' તેમણે પૂછ્યું, 'આજે કેટલું કાંત્યું?' મેં કહ્યું, 'ધનુષ તકલી પર એક આંટી કાંતી.' તો કહે, 'બહુ સારું કર્યું.' પછી પાછો સવાલ પૂછ્યો. 'કેટલા કલાકમાં તમે એક આંટી કાંતી?'

મેં કહ્યું, 'એ તો ખબર નથી. થોડો વખત પૂણી બનાવવામાં ગાળ્યો. અને થોડો વખત કાંતણમાં ગાળ્યો. પૂણી ખૂટી ત્યાં સુધી કાંત્યું. અને પછી પાછી પૂણી બનાવી. પછી વળી કાંત્યું.' 'કેટલી પૂણીથી એક આંટી તમે કાંતો છો? ધ્યાનમાં છે?' એમણે ફરી પૂછ્યું.

મેં કહ્યું, 'એની ખબર નથી. પણ ૩૫-૪૦ પૂણી કાંતી હશે.'

એટલે હસતાં હસતાં કહે, 'તમારે તો સેવક બનવું છે ને? તો પછી સેવકે તો નાનાં નાનાં કામો આયોજન કરીને કરવાં. દરેક વખતે ગણિતની મદદ લેવી. એક વાર નક્કી થઈ જાય કે અમુક સંખ્યાની પૂણીથી એક આંટી કંતાય તો તેટલી પૂણી પહેલાં તૈયાર કરીને કાંતવું.'

પછી ચાલતાં ચાલતાં કહે, 'તમે આમ રોજ ફરો છો?' મેં કહ્યું, 'હા, ને ફરવાનું પણ બહુ ગમે છે.' 'બરાબર છે.' એમણે કહ્યું. પછી કહે, 'આમ તમે રોજ કેટલું ચાલતા હશો? દોઢેક માઈલ થાય કે બે માઈલ થાય?'

મેં કહ્યું, 'એ તો મને ખબર નથી. એ કેમ કરતાં સમજાય?'

એટલે કહે, 'એક દિવસ આ છેડેથી પેલે છેડે સુધીનાં પગલાં ગણો. પછી એક પગલું કેટલા ફૂટનું થાય તે ગણો. એ ઉપરથી અંતરનો ખ્યાલ આવશે.'

## ૫ અમે તમારાં સગાં જ છીએ ને?

જેલમાં દોડતાં એક દિવસે કોણ જાણે કેમ, મને ઠેસ વાગી, [illegible] અંગૂઠામાંથી લોહી નીકળવા લાગ્યું. અંગૂઠાની ચામડી ઉખડી. તે ચામડી તો મેં ફરીથી દબાવી દીધી. ટીંચર આયોડીન પણ લગાવ્યું અને પછી બેસીને કાંતવા લાગ્યો.

બપોરે નિયમ મુજબ જુગતરામભાઈ આવ્યા. હું ધીરે ધીરે ત્યાં જઈને તેમની પાસે બેઠો. મારું કાંતણ મેં શરૂ કર્યું. એમની નજર તરત જ મારા ઘવાયેલા અને ગવાયેલા અંગૂઠા પર પડી. અંગૂઠો 'ગવાયેલો' એટલા માટે હતો કે સૌએ મારી ખબર જુદી જુદી રીતે લીધે જ રાખી.

જુગતરામભાઈએ તરત જ પ્રેમથી સૂચવ્યું. 'જુઓ, હવે ચાલવાનું બને તેટલું ઓછું રાખજો. ઘા પર માટી વળગે તો પાક ચડે

હસતા હસતા કહે, 'અમે તો ભાઈ એવા! લપસી પણ પડીએ અને પાછા ઊભા થઈ ચાલવાયે માંડીએ.' મેં હસવાની તક ઝડપી લીધી. પણ કાકાના શબ્દો પાછળની સાધકની વાણીનો મર્મ ત્યારે ન'તો સમજાયો જેટલો આજે સમજાય છે.

૩ રાજકીય પક્ષોવાળા ગધેડે બેસાડશે

૧૯૬૪–૬૫ની વાત. પૂ. કાકા રાજ્ય સર્વોદય યોજના સમિતિના ધરખમ સભ્ય. ગુજરાતની સર્વોદય યોજનાના કેન્દ્રોના સંચાલકોની અમદાવાદમાં સભા હતી. પ્રધાનશ્રીને મળવાનું હતું. તે અગાઉ સૌ પોતપોતાના કામની મુશ્કેલી જણાવતા હતા. એક સંચાલકે કોઈ ખોટો ખર્ચ કર્યો હતો. તેની સફાઈમાં તેમણે કહ્યું કે, 'અમારી સલાહકાર સમિતિના ફલાણા સભ્ય જે સંસદ સભ્ય છે તેમના સૂચનથી આ ખર્ચ કર્યો છે.' કાકા તરત બોલી ઊઠ્યા, 'અરે ભાઈ, આ રાજકીય પક્ષોવાળાની સલાહ માનવી નહિ. આપણી બુદ્ધિ વાપરવી. આ રાજકારણીઓ ગધેડે બેસાડશે.'

કાકાની આ ટીપ્પણી વખતે પ્રધાનશ્રી આવી ગયા હતા. પણ કાકાને કોઈ ક્ષોભ કે સંકોચ ન હતા. કાકાની ટીપ્પણીના જવાબમાં સમજુ પ્રધાનશ્રી પણ હકારથી ડોકું હલાવતા હતા.

□ જગદીશ શાહ

## ૧૮ દશ પ્રેરક પ્રસંગો

૧ પ્રથમ દર્શન

૧૯૪૨ના ઓગસ્ટના એ દિવસો હતા. પૂ. બાપુજીએ 'ભારત છોડો' આંદોલનની શરૂઆત કરી દીધી હતી.

આવાં સરઘસોની આગેવાની લેનારાઓ લેતા, પણ હું તો રેંટિયાવાળો તિરંગો ઝંડો લઈને સરઘસને મોખરે રહેતો હતો.

અમારા અમલસાડ ગામના કેટલાક સત્યાગ્રહીઓને પકડવા માટે બ્રિટિશ સરકારના પોલીસો આવ્યા. એમની વિદાય માટે નીકળેલા જબરદસ્ત સરઘસમાં મેં અને મારા મિત્ર મોહને ઝંડા ઊંચા કર્યા, રાષ્ટ્રીય ગીતો સાથે અતિ ઉત્સાહથી સરઘસ નીકળ્યું. મારી નાની (મારી બા) મને કહે, 'ભાઈ, આજે તમને આ સરઘસમાં જોતાં ખૂબ આનંદ અનુભવું છું. સરકાર તમને પકડે તો ખુશીથી જેલમાં જજો.' એમ કહી કપાળે ચાંલ્લો કરતાં મને બા કહે, 'ભાઈ, તું એક વરસનો હતો ત્યારે તારા હાથમાં આ ઝંડો આપીને ફોટો પડાવેલો હતો. હવે તે જ ઝંડા સાથે તું સરઘસમાં જોડાયો તેથી આનંદ અનુભવું છું. હારીને ના આવીશ.'

તે જ દિવસે એટલે ૧૫મી ઓગસ્ટને ૧૯૪૨ને દિવસે અમને પણ પકડવામાં આવ્યા. જલાલપોરની જેલમાં ૧૭મીએ અમારો કેસ ચાલ્યો અને મને ત્રણ માસની સાદી કેદની સજા થઈ. અમને નવસારીથી સુરતની સબજેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં કેટલાક ખાદીધારી યુવકો હતા. તેમની સાથે દોસ્તી થઈ. વાત વાતમાંથી મને જાણવા મળ્યું કે તેઓ વેડછીના સ્વરાજ્ય આશ્રમના વિદ્યાર્થીઓ હતા. જુગતરામભાઈના શિષ્ય હતા. અને જે કડવાં, પાણીવાળાં, વિના વઘારનાં કે, વિના મસાલાનાં કારેલાંનું શાક ખાતાં ઘણાને ઉબકા આવતા ત્યારે આ યુવાનો ટેસ્ટથી, આનંદથી આ શાક અને સૂકો રોટલો આરોગતા, તે જોઈને મને પણ તેવું ખાવાની મજા પડવા લાગી. આ વિદ્યાર્થીઓ અમારી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ કરતાં જુદા જ હતા. તેઓ દેખાવે સાદા, ખડતલ અને ખૂબ કામગરા તથા ડાહ્યા અને આનંદી લાગતા હતા. એમની પાસેથી જુગતરામભાઈ અને ચીમનભાઈની વાતો જાણવાની મળી.

પ્રાર્થના સંમેલન વખતે કેટલાક કાર્યકરો પોતાના જીવનની, આગળની જેલોની અને સ્વરાજની ચળવળની વાતો કરતા. તેમાંથી મને મકનજીબાબાની વાતો તો બહુ જ ગમતી. એ સાવ ઠીંગણા, કાયમ હસમુખા એવા રાષ્ટ્રીય શિક્ષકના જીવનની વાતો સાંભળતાં હું ધરાતો જ નહિ.

બપોરે એકાદ વાગ્યો હશે. અમે બરાબર અર્ધ ગોળાકારમાં ગોઠવાયા. કોઈ તકલી ઉપર કાંતતું હતું, કોઈ ધનુષ તકલી પર કાંતતું હતું, કોઈ રેંટિયા પર કાંતતું હતું, કોઈ પૂણી સળિયાથી પૂણી પાટલી પર કે ચોપડી પર સરસ મજાની પૂણી તૈયાર કરતું. એ બધી પૂણી પૂ. જુગતરામભાઈને અર્પણ થવાની હતી. જેલના 'બ' વર્ગમાંથી જુગતરામભાઈ અમારી બેરેકમાં આવ્યા. સાદું, સફેદ ટૂંકું પાટલૂન અને અડધી બાંયવાળી ટૂંકી કફની એમણે પહેરી હતી. એ સ્મિત વેરતાં મુખને હજીયે ભૂલ્યો નથી.

મકનજીબાબાએ મારી ઓળખાણ કરાવી. પ્રભુભાઈ મારી સાથે જ બેઠા હતા. હું કપાસ લોઢવાનું કામ શીખતો હતો.

'કેમ ભાઈ, તમને એ લોકો સાથે બહુ ગમે છે?' આ એમનો પહેલો સવાલ...

અને મારો પહેલો જવાબ... 'હા, મને આ બધું બહુ ગમે છે.' એમના મોં પર સ્મિત વેરાયું, પછી હસીને મને પૂછે છે, 'ભાઈ તમે નાના છો. આ જેલમાં આવ્યા તે તો સારું કર્યું. પણ તમને તમારી બા યાદ આવે છે ખરી? તમારા બાપુજી યાદ આવે છે ખરા? તમારાં ભાઈ-બહેન યાદ આવે છે?'

મેં કહ્યું, 'મારી બા તો બરાબર યાદ આવે છે. તેણે કહ્યું છે, જેલમાંથી ઘણું ઘણું જાણવાનું મળશે. અમલસાડની હાઈસ્કૂલમાં જેટલું ભણ્યો છે તેના કરતાં તને જેલમાં ઘણું ભણવાનું મળશે.'

પછી એમણે અમને સૌને તે દિવસે મધુકરમાંથી 'માત્ર શિક્ષણ' કે 'માત્ર શિક્ષક'નો પાઠ ભણાવ્યો હતો એવું યાદ આવે છે.

૨ જેલમાંથી જીવનભાથું

જેલમાં રવિવારનો દિવસ સામાન્ય રીતે સૌ રાજકેદીઓ માટે આનંદનો રહેતો. તે દિવસે કામકાજ ઓછું રહેતું અને સવારે કેટલાક તેલ માલિસ કરતા.

જુગતરામભાઈ દરરોજની માફક રવિવારે પણ બપોરે ૧૨થી ૧ના ગાળામાં આવતા. એમના વિદ્યાર્થીઓમાં હવે મારી ગણતરી પણ થવા લાગી હતી. કાંતણની સાથે સાથે એકવાર જુગતરામભાઈએ મને પૂછ્યું, 'ભાઈ, હવે તો તમારી જેલની સજા પૂરી થશે. પછી તમે શું કરવાનું વિચાર્યું છે?'

મેં કહ્યું, 'મને અભ્યાસનો શોખ છે. હું જેલની બહાર જઈને મારો અધૂરો અભ્યાસ ફરીથી શરૂ કરવા માગું છું. મેટ્રિક પાસ થયા પછી તક મળે તો આગળ ભણવું છે.'

આ સાંભળીને સ્મિતભર્યા વદને એમણે કહ્યું, 'ભાઈ, એ તો ગુલામીનું શિક્ષણ, એ તો કારકુનો તૈયાર કરે. આપણે તો રાષ્ટ્રીય શિક્ષણ જ લેવું, જરૂર જણાય તો આપણા વેડછીના આશ્રમમાં પહોંચી જજો. ત્યાં થરડાયેલી વાડ સીધી કરવાનું કામ, કપાસ લોઢવાનું કામ, રૂ પીંજવાનું કામ શીખી લેજો. થોડાં ભજનો પણ શીખી લેજો. ભજન અને કાર્યનો મેળ બેસાડીએ તો જીવનમાં સ્વાવલંબનની નવી તાજગી આવે. પછી તમે કોઈપણ ગામમાં જઈ, સ્વાવલંબી બની, બાળકો, યુવાનો અને મહિલાઓમાં ભજન સાથે કાંતણનો પ્રચાર સરસ રીતે કરી શકશો.'

### ૩ ભારેખમ નહિ, હળવા થાઓ!

સાબરમતીની જેલમાં દર રવિવારે અમે અમારી બેરેકમાં આખો દિવસ ખૂબ આનંદથી પસાર કરતા.

જેલમાં શરીર લૂછવા માટે ચોરસ, જાડી દોટીના ટુવાલ મળતા. તે ટુવાલ પાથરીને તે ઉપર રોટલી મસળી કાઢી તેનો ભૂકો બનાવતા, ગોળનો ભૂકો કરી નાખતા. પછી તેમાં 'ચકલી છાપ' ઘી નાખી લાડુ વાળતા. 'ચકલી છાપ' ઘી એટલે નળની ચકલીમાંથી મળતું પાણી! આવા લાડુ અમે ખૂબ આનંદથી આરોગતા.

હું આખો દિવસ જરા ગંભીર રહેતો, ઓછું બોલતો અને બધા વર્ગોમાં ભાગ લેતો.

એકવાર પૂ. શ્રી જુગતરામભાઈના ધ્યાનમાં આવ્યું કે, ઘેલુભાઈ, ખૂબ ગંભીર અને ચિંતાયુક્ત રહે છે. એટલે એમણે વેડછીવાળા પ્રભુભાઈને કહ્યું, 'તમે આ ઘેલુભાઈને બરાબર રાખતા લાગતા નથી. એની સાથે દોસ્તી કરો અને એને શી મુશ્કેલી છે અને શી મૂંઝવણ છે, તે જાણી લો. અને પછી મને કહો.'

શ્રી પ્રભુભાઈ વગેરેએ મારી સાથે મળીને ઘણી બધી વાતો કરી અને મારી મુશ્કેલી જાણવા પ્રયત્ન કર્યો.

મેં કહ્યું, 'મને મુશ્કેલી તો કશી જ નથી, પણ મને લાગે છે કે, મોટા અને વડીલ જનો સાથે બેસીએ ત્યારે બને તેટલા વધારે ગંભીર રહેવું અને વળી વધારે જ્ઞાન મેળવવું હોય તો ગંભીરતા મદદરૂપ બને છે.'

આ વાત જુગતરામભાઈએ સાંભળી લીધી. પછી મને એમની બેરેકમાં—'બી' વર્ગમાં—મળવાનું કહ્યું. હું એમની સાથે ત્યાં ગયો. 'આવો, બેસો.' એમણે મને આવકારીને પાણી પીવા માટે આપ્યું. પછી મને કહે, 'ભાઈ, જ્ઞાન મેળવવા માટે ગાંભીર્ય જરૂરી નથી, પણ એકાગ્રતા જરૂરી છે, અને એ પણ જરૂરી છે કે આપણે જિજ્ઞાસુ રહેવું જોઈએ. આને માટે બીજાને સારુ કાંઈક કરી છૂટવા માટે તૈયાર રહેવું જોઈએ. સામાને પણ લાગવું જોઈએ કે આ ભાઈને કાંઈક જ્ઞાન મેળવવું છે. એટલે આપણે હમેશાં વિદ્યાર્થી રહેવાનો ગુણ કેળવવો જોઈએ. મને લાગે છે કે તમે ખૂબ ગંભીર અને ભારેખમ રહો છો તે બરાબર નથી. વિદ્યાર્થીએ હળવા રહેવું જોઈએ અને આનંદી રહેવું જોઈએ.'

મેં કહ્યું, 'જુગતરામભાઈ, હું દર રવિવારે રાતે પ્રાર્થના પછીના કાર્યક્રમમાં મનોરંજન કાર્યક્રમમાં ખૂબ ભાગ લઉં છું અને ત્યારે હળવો બની જાઉં છું.'

એટલે હસીને જુગતરામભાઈ કહે, 'ભાઈ, આવું ચાલે નહિ. આપણે રોજ જ હળવા રહેવું. અઠવાડિયામાં એક જ વાર ખાઈને રહીએ તો ચાલે? જેમ ખાવાનું રોજ અને નિયમિત હોવું જોઈએ તેમ આનંદથી રમવા, કૂદવા, હસવા, ફરવાનું પણ રોજ રાખવું જોઈએ. અમે બધા કેટલા બધા હળવા રહીને અમારું કામ કરીએ છીએ! તમારે તો નાચવા, કૂદવા અને હસવા રમવાના દિવસો છે, કામ કરતાં કરતાં આનંદમાં રહો. આનંદથી કામ કરો'.

### ૪ સેવક ગણતરી ન ચૂકે

જેલમાં અમે ફરતા હતા. તે દિવસે સાંજે જુગતરામભાઈ પણ અમારી બેરેકમાં આવી પહોંચ્યા અને અમે સૌએ એમને સત્કાર્યા. પછી એમણે પણ અમારી સાથે ફરવાનું શરૂ કર્યું.

ચાલતા જઈએ અને વાત કરતા જઈએ.

જુગતરામભાઈએ મને પૂછ્યું, 'કેમ છો? જેલમાં ગમે છે ને?' મેં કહ્યું, 'હા, મને તો બહુ ગમે છે.' તેમણે પૂછ્યું, 'આજે કેટલું કાંત્યું?' મેં કહ્યું, 'ધનુષ તકલી પર એક આંટી કાંતી.' તો કહે, 'બહુ સારું કર્યું' પછી પાછો સવાલ પૂછ્યો, 'કેટલા કલાકમાં તમે એક આંટી કાંતી?'

મેં કહ્યું, 'એ તો ખબર નથી. થોડો વખત પૂણી બનાવવામાં ગાળ્યો. અને થોડો વખત કાંતણમાં ગાળ્યો. પૂણી ખૂટી ત્યાં સુધી કાંત્યું. અને પછી પાછી પૂણી બનાવી. પછી વળી કાંત્યું.' 'કેટલી પૂણીથી એક આંટી તમે કાંતો છો? ધ્યાનમાં છે?' એમણે ફરી પૂછ્યું. મેં કહ્યું, 'એયે ખબર નથી. પણ ૩૫–૪૦ પૂણી કાંતી હશે.'

એટલે હસતાં હસતાં કહે, 'તમારે તો સેવક બનવું છે ને? તો પછી સેવકે તો નાનાં નાનાં કામો આયોજન કરીને કરવાં. દરેક વખતે ગણિતની મદદ લેવી. એક વાર નક્કી થઈ જાય કે અમુક સંખ્યાની પૂણીથી એક આંટી કંતાય તો તેટલી પૂણી પહેલાં તૈયાર કરીને કાંતવું.'

પછી આગળ ચાલતાં કહે, 'તમે આમ રોજ ફરો છો?' મેં કહ્યું, 'હા. ને ફરવાનું પણ બહુ ગમે છે.' 'બરાબર છે.' એમણે કહ્યું. પછી કહે, 'આમ તમે રોજ કેટલું ચાલતા હશો? દોઢેક માઈલ થાય કે બે માઈલ થાય?'

મેં કહ્યું, 'એ તો મને ખબર નથી. એ કેમ કરતાં સમજાય?'

એટલે કહે, 'એક દિવસ આ છેડેથી પેલે છેડે સુધીનાં પગલાં ગણો. પછી એક પગલું કેટલા ફૂટનું થાય તે ગણો. એ ઉપરથી અંતરનો ખ્યાલ આવશે.'

### ૫ અમે તમારાં સગાં જ છીએ ને?

જેલમાં દોડતાં એક દિવસે કોણ જાણે કેમ, મને ઠેસ વાગી, મારા અંગૂઠામાંથી લોહી નીકળવા લાગ્યું. અંગૂઠાની ચામડી ઉખડી. તે ચામડી તો મેં ફરીથી દબાવી દીધી. ટીંચર આયોડીન પણ લગાવ્યું અને પછી બેસીને કાંતવા લાગ્યો.

બપોરે- નિયમ મુજબ જુગતરામભાઈ આવ્યા. હું ધીરે ધીરે ત્યાં જઈને તેમની પાસે બેઠો. સારું કાંતણ મેં શરૂ કર્યું. એમની નજર તરત જ મારા ઘવાયેલા અને ગવાયેલા અંગૂઠા પર પડી. અંગૂઠો 'ગવાયેલો' એટલા માટે હતો કે સૌએ મારી ખબર જુદી જુદી રીતે લીધે જ રાખી.

જુગતરામભાઈએ તરત જ પ્રેમથી સૂચવ્યું. 'જુઓ, હવે ચાલવાનું બને તેટલું ઓછું રાખજો. ઘા પર માટી વળગે તો પાક ચડે

અને દુઃખી થવું પડે. પણ ચિંતા ના કરશો. હું અને અમે સૌ તમારા સગાં જ છીએ ને?'

ત્યાર પછી એમણે આશ્રમવાસીઓ પૈકી બે જણાને મારી સારવાર સોંપી અને જ્યાં સુધી મને સારું થયું ત્યાં સુધી રોજ રોજ મારી પૃચ્છા કરતા જ રહ્યા.

## ૬ ગાંધીએ ઘડેલા ગાંધી

એકવાર જેલના પાયખાનાઓ પાસે બેસીને કેટલાક કેદીઓ—ગુનેગાર કેદીઓ—રોટલા ખાતા હતા. આમ તો જેલનાં જાજરાં સાફ રાખનારા એ કેદીઓ હતા. કેટલાક રાજકીય કેદીઓ જાજરે જઈને જાજરૂ ગંદું મૂકીને જ પાછા ફરતા. પેલો એક કેદી તરત જ એ જાજરૂ સાફ કરતો અને મળ પર માટી પણ નાખી દેતો. મેં એક કેદીને પૂછ્યું. 'ભાઈ આ જાજરાં પાસે જ બેસીને તમે રોટલા ખાવ છો, તેના કરતાં અમારી બેરેકના ઓટલા પર બેસીને રોટલા ખાતા હો તો?'

પેલા કેદીની આંખમાં ઝળહળિયાં આવ્યાં. કહે, 'ભાઈ, એવું શી રીતે બને? બેરેકમાંથી કાંઈક જાય તો અમારે માથે પડે. અને જમાદારનો ત્રાસ અમારા પર વધી પડે.' ત્યાર પછી મેં કહ્યું, 'મારી શેતરંજી પર બેસો, તો અમને કોઈને વાંધો નથી.'

તે દિવસે તો એ ભાઈ અમારી સાથે બેઠો નહિ. પણ બીજે દિવસે તે અમારી પાસે આવીને બેઠો. પછી જ્યારે હું જુગતરામભાઈના વર્ગમાં જઈને બેઠો, ત્યારે એ પણ મારી સાથે આવીને બેઠો. મેં જુગતરામભાઈની એને ઓળખાણ આપી. જુગતરામભાઈને પણ એને વિશે થોડી વાત કરી. પછી તે કેદી સાથે જુગતરામભાઈએ ખૂબ પ્રેમથી કેટલીક વાતો કરી. મને લાગે છે કે એમા અડધો કલાક ગયો. પેલો કેદી તો વારંવાર હાથ જોડે ને માથું હલાવે.

પછી ધીરે ધીરે અમારામાંથી એકાદનો રેંટિયો કે એકાદની ધનુષતકલી લઈને કાંતવા લાગ્યો. હવે એની વાણી બદલાતી હતી. એટલે અમને કહે, કે 'ભાઈ, આપણા ગાંધીએ તો આવા જુગતરામભાઈ જેવા કેટલા બધા ગાંધી ઘડ્યા હશે! હવે તો સ્વરાજ આવવાનું જ.'

## ૭ વિદાયવેળાની વાતો

જુગતરામભાઈ એક દિવસ બપોરે એમના નિયમ મુજબ અમારી બેરેકમાં આવ્યા. મને પાસે બોલાવ્યો. પછી કહે, 'હવે તો તમે છૂટીને ઘેર જશો, ખરું ને?' મેં કહ્યું, 'ઘેર જવાનો બહુ વિચાર નથી. કોઈ ગામમાં ગ્રામ-સેવાનું કાર્ય કરવા બેસી જઈશ.' તો કહે, 'ના, એમ નહિ કરવું. ઘેર જાવ. તમારાં બા તથા તમારા બાપુજીને મળો, તમારાં સગા સ્નેહીઓને મળો, તેમને મળીને, તેમને સમજાવીને ગ્રામ-સેવાનાં કાર્યમાં પડવાનો નિર્ણય કરજો.' મેં કહ્યું, 'આવાં કામમા પોતાનું માણસ પડે એ ઘણાને ગમે નહિ. બીજાનાં બાળકો આવાં કામમાં પડે, તો મારાં મા-બાપ અને સગાં સ્નેહીઓ કદાચ શાબાશી પણ આપે. મારે ત્યાં કદાચ મારી "નાની" (નાની બા) ગ્રામ-સેવા કાર્યમાં પડવા માટે સંમતિ આપે. [illegible] સગાં સ્નેહીઓ રજા નહિ આપે.'

એમણે કહ્યું, 'ના, એમને સમજાવીએ તો એઓ તો માને અને તમને ગ્રામ-સેવાનાં કામમાં પડવાની સંમતિ આપે.'

મેં કહ્યું, 'મને એમની સંમતિ મળે એવી શક્યતા લાગતી નથી, એટલે મેં તો મારે ઘેરે પત્ર પણ લખી દીધો છે. મેં લખ્યું છે, ગ્રામ-સેવા કરવા કોઈ અજાણ્યા ગામમાં જઈને બેસી જવાનો મારો વિચાર છે.'

એટલે તરત જ પૂ. જુગતરામભાઈ કહે, 'તમે પત્ર લખ્યો એ બરાબર નથી. તમારા પત્રથી એ લોકો કેટલાં બધાં ચિંતાતુર થઈને દોડાદોડી કરી મૂકશે, તેનો તમે કેમ વિચાર ન કર્યો?'

હું કાંઈ બોલ્યો નહિ મારા મનમાં એમ જ હતું. પછી ધીમેથી પૂ જુગતરામભાઈ મને કહે, 'જેલમાથી છૂટ્યા પછી તમે આપણા વેડછીના આશ્રમમાં જજો. ત્યાં તમને સારી રીતે રહેવાનુ મળશે. કાંતણ અને તેની સાથે સંકળાયેલી બધી જ ક્રિયાઓ શીખવાની મળશે. શ્રમમય આશ્રમજીવનનો તમને અનુભવ થશે. હું ત્યાં કાગળ લખીશ. અને તમારે ઘેરે પણ કાગળ લખીશ. જો તમે જેલમાંથી ઘેરે જશો તોયે તમને આશ્રમમાં આવવાની છૂટ તમારા સગાં સ્નેહીઓ અને બા-બાપુજી પાસેથી મળી રહેશે.'

## ૮ ગામના લોકોને દૂભવશો મા

જેલમાંથી છૂટીને ગયો ત્યારે ગામ તો સાવ ડરી ગયું હતુ. ૧૫,૦૦૦ રૂપિયાનો સામુદાયિક દંડ ગામ લોકોએ ભર્યો હતો. ગામમાં બીક અને ખળભળાટ હતો.

ઘણાના મનમાં હતું, 'આ જેલમાંથી છૂટીને આવેલો જુવાનિયો કાંઈ ઉત્પાત મચાવશે. તો ગામ પર ફરી પાછો ત્રાસ વર્તશે.'

કેટલાકે પૂ. પિતાશ્રીને મોઢે મોઢે કહ્યું હતું, 'જો જો. ઘેલુને કાબૂમાં રાખજો. એ કાંઈ એવું ન કરે કે જેથી આખું ગામ પાછું મુશ્કેલીમાં આવી પડે.'

અને હું કોઈ ઉત્પાત નહિ મચાવું એવી વ્યવસ્થા થઈ. જાણે હું તો મુક્ત વાતાવરણમાંથી ખરેખરી જેલમા આવી પડ્યો. હું તો ખૂબ મૂંઝાવા લાગ્યો.

મે પૂ. જુગતરામભાઈને પત્ર લખ્યો, આવી ભયભરેલી પરિસ્થિતિ ગામમાં છે. જોકે અમારી વર્ધા પદ્ધતિની ઘાણી—તેલઘાણી—હું ચલાવું છું, જે અમે ૧૯૪૧માં શરૂ કરી હતી. છોટુભાઈ જેલમા છે. ધીરૂભાઈ કણસા—ઉમરગામ છે. અહીં બધું છે, પણ આનંદ નથી. શું કરું? માર્ગદર્શન આપશો.'

જવાબ આવ્યો, 'ઘાણી ચલાવજો. ગીત ગાજો. શાળાનાં બાળકોને ગીતો શીખવજો. આંગણું સાફ કરજો, રોજ રસ્તા વાળજો. ભગવાનનું ભજન કરજો. ગામના લોકોને નહિ દૂભવતાં આ બધું ચાલુ રાખશો તો તમને મજા આવશે.'

## ૯ સાદું ભોજન નિરોગી જીવન

૧૯૪૦–૪૧નું વેડછીનું ભોજન? જુવારના રોટલાના સરસ ચાર ચાર ટુકડા કરેલા અને એક ટોપલીમાં વ્યવસ્થિત મૂકેલા. એક તપેલામાં સાવ બાફેલું શાક. અંદર વઘાર તો નહિ જ પણ મરી-મસાલો પણ નહિ, અને મીઠું પણ નહિ, શાકમાં મીઠું જાતે જ નાખી લેવાનું. તેલ પણ શાકમાં ઉપરથી જ નાખવાનું અને રોટલા પર પણ તેલ જ ચોપડવાનું.

અમે ખાવા બેઠા, ખરેખર ભોજન સ્વાદિષ્ટ લાગ્યું. મેં તો બરાબર ખાધું.

એટલે મને આગ્રહ કરતાં કહે, 'ખૂબ દૂરથી આવ્યા છો, આટલો રોટલો લઈ લો. શરમાશો નહિ. શાક પણ આ રહ્યું.' એમ કહી શાકના તપેલાંનો ગઠેરો એમણે મારા તરફ ખેંચી આપ્યો. પછી કહે, 'તમે તો તીખું તમતમતું ખાનારા! આવું ભોજન તમને ભાવ્યું?'

મેં કહ્યું, 'મને તો બહુ ભાવ્યું.'

એટલે વળતો પ્રશ્ન આવ્યો, 'સાચું કહો છો?' મેં કહ્યું, 'હા જી.'

એમણે કહ્યું, 'આવાં ભોજનથી પેટ સારું રહે છે. પૌષ્ટિક તો છે જ. તમે પણ એવું જ ખાવાની આદત પાડજો. જો એટલું કરશો તો કોઈ માંદગી તમને હેરાન કરશે નહિ.'

અને સાચે જ, મને હજી સુધી કોઈ બીમારીએ હેરાન કર્યો નથી.

### ૧૦ મન તું વૃક્ષનસે મત લે

ફરતા રહેવું એ મારી સ્વભાવ-ગત ચીજ બની ગઈ. પૂ. મહારાજે એ મને શીખવ્યું. પ્રવાસની મઝા માણવાનું પણ શીખવ્યું અને પોતાના પ્રવાસની વાતો પણ કરી. જુગતરામભાઈએ નોંધપોથી રાખવાની પ્રેરણા આપી. પરિણામે ફરવું અને લખવું. આમ મારામાં નોંધપોથી રાખવાની વૃત્તિ જુગતરામભાઈને જ આભારી છે.

કચ્છમાં વણકર મંડળના મંત્રી તરીકે મેં ફરવા માંડ્યું. લોકોની મમતાની વાત શી રીતે કરું? અનહદ પ્રેમથી હું નાહ્યો. એક ગામની ભજન મંડળી મને દોરી જવા માટે મારા મુકામવાળા ગામમાં આવે, પોતાને ગામ ભજન ગાતી ગાતી લઈ જાય, ત્યાં લોકોની સાથે વાતચીત થાય, એમના પ્રશ્નોની નોંધ થાય, એ પ્રશ્નો અંગે જેને લખવાનું હોય તેને લખવાનું કામ પણ પ્રવાસમાંથી જ થાય અને એ ગામના લોકો મને બીજે ગામ ભજનો-ગીતો-વાજિંત્રો સાથે પહોંચાડે. રાતે મુકામ વખતે પણ ઘણા ભાઈઓ મારી સાથે મોડી રાત સુધી વાતો કરી, મારા મુકામ પર જ સૂઈ રહેતા. આ સંસ્મરણો આજે પણ ભાવ-ભીનો કરી દે છે.

ત્યારે મેં જુગતરામભાઈને પત્ર દ્વારા મારા આવા મઝાના મસ્તી-ભર્યા અને કાર્યરત દિવસો વિશે લખ્યું. જણાવ્યું કે, 'આપની સલાહ મુજબ મેં રોજનીશી રાખી છે.'

એમણે લખ્યું, 'રોજનીશી બહુ લાંબી નહિ હોય તો મને રોજ-બરોજની નકલ મોકલતા રહેશો.'

મેં તેમ કરવાનું ચાલુ કર્યું, અને પછી તેમનો અભિપ્રાય માગ્યો, 'મારા આવા યાદગાર દિવસો અંગે આપનો શો અભિપ્રાય છે તે જણાવશો.'

એમણે જણાવ્યું 'જેમ જેમ લોકોમાં તમારું માન વધતું જાય છે તેમ તેમ વધુ નમ્ર બનજો. ઝાડને ફળ આવે ત્યારે તેની ડાળીઓ ઝૂકે છે, નમે છે. તમે તો હજી બહુ નાની ઉંમરના છો, એટલે આટલું લખવું પડ્યું.'

□ ઘેલુભાઈ નાયક

### ૧૯ શાંત અનાસક્ત સેવક

પૂ. વિનોબાજીની ગુજરાતની પદયાત્રાના સમયની આ વાત છે. સુરત જિલ્લામાં પદયાત્રા ચાલતી હતી. તેના સૂત્રધાર જુગતરામકાકા હતા. કોઈ એક પડાવ ઉપર ઓરડામાં શાંતચિત્તે જુગતરામકાકા કંઈક વાતચીત કરતા હતા. એટલામાં પૂ. વિનોબાજી ત્યાંથી પસાર થયા અને એકદમ અટકી ગયા. મને પૂછ્યું કે પેલા જુગતરામભાઈ બેઠા છે ને! મેં હા પાડી, તરત જ પૂ. વિનોબાજીએ જુગતરામ-કાકાની શાંત મુખમુદ્રા જોઈને કહ્યું કે કોઈ ચિત્રકારને શાંત ભાવવાળી મૂર્તિ કંડારવી હોય તો આનાથી બીજી કોઈ સારી મુખાકૃતિ નહિ મળે!

આજે પણ જુગતરામકાકાને સ્થિરાસને, શાંતચિત્તે બેસી લખતા વાંચતા જોઈએ છીએ તો આ શાંતમૂર્તિ આપણી નજર સામે તરવરે છે.

સર્વોદય સંમેલન વેડછીમાં ભરાવાનું હતું. બે ત્રણ મહિના પહેલાં જ અમને સંમેલનની પૂર્વ તૈયારી માટે બોલાવી લીધેલા. જેમ જેમ સંમેલન નજીક આવતું ગયું તેમ તેમ કામના બોજથી કાર્યકર્તાઓ અકળાવા લાગ્યા. મુખ્યત્વે તો વિદ્યાર્થીઓ જ મંડપો બાંધવાનું કામ કરતા પણ સાથે થોડા રાનીપરજના મજૂરો પણ મદદ કરતા. વ્યવસ્થિત કામથી આ મજૂરો ટેવાયલા નહિ, તેથી અમારામાંના કાર્યકરે અકળાઈને એક મજૂર તરફ થોડી તોછડાઈ બતાવી. દૂરથી જુગતરામભાઈ સાંભળી ગયા, પાસે આવ્યા. પેલા કાર્યકર્તાને શાંતચિત્તે છતાં દૃઢપણે કહ્યું, 'મારા જીવનકાળ દરમિયાન મેં આ મજૂરો સાથે આવો વ્યવહાર કર્યો નથી, તેઓ તો આપણા માલિક છે. આપણે તેમના સેવક છીએ. તેવી ભાવના રાખીને તેમની સાથે વર્તવું જોઈએ.' મને રામાયણની આ પંક્તિ યાદ આવી ગઈ. मैं सेवक सचराचर रूप स्वामी भगवंत।
આ ભાવના મેં તેમના જીવનમાં ઓતપ્રોત થતી જોઈ છે.

ગુજરાત ગાંધી સ્મારક નિધિના જુગતરામકાકા વર્ષોથી પ્રમુખ છે. લગભગ એક કરોડ રૂપિયા ગાંધી નિધિએ ગુજરાતની રચનાત્મક સંસ્થાઓને ખર્ચ પેટે આપ્યા. તેથી કેટલીયે સંસ્થાઓ સમૃદ્ધ બની અને ગાંધીનિધિ નામશેષ થઈ ગયો. ગાંધી શતાબ્દી પછી કેન્દ્રીય ગાંધી સ્મારક નિધિ ગુજરાત ગાંધી નિધિને નભાવી રહ્યો છે. પણ પેલી જૂની વાત યાદ કરીને ગુજરાતના એક શીલભદ્ર શેઠ જેઓ આ ટ્રસ્ટના ટ્રસ્ટી પણ હતા, તેમણે મને ટકોર કરીને કહ્યું કે આમ બધી મૂડી તમે લોકોએ વાપરી નાંખી તેના કરતાં એક કરોડની મૂડી જાળવીને વ્યાજ વાપર્યું હોત તો આજે પણ તમારી બધી રકમ અકબંધ રહી હોત. આ વાત મેં કાકાને કહી. તેઓ એકદમ બોલી ઊઠ્યા કે: 'ભાઈ! ગાંધીના શ્રાદ્ધના પૈસા ઉપર ક્યાં સુધી નાચશો? ફક્ત પૈસાથી જ પુરુષાર્થ થતો હશે?'

આમ એક કરોડ રૂપિયાનો વહીવટ કાકાએ અનાસક્તભાવે કર્યો. ગાંધીજીએ ગીતાને 'અનાસક્તિ યોગ' નામ આપ્યું છે. આ ભાવના આજે પણ કાકામાં મૂર્તિમંત થાય છે.

□ ધીરુભાઈ દી. પટેલ

અને દુઃખી થવું પડે. પણ ચિંતા ના કરશો. હું અને અમે સૌ તમારા સગાં જ છીએ ને?'

ત્યાર પછી એમણે આશ્રમવાસીઓ પૈકી બે જણાને મારી સારવાર સોંપી અને જ્યાં સુધી મને સારું થયું ત્યાં સુધી રોજ રોજ મારી પૃચ્છા કરતા જ રહ્યા.

૬ ગાંધીએ ઘડેલા ગાંધી

એકવાર જેલના પાયખાનાંઓ પાસે બેસીને કેટલાક કેદીઓ—ગુનેગાર કેદીઓ—રોટલા ખાતા હતા. આમ તો જેલનાં જાજરાં સાફ રાખનારા એ કેદીઓ હતા. કેટલાક રાજકીય કેદીઓ જાજરે જઈને જાજરૂ ગંદું મૂકીને જ પાછા કરતા. પેલો એક કેદી તરત જ એ જાજરૂ સાફ કરતો અને મળ પર માટી પણ નાખી દેતો. મેં એક કેદીને પૂછ્યું. 'ભાઈ આ જાજરાં પાસે જ બેસીને તમે રોટલા ખાવ છો, તેના કરતાં અમારી બૅરેકના ઓટલા પર બેસીને રોટલા ખાતા હો તો?'

પેલા કેદીની આંખમાં ઝળહળિયાં આવ્યાં. કહે, 'ભાઈ, એવું શી રીતે બને? બૅરેકમાંથી કાંઈક જાય તો અમારે માથે પડે. અને જમાદારનો ત્રાસ અમારા પર વધી પડે.' ત્યાર પછી મેં કહ્યું, 'મારી શેતરંજી પર બેસો, તો અમને કોઈને વાંધો નથી.'

તે દિવસે તો એ ભાઈ અમારી સાથે બેઠો નહિ. પણ બીજે દિવસે તે અમારી પાસે આવીને બેઠો. પછી જ્યારે હું જુગતરામભાઈના વર્ગમાં જઈને બેઠો, ત્યારે એ પણ મારી સાથે આવીને બેઠો. મેં જુગતરામભાઈની એને ઓળખાણ આપી. જુગતરામભાઈને પણ એને વિશે થોડી વાત કરી. પછી તે કેદી સાથે જુગતરામભાઈએ ખૂબ પ્રેમથી કેટલીક વાતો કરી. મને લાગે છે કે એમાં અડધો કલાક ગયો. પેલો કેદી તો વારંવાર હાથ જોડે ને માથું હલાવે.

પછી ધીરે ધીરે અમારામાંથી એકાદનો રેંટિયો કે એકાદની ધનુષતકલી લઈને કાંતવા લાગ્યો. હવે એની વારી બદલાતી હતી. એટલે અમને કહે, કે 'ભાઈ, આપણા ગાંધીએ તો આવા જુગતરામભાઈ જેવા કેટલા બધા ગાંધી ઘડ્યા હશે! હવે તો સ્વરાજ આવવાનું જ.'

૭ વિદાયવેળાની વાતો

જુગતરામભાઈ એક દિવસ બપોરે એમના નિયમ મુજબ અમારી બૅરેકમાં આવ્યા. મને પાસે બોલાવ્યો. પછી કહે, 'હવે તો તમે છૂટીને ઘેરે જશો, ખરું ને?' મેં કહ્યું, 'ઘેરે જવાનો બહુ વિચાર નથી. કોઈ ગામમાં ગ્રામ-સેવાનું કાર્ય કરવા બેસી જઈશ.' તો કહે, 'ના, એમ નહિ કરવું. ઘેરે જાવ. તમારાં બા તથા તમારા બાપુજીને મળો, તમારાં સગાં સ્નેહીઓને મળો, તેમને મળીને, તેમને સમજાવીને ગ્રામ-સેવાનાં કાર્યમાં પડવાનો નિર્ણય કરજો.' મેં કહ્યું, 'આવાં કામમાં પોતાનું માણસ પડે એ ઘણાને ગમે નહિ. બીજાનાં બાળકો આવાં કામમાં પડે, તો મારાં મા-બાપ અને સગાં સ્નેહીઓ કદાચ શાબાશી પણ આપે. મારે ત્યાં કદાચ મારી "નાની" (મારી બા) ગ્રામ-સેવા કાર્યમાં પડવા માટે સંમતિ આપે. પણ બીજાં સગાં સ્નેહીઓ રજા નહિ આપે.'

એમણે કહ્યું, 'ના, એમને સમજાવીએ તો એઓ તો માને અને તમને ગ્રામ-સેવાનાં કામમાં પડવાની સંમતિ આપે.'

મેં કહ્યું, 'મને એમની સંમતિ મળે એવી શક્યતા લાગતી નથી, એટલે મેં તો મારે ઘેરે પત્ર પણ લખી દીધો છે. મેં લખ્યું છે, ગ્રામ-સેવા કરવા કોઈ અજાણ્યા ગામમાં જઈને બેસી જવાનો મારો વિચાર છે.'

એટલે તરત જ પૂ. જુગતરામભાઈ કહે, 'તમે પત્ર લખ્યો એ બરાબર નથી. તમારા પત્રથી એ લોકો કેટલાં બધાં ચિંતાતુર થઈને દોડાદોડી કરી મૂકશે, તેનો તમે કેમ વિચાર ન કર્યો?'

હું કાંઈ બોલ્યો નહિ મારા મનમાં એમ જ હતું. પછી ધીરેથી પૂ. જુગતરામભાઈ મને કહે, 'જેલમાંથી છૂટ્યા પછી તમે આપણા વેડછીના આશ્રમમાં જજો. ત્યાં તમને સારી રીતે રહેવાનું મળશે. કાંતણ અને તેની સાથે સંકળાયેલી બધી જ ક્રિયાઓ શીખવાની મળશે. શ્રમમય આશ્રમજીવનનો તમને અનુભવ થશે. હું ત્યાં કાગળ લખીશ. અને તમારે ઘેરે પણ કાગળ લખીશ. જો તમે જેલમાંથી ઘેરે જશો તોયે તમને આશ્રમમાં આવવાની છૂટ તમારાં સગાં સ્નેહીઓ અને બા-બાપુજી પાસેથી મળી રહેશે.'

૮ ગામના લોકોને દૂભવશો મા

જેલમાંથી છૂટીને ગયો ત્યારે ગામ તો સાવ ડરી ગયું હતું. ૧૫,૦૦૦ રૂપિયાનો સામુદાયિક દંડ ગામ લોકોએ ભર્યો હતો. ગામમાં બીક અને ખળભળાટ હતો.

ઘણાના મનમાં હતું, 'આ જેલમાંથી છૂટીને આવેલો જુવાનિયો કાંઈ ઉત્પાત મચાવશે. તો ગામ પર ફરી પાછો ત્રાસ વર્તશે.'

કેટલાકે પૂ. પિતાશ્રીને મોઢે મોઢે કહ્યું હતું, 'જો જો. ઘેલુને કાબૂમાં રાખજો. એ કાંઈ એવું ન કરે કે જેથી આખું ગામ પાછું મુશ્કેલીમાં આવી પડે.'

અને હું કોઈ ઉત્પાત નહિ મચાવું એવી વ્યવસ્થા થઈ. જાણે હું તો મુક્ત વાતાવરણમાંથી ખરેખરી જેલમાં આવી પડચો. હું તો ખૂબ મૂંઝાવા લાગ્યો.

મેં પૂ. જુગતરામભાઈને પત્ર લખ્યો, આવી ભયભરેલી પરિસ્થિતિ ગામમાં છે. જોકે અમારી વર્ધા પદ્ધતિની ઘાણી—તેલઘાણી—હું ચલાવું છું, જે અમે ૧૯૪૧માં શરૂ કરી હતી. છોટુભાઈ જેલમાં છે. ધીરૂભાઈ ફણસા—ઉમરગામ છે. અહીં બધું છે, પણ આનંદ નથી. શું કહું? માર્ગદર્શન આપશો.'

જવાબ આવ્યો, 'ઘાણી ચલાવજો. ગીત ગાજો. શાળાનાં બાળકોને ગીતો શીખવજો. આંગણું સાફ કરજો, રોજ રસ્તા વાળજો. ભગવાનનું ભજન કરજો. ગામના લોકોને નહિ દૂભવતાં આ બધું ચાલુ રાખશો તો તમને મજા આવશે.'

૯ સાદું ભોજન નિરોગી જીવન

૧૯૪૦–૪૧નું વેડછીનું ભોજન? જુવારના રોટલાના સરસ ચાર ચાર ટુકડા કરેલા અને એક ટોપલીમાં વ્યવસ્થિત મૂકેલા. એક તપેલામાં સાવ બાફેલું શાક. અંદર વઘાર તો નહિ જ પણ મરીમસાલો પણ નહિ, અને મીઠું પણ નહિ, શાકમાં મીઠું જાતે જ નાખી લેવાનું. તેલ પણ શાકમાં ઉપરથી જ નાખવાનું અને રોટલા પર પણ તેલ જ ચોપડવાનું.

અમે ખાવા બેઠા, ખરેખર ભોજન સ્વાદિષ્ટ લાગ્યું. મેં તો બરાબર ખાધું.

એટલે મને આગ્રહ કરતાં કહે, 'ખૂબ દૂરથી આવ્યા છો, આટલો રોટલો લઈ લો. શરમાશો નહિ. શાક પણ આ રહ્યું.' એમ કહી શાકના તપેલાંનો ગડેરો એમણે મારા તરફ ખેંચી આપ્યો. પછી કહે, 'તમે તો તીખું તમતમતું ખાનારા! આવું ભોજન તમને ભાવ્યું?'

મેં કહ્યું, 'મને તો બહુ ભાવ્યું.'

એટલે વળતો પ્રશ્ન આવ્યો, 'સાચું કહો છો?' મેં કહ્યું, 'હા જી.'

એમણે કહ્યું, 'આવાં ભોજનથી પેટ સારું રહે છે. પૌષ્ટિક તો છે જ. તમે પણ એવું જ ખાવાની આદત પાડજો. જો એટલું કરશો તો કોઈ માંદગી તમને હેરાન કરશે નહિ.'

અને સાચે જ, મને હજી સુધી કોઈ બીમારીએ હેરાન કર્યો નથી.

## ૧૦ મન તું વૃક્ષનમેં મત લે

ફરતા રહેવું એ મારી સ્વભાવ-ગત ચીજ બની ગઈ. પૂ. મહારાજે એ મને શીખવ્યું. પ્રવાસની મઝા માણવાનું પણ શીખવ્યું અને પોતાના પ્રવાસની વાતો પણ કરી. જુગતરામભાઈએ નોંધપોથી રાખવાની પ્રેરણા આપી. પરિણામે ફરવું અને લખવું. આમ મારામાં નોંધપોથી રાખવાની વૃત્તિ જુગતરામભાઈને જ આભારી છે.

કચ્છમાં વણકર મંડળના મંત્રી તરીકે મેં ફરવા માંડ્યું. લોકોની મમતાની વાત શી રીતે કરું? અનહદ પ્રેમથી હું નાહ્યો. એક ગામની ભજન મંડળી મને દોરી જવા માટે મારા મુકામવાળા ગામમાં આવે, પોતાને ગામ ભજન ગાતી ગાતી લઈ જાય, ત્યાં લોકોની સાથે વાતચીત થાય, એમના પ્રશ્નોની નોંધ થાય, એ પ્રશ્નો અંગે જેને લખવાનું હોય તેને લખવાનું કામ પણ પ્રવાસમાંથી જ થાય અને એ ગામના લોકો મને બીજે ગામ ભજનો-ગીતો-વાજિંત્રો સાથે પહોંચાડે. રાતે મુકામ વખતે પણ ઘણા ભાઈઓ મારી સાથે મોડી રાત સુધી વાતો કરી, મારા મુકામ પર જ સૂઈ રહેતા. આ સંસ્મરણો આજે પણ ભાવ-ભીનો કરી દે છે.

ત્યારે મે જુગતરામભાઈને પત્ર દ્વારા મારા આવા મઝાના મસ્તી-ભર્યા અને કાર્યરત દિવસો વિશે લખ્યું. જણાવ્યું કે, 'આપની સલાહ મુજબ મેં રોજનીશી રાખી છે.'

એમણે લખ્યું, 'રોજનીશી બહુ લાંબી નહિ હોય તો મને રોજ-બરોજની નકલ મોકલતા રહેશો.'

મેં તેમ કરવાનુ ચાલુ કર્યું, અને પછી તેમનો અભિપ્રાય માગ્યો, 'મારા આવા યાદગાર દિવસો અંગે આપનો શો અભિપ્રાય છે તે જણાવશો.'

એમણે જણાવ્યું 'જેમ જેમ લોકોમાં તમારું માન વધતું જાય છે તેમ તેમ વધુ નમ્ર બનજો. ઝાડને ફળ આવે ત્યારે તેની ડાળીઓ ઝૂકે છે, નમે છે. તમે તો હજી બહુ નાની ઉમરના છો, એટલે આટલું લખવું પડ્યું.'

□ ઘેલુભાઈ નાયક

## ૧૯ શાંત અનાસક્ત સેવક

પૂ. વિનોબાજીની ગુજરાતની પદયાત્રાના સમયની આ વાત છે. સુરત જીલ્લામાં પદયાત્રા ચાલતી હતી. તેના સૂત્રધાર જુગતરામકાકા હતા. કોઈ એક પડાવ ઉપર ઓરડામાં શાંતચિત્તે જુગતરામકાકા કંઈક વાતચીત કરતા હતા. એટલામાં પૂ. વિનોબાજી ત્યાંથી પસાર થયા અને એકદમ અટકી ગયા. મને પૂછ્યું કે પેલા જુગતરામભાઈ બેઠા છે ને! મેં હા પાડી, તરત જ પૂ. વિનોબાજીએ જુગતરામ-કાકાની શાંત મુખમુદ્રા જોઈને કહ્યું કે કોઈ ચિત્રકારને શાંત ભાવવાળી મૂર્તિ કંડારવી હોય તો આનાથી બીજી કોઈ સારી મુખાકૃતિ નહિ મળે!

આજે પણ જુગતરામકાકાને સ્થિરાસને, શાંતચિત્તે બેસી લખતા વાંચતા જોઈએ છીએ તો આ શાતમૂર્તિ આપણી નજર સામે તરવરે છે.

સર્વોદય સંમેલન વેડછીમાં ભરાવાનું હતું. બે ત્રણ મહિના પહેલાં જ અમને સંમેલનની પૂર્વ તૈયારી માટે બોલાવી લીધેલા. જેમ જેમ સંમેલન નજીક આવતું ગયું તેમ તેમ કામના બોજથી કાર્યકર્તાઓ અકળાવા લાગ્યા. મુખ્યત્વે તો વિદ્યાર્થીઓ જ મંડપો બાંધવાનું કામ કરતા પણ સાથે થોડા રાનીપરજના મજૂરો પણ મદદ કરતા. વ્યવસ્થિત કામથી આ મજૂરો ટેવાયલા નહિ, તેથી અમારામાંના કાર્યકરે અકળાઈને એક મજૂર તરફ થોડી તોછડાઈ બતાવી. દૂરથી જુગતરામભાઈ સાંભળી ગયા, પાસે આવ્યા. પેલા કાર્યકર્તાને શાંતચિત્તે છતાં દૃઢપણે કહ્યું, 'મારા જીવનકાળ દરમિયાન મેં આ મજૂરો સાથે આવો વ્યવહાર કર્યો નથી, તેઓ તો આપણા માલિક છે. આપણે તેમના સેવક છીએ. તેવી ભાવના રાખીને તેમની સાથે વર્તવું જોઈએ.' મને રામાયણની આ પંક્તિ યાદ આવી ગઈ. मैं सेवक सचराचर रूप स्वामी भगवत।
આ ભાવના મેં તેમના જીવનમાં ઓતપ્રોત થતી જોઈ છે.

ગુજરાત ગાંધી સ્મારક નિધિના જુગતરામકાકા વર્ષોથી પ્રમુખ છે. લગભગ એક કરોડ રૂપિયા ગાંધી નિધિએ ગુજરાતની રચનાત્મક સંસ્થાઓને ખર્ચ પેટે આપ્યા. તેથી કેટલીયે સંસ્થાઓ સમૃદ્ધ બની અને ગાંધીનિધિ નામશેષ થઈ ગયો. ગાંધી શતાબ્દી પછી કેન્દ્રીય ગાંધી સ્મારક નિધિ ગુજરાત ગાંધી નિધિને નભાવી રહી છે. પણ પેલી જૂની વાત યાદ કરીને ગુજરાતના એક શીલભદ્ર શેઠ જેઓ આ ટ્રસ્ટના ટ્રસ્ટી પણ હતા, તેમણે મને ટકોર કરીને કહ્યું કે આમ બધી મૂડી તમે લોકોએ વાપરી નાંખી તેના કરતાં એક કરોડની મૂડી જાળવીને વ્યાજ વાપર્યું હોત તો આજે પણ તમારી બધી રકમ અકબંધ રહી હોત. આ વાત મેં કાકાને કહી. તેઓ એકદમ બોલી ઊઠ્યા કે: 'ભાઈ! ગાંધીના શ્રાદ્ધના પૈસા ઉપર ક્યાં સુધી નાચશો? ફક્ત પૈસાથી જ પુરુષાર્થ થતા હશે?'

આમ એક કરોડ રૂપિયાનો વહીવટ કાકાએ અનાસક્તભાવે કર્યો. ગાંધીજીએ ગીતાને 'અનાસક્તિ યોગ' નામ આપ્યું છે. આ ભાવના આજે પણ કાકામા મૂર્તિમંત થાય છે.

□ ધીરુભાઈ દી. પટેલ

## ૨૦ પ્રસંગ છાંટણાં

મને મુંબઈથી 'બાલવાડી'નાં ચિત્ર કરવા બે દિવસ માટે અમદાવાદ બોલાવેલો. મને કહે, 'તારા ચિત્રો (ઇલસ્ટ્રેશન્સ)માં બાળકોને ખૂબ ફૂલોથી શણગાર અને જોજે ઈંઢોણીને પણ શણગારવાનું ના ભૂલતો.'

* *

મીનુભાઈને પૂ. કાકા લખે છે : હકુભાઈની મોડર્ન આર્ટની વાત મને સમજાતી નથી, તમે સમજાવશો? હકુભાઈ જે મૉડર્ન આર્ટની વાત કરતા હશે તે વિશે તો મને કશી ખબર નથી; પણ રાત્રે ૧૨ વાગ્યે મારી બાજુના ઓરડામાં છોકરાઓ સાથે ચિત્રમાં મશગૂલ હોય છે, એટલું હું જાણું છું.

* *

પૂ. જુ.કાકા, શિવાભાઈ ને હું એક ચૌધરી બહેન પાસે દળવાને જુવાર માંગી. બહેને ઓળખ્યા કે નહિ તે ખબર નથી. પણ એની પાસે જુવાર નહોતી, એટલે ચોખા આપ્યા. પૂ. જુ. કાકા દળવા બેઠા. પુ. શિવાભાઈનો દળવામાં હાથ માંડ્યો. પછી કહે, 'હવે બધું કામ મારા એકલા પાસે ના કરાવવું.'

* *

નંદરબાર સ્ટેશને અમે રાત્રે ઊતર્યા, મને કહે, હવે જતાં પહેલાં ચાલ ચવાણું ખાઈ લઈએ. રખેને યજમાનને રાંધવું પડે.

* *

વેડછીનાં ઘરોનો આંટો એ એમનો વર્ગ હતો, એમાં ઝાડપાન, પશુપક્ષી અને કુટુંબીજનોને મળે.

* *

હમણાં એક કાલેજિયન બહેન કહેતી હતી. 'જે આવક લાવે એ કામગરા.' અને બાકીના કેવા? ગાંડા, લૂલા, લંગડા! સવારે ચારથી રાત્રે નવ સુધી પૂ.જુ.કાકા કાંઈક ને કાંઈક કરતા જ હોય છે, પણ ઉપરની વ્યાખ્યા પ્રમાણે તો એ ગાંડા જ કહેવાય ને?

આપણે પણ એવું જ માનનારા ને? એને મૂલવવામાં આપણો ગજ ચાલે?

□ હકુ શાહ

## ૨૧ કેટલાક મર્માળા પ્રસંગો

૧૯૫૦નો મે કે જૂન માસ હતો. સર્વોદય યોજનાના લાભો સમજાવવા અને તે માટે થોડું જોવા તપાસવા (સરવે) કરવા માંડવી તાલુકાના તરવડા ખુર્દ ગામે પ્રાથમિક શાળાના મકાનમાં ગ્રામ-સેવકોનો વર્ગ રાત રોકાયો હતો. પૂ. જુગતરામભાઈ, ભૂલાભાઈ પટેલ, હું ને અનિલભાઈ આત્મારામ સાથે હતા.

પૂ. જુગતરામભાઈ કહે, સાંજ પછી ગામલોકો આવશે. આપણે પહેલાં નાનકડું નાટક કરશું.

શાળાની ખુરશી પર રાજા સૂપડકન્નાનું નાટક ચલાવવાનું હતું.

અનિલભાઈએ છડી પોકારી. મેં સાદા કાગળના કાતરેલા મોટા કાન ચોંટાડેલા એવા રાજા સૂપડકન્ના તરીકે ખુરશી રૂપી સિંહાસન પર બેસી વાત શરૂ કરી.

ચંદ્રમાનું આછું અજવાળું, સામે બધા પ્રેક્ષકો ગ્રામજનો ને વિદ્યાર્થીઓ બેઠેલા.

શિકારે જતાં ભૂખ લાગવાથી ભૂલા પડેલા રાજાએ નાનાં પક્ષી મારી ખાધેલાં તેથી પાપ લાગ્યું ને કાન સૂપડા જેવા થઈ ગયા. હવે તે કોઈને બતાવાય નહિ. સૌ તે જોઈને મશ્કરી કરે, ખીજવે. માટે સિપાઈ! કોઈનેય મારી પાસે આવવા ન દેશો. જમવાનું પણ બારીમાં મૂકી દેજો. હું જમી લઈશ ...વગેરે

પણ...હા...મારે દાઢી વધી ગઈ છે. તેથી તે માટે ધનિયા હજામને તો બોલાવવો જ પડશે. તે મારી આ સૂપડા જેવા કાનની વાત કોઈને ન કહે તેમ ચેતવણી આપજે.

સિપાઈએ, જી હજૂર કહીને મોટેથી બૂમ મારી કે—'એ ધનિયા હજામ! રાજા સાહેબની દાઢી કરવાની છે. માટે ચાલ જલદી.' જુગતરામભાઈ સૌ પ્રેક્ષકો વચ્ચે બેઠેલા હતા. તો ઝડપ દઈને ઊભા થયા ને બોલ્યા, 'આવ્યો છું હું ધનિયો હજામ. રાજા સાહેબની દાઢી કરવા.'

આમ કહેતાકને કફનીમાંથી પોતાનું ચશ્મા રાખવાનું ઘરૂં (પાકીટ) કાઢીને તે પર આંગળાં વતી પટપટ બોલાવતા આવીને મારી દાઢી કરવાનો અભિનય કરવા માંડ્યા અને લોકો એકદમ ખડખડાટ હસી પડ્યા ને આ એક્સટેમ્પોર નાટકની મજા માણી રહ્યા...! ત્યાર બાદ જુગતરામભાઈએ, મકનજી બાબાએ તે ગામલોકોને સર્વોદય યોજનાની વાતો કરી ને સમજાવ્યા.

લગભગ ૧૯૫૩ની જાન્યુઆરીથી વેડછીની બાલવાડી મને સોંપાઈ. ચોકમાં વૃક્ષો નીચે એક બે અઠવાડિયાં તો ચલાવ્યા પછી સહકારી મંડળીનો એક ઓરડો અમને બાલવાડી માટે મળ્યો. સાધનો કશાં જ ખાસ નહોતાં. નાસ્તો પણ ઘરેથી બનાવી લઈ જતા.

પોતે એક દી જોવા આવ્યા. થોડી સૂચનાઓ આપીને બીજે દી આશ્રમમાંથી નાની નાની છબીઓ જાતે જ ઉપાડી લાવ્યા ને ઓરડા-માં ટાંગી આપી.

મોન્ટેસોરી બાલમંદિરનો મારો બાવીસેક વર્ષોનો અનુભવ હતો. પણ પૂર્વબુનિયાદી વિશે મારે તેમની જ પાસેથી સમજવાનું હતું. એ દિવસોમાં તેમને સમય ન મળે એટલે ખરે બપોરે મે-જૂનના આકરા તાપમાં વાલોડ સુધી સાથે ચાલતા જઈએ. હું સવાલ પૂછું ને તેઓ તેના જવાબ દે જે હું તત્કાળ બે ત્રણ શબ્દોમાં જ ટપકાવું ને પછી પાછો આગળ ચાલું તેમની સાથે. ત્યારે વેડછીમાં મોટર, સડક વગેરે કશું ન હતું. વાલોડ બસમાં તેમના બેઠા સુધી આવી પ્રશ્નોત્તરી ચાલે. સાંજે આશ્રમે આવી તે પ્રશ્નોત્તરીને વ્યવસ્થિત લખી મૂકું ને તેનો વ્યવહાર કેમ કરવો તેના પ્રયત્નો ચાલુ કરું.

તેમની ધીરજ, બાળશિક્ષણ માટે આદર ને ઊંડું ચિંતન તથા મને તૈયાર કરતા જવાની તેમની પ્રેમાળ, શાંત અને દૃઢ નીતિથી હું બહુ જ પ્રભાવિત થયો. ને ત્યારની આશ્રમ બાલવાડી માટે ખૂબ મહેનત કરીને સારી રીતે વિકસાવી શક્યો.

પછી તે બાલવાડી આશ્રમની એક ઝૂંપડીમાં આવી. સ્વ. ચીમનભાઈનાં માર્ગદર્શન ને મદદ સાથે એ બાલવાડીનું એક આનોખું ને ઉમદા માળખું તૈયાર થયું. પ્રચાર ને પ્રસાર થયો; તેમ જ કંઈ કંઈ શિક્ષણ ટોળીઓ, મોટા મહેમાનો તથા મુલાકાતીઓને તે નમૂના રૂપ—પૂર્વબુનિયાદી બાલવાડી—જોવા મળી. અધ્યાપન મંદિરનાં

નાસ્તો તૈયાર કરવાની રમત, દળવાની, રાંધવાની, પીરસવાની, વ્યવસ્થિત બેસવાની, વાસણસફાઈની રમતોમાં જુગતરામભાઈની ચલણગાડીનો પહેલો પાઠ મેં જોયો. રથયાત્રા આગળ ચાલી. 'આ આવ્યો બેડકૂવા ગામમાં શબરીનો આશ્રમ.' રામનું દશરીબહેને સ્વાગત કર્યું. વનવાસીઓની અહીં તહીં ઊભેલી પર્ણકુટિઓ, બાળદેવોની ઉપાસનામાં કાનજીભાઈ અને દશરીબહેનના દિલરૂબાનું સંગીત ત્યાં ગુંજી રહ્યું હતું. ત્યાંથી આવ્યા મઢી અન્નપૂર્ણાબહેનની મઢૂલીએ. ચૂનીભાઈની વસ્ત્રવિદ્યા અહીં મૂર્ત બની હતી. અન્નપૂર્ણાબહેનની નર્સરીમાં બાળરોપા વિકસી રહ્યા હતા. જેમાંથી ૩૦ વર્ષ પછી વાત્સલ્યધામની વિશાળવાટિકા વિકસી. યાત્રા આગળ ચાલી. આ રહ્યું તીતવાનું તપોધામ, ભાઈ સુમનભાઈ ભારતી અહીં ધૂણી ધખાવી પડ્યા હતા. એમની વણાટશાળા અને રાત્રિશાળા, એમની ઉપાસનાનાં સાધનો. અમારા સ્વાગતમાં સમૂહભોજન રાખ્યું હતું. સુમનભાઈએ ખેતરમાંથી શાકભાજીની લણણી કરી. પડેલા કણોના એક એક કણ વીણી શાક બનાવ્યું. ત્યારે મને સુમનભાઈમાં કણાદમુનિનું દર્શન થયું. બાળકો પોતાના ઘરેથી રોટલો લઈ આવ્યાં. અમે સમૂહભોજન કર્યું ત્યારે...

'સબસે ઊંચી પ્રેમ સગાઈ
દુર્યોધનકો મેવા ત્યાગો
સાગ વિદૂર ઘર પાઈ.'

નું ભજન મારા અંતરે ગુંજી રહ્યું. સો માઈલની યાત્રા કરી અમારો રામરથ અમારી આદિમ કે આખરી મંજિલ વેડછી ધામે પહોંચ્યો ત્યારે રામ વનવાસમાં હતા. આશ્રમ જપ્તીમાં હતો. અહીં તથાગતના આદિ શિષ્યો જેવા કરસનભાઈ અને વેલજીભાઈનો પરિચય થયો.

આ યાત્રામાં જુગતરામભાઈનો ભાવદેહ, વ્યક્તિઓ અને સંસ્થાઓમાં વ્યાપકરૂપે પ્રકટેલો મેં જોયો.

આશ્રમજીવનની અનુભૂતિ કરી. નઈ તાલીમના બુનિયાદી પાઠો શીખ્યો અને મેં વિદાય લીધી. જુગતરામભાઈના વિદાયસાદમાં ફરી આવવાનું નિમંત્રણ સાંભળ્યું. એમની તકલી દૂર દૂર ફરતી એમનું 'ઈશ ગાન' ગુંજતું રહ્યું. એનો પડઘો આજેય મને સંભળાય છે :

'હે આતમના દ્વારના દ્વારસંતરી
તને હજારો નમનો વળી વળી
તને કરોડો નમનો ફરી ફરી.'

□ બળવંતરાય કેણી

## ૨૩ પચાસ વર્ષેય મારા ને મારા

જુગતરામભાઈના સંસર્ગમાં અમે છેક સને ૧૯૨૦–૨૨માં આવ્યા હતા. મણિનગર અમદાવાદમાં વિદ્યાપીઠ તરફથી એક 'અધ્યાપન મંદિર' શરૂ થયું હતું. તેમાં હું જોડાયો હતો. જુગતરામભાઈ ત્યાં ગૃહપતિ હતા. નિયમિત રીતે સવારમાં પાંચ વાગતાં પ્રાર્થના-ગીતાવાચન વગેરે કાર્યક્રમો થતા રહેતા હતા. અમને કુદરતી રીતે જ બધી શિસ્ત પાળવાનું તથા બધા જ કાર્યક્રમોમાં ભળવાનું મન થયા જ કરતું હતું. એવી એમની છત્રછાયા હતી. ત્યાર પછી તો છૂટા પડ્યા. પરંતુ સંપર્ક ચાલુ જ રહ્યો. સુરત જિલ્લામાં આવ્યા પછી પણ કેટલીકવાર પ્રદર્શનોમાં તથા 'બાલવાડી શિબિરો'-માં જોડાવા માટેનાં આમંત્રણો આવ્યાં જ કરતાં હતાં અને મને તે બાજુ જવામાં તથા બધા આશ્રમોમાં મુલાકાત લઈ પ્રાર્થના સભાઓ તથા ખાસ કરીને ગ્રામ આનંદ મનોરંજન પ્રદર્શનોમાં બહુ મઝા આવતી હતી. વેડછી, મઢી તથા વાત્સલ્યધામમાં તો હું જાણે એક આત્મજન થઈ ગયો.

હજી હમણાં જ મેં તબિયત માટે પૂજ્ય જુગતરામભાઈને પૃછાવ્યું ત્યારે તે પિતાતુલ્ય ગુરુજીએ મને લખ્યું કે 'મણિલાલ, બહુ વખતથી તમારું આવવાનું થયું નથી તો ક્યારેક સગવડ કાઢી આવવાનું રાખજો.' આ પ્રેમ ભરેલા પત્રને મેં સાચવી રાખ્યો છે ને આ દિવાળી ઉપર કે પછી તે બાજુ આવી પાંચ પંદર દિવસ બધાં આશ્રમોમાં ફરી મનોરંજન કાર્યક્રમોમાં ભાગ લઈશ ત્યારે જ મારા આત્માને શાંતિ થશે. ત્યાં સુધી તે બાજુ જવા માટેનું મન રહ્યા જ કરે છે. પચાસ વર્ષો પછી પણ મને એ પોતાનો આત્મીય વિદ્યાર્થી ગણે છે ને સંપર્ક રાખે છે. તે મુજબ હું પણ તેમને એક આત્મીય ગુરુ સમજું છું. ને તેમની બધી આશાઓ માથે ચઢાવું છું ને ચઢાવતો રહીશ.

□ મણિલાલ દા. શાહ

## ૨૪ માતાપિતા તુલ્ય ગુરુ

સન ૧૯૩૮માં રાષ્ટ્રીય મહાસભાની ૫૧મી કૉંગ્રેસ બારડોલી તાલુકાના હરિપુરા ગામે નેતાજી સુભાષચંદ્ર બોઝના પ્રમુખપણા હેઠળ ભરાઈ. ચુનંદા અને કસાયેલા કાર્યકર્તાઓને સરદારશ્રીએ મુખ્ય જવાબદારીઓ સોંપી હતી. જુગતરામભાઈને સફાઈ વિભાગની જવાબદારી સોંપવામાં આવી હતી. ઘણા મોટા આમસમુદાયમાં લાખો લોકોના આરોગ્યનો આધાર સફાઈ પર હતો.

ગુજરાતમાંથી સફાઈ કામ માટે સ્વયંસેવકોની ભરતી કરવામાં આવી હતી. એ વખતે હું નવસારી શહેરમાં એક માધ્યમિક શાળામાં ભણતો હતો. મેં પણ સફાઈ વિભાગમાં જોડાવા નામ નોંધાવ્યું. અમે બધા હરિપુરા મુકામે પહોંચ્યા. અમને સફાઈ છાવણીના એક ભાગમાં મુકામ આપવામાં આવ્યો. બીજે દિવસે અમે સફાઈ કામમાં જોડાયા. સફાઈ જાહેર રસ્તાની હતી. જુગતરામભાઈને સફેદ ટૂંકી ચડ્ડી, પહેરણ અને હાથમાં ઊંચું ઝાડુ લઈને સફાઈ કરતા જોયા. મને જાણ છે તે પ્રમાણે તેઓ નિયમિત સફાઈ કામમાં જોડાતા અને અમારા જેવા અણઆવડતવાળા જેમણે ઊભા ઝાડુથી સફાઈ કરી નહોતી, તેવા અનેક સ્વયંસેવકોને પ્રેમથી તેઓ શીખવતા.

સફાઈ છાવણીનું વાતાવરણ આશ્રમી હતું. અમે ત્યાં રહ્યા તે દરમિયાન જુગતરામભાઈની અને વેડછીની વાતો જાણવા મળી. અધિવેશન પૂરું થયે અમે અમારા મુકામે પહોંચ્યા અને અભ્યાસમાં જોડાઈ ગયા. પરંતુ છાવણીનું આશ્રમી વાતાવરણ મારા મનમાં ગૂંજ્યા કરતું અને મને મનમાં થતું કે મને પણ તેવા આશ્રમમાં

ભણવાનું મળે તો કેવું સારું? તે ઇચ્છા પ્રાંતિક સ્વરાજ્ય મળ્યા પછી બાળાસાહેબ ખેરે આશ્રમોમાં શિક્ષક તાલીમ વર્ગો કાઢ્યા ત્યારે પૂરી થઈ.

આશ્રમનું વાતાવરણ એ અમારા માટે એક અમૂલ્ય લહાવો હતો. એમાં રહીને ભણવામાં અમારું મન, શરીર ખૂબ ખીલી ઊઠ્યું. આશ્રમમાં ઘરે જવાની રજા પડે તોપણ ઘરે જવાનું મન થતું નહોતું. કારણ ઘરે જે હૂંફ મળતી તેના કરતાં સવાયી હૂંફ ગુરુજનો તરફથી મળતી હતી. રજામાં અમે મુ. શ્રી નાનુભાઈને ગૌશાળામાં મદદ કરતા. તેઓ અમને પ્રેમથી રાખતા અને દૂધ દહીં નિયમિત ખવડાવતા. ક્યારેક જુગતરામભાઈ અમને રજામાં પ્રવાસમાં પણ લઈ જતા. મને થામણા, બોચાસણ, ગંભીરા વગેરે સંસ્થાઓ જોવાનો લહાવો મળ્યો હતો.

અમે વેડછી આશ્રમની ઉદ્યોગશાળામાં ભણતા હતા. તે દરમિયાન ૧૯૪૨ની આઝાદીની આખરી લડત ઉપડી હતી. એમાં અમે સૌ આશ્રમવાસી નાના મોટા કાર્યકર્તા–વિદ્યાર્થીઓએ પણ ભાગ લીધો. એ લડતમાં મને ૯ મહિનાની સજા થઈ અને સાબરમતી જેલમાં જવાનું થયું. ધીરે ધીરે આશ્રમના અનેક કાર્યકર્તા–વિદ્યાર્થીઓ પણ જેલમાં આવ્યા. એ વખતે ભીલસેવા મંડળ દાહોદથી પણ મોટું મંડળ આવી ગયું. મુંબઈની ૯મી ઑગસ્ટની મહાસમિતિની સભામાં ભાગ લઈને પાછા ફરતા જુગતરામભાઈની રસ્તેથી જ ધરપકડ કરી તેમને સાબરમતી જેલમાં મોકલ્યા હતા. અમે પહોંચ્યા કે તરત જ અમારા નિયમિત વર્ગો, સ્વાધ્યાય વગેરે આશ્રમી ઢબે શરૂ થયા. તેથી અમે આશ્રમમાં છીએ કે જેલમાં એવો ખ્યાલ સરખો ન આવ્યો. જુગતરામભાઈને બી ક્લાસમાં રાખ્યા હતા છતાં તેઓ આખો દિવસ અમારી સાથે રહેતા. રાત્રે સૂવા માટે તેઓ ત્યાં જતા. જોતજોતામાં જેલના દિવસો પૂરા થયા અને ત્યાંથી નીકળવું વસમું લાગ્યું. થોડા જ વખતમાં જેલમાંથી બહાર આવી હું ફરીથી જેલમાં ૩ મહિના માટે ગયો.

હું વેડછીમાં ભણતો હતો તે દરમિયાન સરદારશ્રીની વિનંતીથી પૂ. બાપુજી સેવાગ્રામ આશ્રમમાંથી બારડોલી આશ્રમમાં એક માસ માટે રહેવા આવ્યા હતા. સન ૧૯૪૧માં તેમની સેવામાં રહી તાલીમ મેળવવા જુગતરામભાઈએ મને અને મુ. શ્રી નાનુભાઈને મોકલ્યા હતા. અમને પૂ.મહાદેવભાઈને સોંપ્યા હતા. જુગતરામભાઈએ કહ્યું કે આ બે ભાઈઓને કોઈ પણ કામ સોંપો તો ના નહિ પાડે. એ રીતે અમારા ઉપર મોટી જવાબદારી હતી. પરંતુ હું એ વખતે વિદ્યાર્થી હતો તેથી એ વાતને પૂરેપૂરી સમજી નહતો શક્યો એવો મને ખ્યાલ છે. પરંતુ મુ. શ્રી નાનુભાઈ તો ખૂબ ઠરેલ હોવાથી તેમણે અમારી કોઈ ઊણપ ત્યાં દેખાવા ન દીધી. ફરીથી પણ પૂ. બાપુજીની મંડળીમાં રહેવાની તક જુ.ભાઈએ મેળવી આપી અને મને પૂ. બાપુજીના મૃત્યુ સુધી પાસે રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. હું આશ્રમમાં ગયો ત્યારથી જ જુગતરામભાઈને મારા માતા-પિતા છે એમ માનતો. તેઓની સતત પ્રેરણા અને દોરવણી મળ્યા કરતી.

અમદાવાદમાં કોમી હુલ્લડ ફાટી નીકળતાં જુગતરામભાઈ તરત જ પહોંચ્યા. મને પણ સાથે લઈ ગયા. હિન્દુ-મુસલમાન લત્તાઓમાં નિર્ભય રીતે જઈ તેઓ લોકોને સાંત્વન આપતા. હું બાપુજીની મંડળીમાં રહેતો ત્યારે નોઆખલીમાં કોમી દાવાનળ સળગી ઊઠ્યો હતો. હિન્દુઓ ઉપર મુસલમાનભાઈઓએ અત્યાચાર કર્યો હતો, જોકે પાછળથી બિહારમાં હિન્દુઓએ મુસલમાનો ઉપર અત્યાચાર કરી વેર વાળ્યું હતું. આ બનાવથી પૂ. બાપુજી ખૂબ અકળાયા અને તરત જ નોઆખલી જવાનો નિર્ણય કર્યો. નોઆખલીથી પાછા આવી શકાશે કે કેમ એવા વાતાવરણથી બાપુજી તેમના અંગત મંત્રી શ્રી પ્યારેલાલજી સિવાય કોઈને પણ સાથે લઈ જવા ઇચ્છતા નહોતા. પાછળથી થોડાં ભાઈ બહેનોને લઈ જવાનું નક્કી કર્યું.

પરંતુ હું નાનો તેથી ન લઈ જવા નિર્ણય થયો હતો. તેની મને જાણ થઈ તેથી હું ખૂબ દુઃખી થયો અને મેં જુ. ભાઈને આ વિગતનો પત્ર લખ્યો. મને પણ બાપુજી નોઆખલી લઈ જાય એવું જણાવવા વિનંતી કરી. જુગતરામભાઈએ શું લખ્યું હશે તેની મને જાણ નથી. પરંતુ મને પણ બાપુજી નોઆખલી લઈ ગયા અને ત્યાં જુદે જુદે ગામડે એક બંગાળી દુભાષિયા સાથે અમને રાખવામાં આવ્યા. અમે સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે બાપુજીની દોરવણી પ્રમાણે કામ કર્યું, જિંદગીમાં નિર્ભયતાનો મહામૂલો પાઠ અમને ત્યાં મળ્યો. પણ જુ.ભાઈની ભલી લાગણીથી જ શક્ય બન્યું. એ ભૂલાય તેમ નથી.

પૂ. બાપુજીના મૃત્યુ પછી ફરીથી હું વેડછી આશ્રમના કામમાં રોકાયો. જુ. ભાઈએ મારા ગજા ઉપરાંતનાં અનેક કામો સોંપ્યાં. શરૂઆતમાં હું ખૂબ મૂંઝાતો. જુગતરામભાઈ જે કામો સોંપતા તે અમારી ચીવટપૂર્વક કસોટી કરવા અને નવું નવું શીખવાની તાલીમ માટે સોંપતા એવું અમને લાગતું અને એ કામને લાયક અમે બનીએ એવો અમે હમેશાં પ્રયત્ન કરતા.

□ પ્રભુભાઈ પટેલ

## ૨૫ ગ્રામસેવા તાલીમ વર્ગમાં

હું અમદાવાદમાં ઉછરેલી. ગ્રામસેવાની ઇચ્છા થતાં વેડછી વિશેની માહિતી છાપામાં વાંચતાં અરજી કરી અને મારા સારા નસીબે મારી અરજી મંજૂર થઈ. સન ૧૯૫૦માં મારા ભાઈ સાથે વેડછી આશ્રમે પહોંચી. મારા માટે ગ્રામ વિસ્તારનો—તેમાંય આદિવાસી વિસ્તારનો—આ સૌથી પ્રથમ પરિચય હતો. વેડછી આશ્રમમાં પહોંચી ત્યારે પૂ. કાકા હાજર ન હતા. બીજે દિવસે આવ્યા. હું ને મારો ભાઈ કાકાને મળવા ગયાં. ભાઈએ કહ્યું, 'મારી એક જ બહેન છે અને તેને ગ્રામસેવાની તાલીમમાં મૂકવા આવ્યો છું.' કહી રડી પડ્યો ત્યારે કાકાએ કહ્યું: 'ભાઈ, તારી બહેન છે. તે મારી દીકરી છે. લગીરે ચિંતા ન કરીશ.'

મને આટલાં વરસે પણ એ જ પિતૃવાત્સલ્ય મળી રહ્યું છે.

મિલનાં કપડાં, દાગીના પહેરીને ગયેલી. તરત જ કાકાએ દાગીના ભાઈને સોંપી દેવા કહ્યું. 'ગ્રામસેવા કરવી હોય તેને માટે દાગીના જોખમરૂપ ગણાય.' અને મિલનાં કપડાં તો પહેરાય જ નહિ. અહીં તો ખાદી જ પહેરવાની. સાદાઈનો પ્રથમ પાઠ, ખાદી પહેરવાનો સંકલ્પ અને ઘરેણાં નહિ પહેરવાનો સંકલ્પ તે જ દિવસે પૂ. કાકાની પ્રેરણાથી લેવાયો અને આજ દિવસ સુધી કાકાના આશીર્વાદથી એ સંકલ્પ ચાલુ રહી શક્યો છે.

રસોડે જમવા ગયાં. જુવારનો રોટલો, હળદર મરચાં, મસાલા વિનાની ફક્ત મીઠાવાળી દાળ, ભાજીનાં કાચાં પાન ભાણામાં જોતાં જ ઘડીભર મનને થયું કે આ ખોરાક? પણ ખોરાક વિશેની સમજ કાકાએ ધીમે ધીમે આપતાં જણાવેલું કે 'જે લોકોની સેવા કરવા માગીએ છીએ તે લોકો જે ખોરાક લેતા હોય તે જ આપણે લેવો જોઈએ.' આ ઘાસ કેમ ખવાય? તેનો જવાબ હતો: 'આ ઘાસ નથી લોહ છે. જીવન છે. સત્ત્વ છે.'
ખોરાક વિશે આશ્રમી કેળવણીમાં કાકાએ વિસ્તૃત છણાવટ કરી છે. આ પુસ્તકની વાતો અમારે તો પ્રત્યક્ષ જીવવાની હતી.
આ સાદા ખોરાક સાથે પણ જુવારની સિઝનમાં પોંકની લહાણી થતી જ અને પોંક સાથે તો સેવ હોય જ. કાકા આશ્રમને રસોડે જ સેવ બનાવડાવે.
ગ્રામસેવિકા બહેનોમાં ફક્ત હું એક જ હતી. અધ્યાપન મંદિરની સાત બહેનો પાછળથી આવી. આશ્રમથી એક તરફના ભાગમાં પરિવાર નિવાસની છેવાડે મને નિવાસ આપવામાં આવેલો. ગૃહમાતા પણ ન હતાં. આખા રૂમમાં એકલી! રાત્રે બારી પાસેની ઓટલી ઉપર બેસી રૂમમાં વાંચતી હતી, ત્યાં પૂ. કાકા ફરતા ફરતા આવ્યા. પૂછ્યું, કાન્તાબહેન શું કરો છો? મેં બારણું ખોલ્યું. અને કાકાને કહ્યું: કાકા આવો. ત્યારે કાકાએ કહ્યું 'ના બહેન, એકલી બહેન હોય ત્યાં ન અવાય.' બહારથી ખબર પૂછીને ચાલ્યા ગયા.
આશ્રમમાં ગઈ ત્યારે જાજરૂ સફાઈનું પ્રથમ શિક્ષણ મળ્યું. પેશાબની ડોલ, મળની ડોલ દરરોજ ઊંચકી ખાડામાં ખાલી કરવાની, સાફ કરવાની, કાગળ ગોઠવવાનો, જાજરૂ પાણીથી સાફ કરવાનું, અને ડોલો બરાબર ગોઠવીને મૂકવાની. આમાંનું કંઈ જ આવડે નહિ. છૂટો ચણિયો સાડી પહેરીને જાજરૂ સફાઈ કરવા ગઈ. પાઠ આપવા કાકા હાજર હતા. પ્રથમ તબક્કે જ કહ્યું, 'બહેન, કપડાં આમ રાખી સફાઈ ના થાય. કચ્છ મારવો જોઈએ.' પણ કચ્છ કેમ મારવો તે આવડે તો ને? કાકાએ ધોતી પહેરેલી તેનો કચ્છ મારી બતાવ્યો અને મારી પાસે કચ્છ મરાવી સફાઈ કરાવી.
રક્ષાબંધનનો દિવસ આશ્રમમાં સામૂહિક રીતે ઊજવાતો. સવારથી ઉત્સાહનું વાતાવરણ ખડું થઈ જતું. સવારે ૯-૦૦ વાગ્યે સંમેલન ભરાયું. બહેનો હાથે કાંતેલ સૂતરની રક્ષા બનાવી ભાઈઓને બાંધવા લાગી. અધ્યાપન મંદિરની બહેનો કાકાને રક્ષા બાંધવા ગઈ ત્યારે કાકાએ કહ્યું, 'થોભો' પ્રથમ ગ્રામસેવિકાબહેન કાન્તા બહેન રાખડી બાંધશે. અને મારી પાસે જ પ્રથમ રક્ષા બંધાવી. આજે પણ નિયમિત દર વરસે રક્ષા મોકલું છું. અને સૌથી પ્રથમ પૂ. કાકાના આશીર્વાદ જ મળે છે.
જૂના નવા વિદ્યાર્થીઓના સંમેલનમાં વેડછી જવાનું થયેલું. અનેક મહેમાનો આવેલા. કાકાની રૂમમાં પાણીની માટલી ખાલી હશે. તે ઉપાડી કાકા નળ ઉપર પાણી ભરતા હતા. મેં જોયા. દોડીને કાકા પાસેથી માટલી લેવા માંડી. કાકાએ કહ્યું: 'આ માટલી તો હું જ લઈ લઈશ.' મેં કહ્યું, 'ના, કાકા હું જ લઈ જવાની.' રકઝકનો તોડ કાઢ્યો: 'એક બાજુ તમે પકડો, એક બાજુ હું પકડીશ.' અને મારે તેમની વાત સ્વીકારવી પડી. પણ કાકા સાથે ચાલવાનું એટલે દોડવું જ પડ્યું. જોનાર વિદ્યાર્થીઓ હસતા રહ્યા. કાકાએ મને દોડાવી અને માટલી વારવાનો પોતાનો આગ્રહ ન જ છોડ્યો.

□ કાન્તાબહેન જીવાભાઈ શાહ

## ૨૬ અધ્યાપન મંદિરના પ્રસંગો

અધ્યાપન મંદિરના નવા તાલીમાર્થીઓને માર્ગદર્શન આપવા માટે અધ્યાપકશ્રીઓ નમૂનાનો આદર્શપાઠ રજૂ કરતા હોય છે. એવો એક પાઠ પૂ. જુ. કાકાએ આપ્યો હતો. પાઠ હતો, 'સરદાર વલ્લભભાઈ પટેલ.' મૂછાળી મા સમા પૂ. જુ. કાકા પાઠ આપે છે એ વાત જાણી આશ્રમ પરિવાર ઉપડ્યો ગ્રામશાળામાં. બેસવાની જગ્યા ન મળે: બહાર બેઠક રાખી. પૂ. જુ. કાકાએ બાળમિત્રોને કહ્યું, તમારે સરદાર વલ્લભભાઈ વિશે શું શું જાણવું છે? બે મિનિટ આંખ બંધ કરી મનન કરો. બાળમિત્રો શાંત થઈ ગયા. પછી એક એક બાળમિત્રને પૂછતા ગયા. એક શિક્ષકમિત્રને બાળમિત્રોના પ્રશ્ન કાળા પાટિયા ઉપર લખવા કહ્યું. શિક્ષકમિત્રે બાળમિત્રોના પ્રશ્નો લખ્યા. પછી પૂ. જુ. કાકાએ વારાફરતી એક એક પ્રશ્ન લઈ પોતાની રમૂજી ભાષામાં જવાબ આપવા માંડ્યા. સમય પૂરો થવાનો ઘંટ વાગ્યો. પાઠ અધૂરો રહ્યો. પૂ. જુ. કાકાએ કહ્યું: હવે પછીના તાસમાં બાકીના પ્રશ્નોના જવાબ તમારા વર્ગ શિક્ષકને પૂછજો.

### ૧ ઉત્તમ ઔષધ મૌન

હું વેડછી આશ્રમમાં ભણતો હતો. ત્યારે ગ્રામપંચાયત ઓર્ગેનાઈઝર તરીકે શ્રી ગોપાળજી દેસાઈ વેડછી આવ્યા હતા. વેડછી ગ્રામપંચાયતની સભા રાત્રે ગામમાં રાખી હતી. પૂ. જુ. કાકા સાથે અમે થોડા મિત્રો ત્યાં ગયા હતા. શ્રી ગોપાળજીભાઈએ કેટલીક વાતો કહી. પછી એક આગેવાન ઊભા થયા અને બીભત્સ ભાષામાં પૂ. જુ. કાકાને ગાળ આપવા લાગ્યા. આ માણસે અમારું બધું કામ બગાડ્યું, ગામ બગાડ્યું. એવું એવું ઘણું બોલ્યા. પૂ. જુ. કાકા શાંત બેઠા હતા. શ્રી ગોપાળજીભાઈથી ન રહેવાયું. તેઓ ઊભા થઈ ગયા અને પેલા આગેવાનને મોટા અવાજે તતડાવી નાખ્યા. 'તમે કોની સામે બોલો છો, શું બોલો છો? તેનું કંઈ તમને ભાન છે?' પછી તેમણે તેઓ કોની સામે બોલી રહ્યા હતા તે સમજાવ્યું. ત્યારે સૌ શાંત થયા. પેલા આગેવાનને પણ પોતાની ભૂલ સમજાઈ.
બે ત્રણ દિવસ પછી મેં પૂ. જુ. કાકાને પૂછ્યું કે ગામસભામાં પેલા ભાઈ ખરાબ ખરાબ બોલ્યા ત્યારે તમે મૌન શા માટે બેઠા હતા? ત્યારે પૂ. કાકાએ કહ્યું, 'આપણે કંઈ બોલીએ તો તેઓ વધારે બોલતા હોય છે. આવા પ્રસંગે મૌન જ ઉત્તમ.'

### ૨ વાત્સલ્ય

હું વેડછી અધ્યાપન મંદિરમાં દાખલ થયો. તે પછી ત્રીજા જ દિવસે વર્ગ પૂરો થતાં ખૂબ વરસાદ વરસ્યો. શ્રી ચીમનભાઈએ છત્રી મંગાવી. તે લેવા હું દોડતો જતો હતો. ચોગાનમાં વચ્ચે કપડાં સૂકવવા તાર બાંધેલો હતો જે મારા ખ્યાલમાં ન હતો. એ તાર બરાબર મોં આગળ આવી ગયો. હું જમીન પર પછડાયો. ઘડીક બેભાન થઈ ગયો. તે દરમિયાન બધા દોડી આવ્યા. મને ઊંચકીને દવાખાનાની ઓરડીમાં લઈ ગયા. હું સ્વસ્થ બન્યો ત્યારે મને ખ્યાલ આવ્યો કે આગળના ઉપલા ચાર દાંત તૂટી પડ્યા છે. શ્રી ચીમનભાઈએ આવી સાંત્વન આપ્યું. તે વખતે પૂ. દુર્ગાબા પણ વેડછી આવ્યાં હતાં. પડનાર ભાઈ વલસાડના છે.

જાણી તરત તેઓ મારી પાસે ખબર કાઢવા આવ્યાં. દાંત પડી જવાથી ખાવાની મુશ્કેલી સમજી ખીર બનાવી મોકલી.

થોડા સમય પછી પૂ. જુ. કાકા બહારથી આવ્યા. પ્રાર્થનાસભામાં મારી વાત જાણી. તરત મારી પાસે આવ્યા. હું થોડી ઊંઘમાં હતો. સાથે રહેલા મિત્રોને કઈ કઈ જગ્યાએ વાગ્યું છે તે પૂછ્યું. મિત્રોને ખબર ન હતી. પૂ. જુ. કાકાએ મને જગાડ્યો. માથા પર અને શરીરે હાથ ફેરવી ખબર અંતર પૂછ્યા. જ્યાં જ્યાં વાગ્યું હતું તે જોયું. મોંની અંદરના ભાગમાં પણ છોલાયું હતું. જેની મને વધારે ચિંતા હતી. પૂ. જુ. કાકાએ કહ્યું કે મોંની અંદરના ભાગની ચિંતા કરવી નહિ. એ એમ જ સારું થઈ જશે. મને ત્યાં સુધી ખબર ન હતી કે મોંની અંદરનો ઘા પાકતો નથી.

બીજે દિવસે વહેલી સવારે મારી ખબર કાઢવા ફરી આવ્યા. મેં ઘરે જવાની વાત કરી. તેમણે ના પાડી. મેં મારી બા ચિંતા કરશે એમ કહ્યું ત્યારે રજા મળી.

□ બળવંત દેસાઈ

## ૨૭ હળપતિ સેવાના પ્રેરક

વરાડમાં છોકરીઓનું છાત્રાલય અમારી દુકાનના એક ખંડમાં શરૂ કર્યું હતું. સંખ્યા વધતી ગઈ. એટલે મેં મારા રહેવાના મકાનની સાથે પતરાં નાંખી એક ખંડ બનાવ્યો. પૂ. જુગતરામભાઈ કહે કે આવા મકાનમાં છોકરીઓને રાખવા કરતાં એક મોટું મકાન બનાવો. મેં સરકારની મદદ લઈ મોટું સુંદર મકાન બનાવ્યું. તેમાં પછાત વર્ગની ૭૬ કન્યાઓ ભણે. દર વરસે છાત્રાલય ચલાવવામાં ખોટ આવતી ગઈ. જેથી મારે અઢાર હજારની ખોટ થઈ. મેં તેમને કહ્યું કે મારામાં આ છાત્રાલય ચલાવવાની શક્તિ નથી. તેમણે સ્વીકાર કર્યો ને મને દસ હજારની રકમ પ્રેમપૂર્વક ઉદારતાથી પાછી આપી.

વરાડ, અકોટી ને હરિપુરા, ત્રણ ગામોમાં સરકારી ખર્ચે ત્રણ રાત્રિ-શાળાઓ શરૂ કરી. તેમાં તે જ ગામની શાળાઓના શિક્ષકોને રાત્રે ભણાવવા માટે રૂ. ૧૫-૦૦ પગારથી રોકવામાં આવ્યા. પેટ્રોમેક્ષ સળગાવી ભણાવતા. દાંડિયા રાસ વગેરે રમવા માટે મંજીરા, કિરતાલ લેજીમ, દાંડિયા વગેરે આપવામાં આવ્યા. પૂ. જુગતરામભાઈએ આ કામમાં ઘણી મદદ કરી હતી. તેમની સૂચના અનુસાર વર્ગો ચાલતા. કોઈ કોઈ વખત ત્રણે રાત્રિશાળાના વિદ્યાર્થીઓ ભેગા મળી રાસ, ગરબા ગોઠવી આનંદ મેળવતા હતા. ઘણાં ભાઈબહેનો જોવા આવતાં. દારૂબંધી તેમ જ રેંટિયા ચલાવવાનો કાર્યક્રમ પણ રાખતા. હળપતિઓની મુક્તિ માટેની તૈયારી કરતા હતા.

આ કાર્યથી ખેડૂતોને વર્ગવિગ્રહનો ભય હતો. બારડોલી આશ્રમમાં એક વખત ખેડૂતોની સભા હતી. તે વખતે પૂ. સરદારશ્રીને ખેડૂતોએ કહ્યું કે 'ઝવેરભાઈ ને જુગતરામભાઈ ખેડૂત અને હળપતિઓ વચ્ચે વર્ગવિગ્રહ કરાવશે. માટે તે બન્નેને ડાંગમાં કામ કરવા મોકલી દો. જેથી શાંતિ સ્થપાશે.' પૂ. સરદારશ્રીએ હસતાં હસતાં



કહ્યું કે 'એ બે જણ છે ત્યાં સુધી તમને-કંઈ આંચ આવવાની નથી. સત્ય અને અહિંસા દ્વારા કામ કરશે અને ખેડૂત તથા હળપતિઓ વચ્ચે પ્રેમપૂર્વકનો સુમેળ જામશે.'

સન ૧૯૪૧માં પૂર્ણા નદીમાં પૂર આવવાથી ચીખલી, વલસાડ અને પારડીમાં ઘણું નુકસાન થયું હતું. તેથી હું, જુગતરામભાઈ, શ્રી ઉત્તમભાઈ વગેરે સાતેક ભાઈઓ રાહત અંગે કામ કરવા ગયા હતા. બોદલાઈમાં મુકામ કર્યો. આજુબાજુનાં ગામે કપડાં, વાસણ, અનાજ વગેરેની રાહત તત્કાળ આપી. ખેડૂતો મજૂરોને પોષી શકે તેવી સ્થિતિમાં રહ્યા ન હતા. શું કરવું તે અંગે બધા મળી વિચારતા હતા. મેં સૂચવ્યું કે મજૂરો પાસે સડકો ખોદાવી, મજૂરી આપીએ તો ખોરાક મેળવી શકે. એક વ્યાસ માટી ખોદી સડક બનાવે તેને પાંચ શેર જુવાર આપવી. જુદાં જુદાં કામો કરવાની કમિટીઓ નીમી. અનાજ વલસાડથી લાવવું વહેંચવું, સડક બરાબર બંધાય તેની તપાસ રાખવી વગેરે.

ધરમપુર રાજ્યમાં ક્યારીઓની પાળો તૂટી ગઈ હતી તે બરાબર બાંધી લેવા દરેકને કામ પ્રમાણે અનાજ આપવામાં આવ્યું. ૩૦૦ માઈલના રસ્તા બનાવ્યા.

ગણોતધારો, ત્રણ રાહત અંગેનાં કામો માટે પૂ. જુગતરામભાઈએ ઘણા સેવકો રોકી ગરીબ ખેડૂતોને મદદ કરાવી હતી અને કોર્ટમાં રૂબરૂ જઈને ન્યાય અપાવ્યો હતો.

ગાંધીમેળો જ્યારે થાય ત્યારે શ્રી જુગતરામભાઈની પ્રેરણાથી અમે પહોંચી જતા અને પ્રદેશના લોકોને પૂ. ગાંધીજીની યાદ તાજી કરાવતા. ગાંધીમેળો દિવસે દિવસે જાત્રાનું રૂપ લેતો જાય છે. એ બધી કલ્પના પૂ. જુગતરામભાઈની. એમણે ગાંધી મેળાને જીવંત બનાવ્યો.

શામપુરામાં કાળુભાઈ વગેરેની એક હળપતિઓની મંડળી હતી. તાપી નદીના તળિયારાને બેટની ઊંચી જમીન અપાવી ખેતી કરાવી સ્વતંત્ર ખેડૂતો બનાવ્યા. પૂ જુગતરામભાઈએ ત્યાં જઈ સલાહ સૂચના આપી. પ્રોત્સાહન આપ્યું. તાપી નદીમાં રેલ આવવાથી ઘણા હળપતિઓનાં છાપરાં નાશ પામ્યાં હતાં. તેમને નવાં રહેઠાણો નક્કી કરી મકાનો બાંધી આપવામાં આવ્યાં હતાં. એ મકાનોનું ઉદ્‌ઘાટન કરવા પૂ. જુ. ભાઈ દરેક મકાનમાં જતા. તેમાં રહેતા કુટુંબના માણસોને ચાંલ્લો કરી આશીર્વાદ આપતા હતા. હું, વેલજીભાઈ ને નારણભાઈ, પૂ. જુ. ભાઈએ સોંપેલા સેવાનાં કામો ચીવટથી કરતા રહ્યા.

હરિપુરા કોંગ્રેસ અધિવેશન વખતે સન ૩૮માં શ્રી જુ. ભાઈની પ્રેરણાથી મેં અને મારા સાથીઓએ હળપતિ ટોળીઓને કામે લગાડી ગ્રામ રસ્તા સુધારવાનો કાર્યક્રમ ઉપાડેલો. હળપતિઓએ શ્રમયજ્ઞ કરી ખેડૂતો પાસેથી ઓછું અનાજ મેળવેલું. હરિપુરા કોંગ્રેસમાં સ્વાગતરૂપે પોતાનો પરસેવો વહેવડાવવાનો અમૂલ્ય લહાવો આ રીતે હળપતિઓને મળ્યો. એટલે હળપતિઓએ પણ હરિપુરા કોંગ્રેસની ભક્તિથી પ્રેરાઈને જ સેવા આપી હતી.

□

## ૨૮ હાજરજવાબી

વડોદરા છોડી વેડછી આવ્યો ત્યારે પૂ. કાકાના વ્યક્તિત્વનો વિશેષ પરિચય ન હતો. મને થયું, કાકાની આત્મકથા વાંચું. ઉત્તરાબહેને તે વિચાર વધાવી લીધો અને શરૂઆતમાં અમે સાથે વાંચતા. એમાં નારાયણભાઈ અને મોહનભાઈનો ઉલ્લેખ કરીને એક જગ્યાએ લખ્યું છે કે, 'બરાબર આ જ અરસામાં મહાદેવભાઈ દેસાઈનો પુત્ર નારાયણ દેસાઈ અને નરહરિભાઈ પરીખનો પુત્ર મોહન પરીખ— બંનેએ આશ્રમજીવનમાંથી અને તેમના વિદ્વાન પિતાઓ અને તેમના મિત્રો પાસેથી જેટલું ભણી શકાય તેટલું ભણતર પૂરું કર્યું, અને હવે પરણી પસ્તાઈને તેઓ જીવનમાં પ્રવેશ કરવા માગતા હતા.'

એ વખતે નારાયણભાઈ આસામ પ્રવાસે ગયા હતા. કાકા રોજ આવતા અને પૂછતા, 'નારાયણભાઈ આવ્યા કે? ક્યાં ગયા છે? ક્યારે આવશે?' રોજ આ ત્રણ પ્રશ્નો તે પૂછવાના જ—આવીને અને જતી વખતે આમ બે વખત! ઉત્તરાબહેન મને કહે કે કાલે આપણે કાકાને પૂછશું કે, 'આવું તમે શા માટે લખ્યું? પરણ્યા એ તો બરાબર, પણ પસ્તાયા હોય એવું તમને લાગે છે?'

બીજે દિવસે કાકા આવ્યા ત્યારે આ પ્રશ્નો ઉત્તરાબહેને કાકાને પૂછ્યા. કાકા મૂંઝાયા! પહેલાં તો કહે, 'એ તો રૂઢ પ્રયોગ છે અને એવી રીતે સાથે જ લખાય છે.' પણ પોતાના જવાબથી તેમને સંતોષ નહિ થયો હોય તેવું લાગ્યું. ત્યાં તો એને જાણે નારાયણભાઈ પસ્તાયા હોય એની સાબિતી મળી ગઈ હોય તેમ બોલી ઊઠયા, 'પસ્તાયા છે એટલા માટે તો જલદી પાછા આવતા નથી!'

આ સાંભળી અમે સૌ હસી પડ્યાં. તે વખતે નારાયણભાઈ લાંબા પ્રવાસ પર હતા તેના પરથી કાકાને આ સૂઝ્યું. કાકા પોતે પણ પોતાની ચતુરાઈ અને હાજરજવાબીપણા પર હસ્યા. આટલી ઉંમરે પણ રમૂજવૃત્તિ તેવી જ રહી છે. 'જીવનકથા'ના શરૂઆતનાં પ્રકરણોની હળવી શૈલી જોઈ મને થતું હતું કે સ્થિતપ્રજ્ઞ જેવા લાગતા કાકા આટલા વિનોદી હશે? પણ તે શંકાનું સમાધાન મને થોડા દિવસોમાં જ મળી ગયું.

□ રાજુ પુરોહિત

## ૨૯ પંચવટી

આ વખતની માંદગીમાં પૂ. કાકાએ આરામ માટે વેડછીને પસંદ કર્યું. આ વિસ્તારની પછાત જાતિઓ એમનું ઋણ કોઈ કાળે ચૂકવી શકે એમ નથી. એ જ રીતે મારા પરનું ઋણ હું કોઈ કાળે ચૂકવી શકું એમ નથી. પરંતુ હું અલ્પ પ્રમાણમાં પણ આ માંદગીમાં પણ ઉપયોગી થઈ શકીશ એ વિચારે મને આનંદ થયો.

બીજે દિવસે સવારે હું એમની પાસે પહોંચ્યો. તે વખતે એમના માથાના વાળ કાપવાની તૈયારી શ્રી નાનુભાઈ પટેલ કરી રહ્યા હતા. લાંબા સમયથી કાટ ખાધેલા મશીનની સફાઈ ચાલતી હતી. મને મશીનથી વાળ કાપવાનો અનુભવ હતો. વિદ્યાપીઠમાં મારા કેટલાક ગુરુજનોના વાળ હું કાપતો એટલે આત્મવિશ્વાસ પણ ખરો. શ્રી નાનુભાઈ પાસેથી મશીન લઈને ખોલ્યું. કેરોસીનમાં બરાબર ભીંજવીને એક મેલા કપડાથી સાફ કર્યું. પૂ. કાકા આ બધી હિલચાલ ઝીણવટથી જોઈ રહ્યા હતા. તે દિવસે એમણે મૌન રાખ્યું હતું. મને મેલા કપડાથી મશીન સાફ કરતો જોઈ કપડાના ગંદા ટુકડાને ફેંકી દેવા ઇશારત કરી. પરંતુ હું સમજ્યો નહિ એટલે મારી પાસેથી એ ટુકડો ઝૂંટવી લીધો અને કચરાપેટીમાં ફેંકી દીધો.

વાળ કપાઈ રહ્યા તે દરમિયાન શ્રી નાનુભાઈએ વિદ્યાર્થીઓ પાસે ઓરડાની સફાઈ કરાવી બેઠક પર પાથરણાં પથરાવી દીધાં હતાં. પૂ. કાકા ઓરડામાં આવ્યા, આસપાસ જોયું. ખૂબ જ અશક્ત હોવા છતાં ગાદી પરની ચાદર ઉપાડી ખંખેરવા મંડયા. શ્રી નાનુભાઈએ જણાવ્યું, 'સફાઈ કરાવીને હમણાં જ બધું ગોઠવ્યું છે.' પરંતુ પૂ. કાકાએ સફાઈ બરાબર નથી થઈ એમ ઇશારાથી સમજાવ્યું. પૂ. કાકાની સરાણ પર ચડવાની મારી હિંમત ન હતી પરંતુ એમને સંતોષ થાય અને મને સફાઈની નવી દિશા સાંપડે એ હેતુથી મેં બેઠક માટેનાં બધાં પાથરણાં બરાબર ખંખેરીને પાટ પર મૂક્યાં અને ઓરડો બરાબર વાળ્યો તો ખરેખર પ્રમાણમાં ઠીક ધૂળ નીકળી. પૂ. કાકાએ એ તરફ અંગુલિનિર્દેશ કરીને શ્રી નાનુભાઈને બતાવ્યું. પૂ. કાકાને કેવી સફાઈ ગમે છે. તે મને સમજાયું અને ત્યારથી એ કામ મારે કરવું એમ નિર્ણય કર્યો.

પૂ. કાકાની તહેનાતમાં બે વિદ્યાર્થીને રાખવામાં આવ્યા છે. તેઓ પાણી ભરવું, આંગણું સાફ કરવું, કપડાં ધોવાં, વાસણો માંજવા વગેરે કામ કરતા. હું ઓરડાની સફાઈ કરવા આવતો ત્યારે દાતણ કૂટીને રાત દરમિયાન તેને પલાળવા માટેનો પ્યાલો, પાણીનો લોટો તથા દાંતનું ચોકઠું રાખવાની ડબ્બી વગેરે સાધનો પૂ. કાકા દાતણ કરતી વેળા ઉપયોગ કરતા તે ઓટલા પરથી અંદર ઓરડીમાં મૂકી દેતો અને પછી સફાઈ કરતો. એક દિવસ આ વાસણો માંજતાં પૂ. કાકાને મેં જોયા. મેં તેમની પાસેથી એ વાસણો માંજવા માટેની માંગણી કરી પરંતુ તેમણે મને આપ્યાં નહિ. હું સમજી ગયો કે આ—વાસણો વિદ્યાર્થીઓ બરાબર માંજતા નહિ હોય અને પૂ. કાકાને આ ગમતું નથી એટલે ઓરડો સાફ કરતાં પહેલાં એ વાસણો હું બરાબર માંજી દેતો.

પેશાબનાં વાસણો એક મળપાત્ર અને બીજું એલ્યુમિનિયમની નલિકા. નલિકાનો ઉપયોગ કર્યા પછી પેશાબને મળપાત્રમાં રેડી દેવામાં આવતો હશે. એની મને ખબર નહિ. એટલે હું પાત્રો સાફ કરવા આવતો ત્યારે નલિકાને ખાલી જ જોતો. પેશાબને દૂર ફેંકી આવ્યા પછી હું મળપાત્રને બરાબર ઘસીને સાફ કરતો પરંતુ નલિકાને માત્ર વીછળી નાંખતો. અન્નપૂર્ણાબહેન પૂ. કાકાને મળવા આવતાં ત્યારે આ કામ તેઓ કરતાં.

એક દિવસ હું પૂ. કાકાના નિવાસસ્થાનની સફાઈ કરવા આવ્યો ત્યારે પેશાબનાં બંને પાત્રો સાફ થયેલાં મેં જોયાં. અન્નપૂર્ણાબહેન તે દિવસે આવ્યાં ન હતાં એટલે શ્રી નાનુભાઈએ એ પાત્રો સાફ કર્યાં હશે એમ માની મેં એમને પૂછ્યું પરંતુ તેમને પણ ખબર ન હતી. બીજે દિવસે પણ એ વાસણો સાફ થયેલાં મેં જોયાં. હું સમજી ગયો. નક્કી મારી સફાઈમાં ક્યાંક દોષ છે. બીજે દિવસે પૂ. કાકા ઓરડાની બહાર નીકળે તે પહેલાં (કમોડ બહાર રાખવામાં આવે છે) બંને વાસણોને બરાબર સાફ કરીને (નલિકાને ચળકાટ કરતી બનાવીને) સૂકવવા માટેના

નિયતસ્થાને મૂકી દીધાં. બીજે દિવસે પણ આમ જ કર્યું. આ પછીના દિવસે હું જરા મોડો આવ્યો. પેશાબનાં વાસણો કમોડમાં જ હતાં. મને સમજાયું કે પૂ. કાકાને જે વસ્તુ નથી ગમતી તે સૂચન દ્વારા અગર ઉપદેશ દ્વારા નહિ પરંતુ આચરણ દ્વારા વ્યક્ત કરે છે.

બેઠક માટેની ચાદર, પથારીની ચાદરો, ગલેફો વગેરે હું અવારનવાર બે દિવસને આંતરે ધોવડાવવા માટે કાઢતો. એક દિવસ પૂ. કાકાએ મને કહ્યું, 'બધાં કપડાં ઝટ ઝટ બદલવા નહિ. પરંતુ અઠવાડિયે બદલવાં.' આ સાંભળીને મને બહુ નવાઈ લાગી, કે સ્વચ્છતાના આવા ચુસ્ત આગ્રહી છતાં આવું કેમ કહ્યું, વિચાર કરતાં સમજાયું કે ચાદરો વ. વિદ્યાર્થીઓ ધૂએ છે. વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસ સાથે સાથે સંસ્થાનાં નાનાં મોટાં અનેક કામો કરતા હોય છે. એટલે એમના પર વધુ બોજ ન નાખવો એ હેતુ હોવો જોઈએ. જ્યાં વિદ્યાર્થીઓ પર અવલંબવું પડતું હોય ત્યા પૂ. કાકા જેવી બહુ ઓછી વ્યક્તિઓ આવો સૂક્ષ્મ વિચાર કરી શકે છે.

રાનીપરજ સેવાસભાની એક બેઠક તા. ૧૮-૧૧-૬૭ના રોજ રાખવામાં આવી હતી. આ સભામાં ભાગ લેવા કેટલીક નામાંકિત વ્યક્તિઓ આવી હતી. તા. ૧૮ની સવારે હું પૂ. કાકાના નિવાસની સફાઈ કરવા ગયો ત્યારે ગાંધી વિચારને વરેલી, જેમના હાથમાં રેંટિયો કાયમ ચાલુ હોય એવી ગુજરાતની અગ્રગણ્ય વ્યક્તિ સાથે બે કાર્યકર્તાઓ ચર્ચા કરી રહ્યા હતા.

૭-૩૦ કલાકે પૂ. કાકાસાહેબ સાથે કાર્યકર્તાઓની કેટલાક મહત્ત્વના પ્રશ્નો અંગેની ચર્ચા રાખવામાં આવી હતી. મારે પણ એમાં જવાનું હતું. હજી મારે નિત્યકર્મથી પરવારવાનું બાકી હતું. એમનું ધ્યાન ખેંચવા માટે સાવરણી હાથમાં લઈને ઓરડામાં બે-ત્રણ આંટા લગાવ્યા. પરંતુ મારા ઇશારાને એ લોકો સમજ્યા નહિ હોય અથવા એને મહત્ત્વ આપવા જેવો ગણ્યો નહિ હોય. હું ત્યાં ઊભો રહું તે પણ સારું દેખાતું નહતું. એટલે બહાર ઓટલા પર ઊભો રહ્યો. થોડી વારમાં પૂ. કાકા પાયખાનેથી આવ્યા. મને ઓટલે ઊભેલો જોયો. મારા મુખ પરના ભાવ પણ જોયા હશે એટલે તરત જ અંદર ગયા અને કહેવા લાગ્યા, 'આપણે ઘડીક બહાર બેસીએ.'

એક મામૂલી માણસને પણ સમજનાર, એના સમયનો પણ ખ્યાલ કરનાર એવી પૂ. કાકા જેવી કોઈક જ વિરલ વ્યક્તિ હોય છે.

□ નાથુભાઈ ર. ચૌધરી

### ૩૦ પ્રેમળ પિતા—શા

શ્રી બબલભાઈની સૂચના અને ભલામણથી ૧૯૪૦ના જૂનની ૩જી તારીખે હું વેડછી આવવા નીકળ્યો.

બારડોલી ઊતર્યો, બિસ્તરો અને બેગ લઈને બારડોલી આશ્રમમાં ગયો. ત્યાં મુ. શ્રી ઉત્તમચંદભાઈ પાસે મેં વેડછી જવા અંગે માર્ગદર્શન માગ્યું. ત્યારે તેમણે કહ્યું કે જુગતરામભાઈ શ્રીકૃષ્ણદાસ જાજુને મૂકવા અહીં આવ્યા છે. સાંજે ૭ વાગ્યે પાછા જવાના છે. પછી પૂ. શ્રી જુ. ભાઈને જોયા. અર્ધી ચડ્ડી, સફેદ અર્ધી બાંયનુ ખમીસ અને માથે સફેદ ટોપી અને લાંબી મૂછો. મેં કહ્યું, હું ભણવા આવ્યો છું. બબલભાઈની ચિઠ્ઠી આપી. તેમણે કહ્યું, ચાલો... મારી બેગ તેમણે લઈ લીધી અને મેં બિસ્ત્રો. તેઓ આગળ અને હું પાછળ આશ્રમથી બારડોલી સ્ટેશન સુધી આમ આવ્યા. અને ત્યાંથી વાલોડ આવ્યા ત્યારે રાત પડવા આવી હતી. બિસ્ત્રો અને બેગ તેમણે એક પારસીના ઘરમાં મુકાવી દીધાં અને હું તેમની પાછળ પાછળ ચાલતો ગયો. રસ્તે મને વિચાર આવ્યો કેઃ આ જુગતરામભાઈ! મારી બેગ ઊંચકી લીધી! ડાકોરના ભણતરમા કોઈ શિક્ષકે આવો પ્રેમ બતાવ્યો નથી. હું તો ખૂબ જ ભાવવિભોર થઈ ગયો અને મન સાથે નક્કી કરી લીધું કે આ વીર પુરુષનો સાથ છોડાય નહિ અને વેડછીનું જીવન ગમે તેવું કડક હોય તોપણ જુગતરામભાઈ સરસ છે. રાત્રે રસોડે સાથે જ જમવા લઈ ગયા અને મને રોટલા સાથે ગોળ પણ આપવાનું સૂચન કર્યું. બાફેલું શાક, જુવારના રોટલા અને ગોળ. જુવારના રોટલા કોઈ દિવસ ખાધેલા નહિ પણ ગોળ મળ્યો એટલે અર્ધા કરતાં વધારે રોટલો ખાધો અને શાક પણ જેમ તેમ ખાધું. પછી પ્રાર્થનામાં બેઠા. બ્રાહ્મણનો દીકરો છતાં ઘરે પ્રાર્થના કરતા ન હતા. પણ થામણા જઈએ ત્યારે પ્રાર્થના કરીએ. પ્રાર્થનાનું સ્થળ, ચોગાન, વૃક્ષો, આકાશના તારા, નાનકડાં છતાં સરસ મકાન વગેરે જોઈને વેડછી ગમ્યું. પ્રાર્થના પછી મને જગનલાલની સાથે રહેવાનું જુ. ભાઈનું સૂચન થયું. રાત્રે જગનલાલે કેટલીક વાતો કરી અને તેની સાથે મારી પ્રથમ મિત્રતા થઈ. પૂ. જુ. ભાઈ પણ અમારી સાથે જ ઓરડામાં સામાન્ય પથારીમાં સૂતા. મને રાત્રે પણ વિચાર આવ્યા કે આશ્રમના આચાર્ય કેવા મોટા કેળવણીકાર! જેમની વાતો ડાકોરમાં સાંભળી હતી તે કેટલા સાદા અને આપણા જેવા જ સામાન્ય ઘરમાં સામાન્ય પથારીમાં સૂવે છે! એમના કરતાં તો વધારે રૂવાળી પથારી અને બિસ્તરો હું લાવ્યો હતો. પ્રથમ મુલાકાતનું એમનું જીવન અને આચરણ જોઈને મને અજાયબી થઈ અને પૂ. જુ. ભાઈ સાથે રહેવાની અને ભણવાની ઇચ્છા વધુ મક્કમ થઈ અને ખોરાક ન ભાવ્યો છતાં તેની કંઈ અસર થઈ નહિ.

બીજે દિવસે સવારે આશ્રમનાં બધાં જ કામ જાતે કરવાનાં. મને પાયખાનાં સફાઈની ટુકડીમાં મૂક્યો. મણિભાઈ નાયક કહે, બ્રાહ્મણની પરીક્ષા આ કાર્યમાં જ થાય! પાછા મને પૂછે, 'કેમ પાયખાનાં સફાઈની ટુકડીમાં જશો ને?' મેં તો મન સાથે નક્કી જ કર્યું હતું કે જે થાય તે બધાં જ કામ કરવાં એટલે તરત જ હા પાડી દીધી. તે ટુકડીમાં જુ. ભાઈ અને જગનલાલ બન્ને હતા. બીજા પણ હતા. મળની ડોલો લાકડીથી બે જણે સામસામી ઊંચકીને ખાતરના ખાડામાં નાખી. ડોલમાં કાગળ હતા એટલે મળ કાગળ સાથે ખાડામાં પડી ગયો. અને ડોલ તો ચોખ્ખી જ લાગી. મને ડોલ ઉપર પાણી રેડવાનું કહ્યું અને બીજાએ ઝાડુ મારી ડોલ સાફ કરી. પછી મને અંદર કાગળ કેમ ગોઠવવા તે બતાવ્યું તે મુજબ ગોઠવ્યા અને પાયખાનામાં ડોલો મૂકી દીધી. ૨૫-૩૦ મિનિટમાં આ કામ પતી ગયું અને પાયખાના સફાઈનો જે હાઉ લાગતો હતો તેનો શ્રમ ભાગી ગયો.

પ્રાર્થનામાં મારી ટૂંક ઓળખ આપી હતી એટલે બીજે દિવસે બપોર પછી સમૂહકાંતણ પૂરું થયા પછી પૂ. શ્રી ચૂનીભાઈએ મને

બોલાવ્યો અને મારી સાથે ખૂબ વાતો કરી અને તેઓએ મને જીવન અંગે માર્ગદર્શન આપ્યું. પૂ. જુ. ભાઈ સાથે હું બહુ વાતો ન કરતો, એમનું દૈનિક જીવન જોઈને જ એટલો બધો પ્રભાવિત થઈ ગયો હતો કે તેમની સાથે બાપ પૂરતી જ વાતો થતી. પણ પૂ. ચૂનીભાઈ સાથે મારો મેળ ખૂબ જ જામી ગયો. ડાકોરના જીવનમાં જે ભાઈ-ભાભીનો મારા તરફ વર્તાવ હતો તેના કરતાં વેડછીમાં મને પૂ. જુ. ભાઈ અને પૂ. ચૂનીભાઈનો સાથ એવો મળી ગયો કે ડાકોર અને કુટુંબ બધું જ ભૂલી ગયો અને મને વેડછીમાં મારા માતા પિતા મળી ગયા. શરૂઆતમાં પૂ. જુ.ભાઈની સાથે નાનુભાઈના રસોડે જમતો હતો પણ વેડછી આવ્યાને સાતેક દિવસ થયા હશે ને મને પૂ. જુ. ભાઈએ કહ્યું કે તમારે મકનજી બાબાને રસોડે જમવાનું છે એટલે મને ત્યાં તો ખૂબ જ મઝા આવી. નાનુભાઈના રસોડા કરતાં આ રસોડું ખાવા-પીવામાં ઉદાર હતું એટલે પૂ. જુ ભાઈ પ્રત્યે વધુ લાગણી થઈ આવી કે પોતે જમવામાં પણ કેવા કડક નિયમ પાળે છે છતાં બીજા સારુ ઉદાર છે. પછી પૂ. ચૂનીભાઈએ મને ખાદી મંડળમાંથી રૂ. ૧૦ની શિષ્યવૃત્તિ અપાવી. તે સમય દરમિયાન મારી પાસે જે ડાકોરથી લાવેલા પૈસા હતા તે પણ પૂરા થઈ ગયા હતા. ઘરેણાંની પોટલી પૂ. ચૂનીભાઈને આપી અને તેના ત્રણ કાગળ કરાવ્યા. એક પોટલીમાં મૂક્યો બીજો તેમની ફાઈલમાં રાખ્યો અને ત્રીજો મને આપ્યો અને આર્થિક સંકડામણ મટી ગઈ. નાનુભાઈને રસોડે રૂ. ૬ ખર્ચ આવતું. રૂપિયા ત્રણ વધતા તે રજાઓમાં પ્રવાસ કરીને પૂરા કરતા. સૌ સાથે મળીને આશ્રમનાં તમામ કાર્યો (કામો) કરતા. આમ ખાદી કામની તાલીમ લીધી. પછી મને પૂ જુ. ભાઈએ જે પત્રો લખ્યા હોય તે વાંચવાની, કવરમાં બીડવાની, ટિકિટ યોગ્ય સ્થળે લગાવવાની, સરનામાં લખવાની કામગીરી મળી. પૂ. જુ. ભાઈ બહાર જ્યારે કોઈ સભાઓમાં જાય ત્યારે મને કે જગનલાલને અથવા અમને બન્નેને પણ સાથે લઈ જાય. અમે પૂ. જુ. ભાઈનું અંગત કામ કપડાં ધોવા જેવું કરવા જઈએ તોપણ ન કરવા દે. અને જ્યારે કોઈ વખત તે કામ અમને મળે ત્યારે અમને ખબર પડે કે આજે પૂ. જુ. ભાઈ ખૂબ જ થાકેલા છે કે તબિયત સારી નથી છતાં તેની કંઈ જ ખબર પડવા ન દે ત્યારે હું અને મારા મિત્રો થોડા ગમગીન થઈએ. વેડછીનું વાતાવરણ ચોમાસામાં મલેરિયાવાળું રહેતું છતાં પણ તેઓ તે વખતે મચ્છરદાની પણ વાપરતા નહિ. ૧૯૪૧માં તેમની સાથે પગપાળા પ્રવાસની તક મળી ગઈ જેમાં પણ તેમની ખડતલતા જોવાની મળી. ચાલતા ચાલતા પણ અમને શિક્ષણ આપતા. તેઓ પ્રવાસમાં વિદ્યાર્થીઓના જેટલી જ સગવડ ભોગવતા. તેમને મળવા અને અમારી ટુકડીને રસ્તો દેખાડવા, જે તે પ્રદેશના મોટા મોટા સેવકો આવતા તેઓ પણ પૂ. જુ. ભાઈ પ્રત્યે એટલું બધું માન રાખતા અને અમારી સરભરા કરતા તે જોઈને પણ પૂ. જુગતરામભાઈની મહાનતાનાં દર્શન થતાં. અમે પ્રવાસમાં ગમે ત્યાં જઈએ ત્યારે વેડછી આશ્રમના વિદ્યાર્થીઓ છીએ એટલું કહેવાથી અમારી જરૂરિયાત જેટલી તમામ સગવડો અને ભોજન વગેરેનો પ્રબંધ થઈ જતો. તેઓ મને તેમના દીકરા તરીકે ગણતા અને મને પુખ્ત ઉંમરે પરણાવવાની પણ તેમણે ચિંતા કરેલી—મારાં લગ્ન થયાં પછી અમે બન્ને પગે લાગવા વેડછી ગયાં ત્યારે બધાં જ રસોડાંઓમાં જમતી વખતે ગોળ વહેંચાવ્યો હતો.

હું કરાડીના ખાદી સંમેલનમાં મારાં પત્ની સાથે ગયાં હતાં. ત્યારે કરાડીથી દાંડી ચાલતા જવાનું હતું. હું તો બધાની સાથે આગળ ચાલતો હતો. મારાં પત્ની પાછળ આવતાં હતાં. તે એક જગાએ બેસી પડ્યાં અને ઢીંચણે પાટા બાંધતાં હતાં તે પૂ. જુ. ભાઈએ જોયું અને બહેન શું થયું? કેમ વાગ્યું? વગેરે પૂછ્યું. તેમણે ઢીંચણે થયેલા દર્દની વાત કરી. પૂ. જુ. ભાઈએ મને બોલાવ્યો. થોડો ઠપકો આપ્યો. તાત્કાલિક બધાં કામ પડતાં મૂકી મુંબઈ જઈ દવા કરાવવાનું સૂચન કર્યું. અને સરદારશ્રીના દીકરા ડાહ્યાભાઈ ઉપર પત્ર લખી આપ્યો કે કાર્યકર્તાનાં પત્નીને સારામાં સારી હૉસ્પિટલમાં દાખલ કરી સારવાર કરાવજો અને રહેવા જમવાની સગવડ મલાડમાં શ્રી કેશવભાઈ ગણેશજીને ત્યાં કરાવી.

મુંબઈમાં પ્રતાપભાઈ દવે તે વખતે 'વંદે માતરમ્'ની ઑફિસમાં કામ શીખતા હતા. તેમને મળ્યો તેમની સાથે અમે શ્રી ડાહ્યાભાઈને મળ્યા. મારાં પત્નીને પણ હૉસ્પિટલમાં દાખલ કર્યાં. તેમને ત્રણ મહિના હૉસ્પિટલ પર સારી સગવડ મળી અને ઢીંચણનું દર્દ પણ મૂળમાંથી મટી ગયું. મારાં પત્ની કહે, મારા જન્મદાતા બાપાએ દસ-દસ વર્ષના ઢીંચણના દર્દ તરફ કાળજી ન રાખી તે દર્દ મટાડવા કાકાએ મુંબઈ સુધી મોકલ્યા.

□ શાંતિલાલ જોષી

## ૩૧ રંકોના હનુમાન

હનુમાનજી રામના આદર્શ સેવક હતા. એમની રામનિષ્ઠાનો એક પ્રસંગ પણ જાણીતો છે. રામના રાજ્યાભિષેક પછી સીતાજીએ હનુમાનને મણિનો હાર ભેટ આપ્યો. હનુમાનજીએ તો એ હારના એક એક મણિને દાંતથી તોડીને તપાસ્યો. સીતાજી આ જોઈને કહે, 'તમે વાનર તે વાનર જ રહ્યા. આ શું કરો છો?' હનુમાનજી કહે, 'હું જોઉં છું કે એમાં રામ છે કે નહિ?' સીતાજીએ કહ્યું, 'ત્યારે તો તમારામાંય એ હશે જ, ને?' હનુમાનજીએ તરત છાતી ફાડીને બતાવી. એમના હૃદયમાં રામ બિરાજતા હતા જ. આવી હતી હનુમાનજીની એક સેવક તરીકેની રામનિષ્ઠા. પૂજ્ય જુગતરામકાકાના હૃદયમાં પણ દરિદ્રોના સેવક તરીકેની એવી જ તીવ્ર નિષ્ઠા જોવા મળે છે. એનાં કેટલાંક ઉદાહરણો જોઈએ.

એમની ઉંમર ૮૫ વર્ષની થઈ ત્યાં સુધી વેડછીના વિદ્યાર્થીઓના છાત્રાલયમાં રહીને છાત્રો જે જમે તે જ જમતા. એક દિવસ અમે કહ્યું કે 'કાકા તમારી ઉંમર હવે ઘણી થઈ છે એટલે હવે છાત્રાલયમાં જે ખોરાક લઈએ છીએ તે ઉપરાંત તમારે ગાયનું ઘી, દૂધ, ફળ જેવો પૌષ્ટિક ખોરાક લેવો જોઈએ. એમાં અમને કંઈ વાંધો નથી.' ત્યારે કહે કે 'આ બધું મારી ઉંમરના ગરીબ લોકોને ખાવા મળે છે? ના. હું તો ગરીબોને ને જે મળે છે એવું સાદું ભોજન જ લઈશ.'

પૂ. જુગતરામકાકા ૫૦ વર્ષ સુધી 'પ્રાચી' નામની એમની ઝૂંપડીમાં જ રહ્યા. પણ જેમ જેમ ઉંમર વધતી ગઈ તેમ તેમ શારીરિક નબળાઈ આવતી ગઈ. એમ કરતાં એ વધારે બીમાર થઈ ગયા અને એમનું બ્લડપ્રેશર વધી ગયું. એને કારણે ચક્કર આવતા થઈ ગયા. તે દરમિયાન એ ઝૂંપડીમાં જ રહેતા હતા. ઝૂંપડી

ભાષાઓ આશ્રમની ધરતી પર પોતપોતાની રીતે ઉત્કૃષ્ટ કૃતિઓના રસ રેલાવ્યે રાખતી એટલે આશ્રમની સડકની પૂર્વના વિભાગમાં કે પશ્ચિમના વિભાગમાં ક્યાંયે સૂનકાર, હતાશા, મૂંઝવણ ડેરા તંબુ નહોતા નાખી શક્યા. બધે ભર્યું ભર્યું મધુરું વ્યક્તિત્વ પ્રસન્નતા લહેરાતું હતું. આ બધા વચ્ચે જ્યારે જુગતરામભાઈએ પ્રકાશ પાડવા માંડ્યો ત્યારે વળી જ્ઞાનગોઠડીઓના રસમાં નવી ભરતી આવી. અમે કાકાસાહેબના મુખે જુગતરામભાઈનું નામ સાંભળી રાખેલું. કાકાસાહેબ પોતે મરાઠીભાષી હતા. એટલે તેઓ જુગતરામભાઈને યાદ કરીને કહેતા હતા કે સરસ ગુજરાતી જાણનાર જુગતરામભાઈ-ને સાંભળવાનો લાભ વિદ્યાર્થીઓને મળે તો એમને વધારે મઝા પડે અને એમની સાદાઈની છાપ પણ છોકરાઓ ઉપર પડે.

કાકાસાહેબના મુખે સાંભળેલી જુગતરામભાઈની આ ખ્યાતિનો અમને જોતજોતામાં અનુભવ મળવા લાગ્યો. સંસ્કૃત સ્તોત્રોનો આનંદ કાકાસાહેબ અને વિનોબા કરાવતા. જુગતરામભાઈએ સહેલાં ગુજરાતી ગીતોનો આનંદ કરાવવા માંડ્યો. પ્રેમાનંદની રચનાઓમાંથી તેઓ સંભળાવે ત્યારે મને કલ્પના આવતી કે ભટ્ટ પ્રેમાનંદ જુગતરામભાઈ જેવા હશે. થોડા દિવસોમાં તો જુગતરામ-ભાઈએ ગીતો અને કથા સંભળાવી. ઉપરાંત માણભટ્ટ નામનું હસ્તલેખિત રાષ્ટ્રીયશાળામાં શરૂ કર્યું. ઝડપથી લખેલા મોટા સ્વચ્છ મરોડદાર અક્ષરો જોઈ હું ચકિત થઈ જતો.

જુગતરામભાઈએ નાના મોટા વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષાનો વધુ ને વધુ બોધ કરાવ્યો. એમની ટેવ એવી કે તેઓ પોતાની જાતને ઢાંકેલી જ રાખે. આગળ દેખાવાનો વિચાર સરખો એમને સ્પર્શે નહિ. સાધુ સંન્યાસી બ્રહ્મચારી અને વિદ્યાવાન જ્યાં જાય ત્યાં તેમનું ચઢિયાતાપણું મંદિરમાંના ધૂપદીપની જેમ ધ્યાન ખેંચે. જુગતરામભાઈની રીત એવી કે પોતે છોકરાઓ વચ્ચે મોટેરા છે એમ જણાવા ન દે.

નાના છોકરાઓ ભેગા થઈ સાંઠી અને કડબની ટચૂકડી ઝૂંપડી રમતમાં બનાવે તેમ જુગતરામભાઈએ આસપાસના જંગી છોડવા-ઓની ડાળીઓ વડે માણસ ઊભા રહી શકે એવી ઊંચી સાદી ઝૂંપડી તૈયાર કરી. આવળ બાવળ કાપીને સાફ કરેલી ભોંયને લીંપીગૂંપી બેસવા જેવી બનાવી. તેમાં નાના છોકરાઓને ભેગા કરી હારમાં બેસાડી એમણે એક પછી એક નવાંનવાં ગીત શીખવવા માંડ્યાં. થોડા વખત પછી તો એમણે શીખવેલાં ગીતોની એક પછી એક છપાયેલી બે ચોપડીઓ અમારા હાથમાં આવી પડી. એકનું નામ 'ચણીબોર' બીજાનું નામ 'રાયણ'. આ ગીતો સ્વાભાવિક અભિનય સાથે જુગતરામભાઈ શીખવતા.

'બોરડીના ઝાડ નીચે આળસુનો સરદાર,
લાંબો થઈ સૂતો હતો કરને પ્રસારીને'
એટલામાં છાતી પરે બોરડીથી બોર પડ્યું.
મુખમાં મુકાય નહિ જુએ ધારી ધારીને.'

આ કવિતા વડે બાળકોને રીઝવતાં રીઝવતાં જુગતરામભાઈએ છોકરાઓના મનમાં સત્યાગ્રહાશ્રમના ખાસ ધ્યેયને પાકું ઠસાવી દીધું. અમારા આશ્રમના સંચાલકશ્રી મગનલાલકાકા છોકરાઓને શિખામણ આપતા કે 'લોકો અણઆવડતને લઈને ધાનનું ધૂળ કરીને ખાય છે. આપણે આશ્રમમાં શીખવાનું એ છે કે ધૂળનું ધાન કરીને ખાઈએ. જુગતરામભાઈએ પોતાની કળા વડે એ શીખવી દીધું કે આળસુ એઠી પડયા ન રહેવાય. ઉદ્યમ વડે આનંદ મેળવાય. સાત આઠની ઉમરનાં બાળકોને શીખવવાની આ રીત જોઈને મને સમજાયું કે બાળકો આગળ કેવી રીતે બોલવું કેમ સમજાવવું અને તેઓને મઝા પડે એવું કઈ રીતે શીખવવું. એ જ અરસામાં ગિજુભાઈએ અને જુગતરામભાઈએ મળીને ચાલણગાડી નામનું બાળકો માટેનું એક પુસ્તક તૈયાર કર્યું. એ નાનકડા પુસ્તકમાં મને બહુ રસ પડ્યો. કેમ કે બાપુજીએ મને થોડો વખત પૂજ્ય મામાસાહેબ ફડકે પાસે ગોધરામાં ભંગી ફળિયાનું કામ કરવા મોકલ્યો હતો. ત્યાંનાં બાળકોને કેમ શીખવવું, તેની થોડી સૂઝ મામાસાહેબે આપેલી એટલે જુગતરામભાઈની કળાનું મને ઘણું આકર્ષણ હતું.

મનુસ્મૃતિમાં મનુમહારાજે અનુભવની વાત જણાવી છે:

यथा खनन् खनित्रेण नर. वारिम् अधिगच्छति
तथा गुरु गताम् विद्याम् शुश्रूषु. अधिगच्छति ।।

જેમ કોદાળી વડે ખોદતા ખોદતા માણસ પાણી મેળવે છે તેમ શુશ્રૂષા કરનારો ગુરુ પાસેની વિદ્યા મેળવી લે છે. સંસ્કૃત શબ્દ શુશ્રૂષાનો અર્થ થાય છે સાંભળવું અને એનો મૂળ અર્થ છે સેવા કરવી. એટલે જે માણસ ધ્યાન દઈને સાંભળે છે અને સાંભળેલું હૈયે ઉતારે છે તે પોતાના કરતાં વધારે જાણકાર ગુરુજનોની પાસેથી વિદ્યા મેળવે છે.

અમારી રાષ્ટ્રીય શાળાનું સ્મરણ કરું છું. ત્યારે ત્યાંના શિક્ષક મંડળમાં જુગતરામભાઈનું નિરાળું ચિત્ર મારી સ્મૃતિમાં ઉપસી આવે છે. શિક્ષક છતાં વિદ્યાર્થીઓ વચ્ચે વિદ્યાર્થી બનીને રહેતા હતા. આચાર્ય શ્રી કાકાસાહેબ અમને ભણાવતા હોય ત્યારે કેટલીયવાર જુગતરામભાઈ અમારી વચ્ચે બેસી જતા. એમના મુખ પરની હળવાશ અને પ્રસન્નતાને કારણે તેઓ નાના કિશોરોનાયે ભાઈબંધ બની જતા. એમ છતાં જ્યારે જોઈએ ત્યારે તેઓ ખૂબ જ વાંચવા લખવામાં રોકાયેલા દેખાતા. એ જોઈને મને વિચાર આવતો કે વિદ્યા શીખી લેવા માટે આટલી ધીરજથી મહેનત કરતાં આવડે તો વિદ્યામાં કચાશ ન રહે.

અમારી શાળામાં એક પછી એક ત્રણ હસ્તલેખિત સામયિકો ચાલુ થયાં. એક જુગતરામભાઈનું 'માણભટ્ટ' કથા વાર્તાનું માસિક. બીજું 'વિનય માસિક' એમાં રાષ્ટ્રીય શિક્ષણ અંગે શિક્ષકોના લેખો આવતા. એનું સંપાદન પણ જુગતરામભાઈ કરતા અને ઘણુંખરું પોતાના સુંદર અક્ષરે લખતા. ત્રીજું કાકા સાહેબે વિદ્યાર્થીઓનું 'મધપૂડો' નામનું બે બે મહિને તૈયાર થતું દ્વિમાસિક ચાલુ કરાવ્યું. એમાંના લેખો ચોખ્ખા અક્ષરે રીતસરના કાગળ પર લખવાનું કામ મારે કરવાનું રહેતું, તેમાં મારો પુષ્કળ સમય જતો. જુગતરામભાઈ બબ્બે માસિકો રમત વાતમાં લખી રહેતા. એમની એ અદ્‌ભુત આવડત હતી.

રાષ્ટ્રીયશાળામાં અમારે ત્યાં ખૂબીની વાત એ હતી કે શિક્ષકો અને વડીલો પરસ્પર એકબીજા પાસેથી નવું નવું શીખતા. વિદ્યાના વિકાસની જાણે ત્યાં આગળ વસંત જામી હતી.

'नहि ज्ञानेन सदृशम् पवित्रम् इह विद्यते'

'નથી જ જ્ઞાનના જેવું પવિત્ર જગતમાં કંઈ' (ગીતા ધ્વનિ ૪/૩૮) ગીતાજીની આ શિખામણ આખા સત્યાગ્રહાશ્રમમાં ગૂંજતી હતી. નાના મોટા સૌ પોતપોતાના ગજા પ્રમાણે અજ્ઞાનના અંધારામાંથી જ્ઞાનના અજવાળામાં જવાની મહેનત કરતા. પુસ્તકોનું કે પરીક્ષાઓનું

લગીરે દમાણુ ત્યાં નહોતું. વિદ્યા ગંગામાં નાહવાનો ઉમંગ વર્તાતો હતો. વનવગડામાં વસંત સમયે નાનકડા છોડોમાં ઝીણાં ઝીણાં ફૂલ ખીલે, તેવું અમારું વિદ્યાર્થીઓનું ભણતર હતું અને મોટા કેસૂડાનાં ફૂલ ખીલે ને આખા વગડામાં કેસરી રંગથી ભરી દે એવો રંગ જુગતરામભાઈએ જમાવ્યો હતો.

ગીતાજીએ આપેલા ઉપદેશ અને વિવેચનો જેટલી સમજણ આપે તે કરતાં જુગતરામભાઈ જેવાનું જીવન વધારે પાકી સમજણ આપે. આશ્રમમાં આવ્યા ત્યારે જુગતરામભાઈ ભરજુવાનીમાં હતા. અને એમની વિદ્યા, વિનય પાત્રતા વગેરે પુષ્કળ ઝળહળી રહ્યાં હતાં. પાત્રતાની વાત અમારા આચાર્ય અને અધ્યાપકો અમને સંભળાવતા. અમે વિદ્યાર્થીઓ જ્યારે પ્રશ્ન કરતા, આ રાષ્ટ્રીયશાળામાં ભણનારનું ભવિષ્ય શું? એમના 'કેરીઅર'નું કેમ થવાનું? ત્યારે અમને સમજાવવામાં આવતું કે પાત્રતા હોય તેનું ભરણપોષણ સમાજ કરશે જ. આશ્રમની પ્રાર્થનામાં કવિ શ્રી રાજચંદ્રની સાદી સરળ રચનાઓ શીખવાતી. તેમાંના એક ગીતની અંદર પાત્રતાનો મહિમા દર્શાવેલો છે.

પાત્ર વિના વસ્તુ ન રહે
પાત્રે આત્મિક જ્ઞાન
પાત્ર થવા સેવો સદા
બ્રહ્મચર્ય મતિમાન.

બ્રહ્મચર્યની સમજણ બાપુજી આશ્રમવાસીઓને વગર થાક્યે આપ્યા જ કરતા. વિદ્યાર્થીઓ, વિદ્યાર્થિનીઓ તેમ જ વડીલોને દિશાદર્શન આપતા કે પરણ્યા નહિ એટલેથી જ બ્રહ્મચર્ય આવી જતું નથી. પળેપળે જાગ્રતપણે નાની મોટી શિથિલતા અને કુટેવોને ખંખેરી નાખવામાં આવે ત્યારે જ આ મહાવ્રતને પહોંચાય. આ પ્રમાણે બાપુજીના પ્રશિક્ષણ પ્રમાણે મને જુગતરામભાઈની જીવનચર્યામાંથી પ્રત્યક્ષ સક્રિય બોધપાઠ મળ્યા કરતો. પ્રમાદ, આળસ, ઢીલાપણું વગેરે એમનામાં શોધ્યાં ન મળે. તેમ જ્યાં પોતે ઠંઈ પહાડ ચઢી રહ્યા છે કે અસાધારણ પરાક્રમ કરી રહ્યા છે એવી છાપ તેઓ પડવા દેતા નહોતા.

અમારી રાષ્ટ્રીયશાળાના અધ્યાપકોએ નાગપુરના કોંગ્રેસ અધિવેશનમાં જવાનું ઠરાવ્યું. એ અધ્યાપકો જોડે મને પણ જવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. અધ્યાપક વચ્ચે એક આગ્રહ એવો પણ હતો કે આ રીતે વિદ્યાર્થીઓએ પોતાના અધ્યયનમાં સમય ખોવો ન જોઈએ. પણ મારી જોરદાર માંગણી ફળી અને અમારા અધ્યાપકોએ મને પણ પોતાની સાથે લીધો.

નાગપુર જતા માર્ગમાં અજંટાની અને વિરુળની ગુફાઓ જોવાનો કાર્યક્રમ બન્યો. અમે રહ્યા ગાંધીબાપુના આશ્રમવાળા. પાઈ પાઈનો ખર્ચ બચાવવા તનતોડ મહેનત અમારે કરવાની હોય. તે જમાનામાં રેલવે ટ્રેનો સાથે સંકળાયેલી મોટર બસોની સગવડ ન હતી. દૂર દૂર સુધી પગપાળા જવું પડયું. બને ત્યાં સુધી અમારાં બિસ્તરા-પોટલાં જાતે જ ઊંચકીને જવાનું હોય. ખરેખરો શિયાળો ચાલતો હતો. એટલે કપડાં બિસ્તરાનો ભાર ઘણો વધારે. સાતેક જણની અમારી આ પ્રવાસમંડળીમાં મહત્ત્વનાં સ્થાનોની વિશેષ સમજણ આપવાનું કામ કાકાસાહેબનું. પ્રવાસનું સંચાલન નરહરિભાઈનું અને પ્રવાસમાં ભીડભંજનનું કામ જુગતરામભાઈનું હતું. આશ્રમના ભાઈઓ ક્યાંયે વીશીમાં કે ભોજનાલયમાં જમતા નહિ. આ નાસ્તાવાળા ઉપાહારગૃહમાં પગ પણ મૂકતા નહિ. જ્યાં આગળ જાતે રાંધી લેવાનું શક્ય ન હોય ત્યાં ચણામમરા, મગફળી, ખજૂર, કેળાં વગેરેમાંનું જે મળે તેમાંથી ચલાવી લેવાનું રહે.

અમારી મંડળી થાકી ગઈ હોય અને જ્યાં પડાવ થાય ત્યાંથી બજારમાં જઈ ખરીદી કરવાની હોય તે વખતે બીજાની હિંમત કાચી પડે. એ વખતે જુગતરામભાઈ પગ વાળીને બેઠા વિના પાણી ભરી લાવે. નાસ્તો ખરીદી લાવે અને વિનોદ કરાવતા કરાવતા સૌને તે આપે. ફરી કેટલું ચાલવાનું છે એ ગણતરી રાખીને પેટનો ખાડો ભરી લેવાનું કહે અને મુઠ્ઠી ભરી ભરીને સૌ બેઠા હોય ત્યાં દરેકને આપે.

પાચોરા સ્ટેશનથી અમારો પગ પ્રવાસ શરૂ થયો. અમારે ઔરંગાબાદ પાસેનો જૂનો કિલ્લો, અજંટાની ગુફાઓ, વિરુળની ગુફાઓ સુધી ચાલતા જવાનું હતું. અમારા સામાન માટે નરહરિભાઈએ અને જુગતરામભાઈએ ભાડાનું એક ગાડું શોધી કાઢયું. એ વખતની સડકો કાચી હતી. ડામરવાળી નહોતી. ગાડામાં બેત્રણ જણને બેસવાની સગવડ એટલે અર્ધા ચાલે અને અર્ધા વારાફરતી બેસે. દિવસનો તાપ સખત. સૂકો પ્રદેશ, ઝાડનો છાંયડો ભાગ્યે જ મળે. પાણીયે દૂર દૂર મળે અને રસ્તે તરસ ખબર લઈ નાંખે. એટલે સૌને થાકનો ભાર જણાય. પણ એ થાકને જુગતરામભાઈ નમતું ન આપે. મને એવો ખ્યાલ છે કે એ લાંબી પદયાત્રામાં જુગતરામભાઈએ ગાડાનો લાભ લીધો જ નહોતો.

ખાદીના જન્મનો એ આરંભકાળ હતો. અમારાં કપડાં ખૂબ જ જાડી ખાદીનાં હતાં. તેમાંયે ઉપરની સુતરાઉ બંડી જાણે જાજમ જેટલા જાડા કપડાની સિવડાવેલી. ત્યારે ખાદીમાં રંગાઈ શરૂ નહોતી થઈ. ધોબીની ચળકતી ધોલાઈને પણ એમાં સ્થાન મળ્યું નહોતું. કાકાસાહેબે અને જુગતરામભાઈએ ચોતારી ખાદીની બાંધવાળી જાડી બંડી પહેરેલી એને તેઓ બખતર કહેતા. એ પહેરી જુગતરામભાઈ ખુશ ખુશ હતા. એ બખતરની ખાદી રૂછડાંવાળી અને બરછટ હતી. એટલે બહુ જ જલદી તેના પર ધૂળનો થર જામી જતો. બીજા કપડાંયે ધૂળ ધૂળ થઈ જતાં અને કંટાળો ઉપજતો. પણ જુગતરામભાઈને તો મેલાઘેલા થઈ ગયેલા ખાદીના એ કપડાંનો લગીરે કંટાળો નહોતો. ઊલટું તો એનો વિનોદ કરતા અને ખેતરમાં કામે વળગેલા કણબીની જેમ મસ્ત રહેતા.

બાપુજી યરવડા જેલમાં ગયા પછી પણ એમનાં અઠવાડિકો, નવજીવન, YOUNG INDIA, (યંગ ઇન્ડિયા) ચાલતાં રહ્યાં. મહાદેવભાઈ, સ્વામી આનંદ, કાકાસાહેબ વગેરે પણ પકડાયા, જેલ ગયા ત્યારે નવજીવનના પ્રકાશકનું કામ જુગતરામભાઈએ એવી ખૂબીથી ચાલુ રાખ્યું કે લોકો પર 'નવજીવન'નો પ્રભાવ ઘટ્યો નહિ. 'નવજીવન' લોકોના હાથમાં પહોંચે ત્યારે વાંચનાર અધીર બને કે હજુ આપણે બાપુજીને છોડાવી નથી શકયા. આપણે વધારે મહેનત કરવી જ જોઈએ.

નવજીવનનું છાપખાનું એ દિવસોમાં અમદાવાદ સારંગપુર દરવાજા પાસે ચાલતું હતું. સત્યાગ્રહાશ્રમથી એ પાંચ છ કિલોમીટર દૂર હતું. એટલે જુગતરામભાઈ ભાગ્યે જ દેખાતા. તેઓ છાપખાનામાં જ ઘેરાયેલા રહે એટલે ગમે તેમ સમય મેળવીને હું સારંગપુર દરવાજે નવજીવન છાપખાનામાં જુગતરામભાઈ પાસે અવાર નવાર જઈ આવતો. પોતાના વડીલભાઈને મનની વાતો કરાય તેમ

એમની આગળ મનની વાર્તા કરતો. પગે ચાલીને આવવા જવાનું થાય એટલે જુગતરામભાઈએ કહ્યું હોય તેના વિચાર મનમાં આવ્યા કરે.

એક દિવસ જુગતરામભાઈ પાસે પહોંચી મે મારા વિશે નવી વાત એમને જણાવી. કે મારે મજૂર મહાજનના કામમાં જોડાઈ જવું અને ગુલઝારીલાલ નંદા પાસે એ કામ શીખવુ એવો વિચાર ચાલે છે. કેમ કે હમણાંની મજૂર હડતાલમાં નંદાજી પાસે મેં કામ કર્યું એટલે તેઓ કહે છે કે તું આ કામમા આવી જા. હું તમને અમારા ભેગુ કામ કરતાં શીખવી દઈશ અને તુ કાર્યકર્તા બની જવાનો.

આ સાભળીને જુગતરામભાઈ બહુ જ ગંભીર બની ગયા અને એમણે મને કહ્યું કે તું અહીં શહેરના કામમા બંધાઈ જાય તે બરાબર નથી. બાપુજી આપણને ગામડામાં જવાનું કહી ગયા છે. એમણે કહ્યુ છે કે શહેરો તો શરીર પરનાં ગૂમડા જેવા છે. ગૂમડું જેમ લોહી ખેંચી ખેંચીને પરુ બનાવે તેમ શહેરો ગામડાના ધનનું મુખ્યત્વે જુગતરામભાઈ પર હતો. તે સાથે પાયાની કેળવણીનુ પ્રત્યક્ષ નિદર્શન પ્રસ્તુત કરવાનુ એમનું ચિંતન આવી રહ્યું હતું. બીજી બાજુ એ દિવસોમા જુગતરામભાઈ લોકકવિરૂપે વધારે ને વધારે ખ્યાતિ મેળવતા જતા હતા. સરળ ગ્રામગીતો, સાદા નાટકો ઉપરાંત ગીતાજીના શિક્ષણને પણ તેઓ સહેલી સરળ રીતે ગુજરાતી કવિતામાં ઉતારી રહ્યા હતા. આવા એક એકથી ચઢિયાતાં કામમા પરોવાયેલા હોવા છતાં મેં જોયું છે કે શિબિરમાં આવેલા જુવાનિયાઓ જોડે અલેખબો મેળવીને કાર્યક્રમમા પૂરેપૂરી હાજરી આપી રહ્યા હતા. એમના મુખ પર રોજનુ સ્મિત પ્રગટ્યા કરતુ હતું. કોઈ ભારે બોજો માથે આવ્યો છે એવુ જરાયે દેખાતું નહોતું. વહેલી સવારે પ્રાર્થનામા સંસ્કૃતમાંથી ગુજરાતીમા બનાવેલાં એમનાં પોતાના પદ્યો આખા વૃંદની સાથે જુગતરામભાઈ પણ ગાતા હતા. સાંજની પ્રાર્થના પછીના મનોરંજન કાર્યક્રમમા જુવાનિયાઓની જોડે ઉત્સાહભર્યા રસિક જુવાન જણાતા હતા. સવારે અજવાળું થયા પછી તેઓ પાયખાનાં સફાઈ ટુકડીની જાતે

હતું. કેવળ બાળકોનું જ શિક્ષણ નહોતું ચાલી રહ્યું. પણ એના વાલીઓની કેળવણીનો પણ પ્રયત્ન કરવામાં આવતો હતો. જુગતરામભાઈનો સંપર્ક આશ્રમનાં બાળકો અને કાર્યકર્તાઓના વર્તુળમાં સીમિત ન હતો. આસપાસનાં ઝૂંપડાંઓમાં, ફળિયાંમાં જઈ જુગતરામભાઈ પોતે ગરીબ કુટુંબની ભાળ લેતા. એમનાં ખોરાક, કપડાં, વાસણ કૂસણ તપાસી જરૂરી સૂચનાઓ આપતા. એમના કુટુંબના સુખ દુઃખની વાત કરતા. આશ્રમનાં ભાઈ બહેનો ગામનાં ઝૂંપડાંઓની સફાઈ અને સુશોભન કરવા પણ જતાં. જુદાં જુદાં ફળિયાંઓમાં રોજ નિયમિત બાલવાડી ચલાવવાનું જુગતરામભાઈએ ગોઠવ્યું હતું અને જાતે જઈને એ કામમાં રસ ઉત્પન્ન કરાવતા અને બાળકોને રમતા શીખવતા.

આ બધું જોઈને સમજાતું કે બાપુજીએ બતાવેલાં રચનાત્મક કામો અને એમણે સૂચવેલું પાયાનું શિક્ષણ એ કોઈ માણસના જીવનના જુદા ટુકડા નથી. એમાં એકાંગીપણું પોષાય તેમ નથી. ફૂલની એક પાંદડી નહિ પણ કળીમાંથી આખું ફૂલ ખીલે તેમ પાયાની કેળવણી વડે અને રચનાત્મક કામોના પ્રભાવથી ગ્રામસ્વરાજનું સમસ્ત જીવન વિકસતું જાય છે. વેડછી અને બારડોલીના વિસ્તારમાં જુગતરામભાઈના પ્રભાવથી સર્વાંગી પ્રગતિ જોવા મળે છે. જુગતરામભાઈનું વ્યક્તિત્વ એકાંકી સાધુ સંન્યાસી જેવું નહિ પણ વિશાળ પરિવારવાળું અનુભવાય છે.

આપણા ધર્મગ્રંથોમાં ઈશોપનિષદનું મહત્ત્વ ઘણું જ ચડિયાતું ગણાય છે. પંડિતોને પણ એ શ્લોકો સમજાવવા અઘરા પડે છે. એવા કઠણ તત્ત્વજ્ઞાનને મૂળ સંસ્કૃત શ્લોકોમાંથી જુગતરામભાઈએ સમજવું સહેલું પડે એ રીતે સરળ ગુજરાતી પદ્યમાં વિદ્યાર્થી જગતને પીરસ્યું છે. ધર્મ અને તત્ત્વજ્ઞાન અંગે જુગતરામભાઈનું એકધારું ચિંતન કેવું અખંડ ચાલી રહ્યું છે. તેની સાક્ષી ઈશોપનિષદની આ ગુજરાતી પદ્યરચના આપે છે. એ ઉપરથી જણાઈ આવે છે કે રચના કેવળ કાગળ પર લખાયેલી નહિ પણ આ લોકકવિશ્રીનાં જીવનમાં વણાયેલી છે.

કામ કરો બહુ, ખૂબ ઘસાઓ
સુખે શતાયુ થાઓ.
માનવ, તુજ પથ આ જ અવર નહિ,
કર્મે કાં ગભરાઓ?
કવિ મનીષી શરીર ભૂલી
આત્મા થઈને રહેતો.
આપે અંદર પ્રગટ સ્વયંભૂ
બહાર વિશ્વ થઈ વહેતો.

ઉપનિષદના તત્ત્વજ્ઞાનને સાદી લોકવાણીમાં જુગતરામભાઈએ ઉતાર્યું છે. તે ઉદ્દગારો પ્રાચીન મહર્ષિની જેમ 'હોઠના નહિ પણ હૈયાના છે.' આપણા લોકકવિના હૃદયનું સાત્ત્વિક, ગંભીર ઊંડાણ તથા એમના અંતરમાં દૃઢ થયેલી અવિચળ અડગ આત્મશ્રદ્ધા તેમા છતી થાય છે.

એક મેઘલી રાતે ચાલતા ચાલતા કીચડવાળો લાંબો રસ્તો વટાવીને હું જુગતરામભાઈ પાસે પહોંચ્યો ત્યારે તેઓ કોઈ આશ્રમમાં કે સંસ્થામાં રહેતા ન હતા. પણ દૂરના ગામડામાં એક ફળિયામાં છાપરી નીચે રહેતા હતા. મને એવું યાદ છે કે તે વખતે સદ્દગત ચૂનીભાઈ મહેતા પણ એમની સાથે એ ગ્રામનિવાસમાં રહેતા હતા. ત્યાં સાંજની પ્રાર્થના ચાલતી હતી. તેમાં બાર પંદર બાળકો હતાં. ત્યાં તે પછી એમનું થોડું ભણવાનું કામ ચાલ્યું. રાત્રે બધાં ભેગા સૂતાં. સવારે ફરી પ્રાર્થના, કાંતવાનું અને પછી એ છોકરાઓ વિખેરાઈ ગયા. મેં પૂછ્યું આમ કેમ? જવાબ મળ્યો, હવે આ બધા પોતપોતાનાં મા બાપની મદદમાં રહેશે. આખો દિવસ ત્યાં કામ કરશે. અને સાંજે જમી કરીને પાછા આવશે. અમે આનું નામ આશ્રમશાળા રાખ્યું છે. મહેનત મજૂરીનું કામ છોડીને આ છોકરાઓને ભણવાનું પોષાય નહિ. મા બાપ જોડે કામ કરે ત્યારે ઘરમાં બધાને રોટલો મળે. એટલે અહીં રાત રહી ભણતર અને સંસ્કાર મેળવે છે. કાંતતા અને ખાદી પહેરતા થયા છે. ચૂનીભાઈ પાસે એક બે છોકરાઓ કેળવાઈ રહ્યા છે, જે નવા વણકર બનશે.

સરકારી અનુદાન નહિ, ભણાવનારના વેતનનો ભાર નહિ, શીખવાની ફી નહિ, એવી હતી આ ખરી રાષ્ટ્રીયશાળા. જેવી બાપુજીએ ઇચ્છી હતી. વર્ષો વીત્યાં તેમ તેમ આશ્રમશાળાનો વિકાસ અને પ્રચાર પણ વધ્યા. એને કારણે તરુણોની દીન દશા સુધરી, દારૂના રાક્ષસી પંજામાં સપડાતા તેઓ બચ્યાં. ચીંથરેહાલ કપડાંને બદલે તેમને સ્વચ્છ, સાદો અને સરસ પોષાક મળ્યો. લૂખા રોટલા ભેગા શાક મળ્યાં અને તેમની સૂઝબૂઝ અને કામ કરવાની શક્તિ ખૂબ ખીલી.

જ્યારે હિમાલયને પેલે પારથી ચીનના સૈન્યોએ ભારત પર ભારે ચઢાઈ કરી તે યુદ્ધના દિવસોમાં વેડછી મુકામે અખિલ ભારતીય સર્વોદય સંમેલનનું અધિવેશન મળ્યું. જેનું સ્વાગત પૂજ્ય રવિશંકરદાદાની દોરવણીમાં ગુજરાતના લોકોએ કર્યું. વેડછીના આ સંમેલનમાં આવનારા આખા ભારતના સેંકડો પ્રતિનિધિઓ સંમેલનની વ્યવસ્થા જોઈને આશ્ચર્યચકિત બની ગયા. સૌને ખૂબ જ આનંદ થયો. સંમેલન માટેનો મોટો મંડપ અને નિવાસ માટેનાં ઝૂંપડાંઓ આશ્રમશાળાના વિદ્યાર્થીઓએ કરેલાં હતાં. તેને માટે વપરાયેલા બાંબુ વાંસ, વાંસની સાદડી પણ રાનીપરજ પ્રજાની મહેનતથી મળ્યાં હતાં. કુમાર અને કુમારિકાઓની તાલીમબદ્ધ ટુકડીઓએ એવું સરસ કામ કર્યું કે કોઈને કંઈ કહેવાપણું ન રહે. જુદી જુદી ટુકડીઓએ સ્વચ્છતા, રસોઈ, પીરસવાનું, પાયખાનાં, પેશાબખાનાં અને એઠવાડના ખાડા ઉપર ઝડપથી માટી નાખવાનું, બધે શાંતિ રાખવાનું, ક્યાંય ચોરી ન થાય તેની તકેદારી રાખવાનું તથા મહેમાનોની સેવામાં રાતદિવસ ઊભે પગે હાજર રહેવાનું ઘણી કુશળતાથી અને મીઠાશથી કર્યું.

કોંગ્રેસનાં મોટાં મોટાં સંમેલનોમાં પણ જે સ્વચ્છતા, શાંતિ, ચોકસાઈ અને સહકાર જોવા ન મળે તે અહીં જોવા મળ્યાં જાણે આપણો ભારત દેશ નવો બન્યો હોય!

આ આખા સંમેલનમાં સૌ એટલા સમાન અને એકરૂપ હતા કે કોણ મોટા, કોણ નાનું એવો ઉચ્ચાર પણ સંભળાતો ન હતો. જુગતરામભાઈ પણ ત્યાં સૌની સાથે એવા એકરૂપ હતા કે એમની ભાળ નહોતી મળતી. સૌ કોઈ પૂ. રવિશંકર મહારાજના છત્ર નીચે નમ્રતા અને સ્ફૂર્તિથી ભેગા થયા હતા. આ હતું મધુરતા અને ઉદારતા વડે શીખવાયેલા પાઠોનું પરિણામ એટલે કે ઊજળી ક્રાંતિ.

□ પ્રભુદાસ ગાંધી

એમની આગળ મનની વાર્તા કરતો. પગે ચાલીને આવવા જવાનું થાય એટલે જુગતરામભાઈએ કહ્યું હોય તેના વિચાર મનમાં આવ્યા કરે.

એક દિવસ જુગતરામભાઈ પાસે પહોંચી મેં મારા વિશે નવી વાત એમને જણાવી. કે મારે મજૂર મહાજનના કામમાં જોડાઈ જવું અને ગુલઝારીલાલ નંદા પાસે એ કામ શીખવું એવો વિચાર ચાલે છે. કેમ કે હમણાંની મજૂર હડતાલમાં નંદાજી પાસે મેં કામ કર્યું એટલે તેઓ કહે છે કે તું આ કામમાં આવી જા. હું તમને અમારા ભેગું કામ કરતાં શીખવી દઈશ અને તું કાર્યકર્તા બની જવાનો.

આ સાંભળીને જુગતરામભાઈ બહુ જ ગંભીર બની ગયા અને એમણે મને કહ્યું કે તું અહીં શહેરના કામમા બંધાઈ જાય તે બરાબર નથી. બાપુજી આપણને ગામડામાં જવાનું કહી ગયા છે. એમણે કહ્યું છે કે શહેરો તો શરીર પરનાં ગૂમડાં જેવા છે. ગૂમડું જેમ લોહી ખેંચી ખેંચીને પરુ બનાવે તેમ શહેરો ગામડાંના ધનનું શોષણ કર્યા કરે છે. મેં ઠરાવ્યું છે કે મારે આ કામમાંથી નીકળીને બારડોલીના ગામડામાં જવું. બાપુજીએ સોંપેલાં ત્યાંનાં રચનાત્મક કામો અધૂરાં છે. એટલે તું બારડોલીનું કામ કરવા પહોંચી જા. હું પણ અહીંથી છૂટો થઈ બારડોલીના ગામડામાં આવવાનો છું.

આ વર્ષ ૧૯૨૩નું હતું. બારડોલીમાં સ્વરાજ આશ્રમનું મકાન તૈયાર થઈ રહ્યું હતું. ત્યાં રાનીપરજ છોકરાઓ માટે છાત્રાલય શરૂ કરેલું તેને માટે સાબરમતી આશ્રમમાંથી સેવકોને મોકલવાની માગણી આવેલી તેથી જુગતરામભાઈનું સૂચન સ્વીકારી લેવાનું મને સૂઝ્યું. આશ્રમના સંચાલક મગનકાકાએ ઉત્સાહભર્યું માર્ગ-દર્શન આપ્યું. શ્રી ચૂનીભાઈ સાંકળેશ્વર મહેતાને પણ આ વાતની જાણ થઈ એટલે તેમણે પણ બારડોલી જવાનું વિચાર્યું અને અમે બંને ભેગા બારડોલીમાં કામ કરવા આવ્યા. જુગતરામભાઈને બહુ ગમ્યું અને તેઓ અમારા ઉત્સાહમા વધારો કરવા લાગ્યા. દુર્ભાગ્યે હું સખત માંદગીમાં પટકાયો તેથી મારા મગનકાકાએ મને આશ્રમમાં બોલાવી લીધો. પણ ચૂનીભાઈ તો જીવનભર બારડોલીમાં ખાદીનું કામ કરવાના સંકલ્પને અંત સુધી વળગી રહ્યા તથા જુગતરામભાઈ બારડોલીના ગામમાં આવી પહોંચ્યા ત્યારે એમના મુખ્ય સાક્ષી બન્યા.

જુગતરામભાઈના સંપર્કમાં તો હું પહેલાંય રહ્યો હતો. પણ એમણે મને બારડોલી મોકલ્યો અને જાતે આવી ત્યાં શીખવ્યું એ એમની પાસેથી મને પ્રત્યક્ષ મળેલો પાઠ મારા જીવનનું ભાથું બની ગયું અને લાંબી માંદગી પછી મેં પણ ગ્રામસેવામાં જીવન ગાળ્યું એ જુગતરામભાઈનાં પ્રકાશકિરણોને આભારી છે.

ભારતને જે પ્રકારનું સ્વરાજ આપવાનો બાપુજીનો નિર્ધાર હતો તેનો પ્રત્યક્ષ નમૂનો બારડોલીમાં તૈયાર કરવાનો સંકલ્પ લોકો પાસે કરાવ્યો. કેમ કે ભારેમાં ભારે કષ્ટ પડે ત્યારે એ હાથ ઉગામ્યા વગર શાંતિથી એ સહન કરવાનું બળ બારડોલીના લોકોમાં આવ્યું. એમ છતાં ઘણી તૈયારી જરૂરની હતી એટલે સત્યાગ્રહની સીધી લડત શરૂ કરવાને બદલે આમપ્રજાને અહિંસા અને સ્વાવલંબનની કેળવણી આપવાનો કાર્યક્રમ બનાવવામાં આવ્યો. કેળવણીનો ભાર મુખ્યત્વે જુગતરામભાઈ પર હતો. તે સાથે પાયાની કેળવણીનું પ્રત્યક્ષ નિદર્શન પ્રસ્તુત કરવાનું એમનું ચિંતન ચાલી રહ્યું હતું. બીજી બાજુ એ દિવસોમાં જુગતરામભાઈ લોકકવિરૂપે વધારે ને વધારે ખ્યાતિ મેળવતા જતા હતા. સરળ ગ્રામગીતો, સાદાં નાટકો ઉપરાંત ગીતાજીના શિક્ષણને પણ તેઓ સહેલી સરળ રીતે ગુજરાતી કવિતામાં ઉતારી રહ્યા હતા. આવા એક એકથી ચઢિયાતાં કામમાં પરોવાયેલા હોવા છતાં મેં જોયું છે કે શિબિરમાં આવેલા જુવાનિયાઓ જોડે ખભેખભો મેળવીને કાર્યક્રમમાં પૂરેપૂરી હાજરી આપી રહ્યા હતા. એમના મુખ પર રોજનું સ્મિત પ્રગટ્યા કરતું હતું. કોઈ ભારે બોજો માથે આવ્યો છે એવું જરાયે દેખાતું નહોતું. વહેલી સવારે પ્રાર્થનામાં સંસ્કૃતમાંથી ગુજરાતીમાં બનાવેલાં એમનાં પોતાનાં પદો આખા વૃંદની સાથે જુગતરામભાઈ પણ ગાતા હતા. સાંજની પ્રાર્થના પછીના મનોરંજન કાર્યક્રમમાં જુવાનિયાઓની જોડે ઉત્સાહભર્યા રસિક જુવાન જણાતા હતા. સવારે અજવાળું થયા પછી તેઓ પાયખાનાં સફાઈ ટુકડીની જાતે આગેવાની કરતા હતા. એ દિવસોમાં પાણી વહેરાવીને સફાઈ કરવાનાં જાજરૂ અને ગટરની કૂંડીઓની રીત શોધાઈ ન હતી. બાલ્ટીવાળાં પાયખાનાં હતાં. જેમાં દરેક જણે વાપર્યા પછી માટીથી મળને ઢાંકી દેવાનો હોય. આવાં આઠ દશ પાયખાનાંવાળી સફાઈનું કામ જુગતરામભાઈ રોજ જાતે ઘણી ચીવટથી કરતા અને શીખવતા. મળમૂત્રવાળી બાલ્ટીઓ ખેતરમાં લઈ જઈ ખાડામાં સરખી રીતે ઠાલવીને એનું સરસ ખાતર થાય તેવી કાળજીથી એ કામ કરવામાં આવતું. ખાતરવાળી એ જમીનમાં શાકભાજી ઉગાડવાના પ્રત્યક્ષ પ્રયોગ પણ તેઓ જોવા આવનારને બતાવતા. બે અઢી કલાક કછોટ વાળીને આ શરીરશ્રમમાં એવા તો તન્મય બની જતા જાણે દુનિયામાં બીજું કંઈ કામ છે જ નહિ. પાવડો, ખાસ્દી એમના હાથમાં બહુ શોભતા. સૌની સાથે ભોજન. એક સૈનિકની જેમ ઘડિયાળના કાંટા પ્રમાણે જુગતરામભાઈ કરતા. ગામડાંઓ વચ્ચે રહી ગ્રામવાસીઓની સેવા કરવાનો સંકલ્પ હોવાથી ભોજન પણ ખેતમજૂર અને અરણ્યવાસીઓને પોષાય એવું જ લેવાનો જુગતરામભાઈ આગ્રહ રાખતા. એ દિવસોમાં ઘી વગેરે મોંઘાં ન હતાં છતા જુગતરામભાઈએ સામૂહિક ભોજનમાં એક ચમચી ઘી વાપરવાની છૂટ આપી ન હતી. તેઓ જાતે મજૂરની જેમ લૂખા દાળ રોટલા પર ગુજારો ચલાવતા. દૂધ પણ આખી પંગતને મળે એથી વધારે ન લેતા.' બપોરે થોડા વિરામને સમયે કંઈક વાંચવા લખવાનું કરી લેતા અને ફરી આખો વખત જુવાન સેવકોની સાથે પ્રત્યક્ષ કામમાં જોડાઈ જતા. કાંતવાના, શાકભાજી ઉગાડવાના, સફાઈ કરવાના, નાના નાના વાછરડાઓની સેવા કરવાના અને એવા ઉદ્યોગો કરતાં કરતાં અક્ષરજ્ઞાન તથા પુસ્તકનું ભણતર શીખવવાની રીત પ્રદર્શન અથવા નિદર્શન—શિબિરમાં આવેલાઓને બનાવવા માટે ગોઠવાયેલું જણાતું ન હતું. સ્વાભાવિક જીવન હળીમળીને ઉત્સાહથી ચાલી રહ્યું છે એવો અનુભવ થતો હતો. છાપરાંઓ નીચે ઓરડાઓમાં બાળકોના વર્ગો ચાલતા તે પણ સામૂહિક જીવનના આનંદમાં સરસ બનેલો ભાગ હતો. જુગતરામભાઈએ પોતે એ શિબિરમાં પાયાની કેળવણી પર નાનાં મોટાં વ્યાખ્યાન આપ્યાં હોય એવું મને યાદ નથી આ અંગેની ચર્ચા પણ ખાસ કરતા ન હતા. પરંતુ એમના સાન્નિધ્યમાં ત્યાંના વાતાવરણમાંથી જ પાયાની કેળવણીનું સ્વરૂપ પ્રગટ થતું

હતુ કેવળ બાળકોનુ જ શિક્ષણ નહોતુ ચાલી રહ્યુ પણ એના વાલીઓની કેળવણીનો પણ પ્રયત્ન કરવામા આવતો હતો જુગતરામભાઈનો સપર્ક આશ્રમના બાળકો અને કાર્યકર્તાઓના વર્તુળમા સીમિત ન હતો આસપાસના ઝૂપડાઓમા, ફળિયામા જઈ જુગતરામભાઈ પોતે ગરીબ કુટુબની ભાળ લેતા એમના ખોરાક કપડા વાસણ કુસણ તપાસી જરૂરી સૂચનાઓ આપતા એમના કુટુબના સુખ દુખની વાત કરતા આશ્રમના ભાઈ બહેનો ગામના ઝૂપડાઓની સફાઈ અને સુશોભન કરવા પણ જતા જુદા જુદા ફળિયાઓમા રોજ નિયમિત બાલવાડી ચલાવવાનુ જુગતરામભાઈએ ગોઠવ્યુ હતુ અને જાતે જઈને એ કામમા રસ ઉત્પન્ન કરાવતા અને બાળકોને રમતા શીખવતા

આ બધુ જોઈને સમજાતુ કે બાપુજીએ બતાવેલા રચનાત્મક કામો અને એમણે સૂચવેલુ પાયાનુ શિક્ષણ એ કોઈ માણસના જીવનના જુદા ટુકડા નથી એમા એકાંગીપણુ પાલવાય તેમ નથી ફૂલની એક પાદડી નહિ પણ કળીમાથી આખુ ફૂલ ખીલે તેમ પાયાની કેળવણી વડે અને રચનાત્મક કામોના પ્રભાવથી ગ્રામસ્વરાજના સમસ્ત જીવન વિકસતુ જાય છે વેડછી અને બારડોલીના વિસ્તારમા જુગતરામભાઈના પ્રભાવથી સર્વાંગી પ્રગતિ જોવા મળે છે જુગતરામભાઈનુ વ્યક્તિત્વ એકાકી સાધુ સન્યાસી જેવુ નહિ પણ વિશાળ પરિવારવાળુ અનુભવાય છે

આપણા ધર્મગ્રથોમા ઈશાપનિષદનુ મહત્ત્વ ઘણુ જ ચડિયાતુ ગણાય છે પડિતોને પણ એ શ્લોકો સમજાવવા અઘરા પડે છે એવા કઠણ તત્ત્વજ્ઞાનને મૂળ સસ્કૃત શ્લોકોમાથી જુગતરામભાઈએ સમજવુ સહેલુ પડે એ રીતે સરળ ગુજરાતી પદ્યમા વિદ્યાર્થી જગતને પીરસ્યું છે ધર્મ અને તત્ત્વજ્ઞાન અંગે જુગતરામભાઈનુ એકધારુ ચિંતન કેવુ અખડ ચાલી રહ્યુ છે તેની સાક્ષી ઈશોપનિષદની આ ગુજરાતી પદ્યરચના આપે છે એ ઉપરથી જણાઈ આવે છે કે રચના કેવળ કાગળ પર લખાયેલી નહિ પણ આ લોકકવિશ્રીના જીવનમા વણાયેલી છે

> કામ કરો બહુ ખૂબ ઘસાઓ
> સુખે શતાયુ થાઓ
> માનવ તુજ પથ આ જ અવર નહિ,
> કર્મે કા ગભરાઓ?
> કવિ મનીષી શરીર ભૂલી
> આત્મા થઈને રહેતો
> આપ અદર પ્રગટ સ્વયભૂ
> બહાર વિશ્વ થઈ વહેતો

ઉપનિષદના તત્ત્વજ્ઞાનને સાદી લોકવાણીમા જુગતરામભાઈએ ઉતાર્યું છે તે ઉદ્ગારો પ્રાચીન મહર્ષિની જેમ હોઠના નહિ પણ ધ્યાનના છે આપણા લોકકવિના હૃદયનુ સાત્ત્વિક ગભીર ઊડાણ તથા એમના અતરમા દૃઢ થયેલી અવિચળ અડગ આત્મશ્રદ્ધા તેમા છતી થાય છે

એક મેઘલી રાત ચાલતા ચાલતા કીચડવાળો લાબો રસ્તો વટાવીને હુ જુગતરામભાઈ પાસે પહોચ્યો ત્યારે તેઓ કોઈ આશ્રમના કે સસ્થામા રહેતા ન હતા પણ દૂરના ગામડામા એ ફળિયામા છાપરી નીચે રહેતા હતા મને બરાબર યાદ છે કે તે વખતે સદ્ગત ચૂનીભાઈ મહેતા પણ એમની સાથે એ ગ્રામનિવાસમા રહેતા હતા ત્યા સાજની પ્રાર્થના ચાલતી હતી તેના બાર પદર બાળકો હતા ત્યા તે પછી એમનુ થોડુ ભણવાનુ કામ ચાલ્યુ રાત્રે બધા ભેગા સૂતા સવારે ફરી પ્રાર્થના, કાંતવાનુ અને પછી એ છોકરાઓ વિખેરાઈ ગયા મે પૂછ્યુ આમ કેમ? જવાબ મળ્યો, હવે આ બધા પોતપોતાના મા બાપની મદદમા રહેશે આખો દિવસ ત્યા કામ કરશે અને સાજે જમી કરીને પાછા આવશે અમે આનુ નામ આશ્રમશાળા રાખ્યુ છે મહેનત મજૂરીનુ કામ છોડીને આ છોકરાઓને ભણવાનુ પોષાય નહિ મા બાપ જોડે કામ કરે ત્યારે ઘરમા બધાને રોટલો મળે એટલે અહી રાત રહી ભણતર અને સસ્કાર મેળવે છે કાંતતા અને ખાદી પહેરતા થયા છે ચૂનીભાઈ પાસે એ બે છોકરાઓ કેળવાઈ રહ્યા છે, જે નવા વણકર બનશે

સરકારી અનુદાન નહિ ભણાવનારના વેતનનો ભાર નહિ શીખવાની ફી નહિ એવી હતી આ ખરી રાષ્ટ્રીયશાળા જેવી બાપુજીએ ઇચ્છી હતી વર્ષો વીત્યા તેમ તેમ આશ્રમશાળાનો વિકાસ અને પ્રચાર પણ વધ્યા એને કારણે તરુણોની દીન દશા સુધરી દારૂના રાક્ષસી પજામા સપડાતા તેઓ બચ્યા ચીથરેહાલ કપડાને બદલે તેમને સ્વચ્છ, સાદા અને સરસ વાઘા મળ્યા લૂખા રોટલા ભેગા શાક મળ્યા અને તેમની સૂઝબૂઝ અને કામ કરવાની શક્તિ ખૂબ ખીલી

જ્યારે હિમાલયને પેલે પારથી ચીનના સૈન્યોએ ભારત પર ભારે ચઢાઈ કરી તે યુદ્ધના દિવસોમા વેડછી મુકામે અખિલ ભારતીય સર્વોદય સમેલનનુ અધિવેશન મળ્યુ જેનુ સ્વાગત પૂજ્ય રવિશકરદાદાની દોરવણીમા ગુજરાતના લોકોએ કર્યું વેડછીના આ સમેલનમા આવનારા આખા ભારતના સેંકડો પ્રતિનિધિઓ સમેલનની વ્યવસ્થા જોઈને આશ્ચર્યચકિત બની ગયા સૌને ખૂબ જ આનદ થયો સમેલન માટેનો મોટો મડપ અને નિવાસ માટેના ઝૂપડાઓ આશ્રમશાળાના વિદ્યાર્થીઓએ બાંધ્યા હતા તેને માટે વપરાયેલા બધુ વાસ વાસની સાદડી પણ રાનીપરજ પ્રજાની મહેનતથી મળ્યા હતા કુમાર અને કુમારિકાઓની તાલીમબદ્ધ ટુકડીઓએ એવુ સરસ કામ કર્યું કે કોઈને કઈ કહેવાપણુ ન રહે જુદી જુદી ટુકડીઓએ સ્વચ્છતા, રસોઈ, પીરસવાનુ પાયખાના પેશાબખાના અને એઠવાડના ખાડા ઉપર ઝડપથી માટી નાખવાનુ બધે શાંતિ રાખવાનુ ક્યાય ચોરી ન થાય તેની તકેદારી રાખવાનુ તથા મહેમાનોની સેવામા રાતદિવસ ઊભે પગે હાજર રહેવાનુ ઘણી કુશળતાથી અને સોરાશથી કર્યું

કોંગ્રેસના મોટા મોટા સમેલનોમા પણ જે સ્વચ્છતા શાંતિ ચોખ્ખાઈ અને સહકાર જોવા ન મળે તે અહીં જોતા સદા જાણે આપણો ભારત દેશ નવો બન્યો હોય!

આ આખા સમેલનમા સૌ એટલા સમાન અને એકરૂપ હતા કે કોણ મોટા કોણ નાનુ એવો ઉચ્ચાર પણ સભળાતો ન હતો જુગતરામભાઈ પણ ત્યા સૌની સાથે એવા એકરૂપ હતા કે એમની ભાળ નરોળી મળતી સૌ કોઈ પૂ રવિશકર દાદાના ધ્વજ નીચે નમ્રતા અને સ્ફૂર્તિથી ભેગા થયા હતા આ હતુ નમ્રતા અને ઉદ્યમ વડે શીખનારના પાઠનુ પરિણામ એટલે કે ઉજળી ક્રાંતિ

□ કનૈયાલાલ ગાંધી

ખંડ : એક—ઘટા

## લેખાંજલિ :

ખંડ : એક—ઘટા

## લેખાંજલિ :

ખંડ : એક

# ઘટા

## ● લેખાંજલિ

### ૧ રાનીપરજની શાળા

આ શાળામાં ઉદ્યોગ પ્રધાનપદ ભોગવે છે. અક્ષરજ્ઞાન બાળકો રમતમાં પામી લે છે. ભાઈ જુગતરામનો કળાકુશળ હાથ તેમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. એમની કળા આપણને ન આવડે, પણ એમના જેવો પ્રેમ કેળવીએ તો એવી શાળા આખા દેશમાં વ્યાપક થઈ શકે અને આ ખેતીપ્રધાન દેશનાં બાળકોનો ઉદ્ધાર થાય ને તેઓ જોઈતી કેળવણી પામે. આ શાળામાં રાનીપરજનાં બાળકો સંસ્કાર પામે છે. આચાર શીખે છે. આરોગ્યના નિયમો જાણે છે ને પાળે છે. સ્વાશ્રયી બને છે અને સ્વતંત્રતાનો મંત્ર સાધે છે. આ શાળામાં રાનીપરજનાં બાળકો જ શીખી શકે ને કરોડપતિનાંને કંઈ જ ન મળે એવી મિથ્યા ભ્રમણામાં કોઈ ન રહે. કરોડપતિનાં બાળકોના અર્થે જે શાળાઓ આજે ચાલે છે, તેમાં રાનીપરજનાં બાળકો ગૂંગળાઈ જાય. એ વાત સિદ્ધ કરી શકાય એવી છે. એ જ રાનીપરજનાં બાળકો જ્યાં ગૂંગળાઈ જાય ત્યાં દેશ ગૂંગળાયો સમજવો, પણ વેડછીની મજૂર શાળામાં કરોડપતિનાં બાળકોને ભણવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તો તેઓ રાષ્ટ્રજીવનના શુદ્ધ પ્રાણવાયુનું પાન કરે.

(અક્ષરદેહ ભાગ-૪૧ પાન ૨૪૭ તા. ૪-૮-૨૯)

□ ગાંધીજી

## ૨ બાપુજીનું પુણ્ય સ્મરણ

તમારી વચ્ચે મને આભાસ આવી રહ્યો છે કે અહીં એક હસ્તી કામ કરી રહી છે. જેનામાં ગુરુભાવના હશે તે એને ગુરુ કહેશે, જેનામાં પિતાભાવના હશે તે એને બાપુ કહેશે, અને આખી દુનિયામાં આત્મસ્વરૂપ ભગવાનને જોવાની જેની ભાવના હશે તે એને ઈશ્વર કહેશે. નામ ગમે તે આપો, પણ એવી એક હસ્તી છે. જરૂર, અને તેમનો આશીર્વાદ, તેમનો વરદ હસ્ત આપણ સૌના ઉપર રહેલો છે.

તમે મારા આશીર્વાદ માગો છો, પણ મારા ઉપર જેમના આશીર્વાદ છે તેમના તમારા ઉપર પણ છે. તે તો ઉત્સુકતાથી જોઈ રહ્યા છે કે કોણ મારા આશીર્વાદની ઇચ્છા કરે છે. આખી દુનિયામાં પ્રકાશ અને સત્યપ્રેરણા વ્યાપી જાય એવી જ એમની ઇચ્છા છે. પણ આપણાં બાળકોને તે પ્રયોગો કરવા દે છે. ભૂલ કરશું તોપણ ઉપર-નીચે આગળ-પાછળ તે જ બેઠા છે. એમની નજર આપણાં ઉપર છે જ.

તમે લોકોએ અહી તપ કર્યું છે. તપસ્યાથી જ બધું મળે છે. તપસ્યાથી જ ભગવાન સૃષ્ટિ ચલાવી રહ્યા છે. ઉપનિષદમાં આપણે જોઈએ છીએ કે શિષ્ય જ્યારે ગુરુની પાસે બ્રહ્મવિદ્યા શીખવા જાય છે ત્યારે ગુરુ તેને કહે છે.

तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्म इति।

તપ એ જ બ્રહ્મ છે. તપ કરીને તેને જાણી લો. તેની ઓળખ કરી લો.

બાપુ ગયા પછી હવે આપણી કસોટીનો વખત આવ્યો છે. તેને માટે આપણે અધિક તપસ્યા કરવી પડશે. એક પ્રકારનું સ્વરાજ્ય આવ્યું છે પણ જેને આપણે રામરાજ્ય કહીએ છીએ તેને માટે પ્રયત્ન કરવાનું હજુ બાકી છે. આ આશ્રમનુ નામ પણ સ્વરાજ્ય આશ્રમ છે. ભગવાનના આશીર્વાદ તો આપણાં ઉપર છે જ. આપણે અધિક ઉત્સાહ સાથે કામમાં લાગી જઈએ એવી ઈશ્વરને હું પ્રાર્થના કરું છું.

(વેડછી આશ્રમની મુલાકાત પ્રસંગે આશ્રમવાસીઓના સંમેલનને ઉદ્દેશીને તા. ૧૭-૪-૪૯)

□ વિનોબા

## ૩ જંગલમાં મંગલ

પેલે દિવસ એક ગામડિયો પોતાના નાનકડા દસબાર વર્ષના છોકરાને લઈને વાલોડ છાવણી ઉપર શ્રી વલ્લભભાઈની રાહ જોતો બેઠો હતો. શ્રી વલ્લભભાઈ આવ્યા એટલે તેમને એ પગે પડચો, પેલો બાળક પગે પડચો, અને ગામડિયાએ મરાઠી અને રાની ગુજરાતી મિશ્રિત બોલીમાં વલ્લભભાઈને કહ્યું: 'આ છોકરાને તમારે ત્યાં સોંપવા આવ્યો છું.' એ માણસ ડાંગના જંગલમાંથી આવ્યો હતો. એને સારી પેઠે જમીન છે, એ ત્રણ હળ ફેરવે છે અને સુખી છે. ૧૯૨૧થી, દારૂનિષેધની પ્રવૃત્તિ ચાલી ત્યારથી, દારૂ છોડીને પોતાના ઘરને શુદ્ધ કરીને બેઠો છે. બારડોલી અને એની આસપાસની રાનીપરજ વસ્તીમાં ચાલી રહેલી આત્મશુદ્ધિની પ્રવૃત્તિના ભણકારા એને કાને પહોંચ્યા જ હતા, સત્યાગ્રહની વાત સાંભળી, રાનીપરજમાં આજબ તેજ આવેલું જાણ્યું, અને હવે એ પોતાના બાળકને વેડછીના રાનીપરજ ઉદ્યોગાલયમાં મૂકવાને માટે આવ્યો હતો. આના કરતાં વધારે સારું પ્રમાણપત્ર એ ઉદ્યોગાલયના અને રાનીપરજની સ્વાવલંબન પદ્ધતિ ઉપર ચાલતી ખાદીપ્રવૃત્તિના ચાલકોને બીજું કયું જોઈએ?

બીજું પ્રમાણપત્ર આપવાને જાણે સોનગઢ તાલુકાના ધમોડી ગામે હજારોની મેદનીમાં ગામીત લોકો ભેગા થયા હતા. એઓ જે જમીનદારોની જમીન ગણોત ખેડે છે તેમના અનેક ત્રાસોથી બચવાને માટે ભેગા થયા હતા, પણ બચવાને માટેનું ઓસડ એઓ જાણતા હતા. એટલે શ્રી વલ્લભભાઈ એમને દારૂની બદીમાંથી બચવાનો ઉપદેશ કરવા માટે ગયા હતા. બે'ક હજાર બહેનો એ સમૂહમાં હતી, અને વલ્લભભાઈનો સંદેશ ધ્યાનપૂર્વક ઝીલતી હતી. વલ્લભભાઈને જે ગામીત પટેલને ત્યાં ઉતારો આપ્યો હતો તે પટેલનું લીંપેલું-ગુંપેલું ઝૂંપડું મોટા મહેલમાં વસનારને પણ ઘડીવાર એ ઝૂંપડામાં રહેવાના કોડ કરાવે એવું હતું. સભા પૂરી થઈ એટલે એક ટોળું વલ્લભભાઈની આસપાસ વીંટળાઈ વળ્યું, અને કહેવા લાગ્યું: 'અમારે ત્યાં વેડછી જેવો આશ્રમ બનાવી આપો. એને માટે ખરચ અમે કાઢશું, પણ અમને ચૂનીભાઈ જેવા કોઈ આપો.' સરદારે હસતાં હસતાં કહ્યું: ચૂનીભાઈને હું અહી જ મૂકી જાઉં છું. એ તમારી વચ્ચે રહીને તમારી ભૂખ જાણશે, અને એમને લાગશે કે તે સારી છે તો એઓ કાંઈ વ્યવસ્થા જરૂર કરશે. તમે, પહેલાં, દારૂમાંથી બચો. વેડછી વિદ્યાલયને આ બીજું પ્રમાણપત્ર.

ખાદીની પ્રવૃત્તિ ઉપર લેખો લખનારાઓ વેડછી જેવા તીર્થસ્થાનમાં થોડો સમય ગાળી ત્યાંના પાવક વાતાવરણમાં અવગાહન કરીને લેખો લખતા હોય તો કેવુ સારું!' ખાદીપ્રવૃત્તિને પરિણામે ભાઈ જુગતરામે જે સ્થૂલ પરિણામો બતાવ્યાં છે તે તો થયાં છે જ. ૨૯ માણસોને વણાટ જેવો ઉમદા ધંધો નવો જ લાધ્યો, અને તેમાં પાવરધા થઈને તેઓ પોતાની ખેતીની દેખરેખ રાખવા ઉપરાંત એ ધંધો ચલાવી પોતાની કમાણી વધારે છે, એ તો છે જ. અનેક કુટુંબો પોતાના નવરાશના સમયમાં રેંટિયો ચલાવી, કરજમુક્ત થઈ સુખમાં દિવસ ગાળે છે, એ તો છે જ. પણ એ પ્રવૃત્તિનું જે મહાપરિણામ આવ્યું છે તે તો એ પ્રજામાં જે તેજ આવ્યું છે, જે વિશાળ દૃષ્ટિ છે તે છે. રાનીપરજ વિદ્યાલયમાં ભણતા વિદ્યાર્થીઓ ઉપરાંત વેડછી ગામમાંથી અનેક બાળકો અને બાળાઓ રાત્રિશાળામાં આવે છે. રાત્રિશાળામાં આવે છે એટલે અમદાવાદ કે મુંબઈમાં ચાલતી રાત્રિશાળાઓમાં જેમ કક્કો ઘૂંટવા આવનારાં આવીને જાય છે તેમ નહિ; પણ શાળાનું કામ શરૂ થાય તે પહેલાં સાયંપ્રાર્થનામાં સૌ ભેગા થાય છે, તેમાં સૌ ભાગ લે છે, અને પછી જે ભજનની ધૂન ચાલે છે. તે તેમના જીવનનો ઉલ્લાસ બતાવે છે. એક રાનીપરજ બાળા આ રાત્રિશાળામાં પાંતીના હિસાબ ગણતી હતી! એ બાળા દિવસના ઘરકામ કરે, બપોરે જુવાર સાચવવા જાય, માળે ચઢી ગોફણો ચલાવે અને રાત્રે આ શાળામાં આવે! એ જ બાળા પોતાના જેવી અનેકને સાથે લાવે, રાત્રે નવ વાગ્યા સુધી બધી શીખીને પોતપોતાને ઘેર જાય.

ઉદ્યોગાલયમાં શીખનારાં બાળકો અને આવી બાળાઓ મારફતે આખી રાનીપરજ પ્રજામાં મહાપરિવર્તન કરી મૂકવાના વલ્લભભાઈ અને એમના સાથીઓના પ્રયત્નનું માપ ભાઈ જુગતરામ દવે જેવાના અતિશય રસિક વર્ણનમાંથી તો કાઢી શકાય એમ છે, પણ વેડછી જેવા તીર્થસ્થાને યાત્રા કરીને, ત્યાં બે દિવસ ગાળીને, આસપાસના વાતાવરણમા જે શુદ્ધિ, જે ઉદ્યોગ અને ઉલ્લાસ આવેલાં છે તેમનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને જ તેનું સાચું માપ નીકળી શકે. આવા મહાપ્રયત્ન કરી જેમણે જંગલમાં મંગલ કરી જાણ્યું છે તેમને અનેક ધન્યવાદ હો!

(મહાદેવભાઈની ડાયરી નં. ૧૨ પાન ૨૫૫ થી ૨૫૭)

□ મહાદેવ દેસાઈ

## ૪ સમર્પિત જીવન

શ્રી જુગતરામ દવે એટલે સમર્પિત જીવન. ગાંધી વિચારને આધારે રાનીપરજ કોમ માટે સમર્પિત જીવન. બારડોલી સત્યાગ્રહ વખતે એ ત્યાંની પત્રિકા ચલાવતા. એ જ વખતે એમણે નિર્ણય કર્યો કે રાનીપરજની સેવા માટે બેસી જવું.

વાલોડ તાલુકાના વેડછી ગામમાં આ અગાઉ એક નિષ્ઠાવાન સેવક શ્રી ચૂનીભાઈ મહેતા સેવાઅર્થે બેસી ગયા હતા. એ ખાદીનું કામ કરતા. પ્રાર્થના કરાવતા અને દારૂબંધીનું કામ કરતા હતા.

શ્રી જુગતરામભાઈ એમની સાથે જોડાઈ ગયા અને એમના કામમાં શિક્ષણનું ઉમેરણ કર્યું. શ્રી ચીમનભાઈ ભટ્ટ પણ સ્નાતક થયા પછી એમની સાથે જોડાઈ ગયા. આ ત્રણ જણે ભેગા મળીને સરદાર સાહેબની પ્રેરણાથી સ્વરાજ્ય આશ્રમ નામની સંસ્થા સ્થાપી.

પછી તો એમનું કામ વડલો ખીલે એમ ખીલતું ગયું. શ્રી જુગતરામભાઈએ પ્રજામાં સુસંસ્કાર ખીલે, શિક્ષણ વધે એ માટે નાના મોટા અનેક કાર્યકરો તૈયાર કર્યા. રાનીપરજ પ્રજા એની નબળાઈઓ દૂર કરે અને સંગઠિત થઈને ઉપર આવે એ માટે એમણે અનેક પ્રયાસો કર્યા. દારૂબંધી, સહકારી પ્રવૃત્તિ, ખાદી અને શિક્ષણ અંગેનાં એમણે અનેક સંમેલનો યોજ્યાં અને અનેક પ્રયોગો કર્યા.

ગાંધી વિચાર મુજબના સમાજઘડતર અને પ્રજાજીવનના ઉત્કર્ષ માટે નઈ તાલીમની એક સંસ્થા 'ગાંધી વિદ્યાપીઠ' વેડછીમાં સ્થાપી જ્યાં આજે ઉચ્ચ શિક્ષણની તાલીમ અપાય છે.

બહેનોના શિક્ષણ માટે મઢીમાં કન્યા વિદ્યાલય બહેન અન્નપૂર્ણાએ જુગતરામભાઈની પ્રેરણા અને માર્ગદર્શનમાં શરૂ કર્યું. આ સંસ્થા પણ ઉત્તરોત્તર વિકાસ પામી આજે 'વાત્સલ્યધામ' તરીકે મઢીથી બે ત્રણ માઈલ દૂર વિકાસ પામી છે. શરૂમાં જ્યાં ખરાબાની જમીન હતી ત્યાં આજે લીલાંછમ ખેતરો ઊભાં છે શરૂમાં કૂવા પર પંપ મૂકી અને પાછળથી નહેરનાં પાણી મેળવી સંસ્થા પોતાની બધી જમીનમાં પાક લે છે. બહેનોનાં આ ખેતરો, વાડીઓ અને શિક્ષણનું કામ ઉમંગભેર સંભાળે છે.

સુરત અને વલસાડ જિલ્લામાં અત્યંત ગરીબ અને શોષિત પ્રજાના બે મુખ્ય વિભાગો—એક દૂબળા અને બીજા આદિવાસીઓ. એમના ઉત્થાન માટે જુગતરામભાઈએ 'હળપતિ સેવા સંઘ' અને 'રાનીપરજ સેવા સભા' સ્થાપ્યાં. આમ હળપતિ અને રાનીપરજ કોમના ઉત્થાન માટે સ્વરાજ્ય આશ્રમ વેડછી એક કેન્દ્ર બની ગયું.

અને એમની પ્રવૃત્તિઓ વાલોડ મહાલમાંથી વ્યારા, વાંસદા, ધરમપુર અને ડાંગ વિસ્તારમાં પણ ફૂલી ફાલી. નાનામોટા કાર્યકરો ત્યાંની જંગલ મંડળીઓમાં બેસીને કામ કરવા લાગ્યા, બુનિયાદી, ઉત્તર બુનિયાદી વિદ્યાલયો ચલાવવા લાગ્યા. ઠેર ઠેર બાલવાડીઓ ચલાવવા લાગ્યા.

વેડછીમાં માત્ર ખાદી કામ ચાલતું હતું, એમાથી બાલવાડી, બુનિયાદી શાળા, ઉત્તર બુનિયાદી વિદ્યાલય, શિક્ષક તાલીમ વિદ્યાલય અને ગાંધી વિદ્યાપીઠ જેવી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ કામ કરવા લાગી ગઈ અને ત્યાં તાલીમ લીધેલા કાર્યકરો સુરત અને વલસાડ જિલ્લામાં ઠેર ઠેર ગોઠવાઈ ગયા.

ગુજરાત નઈ તાલીમ સંઘ કે બાલવાડી શિબિર પ્રૌઢશિક્ષણ જેવી સંસ્થાઓ અને સહકારી મંડળીઓ, જંગલ મંડળીઓ જેવી પ્રવૃત્તિઓના પ્રાણ જુગતરામભાઈ હતા. પછી તો ગુજરાતની નઈ તાલીમ સંસ્થાઓ પણ શિક્ષણ અંગે માર્ગદર્શન મેળવવા તથા ગાંધી વિચારની પ્રેરણા મેળવવા એમની પાસે આવવા લાગી.

હવે એમની ઉંમર ૯૨ વર્ષની થઈ છે. પણ આજેય એમનું આદિવાસીઓની સેવા માટે સમર્પિત થયેલું જીવન ગુજરાતમાં અનેક નવજવાનોને પ્રેરણા આપે છે. થોડા વખત પહેલા એમને એમની પ્રચંડ સેવા બદલ સ્વ. જમનાલાલ બજાજ એવોર્ડ અપાયો એ યોગ્ય જ થયું છે. પ્રભુ એમને સ્વાસ્થ્યભર્યું દીર્ઘાયુ આપો એ જ શુભેચ્છા.

□ રવિશંકર મહારાજ

## ૫ આદર્શ ગ્રામસેવક

સ્વામી આનંદ નાનપણમાં પીપળવાડી મુંબઈમાં રહેતા હતા ત્યારે જુગતરામ નામના એક કાઠિયાવાડી યુવક એમની પડોશમાં રહેતા હતા. 'વીસમી સદી' નામના એક ગુજરાતી માસિકના કાર્યાલયમાં કામ કરતા હશે. એમની ઉંમર નાની હતી એટલા માટે એમને યુવક કહેવાય. જોકે તબિયત ઊતરી ગયેલી, છાતી બેસી ગયેલી, આંખો તો જાણે કપાળ તળે કોરી કાઢેલા બે ઊંડા ગોખલા જ! અને માથા ઉપર ઘણા વાળનો મોટો ભારો—અને વાળ પણ કેવા—જાણે એકાદ જંગલી ભૂંડને લૂંટીને આણેલા ન હોય! એક તો કાઠિયાવાડી, એટલે નાકમાંથી બોલવાની ટેવ, અને તેમાં નબળી તબિયત. જાણે ખૂબ કષ્ટપૂર્વક બોલે છે એમ જ લાગે. સ્વામીની સાથે એમનો પરિચય થયો. સ્વામીએ એમને કહ્યું, 'તમને મુંબઈની હવા સદતી નથી. તમે અહીં શા માટે રહો છો? વડોદરામાં અમારા "કાકા" છે. એમની પાસે જાઓ. કાંઈક ને કાંઈક નોકરી મળી જ રહેશે.' ત્યાંના એક છાપખાનાવાળા સાથે સારી નવી જ

ઓળખાણ થઈ હતી. ત્યાં જુગતરામભાઈને નોકરી મળી ગઈ. તેઓ અમારે ઘેર જ રહેતા અને જુદા જુદા વિષયો પર અમારી ચર્ચા ચાલ્યા કરતી.

આગળ જતાં જુગતરામભાઈએ એ નોકરી છોડી અને અમારા સયાજીપુરામાં ગ્રામસેવાનું કામ કરવા લાગ્યા. થોડા દિવસ એમણે શિક્ષક તરીકે પણ કામ કરેલું.

અહીં ડૉ. જયંત પટેલના એક ગ્રંથમાંથી નીચેની માહિતી ઉપયોગી થશે :

'હિમાલયની યાત્રાનો સંકલ્પ હૃદયમાં ભરીને સંન્યાસી બની જવા ઘેરથી નીકળી પડેલા કાકાસાહેબના જીવનમાં શાન્તિનિકેતનના નિવાસ પછી પરિવર્તન આવે છે અને તેઓ સ્વામી આનંદની દરમિયાનગીરીને કારણે પોતાનાં સ્રી-સંતાનોને પોતાની સાથે લઈ આવી ૧૯૧૬માં વડોદરા નજીકના સયાજીપુરા નામના ગામડામાં ગ્રામસેવાના સંકલ્પ સાથે એક સહકારી ડેરી ચલાવવાના પ્રયત્નમાં જોડાય છે. અને 'આત્મોદ્ધાર' નામના એક મરાઠી સામયિકમાં ત્રણ વર્ષ સુધી સેવા આપે છે. ગામડાના ડેરી ચલાવવાના પ્રયત્નમાં, ગામઠી ભાષાનું જ્ઞાન નહિ તેથી અને ગામડાનું પોતાની દૃષ્ટિ પ્રમાણેનું પરિવર્તન થઈ શકે તેવી કેળવણી આપવાની પોતાની બિનઆવડતને લીધે પણ તેઓ સફળ થયા નહિ. એટલે સયાજીપુરા છોડીને તેઓ વડોદરા આવ્યા અને ત્યાંની સેન્ટ્રલ લાઈબ્રેરીનો સારો એવો ઉપયોગ કર્યો. એ જ અરસામાં સ્વામી આનંદે જુગતરામભાઈને મુંબઈથી કાકાસાહેબ પાસે વડોદરા મોકલી આપ્યા. ગામડાની જે પ્રવૃત્તિ કાકાસાહેબને છોડવી પડી તેમાં જુગતરામે સારો રસ બતાવ્યો અને સફળતા પણ પ્રાપ્ત કરી. ગામડાના લોકોને ગમે અને તેમની હોંસ વધે તેવી હનુમાન-પૂજા, તુલસીરામાયણનું પારાયણ વગેરે એમણે શરૂ કરી, અને ગામડું જુગતરામભાઈ તરફ ખેંચાવા લાગ્યું. પણ સ્વામી આનંદ અને કાકાસાહેબ પ્રત્યેની નિષ્ઠાવાળા જુગતરામ કાકાસાહેબની પાછળ પાછળ ગાંધીજીના આશ્રમની શાળામાં શિક્ષકની હેસિયતથી જોડાયા.'

આ બધું જાણે ઈશ્વરની યોજના પ્રમાણે જ થતું આવતું હતું. કેમ કે વડોદરામાં એમણે જે જે કામો અલ્પ પ્રમાણમાં કર્યાં હતાં તે જ કામો એમણે ગાંધી આશ્રમમાં આવ્યા પછી ગુજરાત માટે વ્યાપક પાયા પર ચાલુ કર્યાં. એમણે આશ્રમની શાળાના અને વિદ્યાપીઠના અધ્યાપન મંદિરમાં શિક્ષકનું કામ કર્યું. નવજીવનમાં મેનેજરનું કામ કર્યું અને અંતે એ બધું છોડી આજે પચાસેક વર્ષથી ગુજરાતમાં ગ્રામસેવાનું એક સર્વોત્કૃષ્ટ કેન્દ્ર વેડછીમાં ચલાવે છે.

જુગતરામભાઈને કૌટુંબિક વ્યાપ જેવું કશું છે જ નહિ. એમનાં બા એક વાર હિમાલયની યાત્રા કરવા ગયેલાં ત્યાં જ દેવલોક પામ્યાં. એમની ઉત્તરક્રિયા પણ જુગતરામભાઈને કરવી ન પડી. લગ્નનો વિચાર એમણે કદી કર્યો જ નહિ. રાનીપરજના લુવાનો વચ્ચે, એમના જેવું અન્ન ખાઈને, એમના જેવો જ પરિશ્રમ કરીને તેઓ પોતાની સંસ્થા ચલાવે છે. ઈશ્વરકૃપાથી જે લોકો મારા સહવાસમાં આવ્યા તે બધામાં એક સામાન્ય ગુણ હું જોઈ શક્યો છું. તે છે એમનો 'પ્રચંડ આત્મવિશ્વાસ.' દુનિયામાં પોતા કરતાં વધારે કર્તવ્યગાર માણસ કોઈ હોઈ શકે એવું એમને લાગે નહિ. 'જે કામ હાથમાં લઈએ તે ઉત્તમ રીતે પાર પડે જ' એ વિશે એમને શંકા નથી હોતી. જુગતરામભાઈનું પણ તેવું જ છે. અંગ્રેજીમાં વિલિયમ જેમ્સ જેને હેલ્ધી માઈન્ડેડનેસ—સ્વસ્થ માનસ કહે છે તેનું જુગતરામભાઈ મૂર્તિમંત ઉદાહરણ છે. ગુજરાતી સાહિત્યમાં પણ એમના આ આત્મવિશ્વાસે સારો ફાળો આપ્યો છે. ગામડાંના લોકો માટે કેમ લખવું એની એમને સારી કલ્પના છે. એમનું 'કૌશિકાખ્યાન' મરાઠીમાંથી લીધેલા ઓવી છંદમાં રચેલું લોકકાવ્યનું એક પ્રકરણ છે. 'આંધળાનું ગાડું' એ રૂપકકથાના આકારનું નાટક છે. મેં લખેલ 'બે ફેરી' નાટકમાંની કવિતાઓ તો જુગતરામભાઈએ જ તૈયાર કરી આપી. એમણે નાનાં બાળકો માટે પાઠ્યપુસ્તકો લખ્યાં છે. ગાંધીજીના રાજકીય ગુરુનું ચરિત્ર ગુજરાતીમાં હોવું જ જોઈએ, એટલા માટે પ્રત્યક્ષ પ્રવાસ કરીને, ઠેકઠેકાણે જઈ, માહિતી મેળવી, એમણે ગોખલેનું ચરિત્ર લખ્યું છે. એમના એક નિબંધ વિશે મેં તા. ૨૯–૧૨–'૨૯ની ડાયરીમાં નીચે પ્રમાણે લખેલું :

'જુગતરામભાઈનો નિબંધ લેખનકળાની દૃષ્ટિએ પ્રમાણશુદ્ધ અને સુંદર છે. જુગતરામમાં તત્ત્વનું આકલન સુંદર છે. ખોરડીમાં મેં એમને કહેલું કે ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણના ખરા આચાર્ય એ છે. ગાંધીજીનો સંદેશો અને મારા અનુભવનો સાર બરાબર ઝીલ્યો હોય તો તે એમણે જ ઝીલ્યો છે, એટલે મારી વિદ્યાપીઠ તો વેડછીમાં જ છે. હું ભાંગી ગયેલો માણસ એટલે શહેરને આરે પડ્યો છું. મારો આત્મા જુગતરામને સાથ આપે છે.' (આ લખ્યાને ત્રણ વર્ષ થયાં હશે.)

રચનાત્મક કાર્યક્રમ, રાષ્ટ્રીય ગ્રામશિક્ષણ, વર્ધા શિક્ષણપદ્ધતિ અને પછાત લોકોનું સંગઠન—આ બધાં મહત્ત્વનાં ક્ષેત્રોના તેઓ એક કસાયેલા અનુભવી આચાર્ય થયા છે. આ બધું તેઓ ક્યાય શીખવા ગયા ન હતા, 'કામ કામને શીખવે છે' આ એક સિદ્ધાંત પર તેમણે પોતાના કર્તવ્યગાર જીવનની ઇમારત ઊભી કરી છે. એમને જો કોઈ પૂછે કે તમને બ્રહ્મચર્ય કેવી રીતે સિદ્ધ થયું? તો તેઓ કહેશે, 'મને એટલું બધું કામ રહે છે કે એમાં કામ વિકાર માટે ક્યાંય છિદ્ર જ રહેતું નથી. મારાં કામો આગળ કામ વિકાર પરાસ્ત થાય છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો કામનું ઓસડ અખંડ કામ જ છે.'

જુગતરામભાઈએ સારા નિષ્ઠાવાન અને કર્તવ્યપરાયણ સાથીઓનું એક સંડળ પોતાની આસપાસ તૈયાર કર્યું છે. એમના કાર્યની સુગંધ ગુજરાત આખામાં ફેલાયેલી છે.

પૂજ્ય બાપુજીના પ્રસંગમાં આવવાથી અને એમના સિદ્ધાંત અને કાર્યક્રમ માન્ય થવાથી જે લોકો એમની અસર તળે આવ્યા એવા લોકોને આજકાલ લોકો 'ગાંધીવાળા' કહે છે.

આવા ગાંધીવાળા લોકોમાં પણ શ્રી જુગતરામભાઈને હું બહુ ઊંચું સ્થાન આપું છું. ગાંધીજીના વિચારો પૂરા હૃદયથી સમજી અને અપનાવી તેમણે ગામડામાં જઈ રહેવાનું પસંદ કર્યું. આજે ભારતની અને દુનિયાની મોટામાં મોટી નબળાઈ એ છે કે કાર્યકર્તાઓ વિશેષ ધ્યાન શહેર ઉપર જ આપે છે. એમનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરવો એ કામ ગાંધીવાળાઓમાં પણ કેટલા લોકો કરી રહ્યા છે?

જૂની ઢબના સાધકો બ્રહ્મચર્યની દીક્ષા લે એટલે સ્ત્રીજાતિની ઉપેક્ષા જ કરવાના. જુગતરામભાઈએ સ્ત્રીજાતિની રાજનૈતિક અને આધ્યાત્મિક સમાનતા સ્વીકારી છે. એટલું જ નહિ, પણ એમને આગળ આવવાની દરેક તક મેળવી આપી છે, અને સ્ત્રીસ્વભાવમાં જે સંયમ છે, સેવાભાવ છે અને માનવતાના ઉત્કર્ષની ભાવના છે એની કદર કરી એમણે સ્ત્રીજાતિમાં નવો આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો છે.

અને આટલું કર્યા છતાં જુગતરામભાઈમાં જે સાહજિક નમ્રતા છે તેવી તો આમ ગાંધીવાળાઓમાં કેટલા લોકોમાં ધ્યાન ખેંચે એવી હશે!

જુગતરામભાઈએ પોતાની સેવા મોટે ભાગે ગુજરાતને જ આપી છે. એમને વિશેની માહિતી ગુજરાત બહારના લોકોને વિશેષ નથી. ગામડાંની સેવા કરવા માટે એકાગ્ર થયા પછી જુગતરામભાઈ ગુજરાત બહાર ગયા નથી. શહેરોમાં જઈ રહેવાનું પણ ટાળે છે. એ હું એમની ખાસ મોટાઈ ગણું છું. જુગતરામભાઈનું ચરિત્ર આખા દેશ માટે હિંદીમાં પ્રગટ થવું જ જોઈએ.

પોતાનું બધું કામ ગામડાંની પ્રજા વચ્ચે જ એમણે ચલાવ્યું અને તેથી જ પોતાના વિચારો એ પ્રજાની સગવડ ખાતર ગુજરાત મારફતે જ વ્યક્ત કર્યા, એ ખરું. પણ તે જ કારણે એમનાં લખાણોમાં ગામડાંની પ્રજાને જે અત્યંત ઉપયોગી સૂચનાઓ અને બોધ મળે છે તેનો લાભ અખિલ ભારતીય લેખકોના લખાણમાં સહેજે મળે તેમ નથી. એ બધું પણ હવે હિંદીમાં આવવું જોઈએ.
('મારી જીવનકથા'ની પ્રસ્તાવનામાંથી તા. ૧-૮-૧૯૭૪)

□ કાકા કાલેલકર

## ૬ ખુદાઈ ખિદમતગારની નજરે

અબ્દુલ ગફ્ફારખાને દેવદાસ ગાંધી સાથે છઠ્ઠી જૂને બારડોલીનાં ગામડાંઓનો પ્રવાસ કર્યો. ગ્રામજનોએ જે ધીરતાથી કષ્ટો વેઠ્યાં હતાં તે બદલ તેમણે તેમને અભિનંદન આપ્યાં અને એમ કહીને આશ્વાસન આપ્યું કે એમનાં ગામડાંના લોકોએ પણ તેવું જ કષ્ટ વેઠ્યું હતું, પણ એ ભયંકર કષ્ટનો એમને જરા વસવસો ન હોતો. જેમણે ત્રાસ ગુજાર્યો હોય તેમને વિશે મનમાં થોડી કડવાશ આવી જાય એ માણસને સારુ સ્વાભાવિક ગણાય. પણ તેઓ આ અંગે જુદી જ દૃષ્ટિએ વિચારતા હતા. તેમને તો એમ લાગતું કે ભગવાન આપણી કસોટી કરે છે.

બધાં ગામોમાં વેડછીએ અબ્દુલ ગફ્ફારખાનનું ધ્યાન સૌથી વધુ આકર્ષ્યું હતું. આખા દિવસની મુસાફરીને અંતે તેમણે દેવદાસને કહ્યું: 'આપણા ખેડૂતો અને કિસાનોએ વેડછી પાસે દાખલો લેવો જોઈએ. લોકોના ઉદ્ધારની દૃષ્ટિએ વેડછીમાં થયેલું કામ એ આપણાં ઢગલાબંધ ભાષણો અને લેખો કરતાં ઘણું વધારે મહત્ત્વનું છે.' વેડછીએ પોતાની ખ્યાતિ જાળવી હતી અને આસપાસનાં રાનીપરજ ગ્રામજનોની જિંદગી પલટી નાખી હતી. એ લોકોએ વ્યાપક પ્રમાણમાં ખાદી સ્વીકારી હતી અને દારૂબંધીને અમલી બનાવી હતી. આ નક્કર કામની ગફ્ફારખાન પર સૌથી વધુ છાપ પડી.

□ 'ગફ્ફારખાન' ગ્રંથમાંથી

## ૭ સર્વતોમુખી સેવામૂર્તિ

ભાઈશ્રી જુગતરામભાઈએ જ્યારે વેડછી અને એની આસપાસના આદિવાસી વિસ્તારમાં થાણું જમાવ્યું હશે, ત્યારે ગુજરાતના એ 'ભુલાયેલા ભાંડુ' પ્રત્યે સૌરાષ્ટ્રમાંથી અહીં તેમને ખેંચી લાવવામાં કોઈ નિસર્ગ નિર્મિત નિમિત્તે જ ભાગ ભજવ્યો હોય, એમ દેખાઈ રહે છે. અલબત્ત માનવી ગમે તેટલો ત્યાગી-તપસ્વી હોય, તોયે આવાં મહત્ત્વનાં કામો માટે તેઓને સાથી સેવક સેવિકાઓની આવશ્યકતા તો ઊભી થતી જ હોય છે. આમેય ભલે કોઈ પણ સમાજના એક પાછળ પડી ગયેલા વર્ગની સેવા કરવી હોય, પરંતુ તે જો સર્વાંગીણ રીતે કરવી હોય તો તેમાં સાથી ભાઈબહેનોની શરૂઆતમાં સવિશેષપણે અને પછી સહજપણે જરૂર પડે જ છે. તેમાંય સત્યઅહિંસાની દૃષ્ટિએ ઘડતર કરવું હોય, તો સંસ્થાકીય રીતે જ તે થઈ શકતું હોય છે. આ રીતે સંસ્થાગત રીતે અને સાથીઓ બહારના, તેમ પછી તો તે જ કોમના સ્થાનિક મળતા ગયા, તેમ તેમ આ વેડછીનો વડલો વિશાળરૂપ લઈ શક્યો છે. તેમાં પ્રિય જુગતરામભાઈના ત્યાગ-તપોમય જીવને અને એમની સહજશાંતસ્વભાવી પ્રકૃતિએ સોનામાં સુગંધની ગરજ સારી આપી છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

મારા નમ્ર મતે શ્રીમદ્ રાજચંદ્રે સત્યધર્મના ઉદ્ધારનું જે જાગતિક કાર્ય કરવા નિર્ધાર કરેલો તે ભગીરથકાર્ય પોતે તો પોતાના જીવનકાળ દરમિયાન ન કરી શક્યા. ખરી રીતે એ ભગીરથકાર્યનો મોટો ભાગ મહાત્મા ગાંધીજીને ફાળે કુદરતી રીતે આવી પડ્યો. તે તેમણે અસાધારણ કુશળતાથી અને સત્યરૂપી ઈશ્વરકૃપાથી પાર પાડ્યો. સત્યઅહિંસારૂપી ધર્મ એમને હાડોહાડ હતો. જેથી એક બાજુ એમણે વિશ્વલક્ષી દૃષ્ટિએ ભારતની શુદ્ધતાની આઝાદી અને શાન્તિમય બંધારણીય રીતે કામ કરનારી કોંગ્રેસ જેવી જગતની અજોડ રાજ્યસંસ્થાનું માધ્યમ સ્વીકાર્યું; તો બીજી બાજુ રાજ્યાત્મક કામોની કાયમી શુદ્ધિ થતી રહે, તેવું રચનાત્મક કાર્યો દ્વારા રચનાત્મક કાર્યકરોનું સંસ્થાગત રીતે થઈ શકે તેવું દેશના જુદાજુદા વિસ્તારોમાં મહાજૂથ જમાવી મૂક્યું. આખા દેશના કોઈપણ પ્રાંત કરતાં ગુજરાતની ભૂમિ અહિંસક ખેડાણવાળી અને એ ભૂમિમાંથી આવાં સેવાભાવી ભાઈબહેનો વધુ મળવાથી અહીંનું રચનાત્મક કાર્ય આખા દેશને એક નાદર નમૂના રૂપ બની ગયું.

આમ તો આદિવાસી વર્ગમાં ગુજરાતમાં ઠક્કરબાપા મુખ્ય સેવક ગણાય અને ભારતવ્યાપી આદિવાસીસેવક તેઓ જ ગણાય! પરંતુ જ્યારે આપણે સર્વાંગીણ રીતે આદિવાસી વર્ગનું કાર્યમૂલ્યાંકન કરવું હોય ત્યારે માત્ર ગુજરાતમાં જ નહિ બલકે આખા દેશમાં વેડછીના વડલાને સંભાર્યા વિના અને એને મોખરે મૂક્યા વિના ચાલી નહિ શકે. આવું સુંદર અને સર્વાંગીણ કાર્ય વેડછીના વડલાએ કર્યું છે. ભલે તેમાં પ્રિય જુગતરામભાઈ, સદ્ગત શ્રી ચૂનીભાઈ તથા શ્રી ચીમનલાઈ ભટ્ટની ત્રિવેણી અને નારી વર્ગમાં અન્નપૂર્ણાબહેન (ચૂનીભાઈનાં સુપુત્રી) મુખ્ય રહ્યાં હોય! પણ ધીરેધીરે તો તેમાં બહારનાં અને સ્થાનિક અનેક સેવિકાઓ-સેવકો તથા નર-નારીઓ ભળ્યાં છે જ. એ ચાહકોમાં સક્રિય કાર્ય ભલે નામીજનોએ કર્યું હોય, પણ અનામી ચાહકો વેડછીના વડલાના ગુજરાતથી માંડીને દેશભરમાં ફેલાયેલા છે, એમ કહેવામાં અત્યુક્તિ નથી જણાતી!

કન્યા કેળવણી આખા દેશમાં ઓછી છે. આગળ વધેલા ઊજળિયાત વર્ગમાં પણ ઓછી છે. જેમાં ગુજરાત પણ આવી જાય! ત્યારે આ રાનીપરજ તરીકે ઓળખાતી આદિવાસી પ્રજામાં કન્યા કેળવણી-નો સુરત જિલ્લા વ્યાપી સઘન પ્રચાર આ વેડછીના વડલાને નિમિત્તે જ થયો છે. ગાંધીજીનાં અનેક રચનાત્મક કાર્યોમાં જેને સર્વોચ્ચ મહત્ત્વનું સ્થાન આપી શકાય, તે 'નઈ તાલીમ'ની ભેટ છે. જે શિક્ષણની સાથે સંસ્કૃતિયુક્ત સંસ્કાર તાણાવાણાની જેમ વણાય છે, તે પણ વણવામાં આ વેડછીનો વડલો અને તેમાંય આ રાનીપરજનાં બાળકો અને બાલિકાઓ ઠીકઠીક અગ્રભાગ ભજવે છે. આનો ખરો ખ્યાલ તો ગુજરાત ઉપરાંત પણ આખા દેશમાં જ્યાં જ્યાં આફત આવી પડે અથવા મહત્ત્વનું સેવાકાર્ય આવી પડે, ત્યારે વેડછીના વડલા તરફથી જતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિની-ઓ જે નોંધપાત્ર કાર્યવાહી બજાવે છે. તે પરથી જણાઈ આવે છે!

આમ બાલવાડી-આંગણવાડીથી માંડીને ઉત્તર બુનિયાદી અને આગળનું શૈક્ષણિક કાર્ય થયું છે, તેમ બીજું સામાજિક સુધારણા તથા આર્થિક કાર્ય પણ સારી પેઠે થયું છે. 'રાનીપરજ સેવા સભા' નામની સંસ્થાએ એ દિશામાં મુખ્ય ભાગ ભજવ્યો છે. સહકારી-પ્રવૃત્તિ, પંચાયતો અને શિક્ષણ સંસ્થાઓમાં એનાં મીઠાં ફળો આંખે ચઢ્યા વગર રહેતાં નથી. પ્રિય જુગતરામભાઈએ જોયું કે કોઈપણ વર્ગની સર્વાંગીણ રચના કરવી હોય તો રાજકારણના અંગને પણ લેવું જ પડશે. સેવક વર્ગ પોતે ભલે એથી સાવ નિર્લેપ રહે. પણ એણે રાનીપરજ વર્ગને તો શુદ્ધ અને સમુચિત દોરવણી આપવી પડશે જ અને એ દિશા પણ એમની દીર્ઘદૃષ્ટિથી અતડી કે અળગી નથી રહી!

એક સૌથી મહત્ત્વની વાત તો એ છે કે રાનીપરજમાં પણ જુદી જુદી જાતિઓ—એ એક અલગ છતાં વિશાળ સમાજ હોવાને કારણે—હોય તે સ્વાભાવિક છે. તે સૌની વચ્ચે એકવાક્યતા સારી પેઠે સ્થપાઈ અને ઊજળિયાત વર્ગમાં જે રાનીપરજ સમાજની હડછેડ થતી, તે દૂર થઈને ભવિષ્યમાં 'ભુલાયેલાં આ ભાંડુ' જાણે સમરસ—એકરસ બનવાની હવે ગુજરાતનું ભાવિ નિર્માય, એવી મધુર ભૂમિકા રચાતી જતી હોય, એમ પણ જણાય છે! ઘણીવાર આખી દુનિયાની એકવાક્યતાની વાતો થાય છે, પણ નજીકનાં ભાંડુઓ અટૂલાં પડી જાય છે! આ વિસંવાદ સુરત જિલ્લામાં ન વધ્યો પણ સુસંવાદ વધતો ગયો એમાં મહાત્મા ગાંધીજીનો મુખ્ય પ્રભાવ ભલે હોય, પરંતુ રાનીપરજ પ્રજામાં આ પ્રભાવ ઊભો કરવામાં તો મુખ્ય નિમિત્ત 'વેડછીનો વડલો' જ છે અને તેમાં પ્રિય જુગતરામભાઈ મોખરાનો ભાગ પ્રથમથી આજ લગી એકધારો ભજવતા રહ્યા છે!

□ સંતબાલ

## ૮ 'કેવળ'ને વરેલા

વિનોબાજીના બ્રહ્મવિદ્યા મંદિરમાંથી પ્રગટ થતા 'મૈત્રી' માસિક-નાં સંપાદિકા કાલિન્દીબહેને તાજેતરમાં છપાયેલી જુગતરામકાકા-ની આત્મકથા પર કંઈક સમાલોચના લખવા કહ્યું. તે નિમિત્તે હું તેમની આત્મકથા વાંચી ગઈ. વાંચીને તરત જ મારા મોંમાંથી સરી પડ્યું, 'આમાં જુગતરામકાકા ઓછા જડે છે. જ્યાં ત્યાં બસ, વેડછી જ વેડછી આગળ આવે છે.'

કોઈપણ પ્રવૃત્તિ કે સંસ્થાની આધારસ્તંભ સમી વ્યક્તિ જ્યારે પોતાના પર્યાયરૂપે, પ્રતિબિંબરૂપ સંસ્થા કે પ્રવૃત્તિ ઊભી કરતી હોય છે ત્યારે જે તે વ્યક્તિનું બીજરૂપ ખોવાઈ જાય છે. મને હોંશ હતી કે વેડછીના વડલાના બીને જરા જોઈ લઉં! માણી લઉં અને પછી પ્રણમી પણ લઉં! પરંતુ વડલાની કિંમત મારે ચૂકવવી પડી—બીજદર્શન લગભગ અશક્ય નીવડ્યાં.

ભૂદાનના શરૂશરૂના દિવસોમાં મારા કાને એક વાત અવારનવાર અથડાતી—'આ કામમાં તો કેવળ ક્રાન્તિને વરેલા લોકો જોઈએ' હું ત્યારે મૂંઝાઈ જતી. મારા જીવનમાં તો ક્રાન્તિ ઉપરાંત બીજું ઘણું બધું પોતાનું માથું ઊંચકતું હતું, કેવળ ક્રાન્તિને વરવું એટલે મારે મન કોઈ બીજી જાતમાં જઈ પરકાયાપ્રવેશ સમું વસમું હતું, પરંતુ ત્યારથી 'કેવળ'ને વરેલ વ્યક્તિઓને હું શોધ્યા કરતી

જુગતરામકાકાને મેં આત્મકથામાં શોધ્યા, ત્યારે 'કેવળ સમાજને' વરેલા જુ.કાકાનાં દર્શન મને થયાં. જુ.કાકાને જોવા હોય તો હવે ચોમેર ફેલાયેલા વડલાના ઘટાટોપમાં કે હવામાં લહેરાતાં પર્ણોમાં કે એની શીતળ છાયામાં કે કદાચ એનાં પાંદડાંઓની વચ્ચેથી ચળાઈને આવતાં સૂર્યકિરણોમાં જ પામવા રહ્યા!—તેવી કંઈક લાગણી મને થઈ.

એક જમાનામાં ધરતી ફાડીને બહાર ફૂટેલા આ અંકુરની સામે પણ જીવનની વિવિધ ક્ષિતિજો પોતાની સમસ્ત સુન્દરતા સમેત સામે આવીને ઊભી રહી હશે. પરંતુ આ હૃદયે તો કેવળ સ્વરાજ્યનું કહેણ ઝીલ્યું અને બાકીના બધા સાદને વણસુણ્યા કરી એ સૌની આડે એક 'ઝાકળઝીણા અંતરપટ' ને ખડું કરી દીધું! પછી તો જ્યાં સુધી રાજકીય સ્વરાજ્યનો તગાદો હતો ત્યાં સુધી તે કામમાં અને સ્વરાજ્ય પ્રાપ્તિ પછી લોકઘડતરના કામમાં શક્તિનું ટીપેટીપું ખર્ચી કાઢવું એ જ જાણે જીવનપ્રેરણા બની રહી. 'આત્મ-રચના'ના ઘડતરની વાત પણ હૃદયમાં ઊઠ્યા કરતી, પરંતુ એનું અનુસંધાન પણ 'આત્મરચના વગર સાચા સ્વરાજ્યની રચના શક્ય નથી' એ સત્ય સાથે અતૂટ જોડાયેલું જોવા મળે છે.

સમાજને બેઠો કરવો છે તો તેમાં અભણ, ગરીબ, દુઃખી લોકો તો આવે જ છે, પણ પોતપોતાના પ્રશ્નો લઈને પોતાની જમાત રૂપે બાળકો પણ આવે છે, સ્ત્રીઓ પણ આવે છે, ગોવાળિયાઓ પણ આવે છે. બાળકોને ચાહવાની વાત તો હરકોઈ કરે, પણ જુ.કાકા બાળકોને 'સમજવાની' વાત લઈ આવીને દૃષ્ટિને એક નવી દિશા જ ચીંધી આપે છે. ચૈતન્ય બીજા ચૈતન્યને ચાહી શકે, પણ એને પામી ગયાનો દાવો કદી ન કરી શકે, આ માનવ-મર્યાદા તરફ આંગળી ચીંધી તેમણે બાળકને સમજવાની એક પ્રક્રિયા દેખાડી. જુ.કાકાની બાલવાડી કે બાળમંદિરની કલ્પના આપણી સામે આવતી કાલમાં પ્રવેશ કરાવનારી તાકાત લઈને આવી ઊભી રહી છે. બાળકોને માત્ર જ્ઞાન, ગમ્મત, આનંદ અને સુખ પહોંચાડવાની વાતો જ ન કરતાં જુ. કાકાએ કહ્યું, 'બાળજગતમાં બાળકોનું સ્વરાજ્ય સર્વ દેશોમાં પોતપોતાની ઢબે,

પોતપોતાનાં સાધનોથી સિદ્ધ કરવું શું.' આમ 'ગાળીઓના સ્વરાજ્ય'નો મંત્ર આ સ્વરાજ્યને વરેલા સૈનિકના હૃદયમાંથી આપોઆપ સ્ફુરી ઊઠશે.

બાપુએ કહેલું કે, 'કોણ જાણે કેમ, પણ જે સંસ્થાને હું હાથ લગાડું છું, તેને આખરે આશ્રમમાં પલટી નાખ્યા સિવાય હું રહેતો નથી—જાણે કે બીજું કશું મને આવડતું જ નથી.' એવી જ રીતે જુ.કાકાના હાથમાં જે કોઈ પ્રશ્નો આવે, તો તે 'સ્વરાજ્ય' સાથે અનાયાસ જોડાઈ જાય છે. જુ. કાકાની ગૃહિ-રચનામાં સેવાની સાથોસાથ 'સ્વરાજ્ય'ની પાંખ તો અવશ્યપણે ફૂટે જ ફૂટે.

આમ, ઘટાટોપ ઘેરાવામાં ફેલાયેલા વડલાને સમૂળગો કળી લેવો તો ભારે મુશ્કેલ છે, પરંતુ વડલાના વાતાવરણમાં પમરાતી સુગંધ-માંથી એટલું તો અવશ્ય કળાય છે કે આના બીજમાં કોઈક કળાકાર છૂપાયેલો છે અને કળાકાર પેદા નથી કરી શકાતો, એ જન્મતો હોય છે. તે પોતાનું કંઈક દૈવત ગાંઠે બાંધીને આવતો હોય છે. તો આવા કોઈ દૈવતનાં અલપઝલપ દર્શન વેડછીના વડલામાં થયા કરે છે. એ દૈવતને આજેરા પ્રણામ અને દૈવત વિસ્તરતું રહો એટલી પ્રાર્થના!

□ મીરાં ભટ્ટ

## ૯ સમગ્રનો સાધક

અંતરપટ આ અદીઠ
અરેરે! આડું અંતરપટ આ અદીઠ:

જુગતરામભાઈનાં કાવ્યોના રસથાળમાં આ વાનગી ઊડીને આંખે વળગે ને ચિત્ત ચોંટે એવી છે. આ એક જ વાનગી માત્ર પીરસી હોત તો પણ મહાકાવ્યનો આનંદ મહાણી શકાત. કેટલી ભવ્ય કલ્પના ને લટ ભાવના! ભગવાનને કોઈએ પતિરૂપે, કોઈએ પત્નીરૂપે, કોઈએ પિતારૂપે, કોઈએ સખારૂપે ભજ્યા. પણ અહીં તો માતૃબાલ સંબંધનાં દર્શન થાય. બાળક માતાના ખોળામાં સમાવા તલપાપડ થાય અને મા પોતાના બાળકને ગોદમાં લઈ સમાવી લેવા તલપાપડ થાય...પરસ્પર એકમેકને—બંનેને સરખો તલસાટ...જડ જગતને એક કાંઠે જીવ ઊભો હોય...અને ચૈતન્ય મહાસાગરને પેલે પાર શિવ સચ્ચિદાનંદ ઊભો હોય...આ પા ઊછળે તે પા ઊછળે. ને આકર્ષણ પણ સ્પર્શ નહિ ક્ષણ... આ મનસ્થિતિ...બેચેની, વેદના, અજંપો અનુભવે... કોણ આડે આવે છે....લોખંડી દીવાલ? અભેદ્ય દીવાલ? ના ના. ઝાકળઝીણું ચીર...માયાનો પડદો તૂટી જાય. ટકોરો પણ ન મારવો પડે. હાથવેંતમાં છતાં હાથ ન આવે...નજીક છતાં દૂર. એકમેકને મિલનનો તલસાટ છે. પડદો ચીરવા એ એમના જીવનની સાધનાનો પુરુષાર્થ છે....છતાં...અરેરે...બેચેની છે, વેદના છે, તલસાટ છે...પણ રંજ નથી, અફસોસ નથી, નિરાશા નથી...જીવનના સાતત્યમાં શ્રદ્ધાની આધ્યાત્મિક ભૂમિકા છે. ને તેથી જ શ્રદ્ધા સાથે ગાય છે:

ના દો તો પ્રભુ ભલે ન દેશો દર્શન તમારાં
આ ને આ જન્મે મારા
મિલન ભલે નથી થયું તમારું એના ભણકારા.
રહેજો અંતરમાં મારા.

આ ભણકારો જ આધ્યાત્મિક સાધનાનું ભાથું છે. આધ્યાત્મિક આરોહણ માટેની જાગૃતિ, ભણકારો અનિવાર્ય શરત અને આવશ્યક મનોભૂમિકા છે. જાગૃતિ—ચિંતનના ચમકારા ને પુરુષાર્થના પ્રવાહને વહેતા રાખે છે. ને તેથી જ દરેક ક્ષણે જાગૃતિ—ભૂલું નહિ શયને કે સપને!...આ યાચના છે. ને તેથી જ લોભાવનારા લલચાવનારા ધનના ઢગલાથી હાથ ભરાઈ જાય તોપણ એ તો ન ટકે, કે ન તો મળે. હાથ ભરાઈ ગયા છે. જડ જગતની ભૌતિક સંપત્તિથી... બાલવાડીઓ, આશ્રમશાળાઓ, ઉત્તર બુનિયાદીઓ ને અધ્યાપન મંદિરો. વિદ્યાપીઠ, સહકારી મંડળીઓ ને સંઘો, સર્વોદય યોજનાઓ ને સઘનક્ષેત્રો, ખાદીકેન્દ્રો, બાલવાડી શિબિરો ને ગાંધીમેળાઓ, પુનર્જીવિત ગ્રામોદ્યોગો, નેત્રયજ્ઞો...ને પરિણામે જમનાલાલ બજાજ એવોર્ડ...આ બધાથી હાથ ભરાયા છે.

પણ સમાધાન, સંતોષ, પ્રાપ્તિનો ઓડકાર નથી ને અલમ્ પૂર્ણવિરામ નથી. પણ ખરી કમાણી આ નથી. This is not that which I hanker or hunger for... આ બધો પૂજાપો છે. પરમેશ્વર નથી. આ સાધન છે. સામગ્રી છે. સાધ્ય નથી. તેઓ બાપુની ભાષા બોલતા નથી કે ઈશ્વરદર્શન એ જ મારું સાધ્ય છે. પણ ઈશ્વરની ઊંચાઈ આંબવાનો તેમનો પુરુષાર્થ છે. ઠઠારો વૈભવ નથી, સાદાઈ સચ્ચાઈનો પુરુષાર્થ છે. આ પુરુષાર્થ સહજભાવે ચાલે છે. તેનો ભાર કદી લાગેલો જોવા મળ્યો નથી. શ્વાસોચ્છ્વાસ — હૃદયના ધબકારા, આંખના પલકારા જેમ સહજ છે. સાધના સેવા કરવી પડતી નથી, થઈ જાય છે. સેવા ધર્મ પરમગહનો યોગીનામપ્યગમ્ય એવા ગહન માર્ગને પણ સહજ સરળ બનાવી દીધો છે....

સતને આંબવું છે...એની નજર સામે આદર્શ છે. પેલો નાનકડો નાદાન પ્રહ્લાદ સહનવીર સત્યાગ્રહી પ્રહ્લાદ...ને તેથી જ પૂછે છે,

કયે રે બળે તું બળવાન?
પ્રહ્લાદબાળા? કયે રે બળે તું બળવાન?

તું નાનકડો નાદાન બાળક શરીરબળ નહિ, રાક્ષસનો પુત્ર કુળબળ નહિ, ગુરુએ પામેલાં અવળાં જ્ઞાન—જ્ઞાનબળ નહિ છતાં આટલી શક્તિ...

સત બરછી શીલ હથિયાર
દેહરખ્યાં બળ અન્ય બાળા
સતરખ્યાં બળ રે તારું બાળા.
એ રે બળે તું બળવાન.
પ્રહ્લાદ બાળા
એ રે બળે તું બળવાન.

પરિવારના હાથે જ દુઃખના ડુંગરો. ડુંગરેથી દડાવ્યો હરિ રે હરિ...ડગતા નથી હટતા નથી, હારતા નથી, ઝૂકતા નથી. શિર સાટે નટવરને વરવા ઊભો છે...કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા....શારીરિક માનસિક જે યાતનાઓ આવે તે સહન કરવા તૈયાર છે ને તેથી જ તેના હૃદયની યાચના છે:

હરિ! જો હું દૃઢ સત્યાગ્રહ ધારું
પ્રભુ! જો હું સહતાં સત્ય ન હારું,

લૂલો ને લંગડો, કોઈ ચમત્કારની અપેક્ષા નથી, આંખો ફોડે, નાક

ઊતરડે. બધાં કષ્ટ પડે તોપણ ગણીને બાળક તારું....ને તેથી જ આપણને પણ જોર ચઢાવે છે. હાથે કરી કેમ હારી તું જા? સરખાવી જુઓ પેલો બાળો પ્રહ્‌લાદજી.

તુશી હુતી શું એની લાંબી ભૂત?
કેમ ગભરાવ છો?...
આ છે એમનું ભક્ત હૃદય....

પણ આ ભક્ત માત્ર આખો દિવસ કાંઈ હાથમાં કરતાલ લઈ નાચ્યા કરતો નથી. તંબૂરો લઈ ઘૂમ્યા કરતો નથી. એ તો છે ગાંધીનો દીકરો ને...

એક હાથમાં કરતાલ છે ને બીજા હાથમાં કોદાળી કુહાડો ને કાઠલો. એક હાથમાં તંબૂરો છે ને બીજા હાથમાં તગારું ને ત્રિકમ.

એક હાથમા વીણા વાંસળી ને બીજા હાથમાં વીધણું ને વાંસલો. ને એટલે તો ૧૦–૪૦ વીશી–પનાની નાની ટૂંકી પોતડીનો કછોટો વાળીને એ દેખાયા કરે છે.

'મળની બજીએ મોટી ડોલો. ખાડામાં મળ ઠાલવતા વિદ્યાર્થી પાસે પાણી રેડાવી મળની ડોલો સાફ કરતા. ગૌશાળાના છાણના ટોપલા માથે ચઢાવી ખાતર ખાડામાં ઠાલવતા—દોડતા જાય—દોડતા આવે. કૂવા—ભવ્ય ભીમ કૂવા—માથી ડોલો સીંચતા ને માટલાં ભરતા. રસોડે પહોંચી રોટલા ઘડવા બેસી જતા. બે ત્રણ વાર ભાંગે ને પાછા કરે...એ કાનજી તારા જેવો જ રોટલો બનાવ્યો ને...? ને કાનજી કહે...કાકા, તમારો રોટલો બરાબર ફૂલ્યો... હે ભાઈ, એમ છે... ભાઈ ફૂલે જ ને! કર્મયોગની સાધના સાથે શિક્ષણ ને વાત્સલ્યનાં વહેતાં ઝરણાં. આ કાંઈ ૨૫–૩૦ વર્ષની જુવાન ઉંમરે નહિ. વાનપ્રસ્થમાં પ્રવેશી ચૂકેલી ૫૫–૬૦ વર્ષની ઉંમરે પણ આવાં દર્શન થાય છે.

ચોમાસું બેસે...પ્રાણસમો બાપલો મેઘરાજ વર્ષે. ધરતીયે પાથરેલા પાનળ પર, ક્યારીઓ છલકાય. રોપણીના હર્ષનાદ, ઘંટનાદ થાય... ને આ કર્મયોગીનો જીવ ઝાલ્યો ઝલાય? ...આ માર્યો કછોટો...ને ઊતર્યા ક્યારીમાં...વાત્સલ્યધામની નાની નાની બાળાઓ સાથે... રોપવા લાગી પડે... પણ આ કાંઈ ઓછો દોઢ રૂપિયાની રોપણી કરનાર મજૂર છે? નઈ તાલીમનો આત્મા...ભક્તિની ભીનાશથી ભરેલો કર્મયોગી...ઉદ્યોગમાંથી જ્ઞાનનો ઝબકારો થાય. થયા વિના ન રહે...સાહિત્યસર્જન થઈ જ જાય...સહજ રીતે. વિષય કે વસ્તુ શોધવા જવાં ન પડે, હૃદયમાં જ્ઞાનયોગ જાગે...જાગે ને કલમમાથી સરી પડે,

રોપો ધાન ધાન ધાન
ગાઓ ગાન ગાન ગાન
માથે અમૃત વર્ષાનાં
મીઠાં સ્નાન સ્નાન સ્નાન.

ને કલ્પનાની પાંખે ચઢી, ધરતીથી આકાશ સુધી ઊડાડે. પ્રકૃતિને તમારા ચરણમાં ધરી દે... ને આમ એક હાથમાં ભક્તિયોગ ને બીજા હાથમાં કર્મયોગ ને ચિત્તમાંથી પ્રગટે...જ્ઞાનયોગ

હસતાં રમતાં ઊભરાણાં
ઘર ઘર ધાન ધાન ધાન.

વેડ નહિ. આનંદથી હસતાં રમતાં—ઈશ્વરનો અનુગ્રહ સમો ધાનનો ઢગલો...આ ભક્ત આત્મા આપણને લોભમાં પડવા ન દે. ઢંઢોળે જ...

સમરો રામજીની માયા
ન કરો પેટ પેટ ગાયા.

કણ કણ ચણો ને ખોબે દેજો દાન દાન દાન. પ્રસાદરૂપે ભોગવ...બાકીનું સમાજ દેવને સમર્પણ. પેટ ભરો પેટી મત ભરો. વિનોબાના આ વિનોદવ્યંગ સૂત્રને કાવ્યમાં, જીવનમાં પણ વણી લે. જાણે એના જીવનનો પડઘો, પ્રતિબિંબ...ને તેથી જ એ અધિકારી આત્મા ગાય:

ખાઈ ભોગવી શું ખુશી થાઓ
માણસ છો કે ગીધ?

મને આ ગાળ ન લાગે...વિનોબાની માએ પૂછેલું જ ને. વિન્યા, માણસ થવું ગમે કે પશુ? રાક્ષસ? તો ચાપાં વહેંચીને પછી ખા...માનવમાં માનવતાના દીવડા પ્રગટાવવાનો મહાયજ્ઞ ને અનુભવના નવનીતની ભેટ જાણે પીરસી દે:

કામ કરો બહુ ખૂબ ઘસાઓ
સુખે શતાયુ થાઓ,
માનવ તુજ પથ આ જ અવર નહિ,
કર્મે કાં ગભરાઓ?

શ્રદ્ધાનો, અનુભવનો રણકો સુખે શતાયુ થાય એ પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના ને એવા કર્મયોગની સાધના ને ઉપાસનામાંથી...

રેંટિયે લેજો હરિનું નામ
રેંટિયો દીન તણો દાતાર.
ને નવાં નવાં રૂપ ધારણ કરે
કદીક ભંગી. કદીક વણકર...
કદી ખેડૂ,

ને આ ભક્તિયોગ સાથે જોડાયેલા કર્મયોગ ને તેમાંથી પ્રગટેલો જ્ઞાનયોગ—ત્યાંથી જ માત્ર અટકતો નથી. એ તો દાતરડીવાળા, કોદાળીવાળા, પાવડાવાળા, ટોપલાવાળા, કાંડલાવાળા બધાં સાથે એક થવા દોડે છે—સમરસ એકરસ થવા... એક ક્ષણ પણ એવી નથી કે તેમણે આ બધા કરતાં પોતાની જાતને અળગી ગણી હોય. સત્યાગ્રહની લડત વખતે...બારડોલીના મેજિસ્ટ્રેટ પૂછે છે, 'તમારું status શું? તમારો મોભો શો? પ્રમુખ-મંત્રી? ...મારે તમને એ ક્લાસ આપવો છે ...તો કહે, છે મારો મોભો તો આદિવાસીનો. ને બધા સાથે સી ક્લાસની મહેમાનગતિ ચાખવા ચાલ્યા જાય છે. ને આ બધી સાધના અંતે કાંઈ રિદ્ધિ સિદ્ધિ પ્રસિદ્ધિની અપેક્ષા, આકાંક્ષા નહિ. ન સ્વર્ગની ન મોક્ષની પણ એક જ કામના છે, કામના એક ખપી જવાની પીડિતના દુઃખ નિવારવામાં...
I do not only stand for them, but I am one of them. ને તેથી જ જીવનની એ જ સ્વીકૃતિ. સેવ્ય કરતાં સેવક વધારે ન ભોગવે...ને તેથી જ ગાયું.

ચરણ આપનાં ક્યાં બિરાજે
ચરણ આપનાં ક્યાં?
પાછળનાં પાછા નીચાનાં નીચા
દૂબળાં બાયડાં જ્યાં...

## ૧૦ એ શક્તિ ક્યાંથી આવી?

સમગ્ર ગુજરાતમાં આદિવાસી પ્રજાના સર્વાંગી વિકાસમાં વેડછી આશ્રમે જે અસાધારણ પ્રગતિ કરી તેનું રહસ્ય સમજવા જેવું છે. જુગતરામભાઈની અનન્ય ગાંધીભક્તિ કઈ રીતે આ દિશામાં કામ કરતી થઈ અને એ પ્રજાના જીવન અને સમાજ પર એ દૂરગામી અસર કઈ રીતે પાડતી રહી એનો અભ્યાસ સૌ કોઈ સમાજસેવકે કરતા રહેવું જોઈએ. સર્વોદય, અંત્યોદય એને જ લક્ષમાં રાખીને વેડછી આશ્રમે પ્રજાને બેઠી કરવાને અનેક પ્રકારના પુરુષાર્થ ખેડ્યા છે. એ પુરુષાર્થની ભીતરમાં તો બાપુએ બતાવેલ સત્ય અહિંસાના વિચારોને પ્રજા જીવનમાં ઓતપ્રોત કરવાનું ભગીરથકાર્ય જુગતરામભાઈએ અને એમના સત્સંગમાં આવેલા સાથીઓએ શરૂ કર્યું તે છે, હજુ પણ કંઈક કરતા રહે છે. વાત સાચી કે એ ભગીરથકાર્ય બધી રીતે સફળ થતું જ રહ્યું એવું નથી. અને એ પુરુષાર્થમાં ઓછી વધતી કચાશ રહી છે, હજુ રહે છે. એ કચાશના પ્રમાણમાં હજુ આપણા બધાના પ્રયત્નો પણ અધૂરા, કઈક અંશે નિષ્ફળ રહે છે. નઈ તાલીમ, ખાદી, નશાબંધી, સ્ત્રીજાગૃતિ, અસ્પૃશ્યતા નિવારણ, કોમીએકતા એ બધાં બાપુનાં રચનાત્મક કાર્યોમાં પ્રજાને બેઠી કરવાની અદ્‌ભુત શક્તિ રહેલી જ છે. પરંતુ એ દિશામાં થતા આપણા પ્રયત્નમાં સતત જાગ્રત ન રહેવાની ગફલતને કારણે ઓછી વત્તી કચાશ આવે છે. જુગતરામભાઈ સદા જાગ્રત રહે છે. એમના જીવનની સાધના અખંડ રહી છે, પરંતુ જે પ્રજા અને સહજપ્રાપ્ત જે કાર્યકર્તાઓનો ઉપયોગ એમણે કરવાનો હતો તે પ્રમાણમાં અણઘડ હતાં. એમની શક્તિના ઉપયોગમાં જુગતરામભાઈ તો કુશળ શિક્ષકની કળાથી કામ કરતા. અણઘડને ઘડવા માટે એમણે તો પ્રજામાં રહેલા ગુણોને જ મહત્ત્વ આપ્યું. અનુભવની એરણ પર એમણે પોતાનું તેમ જ સાથીઓનું ઘડતર કરવા માંડ્યું. આદિવાસી પ્રજા પ્રતિ સંપૂર્ણ આદરભાવ અને વિશ્વાસ રાખીને એઓ કામ કરતા. વિશ્વાસ અને પ્રેમના વાતાવરણમાં અણઘડ પ્રજાને અને એમના કાચા સાથીઓને સ્વયંવિકાસની દિશામાં એઓ કાળજીપૂર્વક અને સાવધાનીપૂર્વક લઈ જતા.

રાનીપરજ પ્રજામાં આત્મવિશ્વાસ જગાડવા માટે એમણે આપબળ સહકારી મંડળીઓ અને સહકારી સંઘો ઊભા કરાવ્યા. કોઈકવાર આવાં વિશાળ કાર્યોમાં રાનીપરજ પ્રજાના આગેવાનો કંઈક અપ્રમાણિકતાનું ગોથું ખાઈ જતા ત્યારે જુગતરામભાઈ અકળાતા નહિ. એવા એક પ્રસંગમાં એમણે સ્વાભાવિક રીતે આવા કઈક ઉદ્‌ગાર કાઢેલા:

'હોય, હોય જે ગરીબ પ્રજાના હાથમાં માંડ રૂપિયાનું પરચૂરણ પણ આજ સુધી નથી આવ્યું, તેમના હાથમાંથી સેંકડો રૂપિયાની નોટ પસાર થાય ત્યારે અજ્ઞાન પ્રજાનું મન લલચાય તેથી કઈ એમને સોંપેલી નાણાકીય જવાબદારી આંચકી તો ન જ લેવાય ને! મંત્રી પ્રમુખના એમના કારભાર ચાલુ રાખવા જ જોઈએ.'

આ જોખમ તો જુગતરામભાઈ જ ખેડી શકે. નિર્મળ સહૃદયતા અને એ પ્રજા માટે ઊભરાતો નિખાલસ પ્રેમ એમના શિક્ષક હૃદયને અને એમની સત્ય અહિંસા પ્રતિની ભક્તિને હચમચાવી દે તો સ્વયંવિકાસનું અને આત્મવિશ્વાસનું કંઈક ખંડિત થતું વાતાવરણ નવપલ્લવિત થવા માંડતું. એ જ રીતે વિદ્યાર્થીઓ અને સાથી કાર્યકર્તાઓના ગુણની જ વધુ કાળજી રાખે. દોષ જુએ તેને દૂર કરવા સમજ આપે, પરંતુ એમાં ઠપકાની સાથે પ્રેમ નીતરતો રહે. એટલે વાતાવરણમાં કડવાશ ન જણાય. નવનિર્માણને નામે ચાલેલા ટોળાશાહીના બેકાબૂ બનેલા મલિન વાતાવરણની સ્વચ્છંદતા ગાંધી વિદ્યાપીઠના સમાજસેવા વિદ્યાલયને સ્પર્શ કરી ગઈ. જુગતરામભાઈનું વલણ તેવા કપરા સંજોગોમાં પણ પ્રેમ અને ક્ષમાથી ભીંજાતું રહેલું. નિયામક મંડળના કોઈ જવાબદાર સભ્યે એવી સમજણ આપી કે અધ્યાપકો અને ખુદ જુગતરામભાઈ પ્રતિ અનાદર અને અવિવેક દર્શાવનાર વિદ્યાર્થીઓને ઠપકો જ નહિ શિક્ષા પણ કરવી જોઈએ. જુગતરામભાઈએ જણાવ્યું, 'કોને હું શિક્ષા કરું? એ બધા તો મારા વિદ્યાર્થીઓ છે.'

જુગતરામભાઈ આ બધું શરૂઆતથી સમજતા હતા. એટલે એમણે ખાદી અને નઈ તાલીમ વગેરેને જ લોકવ્યાપી શિક્ષણનો ઓપ આપી દીધો. એ બધી પ્રવૃત્તિઓમાં પ્રાણ રેડાતો રહે એટલા માટે આશ્રમનું વાતાવરણ આવશ્યક માન્યું. ઉદ્યોગમય જીવન, આશ્રમી જીવનમાં રહેલાં એકાદશ વ્રતની સાધના માટેના પ્રયત્નો, લોકસંપર્ક માટે સમૂહજીવન અને સંમેલન શિબિરોની પરંપરાના જળથી વેડછીનો વડલો પોષાતો ગયો અને ખીલતો ગયો. દૂરદૂરથી ગાંધીભક્તો વેડછી આશ્રમમાં હૂંફ અને પ્રેરણા લેવા આવતા. પોતાના પ્રદેશમાં આશ્રમો શરૂ કરી દેતા. જુગતરામભાઈને અવારનવાર ત્યાં બોલાવતા. કોઈક એમાં વિલંબ કરે તો જુગતરામભાઈ પુછાવતા, 'કેમ મને બોલાવતા નથી?' અને કેટલીકવાર જાતે જ ત્યાં પહોંચી જતા. સત્યમય જીવનના આગ્રહો, અહિંસાના પાલન અંગે ઝીણવટભરી કાળજી, નાની નાની દેખાતી બાબતોમાં લપસી પડવાનાં ભયસ્થાનો અંગે સતત જાગૃતિ જુગતરામભાઈ ન રાખત તો ૫૫ વર્ષમાં જે આશ્ચર્યજનક માનવસેવા સત્યના માર્ગે એઓ કરી શક્યા તે કદી ન થાત. પ્રજાની શિથિલતા તરફ એઓ એટલું બધું ધ્યાન ન પણ આપતા, પરંતુ સાથી કાર્યકર્તાઓના અને આશ્રમ સંસ્થાઓના એઓ કડક ચોકીદાર રહેતા. શિથિલતા કે સ્ખલનો પ્રતિ ઉદાર દૃષ્ટિ રાખે તોપણ છેવટે તે વિશે એમની અકળામણ એવી રહેતી કે સાથીઓને અવારનવાર એમની કડવી મીઠી ટકોર સાંભળવી પડતી. સમજુ હોય તે સમજી જતા. ન સમજે તે છેવટે દૂર થતા જતા. વર્ષો પહેલાં ગૃહપતિ, ગૃહમાતાઓનો શિબિર વેડછી આશ્રમમાં થયેલો. સ્વરાજ્ય મળ્યા બાદ સરકારની ઘણી બધી મદદો વિદ્યાલયો અને આશ્રમોને મળતી. એ મદદોમાં રહેલું પરાવલંબન જુગતરામભાઈને કઠતું એટલે જ શિબિરમાં એમણે ચેતવણી આપી કે:

'ભલે તમે બધા તમારા ભોજન ખર્ચમાં શિષ્યવૃત્તિ લો છો. પરંતુ સમજી લેજો કે એ ભીખનું ભણતર છે એમાં તેજ ક્યાંથી આવે?'

ગાંધી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અંગ્રેજીની ઝંખના કરે, ઉદ્યોગ ઓછો કરવા જણાવે, કંઈક હડતાલ જેવું કરી બેસે તો જુગતરામભાઈ એમને ચેતવણી આપતા કે:

'તો સરકારી કોલેજોમાં જવું હતું ને! ત્યાં અંગ્રેજી તો ભરપૂર, ઉદ્યોગની કડાકૂટ જ નહિ. ગાંધી વિદ્યાપીઠ ભલે બંધ થાય, અંગ્રેજીને મહત્ત્વ નહિ જ મળે, ઉદ્યોગ વધશે, કદી ઘટશે નહિ.'

ગાંધી વિદ્યાપીઠમાં સરકારી માન્યતા, મદદ લેવાનો એમનો આગ્રહ

હતો જ નહિ. પરંતુ સાથી કાર્યકર્તાઓની મુશ્કેલી એઓ સમજતા. કંઈક વધુ સારા વાતાવરણમાં આપણે રાનીપરજ ભાઈબહેનોને ઉદ્યોગ અને આશ્રમના વાતાવરણમાં ઉચ્ચ શિક્ષણ આપીએ એ દૃષ્ટિથી ગાંધી વિદ્યાપીઠની સ્થાપનાને એઓ સમજતા. જુગતરામભાઈની સિદ્ધાંતનિષ્ઠા સાથે સાથીઓની મુશ્કેલી સમજી ઉદારતાથી એ નિભાવી લેતા. રાનીપરજ ભાઈબહેનોના ઉત્કર્ષમાં એમને જે સફળતા મળતી રહી તેમાં આવી એમની ઉદારતાએ એમનું કામ સરળ કરી દીધેલું. એમાં રહેલાં ભયસ્થાનોને એ સમજતા, એ વિશે જાગ્રત રહેતા. એટલે સભા સંમેલનો પ્રસંગે નાની લાગતી ક્ષતિઓને વિશે ટકોર કરવી એ ભાગ્યે જ ચૂકતા. આશ્રમમાં રહેતા શિક્ષકો, કાર્યકર્તાઓ કે વિદ્યાર્થી ભાઈબહેનોમાં કંઈક ફેશન, કંઈક જૂની રૂઢિઓનો મોહ એ જોઈ જતા તો તરત કહી દેતા,

'આંગળીએ તમે પુરુષો
વીંટીઓ શેના પહેરી બેઠા છો?'

આશ્રમના કોઈક કાર્યકર્તા ગજવામાં કાંસકી લઈને એમની સાથે પ્રવાસમાં ગયા હતા. તરત એમણે એમની કાંસકી ગજવામાંથી કાઢી ફેંકી દીધેલી. બહેનો રંગબેરંગી સાડીઓ પહેરે કે વારંવાર દિવસમાં બે ત્રણ વાર બદલે તો અમને કહેતા,

'જોયું, આ બહેને આજે ચાર સાડી બદલી.'

વેડછીના વડલાનો સંસાર ઊભો થયો. તેમાં આવી ક્ષતિઓ ઘૂસી જતી. તે જોઈને એમને દુઃખ તો થતું, પરંતુ પોતે શાંતિથી મનમાં સમજી લેતા કે એમની પોતાની શિક્ષણ આવડતની એટલી કચાશ.

પરંતુ પોતે આજે પણ આટલી ઉંમરે એટલા બધા જાગ્રત છે કે સંસ્થાઓમાં આવેલી કચાશનો છાંટો પણ એમના એકાકી સાધક જીવનને લાગશે નહિ. 'એકલો જાને'ના મંત્રને તેઓ શાંતિથી પોતાના હૃદયમાં ઉતારતા.

વેડછીનો વડલો સુકાતો જાય તોયે જુગતરામભાઈનો આત્મવિકાસનો છોડ સદા નવપલ્લવિત રહેતો. એની હૂંફ કંઈક સુકાતા વેડછીના વડલાને કોઈ કોઈ વાર મળી રહેતી. એ પાછો ખીલી ઊઠવાને માર્ગે પહોંચી જતો.

વેડછીના વડલા હેઠળ આપણે બધા રહીએ છીએ. આપણે ભૂલવું જોઈએ નહિ કે અજ્ઞાન, પછાત અને અંધકારમાં પડેલી આ રાનીપરજ પ્રજા અને એના આપણે બધા સેવકો જો જુગતરામભાઈની સાધના અને એમનામાં રહેલી નિત્ય નવીન જાગૃતિને ક્ષણભર પણ ભૂલીશું તો આપણું જીવન અને સંસ્થાઓ કરમાતાં જશે. વેડછીના વડલાના મૂળમાં જુગતરામભાઈ અને એમને બધી રીતે અને સાચી રીતે સમજનારા સાથીઓની સાધના અને તપસ્યા પડેલાં છે. આપણી સેવા પ્રવૃત્તિઓ કે આપણી સમૃદ્ધ દેખાતી સંસ્થાઓ તો વેડછીના વડલાનાં ડાળાં પાંદડાં છે. એ તો સ્થૂલ છે. આપણે સેવકો, શિક્ષકો અને કાર્યકર્તાઓ પોતાના જીવનમાં બાપુના સત્ય, પ્રેમ, કરુણા, ત્યાગ, સાદાઈ અને અખંડ સેવાની નમ્રતાને નહિ સાચવી શકીએ તો વડલાના મૂળનું સત્ત્વ કરમાતું જશે. ડાળાં પાંદડાં પર બેઠેલી સંસ્થાઓ કે પ્રવૃત્તિઓ એને બચાવી નહિ શકે. જુગતરામભાઈની અખંડ જાગ્રત તપસ્યા વેડછીના વડલાના મૂળમાં પડેલી છે; તો એ વડલાને સદા નવપલ્લવિત રાખવાની આપણી જવાબદારી છે. એ જવાબદારી એટલે જ આપણા જીવનની વધતી જતી સાધના અને તેને અખંડ રાખવાની આપણી સતત જાગૃતિ. પરમ દયાળુને આપણી પ્રાર્થના છે કે એ સાધના અને એ સતત જાગૃતિનું બળ આપણા બધામાં કદી ખૂટવા ન માંડે એવી શક્તિ આપણને મળતી રહે.

□ દિલખુશ બ. દીવાનજી

## ૧૧ કેળવણીનો વડલો

વેડછી સ્વરાજ્ય આશ્રમની વર્ષો પહેલાંની સ્થાપનાને કારણે આજે એને કેળવણીનો વડલો કહીએ તો તે સંબોધન યથાર્થ છે. આ વડલાની છાંયામાં વર્ષો સુધી પૂ. શ્રી જુગતરામભાઈએ સરસ્વતી માતાની સાધના કરી છે અને તેમના શબ્દો અત્રે ટાંકવા અયોગ્ય નથી.

'વેડછીનો સ્વરાજ્ય આશ્રમ રાનીપરજમાં આવેલા પોતાના કાર્યક્ષેત્રમાં ત્યાંના જીવનને ઊંચે ચઢાવી રહ્યો હતો. હજી પાયાની કેળવણી કે બુનિયાદી શિક્ષણનો અવતાર દેશમાં થયો ન હતો તે પહેલાં આ આશ્રમની ઉદ્યોગશાળાઓએ તે શિક્ષણ પદ્ધતિનાં મૂળ તત્ત્વોના પ્રયોગો કરવા માંડ્યા હતા. શ્રી ચૂનીભાઈનાં રેંટિયાઓ અને પીંજણો ગામડે ગામડે ગૂંજવા લાગ્યાં હતાં.'

પૂ. શ્રી જુગતરામભાઈની આ સાધના વર્ષો સુધી ચાલી રહી તેની વડવાઈઓરૂપ બારડોલી તાલુકા—સરભોણ વગેરે ક્ષેત્રમાં આનો પ્રચાર અને પ્રસાર થયો. સાધનાના પ્રયોગો શ્રી જુગતરામભાઈ વેડછી આશ્રમમાં પલાંઠી માંડી બેઠા બેઠા કર્યા કરતા રહે છે. વિસ્તારનો લોભ રાખ્યો નહિ એટલે પૂ. ગાંધીજીના નીચેના બુનિયાદી સિદ્ધાંતોનો પ્રયોગ ત્યાં થઈ શક્યો:

(૧) રેંટિયો (૨) શ્રમમૂલક શિક્ષણ (૩) પાકાં મકાનોના ઠઠારાનો અભાવ.

આશ્રમે યોજેલા એક પ્રસંગની યાદ હું હજી સુધી ભૂલી શકતો નથી. સને ૧૯૨૭માં રાનીપરજ પરિષદને અંગે પૂ. ગાંધીજીની અને પૂ. ઠક્કરબાપાની હાજરીમાં ખુલ્લા આકાશ નીચે શ્રી જુગતરામભાઈએ રચેલું નાટક 'આંધળાનું ગાડું' ભજવાયેલું અને તેમાં આદિવાસીઓના થતા શોષણનાં ત્રણ દ્વારોનો ઉલ્લેખ કરેલો: (૧) શાહુકારી (૨) અમલદારી (૩) જમીનદારી 'नरकस्य त्रिविधं द्वारम्'

આ પરિષદમાં જ કાળીપરજ શબ્દને સ્થાને રાનીપરજ શબ્દનો રૂઢ પ્રયોગ થયો.

આજે પૂ. શ્રી દયાનંદ સરસ્વતીનું આર્ય સંસ્કૃતિના પાયા ઉપર સ્થપાયેલું કાંગડી ગુરુકુલ (હરદ્વાર પાસેનું), સનાતન ધર્મના પાયા ઉપર રચાયેલી હિંદુ યુનિવર્સિટી, કવિ કુલગુરુ રવીન્દ્રનાથનું વિશ્વબંધુત્વના પાયા ઉપર સ્થપાયેલું શાન્તિનિકેતન અને અલીગઢ યુનિવર્સિટીનાં મૂળ સ્વરૂપ બદલાઈ ગયાં છે અને આજે તેના પાયામાં રહેલાં મૂલ્યો ભુલાઈ ગયાં છે ત્યારે ગુજરાતમાં પૂ. ગાંધીજીના જમાનામાં સ્થપાયેલી ગુજરાત વિદ્યાપીઠ, સણોસરા દક્ષિણામૂર્તિના સંસ્કારવાળી શ્રી દર્શક હસ્તક ચાલતી સંસ્થા અને

વેડછીના સ્વરાજ્ય આશ્રમમાં પાયાનાં મૂલ્યો ભુલાયાં નથી. એ શ્રી જુગતરામભાઈ જેવા સેવાનિષ્ઠ ગાંધીયુગના સેવકોને આભારી છે. વિસ્તારનો, મોટાં મકાનનો અને સરકારી ગ્રાન્ટનો લોભ પણ ન કરે તો પૂ. ગાંધીજીની કલ્પના પ્રમાણેની સરસ્વતી પૂજા નિર્મળ અને પ્રેરણાદાયી રહેવાની આશા છે. દેશના ચારિત્ર ઘડતરમાં આ જ કામ લાગે એમ છે.

□ લક્ષ્મીદાસ શ્રીકાન્ત

## ૧૨ આશ્રમની કથા પર એક ઊડતી નજર

૧૯૧૬માં રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી સાબરમતી આશ્રમમાં આવીને રહ્યા, દેશના આગેવાનોને સરદાર સાહેબ, રવિશંકર મહારાજ જુગતરામભાઈ, દિલખુશ દીવાનજી, દરબાર સાહેબ વ. ગુજરાતમાંથી તેમ જ દેશના દરેક રાજ્યમાંથી સાબરમતી આશ્રમમાં બોલાવ્યા અને દરેકને સત્ય, અહિંસા, પ્રેમ વગેરે સિદ્ધાંતો પર તાલીમ આપી. દેશની ગરીબમાં ગરીબ પ્રજાની સેવા કરવી હોય, તેમણે ગામડાંઓમાં જઈને બેસવું અને ગરીબમાં ગરીબ પ્રજાની સેવા કરવી એ સૌને ઉપદેશ આપ્યો.

એ સાંભળી, વાંચી, ધ્યાનમાં લઈ મનન કરીને પૂજ્ય શ્રી જુગતરામભાઈ અને શ્રી ચૂનીલાલ સાંકળેશ્વર મહેતા નીકળી પડયા. પાછળથી એમને ચીમનભાઈ જોડાયા.

ગાંધી બાપુની સૂચના મુજબ એ ત્રિપુટિએ વેડછી, પેટામહાલ વાલોડ, તાલુકે બારડોલીનું ક્ષેત્ર પસંદ કર્યું.

સાબરમતી આશ્રમમાંથી પહેલાં બારડોલી આશ્રમમાં આવ્યા. બારડોલી સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના હસ્તે બે મકાન બાંધવા માટે મુહૂર્ત કર્યું. તે મકાન ૧૯૨૪માં બંધાયાં હતાં.

૧૯૨૬માં વેડછી ગામે એ ત્રણે આવ્યા એમની સાથે અમે પણ વધુ અભ્યાસ સારુ વિદ્યાર્થી તરીકે વેડછી ગામે આવ્યા.

વેડછી ગામના શ્રી જીવણભાઈ બાબરભાઈ ચૌધરી હતા. ઉંમર વર્ષ ૮૦ થી ૯૦ હશે. એમણે પોતાના ઘરે ઓટલા પર ઉતારો આપ્યો. બે જણા સૂઈ શકે એવડો ઓટલો હતો. ઘરના એક ખૂણામાં થેલી બિસ્તરા વગરે સામાન ગોઠવ્યો. એક બે દિવસ પછી બારડોલી રેંટિયા પૂણી વગેરે લેવા સારુ ગાડું મોકલ્યું.

રેંટિયા વેડછી આવ્યા. અમારે કાંતવાનું અને ગામનાં ભાઈબહેનોને શીખવવાનું કામ હતું.

ગામનાં ભાઈબહેનોએ રેંટિયો જોયો ન હતો. છતાંયે ઉમંગથી તેઓ સૂતર કાંતવાનું કામ શીખવા લાગ્યાં.

સૂતર કાંતવાનુ કામ જોરમાં ચાલ્યુ. કામ વધવા માંડ્યું. એ જોઈ ગામના એક ભાઈ રામજીભાઈ ચીમટાભાઈ ચૌધરીએ જુગતરામભાઈને પોતાના ઘરના એક ગાળો જગ્યા મફત આપી દીધી, ત્યાં કાર્યાલય શરૂ કર્યું. કાંતણ-વણાટ શિક્ષણ વગેરે પણ શરૂ થયા.

૧૯૨૬ થી ૧૯૨૭માં સરદાર સાહેબ મહાત્મા ગાંધીજી, રવિશંકર મહારાજ વગેરે ગુજરાતના આગેવાનો રચનાત્મક કામો જોવા આવ્યા. તેમણે વેડછીની આજુબાજુનાં ગામડાંઓમાં રહેતી રાનીપરજ પ્રજાની મુલાકાત લીધી.

વેડછીના રૂપલાભાઈ હઘરાભાઈ ચૌધરીએ ૭ થી ૮ એકર જમીન આપી. એ જમીન પર મકાન બાંધવા માટે ગાંધીજીએ મુહૂર્ત કર્યું અને બે મકાન બાંધ્યા. ઑફિસ અને કોઠાર હાલ છે તે.

ખાદી પ્રવૃત્તિનાં કામો ખૂબ વધવા માંડ્યાં. હવે તો વિદ્યાર્થીઓને રહેવા છાત્રાલયનાં મકાનો પ્રાર્થનાહોલ, ઑફિસ, કોઠાર, રસોડું, વિદ્યાલય, વણાટશાળા, ગૌશાળા, ભીમકૂવો, સ્નાનગૃહ, વિજ્ઞાનભવન વગેરે અનેક મકાનો બંધાયાં છે. તે સિવાય ખેતીવાડીનાં કામો કરવા માટે વાલોડના એક ભાઈએ આશ્રમને ૭ થી ૮ એકર જમીન દાનમાં આપી છે.

૧૯૨૮માં ના-કરની લડત સરદારશ્રીએ ઉપાડી. વાલોડ મહાલ અને બારડોલી તાલુકાના ગામડાના ખેડૂતો પર અંગ્રેજ સરકારે બે આની વધુ કર નાખ્યો. સરદાર સાહેબે ગામેગામ ફરી બે આની મહેસૂલ ભરવા ના પાડી.

સરદારશ્રીની વાત સાંભળી લોકો સંગઠિત થઈ મહેસૂલ નહિ ભરવા તૈયાર થયા. લોકોએ બે આની મહેસૂલ ભર્યું નહિ તેથી સરદારશ્રીએ અંગ્રેજ સરકારને નમાવી અને સરદારની જીત થઈ, અંગ્રેજ સરકારે બે આની માફી આપી.

૧૯૨૮ની બારડોલીની ના-કરની લડતમાં પણ જુગતરામભાઈએ ભાગ લીધો હતો.

૧૯૨૮માં જીત થઈ તેથી દેશના મોટા મોટા આગેવાનોને ખાતરી થઈ, હવે બારડોલીને મારગે દેશને સ્વતંત્ર કરવો, એવું ગાંધીજીએ નક્કી કર્યું.

૧૯૨૯માં વડોદરાના રેલ સંકટમાં પણ જુગતરામભાઈએ સેવા કાર્યમાં ભાગ લીધો હતો અને અમને બધા વિદ્યાર્થીઓને સેવા કાર્ય માટે લઈ ગયા હતા.

૧૯૩૦ થી ૧૯૪૨ દરમિયાન આઝાદ હિંદની લડતોમાં પણ જુગતરામભાઈએ ભાગ લીધો હતો. અને વેડછી આશ્રમ બે વાર સરકારના કબજામાં હતું. સત્યાગ્રહની લડતમાં જુગતરામભાઈની સાથે અમને સૌને જેલમાં જવાનું મળ્યું. એ મોટામાં મોટો લાભ થયો.

૧૯૨૫ થી ૧૯૮૩ સુધી આશરે ૫૮ વર્ષ થયાં. જુગતરામભાઈએ આ રાનીપરજ પ્રદેશમાં રહી જે તપશ્ચર્યા કરી છે તેનો લાભ આખા ગુજરાતને બદલે આખા દેશની પ્રજાને મળ્યો છે.

આ જિલ્લામાં વેડછીમાં રહી જુગતરામભાઈએ અનેક કાર્યો કર્યાં છે. જે કંઈ ઊજળું દેખાય છે તે જુગતરામભાઈના પ્રતાપે થયું છે. એમ હું અંતઃકરણપૂર્વક માનું છું.

એમની સાથે એમના સહવાસમાં રહી અમને પણ સત્ય, અહિંસા, પ્રેમ, શિક્ષણ, સંસ્કાર વ. સદ્‌ગુણો મળ્યા અને બીજાની સેવા કરવાની ભાવના જાગી. તેથી હું એમનો ઋણી છું.

□ ભાવસિંહ ચંદ્રસિંહ ચૌધરી

થતું. એમ કહેવું ઠીક રહેશે કે એને આશ્રમી કેળવણીનું રૂપ આપી દે.

આપણે તપોવન સંસ્કૃતિનાં ગુરુકુળોની વાતો વાંચેલી પણ ગાંધી-યુગનાં ગુરુકુળ કેવાં હોય તેનું પોત જુ. કાકાએ વણ્યું. એમ જ કહેવાય કે આશ્રમી કેળવણીનાં રૂપ અને રંગ એમણે એક અચ્છા કલાકારની જેમ કંડાર્યાં.

આજે દેશમાં બીજે બધે તો નઈ તાલીમનો દીવો રાજ થઈ જવા બેઠો છે. પણ ગુજરાતમાં એ ઝગઝગતો હોય તો એનું શ્રેય બે પુરુષોને ફાળે જાય છે: (૧) નાનાભાઈ (૨) જુગતરામભાઈ. આ બંનેએ એક આખી પેઢી ઊભી કરી દીધી છે. એ એમની સર્ગ-શક્તિનો અદ્‌ભુત આવિર્ભાવ છે.

આમ તો એમણે પૂર્વ બુનિયાદીથી માંડી ગ્રામવિદ્યાપીઠ સુધીની શુદ્ધ નઈ તાલીમની પગથીઓ ખીલવી છે. પણ એમને માથે છોગું મૂકવું હોય તો તે 'બાલવાડી'. મોન્ટેસોરીનાં રમકડાંને સ્થાને એમણે શોધેલાં 'કામકડાં' એ નઈ તાલીમનો ઉદ્યોગ દ્વારા કેળવણીનો વિચાર એમની રગરગમાં કેવો રમી રહ્યો છે એનું પ્રગટ રૂપ છે. બાલવાડી શિબિર એટલે જુગતરામભાઈની સદેહે રમતી કવિતા.

પ્રથમવારના મુલાકાતીને એ તિલક, માળા, જનોઈધારી સનાતની બ્રાહ્મણ જેવો જ પ્રાર્થના, સફાઈ, કાંતણના ચુસ્ત કર્મકાંડને પાળતા મરજાદી ગાંધીવાદી ભાસે. એ તો એમને નજીકથી સેવે એને જ ખબર પડે કે આવી સ્થૂળ ક્રિયાઓના ચુસ્ત આગ્રહ પાછળ વ્યક્તિનું દોદળું જીવન અને સમાજનાં જર્જરિત મૂલ્યોનું પરિવર્તન કરવાની અગ્નિશિખા જેવી કેવી એમની ક્રાન્ત દૃષ્ટિ છે. એમની ગાંધીભક્તિ અનન્ય. સત્ય-અહિંસામાંનો વિશ્વાસ પણ પાકો. પણ એ બધાંથીય ચડી જાય એમની ગરીબ માટેની દાઝ.

બે પેઢીઓ જેટલો દીર્ઘકાળ એ રાનમાં રઝળ્યા ને પશુ જેવું જીવન જીવતા આદમીઓને માનવી બનાવ્યા. એ કામ થયું કેવળ એમના અંતરને દઝાડતી દાઝને લઈને...ક્યારેક ગોથું ખાધું હશે તોય તે આ દાઝને લઈને જ. એ કવિવાણીને 'એક દિ ગરીબનું સ્વરાજ લાવશું.' ચરિતાર્થ કરવા જ એ આ દીર્ઘ તપસ્યા તપ્યા.

તપો મૂર્તિ નમો નમો!

કાળાંતરે વ્હાલુડી વેડછી અને ગરવી ગાંધી વિદ્યાપીઠ પુરાતત્વ બની જશે ત્યારેય જુ. કાકાનું અક્ષય પ્રદાન તો રહેશે એમનો અક્ષર દેહ.

રવિકવિનાં એમનાં ભાવાનુવાદિત કાવ્યો, અંતરપટ, એનું જીવન-કાર્ય અખંડ તપો... આવાં થોડાં પુષ્પગુચ્છથી ભરેલી એમની છાબડીનાં કાવ્યકુસુમો કાળાંતરે પણ કરમાશે નહિ.

મને સૌથી વધુ ગમ્યું હોય તો એમનું કવિતાની કોટિએ પહોંચેલું ઈશોપનિષદ. મૂળ સંસ્કૃત શ્લોકોના ભાવને એમણે કેટલાં વર્ષો સુધી અંતરમાં ઘૂંટ્યા હશે ત્યારે આવું રસાયણ ગુર્જરગિરામાં અવતર્યું હશે! અનુભૂતિનો જ જાણે ઓડકાર.

એવા હે કવિ – મનીષી
તને હજારો નમનો ફરીફરી
તને કરોડો નમનો વળીવળી.

□ ગોવિંદભાઈ રાવલ

## ૧૬ પુરુષાર્થ, પરાક્રમ ને પ્રેરણાની ત્રિમૂર્તિ

૧૯૪૪નું એ વર્ષ હતું. '૪૨ના બહાદુર બિરાદરોને—જેઓ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રને ગુરુમંત્ર માની અંગ્રેજોને હાંકી કાઢવા ઝઝૂમી રહ્યા હતા—જાહેર થવા બાપુજીએ આદેશ આપ્યો. હું એ આધારે જાહેર થવા માગતો હતો. સલાહ કોની લઉં? ૧૯૪૨ના જાન્યુ-આરીમાં ગુજરાત વિદ્યાપીઠમાં ગુજરાતનો હોવા છતાં ગુજરાતી નહિ જાણતો હોવાથી ગુજરાતી શીખવા દાખલ થયેલો. તે વખતે પૂજ્ય જુગતરામભાઈને મળવાનો અને સાંભળવાનો મોકો મળેલો. ખબર પડી કે પૂ. જુગતરામભાઈ જેલમાંથી છૂટીને આવ્યા છે, અને વેડછી આશ્રમ જપ્ત હોવાથી મહુવા તાલુકાના પૂના–આશ્રમમાં છે. હું પૂના જઈ પહોંચ્યો. પૂ. જુગતરામભાઈ સાથે પંદરેક દિવસ રહેવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. એ દિવસોમાં એમના જીવનમાંથી જે પ્રેરણા પામ્યો છું, તેના કારણે આજે પણ તાજગી અનુભવું છું. રોજ એમની સાથે આજુબાજુનાં ઝૂંપડાંઓમાં ફરવા જવાનું થતું. સમાજના છેલ્લા માણસ સાથે જે મમતાભરી વાતચીત સાંભળવા મળતી, તે વાતોએ મારા જીવન ઉપર અદ્‌ભુત અસર ઊભી કરી. પૂર્ણા નદીમાં અમે ન્હાવા જતા. ત્યાં પથરા ન મળે. કપડાં ધોવાનું મુશ્કેલ. જેમ તેમ કરી પગની જાંઘ ઉપર કપડાંને સાબુ લગાડી ધોતો. પૂ. જુગતરામભાઈ પાસે એમનાં કપડાં હું માગું તો મને ધોવા આપે નહિ, પણ મારી પીઠ ઉપર પોતે કપડાં મૂકી સાબુ લગાડી પોતાના હાથે ધોતા. મને કહે હવે તું પણ મારી પીઠ ઉપર તારાં કપડાં ધો. નાનામોટાનો ભેદ, જ્ઞાની-અજ્ઞાનીનો ભેદ કે એવા બીજા બધા જ ભેદોને ભેદનારા એવાં એ વાક્યો આજે પણ મારા કાનમાં ગુંજે છે.

મેં ૧૯૪૯માં વડોદરા જિલ્લાના છોટા ઉદેપુર તાલુકાના આદિ-વાસીઓમાં કાર્યનો આરંભ કર્યો. શાહુકારો, જમીનદારો અને અમલદારોની જોડી જાણે સમ-ત્રિકોણ હોય એ રીતે અમારા ઉપર ત્રણે તરફથી તૂટી પડ્યા. આ લોકો બહુ હોશિયાર હોય છે. જેની સત્તા આવે તેની સાથે ગોઠવાઈ જતાં એમને આવડતું હોય છે. દેશમાથી અંગ્રેજોને હાંકી કાઢવા જે લોકો જાન હથેલીમાં લઈને ફર્યા તેવા જ લોકો જ્યારે દેશની આબાદી માટે સામાજિક અને આર્થિક ન્યાયની માગણી કરવા મેદાને પડ્યા, એ વખતે જૂના રાજ્યના ટેકેદારો આવા લોકો ઉપર તૂટી પડ્યા. સત્તાધારી પક્ષમાં આ લોકોની મોટી વગ, અને શરૂઆતમાં ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિ કરનારા મોટા ભાગે કોંગ્રેસના માણસો ગણાતા. અથવા કોંગ્રેસના કાર્યકરો અને આગેવાનો આવી પ્રવૃત્તિને પોતાની સાથમાં રાખતા. પણ આઝાદી પછી આબાદી માટે આર્થિક અને સામાજિક ન્યાયની લડતમાં પોતાને દેશના સેવક કહેવડાવનારા લોકો પણ સામી બાજુ જઈ બેઠા. અને તેથી જ સ્વરાજ પછીના ત્રીજે જ વર્ષે આર્થિક અને સામાજિક આઝાદી માટેની લડતનો પ્રારંભ આંધ્રપ્રદેશના તેલંગણામાં શરૂ થયો. એ આંદોલનના આગેવાનો હિંસા-અહિંસાના ભેદમાં માનતા ન હતા. તેથી જ આંદોલનનો પ્રશ્ન સાચો હોવા છતાં એણે આખા દેશમાં આંદોલનનું સ્વરૂપ ન પકડ્યું. હું માનું છું કે એ આંદોલનના પ્રતિકાર રૂપે નહિ, પણ એના પૂરક પુરુષાર્થ તરીકે ભૂદાનયજ્ઞનો પ્રારંભ થયો. એના પ્રણેતા પૂ. વિનોબાજી પગપાળા પ્રવાસે નીકળ્યા. આખા દેશમાં આ આંદોલને વ્યાપક સહાનુભૂતિ પેદા કરી. આઝાદી પછી

ગામડાંઓમાં વ્યાપકપણે થયેલો પ્રચાર આ આંદોલનની એક વિશેષતા હતી. અનેક નવા યુવાનો સમાનતાના આ આંદોલનથી આકર્ષાયા. સમાજ અને સરકાર ઉપર આંદોલનને સારો એવો પ્રભાવ પાડ્યો. જેના કારણે રાજ્યોની સરકારોને અને મધ્યસ્થ સરકારને જમીન સુધારણાના કેટલાક કાયદા બનાવવાની પ્રેરણા મળી.

કહેવા હું એ માગતો હતો કે ગાંધીજીચીંધ્યું રચનાત્મક કામ કરનારા, બુનિયાદી તાલીમની શાળાઓ ચલાવનારા પૂ. જુગતરામભાઈની જે લોકો ખૂબ પ્રશંસા કરતા, તે જ લોકો સ્વરાજ્ય પછી જ્યારે પૂ. જુગતરામભાઈએ હળપતિઓ અને ગણોતિયાઓનો પ્રશ્ન હાથ લીધો, ત્યારે એમને જિલ્લામાંથી કાઢવાના પ્રયત્નો કરવા લાગ્યા. 'સામ્યવાદીનો શિરપાવ' પૂ. જુગતરામભાઈને પણ પહેરાવ્યો. એ વખતે રાજકીય ગાળ આ શબ્દમાં પ્રગટ થતી. પણ પૂ. જુગતરામભાઈ અડગ અને અણનમ રહ્યા. આખા ગુજરાતમાં સુરત જિલ્લાના એમના કાર્યક્ષેત્રમાં હળપતિ અને ગણોતિયાઓને ગણોતધારાનો સવિશેષ લાભ મળ્યો અને એમની પ્રેરણાથી અમારા જેવા દૂર દૂરના વિસ્તારમાં આવા જ પ્રયત્નોમાં પડેલા કાર્યકરોને સથવારો અને પ્રેરણા મળી.

મને યાદ છે કે ૧૯૫૮માં પૂજ્ય વિનોબાજી ગુજરાતના પ્રવાસે આવવાના હતા. એમનો કાર્યક્રમ ગોઠવવા મુંબઈ સરકારના એટલે કે મહારાષ્ટ્ર અને ગુજરાતના આગેવાનો ભાવનગરમાં ભેગા મળ્યા હતા. અમારા જિલ્લાના વરિષ્ઠ કોંગ્રેસી આગેવાનોએ મારા વિસ્તારમાં પૂ. વિનોબાજીનો કાર્યક્રમ ન ગોઠવવો જોઈએ તેવી દલીલ કરી, ત્યારે હિંમતપૂર્વક પૂ. જુગતરામભાઈએ કહ્યું કે એણે જ ગુજરાતમાં ભૂદાનની શરૂઆત કરેલી. એને ત્યાં જ વધારે ગ્રામદાનો થયાં છે. પછી તો ગુજરાતના આગેવાનો વચ્ચે અમારા પ્રશ્ને સારી એવી વિચારોની ગડમથલ ચાલી. છેવટે પૂ. જુગતરામભાઈએ કહ્યું, હું એને ત્યાં ત્રણવાર જઈ આવ્યો છું. એ ઊંડાણના જંગલમાં રહીને ગરીબો માટે જે કામ કરે છે, તેને આપણે સમજવું જોઈએ. આજે આવા ઊંડાણમાં જાય છે કોણ? આમ પૂજ્ય જુગતરામભાઈએ સત્તાધારી પક્ષના મોટા મોટા આગેવાનોની શેહશરમમાં તણાયા વગર આર્થિક અને સામાજિક આઝાદી માટે લડતા મારા જેવા એક અદના સૈનિકને સંરક્ષણ અને પ્રોત્સાહન પૂરાં પાડયાં. પૂ. જુગતરામભાઈ અંગે ઘણું કહેવાશે અને ઘણું લખાશે. ગાંધીવિચાર એટલે સત્ય સાથે સમાધાન નહિ, સિદ્ધાંતમાં બાંધછોડ નહિ અને અન્યાયનો પ્રતિકાર કરવો જ જોઈએ; આ ત્રણ પાયાઓને એક પુરુષના જીવનમાં વિચાર અને આચારમાં ક્યાંય સમન્વય પામેલા જોવા હોય તો તે છે જીવતા જાગતા આપણા પૂજ્ય શ્રી જુગતરામભાઈ!

◻ હરિવલ્લભ પરીખ

## ૧૭ આશ્રમી જીવનની દીક્ષા

પૂ. જુગતરામભાઈનો પ્રથમ પરિચય મને ૧૯૨૧માં મણિનગર (અમદાવાદ)માં અધ્યાપન મંદિરમાં થયો. ત્યારે તેઓ સાબરમતી આશ્રમમાંથી આવતા અને અમને અર્થશાસ્ત્ર તથા હિંદી શીખવતા હતા. જોકે બંનેના મળીને કુલ ૪-૬ તાસથી વધુ શીખવ્યું નહોતું એવું યાદ છે. અર્થશાસ્ત્રનું તેમનું એક સૂત્ર યાદ છે, ને તે, 'ખૂબ ચાવીને ખાવાથી ઓછા ખોરાકમાંથી પણ વધુ પોષણ મળે છે.' હિંદી તો ખાસ ૧૯૨૧માં અમદાવાદમાં અખિલ ભારત રાષ્ટ્રીય કોંગ્રેસના અધિવેશનને કારણે હતું. પરપ્રાંતના પ્રતિનિધિઓ આવે તેમને 'તુમ' અને 'ઈધર-કીધર' જેવા કર્કશ શબ્દોને બદલે સ્વયંસેવક પાસેથી 'आप' અને 'यहाँ कहाँ' જેવા વિવેકભર્યા હિંદી શબ્દો મહેમાનોને સાંભળવા મળે એ જ હેતુ હતો. અમે બધા સ્વયંસેવક બન્યા હતા.

અસલથી જ પોતાના વિચારને વળગી રહેવાની પ્રકૃતિ. તે વખતના અમે વિદ્યાર્થીઓ, અનેક સૂચનાઓ મળવા છતાં સમયસર વહેલા ઊઠવામાં મોડા પડતા. આ ન ગમવાથી તેમણે અમારો ત્યાગ કર્યો હતો તેવી તે વખતની મારી છાપ છે. તે જ અરસામાં તેઓ સરભણ આશ્રમમાં જઈ રહ્યા. તે વખતના અધ્યાપન મંદિરનાં ૪-૫ સત્ર ચાલ્યાં હશે, તે વિદ્યાર્થીઓ પૈકી આજે હું એક જ તેમની નજર આગળ છું, એમ એમણે એક વાર કહ્યું હતું. ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી વચ્ચે ઝાઝું મળવાનું થયાનું યાદ નથી, પણ તે અરસામાં મોટા પનાની ખાદી નહોતી બનતી એટલે ૩૬" પનાની ધોતી પહેરેલી તેમની મૂર્તિ યથાતથ યાદ છે.

૧૯૨૮માં સત્યાગ્રહ વખતે પાછા સંભાર્યા. જોકે, જુગતરામભાઈ પ્રત્યે ગુરુ ભાવના શરૂથી જ મારામાં હતી. અને તેમની મારા પર શિષ્યભાવના હતી. એ કારણે પણ મારી વિનંતીથી તેમણે મને બારડોલી સત્યાગ્રહમાં ભાગ લેવા બોલાવ્યો, પણ તરત સ્વ. પૂ. મોહનલાલ કામેશ્વર પંડ્યા પાસે મને મોકલ્યો, એટલે ત્યાંથી ફરી પૂ. જુગતરામભાઈ પાસે જઈ રહેવાનું બની શક્યું નહિ એ મારી કમનસીબી માનું છું.

તેમના એક-બે ગુણ મુખ્યપણે મને યાદ રહ્યા છે. તે એ કે, તેમની આત્મકથા તેમણે પોતે ચઈને કદી કોઈને સંભળાવી નથી અને બીજું, પોતાની તબિયતને સાચવવાની કાળજી તેમણે કદી કરી નહોતી, સ્વાદને પોષ્યો નથી અને સગવડવાળા મકાનમાં કદી સૂતા નહોતા. વેડછી, પ્રાર્થના મંદિરના ઓટલા પર એમનો નિવાસ રહેતો સ્વરાજ્ય મળ્યા પછી દફતરી કામ વધ્યું ત્યારે ઝૂંપડી બાંધી તોપણ સૂવાનું તો બહાર જ રાખતા. બારડોલી આવે તો ત્યાં પણ સૂવાનું તો ઓટલા પર જ હોય, એટલે કે જીવનનો ઘણો સમય અનિકેત રહ્યા છે. શરીરની સંભાળ ન રાખવાને કારણે અમુક ઉંમર પછી શરીરે બળવો પોકાર્યો, ત્યારથી સાથીદારોના તથા ડોક્ટરોના આગ્રહને વશ થઈ છેલ્લે ઘડપણમાં તેમાં થોડો અપવાદ કરવો પડયો છે, જોકે એ તેમને પોતાને તો ગમતું નહોતું જ.

૧૯૪૨ થી ૪૫ની વાત છે. તે વેળા લડાઈને લીધે બ્રિટિશ સરકારે ગાડીઓનો વ્યવહાર ઓછો કર્યો હતો. ત્યારે મોટર બસોમાં સખત ભીડ રહેતી હતી. સ્વમાન ગુમાવીને લોકોએ બસમાં બેસવું પડતું, એ જોઈને જુગતરામભાઈએ કેટલોક વખત મોટરમાં જ ન બેસવા સંકલ્પ કર્યો હતો. ત્યારે તેઓ વેડછીથી બુહારી, અનાવલ, પૂના, (મહુવા) કે મઢી જવું હોય તો પોટલું માથે મૂકીને ચાલતા જતા. અમે પણ ક્યારેક આવા સહપ્રવાસનો લાભ લેતા હતા. પોટલું માથે મૂકવાથી ચાલવાની સગવડ રહેતી.

સામાન્ય માણસ પાસેથી પણ જવાબદારીનાં કામ લેવામાં તેમણે કેળવણી માની છે. એ રીતે ઘણાં પછાત વર્ગના માણસો તેમના સંસર્ગથી મોટા કાર્યકરો બન્યા છે. માટીમાંથી મર્દ બનાવવાની આ તેમની મહાન કળા છે.

જુગતરામભાઈની કલમ પણ આબાદ કામ કરે છે. તેનો દાખલો હરિપુરા કોંગ્રેસ છે. ૧૯૩૮માં ગુજરાતમાં અધિવેશન ભરવાનું કોંગ્રેસને આમંત્રણ અપાયું હતું. ઘણે ઠેકાણેથી અધિવેશન પોતાને ત્યાં ભરવા આમંત્રણ હતાં, પણ હરિપુરાના જુવાનોએ તે માટે માગણી કરી અને તે બાબતના પત્રો પૂ. સરદાર સાહેબ તથા બીજા નેતાઓને લખવામાં આવ્યા. જુગતરામભાઈને પણ લખ્યું હતું. ત્યારે ઈલેક્શન ચાલતું હતું. તે પત્યા પછી જુગતરામભાઈનો કાગળ આવ્યો કે હું પૂના (માંડવી) આવું છું ત્યારે હું પૂના આશ્રમમાં રહેતો હતો. કોંગ્રેસ માટેની જગ્યા ને પૂના આશ્રમ તાપી નદીને સામસામે કાંઠે છે, કોંગ્રેસની જગ્યા પર થઈને જુગતરામભાઈને પૂના લઈ ગયો. જગ્યાનું મહત્ત્વ નજર પડતાં જ તે સમજી ગયા. તરાપાથી નદી પાર કરી પૂના પહોંચ્યા. અધિવેશન માટે જોઈતી માહિતી પૂછી લીધી એથી સંતોષ થયો. બસ થઈ ગઈ કોંગ્રેસ. એક પત્ર બધી વિગત સાથે સરદાર સાહેબને લખ્યો, ને અનેક વિરોધો છતાં હરિપુરા જ સરદાર સાહેબને હૈયે વસ્યું, ને મુદ્દત આવે ત્યાં સ્વર્ગ ઊતર્યું. ને એ રીતે જુગતરામભાઈની કલમે કામ કર્યું.

જુગતરામભાઈની નજરમાં આવેલ કાર્યકર્તાને અગવડ પડે અગર તે સેવક મટી ધંધે વળગે તે તેમને બિલકુલ મંજૂર નહોતું. ૧૯૩૭માં બારડોલી આશ્રમ તરફથી ચાલતો સ્વરાજ આશ્રમ સંઘ કેટલાંક કારણસર વિખરાયો, એ વખતે હું પૂના (માંડવી)માં રહેતો હતો. સંઘ વિખરાયો, એટલે બધા કાર્યકરો છૂટા થયા. હું પણ એ રીતે છૂટો થયો, ને વિચાર્યું કે બારડોલી ન છોડવું, પણ સેવા સાથે કંઈક ધંધો કરવો કે જેથી સંસ્થા પાસે વેતન ન માગવું પડે.

આ કારણે મારા એક મિત્રને ત્યાં સુરત ઘડિયાળીનું કામ શીખવા હું ૧૦–૧૫ દિવસ ગયો હતો. જુગતરામભાઈને ખબર પડી એટલે તેમણે કોઈની પાસેથી સરનામું મેળવ્યું અને અંધારી રાતે અથડાતા કૂટાતા ત્રીજે માળે સુરત મારા મિત્રને ત્યાં આવ્યા. મને ખબર પૂછ્યા. મેં કહ્યું કે હું મુશ્કેલીમાં નથી અને મેં મારું કામ એવું ગોઠવ્યું છે કે બારડોલીમાં રહીને સેવા તથા ધંધો પણ કરીશ કે જેથી કોઈ પાસે વેતન ન માગવું પડે. મારી યોજનાથી તેમને સંતોષ ન થયો અને એક જ વાક્યમાં મને સૂચના કરી કે, સેવક ધંધો કરે એટલે તે સેવક મટી જાય છે. તમે એ કરો તે બરાબર નથી. છેવટે બીજે નહિ તો અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠમાં જાઓ, પણ સેવાધર્મ છોડો નહિ. ને એ પરથી હું વિદ્યાપીઠમાં જોડાયો. ટૂંકમાં એમના પ્રયત્ન ને લાગણીને કારણે મારું આખું જીવન સેવા ક્ષેત્રમાં પૂરું થયું અને એથી મને સંતોષ છે.

□ માધવલાલ પટેલ

## ૧૮ ઋષિ જીવન

પ્રાચીન સાહિત્યમાંથી આપણને ઋષિઓના જીવનની ઝાંખી થાય છે. તેઓ આશ્રમો ચલાવતા, વિદ્યાર્થીઓનાં સંસ્કાર સીંચતા, સમાજને ઉપયોગી થવાની તાલીમ આપતા અને આજુબાજુના પ્રદેશોનો અભ્યાસ કરતા. પરિણામે લોકોની હાડમારીઓ તેમના ધ્યાન ઉપર આવતી અને તેથી તે નિવારવાની યોજનાઓ ઘડતા. તેમનું અંગત જીવન અતિ સાદું રહેતું. અભય તેમનો સ્વભાવ રહેતો. આમ તેમનું સમગ્ર જીવન લોક કલ્યાણ માટે વહી જતું. આવું તપસ્વી જીવન એ જ તેમની મુખ્ય સાધના રહેતી. ગાંધીજીએ આ ઋષિ જીવનમાં રહેલ સેવા, ત્યાગ અને સમાજ પ્રત્યેના સમભાવનાના ગુણોને લક્ષમાં લઈ તેનું એક નવું જ આધુનિક સંસ્કરણ કર્યું. વિનોબાજી, રવિશંકર મહારાજ, કાકાસાહેબ કાલેલકર, જુગતરામભાઈ જેવા સેવાધારીઓએ તેની દીક્ષા લઈને પોતપોતાની રીતે જીવનને સમાજ અર્પિત કરી દીધું. ઋષિ જીવન-નો સેવાનો દીક્ષામંત્ર તેમનો જીવન મંત્ર બન્યો. સમાજનો ઉત્કર્ષ એ તેમનું જીવનધ્યેય બન્યું.

આવા જુગતરામભાઈનો સૌ પ્રથમ પરિચય પરોક્ષ રીતે મને 'નવજીવન'ના વાચનમાંથી પ્રાપ્ત થયો. તે સમયે કાંતનારને આખા દિવસની મજૂરીની કમાણી આના દોઢ આનાથી વધુ નહોતી. કાંતનારને રોજના આઠ આના તો મળવા જ જોઈએ તે સમજાવતી દલીલો જુગતરામભાઈએ ગળે ઊતરે તેવી ભાષામાં કરેલી.

થોડા સમય બાદ નવસારી પાસે આવેલ વેજલપુર ગામમાં એક સ્નેહીને મળવા જવાનું થયું. યોગાનુયોગ તે જ દિવસે સાંજે મરોલી આશ્રમમાં પૂ. કસ્તુરબાની પુણ્યતિથિ અંગે સદ્ગત શ્રી ભૂલાભાઈ દેસાઈનું પ્રવચન હોવાનું જાણ્યું. આથી પાછા ફરતાં પ્રવચન સાંભળવાને મરોલી આશ્રમમાં ગયેલો. પછી સ્ટેશન ઉપર આવી ભરુચ જવા માટે ટ્રેનની રાહ જોતો હતો. ત્યાં શ્રી માધવલાલ પટેલ આવી ચઢ્યા. મારો ખાદીનો પોશાક જોઈને સહજ ભાવે ક્યાંનો વતની છું, શું કરું છું, ક્યાં જવું છે વગેરે પૂછપરછ કરી અને ખૂબ જ આગ્રહ કરીને આશ્રમમાં જમવાને લઈ ગયા. જમ્યા પછી આશ્રમ બતાવતા હતા. એક ઓરડામાં ઘણી વ્યક્તિ-ઓ એક વ્યક્તિની આગળ પાછળ બેઠેલી હતી. મને માધવલાલે પૂછ્યું કે પેલા ભાઈને ઓળખો છો? મેં ના કહી એટલે કહે કે એ જુગતરામભાઈ છે. આ નામ સાંભળતાં જ મને આનંદ થયો. મેં તેમને કહ્યું કે હું તેમને મળવા ઘણા વખતથી ઇચ્છતો હતો. પછી તો જુગતરામભાઈ સાથે મુલાકાત થઈ. ઘણી વાતો કરી અને મનમાં આનંદ આનંદ થઈ રહ્યો. અંતમાં જુગતરામ-ભાઈએ 'આપણે જૂના મિત્રો હોઈએ એવું લાગે છે.' એવા ભાવના શબ્દો ઉચ્ચારી પોતાનો આત્મવત્ ભાવ પ્રગટ કર્યો.

આ પ્રથમ ઓળખાણે જ હું જુગતરામભાઈની નિકટતા અનુભવી રહ્યો. પછી તો અવારનવાર તેમને મળવા વેડછી જતો. એકવાર મેં તેમને મારી જરૂર હોય ત્યારે મને બોલાવી લેવા માટે કહેલું. ત્યાર પછી કેટલાક સમય બાદ તેમણે મને બોલાવેલ. મેં તુરત જ ખાતાના વડાને રાજીનામું મોકલી આપ્યું. તેમની સાથે મારા સંબંધો ઘણા સારા હતા. નોકરીમાંથી આઠ વર્ષ વહેલો નિવૃત્ત થઈ જાઉં તે તેમને ગમતું નહોતું. વિરમગામ આવીને મને

અમારા ઉપનગર જિલ્લામાં રચનાત્મક અને આદિવાસી વિકાસનું કાર્ય કરનાર શ્રી ડી. એન. વાંદરેકરજીની જોડે સ્વરાજ્ય મળ્યું તે અરસામાં ડાંગ જિલ્લાના આહવા ગામમાં આદિવાસી છાત્રાલયના વાર્ષિક ઉત્સવમાં ગઈ હતી. શ્રી વાંદરેકરજી આ ઉત્સવના પ્રમુખ-સ્થાને હતા. અહીંયાં જ શુભ્ર ખાદી વસ્ત્રધારી, અને એટલું જ ધારદારનિર્મળ અને પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવનાર 'કાકા'નો પરિચય શ્રી વાંદરેકરજીએ મને કરાવ્યો. તેમણે મારી રચનાત્મક પ્રવૃત્તિ, રાષ્ટ્રીય લડત દરમિયાન છાવણીનું કાર્ય, વિલેપારલેમાં બહેનો દ્વારા સંચાલિત જુદી જુદી સંસ્થાઓ અને ખાદી મંદિરની પ્રવૃત્તિઓનો ખ્યાલ 'કાકા'ને આપ્યો.

પરિચય, પત્રવ્યવહાર દ્વારા આગળ વધ્યો. તેમણે મને મુંબઈમાં રહીને પણ આદિવાસી વિસ્તારમાં તેમની નિશ્રા હેઠળ ચાલતાં કાર્યોમાં જોડાવા પ્રેરણા આપી. આ કાર્યમાં ફંડની જરૂરિયાત તેમ જ કાર્ય સંચાલનની સૂઝ પણ જરૂરી છે તેનું મહત્ત્વ તેમણે મને સમજાવ્યું. તેમણે મને પોતાની બહેન બનાવી આ કાર્યમાં પ્રવૃત્ત કરી.

આમ, મારાં મુંબઈનાં સામાજિક કાર્યોનો ગુજરાતમાં પણ વિસ્તાર થયો તેનું મહદ્ શ્રેય 'કાકા'ને ફાળે જાય છે. ગુજરાતમાં હું શ્રી દિલખુશભાઈ દીવાનજી સાથે મટવાડ-કરાડીમાં કાર્ય કરતી હતી, પરંતુ ધરમપુર, મઢી જેવી આદિવાસીઓના વિસ્તારમાં કામ કરવાની પ્રેરણાનું સ્રોત તો 'કાકા' જ છે.

મુંબઈ રાજ્યનું મહારાષ્ટ્ર અને ગુજરાત એમ બે રાજ્યોમાં વિભાજન થયું ન હતું, ત્યાં સુધી 'કાકા'નું મુંબઈ આવવાનું લગભગ નિયમિત જેવું જ. તે દરમિયાન મારા નિવાસસ્થાન 'અરુણોદય'ને પાવન કરવાનું ચૂકે નહિ. મારા પરિવારજનોનાં નાનાં-મોટાં પ્રત્યેક સભ્ય સાથે તેમની આત્મીયતા પણ જબરી. મારા ભાણેજ સ્વ. શાંતિભાઈ શેઠ સાથે તો તેમની અદ્વિતીય સ્નેહગાઠ જ બંધાઈ ગયેલી, ને 'કાકા' મુંબઈમાં રહે ત્યાં સુધી તે તેમની સાથે જ રહેતા.

'કાકા' એટલે એક જીવંત સંસ્થા. સંસ્થાના ચણતર માટે માટી, ઈંટ, સિમેન્ટ જેવી સામગ્રીની જરૂર રહે છે તેવી રીતે તેના સંગોપન, વિકાસ અને ઘડતર માટે ચારિત્ર્યશીલ, સંનિષ્ઠ, સેવાભાવી, પ્રમાણિક અને નિઃસ્પૃહ કાર્યકરોની તેટલી જ જરૂર રહે છે. 'કાકા'ની કાર્યકરોની પરખ પણ 'સાચા ઝવેરી' જેવી અને અન્યો માટે પ્રેરણાદાયી બની રહે તેવી. ઉદારતા એ એમનો આગવો ગુણ. કાર્યકરોમાં રહેલી આવડત અને સમજણનો સંસ્થા તથા સમાજ માટે શ્રેષ્ઠ ઉપયોગ તેઓ સરળતાપૂર્વક કરી શકે. ડાંગ જિલ્લો મહારાષ્ટ્રમાં ભળે કે ગુજરાતમાં? તે વિવાદના દિવસોમાં તેમણે આવા એકાદ કાર્યકરની શક્તિ અને સૂઝ પારખી, તેના અંગે વિપરીત અભિપ્રાય હોવા છતાં પણ તેમને સુંદર આયોજનમાં તે ભાઈને પલોટ્યા હતા તે પ્રસંગનું સ્મરણ આજે પણ થાય છે.

'કાકા'એ જાણે મુંબઈ ઉપરાંત દક્ષિણ ગુજરાતના આદિવાસી-પછાત વિસ્તારમાં કામ કરવા માટે તે વિભાગને મારું એક બીજું 'ઘર' જ બનાવવાની ઇચ્છા ન રાખી હોય? તેમ તેમણે પ્રસંગોપાત્ત સ્વરાજ આશ્રમ-વેડછીની સંસ્થામાં મને આમંત્રણ આપી તે તરફ દોરવણી આપી, અને કમિટીની સભ્ય બનાવી. એ સંસ્થાના પ્રતિનિધિની રૂએ હું તે વિસ્તારની સંસ્થામાં પણ સ્થાન પામી શકી છું.

સ્વતંત્રતા પ્રાપ્તિ બાદ બુનિયાદી તાલીમ, ખાદી કાર્ય, આદિવાસી અને અંત્યોદયના ઉદ્ધાર માટેનું જો કંઈ સક્રિય કાર્ય થઈ શક્યું છે, તેમાં દક્ષિણ ગુજરાત અગ્રગણ્ય સ્થાન ધરાવે છે અને તેનું શ્રેય 'કાકા' જેવા ભેખધારી અને બાપુને ચીલે ચાલનાર સેવક સિવાય કોને આપી શકાય? વીરોચિત માનસ, સાધુચરિત ઉદારતા, ઋષિદત્ત સ્થિતપ્રજ્ઞતા અને ગુરુ ગાંભીર્ય જેવા સદ્‌ગુણોના પ્રતીકને આપણે ભાવપૂર્વક વંદીએ

□ મણિબહેન ચં. નાણાવટી

## ૨૧ જુગતરામકાકાનાં 'રાયણાં'

એક નાની બાળા તરીકે જુગતરામભાઈનાં 'રાયણું' મેં માણ્યાં હતાં અને તેની યાદ ફરી થોડા જ દિવસ પહેલાં મને એમણે આપી. અમારાં બાળકો રાજુ અને સુરેશ તેમની પાસે જ વેડછીમાં આજે કાંઈક વર્ષોથી રહે છે. રજાઓમાં બાળકો અમારી પાસે આવે છે. જુગતરામભાઈએ બાળકો સાથે મારે માટે પણ રાયણ મોકલ્યાં અને મને તે ભાવ્યાં એમના એ પુસ્તક જેવાં જ.

રાષ્ટ્રપ્રેમીના વિષે બહુ કહેવાય છે અને લખાય છે. બાળપ્રેમીઓ માટે કેટલું? મારા મને તો એ બાળપ્રેમીઓ સૌથી મોટા રાષ્ટ્રપ્રેમી છે. એવા જુગતરામભાઈને જોવા-મળવાના હેતુથી સૌથી પ્રથમ હું ૧૯૫૭માં વેડછી આશ્રમ ગઈ. જુગતરામભાઈએ મને બધે ફેરવી આશ્રમ બતાવ્યો.

તે વખતે એક એક નાના ઘરમાં આઠ-દશ બાળકો સાથે રહેતાં અને પોતાની રસોઈ કરતાં. એક એવા પરિવારમાં અમારે રાત્રિનું વાળુ કરવાનું હતું. એક મોટા તાંસળામાં સરસ દૂધ હતું અને ભાખરી.

જુગતરામભાઈએ હાથમાં તાંસળું લઈ હોઠે અડાડ્યું અને એક ઘૂંટડો પીધો. ત્યાં એક બહેન બોલી ઊઠી 'અરરર, કાકા! અમારી ભૂલ થઈ ગઈ. તાંસળામાં તો ભેંસનું દૂધ હતું.' જુગતરામભાઈનું મોઢું પ્રસન્ન હતું. તે આખો તાંસળો ગટગટાવી ગયા. પેલી બહેને મને કહ્યું, 'કાકા તો ગાયનું દૂધ જ પીએ છે. અને અમે તો ભેંસનું આપી દીધું. અમારી કેટલી બધી ભૂલ થઈ—કાકાનું વ્રત તૂટ્યું.'

મારા વેડછી પ્રવાસમાં આ મારે માટે શિક્ષણ માટેનું સૌથી મોટું દર્શન હતું. ભૂલ બાબત કોઈ ઠપકો નહિ, કોઈ ગ્લાનિ નહિ. પણ ભૂલનું પૂરું ભાન તેમની વિદ્યાર્થીઓને સ્વયં થયું અને સાચું વ્રત શું તેનું જ્ઞાન થયું.

વ્રતની એવી કોઈ ચીકાશ નહિ—'મારી પ્રતિજ્ઞા, મારું વ્રત' એવો અહમ્ નહિ. ગાયનું દૂધ પીવાનું વ્રત હોય એનો અર્થ એવો નહિ કે એકવાર ભૂલમાં એઠું થયેલું ભેંસનું દૂધ ફેંકી દેવું. આમાં વ્રતચારીની ખરી કસોટી હતી અને તેમાં જુગતરામભાઈ પાર ઊતર્યા.

એમના વિદ્યાર્થી સાથે 'ઓતારીની' કરીને લાડથી ઉદ્ગાર કરતા સાંભળવાનો એક લહાવો હતો.

એથી આગળ હરિપુરા કોંગ્રેસમાં ગાજતાંવાજતાં નિવાસો, મંડપો, મંચો અને પ્રદર્શનો હતાં પણ છેક છેવાડે એક મોટી રાવટીમાં સાવરણા, ડોલો, પાવડા વગેરે સાધનો સાથે એક સ્વયંસેવકોનું દળ હતું. તેમાં મેં કાકાને જોયા. ઊંચી ચડાવેલી બાંયો અને કછોટો માર્યો હતો.

વળી એ પ્રેસ્ સલાહકાર મંડળમાં હતા ત્યારે જૂના પ્રેસમાં આવ્યા હતા. તેમણે અમને કહ્યું 'જે માણસ ટેગાંનો મલ ફેંકી દે અને કેળાની છાલ પોતે ખાય તેવા માણસને લગે કેવો કહો? "ભણેલાં સેઠ" એવું જ કરતાં હોય છે. જુઓ, કરવાથી શીખાય છે. કરવાપણું, ભણેલાં ઓછું ભણેલાં પર લાદે છે. એ તો પેલા કેળાની છાલ ખાનારા જેવા અબુધ અજાણ ને!'

અમારે ત્યાં નાનેથી મોટાં થયેલાં બાળકોને જુગતરામભાઈએ જે રીતે પોતાનાં કરી લીધાં છે, તે અમારું મોટું સદ્ભાગ્ય છે. હું તો એ બાળકોને કહું છું, 'તમે ભલભલી વિદ્યાપીઠોમાં જાવ તે કરતાં પણ જુગતરામભાઈની સેવામાં શીખશો. એવું સદ્ભાગ્ય ક્યાંથી! તમે તેમની છાયામાં ઊઠો–બેસો–સૂવો જમો, તેમની સાથે વાર્તા, વિનોદમાં તમને ભરસભાં શાસ્ત્રનો નિચોડ મળશે.'

આજનાં રજેલાં કે ચોનેરી દફો ઉપરની પડાપડીમાં જુગતરામભાઈનાં 'રાપણ' કાંઈ અનેરો સંદેશો આપે છે.

□ વીનાબહેન મંગલદાસ

## ૨૨ સેવાની પરોક્ષ પ્રેરણા

મને આશ્રમજીવન જીવવાની તક મળી નથી અને ગૃહસ્થ જીવન જીવતાં સેવાની સહજ તકો મળી તેને સાર્થક કરવા યથાશક્તિ પ્રયાસ કર્યો છે. છતાં આશ્રમજીવનનો સહજ પ્રભાવ મારા પર હંમેશ પડતો રહ્યો છે. તેના ઉજાસથી મારા જીવનનો માર્ગ ખોળવામાં મને માર્ગદર્શન પણ મળતું રહ્યું છે. તે અંગે પૂ. શ્રી જુગતરામભાઈ હંમેશ મારી નજર આગળ એક આદર્શ વ્યક્તિ તરીકે તરી આવ્યા કર્યા છે. એ રીતે મારા જીવનને સેવાગય બનાવવા અંગે તેમના તરફથી મળેલી પરોક્ષ પ્રેરણાનું ઋણ મને લાગે છે.

તેમની સાથે વિચારો અંગે કેટલીકવાર મારે મતભેદો પણ થયા છે. પરંતુ તેમના સૌજન્ય અને માયાળુ સ્વભાવે તેમના તરફનો આદરભાવ એક સરખો જળવાઈ રહ્યો છે. હજી પણ કેટલાંક કામો તેમની સાથે રહીને કરવામાં મને એક પ્રકારે હૂંફ લાગે છે. ખાસ કરીને આદિવાસી અને પછાત વર્ગના ઉત્કર્ષનાં કામો રાજકીય મતભેદને બાજુએ રાખીને પણ તેમની દોરવણી નીચે કરવામાં મને એક પ્રકારે આનંદ મળે છે. જો કે રાનીપરજ સેવા સભા કે એવી કોઈ સંસ્થામાં હું નથી. છતાં મારી રીતે છેલ્લાં પચીસ વરસથી પણ વધારે સમયથી એવી પ્રવૃત્તિને મારા કામનું આવશ્યક અંગ ગણીને ચાલ્યો છું અને નાના મોટા સંઘર્ષો વખતે પણ વર્ગભેદના ખ્યાલને નજર સમક્ષ રાખી મારી પ્રવૃત્તિ મારફત દબાયલા કચડાયલાને સાથ સહકાર મળે તે અંગે કાર્યરત રહ્યો છું. તે પણ જુગતરામભાઈની પ્રવૃત્તિને યાદ કરીને. એથી આ તકે ચાહું કે તેમના આશીર્વાદ આ કામોમાં પણ મને મળતા રહે.

□ લાલભાઈ નાયક

## ૨૩ વડલાની છાયામાં

પૂજ્ય જુગતરામ દવેના સહવાસમાં હરિપુરા કોંગ્રેસ વખતે આવ્યો અને પહેલી જ વખતે તેમના સહવાસનો રંગ લાગ્યો. તે વખતે લવેટ, તાલુકે માંગરોળના કિસાનોએ ગણોતધારાનો લાભ મેળવવા માટે આત્મભાનની લડત ઉપાડી હતી તેની વાત મેં હરિપુરા કોંગ્રેસમાં કરી. પૂજ્ય જુગતરામકાકા જોડે સ્વ. કલ્યાણજીકાકા અને સ્વ. પ્રેમશંકરકાકા પણ હતા. હું સ્વ. કલ્યાણજીકાકા અને સ્વ. પ્રેમશંકરકાકાને ઓળખતો હતો, પરંતુ પૂ. જુગતરામકાકાને ઓળખતો નહોતો. તેમનું મજબૂત શરીર અને લાંબી મૂછ હરિપુરા કોંગ્રેસ વખતે મેં જોઈ હતી અને તે જ વખતે આદિવાસીઓમાં પ્રેરણામૂર્તિ તરીકે પૂ. જુગતરામકાકા કામ કરતા હોવા જોઈએ એવી છાપ મારા મન ઉપર પડી. તેમણે હરિપુરા કોંગ્રેસનું કામ પૂરું થયા પછી લવેટના કિસાનોને હૂંફ આપવા માટે આવીશ એમ મને જણાવ્યું હતું. પરંતુ તે જ અરસામાં કિસાન નેતા સ્વ. ઈન્દુલાલ યાજ્ઞિકના હાથે હું ઝડપાયો અને તેમની પાછળ પાછળ મેં ચાલવા માંડ્યું. લવેટના કિસાનોની સાથે હળપતિઓના પણ મુક્તિજંગ માટેની લડતો ચાલી, હળપતિઓને આઝાદ પણ કરવામાં આવ્યા. બારડોલીમાં સ્વ. સરદારશ્રીના સાન્નિધ્યમાં હળપતિઓની મુક્તિની વાત થઈ, પરંતુ જમીન માલિકોને દેવું હપતે હપતે આપવું એ વાત અમને ગમી નહિ અને તેથી પૂ. જુગતરામકાકાને મેં મારી વેદના જણાવી. ત્યાર પછી અનેક નાની મોટી લડતો ચાલી જેમાં જેલમાં જવાનો પ્રસંગ પણ સાંપડ્યો. હળપતિઓની બાબતમાં આપણને સૌને લાગે છે કે તેમની જે મુક્તિ અંગેની લડતો હતી તે ઘણી જ અગત્યની હતી. હળપતિઓને નવું નામ આપવાથી પણ તેઓ પૂરેપૂરા સ્વતંત્ર થયા નથી. સને ૧૯૫૭માં હું તેમના સહવાસમાં વિશેષ આવ્યો તે વખતે ગણોતિયાને મદદ કરવા માટે માંગરોળ તાલુકા માટે મારી ખાસ પસંદગી કરવામાં આવી. અચાનક સને ૧૯૫૮ની સાલની અંદર પૂ. વિનોબાજી અને પૂ. જયપ્રકાશ નારાયણની પદયાત્રા સુરત જિલ્લામાં શરૂ થઈ તેની જવાબદારી પણ ધામરોડમાં ઉપાડી. ધામરોડથી સુરત જિલ્લાના કાર્યકર્તાઓએ વિનોબાજીને અને જયપ્રકાશને વિદાય આપી તે પ્રસંગની મને યાદ છે. ત્યાર પછી સને ૧૯૬૨માં મારે ધારાસભામાં જવું પડ્યું. મેં ધારાસભામાં આદિવાસીઓના હક્કો માટે સતત લડત ચાલુ રાખી અને સને ૧૯૬૫ની સાલમાં ટ્રાયબલ કમિશન લઈને ગુજરાતની આદિવાસી પટ્ટીમાં ઘૂમ્યો, જેમાં વેડછીનાં પણ દર્શન કર્યાં. મારી આદિવાસી પ્રત્યેની તીવ્ર લાગણીનાં દર્શન પૂ. જુગતરામકાકાને તે વખતે ગમ્યાં નહિ હોય તેવું હું માનું છું. પરંતુ જુગતરામકાકાએ આદિવાસીઓના વિકાસ માટે જે

તકો ઊભી કરી છે તે એક પ્રેરણારૂપ છે. આના સારવાગરૂપે જંગલ મંડળીઓ, આશ્રમશાળાઓ, બહેનો માટેની પી. ટી. સી. કૉલેજ અને હળપતિઓ માટે સર્વોદય યોજના એ બધું જોઈ શકીએ છીએ.

પૂજ્ય જુગતરામકાકાના વડલાની છાયા નીચે અનેક કાર્યકર્તાઓ તૈયાર થયા અને તે કાર્યકર્તાઓને વધારે કામ મળે તે દૃષ્ટિએ મેં જ વિકેન્દ્રીકરણ કરવાની યોજનાનો અમલ કરવા માટે કાર્યકર્તાઓના સંમેલનમાં દરખાસ્ત મૂકી અને એ દરખાસ્તને વધામણાં મળ્યાં. પરંતુ વેડછીની પ્રગતિ વિકસાવવાને બદલે તેમાં અનેક રુકાવટો ઊભી થઈ અને મારી જે દૃષ્ટિ હતી તે દૃષ્ટિ બદલાઈ. હવે તો જ્યાં વિકેન્દ્રીકરણ થયું ત્યાં દરેક કાર્યકર્તા લગભગ પોતે જ સૂબા હોય તે રીતે વર્તે છે એ જોઈને મને ઘણું જ દુઃખ પણ થાય છે. પૂ. જુગતરામકાકા પછી કોણ? એ પ્રશ્નનો મેં મારા એક પત્રની અંદર ઉલ્લેખ કરેલો છે તેની ચર્ચામાં અત્યારે ઊતરવા માંગતો નથી. પરંતુ વેડછીનો વડલો ગયા પછી આદિવાસીઓને શીળી છાયા અને હૂંફ કોણ આપશે એ અત્યારે કહેવું મુશ્કેલ છે.

▫ રામજીભાઈ ૨. ચૌધરી

## ૨૪ ખારા સમુંદરમાં મીઠી વીરડી

અરે! આપણા આ જગતને શું થયું છે? પશુઓથી માત્ર વિવેકબુદ્ધિને કારણે અલગ ઓળખાતા આ માનવીને તે આજે શું ભૂત વળગ્યું? તેનું મહેનતકસપણું અને સંગદીલી ગયાં ક્યાં?

આજે આપણી ચારે પાસ એક ભયંકર આર્થિક વિષચક્ર ઘેરાયું છે. જ્યાં જોઈએ ત્યાં ઓછી મહેનત, બુદ્ધિના પ્રભાવે, પોતે હાંસલ કરેલ કોઈ ને કોઈ નિપુણતાના વેચાણે કે પોતાની આસપાસના માનવોની અજ્ઞાનતા કે અબૂજપણાના લાભે પોતાના માટે વધારે ને વધારે સગવડ, સાધન અને સંપત્તિ એકત્રિત કરવામાં બધાને જીવન સાફલ્ય દેખાય છે. છેલ્લા દાયકાઓમાં બધે જ સંપત્તિ, સાધનો અને સગવડમાં ખૂબ વધારો થયો. અરે! ઉત્પાદનમાં અને ખાસ કરીને કૃષિ ઉત્પાદનમાં તો અર્થશાસ્ત્રના નિયમોને પણ આંટી જાય તેટલો વધારો થયો છે, છતાંયે આ અસંતોષ અને અભરખાની આગ તો વધારે ને વધારે પ્રજ્વલિત થતી જાય છે. ઓ ભલા માણસ! તારી માનવતા ગઈ ક્યાં?

એક બાજુ બંગલા, મોટર, વાડી-વજીફા વધતાં અને વાતાનુકૂલિત થતાં જાય છે. રેડિયો, ટેલિવિઝન, ફ્રીજ અને ઇતર મોજશોખનાં સાધનોની સંખ્યા અને પ્રકારો અસીમ ગતિએ વધતાં જ જાય છે, અને આવક કેમ વાપરવી તે ચિંતા છે. ત્યારે બીજી બાજુ બે ટંક પણ પૂરું ખાવા ન પામતાં, રોજી રોટી માટે રવડતાં, ઝૂંપડપટ્ટીમાં કે ગામડાંની ભાંગી ઝૂંપડીમાં નાગાં ભૂખ્યાં પડી રહેતાં, માનવીઓની સંખ્યા અવિરત વધતી જ જાય છે. જેને છે તે વિચાર વિવેક વિના નીતિ અને માનવતાને અવગણી વધારે ને વધારે મેળવવાના અભરખામાં ભૂંજાઈ રહ્યા છે. જેને કંઈ નથી તે પરવશતાની ઘોર પાશવી આગમાં શેકાઈ રહ્યાં છે. કોઈને પણ સંતોષ નથી! સુખ નથી! શાંતિ નથી!!!

રાષ્ટ્રપિતા પૂ. ગાંધીજીની કુનેહથી અને તેમની રાહબારી તળે નાના-મોટા, નામી-અનામી, શેઠ-મજૂર, માલિક-નોકર, જમીનદાર-ખેડૂત, તવંગર-ગરીબ અનેકોના સહિયારા સ્વરાજ્યયજ્ઞના ફળરૂપે આપણે આઝાદ થયા. આપણે જીવન વિશેની બલીબલી આશાઓ બાંધી હતી. બાપુએ તો એક રામરાજ્યની ભવ્ય કલ્પનાએ સ્વાવલંબી આત્મનિર્ભર જીવન જીવવા-જિવાડવાના અસંખ્ય રસ્તા ચીંધ્યા. તેઓ તો સ્વર્ગે સિધાવ્યા અને આપણે શોષણવિહીન સમાજરચના, સમાજવાદી સમાજ, પરસ્પરાવલંબી નીતિમય જીવન સ્વાવલંબી આત્મનિર્ભર વિકાસ, આર્થિક અને સામાજિક ન્યાય વગેરે વાતો રોજબરોજ સાંભળતા જ રહ્યા.

માનવ જીવનમાં જીવવા આર્થિક આત્મનિર્ભરતા એટલે કે રોજી-રોટીનો પ્રબંધ એ પાયાની જરૂરિયાત છે. રોજી-રોટી માટેનો વિવેક-વિચાર એટલે કે કેળવણી, તે, તે પછીની જરૂરિયાત છે. અને આ બંનેનું સમાજ તથા સામૂહિક જરૂરિયાતે નિયમન એટલે કે તંત્ર, વહીવટ કે સમાજરચના છે. આઝાદી મળી. આપણા ભાઈઓ સત્તાસ્થાને બિરાજ્યા પણ પરિસ્થિતિ અને રીતરસમો તેનાં તે જ રહ્યાં. પૂ. ગાંધીજીએ ચીંધ્યા રાહે આપણે શરૂ તો કર્યું પણ આપણે આચારમાં કંઈક જુદા જ રહ્યા!

વૈદની કડવી દવા ફેંકી માત્ર પડીકાનો કાગળ ગળવા જેવું તો આપણે ગાંધીવિચારનું કર્યું નથી ને?

ગાંધીજીના નામે ખાદીના સ્વાંગ સજી, સત્તાને માટે ગમે તેવાં મૂલ્યોને અપનાવી, માત્ર સત્તા-ખુરશી માટે પાટલીબદલુઓની વણઝાર એ આપણા આઝાદી પછીના રાજકારણ અને રાજકર્તાઓની તંત્રક્ષેત્રે તાસીર છે. વિકાસને નામે અધિકારીઓ અને કૉન્ટ્રાક્ટરોને પોષતી યોજનાઓમાં આમલોકનો વિચાર સુધ્ધાં કરવામાં આવ્યો નથી. પરિણામે દરેક પંચવર્ષીય યોજનાના અંતે બેકારી વધી છે, ગરીબી વધી છે અને કેળવણી માત્ર સ્થાપિત હિતો અને સાધનસંપન્ન વર્ગના હિતોમાં આમવર્ગના શોષણનું સાધન બનેલ છે.

જેને છે તેણે મેળવ્યું, પણ જેની પાસે કંઈ નથી તેનું તો આ વિકાસયાત્રામાં માત્ર શોષણ જ થવા પામ્યું છે. ગરીબો વધારે ગરીબ થયા છે, સાધનવિહીન બેકાર અંત્યજ થયાં છે. સાધનવાળા વધારે ને વધારે વિકાસ પામી સાધનસગવડ બને સંપત્તિવાન થયા છે. ગામડાંઓ નષ્ટ થવા લાગ્યા છે. શહેરો અને ઉદ્યોગધામો ગરીબીના તાંડવનૃત્યના અખાડા જેવી ઝૂંપડપટ્ટીઓથી ઊભરાતાં થયાં છે. જેને કારણે અનેક આર્થિક, સામાજિક અને રાજકીય સમસ્યાઓ ઊભી થતી જાય છે. જીવન વધારે ને વધારે કલુષિત થતું જાય છે.

રચનાત્મક સંસ્થાઓ અને ગાંધી નામધારી સેવાલયો પણ આ વિષચક્રથી અલિપ્ત રહી ન શક્યાં. ખાદી અને ગ્રામોદ્યોગ ક્ષેત્રે માત્ર ભક્તિભાવ અને કહેવાતી નીતિમત્તાને નામે ગરીબોને તો મજૂરી માટે ઘસડવાની કામગીરી કરી. કેળવણીની ધજાધારી સંસ્થાઓએ ગરીબ અને તેની રોજીરોટીને ગૌણ ગણી સરકારીકરણ પામી માત્ર ગામના સાધનસંપન્ન લોકો અને મધ્યમવર્ગની સગવડતા ઊભી કરી. ગરીબ, સાધનવિહોણા અને અકિંચન એવો મોટો આમવર્ગ તો આજીવન સંઘર્ષમાં માત્ર અંધારામાં જ ધકેલાયો.

સ્વરાજ્ય કે સર્વોદય કે રચનાત્મક કે સામૂહિક વિકાસ કે અંત્યોદયનાં છેલ્લાં ૩૩ વર્ષની આપણી વણજાર યાત્રામાં આગળ બતાવેલ તેના કરતાં કંઈક જુદું, ગાંધીજીના નામને કંઈક સમજનાર, તેના કામને ખરા અર્થમાં ઉતારનાર અને તેના સૂચનને જીવનમંત્ર બનાવનાર જે ગણ્યાગાંઠ્યા ટમટમિયા દીવડા કે ખારા સમુંદરમાં મીઠી વીરડી જેવા આ રાજકારણ, વહીવટ અને મારાતારાની ચાલુ પ્રણાલિના ગંદવાડથી અલિપ્ત ગાંધી-કર્મયોગીઓ આ દેશમાં છે તે પૈકીમાં શ્રી જુગતરામભાઈ મોખરે છે. દક્ષિણ ગુજરાતના ગામડાને તેમણે ગાંધી ઇશારે કર્મભૂમિ બનાવી, જ્યાં તેમના ૫૦ વર્ષના યોગબળે આજે વાલોડ-વ્યારાનાં ગામડાંઓમાં જે ગ્રામવિકાસ અને લોકજાગૃતિનાં દર્શન થાય તે સારાયે દેશ માટે ઉદાહરણરૂપ છે. શ્રી જુગતરામભાઈએ કામની શરૂઆત લોક-સ્વરાજ્યની પ્રવૃત્તિઓ—જંગલ કામદાર સંગઠન, સહકારી ભંડારો અને મંડળીઓ, ખેતી વિકાસમાં રોજગારી, ખાદી ગ્રામોદ્યોગ બને ખેતી દ્વારા લોક કેળવણીથી કરી. ગામડાંનાં લોક અને તેમની ખેતી મુખ્ય રહ્યાં. ખેતી વિકાસથી જ આત્મનિર્ભર રોજીરોટી અને સહકાર દ્વારા વિનિમય કરતાં કરતાં ગ્રામ સ્વાવલંબન હાંસલ કરવા જુગતરામભાઈ સાથે આમલોક જોડાયાં. તેમનાં અનેક સંગઠનો ઊભાં થયાં, અનેક સંસ્થાઓ, મંડળી અને હજારો કાર્યકર્તાઓ તૈયાર થયા. શ્રી જુગતરામભાઈની તો ધારણા છે કે ખેતી દ્વારા રોજી-રોટી અને ખેતીમય જ શિક્ષણ થાય. ગ્રામજીવન એ રાષ્ટ્રવિકાસનું એક સ્વતંત્ર, આત્મનિર્ભર એકમ બને અને છેક છેવાડાનાં લોક પણ આર્થિક, સામાજિક અને રાજકીય ન્યાયી જીવન જીવે. તેમના આ વિચારને લોકોએ પૂર્ણપ્રેમથી ઝીલી લીધો છે અને કેટલાંક ગામડાંઓ આ વિચારે પોતાનો વ્યવહાર કંઈક અંશે સુખમય ચલાવે છે. હજારો આદિવાસી યુવક-યુવતીઓ પૂ. બાપુજીની બુનિયાદી નઈ તાલીમના માળખામાં શિક્ષણ પામ્યાં છે ને પામી રહ્યાં છે.

શ્રી જુગતરામભાઈના પરિવાર સાથે મળવાનો મને વીસ વર્ષ પહેલાં મોકો મળ્યો. યોગાનુયોગ વ્યારા અને વાલોડ તાલુકાની ઉત્તર બુનિયાદી વિદ્યાલયોની ખેતી અને ખેતીશિક્ષણના માળખાને ગોઠવવામાં એક નિમિત્ત થવાની મને અમૂલ્ય તક મળી. ખેતીને જ જીવન અને કેળવણીના પાયામાં રાખવાની શ્રી જુગતરામભાઈની વિચારધારાનો મારા પર ઘણો ઊંડો પ્રભાવ પડ્યો, પરંતુ જુગતરામભાઈના ખભે બેસી જે મેળવ્યું અને જાણ્યું ને આધારે કહેવાનું મન થાય છે કે આજે તેમની આ કેળવણીની સંસ્થાઓ પણ સરકારીકરણ પામી છે. કેળવણીને મુખ્ય ગણે છે તેથી તેઓ ગ્રામ્યજીવનના ઘણા નજીવા વર્ગોની જરૂરિયાતો સંતોષી શકે છે. છેવાડાના સાધનહીન ગરીબને ઉપયોગી થવા સારુ તો ઘણા પ્રયત્નોની જરૂર છે. ખેતી માટે તેમણે હજુ ઘણું કરવાનું બાકી છે. તેઓ માત્ર કેળવણીને જ પ્રાધાન્ય નહિ આપતાં લોકની જરૂરિયાત અને તેમના જીવન રોજગારને પાયામાં રાખે તો તેમની કેળવણી પણ જરૂર સમૃદ્ધ બની શકે.

શ્રી જુગતરામભાઈના આ માળખાનો વહીવટ પણ વિશિષ્ટ છે. તેમણે આ માળખામાં સેવાનો મંત્ર ફૂંક્યો છે. તેમની એક એક પ્રવૃત્તિ લોકાધારિત સેવામય છે. અને એટલે જ વચ્ચે સારાયે વિશ્વને ઘેરી વળેલ આર્થિક વિષચક્રની વચ્ચે પણ આ પ્રવૃત્તિઓ નૈસર્ગિક રીતે પાંગરી રહી છે. જ્યારે એથી વિરુદ્ધ આપણા દેશના વહીવટી તંત્રના પાયામાં સેવાને બદલે સત્તા જે પરદેશી હકૂમત તરફથી વારસામાં મળ્યાં ને જળવાઈ રહ્યાં છે. આપણી સાથે જગતના અસંખ્ય દેશો આઝાદ થયા છે. દરેકે આઝાદી બાદ તરત જ પોતાનું વહીવટી તંત્ર બનાવેલ છે. એક ભારતે જ ગુલામીકાળના વહીવટી તંત્રને ચાલુ રાખેલ છે. ચીન જેવા કેટલાકે તો સ્વરાજ્ય બાદ તંત્ર બદલતાં જે થોડી કચાશ રહેવા પામેલ તે પણ સાંસ્કૃતિક ક્રાન્તિના નામે બદલી ઊણપ પૂરી કરી છે. સારાયે વિશ્વમાં કદાચ આપણે જ એક માત્ર એવા છીએ કે જે આમ ચલાવે છે. આ તંત્ર જે પહેલાં પરદેશીઓની કદમબોસી કરતું હતું તે હવે ગણ્યાગાંઠ્યા ખુરશીવિલાસી રાજ્યકર્તાની કદમબોસી કરે છે અને લોકને બધા ભૂલી ગયાં છે. આવા ૩૩–૩૩ વર્ષ પછી પણ, ચારે પાસ જટિલ સમસ્યાઓ અને અકળામણો ખડી થવા છતાં કોઈને તે ખ્યાલ સુધ્ધાં આવતો નથી. મને મારા છેલ્લાં ૨૫ વર્ષના આ સરકારી વહીવટી તંત્રના માળખામાં જે કલુષિતતા અને લોક ઉપેક્ષા જોવાં મળ્યાં છે તે કોઈ સ્વમાની સ્વતંત્ર રાષ્ટ્રમાં હોઈ શકે તેની કલ્પના પણ નહિ આવે. જુગતરામભાઈએ કરેલ પ્રયોગ પણ કરવાની કોઈને જિજ્ઞાસા નહિ થતી હોય? સેવા એ કપરો પંથ છે અને જીવન એ પિત્તળિયો લોટો છે. તેની સદા ચોકીદારી અને માંજણ ક્રિયા કરવી જ રહી!

ગમે તેમ શ્રી જુગતરામભાઈની પણ કાયા ઘસાણી છે. તેમની ચોકીદારી અને માંજણ ક્રિયા ઘટયાં છે, તો, કરનારની સંખ્યા પણ ઘટવા લાગી છે. હવે આ માળખાને પણ આર્થિક ભીંસના વિષચક્રની અસર થવા લાગી છે. લોક ભુલાવા લાગ્યાં છે. સેવા સત્તાવાહી થવા લાગી છે. સંસ્થાઓ ખેતી અને લોકાધારિત હતી તે મકાન અને સરકારાધારિત થઈ છે. કેળવણીને રોજગાર આધારિત કરવાને બદલે રોજીને કેળવણી આધારિત કરી જ્ઞાન અને રોટી બન્નેને દુર્લભ બનાવવાનાં પગરણ મંડાયાં છે. આશા રાખીએ કે ગાંધી વિદ્યાપીઠ હવે નવા સ્વરૂપમાં ખેતીના અભિગમ સાથે પુનર્જીવિત થઈ પૂ. જુગતરામભાઈની આશા અને આકાંક્ષાઓને સાકાર કરે. એક અમૂલ્ય પ્રયોગ જીવંત રહે તેવી પ્રભુને પ્રાર્થના છે.

□ ડૉ. કડવાભાઈ પરમાર

## ૨૫ ભારતનો વડલો

મુરબ્બી જુગતરામભાઈનું જીવન એક વિશાળ વટવૃક્ષ જેવું છે તેમણે અનેક દુખિયાં, નિરક્ષર ગ્રામવાસી બહેનો અને ભાઈઓ માટે નોંધપાત્ર સેવાઓ કરી છે. તેમને જોઈએ છીએ ત્યારે નમ્રતા અને પ્રેમની મૂર્તિનાં દર્શન થાય છે. ગાંધીજીના વિચારોને તેમણે અસરકારક રીતે જીવનમાં વણી લીધેલ છે. શિક્ષણના કાર્યમાં પણ તેમની સેવાઓ અત્યંત પ્રેરણાદાયી છે

આજના સમયમાં અનેક નાના મોટા નેતાઓ ગાંધીજીના નામની માળા હરઘડી ફેરવ્યા કરતા હોય છે, પરંતુ, તેમનું જીવન બિલકુલ ઊંધું છે. આથી લોકોમાં આવા આગેવાનો પ્રત્યે આજે ઘણો રોષ છે. તેઓમાં નિરાશા અને હતાશા આવી છે. પરંતુ, આપણી

વચ્ચે બેઠેલા પૂ. રવિશંકરદાદા, મુરબ્બી દિલખુશભાઈ, મુરબ્બી જુગતરામભાઈ, મુરબ્બી બબલભાઈ જેવા થોડા બીજા કાર્યકરોને જોઈએ છીએ ત્યારે આપણને આશા આવે છે કે પ્રજાના હિતની ચિંતા કરનારાઓ છે.

તેઓએ સેવા કાર્ય માટે સાચો ભેખ લઈને જે સુંદર કાર્ય કર્યું છે તે તેમના કામનું કાયમનું સ્મારક છે. કોઈપણ જાતની પ્રસિદ્ધિ પ્રત્યે પરવા કર્યા વગર તેમણે આદિવાસી વિસ્તારોમાં જે વિશિષ્ટ કામગીરી કરી છે તે અવિસ્મરણીય રહેશે. આ જાતિમાં જે જાગૃતિ આવી છે તેનો સારો યશ મુરબ્બી જુગતરામભાઈને ફાળે જાય છે.

રેંટિયો અને ખાદી કાર્યની તેમની કામગીરી પણ અત્યંત નોંધપાત્ર છે. આજે ફલિત થયું છે કે ગ્રામ્ય વિસ્તારોમાં સ્વમાનપૂર્વક રોજી આપવાનું સાધન રેંટિયો અને ગૃહઉદ્યોગો જ છે. તામિલનાડુનાં ગામડાંઓમાં હું જોઉં છું કે અનેક કુટુંબો આ કાર્યમાંથી પોતાનો રોટલો આનંદથી અને ઉત્સાહથી રળે છે. એટલું જ નહિ પણ ખાદી અને ગૃહઉદ્યોગો માટે તેઓના દિલમાં ઊંચી ભાવના પણ છે તેઓ આ કાર્યને એક પવિત્ર કાર્ય ગણે છે. શ્રી જુગતરામભાઈએ આ કાર્યને ઘણું દિપાવ્યું છે. આપણે આશા રાખીએ કે ગ્રામ્ય વિસ્તારોમાં ખાદી અને ગૃહઉદ્યોગો ખૂબ વિસ્તરે, સામાન્ય પ્રજાજન પોતાની જીવનજરૂરિયાતોમાં ફક્ત ૩૦ ટકા જેટલી આ વસ્તુઓ ખરીદે તો ગામડાઓ આજની આર્થિક દુર્દશામાંથી ઊગરી જાય.

આજે જાહેર જીવનનાં મૂલ્યો ચૂંથાઈ ગયાં છે. ચારિત્ર્યની કટોકટી ચાલી રહી છે. કાળાંબજાર, ભ્રષ્ટાચાર અને ભેળસેળ નિરંકુશ નૃત્ય કરી રહ્યા છે. તના અંધકારમય વાતાવરણમાંથી મુરબ્બી જુગતરામભાઈ જેવા દીવો લઈને પ્રકાશ પાથરનારા બહુ થોડા છે. તેમનો સંદેશ અને કાર્ય ખૂબ પ્રસરે એ ખાસ કરવું જોઈએ.

શ્રી જુગતરામભાઈ ફક્ત 'વેડછીનો વડલો' નથી, પરંતુ ગાંધીવાદી વિચારસરણીના અને તે કાર્યક્રમને શીતળ છાંયો આપનાર ભારતનો વડલો છે.

□ પ્રભુદાસ પટવારી

## ૨૬ જીવતી જાગતી ગીતા

પાંચમો અધ્યાય એટલે સંન્યાસ. ઉપરથી કર્મયોગી દેખાતા છતાં અંતરંગ જ્ઞાન-વૈરાગ્યથી ભરપૂર, શબ્દે શબ્દે આત્મજ્ઞાન, આત્મબોધ, શબ્દે શબ્દે વૈરાગ્યનો પાવક અગ્નિ. પૂ. જુ. દાદાની સમાગમમાં [illegible] ન આવ્યો છું. બહુ જ નજીકથી જોયા છે, જાણ્યા છે [illegible] આખા દિવસની દિનચર્યા પણ નિહાળી [illegible] નિષ્કામ કર્મયોગને ગીતાની [illegible] એ સંન્યાસ એટલે ગીતા- [illegible] ણું ઘણું. પરંતુ જ્ઞાન, [illegible] મને જોવા મળે છે. [illegible] છે. ભગવાન શંકરાચાર્ય અને સંત વિનોબાએ બહુ જ સરળ ભાષામાં એનું વિવેચન કર્યું છે. પરંતુ મને એ સમજાયું જ નહિ, એની ગેડ બેઠી જ નહિ. પરંતુ જુ. દાદાનાં દર્શન કર્યાં, એમનો કર્મયોગ નિહાળ્યો, બારીકાઈથી દિનચર્યા નિહાળી અને તરત જ ગણિતની જેમ દાખલો બેસી ગયો કે કર્મમાં અકર્મ એટલે જુ. દાદા. પૂ. વિનોબાજી કહે છે ગીતાનો પાંચમો અધ્યાય એ તત્ત્વજ્ઞાનની ભાષામાં ઊંચામાં ઊંચો કૂદકો છે. જાણે કે હિમાલયનું એવરેસ્ટ. કર્મ એટલે નિષ્કામ કર્મયોગ અને અકર્મ એટલે સંન્યાસ. છતાંય બંને એક જ છે એમ શ્રી ગીતાજી કહે છે. કારણ કે બંને આપણને ઈશ્વર તરફ દોરી જાય છે બંનેની ઉપાસનાથી એક જ પ્રકારનું ફળ મળે છે.

બીજી રીતે જોઉં છું તો જુ. દાદા એટલે ગીતાનો બારમો ને પંદરમો અધ્યાય. બારમા અધ્યાયના ભક્તનાં લક્ષણો જુ. દાદામાં અક્ષરશઃ જોવા મળે છે અને પંદરમો અધ્યાય તો મૂર્તિમંત બ્રહ્મ જ જોઈ લો. શાંત અને અચળ, સત્ય અને સનાતન. પૂ. જુ. દાદાની શાંતિ અને અચળતા કવિ કાલિદાસના શબ્દોમાં समुद्रमिव गाम्भीर्ये स्थैर्यम् च हिमवत्तमिव् પરંતુ એમ છતાંય બારમો ને પંદરમો મળીને પૂ. વિનોબાની ભાષામાં પાંચમો 'કહી શકાય. પાચમો અધ્યાય શ્રીમદ્ ભગવદ્ ગીતાનો સાર છે.

ત્રીજો અને ચોથો અધ્યાય તો પ્રગટ છે જ તેથી એની ચર્ચા અસ્થાને છે. એમ તો સોળમા અધ્યાયના દૈવી સંપત્તિના ઘણા ગુણો એમનામાં જોવા મળે છે. અભય તો છે જ અને સત્ત્વસંશુદ્ધિ તો પૂ. દાદાની જ. એમનું અંતર તો સત્ત્વસંશુદ્ધિથી ભરેલું છે. પણ એમનું બેસવું, બોલવું, ચાલવું, વિચારવું, અને કર્મ કરવું એ બધામાં સત્ત્વસંશુદ્ધિની ઝલક ને પ્રકાશ જણાયા સિવાય રહેતાં નથી, એમ સમગ્ર ગીતા મૂર્તિમંત થયેલી મને દાદામાં જણાય છે. ગીતા ગીતમંજરી જેવું મહાકાવ્ય હજુ મને તો ગુજરાતીમાં બીજું જોવા મળ્યું નથી. ભક્તિથી નીતરતું અને પારદર્શક. પૂ. વિનોબાજીની ગીતાઈ ચિંતનિકા અને દાદાની ગીતા ગીતમંજરી વાંચે તે પછી ગીતાને સમજવા માટે બીજા થોથાં વાંચવાની જરૂર રહેશે નહિ.

અને પૂ. દાદાની આત્મરચના અને આશ્રમી કેળવણી—એટલે ગીતાજીના સત્તરમો અધ્યાય. ગીતા જીવન જીવવા માટે છે. તો એનો કાર્યક્રમ શો? એની જીવનચર્યા કેવી હોય? તો પૂ. વિનોબાજીની ભાષામાં સત્તરમો અધ્યાય એટલે જીવન જીવવાનો કાર્યક્રમ અને આત્મરચના અને આશ્રમી કેળવણી એ સત્તરમા અધ્યાયનું ભાષ્ય. જીવન જીવવાનું આવું સુલભ ભાષ્ય બીજે ક્યાંય નહિ મળે. ગીતા ગીતમંજરી અને આશ્રમી કેળવણી એ અમર રચનાઓ છે. આજે નહિ વર્ષો પછી એ શાળા અને મહાશાળાનું પાઠ્યપુસ્તક બની રહેશે.

□ રમણલાલ પંડ્યા

## ૨૭ યજ્ઞમય જીવન

એમણે પોતાનું જીવન સેવાના યજ્ઞમાં ખપાવ્યું છે. એ યજ્ઞની જ્યોતિ આપણ સૌને પ્રકાશ આપે છે અને આપતી રહેશે.

□ ડાહ્યાભાઈ નાયક

ઉકેલવા માટે ઘર મંડળીઓ સ્થાપી છે. એમને ઘર બાંધવાની સગવડ માટે સરકારે જંગલના સાગ અને વાંસ અર્ધી કિંમતે આપવાનું નક્કી કર્યું છે. એ કામ માટે હળપતિઓની એક ટુકડી માંડવી નજીકના જંગલમાં હાલ સાગ અને વાંસ કાપી રહી છે. હું ગયો તે દિવસે જુગતરામ એમનું કામ જોઈને આવ્યા હતા. રાત્રે વિદ્યાર્થીઓને એ અંગે ગેલમાં આવી જઈને એમને વાત કરતા સાંભળ્યા ત્યારે થયું, જેમનાં ઘર બાંધવાના તે લોકો જુગતરામ જેટલા ગેલમાં આવી જશે કે કેમ? સહકારી ખેતી, એ રાનીપરજના પ્રશ્ન અંગેની પ્રવૃત્તિ. રાનીપરજ લોકો જમીનના માલિકો છે. એ જમીનો દેવામાં ઉજળિયાતોને ઘેર મૂકાઈ ગઈ છે. છતાં ગણોતે ખેતી તો મૂળ માલિકો મોટે ભાગે કરે છે. એ ખેડૂતોની ખેતીમાં ગરીબીને લીધે, અજ્ઞાનને લીધે બરકત આવતી નથી. તે સુધારવા સહકારી ખેતીની યોજના ઉપાડી છે. આમ વેડછીમાં થાણું નાંખી પડેલા જુગતરામની પ્રવૃત્તિઓ વાલોડ, વાંસદા, ધરમપુર, બારડોલી, માંડવી, વ્યારા, મહુવા ડાંગ વગેરે સુધી લંબાયેલી છે.

એ વિધવિધ પ્રવૃત્તિઓના જુગતરામનાં અંગ વેડછીની મુલાકાત લીધે જોઈ શકાય તેમ નથી. એ માટે તો એ પ્રવૃત્તિઓનાં સ્થળોએ જવું પડે. પણ હું ચાર ધામની યાત્રાએ જવા નીકળ્યો ન હતો, એટલે મુખ્ય ધામ વેડછીનાં દર્શન તમને કરાવી લઉં.

તા. ૨૦મીની બપોરે ત્રણ વાગ્યે, વેડછી આશ્રમના પ્રાણ જુગતરામની મઢૂલીમાં હું પ્રવેશ્યો. એક ખંડની, નાની, નાજુક, સાદી અને સોહામણી એ મઢૂલી જોઈ મને લલિતજીની 'મઢૂલી' યાદ આવી. સમાજની રાજસ, તામસ, માયાથી દૂર, સંતની લલિતજીએ કલ્પેલી મઝાની મઢૂલી આવી હશે એમ મને તત્ક્ષણ થયું.

અઠ્ઠાવન વર્ષની ઉંમરે પણ વૃદ્ધત્વને પોતાની અંદર આસન જમાવવા ન દીધેલો પુષ્ટ દેહ, કસાયેલાં અંગો, ભરાવદાર મૂછો, બુદ્ધિ કે વિચારનો ચમકારો વ્યક્ત ન કરતી સામાન્ય મુખમુદ્રા, નિર્મળ આંખ અને ઘઉંવર્ણો વાન, એ જુગતરામની મૂર્તિનાં બાહ્ય ચિહ્નો. સમગ્ર ગુજરાતમાં, અને રચનાત્મક કાર્ય પરત્વે હિન્દમાં જેમનું કાર્ય ધ્યાન ખેંચી રહ્યું છે, તે જુગતરામ રસ્તે ચાલ્યા જતા હોય તો આ વ્યક્તિ નીરખવા જેવી છે એમ ભાગ્યે કોઈને થાય. હું ગયો ત્યારે એક ભાઈને તેઓ સૂચનાઓ આપતા હતા. એ કામ તરત પતે એવું નહિ હોય એટલે ફરીથી બાકીનું એમ કહીને વિદાય આપી. મારા સામે જોઈને એમણે કહ્યું: 'આપણી વાત શરૂ કરવાને હરકત નથી.'

મિશનરીની સેવાભાવના આશ્રમમાં પગ મૂકતાં મને સ્પર્શી ગઈ હતી. એટલે મેં પૂછ્યું: 'આપના સેવાભાવમાં મા બાપના સંસ્કારો કેટલા અંશે હશે?'

જુગતરામ: 'મા બાપ ધાર્મિક વૃત્તિનાં હતાં એટલું કહી શકું. બાકી પિતા હું ૮-૯ વર્ષનો હતો ત્યારે ગુજરી ગયેલા. માતા ૨૫ વર્ષનો હોઈશ ત્યારે. માતામાં ધાર્મિક વૃત્તિ ખરી, પણ ગાંધીજીના કાર્યમાં ભળવાથી એને દુઃખ થતું. ખાવાપીવાના આચારથી ખાસ.'

હું: 'ત્યારે સેવાભાવની પ્રેરણાનું મૂળ શું કહેવાય?'

જુગતરામ: 'મેટ્રિકમાં નાપાસ થયો. બહારના વિદ્યાર્થી તરીકે ફરી બેસવાનો પ્રયત્ન કર્યો, પણ ફરી નાપાસ થયો. મુંબઈમાં ભાઈ નોકરી કરતા હતા એટલે એક અમેરિકન ફર્મમાં બે વરસ નોકરી કરી. અંગ્રેજી ભણતરનો જમાનો એટલે મેટ્રિક થવાનો મોહ છૂટેલો નહિ. નોકરીની સાથે ઘેર અભ્યાસ કરી ત્રીજી વખત બેઠો. પણ નાપાસ! મારી ભાષાઓ સારી પણ ચોકસાઈવાળી ઇતિહાસ વગેરેની હકીકતો યાદ ન રહે, રુચિ નહિ એટલે એમાં મહેનત પણ ઓછી થઈ શકતી. લેખન પ્રવૃત્તિ સહેજસાજ કરેલી, એમાં રસ ખરો, તેથી સાહિત્યના ભેખધારી હાજી મહમદના "વીસમી સદી"માં જોડાયો. તેમના એક મિત્રે મને મેળાપ કરાવી આપેલો. ઝાડુ કાઢવાથી માંડી પ્રૂફ જોવા સુધીનું, આવેલા લેખો વાંચી જવા સુધીનું કામ મને સોંપાતું હતું, પરંતુ ત્યાં વધુ નથી રહ્યો. એક વરસ રહ્યો હોઈશ...'

મારા રસનો વિષય આવતાં હું ધીરજ ન રાખી શક્યો, વચ્ચે બોલી ઉઠ્યો, 'કેમ છોડી દીધું?'

જુગતરામ: 'મુંબઈમાં હું માંદો પડ્યો!'

હું: 'પછી?'

જુગતરામ: 'અમે રહેતા તેના નજીકમાં સ્વામી આનંદ રહેતા. નાનપણથી તેજસ્વી, ઘેરથી નાસીને હિમાલય ગયેલા. એમની સાથે નાનપણની કંઈ ઓળખાણ ખરી. એમના કહેવાથી, શરીર સારું ન રહેતું એ કારણે મુંબઈ છોડ્યું. સ્વામી વડોદરામાં મિત્રો સાથે રહેતા હતા એટલે એમની સાથે હું પણ વડોદરા ગયો. અને તે પછી કોઈ ધંધામાં ગયો નહિ.'

માણસને પરિસ્થિતિ અને પ્રસંગ કેમ ઘડે છે અને ઘસડે છે એ દરેકના જીવનમાં અગત્યનો ભાગ છે. એ જાણવાની ઇચ્છાથી હું આગળ પૂછ્યે ગયો, 'પછી વડોદરામાં શું કર્યું?'

જુગતરામ: 'સ્વામી સાથે ગયો તો ખરો, પણ એ તો રખડતારામ. એટલે એમને મૂકીને પકડ્યા એમના દોસ્ત કાકા કાલેલકરને. કાકા સાહિત્ય પ્રવૃત્તિ કરતા. નાનું સરખું છાપું અને પ્રેસ ચલાવતા. હું એમાં પ્રૂફ રીડિંગ કરતો. આ મંડળમાં દેશપાંડે હતા. એ વડોદરા રાજ્યમાં સૂબા હતા. પરંતુ રાજકારણને લઈને સરકારે એમને છૂટા કર્યા હતા. વડોદરાની નજીક સયાજીપુરામાં જમીન લઈ એ ત્યાં રહેતા હતા. હું ત્યાં રહેવા ગયો; ત્યાં કામ કરીશ, એમ માનીને. કાકાસાહેબ ચિંતક હતા એટલે ગામડાંની સ્થિતિ સુધારવી, એની સેવા કરવી એ વિચારો એ કરતા એટલે મારામાં પણ એ વિચારે આસન મૂકેલું. દેશપાંડે તો ગામડામાં જઈને જ વસ્યા હતા એટલે ગ્રામ સેવા એમના મનમાં તો હતી જ.

ભરવાડોને ભેગા કરી સહકારી રીતે દૂધ પૂરું પાડનારી મંડળી ઊભી કરી ગામડામાં હનુમાનજીની સ્થાપના કરી હતી. એના મંદિરમાં કથા વાર્તા કરવાની શરૂઆત કરી. રામાયણની કથા મેં કરવા માંડી. આ કામમાં દોઢ બે વરસ કાઢ્યાં. ગ્રામસેવા કરવી જોઈએ એ બીજ અહીં નંખાયું.'

જુગતરામ અટક્યા. મેં કહ્યું, 'પછી?'

એ મર્માળુ હસ્યા. બોલ્યા: 'એમ ક્યાં સુધી ચલાવવું છે?'

હું પણ મીઠું હસ્યો, બોલ્યો: 'વેડછી આશ્રમે આવી પહોંચીએ ત્યાં સુધી.'

જુગતરામ: 'મારું તો એવું થયું કે સંજોગો પ્રમાણે હું ખેંચાતો ગયો. આગળથી યોજના કરી હોય એવું કંઈ નથી. દરમિયાન ગાંધીજી હિન્દમાં આવી ગયા હતા. કોચરબમાં આશ્રમ શરૂ કરી દીધો હતો. કાકાને પહેલાંનો પરિચય એટલે એ ખેંચાયા, સ્વામી ખેંચાયા. નવજીવન કાઢ્યું ત્યારે પ્રેસનો વહીવટ સ્વામીને સોંપવામાં આવ્યો. સ્વામીને પ્રેસનો અનુભવ હતો. એમના મિત્રો છાપાં કાઢનારા હતા. એમને પોતાને પણ લખવાનો શોખ, આજે પણ લેખન એમનો પ્રિય વિષય છે. એમણે પ્રેસનો વહીવટ સંભાળ્યો એટલે મદદમાં મને બોલાવ્યો. નવું કામ છે એટલે ઠેકાણે પડી જાય ત્યાં સુધી. દેશપાંડે મારી પાછા આવવાની રાહ જોયા કરે, પણ અગસ્ત્યના વાયદા જેવું મારું થયું. પછી ઉપયોગી કામની જરૂર સમજી દેશપાંડેએ કાયમ માટે મને રજા આપી. નવજીવનમાં, સ્વામીની ગેરહાજરીમાં, જવાબદારીભર્યું કામ પણ બજાવ્યું. પ્રેસના કામની આવડત, ઝીણવટ આવી ગઈ. કામ કરવામાં કંટાળો પણ નહિ. છતાં એ મારો માનીતો વિષય ન બની શક્યો. શિક્ષણમાં પડવાનું હૃદય ઝંખ્યા કરતું હતું.'

વાતને પ્રવાહબદ્ધ જમાવવી હોય તો વચ્ચે વચ્ચે હોકારો ધરવો જોઈએ તેમ વાર્તાલાપને પણ જો ચાલુ રાખવો હોય, વચ્ચે વચ્ચે પ્રશ્નરૂપે સંકોરવું જોઈએ, અને એ રીતે મેં વાતને આગળ સંકોરવા પૂછ્યું : 'કેળવણીમાં પડવાનું શી રીતે બન્યું?'

જુગતરામ: 'કાકાસાહેબ આશ્રમમાં વસ્યા તે વર્ષો દરમિયાન ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણની યોજના મૂકી. એની શરૂઆત થતાં એ શિક્ષણમાં કામ કરવાની મેં માગણી કરી. ગાંધીજીએ એટલી ટકોર કરીને મારી વાત મંજૂર કરી કે કાકાની ભાઈબંધીને કારણે જતા હો તો ઠીક નથી, અંતરની ઇચ્છાથી જતા હો તો ખુશીથી જાઓ. સાબરમતી આશ્રમની રાષ્ટ્રીયશાળામાં બાળ વિદ્યાર્થીઓને એકડો ઘૂંટાવતો હું એ રીતે થઈ ગયો. એમાંથી અધ્યાપન મંદિરના વર્ગોમાં ગયો. ગામડે ગામડે રાષ્ટ્રીયશાળા કાઢવી હોય તો શિક્ષકોને સામાન્ય ખ્યાલ તો આપવો પડે એ દૃષ્ટિ રાખી ત્રણ માસનો અધ્યાપન મંદિરનો કોર્સ રાખ્યો હતો. એ વખતના કામથી મને નાના કોર્સ ઉપર શ્રદ્ધા બેસી ગઈ છે. એટલા ટૂંકા ગાળામાં પડેલી છાપો અને બંધાયેલા સંબંધો જિંદગી પર્યંત ટકે છે એનો હું આજે પણ અનુભવ કરી રહ્યો છું. એ વર્ગોમાંથી આશ્રમજીવનનો શોખ જાગ્યો. આશ્રમજીવન એ પણ શિક્ષણનો મુખ્ય વિષય છે. એમ ત્યારથી હું માનતો થયો છું. પણ સ્વામી જેલમાં ગયા, ગાંધીજીને છ વરસની સજા થઈ હતી, તે દરમિયાન ફરીથી પ્રેસ સંભાળવાનું મારે માથે આવ્યું.'

હું : 'પ્રેસ તમને ફસાવવા માગતું લાગે છે?'

મીઠો કટાક્ષ કરતા જુગતરામ : 'પણ હું ફસાઉં એવો ક્યાં હતો? મારું મન તો ગાંધીજી જેલ ગયા પછી લોકોમાં જે નિરાશા આવી હતી તેને ખંખેરવા આશ્રમવાસીઓ ગામડામાં જઈને બેઠા હતા ત્યાં જવા તલપી રહ્યું હતું. સ્વામી જેલમાંથી છૂટીને આવ્યા એટલે પ્રેસમાંથી હું છૂટીને સરભોણ (તા. બારડોલી) આવ્યો. નરહરિભાઈ ત્યાં જઈને બેઠા હતા. મેં પ્રવૃત્તિ તરીકે વિદ્યાલય શરૂ કર્યું. ત્યાં રહેવાથી પછાત રાનીપરજની માહિતી મળવા માંડી એટલે એ મોટી વસ્તીનું કામ કરવું જોઈએ એમ લાગ્યું અને રાનીપરજ વિદ્યાલય કાઢવું એમ નક્કી કર્યું. બારડોલીમાં મકાનોની સગવડ હતી એટલે ત્યાં ગયો. વખત જતાં સમજાયું કે રાનીપરજ માટે બારડોલી પણ યોગ્ય સ્થળ નથી, એ પ્રજાની વસ્તીની મધ્યમાં જઈને બેસવું જોઈએ અને એ રીતે ખસતો ખસતો ઠેઠ વેડછી આવી પહોંચ્યો.' અને એમનું મોં મલક્યું. મેં મીઠું હસતાં કહ્યું: 'બહુ ટૂંકે રસ્તે મને આપે વેડછી લાવી દીધો!' અને લાંબા રસ્તા માટે મને વખત હોય તોપણ એમને ન હોય એમ હું સમજતો હતો એટલે મેં તરત પૂછ્યું : 'આપને લગ્ન ન કરવાનું કેમ સૂઝ્યું હશે?'

જુગતરામ: 'સૂઝવાનું તો ઠીક. નાનપણમાં તબિયત સારી રહેતી ન હતી એટલે લગ્નનો ઉત્સાહ નહિ. ગાંધીજીના આશ્રમમાં ગયા પછી લગ્ન ન કરવાના વિચારો દૃઢ થયા. એ જીવન વધારે સગવડ ભરેલું લાગ્યું. સ્વભાવની જોડે બંધબેસી ગયું.'

હું : 'લગ્ન ન કરવાથી સેવાકાર્ય વિશેષ થશે એવું મનમાં ખરું?'
જુગતરામ: 'એ પણ ખરું. જીવનની અંદર હેતુ આવી ગયો હતો એટલે પછી લગ્નનો વિચાર જ ન કર્યો.'

હું : 'એથી કોઈ વખત એમ લાગ્યું છે કે પિતૃત્વનું અંગ અણવિકસ્યું રહી ગયું? દીનબંધુ એન્ડ્રૂઝને એમ લાગેલું.'

જુગતરામ : 'કાયમ વિદ્યાર્થીઓની વચ્ચે વસ્યો છું. એટલે એવું ખાસ લાગ્યું નથી. ફીઝીકલ અર્જ (શારીરિક જરૂરિયાત) અમુક તક પૂરતી જાગે એ બને. પણ એ ટેવનું કારણ છે. જો એવી ટેવ ન પાડે તેને ધારીએ છીએ તેટલું કઠણ સંયમી જીવન નથી. એમ મારા ઉપરથી મને લાગે છે. એના ઉપર જેને બહુ વિચાર કરવા પડતા હોય. નકારાત્મક તરીકે, તો એને માટે એ સારું નહિ હોય. સ્વાભાવિક કોર્સમાં ખાસ અઘરું ન પડવું જોઈએ.'

હું : 'સંયમી જીવન માટે આપે કેવા આચાર ઘડ્યા છે?'
જુગતરામ : 'એવા કોઈ આચાર કાગળ પર ઘડ્યા નથી. તેમ લાંબા નિયમ પણ નથી. મુખ્ય નિયમ નવરા રહેવું નહિ, સુસ્ત પણ નહિ. પણ એ ત્યારે જ બને કે માણસને પોતાની પ્રવૃત્તિઓમાં પૂરતો રસ હોય. ખોરાકની દૃષ્ટિએ એવું કંઈ વિચાર્યું નથી. આશ્રમનો (મરી મસાલા વગરનો બાફેલો) ખોરાક, ત્યાં રહેવાથી ખાતો થયો, એમાંથી એની ખૂબીઓ સમજાતી ગઈ અને મને મનાવી લીધી. ખોરાકની બાબતમાં હું એવું માનું છું કે કપડાના યુનિફોર્મની માફક ખોરાક પણ દેશનો એકસરખો હોવો જોઈએ. આ બંને બાબતમાં ગરીબ તવંગરના ભેદ ન હોવા જોઈએ. ખોરાકની બાબતમાં મારું એવું માનવું છે કે કુદરતનો જે સ્વાદ છે તે મસાલા નાંખી બગાડવો ન જોઈએ. હળદર નાંખી કુદરતી રંગ બગાડવો ન જોઈએ. મસાલાઓ ઔષધ તરીકે વપરાય તેનો વાંધો નથી. પરંતુ બ્રહ્મચર્ય માટે ખોરાકના વિચારો મેં કર્યા નથી. એવો વિચાર કરવો પડે એવો પ્રકૃતિએ હુમલો નહિ કરેલો એ પણ એનું કારણ છે. તદ્દન એકાંતમાં અને નવરા રહેવાનું એમ બેઉ સ્થિતિ આવી નથી. ઉપયોગી પ્રવૃત્તિમાં રત રહેવું એ કુદરતી સ્થિતિ હોવી જોઈએ પણ એ દરેક માણસના હાથની વાત ન પણ હોઈ શકે.'

હું : 'વર્ષોથી કોંગ્રેસે રચનાત્મક કાર્યક્રમ ઘડ્યા કર્યો છે. હવે કોંગ્રેસ સત્તાસ્થાને છે, તો પાર પાડવા માટે કોંગ્રેસે સરકાર તરીકે રચનાત્મક કાર્યક્રમ અંગે કેવાં પગલાં લેવાં જોઈએ?'

જુગતરામ : 'જે ચીજો રચનાત્મક કાર્યના પ્રયોગરૂપે થઈ અને જે પરદેશી સરકારના વખતમાં વિશાળ પાયા ઉપર ન મૂકી શકાઈ હોય તે વિશાળ પાયા પર મૂકાવી જોઈએ. સરકાર માત્ર કર ઉઘરાવવાનું, ઉપર ઉપરની શાંતિ અને સુલેહ જાળવવાનું કામ કરે એ પૂરતું નથી. એણે એનું તંત્ર રચનાત્મક વ્યૂહમાં ગોઠવવું જોઈએ. દાખલા તરીકે, ખાદીને રચનાત્મક કાર્યક્રમ તરીકે દેશવ્યાપી બનાવવા પગલાં લેવાં જોઈએ. પ્રજા પાસે કપડાં તૈયાર કરવા માટેનો કાચો માલ છે, આવડત છે. બાકી રહે છે આત્મવિશ્વાસ પેદા થવાની ભાવના. સરકારે પ્રજાને કહી દેવું જોઈએ કે, ખાદી દ્વારા કરોડો માણસો કામમાં રોકાઈ શકે તેમ છે એટલે એમના હિતમાં મિલો ચલાવવા દેવામાં આવશે નહિ. બહારથી કાપડ લાવવામાં આવશે નહિ. પ્રજા એ કારણે સ્વાવલંબી થવા પ્રયત્ન કરે અને જરૂર પડયે નિષ્ણાતો દ્વારા માર્ગદર્શન આપવું એ સરકારી જવાબદારી રહે છે. આથી એ વાત ચોક્કસ છે કે ખાદી રાષ્ટ્રવ્યાપી બને અને કોઈ નાગો નહિ રહે તેનો પણ મને પૂરો વિશ્વાસ છે. છેવટ એટલું ન બને તો, ગરીબ માટે, ગામડાંઓ માટે મિલો કપડાં બનાવે નહિ. આ ઘણું હિંમતભર્યું પગલું છે તેની ના નહિ.'

મેં કહ્યું : 'આવું પગલું આ સરકાર ભરી શકે એમ આપ માનો છો?'

જુગતરામ : 'અત્યારની સરકારે લાંબો રસ્તો સ્વીકાર્યો છે. તેમની સાથે એક રીતે તકરાર કરવી યોગ્ય નથી. સરદારને હું ઓળખું છું, તે રીતે એ પોતાને ગાંધીજીના અંધભક્ત કહેવડાવે છે. છતાં એમણે આંધળું અનુકરણ કર્યું નથી. એમણે જેટલું પચાવ્યું છે તેટલું જ કર્યું છે. સરદારની અહિંસા, સત્ય એ ગાંધીજીના નથી એમના પોતાનાં છે. એમને ગાંધીયન ફિલોસોફી પચે છે તેટલા પ્રમાણમાં એ વાપરે છે. એ રીતે એ પોતાની પ્રગતિ કરે છે. સરકારની મશીનરી માટે ગાંધીજીના બધા સિદ્ધાંત સ્વીકારવા મુશ્કેલ માને છે. એમની એ નમ્રતા છે કે, બાપુને મોઢે જે શોભ્યું તે અમારે મોઢે શોભે નહિ, એમ સ્વીકારે છે. કરકસર અને ઉત્પાદનના પ્રોગ્રામમાં દુનિયા ચાલે છે તેમ ચાલીને એ દેશને ભૂખમરામાંથી કાઢવા માગે છે. ગાંધીયન ફિલોસોફીથી સરકારનો દોષ કાઢી શકાય, પણ સરકાર દુનિયાને રસ્તે થઈને ચાલે છે એ રીતે એનો દોષ કાઢી શકાય નહિ. ગાંધીજીનો મહાન અખતરો કરવાને સરકાર પોતાને લાયક માનતી નથી. ગાંધીજીએ જેને ટૂંકો રસ્તો કલ્પ્યો હતો, તે લાંબો છે એમ માની સરકાર ચાલે છે. દુનિયાને રસ્તે થઈને એ ગાંધીજીના રસ્તે આવવા પ્રયત્ન કરે છે.'

હું : 'ગ્રામજનોના અનેક પ્રશ્નો છે. તેમાં મુખ્ય આપ કયો માનો છો કે જે ઉકલે તો બીજા આપોઆપ ઉકલે?'

જુગતરામ : 'ગાંધીવાદી પદ્ધતિ પ્રમાણે, ગામડાને કેન્દ્ર બનાવવામાં આવે, દિલ્હી એ આજે કેન્દ્ર છે તેને બદલે ગામડું એ કેન્દ્ર બને તો ગ્રામ પ્રજામાં આત્મવિશ્વાસ આવી જાય. બધા પ્રશ્નો ગામડા ઉપર છોડી દેવામાં આવે—કેળવણી, કાપડ વગેરે. સરકાર માર્ગદર્શક બની રહે, મુખ્ય જવાબદારી ગામડા ઉપર નાખી દે. માનવામાં આવે છે કે આવું કરવામાં આવે તો બધું પડી ભાંગે, પણ ખરી રીતે પડી ભાંગે નહિ પણ ચડી વાગે—ઉત્પાદન, કેળવણી વગેરે આગળ વધે. આજે સરકાર પોતે વિકાસ યોજના રચાવે છે, પણ ગામડાને એમાં રસ પડતો નથી.'

હું : 'પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવવાનું છે એમ બધા પક્ષો બૂમો પાડે છે. જીવનધોરણની કઈ કક્ષા આપ વાજબી માનો છો?'

જુગતરામ : 'જીવનધોરણના પાયામાં અપરિગ્રહનો સિદ્ધાંત માર્ગદર્શનરૂપે હોવો જોઈએ. અમુક કક્ષાથી નીચેનો અપરિગ્રહ માણસને ઢોર બનાવી મૂકે છે. અમુક કક્ષા ઉપરનો અભિમાની અને આળસુ બનાવી મૂકે છે. ગાંધીવાદી પ્લેનિંગ કરવું હોય તો તમારો આ સવાલ સૌથી પહેલો લેવો જોઈએ અને તે માટે વિગતમાં જઈને નક્કી કરવું જોઈએ. ખોરાક, કપડાં, શિક્ષણ, સુખસગવડ, મકાન વગેરેની હદ બાંધવી જોઈએ.

'મારી સમજ પ્રમાણે કપડું એટલું વાપરવું જોઈએ કે દરરોજ એ કામ માટે માણસને ૧–૧॥ કલાક કાંતવું પડે. અન્નની બાબતમાં એટલો સૂક્ષ્મવિચાર નથી કર્યો, પણ એક વખત અમે બજેટ કરતા હતા. ત્યારે ૩–૪ કલાકનો વખત એમાં આપવો જોઈએ એમ વિચારેલું. કપડામાં કરકસર કરવાનું કહી શકાય, પણ અન્ન બાબતમાં એવું ન કહેવાય. પૂરું ન થતું હોય તો વધારે સમય આપવો પડે. અભ્યાસ વધારવામાં બે કલાક મળવા જોઈએ. પોતે પોતાનું પેટ ભરવું તે પૂરતું નથી, સારું પણ નથી, બહારના સાર્વજનિક કામ માટે બે કલાક સુધીનો વખત આપવો જોઈએ. ઊંચામાં ઊંચી કેળવણી દરેકને મળવી જોઈએ. ખાસ વિષયોનું જ્ઞાન વ્યક્તિની કક્ષા ઉપર આધાર રાખે છે. એટલે એ નક્કી ન કરી શકાય પણ જીવન સમજવાની કેળવણી એકેએક વ્યક્તિને મળવી જોઈએ. નઈ તાલીમની કેળવણી એવી છે, જે બધાને માટે શક્ય છે, સ્વાવલંબી છે, બાહુબળથી ભણે, ગુજરાન ચલાવે.'

છેલ્લા સવાલ ઉપર આવતા મેં કહ્યું 'આજની સરકાર વ્યવસ્થા સ્થાપવામાં પૂરતી સફળ નથી થતી તેમાં આપને ક્યાં કારણો લાગે છે?'

જુગતરામ : 'સત્તાના કેન્દ્રીકરણના એ બધા દોષ છે. સરકાર પાસે માણસો બધા સારા નથી કે ધર્મબુદ્ધિથી સમજીને કામ કરે. નવા તદ્દન સામાન્ય માણસો છે, જૂના બગડેલા છે. સત્તાના કેન્દ્રીકરણનો દોષ દૂર કરવો જોઈએ, અને ગામડાંને કેન્દ્રનું યુનિટ બનાવવું જોઈએ. એ માટે શ્રદ્ધા રાખી પ્રયત્ન કરવો જોઈએ.'

સહેજ અટકીને એમણે ઉમેર્યું : 'પ્રજાનો દોષ પણ છે. સગવડો માટે બૂમો પાડવાની ટેવ અરાષ્ટ્રીય છે. ઝીણી ઝીણી બાબતમાં દુઃખ વેઠી લેવું જોઈએ, એ વેઠવાથી પ્રજા ચઢે છે. સ્વરાજ્ય મેળવવા માટે પ્રજા શરી હતી તો સ્વરાજ્યમાંથી સુરાજ્ય સ્થાપવામાં આવું તેજ એણે બતાવવું જોઈએ. આપણી પ્રજા અજ્ઞાન છે છતાં આગેવાનો, છાપાં આવી ફરજ બજાવે તો એ જરૂર ઝીલે. પ્રજા આમ વ્યવસ્થા સ્થાપવામાં સરકારને ટેકો આપે તો જરૂર સ્થિતિ સુધરે.'

આંબલાની જાત્રાએથી શ્રદ્ધાનું ભાથું બાંધતો આવ્યો હતો કે એ જાતની પ્રજાને કેળવણી મળશે તો ગામડાં ભાંગતાં અટકશે. વેડછીના મિશનમાંથી શ્રદ્ધા લેતો આવ્યો કે, ખ્રિસ્તીઓમાં જે સેવાભાવ છે તેવો આપણામાં નથી એવી લઘુગ્રંથિ સેવવાનું કારણ નથી.

આજે ભલે વેડછી જેવા કોઈ મિશન ગુજરાતમાં હોય, પરંતુ એમાંથી નગર નગર દીવાઓ પ્રગટતા જશે અને હિંદની પછાત ગણાતી પ્રજાઓને બેઠી કરશે.

□ ઈશ્વર પેટલીકર

## ૨૯ હળપતિ સેવક

આદિવાસી અને ગુલામ જેવા હળપતિ સમાજના વિકાસ અને જાગૃતિનું ઉમદા કાર્ય એમણે કર્યું. તેથી આ સમાજના લોકો એમના ઋણી છે. ભવિષ્યમાં હળપતિ સમાજના કાર્યો કરવામાં એમની પ્રેરણા મળતી રહે તે માટે એમના દીર્ઘાયુ માટે પ્રાર્થના કરું છું.

□ ડાહીબહેન રામભાઈ રાઠોડ

## ૩૦ રચનાત્મક કામના ઋષિ

શ્રી જુગતરામભાઈ એટલે આદિવાસી ગ્રામ પ્રદેશના રચનાત્મક કામ મારફત પછાત માનવ જીવનનું સમગ્ર દૃષ્ટિથી જીવનસ્તર ઊંચું લાવનાર ઋષિ. એમના પરિપક્વ અનુભવનો લાભ આપણને સૌને મળી રહ્યો છે. તેઓ રાષ્ટ્રસેવામાં પોતાનો ઉત્તમ ફાળો ઉત્સાહભેર આપી રહ્યા છે.

□ ઉત્તમચંદ શાહ

## ૩૧ જુગતરામ : સેવાની જ્યોત

વેડછી આશ્રમના તપસ્વી શ્રી જુગતરામ દવેની ૮૭ની જન્મજયંતી રચનાત્મક કાર્યકરોએ 'સેવાદિન' તરીકે ઉજવી છે.

વર્ષો પહેલાં જ્યારે દેશના સ્વરાજ્ય માટેનું આંદોલન ચાલતું હતું ત્યારે મહાત્માજીની પ્રેરણાથી સેવાનો આજન્મ ભેખ લેનાર જે કેટલાક કાર્યકરો આપણને સાંપડ્યા તેમાંના એક જુગતરામ દવે.

બારડોલીનો સત્યાગ્રહ થયો ત્યારે એ વિસ્તારની રાનીપરજ પ્રજાને હાળી પ્રથા, વ્યસનો અને અજ્ઞાનમાંથી મુક્ત કરવા ગાંધીજી અને સરદારે શ્રી જુગતરામને એ વિસ્તારમાં જ રહેવા આદેશ આપેલો. ત્યારથી તે આજદિન સુધી જુગતરામ તેમના ગુરુના એ મંત્રને નજર સમક્ષ રાખી આદિવાસી અને હળપતિ પ્રજાના આર્થિક, સામાજિક અને શૈક્ષણિક ઉત્થાન માટે મથતા રહ્યા છે. વેડછી આશ્રમ એમનું હેડક્વાર્ટર છે અને ત્યાં તેમણે સેવાની જે જ્યોત પ્રગટાવી છે તે એ વિસ્તારને અજવાળી રહી છે.

શ્રી જુગતરામ એકલા સમાજસેવક નથી, પરંતુ શિક્ષણશાસ્ત્રી પણ છે. બાપુએ ગ્રામ સ્વરાજની જે કલ્પના કરી તેને સાકાર કરવા માટે ખેતી, શિક્ષણ અને સમાજસેવાના વિવિધ ક્ષેત્રોમાં તેમણે મૌલિક ચિંતન પ્રેરિત સફળ પ્રયોગો કર્યા છે. બાપુનો રેંટિયો એમાં કેન્દ્રસ્થાને રહ્યો છે. સ્વરાજની જાળવણી માટે અને દેશના કરોડો દરિદ્રનારાયણોનું જીવન ધોરણ ઊંચું આવે તે માટે રચનાત્મક કાર્યકર્તાઓની નવી પેઢી તૈયાર કરવાનું ભગીરથ કામ જુગતરામે કર્યું છે. રાજકીય નેતાઓ પ્રધાનપદાંઓ પાછળ દોડતા રહ્યા છે, ત્યારે જુગતરામ આ પાયાના કાર્યમાં ખૂંપેલા રહ્યા છે. એમના જીવનના વિવિધ પાસાંઓની મૂલવણી કરીએ તો આખું યે જીવન સેવાની ઝગમગતી જ્યોત જેવું છે. આ જ્યોતના અજવાળાં આપણો સેવાપથ વર્ષો સુધી ઉજાળતા રહે એવી એમની આ જન્મજયંતી વેળાએ સૌના હૃદયની અંતરની કામના છે.

જુગતરામનું કાર્ય તો એક મિશન છે. મહાત્માજીએ એ પ્રબોધેલું છે અને આપણા વડા પ્રધાન ઇન્દિરાજીએ હવે એ મિશનને મૂર્તિમંત સ્વરૂપ આપવા વીસ મુદ્દાનો આર્થિક કાર્યક્રમ અમલી બનાવેલો છે ત્યારે દક્ષિણ ગુજરાતના તમામ રચનાત્મક કાર્યકરોની આ મિશનને સફળ કરવાની જવાબદારી છે. આ જવાબદારી અદા કરીને જ જુગતરામની સેવાઓનું યત્કિંચિત્ ઋણ અદા કરી શકાશે.

□ 'પ્રતાપ' તંત્રીલેખ

## ૩૨ દીનદુખીના દધીચિ

આપે દીનદુખીને માટે દધીચિ ઋષિની માફક હાડ ગાળ્યાં છે. વળી આપના જીવનમાંથી અમને સૌને ભારે પ્રેરણા મળી છે. આપનો જન્મ દિવસ 'સેવાદિન' તરીકે ઓળખાય એ યોગ્ય જ છે.

□ છોટુભાઈ ગો. દેસાઈ

## ૩૩ આત્મરચનાના કવિ

જયપ્રકાશજીને છેલ્લે વરસે મળવા ગયેલો ત્યારે એમણે મને પૂછ્યું, 'કોઈ નવી રચના?' હિન્દીમાં 'રચના' એટલે કૃતિ, કાવ્યસર્જન. જુગતરામભાઈને રચના વિશે પૂછો તો તેઓ મૂંગા રહે. ભલા હો તો હસીને એક ચોપડીનો નિર્દેશ કરશે. એમણે પોતાની એક કૃતિને નામ આપ્યું છે—

'આત્મરચના અથવા આશ્રમી કેળવણી'

સાચું કહું? આ જુગતરામભાઈ આશ્રમમાંથી ભાગી ગયેલા કવિ છે. હમણાં નહીં એમનું 'અંતરપટ આ અદીઠ' ગીત ગાયું 'સંસ્કૃતિ'નો ૨૦૦મો અંક કવિતા આસ્વાદનો વિશેષાંક કાઢેલો ત્યારે પ્રો. અનંતરાય રાવળે આ ગીતનો આસ્વાદ કરાવ્યો છે. આમ તો એમનો પ્રિય કવિ છે નાનાલાલ. પણ એમના આસ્વાદ માટે જુગતરામભાઈનું આ ગીત પસંદ કર્યું. એક સરળ ગીત છે. અંદર એ પંક્તિમાં આવે છે 'ઝાંખાં ઝીણાં ચીર' નવિરો ૮ આખું ચિત્ર ખડું કરી દે છે. હરિહર ભટ્ટ 'એક જ દે ચિનગારી' તો એક જ કાવ્યના ચિરંજીવ છે. જુગતરામભાઈ તો સાચા કવિ છે,

[illegible] છે. પણ તેઓ અમારામાંથી ભાગી ગયા છે અને ખરા આત્મરસનાના કવિ. એમણે જે રચના હાથમાં લીધી તે ભારે ધીરજ, ખંત અને શ્રદ્ધાથી કરવાની રચના છે. બાપુ કહેતા, મારે એક ડગલું બસ થાય. આવા માણસોને બહુ દોડવાનું આવે જ નહિ. વચ્ચે ભૂલો પણ થાય, તો ઊભા રહી જાય. પોતાની નાની ભૂલને હિમાલય જેવડી ગણે. આવા માણસોની આસપાસ આપોઆપ રચના થતી આવે.

આ વેડછીનો વડલો એ જુગતરામભાઈની શ્રેષ્ઠ રચના છે. વડલો એ આપણું બહુ મહત્ત્વનું પ્રતીક છે. અંગ્રેજીમાં તેને 'બનિયન ટ્રી' કહ્યું છે. જોકે એ વૃક્ષમાં વાણિયા જેવું કશું દેખાતું નથી. તેને 'ઇન્ડિયન ટ્રી' પણ કહે છે, બાલીમાં, સીંગાપુરમાં પણ મેં વટવૃક્ષ જોયું. આ વૃક્ષની એક ભારે મોટી ખાસિયત એ છે કે માત્ર ઊંચા ને ઊંચા વધ્યા કરવું એમ નહિ, પરંતુ લગીર ઊંચા ગયા કે જ્યાંથી પેદા થયા તેની તરફ પાછા આવવું. આ વૃક્ષની વડવાઈઓ નીચે આવે અને ડાળીઓ પાછી મૂળિયાં થઈ જાય. ક્યારેક મૂળ થડ કયું એ પણ નક્કી કરી ન શકાય. ભારત દેશ એવો વડ છે. આપણે ત્યાં ચાર વડ જાણીતા છે. કબીરવડ, કલકત્તા બૉટનિકલ ગાર્ડનનો વડ, થિયોસૉફિકલ સોસાયટી અડ્યારનો વડ અને

કહેવત છે. હું ઇચ્છું છું કે આ કહેવત દુનિયામાં બધે હોય. બે જણા ખેસ નીચે એકમેકના હાથની આંગળીઓ પકડી સોદા કરે. ત્રણ આંગળી નહિ તો બે આગળી, ત્રણસો નહિ, બસો તો બસો. કદદો કરવા તૈયાર રહેવું પડે છે. પ્રેમાનંદે ગાયું છે–'ઉદર નિમિત્ત સુરત સેવ્યું, સેવ્યું નંદરબારજી' એ વખતનું સુરત એટલે આખી દુનિયા ત્યાં છલકતી હતી. આ હજાર માઈલના દરિયા-કાંઠાને લીધે ગુજરાતીઓએ ઘણો અનુભવ મેળવ્યો હશે, ગુજરાતના મળતાવડા, વ્યવહારુ અને સાહસિક સ્વભાવ ઉપર આ લાંબા દરિયાકાંઠાએ ઘણી અસર કરી હશે.

ગુજરાતની બીજી હદ છે, ડુંગરોની. નાનાલાલે કહ્યું છે કે ગુજરાતની એક પાંખ નીલી અને બીજી છે લીલી. પૂર્વમાં પર્વતમાળા આવેલી છે. હું પણ અરવલ્લીના ડુંગરાઓમાંથી આવુ છું. કાકાસાહેબ કહેતા કે તમે આગળ પડતા તો ઓછા છો, પાછળ કહેવાતા લોકોની સંખ્યા વધારે છે. જીવરાજભાઈ પહેલા મુખ્ય પ્રધાન થયા ત્યારે એમણે કહેલું કે ગુજરાતનું રાજ ચલાવવું એ ખોટનો ધંધો છે. આખું ગુજરાત કાંઈ અમદાવાદ નથી અને આખું અમદાવાદ કાંઈ શાહીબાગ નથી. તો ગરીબ વસ્તી અહીં ઘણી છે.

જૈનધર્મ પણ ક્યાં પાક્યો અને ક્યાં ફાલ્યો? ગુજરાતની ભૂમિમાં

શાંતિ રાખો, હળીમળીને પ્રેમથી જીવો, એવું બધું જ કહ્યું છે જાણે કોઈ મોટો ગણિતજ્ઞ નાના બાળકોને એકબે ગણના આંકડા શીખવતો હોય! આપણી આગલી બધી તો લમ્ફરી છે ઉઠાઉગીરી છે

આપણા આ જુગતરામભાઈએ પણ એવું તે શું કરી નાખ્યું છે? એમને કોઈ વિશેષણ લગાડો તો એ ભોંઠું પડીને પાછું આવશે એમણે બસ પ્રેમ કર્યો છે, એટલે બધાનો પ્રેમ એમને મળ્યો છે દિલખુશભાઈ જેવા જુગતરામભાઈની વાત કરે ત્યારે જાણે એમના મોઢામાં સાકરનો ગાંગડો ન હોય એમ લાગે આપણે બુદ્ધિને તારશે એમ ભલે વિચારીએ કે આ તો બાપુ તરફની બંનેની ભક્તિને લીધે છે પણ મૂળમાં આ પ્રેમ તત્ત્વ પડેલું છે

સંગઠનનો તાર સાધનારો પણ આ અદીઠ પ્રેમનો તંતુ જ છે ભાઈ નારાયણે સાચું જ કહ્યું કે સંગઠન માટે બધા રંગ તો ઉજવ્યા માં છેલ્લો પગનું છે અને તેમાંય ખાસ કરીને તેના મરણ વખતે કામ આવે છે ત્યારે બધા જ એના ઉપર પોતાનો રોટલો તોડી ખાય છે! માટે સંગઠનનો મૂળ આધાર તો છે પરસ્પરનો પ્રેમ

ગુજરાતની આ લીલી પાંખ ગમળ અને સાચી લીલી બને એવું ઈચ્છાનું છે જુગતરામભાઈએ ઈશોપનિષદના અનુવાદમાં કહ્યું છે 'માણસ છો કે ગીધ?' ગૃધ પરથી એ શબ્દ આવ્યો છે અંગ્રેજીમાં 'ગ્રીડ' શબ્દ એ એનો જોડિયો શબ્દ છે લોભનો વળગાડ મનુષ્યમાત્રને વળગેલો છે પણ ગીધની વાત જ જુદી ક્યાંક મુડદાલ વસ્તુ પડી હોય ગીધની આંખ તરત પકડી પાડે તરત ત્યાં પહોંચી જાય ચાંચ મારીને ખાય, અને પાંખો ફેલાવીને તેના પર બેસી જાય આટલું મારું જ માણસ આવો ગીધ જેવો ન બને એ એક ચિત્ર દ્વારા ઉપનિષદે શીખવ્યું છે

માણસ આજે યંત્ર વિજ્ઞાનની મોટી મોટી કરામતો કરતો થયો છે અહીં પૃથ્વી પર બેઠો બેઠો ગ્રહોનું અને ઉપગ્રહોનું સંચાલન કરી શકે છે અને આ દિશામાં હજી તો કેટલાયે આગળ વધશે પરંતુ સાથે સાથે એમ જોવા મળે છે કે પ્રેમની નીકો પુરાઈ જતી આવે છે યંત્ર માત્ર એ જ ગુણને ઓળખે છે આવડત મોટર ચલાવતા ન આવડતું હોય તેને તમે ડ્રાઈવર બનાવશો? યંત્ર વિજ્ઞાનની રચનાઓ ભારે સંકુલ થઈ ગઈ છે પણ સાથે સાથે સામાજિક ક્ષેત્રમાં માણસાઈ પણ લોપાવી જોઈએ નહિ

કોઈ કહે છે કે ભાઈ મજૂર, તું બહુ દયાળુ છે, તું લોહી ચૂસે છે પણ બેન્કમાં મૂકતો નથી! પ્રો ગાલબ્રેથે બતાવ્યું છે કે મોટા મોટા કારખાના હવે સમાજવાદી ન થાય તો ચાલી શકે નહિ આમ, એની અંદર જ એનું મારણ પણ છે મૂડીવાદી અને સામ્યવાદી બન્ને સમાજોની સંઘર્ષતામાં આ યંત્ર વિજ્ઞાનને લીધે ફરક ઓછો થતો આવતો દેખાય છે

આમ યંત્ર વિજ્ઞાનના ક્ષેત્રે માનવ ખૂબ જ આગળ વધી ગયો છે પરંતુ પ્રેમ સંબંધ ઓછા થતા જાય છે સામાજિક ક્ષેત્રે માનવ આગળ વધતો નથી હરવિલાસ શારદાએ જેમ [illegible] કહેલો વાત્સલ્ય પ્રેમ સંબંધ વધી શકે વસ્તુતાથી [illegible] જેટલી વધશે એટલી [illegible] વધશે [illegible] વિનોબાજી દાયાં ધોઈ નાખવાની જરૂર નથી [illegible] શક્તિ તો પડી છે [illegible] શક્તિઓને કોઈ નાથી શકતું નથી પ્રેમનું બળ ખીલવવામાં માણસ પાછળ પડે એમ હું માનતો નથી માણસ માણસાઈ પણ ખીલવશે જ

જુગતરામભાઈએ [illegible] કર્યાં છે તે પા પા પગલી જેવાં છે, પણ તે વિરાટની પગલી છે એ ખરું છે આવું થઈ શકે છે, એવી તે આપણને હૈયાધારણ આપે છે આપણે ધારીએ તો માણસાઈથી જીવી શકીએ છીએ સેવકોનો આ વંશ લુપ્ત થવાનો નથી આ સેવકોએ આ પંથમાં ઝીણો ટમટમતો દીવો પ્રજ્વલિત રાખ્યો છે અને તેનો સ્થિર, સૌમ્ય, સાત્ત્વિક પ્રકાશ પાથર્યો છે આજે આપણે જુગતરામભાઈના જન્મદિને એવી દુઆ માગીએ કે અમે વીસમી સદીવાળા કંઈક ખટક નીકળ્યા હોઈએ, તો તેનું વળતર આ એકવીસમી સદીવાળા વાળી દે અને તેઓ પાછા બાવીસમી સદીને ખો આપે!

□ ઉમાશંકર જોશી

## ૩૪ મળીને ધન્ય થઈ

જ્યારથી હું પૂ શ્રી મહારાજ પાસે આવી ત્યારથી અત્યંત સ્નેહ અને આદરપૂર્વક જેમને વિષે એમને બોલતા સાંભળ્યા, તેમાં મુ શ્રી જુગતરામભાઈનું નામ વારંવાર આવતું એમના વ્યક્તિત્વ માટે સ્વભાવ માટે, સેવા શક્તિ માટે અને ઊંડા નમસ્કાર માટે પૂ શ્રીને મોઢે એટલું સાંભળ્યું હતું કે એમને મળવા અને નમસ્કાર કરવાની ઈચ્છા વધતી ગઈ

મેં જોયું કે પૂ શ્રીના હૃદયમાં જેમને અતિ નિકટનું સ્થાન હતું— મહાદેવભાઈ, નરહરિભાઈ તેમાંના જ જુગતરામભાઈ પણ છે

જુગતરામભાઈના વાત્સલ્યભર્યા વ્યક્તિત્વનો સ્નેહમય પ્રભાવ તરત જ મેં અનુભવ્યો અને ઘણી જ ધન્યતા થઈ એમને મળીને

□ સરોજબહેન નાણાવટી

## ૩૫ આજીવન સેવામૂર્તિ

શ્રી જુગતરામભાઈ આજીવન સેવામૂર્તિ છે અને તેમની દોરવણી હેઠળ અનેક સંસ્થાઓ આજે ચાલી રહી છે

□ શંકરલાલ બેંકર

## ૩૬ એકનિષ્ઠાની વિરલમૂર્તિ

પૂજ્ય શ્રી જુગતરામભાઈ જેવા [illegible] ની વાત ૧૨ મા [illegible] [illegible] ગુજરાતી અને હિન્દી નવજીવન [illegible] [illegible] ઊંડી [illegible] જુગતરામભાઈને [illegible] અને [illegible] ધ્યાનમાં રાખીને [illegible] ગાંધીજીના પુ

કાવ્યરચનાના માણસ છે. પણ તેઓ અગારામાંથી ભાગી ગયા છે અને થયા આત્મરચનાના કવિ. એમણે જે રચના હાથમાં લીધી તે ભારે ધીરજ, ખંત અને શ્રદ્ધાથી કરવાની રચના છે. બાપુ કહેતા, મારે એક ડગલું બસ થાય. આવા માણસોને બહુ દોડવાનું આવે જ નહિ. વચ્ચે ભૂલો પણ થાય, તો ઊભા રહી જાય. પોતાની નાની ભૂલને હિમાલય જેવડી ગણે. આવા માણસોની આસપાસ આપોઆપ રચના થતી આવે.

આ વેડછીનો વડલો એ જુગતરામભાઈની શ્રેષ્ઠ રચના છે. વડલો એ આપણું બહુ મહત્ત્વનું પ્રતીક છે. અંગ્રેજીમાં તેને 'બનિયન ટ્રી' કહ્યું છે. જોકે એ વૃક્ષમાં વાણિયા જેવું કશું દેખાતું નથી. તેને 'ઇન્ડિયન ટ્રી' પણ કહે છે, બાલીમાં, સીંગાપુરમાં પણ મેં વટવૃક્ષ જોયું. આ વૃક્ષની એક ભારે મોટી ખાસિયત એ છે કે માત્ર ઊંચા ને ઊંચા વધ્યા કરવું એમ નહિ, પરંતુ લગીર ઊંચા ગયા કે જ્યાંથી પેદા થયા તેની તરફ પાછા આવવું. આ વૃક્ષની વડવાઈઓ નીચે આવે અને ડાળીઓ પાછી મૂળિયાં થઈ જાય. ક્યારેક મૂળ થડ કયું એ પણ નક્કી કરી ન શકાય. ભારત દેશ એવો વડ છે. આપણે ત્યાં ચાર વડ જાણીતા છે. કબીરવડ, કલકત્તા બોટનિકલ ગાર્ડનનો વડ, થિયોસોફિકલ સોસાયટી અદ્યારનો વડ અને ચોરવાડનો વડ. ચોરવાડના વડને તો વડોવન એવું મજાનું નામ આપ્યું છે. ચારે ભારતીય સંસ્કૃતિની ઝલક આપે છે. વેડછીનું યે આવું ધીંગું વટવૃક્ષ ઊભું છે. તેને 'વેડછીવેવ' કહીશું? હમણાંનો ફેશનનો શબ્દ છે. વેવ–મોજું 'વેડછી આંદોલન' કહી શકાય, વેડછી ઘટના કહી શકાય,

અહીં નઈ તાલીમ પાંગરી છે. આ ગણિતનો નહિ ગુણવત્તાનો સવાલ છે. ડૉ. ઝાકિરહુસેન અહીં આવ્યા હતા. એ ભગ્નહૃદય હતા. આપણે એમને ઠેઠ ઊંચે બેસાડ્યા, પણ હૃદય એમનું ભાંગી ગયું હતું. એ ગાંધીજીની નઈ તાલીમના અધ્વર્યુ હતા. પરંતુ અહીં વેડછી આવીને એમના જીવને ટાઢક વળી. નઈ તાલીમની ભાવનાને સાકાર કરવામાં, જીવંત રાખવામાં, સંચારિત કરવામાં જુગતરામભાઈ જેવી ધીંગી હસ્તીનો બહુમૂલ્ય ફાળો છે.

જુગતરામભાઈ સાહિત્યના ક્ષેત્રમાંથી છટકી ગયા અને એમના માથે જીવનની રચના કરવાનું સ્વકર્મ આવ્યું. એમના પોતાના નામના અક્ષરો તો ઓછા છે, પણ એમની સાથે નાની મોટી ઉંમરના સાથીઓ અનેક છે. તેઓ પોતે આપણી સદીના નથી, ઓગણીસમી સદીમાં જન્મ્યા છે. આપણે એમની સામે છાતી કાઢીને વીસમી સદીવાળા ઊભા છીએ, પરંતુ જુગતરામભાઈના મનમાં તો છે કે હું એકવીસમી સદીવાળાઓને ખો આપું. એમણે આપણને વીસમી સદીવાળાઓને તો વટાવી લીધા, હવે એકવીસમી સદીવાળાઓને ખો આપવા તૈયાર ઊભા છે. આ લોભી માણસ એમ અટકી જાય એવા નથી. પેલાં જે ટાબરિયાં બેઠાં છે, ત મોટા થઈને જ્યારે આવી કોઈ સભામાં બોલશે કે અમને જુગતરામભાઈ આમ કહેતા'તા, ત્યારે એમને સંતાપ થશે. વિચારને પગ છે, એવી એક અંગ્રેજી કહેવત છે. એટલે એકવીસમી સદીને ખો આપવાનો શો અર્થ થાય તે સમજી લઈએ.

ગુજરાતને હજાર માઈલનો દરિયાકાંઠો છે. અહીં માણસો દરિયાથી બહાર દેખાતા થયા છે. પ્રજાની કેળવણીમાં આ વસ્તુએ ઘણો મોટો ફાળો આપ્યો છે. આપણે ત્યાં 'કજિયાનું મોં કાળું' એવી કહેવત છે. હું ઇચ્છું છું કે આ કહેવત દુનિયામાં બધે હોય. બે જણા ખેસ નીચે એકમેકના હાથની આંગળીઓ પકડી સોદા કરે. ત્રણ આંગળી નહિ તો બે આંગળી, ત્રણસો નહિ, બસો તો બસો. સોદો કરવા તૈયાર રહેવું પડે છે. પ્રેમાનંદે ગાયું છે–'ઉદર નિમિત્ત સુરત સેવ્યું, સેવ્યું નંદરબારજી' એ વખતનું સુરત એટલે આખી દુનિયા ત્યાં છલકતી હતી. આ હજાર માઈલના દરિયા–કાંઠાને લીધે ગુજરાતીઓએ ઘણો અનુભવ મેળવ્યો હશે, ગુજરાતના ગળતાવડા, વ્યવહારુ અને સાહસિક સ્વભાવ ઉપર આ લાંબા દરિયાકાંઠાએ ઘણી અસર કરી હશે.

ગુજરાતની બીજી હદ છે, ડુંગરોની. નાનાલાલે કહ્યું છે કે ગુજરાતની એક પાંખ નીલી અને બીજી છે લીલી. પૂર્વમાં પર્વતમાળા આવેલી છે. હું પણ અરવલ્લીના ડુંગરાઓમાંથી આવું છું. કાકાસાહેબ કહેતા કે તમે આગળ પડતા તો ઓછા છો, પાછળ કહેવાતા લોકોની સંખ્યા વધારે છે. જીવરાજભાઈ પહેલા મુખ્ય પ્રધાન થયા ત્યારે એમણે કહેલું કે ગુજરાતનું રાજ ચલાવવું એ ખોટનો ધંધો છે. આખું ગુજરાત કાંઈ અમદાવાદ નથી અને આખું અમદાવાદ કાંઈ શાહીબાગ નથી. તો ગરીબ વસ્તી અહીં ઘણી છે.

જૈનધર્મ પણ ક્યાં પાક્યો અને ક્યાં ફાલ્યો? ગુજરાતની ભૂમિમાં એવું કાંઈક છે કે જૈનધર્મ અહીં જ વધુ ફેલાયો. આંખની શરમ અને મોઢાની શરમ રાખનારી આ પ્રજા છે. કેટલીક વસ્તુ અહીં થાય જ નહિ. ગાંધીજી પણ ફિનિક્સ છોડીને આવ્યા અને ભારતમાં આશ્રમ સ્થાપવાની વાત આવી ત્યારે એમણે ગુજરાત જ પસંદ કર્યું. ગુજરાતની સ્ત્રીઓનો, માતાનો એમને અનુભવ હતો. કસ્તુરબા પાસેથી તેઓ સત્યાગ્રહનો પહેલો પાઠ શીખેલા. સત્યાગ્રહમાં પોતાને સહન કરવાનું આવે. જોકે ખરું જોતાં તેમાં સહન કરવાનું છે જ નહિ, તેમાં તો અમરતના ઘૂંટડા છે. મેં ઘણીવાર કહ્યું છે કે આ ગાંધી એ કેવો અગ્નિ છે કે જેમાં મહાદેવભાઈ જેવું પ્રફુલ્લ શતદલ કમળ ખીલી શકે છે! ગાંધીજી અમદાવાદ આવીને બેઠા અને મજૂરોનો ઝઘડો ઊભો થયો. એમણે તે ટાળ્યો નહિ, પોતાની રીતે તેનો એમણે ઉકેલ આણ્યો. આજે પણ ઝઘડા વગર કારખાનાં ચાલતાં હોય, તો તે અમદાવાદમાં. રોષ, ક્લેશ, વિસંવાદ, અણબનાવ, ઊંચા મન વગેરે માનવ સમાજમાં થોડેવત્તે અંશે થયા કરે, પણ એમાંથી બહાર નીકળતાં આવડવું જોઈએ, એને ગાળી નાખતાં આવડવું જોઈએ. એ શક્તિ માણસમાં રહેલી છે. બધા પયગંબરો થયા. એમણે પોતાનો મોટાભાગનો સમય રોજના ક્લેશોમાંથી કેમ મારગ કાઢવો તેની પાછળ જ આપ્યો છે. કાબાના પથ્થરનો વિવાદ ચાલતો હતો તો મહમદ સાહેબે ઉકેલ કાઢ્યો. ચાદરના છેડા બધા પકડીને ઊંચકો તો બધાને હાથે પથ્થર મુકાયો કહેવાય ને! જે પરમેશ્વરની સાથે જ જીવે છે તેને સહેજે આવું સૂઝે છે.

નરસિંહ મહેતાએ ગાઈ નાખ્યું કે 'ત્યાં દઈ દીધી નરસિંહને તાળી' હું તો વાંચીને ખુશ થઈ ગયો. અમારી ભાષામાં આવું કહેનારો જણ છે! ગાંધીજીએ વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓ સાથેની વાતચીતમાં એકવાર કહ્યું કે હું આ બધી વાત કોને, ભગવાનને કહું? એની સાથે તો રહું છું. આવી મોટી હસ્તીઓ આપણને પાયાના પ્રાથમિક પાઠ આપવામાં જીવન વ્યતીત કરે છે. ગાંધીજીના છેલ્લા દિવસોનાં પ્રવચનો જુઓ. તેમાં કોઈ મોટી વાત નથી. બસ

શાંતિ રાખો, હળી-મળીને પ્રેમથી જીવો, એવું બધું જ કહ્યું છે. જાણે કોઈ મોટો ગણિતજ્ઞ નાનાં બાળકોને એક-બે-ત્રણના આંકડા શીખવતો હોય! આપણી આટલી બધી તો લકઝરી છે. ઉડાઉ-ગીરી છે.

આપણા આ જુગતરામભાઈએ પણ એવું તે શું કરી નાખ્યું છે? એમને કોઈ વિશેષણ લગાડો તો એ ભોંઠું પડીને પાછું આવશે. એમણે બસ પ્રેમ કર્યો છે, એટલે બધાનો પ્રેમ એમને મળ્યો છે. દિલખુશભાઈ જેવા જુગતરામભાઈની વાત કરે ત્યારે જાણે એમના મોઢામાં સાકરનો ગાંગડો ન હોય એમ લાગે. આપણે બુદ્ધિને કારણે એમ ભલે વિચારીએ કે આ તો બાપુ તરફની બંનેની ભક્તિને લીધે છે. પણ મૂળમાં આ પ્રેમ તત્ત્વ પડેલું છે.

સંગઠનનો તાર સાંધનારો પણ આ અહૈતુક પ્રેમનો તંતુ જ છે. ભાઈ નારાયણે સાચું જ કહ્યું કે સંગઠન માટે બંધારણ તો છેલ્લા-માં છેલ્લું પગલું છે. અને તે પણ ખાસ કરીને તેના મરણ વખતે કામ આવે છે. ત્યારે બધા જ એના ઉપર પોતાનો રોટલો શેકી ખાય છે! માટે, સંગઠનનો મૂળ આધાર તો છે પરસ્પરનો પ્રેમ.

ગુજરાતની આ લીલી પાંખ સબળ અને સાચી લીલી બને એવું કરવાનું છે. જુગતરામભાઈએ ઈશોપનિષદના અનુવાદમાં કહ્યું છે 'માણસ છો કે ગીધ?' ગૃધ્ પરથી એ શબ્દ આવ્યો છે. અંગ્રેજીમાં 'ગ્રીડ' શબ્દ એ એનો જોડિયો શબ્દ છે. લોભનો વળગાડ મનુષ્યમાત્રને વળગેલો છે. પણ ગીધની વાત જ જુદી. ક્યાંક મુડદાલ વસ્તુ પડી હોય, ગીધની આંખ તરત પકડી પાડે. તરત ત્યાં પહોંચી જાય, ચાંચ મારીને ખાય, અને પાંખો ફેલાવીને તેના પર બેસી જાય. આટલું મારું જ. માણસ આવો ગીધ જેવો ન બને એ એક ચિત્ર દ્વારા કવિઋષિએ શીખવ્યું છે.

માણસ આજે યંત્ર વિજ્ઞાનની મોટી મોટી કરામતો કરતો થયો છે. અહીં પૃથ્વી પર બેઠો બેઠો રોકેટોનું અને ઉપગ્રહોનું સંચાલન કરી શકે છે અને આ દિશામાં હજી તો કેટલોયે આગળ વધશે. પરંતુ સાથે સાથે એમ જોવા મળે છે કે પ્રેમની નીકો પુરાઈ જતી આવે છે. યંત્ર માત્ર એક જ ગુણને ઓળખે છે આવડત. મોટર ચલાવતાં ન આવડતું હોય તેને તમે ડ્રાઈવર બનાવશો? યંત્ર વિજ્ઞાનની રચનાઓ ભારે સંકુલ થઈ ગઈ છે. પણ સાથે સાથે સામાજિક ક્ષેત્રમાં માણસાઈ પણ લોપાવી જોઈએ નહિ.

કોઈકે કહ્યું છે કે, ભાઈ મજૂર, તું બહુ દયાળુ છે, તું લોહી ચૂસે છે પણ બૅન્કમાં મૂકતો નથી! પ્રો. ગાલબ્રેથે બતાવ્યું છે કે મોટાં મોટાં કારખાનાં હવે સમાજવાદી ન થાય તો ચાલી શકે નહિ. આમ, એની અંદર જ એવું કારણ પણ છે. મૂડીવાદી અને સામ્યવાદી બન્ને સમાજોની સંઘટનામાં આ યંત્ર વિજ્ઞાનને લીધે ફરક ઓછો થતો આવતો દેખાય છે.

આમ યંત્ર વિજ્ઞાનના ક્ષેત્રે માણસ ખૂબ જ આગળ વધી રહ્યો છે. પરંતુ પ્રેમ સંબંધ જર્જરિત થતા જાય છે. સામાજિક રીતે માણસ આગળ વધતો નથી. હરવિલાસ બહેને એક શબ્દ કહેલો, વાત્સલ્ય. પ્રેમ સંબંધ વધી શકે વત્સલતાથી. વત્સલતા જેટલી વધશે એટલું આગળ વધશે. મનુષ્યજાતિ વિશે હાથ ધોઈ નાખવાની જરૂર નથી. મનુષ્યમાં અમાપ શક્તિઓ પડી છે. એ શક્તિઓને કોઈ માપી શકતું નથી. પ્રેમનું બળ ખીલવવામાં માણસ પાછળ પડે એમ હું માનતો નથી. માણસ માણસાઈ પણ ખીલવશે જ.

જુગતરામભાઈએ કામો કર્યાં છે. તે પા પા પગલી જેવાં છે, પણ તે વિરાટની પગલી છે. એ ખરું છે. આવું થઈ શકે છે, એવી તે આપણને હૈયાધારણ આપે છે. આપણે ધારીએ તો માણસાઈથી જીવી શકીએ છીએ. સેવકોનો આ વંશ લુપ્ત થવાનો નથી. આ સેવકોએ આ પંથકમાં ઝીણો ટમટમતો દીવો પ્રજ્વલિત રાખ્યો છે અને તેનો સ્થિર, સૌમ્ય, સાત્ત્વિક, પ્રકાશ પાથર્યો છે. આજે આપણે જુગતરામભાઈના જન્મદિને એવી દુઆ માગીએ કે અમે વીસમી સદીવાળા કંઈક ખૂટલ નીવડ્યા હોઈએ, તો તેનું વટક આ એકવીસમી સદીવાળા વાળી દે અને તેઓ પાછા બાવીસમી સદીને ખો આપે!

□ ઉમાશંકર જોશી

### ૩૪ મળીને ધન્ય થઈ

જ્યારથી હું પૂ. શ્રી કાકાસાહેબ પાસે આવી ત્યારથી અત્યંત સ્નેહ અને આદરપૂર્વક જેમને વિશે મેં એમને બોલતા સાંભળ્યા, તેમાં મુ. શ્રી જુગતરામભાઈનું નામ વારંવાર આવતું. એમના વ્યક્તિત્વ માટે, સ્વભાવ માટે, સેવા શક્તિ માટે અને ઊંડા સમભાવ માટે પૂ. શ્રીને મોઢે એટલું સાંભળ્યું હતું કે એમને મળવા અને નમસ્કાર કરવાની ઉત્કંઠા વધતી ગઈ.

મેં જોયું કે પૂ. શ્રીના હૃદયમાં જેમને અતિ નિકટનું સ્થાન હતું—મહાદેવભાઈ, નરહરિભાઈ તેમાંના જ જુગતરામભાઈ પણ છે.

જુગતરામભાઈના વાત્સલ્યભર્યા વ્યક્તિત્વનો સ્નેહમય પ્રભાવ તરત જ મેં અનુભવ્યો. મને ઘણી જ ધન્યતા થઈ એમને મળીને.

□ સરોજબહેન નાણાવટી

### ૩૫ આજીવન સેવામૂર્તિ

શ્રી જુગતરામભાઈ આજીવન સેવામૂર્તિ છે અને તેમની દોરવણી હેઠળ અનેક સંસ્થાઓ આજે ચાલી રહી છે.

□ શંકરલાલ બેંકર

### ૩૬ એકનિષ્ઠાની વિરલમૂર્તિ

પૂજ્ય શ્રી જુગતરામભાઈ દવેનાં નામકામને મેં પહેલી વાર ૧૯૨૮માં જાણ્યાં. તે જ વર્ષે હું સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમાં રહેવા અને હિન્દી નવજીવનનું કામ કરવા આવ્યો હતો. બાપુની હીરક જયંતી પ્રસંગે જુગતરામભાઈએ દેશનાં બાળકો અને કિશોરોને ધ્યાનમાં રાખીને સરળ, સુંદર અને સરસ શૈલીમાં ચરિત્ર લખ્યું

નાનાં નાનાં વાક્યો અને નાના નાના પાઠોવાળું પુસ્તક ગુજરાતીમાં લખ્યું હતું. ગુજરાતીમાં એ પુસ્તકનું અદ્ભુત સ્વાગત થયું. એની અનોખી શૈલીએ માત્ર બાળકો અને કિશોરોને જ નહિ પણ મોટેરા અને વિદ્વાનોને પણ પોતાના ભણી ખેંચ્યા હતા. થોડાક વખતમાં જ આ નાનકડી ગુજરાતી ચોપડીની ઘણી આવૃત્તિઓ બહાર પડી. સંયોગવશ એ ચોપડીનો હિન્દી અનુવાદ કરવાનો સુયોગ અને સૌભાગ્ય મને મળ્યાં. હિન્દીમાં પણ એ ચોપડી ખૂબ ખપી ને આજેય ખપે છે.

૧૯૨૯માં એમની જોડે જે આત્મીય સંબંધ બંધાયો તે આજે ૫૪ વર્ષો પછી એવો પરિપુષ્ટ અને સુદૃઢ થયો છે કે આજે અમે લોહીની સગાઈ કરતાંયે વધુ ગાઢ અને ઊંચી સગાઈથી જોડાઈ ગયા છીએ.

જુગતરામભાઈ ગાંધીયુગના એ ગણ્યા ગાંઠ્યા જીવન સાધક, જીવનયોગી, વ્રતનિષ્ઠ ને જીવનનિષ્ઠ લોકસેવકો પૈકી છે કે જેમણે જીવનનો કણ કણ ને સમયનો ક્ષણ ક્ષણ દીન-દુર્બળ, દલિત, પીડિત માનવીની નિઃસ્વાર્થ, નિઃસ્પૃહ, નિર્મળ અને એકાગ્ર સેવામાં સાતત્યપૂર્વક ગાળી છે. છેલ્લાં ૬૦-૬૨ વર્ષોમાં એમણે જે કાંઈ અને જે રીતે કર્યું છે તેનો જોટો જડવો મુશ્કેલ છે. જિંદગીમાં જેણે પોતાનું ઘર માંડ્યું ન હોય એવી કોઈ એક વ્યક્તિનું આટલું વિશાળ કુટુંબ જોઈને મોંમાં આંગળાં ઘાલવાં પડે છે. પોતાના સેવાક્ષેત્ર અને પ્રભાવક્ષેત્રમાં જુગતરામભાઈની ભૂમિકા આજે પણ જગત્ કાકાની છે. ગુજરાતની ત્રણ ત્રણ પેઢીઓ આજે એમને એ જ હુલામણા નામે સંભારે છે. આજના આપણા લોકજીવનમાંથી આવી ગાઢ અને વ્યાપક કુટુંબભાવના ખૂબ વેગપૂર્વક લુપ્ત થતી જાય છે. મહાત્મા ગાંધીએ પોતાના જીવનકાળ દરમિયાન આખી દુનિયાને એક વિરાટ અને વિશાળ પરિવાર બનાવવાનો અનોખો પુરુષાર્થ કરી બતાવ્યો હતો, તેવું જ એક વિશાળ કુટુંબ ગુજરાતના સુરત જિલ્લાના આદિવાસી અને બિનઆદિવાસી ક્ષેત્રમાં જુગતરામભાઈની આસપાસ પણ ખડું થઈ ગયું છે. એમના એકનિષ્ઠ અને લોકસેવાપરાયણ જીવનની આ એક મોટામાં મોટી વિભૂતિ છે. એમનો એ વૈભવ તો જોયે જ જણાય. તેઓ પોતાના ક્ષેત્રમાં કે ક્ષેત્રની બહાર ગમે ત્યાં પહોંચે ત્યાં એમની એ વિમલ આભા જોનારને મુગ્ધ કરી દે છે. 'કાકા આવ્યા! કાકા આવ્યા!' નાં હર્ષ અને ઉલ્લાસભર્યાં મોજાં પોતાપણું સૂચવતા આ શબ્દો સાથે નાનાથી માંડીને મોટાં સુધી તમામ લોક જુગતરામભાઈને વીંટળાઈ વળે છે. દૂરથી આવતા પોતાના 'કાકા'ને જોઈ એમની આંખોમાં જેવું મધુર સ્મિત ઊભરાઈ આવે છે, તે પોતે જ એક દેવદુર્લભ અનોખું દૃશ્ય હોય છે. 'કાકા' ને જાણનાર, માનનાર ને ચાહનાર લોકોના દિલમાં 'કાકા' સારુ પોતાપણાથી ભરેલ સ્નેહ-સદ્ભાવ સદા છલકાય છે તે જ એમના શાંત, પ્રસન્ન અને સાધનામય જીવનની સૌથી મોટી સિદ્ધિ અને સૌથી ઊંચી ઉપલબ્ધિ છે. એ સહજ સિદ્ધિ અને ઉપલબ્ધિ આગળ દુનિયાના સર્વ વૈભવ તુચ્છ લાગવા માંડે છે. આ સિદ્ધિ અને ઉપલબ્ધિ એમને એમ ને એમ નથી મળી ગઈ. એને સારુ એમણે જુવાનીથી માંડીને પાકટપણા સુધી ક્ષણેક્ષણમાં કામ્યું તપ તપ્યાં છે, જપ જપ્યા છે. ને શરીર મનને ખૂબ કસ્યાં અને તેજસ્વ્યાં છે.

લેખક ઉચ્ચ કોટિના વિચારક, લેખક, કવિ, નાટ્યકાર ને તંત્રી છે.

અને કેટલીય રચનાત્મક સંસ્થાઓના કુશળ પ્રેરક, પ્રવર્તક, સંચાલક અને માર્ગદર્શક રહી ચૂક્યા છે. પોતાની નાની મોટી અનેક કૃતિઓથી એમણે ગુજરાતી ભાષાના ભંડારને સમૃદ્ધ ને મંડિત કર્યો છે. નાનાથી માંડીને મોટા સુધીના સૌ કોઈ માટે એમણે જે કાંઈ લખ્યું છે તે ખૂબ પઠનીય, મનનીય અને આચરણીય છે. પોતાની જીવનકથા પણ એમણે આગવી શૈલીમાં રોચક રીતે લખી છે. વીસમી સદીના આરંભમાં ગાંધીજીએ જે આશ્રમ જીવન આપણા લોકજીવનમાં ફરી એકવાર પ્રસ્થાપિત કર્યું, તે આશ્રમજીવનના મર્મ સુધી પહોંચી તેને પોતાના સાથીઓ અને સંસ્થાઓના જીવનમાં સાકાર કરવાનો પુરુષાર્થ ગાંધીયુગમાં સતત ચાલ્યો. તે પૈકીના એક અગ્રગણ્ય ભગીરથ જુગતરામભાઈ પણ હતા. એમના આ પુરુષાર્થની ગંગાએ સુરત જિલ્લાના આદિવાસી સમાજનો અદ્ભુત કાયાપલટ કર્યો છે. ઈસ્વી સન ૨૦-૨૧ના આદિવાસીની તુલનામાં સન ૮૦ નો આદિવાસી શીલ, સંસ્કાર, ભણતર ગણતર, કામકાજ, રીતિ નીતિ, ખેતીવાડી, ઉદ્યોગ ધંધા, રાજકાજ, રહેણી કરણી, ખાનપાન આદિ ક્ષેત્રોમાં એટલો ઊંચો ઊઠ્યો અને બદલાયો છે અને ઝડપથી બદલાઈ રહ્યો છે કે હવે કોઈ એને સહેજે આદિવાસી તરીકે ઓળખી નથી શકતા. સુરત જિલ્લાનાં આદિવાસી બાલક બાલિકાઓની જે પેઢી આશ્રમજીવનની નજીક આવી છે, જેમણે આશ્રમોમાં રહીને બાલશિક્ષણથી માંડીને વિશ્વ વિદ્યાલય સુધીનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે, તેમની જીવનદિશા વધુ ખીલી છે, અને એમનો જીવન વૈભવ એ માત્ર દર્શનીય નહિ પણ સ્પૃહણીય બન્યો છે. ગાંધીજીએ ૧૯૩૭માં પાયાની કેળવણીનો જે મહામંત્ર દેશના શિક્ષણ ક્ષેત્ર આગળ મૂક્યો રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રે તે મહામંત્રનો જપ કરીને શિક્ષણના રથને એક મજલ સુધી પહોંચાડવાનો મનોહારી પુરુષાર્થ સુરત જિલ્લાની આશ્રમ સંસ્થાઓમાં સતત ચાલ્યો છે.

આ બધાના મૂળમાં જુગતરામભાઈનું અખંડ તપ અને અટૂટ જપ પોતાનું કામ ધીર-ગંભીર ગતિથી કરતું રહ્યું છે. તેઓ એક યોગી જેવી દૃઢ નિષ્ઠાથી અને ખીલો ખોડીને બેઠા ન હોત તો શિક્ષણના ક્ષેત્રમાં સુરત જિલ્લાનું જે રૂપ આપણને દેખાય છે તેવું ખીલેલું અને નિષ્ઠાથી ઘડાયેલું આપણને જોવા ન જડત. આ દૃષ્ટિએ હું સુરત જિલ્લાને ભારતનો એક સૌભાગ્યશાળી જિલ્લો માનું છું. ત્યાંના લોકજીવનમાં જે નિત્ય નવી ચેતના જાગી છે અને આજે પણ જાગે છે તેની સામે બહુ નમ્રતાપૂર્વક માથું ઝુકાવું છું. સ્વર્ગ ગિજુભાઈ બધેકાની જેમ જુગતરામભાઈએ પણ બાલશિક્ષણના ક્ષેત્રમાં આદિવાસી સમાજની સ્થિતિને ધ્યાનમાં રાખી જે મૂળગામી પ્રયોગો કર્યા છે તેને લીધે આખું ક્ષેત્ર બાલ શિક્ષણના કામમાં લાગેલ ભાઈબહેનો સારુ માત્ર એક જીવતું જાગતું તીર્થ ક્ષેત્ર જ નથી બન્યું, બલકે ગયાં પચીસ વર્ષોમાં આ ક્ષેત્ર બાલવાડીઓનું એક પ્રસિદ્ધ પ્રયોગ ક્ષેત્ર બની ગયું છે. ગુજરાત નઈ તાલીમ સંઘ તરફથી દર વરસે ઉનાળામાં ૧૫ દિવસોનો જે બાલવાડી શિબિર ગોઠવવામાં આવે છે તેમાં અંતરના ઉત્સાહ સાથે ભળનાર સેંકડો ભાઈબહેનો—જેમાં નજીક અને દૂરના ઘણાં હિન્દી ભાષી ભાઈબહેનો—પણ હોય છે. તેમની હાજરી તે આ ક્ષેત્ર વિશેના તેમના આકર્ષણનો એક બોલતો ચાલતો પુરાવો છે. ગિજુભાઈ આદિ મળીને અને એમનાથી સ્વતંત્રપણે પણ ગુજરાતનાં બાળકો

સારુ જે ઉચ્ચ કોટિનું બાળસાહિત્ય જુગતરામભાઈએ સર્જ્યું છે તેને સારુ ફક્ત ગુજરાતનું જ નહિ પણ સમસ્ત ભારતનું પ્રબુદ્ધ બાલ-જગત પોતાના કાળના આ બે ધુરંધરોના સદા સાભાર ઋણી રહેશે. જુગતરામભાઈનો 'બાલવાડી' નામનો ગ્રંથ તો બાલ-શિક્ષણનું કામ કરનાર સારુ એક એવો માર્ગદર્શક ગ્રંથ બન્યો છે કે એની ઉપેક્ષા કરવી સંભવ નથી.

ખાદી ગ્રામોદ્યોગ, સહકાર, સ્વાવલંબન વગેરે ક્ષેત્રોમાં જુગતરામભાઈએ જે પાયાનું કામ કર્યું છે તેની સુવાસથી એમનું સમગ્ર સેવા ક્ષેત્ર આજે સુવાસિત છે.

મને ખુશી છે કે 'ગાંધીજી,' 'પ્રહ્લાદ,' 'સુંદરપુરની શાળાનો પહેલો કલાક' અને 'બાલવાડી' જેવાં જુગતરામભાઈનાં ગુજરાતી પુસ્તકોનો હિન્દી અનુવાદ કરવાનો સુઅવસર અને સૌભાગ્ય મને મળ્યાં.

જુગતરામભાઈના આત્મીય આતિથ્યનું વર્ણન કરવું તો શક્ય જ નથી. એમની અજસ્ર પ્રેમવર્ષા એક અવિસ્મરણીય અનુભવ બની રહે છે. ૧૯૮૦ના જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં હું ગ્રામભારતી આશ્રમ, ટવલાઈના કેટલાક વિદ્યાર્થીઓ સાથે સુરત જિલ્લાની શિક્ષણ યાત્રાએ જતાં ત્યાં ગયો હતો. તે વખતે પોતાના ઘડપણ અને કમજોર તબિયતને વિસારી દઈ પૂજ્ય જુગતરામભાઈ સતત ત્રણ દિવસો સુધી જીપમાં બેસીને પહાડ જંગલવાળા સેવા ક્ષેત્રોથી માંડીને મેદાની ક્ષેત્રો સુધીની આશ્રમ સંસ્થાઓમાં અમને ફેરવતા રહ્યા. ઠેર ઠેર અમને આગળ ધરતા રહ્યા. અમારી ઉપર પોતાના વાત્સલ્યની અવિરત વર્ષા કરતા રહ્યા. એમના આચાર્યત્વનું આવું મનોહારી દર્શન કરી અમે સૌ ધન્ય થયા. ગદ્ગદ થયા. પુલકિત થયા અને એમના પુણ્યપાવન ચરણોમાં નતમસ્તક પણ થયા.

□ કાશિનાથ ત્રિવેદી

## ૩૭ દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત

જો આપણે જુગતરામકાકાને એમ પૂછીશું કે 'તમે ઠેઠ સૌરાષ્ટ્ર-લખતર છોડીને આટલે દૂર આ આદિવાસીઓની વચ્ચે કઈ પ્રેરણાથી કેવી રીતે આવ્યા? સેવા ભાવના ઉપરાંત કોઈ અવર પ્રેરણા ખરી કે?' તો તેઓ એના ઉત્તરમાં માત્ર એમની મમતાળુ ને શર્માળુ મુખમાં સ્મિત વેરશે અને મૌન સ્મિતમાં ઘણું ઘણું કહી દેશે.

આપણેય એમાંથી ઘણું ઘણું સમજી લેવાનું રહેશે. એમના મનના ઊંડાણમાં પાંચ હજાર વર્ષ પૂર્વેના મહાભારતના કથાપટનો એક નાનકડો ભાગ એમને અજંપાવ્યા નહિ કરતા હોય? થોડા શબ્દમાં કહીએ તો એમને દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત કરવાની એક નમ્ર ઇચ્છા કે મનોકામના નહિ હોય?

એ જ મહાભારત કાળમાં કુમાર વયના પાંડવો-કૌરવોને ગુરુ દ્રોણાચાર્ય ધનુર્વિદ્યાની તાલીમ આપી રહ્યા હતા. આ કુમારોમાં અર્જુન સૌથી એકાગ્રચિત્ત શિષ્ય હતો. સૌથી ચઢિયાતું કૌશલ્ય એ દાખવતો હતો, ને એથી એ ધનુર્વિદ્યામાં ઘણો હોશિયાર શિષ્ય ગણાતો.

વિદ્યાભ્યાસંગના એ દિવસોમાં અનાર્યસુત એકલવ્ય આવી ચઢે છે, ને ગુરુદ્રોણની સન્મુખ જઈ સાષ્ટાંગ પ્રણામ કરીને ધનુર્વિદ્યા શીખવાની પોતાની ઇચ્છા જણાવે છે. પણ આર્યપુત્રોની પાઠશાળામાં આ અનાર્યસુતને ક્યાંથી પ્રવેશ મળે? છતાં એકલવ્ય નિષ્ફળ થઈને નિરાશવદને ઘરે જતો નથી, ત્યાં જંગલમાં જ એક *વટવૃક્ષની ઘનછાયામાં ગુરુદ્રોણની આબેહૂબ મૂર્તિ બનાવીને એ* મૂર્તિની સામે અડગ ભક્તિથી ધનુર્વિદ્યાની તાલીમ પ્રાપ્ત કરે છે. અખંડ ભક્તિને એકાગ્રચિત્તથી સ્વયંભૂ પ્રાપ્ત કરેલી ધનુર્વિદ્યા અર્જુનથી પણ આશ્ચર્યકારક રીતે ચઢિયાતી, અસાધારણ જણાઈ.

અનાર્યસુત એકલવ્યની પાસે અર્જુનથી પણ ચઢિયાતી એવી આગવી ને અસાધારણ શક્તિ હોવી એ આ આર્યકુમારો ને ગુરુદ્રોણથી ક્યાંથી સહ્યું જાય! એમનાં મન ભીતરમાં ઈર્ષ્યા પ્રવેશી, એટલે ઈર્ષ્યાવશ ગુરુદ્રોણે ગુરુદક્ષિણારૂપે એકલવ્યના જમણા હાથના અંગૂઠાની માંગણી કરી.

ગુરુદ્રોણ પ્રત્યે એકલવ્યમાં અસીમ ભક્તિ, શિષ્યભાવ ને અટલ શ્રદ્ધા હતાં. એટલે એણે પળનો પણ વિચાર કર્યા વિના સહજભાવે, આંગળીની વીંટી ઉતારી આપતો હોય તેમ સહજભાવે પોતાના જમણા હાથનો અંગૂઠો કાપીને ગુરુદ્રોણને ચરણે અર્પણ કરી દે છે.

પછી તો મહાભારતના વિશાળ કથાપટ ઉપર આ એકલવ્ય ક્યાંય ડોકાતો કે દેખાતો નથી. ક્યાંય નજરેય પડતો નથી. એનું શું થયું તે વ્યાસજી સિવાય કોને ખબર? પણ... ગુરુદ્રોણને સંતાપતો પરાજય આપીને એ એકલવાયો એકલવ્ય અલોપતાના ગાઢ અંધકારમાં ચાલ્યો ગયો.

આ પૌરાણિક કથાને આજે લગભગ પાંચ હજાર વર્ષ વીતી ગયાં છતાં આજે પણ એનું પુનરાવર્તન એ જ સ્વાંગમાં ને એ જ લેબાસમાં અહીં આ આદિવાસી વિસ્તારમાં થઈ રહ્યું હોય એવું જુગતરામકાકાને લાગ્યું હશે. આ વિસ્તારમા હજારો લાખો આદિવાસી એકલવ્યો છે. વેડછી, વાલોડ, વ્યારા, માંડવી, સોનગઢ, ડાંગ વગેરે પ્રદેશ આદિવાસી એકલવ્યોથી ભરેલો છે. એમનામાં વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને પ્રામાણિકતા સ્વભાવગત વસેલાં છે. એકલવ્યની નરી વારસાઈ એમને કોઠે વરેલી હોય છે.

ને એમની આસપાસ અંગૂઠા પડાવનારની ખોટ ક્યાંથી હોય! ચારે બાજુ ઉજળિયાત લોકોનાં ધાડાં ને ધાડાં વસ્યાં છે. એમાં એક પક્ષે વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને અજ્ઞાનતા; બીજે પક્ષે સ્વાર્થ ને છેતરપિંડી, હોશિયારી ને વિશ્વાસઘાત...આ ખંધાઈ ભરેલી બુદ્ધિ-યુક્તિથી હજારો ને લાખો અંગૂઠાઓ કપાઈ કપાઈને લોભી સ્વાર્થી ખિસ્સામાં, તિજોરીનાં પડવા લાગ્યા. એમનાં તો ખિસ્સાં ભરાયા, તિજોરી ઊભરાઈ ગઈ! પણ એમની સ્વાર્થ ક્ષુધાની દાનત રોકી શકાય શાની? ઊંડા કોતર સમી એમની ભૂખ ગરીબોને ભરખવા લાગી! લાગેલી આગ મકાનને ભરખી જાય તેમ જોતજોતામાં અંગૂઠાઓના કપટી વહેવારથી આ આદિવાસી કુટુંબોનાં ઝૂંડે ને ઝૂંડ ભરખાઈ જવા લાગ્યાં. પરિણામે આદિવાસી એકલવ્યો જમીન-વિહોણા, ઘરબારવિહોણા ને જીવનવિહોણા બની ગયા. આસપાસના હોશિયાર ને સ્વાર્થી સવર્ણો સહેજ પણ કસર કર્યા વિના દયાને તો શું? ખુદ ઈશ્વરનેય ખસેડી દઈને પોતાના ચોપડામાં

નાનાં નાનાં વાક્યો અને નાના નાના પાઠોવાળું પુસ્તક ગુજરાતીમાં લખ્યું હતું. ગુજરાતીમાં એ પુસ્તકનું અદ્દભુત સ્વાગત થયું. એની અનોખી શૈલીએ માત્ર બાળકો અને કિશોરોને જ નહિ પણ મોટેરા અને વિદ્વાનોને પણ પોતાના ભણી ખેંચ્યા હતા. થોડાક વખતમાં જ આ નાનકડી ગુજરાતી ચોપડીની ઘણી આવૃત્તિઓ બહાર પડી. સંયોગવશ એ ચોપડીનો હિન્દી અનુવાદ કરવાનો સુયોગ અને સૌભાગ્ય મને મળ્યાં. હિન્દીમાં પણ એ ચોપડી ખૂબ ખપી ને આજેય ખપે છે.

૧૯૨૯માં એમની જોડે જે આત્મીય સંબંધ બંધાયો તે આજે ૫૪ વર્ષો પછી એવો પરિપુષ્ટ અને સુદૃઢ થયો છે કે આજે અમે લોહીની સગાઈ કરતાંયે વધુ ગાઢ અને ઊંચી સગાઈથી જોડાઈ ગયા છીએ.

જુગતરામભાઈ ગાંધીયુગના એ ગણ્યા ગાંઠ્યા જીવન સાધક, જીવનયોગી, વ્રતનિષ્ઠ ને જીવનનિષ્ઠ લોકસેવકો પૈકી છે કે જેમણે જીવનનો કણ કણ ને સમયનો ક્ષણ ક્ષણ દીન-દુર્બળ, દલિત, પીડિત માનવીની નિઃસ્વાર્થ, નિઃસ્પૃહ, નિર્મળ અને એકાગ્ર સેવામાં સાતત્યપૂર્વક ગાળી છે. છેલ્લાં ૬૦-૬૨ વર્ષોમાં એમણે જે કાંઈ અને જે રીતે કર્યું છે તેનો જોટો જડવો મુશ્કેલ છે. જિંદગીમાં જેણે પોતાનું ઘર માંડયું ન હોય એવી કોઈ એક વ્યક્તિનું આટલું વિશાળ કુટુંબ જોઈને મોંમાં આંગળાં ઘાલવાં પડે છે. પોતાના સેવાક્ષેત્ર અને પ્રભાવક્ષેત્રમાં જુગતરામભાઈની ભૂમિકા આજે પણ જગત્ કાકાની છે. ગુજરાતની ત્રણ ત્રણ પેઢીઓ આજે એમને એ જ હુલામણા નામે સંભારે છે. આજના આપણા લોકજીવન-માંથી આવી ગાઢ અને વ્યાપક કુટુંબભાવના ખૂબ વેગપૂર્વક લુપ્ત થતી જાય છે. મહાત્મા ગાંધીએ પોતાના જીવનકાળ દરમિયાન આખી દુનિયાને એક વિરાટ અને વિશાળ પરિવાર બનાવવાનો અનોખો પુરુષાર્થ કરી બતાવ્યો હતો, તેવું જ એક વિશાળ કુટુંબ ગુજરાતના સુરત જિલ્લાના આદિવાસી અને બિનઆદિવાસી ક્ષેત્રમાં જુગતરામ-ભાઈની આસપાસ પણ ખડું થઈ ગયું છે. એમના એકનિષ્ઠ અને લોકસેવાપરાયણ જીવનની આ એક મોટામાં મોટી વિભૂતિ છે. એમનો એ વૈભવ તો જોયે જ જણાય. તેઓ પોતાના ક્ષેત્રમાં કે ક્ષેત્રની બહાર ગમે ત્યાં પહોંચે ત્યાં એમની એ વિમલ આભા જોનારને મુગ્ધ કરી દે છે. 'કાકા આવ્યા! કાકા આવ્યા!' નાં હર્ષ અને ઉલ્લાસભર્યાં મોજાં પોતાપણું સૂચવતા આ શબ્દો સાથે નાનાથી માંડીને મોટાં સુધી તમામ લોક જુગતરામભાઈને વીંટળાઈ વળે છે. દૂરથી આવતા પોતાના 'કાકા'ને જોઈ એમની આંખોમાં જેવું મધુર સ્મિત ઊભરાઈ આવે છે, તે પોતે જ એક દેવદુર્લભ અનોખું દૃશ્ય હોય છે. 'કાકા' ને જાણનાર, માનનાર ને ચાહનાર લોકોના દિલમાં 'કાકા' સારુ પોતાપણાથી સભર સ્નેહ-સદ્દભાવ સદા છલકાય છે તે જ એમના શાંત, પ્રસન્ન અને સાધનામય જીવનની સૌથી મોટી સિદ્ધિ અને સૌથી ઊંચી ઉપલબ્ધિ છે. એ સહજ સિદ્ધિ અને ઉપલબ્ધિ આગળ દુનિયાના સર્વ વૈભવ તુચ્છ લાગવા માંડે છે. આ સિદ્ધિ અને ઉપલબ્ધિ એમને એમ ને એમ નથી મળી ગઈ. એને સારુ એમણે જુવાનીથી માંડીને પંચ્યાસું સુધી કઠણમાં કઠણ તપ તપ્યાં છે, જપ જપ્યા છે. ને શરીર મનને ખૂબ કસ્યાં અને કેળવ્યાં છે.

તેઓ ઊંચી કોટિના વિચારક, લેખક, કવિ, નાટકકાર ને તંત્રી છે. અને કેટલીય રચનાત્મક સંસ્થાઓના કુશળ પ્રેરક, પ્રવર્તક, સંચાલક અને માર્ગદર્શક રહી ચૂકયા છે. પોતાની નાની મોટી અનેક કૃતિઓથી એમણે ગુજરાતી ભાષાના ભંડારને સમૃદ્ધ ને મંડિત કર્યો છે. નાનાથી માંડીને મોટા સુધીના સૌ કોઈ માટે એમણે જે કાંઈ લખ્યું છે તે ખૂબ પઠનીય, મનનીય અને આચરણીય છે. પોતાની જીવનકથા પણ એમણે આગવી શૈલીમાં રોચક રીતે લખી છે. વીસમી સદીના આરંભમાં ગાંધીજીએ જે આશ્રમ જીવન આપણા લોકજીવનમાં ફરી એકવાર પ્રસ્થાપિત કર્યું, તે આશ્રમ-જીવનના મર્મ સુધી પહોંચી તેને પોતાના સાથીઓ અને સંસ્થા-ઓના જીવનમાં સાકાર કરવાનો પુરુષાર્થ ગાંધીયુગમાં સતત ચાલ્યો તે પૈકીના એક અગ્રગણ્ય ભગીરથ જુગતરામભાઈ પણ હતા. એમના આ પુરુષાર્થની ગંગાએ સુરત જિલ્લાના આદિવાસી સમાજનો અદ્દભુત કાયાપલટ કર્યો છે. ઈસ્વી સન ૨૦-૨૧ના આદિવાસીની તુલનામાં સન ૮૦ નો આદિવાસી શીલ, સંસ્કાર, ભણતર ગણતર, કામકાજ, રીતિ નીતિ, ખેતીવાડી, ઉદ્યોગ ધંધા, રાજકાજ, રહેણી કરણી, ખાનપાન આદિ ક્ષેત્રોમાં એટલો ઊંચો ઊઠયો અને બદલાયો છે અને ઝડપથી બદલાઈ રહ્યો છે કે હવે કોઈ એને સહેજે આદિવાસી તરીકે ઓળખી નથી શકતા. સુરત જિલ્લાનાં આદિવાસી બાલક બાલિકાઓની જે પેઢી આશ્રમજીવનની નજીક આવી છે, જેમણે આશ્રમોમાં રહીને બાલશિક્ષણથી માંડીને વિશ્વ વિદ્યાલય સુધીનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે, તેમની જીવનદિશા વધુ ખીલી છે, અને એમનો જીવન વૈભવ એ માત્ર દર્શનીય નહિ પણ સ્પૃહણીય બન્યો છે. ગાંધીજીએ ૧૯૩૭માં પાયાની કેળવણીનો જે મહામંત્ર દેશના શિક્ષણ ક્ષેત્ર આગળ મૂકયો રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રે તે મહામંત્રનો જપ કરીને શિક્ષણના રથને એક મજલ સુધી પહોંચાડવાનો મનોહારી પુરુષાર્થ સુરત જિલ્લાની આશ્રમ સંસ્થાઓમાં સતત ચાલ્યો છે.

આ બધાના મૂળમાં જુગતરામભાઈનું અખંડ તપ અને અતૂટ જપ પોતાનું કામ ધીર-ગંભીર ગતિથી કરતું રહ્યું છે. તેઓ એક યોગી જેવી દૃઢ નિષ્ઠાથી અને ખીલો ખોડીને બેઠા ન હોત તો શિક્ષણના ક્ષેત્રમાં સુરત જિલ્લાનું જે રૂપ આપણને દેખાય છે તેવું ખીલેલું અને નિષ્ઠાથી ઘડાયેલું આપણને જોવા ન જડત. આ દૃષ્ટિએ હું સુરત જિલ્લાને ભારતનો એક સૌભાગ્યશાળી જિલ્લો માનું છું. ત્યાંના લોકજીવનમાં જે નિત્ય નવી ચેતના જાગી છે અને આજે પણ જાગે છે તેની સામે બહુ નમ્રતાપૂર્વક માથું ઝુકાવું છું. સ્વર્ગ ગિજુભાઈ બધેકાની જેમ જુગતરામભાઈએ પણ બાલ-શિક્ષણના ક્ષેત્રમાં આદિવાસી સમાજની સ્થિતિને ધ્યાનમાં રાખી જે મૂળગામી પ્રયોગો કર્યા છે તેને લીધે આખું ક્ષેત્ર બાલ શિક્ષણના કામમાં લાગેલ ભાઈબહેનો સારુ માત્ર એક જીવતું જાગતું તીર્થ ક્ષેત્ર જ નથી બન્યું, બલકે ગયાં પચીસ વર્ષોમાં આ ક્ષેત્ર બાલવાડી-ઓનું એક પ્રસિદ્ધ પ્રયોગ ક્ષેત્ર બની ગયું છે. ગુજરાત નઈ તાલીમ સંઘ તરફથી દર વરસે ઉનાળામાં ૧૫ દિવસોનો જે બાલવાડી શિબિર ગોઠવવામાં આવે છે તેમાં અંતરના ઉત્સાહ સાથે ભળનાર સેંકડો ભાઈબહેનો—જેમાં નજીક અને દૂરના ઘણાં હિન્દી ભાષી ભાઈબહેનો—પણ હોય છે. તેમની હાજરી તે આ ક્ષેત્ર વિશેના તેમના આકર્ષણનો એક બોલતો ચાલતો પુરાવો છે. ગિજુભાઈ સાથે મળીને અને એમનાથી સ્વતંત્રપણે પણ ગુજરાતનાં બાળકો

સારુ જે ઉચ્ચ કોટિનું બાળસાહિત્ય જુગતરામભાઈએ સર્જ્યું છે તેને સારુ ફક્ત ગુજરાતનું જ નહિ પણ સમસ્ત ભારતનું પ્રબુદ્ધ બાલ-જગત પોતાના કાળના આ બે ધુરંધરોના સદા સાભાર ઋણી રહેશે. જુગતરામભાઈનો 'બાલવાડી' નામનો ગ્રંથ તો બાલ-શિક્ષણનું કામ કરનાર સારુ એક એવો માર્ગદર્શક ગ્રંથ બન્યો છે કે એની ઉપેક્ષા કરવી સંભવ નથી.

ખાદી ગ્રામોદ્યોગ, સહકાર, સ્વાવલંબન વગેરે ક્ષેત્રોમાં જુગતરામભાઈએ જે પાયાનું કામ કર્યું છે તેની સુવાસથી એમનું સમગ્ર સેવા ક્ષેત્ર આજે સુવાસિત છે.

મને ખુશી છે કે 'ગાંધીજી,' 'પ્રહ્લાદ,' 'સુંદરપુરની શાળાનો પહેલો કલાક' અને 'બાલવાડી' જેવાં જુગતરામભાઈનાં ગુજરાતી પુસ્તકોનો હિન્દી અનુવાદ કરવાનો સુઅવસર અને સૌભાગ્ય મને મળ્યાં.

જુગતરામભાઈના આત્મીય આતિથ્યનું વર્ણન કરવું તો શક્ય જ નથી. એમની અજસ્ર પ્રેમવર્ષા એક અવિસ્મરણીય અનુભવ બની રહે છે. ૧૯૮૦ના જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં હું ગ્રામભારતી આશ્રમ, ટવલાઈના કેટલાક વિદ્યાર્થીઓ સાથે સુરત જિલ્લાની શિક્ષણ યાત્રાએ જતાં ત્યાં ગયો હતો. તે વખતે પોતાના ઘડપણ અને કમજોર તબિયતને વિસારી દઈ પૂજ્ય જુગતરામભાઈ સતત ત્રણ દિવસો સુધી જીપમાં બેસીને પહાડ જંગલવાળા સેવા ક્ષેત્રોથી માંડીને મેદાની ક્ષેત્રો સુધીની આશ્રમ સંસ્થાઓમાં અમને ફેરવતા રહ્યા. ઠેર ઠેર અમને આગળ ધરતા રહ્યા. અમારી ઉપર પોતાના વાત્સલ્યની અવિરત વર્ષા કરતા રહ્યા. એમના આચાર્યત્વનું આવું મનોહારી દર્શન કરી અમે સૌ ધન્ય થયા. ગદ્‌ગદ્ થયા. પુલકિત થયા અને એમના પુણ્યપાવન ચરણોમાં નતમસ્તક પણ થયા.

□ કાશિનાથ ત્રિવેદી

## ૩૭ દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત

જો આપણે જુગતરામકાકાને એમ પૂછીશું કે 'તમે ઠેઠ સૌરાષ્ટ્ર-લખતર છોડીને આટલે દૂર આ આદિવાસીઓની વચ્ચે કઈ પ્રેરણાથી કેવી રીતે આવ્યા? સેવા ભાવના ઉપરાંત કોઈ અવર પ્રેરણા ખરી કે?' તો તેઓ એના ઉત્તરમાં માત્ર એમની મમતાળુ ને મર્માળુ મૂછોમાં સ્મિત વેરશે અને મૌન સ્મિતમાં ઘણું ઘણું કહી દેશે.

આપણેય એમાંથી ઘણું ઘણું સમજી લેવાનું રહેશે. એમના મનના ઊંડાણમાં પાંચ હજાર વર્ષ પૂર્વેનો મહાભારતના કથાપટનો એક નાનકડો ભાગ એમને અજંપાવ્યા નહિ કરતો હોય? થોડા શબ્દમાં કહીએ તો એમને દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત કરવાની એક નમ્ર ઇચ્છા કે મનોકામના નહિ હોય?

એ જ મહાભારત કાળમાં કુમાર વયના પાંડવો-કૌરવોને ગુરુ દ્રોણાચાર્ય ધનુર્વિદ્યાની તાલીમ આપી રહ્યા હતા. આ કુમારોમાં અર્જુન સૌથી એકાગ્રચિત્ત શિષ્ય હતો. સૌથી ચઢિયાતું કૌશલ્ય એ દાખવતો હતો, ને એથી એ ધનુર્વિદ્યામાં ઘણો હોશિયાર શિષ્ય ગણાતો.

વિદ્યાભ્યાસંગના એ દિવસોમાં અનાર્યસુત એકલવ્ય આવી ચઢે છે, ને ગુરુદ્રોણની સન્મુખ જઈ સાષ્ટાંગ પ્રણામ કરીને ધનુર્વિદ્યા શીખવાની પોતાની ઇચ્છા જણાવે છે. પણ આર્યપુત્રોની પાઠશાળામાં આ અનાર્યસુતને ક્યાંથી પ્રવેશ મળે? છતાં એકલવ્ય નિષ્ફળ થઈને નિરાશવદને ઘરે જતો નથી, ત્યાં જંગલમાં જ એક વટવૃક્ષની ઘનછાયામાં ગુરુદ્રોણની આબેહૂબ મૂર્તિ બનાવીને એ મૂર્તિની સામે અડગ ભક્તિથી ધનુર્વિદ્યાની તાલીમ પ્રાપ્ત કરે છે. અખંડ ભક્તિને એકાગ્રચિત્તથી સ્વયંભૂ પ્રાપ્ત કરેલી ધનુર્વિદ્યા અર્જુનથી પણ આશ્ચર્યકારક રીતે ચઢિયાતી, અસાધારણ જણાઈ.

અનાર્યસુત એકલવ્યની પાસે અર્જુનથી પણ ચઢિયાતી એવી આગવી ને અસાધારણ શક્તિ હોવી એ આ આર્યકુમારો ને ગુરુદ્રોણથી ક્યાંથી સહ્યું જાય! એમનાં મન ભીતરમાં ઈર્ષ્યા પ્રવેશી, એટલે ઈર્ષ્યાવશ ગુરુદ્રોણે ગુરુદક્ષિણારૂપે એકલવ્યના જમણા હાથના અંગૂઠાની માંગણી કરી.

ગુરુદ્રોણ પ્રત્યે એકલવ્યમાં અસીમ ભક્તિ, શિષ્યભાવ ને અટલ શ્રદ્ધા હતાં. એટલે એણે પળનો પણ વિચાર કર્યા વિના સહજભાવે, આંગળીની વીંટી ઉતારી આપતો હોય તેમ સહજભાવે પોતાના જમણા હાથનો અંગૂઠો કાપીને ગુરુદ્રોણને ચરણે અર્પણ કરી દે છે.

પછી તો મહાભારતના વિશાળ કથાપટ ઉપર આ એકલવ્ય ક્યાંય ડોકાતો કે દેખાતો નથી. ક્યાંય નજરેય પડતો નથી. એનું શું થયું તે વ્યાસજી સિવાય કોને ખબર? પણ... ગુરુદ્રોણને સંતાપતો પરાજય આપીને એ એકલવાયો એકલવ્ય અલોપતાના ગાઢ અંધકારમાં ચાલ્યો ગયો.

આ પૌરાણિક કથાને આજે લગભગ પાંચ હજાર વર્ષ વીતી ગયાં છતાં આજે પણ એનું પુનરાવર્તન એ જ સ્વાંગમાં ને એ જ લેબાસમાં અહીં આ આદિવાસી વિસ્તારમાં થઈ રહ્યું હોય એવું જુગતરામકાકાને લાગ્યું હશે. આ વિસ્તારમાં હજારો લાખો આદિવાસી એકલવ્યો છે. વેડછી, વાલોડ, વ્યારા, માંડવી, સોનગઢ, ડાંગ વગેરે પ્રદેશ આદિવાસી એકલવ્યોથી ભરેલો છે. એમનામાં વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને પ્રામાણિકતા સ્વભાવગત વસેલાં છે. એકલવ્યની નરી વારસાઈ એમને કોઠે વરેલી હોય છે.

ને એમની આસપાસ અંગૂઠા પડાવનારની ખોટ ક્યાંથી હોય! ચારે બાજુ ઉજળિયાત લોકોનાં ધાડાં ને ધાડાં વસ્યાં છે. એમાં એક પક્ષે વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને અજ્ઞાનતા; બીજે પક્ષે સ્વાર્થ ને છેતરપિંડી, હોંશિયારી ને વિશ્વાસઘાત...આ ખંધાઈ ભરેલી બુદ્ધિ-યુક્તિથી હજારો ને લાખો અંગૂઠાઓ કપાઈ કપાઈને લોભી સ્વાર્થી ખિસ્સામાં, તિજોરીમાં પડવા લાગ્યા. એમનાં તો ખિસ્સાં ભરાયા, તિજોરી ઊભરાઈ ગઈ! પણ એમની સ્વાર્થ ક્ષુધાની દાનત રોકી શકાય શાની? ઊંડા કોતર સમી એમની ભૂખ ગરીબોને ભરખવા લાગી! લાગેલી આગ-મકાનને ભરખી જાય તેમ જોતજોતામાં અંગૂઠાઓના કપટી વહેવારથી આ આદિવાસી કુટુંબોનાં ઝૂંડો ને ઝૂંડો ભરખાઈ જવા લાગ્યાં. પરિણામે આદિવાસી એકલવ્યો જમીન-વિહોણા, ઘરબારવિહોણા ને જીવનવિહોણા બની ગયા. આસપાસના હોંશિયાર ને સ્વાર્થી સવર્ણો સહેજ પણ કસર કર્યા વિના દયાને તો શું? ખુદ ઈશ્વરનેય ખસેડી દઈને પોતાના ચોપડામાં

નાનાં નાનાં વાક્યો અને નાના નાના પાઠોવાળું પુસ્તક ગુજરાતીમાં લખ્યું હતું. ગુજરાતીમાં એ પુસ્તકનું અદ્ભુત સ્વાગત થયું. એની અનોખી શૈલીએ માત્ર બાળકો અને કિશોરોને જ નહિ પણ મોટેરા અને વિદ્વાનોને પણ પોતાના ભણી ખેંચ્યા હતા. થોડાક વખતમાં જ આ નાનકડી ગુજરાતી ચોપડીની ઘણી આવૃત્તિઓ બહાર પડી. સંયોગવશ એ ચોપડીનો હિન્દી અનુવાદ કરવાનો સુયોગ અને સૌભાગ્ય મને મળ્યાં. હિન્દીમાં પણ એ ચોપડી ખૂબ ખપી ને આજેય ખપે છે.

૧૯૨૯માં એમની જોડે જે આત્મીય સંબંધ બંધાયો તે આજે ૫૪ વર્ષો પછી એવો પરિપુષ્ટ અને સુદૃઢ થયો છે કે આજે અમે લોહીની સગાઈ કરતાંયે વધુ ગાઢ અને ઊંચી સગાઈથી જોડાઈ ગયા છીએ.

જુગતરામભાઈ ગાંધીયુગના એ ગણ્યા ગાંઠ્યા જીવન સાધક, જીવનયોગી, વ્રતનિષ્ઠ ને જીવનનિષ્ઠ લોકસેવકો પૈકી છે કે જેમણે જીવનનો કણ કણ ને સમયનો ક્ષણ ક્ષણ દીન-દુર્બળ, દલિત, પીડિત માનવીની નિઃસ્વાર્થ, નિઃસ્પૃહ, નિર્મળ અને એકાગ્ર સેવામા સાતત્યપૂર્વક ગાળી છે. છેલ્લાં ૬૦-૬૨ વર્ષોમાં એમણે જે કાંઈ અને જે રીતે કર્યું છે તેનો જોટો જડવો મુશ્કેલ છે. જિંદગીમાં જેણે પોતાનું ઘર માંડયું ન હોય એવી કોઈ એક વ્યક્તિનું આટલું વિશાળ કુટુંબ જોઈને મોંમાં આંગળાં ઘાલવા પડે છે. પોતાના સેવાક્ષેત્ર અને પ્રભાવક્ષેત્રમાં જુગતરામભાઈની ભૂમિકા આજે પણ જગત્ કાકાની છે. ગુજરાતની ત્રણ ત્રણ પેઢીઓ આજે એમને એ જ હુલામણા નામે સંભારે છે. આજના આપણા લોકજીવનમાંથી આવી ગાઢ અને વ્યાપક કુટુંબભાવના ખૂબ વેગપૂર્વક લુપ્ત થતી જાય છે. મહાત્મા ગાધીએ પોતાના જીવનકાળ દરમિયાન આખી દુનિયાને એક વિરાટ અને વિશાળ પરિવાર બનાવવાનો અનોખો પુરુષાર્થ કરી બતાવ્યો હતો, તેવું જ એક વિશાળ કુટુંબ ગુજરાતના સુરત જિલ્લાના આદિવાસી અને બિનઆદિવાસી ક્ષેત્રમા જુગતરામભાઈની આસપાસ પણ ખડું થઈ ગયું છે. એમના એકનિષ્ઠ અને લોકસેવાપરાયણ જીવનની આ એક મોટામાં મોટી વિભૂતિ છે. એમનો એ વૈભવ તો જોયો જ જણાય. તેઓ પોતાના ક્ષેત્રમાં કે ક્ષેત્રની બહાર ગમે ત્યાં પહોંચે ત્યાં એમની એ વિમલ આભા જોનારને મુગ્ધ કરી દે છે. 'કાકા આવ્યા! કાકા આવ્યા!' ના હર્ષ અને ઉલ્લાસભર્યાં મોજાં પોતાપણું સૂચવતા આ શબ્દો સાથે નાનાથી માંડીને મોટાં સુધી તમામ લોક જુગતરામભાઈને વીંટળાઈ વળે છે. દૂરથી આવતા પોતાના 'કાકા'ને જોઈ એમની આંખોમાં જેવું મધુર સ્મિત ઊભરાઈ આવે છે, તે પોતે જ એક દેવદુર્લભ અનોખું દૃશ્ય હોય છે. 'કાકા' ને જાણનાર, માનનાર ને ચાહનાર લોકોના દિલમાં 'કાકા' સારુ પોતાપણાથી સભર સ્નેહ-સદ્ભાવ સદા છલકાય છે તે જ એમના શાંત, પ્રસન્ન અને સાધનામય જીવનની સૌથી મોટી સિદ્ધિ અને સૌથી ઊંચી ઉપલબ્ધિ છે. એ સહજ સદ્ધિ અને ઉપલબ્ધિ આગળ દુનિયાના સર્વ વૈભવ તુચ્છ લાગવા માંડે છે. આ સિદ્ધિ અને ઉપલબ્ધિ એમને એમ ને એમ નથી મળી ગઈ. એને સારુ એમણે જુવાનીથી માંડીને ઘડપણ સુધી કઠણમાં કઠણ તપ તપ્યા છે. જપ જપ્યા છે. ને શરીર મનને ખૂબ કસ્યાં અને કેળવ્યાં છે.

તેઓ ઉચ્ચ કોટિના વિચારક, લેખક, કવિ, નાટકકાર ને તંત્રી છે. અને કેટલીય રચનાત્મક સંસ્થાઓના કુશળ પ્રેરક, પ્રવર્તક, સંચાલક અને માર્ગદર્શક રહી ચૂક્યા છે. પોતાની નાની મોટી અનેક કૃતિઓથી એમણે ગુજરાતી ભાષાના ભંડારને સમૃદ્ધ ને મંડિત કર્યો છે. નાનાથી માંડીને મોટા સુધીના સૌ કોઈ માટે એમણે જે કાંઈ લખ્યું છે તે ખૂબ પઠનીય, મનનીય અને આચરણીય છે. પોતાની જીવનકથા પણ એમણે આગવી શૈલીમાં રોચક રીતે લખી છે. વીસમી સદીના આરંભમાં ગાંધીજીએ જે આશ્રમ જીવન આપણા લોકજીવનમાં ફરી એકવાર પ્રસ્થાપિત કર્યું, તે આશ્રમજીવનના મર્મ સુધી પહોંચી તેને પોતાના સાથીઓ અને સંસ્થાઓના જીવનમાં સાકાર કરવાનો પુરુષાર્થ ગાંધીયુગમાં સતત ચાલ્યો તે પૈકીના એક અગ્રગણ્ય ભગીરથ જુગતરામભાઈ પણ હતા. એમના આ પુરુષાર્થની ગંગાએ સુરત જિલ્લાના આદિવાસી સમાજનો અદ્ભુત કાયાપલટ કર્યો છે. ઈસ્વી સન ૨૦-૨૧ના આદિવાસીની તુલનામાં સન ૮૦ નો આદિવાસી શીલ, સંસ્કાર, ભણતર ગણતર, કામકાજ, રીતિ નીતિ, ખેતીવાડી, ઉદ્યોગ ધંધા, રાજકાજ, રહેણી કરણી, ખાનપાન આદિ ક્ષેત્રોમાં એટલો ઊંચો ઊઠ્યો અને બદલાયો છે અને ઝડપથી બદલાઈ રહ્યો છે કે હવે કોઈ એને સહેજે આદિવાસી તરીકે ઓળખી નથી શકતા. સુરત જિલ્લાનાં આદિવાસી બાલક બાલિકાઓની જે પેઢી આશ્રમજીવનની નજીક આવી છે, જેમણે આશ્રમોમાં રહીને બાલશિક્ષણથી માંડીને વિશ્વ વિદ્યાલય સુધીનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે, તેમની જીવનદિશા વધુ ખીલી છે, અને એમનો જીવન વૈભવ એ માત્ર દર્શનીય નહિ પણ સ્પૃહણીય બન્યો છે. ગાંધીજીએ ૧૯૩૭માં પાયાની કેળવણીનો જે મહામંત્ર દેશના શિક્ષણ ક્ષેત્ર આગળ મૂક્યો રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રે તે મહામંત્રનો જપ કરીને શિક્ષણના રથને એક મજલ સુધી પહોંચાડવાનો મનોહારી પુરુષાર્થ સુરત જિલ્લાની આશ્રમ સંસ્થાઓમાં સતત ચાલ્યો છે.

આ બધાના મૂળમાં જુગતરામભાઈનું અખંડ તપ અને અટૂટ જપ પોતાનું કામ ધીર-ગંભીર ગતિથી કરતું રહ્યું છે. તેઓ એક યોગી જેવી દૃઢ નિષ્ઠાથી અને ખીલો ખોડીને બેઠા ન હોત તો શિક્ષણના ક્ષેત્રમાં સુરત જિલ્લાનું જે રૂપ આપણને દેખાય છે તેવું ખીલેલું અને નિષ્ઠાથી ઘડાયેલું આપણને જોવા ન જડત. આ દૃષ્ટિએ હું સુરત જિલ્લાને ભારતનો એક સૌભાગ્યશાળી જિલ્લો માનું છું. ત્યાના લોકજીવનમાં જે નિત્ય નવી ચેતના જાગી છે અને આજે પણ જાગે છે તેની સામે બહુ નમ્રતાપૂર્વક માથું ઝુકાવું છું. સ્વર્ગ ગિજુભાઈ બધેકાની જેમ જુગતરામભાઈએ પણ બાલશિક્ષણના ક્ષેત્રમાં આદિવાસી સમાજની સ્થિતિને ધ્યાનમાં રાખી જે મૂળગામી પ્રયોગો કર્યા છે તેને લીધે આખું ક્ષેત્ર બાલ શિક્ષણના કામમા લાગેલ ભાઈબહેનો સારુ માત્ર એક જીવતું જાગતું તીર્થ ક્ષેત્ર જ નથી બન્યું, બલ્કે ગયા પચીસ વર્ષોમાં આ ક્ષેત્ર બાલવાડીઓનું એક પ્રસિદ્ધ પ્રયોગ ક્ષેત્ર બની ગયું છે. ગુજરાત નઈ તાલીમ સંઘ તરફથી દર વરસે ઉનાળામાં ૧૫ દિવસોનો જે બાલવાડી શિબિર ગોઠવવામા આવે છે તેમાં અંતરના ઉત્સાહ સાથે ભળનાર સેંકડો ભાઈબહેનો—જેમાં નજીક અને દૂરના ઘણાં હિન્દી ભાષી ભાઈબહેનો—પણ હોય છે. તેમની હાજરી તે આ ક્ષેત્ર વિશેના તેમના આકર્ષણનો એક બોલતો ચાલતો પુરાવો છે. ગિજુભાઈ સાથે મળીને અને એમનાથી સ્વતંત્રપણે પણ ગુજરાતનાં બાળકો

સારુ જે ઉચ્ચ કોટિનું બાળસાહિત્ય જુગતરામભાઈએ સર્જ્યું છે તેને સારુ ફક્ત ગુજરાતનું જ નહિ પણ સમસ્ત ભારતનું પ્રબુદ્ધ બાલ-જગત પોતાના કાળના આ બે ધુરંધરોના સદા સાભાર ઋણી રહેશે. જુગતરામભાઈનો 'બાલવાડી' નામનો ગ્રંથ તો બાલ-શિક્ષણનું કામ કરનાર સારુ એક એવો માર્ગદર્શક ગ્રંથ બન્યો છે કે એની ઉપેક્ષા કરવી સંભવ નથી.

ખાદી ગ્રામોદ્યોગ, સહકાર, સ્વાવલંબન વગેરે ક્ષેત્રોમાં જુગતરામભાઈએ જે પાયાનું કામ કર્યું છે તેની સુવાસથી એમનું સમગ્ર સેવા ક્ષેત્ર આજે સુવાસિત છે.

મને ખુશી છે કે 'ગાંધીજી,' 'પ્રહ્લાદ,' 'સુંદરપુરની શાળાનો પહેલો કલાક' અને 'બાલવાડી' જેવાં જુગતરામભાઈનાં ગુજરાતી પુસ્તકોનો હિન્દી અનુવાદ કરવાનો સુઅવસર અને સૌભાગ્ય મને મળ્યાં.

જુગતરામભાઈના આત્મીય આતિથ્યનું વર્ણન કરવું તો શક્ય જ નથી. એમની અજસ્ર પ્રેમવર્ષા એક અવિસ્મરણીય અનુભવ બની રહે છે. ૧૯૮૦ના જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં હું ગ્રામભારતી આશ્રમ, ટવલાઈના કેટલાક વિદ્યાર્થીઓ સાથે સુરત જિલ્લાની શિક્ષણ યાત્રાએ જતાં ત્યાં ગયો હતો. તે વખતે પોતાના ઘડપણ અને કમજોર તબિયતને વિસારી દઈ પૂજ્ય જુગતરામભાઈ સતત ત્રણ દિવસો સુધી જીપમાં બેસીને પહાડ જંગલવાળા સેવા ક્ષેત્રોથી માંડીને મેદાની ક્ષેત્રો સુધીની આશ્રમ સંસ્થાઓમાં અમને ફેરવતા રહ્યા. ઠેર ઠેર અમને આગળ ધરતા રહ્યા. અમારી ઉપર પોતાના વાત્સલ્યની અવિરત વર્ષા કરતા રહ્યા. એમના આચાર્યત્વનું આવું મનોહારી દર્શન કરી અમે સૌ ધન્ય થયા. ગદ્ગદ્ થયા. પુલકિત થયા અને એમના પુણ્યપાવન ચરણોમાં નતમસ્તક પણ થયા.

□ કાશિનાથ ત્રિવેદી

## ૩૭ દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત

જો આપણે જુગતરામકાકાને એમ પૂછીશું કે 'તમે ઠેઠ સૌરાષ્ટ્ર-લખતર છોડીને આટલે દૂર આ આદિવાસીઓની વચ્ચે કઈ પ્રેરણાથી કેવી રીતે આવ્યા? સેવા ભાવના ઉપરાંત કોઈ અવર પ્રેરણા ખરી કે?' તો તેઓ એના ઉત્તરમાં માત્ર એમની સમતાળુ ને મમાળુ મૂછોમા સ્મિત વેરશે અને મૌન સ્મિતમાં ઘણું ઘણું કહી દેશે.

આપણેય એમાંથી ઘણું ઘણું સમજી લેવાનું રહેશે. એમના મનના ઊંડાણમાં પાંચ હજાર વર્ષ પૂર્વેનો મહાભારતના કથાપટનો એક નાનકડો ભાગ એમને અજંપાવ્યા નહિ કરતો હોય? થોડા શબ્દમાં કહીએ તો એમને દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત કરવાની એક નમ્ર ઇચ્છા કે મનોકામના નહિ હોય?

એ જ મહાભારત કાળમાં કુમાર વયના પાંડવો-કૌરવોને ગુરુ દ્રોણાચાર્ય ધનુર્વિદ્યાની તાલીમ આપી રહ્યા હતા. આ કુમારોમાં અર્જુન સૌથી એકાગ્રચિત્ત શિષ્ય હતો. સૌથી ચઢિયાતું કૌશલ્ય એ દાખવતો હતો, ને એથી એ ધનુર્વિદ્યામાં ઘણો હોશિયાર શિષ્ય ગણાતો.

વિદ્યાભ્યાસંગના એ દિવસોમાં અનાર્યસુત એકલવ્ય આવી ચઢે છે, ને ગુરુદ્રોણની સન્મુખ જઈ સાષ્ટાંગ પ્રણામ કરીને ધનુર્વિદ્યા શીખવાની પોતાની ઇચ્છા જણાવે છે. પણ આર્યપુત્રોની પાઠશાળામાં આ અનાર્યસુતને ક્યાંથી પ્રવેશ મળે? છતાં એકલવ્ય નિષ્ફળ થઈને નિરાશવદને ઘરે જતો નથી, ત્યાં જંગલમાં જ એક વટવૃક્ષની ઘનછાયામાં ગુરુદ્રોણની આબેહૂબ મૂર્તિ બનાવીને એ મૂર્તિની સામે અડગ ભક્તિથી ધનુર્વિદ્યાની તાલીમ પ્રાપ્ત કરે છે. અખંડ ભક્તિને એકાગ્રચિત્તથી સ્વયંભૂ પ્રાપ્ત કરેલી ધનુર્વિદ્યા અર્જુનથી પણ આશ્ચર્યકારક રીતે ચઢિયાતી, અસાધારણ જણાઈ.

અનાર્યસુત એકલવ્યની પાસે અર્જુનથી પણ ચઢિયાતી એવી આગવી ને અસાધારણ શક્તિ હોવી એ આ આર્યકુમારો ને ગુરુદ્રોણથી ક્યાંથી સહ્યું જાય! એમનાં મન ભીતરમાં ઈર્ષ્યા પ્રવેશી, એટલે ઈર્ષ્યાવશ ગુરુદ્રોણે ગુરુદક્ષિણારૂપે એકલવ્યના જમણા હાથના અંગૂઠાની માંગણી કરી.

ગુરુદ્રોણ પ્રત્યે એકલવ્યમાં અસીમ ભક્તિ, શિષ્યભાવ ને અટલ શ્રદ્ધા હતાં. એટલે એણે પળનો પણ વિચાર કર્યા વિના સહજભાવે, આંગળીની વીંટી ઉતારી આપતો હોય તેમ સહજભાવે પોતાના જમણા હાથનો અંગૂઠો કાપીને ગુરુદ્રોણને ચરણે અર્પણ કરી દે છે.

પછી તો મહાભારતના વિશાળ કથાપટ ઉપર આ એકલવ્ય ક્યાંય ડોકાતો કે દેખાતો નથી. ક્યાંય નજરેય પડતો નથી. એનું શું થયું તે વ્યાસજી સિવાય કોને ખબર? પણ... ગુરુદ્રોણને સંતાપતો પરાજય આપીને એ એકલવાયો એકલવ્ય અલોપતાના ગાઢ અંધકારમાં ચાલ્યો ગયો.

આ પૌરાણિક કથાને આજે લગભગ પાંચ હજાર વર્ષ વીતી ગયાં છતાં આજે પણ એનું પુનરાવર્તન એ જ સ્વાંગમાં ને એ જ લેબાસમાં અહીં આ આદિવાસી વિસ્તારમાં થઈ રહ્યું હોય એવું જુગતરામકાકાને લાગ્યું હશે. આ વિસ્તારમા હજારો લાખો આદિવાસી એકલવ્યો છે. વેડછી, વાલોડ, વ્યારા, માંડવી, સોનગઢ, ડાંગ વગેરે પ્રદેશ આદિવાસી એકલવ્યોથી ભરેલો છે. એમનામાં વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને પ્રામાણિકતા સ્વભાવગત વસેલાં છે. એકલવ્યની નરી વારસાઈ એમને કોઠે વરેલી હોય છે.

ને એમની આસપાસ અંગૂઠા પડાવનારની ખોટ ક્યાંથી હોય? ચારે બાજુ ઉજળિયાત લોકોનાં ધાડાં ને ધાડાં વસ્યાં છે. એમાં એક પક્ષે વિશ્વાસ ને શ્રદ્ધા, ભોળપણ ને અજ્ઞાનતા; બીજે પક્ષે સ્વાર્થ ને છેતરપિંડી, હોંશિયારી ને વિશ્વાસઘાત...આ ખંધાઈ ભરેલી બુદ્ધિ-યુક્તિથી હજારો ને લાખો અંગૂઠાઓ કપાઈ કપાઈને લોભી સ્વાર્થી ખિસ્સામાં, તિજોરીમાં પડવા લાગ્યા. એમનાં તો ખિસ્સાં ભરાયા, તિજોરી ઊભરાઈ ગઈ! પણ એમની સ્વાર્થ ક્ષુધાની દાનત રોકી શકાય શાની? ઊંડા કોતર સમી એમની ભૂખ ગરીબોને ભરખવા લાગી! લાગેલી આગ મકાનને ભરખી જાય તેમ જોતજોતામાં અંગૂઠાઓના કપટી વહેવારથી આ આદિવાસી કુટુંબોનાં ઝૂંડો ને ઝૂંડો ભરખાઈ જવા લાગ્યાં. પરિણામે આદિવાસી એકલવ્યો જમીન-વિહોણા, ઘરબારવિહોણા ને જીવનવિહોણા બની ગયા. આસપાસના હોંશિયાર ને સ્વાર્થી સવર્ણો સહેજ પણ કસર કર્યા વિના દયાને તો શું? ખુદ ઈશ્વરનેય ખસેડી દઈને પોતાના ચોપડામાં

અંગૂઠા મૂકાવી મૂકાવીને લાચાર આદિવાસીઓને લૂંટવા મંડી પડ્યા! તમે પૂછશો, 'એમની પાસે બાકી શું રહ્યું હશે?' એ લોકો કહેશે કે 'કેડે લંગોટી ને માથે ચોટલી.' એના પ્રતિઘોષ રૂપે એ લોકો ધૂણતાં ધૂણતાં પોતાના દેવાધિદેવને ભક્તિભાવથી વિનવણી કરે છે 'હે ભૂંયે! મારે પાહેં હવે ગોટની ને કાછડી સિવાય કાંય રે'ય નાથ.' વિનવણી સાંભળીને દેવ ઓછા શબ્દમાં જ આશ્વાસનથી સલાહ આપે છે. '"તેવ ખર દેવતા." (સાચી વાત છે દેવ)—હવે એટલાથી ચલાવી લે 'નહિતર મારી પાસે ઉપર આવી જા.'

પણ બીજી બાજુ ધૂણતાં ધૂણતાં કરેલી આ અરજૂ સંભળીને આ લૂટાચારને રોકવા માટે ગાંધીજી દ્વારા જુગતરામકાકાને આ પ્રદેશમાં વેડછી મોકલવાનું વ્યાસજીને તો નહિ સૂઝ્યું હોય? કે પછી પોતાની પૂર્વ ભૂલ સુધારવા ગુરુદ્રોણનેય સૂઝ્યું હોય! ગમે તે હોય પણ જુગતરામકાકાએ વેડછી આવીને ગુરુદ્રોણની મૂર્તિવાળા વડલાની યાદગીરીમાં પુણ્યના પૂંજ સમો વડલો વાવ્યો. પછી તો એની વડવાઈઓ આખા ગુજરાતમાં બધે 'વટવૃક્ષ' રૂપે વ્યાપી ગઈ. એવી વ્યાપી ગઈ, કે જાણે માટીમાં ને માનવોમાં એકરૂપ બની ગઈ!

□ વીરસિંહ ચૌધરી

## ૩૮ ગુજરાતનું તીર્થધામ, વેડછી

શ્રીકૃષ્ણે ગીતાને જન્મ આપ્યો અને શ્રી જુગતરામભાઈએ ગીતાને લોકોની સામે ગાઈ, ને જીવી બતાવ્યું. વેડછીને કર્મભૂમિ બનાવી રાનીપરજોની કાયાપલટ કરી કૃષ્ણની જેમ આદિવાસીઓના પથદર્શક, ને ઉદ્ધારક બન્યા.

શિક્ષણ, ખાદી અને સહકારી ક્ષેત્રે ખૂબ કામગીરી કરી ગાંધીજીની નઈ તાલીમની શિક્ષણક્ષેત્રે આપેલી છેલ્લી ભેટ સાચી કરી બતાવી. બુનિયાદી શિક્ષણ ઉપર અનેક આફતો આવી છતાં અડગ નિશ્ચયી શ્રી જુગતરામભાઈએ તે ચાલુ જ રાખી.

અનેક તોફાનો આવ્યાં. વાડ બનીને ચઢાવેલામાં પણ ખૂટ્યા પણ વાડનો ટેકો મજબૂત હતો તેથી વેલાઓને પાણી પાઈને લીલા રાખ્યા. આજે પણ વેલાઓ ભેગા થઈ તીર્થમાં જઈ વીતેલા વર્ષની આંધી યાદ કરી તેને દૂર કરવા શપથ લીધા કરે છે.

વેડછીમાંથી વિકસેલો વડલો આજે પણ અડગ છે. જો જુગતરામભાઈ જેવા ઋષિ વેડછીમાં ન આવ્યા હોત તો વેડછી શિક્ષણતીર્થ સાચું તીર્થ ન બનત. કાદવમાંથી કમળ બનાવનાર દેવ આજે પણ દર્શનીય છે.

જીવનની ઓછામાં ઓછી જરૂરિયાત, નાની ઝૂંપડી, ગાયના દૂધનો અને ખાદીનો આગ્રહ, જાતે મહેનત, ટૂંકી કફની અને ટૂંકી પોતડી અને સાંકડી ટોપી, ખરેખર દેવતાના દર્શન કરાવે છે. નીડર, સાચાબોલા, ભૂલકણા કવિ, વ્રતમાં વિવેકી, પદયાત્રી જીવન કલાકાર પ્રયોગવીર, સામે જે હોય તે કહેનાર. મહાત્મા ગાંધીના અધૂરા આદર્શ ને કાર્યોને પૂરાં કરવા જીવન જીવનાર, સાહિત્યકાર, નવજીવન પ્રેસનાં બીબાં ગોઠવી લોકઘડતર કરનાર અને તેજ જુગતરામભાઈ વેડછીના અનેક હાથો વડે અનેક બીબાં ગોઠવનાર કારુણ્યમૂર્તિ કાકા આજે આદિગ્રામ વેડછીને પવિત્ર તીર્થમાં પલટી નાખે છે. જીવતા દેવતા છે. તેમનાં ચરણમાં નમવાથી જીવન જીવી જવાય છે. અનેક બુદ્ધિશાળી લોકોને પગે પડતા જોયા છે.

□ સન્મુખલાલ ભક્ત

## ૩૯ ગાંધીજીના ઋત્વિજ

વિધિની કેવી વિચિત્રતા! પૂ. ગાંધીજીને કારણે જે બ્રિટિશ સામ્રાજ્યમાંથી સૂર્ય અસ્ત પામતો ન હતો, તે સામ્રાજ્યનું અસ્તિત્વ જ ન રહ્યું, છતાં એ જ બ્રિટનના નાગરિક સર રિચાર્ડ એટનબરોએ ગાંધીની ફિલ્મ ઉતારી અને ગાંધીજીના અવસાન બાદ ૪૫ વર્ષે આખી દુનિયાની નવી પેઢીને—ગાંધીજી કેટલા મહાન હતા તે બતાવવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો. આ ફિલ્મ અંગે ટાઈમ્સ ઓફ ઇન્ડિયાના કાર્ટૂનિસ્ટ લક્ષ્મણે એક સુંદર કટાક્ષચિત્ર રજૂ કર્યું. એક પ્રધાન ફિલ્મ જોયા બાદ બહાર નીકળતા નીકળતાં બોલે છે, 'ખરેખર ગાંધીજી આટલા બધા સજ્જન હતા?' લક્ષ્મણનું એ કટાક્ષચિત્ર વસ્તુતઃ કટાક્ષચિત્ર નથી પણ આજની પરિસ્થિતિનું સાચું ચિત્ર છે. ગાંધીજીને મન રેંટિયો અને ખાદી એ નવા યુગની માળા અને ભગવાં વસ્ત્ર તથા ત્રિપુંડ ન હતાં. તેમને મન તો આ વસ્તુઓ ગામડાંઓની બેકારી અને ગરીબી ટાળવાનો, ગામડાંને બેઠાં કરવાનો ચમત્કારિક મંત્ર હતો. શિક્ષણ, અસ્પૃશ્યતા નિવારણ, ગરીબો પ્રત્યે હમદર્દી વગેરેનો ગ્રામ સ્વરાજમાં સમાવેશ થાય. કાર્લ માર્ક્સ અને લેનિન કરતાં પણ વધુ અસરકારક અને છતાં અહિંસક અને કરુણાસભર આ પ્રયોગ આ એક યજ્ઞકાર્ય હતું. ગીતામાંથી ટાંકીને ગાંધીજી કહેતા કે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે.

આવાં યજ્ઞ કાર્યો માટે ઋત્વિજો જોઈએ. કોઈપણ યજ્ઞ ઋત્વિજ વિના ન થાય. આજીવન ભેખ લેનાર, જિંદગી પર્યંત ઋત્વિજનું કાર્ય કરે તે ઋષિ. જુગતરામભાઈ એવા એક ઋત્વિજ પુરુષ છે. ૬૦ વર્ષ સુધી સેવા કાર્ય કરવુ, યજ્ઞ કર્યા કરવો એ ઋત્વિજનું કાર્ય નહિ તો બીજું શું? ગાંધીજીનો આદેશ થતાં ઘરબાર ત્યાગી, કુટુંબકબીલો અને વતન ત્યાગી દૂર સુદૂર, કષ્ટપૂર્વક પહોંચી શકાય એવા જંગલ પ્રદેશમાં પહોંચ્યા. પ્રદેશ દુર્ગમ હતો તે કાળે. લોકોની ભાષા પણ તે કાળે દુર્ગમ હતી. વેડછી પહોંચવા માટે ઘણું કષ્ટ સહન કરવું પડતું, ખાસ કરીને ચોમાસાની ઋતુમાં કે જ્યારે અનેક ઝરણાં ઓળંગવાં પડતાં. એ પ્રદેશના લોકો ચૌધરી, એમની ભાષા પણ ચૌધરી, નવા આગંતુકને એ ભાષા લગીરે ન સમજાય.

ગાંધીજીનો ઋત્વિજ ગાંધીજીની નાની આવૃત્તિ સમ હોવો જોઈએ. રાજકીય ક્ષેત્રે ઘણી જ કટુવાણી ઉચ્ચારનાર અને ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું અંતર રાખનાર કાયદે-આઝમ જનાબ મહમદ અલી જીન્હા પ્રત્યે પણ ગાંધીજીને અનુરાગ. અપમાન ગળી જઈ તેમને બંગલે મળવા જાય, એવા ભાવથી ભેટે અને સમાધાન ન થતાં કટુતા વિના વિદાય લેનાર. આવું ક્યારે બને? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અભિમાન બધા ત્યાગ્યા હોય, સ્ફટિક સમ પારદર્શક હૃદય હોય તો જ આમ બની શકે. આ ગુણો ન હોય તો

બધું દંભ, અને દંભ પકડાયા વિના ન રહે. ગાંધીજીના ઋત્વિજમાં પણ આ બધું જોવા મળે. કોઈ દિવસ ગુસ્સે ન થાય, કોઈની સાથે ઊંચે સાદે ન બોલે, વ્યંગમાં કાંઈ ન કહે, જે કાંઈ ઉપદેશ કે બોધ આપવાનો તે હૃદયમાં સોંસરો ઊતરે એવી ભાવભરી ભાષામાં. કેવું પ્રખર તપ? આજે તપ જરૂર ફળ્યું છે. અગસ્ત્ય ઋષિએ વિંધ્યાચલ ઓળંગ્યો અને અનાર્યમાંથી આર્ય બનાવ્યા. આધુનિક યુગના આ અગસ્ત્યનું કાર્ય પણ એવું જ છે. આજે તમે ચૌધરી કોમની કન્યાઓ જુઓ. કેટલી બધી સંસ્કારી છે! પરંતુ એ કોમનું તત્કાલીન ચિત્ર આજે શી રીતે દોરવું? ગુજરાતી ભાષા બોલી ન શકે, સમજી ન શકે. પુરુષો સામાન્ય રીતે લંગોટી જ પહેરે, ૧૬–૧૮ વર્ષની કન્યા પણ દૂંટીથી ઘૂંટણ સુધીનો ભાગ જ ઢાંકે, બીજો ભાગ ખુલ્લો. બે આના માટે આખો દિવસ કાળી મજૂરી કરવાની. ઘાસનું બનાવેલું છાપરું, છાપરા ઉપર તાડપત્ર ૬૦ ઈંચ વરસાદ સામે રક્ષણ આપે. પાંચ સાત દશ માઈલ સુધી મીઠું કે દીવાસળી ન મળે. દીવાસળીની તો જરૂર જ નહિ. રાખમાં એવી રીતે અગ્નિ રાખવામાં આવે કે લાકડું ઝાઝું બળે નહિ, અને છતાં સાંજથી સવાર સુધી અગ્નિ રહે અને દીવાસળીની જરૂર ન પડે. ખોરાકમાં સવારે જુવારના લોટને કે ચોખાના દાણાને પાણીમાં ઉકાળી ચપટી મીઠું નાખી દોઢ બે લિટર જેટલું પ્રવાહી પી જવાનું. સાંજે રોટલા કે ખીચડી.

એ પ્રજામાંથી જુગતરામભાઈએ જે પ્રજા પેદા કરી છે, નવનિર્માણ કર્યું છે તે બેનમૂન છે. અફસોસની વાત છે કે જે કારણસર મિનિસ્ટરનું કાર્ટૂન લક્ષ્મણને દોરવાની જરૂર પડી, તે પ્રકારે આજનો ગુજરાતી રવિશંકર મહારાજ, બબલભાઈ મહેતા અને જુગતરામ દવે અંગે અજ્ઞાન છે.

રાષ્ટ્રપિતાની હાકલનો પડઘો વિજાપુરના ગોળ ગુંબજમાંથી સંભળાયો, સાત પડઘા પડ્યા. એક સુરત જિલ્લાના આદિવાસી વિસ્તારમાં સંભળાયો. દૂરસુદૂર સૌરાષ્ટ્રના ઝાલાવાડ વિસ્તારના દેશી રિયાસતના અદના આદમીએ વેડછીનું સ્વપ્ન પણ ન સેવ્યું હશે. છતાં એ બ્રાહ્મણ—જન્મે અને કર્મે, ધર્મે અને ગુણે—કેમ કરીને વેડછી પહોંચ્યો તે એક કોયડો છે. ગાંધીજીનું ફરમાન કે ગામડામાં જાઓ, અછૂતો, ગિરિજનો, વનવાસીઓ જંગલીઓ, અશિક્ષિતો, ચીથરેહાલ અને રક્તપીત્તિયાની સેવા કરો. દરિદ્રનારાયણની સેવા દ્વારા મોક્ષ મેળવો. આ બ્રાહ્મણે કેવો સુંદર જવાબ આપ્યો? રાણા સાંગાથી રાણો પ્રતાપ સવાયો નીકળ્યો. पुत्रात् शिष्यात् इच्छेत् पराजयं। ગાંધીજી જીવતા હોત તો કહેત કે રવિશંકર મહારાજે અને જુગતરામે મને મહાત કર્યો.

આજે વેડછી જોવાથી ૧૯૧૦ના વેડછીનો ખ્યાલ ન આવે. આજે જંગલમાં મંગલ થયું છે. શૂન્યમાંથી સંસાર પેદા થયો છે. તે દિવસની કલ્પના જ કરવી રહી. ભાષા, આબોહવા, વાહન વ્યવહારનાં સાધનનો અભાવ, અપરિચિત, સાધનસામગ્રી અને નાણાંની ટાંચ આ બધી વસ્તુઓ લક્ષ્યમાં રાખીએ તો એમ થાય કે ધ્રુવ તપ કરવા જંગલમાં ગયો, અને તપ કરીને પાછો આવ્યો ત્યારે મોટા રાજ્યનો માલિક થયો. જુગતરામભાઈના આદિશિષ્યો, તેમના શિષ્યો અને બાળકો ગણીએ તો કેવડી મોટી ફોજ થાય?

પુરુષને લંગોટી અને સ્રીને દૂંટીથી ઘૂંટણ સુધીનું ઢાંકણ યા વસ્ત્ર, ગુજરાતી ભાષાનું સંપૂર્ણ અજ્ઞાન, શિક્ષણનો સંપૂર્ણ અભાવ, માછલાં મારવાં, પક્ષીઓ મારવાં, લાકડાં કાપી કસબામાં વેચવાં, જુવાર, તુવેર જેવાં હલકાં ધાન્યો પકવવાં, ખેતરમાં ખેડ અને ખાતરનો અભાવ, ઘાસ અને નીંદામણની વ્યાપકતા એવા આદિવાસી વિસ્તારનો નકશો તમારી નજર સમક્ષ રજૂ કરો, અને આજનો દક્ષિણ ગુજરાતનો ચિતાર જુઓ, વાણિયા બ્રાહ્મણની કન્યામાં ખપી જઈ શકે એટલી શુદ્ધ ભાષા બોલનારી અને પહેરવેશ વાળી આદિવાસી કન્યાઓ જુઓ. અમદાવાદ નડિયાદના સાક્ષર જેટલી શુદ્ધ ભાષા લખનાર આદિવાસી યુવકો જુઓ. આ કોઈ રાક્ષસની માયાજાળ નથી. એ તો જીવંત અને સાકાર સૃષ્ટિ છે. એના બ્રહ્મા કોણ? એના પ્રજાપતિ કોણ? એ બીજ કોણે રોપ્યું? સૌરાષ્ટ્ર વિસ્તારના એ બ્રાહ્મણને એ યશ ઘટે. એ આધુનિક યુગનો અગસ્ત્ય ઋષિ છે. એ ઋષિને વારંવાર વંદન.

આ લેખકને એ ઋષિ જરા પણ ઓળખે નહિ. કોઈ દિવસ મુલાકાત પણ થયેલી નહિ. પરંતુ આધુનિક શબરીએ પુરુષ યોનિમાં જન્મ લીધો. એ મકનજી બાબા રૂપે. મકનજી બાબાના થોડા સહવાસનો આ પામર જીવને લાભ મળેલો. એટલું જ પૂરતું હતું. મારું આશ્રમ જીવન ૨⅔ વર્ષનું. એ જીવન છોડ્યાને ૩૪ વર્ષ થયાં છતાં એ મહાન વિભૂતિનો આ જીવ ઉપર કેટલો અગાધ પ્રેમ! જાણે આખી જિંદગીના સહવાસ બાદ ગઈ કાલે જ એમનાથી છૂટા કેમ ન પડ્યો હોઉં? આવો પ્રેમ કાંઈ માત્ર આ જીવ ઉપર જ છે એમ નથી. એમનાં સંપર્કમાં જે જે અગણિત જીવો આવ્યા એ બધા ઉપર જ આટલો અનહદ પ્રેમ કેમ કરીને કરી શકતા હશે? આટલા ટચૂકડા હૈયામાંથી આટલો મોટો પ્રેમનો સ્રોત કેમ કરી વહેતો હશે? એમ પ્રશ્ન થાય છે. वसुधैव कुटुम्बकं। એ સૂત્ર એમને જોઈએ ત્યારે મૂર્તિમંત થાય છે. એમ લાગ્યા વિના ન રહે. મહાન વિભૂતિઓની આ જ ખાસિયત છે. રાજકારણ તો કબજો ખંધાઈના ગુણે સંપૂર્ણપણે લઈ લીધો છે. આદિવાસી, હરિજન લઘુમતી વગેરેને નામે મત માંગવામાં આવે છે. તેમના ઉદ્ધારનાં બણગાં ફૂંકવામાં આવે છે. જુગતરામકાકાએ જ્યારે વેડછીમાં ખીલી નાંખી ત્યારે આ ખંધાઈની કલ્પના પણ આવી શકે એમ ન હતુ, માત્ર એમના સાચા ઉદ્ધારની જ વાત હતી. છેલ્લા દાયકા દરમિયાન રાજકીય ખંધાઈના થોડા છાંટા જરૂર વેડછીમાં ઊડ્યા છે. પરંતુ એ તો Storm in a tea-cup (ચાના પ્યાલામાંનો ઝંઝાવાત) જેવું છે. વેડછીનો શાંત તથા પ્રેમ-કરુણામય જીવનને એ ઝંઝાવાત સ્પર્શી શક્યો નથી. એજ એ ઋષિની ખૂબી છે.

□ ઈશ્વરભાઈ પુરોહિત

## ૪૦ અમે વડલાનાં ટેટાં

એક છેડે જુ. કાકાનું કામ અને બીજે છેડે નાનાભાઈ તથા નારણદાદાકા અને ગિજુભાઈનું કામ એમ કહી શકાય. તેમ છતાં જુ. કાકાના ત્યાંના કામનો લાભ અમને ઘણી રીતે મળ્યા કર્યો છે. અંગત રીતે કહું તો મારાં ચાર બાળકો ત્યાં શિક્ષણ લેવા પહોંચ્યાં તેમાં ત્યાંના શિક્ષણમાં જે રાષ્ટ્રીયતાની અને ઉદ્યોગના વાતાવરણની સુવાસ ફેલાયેલી તે એટલી આકર્ષક હતી કે મારા જેવા ગાંધીઘેલાને

તેમ કર્યા વિના જંપવા જ ન દે અને ખરેખર તેનો લાભ પણ કેટલો થયો છે તે જોઉં છું તો મને તેની સાર્થકતા સમજાય છે. એ ચારે બાળકો આજે શિક્ષણ લીધા પછી કૃષિ, ગોસેવા, ઉ. બુનિયાદી શાળા અને હોમ સાયન્સ જેવા કામમાં પરોવાઈ ગયાં છે. જે શિક્ષણની અત્યારે આપણા દેશનાં બાળકોને તાતી જરૂર છે.

જેવી રીતે ગાંધીજી જેવી એક વ્યક્તિ દેશના ખૂણે ખૂણે રખડીને ઉચ્ચ કોટિના આગેવાનોને મળીને. એકત્ર કરીને દેશના ઘડતરના અને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના કામમાં અદ્‌ભુત કામ કરી બતાવે છે તેવી રીતે જુ. કાકા જેવા એક માણસ પલાંઠી વાળીને બેસીને આખા ગુજરાતમાં શિક્ષણ દ્વારા એક વાતાવરણ પેદા કરી શકે છે. એનો અદ્‌ભુત નમૂનો જોઈ શકાય છે.

એક વખતે જુ. કાકા સાથે પ્રવાસ કરવાનો મોકો મળેલો. ત્યારે જોવા મળ્યું કે તેમના શરીર સાથે તેમના આત્માનો સંબંધ નહિવત્ જ છે.

બીજા એક પ્રસંગે ગ્રામદાનની પદયાત્રા નિમિત્તે આઠ દસ દિવસ સાથે ફરવાનું બન્યું. કોઈ મોટી વ્યક્તિની સાથે ફરતા હોઈએ ત્યારે જાણે આપણે કોઈ મોટી વ્યક્તિની સાથે ફરી રહ્યા છીએ તેવું ભાન રહેતું હોય છે. અને તે બે રીતે, એક તેમની પાસેથી આપણે કંઈક પ્રાપ્ત કરવાનું છે અગર તેઓ આપણને કંઈક આપી રહ્યા છે. એવું આ બેમાંથી એકે પ્રકારનું ભાન તેમની સાથે ફરતાં થતું ન હતું. એ દરમિયાન તેમની પાસેથી ઘણું મળ્યું હશે પણ તેમાં ન તો આપવાની કે ન તો લેવાની વાત હતી. એ એક એવી સ્વાભાવિક લીલા હતી જેનું વર્ણન કરવું શક્ય જ નથી.

આજે પણ તેઓ ત્યાં બેઠા બેઠા આવી લીલા કરી રહ્યા છે, એવું આટલે દૂર બેઠા બેઠા અમે અનુભવી રહ્યા છીએ.

વડલો બે રીતે વિસ્તરતો હોય છે: એક વડવાઈ દ્વારા અને બીજું બીજ દ્વારા. બીજ દ્વારા તેનો વિસ્તાર ક્યાં અને કેટલો ફેલાતો હોય છે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. વેડછીના આ વડલાનું પણ તેમ જ છે.

રવિશંકરદાદા, નાનાભાઈ, જુ. કાકા, બબલભાઈ, સંતબાલજી, આ બધા ગુજરાતના વડલા અત્યારે તો એકબીજાની વડવાઈઓમાં એટલા બધા પરોવાઈ ગયા છે કે ઘણી વખત કઈ ડાળી અને કઈ વડવાઈ કયા વડલાની છે, તે શોધી કાઢવું મુશ્કેલ છે.

ગુજરાતનાં આપણે સૌ કાર્યકર ભાઈબહેનો જો આ વિચારને સમજીશું અને પોતે પણ કોઈ એક વડલાની ડાળી કે વડવાઈ છીએ એવો અનુભવ કરીશું તો આપણું કામ ઘણું સરળ થશે એમાં મને શંકા નથી.

□ કેશુભાઈ ભાવસાર

## ૪૧ સફાઈ સેવક

સને ૧૯૫૨માં સેવાદળની તાલીમ લેવા બારડોલી ગયેલો. ત્યારે વેડછી આશ્રમની મુલાકાત રાખેલી. શ્રી જુગતરામભાઈ તેમની ગદૂલી બહાર નાની પોતડી પહેરી સાંજના સમયે રેંટિયો લઈને કાંતતા હતા તે સ્મરણ પહેલું હતું. તે વખતે ગામડાના પ્રશ્નો ગ્રામસેવા, બાળકો, જુવાનિયાઓમાં કામ કેમ કરવું તે અંગે વાતો કરેલી. આશ્રમમાં સમગ્ર પ્રવૃત્તિઓ રસોઈ, વાસણ સાફ કરવાં, છાણ વાસીદું કરવું, મળ-પેશાબની ડોલો ઉચકી ખાતર કરવું, નાહવાના પાણીનો ઉપયોગ ખેતીના ક્યારામાં કરવો વગેરેનો પ્રત્યક્ષ અનુભવ લેવાનો પ્રસંગ મળેલો અને તેમાં સૌ કામમાં સાથે ભળવાની ભાવનાએ મારા ઉપર વિશેષ અસર કરેલી. ડોલ જાજરૂ સાફ કરી તેમાં કાગળ લગાડવાનું કામ કરવાનું મારે ભાગે આવેલું. તેમાં તેમની ચીવટાઈ જણાઈ આવતી હતી. ડોલ જાજરૂના પાટિયાં ધોવાં. નીચેની ફર્સ બરાબર સાફ કરવી, ચાળણાથી ચાળીને માટી જાજરૂમાં રાખેલી ડોલમાં ભરવી, આ બધી ક્રિયા નિષ્ઠાપૂર્વક, ચીવટથી અને આપણને ઉત્સાહી કરતા જાય તે રીતે યજ્ઞ તરીકે કરવાનો પહેલવહેલો લહાવો મળેલો. આવું જાજરૂ સફાઈનું કામ તે પહેલાં મારે કરવું પડેલું નહિ, તેનો પહેલો પાઠ જીવનમાં અહીંથી મળ્યો. જેણે કાયમી રીતે મને જાજરૂ સાથે જોડી દીધો!

ગાંધી સ્મારક નિધિ દ્વારા પૂ. અપ્પાસાહેબના માર્ગદર્શન નીચે શ્રી કૃષ્ણલાલ શાહના સંચાલન નીચે ૧૯૫૯માં સફાઈ વિદ્યાલય, વ્યારામાં શરૂ કરવામાં આવ્યું. તેમાં મુ. જુગતરામભાઈનો મહત્ત્વનો ફાળો હતો. સફાઈ વિદ્યાલયમાં દરેક નવા પ્રશિક્ષણાર્થીને તેમના અનુભવનો લાભ મળતો જ. તેમના વિચારો સ્પષ્ટપણે સૌને જાણવા મળતા, તેટલું જ નહિ પણ રાત્રે સફાઈ વિદ્યાલયમાં કાર્યકર્તાઓ સાથે રોકાય તો સવારે સફાઈકામમાં પણ જોડાઈને પ્રેરણા આપે. શ્રી અપ્પાસાહેબ દ્વારા થઈ રહેલા ગ્રામસફાઈ તથા ભંગીમુક્તિનાં વિવિધ સાધનો અને શૌચાલય તથા પેશાબઘરના પ્રયોગોમાં સારો રસ પણ લે. ગેસપ્લાંટ સાથેના જાજરૂ અંગે તો તેઓ સતત નવીન પ્રયોગોનું નિરીક્ષણ કરી બધે તેનો ફેલાવો કેમ કરવો તે વિચારતા. આજુબાજુની નઈ તાલીમની શાળાઓના શિક્ષકો અને આચાર્યો તથા સંચાલકોને પણ સફાઈ વિદ્યાલયની મુલાકાત લેવા મોકલતા અને તેવા સાધનો આશ્રમોમાં ઊભાં થાય તે માટે માર્ગદર્શન આપતા. તેઓ કાર્યકર્તાઓના વર્ગમાં કહેતા કે, ભંગીમુક્તિની સાથે સાથે બ્રાહ્મણમુક્તિનો કાર્યક્રમ પણ ચાલુ રાખવો જોઈએ. બ્રાહ્મણો-સવર્ણોને મળ-મૂત્ર સાફ કરવાની ટેવ પાડવી જરૂરી છે. તે વૈજ્ઞાનિક કે યાંત્રિક સાધનોથી નહિ થઈ શકે. તે તો અમારા અંતઃકરણમાંથી અસ્પૃશ્યતાના પાપને દૂર કરવાનું કામ છે. આ એક આધ્યાત્મિક કાર્ય છે. અંતઃકરણમાંથી મળ-મૂત્રની સૂગ નીકળી જાય, સફાઈ કરવી એ પવિત્ર કાર્ય છે એમ સમજી પ્રેમથી કરીએ. યજ્ઞકાર્ય સમજી શોખથી તેને કરીએ તે દિશામાં પ્રયત્ન કરવા જેવા છે. સત્યાગ્રહ આશ્રમમાં વિનોબા જેવા પવિત્ર બ્રાહ્મણે જાજરૂ સફાઈનું કામ શરૂ કર્યું તો બાપુના આત્માને ભારે સંતોષ થયો. ભંગીને આ ઘૃણિત કામથી મુક્ત કરવાથી સંતોષ નથી પણ ભંગી જ્યારે પોતાને ભંગી માનવાનું ભૂલી જાય અને પોતાને બ્રાહ્મણ સમજવા લાગે ત્યારે ભંગીમુક્તિનો કાર્યક્રમ પૂરો થાય.

પૂ. જુગતરામકાકાએ પોતાના મૌલિક વિચારો મુક્ત મને રજૂ કરી આ કામને નવી દિશા આપી હતી. તેઓ કહેતા કે, સફાઈ એ ગ્રામસ્વરાજની રચનાનો એક મહત્ત્વપૂર્ણ કાર્યક્રમ છે.

સફાઈ વિદ્યાલય બંધ થતાં ગુજરાતમાં આ કાર્યક્રમ ચાલુ રહે અને વિદ્યાલયના કાર્યકર્તા પણ આ કામ ઉપાડી લે તે માટે ગાંધી સ્મારક નિધિ દ્વારા સફાઈ સમિતિની રચના કરવામાં આવી. જેના અધ્યક્ષ તરીકે મુ. જુગતરામભાઈનું માર્ગદર્શન સતત મળતું રહ્યું. સમિતિ દ્વારા ગ્રામસફાઈ શિબિર ચલાવવા, ગામડાંઓમાં ગેસપ્લાંટ નિર્માણ કરવા, સફાઈ પ્રદર્શનો યોજવાં, આશ્રમોમાં, ઉત્તર બુનિયાદી વિદ્યાલયોમાં સફાઈના પ્રત્યક્ષ નિદર્શન યોજવાનો કાર્યક્રમ રચ્યો જેમાં મુ. જુગતરામકાકા સતત પ્રેરણા આપતા રહ્યા. અમદાવાદમાં કોમી રમખાણો ૧૯૬૯માં થયાં ત્યારે સખત કરફ્યુ હતો. પોલીસ સ્ટેડિયમ, શાહઆલમ રોજામાં મોટી સંખ્યામાં ભાઈ બહેનોને રાખવા પડેલાં. તે વખતે કાકા આશ્રમમાં આવેલા, હું ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને આશ્રમની બહેનોને લઈને જુદા જુદા સ્થળે સફાઈ માટે જતો. કરફ્યુને કારણે પાસ સિવાય બહાર નીકળવું પણ અઘરું હતું. પણ કાકા આગ્રહપૂર્વક આ કામમાં સાથે જોડાયા. શાહઆલમ રોજામાં કોઈ પણ જવા હિંમત ન કરે. બે હજાર સ્ત્રી-પુરુષો કેટલાયે વખતથી તેમાં આશરો લઈને રહેલાં. બહાર તો કોઈ નીકળી શકે જ નહિ. ત્યાં જ બહેનો સાડીનું ઓથું કરી જાજરૂ બેસે, પણ કોઈ સાફ કરવા તો આવી શકે નહિ, ભયંકર ગંદકી જામી ગયેલી. કોલેરા ફાટી નીકળે તેવી સ્થિતિ હતી. ત્યાં જવાની હિંમત કરી, પૂ. કાકા પણ સાથે આવ્યા અને બે-ત્રણ કલાક સતત મળ ઉસેડવાનું કામ કર્યું. તે દૃશ્ય તો ચિરસ્મરણીય બની ગયું છે. તેમની નિષ્ઠાએ અમને પણ તે કામ કરવાની હિંમત અને પ્રેરણા આપી.

□ ઈશ્વરભાઈ પટેલ

## ૪૨ પ્રિય જુગતરામભાઈ

શ્રી જુગતરામભાઈ કે જુગતરામકાકા સાથે વિશેષ સંબંધ બંધાયો ન હોય ત્યાં સુધી એ નાળિયેરની કાચલી જેવા કઠણ, મળી ન શકાય એવા કે બહુ મોટા અને દૂરના દેખાય, પણ એમની સાથે વિશેષ સંબંધ બંધાયા પછી એ આપણને આપણા જ લાગે એવું એમનું મૃદુ હાસ્ય છે.

ગ્રામ ઉત્કર્ષનું કામ એમને એટલું વહાલું લાગે કે જ્યાં ક્યાંય એવું કામ ચાલતું હોય ત્યાં એ આમંત્રણ ન આપ્યું હોય તોય પહોંચી જતા. હવે તો એમની ઉમર વધી છે, શરીર અશક્ત બન્યું છે છતાંક ક્યાંક ક્યાંક પહોંચી જવાનાં સાહસ આ ઉમરે પણ કરે છે.

હું સૌ પ્રથમ માસરા ગામ શોધીને ત્યાં કામ કરવા બેઠો એ વખતે કોઈને મેં મારી આ કામની જાણ નહોતી કરી. બે ત્રણ મહિના પછી મેં કાર્ડ લખીને જુગતરામભાઈને જણાવ્યું. એમને મેં બોલાવ્યા ન હતા, કારણ એ સમયે કોઈ મારે ત્યાં આવે તો હું એમની સરભરા કરી શકું એવી સ્થિતિમાં ન હતો પણ એક રાત્રે નવ વાગ્યે તેઓ મને શોધતા શોધતા મારી માસરાની ઝૂંપડીમાં આવી પહોંચ્યા. એમની વીતકકથા સંભળાવતા જાય અને હસતા જાય.

સાંજના ઉમરેઠ સ્ટેશને ઊતરીને સાત આઠ માઈલ ચાલતાં માસરા આવ્યા હતા. અંધારું ઘોર હતું. વચ્ચે બાવળીનું જંગલ હતું. એમણે મને લખ્યું ન હતું કે કોઈ માર્ગદર્શકને સાથે રાખ્યો ન હતો. અમારું ગામ તો એ વખતે અંધારામાં મહાલતું હતું એટલે એ ગામને બાજુએ મૂકીને એ તો આગળ વધી ગયા હતા. રસ્તામાં કોઈ મળી ગયું ત્યારે એમણે જાણ્યું કે માસરા તો પાછળ રહી ગયું. એ મળ્યા ત્યારે હસતાં હસતાં એમના આ પ્રવાસનું વર્ણન કરતા હતા કે તમારા ગામમાં તો એક પણ દીવા દેખાયા જ નહિ. મેં કહ્યું કે અમારે ત્યાં તો દિવેલનાં કોડિયાં જ ટમટમતાં હોય. પણ એય કામ ન હોવ ત્યારે હોલવી નાખે.

આવી રીતે એ કેટકેટલા અજાણ્યા ગ્રામસેવકોને મળવા જઈને પ્રેરણા આપતા હશે?. પછી તો એમણે ગાંધીજીના મંત્રી શ્રી મહાદેવભાઈ દેસાઈને માસરા ગામની મારી પ્રવૃત્તિનો ખ્યાલ આપતો પત્ર લખ્યો. એ એમણે 'નવજીવન'માં છાપ્યો. પછી તો મારે ત્યાં મહેમાનોની કતાર આવવી શરૂ થઈ ગઈ. એટલું સારું હતું કે એ બધાં મારે ત્યાં રોટલો કે ખીચડી જે મળે તેમાં સંતોષ માને એવા આવતા હતા.

આમ કછોટો મારીને લાંબી મૂછવાળા અને મરકતા મોઢાવાળા જુગતરામભાઈ કેટકેટલા ગામોમાં ગયા હશે અને અનેકને એમના કામમાં પ્રેરણા આપી હશે? વેડછીમાં અને એના આજુબાજુનાં ગામોમાં પણ સાથીઓને લઈને અંધારી રાતે પગદંડી પર ચાલતા એ જતા અને લોકશિક્ષણનું કામ કરતા. વર્ષમાં ત્રણચાર વખત તો એમની આજુબાજુના કાર્યકરોને દારૂનિષેધનાં કાર્યો માટે, ખાદી માટે કે પ્રૌઢ શિક્ષણના કામ માટે, કોઈ ને કોઈ કાર્યક્રમ ગોઠવીને બોલાવતા. મને પણ હું બહુ દૂર હોવા છતાં એ કાર્યક્રમમાં ભાગ લેવા બોલાવતા.

આ બધી નાનામોટા કાર્યકરોને તૈયાર કરવાની એમની પદ્ધતિ હતી. ગાંધી સેવા સંઘની બેઠકોમા કે અધિવેશનોમાં પણ એ નાના મોટા સ્વયંસેવકોને સાથે લેતા અને એમાં એમનું ઘડતર થતું.

હરિપુરા કોંગ્રેસમાં એમણે સફાઈનું કામ ઉપાડ્યું હતું. સ્વચ્છતા માટે ૧૨૦૦ સ્વયંસેવકો જોઈતા હતા. એ સ્વયંસેવકો ઉજળિયાત કોમના અને વિદ્વાન હોય એવા જ લાવવા એવું તેમનું સૂચન હતું. એક મહિના ઠેર ઠેર ફરીને એવા સ્વયંસેવકો મેં ભેગા કર્યા. એ સૌને કામે વળગાડવાનુ તથા જોવાનું પણ મને સોંપાયું હતું. ત્યાંનું સફાઈનું મહાભારત કામ જોઈને ગાંધીજીને પણ બહુ સંતોષ અને આનંદ થયો હતો. જુગતરામભાઈએ આ બધા સ્વયંસેવકોને વિદાય લેતી વખતે એક કલાત્મક સર્ટિફિકેટ આપ્યું અને સાથે લઈ જવા માટે અને પોતાના ભંગી પોતે થઈ જવા માટે એક ઊંચું ઝાડુ આપ્યું, જે સાથે લઈ જઈને મારા જેવાએ કેટલીય સફાઈ કરી હશે.

માત્ર ઉપદેશ નહિ પણ પ્રત્યક્ષ કામ મારફત એ તાલીમ આપતા. એમનું જીવન જ એવું સાદાઈવાળું. સ્વાવલંબી હતું કે એ પણ પાઠ આપ્યા કરતું. 'નઈ તાલીમ' શબ્દનો બાપુએ ૧૯૩૭મા વહેતો મૂક્યો. પણ એનો-અમલ જુગતરામભાઈ પહેલેથી કરતા આવ્યા

હતા. ગરૂની કલમ સાથે રાખી એનાથી લખવું, દાબડી પીંજણથી પહુંપ લુગાઈ કરવી, તકલીથી કે વાંસ ભરખાથી કાંતવું આવા અનેક પ્રયોગો એ કરતા અને બીજાઓને કરવાની પ્રેરણા આપતા.

સફાઈ કરવી હોય તો મહાસફાઈનું કામ—મળની ડોલો ધોઈ પાયખાના સફાઈ જેવું આકરું કામ એ પોતે જ પસંદ કરી લેતા અને એ સફાઈની ઝીણવટ એમની સાથેના નવજુવાન સાથીઓને શીખવતા.

એ ઓછું બોલે પણ કામ સુંદર અને ચીવટપૂર્વક કરે. એમના અક્ષર અને પંતોનાં લખાણ પણ માણસને સાચવી રાખવાનું મન થાય એવાં આવતાં હતાં.

એમનાં નાટકો, એમનાં ગીતા ગીતગંજરી, જેવાં કાવ્યો અને એમનાં બીજાં લખાણો પણ અનેકને પ્રેરણા આપે છે. ગુજરાતને ગામડે ગામડે બાલવાડીઓ ચાલે એ માટે એમણે બાલવાડી ગ્રંથ લખીને ગુજરાતને સુંદર માર્ગદર્શન આપ્યું છે. શ્રી અન્નપૂર્ણાબહેન છેલ્લાં કેટલાંય વર્ષથી બાલવાડી શિબિરનું સંચાલન કરે છે, એનું પ્રેરક-બળ અને માર્ગદર્શન જુગતરામભાઈ પાસેથી મળતું હોય છે. ગ્રામપ્રદેશની પરિસ્થિતિમાંથી એમને અનુકૂળ હોય એવાં કેળવણીનાં બધાં સાધનો પેદા કરવાની મૂળગામી કલ્પના તો જુગતરામભાઈને જ ઊગે.

ગાયનું દૂધ, ઘી જ ખાવું, સુંદર ગૌશાળા ચલાવવી, અહિંસક ચંપલ જ વાપરવાં. આ બધાં વર્ષોના એમના આગ્રહ નકામા નથી ગયા. એ અદૃશ્ય રહીને કામ કર્યા જ કરતા હોય છે. લોકો કહે છે કે ગાંધીના ગયા પછી બીજો કોઈ ગાંધી ન મળ્યો! કાર્યકરોએ પણ એમની પછી બીજી હરોળના કાર્યકરો તૈયાર ન કર્યા. પણ ગાંધી કદી ગાંધી પેદા ન કરી શકે. ગાંધી જુગતરામભાઈ કે મહાદેવભાઈ પેદા કરી શકે. જુગતરામભાઈ કદી જુગતરામભાઈ પેદા ન કરે. એ બબલભાઈ કે મકનજીભાવા, રાજેન્દ્ર કે છોટુભાઈ નાયક જેવા સાથીઓ પેદા કરી શકે. એ બધા એ પોતે જ હોય એ ગાંધીજીનું કંઈક તત્ત્વ હોય પણ એ એની રીતે અને એની શક્તિ પ્રમાણે જ કામ કરી શકે. એ બધો ગાંધીનો જ વારસો ગણાય. ગાંધી પણ અનુકૂળ તક ઊભી થાય ત્યારે જ એમનું પરાક્રમ બતાવી શકતા.

જેમ ગાંધી કે જુગતરામભાઈ બાહ્ય પ્રતિકૂળ બંને કામ કરતા હોય ત્યારે નિરાશ થયા વિના એમની ઢબે કામ કર્યા કરતા. કોઈની ટીકા કે નિંદા કર્યા વિના પોતાનું જેટલું બળ હોય એટલું વાપરી છૂટતા અને એમની આજુબાજુનાઓને પ્રેરણા આપ્યા કરતા. આ હતી બાપુની અને જુગતરામભાઈ જેવા ગાંધી કાર્યકર્તાની અસલી કાર્યપદ્ધતિ.

જુગતરામભાઈએ તો અનેક સંસ્થાઓ, કાર્યો, અનેક નાના મોટા કાર્યકરોને ગુજરાતમાં પ્રેરણા આપી છે. આજે ૯૨ વર્ષે પણ એ અનેકને પ્રેરણા આપે છે અને બાપુનો વારસો સાચવે છે.

□ બબલભાઈ મહેતા

## ૪૩ વનવાસી કુલપતિ

મુરબ્બી જુગતરામભાઈને સૌથી પહેલાં ક્યારે મળવાનું થયું તે યાદ નથી, પણ સંભવ છે કે ૧૯૨૦ની સાલમાં એ હોય, જ્યારે થોડા દિવસ માટે સત્યાગ્રહ આશ્રમના અંતેવાસી બનવાની મને તક મળી હતી. ખાસ વ્યક્તિ-ભાળનો સ્પષ્ટ ખ્યાલ ન હોવા છતાં જે કંઈ સ્મૃતિમાં અંકાઈ રહ્યું છે તે આજે ૭ દાયકા બાદ પણ, અહોભાવને પ્રેરે એવું છે. એ વખતે નદીના તટનો રસ્તાનો, ઝાડીનો, અવિશ્રાન્ત ઉત્પાદક શ્રમનો અને એ શ્રમના થાકને હળવો કરે એવાં ભજનોનો. એ વખતે મને યાદ છે તે મુજબ આશ્રમજીવનની કડક શિસ્તથી, જેની આડપેદાશ તરીકે આવતી અસહિષ્ણુતા, રુક્ષતા વગેરે કોઈ કોઈ વખત અલ્પ સ્વલ્પ કોઈ કોઈના મુખ પર ડોકાતું, તેવું જુગતરામભાઈમાં દેખાતું નહિ. વળી, એ વખતે કવિતાની લાંબી નવી દિશામાં એ દિશાના ભોમિયા જેવા, તેમના પ્રત્યેક વ્યવહારમાં મને એ લાગતા. આજે એ અંગેનું કાંઈ ઉદાહરણ હું ટાંકી નથી શકતો. પરન્તુ વર્ષો બાદ જ્યારે એમનું 'અંતરપટ' કાવ્ય મેં વાંચ્યું અને તેમાંના આકાશ-ઓણા ચીરનું કલ્પન મારા મનમાં કંડારાઈ રહ્યું, ત્યારે જે અંગે હું કારણો આપી શકતો ન હતો એવી એમનામાં રહેલા કવિ તરીકેની મારી માન્યતાને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું.

હું ભૂલતો ન હોઉં તો એ વખતે રવિબાબુનાં કાવ્યોનો એમના મન ઉપર ઘણો પ્રભાવ હતો. વનવગડાના ને પિંજરના પંખીના મિલનના રવિબાબુના કાવ્ય પરથી એમણે આપેલું ગીત કવિતાની એમની પરખ અને અભિવ્યક્તિની સજ્જતાના સુંદર પ્રતીક જેવું છે.

એ વખતે અમારી ઉપર ભારતની બે વિરાટ પ્રતિભાઓની પ્રબળ અસર હતી—તપસ્વી ગાંધી અને કવિકુલગુરુ રવીન્દ્રનાથ અમારામાંથી અનેક સંવેદનશીલ વ્યક્તિઓના જીવન માટે ગંગાજમનાના મિલનના સંગમતીર્થ રૂપ હતા. જુગતરામભાઈના જીવનમાં એનો સુમેળ સધાનો હોવાનું ત્યારે મને લાગ્યું પણ તે સાથે ગાંધીજીના પ્રભાવ હેઠળ એ ગનિશેષ હતા એવું પણ લાગેલું. અને એમાં પણ બનવાજોગ છે કે ગાંધીજીનું એક સૂત્ર—'ઘર જ્યારે ભડકે બળતું હોય ત્યારે કવિ પોતાની વીણા બાજુએ મૂકી પાણીની ડોલ લઈ આગ ઠારવા દોડે'—એ એમના મર્મને બહુ ઊંડાણથી સ્પર્શી ગયું હશે. એથી એ વખતે કાર્યકર્તાઓની પ્રથમ હરોળમાં એમનું નામ લેવાતું થયું ન હતું ત્યારે પણ રચનાત્મક અને શ્રમોત્પાદક કાર્યના આદર પ્રેરે એવા નિષ્ઠાવાન કાર્યકર્તા તરીકે એ મારા જેવા અનેકનું ધ્યાન ખેંચતા.

શરૂઆતની આ ધૂંધળી સ્મૃતિ, એમની કોઈ કવિતા કે બાળકો માટેનું લખાણ વાંચવા મળતું ત્યારે, વધુ તાજી તેમ જ સ્પષ્ટ થતી. એમની નજર સતત બહુજન સમાજ ઉપર, અને તેમાં પણ આદિવાસી જનતા ઉપર રહેતી. ગિજુભાઈને પગલે બાળકો માટેના સાહિત્યમાં પણ એમણે નોંધપાત્ર પ્રદાન આપવાનું શરૂ કર્યું. હું વિદ્યાપીઠમાં હતો ત્યારે કોઈક વાર એમને મળવાનું કે એમની સાથે વાત કરવાનું બનતું. તે વખતે પણ એમને અંગે મારા મનમાં પડેલી છાપ વધુ સુરેખ બનતી. પરન્તુ જે ઘટના કે હકીકતને એ આભારી હતું, તે અત્યારે યાદ નથી. એ પરિસ્થિતિ સર્જાઈ ૧૯૩૦માં. એ વખતે હું અમદાવાદના સાપ્તાહિક 'નૂતન ગૂજરાત'ના તંત્રીની જવાબદારી સંભાળતો હતો. લાહોર કોંગ્રેસે 'પૂર્ણ સ્વરાજ'નો સંદેશ દેશને આપ્યો અને યુદ્ધના નારાથી આખો દેશ ગાજી ઊઠ્યો, ત્યારે ઠેર ઠેર નાનાં મોટાં અનેક સ્ત્રી

પુરુષો બલિદાનના એ મહાયજ્ઞમા જોડાવાની તૈયારીમા નિમગ્ન થઈ ગયા દાંડીના સાગરતટ ઉપર એ સગ્રામ માટેની તયારીઓ થવા માડી હતી એ વખતે સગ્રામના એક મહત્ત્વના મોરચા તરીકે સમાચાર પ્રસારણનુ કામ કેટલુ મહત્ત્વનુ હોય છે, એના પૂરા ખ્યાલ સાથે જુગતરામભાઈએ સુરતથી એક દૈનિક પત્રિકા—'સત્યાગ્રહ પત્રિકા'નુ સપાદન પોતાના હાથમા લીધુ હતુ 'નૂતન ગૂજરાત'ના મારા કાર્યમા એ પત્રિકા દ્વારા એમના પરોક્ષ સપર્કમા હુ આવ્યો એના કેટલા અકો પર નજર થઈ હશે, તેનો ખ્યાલ નથી. પરન્તુ એમા પ્રગટ થતુ લખાણ તેજસ્વી અને પ્રેરણાભર્યું હોવાની છાપ મનમા રહેતી હતી સત્યાગ્રહ માટે મનને પુરુ મજબૂત કરી 'નૂતન ગૂજરાત'નુ તત્રીપદ મે છોડયુ અને દાંડીમા ગાધીજી સત્યાગ્રહ કરે ત પછી તરત જ એમા સક્રિય રીતે ભાગ લેવાનુ મારા મન સાથે નક્કી કરી, મે મુરબ્બી કલ્યાણજીભાઈને એ અગે લખ્યુ તેમનો તરત જ ઉત્સાહભર્યો જવાબ આવ્યો, અને મને ભાવપૂર્વક નિમત્રી, મારે માટે સૂરતના 'સ્વરાજ આશ્રમ'મા રહેવાની સગવડ કર્યાનુ તમણે જણાવ્યુ એ મુજબ સુરત જતા મને સત્યાગ્રહ માટે અધીરા ન થવાનુ મુરબ્બી કલ્યાણજીભાઈએ સૂચવ્યુ, અને કહ્યુ કે 'તમે જેનમાથી લડતને જેટલા ઉપયોગી થઈ શકો તના કરતા બહાર રહી પત્રિકાનુ કામ કરો, તે વધુ ઉપયોગી નથી?' અને એ રીતે જુગતરામભાઈ સાથે કામ કરુ એવી પોતાની ઇચ્છા એમણે મને જણાવી વિશેષના એમણે એ જણાવ્યુ કે હુ જો એ જવાબદારી સ્વીકારુ, તો જુગતરામ ભાઈને સત્યાગ્રહ માટે છૂટા રાખી શકાય હુ જે માનસિક તૈયારી સાથે ગયો હતા તેને મારામા એક સૈનિકની શિસ્તની સભાનતા પ્રગટાવી હતી અને તેથી મારે માટે આમા 'હા' 'ના'નો કોઈ વિકલ્પ રહ્યો ન હતો મારા આ નિર્ણયથી મુ જુગતરામભાઈ પણ બહુ જ રાજી થયા, અને મારા હાથમા 'સત્યાગ્રહ પત્રિકા'નુ તત્રીપદ મૂકતા, મારુ ગૌરવ કરતી બહુ ઉમળકાભરી નોંધ એમણે 'સત્યાગ્રહ પત્રિકા'મા લખી એમની સાથે જે થોડા દિવસ કામ કરવાની તક મળી, તેના હુ પહેલી વખત પ્રત્યક્ષ રીત નિકટ આવ્યો, અને એ થોડા દિવસની છાપ ઘણી ચિરસ્મરણીય રહી છે

માનસિક તેમ જ શારીરિક શ્રમ કરતી વખત ઘડિયાળ તરફ નજર કરતા કદી પણ એમને મે જોયા ન હતા અનેક વખત મે એમને કલાકોના કલાકો કામ કરતા અને કામ કરતા તેમની આખ મીચાઈ જતા, હાથમાની કલમને કાગળ ઉપર વાક્ય કે શબ્દને અધૂરો રાખી અટકી જતી મે જોઈ હતી આ નાના મોટા બધા કાર્યકર્તાઓ માટે કેટલુ બધુ પ્રેરક હતુ! આની અસર જે પ્રેસમા એ પત્રિકા છપાતી હતી તના કાર્યકર્તાઓ ઉપર અને કાર્યક્ષમતા ઉપર પણ ઘણી મોટી હતી તેઓ પોતાની જાતની કોઈ પણ પ્રકારની આળપપાળ વિનાના જ નહિ પણ એને માટે દયા ન પણ નહિ રાખનાર મક્કમ આશ્રમધર્મી કાર્યકર્તા હતા તેમની જીવનદૃષ્ટિ કેવી ઊંડી સમજવાળી હતી તે એ ઉપરથી જોઈ શકાશે, કે વાતચીતમા તેઓ અવારનવાર કહેતા કે, 'આપણી સસ્થાઓ તેમ જ આપણા જીવન વ્યવહારના કયાક મોકળાશને,—loose ends ને અવકાશ ન રહે તો એ સસ્થા કે જીવન જડવત્ બની જાય. એના ઉદાહરણ તરીકે તે જીવન્ત વસ્તુઓ જેવી કે મનુષ્યના કે પ્રાણીઓના શરીરનો ઉલ્લેખ કરતા એમા હલનચલન માટેની કેટલી બધી મોકળાશ હોય છે! એમની આ દૃષ્ટિ કાર્યકર્તાઓ સાથેના વ્યવહારમા ડગલે ને પગલે નજરે પડતી સાથીઓની નબળાઈઓ કે ક્ષતિઓ માટે એ પૂરતી ઉદારતા દાખવતા એમની આ સમજતાથી ગાધીમાર્ગના યાત્રીઓનુ સહેજે ધ્યાન ખેચે એવી રીતે તેઓ પોતાનુ જીવન ગોઠવી રહ્યા હતા, ત્યા એમને વેડછીએ નિમત્ર્યા, અને તે દિવસથી જીવનના સીધા અને કપરા ચઢાણો પરની એમની દીર્ઘયાત્રા શરૂ થઈ

વેડછીની કથા આપણા આ યુગના ઇતિહાસનુ એક અતિ અગત્યનુ વણલખાયેલુ પ્રકરણ છે એની વિવિધ પ્રવૃત્તિઓ અને ઘટનાઓનો દૂરથી હુ પ્રેક્ષક રહ્યો છુ પરન્તુ એના પરિણામોનો મને અનેક જગાએ, વખતોવખત અનુભવ થતો રહ્યો છે. આજથી પાચ દાયકા ઉપર, જ્યા અગ પરના પૂરા વસ્ત્રો વિનાના, ને માથે સુરક્ષિત છાપરા વિનાના, કાળી મજૂરી કરતા દાસ (serf) તરીકેનુ જીવન ગુજારતા સ્ત્રી પુરુષો હતા, તેમની જુગતરામભાઈની અવિશ્રાન્ત સાધનાથી જે કાયાપલટ થઈ છે, એ મહદ્અશે કેવળ સતા જ કરી શકે એવો મોટો ચમત્કાર છે. આજથી લગભગ સોળ સત્તર વર્ષ ઉપર મને વેડછી જવાની તક મળી હતી તે વખત 'વેડછી આશ્રમ'ની પ્રેરણા હેઠળ આદિવાસી વિસ્તારના થઈ રહેલી આર્થિક, સામાજિક અને સાસ્કૃતિક ક્રાતિનુ પ્રત્યક્ષ દર્શન, એ પચાસ સાઠ માઈલના વિસ્તારમા શ્રી ચીમનભાઈ ભટ્ટની સાથે ફરીને મે કર્યું એથી હુ અત્યત પ્રભાવિત થયો બુનિયાદી તાલીમનુ ગાધીજીનુ સ્વપ્ન, જે રીતે ત્યા સાકાર થઈ રહ્યુ હતુ એ એ તાલીમમાથી જેમનો વિશ્વાસ ડગી ગયો છે એવાને પણ અહોભાવથી જોવા પ્રેરે એવુ હતુ ગુજરાતી સાહિત્ય પરિષદના ચોવીસમા અધિવેશનના, શિક્ષણ વિભાગના પ્રમુખ તરીકે (ઈ સ ૧૯૬૭)ના મારા વ્યાખ્યાનનાથી વેડછીને લગતો ઉલ્લેખ તે જ શબ્દોમા અહી ફરીથી કરુ, તો આજે વેડછી જનારને એમા ઘણુ નવુ ને ઉપયોગી, ઉમેરવા જેવુ અચૂક લાગશે

વેડછી આશ્રમની પ્રેરણા હેઠળ ચાલી રહેલી શાળાઓનો ઉલ્લેખ કરતા મે નોંધ્યુ હતુ કે, 'એ બધી શાળાઓ મોટે ભાગે વેડછીના વિદ્યાર્થીઓ—જેમાના કેટલાક સ્નાતક થયા છે તે ચલાવે છે. વન્યવિસ્તારના આ ભણેલા છોકરાઓ નોકરી શોધતા નગરમા ન જતા પોતાના ગામડાઓમા જ સ્થિર થઈ પોતાના વતનના આર્થિક અને સામાજિક જીવનમા મોટી ક્રાન્તિ સર્જી રહ્યા છે સહકારી મડળીઓ રચી કારમી ગરીબાઈ સામે તેમણે સફળ સગ્રામ આદર્યો છે એના વિજયનુ સ્મિત એ પ્રદેશના મુખ પર લહેરાતુ આપણે જોઈ શકીએ છીએ જ્યા જીપ વિના જઈ ન શકાય એવા વન પ્રદેશના આખરી ગામની શાળાના આદિવાસી બાલકબાલિકાઓમા મે જે સસ્કારની ઝલક જોઈ તણે આપણા નગરોની આગળ પડતી શાળાઓના થતા સાસ્કૃતિક કાર્યક્રમનુ મને સ્મરણ કરાવ્યુ. એ બાલકબાલિકાઓએ એક લોકનૃત્ય આપ્યુ તમા મને ભાંગડા-નૃત્યની અસર લાગી, એટલે શિક્ષકને પૂછતા જાણવા મળ્યુ કે ધર્મયુગમા આવેલા ભાંગડા નૃત્યના ચિત્રો પરથી બાળકોએ પોત એ નૃત્ય તૈયાર કર્યું હતુ!

એવી જ સર્જક પ્રતિભા એમના લખાણોમા મને જણાઈ ગુજરાત નઈ તાલીમ સઘે ૧૯૫૬મા બહાર પાડેલી આ શાળાઓના ૧૦થી ૧૬

હતા. બરુની કલમ સાથે રાખી એનાથી લખવું, કામઠી પીંજણથી ધનુષ તુણાઈ કરવી, તકલીથી કે વાંસ ચરખાથી કાંતવું આવા અનેક પ્રયોગો એ કરતા અને બીજાઓને કરવાની પ્રેરણા આપતા.

સફાઈ કરવી હોય તો મહાસફાઈનું કામ—મળની ડોલો ધોઈ પાયખાના સફાઈ જેવું અઘરું કામ એ પોતે જ પસંદ કરી લેતા અને એ સફાઈની ઝીણવટ એમની સાથેના નવજુવાન સાથીઓને શીખવતા.

એ ઓછું બોલે પણ કામ સુંદર અને ચીવટપૂર્વક કરે. એમના અક્ષર અને પત્રોનાં લખાણ પણ માણસને સાચવી રાખવાનું મન થાય એવાં આવતાં હતાં.

એમનાં નાટકો, એમનાં ગીતા ગીતમંજરી, જેવાં કાવ્યો અને એમનાં બીજાં લખાણો પણ અનેકને પ્રેરણા આપે છે. ગુજરાતને ગામડે ગામડે બાલવાડીઓ ચાલે એ માટે એમણે બાલવાડી ગ્રંથ લખીને ગુજરાતને સુંદર માર્ગદર્શન આપ્યું છે. શ્રી અન્નપૂર્ણાબહેન છેલ્લાં કેટલાંય વર્ષથી બાલવાડી શિબિરનું સંચાલન કરે છે, એનું પ્રેરક-બળ અને માર્ગદર્શન જુગતરામભાઈ પાસેથી મળતું હોય છે. ગામપ્રદેશની પરિસ્થિતિમાંથી એમને અનુકૂળ હોય એવા કેળવણીનાં બધાં સાધનો પેદા કરવાની ભૂળગામી કલ્પના તો જુગતરામભાઈને જ ઊગે.

ગાયનું દૂધ, ઘી જ ખાવું, સુંદર ગૌશાળા ચલાવવી, અહિંસક ચંપલ જ વાપરવાં. આ બધાં વર્ષોના એમના આગ્રહ નકામા નથી ગયા. એ અદૃશ્ય રહીને કામ કર્યા જ કરતા હોય છે. લોકો કહે છે કે ગાંધીના ગયા પછી બીજો કોઈ ગાંધી ન મળ્યો! કાર્યકરોએ પણ એમની પછી બીજી હરોળના કાર્યકરો તૈયાર ન કર્યા. પણ ગાંધી કદી ગાંધી પેદા ન કરી શકે. ગાંધી જુગતરામભાઈ કે મહાદેવભાઈ પેદા કરી શકે. જુગતરામભાઈ કદી જુગતરામભાઈ પેદા ન કરે. એ બબલભાઈ કે મકનજીબાવા, રાજેન્દ્ર કે છોટુભાઈ નાયક જેવા સાથીઓ પેદા કરી શકે. એ બધા એ પોતે જ હોય એ ગાંધીજીનું કંઈક તત્ત્વ હોય પણ એ એની રીતે અને એની શક્તિ પ્રમાણે જ કામ કરી શકે. એ બધો ગાંધીનો જ વારસો ગણાય. ગાંધી પણ અનુકૂળ તક ઊભી થાય ત્યારે જ એમનું પરાક્રમ બતાવી શકતા.

જેમ ગાંધી કે જુગતરામભાઈ બાહ્ય પ્રતિકૂળ બંને કામ કરતા હોય ત્યારે નિરાશ થયા વિના એમની ઢબે કામ કર્યા કરતા. કોઈની ટીકા કે નિંદા કર્યા વિના પોતાનું જેટલું બળ હોય એટલું વાપરી છૂટતા અને એમની આજુબાજુનાઓને પ્રેરણા આપ્યા કરતા. આ હતી બાપુની અને જુગતરામભાઈ જેવા ગાંધી કાર્યકર્તાની અસલી કાર્યપદ્ધતિ.

જુગતરામભાઈએ તો અનેક સંસ્થાઓ, કાર્યો, અનેક નાના મોટા કાર્યકરોને ગુજગતમાં પ્રેરણા આપી છે. આજે ૯૨ વર્ષે પણ એ અનેકને પ્રેરણા આપે છે અને બાપુનો વારસો સાચવે છે.

□ બબલભાઈ મહેતા

## ૪૩ વનવાસી કુલપતિ

મુરબ્બી જુગતરામભાઈને સૌથી પહેલાં ક્યારે મળવાનું થયું તે યાદ નથી, પણ સંભવ છે કે ૧૯૨૦ની સાલમાં એ હોય, જ્યારે થોડા દિવસ માટે સત્યાગ્રહ આશ્રમના અંતેવાસી બનવાની મને તક મળી હતી. આમ સ્થળ-કાળનો સ્પષ્ટ ખ્યાલ ન હોવા છતાં જે કંઈ સ્મૃતિમાં સચવાઈ રહ્યું છે તે આજે ૭ દાયકા બાદ પણ, અહોભાવને પ્રેરે એવું છે. એ વખતે મહિમા હતો ત્યાગનો, સાદગીનો, અવિશ્રાન્ત ઉત્પાદક શ્રમનો અને એ શ્રમના થાકને હળવો કરે એવાં ભજનોનો. એ વખતે મને યાદ છે તે મુજબ આશ્રમજીવનની કડક શિસ્તથી, એની આડપેદાશ તરીકે આવતી અસહિષ્ણુતા, રુક્ષતા વગેરે કોઈ કોઈ વખત અલપ ઝલપ કોઈ કોઈના મુખ પર ડોકાતું, તેવું જુગતરામભાઈમાં દેખાતું નહિ. બલકે, એ વખતે કવિતાની લાધેલી નવી દિશામાં એ દિશાના ભોમિયા જેવા, તેમના પ્રત્યેક વ્યવહારમાં મને એ લાગતા. આજે એ અંગેનું કોઈ ઉદાહરણ હું ટાંકી નથી શકતો. પરન્તુ વર્ષો બાદ જ્યારે એમનું 'અંતરપટ' કાવ્ય મેં વાંચ્યું અને તેમાના ઝાકળ-ઝીણા ચીરનું કલ્પન મારા મનમાં કંડારાઈ રહ્યું, ત્યારે જે અંગે હું કારણો આપી શકતો ન હતો એવી એમનામાં રહેલા કવિ તરીકેની મારી માન્યતાને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું.

હું ભૂલતો ન હોઉં તો એ વખતે રવિબાબુનાં કાવ્યોનો એમના મન ઉપર ઘણો પ્રભાવ હતો. વનવગડાના ને પિંજરના પંખીના મિલનના રવિબાબુના કાવ્ય પરથી એમણે આપેલું ગીત કવિતાની એમની પરખ અને અભિવ્યક્તિની સજ્જતાના સુંદર પ્રતીક જેવું છે.

એ વખતે અમારી ઉપર ભારતની બે વિરાટ પ્રતિભાઓની પ્રબળ અસર હતી—તપસ્વી ગાંધી અને કવિકુલગુરુ રવીન્દ્રનાથ અમારા-માંથી અનેક સંવેદનશીલ વ્યક્તિઓના જીવન માટે ગંગાજમનાના મિલનના સંગમતીર્થ રૂપ હતા. જુગતરામભાઈના જીવનમાં એનો સુમેળ સધાતો હોવાનું ત્યારે મને લાગ્યું પણ તે સાથે ગાંધીજીના પ્રભાવ હેઠળ એ સવિશેષ હતા એવું પણ લાગેલું. અને એમાં પણ બનવાજોગ છે કે ગાંધીજીનું એક સૂત્ર—'ઘર જ્યારે ભડકે બળતું હોય ત્યારે કવિ પોતાની વીણા બાજુએ મૂકી પાણીની ડોલ લઈ આગ ઠારવા દોડે'—એ એમના મર્મને બહુ ઊંડાણથી સ્પર્શી ગયું હશે. એથી એ વખતે કાર્યકર્તાઓની પ્રથમ હરોળમાં એમનું નામ લેવાતું થયું ન હતું ત્યારે પણ રચનાત્મક અને શ્રમોત્પાદક કાર્ય-ના આદર પ્રેરે એવા નિષ્ઠાવાન કાર્યકર્તા તરીકે એ મારા જેવા અનેકનું ધ્યાન ખેંચતા.

શરૂઆતની આ ધૂંધળી સ્મૃતિ, એમની કોઈ કવિતા કે બાળકો માટેનું લખાણ વાચવા મળતું ત્યારે, વધુ તાજી તેમ જ સ્પષ્ટ થતી. એમની નજર સતત બહુજન સમાજ ઉપર, અને તેમાં પણ આદિવાસી જનતા ઉપર રહેતી. ગિજુભાઈને પગલે બાળકો માટેના સાહિત્યમાં પણ એમણે નોંધપાત્ર પ્રદાન આપવાનું શરૂ કર્યું. હું વિદ્યાપીઠમાં હતો ત્યારે કોઈક વાર એમને મળવાનું કે એમની સાથે વાત કરવાનું બનતું. તે વખતે પણ એમને અંગે મારા મનમાં પડેલી છાપ વધુ સુરેખ બનતી. પરન્તુ જે ઘટના કે હકીકતને એ આભારી હતું, તે અત્યારે યાદ નથી. એ પરિસ્થિતિ સર્જાઈ ૧૯૩૦માં. એ વખતે હું અમદાવાદના સાપ્તાહિક 'નૂતન ગુજરાત'ના તંત્રીની જવાબદારી સંભાળતો હતો. લાહોર કોંગ્રેસે 'પૂર્ણ સ્વરાજ'નો સંદેશ દેશને આપ્યો અને યુદ્ધના નારાથી આખો દેશ ગાજી ઊઠ્યો, ત્યારે ઠેર ઠેર નાનાં મોટાં અનેક સ્ત્રી

પુરુષો બલિદાનના એ મહાયજ્ઞમાં જોડાવાની તૈયારીમાં નિમગ્ન થઈ ગયાં. દાંડીના સાગરતટ ઉપર એ સંગ્રામ માટેની તૈયારીઓ થવા માંડી હતી. એ વખતે સંગ્રામના એક મહત્ત્વના મોરચા તરીકે સમાચાર પ્રસારણનું કામ કેટલું મહત્ત્વનું હોય છે, એના પૂરા ખ્યાલ સાથે જુગતરામભાઈએ સુરતથી એક દૈનિક પત્રિકા—'સત્યાગ્રહ પત્રિકા'નું સંપાદન પોતાના હાથમાં લીધું હતું. 'નૂતન ગૂજરાત'ના મારા કાર્યમાં એ પત્રિકા દ્વારા એમના પરોક્ષ સંપર્કમાં હું આવ્યો. એના કેટલા અંકો પર નજર થઈ હશે, તેનો ખ્યાલ નથી. પરન્તુ એમાં પ્રગટ થતું લખાણ તેજસ્વી અને પ્રેરણાભર્યું હોવાની છાપ મનમાં રહેતી હતી. સત્યાગ્રહ માટે મનને પૂરું સજ્જ કરી 'નૂતન ગૂજરાત'નું તંત્રીપદ મેં છોડયું અને દાંડીમાં ગાંધીજી સત્યાગ્રહ કરે તે પછી તરત જ એમાં સક્રિય રીતે ભાગ લેવાનું મારા મન સાથે નક્કી કરી. મેં મુરબ્બી કલ્યાણજીભાઈને એ અંગે લખ્યું. તેમનો તરત જ ઉત્સાહભર્યો જવાબ આવ્યો, અને મને ભાવપૂર્વક નિમંત્ર્યો, મારે માટે સૂરતના 'સ્વરાજ આશ્રમ'મા રહેવાની સગવડ કર્યાનું તેમણે જણાવ્યું. એ મુજબ સુરત જતાં, મને સત્યાગ્રહ માટે અધીરા ન થવાનું મુરબ્બી કલ્યાણજીભાઈએ સૂચવ્યું, અને કહ્યું કે 'તમે જેલમાંથી લડતને જેટલા ઉપયોગી થઈ શકો તેના કરતાં બહાર રહી પત્રિકાનુ કામ કરો, તે વધુ ઉપયોગી નથી ?' અને એ રીતે જુગતરામભાઈ સાથે કામ કરું એવી પોતાની ઇચ્છા એમણે મને જણાવી. વિશેષમાં એમણે એ જણાવ્યું કે હું જો એ જવાબદારી સ્વીકારું, તો જુગતરામભાઈને સત્યાગ્રહ માટે છૂટા રાખી શકાય. હું જે માનસિક તૈયારી સાથે ગયો હતો તેને મારામાં એક સૈનિકની શિસ્તની સભાનતા પ્રગટાવી હતી અને તેથી મારે માટે આમાં 'હા' 'ના'નો કોઈ વિકલ્પ રહ્યો ન હતો. મારા આ નિર્ણયથી સુ. જુગતરામભાઈ પણ બહુ જ રાજી થયા, અને મારા હાથમાં 'સત્યાગ્રહ પત્રિકા'નુ તંત્રીપદ મૂકતાં, મારું ગૌરવ કરતી બહુ ઉમળકાભરી નોંધ એમણે 'સત્યાગ્રહ પત્રિકા'માં લખી. એમની સાથે જે થોડા દિવસ કામ કરવાની તક મળી, તેમાં હું પહેલી વખત પ્રત્યક્ષ રીતે નિકટ આવ્યો, અને એ થોડા દિવસની છાપ ઘણી ચિરસ્મરણીય રહી છે.

માનસિક તેમ જ શારીરિક શ્રમ કરતી વખતે ઘડિયાળ તરફ નજર કરતા કદી પણ એમને મેં જોયા ન હતા. અનેક વખત મેં એમને કલાકોના કલાકો કામ કરતા અને તેમ કરતાં તેમની આંખ મીચાઈ જતાં, હાથમાંની કલમને કાગળ ઉપર વાક્ય કે શબ્દને અધૂરો રાખી અટકી જતી મેં જોઈ હતી. આ નાના મોટા બધા કાર્યકર્તાઓ માટે કેટલું બધું પ્રેરક હતું ! આની અસર જે પ્રેસમાં એ પત્રિકા છપાતી હતી તેના કાર્યકર્તાઓ ઉપર અને કાર્યક્ષમતા ઉપર પણ ઘણી મોટી હતી. તેઓ પોતાની જાતની કોઈ પણ પ્રકારની આળપંપાળ વિનાના જ નહિ, પણ એને માટે દયા ન પણ નહિ રાખનાર કર્મઠ આશ્રમધર્મી કાર્યકર્તા હતા. તેમની જીવનદૃષ્ટિ કેવી ઊંડી સમજવાળી હતી તે એ ઉપરથી જોઈ શકાશે, કે વાતચીતમાં તેઓ અવારનવાર કહેતા કે, 'આપણી સંસ્થાઓ તેમ જ આપણા જીવન વ્યવહારમાં ક્યાંક મોકળાશને, —loose ends ને અવકાશ ન રહે તો એ સંસ્થા કે જીવન જડવત્ બની જાય. એના ઉદાહરણ તરીકે તે જીવન્ત વસ્તુઓ જેવી કે મનુષ્યનાં કે પ્રાણીઓનાં શરીરનો ઉલ્લેખ કરતા. એમાં હલનચલન માટેની કેટલી બધી મોકળાશ હોય છે! એમની આ દૃષ્ટિ કાર્યકર્તાઓ સાથેના વ્યવહારમાં ડગલે ને પગલે નજરે પડતી. સાથીઓની નબળાઈઓ કે ક્ષતિઓ માટે એ પૂરતી ઉદારતા દાખવતા. એમની આ સજ્જતાથી ગાંધીમાર્ગના યાત્રીઓનું સહેજે ધ્યાન ખેંચે એવી રીતે તેઓ પોતાનું જીવન ગોઠવી રહ્યા હતા, ત્યાં એમને વેડછીએ નિમંત્ર્યા, અને તે દિવસથી જીવનનાં સીધાં અને કપરાં ચઢાણો પરની એમની દીર્ઘયાત્રા શરૂ થઈ.

વેડછીની કથા આપણા આ યુગના ઇતિહાસનું એક અતિ અગત્યનું વણલખાયેલું પ્રકરણ છે. એની વિવિધ પ્રવૃત્તિઓ અને ઘટનાઓનો દૂરથી હું પ્રેક્ષક રહ્યો છું. પરન્તુ એનાં પરિણામોનો મને અનેક જગાએ, વખતોવખત અનુભવ થતો રહ્યો છે. આજથી પાંચ દાયકા ઉપર, જ્યા અંગ પરનાં પૂરાં વસ્ત્રો વિનાનાં, ને માથે સુરક્ષિત છાપરાં વિનાનાં, કાળી મજૂરી કરતાં દાસ (serf) તરીકેનું જીવન ગુજારતાં સ્ત્રી પુરુષો હતાં, તેમની જુગતરામભાઈની અવિશ્રાન્ત સાધનાથી જે કાયાપલટ થઈ છે; એ મહદ્અંશે કેવળ સંતો જ કરી શકે એવો મોટો ચમત્કાર છે. આજથી લગભગ સોળ-સત્તર વર્ષ ઉપર મને વેડછી જવાની તક મળી હતી. તે વખતે 'વેડછી આશ્રમ'ની પ્રેરણા હેઠળ આદિવાસી વિસ્તારમાં થઈ રહેલી આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક ક્રાંતિનું પ્રત્યક્ષ દર્શન, એ પચાસ-સાઠ માઈલના વિસ્તારમાં શ્રી ચીમનભાઈ ભટ્ટની સાથે ફરીને મેં કર્યું. એથી હું અત્યંત પ્રભાવિત થયો. બુનિયાદી તાલીમનું ગાંધીજીનું સ્વપ્ન, જે રીતે ત્યાં સાકાર થઈ રહ્યું હતું એ એ તાલીમમાંથી જેમનો વિશ્વાસ ડગી ગયો છે એવાંને પણ અહોભાવથી જોવા પ્રેરે એવું હતું. ગુજરાતી સાહિત્ય પરિષદના ચોવીસમા અધિવેશનના, શિક્ષણ વિભાગના પ્રમુખ તરીકે (ઈ.સ.૧૯૬૭)ના મારા વ્યાખ્યાનમાંથી વેડછીને લગતો ઉલ્લેખ તે જ શબ્દોમાં અહીં ફરીથી કરું, તો આજે વેડછી જનારને એમાં ઘણું નવું ને ઉપયોગી, ઉમેરવા જેવું અચૂક લાગશે.

વેડછી આશ્રમની પ્રેરણા હેઠળ ચાલી રહેલી શાળાઓનો ઉલ્લેખ કરતાં મેં નોંધ્યું હતું કે, 'એ બધી શાળાઓ મોટે ભાગે વેડછીના વિદ્યાર્થીઓ—જેમાંના કેટલાક સ્નાતક થયા છે તે ચલાવે છે. વન્યવિસ્તારના આ ભણેલા છોકરાઓ નોકરી શોધતા નગરમાં ન જતાં પોતાનાં ગામડાંઓમાં જ સ્થિર થઈ પોતાના વતનના આર્થિક અને સામાજિક જીવનમાં મોટી ક્રાન્તિ સર્જી રહ્યા છે. સહકારી મંડળીઓ રચી કારમી ગરીબાઈ સામે તેમણે સફળ સંગ્રામ આદર્યો છે. એના વિજયનું સ્મિત એ પ્રદેશના મુખ પર લહેરાતું આપણે જોઈ શકીએ છીએ. જ્યાં જીપ વિના જઈ ન શકાય એવા વન-પ્રદેશના ઝાંખરી ગામની શાળામાં આદિવાસી બાલક-બાલિકાઓમાં મેં જે સંસ્કારની ઝલક જોઈ તેણે આપણા નગરોની આગળ પડતી શાળાઓમાં થતા સાંસ્કૃતિક કાર્યક્રમનું મને સ્મરણ કરાવ્યું. એ બાલક-બાલિકાઓએ એક લોકનૃત્ય આપ્યું. તેમાં મને ભાંગડા-નૃત્યની અસર લાગી, એટલે શિક્ષકને પૂછતાં જાણવા મળ્યું કે ધર્મયુગમાં આવેલાં ભાંગડા નૃત્યનાં ચિત્રો પરથી બાળકોએ પોતે એ નૃત્ય તૈયાર કર્યું હતું !

એવી જ સર્જક પ્રતિભા એમનાં લખાણોમાં મને જણાઈ. ગુજરાત નઈ તાલીમ સંઘે ૧૯૫૬માં બહાર પાડેલી આ શાળાઓનાં ૧૦થી ૧૬

વર્ષનાં બાળકોની 'બાલકૂજન' નામની ચોપડી મારા જોવામાં આવી. એમાંથી બેચાર નમૂના નોંધવાનું પ્રલોભન હું નથી ખાળી શકતો. મોડીસાવર આશ્રમશાળાનો ૧૦ વર્ષનો ચોથી ચોપડીમાં ભણતો ઠાકોર હળપતિ 'શું ખોટું છે?' એવા શીર્ષક હેઠળ ગાય છે:

નાનકડી ઝૂંપડીમાં નાનકડો બાપો,
ઘરનો એ તો રખેવાળજી રે.
નાનકડી ઝૂંપડી શું ખોટી જી રે?
નાનકડું કોડિયું ને નાનકડી દીવેટ,
તેનાથી તો અજવાળું જી રે,
નાનકડી ઝૂંપડી શું ખોટી જી રે?

સાતમીમાં ભણતો ૧૪ વર્ષનો માનસિંહ ચૌધરી પોતાના નાનકડા જગતમાંથી દૂર દૂરના વિશાળ જગતમાં દોડી જતા પોતાના મનડાની કવિતા આપણને સંભળાવે છે, તે ગાય છે:

ક્યાં જાય છે મનડું મારું
દોડી દોડી ક્યાં જાય છે?
મનડું દોડી દોડી ક્યાં જાય?
દૂર દૂર દેશમાં જંગલ વટાવતું,
પર્વત ને વળી ખીણો વટાવતું,
દોડી દોડી ક્યાં જાય? મનડું.

અને આ માનસિંહ એક દિવસ કોઈને પણ કહ્યા વિના પોતાની મેળે સેવાગ્રામ પહોંચી ગયો! છઠ્ઠા ધોરણમાં ભણતી શાન્તા ચૌધરી અષાઢ મહિનો વીતવા આવ્યો છે છતાં મેઘરાજ વરસતા નથી એ લોકોની ચિંતાને પોતાના ગીતમાં વાચા આપે છે:

અષાડ માસ તો વહી જશે—
તમે વરસો વરસો મેઘરાજ રે,
હાં રે તમો વરસો વરસો!
મેઘરાજ ક્યારે આવશો ને મારી
ક્યારી ક્યારે છલકાય રે!
મેઘરાજ વરસો વરસો!

પાંચમી શ્રેણીમાં ભણતી ૧૨ વર્ષની નિરંજના ફૂલોને જોતાં એનાં હૈયામાં છલકાતી આનંદની છોળોમાં આપણને તરબોળ કરતી ગાય છે:

ફૂલ આવ્યું રે ફૂલ આવ્યું,
મારી ફૂલવાડીમાં ફૂલ આવ્યું!
રંગબેરંગી ફૂલ આવ્યું,
પીળા તે રંગનું ફૂલ આવ્યું,
કેસરી રંગનું ફૂલ આવ્યું,
હે જી ફૂલગુલાબી ફૂલ આવ્યું!
મારી ફૂલવાડીમાં.

આ ગીતોમાંથી વ્યક્ત થતી બાળકોની સંવેદનશીલતા, સૌંદર્યદૃષ્ટિ અને એનું લયવૈવિધ્ય ત્યાંની આદિવાસી ગ્રામીણ બોલીનું આ બાળકોના મુખમાં કેવું આશ્ચર્યજનક પરિવર્તન થઈ રહ્યું છે તેનાં કેટલાં બધાં સૂચક છે! વેડછી વિભાગની આ નવી શાળા ગામના જીવનચક્રની કેવી ધરી જેવી બની ગઈ છે તે એને જોતાં જ આપણે અનુભવીએ છીએ. એક શાળામાં ચાલી રહેલો રામદુકાનનો પ્રયોગ મેં જોયો. એમાં બાળકોને જોઈતી વસ્તુઓ પેન્સિલ નોટ વગેરે તેની કિંમતની નોંધ સાથે મૂકવામાં આવતી. કોઈ વેચનાર નહિ, તે કોઈ ચોકી-પહેરો નહિ. પોતાને જોઈતી વસ્તુ પૈસા મૂકી બાળક ત્યાંથી લઈ શકતાં હતાં. શરૂઆતમાં બાળકોમાં થોડુંક પ્રલોભન જાગેલું, પણ કાર્યકર્તાઓની ધીરજ અને ધીમે ધીમે અસર થઈ અને એ પ્રયોગની હવા આખા ગામમાં ફેલાઈ. આ પ્રયોગની સફળતા ઉપરથી શાળાએ એના ઝાંપા બહાર સરિયામ રસ્તા ઉપર એક રામ પરબ શરૂ કરી. એમાં બાળકો શાળાને પાણી ભરે, આજુબાજુની જગ્યા ખૂબ સ્વચ્છ રાખે, અને પૂરતી સંખ્યામાં પ્યાલા મૂકી વખતોવખત ગોઠવણી તેને હંમેશ ચકચકતા રાખે. ત્યાં પાણી પાનાર કે વાસણ માટે ચોકી રાખનાર કોઈ રહેતું નહિ. એક વાર એક પ્યાલું ગૂમ થયાની ફરિયાદ સિવાય બીજી કોઈ ફરિયાદ એ અંગે આવી ન હતી. ગૂમ થયેલું પ્યાલું પણ બેત્રણ દિવસ બાદ કોઈ પાછું મૂકી ગયું!

આ બધી શાળાઓમાં થતી પ્રાર્થના, સફાઈ અને સમૂહપ્રવૃત્તિમાં જે ચેતન છલકાય છે તે જોતાં મન પુલકિત થઈ ઊઠે છે. આ સફાઈની ટેવને એમનાં ખેતરોમાં વ્યાપક બનેલી જોવી એ જીવનનો એક અવિસ્મરણીય અનુભવ હતો.'

આજથી ૧૬ વર્ષ પહેલાં કરેલા આ ઉલ્લેખ પછી વેડછીમાં ઘણું બધું બન્યું છે. ગાંધી વિદ્યાપીઠની સ્થાપનાને લઈને બુનિયાદી તાલીમમાં રહેલી સર્વાંગી કેળવણીના પ્રયોગો ત્યાં થઈ રહ્યા છે. એ પ્રયોગોમાં એમને અનેક મુશ્કેલીઓ નડતી હશે. તેમાં સરકાર સાથેના સંબંધને લઈને જે મુશ્કેલીઓ આવતી હશે, તેની અસર એના વિકાસ પર થયા વિના રહેતી નહિ હોય. સરકાર આપણી હોવા છતાં સરકારને પોતાને જે ચોકઠામાં રહીને કામ કરવું પડતું હોય છે, તે અનેક વખત પ્રગતિનું અવરોધક બને છે, આનો ગાંધીજીને ખ્યાલ હતો જ, અને એથી શિક્ષણને સરકારના અંકુશથી બને તેટલું અલગ રાખવાના મતના તે હતા. ગુજરાતમાં આજે અનેક અવરોધ છતાં બુનિયાદી તાલીમનું જે કામ વેડછી, સણોસરા, ગુજરાત વિદ્યાપીઠ આદિ સ્થળોએ થઈ રહ્યું છે તેમાં જેને રાષ્ટ્રીય કેળવણીનું બિરુદ આપી શકાય તેવું કેટલું છે તેનું સર્વાંગી મૂલ્યાંકન અધિકૃત નિષ્ણાતોને હાથ થાય એ અત્યંત જરૂરી છે. આજે આપણા દેશ સમક્ષ જે અનેક જટિલ સમસ્યાઓ છે, જે મોટા ભય તોળાઈ રહ્યા છે, તેમાં સંભવ છે કે શિક્ષણ ક્ષેત્રે પ્રગતિના અવળા ફરતા કાંટા જેટલું ભયાનક ભાગ્યે જ બીજું કંઈ હશે. આપણી પાસે ચોક્કસ આંકડાઓ નથી પણ ભણેલા બેકારોની સંખ્યા આપણી કેળવણીની સરિયામ નિષ્ફળતાની વરવી જાહેરાત જેવી છે. વેડછી, સણોસરા, ગુજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થાઓનાં અંતેવાસીઓ અને સ્નાતક સ્નાતિકાઓ આપણી પ્રચલિત શાળાઓ અને વિદ્યાપીઠોમાંના એમના સમકક્ષોની સરખામણીમાં દેશની જવાબદારીનો કેટલો ને કેવો ભાર ઉપાડે છે, એ વિગતે જોવાય અને લોકો સમક્ષ અને રાજ્ય સમક્ષ રજૂ થાય એ ઘણું જરૂરી છે. મુરબ્બી જુગતરામભાઈના અમૃતમહોત્સવ નિમિત્તે આવું એક કાર્ય હાથમાં લેવાય અને વર્તમાનપત્રોથી માંડીને રેડિયો, ટી.વી., ચલચિત્રો વગેરે દ્વારા તુલનાત્મક આંકડાઓ અને ચિત્રો સહિત માહિતી અપાય તો બુનિયાદી તાલીમને ગાંધીજીએ પોતાના જીવનની સર્વોત્તમ ભેટ તરીકે ઓળખાવી હતી, તેની પ્રત્યક્ષ પ્રતીતિ લોકો અને રાજકર્તાઓને થાય, અને આજે અંધારામાં અટવાતા, અકળાતા આપણ સૌને પ્રકાશની દિશા લાધે.

□ સ્નેહરશ્મિ

## ૪૪ વહાલી વેડછી અમારે આયા !

'એવી રાનીપરજની કોણ રે આંખ, વ્હાલુડી વેડછી.'

આ વેડછી રૂપી પરાક્રમી ભૂમિ ઉપર મેં પૂ. કાકા સાથે રહી ૧૨ વર્ષ ગાળ્યાં તેનો આછો ચિતાર આપું છું.

સૌ પ્રથમ રાનીપરજની આંખ(વેડછી)ની ભૂમિમાં હું સને ૧૯૫૧માં આવ્યો. મને પૂ. કાકાએ વેડછીમાં ચાલતી આગશાળામાં ધો. ૪માં દાખલ કરાવ્યો.

આ આમશાળા એટલે નઈ તાલીમની શાળા, તે વખતે તે શાળામાં શ્રી નારાયણ દેસાઈ તથા મોહનભાઈ પરીખ હતા.

આ શાળા નઈ તાલીમની રીતે ચાલતી હતી, જેમાં જાતે કાંતીને ખાદી પહેરવી, નિત્ય નવું ભણવું, નિત્ય નવાં ગીતો ગાવાં, નિત્ય નવી રમતો રમવી વગેરે શિક્ષણ મળતું.

આશ્રમનાં મકાનો સાદાં અને સુંદર છે. જેનાં નામ ગોકુળ, વૃન્દાવન, કૈલાસ, હરદ્વાર વગેરે રાખ્યાં છે. આ રસોડાં તથા રહેવા માટેનાં મકાનો છે અને વિદ્યા માટે પ્રાર્થના મંદિર, દાદા મંદિર, પૂ. જુ. કાકાની ઝૂંપડીને પ્રાચી કહે છે.

આ આશ્રમમાં એક વિશેષતા એ છે કે અહીં ત્રણ ચોક છે:

મહાભારત ચોક, રામાયણ ચોક અને વિનોબા ચોક, આ ચોકમાં બે મોટાં ગોનમહોરનાં વૃક્ષો છે. અમે તેની ઉપર રમવા તથા કૂદવાની મઝા માણતા હતા.

મને વેડછીની અંદર પૂ. કાકાએ જે સંસ્કાર આપ્યા છે, તે ખરેખર જીવનમાં ઉતારવાલાયક હતા. વેડછીની પ્રાર્થના ખરેખર શાંત અને મનને ગમે તેવી છે. સફાઈ, કાંતણ, વણાટકામ, જાતે રસોઈ કરવી, વાસણ માંજવાં, પાયખાનાં સફાઈ, પાણી ભરવું વગેરે કામો અમે ત્યાં જ શીખ્યા.

'જેવો ઘંટ નાદ થાયે, સૌ કામે લાગી જાયે' ખરેખર અમારા આ બધાં કામો ઘંટની સાથે વણાઈ ગયાં હતાં.

પાયખાનાની સફાઈ કરવાની ખૂબ મઝા પડતી. તેની સાથે ગંગાકુંડ કેમ ભૂલાય? ત્યાં સ્નાન કરવાની પણ ખૂબ મઝા પડતી.

વેડછીની અંદર પૂ. કાકા અમને ઝાડુ લઈ ચોગાનમાં સફાઈ કરાવતા. ખરેખર, સફાઈ એ માત્ર ઝાડુ લઈને ચોગાન વાળવાનું કામ ન હતું, પરંતુ મન રૂપી મંદિરને ચોખ્ખું કરવાનું હતું. આમ મેં પૂ. કાકાની સાથે ધો. ૪ થી ૭ સુધી આમશાળામાં ખૂબ સારી રીતે જીવન વિતાવ્યું.

પરંતુ જીવનમાં સુખ-દુ:ખનું ચક્ર ચાલ્યાં જ કરે છે. તેમ આ આશ્રમમાં હું ૧૯૫૫માં ટાઇફોઇડ જેવા રોગમાં સપડાઈ પડ્યો હતો. સેવામાં પૂ. કાકા તથા ચીમનભાઈ ભટ્ટ, નાનુભાઈ પટેલ તથા મારા પિતાશ્રી રતનાબાબા તો ખરા જ.

આમ વેડછીમાં જ્યારે સાજો થયો ત્યારે કાકા મને કહેતા કે, 'છગન તેં તો નવું જીવન ધન મેળવ્યું છે.' પૂ. કાકા હરહંમેશ મારી સાથે સુખ દુ:ખમાં સાથે રહેતા.

ત્યાર પછી મેં ધો. ૮, ૯ એમ ઉત્તર બુનિયાદીનું શિક્ષણ તેમના સહવાસમાં જ લીધું. પૂ. કાકાએ તથા ચીમનભાઈએ મને પ્રાર્થના માટે સવારે ૪ વાગ્યે ઊઠવાની તાલીમ આપી હતી. પ્રાર્થના હોલમાં, ટેબલ, તેની ઉપર ફાનસ તથા ઘડિયાળ તેમ જ તંબુરો મારે ગોઠવવાનાં. જે હંમેશ સવાર-સાંજની પ્રાર્થનામાં ગોઠવતો.

અધ્યાપન મંદિરમાં બે વર્ષ ગાળ્યા. માત્ર વર્ષ ગાળવા નહિ પણ મારે વેડછીના સંસ્કારો લઈ નીકળવાનું હતું. છેલ્લાં બે વર્ષ પૂરાં કરી હું વેડછીથી જ્યારે વિદાય વેળાએ સંકલ્પો લઈને જ નીકળ્યો. પૂ. કાકાની હાજરીમાં મેં નીચે પ્રમાણે સંકલ્પો લીધા:

(૧) હું જિંદગીભર ખાદી પહેરીશ.
(૨) દરરોજ કાંતણ કરીશ.
(૩) ચા નહિ પીઉં.
(૪) હમેશાં સત્ય બોલીશ.
(૫) જિંદગીભર માતા-પિતાની સેવા કરીશ.

ઈશ્વરકૃપાએ આ સંકલ્પો હજુ સુધી જળવાઈ રહ્યા છે.

પૂ. કાકાની તથા મંડળની છેલ્લી વસમી વિદાય લીધી ત્યારે, મારાથી ગવાઈ જતું:

> વ્હાલી વેડછી અમારે આયા, તારે દેજે શીળી છાયા.
> એવી રાનીપરજની કોણ રે આંખ, વ્હાલુડી વેડછી!

□ છગનલાલ ર. ચૌધરી

## ૪૫ ગાંધીયુગની અમોલ વિભૂતિ

પૂ. ગાંધીજીએ આફ્રિકાથી સ્વદેશ આવી રાષ્ટ્રીય ચળવળને નવો મૌલિક વળાંક આપ્યો. કેવળ ભાષણો, ઠરાવો કે ત્રાસવાદથી સાચું સ્વરાજ્ય નહિ મળે એ વાત એમણે કરી. સાચું સ્વરાજ્ય મેળવવા માટે તો સર્વસ્વનું બલિદાન દેવું પડે. દેશનાં કરોડો દીનદલિતોની સેવામાં દટાઈ જવું જોઈએ.

આ હાકલ ઝીલનારાઓમાંના પૂ. જુગતરામભાઈ એક છે. સર્વ ભૌતિક ઈચ્છાઓનો ત્યાગ કરી તેઓ શોષિત, અજ્ઞાન અને ગરીબ આદિવાસીઓની સેવામાં આજીવન જોડાઈ ગયા. એમનું આ રીતે જીવન સમર્પણ અપ્રતિમ ત્યાગ અને બલિદાનનું દ્યોતક છે.

સૂરત જિલ્લાના આદિવાસીઓના ઉત્થાનમાં એમનો ફાળો ચિરસ્મરણીય રહેશે. આદિવાસીઓમાં રચનાત્મક કામ તેમ જ શિક્ષણ માટે વેડછી આશ્રમની સ્થાપના કરી આજે આદિવાસીઓ માટે અનેક પ્રાથમિકથી માંડી ઉચ્ચશિક્ષણ માટેનાં વિદ્યાલયો થયાં છે. તેનું મૂળ વેડછી આશ્રમ ગણવું જોઈએ. સેંકડો કાર્યકર્તાઓ, શિક્ષકો, શિક્ષિકાઓ આદિવાસીઓમાંથી પ્રાપ્ત થયા છે તે પૂ. જુગતરામભાઈની તપસ્યાને આભારી છે.

પૂ. જુગતરામભાઈ રચનાત્મક કાર્યકર્તા છે. પરંતુ તેઓ રાજકારણના અભ્યાસી છે અને કઠિન રાજકારણની સમસ્યાઓ બરાબર સમજે છે. પરંતુ સક્રિય રાજકારણથી તેઓ દૂર રહ્યા છે. કોઈપણ રાજકીય પક્ષની મૂલવણી તે પક્ષ દેશના કરોડો ગરીબ લોકો પ્રત્યે શી નીતિ ધરાવે છે, તે ઉપરથી કરે છે. એક વખત અખંડિત કોંગ્રેસ પક્ષ અને પછી શાસક કોંગ્રેસની નીતિ દલિતોના ઉત્થાન તરફ છે એવી તેમની શ્રદ્ધા હતી પરંતુ રાજકારણમાં [illegible] જે અસત્ય, અનીતિ અને નિષ્ઠાનો અભાવ પ્રવર્તે છે તે

ખૂબ દુઃખી થયા છે અને સર્વ રાજકીય પક્ષો પરત્વે ઉદાસીન બન્યા છે. રચનાત્મક કાર્ય કરતી સંસ્થાઓએ કોઈપણ રાજકીય પક્ષ સાથે સંકળાવું નહિ એમ તેઓ માને છે.

શિક્ષણની બાબતમાં તેમની સૂઝ આગવી છે. શિક્ષણમાં શ્રમને મહત્ત્વ આપનારા છે. શિક્ષણનું કામ યુવાનોને દૃઢ અને શ્રદ્ધાવાન બનાવવાનું છે. પાંગળા બનાવે તે શિક્ષણ નહિ.

સત્ય, અહિંસા અને અપરિગ્રહની ભાવના તેમણે પચાવી છે. તેમનું પોતાનું અંગત કુટુંબ નથી પણ તેમનું વિશાળ કુટુંબ છે.

તેઓ એક સમર્થ લેખક છે. બાળકો એમને વ્હાલાં છે.

તેઓ સ્વતંત્ર વિચારક છે અને પ્રવાહમાં ખેંચાઈ જનારા નથી. તેઓ ગાંધીયુગની અમોલ વિભૂતિ છે. ગુજરાતની પૂજ્ય વડીલ વ્યક્તિ છે.

□ ગોરધનદાસ ચોખાવાલા

## ૪૬ દ્રોણાવતાર જુગતરામભાઈ

ગાંધીના યુગમાં જનમીને ગાંધીને જોયા નહિ, એવી ગડમથલ અનુભવતાં અનુભવતાં અમદાવાદ છોડી જુગતરામભાઈ પાસે જવાનું થયું. ત્યારે જીવનનાં પહેલાં વીસ પૂરાં થયાં હતાં, અને અછૂતોએ આભડછેટમાંથી મુક્તિ મેળવવી હોય તો આપબળ—આત્મબળની કેળવણી જરૂરી છે, એવી ઝંખના સાથે બીજાં વીસ ત્યાં પૂરા થયાં તેને હું મારું સદ્‌ભાગ્ય સમજું છું.

આપણે એમને આશ્રમના આચાર્ય કહીએ છીએ, આપબળે આજીવિકા મેળવી રોટલો રળી ખાનાર, એવા આદિવાસીઓમાં રહી, આશ્રમ ચલાવતી વેળાએ શિક્ષણને લોકશિક્ષણનું નવું સ્વરૂપ આપવા, જુગતરામભાઈએ જુનવાણી આચાર્યપદનાં વેશભૂષા અને ઓળખાણોને છોડી, આચાર્યપદનો અંચળો ફગાવી, શ્રમજીવીઓ સાથે શ્રમ કરીને તાદાત્મ્ય સાધી આત્મીયતા ઊભી કરી છે અને એ રીતે સારા આચાર માટે સદા જાગ્રત એવા સદાચારી તરીકે જીવન જીવીને ઉત્તમ આચાર્ય તરીકેનો દાખલો પૂરો પાડ્યો છે.

આદિકાળના આશ્રમવાસી ઋષિ-મુનિઓ આદિવાસીઓની વચ્ચે વનમાં આશ્રમ બાંધી રહેતા. પણ પોતાના જેવા બુદ્ધિજીવી બ્રાહ્મણોના બ્રહ્મકુમારો અને રાજાઓના રાજકુમારોને જ ભણાવતા એવું ઇતિહાસ કહે છે.

આદિવાસીઓ તો એમના આશ્રમનાં વાડકાંટા કરી આપવાં, ગૌશાળા સાફ કરી ગાયો ચરાવી આપવી કે હવન હોમનાં સમિધ લાવી આપવા જેવાં કામ કરી આપીને 'બાપજીની સેવા' કર્યાની ધન્યતા અનુભવતા.

અહીં જુગતરામભાઈએ તો આદિવાસીઓની વચ્ચે આશ્રમ કાઢીને નવી ભાત પાડી છે.

આદિવાસી અને અછૂત કુમારોને આશ્રમ જીવનના પાઠ ભણાવતાં [illegible] રતિભાઈ અને પાટણના ચીનુભાઈ શાહ, મુંબઈનાં મણિબહેન અને હરિવલ્લભ પરીખ, તથા રાજુ—બંકુની જોડી તેમ જ સ્વયંસેવક અને સાથીઓ એવા ઝવેરભાઈ, ઝીણાભાઈ, ભૂલાભાઈ અને શિવાભાઈ પટેલ, છોટુભાઈ નાયક તેમ જ દેસાઈ કુટુંબમાંથી આવેલા છોટુભાઈ અને એમના પુત્રો તથા આદિવાસી આગેવાનો કોયલા કાકા ને મકનજી બાબા, હાળીમાંથી હળપતિ બનેલ દૂબળા કોમના ભૂલાભાઈ અને ભગુભાઈ તથા વેડછીના કાનજી મામા ને ગેનાબહેન, બેનાબહેન ને વેલજી વકીલ તથા ડાકોરના જોષી શાંતિભાઈ તેમ જ વાલોડના વણિક વિદ્યાર્થી મંડળવાળા અલ્લુભાઈ શાહ તેમ જ ભીખુ વ્યાસ અને સિંધના કવિ દુઃખાયલથી માંડી કચ્છના સંઘવી મણિભાઈ તથા અહિંસક વ્યાયામવીર દયારામ કેવરિયા અને અમદાવાદી નહિ એવા અમદાવાદી—છગનભાઈ તેમ જ પંડ્યા પરમસુખભાઈ અને પ્રભુભાઈ પટેલ તથા આશ્રમ જીવનની આત્મરચના અને આશ્રમ પ્રવૃત્તિઓના વિકાસ માટે જુગતરામભાઈના આજીવન સાથીઓ એવા વેડછીના પાયામાં પુરાઈને પ્રાણ રેડી આશ્રમને ઊભો કરનાર શ્રી નાનુભાઈ અને ગોરધન બાબા, તથા ચીમનભાઈ, ચૂનીભાઈ અને સૂરજબા તથા તેમનાં દીકરી અન્નપૂર્ણાબહેન મહેતા અને ભગવતભાઈ દવે, તેમ જ અમારા જેવા અનેકને આશ્રમ જીવનના એક આરાનું પાણી પિવડાવી, આદિવાસી, અછૂત અને ઇતર જનના ભેદ ભૂલીને આશ્રમ જીવનનો આનંદ માણતાં શીખવ્યું છે.

ઋષિમુનિઓ વેદાન્તીઓને વેદ અને ક્ષત્રિયોને ક્ષાત્રવટ શીખવતા. રાજકુમારોને રાજયુદ્ધ જીતવાનું અને બ્રહ્મકુમારોને બ્રાહ્મણોને ભણાવવાનું જ શીખવતા. અહીં આપણા જુગતરામભાઈએ આદિવાસીઓની વચ્ચે રહીને, તેમના વિકાસમાં અવરોધ રૂપ એવા પ્રાણપ્રશ્ન સમા આજિવિકાના સંગ્રામને પ્રામાણિકતા અને પુરુષાર્થ સાથે જીતવાની કળા શીખવવા શ્રમની સાધનાની નિશાળ માંડી છે. કાછડો વાળીને કેડસમાં પાણીમાં વાંકા વળી કામ કરતા આદિવાસીઓ સાથે મળી, ખેતરોમાં ભાત રોપતાં રોપતાં આશ્રમનાં ગીતો ગવડાવી સમતા અને શિક્ષણનો સમન્વય સાધ્યો છે. પાયખાનાંની સફાઈને પૂજાસમ ગણી ભંગી ને બ્રાહ્મણના ભેદ મટાડી એમાંયે આધ્યાત્મિકતાનો અનુભવ ગણ્યો છે.

દ્રોણે એકલવ્યને આશ્રમમાં આવતાં નકારેલો, પણ આમના આશ્રમને તો વાડ જ નહિ. આખો આદિવાસી પ્રદેશ એમનો જંગમ આશ્રમ અને એ એમના ફરતા ગુરુ.

આપણા આ આધુનિક ઋષિએ આશ્રમ જીવનનાં આડંબરી ઓળખાણો કેશ-કફની ને ચાખડી તથા નિત્ય નવા હવન હોમના ક્રિયાકાંડોને અળગા કરી શ્રમજીવીઓની વચ્ચે શ્રમ અને સાદાઈનું જીવન જીવી 'આશ્રમ જીવનનું અમૃત' સમા સદાચારની સાધના શિખવાડીને ઉત્તમ આશ્રમ ખીલવ્યું છે.

આમ ગાંધીની ગ્રામસેવા ને આદિવાસીઓના ઉદ્ધારને જીવન અર્પણ કરનાર તથા ગીતાનાં ગીતો રચી કર્મયોગને જીવનાર એવા આપણા અનાસક્ત, જુગતરામભાઈ—જાણે કે પ્રાયશ્ચિત્તની પવિત્ર ભાવના સાથે જન્મેલા દ્રોણાવતાર સમા લાગે છે.

□ સુમંતલાલ ભારતી

### ૪૭ સાચા સહકારી

પૂ. જુગતરામભાઈને સૌ પ્રથમ ચાળીસથી વધુ વર્ષો પહેલાં સુરત પાટીદાર આશ્રમમાં જોયા અને સાંભળ્યા ત્યારથી જ તેમના પ્રત્યે આકર્ષણ ઊભું થયું. તેમની રાષ્ટ્રભક્તિ, વિદ્વત્તા, નિર્ભયતા, ગરીબો પ્રત્યેની લાગણી અને ત્યાગમય જીવનથી જુવાન પેઢીને આવું આકર્ષણ થાય તે સ્વાભાવિક હતું. ત્યાર પછી સને ૧૯૩૭માં હરિપુરામાં કોંગ્રેસ અધિવેશન મળ્યું, તેમાં તેમના સંચાલન હેઠળના સ્વચ્છતા વિભાગમાં સ્વયંસેવક તરીકે કામ કરવાનો લહાવો મળ્યો તથા ત્યાં જાજરૂ અને ગંદકી સફાઈનાં કામો હોંશે હોંશે કર્યાં. આ પ્રસંગે તેમને નજીકથી સાંભળવાનો અને સમજવાનો મોકો મળ્યો અને પરિણામે તેમના પ્રત્યેનું આકર્ષણ વધ્યું.

સ્વરાજ મળ્યા પછી તરત જ પૂ. જુગતરામભાઈએ તેમના કાર્યક્ષેત્ર એટલે કે વેડછી પ્રદેશમાં આદિવાસીઓના આર્થિક ઉત્થાનનાં કામો હાથ ધર્યાં. આ લોકોના જીવનનિર્વાહનું મુખ્ય સાધન ખેતી હોવાથી ખેતી વિકાસનાં કામો હાથ ધરવાનું જરૂરી હતું. સાથોસાથ ગણોત-ધારાના અમલ હેઠળ જાત ખેડના બહાને આદિવાસીઓ જે જમીન વર્ષોથી ભાગે/ગણોતે ખેડતા હતા તે ઝૂંટવાઈ રહી હતી, અને તે પણ અટકાવવું જરૂરી હતું. આ બધાં કામો માટે આશ્રમના વિદ્યાર્થી-ઓમાંથી કોઈ ખેતી સ્નાતક મેળવી આપવા પૂ. જુગતરામભાઈએ પાટીદાર આશ્રમના ગૃહપતિ પૂ. નરોત્તમભાઈને લખ્યું અને તેમણે મને લખ્યું. તે વખતે હું મહારાષ્ટ્રમાં સતારા જિલ્લામાં ખેતીવાડી ખાતામાં નોકરી કરતો હતો. મેં તરત જ સંમતિ આપી અને થોડા દિવસોમાં જ નોકરી છોડી વેડછી આશ્રમમાં જોડાવવાની તૈયારી સાથે તેમને વેડછી જઈને મળ્યો. પરંતુ આ જ વખતે મારા પરમ મિત્ર શ્રી ભૂલાભાઈ પટેલે પણ ખેતીવાડી ખાતામાંથી નોકરી છોડીને આશ્રમમાં જોડાવા તૈયારી દર્શાવી. તેથી ચર્ચા-વિચારણાને અંતે પૂ. જુગતરામભાઈએ એવું નક્કી કર્યું કે શ્રી ભૂલાભાઈ નોકરી છોડી આશ્રમમાં જોડાય, જ્યારે મારે સરકારી નોકરીમાં ચાલુ રહી આ જ કામોમાં સહાયરૂપ થવું. આ માટે તેમણે તે વખતના મુંબઈ રાજ્યના સહકાર પ્રધાન પૂ. વૈકુંઠભાઈ મહેતાનો સંપર્ક સાધી મારી બદલી ખેતીવાડી ખાતામાંથી સહકારી ખાતામાં કરાવી. પરંતુ સરકારે મારું કાર્યમથક વેડછી આશ્રમ અથવા સુરતને રાખવાને બદલે પાલઘર રાખ્યું, જેથી હું થાણા અને સુરત બન્ને જિલ્લામાં આદિવાસી અને બીજા નાના ખેડૂતોની સહકારી ખેતી મંડળીઓની રચના અને તેના સંચાલનમાં ઉપયોગી થઈ શકું.

ત્યાર પછી તો સમગ્ર ગુજરાતમાં સહકારી ખેતીની પ્રવૃત્તિ સાથે મારે પચીસ વર્ષનો સીધો સંબંધ રહ્યો. આમ મારા જીવન-કાર્યમાં જે વળાંક આવ્યો અને તેને પરિણામે સહકારી ખેતીની પ્રવૃત્તિ દ્વારા આદિવાસીઓ, હરિજનો, ગોપાલકો તથા અન્ય પછાત અને ગરીબ વર્ગના ખેતમજૂરો તથા નાના ખેડૂતોની સેવા કરવાનો જે લાભ મળ્યો તેનું બધું શ્રેય પૂ. જુગતરામભાઈને જાય છે.

પૂ. જુગતરામભાઈની પ્રેરણા, માર્ગદર્શન અને સહાયથી વેડછી પ્રદેશમાં નાના આદિવાસી ખેડૂતો અને ગણોતિયાઓની સહકારી ખેતી મંડળીઓ આશ્રમની આજુબાજુનાં ગામોમાં એટલે કે અંબાચ, ડોલવણ, શેઠી ફળિયા અને ખુદ વેડછીમાં શરૂ થઈ. મારા મિત્ર શ્રી ભૂલાભાઈએ માંડવી તાલુકામાં ઘેરાલી આશ્રમ દ્વારા જે રચના-ત્મક પ્રવૃત્તિઓ હાથ ધરી તેમાં તે પ્રદેશમાં ચારેક સહકારી ખેતી મંડળીઓ ઊભી કરી. મહુવા તાલુકામાં ભાઈશ્રી છગનભાઈ કેદારિયા-ના પ્રયાસથી ભામણિયા ગામમાં પણ આવી મંડળી થઈ. આ અને બીજી મંડળીઓ રચવામાં, તેની ગણોતની જમીનના પ્રશ્નો ઉકેલવા-માં તથા તેના ખેતી વિકાસનું આયોજન કરી તેના અમલીકરણમાં પૂજ્ય જુગતરામભાઈ સાથે સતત અને ગાઢ સંપર્કમાં આવવાનું થયું. તેમણે મને આશ્રમના કાર્યકર તરીકે અપનાવીને આ બધાં કામો ગોઠવી આપવામાં સક્રિય સાથ આપ્યો. તેઓ આ મંડળીઓ-માં વખતોવખત જરૂર પડચે પગે ચાલીને હાજરી આપીને તેના સભ્યોને માર્ગદર્શન અને હૂંફ આપતા રહ્યા.

પછી તો સમગ્ર ગુજરાતમાં સહકારી ખેતીની પ્રવૃત્તિ વિકસે તે માટે તેમણે સક્રિય પ્રયત્નો કર્યા. બીજા જિલ્લાઓમાં જ્યાં જ્યાં આ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી ત્યાં ત્યાં તેઓ જાતે આવતા તથા તેમાં જોડાયેલા ખેડૂતોને માર્ગદર્શન, પ્રોત્સાહન અને હૂંફ આપતા. આ પ્રવૃત્તિને વેગ મળે તે માટે તેમની પ્રેરણા અને સહાયથી ગુજરાતની ખેતી મંડળીઓનું એક સંમેલન યોજવામાં આવ્યું, જેના પ્રમુખપદે જાણીતા રચનાત્મક કાર્યકર, આયોજનકાર અને ચિંતક શ્રી ઝવેરભાઈ પટેલને બોલાવ્યા તથા આ સંમેલનમાં તે વખતના મહેસૂલ મંત્રી શ્રી મોરારજીભાઈ દેસાઈએ હાજર રહી આ પ્રવૃત્તિમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી તથા તેમાં રાજ્ય સહાયરૂપ થશે તેમ જણાવ્યું.

જ્યારે સહકારી ખેતી મંડળીઓના સંચાલનમાં કેટલાક પ્રશ્નો ઊભા થયા ત્યારે તેમના પ્રમુખપદે એક કમિટી નીમવામાં આવી આ કમિટીમાં અનુભવી ખેતી નિષ્ણાતો તથા અર્થશાસ્ત્રીઓને લેવામાં આવ્યા. કમિટીએ ખેતી મંડળીઓની મુલાકાત લઈને અભ્યાસપૂર્ણ અહેવાલ તૈયાર કર્યો. આ અહેવાલની પ્રસ્તાવના દેશના જાણીતા અર્થશાસ્ત્રી શ્રી એમ. એલ. દાંતવાળાએ લખી તે આ અહેવાલનું મહત્ત્વ દર્શાવે છે. આમ ગુજરાતમાં આ પ્રવૃત્તિ વિકસાવવા જે પ્રયાસો થયા છે તેમાં પૂ. જુગતરામભાઈનો ફાળો ઘણો મોટો છે. સમગ્ર દેશમાં સહકારી ખેતીની પ્રવૃત્તિ વ્યાપક થાય તથા તેનું સંચાલન સંગીન ધોરણે ગોઠવાય તે માટે તે વખતે દેશના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુએ ઊંડો રસ લીધો તથા તે માટે 'હું ગામડે ગામડે અને ખેતરે ખેતરે ફરીશ અને ખેડૂતોને આ પ્રવૃત્તિમાં જોડાવા સમજાવીશ.' એવી તેમણે ઘોષણા કરી કમનસીબે તેમના ગયા પછી આ પ્રવૃત્તિમાં ઓટ આવી અને આજે તેના અમલ માટેનું વાતાવરણ રહ્યું નથી. તેમ છતાં દેશના અર્થશાસ્ત્રીઓ તથા હિતચિંતકો વખતોવખત એવી શ્રદ્ધા વ્યક્ત કરતા રહ્યા છે કે આપણા દેશમાં ખેડૂતો અને ખેતી અંગે જે પરિસ્થિતિ પ્રવર્તે છે તે જોતાં તેનો ઉકેલ સહકારી ખેતી છે. અલબત્ત સહકારી ખેતીનું સ્વરૂપ કેવું હોવું જોઈએ, તે કેવી રીતે વ્યવહારુ, સ્વેચ્છાપૂર્વક સ્વીકાર્ય તથા લાભદાયક બનાવી શકાય. તે માટે તેના હાલના સ્વરૂપમાં જરૂરી ફેરફારો વિચારી શકાય કારણ કે ખેડૂતો સ્વેચ્છાપૂર્વક પોતાની જમીન એકત્ર કરીને સહકારી ધોરણે ખેતી કરે તે વાત તેમને સમજાવવી અને અમલમાં મૂકાવવી તે સહેલું નથી. પરંતુ માત્ર સરકાર આવું અનુકૂળ વાતાવરણ ઊભું કરી શકશે નહિ. તેમ કરવા માટે તો દેશમાં

ઠેરઠેર ઘણા જુગતરામભાઈઓની જરૂર રહેશે. પૂજ્ય જુગતરામભાઈએ તો પોતાની ઋષિ દૃષ્ટિથી સહકારી ખેતીને 'આજના યુગધર્મ' તરીકે ગણાવી છે, અને તેને વ્યાપક બનાવવાનો પુરુષાર્થ કર્યો છે. કારણ કે તેઓ માને છે કે દેશના નાના ખેડૂતો માટે આ સિવાય બીજો કોઈક વિકલ્પ નથી. આવા લોકોને જ સહકારી ખેતીની સૌથી વધુ જરૂર છે. પૂ. ગાંધીજીએ પણ તેથી જ દેશને સહકારી ખેતી અપનાવવાની હિમાયત કરી હતી.

પૂ. જુગતરામભાઈએ માત્ર સહકારી ખેતી જ નહિ પરંતુ નાના અને ગરીબ ખેડૂતોનું તથા ખાસ કરીને આદિવાસીઓનું આર્થિક જીવન સહકારી ધોરણે વિકસે તે માટે પ્રયાસ કર્યા છે. આદિવાસી વિસ્તારોમાં જંગલ સહકારી મંડળીઓ, સેવા સહકારી મંડળીઓ, ઔદ્યોગિક મંડળીઓ, રૂપાંતર મંડળીઓ, સિંચાઈ મંડળીઓ વગેરે પ્રવૃત્તિનાં મંડાણમાં અને સંચાલનમાં પૂ. જુગતરામભાઈની પ્રેરણા, માર્ગદર્શન અને સહાય ઉપયોગી નીવડ્યાં છે. આજે ખાસ કરીને આદિવાસી વિસ્તારોમાં સહકારી પ્રવૃત્તિએ જે વિકાસ સાધ્યો છે તથા તેનાથી આદિવાસીઓના આર્થિક જીવનમાં જે પરિવર્તન દેખાય છે તેમાં પૂ. જુગતરામભાઈનો ફાળો ઘણો મોટો છે. સહકારી પ્રવૃત્તિ માત્ર આર્થિક વિકાસનું માધ્યમ ન બની રહે, પરંતુ લોકો તેને સાચા અર્થમાં અપનાવે, તેમાં જોડાયેલા સભાસદો માત્ર પોતાના આર્થિક લાભોને જ લક્ષ્ય ન બનાવતાં પોતાના સાથીઓ તથા સમાજ માટે ઘસાવાની, સહન કરવાની તથા તેને ઉપયોગી થવાની ભાવના પેદા થાય, એટલે કે ત્યાગ અને પરસ્પર સહાયના પાયા પર આ પ્રવૃત્તિનો વિકાસ થાય તે માટે તેઓ હમેશાં ભાર મૂકતા આવ્યા છે. સર્વોદયના આદર્શો સહકારી પ્રવૃત્તિ મારફતે મૂર્તિમંત થાય તે માટે તેઓ મથ્યા છે.

સહકારી પ્રવૃત્તિમાં પડેલા સૌ કોઈ આ પ્રવૃત્તિ પાછળનો સાચો મર્મ સમજશે અને તેને અમલમાં મૂકવા સતત અને જાગૃતિપૂર્વકના પ્રયત્ન કરશે તો પૂ. જુગતરામભાઈએ આ પ્રવૃત્તિને વિકસાવવાનો પુરુષાર્થ કર્યો છે તે લેખે લાગશે.

પ્રભુ તે માટે સૌને સમજ અને શક્તિ આપો એ જ પ્રાર્થના.

□ મગનભાઈ હાં. પટેલ

## ૪૮ ઋષિ પિતા

પૂ. જુગતરામકાકા વિશે શું શું લખું? લખવા બેસીએ તો પાનાંના પાનાં ભરાઈ જાય અને પુસ્તકોનાં પુસ્તકો પણ થાય.

બાલવાડીનાં નાનાં બાળક કહેશે, 'જુ. કાકા તો અમારા બાલવાર્તાકાર છે. ભલે ને મોટી ઉંમર છે ને મોટી મોટી મૂછો રાખે છે. પણ વાર્તા કહેવા બેસે ત્યારે અમારા જેવડા નાના થઈ જાય છે અને આબેહૂબ હાવભાવ અને અભિનય કરી અમને હસાવી ને નચાવી દે છે.'

તો બાલશિક્ષિકા કહેશે, 'અરે જુ. કાકા તો અમારા છે. બાલવાડી એ છોકરા રમાડવાનું કે છોકરા પટાવવાનું સ્થાન નથી પણ એમાં સર્વોદય સમાજનાં બીજનો ઉછેર થાય છે એવી દૃષ્ટિ સાથે કામ કરવાનું તો એમણે જ અમને શીખવ્યું.'

ત્યાં વિદ્યાર્થીઓ કહેશે, 'જુ. કાકા તો અમારાં છે. અમારા વિદ્યાલયનું ઉદ્‌ઘાટન ઢીંચણ સુધીના કાદવમાં ઊતરી ડાંગરની તરુની ઝૂડી હાથમાં લઈ ડાંગરની ક્યારીમાં આવી જાપાનીઝ પદ્ધતિએ અમારા સહુની સાથે ડાંગર રોપીને કર્યું' છે અને ત્યારે જ—

'ગાઓ ગાન ગાન ગાન, રોપો ધાન ધાન ધાન,
સાથે અમૃત વર્ષાનાં મીઠાં સ્નાન સ્નાન સ્નાન.'

એ ગીતનું સર્જન તેમણે કરેલું. બોલો, આવા ઉદ્‌ઘાટન કોઈએ કર્યા છે? દીપ પ્રગટાવીને, તોરણ ખુલ્લું કરીને કે દ્વાર ઉઘાડીને ઉદ્‌ઘાટનો થતાં સાંભળ્યાં છે પણ આ તો પોતે ખરેખરું કામ કરીને ઉદ્‌ઘાટન કર્યું' હતું.'

તો ઉત્તર બુનિયાદીની વિદ્યાર્થિનીઓ કહેશે, 'જુ. કાકા તો અમારા જ છે. ગાંધીમેળાના કેટલાય પગપાળા પ્રવાસ અમારી સાથે કર્યા છે. પગપાળો પ્રવાસ કરતાં ચાલીને ઢં ઢં થઈ ગયાં હોઈએ તોય સાંજના ભોજન પછી પ્રાર્થના અને પ્રાર્થના પછી સાંસ્કૃતિક કાર્યક્રમ. અમે તો વિદ્યાલયમાં તૈયાર કરેલું નાટક ભજવીએ પણ સમાજ ઉન્નતિનો પાસ એમાં ન હોય એ કેમ ચાલે? રાતોરાત નાટક લખાઈ જાય અને સવારની પ્રાર્થનામાં એ નાટક રજૂ થાય. દિવસે ચાલતાં ચાલતાં નાટક ભજવાતું જાય ને રાત્રે ગામલોકોને એ નવું—સમાજને નવું દર્શન કરાવતું નાટક જોવા મળે. "રોકડિયો ખેડૂત" એ નૃત્ય-નાટિકા આ રીતે જ ચીખલીના ગાંધીમેળામાં જતી વખતે રચાઈ.'

ત્યાં તો અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ કહેશે, 'જુ. કાકા તો ભાઈ અમારા જ. અમે ટાગોર સંવત્સરી ઉજવતા હતા અને કવિ સંમેલન રાખ્યું હતું ત્યારે કવિ તુલસીદાસ બની આવ્યા અને—

'ચિત્રકૂટ કે ઘાટ પે
ભઈ સંતનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘસે
તિલક કરે રઘુવીર.'

એમણે લલકાર્યું' ત્યારે અમે તુલસીદાસનાં દર્શન તો કર્યાં પણ શિક્ષક થઈને ભારેખમ મોં રાખીને બેસી ન રહેવાય, પણ વિદ્યાર્થીઓ ભેળા ભળી જઈ તેમની શક્તિઓ જગાડવાનું કાર્ય કરવું જોઈએ એ પણ શીખ્યા.'

ત્યાં જંગલ મંડળીનો મજૂર કહેશે, 'તમે વિદ્યાર્થીઓ અને શિક્ષકો શું કહ્યા કરો છો? જુ. કાકા તો અમારા છે. જંગલનો બધો નફો વેપારીઓ લેતા હતા તે જંગલ મંડળી રચી તેનો નફો નાનામાં નાના મજૂરને પણ મળે એ રચના તો તેમણે કરી અને જંગલની દૂરની નાની નાની ઝૂંપડીઓ સુધી ચાલીને તેઓ આવ્યા અને અમારી રોનક બદલી નાંખી.'

તો સુરત જિલ્લાનો હળપતિ કહેશે, 'જુ. કાકા તો અમારા જ છે. અમને તો આખો સમાજ દૂબળા દૂબળા કહી અપમાનિત કરતો હતો. પણ જુ. કાકાએ હળપતિ એવું સુંદર નામ અમારું પાડ્યું અને હળના સાચા પતિ બનાવ્યા.'

તો ગાંધીજી કહે છે કે, 'અભ્યાસી એટલું પણ યાદ રાખે કે ભાઈ જુગતરામ ગીતાને જેવી જાણે છે તેવી અમલમાં મૂકનારા છે ને તેમાંથી મળતી દૂધની અખંડધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે.'

આમ અનેક લોકોમાં તેઓ છે પણ આજ તો હું તેમને ઋષિ પિતા તરીકે જ યાદ કરું છું.

હું વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનો વિનીત અભ્યાસ પૂરો કરીને આવી. મારી બહેનપણીઓ કૉલેજમાં દાખલ થવા લાગી, પણ જુ. કાકાએ મને કહ્યું, 'આવી ચાર દીવાલવાળી કૉલેજમાં તું શું કરવા ભણવા જાય છે? તારે તો જીવંત કૉલેજમાં હરતી ફરતી કૉલેજમાં ભણવા જવું જોઈએ.'

મેં પૂછ્યું, 'એ કેવી કૉલેજ?' તો કહે, 'કિશોરલાલ મશરૂવાળાની. તેમની પાસે રહે એટલે કૉલેજથી અધિક જ્ઞાન પ્રાપ્ત થશે. આ બધી જીવંત કૉલેજો છે.' અને આ રીતે ૧૯૪૦માં મારે સેવાગ્રામ ગાંધીજી પાસે જવાનું નક્કી થયું. પૂજ્ય બાપુજીની સંમતિ આવી ગઈ કે 'તું ખુશીથી અહીં આવી શકે છે.'

એટલે મેં સેવાગ્રામ જવાની તૈયારી કરવા માંડી. મારી બા કહે, તને કોણ મૂકવા આવશે? મેં કહ્યું, 'તું જ જુ. કાકાને પૂછજે ને?' અને સાંજે જુ. કાકા ફરવા આવ્યા ત્યારે મારી બાએ પૂછ્યું, 'અનુને મૂકવા કોણ જશે?'

જુ. કાકા કહે, 'એ તો એકલી જશે. એણે ક્યાં ક્યાં ગાડી બદલવાની ? તેને ગાડી ક્યારે વર્ધા પહોંચાડશે એ બધું સમયપત્રક જોઈને કાઢી આપશું.'

મારી બા કહે, 'આટલી નાની છે તે એકલી તો ન મોકલું.'

જુ. કાકા કહે, 'આટલી નાની ને એકલી નહિ મોકલો તો આટલી નાની પછી ત્યાં એકલી રહેશે કેવી રીતે? અને આટલી નાની શીખશે પણ શું?'

ને પછી જુ. કાકાએ મને પાણી ચઢાવ્યું કે 'તારે જાતે જ કહેવું કે હું એકલી જઈશ.' ને મેં હિંમતથી 'એકલી જ જઈશ' એમ કહ્યું એટલે મારી બા મને એકલી મોકલવા તૈયાર થઈ.

સેવાગ્રામ જવાની હતી એના આગળના દિવસે જુ. કાકાએ મને બેસાડી અને વાત કરી.

(૧) જો બાપુ પાસે બધા તેની અંગત સેવા કરવાની જીદ લઈ તેમને હેરાન કરે છે. આપણે એની જીદ લઈને સેવા કરવી નહિ. સહેજે તેમની સેવાની તક મળે તો તે ઉપાડી લેવી નહિતર તેમને જોયા કરવા.

(૨) ત્યાં અનેક પ્રકારના લોકો હોય છે. બધાંથી સંભાળીને ચાલવું.

(૩) બ્રહ્મચર્ય અઘરું નથી પણ એમાં બે શરતો પાળવાની હોય છે : એક—કોઈ દિવસ એકાંત ન સેવવું. પત્રવ્યવહારનું એકાંત પણ નહિ. હા, જાહેરમાં બધાંની સાથે હળવું-ભળવું. જેટલી વાતો કરવી હોય તેટલી જાહેરમાં કરવી પણ એકાંતમાં નહિ.

બે—અને મનથી આપણે બહુ મોટા છીએ, મને તો કાંઈ થાય જ નહિ, એમ માની ન વર્તવું. આજકાલ કેટલાક લોકો પોતાને મોટા માને છે અને પોતાને કાંઈ થાય જ નહિ એમ માનીને વર્તે છે તેથી પછી લપસી પડે છે. માટે મેં કહ્યું એટલું જ તું પાળીશ તો તને કોઈ મુશ્કેલી પડશે નહિ. તું ખુશીથી બાપુ પાસે જા અને તેમનો લાભ લેવાય તેટલો લઈ આવ.

આમ મારા જીવનને તેમણે ઘડ્યું.

□ અન્નપૂર્ણા મહેતા

## ૪૯ કર્તાપણાના અભિમાન વિના

પૂ. જુગતરામભાઈનું જીવન આપણા સમાજને માટે એક આદર્શ જનસેવકનું જીવન છે. એમના જેવા શક્તિશાળી પુરુષ પોતાનું સમગ્ર જીવન જનકલ્યાણ અર્થે જ ખર્ચે એ જ આપણા સૌને માટે પ્રેરક વસ્તુ છે. જીવનમાં મૂલ્યોનું સંપૂર્ણ જતન કરીને પોતાની બધી જ શક્તિ સમાજના નબળા થરના લોકોના ઉત્કર્ષ માટે ખર્ચવી અને પોતે શૂન્ય હોય એ રીતે કર્તાપણાનું જરા પણ અભિમાન ન રાખવું એ વસ્તુ દુઃસાધ્ય છે. પૂ. શ્રી જુગતરામભાઈએ જીવનમાં આ વસ્તુ ઉતારી છે અને સૌને માટે અનુકરણીય દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. રાનીપરજ સેવાસભા, આદિવાસીઓ અને અન્ય પછાતવર્ગ તેમ જ બહેનો વગેરેના ઉત્કર્ષ માટે અને નઈ તાલીમના વિચારે શિક્ષણને ઓપ આપવાનું કામ એમણે જીવનમાંથી બધી શક્તિ ખર્ચીને કર્યું છે.

□ બાબુભાઈ જ. પટેલ

## ૫૦ રાનીપરજમાં ઓતપ્રોત

૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહના દિવસથી જુગતરામભાઈ સાથેનો પરિચય. ત્યારે ટૂંકી પોતડી પહેરતા હતા. હવે એમાંથી ચડ્ડી પર આવ્યા છે. બાકી એ જ ટૂંકું પહેરણ કે કફની અને ટોપી. મને સ્મરણ છે તે પ્રમાણે ત્યારે બારડોલી આશ્રમમાંથી રોજ સત્યાગ્રહ પત્રિકા નીકળતી હતી, તેમાં સંકળાયેલા હતા.

બારડોલી સત્યાગ્રહ પહેલાં તો રાનીપરજ આશ્રમ, બારડોલી આશ્રમમાં જ જુગતરામભાઈ ચલાવતા હતા પણ બારડોલી સત્યાગ્રહ પછી સ્વરાજ્ય આશ્રમ માત્ર શિક્ષણનું વાતાવરણ રહી શકે એમ નથી એમ લાગતાં રાનીપરજ વચ્ચે જ જઈને ધામા નાખી તેમના ઉત્કર્ષમાં, તેની અંદર ઓતપ્રોત થઈને વિશેષ સેવા થઈ શકશે એમ લાગતાં, જંગલમાં વેડછી જઈને વસ્યા અને ત્યારથી ત્યાં જ ધામા નાંખ્યા છે. ત્યારે તો ત્યાં જવાનો રસ્તો પણ નહોતો. મઢી રેલવે સ્ટેશનથી ૨૫ કિલોમીટર હશે. આજે પણ પાકી સડક તો વાલોડથી નથી એવો મને ખ્યાલ છે. સ્વરાજની લડતો આવે ત્યારે વેડછી આશ્રમ પર પણ સરકારની નજર પડે જ એટલે તેમને જેલવાસ મળે. તેમને પોતાનાં સગાં વહાલાંની ખબર કાઢવા ગયાનું મારી જાણમાં નથી અને સગાંમાં કોણ કોણ છે એની પણ બહુ જ ઓછા માણસોને જાણ હશે. તેમણે તો બારડોલીથી વેડછી જઈને ધામા નાખ્યા ત્યારથી તે જ તેમનું ઘર કે જે કહો તે અને એ રાનીપરજનાં બાળકો એ જ એમનાં સગાં. જીવનભર આ પ્રકારની સેવામાં રત રહેવાનો સ્રોત આપણે ત્યાં ગુજરાતમાં પણ હવે જાણે સુકાઈ જવા લાગ્યો છે. એ વાતાવરણ, એ હવા જ જાણે રહી નથી. રાનીપરજમાંથી જ સેવકો તેમને લીધે જ તૈયાર થયા. રાનીપરજમય થઈ ગયા એટલે તો એ જંગલની પ્રજા એમની પાસે આવીને પોતાનાં સુખદુઃખની વાત કરવા લાગી. તેમણે તો પોતાનું જીવન આ પ્રજાની સેવામાં રેડી ધન્ય કર્યું. આજે કોઈ એમના સેવા જીવનમાંથી પ્રેરણા લેનાર નીકળે તો તેમને જરૂર આનંદનો સંતોષ થાય.

□ મણિબહેન વલ્લભભાઈ પટેલ

## ૫૧ પાકો રંગ ચડયો

પૂ. જુગતરામભાઈ તો પૂ. ગાંધી બાપુના રંગે રંગાયા છે. તે રંગ જેને ચડયો છે તે માણસ. તેને પોતાને ખ્યાલ ન હોય તેવાં કામ કરી શકે છે. ઘણા માણસોએ બાપુના રંગે રંગાવાનું નક્કી કર્યું, પણ પાકો રંગ કરવાની વિધિ પૂરી કરી શક્યા નહિ. તેથી ફિક્કા પડી ગયા અને સમાજમાં વગોવાયા. પાકો રંગ કેવી રીતે થાય તેની રીત બાપુજીએ આપણને બધાને શીખવી છે. તે રીત છે—બાપુજીનાં એકાદશ વ્રત. જે માણસ બાપુજીનાં અગિયાર વ્રતોનું પાલન કરે અને જનસેવાને પ્રભુની સેવા માને તે માણસ પૂ. બાપુજીના રંગે રંગાવાનો જ છે. તે સોએ સો ટકા સાચું માનજો.

'માંહી પડયા તે મહાસુખ માણે દેખનારા દાઝે જોને...' પૂ. બાપુજીએ 'ગીતા બોધ' નામની ચોપડી લખી છે તેના બીજા અધ્યાયમાં લખ્યું છે કે 'સો મણ તર્ક કરતાં એક અધોળ આચરણ ચડી જાય છે.'

વેડછીના વડલા નીચે ઘણા તપ કરી ગયા છે અને અત્યારે નાના મોટા ઘણાં તપ કરી રહ્યા છે. પૂ. જુગતરામભાઈ પ્રાર્થનાને ખૂબ મહત્ત્વ આપે છે. તે તેમની ખૂબ મોટી પૂજા છે. ભક્તિ વિનાનાં કર્મ અને જ્ઞાન સૂકાં છે, તેમ બાપુજીએ લખ્યું છે. તે શબ્દ પૂ. જુગતરામભાઈ બરાબર સમજી ગયા છે અને તેનું પાલન બરાબર કરે છે. પૂ. જુગતરામભાઈમાં વિશેષતા તો એ છે કે નાના મોટા મિત્રો બધાને અવારનવાર મળતા રહે છે અને પ્રેમભાવથી ખબર પૂછે છે. જ્યારે તેમને મીઠું ભોજન મળે છે ત્યારે તેમને મનમાં ગરીબ માણસો યાદ આવ્યા વગર રહેતા નથી તે મેં તેમના મોઢેથી સાંભળેલ છે.

પૂજ્ય જુગતરામભાઈ તો ગીતાના સ્થિતપ્રજ્ઞ બન્યા છે અને 'વૈષ્ણવજન' ભજનનું પૂરેપૂરું પાલન કરી રહ્યા છે તેમ મને લાગે છે. ભગવાન આપણને બધાંને તેમના રસ્તે જવાની શક્તિ આપે એવી પ્રભુ પ્રાર્થના.

□ તુળશીભાઈ લવજીભાઈ ડોડિયા

## ૫૨ પ્રેરણામૂર્તિ જુગતરામભાઈ

પૂ. જુગતરામભાઈના આશ્રમમાં ઘણાં વર્ષો પહેલાં મારે જવાનું થયું, ત્યારે મને તેમના આશ્રમમાં સવારે ઊઠવાથી રાત્રે સૂવા સુધીનાં બધાં કાર્યોમાં ગાંધી આશ્રમનું પ્રતિબિંબ પડતું જણાતું હતું.

ત્યાંનાં મકાનો પણ એવાં સાદાં અને ગ્રામજીવનને પ્રેરણારૂપ બને તેવાં ને સાથે સાદાઈને પોષક છે.

તેમનું 'આશ્રમી કેળવણી' પુસ્તક ગુજરાતના ગાંધી વિચાર વાળાઓને જીવનમાં પ્રેરણા આપે છે.

તેઓ નાનાં બાળકોથી વૃદ્ધો સુધી બધાનાં, સુરત જિલ્લાના આદિવાસી પ્રદેશમાં માર્ગદર્શક બન્યા છે, એટલું જ નહિ પણ ગુજરાતમાંથી અને બીજાં રાજ્યોમાંથી પણ કાર્યકર્તાઓ ત્યાં રહી પ્રેરણા લઈને પોતાનાં સ્થાનોમાં જઈને એવું જીવન જીવવાનો પ્રયત્ન કરતા થયા છે.

અમારા નડીઆદ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના આચાર્ય સ્વ. દેસાઈભાઈએ તો જેમને વિદ્યાલયમાં શિક્ષક કે શિક્ષિકા થવું હોય, તેણે વેડછી આશ્રમની તાલીમ લેવાનું અનિવાર્ય ગણ્યું હતું.

હરિપુરા મહાસભામાં તે સફાઈ વિભાગના સંચાલક હતા. અને ગુજરાતની સંસ્થાઓના વિદ્યાર્થીઓને સફાઈકામની અગત્ય સમજાવી હતી.

ગુજરાતમાં સરકારે આશ્રમશાળાઓ શરૂ કરી. તેની રચના પૂ. જુગતરામભાઈ અને સ્વ. કલ્યાણજીભાઈએ કરી હતી અને તે પ્રમાણે ગુજરાતમાં આશ્રમશાળાઓ ચાલુ થઈ.

શ્રી ગિજુભાઈએ ભાવનગરમાં મોંટેસોરી બાલમંદિરની પ્રવૃત્તિ શરૂ કરી. ત્યારે પૂ. જુગતરામભાઈએ તેનું બુનિયાદીકરણ કર્યું અને બાલવાડી ચાલુ કરી. તેમાંથી પ્રેરણા લઈને આજે ગુજરાતમાં બાલવાડીઓ ચાલે છે અને દર વર્ષે તેમની હાજરીમાં બાલવાડી શિબિર ચાલે છે અને તેમાં ગુજરાતના ઉપરાંત બીજા પ્રદેશમાંથી પણ તાલીમ લેવા બહેનો આવે છે. અને તેમનાં સ્થાનોમાં એ પ્રમાણે બાલવાડી ચલાવવા પ્રયત્ન કરે છે.

પૂ. જુગતરામભાઈએ બુનિયાદી શાળાથી શરૂ કરીને ગાંધીજીએ બતાવેલી ઉત્તર બુનિયાદી વિદ્યાલય અને ઉત્તમ બુનિયાદી વિદ્યાલય, ગાંધી વિદ્યાપીઠ ચાલુ કર્યું.

તેમાં સફાઈથી માંડીને જીવનોપયોગી બધાં કામો વૈજ્ઞાનિક ઢબે થાય એવા ત્યાંના આદિવાસી પ્રદેશમાં પ્રયત્નો કર્યા અને ત્યાંથી પ્રેરણા લઈને અનેક જુવાન ભાઈબહેનો બાલવાડીઓ, આશ્રમશાળાઓ, ઉત્તર બુનિયાદી વિદ્યાલયો ચલાવે છે અને ત્યાંથી પ્રેરણા લઈને અનેક ભાઈબહેનો જુદા જુદા જિલ્લાઓમાં કામ કરે છે.

એમની પ્રેરણા લઈને સુરત જિલ્લામાં અનેક સહકારી મંડળીઓ, જંગલ મંડળીઓ પ્રજાની સેવા કરવાની ભાવનાવાળા કાર્યકરો ચલાવે છે અને એની મારફત પ્રજાની કેળવણી પણ થાય છે.

દારૂતાડી છોડી નીરા કેન્દ્રો ઊભાં થયાં છે અને એ રીતે દારૂતાડી બંધીને પ્રોત્સાહન મળ્યું છે.

તેમની પંચાસી વર્ષની ઉંમર થઈ, પણ હજી તે આદિવાસી વિદ્યાર્થીઓની સાથે સફાઈકામ કરે છે અને તેમની સાથે ભોજન લે છે અને એ રીતે શિક્ષણ ચલાવનારાઓને પ્રેરણારૂપ બને છે.

તે ભક્તકવિ છે. એટલે તેમણે ગુજરાતને નવી પ્રાર્થનાઓ આપી છે અને તે ઘણી સંસ્થાઓમાં ચાલે છે.

બારડોલી સત્યાગ્રહની લડતમાં તેમને સત્યાગ્રહ પત્રિકાનું સંપાદનનું કામ સોંપ્યું હતું અને એ પત્રિકા ગામડે ગામડે પહોંચાડીને ગામે ગામમાં બારડોલી સત્યાગ્રહની લડતને બળ આપ્યું હતું અને પ્રજામાં રાષ્ટ્રભાવના પોષી હતી અને એ બળ મેળવીને પ્રજાએ સત્યાગ્રહ કરીને વિજય મેળવ્યો હતો.

પૂ. ગાંધીજીના અવસાન પછી તેમના વિચારો પ્રજાને સમજાય અને તેમણે બતાવેલાં કામો લોકો કરતા થાય એ માટે સર્વોદય મેળાની યોજના તેમણે કરી અને એ મેળાઓ આજે પણ લોકજાગૃતિમાં અને પ્રજાના ઉત્થાનમાં મદદરૂપ બની રહે છે.

આમ ત્યાંના પ્રજાજીવનનાં બધાં અંગોમાં જે વિકાસ થઈ રહ્યો છે, તેના મૂળમાં પૂ. જુગતરામભાઈનો મહત્ત્વનો ફાળો છે. તે કામમાં તેમને અનુકૂળ કાર્યકરો પણ મળી રહ્યા છે.

તેમણે રાનીપરજ સેવાસભાની સ્થાપના કરી છે. તેની મારફત જિલ્લાની બધી પ્રવૃત્તિઓ ચલાવે છે અને અનેકને પ્રેરણારૂપ બની રહ્યા છે.

તેમની બહુમુખી સેવાની ફોરમ ગુજરાત બહાર પણ પહોંચી તેથી તેમને બજાજ એવોર્ડ મળ્યો. એ રીતે દેશે તેમની સેવાને સત્કારી છે.

□ શિવાભાઈ ગો. પટેલ

## ૫૩ આદિજનોના ઋષિ

વરસો સુધી એક જ સ્થાને પલાંઠી વાળી પરમાત્મા પ્રાપ્તિની ઉપાસનામાં લાગી જઈ, એનું દર્શન કરનાર વ્યક્તિ તે ઋષિ કહેવાય. મુ. જુગતરામભાઈ જીવનભર એક જ સ્થાને વેડછીમાં આસન જમાવી આદિજનો, હળપતિઓ ને સમાજના પીડિત વર્ગની સેવામાં એકચિત્તે લાગ્યા રહ્યા અને એ વિસ્તારની પ્રજાને હૂંફ, હૈયાધારણ, કેળવણી અને જીવન જીવવાનો એક નવો માર્ગ ચીંધી, એમના ઉત્કર્ષના રાહબર ને દ્રષ્ટા રહ્યા. એમના શ્વાસે શ્વાસે, એમના જીવનની દરેક ક્ષણે એમણે દૂબળા લેખાતા પ્રજાજનોને સબળા બનાવવાની પ્રક્રિયાને ધ્યાનસ્થ મુનિની જેમ જીવનમંત્ર બનાવ્યો. એમનાં સુખ દુઃખના, ઊર્મિ આવેગોના સાથી બની એમણે એમની પિતામાતા તુલ્ય સંભાળ રાખી, અનેકનાં જીવન ઉજ્જ્વળ બનાવ્યાં અને જ્યાં જ્ઞાનનો, જીવનની દિશાનો અંધકાર પ્રવર્તતો હતો તેવા વિસ્તારમાં એમણે જીવનના તેજનો એક નવો પ્રકાશ રેલાવ્યો. આ પ્રજા અને આ વિસ્તારની પ્રગતિ સાથે એ એટલા તન્મય બન્યા કે એમના હૃદયની ઊર્મિઓએ કાવ્ય દ્વારા આવિર્ભાવ પ્રાપ્ત કર્યો. અને ગાંધી વિચારોના ઉદ્ગાતા તરીકે એ ગાંધી કવિ બન્યા. એમનાં કાવ્યોની ભાવના, એની વિચાર-સરણી, સર્વોદયી અંત્યોદયી, સમધર્મ–ભાવવાહી, સહુજન કલ્યાણ-મયી રહી. એમની પ્રાર્થના પ્રાતઃકાળે, શાળા સમૂહ પ્રાર્થનામાં ગાય ત્યારે અંતર એક ગણગણાટી અનુભવે અને ઉદાત્ત ભાવોથી ઊભરાઈ જાય. એનું કારણ એટલું જ હતું ને છે કે એ કાવ્યની રચના કરતા નથી, કાવ્ય એમને એમના રોજિંદા જીવનકાર્યના સ્વાભાવિક અંશરૂપે સ્ફુરતું રહ્યું છે. પરિણામે એમનું કાવ્ય શબ્દોના સંચારને બદલે ભાવોનું વાજિંત્ર બનતું રહ્યું છે. એ આચાર્ય હતા અને છે. આચરી બતાવે તે આચાર્ય કહેવાય, આચાર દ્વારા શીખવે તે આચાર્ય કહેવાય. એમના નિત્યાચરણ અને એમની આજુબાજુના વાતાવરણમાંથી એમના સંપર્કમાં આવતા સૌને એ શીખવતા એટલે વાણી કે શબ્દો કરતાં સદાચાર એ એમના શિક્ષણનું વાહન હતું અને રહ્યું છે. પરિણામે ગુજરાતના સર્વોત્તમ લોકશિક્ષકોમાંના એક એ રહ્યા છે. એમની સાદગી, એમની સ્પૃહાવિહીનતા એમની સ્થિરતા, એમની અવિચ-લતા, એમનો સદ્‌ભાવ અને એમનું પ્રેમાચરણ કોઈનેય સ્પર્શ્યા સિવાય રહે નહિ. દક્ષિણ ગુજરાતના દૂબળા હળપતિઓ, આદિવાસીઓને પોતાનાં સ્વજન ગણી, એમનામાંના એક બની, એમણે એમનાં હૃદય જીતી લીધાં અને એ સૌના હૃદયસ્વામી તરીકે એમણે એમને રચનાત્મક કાર્યની ચૌદ મુદ્દાની ગીતાનો ઉપદેશ આપ્યો.

આવા એક કર્મયોગી સજ્જ્ક, જ્ઞાની, ભક્ત ગુજરાતના સુપુત્ર છે. ગુજરાતના સેવક છે. એ ગુજરાત માટે ગૌરવનો વિષય છે અને રહેશે.

□ ઈશ્વરભાઈ પટેલ

## ૫૪ કુટુંબનું ગૌરવ

પૂ. જુગતરામ બાપુજીએ પોતાની જાતને સંપૂર્ણપણે રાષ્ટ્રસેવામાં સમર્પણ કરી દીધી છે. તે માટે અમો તેઓશ્રીનાં કુટુંબીજનો ગૌરવ અનુભવીએ છીએ તેમ જ તેઓશ્રીના જન્મસ્થાન લખતરના નિવાસીઓ પણ ધન્યતા અનુભવે છે અને હર્ષની બાબત તો એ છે કે સને ૧૯૭૦માં લખતરમાં થયેલ જળ હોનારતમાં હરિજન ભાઈઓનાં પડી ગયેલાં મકાનોનાં સ્થાને એક નવી સોસાયટી આકાર પામી. અને પૂ. બાપુજીને વહાલા એવા સફાઈ કામદારોના ગૃહ સંકુલનું નામ 'જુગતરામ સોસાયટી' રાખવામાં આવ્યું હતું. અને જેનું ઉદ્‌ઘાટન પણ પૂ. જુગતરામ બાપુજીને હસ્તે થયું હતું. પૂ. જુગતરામ બાપુજીએ કરેલું ગરીબ અને આદિવાસી જનતાને શિક્ષણાભિમુખ કરવાનું ભગીરથ કાર્ય જોઈ હૈયું નાચી ઊઠે છે. તેઓના શિક્ષણના નવા નવા પ્રયોગો સમગ્ર દેશને માર્ગદર્શન રૂપ છે.

□ રમાબહેન, અરવિંદ, કોકિલા, સરલા

## ૫૫ એકમાત્ર ગાંધીવાદી

જુગતરામકાકા એક સારા કાર્યકર છે એટલો ખ્યાલ હતો. પણ સીધાસાદા દેખાતા આ કાકા એક સિદ્ધહસ્ત લેખક અને કવિ છે, એ તો મેં જ્યારે એમનું સાહિત્ય વાંચ્યું ત્યારે જ જાણ્યું.

કોંગ્રેસના ભાગલા થયા અને તેમાંયે જ્યારે નવો જનતા પક્ષ રચાયો ત્યારે જે પ્રશ્ન મારો અને મારા જેવા અનેકના મનમાં ઊઠતો હતો, તે એ હતો કે જે પક્ષમાં જનસંઘ જે (આર. એસ. એસ.) સાથે સાથે સંપૂર્ણ રીતે સંકળાયેલ છે, તે શામેલ છે. તેવા પક્ષ તરફ ગાંધીવાદીઓનું શું વલણ રહેશે?

રાજકીય જીવન સાથે રંગાયેલાં લોકોની માન્યતામાં કંઈક સ્વાર્થની અસર હોય તેવું સ્વાભાવિક રીતે બને. પરંતુ જેને કોઈ રાજકીય આકાંક્ષા નથી, જેને કોઈ હોદ્દાની કે કીર્તિની પડી નથી, એવા લોકો શું માને છે તે મહત્ત્વની વાત છે.

દેશના અને ગુજરાતના પણ ઘણા ગાંધીવાદીઓ જનતા પક્ષ સાથે ઘસડાતા રહ્યા. કેટલાક તો તેના પ્રશંસકો અને પ્રચારકો પણ થઈ ગયા. મોરારજીભાઈ જે પક્ષના નેતા હોય તેમના તરફ ઘણા ખેંચાય એ સ્વાભાવિક છે. પરંતુ મહાત્મા ગાંધીની ત્રણ પાયાની

## ૫૧ પાકો રંગ ચડચો

પૂ. જુગતરામભાઈ તો પૂ. ગાંધી બાપુના રંગે રંગાયા છે. તે રંગ જેને ચડચો છે તે માણસ. તેને પોતાને ખ્યાલ ન હોય તેવાં કામ કરી શકે છે. ઘણા માણસોએ બાપુના રંગે રંગાવાનું નક્કી કર્યું, પણ પાકો રંગ કરવાની વિધિ પૂરી કરી શકચા નહિ. તેથી ફિક્કા પડી ગયા અને સમાજમાં વગોવાયા. પાકો રંગ કેવી રીતે થાય તેની રીત બાપુજીએ આપણને બધાને શીખવી છે. તે રીત છે—બાપુજીનાં એકાદશ વ્રત. જે માણસ બાપુજીનાં અગિયાર વ્રતોનું પાલન કરે અને જનસેવાને પ્રભુની સેવા માને તે માણસ પૂ. બાપુજીના રંગે રંગાવાનો જ છે. તે સોએ સો ટકા સાચું માનજો.

'માંહી પડચા તે મહાસુખ માણે દેખનારા દાઝે જોને...' પૂ. બાપુજીએ 'ગીતા બોધ' નામની ચોપડી લખી છે તેના બીજા અધ્યાયમાં લખ્યું છે કે 'સો મણ તર્ક કરતાં એક અધોળ આચરણ ચડી જાય છે.'

વેડછીના વડલા નીચે ઘણા તપ કરી ગયા છે અને અત્યારે નાના મોટા ઘણાં તપ કરી રહ્યા છે. પૂ. જુગતરામભાઈ પ્રાર્થનાને ખૂબ મહત્ત્વ આપે છે. તે તેમની ખૂબ મોટી પૂજા છે. ભક્તિ વિનાનાં કર્મ અને જ્ઞાન સૂકાં છે, તેમ બાપુજીએ લખ્યું છે. તે શબ્દ પૂ. જુગતરામભાઈ બરાબર સમજી ગયા છે અને તેનું પાલન બરાબર કરે છે. પૂ. જુગતરામભાઈમાં વિશેષતા તો એ છે કે નાના મોટા મિત્રો બધાને અવારનવાર મળતા રહે છે અને પ્રેમભાવથી ખબર પૂછે છે. જ્યારે તેમને મીઠું ભોજન મળે છે ત્યારે તેમને મનમાં ગરીબ માણસો યાદ આવ્યા વગર રહેતા નથી તે મેં તેમના મોઢેથી સાંભળેલ છે.

પૂજ્ય જુગતરામભાઈ તો ગીતાના સ્થિતપ્રજ્ઞ બન્યા છે અને 'વૈષ્ણવજન' ભજનનું પૂરેપૂરું પાલન કરી રહ્યા છે તેમ મને લાગે છે. ભગવાન આપણને બધાંને તેમના રસ્તે જવાની શક્તિ આપે એવી પ્રભુ પ્રાર્થના.

□ તુળશીભાઈ લવજીભાઈ ડોડિયા

## ૫૨ પ્રેરણામૂર્તિ જુગતરામભાઈ

પૂ. જુગતરામભાઈના આશ્રમમાં ઘણાં વર્ષો પહેલાં મારે જવાનું થયું, ત્યારે મને તેમના આશ્રમમાં સવારે ઊઠવાથી રાત્રે સૂવા સુધીનાં બધાં કાર્યોમાં ગાંધી આશ્રમનું પ્રતિબિંબ પડતું જણાતું હતું.

ત્યાંનાં મકાનો પણ એવાં સાદાં અને ગ્રામજીવનને પ્રેરણારૂપ બને તેવાં ને સાથે સાદાઈને પોષક છે.

તેમનું 'ગ્રામી કેળવણી' પુસ્તક ગુજરાતના ગાંધી વિચાર વાળાઓને જીવનમાં પ્રેરણા આપે છે.

તેઓ નાનાં બાળકોથી વૃદ્ધો સુધી બધાનાં, સુરત જિલ્લાના આદિવાસી પ્રદેશમાં માર્ગદર્શક બન્યા છે, એટલું જ નહિ પણ ગુજરાતમાંથી અને બીજાં રાજ્યોમાંથી પણ કાર્યકર્તાઓ ત્યાં રહી પ્રેરણા લઈને પોતાનાં સ્થાનોમાં જઈને એવું જીવન જીવવાનો પ્રયત્ન કરતા થયા છે.

અમારા નડીઆદ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના આચાર્ય સ્વ. દેસાઈભાઈએ તો જેમને વિદ્યાલયમાં શિક્ષક કે શિક્ષિકા થવું હોય, તેણે વેડછી આશ્રમની તાલીમ લેવાનું અનિવાર્ય ગણ્યું હતું.

હરિપુરા મહાસભામાં તે સફાઈ વિભાગના સંચાલક હતા. અને ગુજરાતની સંસ્થાઓના વિદ્યાર્થીઓને સફાઈકામની અગત્ય સમજાવી હતી.

ગુજરાતમાં સરકારે આશ્રમશાળાઓ શરૂ કરી. તેની રચના પૂ. જુગતરામભાઈ અને સ્વ. કલ્યાણજીભાઈએ કરી હતી અને તે પ્રમાણે ગુજરાતમાં આશ્રમશાળાઓ ચાલુ થઈ.

શ્રી ગિજુભાઈએ ભાવનગરમાં મોંટેસોરી બાલમંદિરની પ્રવૃત્તિ શરૂ કરી. ત્યારે પૂ. જુગતરામભાઈએ તેનું બુનિયાદીકરણ કર્યું અને બાલવાડી ચાલુ કરી. તેમાંથી પ્રેરણા લઈને આજે ગુજરાતમાં બાલવાડીઓ ચાલે છે અને દર વર્ષે તેમની હાજરીમાં બાલવાડી શિબિર ચાલે છે અને તેમાં ગુજરાતના ઉપરાંત બીજા પ્રદેશમાંથી પણ તાલીમ લેવા બહેનો આવે છે. અને તેમનાં સ્થાનોમાં એ પ્રમાણે બાલવાડી ચલાવવા પ્રયત્ન કરે છે.

પૂ. જુગતરામભાઈએ બુનિયાદી શાળાથી શરૂ કરીને ગાંધીજીએ બતાવેલી ઉત્તર બુનિયાદી વિદ્યાલય અને ઉત્તમ બુનિયાદી વિદ્યાલય, ગાંધી વિદ્યાપીઠ ચાલુ કર્યું.

તેમાં સફાઈથી માંડીને જીવનોપયોગી બધાં કામો વૈજ્ઞાનિક ઢબે થાય એવા ત્યાંના આદિવાસી પ્રદેશમાં પ્રયત્નો કર્યા અને ત્યાંથી પ્રેરણા લઈને અનેક જુવાન ભાઈબહેનો બાલવાડીઓ, આશ્રમશાળાઓ, ઉત્તર બુનિયાદી વિદ્યાલયો ચલાવે છે અને ત્યાંથી પ્રેરણા લઈને અનેક ભાઈબહેનો જુદા જુદા જિલ્લાઓમાં કામ કરે છે.

એમની પ્રેરણા લઈને સુરત જિલ્લામાં અનેક સહકારી મંડળીઓ, જંગલ મંડળીઓ પ્રજાની સેવા કરવાની ભાવનાવાળા કાર્યકરો ચલાવે છે અને એની મારફત પ્રજાની કેળવણી પણ થાય છે.

દારૂતાડી છોડી નીરા કેન્દ્રો ઊભાં થયાં છે અને એ રીતે દારૂતાડી બંધીને પ્રોત્સાહન મળ્યું છે.

તેમની પંચાસી વર્ષની ઉંમર થઈ, પણ હજી તે આદિવાસી વિદ્યાર્થીઓની સાથે સફાઈકામ કરે છે અને તેમની સાથે ભોજન લે છે અને એ રીત શિક્ષણ ચલાવનારાઓને પ્રેરણારૂપ બને છે.

તે ભક્તકવિ છે. એટલે તેમણે ગુજરાતને નવી પ્રાર્થનાઓ આપી છે અને તે ઘણી સંસ્થાઓમાં ચાલે છે.

બારડોલી સત્યાગ્રહની લડતમાં તેમને સત્યાગ્રહ પત્રિકાનું સંપાદનનું કામ સોંપ્યું હતું અને એ પત્રિકા ગામડે ગામડે પહોંચાડીને ગામે ગામમાં બારડોલી સત્યાગ્રહની લડતને બળ આપ્યું હતું અને પ્રજામાં રાષ્ટ્રભાવના પોષી હતી અને એ બળ મેળવીને પ્રજાએ સત્યાગ્રહ કરીને વિજય મેળવ્યો હતો.

પૂ. ગાંધીજીના અવસાન પછી તેમના વિચારો પ્રજાને સમજાય અને તેમણે બતાવેલાં કામો લોકો કરતા થાય એ માટે સર્વોદય મેળાની યોજના તેમણે કરી અને એ મેળાઓ આજે પણ લોકજાગૃતિમાં અને પ્રજાના ઉત્થાનમાં મદદરૂપ બની રહે છે.

આમ ત્યાંના પ્રજાજીવનનાં બધાં અંગોમાં જે વિકાસ થઈ રહ્યો છે, તેના મૂળમાં પૂ. જુગતરામભાઈનો મહત્ત્વનો ફાળો છે. તે કામમાં તેમને અનુકૂળ કાર્યકરો પણ મળી રહ્યા છે.

તેમણે રાનીપરજ સેવાસભાની સ્થાપના કરી છે, તેની મારફત જિલ્લાની બધી પ્રવૃત્તિઓ ચલાવે છે અને અનેકને પ્રેરણારૂપ બની રહ્યા છે.

તેમની બહુમુખી સેવાની ફોરમ ગુજરાત બહાર પણ પહોંચી તેથી તેમને બજાજ એવોર્ડ મળ્યો. એ રીતે દેશે તેમની સેવાને સત્કારી છે.

□ શિવાભાઈ ગો. પટેલ

## ૫૩ આદિજનોના ઋષિ

વરસો સુધી એક જ સ્થાને પલાંઠી વાળી પરમાત્મા પ્રાપ્તિની ઉપાસનામાં લાગી જઈ, એવું દર્શન કરનાર વ્યક્તિ તે ઋષિ કહેવાય. સ્વ. જુગતરામભાઈ જીવનભર એક જ સ્થાને વેડછીમાં આસન જમાવી આદિજનો, હળપતિઓ ને સમાજના પીડિત વર્ગની સેવામાં એકચિત્તે લાગ્યા રહ્યા અને એ વિસ્તારની પ્રજાને હૂંફ, દૈયાધારણ, કેળવણી અને જીવન જીવવાનો એક નવો માર્ગ ચીંધી, એમના ઉત્કર્ષના રાહબર ને દ્રષ્ટા રહ્યા. એમના શ્વાસે શ્વાસે, એમના જીવનની દરેક ક્ષણે એમણે દૂબળા લેખાતા પ્રજાજનોને સબળા બનાવવાની પ્રક્રિયાને ધ્યાનસ્થ મુનિની જેમ જીવનમંત્ર બનાવ્યો. એમનાં સુખ દુઃખના, ઊર્મિ આવેગોના સાથી બની એમણે એમની પિતામાતા તુલ્ય સંભાળ રાખી, અનેકનાં જીવન ઉજ્જવળ બનાવ્યાં અને જ્યાં જ્ઞાનનો, જીવનની દિશાનો અંધકાર પ્રવર્તતો હતો તેવા વિસ્તારમાં એમણે જીવનના તેજનો એક નવો પ્રકાશ રેલાવ્યો, આ પ્રજા અને આ વિસ્તારની પ્રગતિ સાથે એ એટલા તન્મય બન્યા કે એમના હૃદયની ઊર્મિઓએ કાવ્ય દ્વારા આવિર્ભાવ પ્રાપ્ત કર્યો. અને ગાંધી વિચારોના ઉદ્ગાતા તરીકે એ ગાંધી કવિ બન્યા. એમનાં કાવ્યોની ભાવના, એની વિચાર-સરણી, સર્વોદયી અંત્યોદયી, સમધર્મ–ભાવવાહી, સહુજન કલ્યાણ-મયી રહી. એમની પ્રાર્થના પ્રાતઃકાળે, શાળા સમૂહ પ્રાર્થનામાં ગાય ત્યારે અંતર એક ગણગણાટી અનુભવે અને ઉદાત્ત ભાવોથી ઊભરાઈ જાય. એવું કારણ એટલું જ હતું ને છે કે એ કાવ્યની રચના કરતા નથી, કાવ્ય એમને એમના રોજિંદા જીવનકાર્યના સ્વાભાવિક અંશરૂપે સ્ફુરતું રહ્યું છે. પરિણામે એમનું કાવ્ય શબ્દોના સંચારને બદલે ભાવોનું વાજિંત્ર બનતું રહ્યું છે. એ આચાર્ય હતા અને છે. આચરી બતાવે તે આચાર્ય કહેવાય, આચાર દ્વારા શીખવે તે આચાર્ય કહેવાય. એમના નિત્યાચરણ અને એમની આજુબાજુના વાતાવરણમાંથી એમના સંપર્કમાં આવતા સૌને એ શીખવતા એટલે વાણી કે શબ્દો કરતાં સદાચાર એ એમના શિક્ષણનું વાહન હતું અને રહ્યું છે. પરિણામે ગુજરાતના સર્વોત્તમ લોકશિક્ષકોમાંના એક એ રહ્યા છે. એમની સાદગી, એમની સ્પૃહાવિહીનતા એમની સ્થિરતા, એમની અવિચ-લતા, એમનો સદ્‌ભાવ અને એમનું પ્રેમાચરણ કોઈનેય સ્પર્શ્યા સિવાય રહે નહિ. દક્ષિણ ગુજરાતના દૂબળા હળપતિઓ, આદિવાસીઓને પોતાનાં સ્વજન ગણી, એમનામાંના એક બની, એમણે એમનાં હૃદય જીતી લીધાં અને એ સૌના હૃદયસ્વામી તરીકે એમણે એમને રચનાત્મક કાર્યની ચૌદ મુદ્દાની ગીતાનો ઉપદેશ આપ્યો.

આવા એક કર્મયોગી સમ્યક, જ્ઞાની, ભક્ત ગુજરાતના સુપુત્ર છે. ગુજરાતના સેવક છે. એ ગુજરાત માટે ગૌરવનો વિષય છે અને રહેશે.

□ ઈશ્વરભાઈ પટેલ

## ૫૪ કુટુંબનું ગૌરવ

પૂ. જુગતરામ બાપુજીએ પોતાની જાતને સંપૂર્ણપણે રાષ્ટ્રસેવામાં સમર્પણ કરી દીધી છે. તે માટે અમો તેઓશ્રીનાં કુટુંબીજનો ગૌરવ અનુભવીએ છીએ તેમ જ તેઓશ્રીના જન્મસ્થાન લખતરના નિવાસીઓ પણ ધન્યતા અનુભવે છે અને હર્ષની બાબત તો એ છે કે સને ૧૯૭૦માં લખતરમાં થયેલ જળ હોનારતમાં હરિજન ભાઈઓનાં પડી ગયેલાં મકાનોનાં સ્થાને એક નવી સોસાયટી આકાર પામી. અને પૂ. બાપુજીને વહાલા એવા સફાઈ કામદારોના ગૃહ સંકુલનું નામ 'જુગતરામ સોસાયટી' રાખવામાં આવ્યું હતું. અને જેનું ઉદ્‌ઘાટન પણ પૂ. જુગતરામ બાપુજીને હસ્તે થયું હતું. પૂ. જુગતરામ બાપુજીએ કરેલું ગરીબ અને આદિવાસી જનતાને શિક્ષણાભિમુખ કરવાનું ભગીરથ કાર્ય જોઈ હૈયું નાચી ઊઠે છે. તેઓના શિક્ષણના નવા નવા પ્રયોગો સમગ્ર દેશને માર્ગદર્શન રૂપ છે.

□ રમાબહેન, અરવિંદ, કોકિલા, સરલા

## ૫૫ એકમાત્ર ગાંધીવાદી

જુગતરામકાકા એક સારા કાર્યકર છે એટલો ખ્યાલ હતો. પણ સીધાસાદા દેખાતા આ કાકા એક સિદ્ધહસ્ત લેખક અને કવિ છે, એ તો મેં જ્યારે એમનું સાહિત્ય વાંચ્યું ત્યારે જ જાણ્યું.

કોંગ્રેસના ભાગલા થયા અને તેમાંયે જ્યારે નવો જનતા પક્ષ રચાયો ત્યારે જે પ્રશ્ન મારો અને મારા જેવા અનેકના મનમાં ઊઠતો હતો, તે એ હતો કે જે પક્ષમાં જનસંઘ જે (આર. એસ. એસ.) સાથે સાથે સંપૂર્ણ રીતે સંકળાયેલ છે, તે શામેલ છે. તેવા પક્ષ તરફ ગાંધીવાદીઓનું શું વલણ રહેશે?

રાજકીય જીવન સાથે રંગાયેલાં લોકોની માન્યતામાં કંઈક સ્વાર્થની અસર હોય તેવું સ્વાભાવિક રીતે બને. પરંતુ જેને કોઈ રાજકીય આકાંક્ષા નથી, જેને કોઈ હોદ્દાની કે કીર્તિની પડી નથી, એવા લોકો શું માને છે તે મહત્ત્વની વાત છે.

દેશના અને ગુજરાતના પણ ઘણા ગાંધીવાદીઓ જનતા પક્ષ સાથે ઘસડાતા રહ્યા. કેટલાક તો તેના પ્રશંસકો અને પ્રચારકો પણ થઈ ગયા. મોરારજીભાઈ જે પક્ષના નેતા હોય તેમના તરફ ઘણા ખેંચાય એ સ્વાભાવિક છે. પરંતુ મહાત્મા ગાંધીની ત્રણ પાયાની

બંગાળી ગીતોનું ગુજરાતી રૂપાંતર કરવાનો જુ. કાકાનો સૌથી ઉત્તમ નમૂનો રવીન્દ્રનાથના અચલાયતન નાટકના શ્રી ગિરધારી કૃપલાનીએ આપેલાં કાવ્યાનુવાદોમાં મળી રહે છે.

વેડછી આશ્રમના અમારા નિવાસ દરમિયાન અમે બે વાર આ નાટક ગ્રામશાળાનાં બાળકો સાથે ભજવેલું. આ નાટકની તૈયારી સારુ મારે આ ગીતોના ઢાળ બેસાડવા પડેલા. તેમાં કેટલાક તો એટલા લોકપ્રિય થઈ ગયા કે વેડછીમાં એ નાટક તો હવે ભુલાઈ જવા આવ્યું છે, પણ—

બંદો દોડે દોડે, કૂદે કૂદે નાચે નાચે રે

જેવાં ગીતો તો હજી પણ ત્યાંના વાતાવરણમાં એવાં ને એવાં ગુંજે છે. વેડછી આશ્રમમાં અમે ગયા ત્યારે જુ. કાકા ત્યાં પા સદી વિતાવી ચૂકયા હતા. ત્યાંના આશ્રમકુળના એ કુલપિતા હતા અને આજે પણ છે જ. અમે નવા વછેરા જેવા ગયેલા. એટલે અમને રોજ રોજ કાંઈક આડું અવળું કરવાનું મન થતું. આવતાં પહેલાં જ અમે જુ. કાકાને કહેલું કે 'અમે ત્યાં આવીએ છીએ પણ આશ્રમના નીતિ નિયમો માનવાના નથી. તમારી પ્રાર્થનામાં અમે નહિ બેસીએ. અમે અમારી રીતે પ્રયોગો કરીશું.' જુ. કાકાએ માત્ર અમને વેડછી તાણવા પૂરતી જ આ શરતો માની હતી એમ ન હોતું. પોતાના બધા નિયમોના આગ્રહ એ પોતાને માટે જ રાખતા. આસપાસના લોકોને એમાંથી જે રુચે, અને એમનું જેટલું ગજું હોય તેટલું એ ઝીલે. કોઈની ઉપર પોતાનો નિયમ લાદવાનો એ પ્રયત્ન કરતા જ નહિ, એટલે અમારી શરતો માનવામાં એમને શો વાંધો હોય? અમે જોયું કે અમારા જુદા જુદા પ્રયોગોને એ વધાવી લેતા. અને એમાં પોતાના વિચારો પણ ઉમેરી આપતા. પણ એનો અર્થ એ નહિ કે અમારી વચ્ચે મતભેદો ન થતા. પણ એ અમારા મતને માન આપતા. અથવા કોઈવાર હસી કાઢતા કે કોઈવાર સાંખી લેતા. પણ એને લીધે અમારો પરસ્પરનો સ્નેહ કદી કુંઠિત થતો નહિ. મેં એક વાત એ જોઈ કે જે લોકો એમની ઉપર વધારે પડતો આધાર રાખતા તેમની ઉપર એ પોતાની વાત ભારપૂર્વક મૂકતા. જ્યારે અમારા જેવા માથું ઊંચકનારા અંગે તેમ ન કરતા. અમે આશ્રમમાં આવ્યા ત્યારથી જ એમનો એવો આગ્રહ રહેતો કે અમારે અમારા કામના અહેવાલો લખવા જોઈએ. હું એવી દલીલ કરતો કે હજી કાંઈ દેખાડવા લાયક કામ તો કરીએ! પછી એના અહેવાલો લખીએ. એ અહેવાલ અંગે વારંવાર કહેતા પણ ખરા. અમે અહેવાલ હરગિઝ ન લખતા. અલબત્ત અમારી રોજ રોજની રોજનીશી હતી. કામના હિસાબો હતા. પણ અહેવાલ ગણાય તેવા અહેવાલ અમે નહોતા લખતા. જે લોકો અહેવાલો લખતા તે જુ. કાકા પાસે એને દેખાડવા લાવતા. અને કોઈક કોઈક વાર તો જુ. કાકા એને સુધારતા. એનું સાવ રૂપાંતર કરી દેતા. તે અમને ગમતું નહિ. પણ એમની પાસે ભક્તિપૂર્વક પોતાનું લખાણ લઈને જનાર એનાથી ધન્યતા અનુભવતા. આવું જ અમારી કાવ્યકૃતિઓ કે બીજી કોઈ સાહિત્ય-કૃતિઓ વિશે થતું. શ્રી હર્ષકાન્ત વોરાએ લખેલું એક ગીત જુ. કાકાની કલમના મારા હેઠળ ચડીને સાવ નવું ગીત બની ગયું. મેં કહ્યું કે આને જુ. કાકાને નામે પ્રસિદ્ધ કરવું જોઈએ. હર્ષકાન્તભાઈના નામે નહિ. ત્યારથી—

'ગાડું છોડી ગાદી છોડી ભટકે ભવ્ય ભિખારી' એ ગીત એમને નામે ચાલ્યું છે. આ કાળ દરમિયાન હું અવારનવાર કાંઈક ને કાંઈક લખતો. પણ જુ. કાકા મારાં લખાણોમાં જૂજ જેવા જ સુધારા કરતા.

ગીતાના ૧૨મા અધ્યાયને 'ભક્તિયોગના' નમૂના મુજબ જે જુ. કાકા પાસે બિલાડીના બચ્ચાની જેમ સમર્પણ બુદ્ધિથી જતા તેમને જુ. કાકા માંજારી માતા જેટલી જ કાળજીથી સંભાળ રાખતા. પણ અમારા જેવા કેટલાક એમની પાસે વાંદરાના બચ્ચાની માફક જતા. તો તેમને પોતાના જોરે જ માતાની છાતીએ વળગી રહેવું પડતું.

આખા જીવનનું તપ જ્યાં એકઠું થયું હોય અને તે પણ જુ. કાકા જેવા વ્યક્તિત્વનું, ત્યાં આશ્રમ જીવનનાં અનેક પાસાં ખીલે એમાં નવાઈ શી? અહીં આપણે એ પૈકી કેટલાંક મુખ્ય મુખ્ય પાસાં-ઓનો અછડતો વિચાર કરીશું.

બાપુ પાસે જોડાતાં પહેલાં જ કાકાસાહેબ અને દેશપાંડે સાહેબની પ્રેરણાથી જુ. કાકાએ વડોદરા પાસે સયાજીપુરા ગામમાં ગ્રામસેવાનો થોડો અનુભવ લીધેલો. હનુમાન મંદિરમાં પૂજારી તરીકેનું પોતાનું મુખ્ય કામ બજાવતાં ત્યાંના રબારીવાસના લોકો સાથે પરિચય કેળવેલો. અને એમને પૌરાણિક કથાઓ સંભળાવવાનો પણ અનુભવ લીધેલો. બાપુની પ્રેરણાથી નરહરિભાઈએ જ્યારે ગ્રામવાસ કર્યો ત્યારે એમની જોડે સરભણ-ભૂવાસણ આશ્રમમાં જોડાઈને હળપતિ તરુણોને રાત્રિશાળામાં ભણાવવા અને તેમ કરતાં 'ધણિયામાઓ'ની નારાજગી વહોરી લેવાનો અનુભવ પણ લીધેલો. પરંતુ વેડછીમાં એમનો પ્રવેશ કરાવ્યો ખાદીભક્ત ચૂનીલાલ સાંકળેશ્વર મહેતાએ. સ્વ. શ્રી ચૂનીભાઈ જુ. કાકા કરતાં વિદ્વત્તામાં પાછળ રહી જાય એવા, પણ ખાદી કામ અને હિસાબી કામમાં ઘણા આગળ હતા. જુ. કાકાએ તેમને વિશે જે માન સેવ્યું છે તે એમના 'ખાદીભક્ત ચૂનીભાઈ' પુસ્તકમાં અને પોતાની જીવનકથામાં પાને પાને દેખાય છે.

આશ્રમ જીવનનું પહેલું પાસું તે ખાદી કામનું. સૂતરને તાંતણે સ્વરાજના ગાંધીમંત્રને ક્યાંય ચરિતાર્થ થતો જોવો હોય તો જુ. કાકાના રાનીપરજ વિસ્તાર, દક્ષિણાભાઈના કાંઠા વિસ્તાર કે રાજાજીના તિરુપુર વિસ્તારમાં એક આંટો મારી આવવો. જીવણ ડોસાના મહેમાન બનીને ચૂનીભાઈએ જે ગણ્યાગાંઠ્યા રેંટિયાઓથી ખાદી પ્રવૃત્તિનો આરંભ કરેલો તે થોડાં વર્ષોમાં રાનીપરજના જીવનમાં તાણાવાણાની જેમ વણાઈ ગઈ. નાના વેડછી ગામમાં મોટા ભાગના લોકો ખાદી પહેરે એટલું જ નહિ, કપાસ ઉગાડવાથી માંડીને કપડાં વણવા સુધીની બધી પ્રવૃત્તિઓમાં સ્વાવલંબી. જ્યાં નાના મોટા સૌ કોઈને ખાદી કામ આવડે અને આ એવી પ્રજા છે કે જ્યાં પરંપરાગત રેંટિયો કે સાળ ચાલતાં નહોતાં. વેડછીની આસપાસનાં સો એક જેટલાં ગામમાં આજે ખાદી સારા પ્રમાણમાં ફેલાઈ છે. એ વિસ્તારના ગાંધીમેળાઓમાં તમને ખાદીધારી-ઓનો જ મહેરામણ દેખાય. એમાંના હજારો તો વસ્ત્રસ્વાવલંબી હોય, વેડછી પાસેના વાલોડ ગામથી જુ. કાકા સાથે હોંશે હોંશે જોડાયેલા બલ્લુભાઈ જ્યારે શિક્ષણ સમિતિના પ્રમુખ થયા ત્યારે તેમણે જુ. કાકાની કલ્પનાની એક પરાકાષ્ઠા આણી દીધી. ગાંધી શતાબ્દી વર્ષના ગાંધી મેળામાં ૨૫,૦૦૦ કાંતનારા ભેગા થાય

એવી જુ. કાકાની કલ્પના હતી. અલ્લુભાઈની વ્યવસ્થાશક્તિ અને બીજા મેં'કડો સાથીઓના સહકારથી વેડછીના એ ગાંધીમેળામાં સત્તાવીસ હજાર કરતાં વધુ રેંટિયા પર એક સાથે સૂત્રયજ્ઞ થયો. આખી દુનિયામાં ગાંધી શતાબ્દીની ઉજવણી થાય છે, પણ આના કરતાં વધુ ગાંધી-ભવ્ય રીતે તો બીજે ક્યાંય ઉજવાઈ નહિ હોય!

વેડછી આશ્રમનું બીજું ઉજ્જ્વલ પાસું તે નઈ તાલીમનું. મૂળે જ જુ. કાકા બાળકો અને કિશોરોના દોસ્ત. ગાંધીજી પાસે આવ્યા પછી તેમાં આશ્રમી જીવન અને શિક્ષણશાસ્ત્રના રસ ભળ્યા. તેથી જ નવજીવન છાપાંઓ કાઢવાનું મહત્ત્વનું કામ મૂકીને આશ્રમ-ની શાળામાં જોડાવાની રજા સ્વામી આનંદ પાસેથી મેળવી શક્યા. મેટ્રિકમાં ત્રણવાર નાપાસ થયેલા જુ. કાકા, આજે આ દેશના સૌથી મોટા નઈ તાલીમના કેળવણીકારો પૈકી એક છે. ગિજુભાઈ અને તારાબહેનના સહવાસથી એમણે તદ્દન નાનાં ભૂલકાંઓની કેળવણીમાં પણ રસ લીધો. ગિજુભાઈના સહકારથી લખાયેલી 'ચાલણગાડી' આજે પણ ગુજરાતીના ઉત્તમ બાલ સાહિત્યમાં સ્થાન પામે એમ છે. 'રાયણ' અને 'ચણીબોર' એ સાબરમતી આશ્રમ કાળ દરમિયાન કરાયેલ બાળોપયોગી સંગ્રહો છે.

પણ જુ. કાકામાં રહેલો આચાર્ય તો વેડછીમાં આવ્યા પછી જ સોળે કળાએ ખીલ્યો. ગિજુભાઈએ જો બાલશિક્ષણમાં જીવન રેડીને 'વહાલું મારું બાલ મંદિરિયું'ને ગુજરાત વ્યાપી કરી દીધું. તો જુ. કાકાએ નઈ તાલીમમાં પ્રાણ રેડીને 'વહાલુડી વેડછી'નો પ્રકાશ આખા રાનીપરજ વિસ્તારમાં નહિ પણ આખા ગુજરાતના ગ્રામીણ અને ખાસ કરીને આદિવાસી ક્ષેત્રોમાં ઉત્તર બુનિયાદી વિદ્યાલયોને રૂપે, બાલવાડી શિબિરોને રૂપે અને ગુજરાત નઈ તાલીમ સંઘના કાર્યક્રમોરૂપે ફેલાવી દીધો.

વેડછી આશ્રમ જ્યારે સ્વરાજ આંદોલન દરમિયાન સરકારી જપ્તી હેઠળ હતો ત્યારે જેલમાં પડ્યા પડ્યા જુ. કાકાએ લખેલું એ ગીત—

હાં રે એવી રાની પરજની કોણ રે આંખ
વહાલુડી વેડછી.
જેણે ફેલાવ્યો પ્રકાશ,
અંધારાનો કીધો નાશ!

અમે વેડછી આવ્યા ત્યારે હૃદયપૂર્વક ઝીલી લીધું અને
એના જાગવાં ઝરઝટ;
ભજનિયાંની રમઝટ.

ગાતાં ગાતાં અમારો વેડછી સાથેનો સંબંધ પણ અમે અનુભવવા લાગ્યાં.

વહાલી વેડછી અમારી આયા; (મા)
તારે દેજે હીલી (શીળી) છાયા.

અને એ ગીતના પ્રતિધ્વનિ જેવું જ બીજું ગીત અમે લોકો ગાઈ ઊઠયા :

વાહ! વાહ! વાહ! વાહ! વાહ!
અમારી વહાલી ગ્રામશાળા!
અમારી પોતીકી શાળા!
ગ્રામશાળા તણી સફાઈ,
ગ્રામશાળા તણી કતાઈ,
દેખ રોજની નવાઈ, દેખવા વાળા!

વેડછીની બાલવાડી ફક્ત વેડછીની જ ન રહી તેમાંથી અનેક બાલ-વાડીઓ થઈ. જુ. કાકાનું બાલવાડી પુસ્તક અનેક બાળશિક્ષકોને પ્રેરણા આપતું રહેશે. વેડછીની ગ્રામશાળા રાનીપરજ ક્ષેત્રનાં અનેક ગામો સુધી પોતાનો રંગ નાખી ચૂકી છે. વેડછી જેવા ઉત્તર બુનિયાદી વિદ્યાલયો હવે વિશેષ કરીને સુરત જિલ્લામાં ઠેર ઠેર અને ગુજરાતના બીજા જિલ્લાઓમાં ક્યાંક ક્યાંક ફેલાઈ ચૂક્યાં છે. થોડાં વર્ષોથી આરંભાયેલી ગાંધી વિદ્યાપીઠ પણ એ જ પ્રમાણે પોતાની વડવાઈઓ બીજે ફેલાવે તો નવાઈ નહિ.

વેડછીની શિક્ષણ પ્રવૃત્તિઓમાં એક વિશેષ નોંધ લેવા જેવી પ્રવૃત્તિ છે એના શિબિરોની.

વેડછીમાં અનેક પ્રકારના શિબિરો દ્વારા ટૂંકા ગાળામાં કોઈ ખાસ વિષયનું વિશેષ પ્રશિક્ષણ આપવાના પ્રયોગો વર્ષોથી ચાલે છે. શિક્ષકોના ઓપવર્ગો માટેના શિબિરો ત્યાં યોજાયા છે. વિનોબા. જયપ્રકાશ જેવા પુરુષોની સત્સંગતિ માટેના શિબિરો ગોઠવાયા છે. 'ગુજરાત નઈ તાલીમ સંઘ' વતી ગણિત શિક્ષણ, વિજ્ઞાન શિક્ષણ, કળા શિક્ષણ વગેરેના શિબિરો વેડછી અને આસપાસનાં ક્ષેત્રોમાં યોજાય છે. ભૂદાન કાર્યકરોના, ગ્રામસેવકોના, ગ્રામવાસીઓના શિબિરો ગોઠવાયા છે અને કદાચ બધા શિબિરોને આંબી જાય એવા શિબિરો ગોઠવાયા હોય તો તે બાલવાડી શિબિરો.

આ બધા શિબિરો ગોઠવવા પાછળ જુ. કાકાનું ઝીણવટ, પસંદ અને છતાં મૌલિકતા દેખાડનારું દિમાગ અચૂક કામ લાગે અને તેથી દરેક શિબિર પોતાનું નવું જ વ્યક્તિત્વ લઈને દેખાડે. આ શિબિરો ગોઠવવામાં મને મળેલો અનુભવ આગળ ઉપર મને દેશવિદેશના સેંકડો શિબિરો ગોઠવવામાં ઉપયોગી થઈ પડયો છે.

મારી જીવનકથામાં પોતાની કથાને વેડછીની કથા તરીકે વર્ણવી જુ. કાકા કહે છે :

'નારાયણ દેસાઈ અને મોહન પરીખ વેડછીની ગ્રામશાળાને આરંભ-નાં સાત વર્ષો અર્પીને પછી ભૂદાન યજ્ઞમાં અને યંત્ર વિદ્યાલયમાં ઊપડયા છે, તેઓ પણ દેશનું વેડછીકરણ કરી રહ્યા છે. એવી ભાષા જ હું તો વાપરીશ અને પછી ભલે તેઓ મારી એ ભાષા સ્વીકારે કે ન સ્વીકારે.' આ વેડછીકરણનું ભાન મને વધુમાં વધુ થાય છે. જ્યારે કોઈ શિબિર ચલાવવામાં હું સારી રીતે સફળ થાઉં છું ત્યારે.

આશ્રમજીવનનું ત્રીજું પાસું તે એના સમૂહ-જીવનનું. ગાંધીના આશ્રમમાં જુ.કાકાને સૌથી વધારે આકર્ષ્યા એના સમૂહજીવને. પોતાને સારુ પણ એમણે એવો જ આગ્રહ રાખ્યો. વહેલા ઊઠવું, પ્રાર્થના કરવી. સફાઈ કરવી, બધાં કામ હાથે કરવાં, રસોઈ પણ હાથે કરવી, માંદાની માવજત કરવી. વિદ્યાલયનાં કામોમાં વિદ્યાર્થી જોડે અધ્યાપકોનું ભળવું. સાંજે ફરવા જવું. રાત્રે ખુલ્લામાં આકાશ નીચે સૂવું, એ બધું જુ. કાકાએ ગાંધીજી જેટલા જ આગ્રહપૂર્વક પોતાના જીવનમાં ઉતાર્યું. તેથી વેડછી જીવનનાં આ તમામ અંગો શારીરિક, માનસિક અને આત્મિક રીતે સાધના-ના વિષયો બની ગયા. આશ્રમની પ્રાર્થનાઓમાં વિશેષ પ્રયોગો કરવા એ જુ. કાકાના શોખનો વિષય રહ્યો છે. ગાંધી આશ્રમની સવારની પ્રાર્થનાનો ગુજરાતી અનુવાદ તમણે જેલમાં કરેલો, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો તેમણે કિશોરલાલ મશરૂવાળાના ગીતાધ્વનિ-માંથી લીધાં. આમ બન્ને વખતની પ્રાર્થના લોકભોગ્ય થઈ ગઈ.

વેડછી આશ્રમમાં રહેવા આવ્યા ત્યારે પ્રાર્થના પ્રવચનમાં કહેલી અને આખા આશ્રમને હવે મા મળી એવો ભાવ પણ એમણે વ્યક્ત કરેલો. બા ગુજરી ગઈ ત્યારે હું ટ્રેઈનમાં હતો. તાર મળતાં હું વર્ધા સ્ટેશનેથી પાછો આવ્યો. વેડછીમાં જ્યારે મને જુ. કાકા મળ્યા ત્યારે એ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. ને મારે જ એમને શાંત રાખવા પડેલા. મારે અંગેની એમની કુમળી લાગણી સૌથી વધુ વ્યક્ત થઈ—ગાંધી શતાબ્દી વર્ષના સૌથી મોટા ગાંધીમેળામાં પ્રમુખ તરીકે તો નારાયણને જ બોલાવવો છે. એવો એમણે આગ્રહ રાખ્યો ત્યારે. એ રીતે એમણે મને કદી નહોતું મળ્યું એટલું માન આપ્યું. એમાં એમનો મારા પ્રત્યેનો સ્નેહ એ સિવાય બીજું કશું હું જોતો નથી. સાબરકાંઠા જિલ્લામાં ભૂદાન યાત્રા કરતાં માંદગીમાં પટકાયો અને મારે મોડાસામાં માંદગીને બિછાને પડ્યા રહેવું પડ્યું. મને ટાઇફોઇડ થયો હતો. ને ઉત્તરા તે વખતે ઓરિસાથી આવી ન શકે એમ હતું. એ સાંભળીને જુ. કાકાએ પોતાના બધા કાર્યક્રમો રદ કર્યા અને મારી પાસે આવીને બેસી ગયા. મારા એક મિત્ર આવીને એમને મુક્ત કર્યા ત્યાં સુધી એ બધા કાર્યક્રમો પડતા મૂકીને એ મારી પાસે જ રોકાયા. મેં શાંતિસેનાનું કામ શરૂ કર્યું. ત્યાર પછી તો એમની મીઠી નજર વધુ મીઠી થઈ ગઈ. એમ તો વેડછી છોડીને વારાણસી ગયો તેનું દુઃખ એમના મનમાં હશે. એકવાર એ વારાણસી આવ્યા ત્યારે પોતાના ભાષણમાં એમણે એમની એ રમૂજી શૈલીમાં વ્યક્ત પણ કરી દીધું હતું. એમણે કહ્યું: 'મને એમ હતું કે એવું તે વળી કયું રૂડું સ્થાન હશે કે જેને સારુ નારાયણે વેડછી છોડવાનું કબૂલ રાખ્યું. પણ હવે તમારી આ જગા જોઈને મને ખાતરી થઈ કે એણે યોગ્ય સ્થાન પસંદ કર્યું છે. નારાયણ એ મહાદેવનો દીકરો છે એટલે એને સ્મશાનમાં જ રહેવાનું પસંદ આવે.' પણ મૂળમાં એમને વિનોબાના સૌ કાર્યક્રમોમાં શાંતિસેના વિશે વિશેષ પ્રીતિ છે. તેથી અમારી કોઈ પણ ટહેલનો એમણે ઉમળકાથી જ જવાબ આપ્યો છે. એકવાર તો તેઓ પોતે જ નાગાલેન્ડ આવી પહોંચ્યા હતા. બાંગલાદેશના શરણાર્થીઓના કામ અંગે વેડછીની સંસ્થાઓમાંથી સેંકડો વિદ્યાર્થીઓને મહિનાઓ સુધી મોકલાવાની પ્રેરણા જુ. કાકાએ જ આપી હતી. ગાંધી વિદ્યાપીઠમાં શાંતિ-સેનાની વિદ્યાશાખા પણ એમની પ્રેરણાથી જ ખૂલી.

આમ નજીક હોય કે દૂર જુ. કાકાની શીળી છાયાનો અનુભવ મેં નિરંતર કર્યો છે.

□ નારાયણ દેસાઈ

ખંડ : એક ઘટા

## કાવ્યાંજલિ :

ખંડ : એક

# ઘટા

● કાવ્યાંજલિ

### ૧ લિયો પ્રણામો જુ. કાકા

ઋષિકૂળના એક તપસ્વી દીસી રહ્યા આ જુ. કાકા,
અગણિત હૃદયે પ્રેમાદર થઈ વસી રહ્યા આ જુ. કાકા..

સદીઓના સુક્કા રણમાં એક વરસ્યું વાદળ જુ. કાકા,
કર્મઠ-જીવને ભક્તિ-કાવ્યનું તરસ્યું ચાતક જુ. કાકા.

તાપી સરખો સૂરત-દેશે વહ્યો સોંસરો રાત-દિવસ...
સેવા, ત્યાગ અને કરુણાનો પ્રવાહ અખંડિત જુ. કાકા.

ગામ-ગામ ફળિયે-ફળિયે પથરાયો વડલો જુ. કાકા,
પરહિતે જીવતો શુભ્રોજ્જ્વલ કપાસ-ઢગલો જુ. કાકા.

વનવાસી રૈયતનો ભેરુ, શ્રવણ સવાયો જુ. કાકા,
અવગણના-સાગર ડૂબતાંને મળ્યો તરાપો જુ. કાકા.

ગાંધી-પ્રેરિત કર્મયોગ ને રવીન્દ્ર કેરું મંગલગીત :
ચહુદિશ ફેલાયું આશ્રમનું ધરુવાડિયું જુ. કાકા.

ઉનાળે તરસ્યાં-દાઝયાંની પરબ-છાંયડી જુ. કાકા,
સૌથી પાછળ રહી ગયાંની સગી માવડી જુ. કાકા.

'વ્હાલુડી વેડછી' સ્વરૂપે આંખ ઉઘડી જુ. કાકા,
શોષણમાં જકડાયેલાની પાંખ ઊડતી જુ. કાકા.

ગાંધીયુગની ઓળખ અસ્સલ જુઓ વિહરે જુ. કાકા,
સેવાના મંદિરે શ્વેતલ ધજા ફરફરે જુ. કાકા.

'હરિપુરા' ની હદમાં સ્થળની સફાઈથી જે આરંભ્યો...
સ્વયં મૂર્તિમંત હજી પ્રજ્જ્વલે શુદ્ધિયજ્ઞ આ જુ. કાકા.

## ૭ 'સેવાના ભેખધારી !'

તમે ગાંધી-તીર્થે કઠિન વ્રત સંકલ્પ ધરતાં,
ખરે ! દષ્ટિવામી વિશદ નમણી સાચી જ દિશે;
વસી એકાંતે ને દલિત-જનનાં આશ્રમ રચી,
તમે સાચે સાચા ઋષિકુળતણાં છો પ્રતિનિધિ !

તમે ગાંધી-યજ્ઞે નિજસુખતણી આહૂતિ ધરી,
ભર્યાં કૈ સોપાનો હિતસૂચક અંત્યોદય ભણી !
ધખાવી ધૂણીને ભવસુખ દીધાં છેક ફગવી,
શુચિ સેવા ક્ષેત્રે અણનમ તમે ભેખ જ ધરી !

અમે ભાળી નિત્યે જીવન-હવને એક ગરવી,
રૂડી-સેવા રંગે-વિરલ ધૂન નિર્ભેળ નમણી;
ધરી સૌ પ્રવૃત્તિ દીન-દલિત ઉત્થાન જ પ્રતિ
અને શિક્ષા-ક્ષેત્રે ફલિત કરી તાલીમ નયી !

વ્રતી છો સેવાના વિરલ ગરવા ત્યાગી પણ છો !
કંઈ સેવાર્થીનાં શુચિતર મહાતીર્થ સમ છો !
અનેક કાર્યના પુનિત-ગરવા પીઠબળ છો !
તમારા સાન્નિધ્યે સતત વધતું આત્મબળ હો !

તમારી સેવાનાં કદરરૂપ એવોર્ડ જ મળે,
ભલે, લાખે જોખે નહિ નહિ છતાં મૂલવી શકે !
કમાણી લાખોની તમ મન વિશે રાખ સમ છે !
તમારું હૈયું તો જળકમળવત્ નિષ્કપટ છે !

ખપાવ્યું સેવામાં અવિરત તમે આયુ સઘળું,
ન લેવાનું જાણ્યું હરખી હરખી સૌ દઈ દીધું !
હવે સંધ્યાટાણે જીવન ભરનો થાક ઉમટ્યો;
શ્વસી, હાંફો-થાકો તદપિ નવ આરામ ધરશો ?

ધમાલે રાચેલા જગ-જન તમે નોંધ કરજો,
બૂઝાતા દીવાનાં સહૃદ હૃદયે તમે દર્શન કરો !
ફરી ના'વે આવો અવસર કદિ આ જગ વિશે,
મહાગાધી-દીપે... પ્રજ્વલિત દીવે... કાજળે વળે !

□ બાળકૃષ્ણ ઈ. જોશી

## ૮ વેડછીના સંતને પ્રણામ

વેડછીના સંત તને કોટિ રે પ્રણામ.
ઉજ્જ્વલ તેં તો કીધું તારું નામ જુગતરામ...

ગાંધીના પગલે પગલે તેં શિક્ષણ સાચું દીધું.
સેવામાં સમર્પણ તે તો જીવન તારું કીધું
ઉદ્ધાર કર્યો દિનદુઃખીયાનો ને કીધાં ઉજળાં કામ.
ઉજ્જ્વલ તેં તો કીધું તારું નામ જુગતરામ...

સત્ય સેવાનો મંત્ર તેં તો જીવનમાં ઉતાર્યો
બાલવાડીનાં કામો કરતાં અવતાર તારો તાર્યો
'સેવા દિન' ઉજવે છે તારો લોકો ગામે ગામ
અમર કરજો પ્રભુ અમારા 'કાકા' જુગતરામ...

□ અનિરુદ્ધ તન્ના

## ૯ કાકા 'ક્યાં પહોંચાડું' પ્રણામ ?

કાકા તમારે ઝાઝેરાં કામ
કાકા તમારે ઠેર ઠેર ગામ
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

લખતર ગામના તમે રહેવાસી
પણ છોડ્યાં તમે ઘર ને ધામ.
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

દાંડી તે કૂચ વિષે આપ દોડ્યા
સિદ્ધ કરવા સ્વરાજનાં કામ
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

ગાંધી બાપુએ દીધો સંદેશો
સૌ પહોંચી જાઓ ગામે ગામ
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

વેડછીમાં જઈ તમે ધૂણી ધખાવી
સેર પહોંચી ગઈ ભારત તમામ
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

એ રે ધૂણીએ હું શોધતી રે આવી
પાયે પડવાનું મારે છે કામ.
ક્યા ગામે પહોંચાડું પ્રણામ ?

□ કપિલાબહેન ચૂનીલાલ મહેતા

## ૧૦ વેડછીનો વડલો

રૂડો રૂપાળો મારો વેડછીનો વડલો.
વડલાની હેઠ કેવો શીળૂડો છાંયડો !

અહી નાનાં-મોટાં પંખીડાંનો વાસ છે,
જેનો કલરવ ગુંજે ચોપાસ છે,

અહી જામ્યો છે સ્નેહનો મેળાવડો;
ઘમ્મર ઘટાદાર વેડછીનો વડલો.

એનાં ટેટાં ગયાં આફ્રા ને તેફ્રા
કોઈ નાગભૂમિ કોઈ વળી નેફ્રા !

હોય કોઈ પૂરો કોઈ છો અધૂકડો;
લીલૂડો જીમ મારો વેડછીનો વડલો.

જ્યહાં સત્ય કેરી શોધ બીજ વાવિયાં,
ગયાં ઊંડાં અધ્યાત્મ કેરાં મૂળિયાં.

ઘણે જ્ઞાન કર્મ ભક્તિ તણો ધોધવો;
ઘેરો ગંભીર મારો વેડછીનો વડલો.

શાંતિ, સેવા ને સાદગી વડવાઈઓ,
શ્રમ, શિક્ષણ ને ખાદીની ડાળીઓ,

જાણે જંગી સત્યાગ્રહનો માંડવો;
ઊંચો ચાડીખમ વેડછીનો વડલો.

□ નારાયણ દેસાઈ



चितारा रे!
चितारा रे!
अेक शोभन सरजो सूरती
सोनारा रे
सोनारा रे!
अेक मोहन घडजो मूरति
तमे भूल्या कळाधर! भूल्या जो
अेने रूप रच्यां फूलफूल जो
मुख–चांदो रे
मुख–चांदो रे
अेने अर्धो काळी राखडी
मही मांडो रे
मही मांडो रे
आछी बिजिया आखडी
शुं भक्ता सौ रूपाळा जो?
अने काळा अेटला ठाला जो?
अेने लाधेली
अेने लाधेली
काळी भम्मर मूरति
अेणे साधेली,
अेणे साधेली
भक्तिनी खूबसूरती

□ જુગતરામ દવે

ખંડ : બે—છાયા

## ચિત્રકથા

ખંડ બે

# છાયા

● ચિત્રકથા



જુગતરામ દવે

૩૩મો ગાંધીમેળો બારડોલી.

તા. ૧૨-૨-૮૨

રેખાંકન : હરિભાઈ દા. ટડેલ

...ના સહકાર અને સૌજન્યથી

છબિક્રમ

| | |
|---|---|
| શ્રી રતીભાઈ ગોદિયા | ૧, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ |
| શ્રી ભાલ મલજી, શ્રીમતી રજની કાપડિયા | ૧૬, ૧૯ |
| શ્રી કાંતિલાલ મો. પરીખ | ૧૭, ૧૮ |
| શ્રી નારાયણ દેસાઈના સંગ્રહમાંથી | ૨૦, ૨૧ |
| શ્રી મોહન પરીખ (છબિ : રાજમોહન) | ૨, ૨૨, ૨૩, ૨૪, ૨૫, ૨૭, ૨૮, ૩૫, ૩૭, ૩૯, ૪૦, ૪૨, ૪૩, ૪૫, ૪૭, ૪૯, ૫૦, ૫૧, ૫૨, ૫૪, ૫૫, ૬૫, ૬૬, ૬૭, ૭૧, ૭૩, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪, ૮૫, ૮૬, ૮૭, ૮૮, ૮૯, ૯૦, ૯૧, ૯૨, ૯૩, ૯૪, ૯૫, ૯૬, ૯૭,<br>૧૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૫, ૫૯, ૬૨, ૬૩, ૬૪, ૬૫, ૬૬, ૬૭, ૬૯, ૭૧, ૭૨, ૭૬, ૭૭, ૭૮, ૮૧, ૮૩, ૮૪, ૮૬, ૮૭, ૮૮, ૯૦, ૯૨, ૯૫ ૯૬, ૯૭, ૯૯,<br>૨૦૨, ૦૩, ૦૬, ૦૭, ૦૮, ૦૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૨૦, ૨૧, ૨૨, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૬, ૩૭, ૩૯, ૪૦, ૮૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૪૯ |
| શ્રી વિષ્ણુભાઈ ભટ્ટ | ૨૬ |
| રાનીપરજ સેવાસભા | ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૪૧, ૪૪, ૫૩, ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૨, ૧૫૧, ૧૫૨, ૧૫૭, ૧૫૮, ૧૮૫, ૧૯૮, ૨૧૭, ૨૧૯, ૨૨૮, ૨૪૨, ૨૪૩, ૨૫૦, ૨૫૧ |
| શ્રી અન્નપૂર્ણાબહેન મહેતા | ૩૬, ૪૬, ૬૮, ૧૭૩, ૧૭૪, ૧૭૫, ૧૮૩ |
| *વેડછી આશ્રમ* | ૩૮, ૬૪ |
| ગાંધી વિદ્યાપીઠ | ૪૮, ૫૬, ૧૨૧, ૧૨૩ |
| સુરુચિ છાપશાળા | ૫૭, ૫૮, ૫૯, ૬૧, ૬૨, ૬૩ |
| સરદાર સ્મારક સંગ્રહાલય બારડોલીની સંમતિથી | ૬૦, ૧૦૪, ૧૦૫ |
| ખરડીપાડા જંગલ કામદાર સહકારી મંડળી લિ | ૬૯, ૭૦, ૭૨, ૭૪, ૭૫, ૭૬, ૭૭, ૭૮, ૭૯, ૧૫૬, ૨૧૫, ૨૨૩, ૨૨૪ |
| શ્રી મોહન પરીખના સંગ્રહમાંથી | ૧૦૩, ૧૭૦, ૧૭૯, ૨૧૬ |
| ગાંધી કુટીર, કરાડી | ૧૨૮, ૧૪૩, ૧૬૦, ૧૬૧, ૨૩૫, ૨૪૧ |
| છબિ : શ્રી જગદીશ શાહ | ૧૩૪, ૧૮૪ |
| શ્રી મણિબહેન નાણાવટી | ૧૪૨ |
| વનાંચલ, પંચોળ | ૧૫૩, ૧૫૮, ૨૦૧ |
| છબિ : શ્રી જગન વિ મહેતા | ૧૬૮, ૧૮૦, ૧૯૩, ૨૧૮, ૨૩૮ |
| છબિ · ડૉ. મૂળશંકર મો. પંડ્યા | ૧૮૯, ૧૯૧ |
| શ્રી રમેશ દેસાઈ | ૨૦૦ |
| શ્રી ચીમનભાઈ પટેલ | ૨૦૪, ૨૦૫ |

## જીવન પ્રસંગો



1 બાપદાદાનું ઘર લખતર



2 વડછી આશ્રમનો નિવાસ પ્રાચી—જયા અંબી નદી ગાળી



3 નારદભાઈની વાવ, વઢવાણ



5 મામા (ફોજદાર ગોવિંદજી નરસીરામ શુક્લ)નું ઘર



4 વાઘેશ્વરી માતાનું મંદિર, વઢવાણ



6 વાઘેશ્વરી માતાનું મંદિર, વઢવાણ






8 ખીમશંકર મહાદેવનું મંદિર—અંદરથી, વઢવાણ

7 ખીમશંકર મહાદેવનું મંદિર, વઢવાણ



9 સ્વામીનારાયણનું મંદિર
વઢવાણ



12 રાણકદેવીનું મંદિર, વઢવાણ



13 દાજીરાજ હાઈસ્કૂલ, વઢવાણ

નાટકશાળાવાળું ધ્રાંગધ્રા



4 અજીતસિંહ હાઈસ્કૂલ, ધ્રાંગધ્રા



15 દાજીરાજ હાઈસ્કૂલ, વઢવાણ



16 મૂળ પિપળવાડીની ચાલીને ઠેકાણે આજની ચાલી, મુંબઈ



17 યરોડા જેલનો દરવાજો



18 યરોડા જેલમાંથી ગાંધીજી છૂટયા ત્યારે



19 આર્થર રોડ, મુંબઈની જેલ



20 હૃદયકુંજ—સાબરમતી આશ્રમ



21 મગન નિવાસ—સાબરમતી આશ્રમ

## પ્રવૃત્તિઓ

### શિક્ષણ : બાલવાડી



22 ઘંટીએ દળતાં



23 વણાટ



24 ચિત્રકામ



25 નાટક



29 પ્રાથમિક શાળાનો વર્ગ



32 સ્નાન



30 વસ્ત્ર-ઉદ્યોગ



33 પાયખાનાં સફાઈ



31 ખેતી-ઉદ્યોગ



34 નાટ્ય

# સુંદરપુરની શાળાનો પહેલો કલાક

## શ્રમયજ્ઞમાં સહભાગી



35



36 સ્વચ્છતા સેવા



37 ખેતરમાં



42 આશ્રમ સંમેલનમાં



43 બોરીસાવર આશ્રમમાં વંદ્રિકરજી સાથે



44 કુદરતમાં વર્ગો



45 મઢી આશ્રમમાં પૂર્વાંચલ સંમેલન



46 વાંસ કામદાર બહેનોનો શિબિર રતુભાઈ અદાણી સાથે—વાત્સલ્યધામ



54 હળપતિઓમાં ફૂલહારથી લગ્નવિધિ બારડોલી આશ્રમમાં



55 ફૂલહારથી લગ્નવિધિ—હળપતિઓમાં



56 ઉત્પાદક શ્રમ કરતો ન. તા. નો વિદ્યાર્થી



57 સુરુચિ છાપશાળા બારડોલી ઉદ્ઘાટન પ્રસંગ ટ્રસ્ટીઓ અને માર્ગદર્શકો સાથે



58 સુરુચિ પ ઘોદાર સમારંભ, બારડોલી



59 સુરુચિ પદવીદાન સમારંભ, સુરુચિ વનાન્ત



60 બારડોલી સત્યાગ્રહ પત્રિકાનુ કાર્યકર્તા મંડળ
પ્યારેલાલ નૈયર ચૂનીલાલ બારોટ
ચીમનભાઈ ભટ્ટ, જુગતરામભાઈ, ઉત્તમચંદ શાહ
દોલતરામ ભાઈ



61



62

61 બારડોલીના વીર જુગતરામભાઈ, મહારાજ ... તાળજી મહેતા
62 સુરુચિ છાપખાનાનુ ઉદ્ઘાટન ગોમતીબહેન મશરૂવાળા તથા મણિબહેન પરીખની હાજરી છે
63 બે બહેનો ... મંજુબહેન મશરૂવાળા અન્નપૂર્ણા મહેતા તથા સ્વામી આનંદ



63



71 જંગલ કટાઈ માટે જતાં ઢોલવાજાં સાથે તાપી નદી કિનારે





71 જગલ કટાઈ માટ જતા ઢાલવાજા સાથ તાપી નદી [ ના



72 જ ાલ મં ગીના માંડવામા



85 નવી વસાહનમાં



86 પૂરપીડિતોની વહારે મુંબઈ ઉપનગર



87 નવી વસાહતમાં



૮૮ નવી વસાહતમાં, મુંબઈ ઉપનગરનાં કાર્યકર્તાઓ સાથે



૮૯ નવી વસાહતમાં



૯૦ નવી વસાહતમાં



91 નવી વના ત ગરાવપ આતપાડ તાનુ ।



92 નવી વના ત મહુવા તાનુ ।



110 પ્રમુખનું સ્વાગત



11 સફાઈની પૂર્વતૈયારી



112 પ્રદર્શનમાં

ત્રીજી છબિ : ગાંધીમેળો, ભીમપોર—અધ્યક્ષ નવકૃષ્ણ ચૌધરી સાથે



113 નેત્રયજ્ઞ, મઢી

114 ૧૦૦મો નેત્રયજ્ઞ, વ્યારા




115 ૧૦૦મો નેત્રયજ્ઞ, વ્યારા



134 ચાલ્યા પૈદલ



135 નદી નાળા વટાવી...



136 ...ગામ ગામડે રે...



137 ભૂદાન સમિતિના પ્રમુખ અને સંયોજક

# વિદ્યાર્થીઓની ભાગીદારી



151 શ્રમયજ્ઞ માટેની કૂચ



152 પાયખાનાં સફાઈ



153 રોપણી



154 સામાજિક વન માટે રોપા ઉછેર



155 [illegible]



156 સહકારી મંડળીનો [illegible] કાર્યક્રમ



159 સફાઈસેવક રૂપે



160 ગાંધીમેળો કરાચી, ચિંતનમગ્ન યશપાલ મિત્તલ સાથે



164 'હું તો વેલાની વાડ છું' —જુગતરામ  સેવાદિન, વાલોડ



165 જન્મ દિનને સેવાદિન જાણ્યો



166 'કવિતા રચનારે આત્મરચના કરી' —ઉમાશંકર જોષી



167 વિનોબાજી સાથે



168 પ્રેરણા—બાપુજીની મહાદેવભાઈ દેસાઈ, બાપુજી



169 જયપ્રકાશજી સાથે



194 પ્રેમલ મહારાજ સાથે



195 નાનુભાઈ પટેલ, જુગતરામભાઈ, મહેન્દ્ર દેસાઈ, આનંદ દેસાઈ
ચીમનભાઈ ભટ્ટ, વેલજીભાઈ ચૌધરી—વેડછી આશ્રમમાં



196 પ્રબોધ જોશી, અનસૂયા પરીખ, ડૉ. મંજુબહેન, મોહન પરીખ, મહારાજ, જુગતરામભાઈ,
શામલાલ ભગવતી અને ડૉ. કે. યુ. શાહ—બારડોલી આશ્રમમાં



197 પાટ પર : બબલભાઈ, શિવાભાઈ, કાકાસાહેબ, જુગતરામભાઈ
સામે : મામાસાહેબ, ભગવાન બજાજ



198 ઢેબરભાઈ સાથે સૂત્રયજ્ઞમાં




199 જુગતરામભાઈ, વિઠ્ઠલદાસ જેરાજાણી, વૈકુંઠભાઈ મહેતા



203 ચૂનીભાઈ મહેતાના અંતિમ સંસ્કાર, કન્યા આશ્રમ, મઢી



204 વેડછી આશ્રમની ત્રિપુટી



205 આશ્રમ ત્રિપુટી, ચીમનભાઈ પટેલના પરિવાર સાથે



215 ઝીણાભાઈ દરજી સાથે



216 શિક્ષણના સાથી નાનાભાઈ ભટ્ટ



217 સંપાદક નારાયણ દેસાઈ સાથે



आ अमृतना भरिया सरोवरो रे,
अेना झीलनार वीरला कोक रे
—शूरवीर सुरवरो रे
आ हिंमत होय ते परवरो रे
पडो प्रीते ओ शूरवीर लोक रे
—प्राणभर तरो तरो रे
कोई कहे अमृतशीतळा, गगने जेवो चंद
अनुभविया अवळु कहे,
अे तो तीखी आग प्रचंड
आ तपे तपेल जेणे देह खरो रे,
जेणे सहेल संकटनो थोक रे
—तेज कर तेम धरो रे

□ જુગતરામ દવે

ખંડ : ત્રણ—વડ

## જીવનકથા :

## ખંડ : ત્રણ

## વ.ડ

## ● જીવનકથા

### ૧ અંતરનાં અજવાળાં

પર્વત, ખીણ, નદી, સરોવર, સાગરકાંઠો, ધોધ, પ્રાકૃતિક ફુવારા, ગીચ જંગલ, હિમાચ્છાદિત શિખરો કે હિમનદીઓ—સામાન્યપણે પ્રાકૃતિક સૌન્દર્યનો વિચાર કરતાં આમાંથી કોઈ એક કે વધુ વસ્તુઓની કલ્પના આપણી આંખ આગળ ખડી થાય. વેડછીમાં આ પૈકી એકેય નથી. આસપાસ માઈલો સુધી પર્વત કે ખીણ નથી, તો હિમઢાંક્યા ગિરિશૃંગો કે હિમસરિતાઓ હોવાનો તો સંભવ જ ક્યાંથી હોય? સરોવર તો શું નાનું તળાવડુંયે નથી. ઘનઘોર કાનન નથી, પુષ્પવાટિકાઓ નથી. હા, દોઢ બે કિલોમીટર દૂર ઝાંખરી નદી છે ખરી, પણ વરસમાં મોટેભાગે તો એ મરવા વાંકે જીવતી હોય એવી લાગે. આમ પ્રકૃતિને રમણીય બનાવનાર લગભગ તમામ તત્ત્વો વેડછીમાં દેખાતાં નથી. પરંતુ બહારથી આવનાર કોઈપણ મુસાફરના મોંમાંથી પ્રથમ શબ્દો નીકળી જાય છે: 'કેવું સુંદર, રમણીય સ્થળ છે આ!' વેડછી એના આન્તરિક સૌન્દર્યથી રળિયામણું છે. સોનમહોર, આંબા, લીમડા ને બોરસલ્લીની છાયામાં ઢંકાયેલાં વેડછી આશ્રમનાં સાદાં ને સુઘડ મકાનો એ આશ્રમને વસાવનાર લોકોની આયોજનશક્તિનો ખ્યાલ આપી જાય છે એ સાચું, એના વિશાળ રામાયણ ચોક અને મહાભારત ચોકની સ્વચ્છતા, દરેક મકાનની આગળ વ્યવસ્થિત રીતે ગોઠવેલું કચરાપાત્ર, વૃક્ષોની નીચે લીંપીગૂંપેલી ઓટલીઓ પર ને મકાનોની અંદર ને બહારની દીવાલો પર ઘરે બનાવેલ રંગોના હાથબનાવટ-ની પીંછીઓથી મારેલા થોડા લસરકાથી નીપજી ઊઠેલાં સુશોભનો વગેરે એ સર્વ ચીજો આશ્રમની સ્વચ્છતા-સુઘડતા જાળવવા સારુ

કોઈની ખંત લાગેલી છે એમ સૂચવી જાય છે એ સાચું, પણ વેડછી આશ્રમની સુંદરતા આ બધાં કરતાં પણ કાંઈ ઓર જ છે. એ સુંદરતા એના અંતઃસૌન્દર્યમાં વિલસે છે. એ સુંદરતા દેખાય છે એની બાલવાડીના 'ચડપડ' પર ધમાચકડી કરતાં ભૂલકાંઓના સદ્યપ્રસ્ફુટિત કમળ-શા ચહેરાઓ પર, એની ગ્રામશાળાનાં બાળકોના ગીત ગરબા કે નાચણાના છંદોમાં, કાળી ભોંય પર કોદાળી પાવડા લઈ ઉત્સાહભેર કામ કરતા એના ઉત્તર બુનિયાદી વિદ્યાલયના કિશોરો અને અધ્યાપન મંદિરના તરુણોના લમણા પર ચળકતા સ્વેદ બિંદુઓમાં, રોજ સમી સાંજે, અને વહેલે પરોઢિયે તે અવારનવાર નિશીથે આખા આશ્રમને ગુંજવતા વિવિધ પ્રકારનાં પક્ષીઓના કલરવમાં અને એ સુંદરતા સૌથી વધુ પ્રગટ થાય છે આશ્રમના પ્રાણસમા જુગતરામભાઈના ઉપરથી શુષ્ક દેખાતા ચહેરા પર અંદરથી ઊભરાઈને રેલાઈ જતા ખડખડાટ હાસ્યમાં. પક્ષીઓને ડબ્બાઓ ખખડાવી ઊડાડી મૂકતા વિદ્યાર્થીઓને જોઈ જુગતરામભાઈ કહે છે, 'એને શા સારુ ઉડાડો છો? આ ઝાડ એ એમનાં ઘર છે. તમે જેમ રાતે આવીને ઘરનો આશરો શોધો છો, એમ જ એ પણ આ વૃક્ષોનો આશરો શોધે છે. એ ગંદવાડ કરશે તો આપણે વાળી નાખીશું, પણ આપણાથી એનો આશરો છીનવી ન લેવાય.' બાળકોને શાળાઓમાં ગોંધી રાખતાં જોઈને એ પોકારી ઊઠે છે, 'બાળકોને બહાર લઈ જાઓ, પ્રવાસે લઈ જાઓ, એમને દેશદર્શન કરાવો.' એમને લાડ કરવા જતાં મા બાપોએ એમને સારુ ભેગો કરેલો રમકડાનો ઢગલો જોઈ જુગતરામભાઈ કહે છે, 'એમને રમકડાં નહિ, કામકડાં આપો. એમના કદને ફાવે તેવાં કામ કરવાનાં સાધનો આપો તો એ પોતાની જાતને વધુ સારી રીતે વ્યક્ત કરી શકશે.' જુગતરામભાઈની સુંદરતા એમની આંતરિક સુંદરતાનો પડઘો પાડે છે. જેમની વચ્ચે એમણે જિંદગી કાઢી, એ વેડછી પ્રદેશના લોકો વચ્ચે એમને જોશો ત્યારે એ સમજાશે. એ સુંદરતા મિતભાષી છે. 'જેનાબહેન જે જે!' એટલા એ શબ્દોમાં જ જુગતરામભાઈનો આખી ચૌધરી જાતિ પ્રત્યેનો સદ્ભાવ વ્યક્ત થઈ જાય છે. એ શુષ્ક દેખાતા ચહેરા પાછળ વિનોદ કરવાની અજબ શક્તિ રહેલી છે. એ વિનોદ બીજાને કાપતો નથી. ઘણીવાર તો એ જાતને જ તપાસીને બીજાને હાસ્ય પૂરું પાડે છે. વેડછી સુધી આજે જે સડક બંધાઈ છે તે નહોતી ત્યારે વાલોડથી વેડછી આવતા જુગતરામભાઈ વરસો વરસ ભૂલા પડતા. પણ બીજાને એ અવસ્થા જોઈને કરુણા ઊપજે તે પહેલાં એ પોતે પોકારી ઊઠતા, 'આપણે તો ભાઈ ભૂલા પડ્યા, કોઈ આશ્રમની કેડી ચીંધશો?' એમની એ આન્તરિક સૌન્દર્યતા એમને એક કોર આખો ભવ આદિવાસીઓના સેવક બનાવે છે, બીજી કોર ગીતાનાં ગીતોની મંજરીઓ માણતા કરી દે છે, ત્રીજી કોર આશ્રમી કેળવણીને આત્મરચનાનો આધાર બનાવતા કરી દે છે; ચોથી કોર આશ્રમનાં બાળકો જોડે રાષ્ટ્રીય ગીતોને તાલે તાલે દાંડિયા રાસ લેવડાવે છે તો વળી એક કોર સત્યાગ્રહના આન્દોલનની સાથે કદમ મેળવી એક નહિ અનેક વાર જેલ ભેગા કરી દે છે. જુગતરામભાઈએ વેડછીને વટવૃક્ષ સાથે સરખાવ્યું છે અને વેડછીના સંપર્કમાં આવીને પછી બીજા ક્ષેત્રમાં જઈને સેવાનાં કામો કરનાર લોકો અને એમની પ્રવૃત્તિ સારુ એમણે 'વેડછીકરણ' એવો શબ્દ યોજ્યો છેઃ 'નારાયણ દેસાઈ અને મોહન પરીખ વેડછીની ગ્રામશાળાને જીવનનાં આરંભનાં સાત વર્ષો અર્પીને પછી ભૂદાનયજ્ઞમાં અને યંત્ર વિદ્યાલયમાં ઉપડયાં, તેઓ પણ દેશનું વેડછીકરણ કરી રહ્યા છે એવી ભાષા જ હું તો વાપરીશ પછી ભલે તેઓ મારી એ ભાષા સ્વીકારે કે ન સ્વીકારે પરંતુ કોઈક દિવસ પોતાના જીવનથી તૃપ્ત થઈ જ્યારે તેઓ પોતાની આત્મકથાઓ લખશે ત્યારે હું તેમાંથી પાને પાને વેડછીકરણનાં ચિહ્નો દેખાડી શકીશ.' વેડછી આશ્રમ વિશે જુગતરામભાઈ કહે છે, 'વેડછી આશ્રમ એ કંઈ કોઈ એક માણસની સૃષ્ટિ હોઈ શકે નહિ, અને વેડછીનું વટવૃક્ષ એ પણ માત્ર એકાદ ડાળખીનું બની શકે નહિ. અનેક નાનામોટા સાથીઓએ પોતાના પ્રાણ રેડીને અને પોતાના જીવન-રસ પાઈ પાઈને આ આશ્રમને આશ્રમનું રૂપ આપ્યું છે, અને અનેક ડાળીઓ અને ડાળાંઓ ભેગાં થયાં છે ત્યારે વટવૃક્ષનો વિસ્તાર થવા પામ્યો છે.'

સ્વરાજ પછીના દિવસોમાં વેડછીની ગ્રામશાળામાં બે ત્રણ વાર શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીનું 'વડલો' નાટક ભજવાયું હતું. એક વૃક્ષને જીવનનું પ્રતીક બનાવીને એને આટલું નાટકીય રૂપ કોઈ કવિ-નાટકકાર જ આપી શકે.

મોતીની મૂઠશાં ડંડા હિલોવતા,<br>
ખેતરો કેં કેં દીઠાં જી રે!<br>
હેતે છલોછલ હૈયાં ઉછાળતી,<br>
નદીઓનાં નીર લાગે મીઠાં જી રે!<br>
રાતે પંખીડલાંને સૂવાને ઢોલિયા,<br>
વન વન વડલા ઊભા જી રે!<br>
આભની અટારીએ ચોકી કરંતા,<br>
નવલખ તારલા સૂબા જી રે!<br>
પંખીને આમ રોજ પ્રેમથી પાળતી<br>
કુદરત-પંખીણી કોઈ મોટી જી રે!<br>
ભોળાં વિહંગડાંનાં, મોરી પંખીણીમાતા!<br>
વંદન સ્વીકારજે કોટિ જી રે!

એક વાર એ નાટક ભજવાતું હતું, ગીતો હિલોળે ચડચાં હતાં. એક પછી એક પક્ષી રૂપ બાળક આવી પોતાનો ટહુકો સંભળાવી જતું હતું. નાટક પૂરું થાય તે પહેલાં જ પ્રેક્ષક મંડળીમાંથી ઊભા થઈ જુગતરામભાઈ રંગમંચ પર ધસી આવ્યા અને નાટકના દિગ્દર્શક આ લેખકને વહાલથી ભેટી પડયા. કોઈને મોઢે જવલ્લે જ એનાં વખાણ કરે એવા જુગતરામકાકાની આ ઉમળકા-અભિવ્યક્તિ પાછળ કદાચ વટવૃક્ષનું એમનું રૂપક પણ કામ કરતું હશે.

પણ એ નાટકને ભજવનાર અમે સૌ લોકોને આવીને અમને ઉમળકાથી આલિંગન કરનાર જુગતરામભાઈ (અમારા સૌના જુ. કાકા) મા જ અમારો વડલો જોતા હતા. એ વડલા છે તેથી એમને એની વડવાઈઓ યાદ આવે છે. (એમનાં ડઝનબંધી પુસ્તકો એમણે પોતાના કોઈ ને કોઈ સાથીને જ અર્પણ કર્યાં છે.) એ વૃક્ષ પર ઘડીભર માળો બાંધી વાસ કરી ગયેલાં પંખીઓને યાદ કરે છે. પણ એમનાં એ પંખીઓને જુગતરામભાઈની શીળી છાયા જ યાદ આવે છે. તેથી તેઓ એમના જીવનને કેન્દ્રમાં રાખીને વેડછી પ્રવૃત્તિઓનું ચિત્રણ કરનાર પુસ્તકને લખવા સંપાદન કરવા કોઈ તૈયાર થાય તે પહેલાં જ એ પુસ્તકનું નામ આપી દે છેઃ

'વેડછીનો વડલો.' જુગતરામભાઈને મન વડલો વેડછીનો છે; એમના સાથીઓને મન વડલો જુગતરામભાઈનો છે. પોતાની જીવનકથાના બે બોલમાં તેઓ લખે છે: 'વાચનાર જોશે કે મેં જે કંઈ લખ્યું છે તે મારી પોતાની જીવનકથા નથી, પણ વેડછી આશ્રમ અથવા વેડછીના વટવૃક્ષની કથા છે.' આમ એમને મન અને અમારે મન જુ. કાકા અને વેડછી બંને પર્યાયવાચી શબ્દો બની જાય છે.

## ૨ આકાશગંગામાં અનેરો તારો

ભારતના આધુનિક ઇતિહાસના ગગનમાં ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ અને વીસમી સદીનો પૂર્વાર્ધ એક વિચક્ષણ આકાશગંગા પ્રગટ કરે છે. એક એકથી ચડતા ગ્રહો નક્ષત્રો એના એ કાળમાં થોકે થોકે ઊમટે છે. ભારતની એ પુનઃજાગૃતિનો કાળ હતો. જીવનનું ભાગ્યે જ કોઈ એવું ક્ષેત્ર હશે કે એને પુનરુત્થાનના આ ઝળહળતા રંગે ઊજાળ્યું ન હોય. રામકૃષ્ણ પરમહંસ ને વિવેકાનંદથી માંડીને અરવિંદ, રમણ મહર્ષિ જેવા આધ્યાત્મિક પુરુષો; રાજા રામમોહન રાયથી માંડીને કેશવચંદ્ર સેન, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, સર સૈયદ અહમદ, પંડિતા રમાબાઈ અને મહર્ષિ કર્વે જેવા સમાજસુધારકો; રવીન્દ્રનાથ, ઈકબાલ અને સુબ્રમણ્યમ્ ભારતી જેવા સાહિત્યકારો, પલુસ્કર, ભાતખંડે, અલાઉદ્દીનખાન અને બડે ગુલામઅલી જેવા સંગીતાચાર્યો; રવિવર્માથી માંડીને કુમારસ્વામી અને અવનીન્દ્રનાથ સુધીના કળાગુરુઓ; રાનડે તિલક, ગોખલે, લજપતરાય ને સુરેન્દ્રનાથ બેનર્જીથી માંડીને મહામના માલવીય અને દેશબંધુ દાસ જેવા રાજપુરુષો આ કાળમાં પાક્યા છે.

ભારતના ઇતિહાસના આ ભવ્ય પ્રકરણમાં ગુજરાતે પણ પોતાનું આગવું સ્થાન સંભાળ્યું છે. દાદાભાઈ, દિનશા, ગાંધી સરદાર કે ઝીણા, નર્મદ, દુર્ગાશંકર કે ઠક્કરબાપા, કાન્ત, કલાપિ, નાનાલાલ, મુન્શી કે મેઘાણી, રવિશંકર રાવળ કે સોમાલાલ, નારાયણ મોરેશ્વર ખરે ને ઓમકારનાથ, દયાનંદ સરસ્વતીથી માંડીને 'મોટા' સુધીનાં, જમશેદજી ટાટાથી માંડીને કસ્તૂરભાઈ અને સારાભાઈ સુધીના; ઝંડુ ભટ્ટથી માંડીને ભાલા સુધીના લોકોનો એમાં ફાળો છે. રાજકારણ કે સમાજસુધારો, સાહિત્ય કે કળા, ધર્મ કે અધ્યાત્મ, વેપાર કે ઉદ્યોગ—જીવનનાં અનેક ક્ષેત્રોમાં આ સદી દરમિયાન ગુજરાતીઓ ઝળક્યા છે. તેમાંયે ગાંધીજી અને તેમની ફરતે પરિક્રમા કરનાર મહારાજ, મશરૂવાળા, મહાદેવ, વિનોબા, નરહરિ, સ્વામી, નાનાભાઈ, ગિજુભાઈ, કાકાસાહેબ, મામાસાહેબ પરીક્ષિતલાલ, બબલભાઈ જેવા ઉપગ્રહો તો એવા પામ્યા કે જેમણે માત્ર ગુજરાતના જ નહિ પણ સમગ્ર ભારતના આકાશને ઉજાળ્યું અને જેમની છાપ માત્ર પોતાના જીવનકાળ ઉપર જ નહિ પણ એમના પછીના ઇતિહાસની ઉપર એક અમિટ છાપ મૂકી જશે.

વેડછીનો વડલો રાષ્ટ્રના આ પુનરુત્થાન કાળનો તારલો છે. માત્ર લોકસેવાની નદીમાં એણે પોતાની જાતને એવી ડુબાડી દીધી છે કે એને પોતાને તો ઇતિહાસની આકાશગંગામાં પોતાના તારલાને ગોઠવવાનું સૂઝશે પણ નહિ, અને બીજા કોઈ એવી સરખામણી કરવા જશે તો તેનેય એ સંકોચ સાથે કહેશે :

'ભાઈ! મારે કંઈ વિશેષ જશ લેવા જેવો હોય, તો આ ખેતરની આજુબાજુ વાડ છે તેના જેટલો. તેના પર જાતજાતના વેલાઓ ઊગે છે અને તેના ટેકાથી વધે છે. પણ એ બધાનું મૂળ તો પોતાનું. જે કંઈ ફળ કડવાં કે મીઠાં આવતાં હશે તે વેલાનાં પોતાનાં જ ગણાય. તેમાં વાડે કંઈ જશ લેવાપણું નથી. આવો વેલાનો બોજ ભારે હોતો નથી. એ તો પોતાના જોરથી ઊગી ગયો. વાડે એને ટેકો આપ્યો એટલું જ...આ આશ્રમોમાં જે કામ થઈ રહ્યું છે તેમાં જશ મને મળે છે, પણ ખરી રીતે અનેક વિવિધ ગુણ અને શક્તિઓવાળા કાર્યકર્તાઓ ભેગા થયા છે તે સૌ ભક્તિપૂર્વક વળગી રહ્યા છે, તેના કારણે છે.'

### સેવા, શિક્ષણ અને સાહિત્ય

પરંતુ માણસ નિરહંકારિતાને કારણે પોતાની જાતને સામાન્ય ગણાવે તેથી એ સામાન્ય બની જતો નથી, બલકે એમાં જ એની અસામાન્યતા છુપાયેલી છે. જુગતરામભાઈ જેવા લોકસેવકો આજે દેશમાં કેટલા? આંગળીને વેઢે ગણવા જાઓ તોપણ વેઢા વધી જાય એટલા. 'ગામડે જાઓ'નું એક ગાંધી બાણ વાગતાં એ વેડછી જઈ ઠરીને ઠેકાણે બેઠા તે આજે લગભગ ૭ દાયકાઓ થવા આવ્યા તો પણ એમનું આસન અવિચળ છે. સેવા, શિક્ષણ અને સાહિત્ય એ ત્રણ ક્ષેત્રોને જુગતરામભાઈએ પોતાના પરસેવા વડે ખેડ્યાં છે. પરંતુ એ બધાંની પાછળ કોઈ પ્રેરક બળે કામ કર્યું હોય તો તે અધ્યાત્મના ક્ષેત્રનું છે. એ અધ્યાત્મમાં સહેજે દેખાડો નથી. પણ એમના અંતરમાં એની ધારા નિરંતર વહ્યા કરી છે. તેનાથી જ તેમની પોતાની આત્મરચના થઈ છે, તેને લીધે જ એ ગીતાના ગીતો ગુંજારતા રહ્યા છે.

### રચનાત્મક કાર્યકર

ગાંધીજીએ આમ તો આખા દેશના લોકોને રાષ્ટ્રભક્તિની પ્રેરણા આપી. પરંતુ કાર્યકર્તાઓને એમણે વિશેષ પ્રકારની પ્રેરણા આપી. એમના પૈકી કેટલાક રાજકારણના ક્ષેત્રમાં ગયા, કેટલાક રચનાત્મક કામોમાં લાગ્યા. જુગતરામભાઈ બીજા પ્રકારના કાર્યકર્તા હતા. એમ તો આઝાદીના આન્દોલનના જમાનામાં રાજકારણમાં પડેલા સૌ કોઈએ રચનાત્મક કામમાં થોડો રસ લેવો જ પડતો હતો. અને રચનાત્મક કામમાં પડેલા લોકો પણ આન્દોલનના જમાનામાં જેલો ભોગવતા. પણ છતાંય રાજકારણમાં રસ ધરાવનાર અને રચનાત્મક કામમાં ખૂંપી જનારા કાર્યકર્તાઓ જુદા જ દેખાઈ આવે એમ હતા. રચનાત્મક કાર્યકર્તા તરીકે જુગતરામભાઈને વિશિષ્ટ સ્થાન અપાવનાર તત્ત્વો ક્યાં હતાં?

૧ એક ક્ષેત્રમાં આખું જીવન ગાળવાની એમની ધીરજ, ખંત અને નિષ્ઠા.

૨ સમાજના સૌથી નીચલા સ્તરમાં પડેલા લોકોની સેવા કરવાની તેમની ધગશ.

૩ જેની સેવા કરતા હતા તેની સાથે એકરસ થઈ જવાની તેમની તત્પરતા.

૪ પોતે ઉપાડેલા દરેક કામને ગાંધીતત્ત્વની કસોટીએ તોળી જોવાની અને તેને ગાંધી રંગે રંગી દેવાની તેમની કળા.

૫ પોતાના કાર્યક્ષેત્રમાંથી જ સેવકો ઊભા કરવાની તેમની આવડત.

૬ લોકોની ભાષા અને સંસ્કૃતિ સમજીને તેમને અનુ

૬ એવી ભાષામાં પોતાના કાર્યક્રમો અને લખાણોને વ્યક્ત કરવાની તેમની અભિવ્યક્તિ.

૭ રાષ્ટ્રની પ્રગતિની સાથે સાથે સ્વતંત્રતા અને સમાનતાનાં મૂલ્યો તરફ પોતાની સેવ્ય પ્રજાને લઈ જવાની તેમની કુશળતા.

આ અને આવા બીજા અનેક ગુણો જુગતરામભાઈને સેવકોમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે.

### શિક્ષક

સેવક હોવાની સાથે સાથે જુગતરામભાઈ શિક્ષક પણ છે. શિક્ષક તરીકે એમના નીચેના ગુણો વિશેષરૂપે તરી આવી એમ છે :

૧ શિક્ષકશિષ્યની એકરસતા.
૨ શિક્ષક અને પાઠ્ય વિષયની એકરૂપતા.
૩ બાળકો પ્રત્યેનો એમનો અનરાધાર વરસતો પ્રેમ.
૪ બાળમાનસ સમજવાની એમની સૂઝ.
૫ બાળકના ગુણોને વિકસવા દેવા લાયક વાતાવરણ બનાવવાનું એમનું કૌશલ્ય.
૬ ગાંધીતત્ત્વનું હાર્દ સમજવું તેને શિક્ષણક્ષેત્રે લાગુ પાડવાની એમની આવડત.
૭ મૌલિક અને નિત્યનૂતન કલ્પનાઓને શિક્ષણક્ષેત્રે આકાર આપવાની યોજકશક્તિ.

જેમણે જુગતરામભાઈને વેડછીના વિદ્યાર્થીઓ જોડે રાસ ગરબા રમતા જોયા છે, જેમણે તેમને વૃંદાવન કે ગોકુળ રસોડામાં મહિને પાંચ રૂપિયા કે તેથી ઓછા ભોજન ખર્ચમા જીવતા એમને જોયા છે, જેમણે મઢીની બાળવાડી કે ગુજરાત નઈ તાલીમ સંઘના બાળવાડી શિબિરમાં એમને બાળનાટકો ભજવતા જોયા કે બાળવાર્તા કહેતા સાભળ્યા છે, જેમણે 'સુંદરપુરની શાળાનો પહેલો કલાક,' 'અધ્યાપનકલા' કે 'આત્મરચના' પુસ્તકો વાચ્યા છે, જેમણે જુગતરામભાઈને ગ્રામ વાતાવરણમા ઉપયોગી થાય એવા પ્રદર્શનો યોજતા જોયા છે તે જ જુગતરામભાઈ કઈ કોટિના શિક્ષક છે એ સમજે છે.

### સાહિત્યિક

જુગતરામભાઈ ઘણીવાર આશ્રમી જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ જળકમળવત્ અલિપ્ત દેખાય છે. તેઓ સાચું જ કહે છે કે, 'આપણે તો ભાઈ કવિ જીવડા, કવિતા કરતા કરતા આશ્રમમાં આવી ચડેલા.' ઉમાશંકરે આઠમા સેવા દિને (જુગતરામભાઈના જન્મ દિને) એને અંગે કંઈક આવા મતલબની વાત કરી હતી : આપણે ત્યાં કાવ્યને રચના કહે છે. જુગતરામભાઈ તો અમારા ગોત્રના માણસ. કાવ્યરચના કરવાને બદલે આત્મરચનામાં મન પરોવ્યું તેથી આશ્રમો ઊભાં કર્યાં.

પણ જુગતરામભાઈનો અંતરનો કવિ એમની પ્રત્યેક રચનાને કાવ્ય સ્પર્શ લગાડ્યા વિના રહેતો નથી. એમનુ સાહિત્ય મોટેભાગે તો એમના સેવાક્ષેત્રની જરૂરિયાતમાથી નીપજ્યું છે. ખેડૂતનો શિકારી કે આંધળાનું ગાડું, ગાલ્લી મારી ઘરરરર જાય જેવી કૃતિઓ આ પ્રકારની જરૂરિયાતમાંથી નીપજેલી છે. ગાંધીયુગ દરમિયાન કારાવાસોએ કંસના કારાવાસમાં કૃષ્ણની માફક આપણા ઉત્તમ સાહિત્યને જન્મ આપ્યો છે. જુગતરામભાઈનું ઉત્તમ કારાસ્ફુર્ત સાહિત્ય એટલે અંતરપટ અને ગીતા ગીતમંજરી. એમનું કૌશિકાખ્યાન ગુજરાતી સાહિત્યમા કાયમનું સ્થાન પામે એમ છે. આ પુસ્તકમાં અન્યત્ર આપેલું એમના પૂરા સાહિત્યનો પાસેથી પરિચય મેળવવાના છીએ.

### મૂળ ગુણ આધ્યાત્મિકતાનો

પરંતુ જુગતરામભાઈને જુગતરામભાઈ બનાવનાર કદાચ સૌથી મોટો કોઈ ગુણ હશે તો તે એમની અનાડંબર અધ્યાત્મવૃત્તિનો. એ અધ્યાત્મવૃત્તિએ એમને રાનીપરજમા પોતાના ભગવાન ભાળવાની ભક્તિ આપી છે; એણે જ એમને નાના મોટા દરેક કાર્યકર્તાના સુખદુઃખના ભાગીદાર બનવાની ઉદારતા આપી છે; એણે જ એમને પોતાને મળી શકે એવો તમામ યશ સાથીઓને સોંપીને રાજી થવાની ચાવી આપી છે અને એ જ આધ્યાત્મિકતાએ એમને જીવનને આરે ઊભા રહી પોતાની નજર સમક્ષ જીવન સરિતાને અખંડ અસ્ખલિત રીતે વહી જતી નિહાળવાનો સાક્ષીભાવ આપ્યો છે. આમ જુગતરામભાઈના જીવનમા સેવા, વિદ્યા, કવિતા અને અધ્યાત્મનો જે સંગમ જોવા જડે છે તે એમને, એક અનોખું વ્યક્તિત્વ આપે છે. એવાં વ્યક્તિત્વો ઝળહળતા પુરુષોની તારકમાળામાં પણ જુગતરામભાઈને એક અનેરું સ્થાન અપાવે છે.

## ૩ તે કાળ, તે પરિચય

આજથી નેવું-સો વર્ષ પહેલાંનો એ કાળ. વેડછીના વડલાની કથા સાંભળતાં પહેલાં એ કાળને સમજી લેવો જરૂરી છે.

ઉષ્ણ રતે અવની વિષે બીજ નવ દીસે બહારજી
ઘન વરસે ને વન પાંગરે...

એ કાળ ખેતીની શરૂઆત થાય તે પહેલાના ઉનાળા જેવો હતો.

### તે કાળ

ઓગણીસમી સદીના અંતનાં એ પંદર વીસ વરસો. આખી દુનિયામાં ત્યારે સામ્રાજ્યવાદે પોતાનો અડ્ડો પાકો જમાવ્યો હતો. તે કાળના નકશા જોઈએ તો મોટાભાગની દુનિયા પર ગ્રેટ બ્રિટનનો એક રંગ કે ફ્રાન્સનો બીજો રંગ, કે ડચ લોકોનો ત્રીજો રંગ દેખાતો. તેમાંયે અંગ્રેજોનું સામ્રાજ્ય તો આખી દુનિયા પર ફેલાયેલું. એ સામ્રાજ્ય પર કદી સૂરજ આથમે નહિ એટલો એનો વિસ્તાર હતો.

રાષ્ટ્રવાદની કલ્પના એના કરતાં થોડા વખત પહેલા જ યુરોપમાં પાકી થઈ હતી અને રાષ્ટ્રવાદના વિચારની સાથે સાથે જ સ્વાતંત્ર્યનો વિચાર પણ જોર કરી રહ્યો હતો. પરંતુ તમામ સામ્રાજ્યો પોતાના રાજ્યને મજબૂત બનાવવા અને દૃઢ બનાવવામાં લાગેલાં હતાં. એનું એક ઉદાહરણ આપણા દેશમાં શિક્ષણની નીતિ કઈ રાખવી તે અંગે લોર્ડ મેકોલેની આગેવાની હેઠળ જે ચર્ચા થઈ હતી તે છે. અંગ્રેજોનો જે વર્ગ ભારતમાં અંગ્રેજી શિક્ષણ ચલાવવાના પક્ષમાં હતો તેની મુખ્ય દલીલ એ હતી કે તેમ કરવાથી સામ્રાજ્યને

સરખી રીતે ચલાવવા સારુ અંગ્રેજી જાણનાર ભારતીય કારકુનો વગેરે મળશે. એટલા સારુ ભારતમાં અંગ્રેજી શિક્ષણ દાખલ કરવું જોઈએ. તો બીજી બાજુ જે લોકો અંગ્રેજી શિક્ષણ દાખલ કરવાની વિરુદ્ધ તે એવી દલીલ કરતા હતા કે અંગ્રેજી શીખવાથી ભારતના લોકો સ્વતંત્રતા અંગેના આધુનિક વિચારોના સંપર્કમાં આવશે તો વળી એ ક્યાંક સ્વતંત્રતાની માગણી કરતા થઈ જશે! આમ બન્ને પક્ષની દલીલ એક જ વાત કરી જતી હતી કે તેમને કોઈ પણ રીતે ભારતમાં અંગ્રેજી રાજ્યને ચિરસ્થાયી બનાવવું હતું!

આવા જાગતિક સંદર્ભમાં એ કાળે ભારતના હાલ કેવા હતા?

૧૮૫૭ના 'બળવા'ને દાબી દઈ, રાણી વિક્ટોરિયાના રાજનો પ્રારંભ કરી અંગ્રેજો પોતાના સામ્રાજ્યનું દઢીકરણ કરવાના કામમાં પરોવાયા. દઢીકરણનું પહેલું પગથિયું સામ્રાજ્યવાદીઓ સારુ પ્રજામાં ભાગલા પડાવવા એ હોય છે. ૧૮૫૭ વખતે ભારતનાં રજવાડાંઓએ એક નિર્ણય એવો કર્યો હતો કે અંગ્રેજોને ખસેડવામાં સફળતા મળે તો દિલ્લીમાં મુગલ બાદશાહ બહાદુરશાહ કે તેના વંશજોને ગાદી અપાવવી. ભારત પર અંગ્રેજો આવ્યા તે પહેલાં છેવટના રાજા મુગલો હતા. તેથી ભારતમાં હિન્દીઓનું રાજ પાછું આવે તો મુસલમાનો તેમાં આગેવાની કરે એવી લાગણી ઘણાઓમાં પ્રવર્તતી હતી. પાણી પહેલાં જ પાળ બાંધવાની ગણતરીથી અંગ્રેજોએ બળવા પછીનાં તરતનાં વર્ષોમાં મુસ્લિમોને પાછળ રાખીને હિન્દુઓને થાબડવાનો નિર્ણય કર્યો. મુસ્લિમોની એકંદરે બંધિયાર પરંપરાઓએ એમને ઝડપથી આગળ પડતા પણ અટકાવ્યા. તેથી આ વર્ષોમાં નવી શિક્ષણ પદ્ધતિ, સરકારી નોકરીઓ, વગેરેમાં હિન્દુઓને વધુ સ્થાન મળવા લાગ્યાં. અલબત આ પ્રવાહ અલ્પ કાળ સુધી જ ચાલ્યો. જ્યારે ત્રાજવાનું પલડું હિન્દુઓ તરફ ઢળતું જોયું, ત્યારે એ જ અંગ્રેજોએ બીજી તરફ પોતાનું વજન મૂક્યું.

પરંતુ તે પહેલાં ભારતમાં એક એવો નાનો સરખો પણ વાચાળ વર્ગ પેદા થઈ ચૂક્યો હતો. જેણે ભારતીઓ સારુ વધુ ને વધુ હકો માંગવાની શરૂઆત કરી દીધી હતી. દેશમાં ઠેર ઠેર આવા ભણેલા ગણેલા લોકો પોતપોતાનાં નાનાંનાનાં સંગઠનો રચી રહ્યાં હતાં. આવાં અનેક સંગઠનોનો એક મંચ બનાવનાર સંસ્થા તે અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભા અથવા ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ. આગળ જતાં એ સંસ્થા રાષ્ટ્રીય આઝાદીની લડતનો નેજો ઉપાડનાર હતી.

દેશના લોકોમાં તે કાળે અંગ્રેજો પ્રત્યે કાં તો અહોભાવ હતો, કાં દ્વેષ કે તિરસ્કારનો ભાવ. અહોભાવવાળા લોકો તો એટલે સુધી કહેતા કે રાણી વિક્ટોરિયા રામાયણ કાળની સીતાની અશોકવાટિકામાં રખેવાળી કરનાર રાક્ષસીઓ પૈકી ઉદાર રાક્ષસી હતી, જે સીતાના આશીર્વાદથી જ કળિયુગમાં મહારાણી બની હતી!

અંગ્રેજો પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર કરનાર લોકો મુખ્યત્વે રાષ્ટ્રવાદના વિચારથી પ્રેરિત હતા. અને ભારતને ગુલામ અવસ્થામાં રાખનાર ગોરાઓનો વિરોધ કરતા હતા.

શિક્ષણ ક્ષેત્રે આગળ વધેલા લોકો પૈકી કેટલાક લોકોએ ભારતનાં ઇતિહાસ, સંસ્કૃતિ અને અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેથી તેમને દેશની ખરાબ અવસ્થાનો ખ્યાલ હતો. 'પાવર્ટી એંડ અન-બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા' (ભારતમાં ગરીબી અને બિન-બ્રિટિશ રાજ) નામના પુસ્તક વડે દાદાભાઈ નવરોજીએ આવા વિચાર કરનારાઓની આગેવાની કરી. એ જ પ્રમાણે રોમેશચંદ્ર દત્તે ભારતના ઇતિહાસ પર સારો પ્રકાશ ફેંક્યો હતો.

રાજા રામમોહન રોયથી આરંભ કરીને દેશમાં સુધારાઓનું એક મોજું પણ ફરી વળ્યું હતું. જૂની રૂઢિઓમાં જે અનિષ્ટ દેખાય તેનો આ સુધારકો ખુલ્લે આમ વિરોધ કરતા, અને તેમ કરવા જતાં ઘણી વાર રૂઢિચુસ્ત લોકોના આક્રમણના ભોગ પણ બનતા.

### પુનરુત્થાન કાળ

દેશમાં પુનરુત્થાન યુગનો આ કાળ હતો. ધર્મ, અધ્યાત્મ, સાહિત્ય, સંગીત, કળા વગેરે અનેક વિષયોમાં અવનવા પ્રયોગો કરનાર સિતારાઓ ત્યારે ભારતના ગગન પર ઊગી રહ્યા હતા. આ પૈકી કેટલાક તે જમાનામાં વિદેશ જવું એ સામાજિક દૃષ્ટિએ બહિષ્કારને પાત્ર ઠરવું એમ હતું છતાં સાહસપૂર્વક વિદેશ જતા, અને વિદેશમાંથી જે કંઈ સ્વાગત કરવા લાયક લાગે તેનું ઉમળકાભેર સ્વાગત કરતા. બીજા કેટલાક ભારતના પ્રાચીન સાહિત્યનું અધ્યયન કરી વેદ, ઉપનિષદ, ગીતા વગેરેનાં આધુનિક ભાષ્યો કરી એના સિદ્ધાંતોને પોતાની સમજ મુજબ તત્કાલીન જાહેર જીવનમાં ઉતારવા મથતા.

મુખ્યત્વે અંગ્રેજી શિક્ષણ અને વ્યાપાર ઉદ્યોગના કેન્દ્ર હોવાને કારણે કલકત્તા, મુંબઈ, પૂના અને મદ્રાસ એ તે કાળના ભારતનાં મુખ્ય રાજનૈતિક, આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક કેન્દ્રો બની ગયાં હતાં. બાકીના દેશની નજર પણ સંસ્કૃતિનાં આ કેન્દ્રો તરફ મંડાયલી રહેતી.

### સૌરાષ્ટ્રનું વાતાવરણ

દેશની જ્યારે આવી હાલત હતી ત્યારે દેશને પશ્ચિમ છેડે આવેલા સૌરાષ્ટ્ર જેને તે કાળે કાઠિયાવાડ કહેતા—તેનું વાતાવરણ કેવું હતું? બસો કરતાંયે વધુ નાનાં મોટાં રજવાડાંઓના બનેલા કાઠિયાવાડનું વાતાવરણ તે વખતે મુખ્યત્વે જાગીરદારી કે સામંતશાહી હતું. રાજવીઓના વ્યક્તિગત ગુણ દોષ અને રુચિ અરુચિની સાથે દરેક રજવાડાના વહીવટ અને વાતાવરણમાં પણ ફેર પડતો. તેથી કેટલાંક દેશી રાજ્યો ખૂબ પ્રગતિશીલ હતાં તો ઘણાખરાં ખૂબ પછાત હતાં. પરંતુ બન્ને પ્રકારનાં રાજ્યોમાં કેટલાંક લક્ષણો સમાન હતાં. મોટાભાગનાં રાજ્યોમાં વિકાસ રાજધાનીઓમાં થતો, પણ પ્રજાની બહુમતી જે ગામડાંઓમાં રહેતી તેને ભોગે જ રાજધાનીઓની જાહોજલાલી દેખાતી. અંગ્રેજોના વહીવટ હેઠળના ભાગો કરતાં, (કેટલાંક અપવાદ રાજ્યોને બાદ કરીએ તો) બીજાં સર્વે રાજ્યોમાં બહારની દુનિયા સાથે સંપર્ક ઓછો રહેતો. તેથી એની પ્રજા કૂપમંડૂક બને એવો સંભવ વધુ રહેતો. કાઠિયાવાડનાં રાજ્યોની પ્રજાને બહારની દુનિયા તરફ ડોકાવાની એક માત્ર બારી મુંબઈ હતી.

પરંતુ કાઠિયાવાડ પોતે જ એક ઠીક ઠીક મોટું એકમ હતું અને એકમ તરીકે ત્યાંની પ્રજાની ઘણી વિશેષતાઓ જળવાઈ રહી હતી.

જેટલી જુદી જુદી રહેણીકરણી અને પહેરવેશ તમને કાઠિયાવાડની પ્રજામાં જોવા મળે તેટલી ભારતભરમાં એક ઉત્તરપૂર્વ અંચલને બાદ કરતાં બીજે ક્યાંય જોવા ન જડે. કાઠિયાવાડે ભારતીય

સંસ્કૃતિને ઠીક ઠીક પ્રમાણમાં જાળવી રાખી હતી. ભગવાન શ્રીકૃષ્ણ અને સુદામાના કાળથી માંડીને આજ સુધી જે જે માનવ પ્રવાહો સાથે ત્યાંની પ્રજાનો સંપર્ક થયો એની છાપ ઓછેવત્તે અંશે પણ કાઠિયાવાડે જાળવી રાખી હતી. તેથી ત્યાંની ભાષામાં, ત્યાંની લોકકથાઓમાં, ત્યાંના લોકસાહિત્યમાં, ત્યાંના લોકનૃત્યમાં, ત્યાંના પહેરવેશમાં, ત્યાંના રાચરચીલામાં, ત્યાંના આભલા અને તોરણોમાં ભારતીય સંસ્કૃતિનાં અનેક ચિહ્નો આપણને જોવા મળે. જો બહુ થોડા કાળ સારુ આફ્રિકાના હબશી લોકો અહીં આવ્યા, રહ્યા અને અહીંના બની ગયા તો એ હબશી લોકોનો 'ધમાલ' નામનો નૃત્ય-પ્રકાર આજ સુધી કાઠિયાવાડના લોકનૃત્યોમાં જળવાઈ રહ્યો છે—એ ઘટના ઉપલી વાતના પુરાવારૂપ છે.

જો એક બાજુ રજવાડાંઓનું વાતાવરણ કાંઈક અંશે બંધિયાર હતું, તો બીજી બાજુ કેટલાંક ધાર્મિક, સામાજિક તત્ત્વોને કારણે સમાજમાં એક પ્રકારની સ્થિરતા પણ હતી. જૈન ધર્માચાર્યોનાં પ્રવચનો અને પદયાત્રાઓ, વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરો, શૈવ સંપ્રદાયનાં શિવાલયો વગેરે કાઠિયાવાડની સંસ્કૃતિને સ્થિરતા આપનારાં તત્ત્વો બની રહેતાં. વળી ગામડાંઓ જો વિકાસની બાબતમાં ઉપેક્ષિત હતાં તો બીજી તરફ તેમાં એક કુટુંબભાવ જળવાઈ રહ્યો હતો. આજની માફક ત્યારે ગામડાંનું જીવન વેરણછેરણ થયેલું નહોતું.

આવા જીવનમાં વળી એક વધારાની છાપ પડતી પોતપોતાની જાતિઓ અને પોતપોતાનાં કુટુંબોના સંસ્કારની. પટેલ કુટુંબના સંસ્કાર એક પ્રકારના હોય, આયરના બીજા પ્રકારના, ગરાશિયાના ત્રીજા પ્રકારના, ચારણના વળી ચોથા પ્રકારના. કાઠિયાવાડના જુગતરામભાઈના કુટુંબ પર બ્રાહ્મણ કુટુંબના સંસ્કાર હતા.

### વેડછીનું વાતાવરણ

આ અરસામાં વેડછી ક્ષેત્રનું વાતાવરણ કેવું હતું? બ્રિટિશ માલિકી-ના ઊજળિયાત ગામોમાં થયેલ કેળવણીનો સ્પર્શ ગુજરાતના આખા પૂર્વ પટા પર વસતા આદિવાસીઓને પ્રમાણમાં ખૂબ ઓછો થયો હતો. વેડછી ક્ષેત્રનું સૌથી મહત્ત્વનું ભૌગલિક તત્ત્વ હતું જંગલ. આદિવાસી ખેડૂતોની ઝૂંપડીઓ હતી, તો તે પોત-પોતાના ખેતર પર. એટલે ગુજરાતના બીજા ભાગોમાં જેમ ફળિયાંવાર વસેલાં ગામડાં જોવામાં આવે છે તેવાં ગામડાં ત્યાં નહોતાં. એક એક ગામનો વિસ્તાર ગાઉ ગાઉ સુધી હોય પણ આખા ગામની વસ્તી માંડ સો જેટલી થાય. વાઘવરુનો ભય પણ ખરો. સાંજે બહાર નીકળવું હોય તો હાથમાં બળતું લાકડું લઈને નીકળવું પડે. ગાડા રસ્તા જૂજજૂજ, મોટાભાગની પગ-દંડીઓ. તેથી જ અહીંના લોકોને પહોળા રસ્તા પર ચાલવું હોય ત્યારે પણ એકબીજાની પાછળ હાર કરીને ચાલવાની ટેવ પડી છે. લોકોના મન પર અંધશ્રદ્ધા અને વહેમની અસર હતી. મરી ગયેલા પૂર્વજો વાઘોડિયાનું રૂપ લઈને દેખા દેતા, એવી માન્યતા તો જુગતરામભાઈના આ ક્ષેત્રમાં આવ્યા બાદ પા સદી પછી પણ પ્રચલિત હતી.

સમાજ જીવન પર ભૂવો, શાહુકાર, જમાદાર, અને કલાલની છાપ હતી. આ બધા એક યા બીજા પ્રકારે આ કાળીપરજ (જેને પાછળથી ડૉ. સુમંત મહેતાએ 'રાનીપરજ' નામ આપ્યું)નું શોષણ જ કરતા. તેથી આ લેખકને અનુભવ છે કે જ્યારે ૧૯૪૬–૪૭માં અમે આ ક્ષેત્રમાં શાળા ખોલવાની દૃષ્ટિએ પ્રવાસ કર્યો ત્યારે અમને જોઈને ગામનાં છોકરાંઓ બીકના માર્યા વાડામાં ભરાઈ જતાં. ઊજળિયાત લોકો એટલે ચેતીને ચાલવા જેવા લોકો—એવી લાગણી આ પ્રજાના મનમાં વરસોની ઠોકરો ખાઈ ખાઈને જન્મી હતી.

જુગતરામભાઈએ આ ક્ષેત્રમાં તો ભર જુવાન અવસ્થામાં પ્રવેશ કરેલો. ત્યાર પહેલાં જ રાનીપરજમાં સુધારાની થોડી હવા ચાલુ થઈ ગયેલી. પણ આપણે અત્યારે જે કાળની વાત કરીએ છીએ—વીસમી સદીના આરંભની—તે વખતે રાનીપરજમાં શિક્ષણ માટેનો કે સુધારા માટેનો આગ્રહ જન્મ્યો નહોતો. મધ્યપ્રદેશ, ઓરિસા, બિહાર, તામિલનાડુ, કર્ણાટક અને પૂર્વાંચલના અનેક આદિવાસી ક્ષેત્રો આજે જેવાં છે તેવું જ વેડછી ક્ષેત્ર વીસમી સદીના આરંભમાં હતું.

આમાંથી પહેલાં વર્ણવ્યા તેવા વાતાવરણમાં અને તેવા સંસ્કારમાં આપણી કથાના નાયકે જન્મ લીધો હતો; અને પાછળથી વર્ણવ્યા તેવા ક્ષેત્રમાં એમણે પોતાનું જીવન સમર્પી દીધું હતું.

### ૪ સંસ્કારનું ઉદ્‌ગમસ્થાન શૈશવ

સૌરાષ્ટ્રના ઝાલાવાડની ભૂમિમાં મૂળ વીરમગામથી લખતર જઈને વસેલા એક સંસ્કારી પરિવારમાં ઓગણીસમી સદીના છેવટના ભાગમાં જુગતરામભાઈનો જન્મ થયો હતો.

મનોવૈજ્ઞાનિકોનું કહેવું છે કે માણસના જીવનમાં સૌથી વધુ પ્રબળ સંસ્કાર પાડનાર વર્ષો એનાં બાલ્યકાળનાં હોય છે. આ કાળ એના વ્યક્તિત્વના સાચા ઘડતરનો કાળ હોય છે. પરંતુ જેમ જેમ માણસની ઉંમર વધતી જાય છે તેમ-તેમ તે તેના બાલ્યકાળના ઘડતરની વિગતો ભૂલતો જાય છે. મોટપણમાં કરેલી નોંધોમાં સંસ્કારસિંચન કરનારી આ ઘટનાઓ કે વ્યક્તિઓ પૈકી થોડીક જ ટકી હોય છે. જુગતરામભાઈએ લખેલી 'મારી જીવનકથા'માં તેમણે જીવનના બાલ્યકાળને 'પહેલું પર્વ : દેવનગરી વઢવાણ' એવું શીર્ષક આપી તેમાં બાપા (પિતામહ ગણપતરામ દવે), કાકાભાઈ (પિતા શ્રી ચીમનલાલ દવે), દેવનગરી વઢવાણ અને નાટકશાળાવાળું ધ્રાંગધ્રા એવાં ચાર પ્રકરણો પાડ્યાં છે. ગાંધીજી સાથે જોડાયા ત્યાર બાદ જુગતરામભાઈ દ્વિજ થયા. ત્યાર બાદ એમના અનેક ગુણો આપણને નવા પ્રગટતા કે પુષ્ટ ને પુખ્ત થતા જોવા મળે છે. પરંતુ દ્વિજ થતાં પહેલાં પણ જુગતરામભાઈના વ્યક્તિત્વમાં એવા ગુણો હતા કે જેની ઉપર ગાંધીની કલમ આસાનીથી ચડી શકી છે. આ મૂળ ગુણોને ઘડવામાં બાલ્યકાળનાં આ વર્ષો ખૂબ મહત્ત્વનાં હતાં. જીવનકથાનાં આ પ્રકરણો પર નજર નાખતાં એ વાત સ્પષ્ટપણે સમજાય છે કે સંસ્કાર સિંચનના આ નાજુક કાળમાં બાળક જુગતરામ પર નીચેનાં ત્રણ પ્રકારનાં તત્ત્વોની ઊંડી અસર પડી હશે : કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓની, કેટલાંક વિશિષ્ટ સ્થળોની અને કેટલાક વિશિષ્ટ તહેવારોની.

### વ્યક્તિઓની છાપ

નાનપણમાં જુગતરામભાઈના જીવન પર કદાચ સૌથી વધુ અસર કોઈ બે વ્યક્તિઓની પડી હોય તો તે એમની બા જેને પિયેરમાં

નાની હોવાને લીધે નાનુબા અને સાસરે ડાહીબહેન કહેતાં તેમની અને અને પિતામહ ગણપતરામભાઈની. માતા નાનુબાને પિયેરમાં મહાદેવજી અને માતાજીની ભક્તિના સંસ્કાર મળેલા હતા. પણ સાસરે શ્વશુર પોતે સ્વામીનારાયણના ભક્ત હતા. એટલે કોઈક વાર પિયેરના સંસ્કારને લીધે છીંક ખાધા પછી 'અંબા મા' એમ તેમનાથી બોલાઈ જાય ત્યારે કટ્ટર સ્વામીનારાયણ સંપ્રદાયના બાપા ગણપતરામ બોલી ઊઠતા: 'અંબા ડોશી હતી તે તો ક્યારની મરી ગઈ છે, સ્વામીનારાયણનું નામ નથી લેવાતું?' નાનુબા આ ઠપકો શાંતપણે સહન કરી લેતાં અને નવા જીવનમાં પોતાની જાતને ગોઠવી દેતાં. જીવનના ફેરફારોને શાંત રીતે કશી પણ ફરિયાદ કર્યા વિના સ્વીકારી લેવાની નાનુબાને ટેવ હતી એમ લાગે છે. તેથી જ જુગતરામભાઈની બાળવયે જ જ્યારે નાનુબા વિધવા થયાં ત્યારે બંને બાળકો જોડે મુંબઈનું જીવન છોડી પ્રથમ સાસરે લખતર અને પછી પિયેર વઢવાણ આવીને ચૂપચાપ વૈધવ્યનું કષ્ટ વેઠી લીધું.

દાદા ગણપતરામ કોઈ કાળે સુરતમાં રહ્યા હશે. તેથી જ ઘરનાં બાળકો પોતાની બાને સુરતી રિવાજ મુજબ 'જી' અને પિતાશ્રીને 'કાકાભાઈ' કહેતાં. પણ મૂળ વતન વીરમગામ આજે પણ એમનાં કુટુંબીજનો ત્યાં રહે છે એવી નોંધ જુગતરામભાઈ 'મારી જીવનકથા'-માં કરે છે. ગણપતરામદાદા કોઈક કાળે રૂનો વેપાર કરવા ગયા ત્યારે તેમાં ઘર વેચીને દેવું ભરવું પડેલું.

લખતર દરબારના ખાનગી ખાતાના કારભારી તરીકે ગણપતરામ દાદા લખતરમાં લોકોનો સારો આદર ધરાવતા. ગામલોકો એમને 'બાપા' કહીને સંબોધતા. પોતે પેન્શન પર હતા છતાંય રોજ માથે કાળી પુણેરી પાઘડી પહેરીને અને હાથમાં લાકડી લઈને દરબાર તરફ આંટો મારી આવતા.

બાપા વહેલા જાગી, દાતણ કરી, ઘરમાં આવે ત્યારે ઓશરીમાં સૂતેલાં નાનાં બાળકોને ઝારીના પાણીથી થોડાં ભીંજવી વાત્સલ્યભર્યા અવાજે 'જુગતભાઈ', 'સોમાભાઈ,' વગેરે માનભર્યાં સંબોધનોથી સંબોધીને જગાડે. ભોજન વખતે બાપા બાળકોને સાથે લઈને બેસતા અને એમને પણ નાના નાના પાટલાઓ પર બેસાડતા. એક બાળ શિક્ષક તરીકે જુગતરામભાઈએ દરેક બાળકને સ્વતંત્ર વ્યક્તિ તરીકે જોવાનો આગ્રહ રાખ્યો અને બાલવાડીમાં રમકડાંને બદલે બાળકોનાં માપનાં કામકડાં દાખલ કર્યાં તેનાં મૂળિયાં પિતામહે નાખેલા આ સંસ્કારમાં હોય તો નવાઈ નહિ.

જુગતરામભાઈને તરતાં પણ દાદાએ શીખવેલું. 'બાપા ઘણી વાર લખતરના મોતીસર તળાવે નાહવા જતા. એકવાર મને સાથે લઈ ગયા હતા અને મને બે હાથ ઉપર ઊંધો સુવાડી તરતાં શીખવી દીધું હતું. હું થોડી મિનિટમાં જ ઠગતો થઈ ગયો હતો. જ્યારે જ્યારે આગળ ઉપર તરવાનો પ્રસંગ આવે છે ત્યારે તરવાનો રસ પ્રથમ ચખાડનાર બાપા હતા એ અવશ્ય યાદ આવી જાય છે.' તરવાનો શોખ જુગતરામભાઈને જિંદગીભર રહ્યો. એમના સંસ્મરણોને પાને પાને તરવાની ને ધૂવામાં ડૂબકા મારવાની વાર્તા નોંધાયેલી છે.

પિતાની છાયા જુગતરામભાઈને બહુ થોડી મળેલી. તદ્દન નાની ઉંમરે તેઓ મુંબઈમાં પ્લેગના રોગના શિકાર થયેલા. પિતાના મૃત્યુનું અને તે સમયની એમની લાગણીનું વર્ણન આપણે તેમના જ શબ્દોમાં જોઈએ:

'તેવામાં કાકાભાઈ માંદા પડ્યા. અમારી ઓરડીનું વાતાવરણ ગમગીન બન્યું, પ્લેગ નીકળ્યો છે એમ સૌ વાતો કરતાં. ત્રણેક દિવસ માંદગી ચાલી હશે. સાથળમાં નીકળેલી ગાંઠને તપાવેલી લાલચોળ ઈંટ વડે કાકાભાઈના મિત્રો શેકતા એ મને યાદ આવે છે. ત્રીજે કે ચોથે દિવસે અમારે દેશમાં ચાલ્યા જવું એમ નક્કી થયું. માંદા માંદા કાકાભાઈએ ડગલો પહેર્યો, માથે પાઘડી મૂકી અને બારણા પાસે જઈને જોડા પહેરવા માંડ્યા ત્યાં પગ સજ્જડ થઈ ગયો અને શરીર ઢળી પડ્યું. "ઝોલો આવ્યો છે" એમ લોકો વર્ણન કરતા હતા. દર્દીને ઉપાડીને પાછા પથારીમાં સુવાડવામાં આવ્યા. દેશમાં જવાનો કાર્યક્રમ રદ થયો. મને બીજાની ઓરડીમાં લઈ જઈ ત્યાંનાં બાળકોની સાથે વાળુ કરાવી સુવાડી દીધો.

'સવારે જાગીને જાણ્યું કે કાકાભાઈ અક્ષરવાસી થયા હતા અને લોકો તેમને સોનાપુર સ્મશાને લઈ ગયા હતા.

'બે ત્રણ દિવસ પછી નાનુબા અમને બે બાળકોને લઈ લખતર ગઈ. ત્યાં બાપા અમને ભેટીને ખૂબ રડ્યા.'

પિતાશ્રી પ્લેગના દરદીઓની સેવા કરતા કરતા જ એમાં સપડાયા હતા. તેને અંગે જુગતરામભાઈ નોંધે છે, 'તે વર્ષે મુંબઈમાં પ્લેગ ઘણુ વાળી રહ્યો હતો. મુંબઈમાં ઝાલાવાડથી નોકરી માટે આવેલા ભાઈઓનું એક મિત્રમંડળ જેવું હતું. તેઓ આ કટોકટીના દિવસોમાં એકબીજાને ખૂબ જ મદદરૂપ થતા. માંદાની પથારી પાસે ઉજાગરા કરી બનતી ચાકરી અને દોડાદોડી કરતા અને પ્લેગ કોઈને છેલ્લો ઘા મારી ગબડાવી પાડે ત્યારે બધા ભેગા મળી મરનારને સોનાપુર પહોંચાડતા. તેમાં કાકાભાઈ પણ આગળ પડતો ભાગ ભજવતા. પિતાશ્રી મારા નાનપણમાં જ ગયા એનો આઘાત છાતી પરથી ઘણો વખત ગયો નહિ, પણ આગળ ઉપર તેઓ કેવા સંજોગોમાં ગયા એનું જ્ઞાન મને થયું ત્યારે મનમાં મનમાં એક જાતનું ગૌરવ થયું.' કાકાભાઈની પૂજાની સામગ્રી જુગતરામભાઈએ વિશેષ આદરથી અપનાવી લીધી હતી. અનેક વર્ષ સુધી પૂજા પણ કરી હતી. 'પણ વધારે તો તેમાં મળેલી ગીતાની નાની પુસ્તિકા મેં તેમના વારસારૂપે મારી પાસે રાખી. તે વર્ષોમાં ગીતામાંથી રોજ એક બે કે ત્રણ અધ્યાયો વાંચી જવાનું રાખ્યું હતું. સંસ્કૃત ભાષાનો પરિચય હાઈસ્કૂલના અભ્યાસમાં વર્ષોવર્ષ વધી રહ્યો હતો, તેથી હું ગીતાના શ્લોકોનો અર્થ મોટો મોટો સમજતો થયો હતો... ગીતાના કેટલાક શ્લોકો મોઢે ચડવા લાગી ગયા હતા. અને ચરણો અને શબ્દો મોટી સંખ્યામાં પરિચિત થયા હતા. તેના અર્થ પણ સમજાતા થયા હતા.' એવી જ એક અસર બાના કાકા વિદ્યારામ કાકાભા (વિદ્યારામ રામજી શુક્લ)ની જુગતરામભાઈ પર પડી હતી. પેન્શનની રકમ લેવા તેઓ વઢવાણથી સોળ માઈલ ચાલીને ધંધુકાની કચેરીએ દર મહિને જતા. વડોદરામાં નૃસિંહાચાર્યે કાઢેલા શ્રેયસાધક અધિકારી વર્ગના તેઓ સભ્ય હતા.

સંસ્કાર ઘડતરમાં જે લોકોની અસર થઈ હતી તેમાં આ ચાર આપ્તજનો ઉપરાંત વઢવાણની દાજીરાજ હાઈસ્કૂલના એક ગિરિધરલાલ નામના શિક્ષક અને ધ્રાંગધ્રાની ગુજરાતી શાળાના એક શિક્ષક જેમનું નામ જુગતરામભાઈ ભૂલી ગયા છે, તેમણે એમની ઉપર દેશભક્તિના સંસ્કાર નાખ્યા હતા. ગિરધરલાલ વિશે તેઓ કહે છે: '(તેઓ) ઘણા ઉત્સાહ સાથે અમને સ્વદેશીનો

ઉપદેશ આપતા તે માટે ખાસ યાદ રહ્યા છે. તે દિવસો રેંટિયા ખાદીના અને ગ્રામોદ્યોગોના નહોતા. આ શિક્ષક પોતાનાં કપડાં અને બીજી અંગત વસ્તુઓમાં હિંદની મિલોમાં બનેલી વસ્તુઓ વાપરવાના આગ્રહી હતા તે અમે જોઈ શકતા. અમારા જીવનમાં પણ તેમના સત્સંગથી સ્વદેશીનો શોખ જન્મ્યો.'

જુગતરામભાઈને કોઈ શિક્ષક એમની વિદ્વત્તા સારુ તો કોઈ એમની શીખવવાની કળા સારુ યાદ છે. પણ એમના ઉપર ઊંડી છાપ તો એ જ શિક્ષકોની પડી છે જેમણે જીવન અંગે એમને કોઈ દૃષ્ટિ આપી હોય. અને તે પણ માત્ર ઉપદેશથી નહિ પણ પોતાના આચરણ દ્વારા. પણ તે કાળના મિત્રોની યાદ એમને કોઈ બીજા જ કારણસર રહી છે! જે ગુણો પોતામાં નહોતા કે ઓછા હતા, તેવા ગુણો જે સાથીઓમાં જોયા તેવા મિત્રોને જુગતરામભાઈ હજીયે યાદ કરે છે. જુન્નરકર નામના એક છોકરાને સંસ્કૃત, ઇતિહાસ, ભૂગોળ વગેરે એટલાં આવડતાં કે એ જોઈને નાનો જુગતરામ આશ્ચર્ય ચકિત થઈ જતો. નબળા જુગતરામને શરીરે પુષ્ટ માહેશ્વરને ગુરુ બનાવી એની પાસે યોગ, ધ્યાન, ત્રાટક વગેરે શીખવાનું મન થાય છે અને વજાભાઈના વિનોદી સ્વભાવમાં ખેંચાઈને જુન્નરકર પાસે કાચા વિષયોને પાકા કરી લેવાની પ્રેરણા લીધેલી તે ભૂલી જતો. પરિણામે એ મેટ્રિકમાં ત્રણ ત્રણવાર નાપાસ થાય છે. પણ વજાભાઈ પાસે મેળવેલા વિનોદને એ એમ કહીને ગાંઠે બાંધે છે કે જીવનમાં રહેલો કંઈક અભાવ આ મૈત્રીમાંથી મળી ગયો હતો.

કુટુંબીજનો, ગુરુજનો મિત્રો વગેરેની છાપ તો જુગતરામના બાળમાનસ પર ઊંડી પડી જ હતી. પરંતુ જીવનની રોજે રોજની કેટલીક નજીવી જણાતી ઘટનાઓ કે પ્રક્રિયાઓ પણ એ માનસ પર કાયમી અસર કરી ગઈ. ગણપત બાપાનું વહેલા ઊઠવું; બાળકોને માન દઈને સંબોધવું; કાકાભાઈનું દૂર દૂર સુધી ફરવા જવું; નર્મદાગિરિ નામના નાગાબાવાનો જાતે પાણી પાઈને બાગ ઉછેરવો, નાનુબાનો મંદિરમાં જઈ નૈવેદ્ય ચડાવવો; કાકાભાઈની નિત્ય પૂજા અને ગીતાપાઠ; અને માહેશ્વરનાં યોગાસનો જુગતરામના અસ્તિત્વને ઘડનાર સંસ્કાર સિદ્ધ થયા હતા.

આજે નેવુંની વય વટાવી ગયા પછી જુગતરામભાઈને વિસ્મૃતિ થાય છે. પરંતુ વિસ્મરણોનાં બધાં પડળો ભેદીને આજે પણ એમના મનમાં નાનપણની જે મૂર્તિઓની સ્મૃતિ તાજી છે તે પિતામહ ગણપત બાપા અને માતા નાનુબાની. ગણપત બાપાએ નાનપણથી એમને સ્વતંત્ર વ્યક્તિ તરીકે ગણીને યોગ્ય સમ્માન આપ્યું હતું. જુગતરામભાઈના જીવન પર સૌથી ઘેરી છાપ પાડનાર સંસ્કાર પૈકી આ એક હતો. દાદા તેમને પોતાની જોડે ફરવા લઈ જતા. એમાંથી કુદરત અને ગામડાંનો પ્રેમ સાંપડ્યો. દાદાએ એમને તરતાં શીખવ્યું. સમગ્ર જીવન પ્રત્યે આનંદમયી નજરે જોવાની દૃષ્ટિ ત્યાંથી લીધી હશે? તરવું એવી ક્રિયા છે કે જેમાં શીખવનાર માત્ર ટેકો આપે છે. મહેનત તો શીખનારે જ કરવી પડે છે. આગળ ઉપર જુગતરામભાઈ જે રાનીપરજની સેવા કરવાના હતા તેમને શીખવવાની એમની રીત તરતાં શીખવનાર જેવી જ હતી. અને નાનુબાનો પ્રેમ અને એમની ભક્તિ જુગતરામભાઈના જીવનને સદા સભર રાખે છે. માતાનું મૃત્યુ એવા વિશિષ્ટ સંજોગોમાં થયું. તેઓ હરદ્વાર યાત્રાએ ગયાં ને પાછાં ફર્યાં જ નહિ. જતી વખતે કામની ભીડને લીધે જુગતરામભાઈ તેમને અમદાવાદ સ્ટેશને મળવા નહોતા જઈ શક્યા તેનો વસવસો મનમાં રહી ગયો. માતાના મરણથી તે ટાણે તો વેદના જ થઈ. પણ એ વેદના ઊંડી ઊતરીને એમના ચિત્ત પર ભક્તિરૂપે સદાને માટે અંકાઈ ગઈ.

નાનપણમાં ઝાલાવાડની બહારથી કાંઈક રુક્ષ દેખાતી ભૂમિ પણ જુગતરામભાઈ પર રસ રેડી ગઈ લાગે છે. એમાં એ ભૂમિ અને એનો રસ ઝીલનાર બંનેનું મહાત્મ્ય હોય એમ લાગે છે. એ ભૂમિમાં કાંઈ રસકસ હશે એટલેસ્તો ત્યાં કાંત, કલાપિ ને શેષ જેવા કવિઓ પાક્યા હશે ને? અને એ રસને ઝીલનારામાં દૈવત હશે તેથીસ્તો એ પ્રદેશના ટૂંકા વર્ણનમાં પણ જુગતરામભાઈને વઢવાણને 'દેવનગરી' અને ધ્રાંગધ્રાને 'નાટકશાળાવાળું નગર' કહેવાનું મન થઈ જતું હશે ને!

### વઢવાણ

જુગતરામભાઈના બાલમાનસ પર જેટલી છાપ દેવનગરી-શા વઢવાણનાં વાઘેશ્વરી અને ખીમશંકર મહાદેવનાં ભવ્ય મંદિરોની પડી હતી એનાથી જરાય ઓછી ભોગાવાને કાંઠે આવેલ રાણકદેવીની દેરીની નહોતી પડી. 'આ દેરું લોકોનું દર્શન માટે આવવા જવાનું નહિ પણ અમારા જેવાં છોકરાંઓને જાણે રમવા માટેનું સ્થળ હતું. તેમાં કોઈ દીવા નહિ. આરતી નહિ, પૂજા નહિ ને પૂજારી નહિ. વાયુદેવ વાળી જાય અને સૂરજદેવ અજવાળાં મૂકી જાય, અને ગામનાં છોકરાં દોડાદોડ કરી આનંદમંગળ કરી જાય. સામાન્ય દેવસ્થાનોમાં દેવ આગળ જે થોડી મર્યાદાઓ રાખવાની રહે તે આ સ્થાનમાં કશી જ પાળવાની નહિ, એવું આ સર્વ-બંધનમુક્ત દેરું હતું.' જુગતરામભાઈના જીવનમાં આધ્યાત્મિકતાની ધારા આદિથી અંત સુધી વહી છે. પરંતુ એ આધ્યાત્મિકતાનો લેશમાત્ર પણ દેખાડો નથી. એ આધ્યાત્મિકતા રાણકદેવીના દેરા જેવી આડંબરવિહીન, પ્રકૃતિ-શી સત્યપૂત, અને સ્વાભાવિક, સર્વ બંધન-મુક્ત અને આનંદમંગળમય છે.

### ધ્રાંગધ્રા

ધ્રાંગધ્રા વિશે જુગતરામભાઈ નોંધે છે: 'ધ્રાંગધ્રા જતાં મારા ઉપર પહેલી છાપ જે હકીકતની પડી તે એ હતી કે અહીંની હાઈસ્કૂલ ત્યાંના રાજસાહેબની નાટકશાળામાં બેસતી હતી.' અને આ રાજવીએ શહેરના એક બે મોટા રસ્તાઓ પરનાં ઘરો પડાવી તેના ઉપર પથ્થરથી બાંધેલાં મુખડાંવાળાં સુંદર ઘરો બાંધવાની લોકોને ફરજ પાડી હતી. તેથી ધ્રાંગધ્રા શહેર રોનકદાર લાગતું હતું'.

સામાન્ય રીતે વઢવાણ અને ધ્રાંગધ્રાના કસબાઓમાં નાનપણનાં વર્ષો વીત્યાં હતાં છતાં ગામડાનો પ્રથમ સંપર્ક એમને થયો એની મધુર સ્મૃતિ એમને જીવનભર રહી ગઈ હતી. 'નાનુબા અને અમે થોડાં છોકરાંઓ ખેડૂતોની સાથે કાલાં વીણવા ગયાં હતાં. ગાડામાં બેસવાનો, ખેતરમાં કાલાં વીણવાનો અને ઝાડને છાંયે બેસીને ભાતું ખાવાનો અનુભવ ખૂબ જ અદ્ભુત લાગ્યો હતો. તે અનુભવ વખતે જ કપાસનો છોડ કેવો હોય, અને તેનું કાલું કેવું હોય તે મને ધારીને જોવાનું મળ્યું હતું.'

વળી: 'બે પ્રસંગ બીજા પણ મને યાદ રહી ગયા છે. એકવાર વઢવાણથી પગે ચાલીને અમે લખતર ગયાં હતાં, રસ્તે ખેતરોની કેડીઓ પરથી ચાલવાનું. વચ્ચે તળાવો આવે અને ગામડાંઓ પણ આવે. બીજા પ્રસંગે વઢવાણથી ચાલીને છોકરાઓની ટોળી

સાથે અમે લીમડી ગયા હતા. આગળ ઉપર મેં ગુજરાતી કાવ્યોનો અભ્યાસ કર્યો ત્યારે તેમાં ક. દ. ડા. ની રચેલી "બાપાની પીપર"ની કવિતા વાંચી. તે જ્યારે જ્યારે વાંચું ત્યારે આ લીમડીના રસ્તા પર આવતી એક પીપર મને ખાસ યાદ આવે છે.' આ કવિ હૃદય પર પ્રકૃતિ પોતાની છાપ છેક નાનપણથી જ મૂકતી જતી હતી. એટલેસ્તો સામાજિક પ્રસંગમાં પણ પ્રકૃતિની જ વિશેષ યાદ છે : 'તે દિવસોમાં વધારેમાં વધારે રોમાંચકારી મારે માટે મામાના પુત્ર નાનાભાઈની જાનમાં જવાનો હતો. જાન ઠેઠ ભાલમાં ભડિયાદ ગામે ગઈ હતી. જાનમાં ૬-૭ ગાડાં હતાં. અમે છોકરાંઓ ઘડીક ગાડામાં બેસીએ અને ઘડીક ચાલીએ. રસ્તે આવેલ એક તળાવને કાંઠે ગાડાં છોડેલાં. તળાવમાં પડીને નાહેલાં અને પછી પાળ ઉપર ભાતું ખાધેલું એ બધું યાદ રહી ગયું છે.'

### ઉત્સવ

જુગતરામ નાનપણથી જ ઉત્સવપ્રિય હશે એમ જણાય છે. એ કાળના ઉત્સવોમા તેઓ અત્યંત ઉમળકાથી ભળતા. જીવનકથાના પ્રમાણમાં સાવ ટૂંકા નાનપણના પ્રસંગોમાં પણ તેઓ ત્રણ ચાર ઉત્સવોની નોંધ લેવાનું ચૂકતા નથી અને એ નોંધ કરતી વખતે ૬૦-૭૦ વર્ષના ગાળા પછી પણ એમનું હૃદય ગરબીને તાલે નાચી ઊઠે છે અને હોળીને રંગે રંગાય છે. 'વાઘેશ્વરી માતાના વિશાળ ચોકમાં નોરતાની રાત્રિઓમાં એ ગામના પુરુષો માતાની ગરબી ગાય, અને જેમ જેમ રાત્રિ વધતી જાય તેમ તેમ તેમના ઠૂઠકા અને ગરબા પણ વધારે ને વધારે જોસમાં ચાલતા જાય.

જ્યારે ભોમિ ભાર વધ્યો ઘણો રે,
ભોમિ ગઈ બ્રહ્માની પાસ જો!
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું રે!

આવી કોઈ દશાવતારની ગરબી ઉપાડવામાં આવતી તે ઠેઠ સવારો સવાર ચાલતી. અમને નાનાં છોકરાંઓને આ વખતે ગરબી રમવાની સારી તાલીમ મળી રહેતી.'

આ ગરબીના તાલ જુગતરામભાઈએ વર્ષો પછી વેડછી ક્ષેત્રમાં આવ્યા પછી ફરી ઉપાડ્યા હતા અને જેમના રક્તમાં જ વિશ્વછંદ ઉદ્વેલિત થતો હતો તેવાં આદિવાસી બાળક બાલિકાઓ અને કિશોર કિશોરીઓએ એ તાલ સાવ સ્વાભાવિક રીતે ઝીલ્યા હતા. સિત્તેર વરસ વટાવી ગયા પછી પણ જુગતરામભાઈ વેડછીના ઉત્સવની ગરબીમાં સાવ સહજતાથી ભળી જતા એનું કારણ વઢવાણમાં બાલ્યકાળે પડેલા સંસ્કારો જ હશે ને?

દશેરા હોળી, અને બળેવના ઉત્સવોનાં વર્ણન પણ જુગતરામભાઈ એટલા જ ઉત્સાહથી કરે છે. પરંતુ નૈમિત્તિક ઉત્સવો જેટલો જ ઉત્સાહ જુગતરામભાઈને નિત્યના પ્રસંગો વિશે પણ હતો. વઢવાણમાં મોતી માતાજી અને પુરી માતાજીની ઓરડીમાં નાનકડા લાલજી મહારાજની પૂજા આરતી વખતે વાઘેશ્વરીમાની બહેનો તતઃ કિમ્ તતઃ કિમ્ તતઃ કિમ્ નું શંકરાચાર્ય કૃત સ્તોત્ર જેમ તેમ ઉચ્ચારતી તેમનું કીર્તન ૭૦ વર્ષ પછી પણ જુગતરામભાઈના મનમાં ગુંજતું હતું. 'રામબોલ' મંદિરમાં વખતોવખત થતી રામાયણની કથાઓ અને રામલીલાઓ અને કૃષ્ણાષ્ટમી નિમિત્તે શાસ્ત્રીય રાગોમાં અને ગવાતાં ગીતો અને પૂજારીઓને મુખે ગવાતી આરતીઓ અને સાધુઓને મુખે વંચાતાં વચનામૃતોએ પણ જુગતરામભાઈના ચારિત્ર્યને ઘડવામાં ફાળો આપ્યો હશે.

### ધૂમ્રપાન

આ કાળ દરમિયાન ચારિત્ર્ય પર ઝાંખપ લગાડનાર બે પ્રકારના અનુભવોનો ઉલ્લેખ પણ જુગતરામભાઈએ પોતાની જીવનકથામાં કર્યો છે. બંને અનુભવો ધૂમ્રપાન સંબંધી હતા. રાણકદેવીના દેરાનું વર્ણન કરી જુગતરામભાઈ એ વાતની નોંધ લેવાનું ચૂકતા નથી કે: 'આ દેરું અમારા ઘરની નજીક આવેલું હોવાથી અમારી શેરીનાં છોકરાંઓનું આશ્રયસ્થાન હતું. અમારી ટોળી મા બાપ અને વડીલો વચ્ચે જે જાતજાતની ધીંગામસ્તી ન કરી શકીએ અને બીડીના ધુમાડા ન કાઢી શકીએ તે બધું અમે રાણકદેવીના નિર્જન દેરામાં શીખતા! મારી ઉમ્મર ઘણી નાની અને નબળી. તેથી જોકે મોટા છોકરાઓની વાદે હું કોઈ વાર ધુમાડો કાઢું, પણ મને તો તેનાથી મજા આવવાને બદલે ફેર ચડતા અને મોં ખરાબ થઈ જતું. અમારા ઘરમાં વઢવાણમાં તેમ જ લખતરમાં વડીલોને તો બીડી તરફ અત્યંત ઘૃણા હતી. નાનુબા તો તેનાં બાળકો ધુમાડા કાઢે એ સહન જ કરી શકતી નહોતી. મારા મોટાભાઈ માધવલાલને એક વાર બીડી પીતાં જોયા તેથી રોષ રોકી ન શકવાથી તેણે માથામાં લાકડું મારી તેને લોહી લોહાણ કરી દીધો હતો અને પછી બિચારી રડવા બેઠી હતી. આ પ્રસંગ મને અત્યંત ત્રાસજનક લાગ્યો હતો.'

ધૂમ્રપાનનો બીજો પ્રસંગ કાંગઠાનો—નાગાબાવા નર્મદાગિરિની સાથેનો. બાવાની ધૂણી પાસે આસપાસના ભરવાડ, રબારીઓ, ખેડૂતો, વટેમાર્ગુઓ બેસવા આવતા, અને તેમની ચલમના બે દમનો લાભ લઈ જતા. જુગતરામભાઈ પણ તેમાં ભળ્યા. એને વિશે તેઓ કહે છે : 'મને તો બીડીનો ધુમાડો પણ સહન થતો નહોતો તો આ ચલમમાંથી સીધો ફેફસામાં પેસી જતો તંબાકુનો ગોટાબંધ ધુમાડો તો કેમ સહન થાય? ગભરામણ જેવું થઈ જતું. છતાં સરખે સરખા મિત્રોના ઉત્તેજનથી કોઈ કોઈ વાર ચાખી લેતો. બાવાજી અને બીજાઓ તો જોરથી એવો દમ ખેંચતા કે ચલમ ઉપર ભડકો થઈ જતો.'

આવાં હતાં જુગતરામભાઈનાં સંસ્કાર સંચયનાં વર્ષો. વઢવાણ વિશે એમણે ઉચિત રીતે જ કહ્યું છે કે 'વઢવાણનાં આ ચાર પાંચ વરસ મારા આયુષ્યનાં મૂળિયાં રૂપ હતાં.'

### જન્મતિથિ અનિશ્ચિત

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં આપણે જુગતરામભાઈની જન્મ-તિથિનો વિષય ચર્ચી લઈએ. દુર્ભાગ્યે એમના પોતાના મનમાં એ બાબતમાં વિસ્મરણ છે અને એને અંગે સાથીઓએ જે માહિતી મેળવવા પ્રયાસ કર્યા છે તેમાં અને જુગતરામભાઈએ કરેલી નોધમાં તારીખ કે વર્ષનો મેળ નથી ખાતો. જુગતરામભાઈએ પોતાની જીવનકથામાં 'મારો જન્મદિન' નામનું એક નાનું સરખું પ્રકરણ જ લખી નાખ્યું છે. તેમાં પોતાને તે ચોકકસપણે યાદ નથી એની સહેજ શરમ સાથે નોંધ લે છે. જન્માક્ષરનાં કાગળિયાં ખોવાઈ ગયાં છે. પણ વરસગાંઠ ભાદરવા સુદ તેરસની છે એટલું જુગતરામ-ભાઈને ચોકકસ યાદ હોય એમ જણાય છે. મારી જીવનકથામાં એમણે પોતાની ઉમર અંગે જે અંદાજ કર્યો છે તે પણ જુદી જુદી જગાએ જુદો જુદો છે. જોકે એમણે ઉપરોક્ત પ્રકરણમાં એવો હિસાબ કર્યો છે કે એમણે મેટ્રિકની પરીક્ષા પહેલી વાર આપેલી ત્યારે ૧૬મું વર્ષ ચાલતું હતું. અને તે ૧૯૦૪નું વર્ષ હતું તેથી એમની

જન્માની તારીખ ૧૮-૯-૧૮૮૮ની હોવી જોઈએ. શ્રી બળવંતભાઈએ આ બાબતમાં વઢવાણ જઈને તપાસ કરેલી. ત્યાંની દાજીરાજ હાઈસ્કૂલમાં એમની જન્મ તારીખ ૧૮મી નહિ, પણ ૧લી સપ્ટેમ્બર નોંધાયલી છે. અને હવે વેડછી મંડળમાં એ જ તારીખ જુગતરામભાઈના જન્મદિન (એટલે કે સેવાદિન) તરીકે ઊજવાય છે.

પણ જન્મની માત્ર તારીખ જ નહિ, પણ વર્ષ બાબતમાં પણ અનિશ્ચય પ્રવર્તે છે. દાજીરાજ હાઈસ્કૂલની નોંધ મુજબ જન્મ ઈસ્વીસન ૧૮૯૫માં થયો હતો. એટલે 'મારો જન્મદિન' વાળા પ્રકરણમાં જુગતરામભાઈએ જણાવ્યાં છે તેના કરતાં સાત વર્ષ ઓછાં હોવા જોઈએ.

મારી જીવનકથામાં પિતાશ્રીના અવસાનનું વરસ ૧૮૯૭ ટાંકીને તેઓ કહે છે કે ત્યારે મારી ઉંમર ૭ વર્ષની હશે. એ અંદાજ કાંઈક બરાબર લાગે છે. પરંતુ એ જ ઘટના અંગે ગીતા ગીતમંજરીની પ્રસ્તાવના સમી 'મંજરીનાં મૂળિયાં' માં તેઓ લખે છે કે 'પિતાશ્રી ગુજરી ગયા ત્યારે હું નવ વર્ષનો બાળક હતો.'

છેલ્લાં થોડાં વર્ષોથી જુગતરામભાઈને વિસ્મરણ થાય છે, તેથી પાછલી વયે કરેલાં એમનાં અનુમાનો કરતાં આધેડ વયે કરેલાં વિધાનો માનવાને આપણું મન વધુ તૈયાર થાય છે. તે મુજબ આ લેખકને એમના જન્મના વરસ અંગે નીચેનો આધાર વધુ પ્રમાણભૂત લાગે છે.

યરવડાની જેલમાંથી જુગતરામભાઈએ બહેન અન્નપૂર્ણા મહેતાને નિયમિત પત્રો લખેલા. તે પૈકી ૧૫-૯-૧૯૪૩ ને રોજ લખેલ પત્રમાં તેઓ નોંધે છે: 'આ અઠવાડિયામાં એટલે ભાદ. શુ. ૧૩ સે મારી વરસગાંઠ ગઈ. ૫૨ મું બેઠું, કે પછી ૫૧ મું ઊઠ્યું?' એ હિસાબે એમનો જન્મ ૧૮૯૨માં થયો હોયો જોઈએ. જુગતરામભાઈને એક એવું સ્મરણ છે કે મહાદેવભાઈથી તેઓ થોડા મહિના નાના હતા. મહાદેવભાઈનો જન્મ ૧-૧-૧૮૯૨ ને રોજ થયેલો. એ જોતાં ૧-૯-૧૮૯૨ને રોજ જુગતરામભાઈનો જન્મ હોય તો મહાદેવભાઈથી થોડા મહિના નાના હોવાનો એમનો ખ્યાલ સાચો પડે.

પરંતુ વરસો અંગેના આ વિવાદનું નિવારણ લાવવાની ગયે વર્ષે (૧૯૮૨) સેવાદિન (પહેલી સપ્ટેમ્બર) ને નિમિત્તે હાજર રહેલા કવિ શ્રી ઉમાશંકર જોષીએ એક સરસ યુક્તિ સુઝાડી. તેમણે કહ્યું કે આજથી માંડીને દશ વરસ સુધી તમે જુગતરામભાઈની જન્મ શતાબ્દી ઊજવો।

## ૫ પિંપળવાડીથી સયાજીપુરા

માણસના જીવનમાં બાલ્યાવસ્થા પછી કિશોર અવસ્થા આવે છે. ત્યાર બાદ તે તરુણ બને છે. પરંતુ આજે પણ ભારતની મોટાભાગની સ્ત્રીઓનું જીવન એવી રીતે વીતે છે કે તે બાલિકા મટીને તરુણી બને એની વચ્ચેનો કિશોરી અવસ્થાનો કે તારુણ્ય પ્રવેશ અવસ્થાને કાળ આવતો જ નથી અથવા સાવ ટૂંકાઈ જાય છે. આજથી એંસી નેવું વર્ષ પહેલાં આ વાત પુરુષોને પણ લાગુ પડતી. તે બાળક મટતાંની સાથે જ જીવનની જવાબદારીઓ વંઢોરતા જુવાન બની જાય છે. જીવન પર અવનવા સંસ્કારો નાખતો અને વ્યક્તિના વ્યક્તિત્વને ખીલવતો વચલો ગાળો લગભગ નહિવત્ બની રહે છે. આપણા જુગતરામભાઈનું પણ લગભગ એવું જ બનેલું. મેટ્રિકની પરીક્ષામાં બે વાર નાપાસ થવાથી એમને માથે નોકરી શોધવાની અને કામધંધામાં પડવાની જવાબદારી આવી પડી પરંતુ એ જવાબદારી વંઢોરવાની સાથે પણ જુગતરામભાઈનું સંસ્કાર સંચય અને વ્યક્તિત્વ ઘડતરનું કામ જારી રહ્યું. એનું મુખ્ય કારણ હતું કેટલાક સજ્જનોની સંગતિ. આ સંગતિ એમને જીવનની નવી દિશા આપનારી નીવડી.

### પિંપળવાડી

મેટ્રિકની પરીક્ષા દેવા જુગતરામ મુંબઈ જઈ મોટાભાઈ માધવલાલ સાથે પિંપળવાડીમાં રહ્યા. પ્રથમ પ્રયાસમાં નિષ્ફળ જતાં ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં બેસાડવામાં આવ્યા. ત્યાં સંસ્કૃતમાં રસ વધ્યો, પણ ગણિત અને ઇતિહાસમાં પ્રગતિ ન થઈ તેથી ફરી નાપાસ થયા. મોટાભાઈએ ઘાસતેલનો ધંધો મૂકી એક અમેરિકન કંપનીમાં કારકુન તરીકેની નોકરી શોધી આપી. આમ જુગતરામનો બાલ્યકાળ પૂરો થયો અને એમને માથે જવાબદારી આવી. આખા દેશમાં પથરાયેલી આ કંપનીના બસો ત્રણસો જેટલા કાર્યકર્તાઓના રિપોર્ટ ફાઈલ કરવાનું કામ જુગતરામને સોંપાયું. એ કાગળિયાં ગોઠવતાં જુગતરામને સ્વાભાવિક રીતે જ આ વેપાર વિશે થોડી સમજ પડી. સુંદર અક્ષરને કારણે એમને વાઉચરોની નકલ કરી મૂળ વાઉચરો સાથે જોડવાનું કામ પણ સોંપાયું. એનાથી કંપનીના આર્થિક વહેવાર અંગે પણ થોડી સમજ આવી. આ કામની સાથોસાથ જુગતરામના સંસ્કાર સંચયનું કામ ચાલુ હતું.

પહેલી અસર પડી નરહરશાસ્ત્રી ગોડસેની તેઓ આ વિસ્તારમાં જ રહેતા. અવારનવાર એમનાં ગીતા કે ઉપનિષદો પર પ્રવચનો થતાં. એમની વાણીનો પ્રવાહ અસ્ખલિત વહેતો. કિશોર જુગતરામ તે મુગ્ધભાવે સાંભળતા. ગીતાનો શોખ તો એમને એના પહેલાથી જ લાગ્યો હતો. ગીતા વિશેની સમજ ગોડસે શાસ્ત્રીનાં વિદ્વત્તાયુક્ત પ્રવચનોથી ખીલી. આ શ્રવણને લીધે જુગતરામની મરાઠી ભાષામાં પણ પ્રાંજલતા આવી અને સંસ્કૃતનાં મૂળિયાં થોડાં ઊંડાં ગયાં.

### સ્વામી આનંદના સાન્નિધ્યમાં

બીજી અને કદાચ સૌથી વધુ પ્રબળ અસર થઈ સ્વામી આનંદની. એમને વિશે જુગતરામભાઈ પોતાની જીવનકથામાં એક આખું પ્રકરણ આપે છે. તેમાં તેઓ કહે છે: 'આ દિવસોમાં એક મારાથી સહેજ મોટી ઉંમરનો, ઝીણી ઝીણી દાઢીવાળો, પારદર્શક આંખોવાળો, હસમુખો, ગૌરવર્ણો અને ભગવાધારી જુવાનિયો અમારી ચાલીમાં તેના મોટાભાઈને ઘેર આવ્યો. અમે ચાલીના જુવાનિયાઓ તેના તરફ ખૂબ આકર્ષાયા અને વખતોવખત તેને વીંટળાઈ તેની સ્ફૂર્તિદાયક વાતો સાંભળવા લાગ્યા.'

થોડા વખતમાં તો જુગતરામે આ મોહક સાધુના જીવનની હકીકતો જાણી લીધી. એમને ખબર પડી કે આને જેટલો રસ સંન્યાસીઓમાં હતો એટલો જ ગૃહસ્થોમાં પણ હતો, એમને ગુજરાતી ભાષા જેટલો જ કાબૂ મરાઠી, હિંદી અને અંગ્રેજી પર પણ હતો અને બંગાળી પણ ઠીક ઠીક જાણતા. ભારતીય તત્ત્વજ્ઞાન જેટલો જ રસ એમને રાજકારણમાં પણ હતો અને લોકમાન્ય જોડે તેમને ઓળખાણ હતી. તેમના ગીતારહસ્યના પોતે કરેલા અનુવાદની હસ્તપ્રત તેઓ પોતાની સાથે ઝોળામાં લઈ ફરતા. તેમણે હિંદમાં અનેક જગાની યાત્રા કરેલી. તેમાંયે હિમાલયની એમની યાત્રાના વર્ણન જુગતરામ અને તેના સાથીઓના મન મોહી લેતા, દરેક જુવાનિયાના જીવનમાં સ્વામી

આનંદ વ્યક્તિગત રસ લેતા. એમણે જુગતરામની સાહિત્યિક અભિરુચિ જોઈને પરદેશી કંપનીની નોકરી છોડાવી એમની હાજી મહમદ અલારખિયા શિવજી સાથે ઓળખ કરાવી, 'વીસમી સદી' નામના નવા પ્રગટ થનાર માસિકમાં એમને કામ અપાવ્યું. હાજી મહમદે જુગતરામને પ્રથમ વાર સારા પ્રકાશન અંગે તાલીમ આપી. સ્વામીએ કાકાસાહેબ કાલેલકર જોડે પણ જુગતરામની ઓળખાણ કરાવી આપી. મુંબઈમાં જુગતરામની તબિયત કથળતી જોઈને એમને કાકાસાહેબ પાસે વડોદરા મોકલાવી આપ્યા. સ્વામીની ભલામણ હતી તેથી જુગતરામે કાકાના કુટુંબમાં તરત સ્થાન મેળવી લીધું. સ્વામી અને કાકા સાથેનો જુગતરામ જોડેનો આ સંબંધ શેષ આખા જીવન સુધી ટકી રહ્યો.

આમ મુંબઈવાસનાં થોડાં વર્ષ જુવાનીમાં પ્રવેશતાં જુગતરામ સારુ જીવનની નવી દિશાઓ ઉઘાડી આપનાર નીવડ્યાં. મુંબઈમાં તેમના ગીતાના સંસ્કારો દૃઢ બન્યા. ત્યાં એમને રાષ્ટ્રીયતા શું એની પહેલી વાર જાણ થઈ. રાષ્ટ્રીયતા અને ગીતાનો મેળ કરાવનાર 'ગીતારહસ્ય' એમની આગળ છતું થયું. વીસમી સદીના ભારતમાં વહેતા લગભગ તમામ નવા પ્રવાહો વચ્ચે જુગતરામ અનાયાસ જ આવી ગયા. આગળ ઉપર છાપામાં મદદનીશ તરીકેનું જે કામ એમને ગાંધીજીની સંગતિમાં લઈ જવાનું હતું તેના પ્રથમ પાઠ પણ એમને પિંપળવાડીના વાસ દરમિયાન જ મળ્યા. ગુજરાતી, મરાઠી અને સંસ્કૃત ભાષાઓ પ્રત્યેની એમની રુચિ પણ આ કાળ દરમિયાન જ ખીલી.

વડોદરામાં

મોટાભાઈ મુંબઈ છોડી કાઠિયાવાડ ચાલ્યા ગયા હતા તેથી મોટું ઘર છોડી જુગતરામ કાલબાદેવી પર નિર્ણયસાગર વાળી ગલીમાં નાના ઘરમાં રહેવા ગયા હતા. ત્યાંથી તેઓ ખોજા મહોલ્લાના વીસમી સદીના દફ્તર સુધી આવજા કરતા. વીશીમાં જમતા. મુંબઈનું જીવન એમના શરીરને અનુકૂળ નહોતું આવતું તે જોઈ સ્વામી આનંદે તેમને વડોદરા જવા સૂચવ્યું. મુંબઈની ઓરડી સંકેલી તેઓ ૧૯૧૨માં વડોદરા જવા ઉપડી ગયા. કાલેલકર કુટુંબમાં કાકાસાહેબ સિવાય બીજા કોઈ જોડે ઓળખાણ ન હોવા છતાંય માયાળુ કાકીએ એમને વધાવી લીધા અને નાના શંકર અને બાળની સોબતે એમની જિંદગીમાં તાજગી ભરી દીધી અને એમની મરાઠીને વધુ રસાળ બનાવી. કાકીને રસોડામાં રોટલી વણવામાં મદદ કરવી, નાના બાળ શંકરને રમાડવા, અને કાકાસાહેબની વિશાળ લાઈબ્રેરીમાંથી પુસ્તકો વીણીને વાંચ્યા કરવાં એ જ વડોદરાના કાળનો મુખ્ય કાર્યક્રમ હતો. આ કાળની નવી સત્સંગતિ તે કળાગુરુ રવિશંકર રાવળ જોડેની હતી. અને નવી ઉપલબ્ધિ બંગાળી ભાષાનું શિક્ષણ અને બંકિમચંદ્રની રાષ્ટ્રીય ભાવનાઓથી સભર નવલકથાઓનું વાચન એ હતી.

કાકાસાહેબને ત્યાં રાજ્યના એક કાળના સૂબા શ્રી દેશપાંડે ઉર્ફે 'સાહેબ' જોડે ઓળખાણ થઈ. એમને ગ્રામજીવન અને ગરીબોમાં રસ હતો. તેઓ આજવા રોડ પર આવેલ સયાજીપુરા ગામે રહેતા. તેમની પાસેની બીડમાં વાસ કરીને રહેલા રબારીઓની એક સહકારી મંડળી તેમણે સ્થપાવી આપી હતી. સયાજીપુરામાં દેશપાંડે સાહેબ એક મારુતિનું મંદિર ગ્રામદેવતા તરીકે સ્થાપવા માગતા હતા. કાકાસાહેબે આ મંદિરના પૂજારી તરીકે જુગતરામને સયાજીપુરા ગામે જઈને રહેવા તૈયાર કર્યા.

સયાજીપુરા

સયાજીપુરાનો વાસ એ જુગતરામભાઈ સારુ પ્રથમ ગ્રામવાસનો અનુભવ હતો. મંદિરમાં મારુતિની આરતીની પૂજા ઉપરાંત તેમણે રબારીઓના નેસમાં જઈને એમનાં જીવનમાં પણ રસ લેવા માંડ્યો. આ લોકો જોડે સરળ ગુજરાતીમાં વાત ન કરી શકવાનો કાકાસાહેબના મનમાં વસવસો હતો. જુગતરામભાઈ સારુ એવી કોઈ મુશ્કેલી નહોતી. તેમણે એમના સુખ દુઃખની કહાણી સાંભળી અને રામાયણ મહાભારતની કથાઓ આ લોકોને સમજાય એવી સરળ શૈલીમાં સરસ રીતે કહી સંભળાવી. ગ્રામસેવાના ક્ષેત્રમાં જુગતરામભાઈનાં આ પ્રથમ પગરણ હતાં. નાનપણ અલબત્ત દેવનગરી વઢવાણ અને નાટકશાળાવાળા ધ્રાંગધ્રામાં ગાળ્યું હતું. કિશોર અવસ્થા અને તારુણ્ય પ્રવેશ ભલે મુંબઈની ગલીઓમાં ગાળી હોય, પણ ગણપત બાપા જોડે લખતરના મોતીસર તળાવની મોજ માણેલી, માતાના કાકા કાકાભાઈની જોડે દૂર દૂર સુધી ગામડાંઓમાં ફરવા જતા તે કાળનાં સંસ્મરણો મનમાં સદા મીઠાં સંભારણાં જગાડતાં. એ ગામડામાં લાંબો વખત રહેવાનો જુગતરામભાઈ સારુ આ પહેલો પ્રસંગ હતો. એ પ્રથમ પ્રસંગે જ એમને પોતાની સર્જન શક્તિ અજમાવવાની તક મળી એ પણ એક સુભગ સંયોગ હતો. માણસની જુવાનીમાં એને પોતાની સર્જન શક્તિ અજમાવવાની તક મળે એ ઘણો અગત્યનો પ્રસંગ હોય છે. એમાંથી એને જિંદગીનો નવો વળાંક મળે છે. કોઈ કોઈ વાર જીવનનું મિશન પણ મળી રહે છે. આ મિશનમાં એના વ્યક્તિત્વની સોળે કળાએ ખીલવાની શક્યતા-સંભાવના ભરી પડી હોય છે.

આવો નવો વળાંક અને આવું નવું મિશન મળવાને જુગતરામભાઈને હજી વરસ બે વરસની વાર હતી. પરંતુ સયાજીપુરાનો આ વસવાટ પાછળથી ગાંધીજીના આશ્રમના સૂર્યોદયના પૂર્વાભાસ સમો ઉષઃકાળની આભા જેવો હતો એટલું નક્કી, નવજુવાન જુગતરામ સયાજીપુરાના રબારીઓના નેસમાં મારુતિના મંદિરમાં આરતી ગાતો અને કથા કરતો પોતાનું વ્યક્તિત્વ સંપાદિત કરી રહ્યો હતો.

## ૬ ગાંધીને ચરણે

આપણા કથાનાયકના જીવનમાં હવે આવે છે એવો કાળ જેને આપણે એનો નવજીવન કાળ કહી શકીએ. જુગતરામભાઈના જીવનમાં આ કાળે ગાંધી રંગ લાગે છે.

સાબરમતી આશ્રમ

દક્ષિણ આફ્રિકામાં કર્મવીર ગાંધીને સત્યાગ્રહી તરીકે એની પ્રથમ સફળતાઓ પ્રાપ્ત થઈ ચૂકી હતી. પણ આ વિરાટ વ્યક્તિત્વવાળા પુરુષને સારુ દક્ષિણ આફ્રિકાની હિન્દી કોમ તો એક નાનકડી પ્રયોગશાળા સમાન હતી. સત્યાગ્રહના વ્યાપક પ્રયોગો તો એને ભરતખંડની વિશાળ ભૂમિ પર જ કરવાના હતા. ભારત સેવક ગોખલેની સલાહથી એણે એક વર્ષ સુધી આંખો ઉઘાડી રાખી, કાન ખુલ્લા રાખીને અને હૃદય મુક્ત રાખીને દેશની પરિસ્થિતિને બારીકાઈથી નિહાળી હતી. અમદાવાદ પાસે પ્રથમ કોચરબમાં અને પછી સાબરમતી પાસે દુધેશ્વરના મહાદેવ પાસેની કાંટયમાં આશ્રમ સ્થાપ્યો હતો. તેઓ કહેતા, 'કોણ જાણે કેમ, પણ જે સંસ્થાને હું હાથ લગાડું છું તેને આખરે આશ્રમમાં પલટી નાખ્યા સિવાય હું રહેતો નથી—જાણે કે બીજું કશું અને આવડતું જ

જન્મની તારીખ ૧૮–૯–૧૮૮૮ની હોવી જોઈએ. શ્રી બબલભાઈએ આ બાબતમાં વઢવાણ જઈને તપાસ કરેલી. ત્યાંની દાજીરાજ હાઈસ્કૂલમાં એમની જન્મ તારીખ ૧૮મી નહિ, પણ ૧લી સપ્ટેમ્બર નોંધાયલી છે. અને હવે વેડછી મંડળમાં એ જ તારીખ જુગતરામભાઈના જન્મદિન (એટલે કે સેવાદિન) તરીકે ઊજવાય છે.

પણ જન્મની માત્ર તારીખ જ નહિ, પણ વર્ષ બાબતમાં પણ અનિશ્ચય પ્રવર્તે છે. દાજીરાજ હાઈસ્કૂલની નોંધ મુજબ જન્મ ઈસ્વીસન ૧૮૯૫માં થયો હતો. એટલે 'મારો જન્મદિન' વાળા પ્રકરણમાં જુગતરામભાઈએ જણાવ્યાં છે તેના કરતાં સાત વર્ષ ઓછાં હોવા જોઈએ.

મારી જીવનકથામાં પિતાશ્રીના અવસાનનું વરસ ૧૮૯૭ ટાંકીને તેઓ કહે છે કે ત્યારે મારી ઉંમર ૭ વર્ષની હશે. એ અંદાજ કાંઈક બરાબર લાગે છે. પરંતુ એ જ ઘટના અંગે ગીતા ગીતમંજરીની પ્રસ્તાવના સમી 'મંજરીનાં મૂળિયાં' માં તેઓ લખે છે કે 'પિતાશ્રી ગુજરી ગયા ત્યારે હું નવ વર્ષનો બાળક હતો.'

છેલ્લાં થોડાં વર્ષોથી જુગતરામભાઈને વિસ્મરણ થાય છે, તેથી પાછલી વયે કરેલાં એમનાં અનુમાનો કરતાં આધેડ વયે કરેલાં વિધાનો માનવાને આપણું મન વધુ તૈયાર થાય છે. તે મુજબ આ લેખકને એમના જન્મના વરસ અંગે નીચેનો આધાર વધુ પ્રમાણભૂત લાગે છે.

યરવડાની જેલમાંથી જુગતરામભાઈએ બહેન અન્નપૂર્ણા મહેતાને નિયમિત પત્રો લખેલા. તે પૈકી ૧૫–૯–૧૯૪૩ ને રોજ લખેલ પત્રમાં તેઓ નોંધે છે: 'આ અઠવાડિયામાં એટલે ભાદ. શુ. ૧૩ સે મારી વરસગાંઠ ગઈ. પર મુ બેઠું, કે પછી ૫૧ મું ઊઠ્યું?' એ હિસાબે એમનો જન્મ ૧૮૯૨માં થયો હોયો જોઈએ. જુગતરામભાઈને એક એવું સ્મરણ છે કે મહાદેવભાઈથી તેઓ થોડા મહિના નાના હતા. મહાદેવભાઈનો જન્મ ૧–૧–૧૮૯૨ ને રોજ થયેલો. એ જોતાં ૧–૯–૧૮૯૨ને રોજ જુગતરામભાઈનો જન્મ હોય તો મહાદેવભાઈથી થોડા મહિના નાના હોવાનો એમનો ખ્યાલ સાચો પડે.

પરંતુ વરસો અંગેના આ વિવાદનું નિવારણ લાવવાની ગયે વર્ષે (૧૯૮૨) સેવાદિન (પહેલી સપ્ટેમ્બર) ને નિમિત્તે હાજર રહેલા કવિ શ્રી ઉમાશંકર જોષીએ એક સરસ યુક્તિ સુઝાડી. તેમણે કહ્યું કે આજથી માંડીને દશ વરસ સુધી તમે જુગતરામભાઈની જન્મ શતાબ્દી ઊજવો!

## ૫ પિંપળવાડીથી સયાજીપુરા

માણસના જીવનમાં બાલ્યાવસ્થા પછી કિશોર અવસ્થા આવે છે. ત્યાર બાદ તે તરુણ બને છે. પરંતુ આજે પણ ભારતની મોટાભાગની સ્ત્રીઓનું જીવન એવી રીતે વીતે છે કે તે બાલિકા મટીને તરુણી બને એની વચ્ચેનો કિશોરી અવસ્થાનો કે તારુણ્ય પ્રવેશ અવસ્થાનો કાળ આવતો જ નથી અથવા સાવ ટૂંકાઈ જાય છે. આજથી એંશી નેવું વર્ષ પહેલાં આ વાત પુરુષોને પણ લાગુ પડતી. તે બાળક મટતાંની સાથે જ જીવનની જવાબદારીઓ વેંઢારતા જુવાન બની જાય છે. જીવન પર અવનવા સંસ્કારો નાખતો અને વ્યક્તિના વ્યક્તિત્વને ખીલવતો વચલો ગાળો લગભગ નહિવત્ બની રહે છે. આપણા જુગતરામભાઈનું પણ લગભગ એવું જ બનેલું. મેટ્રિકની પરીક્ષામાં બે વાર નાપાસ થવાથી એમને માથે નોકરી શોધવાની અને કામધંધામાં પડવાની જવાબદારી આવી પડી પરંતુ એ જવાબદારી વંઢોરવાની સાથે પણ જુગતરામભાઈનું સંસ્કાર સંચય અને વ્યક્તિત્વ ઘડતરનું કામ જારી રહ્યું. એનું મુખ્ય કારણ હતું કેટલાક સજ્જનોની સંગતિ. આ સંગતિ એમને જીવનની નવી દિશા આપનારી નીવડી.

### પિંપળવાડી

મેટ્રિકની પરીક્ષા દેવા જુગતરામ મુંબઈ જઈ મોટાભાઈ માધવલાલ સાથે પિંપળવાડીમાં રહ્યા. પ્રથમ પ્રયાસમાં નિષ્ફળ જતાં ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં બેસાડવામાં આવ્યા. ત્યાં સંસ્કૃતમાં રસ વધ્યો, પણ ગણિત અને ઇતિહાસમાં પ્રગતિ ન થઈ તેથી ફરી નાપાસ થયા. મોટાભાઈએ ઘાસતેલનો ધંધો મૂકી એક અમેરિકન કંપનીમાં કારકુન તરીકેની નોકરી શોધી આપી. આમ જુગતરામનો બાલ્યકાળ પૂરો થયો અને એમને માથે જવાબદારી આવી. આખા દેશમાં પથરાયેલી આ કંપનીના બસો ત્રણસો જેટલા કાર્યકર્તાઓના રિપોર્ટો ફાઈલ કરવાનું કામ જુગતરામને સોંપાયું. એ કાગળિયાં ગોઠવતાં જુગતરામને સ્વાભાવિક રીતે જ આ વેપાર વિશે થોડી સમજ પડી. સુંદર અક્ષરને કારણે એમને વાઉચરોની નકલ કરી મૂળ વાઉચરો સાથે જોડવાનું કામ પણ સોંપાયું. એનાથી કંપનીના આર્થિક વહેવાર અંગે પણ થોડી સમજ આવી. આ કામની સાથોસાથ જુગતરામના સંસ્કાર સંચયનું કામ ચાલુ હતું.

પહેલી અસર પડી નરહરશાસ્ત્રી ગોડસેની તેઓ આ વિસ્તારમાં જ રહેતા. અવારનવાર એમનાં ગીતા કે ઉપનિષદો પર પ્રવચનો થતાં. એમની વાણીનો પ્રવાહ અસ્ખલિત વહેતો. કિશોર જુગતરામ તે મુગ્ધભાવે સાંભળતા. ગીતાનો શોખ તો એમને એના પહેલાથી જ લાગ્યો હતો. ગીતા વિશેની સમજ ગોડસે શાસ્ત્રીના વિદ્વત્તાયુક્ત પ્રવચનોથી ખીલી. આ શ્રવણને લીધે જુગતરામની મરાઠી ભાષામાં પણ પ્રાંજલતા આવી અને સંસ્કૃતનાં મૂળિયાં થોડાં ઊંડાં ગયાં.

### સ્વામી આનંદના સાન્નિધ્યમાં

બીજી અને કદાચ સૌથી વધુ પ્રબળ અસર થઈ સ્વામી આનંદની. એમને વિશે જુગતરામભાઈ પોતાની જીવનકથામાં એક આખું પ્રકરણ આપે છે. તેમાં તેઓ કહે છે: 'આ દિવસોમાં એક મારાથી સહેજ મોટી ઉંમરનો, ઝીણી ઝીણી દાઢીવાળો, પારદર્શક આંખોવાળો, હસમુખો, ગૌરવર્ણો અને ભગવાધારી જુવાનિયો અમારી ચાલીમાં તેના મોટાભાઈને ઘેર આવ્યો. અમે ચાલીના જુવાનિયાઓ તેના તરફ ખૂબ આકર્ષાયા અને વખતોવખત તેને વીંટળાઈ તેની સ્ફૂર્તિદાયક વાતો સાંભળવા લાગ્યા.'

થોડા વખતમાં તો જુગતરામે આ મોહક સાધુના જીવનની હકીકતો જાણી લીધી. એમને ખબર પડી કે આને જેટલો રસ સંન્યાસીઓમાં હતો એટલો જ ગૃહસ્થોમાં પણ હતો, એમને ગુજરાતી ભાષા જેટલો જ કાબૂ મરાઠી, હિંદી અને અંગ્રેજી પર પણ હતો અને બંગાળી પણ ઠીક ઠીક જાણતા. ભારતીય તત્ત્વજ્ઞાન જેટલો જ રસ એમને રાજકારણમાં પણ હતો અને લોકમાન્ય જોડે તેમને ઓળખાણ હતી. તેમના ગીતારહસ્યના પોતે કરેલા અનુવાદની હસ્તપ્રત તેઓ પોતાની સાથે ઝોળીમાં લઈ ફરતા. તેમણે હિંદમાં અનેક જગાની યાત્રા કરેલી. તેમાંયે હિમાલયની એમની યાત્રાના વર્ણન જુગતરામ અને તેના સાથીઓનાં મન મોહી લેતા, દરેક જુવાનિયાના જીવનમાં સ્વામી

આનંદ વ્યક્તિગત રસ લેતા. એમણે જુગતરામની સાહિત્યિક અભિરુચિ જોઈને પરદેશી કંપનીની નોકરી છોડાવી એમની હાજી મહમદ અલારખિયા શિવજી સાથે ઓળખ કરાવી, 'વીસમી સદી' નામના નવા પ્રગટ થનાર માસિકમાં એમને કામ અપાવ્યું. હાજી મહમદે જુગતરામને પ્રથમ વાર સારા પ્રકાશન અંગે તાલીમ આપી. સ્વામીએ કાકાસાહેબ કાલેલકર જોડે પણ જુગતરામની ઓળખાણ કરાવી આપી. મુંબઈમાં જુગતરામની તબિયત કથળતી જોઈને એમને કાકાસાહેબ પાસે વડોદરા મોકલાવી આપ્યા. સ્વામીની ભલામણ હતી તેથી જુગતરામે કાકાના કુટુંબમાં તરત સ્થાન મેળવી લીધું. સ્વામી અને કાકા સાથેનો જુગતરામ જોડેનો આ સંબંધ શેષ આખા જીવન સુધી ટકી રહ્યો.

આમ મુંબઈવાસનાં થોડાં વર્ષ જુવાનીમાં પ્રવેશતાં જુગતરામ સારુ જીવનની નવી દિશાઓ ઉઘાડી આપનાર નીવડ્યાં. મુંબઈમાં તેમના ગીતાના સંસ્કારો દૃઢ બન્યા. ત્યાં એમને રાષ્ટ્રીયતા શું એની પહેલી વાર જાણ થઈ. રાષ્ટ્રીયતા અને ગીતાનો મેળ કરાવનાર 'ગીતારહસ્ય' એમની આગળ છતું થયું. વીસમી સદીના ભારતમાં વહેતા લગભગ તમામ નવા પ્રવાહો વચ્ચે જુગતરામ અનાયાસ જ આવી ગયા. આગળ ઉપર છાપામાં મદદનીશ તરીકેનું જે કામ એમને ગાંધીજીની સંગતિમાં લઈ જવાનું હતું તેના પ્રથમ પાઠો પણ એમને પિંપળવાડીના વાસ દરમિયાન જ મળ્યા. ગુજરાતી, મરાઠી અને સંસ્કૃત ભાષાઓ પ્રત્યેની એમની રુચિ પણ આ કાળ દરમિયાન જ ખીલી.

### વડોદરામાં

મોટાભાઈ મુંબઈ છોડી કાઠિયાવાડ ચાલ્યા ગયા હતા તેથી મોટું ઘર છોડી જુગતરામ કાલબાદેવી પર નિર્ણયસાગર વાળી ગલીમાં નાના ઘરમાં રહેવા ગયા હતા. ત્યાંથી તેઓ ખોજા મહોલ્લાના વીસમી સદીના દફતર સુધી આવજા કરતા. વીશીમાં જમતા. મુંબઈનું જીવન એમના શરીરને અનુકૂળ નહોતું આવતું તે જોઈ સ્વામી આનંદે તેમને વડોદરા જવા સૂચવ્યું. મુંબઈની ઓરડી સંકેલી તેઓ ૧૯૧૨ માં વડોદરા જવા ઉપડી ગયા. કાલેલકર કુટુંબમાં કાકાસાહેબ સિવાય બીજા કોઈ જોડે ઓળખાણ ન હોવા છતાંય માયાળુ કાકીએ એમને વધાવી લીધા અને નાના શંકર અને બાળની સોબતે એમની જિંદગીમાં તાજગી ભરી દીધી અને એમની મરાઠીને વધુ રસાળ બનાવી. કાકીને રસોડામાં રોટલી વણવામાં મદદ કરવી, નાના બાળ શંકરને રમાડવા, અને કાકાસાહેબની વિશાળ લાઈબ્રેરીમાંથી પુસ્તકો વીણીને વાંચ્યા કરવાં એ જ વડોદરાના કાળનો મુખ્ય કાર્યક્રમ હતો. આ કાળની નવી સત્સંગતિ તે કળાગુરુ રવિશંકર રાવળ જોડેની હતી. અને નવી ઉપલબ્ધિ બંગાળી ભાષાનું શિક્ષણ અને બંકિમચંદ્રની રાષ્ટ્રીય ભાવનાઓથી સભર નવલકથાઓનું વાચન એ હતી.

કાકાસાહેબને ત્યાં રાજ્યના એક કાળના સૂબા શ્રી દેશપાંડે ઉર્ફે 'સાહેબ' જોડે ઓળખાણ થઈ. એમને ગ્રામજીવન અને ગરીબોમાં રસ હતો. તેઓ આજવા રોડ પર આવેલ સયાજીપુરા ગામે રહેતા. તેમની પાસેની બીડમાં વાસ કરીને રહેલા રબારીઓની એક સહકારી મંડળી તેમણે સ્થપાવી આપી હતી. સયાજીપુરામાં દેશપાંડે સાહેબ એક મારુતિનું મંદિર ગ્રામદેવતા તરીકે સ્થાપવા માગતા હતા. કાકાસાહેબે આ મંદિરના પૂજારી તરીકે જુગતરામને સયાજીપુરા ગામે જઈને રહેવા તૈયાર કર્યા.

### સયાજીપુરા

સયાજીપુરાનો વાસ એ જુગતરામભાઈ સારુ પ્રથમ ગ્રામવાસનો અનુભવ હતો. મંદિરમાં મારુતિની આરતીની પૂજા ઉપરાંત તેમણે રબારીઓના નેસમાં જઈને એમનાં જીવનમાં પણ રસ લેવા માંડ્યો. આ લોકો જોડે સરળ ગુજરાતીમાં વાત ન કરી શકવાનો કાકાસાહેબના મનમાં વસવસો હતો. જુગતરામભાઈ સારુ એવી કોઈ મુશ્કેલી નહોતી. તેમણે એમના સુખ દુઃખની કહાણી સાંભળી અને રામાયણ મહાભારતની કથાઓ આ લોકોને સમજાય એવી સરળ શૈલીમાં સરસ રીતે કહી સંભળાવી. ગ્રામસેવાના ક્ષેત્રમાં જુગતરામભાઈનાં આ પ્રથમ પગરણ હતાં. નાનપણ અલબત્ત દેવનગરી વઢવાણ અને નાટકશાળાવાળા ધ્રાંગધ્રામાં ગાળ્યું હતું. કિશોર અવસ્થા અને તારુણ્ય પ્રવેશ ભલે મુંબઈની ગલીઓમાં ગાળી હોય, પણ ગણપત બાપા જોડે લખતરના મોતીસર તળાવની મોજ માણેલી, માતાના કાકા કાકાભાઈની જોડે દૂર દૂર સુધી ગામડાંઓમાં ફરવા જતા તે કાળનાં સંસ્મરણો મનમાં સદા મીઠાં સંભારણાં જગાડતાં. એ ગામડામાં લાંબો વખત રહેવાનો જુગતરામભાઈ સારુ આ પહેલો પ્રસંગ હતો. એ પ્રથમ પ્રસંગે જ એમને પોતાની સર્જન શક્તિ અજમાવવાની તક મળી એ પણ એક સુભગ સંયોગ હતો. માણસની જુવાનીમાં એને પોતાની સર્જન શક્તિ અજમાવવાની તક મળે એ ઘણો અગત્યનો પ્રસંગ હોય છે. એમાંથી એને જિંદગીનો નવો વળાંક મળે છે. કોઈ કોઈ વાર જીવનનું મિશન પણ મળી રહે છે. આ મિશનમાં એના વ્યક્તિત્વની સોળે કળાએ ખીલવાની શક્યતા-સંભાવના ભરી પડી હોય છે.

આવો નવો વળાંક અને આવું નવું મિશન મળવાને જુગતરામભાઈને હજી વરસ બે વરસની વાર હતી. પરંતુ સયાજીપુરાનો આ વસવાટ પાછળથી ગાંધીજીના આશ્રમના સૂર્યલોકના પૂર્વાભાસ સમો ઉષઃકાળની આભા જેવો હતો એટલું નક્કી, નવજુવાન જુગતરામ સયાજીપુરાના રબારીઓના નેસમાં મારુતિના મંદિરમાં આરતી ગાતો અને કથા કરતો પોતાનું વ્યક્તિત્વ સંપાદિત કરી રહ્યો હતો.

## ૬ ગાંધીને ચરણે

આપણા કથાનાયકના જીવનમાં હવે આવે છે એવો કાળ જેને આપણે એનો નવજીવન કાળ કહી શકીએ. જુગતરામભાઈના જીવનમાં આ કાળે ગાંધી રંગ લાગે છે.

### સાબરમતી આશ્રમ

દક્ષિણ આફ્રિકામાં કર્મવીર ગાંધીને સત્યાગ્રહી તરીકે એની પ્રથમ સફળતાઓ પ્રાપ્ત થઈ ચૂકી હતી. પણ આ વિરાટ વ્યક્તિત્વવાળા પુરુષને સારુ દક્ષિણ આફ્રિકાની હિન્દી કોમ તો એક નાનકડી પ્રયોગશાળા સમાન હતી. સત્યાગ્રહના વ્યાપક પ્રયોગો તો એને ભરતખંડની વિશાળ ભૂમિ પર જ કરવાના હતા. ભારત સેવક ગોખલેની સલાહથી એણે એક વર્ષ સુધી આંખો ઉઘાડી રાખી, કાન ખુલ્લા રાખીને અને હૃદય મુક્ત રાખીને દેશની પરિસ્થિતિને બારીકાઈથી નિહાળી હતી. અમદાવાદ પાસે પ્રથમ કોચરબમાં અને પછી સાબરમતી પાસે દુધેશ્વરના મહાદેવ પાસેની કાંટચમાં આશ્રમ સ્થાપ્યો હતો. તેઓ કહેતા, 'કોણ જાણે કેમ, પણ જે સંસ્થાને હું હાથ લગાડું છું તેને આખરે આશ્રમમાં પલટી નાખ્યા સિવાય હું રહેતો નથી—જાણે કે બીજું કશું મને આવડતું જ

નથી.' સાબરમતી નદી કાંઠાની બાવળી અને બીજાં ઝાડ ઝાંખરાં સાફ કરી તેઓ એક તરફ પ્રથમ તંબુમાં રહી ને પછી આશ્રમવાસીઓના જ પુરુષાર્થ વડે નાનાં નાનાં મકાનો બનાવતા જતા હતા, તો બીજી તરફ એ આશ્રમમાં નવા નવા સામર્થ્યવાન લોકોનો ઉમેરો કર્યે જતા હતા. ઈશુ ખ્રિસ્તે પેલા માછીમારને જોઈને કહ્યું હતું, 'આવ, તને જાળમાં માણસ કેમ પકડવા તે શીખવું, હું માણસોનો—માછીમાર છું.' તેમ ગાંધી પણ પોતાની રેશમી જાળ વડે એક પછી એક માનવમાછલાંને પકડી રહ્યા હતા. આ જાળમાં આ કાળે પ્રથમ કાકાસાહેબ અને સ્વામી આનંદ અને ત્યાર બાદ એમની પછવાડે પછવાડે જુગતરામ પણ ઝડપાઈ ગયા.

વડોદરાના કેશવ ગણેશ દેશપાંડે વિશે કાકાસાહેબને બહુ માન હતું અને એમના આગ્રહથી જ કાકાસાહેબે જુગતરામને સયાજીપુરા મોકલેલા તે આપણે જોઈ ગયા. ગાંધીજી જ્યારે વિલાયતમાં બૅરિસ્ટર થવા સારુ અભ્યાસ કરતા હતા ત્યારે કેશવરાવ એમના સહાધ્યાયી હતા. બંનેએ તે કાળે જ એકબીજાના ગુણો પિછાણેલા અને બંનેની ભાઈબંધી બંધાયેલી. કાકાસાહેબ અને સ્વામી અવારનવાર કોચરબ આશ્રમમાં ગાંધીજીનું કામકાજ જોવા આવી જતા. બંને તેજસ્વી જુવાનો પર ગાંધીજીની નજર ઠરેલી. વળી કાકાસાહેબને તો તેઓ ગુરુદેવ રવીન્દ્રનાથના શાંતિનિકેતન આશ્રમમાં પણ મળી ચૂકેલા અને કેળવણી અંગે એમને ઊંડો રસ હતો તેની નોંધ લઈ ચૂકેલા. પોતાના આશ્રમમાં શિક્ષણના પ્રયોગો શરૂ કર્યા એટલે ગાંધીજીએ કાકાસાહેબને સંભાર્યા અને દેશપાંડે સાહેબને કહીને એમની ભલામણથી તેમને પોતાના આશ્રમમાં લઈ આવ્યા. ગાંધીજીએ જ્યાં જ્યાં જાહેરકામ કર્યું ત્યાં ત્યાં તેઓ પોતાના વિચારોની રજૂઆત કરવા સારુ કોઈક ને કોઈક છાપાનો ઉપયોગ કરતા. દક્ષિણ આફ્રિકામાં 'ઇન્ડિયન ઓપિનિયન' ભારતમાં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન' અને પાછળથી 'હરિજન' પત્રો ગાંધીજીના વિચારોનાં વાહક બની રહ્યાં.

નવજીવનની જવાબદારી લીધી એટલે ગાંધીજીને સ્વામી સાંભર્યા. એમને મુંબઈમાં છાપાંના કામકાજનો અનુભવ હતો અને બીજી રીતે તેઓ પ્રતિભાવાન જુવાનિયા હતા એ ગાંધીજીની માણસનું ઝવેરાત પારખનાર ઝવેરી આંખો ક્યારનીયે પારખી ચૂકી હતી. સ્વામીને પોતાની પાસે તાણવા એમને દેશપાંડે સાહેબ અને કાકાસાહેબ બંનેની ભલામણનો ઉપયોગ કરવો પડ્યો.

આમ જુગતરામભાઈના વડોદરાના બંને આધારો ઉપડી ગયા એટલે જુગતરામભાઈને સારુ એમની પાછળ ખેંચાઈને ગાંધીજીના આશ્રમમાં આવવું એ સાવ સ્વાભાવિક જ હતું. આમેય બંને જણ સાથે તેઓ પહેલાં પણ અવારનવાર ગાંધીજીના દર્શને તો આવી ચૂકેલા અને ગાંધીજીની મોહિની તો કંઈક અંશે એમને પણ લાગી ચૂકેલી.

૧૯૧૫થી ૧૯૨૧નો જમાનો રાષ્ટ્રના ઇતિહાસમાં એવો ગાળો હતો કે તેમાં રાષ્ટ્રના રંગમંચ પર ગાંધીજીએ સૂત્રધાર તરીકે પ્રવેશ કર્યો અને જોતજોતાંમાં તો શમા પાછળ પરવાના ઊડી આવે તેમ દેશને ખૂણે ખૂણેથી એક એકથી ચડિયાતા સેવકોએ આવીને ગાંધીજીના અરમાનોમાં આવી રાષ્ટ્ર ખાતર પોતાનાં જીવન સમર્પિત કરી દીધાં. એકાદ દાયકાના ટૂંકા ગાળામાં તો આ સેવકોનું હીર ઝળકી ઊઠવાનું હતું. સત્યાગ્રહ આશ્રમની તાલીમશાળામાંથી ગાંધીજી એક નવું રાષ્ટ્રીય નેતૃત્વ પેદા કરી રહ્યા હતા.

આશ્રમમાં આવતાંની સાથે જુગતરામભાઈને જે બાબતોએ આકર્ષ્યા તે તેમના ભાવિ જીવનની દિશા નક્કી કરનારી નીવડવાની હતી. પોતાની જીવનકથામાં જુગતરામભાઈ આવાં ચાર તત્ત્વોનો ખાસ ઉલ્લેખ કરે છે.

### આશ્રમની પ્રાર્થના

એમાં પહેલું તત્ત્વ હતું આશ્રમની પ્રાર્થનાનું. નાનપણથી જુગતરામભાઈને ધાર્મિક સંસ્કારો તો હતા જ. માતા પિતા અને દાદા તરફથી મળેલો તેમનો તે સ્વાભાવિક વારસો હતો. મુંબઈવાસના કાળમાં ખોજા હાજી મહંમદ અલારખિયા શિવજીની સોબતમાં એ ધર્મસંસ્કારની સંકીર્ણતા ઘટવા પામી હતી. સ્વામી આનંદના સત્સંગે તેમને વેદાંત અને રામકૃષ્ણનો પંથ ચીંધ્યો હતો. સયાજીપુરાના હનુમાન મંદિરે એમને લોકસુલભ ધર્માચાર શોધતા કરી મૂક્યા હતા. સત્યાગ્રહ આશ્રમમાં આવીને તેમને યુગાનુકુલ ઉપાસના મળી. સત્યાગ્રહ આશ્રમની પ્રાર્થનામાં એમને યોગીની સાધના અને ક્રાંતિકારીની સમાજોપાસનાનો મેળ થયેલો દેખાયો. જુગતરામભાઈના સર્વ ગ્રંથોમાં શ્રેષ્ઠ એવા આત્મરચના અથવા આશ્રમી કેળવણીમાં તેઓ પ્રાર્થના વિશે જે લખે છે તેમાંયે સત્યાગ્રહ આશ્રમની પ્રાર્થનામાં મળેલો અને પાછળથી વેડછીના સ્વરાજ આશ્રમમાં વારંવાર અનુભવેલો આનંદ પ્રગટ થાય છે.

'જાગીને તરત સવારના બ્રાહ્મમુહૂર્તમાં પ્રાર્થના કરીએ તેથી આપણા હૃદયમાં એવો આનંદ આનંદ ઊભરાઈ રહે છે કે તેની ધૂનમાં આપણો આખો દિવસ આનંદ ઉત્સાહમાં પસાર થાય છે. ગમે તેટલું કામ કરીએ તોયે આપણને થાક જ લાગતો નથી. સંધ્યાકાળે પાછા આપણે કામકાજ સંકેલી નિરાંતે પ્રાર્થનામાં બેસીએ છીએ ત્યારેયે એક પ્રકારની અલૌકિક તૃપ્તિ અનુભવીએ છીએ. ભગવાને આપણું એક વધુ દિવસ-પુષ્પ સ્વીકાર્યું એવો આપણને સંતોષ થાય છે... પ્રાર્થના એ આપણા સર્વ કાર્યક્રમોમાં સૌથી રસિક અને આકર્ષક કાર્યક્રમ છે.'

અને પ્રાર્થનાની સામૂહિકતા વિશે તેઓ આટલા જ કાવ્યાત્મક શબ્દોમાં કહે છે: 'આપણા સર્વ આશ્રમવાસી મિત્રોને જ્યારે જ્યારે જોઈએ છીએ ત્યારે ત્યારે આપણને આનંદનો ઉમળકો આવે છે, પણ જ્યારે તેમના અને આપણા કંઠોમાંથી નીકળતી પ્રાર્થનાનો એકત્ર થયેલો ઘોષ આપણે સાંભળીએ છીએ ત્યારે આપણા આનંદને ખરેખર પૂર્ણિમાની ભરતી જ આવે છે.'

આ ગ્રંથમાં કરેલું સામૂહિક પ્રાર્થનાનું વર્ણન આપણને એકી સાથે સત્યાગ્રહ આશ્રમ સાબરમતી અને સ્વરાજ આશ્રમ વેડછીનું સ્મરણ કરાવી જાય છે.

'સુંદર ઝાડોની કુંજમાં વીંટળાયલો આપણો આશ્રમનો ચોક આપણને વહાલો લાગે છે, પણ જ્યારે તેની હવામાં આપણો સૌનો સામટો પ્રાર્થના ઘોષ વ્યાપી વળે છે ત્યારે તો આપણો આત્મા નાચી જ ઊઠે છે, મનમાં એવી ઊર્મિ થઈ આવે છે કે આ ભૂમિને માટે તો જાણે માથું આપી દઈએ; મનમાં એવું બળ અનુભવવા લાગીએ છીએ કે જાણે આ સૌ સાથીઓ સાથે ખુદ શેતાનની સેનાને પણ યુદ્ધ આપીએ.'

વળી તેઓ કહે છે: 'આપણે સૌ પ્રભુના રાહના મુસાફરો છીએ.' રાહ લાંબો છે, વિકટ છે, અજાણ્યો છે. તેમાં ડગલે ને પગલે ભય અને જોખમો પથરાયેલાં છે અને આપણા પગ નિર્બળ છે. પગ કરતાંયે મન પોચું છે અને મન કરતાં વળી છાતી ઢીલી છે... પ્રભુનો પંથ આવો વિકટ છે, પણ તે આપણે સ્વીકાર્યો છે. તેમાંથી પાછા ન પડીએ, આગળ ને આગળ ધપ્યે જઈએ એ આપણી નિરંતરની ઇચ્છા છે. તે માટેનું બળ પ્રાર્થના વિના આપણે બીજે ક્યાંથી લેવા જઈશું?'

### આશ્રમી રસોડું

જુગતરામભાઈને આશ્રમ જીવનનું બીજું આકર્ષક તત્ત્વ લાગ્યું આશ્રમનું રસોડું. મુંબઈમાં હાજી અહમદ અલારખાને ત્યાં તેઓ 'વીસમી સદી'માં કામ કરતા ત્યારે એમના હાથનું ખાવાનુંયે ખપતું નહોતું. સ્વામી અને કાકાની સંગતમાં આવ્યા પછી એ આભડછેટ મનમાંથી ગયેલી. આશ્રમમાં સામૂહિક રસોડામાં કેટલાક રૂઢિચુસ્ત લોકોના વિચારોને ઠેસ ન પહોંચે એટલા સારુ એવા પાટલાઓની ગોઠવણ કરવામાં આવી હતી કે જમતા તો બધી વર્ણના અને બધા ધર્મના લોકો સાથે પણ દરેકનો પાટલો જુદો મંડાતો. આટલી આભડછેટનો પણ છેદ ઉડાડનારા લોકોમાં જુગતરામભાઈ આગળ પડતા હતા. અસ્પૃશ્યતા નિવારણના આ પ્રત્યક્ષ કાર્યક્રમને જ તેઓ આશ્રમની રાષ્ટ્રીય શાળાના 'રાષ્ટ્રીય' તત્ત્વ તરીકે ઓળખાવે છે. આશ્રમના સાદા આહારમાં તેમને સાચો સ્વાદ જડ્યો અને તેમણે તેને અમૃત આહાર માન્યો. 'ખરી રીતે ઈશ્વરે તો જીભને મોંમાં ચોકીદાર તરીકે મૂકી છે. પેટમાં કેવો આહાર જવા દેવો અને કેવો જતો અટકાવવો એની ચોકી કરવાનું તેનું મુખ્ય કર્તવ્ય છે. પણ આપણે તો સ્વાદોની લાંચરુશ્વત આપી શુભ ચોકીદારને ફોડીએ છીએ.'

સત્યાગ્રહ આશ્રમમાં સમયસર જમવાનું, સાથે મળી જમવાનું, જમતા પહેલાં પ્રાર્થના કરવાની, જમાડતી વખતે આગ્રહ ન કરવો, સાત્ત્વિક આહાર લેવાનો, ખાતી વખતે બગાડ ન કરવો એ બધા સંસ્કારોની જુગતરામભાઈના સાધક મન પર ઊંડી છાપ પડી. એમણે એને 'અમૃતભોજન' એવું ટૂંકું નામ આપ્યું છે.

### ઉદ્યોગો

આશ્રમ જીવનનું ત્રીજું આકર્ષક તત્ત્વ જુગતરામભાઈને ત્યાંની ઉદ્યોગપરાયણતાનું લાગ્યું. કોચરબ આશ્રમમાં પ્રથમ દર્શને જ ગાંધીજીને ઘંટી દળતા જોયા અને બીજાં આશ્રમવાસી ભાઈબહેનોને સડકની પેલે પારના કૂવા પર બેડે બેડે પાણી આણતા જોયાં. આશ્રમમાં સર્વ કામોને સમાન મહત્ત્વ હતું. પાયખાનાની ડોલ સાફ કરવાનું કામ અને મોટા મોટા પુસ્તકોના ભાષાન્તર કરવાના કામને ત્યાં સમાન મહત્ત્વ હતું. આ કામો કરતી વખતે કોઈક વાર ગીતો ગવાતાં, કોઈક વાર હાસ્યવિનોદ થતો, અને સૌથી મહત્ત્વની વાત તો એ હતી કે કોઈ કામ ઉપરથી લાદેલું નહિ પણ સ્વેચ્છાપૂર્વક હરખભેર સ્વીકારેલું હતું. આ કામો ભારતનાં કરોડો ભૂખ્યાં નાગાં લોકો જોડે અંતરનો મેળ સાધનાર હતાં અને સત્યાગ્રહની તાલીમના પદાર્થપાઠ સમાન હતાં. આવા શ્રમથી થતા પરસેવાને જુગતરામભાઈએ 'પાવનકારી પરસેવો' એવું યથાર્થ છતાં કાવ્યમય નામ આપ્યું છે.

### આશ્રમકુમારો

આશ્રમ જીવનનું ચોથું આકર્ષણ એવું હતું કે જેની અસર જુગતરામભાઈના શેષ જીવન પર ઊંડી પડવાની હતી. તે આકર્ષણ હતું આશ્રમનાં બાળકોનું. આશ્રમની પોતાની પહેલી મુલાકાતના વર્ણનમાં જ એમણે પોતાની જીવનકથાના એ પ્રકરણમાં આશ્રમનાં બાળકોનાં નામોથી જ એક આખો પેરેગ્રાફ ભરી દીધો છે. બાળકો પ્રત્યેનો અસીમ પણ ઢંઢેરા વિનાનો પ્રેમ એ જુગતરામભાઈના જીવનનો સ્થાયી ભાવ છે. નાનપણની વાતોમાં એ સમવયસ્કોની વાત કરે તે સ્વાભાવિક છે પણ જુવાનીની વાતો કરતી વખતે કાકાસાહેબ કરતાં બાળ અને શંકરની વાત ઓછી નથી કરી. ચૂનીભાઈ મહેતાની વાત કરતાં કપિલા અને અન્નપૂર્ણાની વાત કહેવાનું એ વિસારતા નથી. આજે જ્યારે એ નેવુંની ઉમ્મર વટાવી ગયા છે ત્યારે પણ નાનાં ભૂલકાંઓને જોઈને એમનું હૈયું આનંદથી ઊભરાઈ જાય છે. અને આધેડવયે બાળનાટકોના લેખક તરીકે કે તેને ભજવતા પાત્ર તરીકે, બાલવાડીના કલ્પક, સંગઠક કે શિબિરાર્થી તરીકે, ગોવિંદા-ગોપાળા કરતાં આશ્રમનાં બાળકો સાથે કૃષ્ણાષ્ટમી ઊજવતા કે શરદ પૂનમને દિવસે રાસ રમતા જોયા હોય એને સહેજે સમજાઈ જતું કે આજીવન બ્રહ્મચારી બાળકો પ્રત્યે ગજબની કૂણી લાગણી ધરાવે છે. ગિજુભાઈને મૂછાળી માનું બિરુદ મળ્યું હતું એ સર્વથા ઉચિત જ હતું. પરંતુ ગિજુભાઈના આ પરમ મિત્રમાં પણ બાલવત્સલતા ઊતરે એવી નથી.

### પરમ આકર્ષણ

અલબત્ત આશ્રમ જીવનનું પરમ આકર્ષણ તો ગાંધીજી ખુદ હતા. બીજા સેંકડો નવજુવાનોની માફક જુગતરામભાઈના જીવનમાં પણ એમણે પલટો આણી દીધો. જોકે ગાંધીજી પરની જુગતરામભાઈની ભક્તિ લક્ષ્મણની રામ પ્રત્યે હતી તેના કરતા ભરતની રામ પ્રત્યે હતી તેવી વધુ કહી શકાય. પરંતુ એની વાત આગલાં પ્રકરણોમાં.

## ૭ નવજીવન

ગાંધીજી પાસે આવતાંની સાથે જ જુગતરામભાઈને સ્વામી આનંદે પોતાની સાથે નવજીવનના કામમાં લઈ લીધા. પરંતુ નવજીવનના કામને એમણે કદી પોતાનું જીવનકાર્ય માન્યું નહોતું. એમનું મન આશ્રમમાં ચોંટેલું રહેતું. આશ્રમમાં એમને રાષ્ટ્રીય શાળામાં બાળ-શિક્ષક તરીકે કામ મળેલું. નવજીવનના કામનો બોજ વધી ગયો ત્યારે સ્વામી આનંદે જુગતરામભાઈને ફરી એકવાર ત્યાં તાણી લીધા. આમ અમદાવાદના વસવાટનાં ૧૯૧૯થી ૧૯૨૩નાં ચાર વરસ રાષ્ટ્રીયશાળા અને નવજીવન એવી બે પ્રકારની પ્રવૃત્તિમાં ગયાં. આપણે વિચારનો તાંતણો જાળવી રાખવા પ્રથમ નવજીવન અને પછી રાષ્ટ્રીયશાળાની વાત લઈશું.

૧૯૧૯ના સપ્ટેમ્બર માસથી ગાંધીજીએ 'નવજીવન' નામનું સાપ્તાહિક કાઢવા માંડ્યું હતું. એને સારુ એમણે એક નાનું સરખું પ્રેસ પણ ખરીદ્યું હતું. પ્રેસનું કામ જેમ વધતું ગયું તેથી તેના ચાલુ માણસો માટે એ કામને પહોંચી વળવું અશક્ય થઈ પડ્યું. તેથી ગાંધીજીએ સ્વામી આનંદને યાદ કર્યા અને કેશવરાવ દેશપાંડે અને કાકાસાહેબની બેવડી ભલામણથી તેમને અમદાવાદ તાણી લાવ્યા એ વાત આપણે પહેલાં જોઈ ગયા. સ્વામીએ પોતે જવાબદારી

સ્વીકારી ત્યાર બાદ એક બે માસમાં જ જુગતરામભાઈને વડોદરાથી પોતાની પાસે બોલાવી લીધા. એમેય જુગતરામભાઈને કાકાસાહેબ અને સ્વામીના ગયા પછી વડોદરામાં ખાસ કશો રસ રહ્યો નહોતો. અને વડોદરા રહે રહ્યે જ એમને ગાંધીજીના કામમાં રસ લાગી ચૂક્યો હતો.

ગાંધીજી અને સ્વામી આનંદ સાથે કામ કરવું એ આ નવજુવાન માટે ખરેખરી તાલીમનો વિષય હશે. ગાંધીજી એક પછી એક નવા નવા કામનો ઢગલો ખડકયે જાય. 'નવજીવન', 'યંગ ઇન્ડિયા' અને હિન્દી 'નવજીવન' એમ ત્રણ ત્રણ સામયિકો હતાં. એના લેખો તપાસીને છાપાલાયક બનાવવાના, બે ત્રણ વાર પ્રૂફ તપાસવાં; છાપવાનો ઓર્ડર આપવો. સ્થાયી ગ્રાહકોનાં નામ સરનામાં જોઈ તે મુજબ એ પત્રો રવાના કરવાં; એજંટો સારુ બંડલો બાંધી તેમને તે મોકલવાં વગેરે ચાલુ કામો ઉપરાંત અવારનવાર વિશેષાંકો પણ નીકળતા. આ બધાં કામ સારુ જે આર્થિક વહેવાર થાય તેનો હિસાબ રાખવો એ પણ એક મોટું કામ હતું. આમ તો ગાંધીજીનું કામ લેખો આપીને પૂરું થઈ જતું હતું, પણ તે કહી એટલાથી પતતું નહિ. પોતે સોંપેલું કામ છેવટ સુધી વ્યવસ્થિત રીતે પાર પડ્યું કે નહિ એ જોવાની ને ઝીણામાં ઝીણી વિગતો તપાસવાની એમને આદત હતી. દક્ષિણ આફ્રિકામાં ઇન્ડિયન ઓપિનિયન પત્ર કાઢતાં પ્રેસ સંબંધી તમામ પ્રક્રિયાઓ તેઓ જાતે કરી ચૂકેલા હતા, એટલે એમને તમામ વિગતોની સમજ પણ હતી.

સ્વામી આનંદની ચીવટ પ્રેસની બાબતમાં ગાંધીજીથી ઊતરે એવી નહોતી. પોતે જે કંઈ છપાવે તેમાં એક પણ છાપભૂલ ન રહે, એની છપામણી સ્વચ્છ, સુઘડ થાય, અને તમામ કામ ધારેલે સમયે પાર પડે એને માટે એમને આગ્રહ હતો. વળી સ્વામી હર્ષે તેની પર વરસી જતા અને રૂઠે તને પાણીથી પણ પાતળા કરી નાખે એવા કડક હતા. આવા બબ્બે ઉપરીઓની નીચે કામ કરીને જુવાન જુગતરામભાઈને માત્ર છાપકામની જ નહિ, પણ જીવનનાં બીજાં કામોમાં પણ ઝીણવટ, ચોકસાઈ, તનતોડ મહેનત અને સુઘડતાની તાલીમ મળી.

પોતાના કામની શરૂઆત વિશે જુગતરામભાઈ કહે છે :

'હું અમદાવાદ ગયો ત્યારે સ્વામી આર્યભુવનવાળા મકાનમાં નવજીવનનું કાર્યાલય ખોલીને બેઠા હતા. તેના લવાજમના ઢગલાબંધ મનીઓર્ડરો રોજ આવતા હતા. અને સાંજ પડ્યે બે ત્રણ સાથીઓ મળીને પૈસાના ઢગલા કરી મોડે સુધી હિસાબ મેળવતા હતા. હું પણ ગયો તેવો એ કામમાં જોડાયો. મારા જોડાવાથી તેમના કામનો ઉકેલ આવ્યો એવું સમજવાનું નથી, પણ ત્રણ ભેગો ચોથો એમને મળ્યો હતો, જેને હિસાબની બહુ ગતાગમ નહોતી, છતાં જે એમની સાથે મોડી રાત સુધી મથવા તૈયાર હતો અને વહેલા મોડાની જેને તકરાર નહોતી.'

અત્યારે સામાજિક કામોમાં જોડાનાર અને જોડાતાંની સાથે જ કામની અવ્યવસ્થા અંગે ફરિયાદ કરનાર અને પોતાની પણ કંઈ જવાબદારી છે કે નહિ એનો વિચાર ન કરનાર જુવાનિયાઓએ જુગતરામભાઈનાં આ વચનો પ્રત્યે ખાસ ધ્યાન આપવા જેવું છે.

આગળ ચાલતાં જુગતરામભાઈ કહે છે :

'સ્વામીએ "નવજીવન"ની છૂટક નકલો વેચવા માટે ગુજરાતના એકે એક શહેરમાં અને કસબામાં એજન્ટો નીમવા માંડ્યા, અને તેમને માગે તેટલી નકલોનાં પાર્સલો મોકલવા માંડ્યાં. તેઓ અગ્રગણ્ય ઉત્સાહી અને જાણીતા દેશસેવકો હતા, ગાંધીજીના આન્દોલનમાં રસ ધરાવનારા હતા, પણ હિસાબી કામમાં અમારા જેવા જ કાચા હતા, અને ચોકસાઈમાં અમારા કરતાં ઘણી ઓછી ચીવટવાળા હતા! એમના વહેવારો સીધા કરવામાં સ્વામીની અને તેમના મદદનીશોની રાતો ઘણા મહિનાઓ સુધી ખર્ચાવા લાગી.

'નવજીવનનાં ૮ પૃષ્ઠોને ઠેકાણે દરેક અંકમાં ૧૨ ને ૧૬ પૃષ્ઠો થવા લાગ્યાં હતાં. ચૂડી ઓળની સાંકડી ગલીમાં આવેલા, તેનાથી પણ સાંકડા નવજીવન પ્રેસમાં રાતદિવસ ધમાલ ચાલતી હતી. છાપેલાં પાનાંના ટાઈપ ધોવાઈને ઉકેલાય તે પહેલાં નવાં પૃષ્ઠો છાપવાની તાકીદ ઊભી થતી રહેતી. તેમાં ગાંધીજીનાં ઘણી વાર પેન્સિલથી લખેલાં પાનાં ઉકેલવાનો રસિક વ્યાયામ સ્વામી અને તેના મદદનીશોને માટે સારો રસ પૂરો પાડતો હતો. મશીન ચલાવનારાઓ, કંપોઝિટરો, પ્રૂફવાળાઓ સૌને દિવસના ચોવીસ કલાક ટૂંકા પડતા હતા. ઉજાગરા ઉપર ઉજાગરા કરવામાં તેઓ એક બીજા સાથે હરીફાઈ કરતા હતા, પણ તે શક્તિમાં સ્વામી સૌને ચડી જતાં હતા. ત્રણ રાત્રિઓ અખંડ જાગરણ કર્યા પછી ચોથી સવારે પણ પ્રૂફ વાંચી છાપવાનો ઓર્ડર આપવા તે તૈયાર હતા.'

૧૯૧૯થી ૧૯૨૨ સુધીમાં અસહકાર આન્દોલનની ચડતી પડતી સાથે સાથે નવજીવનમાં કામની પણ ચડતી પડતી થઈ. બારડોલીમાં સત્યાગ્રહની તૈયારીઓ ચાલતી હતી તેથી ત્યાંનું વાતાવરણ ઝીલવા સ્વામીએ જુગતરામભાઈને ત્યાં મોકલ્યા. ચૌરીચૌરા કાંડને લીધે ગાંધીજીએ એ સત્યાગ્રહ કરવાનો વિચાર સ્થગિત રાખ્યો તેથી આખા દેશને અહિંસાનો પાઠ મળ્યો ને એના રાજનૈતિક નેતાઓને આંચકો લાગ્યો. આ તકનો લાભ લઈને સરકારને ગાંધીજીએ નવજીવનમાં લખેલા ત્રણ લેખો અંગે એમની ઉપર ખટલો ચલાવ્યો લેખક, પ્રકાશક અને મુદ્રક તરીકે ગાંધીજીને છ વરસ, અને શંકરલાલ બેંકર તથા સ્વામી આનંદને પ્રકાશક અને મુદ્રક તરીકે એક એક વર્ષ અને દંડને બદલે છ માસ વધારેની સજા થઈ. બારડોલીની લડત સંકેલાઈ તેથી નવજીવનના પ્રતિનિધિ તરીકે જુગતરામભાઈને ત્યાં રહેવાનો પ્રશ્ન ન રહ્યો. બારડોલી હતા તે વખતે જુગતરામભાઈ નવજીવન સારુ 'સંજય' તરીકે ત્યાંના વર્ણનો લખતા.

સ્વામી જેલમાં ગયા અને નવજીવનના સંચાલનનો ભાર જુગતરામભાઈ ઉપર આવ્યો.

પ્રેસમાં કામ કરનારા સંખ્યાબંધ કારીગરો હતા અને કાર્યાલયનું હિસાબી કામ શ્રી જીવણજી દેસાઈ સંભાળતા હતા. ગુજરાતી નવજીવનના તંત્રી તરીકે કાકાસાહેબે કામ સંભાળ્યું હતું. જુગતરામભાઈએ કાર્યાલયનાં બીજાં કામો અન્ય લોકોને સોંપી પોતે મુખ્યત્વે કાકાસાહેબને મદદ કરવાનું કામ ઉપાડી લીધું હતું. 'યંગ ઇંડિયા'ના તંત્રી તરીકે શ્વેબ કુરેશી નામના એક પાણીદાર જુવાન આવ્યા હતા, જે પાછળથી ભોપાલના નવાબના દીવાન બન્યા હતા. શ્વેબ તો પોતાના પાણીદાર લેખોને લીધે ગાંધીજીની વાંસે વાંસે જેલ ભેળા થઈ ગયા. ત્યાર બાદ તંત્રી તરીકેનો ભાર રાજાજીએ સંભાળ્યો.

નવજીવનમાં ગાંધીજીનાં લખાણો છપાતાં બંધ થયાં તોયે ગ્રાહકોએ એમના લેખોની માગણી ચાલુ રાખી તેથી જુગતરામભાઈ વગેરેએ

નવજીવનના જૂના અંકોમાંથી ગાંધીજીના લેખો વીણી વીણીને 'ગાંધીજીનું નવજીવન' નામે અંકો પ્રસિદ્ધ કરવા શરૂ કર્યા. એ જ અરસામાં શ્રી મગનલાલ ગાંધીએ ૧૯૦૯માં ઇંગ્લેંડથી આફ્રિકા જતા એસ. એસ. કિલ્ડોનન કેસલ નામની સ્ટીમરના કાગળો પર ગાંધીજીએ લખેલ 'હિંદ સ્વરાજ'ની મૂળ હસ્તપ્રત દેખાડી. જુગતરામભાઈને તે એટલી ગમી ગઈ કે એના ખર્ચ વગેરેનો વિચાર કર્યા વિના જ મૂળ લખાણના બ્લૉક બનાવી તેને પુસ્તક રૂપે છાપ્યું. એ જ રીતે ખર્ચ વગેરેનો વિચાર કર્યા વિના એમણે નાની નમણી બાળપોથી 'ચાલણગાડી' પણ છપાવી દીધી. આમ નવજીવન પ્રકાશન મંદિરની શરૂઆત થઈ ગઈ. નવજીવનની આર્થિક સ્થિતિ અંગે જુગતરામભાઈએ ખાસ કાળજી રાખેલી નહિ એનું એક ચિત્ર તેઓ પોતાના જીવનચરિત્રમાં નીચે મુજબ આપે છે:

'...મેં નવજીવન પ્રકાશન મંદિરનો વિભાગ પૂરા ઉત્સાહથી ચાલુ કરી દીધો હતો. અમારા પ્રકાશન મંદિરે નાનાં મોટાં એક પછી એક પુસ્તકો બહાર પાડયાં; પણ તે તરત તરત ખપે છે કે નહિ, અને કેટલા પ્રમાણમાં ખપે છે એનો હિસાબ મારી પાસે કયાં હતો? નવજીવનની રકમો કયાંક કયાંક ફિક્સ ડિપોઝિટ તરીકે હતી તે મોટાભાગની ખેંચી લઈ વાપરી નાખવામાં આવી, અને એક વખત એવો આવી ગયો કે નવજીવનના વિશાળ કારીગર વર્ગને ચૂકવવાના પગારના તાકડા અમારી પાસે રહ્યા નહિ. અમારા અનેક સેવકોના હાથમાં અમારે તેમને છૂટા કરવાની નોટિસો મૂકવી પડી અને પ્રકાશન મંદિરનું કામ આગળ ચલાવવા ઉપર બંધી મૂકવી પડી.' આન્દોલન સાથે ચાલતાં પત્રો અને પ્રકાશનો આન્દોલનના ઉતાર ચડાવ જોડે ઉતરચડ કરતાં હોય છે. પરંતુ આપણે જાણીએ છીએ કે ૧૯૨૨–૨૩માં જ નવજીવન પ્રકાશન મંદિરની ઇતિશ્રી થઈ નહોતી. ધીરે ધીરે એ દેશની સૌથી વધુ પ્રતિષ્ઠિત પ્રકાશન સંસ્થા પૈકી એક બની અને ગાંધીજીના ગયા પછી, આજે છત્રીસ વરસે પણ, ગાંધીજીનાં લખાણો સ્વચ્છ, સુઘડ અને અધિકૃત રૂપે છાપવા સારુ જગતભરમાં પ્રસિદ્ધ છે. બીજી બાજુ જુગતરામભાઈને આ ટૂંકા ગાળામાં નવજીવન મારફત જે અનુભવ મળ્યો તેનાથી તેઓ હિસાબ કિતાબ બાબતમાં ભલે વિશેષજ્ઞ ન બન્યા હોય, પણ હિસાબોની ચોખ્ખાઈ અને ચોકસાઈનું મહત્ત્વ તો એમને ગળે ઊતરી જ ગયું, જેની કાળજી આગળ ઉપર એમને જે અનેક સંસ્થાઓ ચલાવવી પડી ત્યારે તેમણે રાખી અથવા રખાવી.

પરંતુ નવજીવનમાં કામ કરવાનો સાચો લાભ તો જુગતરામભાઈને સંપાદન ક્ષેત્રે મળ્યો. ગાંધી અને સ્વામીની દોરવણી હેઠળ નવજીવનમાં તેઓ જે તાલીમ પામ્યા તે પાછળથી બારડોલીની લડત વખતે 'બારડોલી સત્યાગ્રહ' નામની પત્રિકાનું સંપાદન કરવામાં કામ લાગી. અને ઢળતી ઉમ્મરમાં 'વટવૃક્ષ'ના સંપાદનનું કામ તો લગભગ પૂરું એમણે એકલે હાથે ઉપાડયું. આ બન્ને પત્રોનો ઉલ્લેખ આપણે યથાસ્થાને કરીશું.

## ૮ રાષ્ટ્રીય શિક્ષણ

આ ગાળાની જુગતરામભાઈની બીજી પ્રવૃત્તિ તે સાબરમતી આશ્રમની રાષ્ટ્રીય શાળામાં નાનાં બાળકોના શિક્ષણનું કામ હતું. આ એમનું મનગમતું કામ હતું. થોડા સમયમાં જ આ બાબતમાં તેમણે અસાધારણ નિપુણતા દેખાડી.

ગાંધીજી જેમ જ્યાં ગયા ત્યાં એમની આસપાસ આશ્રમ ઊભો થઈ જ ગયો, તેમ જ્યાં જ્યાં આશ્રમ ઊભો થયો ત્યાં ત્યાં સ્વાભાવિક ક્રમે બાળકોના શિક્ષણ અંગે એમણે પ્રયોગો પણ કર્યા. શિક્ષણના આ પ્રયોગનો ક્રમ દક્ષિણ આફ્રિકાના ફીનિક્સ આશ્રમથી સેવાગ્રામના નઈ તાલીમના પ્રયોગો સુધી ચાલી રહ્યો અને શિક્ષણ ક્ષેત્રે એમાંથી જે વિચાર, આચાર પ્રગટયા તેની દુનિયાભરના શિક્ષણશાસ્ત્રીઓ આજે પણ દાદ દે છે.

ગાંધીજીએ પોતે શાળાના શિક્ષક તરીકે ઝાઝું કામ નહોતું કર્યું. છતાં એમને આ બાબતમાં જે સિદ્ધિ મળી તેની પાછળ સૂઝ, ખંત, ઝીણવટ, પ્રયોગશીલતા, મૂલ્યાંકન કરવાની ટેવ, ભૂલ થઈ હોય ત્યાંથી સુધારવાની ટેવ, નિત્ય વિકાસશીલતા વગેરે ગાંધીજીના અનેક ગુણો કામ કરતા જ હતા. પરંતુ કદાચ શિક્ષણ ક્ષેત્રે એમની સફળતાનું સૌથી મોટું કારણ એમની હૃદય-ચુંબકતા હતું. તેઓ જ્યાં ગયા ત્યાં એમને અસાધારણ ગુણોવાળા અને અવિચળ નિષ્ઠાવાળા ઉત્તમ સાથીઓ મળી ગયા. એમની મારફત જ તેઓ શિક્ષણના અવનવા પ્રયોગો કરાવી શકયા.

### ગાંધીજીના સાથીઓ

સાબરમતી આશ્રમમાં ગાંધીજીએ ૧૯૧૭ના મે માસની ૭ મી તારીખે, જ્યારે, રાષ્ટ્રીય શાળા ખોલી ત્યારે તેમને આવા જ અસાધારણ સાથીઓ મળી ગયા. તેના પ્રથમ આચાર્ય તરીકે સાંકળચંદ શાહ નામના અમદાવાદના એક વિદ્વાન સજ્જન હતા. નરહરિ પરીખ અને કિશોરલાલ મશરૂવાળા તેમાં જોડાયા. કાકાસાહેબ કાલેલકર તેમાં ભૂગોળ અને ખગોળના વર્ગો લેતા. વિનોબા ભાવે સંસ્કૃત શીખવતા અને ગુજરાતી કવિતાનો પણ તેમણે આરંભ કરાવ્યો હતો. આ શિક્ષકો વિશે જુગતરામભાઈ લખે છે:

'(તેઓ) સામાન્ય શિક્ષકો નહોતા. એ મહાન શિક્ષકોમાંથી દરેકના પ્રયત્નો પોતપોતાની આગવી દિશામાં ચાલી રહ્યા હતા. તેમનાં ઘરો એ વિદ્યાર્થીઓ માટે વિદ્યાલયો બની રહ્યાં હતાં. જો કે તેઓ અભ્યાસક્રમ ઘડવા પાછળ ઓછી મહેનત લેતા નહોતા અને સમયપત્રકો પણ બનાવતા હતા. પણ તેઓ તેની જાળમાં ફસાયેલા રહેતા નહિ. કોઈ વિષય રંગે ચડે ત્યારે તેઓ તેના ઉપર ગમે તેટલા કલાક આપતા અને કેટલીક વાર કાકાસાહેબ જેવા શિક્ષકો તારાદર્શન માટે રાત્રે અથવા વહેલી સવારે પણ વર્ગો ચલાવતા.

'કિશોરલાલભાઈ એક તરફથી પૂજાપાઠ કરનાર ભક્તજન હતા, તો બીજી તરફથી તેમના મનનું ઘડતર શુદ્ધ વૈજ્ઞાનિક હતું. તેમની શિક્ષણ પદ્ધતિમાં આ ગુણોનું મિશ્રણ ભાગ ભજવ્યા વિના કેમ જ રહે? બાળકોનાં વર્તન ઉપર અને માનસ ઉપર પણ તેની છાપ ઊઠતી જ હતી.

'શિક્ષક મંડળમાં એક શિક્ષક વિનોબા પણ હતા. તે હતા તો શિક્ષક જ પણ બીજા શિક્ષકોથી જુદા તરી આવતા હતા, અને પોતાની જુદી અને વિલક્ષણ પદ્ધતિએ કામ કરતા હતા. કાકાસાહેબ બાળકોનું જીવન કેમ રસિક અને જ્ઞાનાનંદમાં મગ્ન રહે તેની વધારે કાળજી રાખતા હતા, જ્યારે વિનોબા બાળકો ટાઢ,

તાપ, ઊંઘ, ભૂખ, સ્વાદ વગેરે ઉપર કેમ વિજય મેળવતાં થાય એના ઉપર ભાર દેતા હતા ને બાળકોને વહેલા જગાડી સાબરમતી નદી પર લઈ જતા, નદીના શીતળ જળમાં પોતે ડૂબકી મારતા અને બાળકોને પણ ડૂબકી મારવાનું પ્રોત્સાહન આપતા.

'આ બધું છતાં બાપુને પોતાને માટે તેમનું પોતાનું એવું શિક્ષકનું કામ બજાવવાનું બાકી રહેતું હતું જ. તેઓ આશ્રમ બાળકોને સવારની ચાર વાગ્યાની પ્રાર્થનામાં હાજર રહેવા ખાસ ઉત્તેજન આપતા અને તેમના રોજના કાંતેલાં તારની હાજરી પૂરતા, તે સાથે પોતાના દેશાટનની વાતો કહેતા.'

રાષ્ટ્રીય શાળામાં જુગતરામભાઈને બાળવર્ગો સોંપવામાં આવ્યા હતા. તેને માટે તેમણે ગુજરાતી કવિઓનો, ખાસ કરીને 'બૃહત્કાવ્ય દોહન'નું મંથન કરી નાખ્યું. દરેક શિક્ષક પોતાના વિષયના ઊંડાણમાં જઈને તૈયારી કરે એ રાષ્ટ્રીય શાળાની પરંપરા જ હતી. પોતાના અભ્યાસમાંથી કોઈ કોઈ વાર આ પ્રતિભાવાન શિક્ષકો કાંઈક સાહિત્ય પણ તૈયાર કરતા. જુગતરામભાઈએ પણ આ રીતે 'ચણીબોર' અને 'રાયણ' નામના બે કાવ્ય સંગ્રહો તૈયાર કર્યા હતા. ઉપરાંત 'નાની ચાલણગાડી,' 'મોટી ચાલણગાડી,' 'મોટીબહેન' વગેરેની હસ્તલિખિત ચોપડીઓ તૈયાર કરી. ચાલણગાડી, ચણીબોર અને રાયણ એ જુગતરામભાઈની પ્રથમ ગ્રંથસ્થ કૃતિઓ છે.

તે કાળે આશ્રમ નદીકાંઠે વગડામાં હતો. શ્રી મગનલાલ ગાંધીએ ત્યાં કાંટય સાફ કરાવી મકાનો બનાવરાવા માંડ્યાં હતાં, પરંતુ શાળા સારુ મકાનો હજી તૈયાર થયાં નહોતાં. શિક્ષકોનાં મકાનો એ જ વર્ગખંડ થઈ પડતાં.

રાષ્ટ્રીયશાળામાં પ્રથમ તો આશ્રમમાં બાળકોને જ શામેલ કરવામાં આવ્યાં હતાં. પણ પાછળથી એમની ઉમ્મરનાં બીજાં બહારનાં બાળકોને લેવાનો અને એમને સારુ છાત્રાલય ખોલવાનો નિર્ણય થયો. આ છાત્રાલયમાં કેટલાંક બાળકોના વાલીઓની લાગણીને સંતોષ આપવા જુદાજુદા પાટલા મંડાતા તે પરંપરા જુગતરામભાઈ સહિત કેટલાક ઉત્સાહી લોકોએ તોડી અને છાત્રાલયમાંથી પંક્તિભેદ દૂર થયો એ વાત આપણે આગળ ઊપર જોઈ ગયા.

ગુજરાતી કાવ્યના અભ્યાસમાંથી જુગતરામભાઈએ ઉત્તમ કાવ્યકથાઓ શોધી કાઢી ને બાળકોને વંચાવવા લાગ્યા. ઉત્તમ ગીતો ગાવા અને મુખપાઠ કરાવવાનું પણ તેમણે ચાલુ કર્યું. વળી તેમણે 'માણભટ્ટ' નામે એક હસ્તલિખિત માસિક પણ શરૂ કર્યું. આ માસિકની એવી 'પ્રતિજ્ઞા' હતી કે તેમાં જે કંઈ આવે તે વાર્તાનું રૂપ ધરીને જ આવવું જોઈએ. તે સારુ જુગતરામભાઈએ મહાભારતનો અભ્યાસ કરીને તેમાંથી વાર્તાઓ માણભટ્ટમાં આપવા માંડી. દક્ષિણ આફ્રિકાથી આવેલ છગનલાલ ગાંધીના પુત્ર પ્રભુદાસે આફ્રિકાના કાર્યજીવનના અનુભવો એમાં આપવા માંડ્યા. પ્રભુદાસભાઈના સંસ્મરણોએ પાછળથી 'જીવનનું પરોઢ' નામના ગ્રંથનું સ્વરૂપ લીધું જે આજે પણ ગાંધી શિક્ષણ પદ્ધતિના દાખલા આપનાર એક અમૂલ્ય ગ્રંથ તરીકે પંકાયલો છે.

## બાલશિક્ષણનો પારસમણિ

સાબરમતી આશ્રમનાં બાળકોને શીખવતા અચાનક જુગતરામભાઈને એક એવો પારસમણિ મળી ગયો કે જેનાથી શિક્ષણ અંગેનાં એમના દૃષ્ટિબિંદુ ખૂલી ગયાં અને ત્યાર પછી જ કદાચ એમને શિક્ષણનું કામ પોતાનું જીવનકાર્ય લાગવા માંડ્યું. આ પારસમણિ તે રવીન્દ્રનાથ ઠાકુરની 'શિશુ' નામની ચોપડી. એ ગ્રંથમાં કવિવરે બાલકાય-પ્રવેશ કરીને બાળકની દૃષ્ટિએ દુનિયાને જોઈ છે અને એ રીતે કાવ્યો પીરસ્યાં છે. એ કાવ્યો બાળકોને રીઝવવા કે એમનું મનોરંજન કરવા નથી લખાયાં. એમાં તો બાળકનો પોતાનો એની અસ્મિતા પ્રગટ કરતો અવાજ બોલે છે. બાળકોના વ્યક્તિત્વને માન આપીને સ્વતંત્ર વ્યક્તિ તરીકે જોઈ એની સાથે તે રીતે વ્યવહાર કરવો એ વાત જુગતરામભાઈને ગળે ઊતરી ગઈ. '(શિશુ વાંચી) બાળક પ્રત્યે કેમ વર્તવું અને તેના મનની વાત કેમ સમજવી એની દૃષ્ટિ મને જાણે મળી ગઈ.'

ગલૂડિયાં અને પોપટનું ઉપરાણું લઈને બોલતા બાળકમાં જુગતરામભાઈને બાળકના અંતરાત્માનો અવાજ સંભળાયો.

'તારું ના મા! બાળક હોઉં, હોઉં ગલૂડું નાનું,
તારા ભાણામાં પડી મોઢું ભરી દઉં છાનું માનું!
સાચે સાચું કહી દેજે, કંઈ રાખીશ ના સંતાડી;
હૈડ કરીને હાંકી મેલત તો શું અમને માડી?
જા મા! ત્યારે જા જાની તું!
ઉતાર અમને ખોળેથી તું!
વાડ અમને ના કરતી તું!
તારે ખોળે જા નહીં રમીએ! તારે ભાણે જા નહીં જમીએ!
તારા ઘરમાં જા નહીં રહીશું! વનવગડામાં ભાગી જઈશું!
તારું ના મા! બાળક હોઉં, હોઉં પોપટ પંખી;
ઊડી જાઉં ક્યાંક કદાપિ, મનમાં એવું ઝંખી–
સાચે સાચું કહી દેજે, કંઈ રાખીશ ના સંતાડી,
પીટયું પોપટડું કરી અમને પૂરત પાંજરે માડી?
જા મા! ત્યારે જા જાની તું!
ઉતાર અમને ખોળેથી તું!
લાડ અમને ના કરતી તું!
તારે ખોળે જા નહી રમીએ! તારે હાથે જા નહી જમીએ!
તારા ઘરમાં જા નહીં રહીશું! વનવગડામાં ભાગી જઈશું!

આમ જુગતરામભાઈના જીવનમાં ગાંધી અને ગુરુદેવના સમન્વયનો આ પ્રસંગ હતો. એ સમન્વય એમના બાકીના આખા જીવન પર અસર કરે છે. અલબત ગાંધીના સત્ય અને શિવનું એમાં અગ્રસ્થાન હતું. પણ ગુરુદેવનું સુંદર કદી એમની આંખોથી ઓઝલ નહોતું થયું. ગુરુદેવની અસર જુગતરામભાઈ સુધી પહોંચાડવાનું કામ આડકતરી રીતે કાકાસાહેબે પણ કરેલું. સુંદરના એ પહેલેથી ઉપાસક હતા. ગાંધીજીને ત્યાં આવતાં પહેલાં એ ગુરુદેવને ત્યાં જઈ આવ્યા હતા. જુગતરામભાઈએ પોતાના વ્યક્તિગત જીવન વિશે વિનોબાજીની કડક શિસ્તનો, પણ પોતાના વિદ્યાર્થીઓ માટે કાકાસાહેબની દૃષ્ટિનો આગ્રહ રાખ્યો હોય એમ લાગે છે. જોકે જુગતરામભાઈએ પોતાને સારુ જે કઠોર જીવન સ્વીકાર્યું છે તેમાંયે તેમણે તો સદાયે આનંદના ઘૂંટડા જ પીધા છે.

આ કાળના શિક્ષણ અંગેના જુગતરામભાઈના બે અનુભવો અહીં નોંધવા જેવા છે. જ્યારે તેઓ રાષ્ટ્રીય શાળામાં નાનાં બાળકોના શિક્ષણમાં ગૂંથાયેલા હતા ત્યારે ગાંધીજી સત્યાગ્રહ આશ્રમ મારફત જે કામ કરી રહ્યા હતા તેને જુગતરામભાઈ 'બાપુની મહાશાળા'

કહે છે. ખરેખર ૧૯૧૬ થી ૧૯૩૦ સુધી ગાંધીજીએ સત્યાગ્રહ મારફત જે કામ કર્યું એની સરખામણીમાં તો મહાશાળા તો ઠીક પણ વિશ્વવિદ્યાલય પણ વામણું સિદ્ધ થાય એમ હતું. સત્યાગ્રહ આશ્રમ એ વિરાટ પ્રયોગશાળા હતી કે જેની મારફત સમગ્ર દેશના વ્યાપક અહિંસક પ્રયોગોની ગાંધીજી તૈયારી કરતા હતા. જુગતરામભાઈનું કામ, અલબત, આ વિશાળ પ્રયોગશાળાના એક નાનકડા ભાગ સરખું હતું. પરંતુ પોતાનું કામ કરતી વખતે પણ એમની આંખો તો ગાંધીજીના વિરાટ પ્રયોગ તરફ ખોડાયેલી જ રહેતી હતી. એને લીધે તેઓ પોતાના કામની મર્યાદા સમજી શકતા હતા અને આખા રાષ્ટ્રીય પ્રયોગનો વ્યાપ જાણી તેના પૂરા સંદર્ભનું આકલન કરી શકતા હતા. વિનોબા, કાકાસાહેબ, મશરૂવાળા, નરહરિભાઈ જેવા શિક્ષકોથી શોભતી રાષ્ટ્રીય શાળા વિશે જુગતરામભાઈ કહે છે, ‘શાળાનું નામ ગાંધીજીએ જ “રાષ્ટ્રીય શાળા” એવું પાડ્યું હતું. તેના શિક્ષકો કોઈ પણ પ્રાથમિક શાળાને મળી શકે તેના કરતાં ઘણા વધારે વિદ્વાન અને પ્રતિભાવાન હતા, તેથી તેમના હાથે અપાતું શિક્ષણ ઘણા ઊંચા સ્તરનું હતું. જ્યાં શાળાને “રાષ્ટ્રીય” વિશેષણ આપવા જેવું હજુ તેમાં ખાસ કશું હતું એમ કહી શકાય નહિ.’ સામાન્ય રીતે આવા તેજસ્વી શિક્ષકોથી શોભતી શાળાથી કોઈ પણ જુવાન શિક્ષક અંજાઈ જાય. પણ જુગતરામભાઈએ એની મર્યાદા સમજી લીધી. કારણ એમની આગળ આદર્શ બાપુનો હતો. છાત્રાલયના ભોજનાલયમાં જ્યારે તેમના જેવા કેટલાક શિક્ષકો પંક્તિભેદ દૂર કરાવી શકયા ત્યારે, તેટલે અંશે, એ શાળામાં રાષ્ટ્રીયતાનું તત્ત્વ દાખલ થયું, એમ તેમને લાગે છે. પરંતુ રાષ્ટ્રીયતાનું સાચું તત્ત્વ તો એમને ગરીબ વચ્ચેના ભેદોની ભીંત ભાંગનાર ઉદ્યોગ દ્વારા જ દાખલ થતું દેખાય છે. બાપુની મહાશાળામાં ઉદ્યોગનું એ તત્ત્વ ભારોભાર હતું. રાષ્ટ્રીયતાનું એક બીજું તત્ત્વ તે આશ્રમમાં આવતા વિદ્યાર્થીઓની વિવિધ ભાષાઓ, જાતિઓ અને ધર્મોનું હતું. તેઓ સૌ આ નવા ઉદ્યોગો શીખતા હતા એટલું જ નહિ, તેઓનું ભોજનાલય પણ એક આશ્રમરૂપે ચાલતું હતું. એટલે કે રસોઈનું કામ બહેનો અને ભાઈઓ મળીને હાથોહાથ કરતાં હતાં. પાણી ભરવાનું, વાસણ માંજવાનું વગેરે કામો પણ હાથોહાથ કરવામાં આવતાં હતાં પાયખાનાંની સફાઈ પણ હાથોહાથ થતી હતી અનાજ સાફ કરવાનું અને ઘંટીએ દળવાનું પણ આશ્રમવાસીઓ હાથે જ કરતાં.

રાષ્ટ્રીય શાળામાં સધાયેલા અભેદ વિશે તેઓ કહે છે. ‘(આ મહાશાળામાં) જીવનજરૂરનાં બધાં કામો હાથે કરવાનું રાખ્યું હતું. તેમા સ્ત્રી પુરુષોના ભેદ નહોતા. બ્રાહ્મણ ભંગીના ભેદ પણ ભૂંસી નાખવામાં આવ્યા હતા.’

આ બધું કામ કરનાર અને પોતપોતાના ક્ષેત્રમાં વિવિધ પ્રયોગ કરનાર સાક્ષીઓ ગાંધીજીને મળ્યા એ ગાંધીજીની મોટી સફળતા હતી. જુગતરામભાઈના શબ્દોમાં : ‘બાપુજી પાસે તેમના શિક્ષણના પ્રયોગો માટે ત્રણ એજન્સીઓ હતી. એક હતી કાકાસાહેબ અને તેમના અધ્યાપક મંડળની, બીજી હતી મગનલાલ ગાંધી અને તેમના શિષ્યમંડળની અને ત્રીજી હતી ગીતાભક્ત વિનોબા ભાવેની. એ દ્વારા તેઓનો રાષ્ટ્રીય શિક્ષણનો મહાપ્રયોગ ચાલી રહ્યો હતો.’ જાણ્યે અજાણ્યે જુગતરામભાઈના પિંડમાં ઉપર વર્ણવેલા આ ત્રણે ગુણો, શિક્ષણ, ઉદ્યોગ અને અધ્યાત્મના રસાયણનું મિશ્રણ થઈ રહ્યું હતું જેનું પ્રગટીકરણ વેડછીના એમના પ્રયોગમાં થવાનું હતું.

## મણિપુરનું અધ્યાપન મંદિર

આ કાળનો જુગતરામભાઈનો બીજો અનુભવ તે મણિપુર (જે પાછળથી મણિનગર કહેવાયું)ના અધ્યાપન મંદિરનો.

અસહકારની લડત ગુજરાતમાં ઝડપથી ફેલાવા માંડી હતી જે ગામમાંથી સરકારી નિશાળોના અસહકાર રૂપે લોકોએ પોતાનાં બાળકોને ઉઠાડી લીધાં હતાં તેમણે અસહકારી શિક્ષકો મારફત નવી રાષ્ટ્રીય શાળાઓ ઊભી કરવા માંડી. ગામડાઓમાં નીકળેલી આ બધી રાષ્ટ્રીય શાળાઓનું નિરીક્ષણ અને માર્ગદર્શન કરવાની ફરજ તાજેતરમાં ગાંધીજીએ સ્થાપેલી ઉચ્ચ શિક્ષણની સંસ્થા ગુજરાત વિદ્યાપીઠે ઉપાડી. એણે જોયું કે રાષ્ટ્રીય શાળાના શિક્ષકો માટે કંઈક તાલીમની સગવડની જરૂર છે. ત્રણ માસનો એક ટૂંકો અભ્યાસક્રમ તેણે ઘડી કાઢ્યો અને ૧૯૨૧ના માર્ચ માસમાં એને સારુ અધ્યાપન મંદિર ખૂલ્યું. શ્રી નૃસિંહભાઈ નાયક નામના શિક્ષણશાસ્ત્ર વિશારદ અને કાલિદાસ દવે તેમ જ જુગતરામભાઈ એ બે તેમના સાથીઓ તરીકે જોડાયા.

મણિપુરના આ અધ્યાપન મંદિરનો અનુભવ એ જુગતરામભાઈ માટે શિક્ષકોના અધ્યાપનનો પહેલો અનુભવ હતો. એમનું શિક્ષણશાસ્ત્ર મોટેભાગે જાતઅનુભવમાંથી ઘડાયેલું હતું. એને પ્રેરણા મળી હતી ગુરુદેવ ટાગોરના શિશુ ગ્રંથથી અને એને પ્રત્યક્ષ પ્રયોગો જોવા મળ્યા ભાવનગરમાં ગિજુભાઈ બધેકાના નેતૃત્વમાં ચાલતા દક્ષિણામૂર્તિ પ્રયોગોને લીધે.

ગિજુભાઈ અને જુગતરામનો આ સંપર્ક આજીવન મૈત્રી રૂપે વિકસે છે. ગિજુભાઈ અંગે જુગતરામભાઈએ એક પત્રમાં લખ્યું હતું : ‘જીવનના એક જાતના કાર્યને લીધે જે ભાઈ થયા છે. જેમની સાથે મારા શરીરનો પરિચય બહુ જ ઓછો હોવા છતાં મનથી હું જેમને કોઈ દિવસ નવા માની શક્યો જ નથી તેવા ભાવનગરવાળા ગિજુભાઈ.’ ગિજુભાઈ અને જુગતરામભાઈ બંને પોતપોતાના ક્ષેત્રમાં અસાધારણ શિક્ષકો તરીકે નીવડી આવે છે, અને બંને ભેગા મળીને ગુજરાતને બાળ શિક્ષણ અંગે નવી દૃષ્ટિ આપે છે. ગિજુભાઈએ બાળ શિક્ષણ પાછળ પોતાનો પ્રાણ રેડી દીધો. જુગતરામે તેને ગામડાનાં એટલે કે સાચા ભારતનાં બાળકો સુધી સુલભ કરી આપ્યું અને પરિણામે ગુજરાતમાં એક એવો પ્રયોગ થયો કે જે ભારતભરમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. પરંતુ એ પ્રયોગની વાત આ પુસ્તકમાં અન્યત્ર આવશે.

મણિપુરના અધ્યાપન મંદિરમાં જુગતરામભાઈની વિશેષ જવાબદારી ગૃહપતિ તરીકેની હતી. એમણે અધ્યાપન મંદિરને આશ્રમનું સ્વરૂપ આપી દીધું. પ્રાર્થના, રસોડું અને ઉદ્યોગ પર એમણે વિશેષ ભાર મૂક્યો. હિન્દી ભાષાના પ્રવેશનો વિશેષ આગ્રહ રાખ્યો અને દેશદર્શન સારુ શિક્ષાર્થીઓના (મોટેભાગે પગપાળા) પ્રવાસો યોજ્યા.

એકવાર વિદુષી એની બેસંટના જમણા હાથ સમા શ્રી એરુન્ડેલ એ સંસ્થાનું નિરીક્ષણ કરવા આવ્યા. શરીરે નબળા એક વિદ્યાર્થી તરફ ઇશારો કરી જુગતરામભાઈએ પોતાની અધકચરી અંગ્રેજીમાં કહ્યું, ‘આ ભાઈ જરા કન્ઝમ્પ્ટિવ છે છતા અહીંના મહેનતુ અને નિયમિત જીવનથી ઠીક થવા આવ્યા છે!’ ‘કન્ઝમ્પ્ટિવ એટલે તો ક્ષયનો દરદી એવો અર્થ થાય. જુગતરામભાઈની

વાત સાંભળી શ્રી ઍરુન્ડેલ ભડક્યા. છાપાના ખબરપત્રીઓ સમક્ષ બોલતાં તેમણે એને વિશે ગાંધીજીના જ શબ્દો વાપરી આવી સંસ્થા વિશે કહ્યું : આવી સંસ્થા તો Should be mended or ended કાં દુરસ્ત કરો કાં ખતમ કરો. આવી ટીકા પછી પેલા વિદ્યાર્થીની દાક્તરી તપાસ કરાવવી જરૂરી થઈ ગઈ. તપાસમાં દાક્તરે કહ્યું કે ક્ષય તો નથી. છતાં એને અલગ રાખવો સારો. આ કાંડને લીધે અધ્યાપન મંદિર જરા ડગમગી ગયું. બે ચાર વર્ગો પછી નવા વર્ગો લેવાના બંધ કર્યા. આ દિવસો દરમિયાન કાકાસાહેબે જુગતરામભાઈને વિનોદમાં નામ આપ્યું હતું : ગુરૂણામ્ ગુરુઃ ।

## ૯ ગામડે જવાની પ્રેરણા

આ તબક્કે જુગતરામભાઈના જીવનને એક એવો વળાંક આવે છે કે જે દિશામાં તેઓ પોતાની જિંદગીનાં ત્યાર પછીનાં આઠ વર્ષો ગાળવાનાં છે.

આ તબક્કો તે ગામડે જવાની પ્રેરણા.

### ઐતિહાસિક કારણો

આ પ્રેરણા પાછળ ઐતિહાસિક કારણો હતાં. પહેલાં આપણે એ તપાસીએ. ગાંધીજીએ કૉંગ્રેસમાં નેતૃત્વ સ્થાને આવતાંની સાથે એને એક વ્યાપક જન-આધારિત સંગઠન બનાવવાનો પુરુષાર્થ શરૂ કર્યો. ગાંધીજી પહેલાંની રાષ્ટ્રીય મહાસભા ભારતના ભદ્રવર્ગની પ્રતિનિધિ હતી. ગાંધીજીએ એને લોકોની પ્રતિનિધિ બનાવવા સારુ ચોક્કસ પગલાં લેવા માંડ્યાં.

મહાસભાને વ્યાપક બનાવનારું કદાચ સૌથી મોટું તત્ત્વ હોય તો તે એ હતું કે ગાંધીજીએ એને જનતાની લડાઈનું એક સબળ ઉપકરણ બનાવી દીધું. રોલેટ કાનૂન સામેનો વિરોધ; જાલિયાંવાલા બાગ, એને વિશેની સરકારી અને રાષ્ટ્રીય મહાસભાની તપાસ વગેરેએ મહાસભાને સામાન્ય જનતાના હૃદય સુધી પહોંચાડી દીધી હતી. તિલક રાષ્ટ્રીય ફાળો, દશ લાખ રેંટિયા ચાલુ કરવાનો આગ્રહ, એક કરોડ સભાસદો બનાવવાનો પ્રયત્ન વગેરેએ સંગઠનને વ્યાપક બનાવવા માંડ્યું હતું. કૉંગ્રેસ સંગઠનમા ભાષાવાર પ્રાન્ત-રચના કરી દરેક પ્રદેશના સંગઠનનો વહેવાર અંગ્રેજીને બદલે સામાન્ય જનજીવનની ભાષામાં કરીને એમણે લોકોને માટે વધુ સુલભ સંગઠન ઊભું કરી દીધું હતું. ચંપારણ, અમદાવાદનાં મિલમજૂરોનું 'ધર્મયુદ્ધ', બોરસદ સત્યાગ્રહો વગેરેમાં સફળતાને કારણે લોકોને પોતાના હાથમા અન્યાય, અત્યાચાર અને દમનનો મુકાબલો કરવાનું કોઈ અવનવું સાધન ઉપલબ્ધ થયું હોવાનો ભરોસો આવી ગયો. મહાસભામાં આઝાદીની લડાઈ સારુ સત્યાગ્રહ અજમાવવાનો આગ્રહ થવા લાગ્યો. અસહકારના આન્દોલન સારુ કોઈ એક ક્ષેત્રમાં પ્રયોગ કરવાનો વિચાર આવ્યો અને એ પ્રયોગ-ક્ષેત્ર તરીકે સુરત જિલ્લાની બારડોલી તાલુકા ઉપર પસંદગીનો કળશ ઢોળાયો. બારડોલીનો ઉત્સાહ માતો નહોતો. આન્દોલનની તૈયારીના ઉત્સાહની સાથે સાથે ગાંધીજીના વિચારપત્ર 'નવજીવન'ની ગ્રાહક સંખ્યામાં ઉછાળો આવતો જતો હતો. નવજીવનના પ્રતિ-નિધિ તરીકે સ્વામી આનંદે જુવાન જુગતરામને બારડોલી મોકલી આપ્યા હતા. જુગતરામે, 'સંજય' ઉપનામે, પોતાની કલમના જાદુ દ્વારા નવજીવનના ગ્રાહકોને બારડોલીમાં રસ જગાડ્યો હતો, તો બીજી બાજુ બારડોલીની ધરતી અને એની પ્રજાએ જુગતરામના હૈયા પર કામણ કીધું હતું. નવજીવન પ્રકાશન મંદિર વિશે લખતાં પણ જુગતરામ એટલી નોંધ કર્યા વિના રહી શકતા નથી કે 'મારું મન બારડોલી ગ્રામવાસમાં જ પહોંચી ગયું હતું'. બાપુની ગામડે જવાની હાકલ લોહીમાં ભિતરી ગઈ હતી.'

ગામડે જવાની ગાંધીજીની હાકલ કોઈ કુશળ સેનાપતિને છાજે એવી વ્યૂહરચનાના પ્રતીક સમી હતી.

ઉત્તર પ્રદેશના ગોરખપુર જિલ્લાના ચૌરીચૌરા ગામે લોકોની ભીડે હિંસા આચરી, પોલીસ થાણાને બાળ્યું. કેટલાક પોલીસો એમાં જીવતા શેકાઈ મૂઆ. અહિંસક સેનાના સેનાપતિએ આખા હિંસા-કાંડની જવાબદારી પોતાને શિરે ઓઢીને બારડોલીની ચળવળ મોકૂફ રાખી. કૉંગ્રેસ કારોબારી સહિત આખા દેશમાં એનાથી નિરાશા આવી ગઈ. અહિંસક આન્દોલનની સૂક્ષ્મ ખૂબીઓ સમજવા જેવું શાણપણ હજી કૉંગ્રેસ કારોબારી કે જનતામાં આવ્યું નહોતું. તેથી નિરાશા એમને ઘેરી વળી હતી. દેશમાં આવેલી આ ઓટનો લાભ લઈને સરકારે ગાંધીજી પર છાપો માર્યો. ગાંધીજીએ નવ-જીવનમાં લખેલ ત્રણ લેખોનો આધાર લઈને એમની ઉપર કેસ ચલાવ્યો. એ કેસ 'મહાન ખટલા' તરીકે વિશ્વવિખ્યાત બન્યો છે. જજ બ્રૂમફીલ્ડ અને ગાંધીજી બંનેએ પોતપોતાની ઢબે એ ખટલામા પોતાની સભ્યતાનું પ્રદર્શન કર્યું. રાજ્યદ્રોહનો આ ખટલો હતો. પોતે રાજ્યભક્તિમાંથી કેવા સંજોગોમાં રાજ્યદ્રોહ સુધી પહોંચ્યા એની કહાણી કહીને ગાંધીજીએ બ્રિટિશ સામ્રાજ્ય-વાદને ઉઘાડો પાડ્યો. ગાંધીજીએ એમ પણ કહ્યું કે વિદ્વાન ન્યાયમૂર્તિ આગળ બે જ વિકલ્પો ખુલ્લા છે, કાં એ મને દ્રોહી ઠરાવીને મને સખતમાં સખત સજા ફટકારે અથવા તો પછી રાજીનામુ આપીને આ સામ્રાજ્યવાદી વ્યવસ્થાતંત્રમાંથી અળગા થઈ જાય. બ્રૂમફીલ્ડે ગાંધીજીને ખૂબ માનભેર સંબોધ્યા અને તિલક મહારાજ સાથે સરખાવી એમને છ વરસની સજા ફરમાવી, પણ સાથે સાથે એમ પણ કહ્યું કે એ સજા જો ઘટશે તો મારાથી વધુ રાજી બીજું કોઈ નહિ થાય. ગાંધીજીએ તિલક મહારાજ સાથે પોતાની સરખામણી કરવા બદલ, એમના જેટલી જ સજા કરવા બદલ અને આખા ખટલા દરમિયાન ખૂબ માનભેર વરતવા બદલ જજનો આભાર માન્યો. આ ખટલો એ આઝાદીની લડાઈનો એક યાદગાર પ્રસંગ બની રહેશે.

ગાંધીજીને જેલમાં મોકલ્યા તેથી દેખીતી રીતે તો સરકારને એમ લાગ્યું કે આન્દોલન શાંત પડી ગયું. પણ ગાંધીજી જેલ જતાં પહેલાં કાર્યકર્તાઓને ગામડે પહોંચી જવાનો સંદેશ આપતા ગયા હતા. રચનાત્મક કાર્યક્રમ એ ગાંધીજીનો મૌલિક વિચાર છે. દુનિયાના ક્રાંતિકારીઓએ મોટેભાગે જે વ્યવસ્થાને બદલવાની હતી તેનો આબેહૂબ ચિતાર આપ્યો અને એને ઉખાડી નાખવાના માર્ગ પણ બતાવ્યા. પરંતુ જે નવો સમાજ રચવાનો હતો એની કલ્પના બહુ ઓછા ક્રાંતિકારીઓએ આપી છે અને એવો સમાજ રચવાનો રસ્તો તો આંગળીને વેઢે ગણાય એટલા જ લોકોએ સૂચવ્યો હશે. ગાંધીજી એવા ક્રાંતિકારીઓ પૈકી હતા કે જેમણે આવો રસ્તો દેખાડી આપ્યો, તેથી જ તેઓ વિશ્વાસપૂર્વક કહી શકયા કે રચનાત્મક કામનો પૂર્ણ અમલ થાય તો પૂર્ણ સ્વરાજ આપમેળે જ આવી રહે.

ગાંધીજીએ ખટલા દરમિયાન અંગ્રેજોની શોષણકારી વ્યવસ્થાનું આબાદ ચિત્રણ કર્યું હતું અને એ શોષણ સાથે અસહકાર કરવા જ પોતે સમજીબૂઝીને પેલા લેખો લખ્યા હતા એમ છાતી ઠોકીને કહ્યું. કોર્ટમાં કરેલા એમના એ નિવેદનના પડઘા તે કાળના દરેક રાષ્ટ્રપ્રેમીના હૃદયમાં પડ્યા હશે.

આશ્રમ પર અસર

જુવાન જુગતરામ એમાં અપવાદ નહોતા. તેઓ કહે છે: 'બાપુ છ વર્ષની સજામાં ગયા તેની અસર આશ્રમી શિક્ષક મંડળ ઉપર ફરી વળી. આશ્રમની સલામત ભૂમિમાં બેસી છોકરાં ભણાવ્યા કરવાં એ હવે આપણને શોભતું નથી. હવે તો આપણે આશ્રમનો ત્યાગ કરી બાપુના પસંદ કરેલા બારડોલી તાલુકામાં જઈને રહેવું અને ત્યાંના લોકોમા રહી બાપુનું અધૂરું કામ પૂર્ણ કરવું એવી ધૂન સૌને લાગી.'

જુગતરામભાઈ આમ તો આ વાત આશ્રમના શિક્ષક મંડળ વિશે કહેતા હતા, પરંતુ જાણે પોતાના અંતરની જ કથની કહેતા ન હોય! કારણ ગામડે જવાની હાકલ એમના લોહીમાં ઊતરી ગઈ હતી. ગાંધીજી સાથે નવજીવનના પ્રકાશક, મુદ્રક તરીકે શંકરલાલ બેંકર અને સ્વામી આનંદ પણ જેલ સિધાવ્યા હતા. તેથી નવજીવન કાર્યાલય ચલાવવાની જવાબદારી જુગતરામભાઈને માથે આવી પડી હતી. પણ 'હું નવજીવનમાથી છૂટકી મારી વચ્ચે વચ્ચે બારડોલી આંટો મારી આવતો અને મારા મનને કાંઈક તૃપ્તિ આપતો.' પછી તો નાજુક તબિયતને કારણે સરકારે ગાંધીજી એમની છ વરસની સજા પૂરી કરે તે પહેલાં જ તેમને છોડી દીધા. 'તેમણે ધીમે ધીમે દેશમાથી નિરાશાનો ધુમાડો ઉડાડી દીધો અને પ્રજાને શાંતિમય રચનાત્મક કામોમા લગાડી દીધી.'

ગામડે જવાનો મંત્ર જુગતરામભાઈએ પોતાના હૈયામાં ઝીલ્યો હતો. એમના ઘટડામાં ઘોડા હણહણતા હતા. સ્વામી આનંદે છૂટીને આવ્યા પછી પોતે નવજીવનમાંથી મુક્ત થઈ જુગતરામભાઈને એમાં પરોવવા પ્રયત્ન કરી જોયો. પણ જુગતરામભાઈના ઘોડા ઝાલ્યા રહે તેમ નહોતા. નવજીવન સ્વામીને સોંપી, બાપુને નમસ્કાર કરી તેઓ વહેલા વહેલા બારડોલી ભણી ઊપડ્યા. આશ્રમ શિક્ષક મંડળના નરહરિભાઈ પરીખ એમનાથી પહેલાં જ બારડોલી પહોંચી ગયા હતા. તેઓ એમના સાથીઓની નાની સરખી ટોળી સાથે જુગતરામભાઈનું સ્વાગત સરભણ આશ્રમમાં કરવા તૈયાર જ હતા.

તે વખતે ગામડે આવ્યા તે આજે સાઠ વર્ષેય જુગતરામભાઈ એ જ ગામડાના ક્ષેત્રમાં પલાંઠી વાળીને બેઠા છે. એવો એમનો વજ્ર નિર્ણય હતો.

## ૧૦ સરભણ ને રાનીપરજ વિદ્યાલય

બારડોલી તાલુકામાં જવા પાછળનાં કારણો આપણે ગયા પ્રકરણમાં થોડાં જોયાં. નવજીવન કાળ દરમિયાન અસહકારની લડત સારુ સજ્જ થતી બારડોલીની પ્રજા વચ્ચે જુગતરામભાઈને અવારનવાર જવાનું થતું હતું.

ગાંધીજીએ બારડોલીને પસંદગી આપવામાં ત્રણ શરતો મૂકી હતી. અસ્પૃશ્યતા નિવારણ, રાષ્ટ્રીય શિક્ષણ અને ખાદી, આ શરતોનું પાલન લોકો સારી રીતે કરી રહ્યા હતા તે જુગતરામભાઈ જોઈ આવ્યા હતા. 'મારી જીવનકથા'માં આવતા તેના રસિક વર્ણનના હિસ્સાઓ આ રહ્યા: 'જે ગામે કોઈ પણ નેતા જાય ત્યાં કોઈ પણ ઘરમાં ગામ લોકો ભેગાં થતા, ત્યાં ગામના હરિજનોને ખાસ તેડી લાવતા અને સભામાં સૌની સાથે બેસાડતા. એ હરિજનભાઈ કે બહેન ઘરના કૂવેથી પાણી સીંચે અને પોતાને હાથે ભેગા મળેલા સૌ ગામ લોકોને તેમ જ નેતાઓને પાણી પાય. આ રીતે તેઓ અસ્પૃશ્યતા નિવારણની શરતનું પાલન પ્રત્યક્ષ કરી બતાવતા.'

વળી, 'બારડોલી તાલુકાનાં ઘણાંખરાં ગામોમાં તેમણે સરકારી નિશાળો ઉડાડી મૂકી "રાષ્ટ્રી" ચાલુ કરી દીધી હતી... "રાષ્ટ્રી" કાઢવાની તેમની રીત ઘણી રમૂજી અને ગામડાંને શોભે તેવી હતી. ગામ ગામના જુવાનિયાઓ—ખાસ કરીને જે ગામોમાં "રાષ્ટ્રી" આ પહેલાં નીકળી ચૂકી હતી ત્યાંના—ટોળે મળીને તે નવા ગામ ઉપર કૂચ લઈ જતા, અને સરકારી નિશાળને ઉઠાડી "રાષ્ટ્રી" ચાલુ કરે ત્યાર પછી જ પોતે ભોજન કરશે એમ જાહેર કરતા. આ ભલા ખેડૂતો બીજું બધું સહન કરી શકે, પણ ઘેર આવેલા મહેમાનો— અને જેમાંના મોટાભાગના પોતાના જ્ઞાતિબંધુઓ હોય,—તેઓ ભૂખ્યા રહે એ કેમ સહન થઈ શકે? ...અને ગામેગામના લોકો સાથે ગાઢ સંબંધવાળા કુંવરજીભાઈ ખાસ કાળજી લેતા કે એ ટોળીમાં આ ગામના થોડા જમાઈઓને પણ આગ્રહ કરીને સાથે લેવામાં આવે! હવે ઘરને આંગણે આવેલા જમાઈરાજોને ભૂખ્યા કેમ સહન કરી શકાય? નચિકેતાને ઘરને આંગણે ભૂખ્યો-તરસ્યો ત્રણ દિવસ સુધી બેસી રહેલો જોઈ યમરાજાના જીવને કંઈનું કંઈ થઈ ગયું હતું. પોતાનું બધુ પુણ્ય બળી જાય છે એમ લાગ્યું હતું. તેવો જ અનુભવ બારડોલીના ખેડૂતોને થતો હતો. પુરુષો થોડા કલાક કઠણ કાળજું કરી જવાબ ન આપે તો ગામની બહેનો ઘરમાંથી નીકળી સભા સમક્ષ ખુલ્લે મોઢે આવી કંઈ કંઈ વચનો સંભળાવી જતી અને ભરસભામાં પોતાના ઘરવાળાને શરમાવી જતી. લાજ કાઢવાના રિવાજવાળા ગુજરાતના બીજા જિલ્લાઓમાંથી તેમ જ દેશના તેવા જ બીજા ભાગોમાંથી આવેલા નેતાઓ ઉપર બારડોલીની મહિલાઓનું આ સ્વરૂપ ખરેખરી વીરાંગનાઓ અને રણચંડીઓ સમું લાગે એમાં શું આશ્ચર્ય? ગામના લોકો વશ થઈ સરકારી શાળામાંથી છોકરાંઓને ભગાડી મૂકતા અને કોઈના મોટા મેડા ઉપર તેમને ભેગાં કરી તેમના ઉપર ગમે ત્યાંથી લાવીને એક રાષ્ટ્રીય શિક્ષકને બેસાડી દેતા. અને બાળકોનાં રાષ્ટ્રગીતોથી ગામ ગાજી ઊઠતું... આ ઉપરાંત ગામડાંઓમાં પુરુષો અને સ્ત્રીઓ રેંટિયા ઉપર મથી રહ્યાનાં દશ્યો પણ ગામેગામ જોવામાં આવતાં અને કોઈ કોઈ તો એ જાડા સૂતરને વણાવી તેનાં ધોતિયાં, પહેરણ, ધોળી ટોપી પહેરતા પણ જોવામાં આવતા હતા. એ રીતે બાપુની વસ્ત્ર-સ્વાવલંબનની ત્રીજી શરત વિશે પણ નેતાઓને ખાતરી થતી હતી. જોકે સૌથી આકરી એવી આ શરત પૂર્ણપણે પળાઈ નહોતી, છતા તે માટેનું મંથન ઊઠીને વળગે તેવું હતું.'

નવજીવન સાથે કામ કરતાં સ્વામી આનંદની પ્રેરણાથી જુગતરામભાઈ એકથી વધારે વાર બારડોલી જઈ આવ્યા હતા. તાલુકાના નિષ્કપટ લોકોએ જુગતરામભાઈ પર પોતાની મોહિની જગાડી હતી. પોતાના વરિષ્ઠ સાથી નરહરિભાઈ સરભણ પહોંચી ગયા તેનાથી ગામડે જવાનો જુગતરામનો નિર્ણય પાકો થઈ ગયો.

સરભણ અને બાજુનું ભૂવાસણ (જેની હદમાં જ નરહરિભાઈએ સ્થાપેલ આશ્રમ હતો) બંને સુરત જિલ્લાનાં નમૂનારૂપ ગામો હતાં. રસ્તાની બંને તરફ મકાનોની હારોનાં બનેલાં ફળિયાં. ઘર લાંબાં લાંબાં, બહારથી જુઓ તો ઠેઠ પેલે પાર સુધી જોઈ શકાય તેવાં. આગલા ઓરડામાં બેઠક, વચલા અને સામાન્ય રીતે લાંબા ઓરડામાં ઘરવખરીની વસ્તુઓ અને રાચરચીલું, પાછળ રસોડું પાણિયારું, સૌથી પાછળ વાડો જેમાં ઘણાં ઘરોમાં કૂવો કે 'કુવારી' (નાની કૂઈ) હોય. ઘરનાં ઢોરઢાંખર કાં વાડામાં હોય અથવા રસોડા પછી એમને સારુ 'ગભાણ' બાંધેલી હોય. પાટીદાર કે અનાવિલ પરિવારોમાં પરિવારના લોકો જેટલી જ છૂટથી હરતા ફરતાં હોય. દૂબળા (જે પાછળથી હળપતિ કહેવાયા) સ્ત્રી પુરુષ ને બાળકો જેમને સાથે ઘરનાં તથા ખેતરનાં મજૂરીનાં કામો હોય. આ દૂબળાઓનાં ફળિયાં સામાન્ય રીતે ગામને છેડે સામાન્ય રીતે ગુજરાતનાં બીજા ગામડાંમાં હરિજનવાસ હોય છે તેમ રહેતાં, પણ એમની સ્ત્રીઓ આખો દિવસ ઊજળિયાત લોકોનાં ઘરોમાં કામ કરતી અને પુરુષો તેમનાં ખેતરોમાં. ઊજળિયાત અને દૂબળા લોકો વચ્ચેના સંબંધો વ્યક્તિગત રીતે 'ધણિયામો' ઉદાર છે કે નઠોર તેની ઉપર આધાર રાખતા, પણ સામાજિક રીતે કોઈ પણ સામંતવાદી વ્યવસ્થામાં સામંત અને તેના અર્ધગુલામો વચ્ચે હોય છે તેવા રહેતા. સામાન્યપણે ઘણા સારા સંબંધો પણ જ્યારે ઊજળિયાત લોકોનો સ્વાર્થ જોખમાતો લાગે ત્યારે વકરી જતા.

### નરહરિભાઈના ઉપવાસ

સરભણ આવ્યા પછી નરહરિભાઈ અને એમના સાથીઓએ આ હકીકત પ્રત્યક્ષપણે અનુભવી. જુગતરામભાઈની કલમે એનું વર્ણન આ રહ્યું: 'ભૂવાસણ આશ્રમમાં રહેતાં જેમ અમે ભૂવાસણ વગેરે ગામોના ખેડૂતવર્ગમાં જવા આવવા લાગ્યા હતા, તેમાં ઝાંખરડા વગેરે નજીકમાં આવેલા દૂબળવાડાઓમાં પણ જવા લાગ્યા હતા. દૂબળાઓનાં નાનાં નાનાં અને ચપળ છોકરાંઓ રોજ સવાર પડે એટલે હાથમાં રબરની ગોફણો લઈ સડક ઉપર નીકળી પડતાં, અને તેનાં સુંદર ઘટાદાર ઝાડોમાં કલ્લોલ કરી રહેલાં પંખીઓનો શિકાર કરતાં. આ જ આ બાળકોની નિશાળ હતી. ગામમાં નિશાળ હતી પણ આ છોકરાંઓને ત્યાં જઈ ત્યાંના બંધનમાં બેસવું કેમ ગમે? નરહરિભાઈ અને તેમના સાથીઓએ સાંજને વખતે આશ્રમની પડોશમાં જ આવેલા ઝાંખરડાના દૂબળવાડામાં જઈ ત્યાંના ભાઈઓ તેમ જ બહેનોને નાનકડી ચાલણગાડીની ચોપડીઓ બતાવી, સ્લેટ પેન આપી અને તેમનામાં ભણવાની જિજ્ઞાસા જન્માવી.

'આ દિવસોમાં એક વાર ઠક્કર બાપા સરભણ આશ્રમની મુલાકાતે આવતાં અમે તેમને અમારી રાત્રિશાળા જોવા તેડી ગયા. તેમને ત્યાંનું વાતાવરણ જોઈ એક અપાદ્યગદ્ય ગીત રચવાની અને તે અમારા પ્રૌઢ વિદ્યાર્થીઓને ગવરાવવાની સ્ફૂર્તિ થઈ આવી—

હવે અમે ભણશું, હવે અમે ચોપડીઓ વાંચશું।
હવે અમે સ્વતંત્ર બનશું,
હવે અમે કોઈની ગાળ સહન નહીં કરીએ।
કોઈનો માર સહન નહીં કરીએ।
હવે અમારાં બાળકોને પણ નિશાળે મોકલશું।

વગેરે ભાવનાઓ ભરી હતી. ઝાંખરડાના જુવાનિયાઓ મોતિયો અને રવિયો ને હરિયો વગેરે આ રાત્રિશાળાથી તાનમાં આવી ગયા હતા. રાત્રિશાળામાં તેમના ધણિયામાઓ પણ કોઈ કોઈ વાર મજા જોવા આવતા હતા. ઠક્કરબાપાનું ગીત સાંભળી એમના કાન ઊંચા થયા. ગામના કણબીવાસમાં રાત્રિશાળા ઉપર ઠીકઠીક ચકચાર ચાલતી થઈ ... કોઈ પટેલિયાએ ફળિયા વચ્ચે ત્રાડ પાડી હશે: "આ નરડાં ભણશે ત્યારે ખેતી કોણ કરશે?" ઘરઘરના કણબીઓ સમજી ગયા. દૂબળા જુવાનોને ઘેર ઘેર ચાવી ચડાવી દેવામાં આવી અને ગુરુમંત્ર આપી દેવામાં આવ્યો. મોતિયો, રવિયો, વગેરેનું કેટલું ગજું? તેઓ હેબતાઈ ગયા. તે રાત્રે આશ્રમવાળાઓ ફાનસ લઈ ને ઝાંખરડાના ફળિયામાં ગયા ત્યાં કોઈ દેખાય જ નહીં! અમારા બધા વિદ્યાર્થીઓ ક્યાંક છૂ થઈ ગયેલા! ઘરના ઉંબરામાં બેઠેલાં ડોસાડોસીઓ અમારી સામે જોઈ હસ્યાં કરે! ફાનસ લઈને શિક્ષકો ઘેર ઘેર ફરી વળ્યા. પણ ત્યાં કોણ હોય? "એ તો ખેતરે સૂવા ગયો છે. એ તો ધણિયામાને ઘેર ગયો છે." એમ ડોસાઓ બહાનાં બતાવે ને હસે!

'...અમે આશ્રમના ઘણાખરા કાર્યકર્તાઓ પીંજણ શીખવવા ગામડે ઊપડી ગયા હતા. આશ્રમમાં નરહરિભાઈ એકલા હતા. ... તે ખૂબ આકુળવ્યાકુળ થયા. પ્રૌઢ શિક્ષણની નિર્દોષ અને પુણ્યમય પ્રવૃત્તિ બંધ પડાવી આ લોકોએ અસહ્ય જુલમ કર્યો છે. અમે એ લોકોને ખેતીનું કે ઘરનું કામ કરવાની ના પાડી નથી, અમે તેમના કામકાજમાં આડા આવ્યા નથી. ફક્ત રાતની નવરાશને વખતે તેમને વાંચતાં લખતાં શીખવીએ છીએ છતાં અમારી રાત્રિશાળા બંધ કરાવી.'

'નરહરિભાઈએ પ્રતિજ્ઞા લીધી : "જ્યાં સુધી શાળા ફરી ચાલુ થાય નહીં ત્યાં સુધી મારા ઉપવાસ છે!"'

નરહરિભાઈના ઉપવાસનું આ પ્રકરણ એમ તો ખૂબ રસિક છે. પરંતુ આપણી કથાને સારુ એ અપ્રસ્તુત છે. તેથી શરૂઆતમાં ઉપવાસ અંગે આશ્રમના ઉજળિયાત લોકોની લાપરવાહી, પછી આખા ગુજરાત અને ગુજરાત બહાર પણ ક્યાંક ક્યાંક એ બાબત લોકોનું ધ્યાન ખેંચાવું, સરદાર વલ્લભભાઈનું બીજું કામ પડતું મૂકીને સરભોણ આવી પહોંચવું, એમના સમજાવવાથી રાત્રિશાળા ફરી ચાલુ થવી નરહરિભાઈનાં પારણાં વગેરેનો અહેવાલ સવિસ્તર આપવાને બદલે અહીં તો આપણે એટલું જ કહેશું કે આ પ્રકરણથી જુગતરામભાઈને ગામડામાં ઠંડી રીતે પડેલા વર્ગવિગ્રહનું દર્શન થયું, અને જોકે તેઓ આખા પ્રકરણમાં સીધા સંડોવાયેલા નહોતા અને પ્રત્યક્ષ ઉપવાસ ચાલુ થયા ત્યારે તો સરભણથી દૂર દેગામા ગામે પીંજણ શિખવાડવાના કામે ગયા હતા તે છતાંય આ પ્રસંગની જુગતરામભાઈના હૃદય પર ઊંડી અસર થઈ. તેઓ આ પ્રસંગે તો સમસમીને બેસી રહ્યા પણ એ પ્રસંગની અસર એમના બાકીના આખા જીવન પર પડવાની હતી. સુરત જિલ્લાના 'પાછામાં પાછા નીચામાં નીચા' લોકોને જાગ્રત કરવામાં અને તેમની સેવામાં તેઓ પોતાનું શેષ આખું જીવન ગાળવાના હતા. સરદાર સાથેના સમાધાનને લીધે રાત્રિશાળા શરૂ તો થઈ, પણ તેમાં ફરી કદી પહેલાં જેવો રંગ ન આવ્યો. દૂધમાં ખાખ પડી ગઈ.'

જુગતરામભાઈ એ બાબતમાં કહે છે: 'અમે રોજ રાત્રિશાળા ચલાવવા જવા લાગ્યા, પણ તે ફરીથી વ્યવસ્થિત પહેલાં જેવી ચાલી નહિ જ. છતાં શાળા ચાલી નહિ એમ કહી શકાય તેમ પણ નહોતું. છેવટે થાકીને અમે ગભરાયેલા જુવાનિયાઓને જવા દઈ દૂબળાઓનાં નાનાં બાળકો માટેની શાળા આશ્રમમાં ચાલુ કરી અમારા મનને મનાવ્યું.'

વિદ્યાલયનું આ કામ એક રીતે જોઈએ, તો જુગતરામભાઈના જીવનકાર્યના પાયારૂપ ગણી શકાય. સરભણના આ કામને એમણે ભલે મનને મનાવવાનું કામ તરીકે વર્ણવ્યું હોય, પણ કદાચ એમની જીવનશૈલી નક્કી કરનારું એ કામ હતું.

### વર્ગભેદનો અનુભવ

જુવાન જુગતરામ સમાજસેવાના આરંભના કાળમાં જ આપણા સમાજમાં પડેલો વર્ગભેદ જુએ છે. એ વર્ગભેદને કારણે જ્યારે તેની ઉપર સીધી કે આડકતરી રીતે અસર પડે એવી કોઈ ઘટના બને છે ત્યારે તેની સામે ઉપલા વર્ગના રણશિંગા બોલે છે, એ પણ જુગતરામ જુએ છે. નરહરિભાઈની માફક એ પરિસ્થિતિનો ઉકેલ લાવવા તેઓ ઉપવાસ પર નથી બેસતા. જુવાન દૂબળાઓને એમનાં ખેતરોમાંથી કે ધણિયામાનાં ઘરોથી શાળામાં બોલાવવા પણ એ નથી દોડી જતા. એમનું ધ્યાન એવા એક ઉપાય તરફ જાય છે. જે ઊંડી તાકાતવાળો ઉપાય હતો. તેઓ ઊગતી પેઢીને હાથમાં લે છે. એ એવો ઉપાય હતો કે જેમાં તત્કાળ સીધો સંઘર્ષ ટળતો, હા, પણ એક પેઢીને અંતે સમાજની કાયાપલટ થાય એવી શક્યતા હતી. કોઈકને આ કામ ધીમું લાગે. પણ જુગતરામ પાસે આ કામ પાછળ એક નહિ, બે નહિ પણ ત્રણ ત્રણ પેઢી થાય એટલી ધીરજ હતી.

### વિદ્યાલયનો આરંભ

પહેલી સગવડે એમણે આશ્રમ વિદ્યાલય ખોલ્યું. આશ્રમમાં રહે એવા થોડા વિદ્યાર્થીઓને એમણે તાલીમ આપવા માંડી. તેની જાણ થતાં લક્ષ્મીદાસ આસરે વડોદરા પાસેનું રામેસરા ગામ જ્યાં તેઓ ગ્રામસેવામાં લાગ્યા હતા, ત્યાંથી પાંચ ભીલ બાળકોને મોકલ્યાં. બારડોલી આશ્રમના ખાદી કાર્યકર્તા કેશવભાઈએ તેમની તરફના ઉભેળ ગામનાં પોતાના કુટુંબનાં બે બાળકોને મોકલાવ્યાં.

આમ વિદ્યાલય શરૂ થયું. એમને સારું અલગ રસોડું થયું. નિયમિત સફાઈ અને કાંતણ પીંજણના વર્ગો ચાલવા લાગ્યા. ઉભેળનાં બાળકો તો આશ્રમનો ખોરાક ન ફાવવાથી કે એવા જ કોઈ કારણસર થોડા વખતમાં પાછાં ચાલ્યાં ગયાં. પણ બાકી બાળકોના જીવન પર આ વિદ્યાલયની ઊંડી અસર પડી. આ અંગેનો એક રસમય કિસ્સો જુગતરામભાઈએ પોતાની જીવનકથામાં ટાંક્યો છે :

'રામેસરાથી આવેલાં બાળકોમાં એક છોટુ નામનો ભીલ બાળક હતો. તે તીર તાકવામાં ઘણો હોશિયાર હતો. તે ઝીણા દોરાને છેડે પથ્થર બાંધી ઝાડની ડાળી સાથે તેને ટાંગતો અને દૂરથી પેલા અદૃશ્ય દોરાને તેના તીરથી તોડી પાડતો. મહાભારતમાંનો દ્રોણ ગુરુનો ભીલ શિષ્ય એકલવ્ય આવો જ હશે એમ મેં કલ્પના કરી. રામેસરાનાં બાળકો બે વર્ષ મારી પાસે રહીને પાછાં ગયાં. ત્યાર પછી ત્રીશેક વર્ષે એક વાર મારે વડોદરા પાસે વાઘોડિયા ગામે કોઈ કાર્યક્રમ માટે જવાનું થયું. કાર્યક્રમની પત્રિકામાં મારું નામ વાંચી એ ગામનો ધારિયાધારી રબો સભાસંચાલક પાસે બે ત્રણ વાર આવી મારી ભાળ કાઢી ગયો હતો અને નજીકમાં બેસી રહ્યો હતો. છેવટે હું આવ્યો ત્યારે ચરણસ્પર્શ કરી મારી પાસે બેઠો. પૂછપરછ કરતાં તે ... સરભણ આશ્રમવાળો ભીલ બાળક છોટુ નીકળ્યો. મને ઘણો જ આનંદ થયો. તે જુવાનજોધ થયો હતો અને તેણે માથે ફેંટો બાંધેલો હતો. મેં તેને તીરકામઠું હજી આવડે છે કે કેમ વગેરે પૂછ્યું. રામેસરાની ખબર અંતર પૂછી પછી તેણે પોતાનું મળવાનું ખરું કારણ મને કહ્યું. તેનો છોકરો સાત વર્ષનો છે અને પોતે જેમ બાળપણમાં આશ્રમમાં રહેલો તે જ પ્રમાણે પોતાના બાળકને આશ્રમમાં મોકલવાની તેની ઇચ્છા હતી. મેં તેને વેડછી આશ્રમની વાત કરી અને બાળક ૧૨ વર્ષનો થયા પછી તેને જરૂર રાખીશ એવું વચન આપ્યું.'

### વેડછીમાં ચૂનીભાઈ

જુગતરામભાઈએ જે દિવસોમાં સરભણ આશ્રમમાં જઈને રહેવાનું શરૂ કર્યું, લગભગ એ જ અરસામાં ખાદીભક્ત શ્રી ચૂનીલાલ સાંકળેશ્વર મહેતાએ સાબરમતીના ઉદ્યોગમંદિરમાં તાલીમ લીધા પછી બારડોલી તાલુકાના વેડછી ગામમાં ત્યાંના વયોવૃદ્ધ આગેવાન શ્રી જીવણભાઈ બાબરભાઈ ચૌધરીના આગ્રહથી એમને ઘેર નિવાસ કર્યો હતો. જુગતરામભાઈ અવારનવાર સરભણથી વેડછી આંટો મારી આવતા. વહેલી સવારે નીકળી પથરાડિયા, નિઝર અને તરસાડી થઈ તેઓ વાંકાનેર પહોંચતા. ત્યાં બપોરા કરી સાંજ સુધીમાં ૧૮ માઈલનો પંથ કાપીને વેડછી પહોંચી જતા. આ હતો તેમનો વેડછી સાથેનો પ્રથમ સંપર્ક. ૧૯૨૩ની એ સાલ. વેડછી ગામ ખેતરે ખેતરે વસેલા આદિવાસીઓનાં ઝૂંપડાંઓનું હતું. એક પિતાના એકથી વધુ દીકરા હોય ત્યાં કોઈક કોઈક ઠેકાણે એક કરતાં વધુ ઝૂંપડાં બંધાય અને તે ફળિયું ગણાય એમ પણ બનતું. જીવણદાદા ગાંધી રંગથી રંગાયેલા હતા. એમને પોતાના ગામમાં ખાદી વગેરે પ્રવૃત્તિઓ ચાલે તેમાં રસ હતો તેથી જ તેઓ ચૂનીભાઈને પોતાને ત્યાં લઈ આવ્યા હતા, અને પોતાના ઝૂંપડામાંથી જ થોડી જગા કાઢી આપી એમને સારુ રહેવાની તથા કાંતણપીંજણના વર્ગો શરૂ કરવાની સગવડ કરી આપી હતી.

### રાનીપરજની રઢ લાગી

સરભણ આશ્રમમાં હતા ત્યારે જ જુગતરામભાઈને રાનીપરજ લોકોનું આકર્ષણ થયું હતું. શ્રી છગનલાલ જોષીને આસપાસનાં ગામડાંઓમાં ફરી ત્યાંની તપાસ કરવાનો ખૂબ ઉત્સાહ હતો. એમની સાથે જુગતરામભાઈ પણ મહુવા, બારડોલી, વ્યારા તાલુકાઓમાં રાનીપરજ ગામોમાં ફરવા નીકળી પડતા. રાનીપરજની નાની નાની ઝૂંપડીઓમાં તેઓ રાતવાસો કરતા. નાની નાની સભાઓ કરતા. શ્રી જોષી આ લોકોનો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ કરતા. જુગતરામભાઈએ 'દરિદ્રનારાયણને દર્શને' નામે એક લેખમાળા પ્રગટ કરી. આ પ્રવાસોથી અને વેડછીના ગ્રામનિવાસથી જુગતરામભાઈના હૃદયમાં રાનીપરજ લોકોએ કાયમનો વાસ કર્યો. આ છાપ એટલી ઊંડી હતી કે તેમાંથી જ તેમના જીવનનું મિશન સાંપડી રહ્યું. જુગતરામભાઈએ જોયું કે રાનીપરજની વસ્તી જિલ્લામાં ઘણી મોટી છે. એમનું કેવું શોષણ ચાલી રહ્યું છે, તે પણ તેમણે જોયું, તેમની દરિદ્રતા કેટલી ઊંડી છે તેનો પણ એમને ખ્યાલ આવ્યો. મનમાં વિચાર બંધાવા લાગ્યો કે સુરત જિલ્લામાં ગ્રામવાસ કરવા

આવ્યો છું તો આ રાનીપરજની સેવા જ કરવી જોઈએ. આવો વિચાર પાકતાં સરભણ આશ્રમમાં ચાલતા વિદ્યાલય સાથે રાનીપરજનું નામ જોડવાનો વિચાર પાકયો. આ વિદ્યાલયને પછી યોજનાનું સ્વરૂપ આપવામાં આવ્યું. તેને ઘણા સાથી કાર્યકર્તાઓનો ખાસ કરીને શ્રી કલ્યાણજીભાઈ મહેતાનો ટેકો મળ્યો. બધાની સલાહથી તે વિદ્યાલયને સરભણથી બારડોલી આશ્રમમાં ખસેડવામાં આવ્યું. અહીં પણ રસોઇ હાથે બનાવવા પર જુગતરામભાઈએ ભાર મૂકયો. તેઓ પોતે બાળકો સાથે વિદ્યાલયના બધા કામોમાં ભળતા. 'અણગમતું કામ ગમતું બનાવવા માટેનો મને જડેલો કીમિયો એ જ હતો કે મોટાંઓએ તેવાં કામમાં બાળકો સાથે ભળવું.'

સાદું ભોજન, સામૂહિક રસોડું, બધાં કામો હાથે કરવાનાં, સફાઈ, બે વાર પ્રાર્થના વગેરેનો આગ્રહ, સાબરમતી આશ્રમથી ઝીલેલા સંસ્કારોને પરિણામે આ વિદ્યાલયમાં પણ હતો જ એ કહેવાની જરૂર ન હોય.

આમ એક તરફ શ્રી ચૂનીભાઈએ વેડછી ગામમાં પોતાનો અડ્ડો જમાવી દીધો હતો અને તેઓ એમનાં પત્ની સૂરજબહેન અને બે દીકરીઓ કપિલાબહેન તથા અન્નપૂર્ણા સાથે રાનીપરજના જીવનમાં ઓતપ્રોત થઈ ગયા હતા, તો બીજી તરફ એ રાનીપરજના જીવનમાં કરવા લાયક કેટલાંક પરિવર્તનોના પ્રયોગો બારડોલીમાં રહ્યા રહ્યા રાનીપરજ વિદ્યાલય મારફત થઈ રહ્યું હતું. બેનું મિલન હવે હાથવેંતમાં હતું.

વચ્ચે બાકી હતા બે કામો : વડોદરાનું રેલસંકટ રાહતકામ અને બારડોલીનો જગવિખ્યાત સત્યાગ્રહ. પણ મનથી તો તેઓ આ વખતથી જ વેડછીને વરી ચૂકયા હતા.

## ૧૧ રેલસંકટ

૧૯૨૭ના રેલસંકટે જુગતરામભાઈ અને તેમના સાથીઓને શિક્ષણનું કામ આટોપી લઈને વડોદરા ખેંચ્યા. આ રેલસંકટ એક રીતે અપૂર્વ હતું. વિશ્વામિત્રી, ઢાઢર વગેરે એવી નદીઓમા પૂર આવ્યા હતાં, કે જેની આસપાસના લોકો આવાં મોટા પૂરોથી ટેવાયલાં નહોતાં. જુગતરામભાઈએ તો આવું વ્યાપક અને મોટું રેલસંકટ જિંદગીમાં પહેલાં કદી જોયું નહોતું.

પરંતુ ગુજરાતે આ આફતના મોકાને અવસરમાં ફેરવી નાખ્યો. ગાંધીજીની આગેવાનીને લીધે ગુજરાતને છેલ્લાં દશ બાર વર્ષમા સેવકોની એક એવી જમાત મળી ચૂકી હતી કે જેવી દેશના બીજા કોઈ ભાગને મળી નહિ હોય. સામાન્યપણે આવાં સંકટો સમયે લોકો કાં ભગવાન આગળ રોદણાં રુએ કાં સરકાર આગળ રાહત માટે ધા નાખે. પરંતુ શ્રી વલ્લભભાઈ પટેલે લોકશક્તિ અને સેવકશક્તિ દ્વારા રાહતના કામોને ગોઠવવાનુ નક્કી કર્યું. અત્યાર સુધી જેમણે સરકાર સામે શીગડાં જ માંડયા હતાં તે આવા રચનાત્મક કામમા શું કરી શકશે એવી શંકા હોવા છતાં આવી પડેલી આફત એવી ગંભીર હતી કે સરકારને પણ પટેલ તરફથી થયેલી મદદની ઑફર સ્વીકારવી પડી. એમની પાછળ ખડી થઈ ગઈ ગાંધીજીની આખી સેના અને એના ચુનંદા સેનાનાયકો. વડોદરાનું કેન્દ્ર સુમંત મહેતાને સોંપાયું હતું. એમની મદદમાં હતા કિશોરલાલ મશરૂવાળા, સરભણ આશ્રમમાંથી નરહરિભાઈ વગેરે રેલસંકટનું કામ કરવા માતર તાલુકામાં ઊપડી ગયા હતા. બારડોલીથી કલ્યાણજીભાઈ બોરસદ તરફ પહોંચ્યા. બારડોલીના વિદ્યાલયના લોકોએ પહેલાં તો આસપાસનાં ગામોમાંથી સંકટગ્રસ્ત લોકો સારુ કપડાં અને અનાજ વગેરે ઉઘરાવ્યું. પણ પછી એમણે પણ વલ્લભભાઈને તાર કરીને રાહતનાં કામોમાં જોડાવાની અનુમતિ માગી. એમના આદેશ મુજબ જ તેઓ વડોદરા પહોંચ્યા. થોડા દિવસમાં તો ચૂનીભાઈ મહેતા પણ એમની સાથે આવી મળ્યા. પાદરા તાલુકામાં કામ કરતા તાજેતરમાં જ ગૂજરાત વિદ્યાપીઠથી સ્નાતક થઈને નીકળેલા શ્રી ચીમનભાઈ ભટ્ટને શ્રી કિશોરલાલભાઈએ બારડોલીની આ મંડળી સાથે પરિચય કરાવ્યો. જુગતરામભાઈ, ચૂનીભાઈ અને ચીમનભાઈની ત્રિપુટિ શેપ આખું જીવન સાથે કામ કરવા સર્જાયેલી હતી. રેલરાહતનુ કામ કરતાં કરતાં જ ચૂનીભાઈએ આ કામ પત્યે વેડછી આવીને જ પોતાનું વિદ્યાલય ચલાવવાનું વચન લઈ લીધું હતું. ચીમનભાઈને શ્રી મશરૂવાળાએ જુગતરામભાઈની આંગળી પકડવાની સલાહ આપી હતી. જે એમણે સહર્ષ સ્વીકારી હતી.

## ૧૨ બારડોલી સત્યાગ્રહ

રેલરાહતના કામમાંથી પાછા ફરતાં રાનીપરજ વિદ્યાલયને બારડોલીને બદલે વેડછીના રાનીપરજ વિસ્તારમા લઈ જવાનો નિશ્ચય પાકો થઈ ગયો હતો.

પરંતુ વેડછીમાં આશ્રમની વિધિવત્ સ્થાપના થાય તે પહેલાં જુગતરામભાઈના જીવનમાં એક બીજું એવું પ્રકરણ આવવાનુ હતું કે જેમાં એમની પત્રકાર તરીકેની શક્તિ પૂર્ણપણે ખીલવાની હતી. એ પ્રકરણ હતું બારડોલી સત્યાગ્રહનુ. બારડોલી સત્યાગ્રહ પોતે જ ભારતના સત્યાગ્રહી સંગ્રામનો એવો એક ઝળહળતો પ્રસંગ છે કે એને વિશે અત્યાર સુધીમાં સ્વતંત્ર પુસ્તકો લખાઈ ચૂકયા છે.[૧] એ આખા પ્રસંગની વિગતમા ઊતરવુ આ ગ્રંથની મર્યાદા જોતાં શક્ય પણ નથી ને આવશ્યક પણ નથી. પરંતુ જુગતરામભાઈના જીવનનો આ એવો પ્રસંગ છે કે એને સાવ પડતો પણ ન મુકાય. બારડોલીના ખેડૂતોમાં અપૂર્વ જાગૃતિ લાવવામાં સરદાર વલ્લભભાઈની જબાન પછી જો બીજા કોઈ તત્ત્વે વધુમા વધુ કામ કર્યું હોય તો તે બારડોલી સત્યાગ્રહની પત્રિકાએ, જેના સંપાદનની મુખ્ય જવાબદારી જુગતરામભાઈએ સંભાળી હતી. પહેલાં આપણે બારડોલી સત્યાગ્રહની ઐતિહાસિક ભૂમિકા સમજી લઈએ અને એણે પેદા કરેલા મિજાજને થોડો સમજી લઈએ.

### પૃષ્ઠભૂમિકા

ગાંધીજીએ અસહકારનું સાધન દેશ આગળ ધર્યું ત્યારે જ અસહકારની ચળવળના ક્ષેત્ર તરીકે બારડોલી તાલુકાની પસંદગી કરવામાં આવી હતી. તાલુકામા ચળવળની તડામાર તૈયારીઓ પણ ચાલતી હતી. એ તૈયારીઓના સાક્ષી તરીકે અને 'નવજીવન' પત્રોના ફરતા ખબરપત્રી તરીકે જુગતરામભાઈ (સંજય) એકથી વધારે વાર બારડોલી તાલુકાનાં ગામડાંઓમા ફરી આવ્યા હતા એ આપણે

૧ તે પૈકી મહાદેવ દેસાઈ કૃત-'બારડોલી સત્યાગ્રહનો ઈતિહાસ' અને ઈશ્વરલાલ ઈ દેસાઈ દ્વારા સંપાદિત'બારડોલી સત્યાગ્રહ' તેમ જ જુગતરામ દવે દ્વારા સંપાદિત 'બારડોલી સત્યાગ્રહ પત્રિકા'નો આ પ્રકરણમાં આધાર લેવામા આવ્યો છે.

આગળ જોઈ ગયા છીએ. ઉત્તર પ્રદેશના ગોરખપુર જિલ્લાના ચૌરીચૌરા ગામમાં ઉશ્કેરાયેલી ભીડ દ્વારા હિંસા આચરાઈ, પોલીસ થાણું ફૂંકી મરાયું અને તેમાં કેટલાક પોલીસો જીવતાં બળ્યા તે ઘટનાથી ચેતીને ગાંધીજીએ એ સત્યાગ્રહ મુલતવી રાખેલો. સત્યાગ્રહ સંબંધી ગાંધીજીએ દેશને ભણાવેલ એ એક મોટામાં મોટો પદાર્થપાઠ હતો. પરંતુ બારડોલીની અસહકારની ચળવળ મુલતવી રહી તેથી બારડોલીના આગેવાનોને નિરાશા થયેલી. એમના હાથની ચળ દૂર કરવાનો પ્રસંગ ૭ વર્ષ પછી આવી પૂગ્યો.

અંગ્રેજી અમલ દરમિયાન જમીન મહેસૂલ અંગેનો એક રિવાજ એવો હતો કે દર ત્રીસ વરસે ક્ષેત્રની આર્થિક પરિસ્થિતિની તપાસણી કરી તેને આધારે મહેસૂલ ફરી આકારવું. બારડોલી તાલુકામાં આવી તપાસ ૧૮૯૬માં થઈ હતી. શ્રી જયકર નામના એક અમલદારે ૧૯૨૫માં તાલુકાની તપાસ કરી. તેઓ સુરત જિલ્લાના એક ડેપ્યુટી કલેક્ટર હતા. તેમને આવા કામનો કશો પૂર્વ અનુભવ નહોતો. તપાસને અંતે તેમણે જાહેર કર્યું કે અહીંના ખેડૂતોની આર્થિક પરિસ્થિતિ સુધરી છે. એટલે જમીન મહેસૂલમાં કેટલાંક ગામોમાં ૩૦% નો વધારો અને કેટલાંકમાં ૨૫% નો વધારો થવો જોઈએ. સુધરેલ આર્થિક પરિસ્થિતિનાં તેમણે જે કારણો આપ્યાં તે કાંઈક આ પ્રકારનાં હતાં :

તાલુકામાં રેલવેનાં બે સ્ટેશનો થયાં છે.

બે સડકો થઈ છે.

વસ્તીમાં ૩૮૦૦ નો વધારો થયો છે, એ સમૃદ્ધિનો વધારો સૂચવે છે. સડક પરથી પસાર થતાં હવેલીઓ દેખાય છે. વળી કેટલાક લોકો પાસે સવારીઓ છે. ને કેટલાક ઘોડા પર અવરજવર કરે છે. ખેત-મજૂરોની મજૂરીના દર બમણા થયા છે.

૧૯૨૭ની ૬ઠ્ઠી ડિસેમ્બરે વાલોડ ગામે મળેલી સભામાં શ્રી કુંવરજી-ભાઈ પટેલે સૂચન કર્યું કે મવાળ લોકોથી કાંઈ નહિ વળે. આપણે વલ્લભભાઈને તેડો. વલ્લભભાઈ ત્યાં સુધી સરદાર નહોતા બન્યા. પણ બોરસદ અને ખેડા સત્યાગ્રહના સફળ સંચાલનને લીધે મજબૂત માણસ તરીકેની એમની પ્રતિષ્ઠા જામી ચૂકી હતી. વલ્લભભાઈએ બારડોલીના ખેડૂતો આગળ શરત મૂકી કે તાલુકાનાં મુખ્ય કેન્દ્રોમાં ખેડૂતોનાં સંમેલન બોલાવીને સત્યાગ્રહની શરતો એમને કબૂલ છે કે નહિ એ જાણી લો. પછી જ પોતે આવશે. આવ્યા પછી પણ પહેલાં જાત તપાસ કરીને લોકોનાં મન માપી જોશે પછી જ લડત આપશે.

વલ્લભભાઈ પાસે જતાં પહેલાં બારડોલીના કેટલાક ખેડૂતો ગુજરાત કાઉન્સિલના સભ્યોની સલાહ લેવા ગયા હતા, ત્યારે તેમણે વિરોધ પૂરતો એક રૂપિયો કાપી લઈને વધારાના બાકી કરની રકમ આપી દેવાની સલાહ આપી હતી, અને એમ પણ કહ્યું હતું કે તેમ નહિ કરતાં ભારે સજા થશે. વલ્લભભાઈએ શરૂઆતથી જ કહી દીધું કે એક રૂપિયાવાળી લડત કરવી હોય તો પેલા કાઉન્સિલ વાળાઓ પાસે જ જાઓ અને ન્યાય ન મળે ત્યાં સુધી વધારા સહિતનું આખું મહેસૂલ ન ભરવાની લડાઈ આપવાની તૈયારી હોય તો મારી પાસે આવજો.

પહેલાં ૧૯૨૨માં ગાંધીજીએ બારડોલીને અસહકારની ચળવળનું કેન્દ્ર બનાવવા પહેલાં ગમે તેટલું કષ્ટ વેઠવાની તૈયારી, દારૂતાડી છોડવાની પ્રતિજ્ઞા, અસ્પૃશ્યતા નિવારણ, ખાદી વગેરે રચનાત્મક કામો ઉપાડવાની જે શરતો મૂકી હતી તેના સમર્થનમાં જ વલ્લભ-ભાઈની આ સ્પષ્ટ શરત હતી. ગાંધીજીની શરતોમાં શિસ્ત અને લોકશિક્ષણનો આદેશ હતો, વલ્લભભાઈની શરતમાં લડાઈ માટે કમર કસવાની હાકલ હતી.

બારડોલી તો બંને આગેવાનોની હાકલ ઝીલવા થનગની રહ્યું હતું. એણે બંને હાકલોને આબાદ ઝીલી બતાવી.

### વલ્લભભાઈની વીરવાણી

વલ્લભભાઈએ આગવી રીતે આ લડતને આગેવાની આપી. પ્રથમ તો એમણે બારડોલીમાં આવીને પોતાની છાવણી નાખી. પછી આખા તાલુકાનાં મુખ્ય ગામોમાં સત્યાગ્રહનાં કેન્દ્રો સ્થાપ્યાં. પોતે આખા તાલુકાને ગામેગામ ફરી વળ્યા. અને તળપદી ને ધખધખતી ભાષામાં વ્યાખ્યાનો આપી એમને થતા અન્યાય વિશે જાગ્રત કરી એકતા સ્થાપી. ગમે તેવાં કષ્ટો સહન કરવા તૈયાર રહેવા જણાવ્યું. એમણે સત્યાગ્રહનો મર્મ પણ પોતાની આગવી ભાષામાં સમજાવ્યો અને સત્યાગ્રહની શિસ્ત પણ. આ રહ્યાં એમનાં ભાષણોમાંથી કેટલાંક ઉદ્ધરણો લોકોને ચેતવણી આપતાં: 'આપણે જગબત્રીસીએ ચઢી ગયેલા છીએ, પણ એ તો રામના પાસથી પથ્થર પાવન થાય તેમ એક મહાન પુરુષના નામથી આપણું નામ ચડી ગયું છે. હવે આપણી કસોટી થશે.'

અન્યાય વિશે ચોખવટ કરતાં: '૮૦ ટકા ખેડૂત વસ્તીવાળા આ દેશમાં ખેડૂત માટે જેવા રાક્ષસી કાયદા છે તેવા ધરતીના પડ ઉપર ક્યાંયે નહિ મળે.'

સરદારનાં ભાષણોમાં અંગ્રેજો વિશે તીખો કટાક્ષ પણ આવતો: 'બાદશાહે પૂછ્યું, "દિલ્હીમાં કાગડા કેટલા?" એકે તડાકો માર્યો, "આઠ લાખ એંશી હજાર ત્રણસો બાવીસ!" કેવો ઉસ્તાદ ગણતરી-બાજ! સરકારનો એ ધંધો છે કે જૂઠાને સાચું મનાવવું હોય તો ખૂબ જોરથી કહેવું, અને આંકડાઓનો મારો કરવો.'

અસહકારનું મહત્ત્વ સમજાવતાં સરદાર કહેતાં: 'આ રાજ્યને બે પગ છે. એક પટેલ બીજો તલાટી. તેમાંનો પટેલ તો આપણો જ છે. તે નોકર નથી. તે આપણો પગ કાપી નાખો એટલે લકવો થાય તેમ અપંગ થઈ જવા દો. પછી સરકાર લંગડી કેટલું ચાલી શકશે?' પણ આખી લડતને વલ્લભભાઈની મુખ્ય દેણ એ હતી કે એમણે ગમે તેવી મુસીબતને વખતે પણ લોકોને ધીરજ અપાવી. 'પાણીમાં પેઠા પછી હવે તરવા શીખ્યે જ છૂટકો છે, નહિ તો તળિયે જઈશું.' અથવા: 'સાબરમતીના સંતે મોટી શક્તિ પેદા કરી છે. એની પાછળ તમે અમને ગાંડા કહો કે દીવાના કહો, પણ જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી આ ગાંડા ખેડૂતો માટે મરવા તૈયાર છે.' કે વળી:

'તમે જેમ જેમ લડતા જશો તેમ તેમ લડતની મીઠાશ સમજતા જશો. આ લડતમાં મીઠાશ છે તેટલી કોઈ ચીજમાં નથી. તમે ખેતર વાવો છો અને પછી પાક થાય છે ત્યારે લણવામાં તમને જે રસ આવે છે તેના કરતાં આ લડતમાં વધારે રસ છે.'

બારડોલીની લડતની કથા રમ્ય છે. વલ્લભભાઈએ તેને વિશે કહ્યું હતું: 'મોટું મહાભારત યુદ્ધ થઈ ગયું તે પણ ૧૮ દિવસમાં પતી ગયું હતું. પરંતુ બારડોલીના લોકો કે જેમણે હાથમાં

લાકડી પણ કદી પકડી નથી, તેમણે ચાર ચાર મહિનાથી આટલી તોપ બંદૂકવાળી સરકારને હંફાવી એ તમારી ઇજ્જતનો મોંઘો વારસો તમે ભવિષ્યની પ્રજા માટે રાખી જશો.'

લોકોએ પટેલ તલાટીઓને સમજાવીને તેમની પાસેથી રાજીનામાં લીધાં. સરકારે તેમને જેલ ને જપ્તી આપ્યાં. લોકોએ સભા સરઘસો કાઢ્યાં. સરકારે પઠાણો ઉતારી પારાવાર જુલમ ગુજાર્યો. લોકોએ મહેસૂલ ન ભર્યું. સરકારે તેમની માલમિલકત, ઢોર ઢાંખર પાણીને મૂલે હરાજ કર્યાં. અલબત એ હરાજીમાં બોલી બોલનાર મેળવતાં સરકારનાં નવ નેજા થતાં હતાં. પોલીસ પકડવા આવે તો ગામના લોકો ગામને પાદરે ઝાડ પર બેસી દૂરથી એની ભાળ કાઢે અને નગારાં વગાડી ગામલોકને ચેતવી દે. જપ્તી કરવા આવે ત્યારે ગામના બધા પુરુષો ગામમાં ગેરહાજર! સ્ત્રીઓ અંદરથી બારણાં વાસી બેસી રહે! બારડોલી સત્યાગ્રહની એક ભવ્ય ઘટના હતી, ગામલોકો દ્વારા હિજરત. સરકારી જુલમથી ત્રાસીને આખાંને આખાં ગામો હિજરત કરીને પાસેનાં ગાયકવાડી ગામોમાં ઉચાળા ભરી જાય—રાચ-રચીલાં અને ઢોર ઢાંખર સાથે. અહીં ગામની જમીન પર કાગડા ઊડે ને ત્યાં એમનાં સગાંવહાલાંઓ ઉપર એમના નિર્વાહનો બોજ પડે. પણ છતાંયે સત્યાગ્રહીઓનો જુસ્સો ન હટચો.

સરદારે કહ્યું હતું કે 'હું ગુજરાતના ખેડૂતની રગેરગમાં અને હાડે-હાડમાં સ્વતંત્રતાની હવા પૂરવા માગું છું.' અને તેમણે ખરેખર તેમ કર્યું હતું.

ચુનંદા સેવકો -

સરદારના આ કીમિયા પાછળ જેમ બારડોલીની પ્રજાનો એમના પડ્યા બોલ ઝીલવાનો સંકલ્પ હતો તેમ જ આખા ગુજરાતમાંથી ઊતરી આવેલા ચુનંદા સેવકો અને સત્યાગ્રહીઓનો ફાળો પણ એમાં નાનોસૂનો નહોતો.

સત્યાગ્રહમાં સૈનિકો તરીકે આશરે દોઢ હજાર જેટલા સૈનિકોએ ભાગ લીધો. કુલ ૧૪૬ સ્થળોએ જપ્તી થઈ. જમીનખાલસાની નોટિસો ૬૦૦૦ થી વધુ અપાઈ. તાલુકાના ૧૨૨ પૈકી ૮૪ પટેલોએ તથા ૪૫ તલાટીઓ પૈકી ૧૯ જણે રાજીનામાં આપ્યાં. મુંબઈની ધારાસભામાંથી ૧૬ સભ્યોએ રાજીનામાં આપ્યાં. શરૂઆતમાં બારડોલી, સરભણ, મઢી અને વેડછી એ ચાર સ્થળે છાવણીઓ હતી. બારડોલીમાં કલ્યાણજીભાઈ, જુગતરામભાઈ, ખુશાલભાઈ અને કેશવભાઈ કામ કરતા હતા. સરભણમાં ડૉ. ત્રિભુવનદાસનો પડાવ હતો. મઢીમાં મકનજીભાઈ દેસાઈ થાણું નાખીને રહ્યા હતા અને વેડછીમાં ચૂનીલાલ મહેતા સૂરજબહેન સાથે રહેતા હતા. સરદારે આ બધા કાર્યકર્તાઓને એકત્ર કરી તેમને તાલુકામાં ઠેરઠેર છાવણીઓ નાખવાનો આદેશ આપ્યો. એટલે તે પછી વાલોડ, બુહારી, વાંકાનેર, વરાડ, બામણી, બાલદા અને બાજીપુરા એટલાં અગત્યનાં કેન્દ્રોમાં નવી છાવણીઓ ખોલવામાં આવી અને ગુજરાતભરના ચુનંદા સેવકોએ ત્યાંનું કામ સંભાળી લીધું. વાલોડ અને બુહારીની છાવણીની આગેવાની ભરૂચના 'છોટે સરદાર' ડૉ. ચંદુલાલ દેસાઈએ કરી. વરાડ છાવણીનું સુકાન ખેડા સત્યાગ્રહ વખતે 'ડુંગળીચોર'નું બિરુદ પામેલ મોહનલાલ પંડ્યાએ સંભાળ્યું. રવિશંકર મહારાજ સરભણમાં બેઠા. દરબાર ગોપાળદાસ બામણી બેઠા. શીવભલાલ ચીનાઈ બારડોલીમાં બેઠા. મઢીમાં ફૂલચંદ શાહ બેઠા. બાલદામાં નારણભાઈ પટેલ જઈ પહોંચ્યા. આ ઉપરાંત પ્રસિદ્ધ સમાજસેવી ડૉ. સુમંત મહેતા તેમનાં પત્ની શારદાબહેન જોડે સરભણ છાવણીમાં આવીને રહ્યા. નર્મદાશંકર પંડ્યા બાજીપુરા પહોંચ્યા. ચીનાઈ પકડાતા સુરતના ડૉ. ઘીઆએ બારડોલીનો મોરચો સંભાળ્યો. ઉપરાંત ભક્તિબા, મણિબહેન પટેલ, મણિલાલ કોઠારી, સૌરાષ્ટ્રના આશુકવિ ફૂલચંદ શાહ, ગુણવંતબહેન ઘીઆ, મીઠુબહેન પિટિટ, વગેરે પણ આવી પહોંચ્યાં હતાં. સુરતની સુપ્રસિદ્ધ દલુકલુની જોડી તો આ લડાઈમાં આગળ પડતી હતી જ. પાછળથી ગાંધીજીના અંતેવાસી સમા ઈમામસાહેબ બવાઝીર, ને સ્વામી આનંદ, પણ આવી પહોંચ્યા હતા. વડોદરાના બુઝુર્ગ અબ્બાસ તૈયબજીએ મુસ્લિમ જનતાને ખાસ માર્ગદર્શન આપ્યું હતું. સરકાર સાથે લખાપટીની જરૂરિયાત જોઈ ગાંધીજીએ ખાસ મહાદેવભાઈને વલ્લભભાઈની મદદમાં મોકલ્યા. પાછળથી એમની મદદમાં એમના પરમ મિત્રો નરહરિભાઈ તેમજ રામનારાયણ વિ. પાઠક પણ જોડાયા. ઈમામ સાહેબ કે અબ્બાસ સાહેબ જેવા કેટલાક બુઝુર્ગોને બાદ કરતા બાકી બધા આગેવાનો ૩૦થી ૫૦ વરસની વચ્ચેની ઉંમરના હતા. હવે વિચાર કરતાં સમજાય છે કે બારડોલીની લડતે માત્ર વલ્લભભાઈને જ સરદાર ન બનાવ્યા, પણ આ તમામ સત્યાગ્રહીઓને નેતૃત્વ બાબત એવી તાલીમ આપી કે જેથી તેઓ નીવડેલા જનસેવકો સિદ્ધ થયા.

બારડોલીના આ ભવ્ય સત્યાગ્રહમાં આપણા કથાનાયક જુગતરામભાઈનો ફાળો નાનોસૂનો નહોતો. એમના આત્મચરિત્રમાં પોતાની ભૂમિકા સમજાવતાં સ્વભાવગત નમ્રતાથી તેમણે આટલું જ લખ્યું છે: 'આમ બહારથી મોટા મોટા કાર્યકર્તાઓ પોતપોતાના કામ છોડીને આવ્યા તેવા વખતે અમે બારડોલી તાલુકાના કાર્યકર્તાઓ અમારી શાળાઓ અને આશ્રમો પકડીને બેસી રહીએ એ કેમ બને? કલ્યાણજીભાઈએ તો રેલસંકટમાંથી આવીને બારડોલી વિદ્યાલયની ધૂરી કાંધ પર મૂકવા જ દીધી નહોતી. તાલુકાના લોકોને સત્યાગ્રહ માટે તૈયાર કરવાની અને સરદાર પાસે આંટાફેરા કરવાની કામગીરી તેમણે ક્યારની ઉપાડી લીધી હતી નરહરિભાઈ લડતમાં (આવી ગયા હતા.) મારે માટે વિમાસણનો પ્રશ્ન થઈ પડચો. છ મહિના પહેલાં રેલસંકટમાં જઈ આવ્યા પછી માંડ રાનીપરજ વિદ્યાલય ફરી ચાલતું કર્યું છે તેનો પાછો એટલી વારમાં ઉલાળિયો કરી દેવો? પણ મેં મારા મનને મનાવ્યું. વિદ્યાલયનું રોજનું ભણતર તો ગમે ત્યારે ભણી-ભણાવી શકાય છે. પણ કુદરત સાથે લડવાનું અને સરકાર સાથે લડવાનું ભણતર તો તેવી લડતો આવી પડે ત્યારે જ મળી શકે; તેવા ભણતર ખાતર લડતો અને કુદરતી સંકટો કંઈ કૃત્રિમ રીતે ઊભાં કરી શકાય નહિ. તેથી અમે વિદ્યાલયના બને તેટલા શિક્ષકો એક કે બીજા કામમાં જોડાઈ ગયા.' લડતમાં પોતાની કામગીરી બાબત જુગતરામભાઈએ 'મારી જીવનકથા'માં માત્ર બે જ વાક્યો લખ્યાં છે, 'હું પત્રિકાનું ખાતું સંભાળીને બેઠો. "બારડોલી સત્યાગ્રહ" નામે એક દૈનિક પત્રિકા કાઢવા માંડી.'

જુગતરામભાઈની જીવનકથાની એક મોટી ખૂબી એ છે કે એમણે પરમાણુપરમાણુને પર્વત બનાવ્યા છે, પણ પોતાની જાતને પડદા પાછળ સંતાડીને રાખી છે.

આગળ ઉપર અમે કહી ગયા તેમ બારડોલી સત્યાગ્રહનો જુસ્સો

જાળવી રાખવાનું કામ સરદારનાં ભાષણો પછી બીજા નંબરે કોઈએ કર્યું હોય તો આ 'બારડોલી સત્યાગ્રહ' પત્રિકાએ.

### સત્યાગ્રહ પત્રિકા

સત્યાગ્રહના પ્રકાશન વિભાગનું કામ નીચેની સમિતિએ સંભાળી લીધું હતું:

શ્રી જુગતરામ દવે (મંત્રી)
,, પ્યારેલાલ નાયર
,, ચીમનલાલ પ્રા. ભટ્ટ
,, ઉત્તમચંદ શાહ
,, ચૂનીલાલ બારોટ
,, શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી
,, મગનલાલ દેસાઈ.

પત્રિકાને અવશ્ય સરદારનાં ભાષણોમાંથી અઢળક સામગ્રી મળી રહેતી. નવજીવનમાં આવતા ગાંધીજીના અને મહાદેવભાઈના લેખોનો પણ તેમાં અવારનવાર ઉપયોગ કરવામાં આવતો. પાછલા ભાગમા સ્વામી આનંદે આવીને પત્રિકાને પોતાની તેજસ્વિતા અર્પી હતી. આખું કામ એટલા મેળથી થતું હતું કે જાણે એસેમ્બ્લી લાઈનનું કારખાનું હોય! સ્વયંસેવકો ઠેર ઠેરથી ખબરો અને ભાષણોની નોંધ લાવતા, એમાંથી લેખન સામગ્રી તૈયાર થતી. મોટેભાગે બારડોલીમાં કલ્યાણજીભાઈ કેમરાનો કસબ અજમાવતા. અલબત્ત આ ફોટાઓનો ઉપયોગ તે વખતે પત્રિકામાં કરી શકાતો નહિ. પણ તેનાથી એક રેકોર્ડ રહેતો. આજે તે ચિત્રો બારડોલીના સરદાર સંગ્રહાલયને શોભાવે છે. પછી એક જણ આખી સામગ્રી લઈ સુરત પહોંચતું. સુરતમાં પત્રિકા છપાતી. સુરતથી પત્રિકાના બંડલો લઈને બે સ્વયંસેવકો સવારની બે ગાડીઓમાં નીકળતા. સ્ટેશને સ્ટેશને સ્વયંસેવકો આવીને પત્રિકાઓની થોકડીઓ ઉઘરાવી લેતા અને બપોર પહેલાં તો તાલુકા, ને જિલ્લાને ખૂણે ખૂણે, અને ગુજરાતનાં મહત્ત્વનાં સ્થળોએ પત્રિકા પહોંચી જતી, પત્રિકામાંનાં લખાણો નીચે મોટેભાગે સહી નહોતી કરવામાં આવતી. માત્ર નવજીવનમાંથી ગાંધીજી અથવા મહાદેવભાઈના લેખો ઉતારવામાં આવતા ત્યારે એમાં લેખકનાં નામ આપવામાં આવતા, અને વલ્લભભાઈ સહિત કોઈ પણ આગેવાનના ભાષણની નોંધ છપાતી ત્યારે ભાષણકર્તાના નામ અપાતા. પણ સહી વિનાના આ લેખો મારફત, કોઈક વાર માત્ર સમાચાર આપીને, કોઈક વાર સચોટ મથાળા આપીને સત્યાગ્રહ પત્રિકા પ્રજાજનોને ઉત્સાહ આપવાનું, સત્યાગ્રહ અંગે શિક્ષણ આપવાનું અને કષ્ટોમાં પણ નીતિધૈર્ય ટકાવી રાખવાનું કામ આબાદ રીતે પાર પાડતી હતી.

એક પટેલની દઢતાને બિરદાવતાં બારડોલી પત્રિકા લખે છે: 'દેગામાના પટેલ શ્રી અમથાભાઈ આ લડતમાં મૂળથી જ તેના સ્તંભરૂપ છે. ખબર આવી છે કે તેમને મહેસૂલ ભરવાની સમજૂતી માટે તલાટી તનતોડ મહેનત કરી રહ્યા છે. જેઓ પટેલ અમથાભાઈને ઓળખે છે અને જેમણે તેમના જવાબો તા. ૪થીએ તેમ જ ૧૨મીએ મસલત સમિતિમાં સાંભળ્યા છે તેઓ જાણે છે કે તલાટી કેવળ પાણી વલોવે છે. શ્રી અમથાભાઈની લાગવગ તેમ જ તેમનું પીઢપણું જોતાં આશા તો ઊલટી એવી રહે કે તેમને સમજાવવા જતાં વખતે બિચારો તલાટી પોતે જ સમજી જાય અને નોકરી છોડીને અમથા પટેલને પગલે ચાલવા લાગી જશે.'

અથવા વેડછીમાં જપ્તીના પ્રયાસનું આ વર્ણન જુઓ:

'વાલોડનાં ત્રણ વણિક કુટુંબો વેડછીમાં રહે છે. તેમને ત્યાં દરોડો પાડવાનો વિચાર કરીને તા. ૧૩મીએ સવારે ૯ વાગ્યે વાલોડના પટેલ ઈનાયતુલ્લા હજરતખાં તેમ જ તલાટી રસુલખાં રહેમાનખાં વેડછી ગયા હતા. પરંતુ આવા "જાહેર સેવાના કામ" માટે સરકારી નોકર નીકળે તે પગે ચાલીને જવાની તસ્દી કેમ લે? કહે છે કે તલાટીએ વેડછીમાં રહેનારા પૈકી એક શા. ગુલાબભાઈના આસામી ઈચ્છા રણછોડ નામનો દૂબળો છે તેને કહ્યું કે તારા શેઠે અમને વેડછી બોલાવ્યા છે, માટે ચાલ, ગાલ્લી જોડી લે. આમ ગાલ્લીમાં બિરાજીને ભાઈ-સાહેબો વેડછી પહોંચ્યા. વેડછીમાં ત્રણે વણિક કુટુંબોનાં ઘર નજીક નજીક જ છે. એક ઘરનો જુવાનીઓ બારણે ઉભેલો હતો તેણે તેમને દૂરથી દેખ્યા કે તે તરત સમજી ગયો. અને તરત પોતાનાં તેમ જ પડોશીનાં ઘરને તાળાં લગાવી દીધાં! ગુલાબભાઈ ભાઈદાસનું ઘર વાસ્યા વિના રહી ગયું, તેથી જપ્તીદારો તેના ઘરમાં પેઠા ગુલાબભાઈ અને તેમનો દીકરો તો બહારગામ ગયેલા હતા. ઘરમાં તેમના પુત્રનાં પત્ની એકલાં હતાં અને રસોઈ કરી રહ્યાં હતાં.

'આ વાતની જાણ થતાં આશ્રમમાંથી ચુનીભાઈ જઈ પહોંચ્યા, અને થોડી વાતચીત જપ્તીદારો સાથે કર્યા પછી તેમણે વાલોડથી શ્રી કેશવભાઈને તેડવા માણસ મોકલ્યું. ધીમે ધીમે વેડછીના રાનીપરજ ભાઈઓ પણ ત્યાં આવી પહોંચ્યા હતા. પટેલ અને તલાટી ઘર બહાર બેઠા અને લોકો તેમની આજુબાજુ ઊભા ઊભા તમાશો જોતા હતા. શ્રી કેશવભાઈએ વાલોડથી આવી પહોંચતાં એકઠા થયેલા લોકોને કહ્યું કે આપણું કોઈનું કામ નથી. પટેલ તલાટીને એકલા બેસી રહેવા દો.

'ઘરમાં બહેન એકલી હતી. અને તેના જ ઘર ઉપર કોઈ પુરુષ વર્ગની ગેરહાજરીમાં આવી ધાડ આવી પડેલી તેથી શ્રી કેશવભાઈએ તેમને પૂછ્યું, "કેમ બહેન, ગભરાતાં તો નથી ને?" તેમણે તરત જવાબ આપ્યો, "એમાં ગભરાવાનું શું છે?" તેમની હિમ્મત જોઈને કેશવભાઈને ખૂબ આનંદ થયો, અને રસોઈ કરી જમી પરવાર્યા બાદ ઘરમાંથી બહાર નીકળી જવા સૂચના આપી. તેમણે પટેલ તલાટીને પણ કહ્યું કે "હવે ઘર ખુલ્લું પડ્યું છે. જાઓ જે જોઈએ તે ઉપાડી જાઓ. ઘરમાં કપાસ પણ પડ્યો છે," આમ કહીને તે પણ ચાલી નીકળ્યા, અને જપ્તીદારો એકલા ખુલ્લા ઘરને બારણે એક બીજા સામું ટગર ટગર જોતા બેઠા રહ્યા. આખરે પોતાની મેળે ઊઠીને ચાલતા થયા. અને "ચાલો આવતા હો તો. હવે અમે તો વાલોડ જઈએ છીએ," એમ કેશવભાઈને કહ્યું એટલે બધા નિષ્ફળ નાટક ભજવીને ઘેર પાછા ફર્યા.

'આ નાટક નિષ્ફળ સરકાર પક્ષને માટે પણ લોકપક્ષને માટે તો તે પૂરેપૂરું સફળ હતું. એક વણિક કોમની તરુણ બાઈ, ઘરમાં કોઈ મરદ માણસ ન હોય ને આ રીતની ધાડ આવે તે વખતે બિલકુલ ગભરાયા વગર પોતાનું ઘરકામ કર્યે જાય એ લોકોનો મોટો જય છે. વળી વેડછીની એટલી મોટી રાનીપરજ વસ્તીમાંથી કોઈ (સરકારના પ્રતિનિધિઓની મદદે) આવવા નીકળે નહિ એ પણ લોકોનો જબરો વિજય જ છે. ઉપરના જપ્તીદારોએ જતી વખતે વેડછીના પટેલ દેવજીભાઈ જોશીઆભાઈને બોલાવીને કહ્યું કે "તમારે અમને મદદ કરવી પડશે," પણ આ પટેલ તો તે હતો

કે જેણે મહાલકરીને પણ રાજીનામું લઈ લેવા સંભળાવી દીધું હતું. એટલે તેમણે તો ધસીને ના પાડી કે મારાથી એવા કામમાં મદદ થાય જ નહિ. જે વખતે કેટલાક પટેલો અને તલાટીઓ પોતાના જ ભાઈઓના ઘરમાં જપ્તી કરવી એમાં પાપ માનતા છતાં પેટ બતાવીને એ પાપનું કામ કરવા નીકળે છે ત્યારે એક રાનીપરજ કોમ આવી હિંમત બતાવે છે એ જોઈને કોને આનંદ ન થાય? ખરેખર વેડછીએ ગાંધીજીની ખાદીને શોભાવી છે.'

પત્રિકામાં શ્રી મોહનલાલ પંડ્યાનું ભાષણ આમ નોંધાયું છે: 'શ્રી પંડ્યાજીએ બોલતાં જણાવ્યું હતું કે આજ સુધી આપણે સરકારને નામદાર કહેતા. હવે તેમને સારુ કંઈક બીજું નામ આપણે શોધવું પડશે. કારણ આપણા મુરબ્બી ભાઈ અને સરદાર શ્રી વલ્લભભાઈને પારકા કહે છે. મારી ખાતરી છે કે આપણે જે સીધો માર્ગ લીધો છે તે રસ્તે ચાલ્યે જશું તો સરકાર પાછી ઠેકાણે આવશે. શ્રી વલ્લભભાઈનો ઉપદેશ તો અમૃત સમાન છે. અમૃત પીતાં કંઈ થાકીએ? આપણે જે રસ્તો લીધો છે તેનો સ્વાદ તો તમને શું કહું?

એ રસનો સ્વાદ ગાંધીજી જાણે
કે જાણે વલ્લભ જોગી રે,
કંઈક કંઈક બારડોલીના ખેડૂત જાણે
લગરીક જાણે પંડ્યો ભોગી રે.

માટે તમે અવસર આવ્યો છે તો આ રસને ખૂબ ચાખો ને તમારું ને તમારાં બચ્ચાંનું જ નહિ પણ આખી ખેડૂત આલમનું ભલું કરો.'

આ જુઓ સરભણની સભાનું વર્ણન:

'રાત્રે ૧૦ વાગ્યે ૧૦૦૦ સ્ત્રી પુરુષોની ભારે સભા મળી હતી. ગામના સૌ દેસાઈઓ પણ ઉત્સાહથી સભામાં હાજર હતા. શ્રી અબ્બાસ સાહેબ, દરબાર સાહેબ અને કલ્યાણજીભાઈએ લોકોને મરદાનગી બતાવી સ્વરાજ્યની દેસાઈગીરી મેળવવા સલાહ આપી હતી. કલ્યાણજીભાઈએ ગુરુ ગોવિંદસિંહની પ્રતિજ્ઞા સંભળાવી હતી:

'ચિડિયા સે મૈં બાજ ગિરાઉં,
બિલ્લી સે મૈં શેર મરાઉં;
સવા લાખ સે એક લડાઉં,
તબ ગોવિંદસિંહ નામ કહાઉં,

બારડોલીમાં પણ અત્યારે એવું જ ચાલી રહ્યું છે. જે લોકોને ચિડિયા જેવા બીકણ માની સરકાર ઉદ્ધત બની છે તેને ગોવિંદસિંહ જેવો એક ગુરુ મળવાથી ને હવે બાજને ગિરાવવામાં પાછા નહિ પડશે એવી હવે તો સંશયાત્માઓને પણ ખાતરી થતી જાય છે.

'સરભણ ગામમાં આજથી જપ્તી માટેના પ્રયત્ન શરૂ થયા છે. પણ ઘેર ઘેર તાળાં હતાં એટલે અમલદાર સફળ થયા નહોતા.'

બારડોલીના સત્યાગ્રહમાં પ્રકાશન સમિતિની કામગીરી વિશે શ્રી મહાદેવ દેસાઈ બારડોલી સત્યાગ્રહના ઇતિહાસમાં નીચેની નોંધ કરે છે:

'આવી લડત પ્રકાશનખાતા વિના શી રીતે ચાલે? બધા ખેડૂતોની પાસે દૈનિક છાપાં લેવાની અથવા "નવજીવન"ના પણ ગ્રાહક થવાની આશા ન રાખી શકાય, અને બહારનાં છાપાં તો લડતનો બાહ્ય વિચાર આપે. એટલે ભાઈ જુગતરામ દવેના હાથ નીચે પ્રકાશનખાતું ખોલવામાં આવ્યું. શ્રી કલ્યાણજીને પણ પ્રકાશન વિભાગમાં ગણીએ તો ખોટું નથી. કારણ ભાઈ જુગતરામની કલામય અને કસાયેલી કલમ અને ભાઈ કલ્યાણજીનો ચિત્રો ખેંચવામાં સિદ્ધ થયેલો હાથ, એ બે પ્રકાશનખાતાના પ્રાણરૂપ હતાં. આ પ્રકાશનખાતામાંથી રોજ યુદ્ધની ખબર આપનારી એક પત્રિકા કાઢવાનું, શ્રી વલ્લભભાઈનાં ભાષણો છૂટાં છાપવાનું મુંબઈનાં દૈનિકોને ગુજરાતી અને અંગ્રેજીમાં ખબરો મોકલવાનું, ફોટોગ્રાફો મોકલવાનું યોજવામાં આવ્યું. લડત પૂરજોસમાં ચાલવા માંડી ત્યારે આ ખાતામાં "યંગ ઇંડિયા"ના પાકા અનુભવી ભાઈ પ્યારેલાલે જોડાઈને અંગ્રેજી વિભાગ કુશળતાથી સંભાળી લીધો. ખબરની પત્રિકાઓ પહેલી સાઇક્લોસ્ટાઈલથી કાઢવામાં આવતી હતી, થોડા જ દિવસમાં સુરતમાં તે છપાવવાની વ્યવસ્થા થઈ અને આરંભથી જ ૫,૦૦૦ નકલો ઊડી જવા લાગી. આ પત્રિકાઓ લોકોનો રોજનો ખોરાક થઈ પડતી, તેમને રોજ રોજ લડતનો રસ લગાડી શૂર ચઢાવનાર રણશિંગું થઈ પડી. મુંબઈનાં દૈનિકો રોજ રોજ એ પત્રિકાઓ સળંગ ઉતારવા લાગ્યાં, ગુજરાતના અનેક જિલ્લાઓમાં અને ગામોમાં એની નકલો જવા લાગી, અને લડતના બે ત્રણ મહિનામાં તો એની ચૌદ હજાર નકલો ઊડી જવા લાગી.'

(બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ—પાન ૪૭)

બારડોલી સત્યાગ્રહની આ પત્રિકાની શરૂઆત ૧૮મી ફેબ્રુઆરી ૧૯૨૮ને દિને થઈ. પહેલી પત્રિકાની ૫,૦૦૦ નકલો છપાઈ હતી. ૧૮-૯-૨૮ સુધીમાં એના ૧૬૯ અંક છપાયા હતા. છેલ્લા અંકની ૧૪,૦૦૦ પ્રતો બહાર પડી હતી. તેના આગલા થોડા અંકોની નકલ ૧૫,૦૦૦ સુધી ગઈ હતી.

ખબરપત્રી તથા સંવાદક કે લેખક તરીકે તો જુગતરામભાઈ આ પત્રિકાને પોતાની સેવા આપતા જ હતા, પરંતુ પ્રૂફ તપાસવાં, રવાનગી વગેરેનાં કામોમાં પણ એમની ઉપર ઠીક ઠીક ભાર આવતો હતો. 'નવજીવન'ના કામના અનુભવને લીધે એમને માટે આ કામો સહેલાં થઈ પડતાં. કોઈ કોઈ વાર આ પત્રિકામાં જુગતરામભાઈની કવિતાઓ પણ પ્રગટ થતી. જોકે બારડોલી સત્યાગ્રહના લોકપ્રિય કવિ તો વઢવાણના શ્રી ફૂલચંદ શાહ જ હતા. એમના ગીતો ગામેગામ લોકોનાં કંઠે ચડી ગયાં હતાં. એ ગીતોના ગુંજનને આધારે સ્થાનિક લોકો પણ ગીતો બનાવતા અને જાહેર સભાઓમાં ગાતા થઈ ગયા હતા.

અમે ડરતા નથી હવે કોઈથી રે,
સદા ભજીએ ભલા ભગવાન.

જેવાં ગીતો તો સત્યાગ્રહના દિવસો પછી પણ વરસો સુધી લોકોને કંઠે વસી ગયાં હતાં. આ લેખકે ઠેઠ ૧૯૭૫માં કટોકટીના જમાનામાં સરદાર શતાબ્દી પદયાત્રા વખતે બારડોલી અને નવસારી તાલુકાની બહેનોનાં મોઢે એ ગીતો સાંભળ્યાં હતાં.

આ ગીતોમાં કેટલાંક ગીતો સરદારની પ્રશંસાનાં હતાં. દાખલા તરીકે કલ્યાણજીભાઈનાં ગીતની પહેલી કડી:

કોની હાંકે મડદાં ઊઠ્યાં,
કાયર કેસરી થઈ તડૂક્યા,
કોની ધાકે કપટી જૂઠા
ચાંડાળોનાં ગાત્રો છૂટ્યાં?

ખેડૂતોનો તારણહાર,
જય સરદાર, જય સરદાર.

જુગતરામભાઈ અને ફૂલચંદભાઈનાં ગીતો મોટેભાગે વિચારપ્રધાન રહેતાં અને ગાંધીજીના ઉપદેશેલાં તત્ત્વોને સાદી સરળ ભાષામાં રજૂ કરી દેતાં. ફૂલચંદભાઈનું આ ગીત જુઓ :

શૂરાં જીતે સંગ્રામ.—માથાં મેલી.
માથું આપે નાક ન આપે,
એ શૂરાનાં કામ. માથાં૦
લડવા ટાણે શૌર્ય બતાવે,
તુચ્છ ગણે ધનધામ. માથાં૦
ટેક નિભાવે નામ ઉજાળે,
કાયા કરે કુરબાન. માથાં૦
હટવાનું તો નામ ન જાણે,
છાતીએ ઝીલે બાણ. માથાં૦
જુલમીના જુલમોને છેદે,
ન્યાય કાજે લડનાર. માથાં૦
સત્યના કાજે લડનારાનું,
મૃત્યુ અમર ગણાય. માથાં૦

બારડોલી સત્યાગ્રહના પડઘા આખા દેશમાં પડ્યા હતા. હિંદીના પ્રસિદ્ધ કવિ હરિવંશરાય બચ્ચનની 'પટેલ કે પ્રતિ' કવિતા એની સાખ પૂરે છે :

यही प्रसिद्ध लोहका पुरुष प्रबल,
यही प्रसिद्ध शक्ति की शिला अटल
हिला इसे सका कभी न शत्रु दल.
पटेल पर
स्वदेश को
गुमान है।
सुबुद्धि उच्च शृंग पर किये जगह,
हृदय गभीर है समुद्र की तरह,
कदम छुए हुए जमीन की सतह,
पटेल देश
का निगाह —
बान है।
हरेक पक्षको पटेल तौलता,
हरेक भेदको पटेल खोलता,
दुराव या छिपाव से इसे गरज ?
कठोर नग्न सत्य बोलता।
पटेल हिंद
की नीडर
जबान है।

૭ માસની લડાઈને અંતે બારડોલી સત્યાગ્રહમાં લોકોની માગણી મુજબ તપાસ સમિતિ નિમાવાનું જાહેર થયું, એવું વચન મળ્યું કે જપ્તીમાં ગયેલી બધી જમીન પાછી આપવામાં આવશે, કેદીઓ બધા છૂટી જશે, અને તલાટીઓ ઘટતા શબ્દોમાં અરજી કરે એટલે તેમને પાછા નોકરી ઉપર ચડાવવામાં આવશે. આ વચનો મુજબ પાલન પણ થયું. આને વિશે મહાદેવભાઈએ લખ્યું છે : "નિર્બલકે બલ રામ"નો આધાર રાખી પોતાની ટેક ઉપર ઝૂમનારા અને સંકટ સહન જ મોટું શસ્ત્ર માની છ મહિના સુધી બળિયાની સાથે બાથ ભીડનારા બારડોલીના ભલાભોળા ખેડૂતોનો વિજય થયો. સત્ય અને અહિંસાનો આવો વિજય કેટલાંક વર્ષ થયાં હિન્દુસ્તાને જાણ્યો નહોતો....બારડોલી સત્યાગ્રહ અપૂર્વ કહેવાય, કારણ તેણે દેશનું નહિ પણ સામ્રાજ્યનું ધ્યાન ખેંચ્યું હતું, અને લોકોની માગણીના ન્યાયીપણા અને મર્યાદાને લીધે એણે આખા દેશની સહાનુભૂતિ મેળવી હતી. આ સત્યાગ્રહનો વિજય ઇતિહાસમાં અનેક કારણોને લીધે અપૂર્વ હતો : મુખ્ય એ કારણે કે બારડોલીને સત્યાગ્રહના પ્રથમ ક્ષેત્ર તરીકે ગાંધીજીએ પસંદ કરવામાં ભૂલ કરી નહોતી એ સિદ્ધ થયું; બીજું હિંદુસ્તાનમાં રાંકમાં રાંક ગણાતા લોકોએ વિજય મેળવ્યો; ત્રીજું એ કે લડતને છૂંદી નાખવાને પ્રતિજ્ઞાબદ્ધ થયેલી સરકારને પ્રતિજ્ઞાના પંદર દિવસની અંદર એ લોકોએ નમાવી; ચોથું એ કે રેવન્યુ ખાતામાં મોટો માંધાતા પણ માથું ન મારી શકે એવા નોકરશાહીના સિદ્ધાંત છતાં સરકારને નમવું પડ્યું; પાંચમું એ કે ત્રણ ત્રણ ચાર ચાર વર્ષની રાષ્ટ્રીય નિરાશા અને યાદવીઓ પછી આવો મોટો વિજય પ્રાપ્ત થયો; છઠ્ઠુ એ કે સત્યાગ્રહના નાયકે પ્રતિષ્ઠાના ભૂતનો ત્યાગ કરી તત્ત્વ તરફ જ તાણ્યું હતું; અને છેવટે એ કે જે ગવર્નર કેટલોક સમય પોતાના હાથ નીચેના માણસોનું જ સંભળાવ્યું સાંભળતા હતા અને દિલ્હી પ્રધાનનું કહ્યું કરતા જણાતા હતા તેમણે સમાધાની કરવામાં પોતાનાથી થાય તેટલું કર્યું.'

જુગતરામભાઈના જીવનની રૂપરેખા આપતાં આપણે બારડોલી સત્યાગ્રહની આટલી વાત કરી છે. આખા સત્યાગ્રહનો ઇતિહાસ ગમે તેટલો રસિક હોય તોપણ તે અહીં આપવો શક્ય નહોતો અને એમ કરવું જરૂરી પણ નહોતું. છતાં આ સત્યાગ્રહની કથા આપણે આટલી વિગતે એટલા માટે લીધી છે કે એમાં આપણા કથાનાયકનો નક્કર ફાળો હતો અને એના જીવન પર પણ એ સત્યાગ્રહની અસર પડવાની હતી.

બારડોલી સત્યાગ્રહને સફળ કરવામાં જુગતરામભાઈ અને સત્યાગ્રહ પત્રિકાનો ફાળો નાનોસૂનો ન ગણાય. લોકોમાં અપૂર્વ જાગૃતિ લાવવામાં, વિચારને સમજાવવા અને શુદ્ધ રાખવામાં, લોકોનાં મનોધૈર્ય ટકાવી રાખવામાં, સરકારના પક્ષની ટીકાઓ સમજી તેને સચોટ જવાબ આપવામાં, બહારની દુનિયા આગળ સત્યાગ્રહનું ખરું ચિત્ર રજૂ કરવામાં એકબીજાની વીરતા જોઈ ઢીલા પડતા સત્યાગ્રહીઓને ફરી બેઠા કરવામાં બારડોલી સત્યાગ્રહ પત્રિકાનો ફાળો અજોડ હતો.

### બારડોલીની અસર જુગતરામ પર

બારડોલી સત્યાગ્રહને લીધે જુગતરામભાઈને આખો તાલુકો ખૂંદી વળવાની તક મળી. આ તાલુકા વિશેનો એમનો પુરાણો પ્રેમ એથી દૃઢ થયો.

આ તાલુકાના આદિવાસીઓના જીવન પ્રત્યે સત્યાગ્રહ દરમિયાન પણ એમની સદા મીટ મંડાયેલી હતી. સત્યાગ્રહ પત્રિકાનું ઝીણવટથી અવલોકન કરતાં આપણને તે જણાઈ આવે છે. સત્યાગ્રહના સમાચારોમાં સત્યાગ્રહી તરીકે આદિવાસીઓની વાત કરતા જુગતરામભાઈ ચૂકતા નથી અને એમની સરલતા, ટેક અને વીરતાનું વર્ણન કરતાં એમની છાતી ગજગજ ફૂલે છે.

આ જ ક્ષેત્રમાં આજીવન સેવા કરવાનો એમનો સંકલ્પ આ સત્યાગ્રહ કાળ દરમિયાન દૃઢ થયો.

આમ સરભણથી વેડછી પહોંચતાં જુગતરામભાઈને માંડ ત્રણ વરસ લાગી ગયાં, પણ એ ત્રણ વરસો દરમિયાન જુગતરામભાઈની નિષ્ઠા એટલી દૃઢ થઈ કે જે આજે સાઠ વર્ષને અંતે એવીને એવી કાયમ જ નથી રહી, પણ દૃઢતર બની છે.

## ૧૩ રાનીપરજમાં

બારડોલી સત્યાગ્રહમાં વિજયપ્રાપ્તિ થતાં સુધીમાં જુગતરામભાઈને એમનું જીવનકાર્ય અને વેડછીને એનો વડલો મળી ચૂક્યાં હતાં.

### 'રાનીપરજ' શબ્દ

પ્રથમ આપણે વેડછીની પૂર્વભૂમિકા થોડી વિગતે જોઈએ. વેડછી એ બારડોલી તાલુકા (પછી વાલોડ મહાલ ને હાલ વાલોડ તાલુકા)નું એક નાનું સરખું રાનીપરજ ગામ. પહેલાં આ પ્રજાને આસપાસના ઉજળિયાત લોકો 'કાળીપરજ' કહેતાં. તે કંઈક તિરસ્કારની દૃષ્ટિએ, બાકી ખાસ કરીને આ પ્રદેશની મુખ્ય જાતિઓ ચૌધરી અને ગામીત. એ વર્ણમાં બારડોલી કે વ્યારા નવસારીના બીજા ઉજળિયાત જેવી જ છે. એમાં ગોરા ઘઉંવર્ણા, શ્યામળા કે કાળા લોકોનું પ્રમાણ પ્રદેશની અન્ય જાતિઓ જેટલું જ છે. હા, શરીરનો મોટો ભાગ ઉઘાડો રાખવાને લીધે અને ટાઢ તડકો વેઠવાને લીધે એમની ચામડીનો રંગ મૂળ કરતાં શ્યામળો પડતો હશે. પરંતુ તે ફેરફાર આખી પ્રજાને કાળીપરજ કહેવા લાયક થતા નહોતો. ઘણાં એમ માને છે કે આ નામ બદલાવીને રાનીપરજ નામ ગાંધીજીએ આપ્યું હતું. ઘણાં એમ માને છે કે એ નામ જુગતરામભાઈએ આપ્યું હતું. પણ સાચી હકીકત એ હતી કે આ નામ ગુજરાતના જાણીતા સમાજસેવક અને વિદ્વાન ડૉ. સુમંત મહેતાએ આપ્યું હતું. આ શબ્દનો ઘડનાર કોણ એ પ્રશ્ન ખુદ જુગતરામભાઈએ જ એકવાર ડૉ. સુમંત મહેતાને પૂછેલો, 'એનું કાંઈ મહત્ત્વ નથી' એમ જણાવીને આ પ્રશ્નને ટાળેલો. પછી શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે યુગધર્મ પત્રિકામાં પોતાના જીવનચરિત્રમા આ બાબત થોડો પડદો ઉપાડયો હતો, તેથી શ્રી નરહરિભાઈએ ડૉ. મહેતા પાસે સત્તાવાર માહિતી માગી, ત્યારે તેમણે 'સમાજદર્પણ'માં નીચે મુજબ લખ્યું હતું :

'૧૯૨૪ના જાન્યુઆરી કે ફેબ્રુઆરીમાં મારા સહકાર્યકર મિત્રોની સાથે હું મહુવા ગયો હતો. અમે દારૂનિષેધનો પ્રચાર કરતા... ઠંડી સખત હતી અને જે મોટા ઓરડામાં અમારો મુકામ હતો, તેના છાપરામા મોટાં મોટાં બાકોરાં હતાં. સવારના પાંચેક વાગ્યાના અંધારામાં અમારા સ્વયંસેવકો તથા સ્થાનિક રાનીપરજ જુવાનોની એક ટોળી ભજનો લલકારતી નીકળી પડી. અમારા મુખ્ય કાર્યકર શ્રી ભાઈશંકરની સાથે ૫૦-૬૦ જુવાનો લાઈનબંધ આ રસ્તેથી નૃત્ય કરતાં કરતા ભજનો ગાતા હતા. બધાએ ટૂંકી ધોતી, ધોળા કુરતા, અને સફેદ ટોપી પહેર્યાં હતાં. આજે ત્રીશ વર્ષ પછી પણ આ દૃશ્ય મારી નજર સામે આવે છે. જરા પણ ઉશ્કેરાટ વિના ઉત્સાહી ને જાગ્રત, જુલમ તથા અન્યાયમાંથી બચવા ઇચ્છતા જુવાનોને જોઈને હું ગળગળો થઈ ગયો. જ્યારે હું ઈંગ્લેંડમાં ભણતો ત્યારે કોઈ કોઈ પ્રસંગે મારે ગામડાંઓમાં જવાનું થતું અને ગામડાંનાં છોકરાઓ મને જોઈને 'નિગર' (હબસી) 'બ્લેકી' (કાળિયો)ની બૂમો પાડતા. એ વાત મને સાંભરી આવી. શબ્દો મને જરૂર ગમતા નહિ. તે દિવસે બપોરે મહુવામાં વૃક્ષ છાયામાં એક મોટી સભા ભરાઈ. દશ પંદર માઈલ દૂર દૂરથી સેંકડો ગામજનો સભામાં આવેલાં હતાં. તેમનામાં પુષ્કળ ઉત્સાહ પણ સદીઓથી દબાઈ ગયેલાં માણસો પોતાનો ઉત્સાહ પ્રગટ કરવાની હિંમત બતાવતાં ન હતાં. આ બે ત્રણ હજાર માણસોની સભામાં મેં પહેલી જ વાર જાહેર કર્યું કે હવેથી આપણે 'કાળીપરજ' ને બદલે 'રાનીપરજ' શબ્દ જ વાપરવો અને વિલાયતમાં મને કાળિયો કહેતા હતા, એ વાત કહી સંભળાવી. થોડા જ દિવસો, પછી મેં 'કાળીપરજ' કે 'રાનીપરજ' એ નામનો લેખ ૧૯૨૫ના યુગધર્મમાં છપાવ્યો, જેમાંથી ભાઈ શ્રી ઈન્દુલાલે એમની 'આત્મકથા'માં ફકરાઓ ટાંકયા છે. આ બધો હેવાલ મેં શ્રી નરહરિભાઈને કહ્યો ખરો પણ તે છતાં એ હકીકત જાહેરમા મૂકી નથી. હવે ઈન્દુલાલે જાહેર કર્યું છે, માટે જ હું તેને પ્રગટ કરું છું.'

આ પ્રસંગ વાંચતા રવીન્દ્રનાથ ઠાકુરની 'અપમાનિત' નામની સુપ્રસિદ્ધ કવિતા યાદ આવે છે, જેની પહેલી કડી નીચે મુજબ છે:

'હે મોર દુર્ભાગા દેશ, જાદેર કરેછો અપમાન
અપમાને હતે હબે તાહાદેર સબાર સમાન.
માનુષેર અધિકારે વંચિત કરેછો જારે,
સન્મુખે દાંડાયે રેખે તબુ કોલે દાઓ નાઈ સ્થાન.
અપમાને હતે હબે તાહાદેર સબાર સમાન.'
(હે મારા દુર્ભાગી દેશ! જેનું તેં કીધું છે અપમાન,
અપમાને થાવું જોશે તારે તે તે સહુના સમાન!
માનવના અધિકાર
લૂંટી તેં કીધાં લાચાર;
સામે ઊભાં જુગ જુગ તોયે ખોળે દીધા નહિ સ્થાન,
અપમાને થાવું જોશે તારે તે તે સહુના સમાન!)

એની બીજી એક કડી તો હજી વધુ સચોટ રીતે આ પ્રસંગને લાગુ પડે એવી છે.

'શતેક શતાબ્દી ધરે નામે શિરે અસન્માન ભાર
માનુષેર નારાયણે તબુઓ કરો ના નમસ્કાર.
તબુ નત કરિ આંખિ દેખિબારે પાઓ ના કિ
નેમે છે ધુલાર તલે હીન-પતિતેર ભગવાન.
અપમાને હતે હબે સેથા તોરે સબાર સમાન.
(શતેક શતાબ્દી થયાં વહ્યો શિરે અસમ્માન ભાર,
નર-નારાયણને તેં તોય નહીં કર્યા નમસ્કાર,
તોય હજુ આંખ વતી
કેમ અલ્યા જોતા નથી?
નીચે ધૂળમાં રીબાયે હીન પતિતોનો ભગવાન,
અપમાને થાવું જોશે ત્યાંહાં પહોંચી સહુના સમાન!)

(અનુવાદ : જુ. દવે)

ગુજરાતનો આખો પૂર્વપટ્ટો રાનીપરજની વસ્તીવાળો છે. જિલ્લાવાર અને જાતિવાર એમની બોલી અને રહેણીકરણીમાં થોડો છતાં સ્પષ્ટ ફરક દેખાય છે. પણ છતાંય ડુંગરા ઉપર કે તળેટી પાસેના જંગલ કે રાનીવિસ્તારમાં વસ્તી, ખેતરો સાથે છૂટાં છૂટાં ઘરનાં બનેલા ગામ ખેતી કે ખેતમજૂરીનો ધંધો, વગેરે એમનાં દેખાઈ

આવે તેવાં સમાન લક્ષણો છે. મોટેભાગે સ્ત્રીઓનાં કછોટાં અને નાનકડી ઓઢણી ને પુરુષોની ધોતલી કે લંગોટી અને માથે બાંધવાનું ફડકું એવા વસ્ત્રો પણ સમાન જ હોય છે. નિસર્ગદત્ત સરલતા, સાચાબોલાપણું, અજાણ્યાનો ડર, જિજ્ઞાસા સાથે સંકોચ, મધ્યમ કદનો બાંધો, મહેનતુ જીવન છતાં શરીરમાં રોગો કે ઘડપણનો મુકાબલો કરવાની ઝાઝી શક્તિ નહિ, એવાં એમનાં મન અને શરીરનાં સામાન્ય લક્ષણો પણ ગણાવી શકાય.

એમ મનાય છે કે આ પ્રજા જૂના કાળમાં ખાધે પીધે સુખી હતી. એ ઉપરાંત આ પ્રજામાં લડાયક ખમીર પણ હતું. શિવાજીએ જ્યારે સુરત ઉપર ચઢાઈ કરી ત્યારે તેમના ઉત્તમ લશ્કર સામે રાનીપરજ સૈનિકોએ સારી ઝીક ઝીલી હતી.

પણ બ્રિટિશ અમલ દરમિયાન આ પ્રજાની પડતી થઈ હતી. મરાઠી સત્તાના ભંગાણ અને અતિવૃષ્ટિને કારણે રાનીપરજ પ્રજાની બરબાદી થઈ. મુંબઈના વિકાસથી સુરત, નવસારી ગણદેવી માંડવીના ઉદ્યોગો ભાંગી પડ્યા, તેની અસર આ ગામોની આસપાસ રહેનાર રાનીપરજ પર પણ પડી. સુરત-ભુસાવળ રેલવે લાઈન થતાં સુરત-ધૂળિયા માર્ગે જતી વણજારાઓની પોઠો બંધ થઈ એની અસર પણ આ પ્રજા પર માઠી પડી. અંગ્રેજ સરકારની આબકારી નીતિએ એમની બરબાદીમાં વધારો કર્યો.

### પ્રગતિમાં સહાયક તત્ત્વો

આ પ્રજાના વિકાસમાં બે-ત્રણ પ્રકારનાં તત્ત્વોએ આમ ભાગ ભજવ્યો હતો. સયાજીરાવ ગાયકવાડે ૧૮૮૪માં આ પ્રદેશની મુલાકાત લીધી હતી. આ પ્રજાની દુર્દશા જોઈ એમના હૃદયમાં કરુણા જાગી હતી. એને પરિણામે એમણે એમના શિક્ષણ સારુ સોનગઢ, વ્યારા, મહુવા વગેરે સ્થળોએ ધાણકા વસ્તીગૃહ નામે આદિવાસી છાત્રાલયો શરૂ કર્યાં હતાં. વળી રાનીપરજની આર્થિક સવલત સારુ ખેડૂતોને ઓછે વ્યાજે નાણાંની ધીરવાની સગવડ આપતી ખેતીવાડી પેઢી સ્થાપી હતી.

આ પ્રજાના વિકાસમાં મોટો ફાળો આપનાર બીજું તત્ત્વ હતું ધાર્મિક સુધારકોનું. તેમાં વ્યારા તાલુકાના ઘાટા ગામના ભગત કુટુંબનો મોટો હિસ્સો હતો. જ્યારે આ આખો સમાજ દારૂતાડી, વહેમ, અજ્ઞાન અને ગરીબીમાં ડૂબેલો હતો ત્યારે ઘાટાના દેવજી ભગત ને તેમના દીકરા અમરસિંહે ધાર્મિક અને સામાજિક પ્રવૃત્તિ દ્વારા આ કોમને આગળ લાવવામાં ખૂબ મદદ કરી હતી. આ ભક્તોએ લોકો પાસે દારૂતાડી છોડાવી અને એમના જીવનમાં શિક્ષણ, ધાર્મિકતા અને સ્વચ્છતાના સંસ્કાર રેડ્યા હતા અને લોકો પાસે કોણી કે ઢીંચણ સુધી શરીર ઢાંકનારાં ઘરેણાં ઉતરાવ્યાં હતાં. તેમણે સામુદાયિક સાદાં લગ્નોનું પણ આયોજન કર્યું હતું. સોનગઢના છાત્રાલયમાં સંચાલક તરીકે આવેલ ફતેહખાં નામના એક પઠાણે ગામેગામ ફરી વિદ્યાર્થીઓ મેળવવાની તનતોડ મહેનત કરી હતી. તેમણે ઘાટાના દેવજીભગતના દીકરા અમરસિંહને છાત્રાલયમાં બોલાવીને કેળવણી આપી હતી. પાછળથી અમરસિંહે સમાજસુધારાનાં ઘણાં કામો કર્યાં હતાં.

આ કાર્યકરોને પાછળથી કોંગ્રેસ કાર્યકરોનો સંપર્ક થયો હતો. શ્રી કુંવરજી વિ. મહેતા, કેશવભાઈ ગણેશજી, ઉમેદરામ નાયક વગેરેના પ્રયાસોથી આખી રાનીપરજ સમાજસુધારાનાં કામો ઉપાડી લે તેવો પ્રયત્ન તેમણે કર્યો હતો.

### 'દેવીના ધૂણા'

વળી મોટેભાગે શ્રી કુંવરજીભાઈ વગેરેની પ્રેરણાથી રાનીપરજમાં સુધારનો એક વિચિત્ર કીમિયો નીકળ્યો હતો. તે હતો 'દેવીના ધૂણા'નો. રાનીપરજમાં કેટલાક લોકોના માથામાં દેવી ચડતી અને તે ધૂણવા લાગતા. ધૂણતાં ધૂણતાં આ લોકો જે ઉપદેશ આપતા તેને બીજા રાનીપરજના લોકો શ્રદ્ધાપૂર્વક ઝીલી લેતા. કેટલાક કોંગ્રેસના આગેવાનોએ આ પ્રકારે ધૂણનાર લોકોનો સંપર્ક સાધી તેમની મારફત દારૂ-તાડી, માંસ-મચ્છી છોડવા તેમ જ ખાદીનો પ્રચાર કરાવવા માંડ્યો. આ વાયરો ક્યાંથી આવ્યો તે પૂરેપૂરું સ્પષ્ટ તો નથી, પણ એટલું સ્પષ્ટ છે કે શ્રી કુંવરજીભાઈ વિ. મહેતાએ આ પદ્ધતિનો ઉપયોગ કરેલો, ગાંધીજી કે કસ્તુરબાને નામે પણ આવા વહેમો ન ફેલાય એવી ફરિયાદ થયેલી. ગાંધીજીએ આ પદ્ધતિ અંગે શ્રી મહેતાને ઠપકો આપેલો; ત્યારથી તેમણે આમ પ્રચાર કરાવવો બંધ કરેલો અને પોતે તો ગાંધીજીને છેવટ સુધી અવતારી પુરુષ માનતા હતા છતાં જાહેરમાં તેમને તેમ કહેવાનું બંધ કરેલું; છતાંયે કેટલાક વખત સુધી ધૂણતા લોકો મારફત કોંગ્રેસના કાર્યક્રમનો પ્રચાર ચાલુ રહેલો.

શ્રી કુંવરજીભાઈને પોતાને મુખે સાંભળીને શ્રી બાબુભાઈ પ્રા. વૈદ્યે 'રેતીમાં વહાણ' નામના અત્યંત રસાળ પુસ્તકમાં આ પ્રસંગનું મૂજી વર્ણન કર્યું છે. તેને ટૂંકાવીને નીચે આપીએ છીએ. શ્રી બાબુભાઈએ પુસ્તકમાં કુંવરજીભાઈ સારુ મોટેભાગે પ્રથમ પુરુષ બહુવચનનો જ પ્રયોગ કર્યો છે :

અમે આદિવાસીઓ વચ્ચે ફરવાનું શરૂ કર્યું. આ દારૂના ઇજારદારોને કેમ ગમે? તેમણે ભાડૂતી માણસો દ્વારા રાનીપરજમાં પ્રચાર કરાવ્યો કે ગાંધીવાળા આવે, તો તેની પાસે ન જવું. પારસીઓએ અમને મારવા ભાડૂતી માણસો રોક્યા. પરંતુ અમે એકલ-દોકલને બદલે પચાસ-સોનાં ટોળામાં ફરવા લાગ્યા. અમે સરઘસો કાઢતા પણ ભૂલથીયે કોઈ આદિવાસી અમારી પડખે ચડતો નહિ. અમને અકળામણ થતી. જેમનો અમે સમુદ્ધાર કરવા માગતા તે અમારાથી આઘા જ રહે તો કામ કેવી રીતે થાય? એવાં એક વાર અમે વડોદરાવાળા નૃસિંહાચાર્યના ભત્રીજા રતિલાલને મળી ગયા. રાનીપરજમાં તેમની સારી પ્રતિષ્ઠા હતી. (તેમણે અમને સલાહ આપી કે) કાળીપરજના દેવની જે બોલાવો, તો તેઓ તમારી પાસે આવશે. કાળીપરજના બે દેવ. શિળિયા અને સીમડિયા દેવ. અમે (આ બંનેની) જે બોલાવવા માંડી, લોકોએ ઝૂંપડાંનાં બારણાં ખોલ્યાં. સાથોસાથ તેમનાં અંતરનાં દ્વાર પણ ઉઘડ્યાં. (તેઓ) પણ અમારી સાથે જે બોલાવવામાં ભળ્યા. પાંચ મિનિટ દેવની જે બોલાવ્યા પછી અમે વચમાં મહાત્મા ગાંધીની જે પણ બોલાવી લેતા.

"પછી અમે વચ્ચે વચ્ચે ભાષણ પણ કરવા લાગ્યા. શિળિયા દેવ અને સીમડિયા દેવ સમર્થ છે. હજારો વર્ષ સુધી તેમણે ભક્તોનું રક્ષણ કર્યું. હવે તેમને અવસ્થાની અસર જણાવા લાગી છે. દેવનેય આરામ તો જોઈએ ને? દેવે વિચાર કર્યો કે મારા ભક્તનું કલ્યાણ કરે તેવા કોઈ ચેલાને મારી ગાદી પર નીમવો જોઈએ. બોલ શિળિયા દેવની જે! સીમડિયા દેવની જે! બંને દેવ શોધ કરવા લાગ્યા, પણ અહીં તેમની નજરમાં કોઈ બેઠું નહિ. છેવટ દેવે દક્ષિણ આફ્રિકામાં નજર પહોંચાડી. ત્યાં આપણા દેશનો એ

માણસ દેવ જેવું જ કામ કરતો હતો. બંને દેવે એ માણસને પોતાનો ચેલો બનાવવાનું નક્કી કર્યું. દેવે કહ્યું : તમે આ લોકોનું કામ કર્યું છે તે સારું છે. પણ ભૂલશો મા કે આપણા દેશમાં મુશ્કેલીનો પાર નથી. ખાસ કરીને અમારા રાનીપરજના લોકો બહુ પરેશાન છે. હવે તેમનાં કામ પાર પાડો. ભલા દેવની માગણીનો કોઈ સારો માણસ કેવી રીતે ઇન્કાર કરી શકે? એ માણસનું નામ મહાત્મા ગાંધી. ગાંધીજીનો પણ આપણા ઉદ્ધાર માટે અવતાર થયો છે. છેલ્લે અમે (દેવની જે સાથે) મહાત્મા ગાંધીની જે બોલાવી છૂટા પડતા. આ રીતે અમે રાનીપરજ સાથે નિકટતા સ્થાપી. પરિણામ ઉત્સાહપ્રેરક હતું. મેં ગાંધીજીને અવતાર કહ્યા એટલે રાનીપરજે મા'તમાના નામની બાધા રાખવા માંડી. બાધા પાછળ એમની શ્રદ્ધાનું બળ પુરાતું હશે, તેથી તેમની બાધા ફળતી અને ગાંધીજી પરનો ઇતબાર પ્રતિદિન વધી રહ્યો હતો. બીજું પરિણામ એ આવ્યું કે રાનીપરજના ભૂવા મારા મિત્ર બની ગયા. સામાજિક સુધારણાના કામમાં મને ભૂવાઓનો સાથ મળવા લાગ્યો. આ દેશની વહેમીલી જનતાને હું વધારે વહેમી તો નથી કરી રહ્યો ને? એ પ્રશ્ન મારા મનમાં ઘણીવાર ઊઠતો. એકવાર પંડિત મદનમોહન માલવીયજી બારડોલી આવ્યા. (તેમની આગળ બધી હકીકત સમજાવી મેં મારો પ્રશ્ન મૂક્યો.) એમણે કહ્યું, કુંવરજીભાઈ! જગત પર જ્યારે ભગવાનનો અવતાર થાય છે ત્યારે તેના ભક્તો પણ સાથોસાથ અવતરે છે. સમજુ લોકો ભગવાનને વિચાર કરીને અનુસરે છે. પરંતુ અજ્ઞાન લોકોને આવી ધાર્મિક રીતે સન્માર્ગે વાળી શકાતો હોય તો તે કરવા જેવું કામ છે. પંડિતજીના પ્રોત્સાહન પછી અમારામાં નવો ઉત્સાહ પ્રગટ્યો.

પડતી મૂકી હતી. પરંતુ આદિવાસીઓનાં મનમાંથી તે વાત ની નહોતી. મારા કે અન્ય કોઈ કાર્યકરના પ્રયાસ વિના ખાનદેશ હોલર-સુલર પ્રદેશમાંથી આપોઆપ માતાજીના રથનું મોજું આ માતાજીનો રથ એક ગામથી બીજે ગામ જાય. સાથે ભૂવા તે આ આદિવાસીઓને ગાંધીજીની વાત સમજાવી, પ્રતિજ્ઞાઓ લેવડા માતાજીએ ગામેગામ દારૂમાંસ છોડાવ્યાં. ઘેરેઘેર રેંટિયા અને ખ ફેલાવ્યાં. આવો સ્વયંભૂ પ્રચાર અમે આનંદપૂર્વક જોઈ રહે ... તરાણીની સુવાસની જેમ બાપુની વાતો ગરીબમાં ગરીબને ઝૂં પહોંચતી હતી એમાં નિમિત્ત બનતા માતાજીના ભૂવાઓ. ભૂવાઓ લોકોને કૂવામાં રેંટિયો કાતતા ગાંધીજીનાં દર્શન કરાવ... કરોળિયાના જાળામાં મહાત્માજી બતાવતા. કસ્તુરબા બારડો તાલુકામાં આવી ચડે ત્યારે માતાજીના ભૂવાઓએ તેમને ... કૂવાના નીરમાં રેંટિયો કાતતા ગાંધીજી બતાવ્યા હતા.' આમ લોકોની શ્રદ્ધાને સમાજસેવકોએ સુધારાના આંદોલન પ્રચારનું સાધન બનાવી.

## જીવણદાદાને ત્યાં

રાનીપરજમાં જેમણે દારૂતાડી માંસ-મચ્છી છોડ્યાં છતાં તે લો વર્જેલા કહેવાતા અને જેમણે તે ચાલુ રાખ્યાં છતાં તેઓ સર્જેલ કહેવાતા.

શ્રી ચૂનીભાઈને બારડોલી આશ્રમથી વેડછી બોલાવી લાવન જીવણભાઈ ચૌધરી વર્જેલા હતા. તેઓ સાદું અને ભક્તતુલ્ય જીવ ગુજારતા હતા. એમને વિશે 'ખાદીભક્ત ચૂનીભાઈ'માં જુગતરામભા' લખે છે: 'ચૂનીભાઈ જન્મે બ્રાહ્મણ હતા અને જીવણ પટેલ સંસ્કાર થી બ્રાહ્મણ જેવું જીવન ગાળી રહ્યા હતા. તેમના જીવનમાં સ્નાન પૂજા, દેવદર્શન કથાપુરાણ વગેરેએ સારું સ્થાન મેળવ્યું હતું માંસ-મચ્છી અને દારૂતાડી તે જીવનમાં શાનાં જ હોય? સામાન્ય બીડી તંબાકુનું વ્યસન પણ તેમણે તજી દીધું હતું. તેમનાં સગાંવહાલાંઓ તેમના સુધારાના રસ્તામાં જોડાયાં નહોતાં, તેથી જીવણ પટેલ કેટલાક વખતથી સ્વયંપાકી બની પોતાનું ધર્મજીવન જીવી રહ્યા હતા. તે ઘરના રસોડે ખાતા નહિ પણ ઘરના ખૂણામાં ચૂલો સળગાવી રાંધી લેતા. આ રીતે વેડછીમાં બે બ્રાહ્મણોની જુગલજોડી બંધાઈ ગઈ. બંને એક જ ચૂલે સ્વયંપાક કરી લેવા લાગ્યા... ચૂનીભાઈ વેડછી આવ્યા ત્યારથી જીવણ પટેલે તેમને તે ગામે કાયમ માટે વાસ કરવાનો આગ્રહ શરૂ કર્યો અને કુટુંબને તરત વેડછી બોલાવી લેવા પણ દબાણ ચાલુ કર્યું. જીવણ પટેલનો પ્રેમ અને વેડછી ગામનાં ભાઈ બહેનોની રેંટિયો શીખવાની ધગશ એ બેથી પ્રેરાઈને ચૂનીભાઈ કબૂલ થયા. પરિણામે એકાદ મહિનાની અંદર સૂરજબહેન પોતાની નાની બાળાઓ કપિલા અને અન્નપૂર્ણા સાથે વેડછી આવી ગયાં.'

## જુગતરામના પુરોગામી

શ્રી ચૂનીભાઈ મહેતા એ વેડછી આશ્રમમાં જુગતરામભાઈના પુરોગામી કહેવાય. ૧૩મી એપ્રિલ એ રાષ્ટ્રીય સપ્તાહનો છેલ્લો દિવસ. જલિયાંવાલા બાગનો એ સ્મૃતિ દિવસ. ૧૩મી એપ્રિલ ૧૯૨૪ને દિવસે શ્રી ચૂનીભાઈએ વેડછી આવીને એના મંદિર ફળિયામાં નિવાસ કર્યો. રેલરાહતનું કામ પતાવી જુગતરામભાઈ વેડછી આવીને વસ્યા. આ ચાર વર્ષના ગાળામાં જુગતરામભાઈએ

પાછળથી જે જીવનશિક્ષણનાં બી વાવ્યાં તેને સારુ ઉત્તમ ખેડ-ખાતર કરી રાખ્યાં હતાં. ક્ષેત્રની તૈયારી પાછળ મુખ્ય તપ ચૂનીભાઈનું હતું.

ચૂનીભાઈની મુખ્ય પ્રવૃત્તિ ખાદીકામના શિક્ષણની હતી. તે ઉપરાંત તેમણે બાલવાડી, ભજનમંડળી, રાનીપરજ પરિષદ, ખાદી પ્રદર્શનો વગેરે પ્રવૃત્તિઓ પણ કરેલી. પાછળથી સત્યાગ્રહની લડત દરમિયાન એમને એકથી વધારે વાર પકડેલા. પણ એકવાર લક્ષ્મીદાસ આશર વગેરે સાથે એમણે એવી દલીલ કરી હતી કે એમનું કામ ખાદી વગેરે રચનાત્મક પ્રવૃત્તિનું છે, એટલે એમને છોડી મૂકેલા. તેથી એક રીતે જોતાં અબાધિત રીતે તેઓ વેડછીને કેન્દ્રમાં રાખી ગામ તેમ જ આસપાસનાં ગામોમાં રચનાત્મક કામો કરી શકેલા.

ચૂનીભાઈ શ્રી જીવણ પટેલ અને ગોમજી લાલાના નિમંત્રણથી વેડછી આવ્યા ત્યારે જ બારડોલીથી ગાડામાં કાંતણ પીંજણનાં સાધનો સાથે લાવ્યા હતા.

### રાનીપરજમાં ખાદીપ્રવૃત્તિ

રાનીપરજમાં રેંટિયો-સાળ એ બધી નવી વસ્તુઓ હતી. દેશના બીજા ભાગોમાં જૂના જમાનામાં જેમ રેંટિયો પ્રચલિત હતો તેમ અહીં નહોતું. તેથી એક તરફ અહીં નવા ચીલા પાડવાના હતા, તેથી કામ અઘરું હતું, તો બીજી તરફ નવી વસ્તુ વિશે આદિવાસીઓનું કુતૂહલ ખૂબ હતું. ચૂનીભાઈએ તો પોતાના ઘરથી જ રેંટિયો ને પીંજણ શરૂ કર્યાં, અને સાંકડા ઝૂંપડામાં પણ સાળ માંડી. આ પ્રત્યક્ષ પાઠની અસર ગામ લોકો પર ભારે પડી. ગામમાં કેટલાયે લોકોએ રેંટિયા શરૂ કર્યા અને થોડાક વખતમાં તો વણવાનું કામ શીખી પોતાને ત્યાં સાળ વસાવનારા લોકો પણ ઊભા થઈ ગયા. ગામના આગેવાનોના દીકરાઓ હાંસજીભાઈ, કેસરીભાઈ, રામજીભાઈ આશ્રમની સાળો પર ગોઠવાઈ ગયા. તે પૈકી હાંસજીભાઈને ત્યાં તો લગભગ પચાસ વર્ષ સુધી સાળ ચાલુ રહી.

### આદિવાસી સાથીઓ

બારડોલીથી જ ચૂનીભાઈ પોતાની સાથે રાનીપરજ વિદ્યાલયના જનાભાઈ, વનમાળીભાઈ અને ભાવસિંહભાઈ જેવા આ તરફના વિદ્યાર્થીઓને પણ સાથે લઈ આવેલા. આ જુવાનિયાઓએ ચૂનીભાઈના હાથ પગનું કામ કર્યું.

ચૂનીભાઈ અને એમના સાથીઓ ગામમાં જે જે ઘરમાં રેંટિયાનો પ્રવેશ થયો હતો ત્યાં અવારનવાર જતા. કંતાયેલા સૂતરની આંટીઓ લે, તેમને પૂણી આપે. ઓજારોમાં કાંઈક મરમ્મતની જરૂર હોય તો તે પણ કરી આપે. આમ ઘરેઘર જવું એ માત્ર ખાદી પ્રવૃત્તિ સારે જ નહિ, પણ લોકસંપર્ક અને ગાંધીજીના કાર્યક્રમ અંગે આખી પ્રજાને જ્ઞાન આપવાનું પ્રબળ સાધન થઈ ગયું.

### ભજનમંડળીઓ

એ દિવસોનું વર્ણન કરતાં જુગતરામભાઈ લખે છે:

'આ દિવસોમાં વેડછી ગામનો થનગનાટ માતો નહોતો. ગામમાં ચૂનીભાઈનો આશ્રમ અને રેંટિયા સાળો ચાલતાં થતાં તે થનગનાટ ઓર વધી ગયો. તે ગામમાં પૂરાઈ રહી શક્યો નહિ. તેણે ભજનમંડળીનું રૂપ લીધું. ગામના આગેવાનો અને જુવાનો સાંજે ભેગા થઈ ભજનકીર્તન કરવા લાગ્યા અને થોડા થોડા દિવસે આસપાસનાં ગામોમાં ભજનમંડળી લઈને જાય અને મોડી રાત સુધી તે ગામોને ગજાવે. ભજનમંડળીમાં હરિભજનો તો હતાં જ.

આવોને હરિજન ભજન કરીએ,
ઘરમાં બેસી ના રહીએ!
ભજન કરીએ ને ભવજળ તરીએ,
ઘરમાં બેસી ના રહીએ!

આ એમનું ઘણું જ લોકપ્રિય ભજન હતું અને તેમાં પ્રકટ થતી ભક્તિથી તેમનાં હૃદયો ઊભરાતાં હતાં. તે સાથે નવા નવા કવિઓ નીકળી રહ્યા હતા. રેંટિયાનાં અને ખાદીનાં તથા સ્વરાજ્યનાં અને ગાંધી બાપુનાં ગીતો પણ ભજનમંડળીમાં ગવાતાં હતાં.

### ચૂનીભાઈની કાર્યપદ્ધતિ

'ચોમાસું હોવા છતાં ચૂનીભાઈ ભજનમંડળી સાથે આસપાસનાં ફળિયાંઓમાં જતા, લોકોની પાસે રેંટિયાનો સંદેશો રજૂ કરતા. વેડછીમાં ચાલી રહેલા કામની માહિતી આપતા અને તે બધું જોવા વેડછી આવવા આમંત્રણ આપતા...ચૂનીભાઈની કાર્યપદ્ધતિ દરેક રીતે શાસ્ત્રશુદ્ધ હતી.... ચૂનીભાઈ જ્યારે પણ ગામડે ફરવાનો કાર્યક્રમ ગોઠવતા ત્યારે મગનભાઈ, સુરજીભાઈ, મોતીરામ જેવા કોઈ ને કોઈ જુવાન ઘરનું ગાડું જોડી તેમની સાથે જોડાઈ જતા. ૮–૧૦ કે ૧૫ દિવસ સુધી તેમનો કાર્યક્રમ અખંડ ચાલે. રોજ એક ગામ કરે, દિવસે ઘેર ઘેર ફરે, સાંજ પડયે સભા કરે. ચૂનીભાઈનાં પત્ની સૂરજબહેન અને નાની પુત્રીઓ પણ મોટાભાગના પ્રવાસોમાં સાથે જ જતાં. આથી ગામની બહેનોનો સંપર્ક સરળતાથી થતો...

'વેડછીના ફળિયામાં તો કોઈ ઘર રેંટિયા વગર કોરું રહ્યું નહિ. આસપાસ અંબાચ, દેગામાનું ધોધિયા ફળિયું, ખાનપુર, રૂપવાડા એ ગામો રંગાયાં. બુહારીની ફરતે ગોલણ, કલમકુઈ, દાદરિયદ, કસવાવ કરતું કરતું ચૂનીભાઈનું ગાડું ઉમરકચ્છ રામકુઈ સુધી પહોંચી ગયું. ફરીવાર ઊપડયું તો ઝાંખરી નદી ઓળંગીને નાલોડ઼, જેસિંગપુરા, ગડત, આંબિયા, ખુંટાડિયા ગામોને જગાડયાં. આ તરફ વાલોડ પાસે કુંભિયા, કણજોડ કરી, પૂર્ણા નદી પાર કરી વડિયા, અલગટ અને મહુવા તાલુકાના બુટવાડા અને ઠેઠ પૂના સુધી પણ ચૂનીભાઈ પહોંચ્યા હતા. ઉત્તર તરફ કહેર, કુંડળ, કલમકુઈ, બેડકૂવા, બાલદાની દિશામાં પણ ચૂનીભાઈ ફરી વળ્યા અને ત્યા પણ રેંટિયાનું કામ પહોંચાડયું...જે જે ગામે ચૂનીભાઈ ગયા ત્યાં કોઈ ને કોઈ એવા પુરુષો તેમણે શોધી કાઢયા; જે રેંટિયાના આ નવા રચાયેલ મહામંદિરના સ્તંભો રૂપ થયા. વેડછી ગામમાં આવા સ્તંભો ઘણા હતા, પરંતુ ચૂનીભાઈના સાચા પ્રેમ-પાત્ર તો રૂપલા કાકા જ હતા. તે આખો દિવસ પોતાની ખેતી-વાડીમાં ડૂબેલા રહેતા. રેંટિયો મળ્યો ત્યારથી તે એમની દાતરડી-નો સમસમાન ભાગીદાર બન્યો. જુવાર ટોવા ખેતરે જાય ત્યાં રેંટિયો માથે મૂકીને લઈ જાય, તે જમાનામાં હલકાં ફૂલ જેવાં યરવડાચક્રો અવતર્યાં નહોતાં, પણ ભારે લાકડાનો જૂનો રેંટિયો રૂપલા કાકાને ફૂલ જેવો હલકો લાગતો હતો. માળા ઉપર બેસીને રેંટિયો કાંતતા જાય અને પંખીડાંને હૈયા હૈયાં કરતા જોયા કરે.'

આમ ગામડે ગામડે ચૂનીભાઈના સ્વયંસેવકો હતા અને એ લોકોએ પોતાના જીવનથી નવા લોકોને ખાદી તરફ આકર્ષ્યાં. દીવાથી દીવા પ્રગટચા.

## ૧૪ વહાલૂડી વેડછી

વેડછીમાં ચૂનીભાઈ આવ્યા ત્યારથી જ ઉપરોક્ત આશ્રમી-પ્રવૃત્તિઓ શરૂ થઈ ગઈ હતી. બારડોલીના સ્વરાજ આશ્રમ સાથે વેડછી, અલગટ, પૂના વગેરે અનેક કેન્દ્રો સંકળાયેલાં હતાં તેથી બધાં કેન્દ્રોને સ્વાભાવિક રીતે જ સ્વરાજ આશ્રમનું નામ મળી ગયું. આ એટલી બધી સ્વાભાવિક પ્રવૃત્તિ હતી કે પ્રત્યક્ષપણે કઈ તારીખે આ નામ અપાયું કે આશ્રમની સ્થાપના થઈ એ આશ્રમના જૂના જોગીઓ પણ આજે કહી શકતા નથી.

### આશ્રમ ઉદ્યોગશાળા

જેને બારડોલીમાં 'રાનીપરજ વિદ્યાલય' નામ આપવામાં આવ્યું હતું, તેને જુગતરામભાઈ વગેરેએ વેડછી આવ્યા પછી 'આશ્રમ ઉદ્યોગશાળા' એવું નામ આપ્યું. નામનું રહસ્ય જુગતરામભાઈ આમ સમજાવે છે:

'નામ ઉપરથી જ લોકોને સમજાઈ જવું જોઈએ કે આ પુસ્તકિયા શિક્ષણ આપનારી સામાન્ય નિશાળ નથી. બે વર્ષના અભ્યાસમા ૧૦૦ વાર ખાદી હાથસાળ ઉપર અને ૨૦૦ વાર ફટકાસાળ ઉપર વણવા તૈયાર હોય અને આગળ ઉપર પોતાના ગામમાં રહી ચૂનીભાઈના વગર પૈસાના ખાદી સેવક થવા માગતા હોય તેવાને માટે જ આ ઉદ્યોગશાળા છે એમ સૌ કોઈ સમજી જાય એવું નામ અમે રાખ્યું.'

જુગતરામભાઈ અને એમની મંડળીના આવવાથી કર્મયોગી ચૂનીભાઈના કામમાં જુગતરામભાઈનો જ્ઞાનયોગ ઉમેરાયો. ઈશ્વર પ્રત્યેની અને ગાંધીનાં મૂલ્યો પ્રત્યેની, તેમ જ જે પ્રજામાં કામ કરતા હતા તેમના પ્રત્યેની બંનેની ભક્તિ તો હતી જ. આમ વેડછીના સ્વરાજ આશ્રમની ઉદ્યોગશાળામાં સહેજે કર્મ, જ્ઞાન અને ભક્તિનો ત્રિવેણી-સંગમ સધાયો.

ઉદ્યોગશાળામાં પહેલા પાંચ માસના કાર્યક્રમો વિચારાયા, તેમાં મુખ્ય કામ વણાટ શીખવવાનું હતું. પણ પછી જુગતરામભાઈએ બે વર્ષનો પાઠ્યક્રમ વિચાર્યો:

'મેં વિચાર્યું કે (પાંચ માસ સારુ આવેલા) આવા યુવકોમાંથી વધારે આશાસ્પદ ભાઈઓને જરા લાંબી—બે વર્ષની તાલીમ કેમ ન આપીએ? તેઓ આ બે વર્ષમાં રોજ ૭ કલાક વણાટ કામ કરી વધારે પાકા વણકરો થઈ શકે. વળી તેમને રોજ બે કલાકનું અક્ષરશિક્ષણ આપીએ તો તેઓ હિસાબી કામ અને ગણિત શીખી જાય, ભાષા પણ સારી રીતે બોલતાં અને લખતાં શીખે. બે વર્ષ દરમિયાન તેઓ દેશાટન કરી કંઈક જુએ, અનુભવે અને એક સારા ગ્રામસેવકને જરૂરી એવી તાલીમ મેળવી લે.'

આમ જુગતરામભાઈએ આવતાંની સાથે વેડછી ક્ષેત્રમાં આશ્રમી કેળવણીનો પાયો નાખ્યો. ચૂનીભાઈ જે શરૂ કરી ચૂક્યા હતા તેને વધુ શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું. અને જે ખાદીકામની તાલીમ હતી તેને આત્મરચનાનું સ્વરૂપ સાંપડ્યું. આ ક્ષેત્રમાંથી જ આ કેન્દ્રના સેવકો ઊભા કરવાની સમગ્ર કલ્પનાનો આનાથી પાયો નંખાયો

### પોલાદી ટેકો

'અમે વિચાર્યું કે આ જંગલ વિસ્તારમાં રહેલી પ્રજામાં વ્યાપક કેળવણી પહોંચાડવી હોય તો તેમની વચ્ચે કાંતવા વણવા જેવા ઉદ્યોગો કેન્દ્રમાં રાખી શિક્ષણ-સંસ્કાર આપે એવા આશ્રમો ઠેકાણે ઠેકાણે ચાલવા જોઈએ. તેવા સેવકો અહીંના અગવડ ભરેલા જીવનમાં બહારથી બહુ આવી મળે એવી આશા રાખી શકાય નહિ. આ પ્રદેશના જ યુવકોને તાલીમ આપીને તેમાંથી જ ગ્રામસેવકો તૈયાર કરવા જોઈએ.'

ચૂનીભાઈનો તો આવી યોજનાને ટેકો હોય જ, કારણ તેઓ અત્યાર સુધી ચાર વરસોમાં રાનીપરજના આશક બની ચૂક્યા હતા. મોટી વાત તો એ હતી કે આ યોજનાને સરદાર પટેલનો ટેકો મળ્યો. આ વિચક્ષણ પુરુષને આજની પેઢીના લોકો બહુ બહુ તો દેશી રાજ્યોને એક કરનારા કે લોખંડી પુરુષ તરીકે ઓળખે છે. પણ એ પુરુષ આઝાદીના લડવૈયા જેટલા જ કુશળ આબાદીના ઘડવૈયા હતા એ ઓછા લોકો જાણે છે. એમણે થોડીક વારમાં સમજી લીધું કે જ્યાં જુગતરામભાઈ જેવા સેવકો ધૂણી ધખાવીને બેસે ત્યાં સ્વરાજની લડતનું કેન્દ્ર તો બને જ સાથે સાથે ભારતના નવનિર્માણનું પણ એ કેન્દ્ર બની રહે.

રૂપલાકાકાએ પોતાની જમીનમાંથી ૧૨ એકર જમીન કાઢી આપી. સરદારે સત્યાગ્રહ વખતે ઉઘરાવેલી રકમમાંથી ૩૦,૦૦૦ જેવી તે કાળે માતબર ગણી શકાય એવી રકમ કાઢી આપી, એટલું જ નહિ, પણ ત્યાર બાદ સ્વરાજ આવ્યું ત્યાં સુધી આર્થિક બાબતમાં સ્વરાજ આશ્રમ વેડછીને કદી ચિંતા કરવા દીધી નહિ.

### શૂન્યમાંથી સૃષ્ટિ

ચૂનીભાઈની શૂન્યમાં સૃષ્ટિ પેદા કરવાની આવડતને લીધે નવા આવેલા લોકોનો વેડછીમાં સહેજે સમાવેશ થઈ ગયો. તેમણે ગામમાંથી જુવારનાં રાડાંના પૂળા ઉઘરાવી લીધા અને તેમાંથી મોટા માંડવો બાંધી આપ્યો. એમાં જ વિદ્યાલય, છાત્રાલય, રસોડું અને કોઠાર બન્યાં. સીધું સામાન રાખવા માટે વાલોડના કુંભારવાડામાંથી કોઠીઓ, માટલાં વગેરે હાજર કરી દીધાં. અનાજ સંઘરવા વેડછીની બહેનોએ છાણમાટીના કોઠાર થાપી આપ્યા.

### વેડછીનું શિક્ષકમંડળ

કામચલાઉ માંડવા બંધાતાં જ પાકાં મકાનોની તૈયારીઓ પણ શરૂ થઈ. વડોદરાના રેલરાહત કાળથી પરિચિત એવા ગગનભાઈ શંકરભાઈ પટેલની યોજનાશક્તિ હતી, ગૂજરાત વિદ્યાપીઠથી તાજા સ્નાતક બનીને આવેલ ગોરધનદાસ ચોખાવાલા મકાનો બનાવવાના કામમાં બહુ ઉપયોગી થઈ પડ્યા. શિક્ષકમંડળમાં મુખ્ય ચીમનલાલ ભટ્ટ આખી રચનાને પોતાની સૌન્દર્યદૃષ્ટિનો લાભ આપી રહ્યા હતા. જુગતરામભાઈ એમને વિશે કહે છે, 'તેમના ભળવાથી ઉદ્યોગશાળાની હવામાં સારી મધુરતા આવી.' વેડછી ક્ષેત્રમાંથી બારડોલી આન્દોલન સારુ શિક્ષક તરીકેની નોકરી છોડીને આવેલા મકનજી બાબા વિદ્યાર્થીઓમાં ભળી જવામાં નિપુણ હતા. પોતાની જીવનશૈલી દ્વારા વિદ્યાર્થીઓ પર સંસ્કાર નાખવામાં એમના જેવા જ્ઞાનચારિત્ર્યસંપન્ન શિક્ષકો જવલ્લે જ જોવા મળે. આ બાબતમાં શ્રી બબલભાઈ મહેતા જોડે એમની

સરખામણી કરવાનું મન થાય. સરભણ આશ્રમથી જ શ્રી ગોરધનભાઈ અમીન જુગતરામભાઈ જોડે હતા. 'તેમનામાં શિક્ષકના ગુણ હતા અને આશ્રમવાસી તરીકેના ગુણ એથી પણ વિશેષ હતા.' સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમાં શિક્ષક તરીકે કામ કરતા અને કેદારનાથજીના શિષ્ય શ્રી રમણીકલાલ મોદીનાં પત્ની શ્રીમતી તારાબહેન પણ આ અરસામાં ઉદ્યોગશાળાના શિક્ષકમંડળમાં આવી મળ્યાં. એમનામાં માતૃવત્ સ્નેહ હતો અને કેદારનાથજી પાસે એમણે પણ સાધકવૃત્તિ કેળવેલી હતી. ગિજુભાઈના બાળમંદિરમાં કેળવણીનો પાયો નાખી ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થયેલ પ્રેમશંકર ભટ્ટ પણ થોડો સમય આ શિક્ષકમંડળમાં આવી મળ્યા. આશરે સાડાત્રણસોને ખર્ચે આ શિક્ષકમંડળ સારુ ઝૂંપડીઓ બંધાઈ ગઈ. ગ્રામસેવાનો ઉપભોગ કરવા આવેલાંઓને સુંદર પર્ણકુટીઓમાં વસવાનું મળવાથી તેમનો ગ્રામસેવાનો અનુભવ સવિશેષ સભર બની રહ્યો.

### ભવનનિર્માણ ને પાયાના પ્રયોગો

આજે જે આશ્રમનાં મકાનો છે તેની રચના જોઈને દેશ વિદેશથી આવનાર કોઈ પણ અતિથિ ખુશ થઈ જાય છે. એની રચના પાછળ આજથી છપ્પન વર્ષ પહેલાં આશ્રમ ઉદ્યોગશાળાના શિક્ષક મંડળે ચલાવેલી કલ્પકશક્તિ કામ કરી ગઈ છે એટલું ચોક્કસ. ૧૯૨૮નું વર્ષ આશ્રમનાં મકાનોના બાંધકામનું વર્ષ હતું. રૂપલા પટેલે ૩૦ એકર જમીન આપવાની તયારી બતાવી અને તેના ઉપર રામાયણ ચોક અને મહાભારત ચોક રચી ૫ કુટીરો, ૯ મંદિરો, ભીમકૂવો તથા ગંગાકુંડ બાંધવામાં આવ્યાં. અત્યાર સુધી વિદ્યાલય સંકડાશમાં રહ્યું હતું તેને વિશાળ સગવડો મળી ગઈ. આજે ૫૫ વર્ષ પછીયે વેડછી આશ્રમનાં આ જ કેન્દ્રવર્તી મકાનો બની રહ્યાં છે.

આરંભનાં આ વર્ષોમાં આશ્રમ જીવન અંગે મુખ્યત્વે જુગતરામ ભાઈની શિક્ષણદૃષ્ટિને કારણે વેડછીમાં કેટલાક પ્રયોગો થયા. તે પાછળની અર્ધી સદીના શિક્ષણ સંસ્કારના વિસ્તારના પાયારૂપ બની રહ્યા. એમાંથી આશ્રમી કેળવણીની આત્મરચનાનું ઘડતર થયું. પોતાની જીવનકથામાં આ પ્રયોગો પૈકી ૧ નાનાં રસોડાં, ૨ ગોશાળા, ૩ મકાનનો નકશો, ૪ કૂવો ને રહેંટ, ૫ આકાશ નીચે સૂવું, ૬ ઠંડા જળનું સ્નાન, ૭ ડોલ જાજરૂ, ૮ સફાઈનો કલાક, ૯ ઊભા ઝાડુ, ૧૦ પ્રવાસ, વગેરેને મુખ્ય લેખે છે. ઉપર ઉપરથી જોતાં આ સામાન્ય પ્રયોગો લાગે છે. પણ આશ્રમી વાતાવરણ ઘડવામાં આ પ્રયોગોએ અમૂલ્ય ફાળો આપ્યો હતો. આ પ્રયોગો પાછળ જુગતરામભાઈની કવિસુલભ સૌન્દર્ય દૃષ્ટિ અને શ્રેયાર્થીની આધ્યાત્મિક વૃત્તિ કામ કરતી હતી. કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં, 'સ્નેહપૂર્વક સાધેલો ઇન્દ્રિયજય, નિરપેક્ષ ભાવે ચલાવેલી લોકસેવા અને એ સાધનામાંથી ઉત્પન્ન થતી મુમુક્ષુની વિશ્વાત્મૈક્ય દૃષ્ટિ આ ત્રણ તત્ત્વો આશ્રમજીવનના પાયામાં હોય છે.' વેડછીના સ્વરાજ આશ્રમના નાનકડા લાગતા પ્રયોગો આ ત્રણ તત્ત્વોને ધ્યાનમાં રાખીને જ થયા હતા.

નાના રસોડામાં શિક્ષકો વિદ્યાર્થીઓ સાથે એકરસ થઈ રહેલા. અને તેમને આહાર અને પોષણ અંગે યોગ્ય શિક્ષણ પણ આપી શકતા. ખોરાક વિશે વિચાર કરતા. જુગતરામભાઈ આશ્રમવાસી વિદ્યાર્થીઓને કહે છે, 'ખોરાકમાં એવી ઘણી વસ્તુઓ માલૂમ પડશે કે જે બજારમાં લેવા જતાં ઘણી ખર્ચાળ થાય પણ આપણે આશ્રમમાં તેની પાછળ જાતમહેનત કરીએ તો સહેજે મેળવી શકીએ.' સ્વયંપાકી રસોડાનો મહિમા ગાતાં તેઓ અનાયાસ જે કેટલાક જાગતિક પ્રશ્નો સાથે એનો અનુબંધ મેળવી દે છે: 'આશ્રમમાં આપણે સ્વયંપાકી છીએ. બહેનો અને રસોઇયા ઉપર આપણે આપણો ભાર નાખવા માંગતા નથી. પારકે હાથે કામ લેનાર સામાની મહેનતનો વિચાર ઓછો કરે, પણ જાતે કામ કરનારને વખત તથા મહેનતની કરકસર શીખવી જ પડે છે. આપણને ફરજિયાત વિચાર કરવો જ પડે છે કે રસોઈમાં ઓછામાં ઓછો વખત જાય અને છતાં ખોરાક રુચિકર, સુંદર, સ્વચ્છ, તાજો મળે એ કેમ શક્ય બને? આપણે વખત બચાવવો છે, પરંતુ તે આળસ અને કંટાળાને કારણે નહિ. પણ આપણે આપણા દિવસનો મોટો ભાગ આપણું જે મુખ્ય કામ—સેવા, ઉદ્યોગ, શિક્ષણ વગેરે—તેને આપવા ઇચ્છીએ છીએ, તે કારણે. આપણે ખાઈ પી સાજાતાજા, સશક્ત અને સુદૃઢ રહેવું છે. તેથી ખોરાકની પાછળ વખત અને શ્રમ અને વિચાર આપવામાં આપણે કંજૂસાઈ જરા પણ કરવી નથી. પણ આપણે પ્રમાણ ચૂકીશું નહિ. આહારને આપણે આપણી દિનચર્યામાં રાજાને સ્થાને ચઢી જવા નહિ દઈએ.' રસોડા સાથે જુગતરામભાઈ આહાર અંગે દૃષ્ટિ પણ આપે છે. આશ્રમનો આહાર સ્વદેશીની દૃષ્ટિએ સ્થાનિક વસ્તુઓમાંથી બનેલો, પોષણની દૃષ્ટિએ સમતોલ, દૂધમાં ગોસેવા અને ગોરક્ષાની દૃષ્ટિને પોષતો, સ્વાદવાળો, સાત્ત્વિક, હોવો જોઈએ એવી તેમના વિદ્યાર્થીઓને સૂચના આપે છે. તે કાળે આશ્રમમાં વિદ્યાર્થી દીઠ માસિક પાંચ રૂપિયા કે તેથી ઓછું ભોજન ખર્ચ આવતું.

આશ્રમમાં તે વખતે જે ગોશાળા સ્થપાઈ તેની પરંપરા ઘણી ઘણી આર્થિક મુશ્કેલીઓ છતાં આજ સુધી ચાલુ રહી છે. આમાં બાળકો અને કાર્યકર્તાઓને પૌષ્ટિક આહાર મળે છે અને સાથે સાથે ગોસેવાનું શિક્ષણ પણ મળે છે.

આશ્રમના વિશાળ કૂવાને ચીમનભાઈએ 'ભીમકૂવો' નામ આપેલું. શરૂઆતમાં થોડાં વર્ષો સુધી તો કોસ પણ વિદ્યાર્થીઓ જ ચલાવતા. તેથી જ વહાલૂડી વેડછી વાળા ગીતમાં એણે અગ્રસ્થાન લીધું છે :

'એનો ભવ્ય ભીમકૂવો,
કોસ ખેંચો રે શું જુઓ?'

આકાશ નીચે સૂવાનું શિક્ષણ જુગતરામભાઈ એમના બે સંસ્કાર-ગુરુઓ ગાંધીજી અને કાકાસાહેબ પાસે શીખ્યા લાગે છે. ગાંધીજી-ને આ લેખક ચોમાસામાં પણ આકાશતળે સૂતા અને જરૂર પડે તો રાતમાં બે ત્રણ વાર પથારી ઉપાડીને છાપરા તળે જઈ, સહેજ ઉઘાડ થતાં પાછા આકાશ તળે જતા જોયા છે. અને કાકાસાહેબ આકાશદર્શનના રસિયા તરીકે જાણીતા જ હતા. એમને જ પગલે ચાલીને જુગતરામભાઈએ આકાશ દર્શનને બહુ કાવ્યમય શૈલીમાં બિરદાવ્યું છે.

'આકાશનું અમૃત તો રોજ રાત્રે વરસી જ રહ્યું છે. અજવાળી રાત્રિએ ચંદ્રમા અમૃત વરસાવે છે અને અંધારી રાત્રિએ કોટિ કોટિ તારાઓ. તે અમૃતથી પેટ તો ન ભરાય. પણ આપણો થાક ઉતારી તે આપણને તાજગી અને આનંદ બક્ષે છે. તે લૂંટવાની

કોઈને મનાઈ નથી....આકાશી અમૃતમાં અનેક જીવનદાયી તત્ત્વોનું મિશ્રણ થયું છે. તેથી જ આપણે તેને અમૃત કહીએ છીએ. ઉપરથી આકાશ ચાંદની વરસાવતું હોય કે તારાઓ ઝગમગતા હોય, નીચેથી ધરતીમાતા હૂંફ આપી રહી હોય, ખુલ્લી હવા કોઈ જાતની રોકટોક વિના આપણાં અંગોને ગલગલિયાં કરી જતી હોય, મધુર શીતળતા આપણા રોમરોમમાં ગરમીનો સંચાર કરતી હોય. વળી સ્વચ્છતા એ પણ આ અમૃતમાંનું અત્યંત અગત્યનું તત્ત્વ છે. હવા સ્વચ્છ હોવી જોઈએ આકાશ તો સ્વચ્છ હોય જ. નીચેની જમીન પણ આકાશ જેવી જ સ્વચ્છ આપણે મહેનત કરીને રાખવી જોઈએ. અને આપણા અમૃતનું સૌથી મોટું તત્ત્વ : તે છે વિશાળ, વિશાળ, વિશાળ આકાશ. આપણને તે કેટલો આનંદ આપે છે!... વિશાળ આકાશ નીચે સૂતા હોઈએ ત્યારે આપણા હૃદયમાં જાણે એવો ભાવ રહે છે કે આપણે સૌથી જુદા પડી એક નાનકડી કોટડીમાં પડયા નથી, પરંતુ આપણે વિશાળ પૃથ્વીના પટ ઉપર આપણા પ્રિયજનોની સાથે આનંદથી પોઢયા છીએ. એ જ પટ ઉપર ક્યાંક આપણા જેવા માણસોનાં ઝૂમખાંઓ સૂતાં છે. ક્યાંક પશુઓ સૂતાં છે; ઝાડ ઉપર માળાઓમાં પંખીડાં સૂતા છે. આપણે સૌ ભાંડુઓ ધરતીમાતાના ખોળામાં આનંદથી મીઠી નીંદર લઈએ છીએ, અને આકાશપિતા આપણ સઘળાને માથે છત્રરૂપે જાગી રહ્યા છે. ઉપરનાં સર્વ તત્ત્વો ભળે ત્યારે જ આકાશનું અમૃત તેમાંથી ઉદ્‌ભવે છે.'

વર્ષો સુધી સફાઈ એ વેડછીના આશ્રમ જીવનની આગવી વિશેષતા રહી છે. જેમણે જુગતરામભાઈને જાતે મળની ડોલ ઉપાડીને મહાસફાઈના યજ્ઞમાં લાગેલા જોયા છે, તે આ વાતનું રહસ્ય સમજે છે. ગંદી ટેવોને જુગતરામભાઈ 'અશરીરી જંતુઓ' કહે છે. 'ઘરમાં રસ્તામાં ગમે ત્યાં થૂંકવું, નાક છીકવું, રસ્તા ઉપર પેશાબ કરવા અને શૌચ કરવા પણ બેસી જવું, આ આપણા ટેવજંતુઓની એક જાત છે. મોંમાંથી હાલતાં ચાલતાં ગાળો બોલાવી એ બીજી જાત. આળસમાં કીમતી વખત બરબાદ કરવો એ ત્રીજી. એવી તો આ ટેવજંતુઓની ઘણી જાતો છે. અને તે એક કરતાં એક ઝેરી છે.' જુગતરામભાઈ આપણને સ્વચ્છતાની ઇન્દ્રિય તીવ્ર બનાવવાની સલાહ આપે છે. આપણી અંદર સૂક્ષ્મરૂપે એક વૃત્તિ રહેલી લાગે છે, કે જે સ્વચ્છતા હોય ત્યારે રાજી રાજી થાય છે અને અસ્વચ્છતા લાગતાં દુઃખ અનુભવે છે.

સાઠ વર્ષના શિક્ષક જીવન દરમિયાન જુગતરામભાઈએ નાના મોટા પ્રવાસ-પર્યટનોને હમેશાં પ્રોત્સાહન આપ્યું છે. એમની મહેચ્છા તો એ હતી કે આપણા ઉચ્ચ શિક્ષણના એક ભાગ તરીકે જ વિદ્યાર્થીઓને ત્રણ વર્ષ સ્થિર જીવનમાં શિક્ષણ આપ્યા પછી એક વર્ષ પરિભ્રમણ મારફત જ શિક્ષણ અપાય. જંગલોમાં કે પહાડની તળેટીએ રહેનારા આદિવાસીઓ માટે તો તે અગત્યની વાત છે જ, પણ આપણા દેશની બીજી પણ બહુ મોટી એવી પ્રજા છે કે આખી જિંદગીમાં પ્રવાસ જ કરતી નથી. ગાંધીજીએ પ્રૌઢશિક્ષણ વિશેની પોતાની કલ્પના આપતાં કહ્યું છે કે સર્વ પ્રથમ તો આપણે અભણ પ્રૌઢોને દેશની વિશાળતાથી વાકેફ કરવા જોઈએ. આને સારૂ સૌથી ઉત્તમ સાધન પ્રવાસ-પર્યટનો છે. વેડછી આશ્રમમાં આને શરૂઆતથી જ મહત્ત્વ અપાતું.

આશ્રમપ્રેરિત પ્રવૃત્તિઓ

આમ વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ દ્વારા વેડછીનો સ્વરાજ આશ્રમ રાનીપરજમાં આવેલા પોતાના કાર્યક્ષેત્રમાં ત્યાંના જીવનને ઊંચે ચડાવી રહ્યો હતો. ચૂનીભાઈએ પહેલેથી જ આ ક્ષેત્રમાં રેંટિયા અને સાળને ગુંજતાં કરી મૂક્યાં હતાં, તે એટલે સુધી કે બારડોલી સત્યાગ્રહ પછી જ્યારે સમાધાન થયું ત્યારે જ્યારે ગામવાર મહેસૂલની ટકાવારી નક્કી કરવામાં આવી ત્યારે વેડછી અને તેની આસપાસનાં કેટલાંક ગામોનું મહેસૂલ એમ કહીને ઊંચે આકારવામાં આવ્યું કે ખાદી પ્રવૃત્તિ દ્વારા આ આદિવાસીઓના જીવનના ધોરણમાં સુધારો થયો હતો.

વેડછી આન્દોલન દ્વારા પ્રેરિત આદિવાસીઓ મદ્યપાન નિષેધનો પ્રચાર કરતા. કેટલાક એને અંગેનાં ગીતો સ્થાનિક બોલીમાં જોડી કાઢતા.

દૂઉઉઉ દૂઉઉઉ જાજે દારવા!
આમણે ઘરમાંય રખે રા!

રાનીપરજ પરિષદો

ચૂનીભાઈએ રાનીપરજ પરિષદોની પ્રવૃત્તિને પણ જબરો ટેકો આપ્યો હતો. ૧૯૨૩માં મહુવા તાલુકાના શેખપુરા ગામે રાનીપરજ પરિષદ ભરાઈ હતી અને તેમાં કસ્તુરબા અને વલ્લભભાઈ પટેલે હાજરી આપી હતી તે આપણે જોઈ ગયા છીએ. ૧૯૨૨થી ૧૯૪૧ સુધીમાં આવી અગિયાર પરિષદો ભરાઈ હતી. ૧૯૨૫ના જાન્યુઆરી માસની ૧૮મી તારીખે ત્રીજી પરિષદ વેડછી ગામને નદી કાંઠે થઈ. તેમાં પ્રમુખ સ્થાને મહાત્મા ગાંધી હતા. સભા-સ્થળ પાસેનો નદીનો ઝરો આજે પણ ગાંધીઝરા તરીકે ઓળખાય છે. પણ તે વખતે વિધિવત્ આશ્રમની સ્થાપના નહોતી થઈ એટલે ગાંધીજીનાં પગલાં આશ્રમમાં નહોતાં પડયાં. છઠ્ઠી પરિષદ વેડછી પાસેના ખાનપુર ગામે થઈ ત્યારે ત્યાં ભજવવા સારુ જુગતરામભાઈએ 'આંધળાનું ગાડું' નામનું નાટક રચ્યું હતું અને આશ્રમના શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ મળી તેને ભજવ્યું હતું. આ પરિષદ, એની સાથે ગોઠવાયેલ પ્રદર્શન વગેરેથી ગાંધીજી ખૂબ પ્રસન્ન થયા હતા. મહેમાનો સારુ રચાયેલ ઘાસ-લાકડાંના માંડવાને દેખાડી ગાંધીજીએ સાથે આવેલ એક વિદેશી ભાઈને કહ્યું, 'જુઓ, આ પ્રમુખને માટેનો તંબુ. એ બનાવતાં માત્ર બે કે ત્રણ રૂપિયાનો ખર્ચ થયો છે.' પણ કોઈએ ત્યાં જ કહ્યું કે, એનો તો કશો ખર્ચ થયો નથી, એટલે ગાંધીજીએ તરત પોતાની જાતને સુધારી કહ્યું, 'મારી ભૂલ માટે હું સ્વાગત સમિતિના આશ્રમસાથીની ક્ષમા માગું છું.' આ પરિષદનું વર્ણન શ્રી મહાદેવ દેસાઈએ પોતાની ડાયરીમાં સુંદર રીતે કર્યું છે :

'નિરાશાને ક્ષણવારમાં ઉડાવી દેવા માટે જ જાણે તા. ૧૬મીનાં દૃશ્યો ગોઠવાયાં હોય ની! એ કોઈએ હેતુપુરઃસર ગોઠવેલા નહોતાં, એ તો ઈશ્વરની જ રચના હતી. ખાનપુર ગામે રાનીપરજનું ગરવું નામ ધારણ કરનારા ભાઈઓ ભેગા થયા હતા. એમનાં દર્શન કરીએ તે પહેલાં એમનામાં પ્રાણ રેડનાર, એમનામાં રાતદિન વાસો કરી એમનાં જ દાસ બનવામાં પ્રભુનું દાસત્વ માનીને બેઠેલા સેવકોના આશ્રમની મુલાકાત લઈ લઈએ. આ નાનકડું ઝૂંપડું—આસપાસના પ્રદેશમાં વીજળી રેલાવનારું 'પાવરહાઉસ'—શક્તિભંડાર છે એમ કહીએ તો ચાલે. એમાં કામ કરી રહેલાં ભાઈ ચૂનીલાલ મહેતા, અને એમનાં ધર્મપત્ની, તથા આ આખા પ્રદેશના લોકોમાં ઓતપ્રોત થઈ એમની સેવામાં જ રામની મૂર્તિ ભાળતા ભાઈ

જુગતરામ, વેડછીના આશ્રમમાં હાજર હતા. વણાટ આશ્રમનો પાયો એમણે વેડછીમાં નંખાવ્યો. જુગતરામે પોતાના પ્રિય શિષ્ય એક ચોધરા યુવક અને ચોધરા કોમની બહેનના ધાર્મિક વિધિથી ગાંધીજીની સમક્ષ વિવાહ કરાવ્યા, અને ગાંધીજીએ તેમને આશીર્વાદ દીધા—બલકે આશીર્વાદ દીધાં પહેલા તેમને દીક્ષા આપી એમ કહું તો ચાલે. કારણ એમણે તો એ બંને જણનું પાણિગ્રહણ કરાવતાં પહેલાં તેમને વિવાહનો આદર્શ સમજાવ્યો; સંયમને માટે જ આ વિવાહ કરવામાં આવે છે એ પ્રતિજ્ઞા—ભોગને અર્થે નહિ પણ પ્રજાસેવાર્થે આ સાહચર્ય કરીએ છીએ એવી પ્રતિજ્ઞા—લેવડાવ્યા પછી જ તેમને આશીર્વાદ આપ્યો.

'અને પ્રતિજ્ઞાએ લોકો શા સારુ ન લે? પ્રતિજ્ઞા લેવાનું બળ રાખનારા સદ્‌ભાગી તો એઓ જ આજે ભાસે છે. કારણ ખાનપુરમાં જે પરિષદ ભરાઈ તેમાં સ્વાગતમંડળના સભ્યો થવાની એક આકરી કસોટી રાખી હતી અને એ કસોટીમાંથી ઊતરનારા ૧૧૦૦ જેટલાં સભ્યો—સ્ત્રી, પુરુષો અને બાળકો—આ લોકો જ હતાં. આ શરત એવી હતી કે જેઓ ઘરમાં કાંતેલા સૂતરની વણેલી ખાદી પહેરતા હોય તે જ આ સ્વાગતમંડળના સભ્ય થઈ શકે. ત્રણચાર મહિના થયા આ શરત એમને જણાવવામાં આવેલી હતી. બે વર્ષ ઉપર એઓ વેડછી મુકામે મળેલાં ત્યાં દારૂ-તાડીનો ત્યાગ કરીને ગયેલા હતાં, ત્યાર પછી રેંટિયા પ્રવૃત્તિ એમનામાં ભાઈ ચૂનીલાલે ચલાવી અને પરિણામે ૧૧૦૦ શુદ્ધ ખાદીધારીઓ અહીં ભેગાં થયાં હતાં.

'એ સ્થળના દશ્યની પસંદગી, મહેમાનો માટે અને પ્રમુખ ગાંધીજી માટે મંડળની રચના, બધું આશ્ચર્યચકિત કરે એવું હતું. થોડાક વાંસના માંડવા ઊભા કરી એના ઉપર ઝાડપાન પાથર્યાં હતાં, પાયખાનાં તો ગાંધીજીએ વ્યાખ્યા કરેલી આદર્શ સ્વચ્છતાવાળાં હતાં. —જેમાં મને સારું રસોડું કરતાં સંકોચ ન થાય, મારું પુસ્તકાલય રાખતાં સંકોચ ન થાય, અને શયનસ્થાન રાખતાં સંકોચ ન થાય એવાં હતાં. નદીના મોટા કરાડા ઉપર પરિષદ મળી હતી, નદીના સ્વચ્છ નિર્મળ પાણીના આછા પ્રવાહની આસપાસ પરિષદના સભ્યોનાં ગાડાં છૂટ્યાં હતાં. ત્રણ વાગ્યે પરિષદ થઈ, છ વાગ્યે સૌ છૂટા પડ્યાં. નદી કિનારે સૌએ પોતપોતાનું ખીચડું બાફ્યું. કેટલાંક, ગાડાં જોડી ઘેર ગયાં, અને કેટલાંક ઉજ્જ્વળ ચંદ્રિકામાં ભજવાતા નાટક જોવા અને રાસ રમવા રહ્યા. રાત્રે કિટ્સન લાઈટનું તો નામ નહોતું. માત્ર બેચાર ફાનસો નજરે પડતાં હતાં.

'આ આંગળીને વેઢે ગણાય એટલા રૂપિયાના ખરચમાં થયેલી પરિષદ વ્યવસ્થાદૃષ્ટિએ તો આદર્શ જ હતી, પણ એ પરિષદમાં ભાગ લેનારાઓ તો ઊંઘતા જગતની ઊંઘ ઊડાડવા ભેગા થયા હોય એમ લાગ્યું. પોતાનાં જ બનાવેલાં વસ્ત્રમાં સજ્જ થયેલા આ ટેકીલા 'રાની'ઓની ટેક ક્યાં, અને દર વર્ષે પોતાની પ્રતિજ્ઞા—ઠરાવો—વિશે શંકા-કુશંકા કરનારા કૉંગ્રેસીઓ ક્યાં? કૉંગ્રેસ એકાદ વર્ષ ભરાય જ નહિ અને એને બદલે મહાસમિતિના સઘળા સભ્યો પોતાનું ભાથું બાંધી લાવી, સ્ટેશનથી ૧૦ માઈલ દૂર આવેલી આવી પરિષદ સુધી પગપાળા આવી આવા લોકનું કાર્ય, એ લોકોનો ઉત્સાહ જુએ, અને એમની શ્રદ્ધામાંથી બેચાર શ્રદ્ધાની ચિનગારી લે તો કેવું સારું?

'પણ એ લોકોને મેં ટેકીલા તરીકે કેમ વર્ણવ્યા એ તો હજુ મારે કહેવાનું છે. ગાંધીજીએ સૌને પૂછ્યું : "આ પરિષદમાં આવેલામાંથી કેટલા વેડછી આવેલા, કેટલાએ દારૂ છોડવાની પ્રતિજ્ઞા લીધેલી, કેટલાયે પાળી અને કેટલાયે ન પાળી?" છેલ્લા સવાલ સિવાયના બધા સવાલોના 'હા'માં જવાબ મળ્યા, અને છેલ્લા સવાલનો જવાબ સૌએ 'ના'માં જ આપ્યો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે સૌ કુંદન હતા, કોઈ ખોટો સિક્કો નહોતો. પરિષદ પછી ઘણાં કુટુંબમાં હું ખાનગી રીતે ફરી આવ્યો. એઓ ખીચડી પકવતા હતા ત્યાં જઈને હું બેઠો, [અને] એમની સાથે ગોઠડી કરી. અભિમાનપૂર્વક એમણે કહ્યું : "બધા અમે ત્યાગેલા જ હતા; થોડા આસપાસ ખાદી વિનાનાં ઊભેલા હતા તેઓ તો દારૂ પીએ છે, તેમની હાથ ઉપાડવાની હિંમત શેની ચાલે, પણ આપણા ખાદીવાળા તો સૌ અડગ ટેકને વળગી રહેલા છે." આ લોક તો 'સોનાની ખાણ' છે, પણ એ સોનાની ખાણ સામાન્ય સોનાની ખાણના કરતાં મોઘા મૂલની છે. સામાન્ય સોનાની ખાણ લેતાં, પરસેવા પાડતાં મજૂરોની મજૂરીના અને તેમના ઉપર ગુજરતા ત્રાસના, તથા તેમના શ્રમ ઉપર જીવનારા અને ધનવાન બનનારા શ્રીમંતોના ખ્યાલ આવે, એ સોનું દુનિયાના કેટલા કલહોનું મૂળ છે એ વિચાર આવે; જ્યારે આ સોનાની ખાણ તો એ ખાણ ખોદનારા પરિશ્રમને માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરે છે, અને એમાંથી નીકળતા શુદ્ધ કુંદનની અગ્નિપરીક્ષાએ ચડવાના અભિલાષ ઉત્પન્ન કરે છે. આ અભણ, અજ્ઞાન, દલિત, પીડિત, કોમ આટલી ટેક બતાવી શકે, વર્ષોના વર્ષોની ભૂરી આદતો પલકવારમાં છોડી શકે તો એમનાથી ઊજળા કહેવાતા આપણે કાંઈ ધડો ન લઈએ?'

(મહાદેવભાઈની ડાયરી નંબર ૧૦ પા. નં. ૨૫૨થી ૨૫૫)

પરિષદમાં ભજવાયેલ આંધળાના ગાડા વિશેની મહાદેવભાઈની સમીક્ષા આપણે આ પુસ્તકના ચોથા ખંડમાં જોઈશું, પરંતુ ઉનાઈની રાનીપરજ પરિષદ વખતે ચૂનીભાઈની મહેનતથી ગોઠવાયેલ ખાદી પ્રદર્શન વિશેનો મહાદેવભાઈનો અભિપ્રાય અહીં જ જોઈ લઈએ. મહાદેવભાઈની ડાયરીના ૧૨મા ભાગના પાન ૪૫૬થી ૪૬૨માં તેઓ નોંધે છે :

'રાનીપરજ કાર્યકર્તાઓએ ચૈત્રી પૂનમને દિવસે ઉનાઈમાં જ પ્રદર્શન અને પરિષદ રાખીને અનેક યાત્રાળુઓને માટે આશ્વાસન રાખ્યું હતું. જોકે એ પ્રદર્શનના યાત્રાળુઓ આ પ્રદર્શન અને પરિષદ ન હોત તો ઉનાઈ જાત કે કેમ તે શંકા છે. યાત્રાને સ્થળે આવી રીતે ખાદી પ્રદર્શન રાખવાથી લોકોની ધર્મવૃત્તિ ખરી દિશામાં વહેવરાવી શકાય એ એક સ્તુત્ય ઉદ્દેશ છે, પણ એ ઉદ્દેશ પાર પાડતાં ઘણો સમય જશે એમ લાગે છે. હરદ્વારમાં મેં એક પ્રદર્શન જોયું હતું અને આ બીજું જોયું. હરદ્વારનું પ્રદર્શન તો સરખામણીમાં તુચ્છ હતું. આ પ્રદર્શન તો એક પાઠશાળા હતું. પણ બંને પ્રદર્શનમાં હરદ્વારની કે ઉનાઈ માતાની યાત્રાએ આવતા સામાન્ય યાત્રાળુ ઘણા આવ્યા એમ ન કહી શકાય.

'પણ જે ન આવ્યો તેમણે ઘણું ગુમાવ્યું એ વિશે તો કશી શંકા નથી જ. એઓ આવ્યા હોત તો એઓ ખાદીથી અને મદિરાત્યાગથી પવિત્ર થયેલાં અનેક રાનીપરજ સ્ત્રીપુરુષોનાં દર્શન કરત, એ સ્ત્રીપુરુષોમાં કામ કરી રહેલા અનેક કાર્યકર્તાઓનાં દર્શન

કરત, ખાદીના મહિમા પ્રત્યક્ષ જોઈ શકત અને પોતાની યાત્રાને કૃતાર્થ કરી શકત. મેં તો આ ભલીભોળી પ્રજાના લોકોને અનેક-વાર જોયા છે, એમની સેવા કરી રહેલ કાર્યકર્તાઓ પણ અનેકવાર જોયા છે, પણ મારી તૃપ્તિ નથી થતી. ચારપાંચ વર્ષ ઉપર એક રાનીપરજ પરિષદના પ્રમુખ તરીકે ગાંધીજીએ તે પરિષદની યોજના કરનારાઓને કવિ તરીકે વર્ણવ્યા હતા. રાનમાં રાની લોકોની સાથે રહી રાનની ઈશ્વરી લીલા નિહાળતા આ કાર્યકર્તાઓ પોતાનું કવિત્વ વધારતા જ ગયા છે. એમાંના એક ભાઈ જુગતરામ દવે છે. એમણે તે વેળા કવિ તરીકે પોતાને પ્રગટાવ્યા નહોતા. પછી તો એમણે લોક નાટકો રચવા માંડયાં અને કવિ-સેવક તરીકેની પોતાની કારકિર્દી વધાર્યે જ જાય છે.

'હંમેશની જેમ પરિષદમા આવનારાં ભાઈબહેનોને ભાથું તથા બિછાનું સાથે લેવાની વિનંતિ કરવામાં આવી હતી. રાંધવા કરવાને માટે મોટા માંડવા બાંધ્યા હતા, ઘણાખરાએ ઝાડ નીચે મુકામ કર્યો હતો. પરિષદને માટે મંડપની જરૂર હોય જ શાની? બે વિશાળ વડનાં ઝાડોની છાયા નીચે પરિષદ મળી, અને પ્રદર્શન-ને માટે એક વડનો જ આશ્રય લેવામા આવ્યો હતો. પણ એ વડની પસંદગી કવિત્વમય હતી. પ્રદર્શનનો દરવાજો અને કમાન વડની બે વડવાઈઓએ બનાવ્યાં હતાં, અને પ્રદર્શનનો મંડપ એ વડની અનેક શાખાઓએ રચ્યો હતો. બહાર એક બાજુએ એક ખાદીની દુકાન, અને બીજી બાજુએ ખાદી સરંજામની દુકાન હતી. આ પ્રદર્શનને આ રાંક લોકોની સાચી સેવિકા અને દયાભગિની બહેન મીઠુબહેન પિટિટે ખોલ્યું, અને પરિષદના પ્રમુખ સરદાર વલ્લભભાઈ હતા.

'આ પ્રદર્શન એક પાઠશાળા હતું એમ હું કહી ગયો. અગાઉનાં પ્રદર્શનો કરતાં કંઈક ને કંઈક વિશેષતા તો એમાં હતી જ. રૂ વીણી, કીટી કાઢી સાફ કરી, પીલી, પીંજીને કાંતવાની ક્રિયાથી માંડીને વણવા સુધીની બધી ક્રિયાઓ દર્શાવનાર વિભાગો તો હતા જ, પણ દરેકની ખરાબ રીત કઈ અને સારી રીત કઈ, કીટી કઈ રીતે સરસ સાફ કરાય, પીંજવામાં ભૂલો કયાં થાય છે એ લખીને બતાવ્યુ હતું, અને સામે, કરીને બતાવનાર બાળાઓ અને બાળકો બેઠાં હતાં. આખા પ્રદર્શનમાં પ્રયોગ કરી બતાવનાર અને કરનારા, પીલનારા, પીંજનારા, કાંતનારા અને વણનારા—અરે ખાદીનો સરંજામ ઘડનારા સુથારો સુધ્ધાં બધા, રાનીપરજનાં જ બાળકો હતાં. નાના નાના સૂચક હાથે લખેલાં પાટિયાં બધી ક્રિયાઓને સમજાવતાં હતાં, 'રૂ કેમ સાફ થાય છે. તે જુઓ' 'તાંત સારી બંધાઈ હોય તો કેવો મધુર અવાજ આપે છે તે સાંભળો.' 'થોડું થોડું રૂ લઈને થડી પર થઈને કેવી રીતે પીંજતાં-પીંજતાં એને આગળ લઈ જવામાં આવે છે એ જુઓ.' 'પૂણી બનાવવા-ને પોલ તૈયાર થયો એમ કયારે કહેવાય તે જુઓ,' 'સારી પૂણીનાં સજ્જડ બાંધેલાં પડીકાં કર્યાં છે તે જુઓ,' 'આ કાચું પીંજેલું રૂ છે આવુ પીંજેલું રૂ કાંતો તો કાચો ભાગ આવતાં સૂતરમાં ફેદાં પડશે, ફેદાની જગ્યાએ વણાટમાં તાર તૂટશે, સૂતર એકસરખું આવશે નહિ અને એની બનેલી ખાદી જલદી ફાટશે.' 'પૂણી વાળવી એટલે શું? છૂટા થયેલા રેસાઓને વ્યવસ્થિત ઘડી કરી દાબી મૂકવા કે જેથી તે ઊબળાને પાછા ગૂંચવાઈ ન જાય. જાડા સળિયાથી વળેલી પૂણી અંદરથી પોલી રહેશે અને કાંતતી વખતે રેસાઓ સડસડાટ આવતા રહેશે. અને પાતળા સળિયાથી વાળેલી પૂણીઓ દિવેટ જેવી થઈ જશે, તેથી રેસા છૂટશે નહિ અને તૂટી જશે.' ઈ. ઈ.

'પીંજવામાં અને વણવામાં કેટલી બધી પ્રગતિ થઈ છે તે તો રાષ્ટ્રીય ધ્વજને માટે કંતાતા સૂતરમાં હિસ્સો આપવાનું જેના ભાગ્યમાં આવ્યું હોય તે જાણે. આટલી બધી સ્વચ્છ, પોચી છતાં કઠણ અને એકએક રેસાને અજબ રીતે છૂટો પાડી આપનારી પૂણી કાંતતાં જે આનંદ મળે છે તેનો અનુભવ લીધો, અને કલાક-ના કલાક સુધી કાંતતાં શ્રમ નથી લાગતો, સૂતર એકધારું ચાલ્યું આવે છે એ પણ પ્રત્યક્ષ જોયું. આ પૂણી બનાવનારાં એક રાની-પરજ બાળક અને બાળા જ હતાં.

'આ પ્રદર્શનમાં બીજા મોટા પ્રદર્શનમાં ખાદી અર્થશાસ્ત્રના આંકડા જે આવે છે તેવા આંકડા નહોતા. તેવા આંકડા અભણ માણસ શી રીતે સમજે? પણ અભણ સમજે એવા થોડા આંકડા આપેલા હતા.

'એક સરખામણી ધ્યાન ખેંચે એવી હતી. પણ એ, બેઠાં બેઠાં ખાદીની પાસે કોઈ ચમત્કાર કરવા ઇચ્છે તેને માટે નહોતી. એ તો જાતે પરસેવો પાડનારા માટે ખાદી મોંઘી નથી એ બતાવવાને માટે નીચેની સમજ આપી હતી :

'એક મણ કપાસનો ઢગલો=૧૩ શેર રૂ=૧૨ શેર સૂતર.

'એ કપાસ ખેડૂત પોતાના ખેતરમાંથી વીણીને સંઘરે, એને ઘેર પીલે, ઘેર પીંજે અને ઘેર કાંતીને ઘેર વણે, તો એ ૧૨ શેરમાંથી ૩૬ વાર ખાદી ઉત્પન્ન થાય.

'એવી ૩૬ વાર ખાદી ચાર વર્ષથી નિયમિત પોતાનાં કપડાં બનાવી લેનાર એક રાનીપરજ સેવકે ઉત્પન્ન કરેલી આ ઢગલાની સામે મૂકી હતી. આ ૩૬ વારમાંથી પોતાને જોઈએ તે પ્રમાણે ૧૨ ધોતડી બનાવે અથવા ૧૨ સાડીઓ બનાવે. આ મણ સૂતરનો એમ ઘરમાં જ સદુપયોગ કરવાને બદલે ગરીબ ખેડૂત વેચી દે તો તેની મિલની ત્રણ સાડી આવે. પોણો મણ કપાસ વેચે તો ૨૮ તોલા વજનનો વિલાયતી સૂતરનો એક ધોતી-જોટો આવે. આમ જાતે ઉત્પત્તિ કરનારને કેટલો ફાયદો થાય છે, એ બતાવ્યું હતું. આમાં ખાદી વેચાતી લઈને પહેરનારની ઉપર આડકતરી ટીકા પણ આવી જતી હતી, પણ એ ટીકાનો રાનીપરજ લોકોને તો વિચાર કરવાનો જ નહોતો.'

### શિક્ષણનું નવું પરિમાણ જોડાયું

જુગતરામભાઈએ વેડછી આશ્રમમાં આવતાંની સાથે જ એ વરસની અંદર ચૂનીભાઈના વ્યાપક ખાદીકાર્યની જોડે શિક્ષણનું નવું પરિમાણ જોડી દીધું હતું અને સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમાં ગાંધીજીના રાષ્ટ્રીય શિક્ષણને તેઓ જે રીતે સમજ્યા હતા તે રીતે વેડછીમાં સ્થાન આપી રહ્યા. જે આદર્શોને એમણે પોતાના આત્મામાં સેવ્યા હતા તેને વેડછીની ભૂમિ પર ચરિતાર્થ કરવા પ્રયાસ કરતા અને પોતાની અસાધારણ કલ્પના મુજબ એને નવાં નવાં સ્વરૂપો આપતા ગયા. આ બધાને પરિણામે વેડછીના સ્વરાજ આશ્રમનું એક એવું ચરિત્ર વિકસ્યું કે જેણે વેડછીને ગાંધીના આશ્રમોમાં આખા દેશમાં એક અનોખું સ્થાન અપાવ્યું. અને આ વર્ષોમાં વેડછીના આશ્રમને જે વિદ્યાર્થીઓ મળ્યા તેમણે આખા

ક્ષેત્રમાં વેડછી આન્દોલનની હવા ફેલાવવાનું અને સેંકડો ગામોમાં ગાંધીના રચનાત્મક કાર્યક્રમનાં મૂળ નાખવાનું કામ કર્યું. આખા વેડછી ક્ષેત્રમાં આજે જે એક શાંત ક્રાંતિ થયેલી દેખાય છે, તેની પાછળનું એક મોટું બળ એ આ કાર્યકરો હતા. એક આદિવાસી ક્ષેત્રમાં ત્યાંના જ કાર્યકરો મારફત આટલું મોટું સામાજિક અને શૈક્ષણિક પરિવર્તન લાવનાર ક્ષેત્રો આખા દેશમાં જૂજ જ જોવા જડશે.

## ૧૫ સ્વરાજ્ય સંગ્રામમાં

સ્વરાજ આશ્રમ શબ્દો સૂચવે છે તેમ એમાં એક તરફથી રાષ્ટ્રીય લડત અને બીજી તરફથી આશ્રમી કેળવણીના સંસ્કાર ભળ્યા છે. બારડોલી સત્યાગ્રહમાં... જેમ વેડછી ગામ તથા તેની આસપાસના રાનીપરજ કાર્યકરોએ ઉત્સાહથી ભાગ લીધો હતો. તેમ બીજી તરફ બારડોલીની એ લડતે આ ક્ષેત્રના જીવનને પલટવામાં મોટો ફાળો ભજવ્યો.

### લડતથી રચનાત્મક કામને વેગ

જુગતરામભાઈના શબ્દોમાં : 'લડતની અસરથી આ પ્રદેશમાં રચનાત્મક કામ અને સમાજ સુધારાને જબરો વેગ મળ્યો... બારડોલીનાં ગામડાંઓ રેંટિયા વડે ગુંજી રહ્યાં. વણવા માટે આવી પડેલાં સૂતરનાં પોટલાંઓથી વેડછી આશ્રમ ઊભરાઈ રહ્યો.... રાનીપરજમાં બારડોલી સત્યાગ્રહની અસર વ્યાપક હતી. દારૂતાડી છોડવાનું અને જીવનમાં સુધારાઓ દાખલ કરવાનું મોજું તેઓમાં ફરી વળ્યું. લોકો દૂર દૂરથી આવી પોતાનાં ગામોમાં આશ્રમો ખોલવાની માગણી કરવા લાગ્યા. વેડછીની આસપાસ સત્યાગ્રહની લડત અંગે જે છાવણીઓ નીકળી હતી તે કાયમ કરી ત્યાં રેંટિયાના આશ્રમો ચલાવવાની માગણીઓ આવવા લાગી. બધી છાવણીઓ તો નહિ, પણ એક તરફ ગોલણ, કુંભિયા, અને કસવાવની; બીજી તરફ અલગટ, પૂના, ડોલવણ, કલમકુઈની; ત્રીજી તરફ આંબાપારડી, શઠવાવની; એમ કેટલાંક ગામોની છાવણીઓ આશ્રમોમાં ફેરવાઈ અને લડતમાં આવેલા સૈનિકોમાંથી સારા સારા ભાઈઓ ખાદી-સેવકો તરીકે ત્યાં વસ્યા. ઠેક સોનગઢ તાલુકાનાં ઊંડાણનાં જંગલો સુધી પણ કાર્યકર્તાઓ ઘૂમતા થયા. વાંસદા ધરમપુરનાં રાજ્યોમાં ત્યાંના દેશી દરબારો સાવધ થઈ ગયા હતા અને આ જુવાળ પોતાનાં રાજ્યોમાં ફરી વળે નહિ તે માટે સખત ચોકી રાખી રહ્યા હતા, છતાં તેમનાં ગામોમાંથી પણ લોકો વેડછી આવીને રેંટિયા ઉપાડી ગયા અને તે રાજ્યોનાં દારૂનાં પીઠાં ઉપર પણ અસર પહોંચી. ડાંગ જંગલમાં સરકાર આદિવાસીઓના રક્ષણને નામે સખત નાકાબંધી રાખી રહી હતી, બહારનું ચકલું પણ ત્યાં પેસી ન શકે એવી સખત નીતિ અમલમાં હતી અને ગોરા મિશનરીઓ સિવાય કોઈ સેવકોને ત્યાં પેસવા દેવામાં આવતા નહોતા—ત્યાં પણ આશા અને ઉત્સાહની હવા પહોંચી ગઈ. અને કેટલાક લોકો વેડછી આવી માથે ઉપાડીને રેંટિયા લઈ ગયા.'

### લડતમાં ફરી ભરતી

આપણા રાષ્ટ્રીય આંદોલનમાં ૧૯૨૮–૨૯નાં વર્ષો ખાસ મહત્ત્વપૂર્ણ હતાં. ૧૯૨૨માં ચૌરીચૌરા, બારડોલી સત્યાગ્રહ મોકૂફી, ગાંધીજીની ધરપકડ અને ૭ વરસની કેદની સજા પછી દેશમાં જે ઉત્સાહની જે ઓટ આવી હતી તે હવે ફરી પાછી ભરતીમાં બદલાવા લાગી હતી. બારડોલી સત્યાગ્રહે માત્ર બારડોલી અને એની આસપાસના ખેડૂતોનો જ નહિ, પણ આખા દેશની જનતાનો હોંસલો વધારી દીધો હતો. રાષ્ટ્રીય મહાસભામાં તે વખતે કોંગ્રેસનું ધ્યેય શું રાખવું એને અંગે પં. મોતીલાલ નહેરુ અને પં. જવાહરલાલ નહેરુની આગેવાની હેઠળ બે પ્રકારના મત પ્રવર્તતા હતા. મોટી પેઢીની ઉદારમતવાદી નેતાગીરીની સલાહ એવી હતી કે આપણે કોંગ્રેસનું ધ્યેય સાંસ્થાનિક સ્વરાજ (ડોમિનિયન સ્ટેટસ) રાખી ઓસ્ટ્રેલિયા કે કેનેડાની માફક બ્રિટિશ સામ્રાજ્ય હેઠળ રહીને વધુમાં વધુ આન્તરિક સ્વતંત્રતા મેળવવાની નેમ રાખશું તો તે કાંઈક વાસ્તવિક ધ્યેય ગણાશે. જવાહર, સુભાષ વગેરેની જુવાન પેઢીને મુકમ્મિલ આઝાદી અથવા પૂર્ણ સ્વરાજથી ઓછા કોઈ પણ ઉદ્દેશથી સંતોષ નહોતો. ગાંધીજીની મધ્યસ્થીથી પિતા-પુત્ર વચ્ચેની આ આંટી છૂટવા પામી હતી. ૧૯૨૯નું વર્ષ સાંસ્થાનિક સ્વરાજનો ઉદ્દેશ રાખી, એક વર્ષ તૈયારી કરી જો તે ઉદ્દેશ મુજબની કાંઈ ઘોષણા ન થાય તો ૧૯૩૦ના વરસથી સંપૂર્ણ સ્વરાજ માટેની લડત ઉપાડવાનું નક્કી થયું હતું. ૧૯૨૯ની લાહોરની કોંગ્રેસમાં પં. મોતીલાલજી કોંગ્રેસ પ્રમુખ (તે વખતે તેમને 'રાષ્ટ્રપતિ' કહેતા) પદેથી ઊતરી જવાહરલાલને માથે એ જવાબદારી સોંપવાના હતા.

૧૯૨૨ થી ૨૭ સુધીનો ગાળો દેશમાં કેટલાંય સ્થળોએ રચનાત્મક કાર્યો કરવાના જે પ્રયાસો થયા હતા; તેમાં વેડછી-બારડોલી ક્ષેત્રનો પ્રયાસ કાંઈક વિશેષ સ્થાન ધરાવતો હતો. આ ક્ષેત્રના કાર્યકર્તાઓએ સાચી લગન અને નિષ્ઠાથી રચનાત્મક કાર્યને ગામડે ગામડે પહોંચાડવાનો પ્રયાસ કર્યો હતો. સર્વ રચનાત્મક કાર્યોમાં શિરમોર એવી ખાદીની ગુંજ આ ક્ષેત્રને ગામે ગામ ગુંજતી થઈ ગઈ હતી. દારૂબંધીનો પ્રચાર આ ક્ષેત્રમાં જેટલો થયો હતો, એટલો દેશમાં ભાગ્યે જ બીજા કોઈ ક્ષેત્રમાં તે કાળે થયો હશે. બારડોલીના ગામે ગામ હરિજનોને હાથે પાણી ભરાવીને આખા ગામને તે પિવડાવવાના કાર્યક્રમો યોજાતા. એમેય કદાચ આખા ગુજરાતમાં અસ્પૃશ્યતાની ભાવના સુરત જિલ્લામાં સૌથી ઓછી હશે. અબ્બાસ સાહેબ જેવા આગેવાનોએ મુસ્લિમોને ખાસ રાષ્ટ્રીય ચળવળમાં ભેળવવા લોકશિક્ષણ આપ્યું હતું. બારડોલી સત્યાગ્રહે આ આખા ક્ષેત્રમાં ઉત્સાહનું એક મોજું ફેરવી દીધું હતું. વીર વલ્લભભાઈ બારડોલી સત્યાગ્રહથી જ સરદાર વલ્લભભાઈ બન્યા હતા. આમ આખું ક્ષેત્ર પૂર્ણ સ્વરાજના આન્દોલનનો આરંભ કરવા વાસ્તે થનગની રહ્યું હતું.

### લાહોર કોંગ્રેસ

લાહોર કોંગ્રેસમાં વેડછી આશ્રમથી ચૂનીભાઈ મહેતા ખાદી પ્રદર્શન સારુ ખાસ તૈયારી કરીને પહોંચી ગયા હતા. તેઓ પોતાની સાથે પૂર્ણ વસ્ત્રસ્વાવલંબી એક ચૌધરી કુટુંબને પણ લઈ ગયા હતા. મહુવરિયા ગામના રાનીપરજ ખેડૂત ગોપાળભાઈની ખાદી નિષ્ઠા જાણીતી હતી. આ કુટુંબની સ્ત્રીઓને પંજાબની ઘઉંની રોટી ભાવતી નહોતી. ચોખાનું ઢાચલું અને જુવારના રોટલા માટે તેઓ હિજરાતાં હતાં. અને વહેલાં વહેલા પાછાં જવા તૈયાર થતાં હતાં. છતાં ચૂનીભાઈએ તેમને જેમ તેમ કરીને ઠેઠ સુધી રાખ્યાં. તેમને કાંતતાં વણતાં જોઈને અને તેમના ઘરના

કપાસમાંથી ઘરમાં જ પીંજી કાંતી, વણી તૈયાર કરેલાં જાડાં કપડાં તેમના શરીર પર જોઈ પ્રેક્ષકોને ખૂબ પ્રેરણા મળતી હતી. તેમના હૃદય ઉપર ઊંડી છાપ પડતી હતી કે જો સ્વતંત્રતાનો જોરદાર છોડ ઊગે એવી આપણી ઇચ્છા હોય તો તે માટે વેડછી જેવા રચનાત્મક કેન્દ્ર રૂપી ક્યારા ઠેર ઠેર તૈયાર કરવા જોઈએ.

### બેઉ પક્ષે ચેતના જાગરણ

એક રાનીપરજ પરિવારને ઠેઠ લાહોરની કોંગ્રેસ સુધી વસ્ત્ર-સ્વાવલંબી ખાદીની પ્રક્રિયાઓના પ્રદર્શન સારુ લઈ જવાનો આ પ્રયોગ વેડછીની લાક્ષણિકતાઓ સૂચવી જતો હતો. સ્વરાજની લડાઈ સારુ તલપાપડ થઈ રહેલા હજારો લોકો એનાથી પ્રત્યક્ષપણે નિહાળી શક્યા હતા કે ગાંધીજીની રીતે લડાઈ ચલાવવી હોય તો એની પાછળ કેવી સાધના જોઈએ. રચનાત્મક કામ જો પરિપૂર્ણ થાય તો પૂર્ણ સ્વરાજ હસ્તામલકવત્ આપણી પાસે આવી પડે એ ગાંધીજીની શ્રદ્ધાને વેડછી પોતાના જીવન દ્વારા ટેકો આપતું હતું. તે એમ પણ પુરવાર કરતું હતું કે સ્વરાજની લડતમાં માત્ર ભણેલા ગણેલા ને બેરિસ્ટર થયેલા લોકોનો જ ખપ નથી પણ આદિવાસી, ખેડૂતો, સ્ત્રી, પુરુષ, બાળક સૌનો ખપ છે. અહિંસક લડાઈની જે ખૂબી છે કે તેમાં સર્વ વર્ણ ને વર્ગનાં આબાલ વૃદ્ધ સ્ત્રી પુરુષ સહજતાથી ભળી શકે. તેની સાખ લાહોર કોંગ્રેસના પ્રદર્શનમાં મહુવરિયાનું આ વસ્ત્રસ્વાવલંબી પરિવાર પૂરતું હતું.

ચેતના જાગરણની આ પ્રક્રિયા કંઈ એકમાર્ગી રસ્તા જેવી નહોતી. ચૂનીભાઈના ખાદી પ્રદર્શને જો લાહોર કોંગ્રેસમાં ભળેલા લોકોને પ્રેરણા આપી હશે તો રાવી નદીને તીરે કકડતી ટાઢમાં ભરાયેલા, પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞાથી પ્રતિબદ્ધ થનાર આ કોંગ્રેસ અધિવેશને વેડછીથી આવનાર સીધા સાદા પણ કૃતસંકલ્પ ચૂનીભાઈ અને એમની સાથે આવેલ શ્રદ્ધાના ઊંડા મૂળિયાવાળા ખેડૂત પરિવારને રાષ્ટ્રભક્તિની પ્રેરણાનું અમૃત કંઈ ઓછું પાયું નહોતું. લાહોર કોંગ્રેસમાંથી રાષ્ટ્રભક્તિનું જે મોજું ઊઠ્યું તેની લહેરો વેડછી ક્ષેત્રમાં પણ પહોંચી ગઈ અને ત્રણ માસ બાદ ઉપડનાર અહિંસક સ્વાતંત્ર્ય સંગ્રામના કદાચ સૌથી વધુ ઊજ્જવલ અધ્યાયસમી મીઠાની લડાઈમાં વેડછી ક્ષેત્રનો ફાળો પણ વેડછીને શોભે તેવો જ થઈ રહ્યો.

### '૩૦ની લડાઈની આછી રૂપરેખા

૧૯૩૦ની આ લડતનો ઇતિહાસ અહિંસાની તવારીખમાં અજોડ છે. આપણી કથાના સંદર્ભમાં આખા ઇતિહાસની મુખ્ય મુખ્ય વિગતો આપવી પણ અહીં શક્ય નથી. પરંતુ જે વ્યૂહરચનાના ચોક્કસ ભાગ જુગતરામભાઈ અને વેડછીના અનેક કાર્યકર્તા ભાઈ-બહેનો થયાં અને જેની પાછળ એમણે ઠીક ઠીક કુરબાનીઓ આપી, તેની પાછળ કયા સિદ્ધાંતો અને કઈ કાર્યપદ્ધતિ કામ કરતી હતી તે સમજવા ખાતર આપણે આ ઇતિહાસની ખૂબ આછી રૂપરેખા જોઈ લઈએ.

લાહોરની કોંગ્રેસમાં પૂર્ણ સ્વરાજના ઠરાવની સાથે ૨૬મી જાન્યુઆરીને દિવસે દેશભરમાં પૂર્ણ સ્વરાજ અંગે કમર કસવા સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાને વાંચવાનું પણ ઠરાવવામાં આવ્યું. એ પ્રતિજ્ઞાના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ હતા : સ્વતંત્રતા એ દરેક ભારતીય નાગરિકનો કદી વિખૂટો ન પાડી શકાય તેવો અધિકાર છે. બ્રિટિશ સરકારે ભારતવાસીઓને એ અધિકારથી માત્ર વંચિત નથી રાખ્યા પણ એણે ભારતનો આર્થિક, રાજનૈતિક, સાંસ્કૃતિક તેમ જ આધ્યાત્મિક રીતે વિનાશ કર્યો છે.

આર્થિક રીતે લોકોની આવક કરતાં ઘણા વધારે પ્રમાણમાં કર ઉઘરાવીને ભારતનો નાશ કર્યો છે. સરેરાશ ભારતવાસીની આવક રોજના સાત પૈસા છે. કુલ કરવેરાના ૨૦ ટકા જમીન મહેસૂલમાંથી અને ૩ ટકા મીઠા પરના વેરામાંથી વસૂલ કરવામાં આવે છે. ગ્રામોદ્યોગોનો નાશ કરવામાં આવ્યો છે. આબકારી અને મુદ્રાનીતિ એવી છે કે જેણે કિસાનોનો બોજો વધારી દીધો છે. રાજનૈતિક દૃષ્ટિએ આપણા પૈકી સર્વોત્તમ લોકોને પણ બ્રિટિશ અધિકારીઓ આગળ ઝૂકવું પડે છે. સ્વતંત્ર અભિવ્યક્તિ અને સંગઠનના અધિકારોથી આપણે વંચિત છીએ.

સાંસ્કૃતિક દૃષ્ટિએ આપણા શિક્ષણે આપણને મૂળિયામાંથી ઉખેડી નાખ્યા છે. અને એને લીધે આપણી બેડીઓને જ આપણે ભેટતાં થઈ ગયાં છીએ.

આધ્યાત્મિક રીતે ફરજિયાત નિઃશસ્ત્રીકરણે આપણી પ્રજાને પાણી વિનાની ને નામર્દ બનાવી દીધી છે.

આપણા દેશને આમ ચતુર્વિધ રીતે સત્યાનાશ નોતરનાર સત્તાને વશ થઈને રહેવું એ મનુષ્યજાત અને ઈશ્વરનો દ્રોહ કરવા બરાબર છે. આવી સરકાર સાથેનો સહકાર ખેંચી લઈને સવિનય કાયદાભંગ સારુ અમે પ્રતિજ્ઞા લઈએ છીએ.

દેશભરમાં ૨૬મી જાન્યુઆરીના દિવસે આ પ્રતિજ્ઞાનું જાહેરમાં વાચન થયું. એ પ્રતિજ્ઞાએ કરોડો લોકોની મૂક વેદનાને વાચા આપી.

કોંગ્રેસે જ્યારથી અસહકારનું આન્દોલન ચલાવવા ગાંધીજીને આગેવાની સોંપી ત્યારથી લોકો એમને પૂછતા હતા કે આગલી લડતની એમની વ્યૂહરચના કેવી હશે અને કયો કાર્યક્રમ તેઓ ઉપાડશે? પરંતુ કાર્યક્રમની રૂપરેખા ગાંધીજીના ખુદના મગજમાં હજી અસ્પષ્ટ હતી અને એને સારુ તેમની અંતરખોજ ચાલુ હતી. અલબત ગાંધીજીના ઘડતરને સમજનાર અને બધી વસ્તુઓને રાજકારણની દૃષ્ટિએ જ મૂલવનાર કેટલાક લોકોએ આનો અર્થ એવો બતાવ્યો કે ગાંધીજી પોતાની વ્યૂહરચના સરકારથી છૂપી રાખવા માગે છે!

### અંગ્રેજ દૂત દ્વારા પત્ર પાઠવ્યો

પોતાની માગણીઓને નક્કર સ્વરૂપ આપવા ગાંધીજીએ જાન્યુઆરી ૧૯૩૦માં જ એક મધ્યસ્થ (શ્રી બ્રમ્સનજી) દ્વારા બ્રિટિશ વડા પ્રધાનને પોતાની ૧૧ શરતો જણાવી તે મળે તો ગરીબ જનતાને પોતાના ખપનું સ્વરાજ મળ્યું એમ લાગે. આ શરતો પૈકી ચોથી શરત મીઠા પરનો કરવેરો નાબૂદ કરવાની હતી. મીઠાનો કાયદો તોડીને સત્યાગ્રહ કરવાનો વિચાર એમના મનમાં પાકો થઈ રહ્યો હતો. ૨જી માર્ચને દિવસે ગાંધીજીએ પત્ર લખીને એક અંગ્રેજ ક્વેકર મિત્ર, રેજિનાલ્ડ રેનોલ્ડ્સની મારફત વાઇસરૉય લૉર્ડ ઇરવિનને મોકલાવ્યો. એ પત્ર એક અહિંસક સત્યાગ્રહીની અદાથી, પૂરી નમ્રતાથી, જ્યાં સત્યને જરાય છુપાવ્યા વિના દૃઢતાથી લખાયેલો હતો. સત્યાગ્રહ આરંભ કરતાં પહેલાં કોઈ રસ્તો મળતો હોય

તો તે શોધવાનો પ્રયાસ હતો. આ પત્રનો જવાબ લૉર્ડ ઇરવિને જાતે તો આપ્યો જ નહિ એમના સચિવે માત્ર એની પહોંચ લખી. ગાંધીજીએ એને વિશે કહ્યું : 'ઘૂંટણિયે પડીને મેં રોટીની યાચના કરીને એના જવાબમાં મને પથરો મળ્યો.'

જાણે વીજળીનો ઝબકારો

ત્યારથી સત્યાગ્રહની તડામાર તૈયારીઓ શરૂ થઈ ગઈ. મીઠાના કાયદાની બધી કલમો 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'માં છાપવામાં આવી. પોતે કાયદાભંગ સારુ મીઠાનો કાયદો કેમ પસંદ કર્યો હતો તેની સમજ પણ ગાંધીજીએ નવજીવનમા આપી. મીઠાનો કાયદો હિન્દુ-મુસલમાન, અમીર-ગરીબ, સ્ત્રી-પુરુષ-બાળક સૌને લાગુ પડે તેવો હતો. એટલું જ નહિ મૂંગાં ઢોરને પણ મીઠાનો ખપ પડે છે એટલે એમની ઉપર પણ એની અસર થાય એવો એ કાયદો હતો. તે પહેલાં પં. મોતીલાલજી સહિત અનેક નેતાઓ એ જાણવા ઉતાવળા થઈ ઊઠ્યા હતા કે ગાંધીજી આ વખતે કેવા પ્રકારનો સત્યાગ્રહ કરશે. ગાંધીજીએ એ વિશે કહ્યું હતું : 'પંડિત મોતીલાલજી અને બીજા મિત્રો ઊંચા નીચા થતા હતા અને હું શું કરીશ એ જાણતા નહોતા. હું યે એમને કાંઈ કહી શકતો નહોતો, કારણ ત્યાં સુધી હું યે કશું જાણતો નહોતો. પણ વીજળીના ઝબકારાની જેમ આ વિચાર મારા મનમા આવ્યો અને તમે જાણો છો કે એ એવો વિચાર હતો કે આખા દેશને એક ખૂણેથી બીજે ખૂણે સુધી હચમચાવી મૂકે એવો હતો.' દેશે થોડા જ મહિનામાં જોયું કે એ વિચારે માત્ર આખા દેશને જ નહિ, પણ બ્રિટિશ સામ્રાજ્યના પાયાને જ હચમચાવી મૂક્યો હજી જાન્યુઆરીની પહેલી તારીખે તો ન્યુયોર્ક ટાઈમ્સે કહ્યું હતું કે ઇંગ્લૅંડમાં ભારતની કટોકટીની વાત આમ મોઢે ચઢી નથી અને ભારતમાં પણ કરોડો લોકો એને વિશે કશું યે જાણતા નથી. પરંતુ થોડાક માસમાં તો ઈંગ્લૅંડ, ભારત અને આખી દુનિયાના શિક્ષિત લોકો જાણી ગયા હતા કે ભારતમાં શું થઈ રહ્યું છે.

દાંડીકૂચ

એક વાર મીઠાના કાયદાનો ભંગ કરીને સત્યાગ્રહ થવાનો છે એવી ઘોષણા થઈ એટલે આખા દેશમાં એને વિશે જુદી-જુદી અટકળો થવા લાગી કેટલાક નાસ્તિક લોકો એમ પૂછવા લાગ્યા કે ચપટી મીઠું પકવવાથી દરિયો ક્યારે ખાલી થશે? પણ ગુજરાતના કાર્યકર્તાઓને ગાંધીના સત્યાગ્રહોનો અનુભવ હતો એટલે આ સત્યાગ્રહની ચમત્કારિક અસરનો અંદાજ તેમને પહેલેથી આવી ગયો. સુરત જિલ્લાના કાર્યકર્તાઓ સાબરમતી જઈને ગાંધીજીને સૂચવ્યું કે સુરત જિલ્લાના દાંડી ગામને મીઠું પકવવા સારુ પસંદ કરવામાં આવે. ગાંધીજીએ ૧૨મી માર્ચે સાબરમતીના સત્યાગ્રહ આશ્રમથી દાંડી તરફ પોતાના ચૂંટેલા ૭૮ સાથીઓ જોડે કૂચ કરી.

કૂચ કરનાર તો ૭૯ જણ હતા, પણ એમનો સાથ આપનારની સંખ્યાનો પાર નહોતો. અમદાવાદથી પહેલા મુકામ અસલાલી સુધી તો હજારો લોકોએ સાથે કૂચ કરી. પછીના મુકામોમા પણ આખું ગામ અને આસપાસનાં ગામડાંના લોકો આગલા મુકામ સુધી સત્યાગ્રહીઓને વળાવવા આવતા.

કૂચ ગાંધીજીની દૃષ્ટિએ સત્યાગ્રહીઓની તાલીમનું સાધન હતી. તેથી આખા દિવસનો કાર્યક્રમ આશ્રમ જીવનની દૃષ્ટિએ ગોઠવાતો. સત્યાગ્રહીઓ આહાર વિહારમાં આશ્રમી સાદગી જાળવી રાખે એવો ગાંધીજીનો આગ્રહ હતો. એક ગામે કોઈ સત્યાગ્રહીએ બજારમા જઈને આઈસક્રીમ ખાધો તે દિવસથી આહાર અંગેના નિયમો વધુ કડક બન્યા.

દુનિયાના કેટલાય દેશોમાંથી છાપાંના ખબરપત્રીઓ કૂચની સાથે સાથે જઈ રહ્યા હતા. આખી દુનિયાની નજર દુનિયાના સૌથી મહાન સામ્રાજ્યને પડકારતી આ કૂચ ભણી મંડાઈ હતી. પોતે દાંડી ન પહોંચે ત્યાં સુધી બીજા કોઈએ કાયદોભંગ ન કરવાની ગાંધીજીએ દેશવાસીઓને સૂચના આપી હતી. આખો દેશ સત્યાગ્રહની લડતમાં ઝંપલાવવા તલપાપડ થઈ રહ્યો હતો. જિલ્લે જિલ્લે કૂચની વ્યવસ્થા કાર્યકર્તાઓ અને ગામ લોકો કરતા હતા.

કૂચ સુરત જિલ્લામાં

કૂચનો છેલ્લો જિલ્લો સુરત હતો. એ જિલ્લામાં કૂચની વ્યવસ્થા કરવાની જવાબદારી જુગતરામભાઈ, કલ્યાણજીભાઈ વગેરે કાર્યકર્તાઓએ હોંશે હોંશે ઉઠાવી લીધી. પહેલા દિવસનો અનુભવ જુગતરામભાઈના શબ્દોમાં : 'દાંડીયાત્રા ૨૮--૩૦એ પ્રવેશ કરવાની હતી. યાત્રા જેમ જેમ દાંડીની નજીક આવતી જતી હતી તેમ તેમ સુરત જિલ્લાની પ્રજામાં તેમ જ ત્યાંના કાર્યકર્તાઓમા ઉત્કંઠા અને તૈયારીની પ્રવૃત્તિઓ વધી રહી હતી. અમારું વેડછી આશ્રમનું વાતાવરણ પણ બદલાઈ ગયું. આશ્રમના સર્વ કાર્યકર્તાઓ, મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓ અને બહેનો—સૌની ઉપર બાપુએ પોતે સત્યાગ્રહાશ્રમને હોમી દીધો હતો તે વિચારની અસર ફરી વળી હતી. તેઓ બધા જ સ્વરાજસંગ્રામની આ લડતમા ઝુકાવવાને તૈયાર થઈ ગયા.... બાપુની ટુકડી સુરત જિલ્લામાં પ્રવેશ કરે તે પહેલાં જિલ્લાના તે પ્રવેશદ્વાર પર પહોંચી જઈ, વેડછી આશ્રમની ટુકડીએ, આવી રહેલી સત્યાગ્રહી ટુકડી માટેની પૂર્વતૈયારીઓ કરવામાં ગામલોકોને મદદ કરવી એમ અમે ઠરાવ્યું.

'આ રીતે અમે લોકો સુરત જિલ્લાના ઓરપાડ તાલુકામાં આવેલા પહેલા મુકામ—ઉમરાછી ગામે આગળથી પહોંચી ગયા. ગામલોકોએ બાપુની ટુકડી માટે કીમ નદી પર વાંસવળીનો સુંદર પુલ તૈયાર કરી દીધો હતો. યાત્રીઓના નિવાસ માટે માંડવો બનાવેલો હતો. અમે જાજરૂ, સુતરડી બાપુના સંઘના આશ્રમીજનોને જોઈએ તે પ્રકારનાં તૈયાર કરી દીધાં, તેમ જ તેમના રસોડા માટેના મંડપ અને તેમાં ચૂલાઓ ગોઠવી દીધા. મેં ગામની બહેનોને મળી ટુકડી બીજા દિવસે સવારે વિદાય થાય તે પહેલાં તેમને ગરમ ગરમ રોટલા અને ગરમ દૂધનો નાસ્તો બનાવી આપવા તૈયાર કરી. કલ્યાણજીભાઈએ સુરતથી ગંગાબહેનના (એટલે કે પોતાના) દુગ્ધાલયનું દૂધ પરોઢિયા પહેલા આવી પહોંચે એવી સૂચના મોકલાવી. ટુકડી સાથે સભ્યોને કાતવા માટે રેંટિયાનાં ગાડાં રાખવામાં આવતાં હતાં. અમારી પાસે, બારડોલી આશ્રમમાં સરંજામ કાર્યાલય ચાલતું હતું, તે આખા ગુજરાતને રેંટિયા પૂરા પાડતું હતું. મેં ત્યાંથી જ નવા રેંટિયા મોકલવાની સૂચના આપી દીધી અને આવતી સત્યાગ્રહી ટુકડીને ખબર આપી દીધી કે ભરૂચ જિલ્લામાંથી રેંટિયાનાં ગાડાં મોકલવાની જરૂર નથી. આમ યાત્રાળુઓને બાદશાહી—અથવા કહો કે આશ્રમી સ્વાગત આપવાની અમે તૈયારી

રાખી હતી. પણ બાપુ આજકાલ સામાન્ય આશ્રમમાં વસતા નહોતા. તે એક સંગ્રામે નીકળેલા મરણિયા સેનાપતિ હતા. પોતાના સત્ય-અહિંસાના હથિયારોને સજીને તેમણે કલ્પનાતીત ધારદાર બનાવી રાખ્યાં હતાં. ઉમરાછીમાં પ્રવેશ કરતાં બાપુ પેલા વાંસપુલથી તો ખૂબ પ્રસન્ન થયા. આંબાની છાંયામાં બનાવેલા માંડવાઓ વગેરેથી પણ તેઓ ખુશ હતા. પણ બપોરે કાંતવાનો વખત થયો ત્યારે અમારા રેંટિયાનાં ગાડાં હજુ, બારડોલીથી આવી પહોંચ્યાં નહોતાં. બાપુ આશ્ચર્યથી 'તાકી રહ્યા : 'મેં ધાર્યું હતું', આ સુરત જિલ્લામાં ગામે ગામ રેંટિયા ચાલતા હશે, અને લોકોને ઘેરથી લાવીને અમને રેંટિયા આપવાના હશે'...બાપુનું તીવ્ર બનેલું મન આ ઢીલ સહન ન કરી શક્યું. તેમણે નિશ્ચય કર્યો કે હવેથી કાંતવા માટે તેમની ટુકડી રેંટિયા વાપરશે નહિ. પણ સૌ તકલી ઉપર જ કાંતશે. આ સંકલ્પને લીધે ૧૬૦ તારનો નિયમ પૂરો કરવા તેમને પોતાને અને બીજા પણ ઘણાને આરામનો ભોગ આપી ઘણો લાંબો વખત કાંતતા રહેવું પડ્યું.

'બીજી સવારે એક તરફથી પ્રાર્થનાની તૈયારી ચાલતી હતી ત્યારે બીજી તરફ ગરમ રોટલા ખવરાવવા આવી ગયેલી બહેનોની ચૂલા સળગાવવાની ધમાલ અને રોટલા બનાવવાની ટપટપ ચાલવા લાગી. બાપુએ ટીકા કરી, "અમારા નાસ્તા ખાતર બહેનોને તકલીફ આપવી ઠીક નથી."

'સવાર પડતાં રોટલા તો તૈયાર પણ હતા, પણ સુરતવાળું દૂધ હજુ આવી પહોંચ્યું નહોતું. તે લઈને આવતી મોટર ને રસ્તે પંક્ચર થવાથી મોડું થયું હતું. આની જાણ થતાં બાપુ વળી વિશેષ નારાજ થયા. બાપુને આપવાનાં સંતરાં, દ્રાક્ષ વગેરે ફળના ટોપલા સુરતથી કલ્યાણજીભાઈ લાવ્યા હતા. તે ખબર પડતાં તેમણે પોતાના રોજના આહારનો મુખ્ય પદાર્થ એવા સંતરાનો ત્યાગ કર્યો, ગામમાંથી જે કંઈ ફળ મળે તે જ લેવાનું ઠરાવ્યું. ગામમાંથી માંડ-માંડ ખાટાં લીંબુ, પપૈયાં અને કેળાં જ મેળવી શકાયાં.

'બીજી સાંજે ભટગામ જતાં રસ્તો ધાર્યા કરતાં લાંબો નીકળ્યો. રસ્તે જ અંધારું થઈ ગયું. રસ્તામાં અજવાળું કરવા મજૂરોનાં માથાં પર ભારે ટાંકી વાળી કિટસન લાઈટો મૂકી તેમને દોડાવવામા આવ્યા. આ બનાવથી બાપુની સહનશક્તિની હદ પૂરી થઈ ગઈ. મુકામે જઈ પ્રવચન કર્યું તેમાં પોતાનો બધો ઊભરો તેમણે ઠાલવ્યો : "આ ભારે દીવો ઉપાડીને મીઠુબહેન દોડતાં હોત તો મને દુઃખ ન થાત." તે દિવસથી સભામાં કિટસન લાઈટોની મનાઈ થઈ ગઈ. પાછળથી અમને કાર્યકર્તાઓને ભેગા કરી બાપુએ પોતાના હૃદયની વ્યથા અમારી આગળ ઠાલવી. અમને હવે સમજાયું કે આ ટુકડીનું સ્વાગત કરવું એ સામાન્ય લોકોની ગજાનું નહોતું. એ સ્વાગત આશ્રમવાસીઓનું હતું. સ્વરાજની લડતે ચડેલાઓનું હતું. અને હિંદના દરિદ્રનારાયણના ભક્તાનું હતું. બાપુના શબ્દપ્રહારોથી સમજાયું કે હું મૂળનો સત્યાગ્રહાશ્રમ સાથે સંબંધ ધરાવનારો હોવાથી મારી પાસે બાપુ અપેક્ષા રાખતા હતા કે મારે બધો વિવેક સમજી શકવો જોઈતો હતો. હવે પછી અમે સુરતના કાર્યકર્તાઓ સમજી ગયા અને ત્યાર પછી બાપુને વધારે દુઃખ આપનારા બનાવો અમારા હાથે બહુ ન બન્યા. કદાચ અમારા હાથે તો દૂભવતા બનાવો બન્યા જ હશે, પણ બાપુએ જ અમારા પ્રત્યે દયા કરી વિશેષ ઉદારતા રાખવાનું ઠરાવ્યું હશે. અમારા સૌના ઉપર તે દિવસ પછી તેમણે બહુ બહુ માયા અને પ્રેમ ઢોળવા માંડ્યાં. અમારી રજ જેવડી સારી વાતોને તેમણે પર્વત જેવડી મોટી કરીને અભિનંદવા માંડી. હું તેમનાં ભાષણોની નોંધ તૈયાર કરી રોજ તેમની પાસે સુધારા વધારા માટે રજૂ કરતો. તે માટે તેઓ ખાસ ધન્યવાદના ઉદ્ગારો કાઢતા. હું ધારું છું કે હવે તેમણે માયાનું ખાસ વલણ અખત્યાર કર્યું હતું તેનો જ આ ભાગ હતો.' આમ દાંડીકૂચની ટુકડીની વ્યવસ્થા એ જુગતરામભાઈ અને તેમના સાથીઓને સારુ સત્યાગ્રહી અને આશ્રમી કેળવણીનું સાધન બની રહી. સાચા શિક્ષણમાં કોઈપણ ઉમ્મર શિક્ષણ લેવા સારુ મોટી નથી પડતી.

### સત્યાગ્રહી બહેન

ગાંધીજી સાથે કૂચ કરનારાઓમાં એકેય બહેન કેમ નહિ? એવી ફરિયાદ સાબરમતીથી તેઓ નીકળ્યા તે પહેલાં આશ્રમની કેટલીક બહેનોએ ગાંધીજી આગળ કરેલી. ગાંધીજીએ તેમને ધીરજ ધરવાની સલાહ આપી કહેલું કે તમારે સારુ કૂચ કરવા જેટલો સહેલો નહિ પણ એથી ઘણો વધારે કઠણ કાર્યક્રમ આપવા વિચારું છું.
૫ મી એપ્રિલે ગાંધીજી કૂચ કરતા દાંડી પહોંચ્યા. 'હિન્દનાં બુલબુલ' સરોજિની નાયડૂ આ પ્રસંગે એમની પાસે પહોંચી ગયાં હતાં.

### નમક કા કાનૂન તોડ દિયા

છઠ્ઠી એપ્રિલની પ્રભાતે આશરે ચારેક હજાર લોકોના ટોળાએ ફાટફાટ થતી છાતીએ ગાંધીજીનું દરિયાકાંઠે સ્વાગત કર્યું. આ લોકો આગલી રાતે જ આવી પૂગ્યા હતા. આખી રાત તેમણે કાં મૌન પ્રાર્થના કરવામા કે રાષ્ટ્રીય ગીતો ગાવામા ગાળી હતી. મીઠું પકવતા પહેલાં ગાંધીજીએ દરિયાના પાણીમાં લંગોટભેર થઈને ડૂબકી મારી સ્નાન કર્યું. બરાબર સાડા છ ને ટકોરે ગાંધીજીએ વાંકા વળીને દરિયાનું થોડું પાણી લીધું અને તે લઈ તેઓ મૃદુ હાસ્ય વેરતા કાંઠા પરના પોતાના મુકામે આવ્યા. સત્યાગ્રહીઓની સંખ્યામાં થોડો વધારો થઈને ત્યાં સુધીમાં તે ૮૨ સુધી પહોંચી ગઈ હતી. ગાંધીજીએ મીઠું ઉપાડ્યું પછી તરત જ એ સત્યાગ્રહીઓને મીઠું પકવવાની છૂટ મળી. એ લોકો પાવડા તગારાં અને ડોલો લઈને કાંઠે બાઝેલું મીઠું ઉશેડવા લાગ્યા. બપોર સુધીમાં તો મીઠાના ઢગલે ઢગલા ઉશેડાઈ ચૂક્યા હતા. આખા દેશમાં આ ઘટનાના પડઘા પડ્યા. 'નમક કા કાનૂન તોડ દિયા'ના નારા હિન્દના ૨૦૦૦ માઈલ લાંબા દરિયાકાંઠે ગુંજી ઊઠ્યા. આખા દેશમાં છઠ્ઠી એપ્રિલ પછી આ કાયદો તોડવાની છૂટ હતી.
સરકારે ગાંધીજીને ગિરફતાર ન કર્યા. પણ દેશભરમાં ઠેરઠેર ધરપકડો શરૂ કરી. દાંડીથી કરાડી આવી ગાંધીજીએ ત્યાં મુકામ કર્યો. બપોરના સમયમાં તેઓ આસપાસનાં ગામોમાં જઈ સત્યાગ્રહ અંગે સૂચનાઓ આપવા લાગ્યા. તેમણે આ જ વખતે દેશની બહેનોને દારૂનાં પીઠાં અને વિલાયતી કાપડની દુકાનો પર પિકેટિંગ કરવાનો કાર્યક્રમ આપ્યો. દારૂડિયા લોકો સામે ઊભા રહી તેમને પીઠાં પર જતા રોકવાનો કાર્યક્રમ ખરેખર પુરુષો કરતાં વધુ બહાદુરી માગી લે તેવો હતો. પણ આખો કાર્યક્રમ બહેનોને જ સોંપાયો હતો. એમની વ્યવસ્થા કરવા એકાદ બે પુરુષોની મદદ આપવામાં આવતી ખરી.

### વેડછીનો હવિર્ભાગ

મીઠાના સત્યાગ્રહમા આપણું વેડછી ગામ તો ગળાડૂબ પડી જ ચૂક્યું હતું. ચૂનીભાઈનાં પત્ની સૂરજબહેન જોડે બહેનોની ટુકડી મીઠુબહેન પિટિટની આગેવાનીવાળી ટોળીમાં ભળી ગઈ. એ ટુકડીની મદદ કરવા વેડછી આશ્રમના નિષ્ઠાવાન સેવક ગોરધનબાબાની બહેનોએ પસંદગી કરી. આ ટુકડીને પ્રથમ બારડોલી તાલુકાનાં ગામોમાં ફરી સ્વયંસેવિકાઓની ભરતી કરવાનું કામ સોંપાયું અને તે પછી તેઓ સુરતની મુખ્ય છાવણીમાં જઈ શહેરનાં જુદાં જુદાં પીઠાંઓ ઉપર પિકેટિંગનું કામ કરવા લાગ્યાં.

એક તરફથી ગામડાંમાંથી મીઠાનો કાયદો તોડવા આવેલા હજારો સૈનિકોને ગાંધીજીએ સમુદ્ર કિનારાનાં ગામોમાં પથરાઈ રેંટિયા અને ગ્રામસફાઈના—પ્રમાણમાં વધારે સ્થાયી એવાં કાર્યોમાં લાગી જવાનો આદેશ આપ્યો. ગામડાના ખેડૂત સૈનિકોની વચ્ચે કોઈ કોઈ આશ્રમવાળાઓ પણ હતા, તેથી ઘણી ટોળીઓ જિલ્લાનાં સમુદ્રતટનાં ગામોમાં ફેલાઈને ઉપયોગી રચનાત્મક કામ કરવા લાગી ગઈ.

વેડછીથી જાનાભાઈ, નાથુભાઈ, ભૂલાભાઈ, વેલજીભાઈ વગેરે ભાઈઓએ ભીમરાડ અને બૂડિયા જેવાં ગામોમાં પોતાના બે માસ ઘણા ઉમંગમાં વિતાવ્યા અને સાથેના સૈનિકોની ટોળીને પણ ખાલી ખાલી લાગવા દીધું નહિ ત્યાં તેઓ ખાડી કાંઠે ક્યારાઓ બનાવી મીઠું પકવતા, લોકોને રેંટિયા તકલી શીખવતા અને ક્યારેક વાનર સેનાને ભેગી કરી ગ્રામસફાઈ પણ કરતા.

ગાંધીજીની વ્યૂહરચનાની એ ખૂબી હતી કે એમાં સવિનય કાનૂનભંગની સાથે રચનાત્મક કામો તાણાવાણાની જેમ ગૂંથાઈ જતા. દુનિયાના બહુ ઓછા સેનાપતિઓની વ્યૂહરચનામાં આમ રચના અને સંઘર્ષનાં બે તત્ત્વો ભેગાં થઈને પરસ્પર પૂરક થતાં જોવા મળશે. જ્યારે વેડછીના સૈનિકો મીઠું પકવતા, ખાદી વિદ્યા શીખવતા કે ગ્રામસફાઈ કરતા હતા, ત્યારે આશ્રમની બહેનો મીઠુબહેનની ટોળીમાં ભળીને ગામડે જઈ ધર્મશાળામાં રહી કે માંડવા પાડીને નિવાસ કરી દારૂનાં પીઠાં કે વિલાયતી કાપડની દુકાનો સામે પિકેટિંગ કરતી હતી ત્યારે ચીમનભાઈ ભટ્ટ તો પહેલી ટુકડીની સાથે જેલ ભેગા થઈ ગયા હતા. અને જુગતરામભાઈ સુરત જિલ્લાનાં જુદાં જુદા ગામોમાં વખતો વખત ગાંધીજીની સભાઓ ગોઠવવામાં વ્યસ્ત હતા. આમ લગભગ આખું વેડછી મંડળ ૧૯૩૦ની અહિંસક લડતના આગલા મોરચા પર સક્રિય હતું. હજી વેડછી આશ્રમને આરંભ થયે માત્ર ૭ વરસ વીત્યાં હતાં અને જુગતરામભાઈ અને તેમની મંડળીને વેડછીમાં વાસ કર્યે તો માંડ બે જ વરસ થયાં હતાં. ત્યાં તો વેડછી આશ્રમના નાના મોટા કાર્યકર્તાઓ અને વેડછી ગામના સંખ્યાબંધ સ્ત્રી પુરુષો સત્યાગ્રહની રાષ્ટ્રીય લડતને મોખરે પહોંચી ગયાં હતાં.

### કરાડીની ગાંધીકુટીર

પીવાના પાણીની અગવડને લીધે ગાંધીજી એક બે દિવસ દાંડી રહીને પછી કરાડી આવી ગયેલા. તે ગામના લોકોએ એક સુંદર આંબાવાડિયામાં ગાંધીજી માટે એક મજાની મઢૂલી અને એમના સૈનિકો સારુ માંડવા બાંધી આપ્યા હતા. ગાંધીજી જે કાળે અંગ્રેજ હકૂમત સામે છડેચોક બળવો કરી રહ્યા હતા, ત્યારે એમને આ રીતે આશ્રય આપવો એ ગામ લોકો સારુ કાંઈ ઓછી બહાદુરીનું કૃત્ય નહોતું. પણ લવણના સત્યાગ્રહે તો આખા દેશનું નૂર પ્રગટાવ્યું હતું તેમાં ગાંધીજીના સત્સંગથી કરાડી ગામે પોતાનું લાવણ્ય દેખાડી આપ્યું.

### 'આવી રમત હું નહિ ચલાવી લઉં'

ગાંધીજીને છૂટા રાખી દેશમાં ઠેરઠેર સરકારે ધરપકડો અને મારઝૂડ શરૂ કરી હતી. આખા દેશમાં અહિંસક સવિનય અવજ્ઞાનું મોજું ફરી વળ્યું હતું. સરકાર જેટલી ઘાતકી બનતી જતી હતી એટલી જ જનતા અહિંસાની ઠંડી તાકાત પ્રગટ કરી રહી હતી.

એક દિવસ એવા સમાચાર આવ્યા કે વીરમગામમાં બહેનોનું મોટું ટોળું મીઠાનો કાયદો તોડવા ભેગું થયું હતું તેમને વીખેરવા તેમના ઉપર ઘોડેસવારોની ટુકડી દોડાવવામાં આવી અને લાઠી ચલાવવામાં આવી.

ગાંધીજી આ બધું જોઈ સાંભળી ધ્રૂજી ઊઠ્યા. 'લડતના મૂળ પુરુષને છૂટો રાખીને બીજાઓ ઉપર પ્રહાર કરે છે, અને તેમાં સ્ત્રીઓ પર પણ. પ્રહારો પણ કેટલા અમાનુષી!' એમણે જાહેર સભામાં ઘોષિત કર્યું, 'આવી રમત હું ચાલવા દઈશ નહિ. મારા ઉપર ગોળી છોડવી પડે એવો લડતનો પ્રકાર હું શોધી કાઢીશ.' એમણે એ રસ્તો થોડા દિવસોમાં જ શોધી કાઢ્યો. મીઠાના અગર પર હલ્લો લઈ જવાનો એમણે વિચાર કર્યો. જુગતરામભાઈ વગેરેએ એમને મીઠાના અગરનાં ધામ એવા ચરસાડા અને ધરાસણા ગામોમાં લઈ જવાનો કાર્યક્રમ બનાવ્યો. ચરસાડાના મીઠાના અગરો જોઈને ગાંધીજીએ હજારોની મેદની સામે કહ્યું : 'આ મીઠાના ડુંગરો જોઈ મારા મનમાં પાણી આવે છે, મને તે લૂંટવાનું મન થાય છે. ભગવાને સર્જેલું મીઠું કબજે રાખી સરકાર લૂંટારાનું જ કામ કરી રહી છે, તેની પાસેથી ગરીબ લોકોનું મીઠું લૂંટવું એ ગુનો નથી, પણ ધર્મ છે.' કરાડી પાછા ફરી તેમણે ધરાસણાની લૂંટ નીકળવાની તારીખ ઠરાવી. ગાંધીજીની લૂંટ સત્યાગ્રહી લૂંટ હતી. એટલે સરકારને તેમણે રીતસરની તારીખ આપી. એ તો સરકારને રીતસર નોટિસ આપી છડેચોક અગર તરફ જવા અને તેમ કરતાં જે કષ્ટ આવે તે સહન કરવા તૈયાર હતા. અહિંસક સત્યાગ્રહીની લૂંટ પણ સ્વેચ્છાએ કષ્ટસહનની લૂંટ જ હતી.

૧૨મી મે ને દિવસે સવારે ૭ વાગ્યે તેમણે ધરાસણા તરફ કૂચ કરવાની જાહેરાત કરી. સત્યાગ્રહીને મન સર્વ કાર્યક્રમો ઉઘાડા હતા તો સરકારનાં સર્વ પગલાં છૂપાં હતાં. કૂચની આગલી રાતે આવીને તેમણે ગાંધીજીને ઊંઘમાંથી જગાડીને પકડી લીધા, પકડ્યા પછી છૂપી રીતે તેમને કોઈ અજાણ્યે સ્થળે લઈ જવામાં આવ્યા. પરંતુ સત્યાગ્રહીઓ ગાંધીજીની ગિરફતારીથી ડગી ગયા નહિ. શ્વેતદાઢીવાળા શુભ્ર વસ્ત્રધારી વયોવૃદ્ધ નેતા ન્યાયમૂર્તિ અબ્બાસ તૈયબજીની આગેવાની હેઠળ સત્યાગ્રહી ટુકડી ધરાસણા ભણી આગળ વધી. કૂચ થોડાં ડગલાં માંડ આગળ ગઈ હશે એટલામાં તો એમને પકડવા સેંકડો બંદૂકધારી સિપાઈઓ હાજર થઈ ગયા.

જુગતરામભાઈ ૭૯ની ટુકડીમાં તો નહોતા. પણ ગાંધીજીના ગામડાંના કાર્યક્રમોની ગોઠવણ કરવા અને એમનાં ભાષણોની નોંધ કરી જાહેર જનતા સુધી પહોંચાડવાના કામ સારુ તેઓ ગાંધીજીની આસપાસ જ પોતાનો મુકામ કરતા. આ લાગ જોઈને સરકારે સત્યાગ્રહી ટુકડીની સાથે જુગતરામભાઈને પણ ઝડપી લીધા.

ગાંધીજી અને અબ્બાસ સાહેબ તો અલબત ધરાસણાનું મીઠું લૂંટી ન શક્યા પણ એમની ગિરફતારીથી અગરની લૂંટનો કાર્યક્રમ અટકી ન પડ્યો. તીન પ્રકારના સત્યાગ્રહના વાંછુ હજારો સૈનિકોને સારુ ધરાસણાના અગરની લૂંટના કાર્યક્રમે માર્ગ મોકળો કરી આપ્યો હતો.

## ધરાસણા

ધરાસણાનો સત્યાગ્રહ એ દેશના અને અહિંસાના ઇતિહાસમાં અમર સ્થાન પામશે. અંગ્રેજીરાજ દરમિયાન ધરાસણામાં દેખાડવામાં આવી તેવી પાશવી લીલા જવલ્લે દેખાડવામાં આવી હશે અને સત્યાગ્રહી સ્વયંસેવકોએ હસતે મોઢે જે સિતમો ઝીલ્યા એનાં જેવાં ઉદાહરણ પણ જવલ્લે જ જોવા મળે છે. ધરાસણાના સત્યાગ્રહથી એક તરફ અંગ્રેજી સામ્રાજ્યવાદનું ભૂંડાપણું એના પૂરે પૂરા નાગા રૂપમાં પ્રગટ થયું, તો બીજી તરફ સત્યાગ્રહની લડાઈ એ સૈનિકો તેમ જ સામાન્ય નાગરિકોમાં કેવી અપ્રતિમ નૈતિક હિંમત લાવી દે છે તે પણ પ્રગટ થયું. માત્ર ચોવીસ દિવસના આ ટૂંકા ગાળામાં તો ગુજરાતના આ દરિયાકાંઠે એક અનુપમ નાટક ખેલાઈ ગયું. આ રોમહર્ષણ સત્યાગ્રહની આખી વાત કહેવાને અહીં સ્થાન નથી. ટૂંકમાં એટલું જ કહીશું કે એક પછી એક સત્યાગ્રહી જથ્થાઓ અગર પર કૂચ કરતા રહ્યા; સૈનિકોના જથ્થા પર પોલીસો અમાનુષી માર મારતા રહ્યા, ઘાયલ કે મૂર્છિત થઈને પડતા સત્યાગ્રહીઓને પોલીસો મીઠાની ખાઈમા નાખતા ગયા, જોતજોતામા સત્યાગ્રહી છાવણી એક કામચલાઉ હૉસ્પિટલમાં ફેરવાઈ ગઈ અને આખી હૉસ્પિટલ ઘાયલ સૈનિકોથી ખીચોખીચ ભરાઈ ગઈ. પોલીસે સિતમ ગુજરવામાં જરાય કસર ન રાખી. લોકોના હાથ, પગ, માથા કે પીઠ પર જ કડિયાળી લાઠી ધડાધડ મારીને એમને સંતોષ નહોતો થતો. સત્યાગ્રહીઓનાં મર્મસ્થાનોમાં અને ગુહ્યભાગોમાં પણ એ લોકો ફાવે તેમ માર મારતા. સેંકડો સત્યાગ્રહીઓ ઘાયલ થયા, કૂડીબંધને એવી ઈજા થઈ કે જે આખી જિંદગી સુધી યાદ રહે અને ભાઈલાલભાઈ દાજીભાઈ નામના એક સત્યાગ્રહીએ પોતાનો પ્રાણ ગુમાવ્યો. એમને એટલો બધો માર પડ્યો હતો કે તેઓ બેભાન થઈ ગયા હતા. ભાનમાં આવ્યા ત્યારે તેમણે કહ્યું કે 'મારી ઉપર ચાર પાંચ પોલીસો બૂટ સાથે ચડી બેઠા અને તેમણે પેઢુમાં બૂટની એડીઓથી લાત મારી અને લાઠીના ગોદા પણ માર્યા. પછી શું થયું તેની મને ખબર નથી.' આ પછી વીસ મિનિટમાં તો તેમણે દેહ છોડ્યો.

ધરાસણાની આ લડત કુદરતી રીતે જ દાંડીકૂચના સત્યાગ્રહીઓ પૂરતી મર્યાદિત રહી નથી. શરૂઆતમાં ગુજરાતને ખૂણે ખૂણેથી અને પાછળથી આખા દેશમાંથી સત્યાગ્રહીઓના જથ્થાઓ ધરાસણા આવી પહોંચ્યા હતા અને શહાદતના આ સંગ્રામમાં પોતાનાથી બનતો ફાળો આપી રહ્યા હતા. વેડછીના સત્યાગ્રહીઓની ટુકડી શા સારુ પાછળ રહી જાય? એ પણ હસતે મોંએ અને સામી છાતીએ ઘા ઝીલવા ધરાસણા જઈ પહોંચી. ટુકડીના સભ્યોએ પણ ધરાસણાની પ્રસાદીનો લાભ લીધો—જોકે ત્યાં એટલા લોકોને એટલા પ્રકારનું કષ્ટ સહન કરવું પડ્યું હતું કે વેડછીની ટુકડીએ સહેલા કષ્ટની જુદી નોંધ રખાઈ હોય એમ જણાતું નથી. જુગતરામભાઈએ ખાદીભક્ત ચૂનીભાઈમાં જે નોંધ કરી છે તે ઉપરથી એમ જણાય છે કે બે ત્રણ દિવસ સુધી ટુકડીઓને પકડી લેવાની નીતિ ચલાવી તે દરમિયાન, વેડછીની ટુકડીને પકડાવાનો વારો આવી ગયો. જોકે વેડછીના ગ્રામજનો સાથેની મુલાકાત પરથી એમ જણાય છે કે એમને માર પણ પડેલો. વેડછીની ટુકડીને પકડીને કેસ ચલાવવાની ફુરસદને અભાવે એ વાડામા અટકાવી રાખી હતી. આઠ દશ દિવસ સુધી ઘાસ[illegible] વચ્ચે તેમને ઘેરી રાખ્યા. ખાવાનું પણ ઠેકાણું નહિ અને પીવાના પાણીનું ઠેકાણું નહિ. નજીકની વસ્તીમાંથી બહાદુર બહેનો પાણીના ઘડા અને રોટલા સાથે પાછળથી આવતી અને તેમને ગેરકાયદે ખાવાપીવાનું પહોંચાડી જતી.

આગળ ઉપરનું વર્ણન જુગતરામભાઈના શબ્દોમાં: 'આ અટકમાં રહ્યા રહ્યા એ ટુકડીના સૈનિકો, સામે અગરના પ્રદેશમાં જે ખેલ ચાલી રહ્યો હતો તે રોજ રોજ જોઈ રહ્યા હતા. ઊંટડીની વાડીઓમાં એકત્ર થયેલી સૈનિક ટુકડીઓએ દિવસે દિવસે લડતનો રંગ ચડાવવા માંડ્યો હતો. તેઓ ગોપીસાથે અનેક ભાગો ઉપર હુમલો કરી પોલીસને ઠીકઠીક દોડાદોડી કરાવવા લાગ્યા. કોઈ કોઈ સૈનિકો કાંટાળા તારમાં ભરાઈને ઠેઠ મીઠાના ડુંગર સુધી પણ પહોંચી ગયા. કેટલાકોએ મોટા સૂડા લાવી તાર કાપવાના પણ પ્રયત્ન કર્યા. આથી અમલદારો ચિડાયા. તેમણે કાયદેસર રીતે ધરપકડ કરવાની નીતિ બદલી નાખી અને સૈનિકો ઉપર છૂટથી લાઠીઓ ચલાવવાની તથા ઘોડા દોડાવવાની નીતિ અપનાવી. અગરની આસપાસ ખારા પાણીની ખાડી હતી. તેમાં કૂદી કૂદીને સ્વયંસેવકો અગર તરફ વધતા હતા. પોલીસો પણ તેમની પાછળ પાણીમાં પડ્યા, ખરડાયા અને પોતાની ફજેતીથી ક્રોધે ભરાઈ સૈનિકોને મારવા અને ડૂબકાં ખવડાવવા લાગ્યા. વાડામાં ગોંધેલી વેડછીની મંડળીને રોજ આવા ક્રૂર દેખાવો જોવા મળતા હતા, અને પોતે તેમા ભાગ લઈ શકતા નથી તે માટે તેમને વસવસો થયા કરતો હતો. હુમલો કરનારી સનિક ટુકડીઓમાં તેમણે મણિલાલ ગાંધી, ઈમામ સાહેબ વગેરેના સત્યાગ્રહ જોયા. છેલ્લે નરહરિ પરીખનો સત્યાગ્રહ પણ જોયો. આ છેલ્લા દિવસનો રંગ જુદો જ હતો. નરહરિભાઈના ટાલિયા મસ્તક ઉપર ક્રૂરતાપૂર્વક લાઠીઓ વરસી અને માથું લોહીલોહાણ થયું. તે જ દિવસે ઊંટડીની છાવણી પોલીસે તોડી ફોડી સળગાવી દીધી, અને રણક્ષેત્ર સાફ કરી નાખ્યું. પેલા વેડછીવાળાઓ સહિતની ૨૭૫ સૈનિકોની ટુકડીને ઘાસિયામાં ઘેરી મૂકી હતી, તેને પણ હવે જેમ તેમ કેસ ચલાવવાનું નાટક કરી, એક એક માસની સજા કરી વરલી જેલમાં ધકેલી દેવામાં આવ્યા.'

### વારંવાર જેલવાસ

૩૦–૩૨ના સત્યાગ્રહ દરમિયાન (જેનો અંત તો ઠેઠ ૩૬માં આવ્યો) જુગતરામભાઈ અનેક વાર જેલમાં ગયા. એકવાર એમને તડીપાર કરીને લખતર ભેગા કરવામાં આવ્યા. ત્યાં થોડા દિવસ મોતીસર તળાવમાં તરવાની મોજ માણી તેઓ પાછા આન્દોલનમાં આવી જોડાયા. આમ પોલીસ સાથેની સાતતાળી ને સંતાકૂકડી પાંચ ૭ વર્ષ ચાલી. એમના જેલવાસનો અનુભવ આપણે અલગ પ્રકરણમાં જોશું. પણ આ જેલ અને આન્દોલનના ગાળામાં તેમણે વેડછી આશ્રમને કદી વિસાર્યો નહોતો. એવી જ ભેખ ચૂનીભાઈની પણ હતી. ચૂનીભાઈ મોકો મળે ત્યારે વેડછી કે આસપાસનાં બ્રિટિશ અથવા ગાયકવાડી ગામોમાં થાણું જમાવીને રેંટિયા પ્રવૃત્તિ ચાલુ કરતા અને એ પ્રવૃત્તિ મારફત સત્યાગ્રહીઓની ભરતી કરવાનું કામ પણ ચાલતું. એમનાં ધર્મપત્ની સૂરજબહેને પણ પૂરી રીતે સત્યાગ્રહમાં ઝંપલાવ્યું હતું અને બંનેની જુગલજોડીએ બે બાળાઓ પૈકી નાની અન્નપૂર્ણાને મોટી કપિલા પાસે મૂકી કેટલીક વાર એકીટાણે તો કેટલીક વાર વારાફરતી લાંબી ટૂંકી જેલ ભોગવી

હતી. જુગતરામભાઈને મન વેડછી એ પોતાનું ઘર હતું એટલે જ્યારે ક્યારેય તેઓ જેલમાંથી છૂટીને આવતા ત્યારે એકાદ ડોકિયું એ તરફ જરૂર કરી આવતા.

### આશ્રમની જપ્તી

આ લડત દરમિયાન વેડછીનો આશ્રમ બે વાર જપ્ત થયો હતો. જપ્તી દરમિયાન આશ્રમની ભારે દુર્દશા થતી. સિપાઈઓ એમાં નિવાસ કરતા. આશ્રમમાં કદી ન કલ્પ્યો હોય એવો અખાદ્ય ખોરાક ત્યાં રાંધીને ખાતા, જરૂર પડે ત્યારે આશ્રમનાં મકાનોમાંથી બારી-બારણાં તોડી લાવી એનું ઇંધણ કરતા, ગામમાં કાંઈ રાષ્ટ્રીય પ્રવૃત્તિ ચાલે છે કે કેમ તેની નજર રાખતા અને અવારનવાર આસપાસનાં આદિવાસી કુટુંબોને રંજાડતા.

પરંતુ જ્યારે જ્યારે પણ સ્વરાજ્ય સંગ્રામની યજ્ઞવેદીમાં, જપ્તીરૂપે, આશ્રમની આહુતિ અપાઈ ત્યારે ત્યારે તેમાંથી નીકળતાં, અગ્નિ-પરીક્ષામાંથી નીકળતાં કુંદનની જેમ આશ્રમની તેજસ્વિતા વધ્યે જ જતી. દર વખતે આશ્રમ થોડા વખતમાં બેઠો થઈ જતો. મકાનો ખડાં થઈ જતાં, વાડીઓ લીલીછમ થતી અને એમાં ફરી પાછા સ્વરાજના મંત્રો પહેલાં કરતાં વધુ ઉત્સાહથી ગુંજતા થઈ જતા.

## ૧૬ કારાવાસે

કહેવાય છે કે સહવાસે, પ્રવાસે અને કારાવાસે માણસનું ચારિત્ર્ય જેટલું પારખાય તેવું બીજે ક્યાંયે નહિ. જુગતરામભાઈએ પોતાના યૌવન અને આધેડ ઉમરનાં ઉત્તમ વર્ષો કારાવાસમાં ગાળ્યાં, ત્યારે તેમના ચારિત્ર્યના ઉત્કૃષ્ટ ગુણો પ્રગટ થયા એટલું જ નહિ, પણ અક્ષરદેહે એમણે ગુજરાતને અને ભારતને જે કાંઈ સાહિત્ય પીરસ્યું છે તે પૈકી પણ શ્રેષ્ઠ સાહિત્ય કારાવાસની દીવાલોની પાછળ જ લખાયેલું હતું. પુરાણકાળની કારાવાસમાં કૃષ્ણ-જન્મની કલ્પના આ કાળમાં જેટલી ચરિતાર્થ થયેલી જોવા જડે છે એવી બીજા કયા કાળમાં મળી હશે? ગાંધીજીએ આપણને 'મંગળ પ્રભાત' કારાવાસમાંથી આપ્યું. જવાહરલાલજીએ 'વિશ્વ ઇતિહાસની ઝાંખી', કાકાસાહેબે 'ઓતરાતી દીવાલો' અને જુગતરામભાઈએ 'આત્મરચના' તથા 'ગીતા ગીત મંજરી.'

બારડોલી સત્યાગ્રહમાં આગળ પડતો ભાગ ભજવવા છતાંયે જુગત-રામભાઈ કદી જેલમાં નહોતા ગયા, કારણ તે કાળે જે મહેસૂલ ન ભરે અથવા બીજી કોઈ રીતે કાયદાનો સીધો ભંગ કરે તેને જ પકડવામાં આવતા. સત્યાગ્રહના પ્રેરકોને પકડી લેવા એટલું અનુભવ-જ્ઞાન ત્યાં સુધી સરકારને આવ્યું નહોતું.

### જેલવાસના સ્થૂલ અનુભવો

ધીરાના સત્યાગ્રહ વખતે જુગતરામભાઈને ગાંધીજી સાથેની ટુકડી જોડે જ કરાડીથી કેવી રીતે પકડી લીધા તે આપણે જોઈ ગયા ત્યારથી ૧૯૩૬ સુધીમાં તેઓ અનેક વાર જેલમાં ગયા. પાછળથી ૧૯૪૨ની 'ભારત છોડો' લડાઈ દરમિયાન તેમને મુંબઈથી વેડછી પાછાં આવતાં સુરતમાં જ પકડી લીધા હતા. ૩૦-૩૨માં તો જેલમાંથી છૂટે એટલે તરત જ પાછા જેલભેગા કેમ થવું એ જ એમની ધૂન હતી. આમ એમણે તે કાળના મુંબઈ ઈલાકાની નાશિક, સાબરમતી, ભાયખલા, યરવડા અને વીસાપુર એટલી જેલો જોઈ. જેલ એ કોઈ પણ સભ્ય કહેવડાવવા મથતી સરકારને સારુ થોડી-ઘણી લજ્જાનો વિષય હોય છે. પોતાની એ લજ્જા છુપાવવા પછી તેને સરકાર રિફોર્મેટરી કે એવાં કોઈ રૂપાળાં નામ આપે છે. જુગતરામભાઈને આ નામોથી ખૂબ રમૂજ ઉત્પન્ન થઈ લાગે છે. તેથી જ તેમણે પોતાના પ્રગટ સાહિત્યમાં તેમ જ જેલમાંથી લખેલા પત્રોમાં જેલને સારુ સાબરમતી મંદિર, સ્વરાજ્ય મંદિર ભાયખળા શુદ્ધિમંદિર, વિસાપુરનું વિશ્વવિદ્યાલય જેવાં નામો વાપર્યાં છે. આવા કેદીઓને લીધે આ કારાવાસો ખરેખર સ્વનામધન્ય બનતા હતા.

જેલવાસના પોતાના અનુભવોનું થોડું વર્ણન તેઓ ખાદીભક્ત ચુનીભાઈમાં કરે છે, તે પૈકી કેટલાક ભાગ જોઈએ :

'દાંડીકૂચની ૭૯ સત્યાગ્રહીની ટુકડી ધરાસણાના અગર લૂંટવા જતાં ૧૨-૫-૩૦ ને દિને નીકળતાં કરાડીમાં ઝડપાઈ. તે ટુકડી સાથે મને પણ પકડવામાં આવ્યો. તેઓ સાથે ૯ માસ નાશિકની સુંદર જેલમાં ગાળ્યા. નજીક કોટડીમાં કનુ ગાંધી જેવા આશ્રમ કિશોરોનો સહવાસ. બીજી એક કોટડીમાં ઊગતા કવિ શ્રીધરાણી તેનું માનીતું 'વડલો' નામનું નાટક લખી રહ્યો હતો. તેણે એક સુંદર સૈનિક ગીત રચ્યું હતું તેની એક લીટી મને યાદ રહી ગઈ છે :

'માન તમારે હાથ ન સોંપ્યું
કેમ કરી અપમાનશો?'

'આવા સુંદર સહવાસને પ્રતાપે મેં પણ મારું પ્રખ્યાત ભજન 'અરે રે આડું અંતરપટ આ અહીં!' રચ્યું... નવ માસની મુદત પૂરી કરી હું સીધો મારી કર્મભૂમિ તરફ આવ્યો. મારા મનમાં તે દિવસોમાં એક જ ધૂન હતી. લડત ચાલે છે ત્યાં સુધી સૈનિકોએ 'સતત સત્યાગ્રહી'નું વ્રત રાખવું જોઈએ. હજુ હું સુરત પહોંચું ત્યાં તો મારી આ ભાવના સફળ થાય તેવો પ્રસંગ તૈયાર મળી ગયો.... સુરતની પોલીસે મને પકડી, કામ ચલાવી ૭ માસની સજા કરી. સાબરમતી જેલમાં મેં આ વખતે થોડી થોડી પાટી વણી, કેટલાક ઊગતા સૈનિકો જેલમાં આવી ચડ્યા હતા તેમના ઉપર મારાં ગીતોનાં અને આશ્રમી કેળવણીનાં પ્રવચનો ફેંકવાની મને તક મળી ગઈ! ...બીજી વારની જેલ પૂરી કરી પછી હું બહાર આવ્યો ત્યારે લડત ચાલુ હતી. મુંબઈના કેટલાક લોકોને જપ્ત થયેલા વેડછી આશ્રમની નજીક લઈ જઈને અમે આશ્રમ બતાવતા હતા... આ બધું જોઈ ચોકીદાર પોલીસ સચેત થઈ ગયો. તેણે અમારી ટોળીને બેસાડી દીધી અને એક જણને વાલોડ મોકલી જમાદારને બોલાવ્યો. છેવટે એ લોકોએ અમારું રાવણું બારડોલી પોલીસ થાણામાં પહોંચાડ્યું. મુંબઈગરાઓને અત્યાર સુધી લડત જેવું કંઈ દેખાયું નહોતું. બધું રમત જેવું લાગતું હતું. પણ આ અણધારી આફતથી હવે તેમને લડતનું સાચું દર્શન થઈ ગયું.'

બારડોલીમાંના પોલીસોએ બાકીનાને છોડી મૂક્યા પણ જુગતરામ-ભાઈ લખતરના વતની છે એમ જાણ થતાં એમની પર તડીપારનો હુકમ બજાવી તે રાજ્યમાં લઈ જવામાં આવ્યા. બેએક માસ ત્યાંના મોતીસર તળાવની મોજ માણી બાજરીના રોટલા ખાઈ તાજામાજા થઈ, એક દિવસ જુગતરામભાઈ ત્યાંથી પગપાળા વઢવાણ પોતાને મોસાળ જઈ પહોંચ્યા. ત્યાંથી ભાવનગરની ગાડી પકડી ત્યાંથી

દરિયા રસ્તે મુંબઈ પહોંચી ત્યાંથી ટ્રેનમાં આવી સુરતને મોટે સ્ટેશને કદાચ કોઈક ઓળખી કાઢે એમ સમજી ઉતરાણ સ્ટેશને ઊતરી ત્યાંથી તેઓ પગપાળા કઠોર પહોંચ્યા. ત્યાં અઠવાડિયામાં તો એમને સારુ પાછા જેલ જવાનો કાર્યક્રમ ગોઠવાઈ ગયો. સુરતમાં કમિશનર સાહેબ સરકારી દરબાર ભરવાના હતા ત્યાં વેડછીના થોડા સાથીઓ જોડે પહોંચી જઈ રસ્તામાં જ કાળા વાવટાઓ દેખાડી, 'કમિશનર પાછા જાઓ'ના પોકારો કરી તેઓ ફરી પકડાયા.

આ વખતે તેમને તડીપાર થયેલા કેદીઓ જોડે ભાયખલાના શુદ્ધિમંદિરમાં મોકલવામાં આવ્યા. આ સુધારઘરની એકાંત કોટડીમાં રહીને જુગતરામભાઈએ ગીતાના ઘણાખરા અધ્યાયો મુખપાઠ કર્યા. ત્યાંના એકાંતવાસમાં વેડછીની તીવ્રપણે યાદ આવતી, તેમાંથી નીપજ્યું 'વ્હાલૂડી વેડછી'નું ગીત. ભાયખલાથી તેમને ૧૯૩૪માં છોડવામાં આવ્યા. છોડ્યા પછી પણ સરકારી લોકો તેમની ઉપર ચાંપતી નજર રાખતા. તેમની નજર ચુકાવીને, નાશિક, જળગાંવ ડોસવાડા થઈને તેઓ આંબિયામાં ચૂનીભાઈનો સાથ કરવા પહોંચી ગયા. થોડા જ દિવસમાં સ્યાદલાના જાણીતા ખેડૂત શ્રી મોરારભાઈ કસનભાઈ સાથે મળીને તેમણે શિકેરમાં એક ખેડૂત પરિષદ ભરી. સાત સભ્યોની મિત્ર મંડળીની બનેલી આ ખેડૂત પરિષદને એમનાં ભાષણો પતી ગયાં પછી, મોડી મોડી પોલીસ શિકેર ગામ પહોંચી ત્યારે પકડી લેવામાં આવી. કેસ ચાલતાં મોરારભાઈ અને જુગતરામભાઈને પાંચેક વરસ (એક અહેવાલ મુજબ સાડાચાર અને બીજા અહેવાલ મુજબ સાડાપાંચ વરસ)ની સજા ફટકારવામાં આવી. થોડા મહિના સાબરમતીમાં રાખ્યા પછી આ ટુકડીને વીસાપુર ભેગી કરવામાં આવી. આન્દોલનમાં જેલ જનારાઓની સંખ્યા એટલી વધી ગઈ હતી કે સરકારને રાજદ્વારી કેદીઓ સારુ આ ખાસ જેલ ઊભી કરવી પડી હતી. એ જેલને દીવાલો નહોતી. કેદીઓને હરવા, ફરવા, મળવા, અને ત્યાંના વિશાળ સરોવરમાં નહાવાની છૂટ હતી. આ જેલ આનંદ વિનોદની દૃષ્ટિએ કદાચ સૌથી સારી જેલ હતી. એમાં એક કારણ મોરારભાઈની સત્સંગતિ. તેઓ અહર્નિશ પોતાની મજાકો દ્વારા હાસ્યના ફુવારા ઉડાડતા રહેતા. આ પછીની છેલ્લી જેલ ૧૯૪૨ની હતી જેમાં સાબરમતી અને યરવડા જેલમાં દોઢેક વરસ તેમણે અટકાયતી કેદી તરીકે ગાળ્યાં.

## સૂક્ષ્મ અનુભવો

બાહ્ય દૃષ્ટિએ તેઓ ક્યારે ક્યારે કયે નિમિત્તે જેલમાં ગયા તેનો વિચાર કરી લીધા પછી હવે આપણે એનો વિચાર કરીએ કે જેલવાસ દરમિયાન તેમનું ચારિત્ર કેવી રીતે પ્રગટ્યું.

જુગતરામભાઈને મન જેલવાસ એટલે આશ્રમજીવનની સાતત્યવાળી અખંડિત કડી. એટલે જેલમાં જતાંની સાથે જ તેઓ પોતાની આખા દિવસની દિનચર્યા આશ્રમી ઢબની ગોઠવી દેતા. વહેલા ઊઠવું, પ્રાર્થના, બધાં કામ હાથે કરવાં, જેલમાં પોતાને ભાગે આવેલાં ભારે શ્રમનાં કામો કરવાં, અધ્યયન-અધ્યાપન, ચિંતનમનન, કાંતણ વગેરેમાં એમનો આખો દિવસ પસાર થઈ રહેતો. તેમાં પ્રત્યેક પળનો હિસાબ હતો, અને પળેપળની પ્રસન્નતા હતી. જુગતરામભાઈ બહારથી પ્રકૃતિએ શાન્ત દેખાતા, પણ એ શાંતિની પાછળ એમના જીવનમાં એક અનંત આનંદધારા વહેતી રહેતી.

## અધ્યયન અધ્યાપન

આઝાદીની લડત દરમિયાન (અને પાછળથી કટોકટી દરમિયાન પણ) જેલો એ એક પ્રકારના વિશ્વવિદ્યાલય જેવી જ બની રહેતી. આન્દોલનની દોડધામમાં પ્રશિક્ષણની જે ફુરસદ નહોતી મળતી તેની ખોટ જેલવાસની સ્થિરતા દરમિયાન પુરાતી. જ્યાં કાકાસાહેબ, રવિશંકર મહારાજ, બબલભાઈ, આચાર્ય ભાગવત, જાવડેકર, ધીરેન્દ્ર મજુમદાર, વિનોબા, સાને ગુરુજી જેવા લોકોનો સત્સંગ હોય ત્યાં સહવાસની દરેક ક્ષણ શિક્ષણપ્રદ બની રહે. જુગતરામભાઈના જેલવાસ પણ એ જ રીતે સ્વાધ્યાય પ્રવચનથી ભરેલી અખંડ જ્ઞાનયોગ સાધના બની રહેતા.

## પત્રો દ્વારા શિક્ષણ

વળી જુગતરામભાઈ તો બહારના લોકો સાથે જે પત્રવ્યવહાર ચલાવતા તેને પણ અધ્યયન અધ્યાપન અને સાધનાનું અપૂર્વ સાધન બનાવી રહેતા. જેલમાંથી બહેન અન્નપૂર્ણાને લખેલ પત્રો એ વાતની સાખ પૂરે છે કે એમણે ત્યાં બેઠા બેઠા પણ આ તરુણીના જીવનને શ્રેયને માર્ગે વાળવામાં કેવો મોટો ભાગ ભજવ્યો હતો. લગ્ન ન કરવાનો પાકો નિર્ણય કરતાં પહેલાં હજી બે વર્ષ મન ખુલ્લું રાખવા વિશે ઇન્ડસ્ટ્રીઅલ સ્કૂલ યરવડાથી તા. ૨૦-૫-૩૩ને તેમણે અન્નપૂર્ણાને લખ્યું :

'તમે હજી બે વર્ષ સુધી મગજ ખુલ્લું રાખવા ધારો છો એ જાણ્યું. રૂબરૂ હોઉ તો તે સંબંધમાં તમારી સાથે દલીલ કરું, પત્રથી દલીલ કરું તેમાં જીવ ન આવે. આવી બાબતમાં નિશ્ચય કરી નાખ્યા પછી જ દિવસે દિવસે આપણું મનોબળ વધતું જાય છે, અને અનિશ્ચયની મુદત જેટલી લાંબી તેટલું બળ તૂટતું જાય છે એવો મારો અભિપ્રાય છે. પાછળથી કદાચ નહિ પળાય તો—એવી બીક જ નિશ્ચય કરવામાં આડે આવે છે ને? એ બીક અત્યંત ખરાબ વસ્તુ છે, અને ભલભલાને ગબડાવી પાડે છે. તેથી મને લાગ્યું કે આ ઉંમરે તમારે હવે બીકને વશ ન થવું, પણ એમાં શું એવું છે કે ન પાળી શકાય?—એવી હિંમત ધારણ કરવી જોઈએ. દલીલ નહોતી કરવી છતાં આટલી કરી લીધી છે. અલબત્ત તમારે તો તમારી પોતાની હિંમત અને સમજ કહે તેટલું જ પગલું ભરવું યોગ્ય છે.'

અમદાવાદના તરુણભાઈ પરમસુખ પંડ્યા વિશે એનાથી પંદર દિવસ પહેલાં લખાયેલ પત્રમાં જુગતરામભાઈ જ્ઞાન સાથે ગમ્મત પણ કરી લે છે:

'અમદાવાદથી ભાઈ પરમસુખનો પત્ર આવ્યો છે. તેને હું ગમ્મતમાં પરમદુઃખ કહું છું, કારણ કે વેડછીમાં તે ઘણી વાર માંદા પડ્યા કરતા. ગનથી પણ જાત જાતની ચિંતા કરીને દુઃખ કરવાનો તેનો સ્વભાવ છે. પણ મને એવા દુખિયા માણસો માટે પક્ષપાત છે. મનમાં મંથનના ધમપછાડા ચાલે નહિ તેવા ટાઢા માણસો શા કામના? મંથન ચાલતું હોય ત્યાં સુધી તે લોકો ઊંધા ચાલતા લાગે, પણ ધડમથલ શાંત થાય ત્યારે તેઓ જ કંઈક કરી શકે છે. ગીતાનાં ગીતોમાં શરૂઆતમાં અર્જુનનું આવું જ વર્ણન આવે છે. એ ગીત તો પહેલાં વીસાપુરમાં હતો ત્યાં લખેલું, પણ અહીં તમને આપું છું, તમારે માટે તેમ જ પરમદુઃખને માટે.

ભલી રે આ તારી નિરાશા,

અર્જુનરાજ! ભલી રે આ તારી નિરાશા.
ગાજતાં વાજતાં ધાડિયાં આવ્યાં, માણવા યુદ્ધ વિલાસા;
અઢારે સૈન્યની અક્ષૌહિણીમાં, તારે જ એક નિસાસા.

યુદ્ધને ખાતર ઝૂઝનારા — તેને જીત્યાની એક આશા;
ધર્મ-અધર્મનાં મંથન તારે, એકશાં લાભ-વિનાશ!

ટાઢા તળાવોનાં નાવડાં-તેને, લોઢને ઓટના ઘા શા?
મસ્તક તો યોગી-જહાજોના ભાગ્યમાં, સિંધુના શ્વાસોચ્છ્વાસા.

સર્વેને આવો શોક હજો, સંગ કૃષ્ણ હજો શોકનાશા;
તાપેલ હૈયામાં સર્વે આ રડજો, ગીતાનાં ગીત સુધાશાં.

[1]અંધનાં જ્ઞાન ને અંધની શ્રદ્ધા, અંધનાં શૌર્ય ભડાશા;
સિંહનો શબ્દ થતાં જ શિયાળવાં, માંડશે નાસેનાસા.

કાયર કહો, કોઈ કૃષ્ણ કહો, કોઈ ક્લીબ કહો મોહ દાસા;
કહેનાર અટક્યા ને તેં ટકયો, તારો નેત્રવંતો વિશ્વાસા.

શંકા જુદી પેલા શંકાખોરની, નાસનાની છળભાષા;
શંકા જુદી તારી આત્મતૃષાની, જન્માવે આત્મઉજાસા.

સંશયના જેણે ક્ષોભ ન જાણ્યા, વેઠ્યા નહિ શોકત્રાસા;
કૃષ્ણ પ્રસાદનો સ્વાદ શું તેને, જેની ન જાગી પિપાસા.

શંકા જાગ્યો તું તો, તોય ન મેલ્યો સારથીનો સહવાસા;
કંપતા હૈયામાં અંતે થયો તારે, ગીતાનો ધન્ય પ્રકાશા.

'આશા છે કે આ ગીતો પરમસુખના મનને શાંતિ આપી શકશે. તેને હું તો બીજું શું લખું? તોફાનમાંથી શાંતિ તેને તેની જાતે જ મેળવવાની છે. હું કે બીજો કોઈ તે ન આપી શકે. પણ મા બાપને ઘણા વખતે જોઈને અને તેમની અપીલો સાંભળીને મનમાં ખળભળાટ થાય તે સારું લક્ષણ નથી.'

પ્રાર્થનાના મહત્ત્વ વિશેની ચર્ચા જુગતરામભાઈ માત્ર 'આત્મરચના' કે ગુજરાત વિદ્યાપીઠની વાચનમાળામાં કરતા નથી. જેલમાં બેઠા બેઠા પોતાના જુવાન સાથી શ્રી મણિભાઈ નાયકે કુટુંબીજનોએ ભેગા મળીને પ્રાર્થના કરવાનો રિવાજ જાળવી રાખ્યો છે એમ સાંભળી પ્રસન્ન થઈને અન્નપૂર્ણાબહેન પરના એક પત્રમાં નીચે મુજબ ઉલ્લેખ કરે છે:

'મણિભાઈ નાયકનો પત્ર મળ્યો છે. લખે છે કે ઘરમાં બધાં ભેગાં મળીને પ્રાર્થના કરવાનું રાખ્યું છે. એ મારે માટે મોટી ખુશખબર છે. વિદ્યાપીઠની વાચનમાળામાં હતુ અને રતનનાં મા બાપ તો ક્યારનાં એ સુંદર અને સંસ્કારપ્રેરક નિયમ પાળે જ છે. અજિતનાં મા બાપે પણ તેમ કરવા માંડ્યું એ મને ગમે એમાં નવાઈ છે? એ બધાં પાઠો કોઈક દિવસ જોઈ જજો. તે માત્ર છોકરાઓને ભાષા શીખવવા લખ્યા નથી. પણ બાળકોને મા બાપોએ અને શિક્ષકોએ કેવું વાતાવરણ આપવું જોઈએ તે બતાવવા બહુ જ ભાવનાથી લખ્યા છે. ન આપે તો તે માટે બાળકો પ્રહ્લાદ થઈને સત્યાગ્રહ કરે એવું પણ મનમાં હમેશાં ઇચ્છું છું. તમને પોતાને ધીમે ધીમે પ્રાર્થનામાં રસ પડવા લાગશે જ એવી મને આશા છે, તે રોજ ચાલતી હોય ત્યારે આપણને તેની ખુશબો જણાય નહિ, પણ પછી કોઈ દિવસ ન કરીએ, ત્યારે જીવમાં બેચેની લાગે છે અને કંઈક આજે અધૂરું છે એમ અંદરથી થાય છે. દરમિયાન તેનો સામાજિક લાભ કંઈ નાનો નથી. દિવસમાં બે વાર ગંભીરતા અને પ્રસન્નતાથી ઘરનાં નાનાં મોટાં મળે નહિ, તે માણસનું ઘર કેમ કહેવાય? તેવું જ સંસ્થાનું.'

પત્રવ્યવહારમાં તેઓ માત્ર તરુણોના અંગત પ્રશ્નોને જ છેડતા એમ નહિ. એમના ઘણા પત્રોમાં રાષ્ટ્રીય આન્દોલનના પડઘા પડતા, ઘણામાં અહિંસા વગેરે સિદ્ધાંતો અંગે ચિંતન ચાલતું. અને બધી કાળજીની પછવાડે વેડછીની કાળજી તો ખરી જ. તેથી કોઈ વાર જેલના તરુણ સાથી ઘેલુભાઈને વેડછી જવાની પ્રેરણા આપે છે, કોઈવાર પ્રભુભાઈ પટેલને તેમ કરવા સૂચવે છે. આ સૂચનો એમને સારુ પારસ-સ્પર્શ શા નીવડવાના હતા એ આપણે આ પુસ્તકમાં અપાયેલ એમનાં સંસ્મરણોમાં જોઈએ છીએ.

## રાષ્ટ્રીયપ્રશ્નો અંગે ચિંતન

દક્ષિણશભાઈને લખેલા એક પત્રમાં તેઓ એમના ખાદીકાર્યને બીરદાવે છે, પણ સાથે સાથે ગાંધીતત્ત્વનું મૂળ સત્ય-અહિંસા જ છે એ વાતની યાદ આપ્યા વિના રહી શકતા નથી. તેઓ લખે છે:

'ગામમાં ભયભીતપણું ઘટવા માંડ્યું હશે એવી આશા છે. સત્ય અને અહિંસા તરફ મિત્રોનું દુર્લક્ષ થતું જોવામાં આવે ત્યાં બને તેટલી તમારી લાગવગ વાપરતા રહેશો. ખાદીનું ધીમે ધીમે પાછું ઠેકાણે પડ્યું હશે. પારલાવાળાં શ્રી મણિબહેન ઝૂંપડીનાં ટ્રસ્ટી થયાં અને તેવું કામ તમારી ગેરહાજરીમાં ઉપાડવા તૈયાર થયાં તે જાણી ઘણો આનંદ થયો. તમે ખાદીકાર્યને વળગી રહ્યા છો તે યોગ્ય જ છે. ચૂનીભાઈએ પણ એમ જ રાખ્યું છે. પણ આપણી આસપાસના વર્ગમાં સત્ય-અહિંસાની રક્ષાનો મુખ્ય ધર્મ આપણો છે. એ વધારાની જવાબદારી તમારા જેવાઓને માથે સદા રહેલી છે.'

સ્વરાજ મંદિર — અન્નપૂર્ણાબહેન પર લખેલ
સાબરમતી ૧૪-૯-૪૨ — પત્રનો અંશ

બેંતાળીસના આન્દોલન વખતે સરકારે નરહરિભાઈ પરીખને થોડા વખત સારુ જેલમાંથી છોડ્યા હતા. સરકારની ઇચ્છા કદાચ તે વખતે કાર્યકર્તાઓમાં ચાલતા હિંસા-અહિંસા વિશેના વિવાદમાં નરહરિભાઈને મોકલીને વૃદ્ધિ કરાવવાની હશે. પરંતુ નરહરિભાઈએ છૂટી આવીને જેમ ભાંગફોડની પ્રવૃત્તિને વખોડી કાઢી તેમ બીજી બાજુ આખી પરિસ્થિતિ માટે સરકારને જવાબદાર ગણી થોડી પત્રિકાઓ દ્વારા એવી ઝાટકણી કાઢી કે સરકાર સારુ એ જીરવવું મુશ્કેલ થઈ ગયું. એમણે થોડા જ દિવસમાં નરહરિભાઈને ફરી પકડી લીધા. નીચેના પત્રમાં તેઓ છૂટ્યા તે વખતનો ઉલ્લેખ છે. જુગતરામભાઈ એમ માનીને ચાલ્યા લાગે છે કે નરહરિભાઈ હરિજન સેવાનું કામ કરતા હતા, તેથી તેમને મુક્ત કર્યા હશે. પણ એ અનુમાન સાચું નહોતું. એમ હોત તો સરકાર તેમને તરતોતરત પાછા ગિરફતાર કરત નહિ. પરંતુ આ જ પત્રમાં એમણે રાનીપરજના કામ વિશે અને વધુ મોટી કસોટી સારુ તૈયાર રહેવા જે કહ્યું હતું તે સાવ સાચું હતું:

'નરહરિભાઈ વિશે તમે લખ્યું એ પણ ઘણું જ ગમ્યું. એમની જેમ સૌને ધીમે ધીમે આવવાનું થશે એવી આશા રાખો છો શું? રાખતાં હો તો વેળાસર છોડી દેજો. એ તો હરિજન રૂપી હોડીમાં બેઠેલા એટલે કાંઠે ઊતર્યા! આપણી રાનીપરજ હોડી એમ પાર ઉતારે એવી નથી. વળી તેમાં આપણે માલ પણ કંઈ એક જાતનો

૧ આ પછીની લીટીઓ ગીતા ગીત મંજરીમાં છપાઈ નથી. પણ મૂળ પત્રમાં છે. —સં.

થોડા જ લાધ્યો છે ! આપણી ભૂમિનું નામ એક કે બીજે રૂપે છાપામાં ઝળકયાં કરે છે. આપણો સામાન આપણી પાસેથી તો કયારનોયે ગયો હતો. પણ હમણાં તે ભૂત થઈને બોલી ઊઠયો હતો ને ! કનુભાઈ પાસેથી તો તમે ઘણું ઘણું સાંભળ્યું હશે. મહાન છેલ્લા અધ્યાયની તૈયારી ચાલે છે ને ?'

જેલવાસ દરમિયાન આરંભમાં જ મહાદેવભાઈના સ્વર્ગવાસના સમાચાર સાંભળી જુગતરામભાઈએ આંચકો અનુભવેલો. એ ઘટનાને એક પખવાડિયું થયું ત્યાર બાદ એમને પત્રવ્યવહાર કરવાની છૂટ મળી. ગાંધીજી સાથે જોડાયા ત્યારથી જ જુગતરામભાઈએ નવજીવન પત્રોમાં મહાદેવભાઈ સાથે કામ કરેલું. જ્યારે કયારે પણ તેઓ સાબરમતી આશ્રમમાં આવતા ત્યારે દુર્ગાબહેનનું રસોડું એમને સારુ અર્ધી રાતેય ખુલ્લું રહેતું. જુગતરામભાઈએ દુર્ગાબહેન અને નારાયણને પોતાની ઢબે લાગણીથી ભરપૂર છતાં શાંત રસે શોભતો પત્ર લખ્યો અને તેમાં બંનેને વેડછી આવીને રહેવાનું નિમંત્રણ આપ્યું. બરાબર પાંચ વર્ષ પછી બંને જણ આ નિમંત્રણ સ્વીકારવાનાં હતાં.

'પૂ. શ્રી દુર્ગાબહેન, તથા ચિ. નારાયણ

કાગળો લખવાની છૂટ થઈ છે એટલે આટલે દિવસે તમને લખી શકું છું. આટલા દિવસ થયા પણ હજી મન માનવાને જ ના પાડે છે. તમે બંને મા દીકરો કઠણ છાતી કરીને સહન કરો છો એમ સાંભળ્યું. એ જ તમને શોભે છે. મહાદેવભાઈ તો બાપુજીના ખોળામાં જ બેઠા વિદાય થયા. એમણે જેવું જીવન એમને અર્પણ કર્યું હતું તેવું જ મૃત્યુ પણ તેમને અર્પણ કર્યું. પૂ. બાપુજી આજે તમારી પાસે નથી એ આ મૃત્યુ કરતાં પણ મોટી આપત્તિ છે. પણ દેશ આખાની સાથે આપણે પણ એ વિરહ માથે ઉઠાવવો રહ્યો. તમારે ભવિષ્યમાં કયાં રહેવું એનો વિચાર કરો તેમાં વેડછીનો વિચાર પણ કરવા પ્રેમપૂર્વક સૂચવું છું. ત્યાં તમને શાંતિ અને કંઈક સેવા કરવાનો અવકાશ મળી રહેશે. ચિ. નારાયણને પણ એ તરફ પસંદ પડે તેવું કાર્યક્ષેત્ર મળી રહેશે.'

અન્નપૂર્ણાબહેનને નામે સાબરમતી સ્વરાજ મંદિરથી
લખેલ ૧-૯-૪૨ના પત્રમાંથી.

સપ્તાહનો કાર્યક્રમ સૌ પોતપોતાના ઉત્સાહ અને સમજ પ્રમાણે ચલાવે છે. બહાર પણ તેમ ચાલતું હશે. પૂ. બાપુજીને આટલા પવિત્ર દિવસે લોકો યાદ રાખે અને શુદ્ધ સાધનો દ્વારા ઊજવે, પવિત્રતાને મેલી થવા ન દે તો કેવું સારું ?'

સ્વરાજ મંદિર સાબરમતીથી અન્નપૂર્ણાબહેનને
તા. ૩-૧૦-૪૨ દિને લખેલ પત્રમાંથી

## સાહિત્ય સર્જન

જેને જુગતરામભાઈએ 'જેલ જીવનનું જમા પાસું' તરીકે વર્ણવ્યું તે હતું સાહિત્ય સર્જન. નાશિકની જેલમાં તેમણે અંતરપટ નામનું પ્રસિદ્ધ કાવ્ય લખ્યું, જે એકલું જ એમને ગુજરાતી સાહિત્યમાં અમરપદ આપી જવા પૂરતું છે. ભાયખલાના શુદ્ધિ-મંદિર એકાંતવાસમાંથી તેમણે વહાલૂડી વેડછી માટે આર્તનાદ કર્યો :

વહાલી વેડછી અમારે આયા
તોરે દેજે શીળી છાયા !

આત્મરચના અથવા આશ્રમી કેળવણીનાં પ્રવચનો મોટેભાગે સાબરમતીની જેલમાંથી લખાયાં.

આત્મરચના જેમ જુગતરામભાઈની પાયાની રચના છે, તેમ ગીતા ગીત મંજરી એ એવી જ બીજી મહત્ત્વપૂર્ણ રચના છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાને જુગતરામભાઈએ માતા-પિતા પાસેથી વારસામાં ઝીલી હતી. ગાંધીના આશ્રમી વાતાવરણમાં તેમણે તેને વારંવાર વાગોળી હતી અને અહર્નિશ તેને જીવનમાં ઉતારવા મથામણ કરી હતી ગીતાનું આ રીતે જે એમના જીવનમાં વપન થયું હતું તેનો તુળસી છોડ આશ્રમી જીવનની એમની સાધનામાં ઊછરતો રહ્યો હતો. ૧૯૩૨ની વીસાપુર જેલમાં એની પ્રથમ મંજરી ફૂટી અને ૧૯૪૨ની જેલ વખતે તેઓ બારમા અધ્યાય સુધી પહોંચ્યા. ઠેઠ ૧૯૭૧માં પંદરમા અધ્યાયને આધારે કેટલાં નવાં ને મનોહર ગીતો રચાયાં—જે ગીતા ગીત મંજરીમાં સ્થાન પામ્યાં નથી, પણ આ ગ્રંથમાં અન્યત્ર છપાયાં છે.

ગીતા ગીત મંજરીને ગાંધીજીના આશીર્વાદ પ્રાપ્ત થયા હતા. જેલવાસ દરમિયાન જ તેમણે સહનવીરનાં ગીતો પણ લખ્યાં.

## શું ગુમાવ્યું?

જેલવાસને કારણે એક ઉધાર પાસું પણ પેદા થયું હતું તેનો ઉલ્લેખ કર્યા વિના આ પ્રકરણ પૂરું થઈ શકે એમ નથી. જેલવાસ દરમિયાન જુગતરામભાઈએ તૈયાર કરેલું કેટલુંક સાહિત્ય આપણને સૌને મળે તે પહેલાં જ આશ્રમની જપ્તીઓ અને જુગતરામભાઈની દોડાદોડીને કારણે અટવાઈ ગયું છે. તેને શોધી કાઢવા આ સંપાદકે ઠીક ઠીક જહેમત ઉઠાવી પણ તે ઉપલબ્ધ થઈ શક્યું નથી. વીસાપુરમાં એમની પથારી સ્યાદ્વાદવાસી શ્રી મોરારભાઈ હસનભાઈ પટેલની પડખાં પડખ થતી. શ્રી મોરારભાઈ એટલે હાસ્યવિનોદનો ખળખળ વહેતો ઝરો. જુગતરામભાઈએ એમના પચાસ સાઠ જેટલા રમૂજી ટુચકાની નોંધ કરી એક નાની સરખી પુસ્તિકા તૈયાર કરેલી એવી નોંધ તેઓ ખાદીભક્ત ચૂનીભાઈ પુસ્તકમાં કરે છે પણ સાથે સાથે દિલગીરી પણ વ્યક્ત કરે છે કે બહાર આવીને તે છપાવીશ એમ ધારતો હતો. પણ તેવામાં ફરી લડત ઊપડી ને આશ્રમ ઉપર જપ્તી આવી (૧૯૩૬). નાસી એ ચોપડી કોણ જાણે કયાં ખોવાઈ ગઈ.

એની જ જોડે એવી જ એક બીજી નોંધ છે કે વીસાપુર જેલમાં લિવિંગસ્ટનના આફ્રિકાના જંગલોના પ્રવાસ અંગેની ચોપડી વાંચી. જે એમને તેના અનુભવો, ખાસ કરીને તેની પાછળ રહેલી એ માણસની ભાવના બહુ જ ગમી ગઈ. વીસાપુરમાં એમણે તે પુસ્તકનું ભાષાન્તર કર્યું. પરંતુ આગળ ઉપર તેની હસ્તપ્રત ગેરવલ્લે ગઈ. પરંતુ આ બાબતમાં જુગતરામભાઈ મનને મનાવે છે કે 'મારું ભાષાન્તર મને બહુ ગમ્યું ન હોતું એટલે તે ખોવાયાથી જીવ બહુ બળ્યો નથી.' એવું જ એક ખોવાયેલું ભાષાન્તર મરાઠીના સુપ્રસિદ્ધ સંત રામદાસના મનાચે શ્લોકોનું. તેને વિશે યરવડાની જેલમાંથી જુગતરામભાઈ લખે છે:

'છેલ્લા ૨૦–૨૫ દિવસોમાં મેં એક મરાઠી સ્તોત્રનું ભાષાન્તર કર્યું. શ્રી સમર્થ રામદાસના મનના શ્લોકો મરાઠીમાં પ્રસિદ્ધ છે. અને ઘણાં ઘરોમાં લોકો તેનો નિત્ય પાઠ કરે છે. સ્વ. ત્રિવેદી (પ્રો. જયકૃષ્ણ પીતાંબર ત્રિવેદી) સાહેબના ઘરમાં તેનો પાઠ રોજ પ્રાર્થનામાં કરવાનો રિવાજ હતો. એક વખત હું તેઓશ્રીને ઘેર ગયેલો ત્યારે તેમણે મને સૂચવેલું કે મારે એ શ્લોકો ગુજરાતીમાં ઉતારી આપવા. ૨૦૫ શ્લોકો ભુજંગી છંદના છે. ચેડછીમાં થોડાક કરેલા. ત્રિવેદી સાહેબના સદ્ગત થયા પછી તેમને આપેલું વચન મારે માટે વધારે પવિત્ર અને બંધનકર્તા બન્યું. અહીં જૂની મરાઠી ભાષા વિ. મુશ્કેલીઓમાં મદદ આપનારા મહારાષ્ટ્રી વિદ્વાનો મળી જવાથી તે વચન પાળવાનું બની શક્યું છે. નમૂનાના શ્લોકો આપું?...

(દુર્ભાગ્યે દરેક લીટીના છેલ્લા ભાગ પત્ર પર પાણી પડવાથી ભૂંસાઈ ગયા છે. છતાં જેટલો ભાગ દેખાય છે તેટલોયે રમ્ય હોવાથી ઉતારીએ છીએ. —સં.)

> 'મના સજ્જના ભક્તિ પંથે સિધાવો ...
> કદા લોકમાં નિંદ્યપંથે ન જાઓ ...
> પ્રભાતે ઉઠીને સ્મરો ચિત્ત રામ ...
> સદાચાર આ શ્રેષ્ઠ તે છાંડશો મા ...
>
> ... ...
>
> મના આ જગે રાજ્ય મૃત્યુ કરે છે. ...
> ચિરંજીવ માની વૃથા સૌ ફરે છે. ...
> મરે એક તેને બીજો તો રડે છે, પછી ...
> નથી લોભને થોભ તે તો નડે છે: બધા. ...

આ બધા શ્લોકો ગુજરાતીમાં થઈ ગયા છે એની વધાઈ ડૉ. મનુભાઈને વધાં મોકલશો તો તેઓ અને તેમનાં માતુશ્રી રાજી થશે.'

અધ્યાત્મ ચિંતન

જેલમાંથી લખેલા પત્રો પૈકી આગલા પત્રની માફક જ પાણી કે બીજા કોઈ પદાર્થથી નુકસાન પામેલા છેડાવાળા એક પત્રમાં જેટલો ભાગ બચ્યો છે તેટલો અહીં ઉતારવા લાયક છે. પત્ર બોચાસણ વાસી સાધુ સુરેન્દ્રજી સારુ અન્નપૂર્ણાબહેનના પત્ર સાથે લખાયેલો છે. લખવાનું સ્થળ 'યરવડા ઇન્ડસ્ટ્રીઅલ સ્કૂલ' છે. તારીખ ભૂંસાઈ ગઈ છે:

'શ્રી સુરેન્દ્રજીના પત્રનો ઉતારો વાંચ્યો તેમનું પર્ણકુટીનું આકર્ષણ જૂનું જ છે. એક કે બીજું બહાનું કાઢી તે તેમને બોલાવે છે.

'પાતંજલ યોગની ઝીણવટની મને બહુ ખબર નથી. તેમાં મુખ્ય વાત મનની એકાગ્રતાની છે. એ બાબતમાં મારા મનની કેવી સ્થિતિ છે તે તો મેં એક ગીતા ગીતમાં ઉતાર્યું છે. તેની નકલ ચિ. અન્નપૂર્ણા તમને મોકલશે. (નિર્વાત ઘરમાં દીવો ટમટમ ટમકે[1]) મેં પ્રાર્થના વખતે એકતાર થવાની જેટલી મહેનત કરી તે નિષ્ફળ ગઈ છે. કદાચ તે મારી શારીરિક ખામીને લીધે પણ હોય. પણ ગીતામાં પણ અર્જુન જાણે એ પ્રયત્નમાં મારી જેમ હાર્યો હોય એમ જ બોલે છે. એટલે હવે તો હું આંખ મીંચીને બેસનારા બધાને વિશે શંકા ધરતો થયો છું, કે શ્લોકોને ભાવો સાધે એમનું મન ખરેખર રહેતું હશે? એવી પણ શંકા છે કે મોટેભાગે તો તે માટેનો પ્રયત્ન પણ નહિ જ હોય. મોટામાં મોટા માણસોની સ્થિતિ પણ એ બાબતમાં મંથનની જ છે એમ હું માનતો થયો છું. અલબત્ત ખરી ખબર તો તમારા જેવાઓ, નાથજી, બાપુજી, વિનોબા વિ. ના અનુભવો પૂછીએ તો જ જણાય.

'યોગનું બીજું મહત્ત્વનું અંગ ઇન્દ્રિયો અને મનની શક્તિઓ વિસ્તૃત કરવાનું છે. એ પ્રયોગનો વિષય છે ખરો. પણ એ આધ્યાત્મિક વસ્તુ ન કહી શકાય. જેને એ દિશામાં પ્રયોગ કરવો હોય તેણે આધુનિક માનસ (અહીંથી વચ્ચે વચ્ચે ભૂંસાયેલો ભાગ શરૂ થાય છે. ત્યાં ... આવાં ટપકાં મૂક્યાં છે. સં.) ... વિદ્યાઓનો અભ્યાસ કરવો જોઈએ. ... બધે ન સાચું હોય તો તે પણ મને તો ... માનસિક સ્થિતિ જ લાગે છે. તે એક ... જ હશે. તેમાં જાગૃતિ કાયમ રહે છે, ... નહિ હોય, એ બનવા જોગ ... ખૂબ આરામ મળતો હશે, કે જે ... મળતો નથી. અને આરામ પામેલા મનમાંથી ... સ્ફુલિંગો વધારે પ્રમાણમાં ઊગતા હશે. ... આધ્યાત્મિક શક્તિ તો સત્ય, અહિંસા, ... ... વિ. ની પ્રતિષ્ઠા સાધવાનું હોય એમ લાગે છે. એ ... માટે જૂ પડી મદદ કેટલી કરી શકે એ વિશે ... ગુણો આધ્યાત્મિક તો છે, પણ સાથે ... સમાજ-માં રહ્યા વિના તે ખીલી ન શકે. ભૂમિ વિના બીજ ઊગી ન શકે. કૂંડામાં રોપેલા ગોટલાનાં મૂળને વધવાની જગા મળતી નથી, તેથી વૃક્ષનો વિકાસ પણ કુંઠિત થાય છે, તેમ વિશાળ સમાજના ક્ષેત્ર વિના આ બધી શક્તિઓ કુંઠિત રહે એમ લાગે છે. મેં તો યોગશાસ્ત્ર પૂરુંપાધરું વાંચ્યું પણ નથી. તમારા જેવાઓ પાસે છૂટું છવાયું *સાંભળ્યું હશે તે ઉપરથી આવી કલ્પનાઓ બાંધી છે,* સંભવ છે કે આમાં મોટેભાગે મારું કાવ્ય જ હોય! તમે વૈજ્ઞાનિક શોધન લખ્યું છે. જે અનુભવો થાય તેને શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિથી આંકવા એ માનસિક અને આત્મિક ક્ષેત્રમાં મુશ્કેલ કહ્યુ છે. ભૌતિક વિજ્ઞાનમાં માપ, તોલ, વિ. નું ગણિત મદદ કરે છે. પણ આ સૂક્ષ્મક્ષેત્રમાં અનુમાનો, પૂર્વગ્રહોથી રંગાવાનો બહુ સંભવ છે. તેવી વૈજ્ઞાનિક દૃષ્ટિ શ્રી કિશોરલાલભાઈની છે એમ માનું છું. શ્રી નાથજીનો મને તે બાબતનો અનુભવ નથી. પૂ. બાપુજીમા તે દૃષ્ટિ છે જ, અને અત્યંત નિર્મળ છે. એવા અત્યંત આધ્યાત્મિક ભૂમિકાના માણસ દુનિયામાં જ રહીને ઝૂઝે છે અને હિમાલયમાં ગયા નથી. તે તેમની નિર્મળ વૈજ્ઞાનિક દૃષ્ટિને જ આભારી છે એમ હું માનું છું. બાહ્ય સૃષ્ટિ અથવા માનવ સમાજ અને અધ્યાત્મ એ બે જુદાં નથી, જેમ શરીર, મન, આત્મા એ બધાં જુદાં નથી, પણ એક અખંડિત સજીવ Organism છે. એકને છોડીને બીજાનો વિકાસ નથી. પણ એકના વિકાસથી જ બીજાનો વિકાસ છે—આ દિશામાં મારા વિચારો ચાલે છે. તમારા આ સાહસમાં તમને ફતેહ ઇચ્છું છું.'

1 ગીતા ગીત મંજરી—મંજરી ૪૨; ગીતા અધ્યાય ૫ શ્લોક ૧૦થી ૩૬.

૧૯૪૨-૪૩નો કારાવાસ ભારતના અનેક સત્યાગ્રહીઓનો સારુ ચિંતાનો વિષય બન્યો હતો. ગાંધીજીએ આ છેવટની જેલમાં જતાં પહેલાં જ એની ગંભીરતાની આગાહી કરી હતી. જેલમાં જઈને તરત જ ગાંધીજી આમરણ ઉપવાસ કરવા વિચારતા હતા. કોઈ કોઈ વાર તો તેઓ નિર્જળા ઉપવાસનો પણ ઈશારો કરતા.

આ આગાહીઓથી કદાચ, સૌથી વધુ ચિંતા મહાદેવભાઈને થઈ હશે. એની જ ચિંતામાં તેમણે જેલ જતાં વેંત એક અઠવાડિયાની અંદર જ આગાખાન મહેલમાં ગાંધીજીના ખોળામાં માથું મૂકીને પોતાનો પ્રાણ ત્યાગ્યો. પરંતુ સદ્‌ભાગ્યે થોડા મહિના સુધી ગાંધીજીએ ઉપવાસનો વિચાર મુલતવી રાખ્યો.

પરંતુ ગાંધીજીએ આ જેલમાં જ છેવટે જ્યારે ઉપવાસ આદર્યા ત્યારે એના સમાચાર આખા દેશમાં પ્રસરી ગયા. અનેક જેલોમાં સત્યાગ્રહી કેદીઓના હૃદય પર એના પડઘા પડ્યા. વિનોબાજીએ ગાંધીજી સાથે સહાનુભૂતિ અને પ્રાર્થનાના ઉપવાસ કર્યા. યરવડામાં જુગતરામભાઈએ પણ એ જ આશયથી ૧૪ દિવસના ઉપવાસ કર્યા. આ ઉપવાસ દરમિયાન એમની મનોવૃત્તિ કેટલી પ્રશાંત અને પવિત્ર હતી તે એ વાત પરથી સિદ્ધ થાય છે કે છેલ્લાં કેટલાંક વર્ષોથી ગીતાના શ્લોકોને આધારે જે ગીતો લખવાનાં અટક્યાં હતાં તે ઉપવાસ દરમિયાન ચાલુ થઈ ગયાં. તેઓ લખે છે: 'તે દિવસોની આનંદમય શાંતિમાં ગીતા માતાને પાછી મંજરી ફૂટવા માંડી, ભગવાનના અનુગ્રહથી બાર અધ્યાય સુધી પહોંચ્યો.'

આ પ્રસંગે જુગતરામભાઈની જે મનઃસ્થિતિ હતી તેનું વર્ણન આપણે જુગતરામભાઈના જ શબ્દોમાં જોઈએ :

'પૂનાના સુધાર-ઘરમાં બાપુના ઉપવાસના સમાચાર સાંભળી મારું અંતર વલોવાયું અને મારે પણ તેમની સાથે ઉપવાસ કરવા એમ મેં સંકલ્પ કર્યો. મારા મનમાં મેં ધારી મૂક્યું હતું કે ઉપવાસને કારણે ગાંધીજીને વચ્ચે છોડી મૂકે તો ત્યારથી મારે પણ ઉપવાસ બંધ કરવા....

'મારા પોતાના અંતઃકરણના સમાધાન માટે જ મારા ઉપવાસ હતા.... આટલા લાંબા ઉપવાસ એ મારા જીવનનો પહેલો જ અનુભવ હતો. તે ઘણા સારી રીતે પસાર થયા. કોઈ જાતનું શારીરિક કષ્ટ મને થયું નહોતું. શરૂઆતના બે દિવસ ખાલી પેટ હોવાની એક જાતની અસ્વસ્થતા લાગેલી, ત્યાર પછી તો તે પણ શાંત થઈ ગઈ. આ બધા દિવસો દરમિયાન પ્રિય ભાઈઓ ડાહ્યાભાઈ નાયક અને સુખદેવભાઈ ત્રિવેદીએ મારી બહુ જ પ્રેમથી સેવા કરી. કપડાં અને પથારી સ્વચ્છ કરી દેવાં, રોજ એનિમા આપવો, ઝાડા પેશાબનાં વાસણ સાફ કરી આપવાં અને એ ઉપરાંત સવાર સાંજ મારી પાસે બેસીને પ્રાર્થના કરવી—આ તેમની પ્રેમભરી સેવાને લીધે મારું ચિત્ત આ દિવસોમાં ઘણું પ્રસન્ન રહ્યું. ઉપવાસની શરૂઆતથી જ મેં આ શાંતિનો ઉપયોગ કાવ્યદેવીની આરાધનામાં કરવાનો વિચાર સેવ્યો હતો. મારા મનમાં ઘણાં વર્ષોથી સંકલ્પ સેવાયો હતો કે ક્યારેક અંદરથી પ્રેરણા થાય તો ગીતાના ઉપદેશો ઉપર ગીતો અથવા ભજનો રચવાં. બીજો એવો પણ સંકલ્પ હતો કે સત્યાગ્રહી ભક્ત પ્રહ્લાદની જીવન વાર્તા ઉપર એક કાવ્ય રચવું.

ઉપવાસના શાંત વાતાવરણમાં આ કાવ્ય-ઉપાસના ઉપર મારું મન ઠીક એકાગ્ર થયું. રોજ બબ્બે અને કોઈ દિવસ ત્રણ અને ચાર જેટલાં ગીતો ઊતરવા લાગ્યાં. ઉપવાસ છોડતાં સુધીમાં ગીતાના ૧૨ અધ્યાયો સુધીનાં ૬૦ ગીતો લખાયાં.

'પ્રહ્લાદ અંગે સળંગ કાવ્ય-વાર્તા લખવાને બદલે સત્યાગ્રહી પ્રહ્લાદના જીવનનાં જુદાં જુદાં પાસાંઓ ઉપર પદો રચવાની ઠીક ફાવટ આવી. આ વિષયમાં ૮ પદો લખાયાં.'

આમ જેલવાસના અનુભવો જુગતરામભાઈની સતત સાધનાને સાધક જ બની રહ્યા. જેલમાં તેમણે આશ્રમ જીવન વીતાવ્યું. ક્ષણે ક્ષણનો ઉપયોગ કર્યો. જેલની અંદરના સાથીઓને તાલીમ આપવાનું કામ એમણે સ્વાભાવિક રીતે જ ઉપાડી લીધું. જેલની બહારના સાથીઓની દેશની પરિસ્થિતિ અંગે હો કે વ્યક્તિગત પ્રશ્ન અંગે હો એમણે પત્રવ્યવહાર દ્વારા માર્ગદર્શન આપ્યું. અને પોતાના ચિત્તને સ્થિર કરી એને તત્ત્વચિંતનમાં પરોવી ઉત્તમ સાહિત્ય પીરસ્યું.

## વેડછીનું તેજ વધ્યું

જેમ જુગતરામભાઈના જીવનમાં ૨૯ થી ૩૬ નો કે ૪૨નો કાળ એ સતત આગળ વધતી સાધનાનો કાળ હતો, તેમ વેડછી આશ્રમના જીવનમાં પણ એ પોતાની તેજસ્વિતા વધારવાનો કાળ જ હતો.

એક વિદ્વાન લેખકે એવું વિધાન કર્યું છે કે આ કાળ વેડછી આન્દોલનમાં ઓટનો કાળ હતો. અને એ વાત જોકે સિદ્ધ કરવા સારુ તેમણે આ કાળ દરમિયાન વેડછી આશ્રમમાં ખાદી ઉત્પાદન ઘટ્યું હતું તેના આંકડા ટાંક્યા છે. પરંતુ આ દલીલ ઉપરચોટિયા દેખાય છે. વેડછી આશ્રમ એ કાંઈ ખાદી પેદા કરવાનું કારખાનું નહોતું કે એની ચડતી પડતીનો હિસાબ ખાદી ઉત્પાદનના આંકડાથી કાઢી શકાય. વેડછી આશ્રમનો પ્રાણ હતા એના કાર્યકર્તા, એમનાં નીતિધૈર્ય અને એમનો જુસ્સો, એમની ત્યાગવૃત્તિ અને એમની સાહસવૃત્તિ એ જ વેડછી આશ્રમની ચડતી પડતીના સાચા આંક હોઈ શકે.

આ માપે જોઈશું તો આ કાળ વેડછી આશ્રમનો એક ઉજ્જ્વળ કાળ સિદ્ધ થશે. એકલા જુગતરામભાઈ જ નહિ, પણ ચૂનીભાઈ, સૂરજબહેન, ચીમનભાઈ, અને વેડછીનાં ગ્રામજનોએ આ કાળમાં અપૂર્વ ત્યાગ અને પરાક્રમ કરી દેખાડ્યાં હતાં. ચૂનીભાઈ તો કાં જેલમાં હોય અને ખાદી પ્રચાર અને ખાદી શિક્ષણના મંત્રો લઈને આખો પ્રદેશ ખૂંદી વળતા હોય, તેમનું ઘૂમવું એટલું સાતત્યપૂર્ણ હતું કે ઘણી વાર તો સરકાર એમની ઉપર હાથ જ નહોતો નાખી શકતી. એક વાર બારડોલી ક્ષેત્રમાં જુલમો ગુજારવા બાબત નામીચા બનેલા ઈસ્માઈલ દેસાઈ નામના અધિકારીએ તો ઘોષણા જ કરી દીધી હતી કે ચૂનીભાઈ નાસતા ફરે છે! ચૂનીભાઈએ જાતે પોલીસથાણામાં હાજર થઈને એમને ખોટા પાડ્યા હતા. સૂરજબહેને દારૂનાં પીઠાં અને વિદેશી કાપડની દુકાનોના પિકેટિંગમાં તેમ જ સત્યાગ્રહી બીજી પ્રવૃત્તિઓમાં ભળીને જેલ વહોરી લીધી હતી. એમની બંને દીકરીઓ તે વખતે નાની હતી, પણ તોયે મહેતા દંપતી સ્વરાજ્ય યજ્ઞમાં પોતાની જાતને હોમી રહ્યું હતું. ચીમનભાઈએ પોતાની જુવાનીનાં ઉત્તમ વર્ષો આઝાદીની લડાઈને અર્પી દીધાં. વેડછી ગામનાં અને આસપાસનાં અનેક ગામડાંનાં ભાઈબહેનોએ

પણ પોતપોતાની રીતે સ્વરાજ્ય-યજ્ઞમાં હવિર્ભાગ આપ્યો. આ લોકોએ જેલવાસ ભોગવ્યો, પોલીસનો માર ખાધો. બીજા પણ અનેક પ્રકારના ત્રાસ વેઠ્યા. વેડછી આશ્રમ જપ્ત થયો હતો ત્યારે તેમાં સિપાઈઓએ પોતાનો વાસ કરેલો. યજ્ઞમાં હાડકાં નાખવાની એ પ્રક્રિયા હતી. આશ્રમ તરફ જવું એ પણ એટ કાળે પોલીસનો ખોફ વહોરવા બરાબર હતું. તે વખતે આ ગ્રામવાસીઓ હિંમતભેર આશ્રમને દરવાજે પહોંચી જતા. કોઈ કોઈ વાર તો પોલીસની પ્રસાદી પણ ચાખી લેતા. પણ તેથી તેઓ ડગતા નહિ.

આમ સત્યાગ્રહ આન્દોલન અને એની સાથે સંકળાયેલા જેલવાસ, અને બીજા કષ્ટસહને આશ્રમના કાંચનને તપાવીને વધુ ઉજ્જ્વળ બનાવ્યું હતું.

## ૧૭ પ્રાન્તિક સ્વરાજ્યનો ઉપ:કાળ

૧૯૩૧ થી ૧૯૪૧ના ગાળાને જુગતરામભાઈ 'નવયુગ સર્જન યુગ' એવું નામ આપે છે. ખરું પૂછો તો ભારતના રાષ્ટ્રીય જીવનમાં ગાંધીયુગ આખો જ નવયુગ સર્જનનો જમાનો હતો. ગાંધીજીએ ભારતના જીવનમાં નવાં મૂલ્યો પ્રસ્થાપિત કર્યાં. રાષ્ટ્રીય મહાસભાને વ્યાપક જનસંગઠન બનાવ્યું, અને રાષ્ટ્રના માનસને નિર્ભય બનાવી સત્યાગ્રહી આન્દોલનમાં પ્રયોજ્યું.

૩૨–૩૪ના ગાળામાં અંગ્રેજ સરકારે અહિંસક આન્દોલન ઉપર આક્રમણ કરી એની કમર તોડી નાખવાના પ્રયાસ કર્યા હતા. ૧૯૩૦-૩૧માં મીઠાની લડતે દેશમાં જે ચેતના જગાવી દીધી હતી તેનાથી સરકાર હેબતાઈ ગઈ હતી તેથી ગાંધીજીને ઇંગ્લેંડથી પાછા ફરતાં જ પકડી લઈ એણે દેશ ઉપર હુમલો કરી દીધો હતો. ફરી એક વાર દેશની તમામ જેલો કેદીઓથી છલકાઈ ગઈ હતી. પણ લાંબા ગાળાની જેલયાત્રા પછી ક્યાંક ક્યાંક કંટાળાનાં ચિહ્નો દેખાતાં હતાં, ક્યાંક થાક વરતાતો હતો, ક્યાંક જેલ-નિયમોને અવગણીને સત્યાગ્રહી મૂલ્યોને ન છાજે તેવી છૂટછાટ લેવાના પ્રયાસો થતા હતા. આ બધું જોઈ ગાંધીજીએ સત્યાગ્રહની લડતને પોતાના પૂરતી મર્યાદિત કરી દીધી. અને સત્યાગ્રહની લડતને એમણે બીજી એક વાર રચનાત્મક રૂપ આપવાની વ્યૂહરચના ગોઠવી. એ વ્યૂહરચનામાંથી પ્રથમ મુંબઈ કોંગ્રેસ (૧૯૩૪)માં સ્થપાયો અ. ભા. ગ્રામોદ્યોગ સંઘ અને પછીથી હરિપુરા (૧૯૩૮)માં સ્થપાયો હિન્દુસ્તાની તાલીમી સંઘ. કોંગ્રેસના ઠરાવો દ્વારા રચનાત્મક કાર્ય સારુ સ્થપાનાર આ સ્વાયત્ત સંસ્થાઓ હતી. ૧૯૨૧ના આન્દોલન પછી ૧૯૨૫માં અખિલ ભારત ચર્ખા સંઘ પણ આ જ રીતે સ્થપાયો હતો.

### રચનાત્મક કાર્યક્રમ

રચનાત્મક કાર્યક્રમ એ ગાંધીજીની કોંગ્રેસને વિશેષ દેણ હતી. આખી દુનિયામાં એવા બહુ ઓછા ક્રાંતિકારી નેતાઓ થયા છે કે જેણે વ્યવસ્થા બદલવાના કાર્યક્રમની સાથે સાથે જ નવી વ્યવસ્થા સ્થાપવાનો પણ કાર્યક્રમ આપ્યો હોય. ગાંધીજી એ આંગળીને વેઢે ગણાય તેવા નેતાઓ પૈકી એક હતા. પરંતુ દુર્ભાગ્યે કોંગ્રેસના ઘણાખરા કાર્યકરોને અંગ્રેજોને હટાવવાના કાર્યક્રમમાં જેવો રસ હતો તેવો ભારતને સાચા અર્થમાં આબાદ બનાવવાના રચનાત્મક કાર્યક્રમમાં નહોતો. ગાંધીજીનું નેતૃત્વ સર્વમાન્ય હતું. અને સૌને એમની કુશળ વ્યૂહરચનાની આવશ્યકતા હતી. તેથી ગાંધીજીની સાથે કોંગ્રેસ મહાસમિતિ એમના રચનાત્મક કાર્યક્રમને પણ સ્વીકારી લેતી. પરંતુ એને નિષ્ઠાપૂર્વક સ્વીકારનારા અને તેને સારુ પોતાનું તનમન અર્પિત કરનારાઓની સંખ્યા પ્રમાણમાં ખૂબ ઓછી હતી. જુગતરામભાઈ અને એમના સાથીઓ આવા વિરલ સેવકો પૈકી હતા. તેથી જ જ્યારે ૩૨–૩૪ના આંદોલન પછી દેશમાં એક પ્રકારની નિરાશાનું કે થાકનું વાતાવરણ દેખાતું હતું ત્યારે વેડછી ક્ષેત્રમાં આ કાળ—રચનાત્મક કાર્યની દૃષ્ટિએ—નવયુગના નિર્માણનો કાળ હતો.

### વેડછીનું પુનરુજ્જીવન

જુગતરામભાઈ જેલમાંથી સૌથી છેલ્લે છૂટનારા પૈકી હતા અને વેડછીનો આશ્રમ જપ્તીમાંથી સૌથી છેલ્લે મુક્ત થનાર પૈકી હતો. પરંતુ વેડછીમાં આ કાર્યકરોના પાછા આવતાં આશ્રમ ફરી પાછો ધમધમી ઉઠ્યો. ગાંધીજીએ આ કાળ દરમિયાન વર્ધાના મગનવાડીથી સેગાંવ (જે પાછળથી સેવાગ્રામ બન્યું) જઈ ત્યાં પોતાનું આશ્રમ-જીવન આરંભ્યું હતું, તો વેડછીમાં પુનરુજ્જીવન થયું હતું. ખાદી અને શિક્ષણની એની બંને પાંખો ફરી એક વાર ફફડવા લાગી.

### પ્રાંતિક સ્વરાજ

આ જ કાળ દરમિયાન બ્રિટિશ સરકારે પણ ભારત અંગેની પોતાની નીતિ અંગે પુનઃવિચારણા શરૂ કરી હતી અને વિલાયતથી આવેલાં એમનાં પ્રતિનિધિમંડળોએ છેવટે ભારતમાં પ્રાંતિક સ્વરાજ આપવાની ભલામણ કરી હતી. આ વ્યવસ્થા મુજબ જોકે કેન્દ્ર સરકારની સત્તા અબાધિત રહેતી અને એના પ્રતિનિધિ તરીકે પ્રાંતોમાં ગવર્નરો પણ રહેવા હતા, છતાં પ્રાંતોમાં ઘણો વહીવટ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવે એવી જોગવાઈ કરવામાં આવી હતી. ગવર્નરની કામગીરી અંગે ગાંધીજીએ બ્રિટિશ સરકાર સાથેની વાટાઘાટો દરમિયાન એની પાસે એવું આશ્વાસન મેળવ્યું હતું કે કોઈ ખૂબ અસાધારણ સંજોગ કે કટોકટી વિના ગવર્નરો પોતાની સત્તાનો ઉપયોગ નહિ કરે અને પ્રજાના પ્રતિનિધિઓને જ વગર ડખલે વહીવટ ચલાવવા દેશે. આને સદ્‌ગૃહસ્થો વચ્ચેની સમજૂતી, (જેન્ટલમેન્સ એગ્રીમેન્ટ) કહેવામાં આવી હતી. એ સમજૂતીને આધારે છેવટે ગાંધીજીએ કોંગ્રેસને પ્રાંતિક સ્વરાજ માટેની ચૂંટણીઓ લડવાની સમ્મતિ આપી હતી. આ ચૂંટણીઓ એ કાંઈ લોકશાહીમાં હોય તેવી પુખ્ત મતાધિકાર પર આધારિત નહોતી. પરંતુ તોયે તેમાં દેશમાં લગભગ ત્રણ કરોડ લોકોને મતદાનનો અધિકાર મળતો હતો. એના પહેલાં આટલી વ્યાપક સંખ્યામાં ભારતવાસીઓને મતાધિકાર નહોતો મળ્યો. આ બાબતમાં જુગતરામભાઈ કહે છે, 'વેડછી આશ્રમ માટે આ પહેલી ચૂંટણી એક મહાન રાષ્ટ્રીય ઉત્સવ જેવી હતી. અમારા વિદ્યાર્થીઓ, ચૂંટણી પહેલાં આસપાસનાં ગામોમાં ફરી વળ્યા, અને ચૂંટણીમાં પત્રકોમાં કેવી રીતે ચોકડીઓ પૂરવી અને કેવી રીતે મતપેટીમાં તે નાખવી. એના નાટ્યપ્રયોગો કરીને લોકોને સમજૂતી આપી. જાણે આખી જિંદગી જેની ઝંખના કરી હતી તે દિવસ આવ્યો છે એવા ઉમંગથી, આખા ગામે, ભાઈઓ અને બહેનોએ મતા નોંધાવ્યા. જેમ વેડછીમાં તેમ તમામ રાનીપરજ ગામોમાં, અને તે જ પ્રમાણે આખા દેશમાં ચૂંટણી રમાઈ.'

આ ચૂંટણીઓમાં દેશના આઠ પ્રાન્તોમાં કૉંગ્રેસને સંપૂર્ણ બહુમતી મળી અને તેનાં પ્રધાનમંડળો સ્થપાયાં. બીજા ત્રણ પ્રાન્તોમાં મુસ્લિમ લીગ કે તેની સાથે સહકાર કરનાર પક્ષોની સરકાર રચાઈ—જોકે તેમની બહુમતી આછીપાતળી હતી.

ગુજરાત તે કાળે મુંબઈ રાજ્યમાં હતું. મુંબઈમાં કૉંગ્રેસની જીત થઈ અને બાળાસાહેબ ખેરના વડાપ્રધાનપણા હેઠળ ત્યાં મંત્રીમંડળ સ્થપાયું.

### શાસન સાથે સહકાર

ત્યારથી આરંભાયો પ્રજાકીય શાસન સાથે સહકાર કરીને પ્રજાનાં કામો કરવાનો કાળ.

ગાંધીજીની સૂચના મુજબ નવી સરકાર આગળ સૌથી પહેલા ઉપાડવાના કાર્યક્રમો પૈકી એક હતો દારૂબંધીનો. દારૂબંધીના આ કાયદાના અમલ વિશે જુગતરામભાઈ કહે છે, 'એમાં આશ્રમવાસીઓને બહુ ઓછું કરવાપણું હતું. તેમના કરતાં વધારે રસ ચારે તરફના ગામ આગેવાનોને પોતાને જ હતો. સ્વતંત્રતાની લડત દરમિયાન તેની ભૂમિકા બહુ સારી રીતે રચાઈ હતી જ. હળપતિઓમાં તો બારડોલીના ઘણા ભાગોમાં તેઓએ પોતે જ વગર કાયદે પીઠાંઓમાં કાગડા ઊડતા કરી મૂક્યા હતા. પીનારા અને ન પીનારા સાથે પ્રજાજનોએ તેમ જ લોકસેવકોએ તથા સરકારી નોકર વર્ગે પૂરા અંતઃકરણપૂર્વક દારૂબંધીનો કાયદો અપનાવી લીધો.'

### ગામડામાં મહાસભા

આ જ ગાળામાં વેડછી આશ્રમના કાર્યકરોની છાતીમાં લોહી ચઢે એવી એક બીજી મોટી ઘટના બની ગઈ. ૧૯૩૭માં ગાંધીજીએ રાષ્ટ્રીય મહાસભાની કારોબારીને મનાવીને એનું ખુલ્લું અધિવેશન ગામડામાં ભરવા સમજાવી લીધી હતી. તે મુજબ મહારાષ્ટ્રના ખાનદેશ જિલ્લામાં ફૈજપુર મુકામે કૉંગ્રેસનું પહેલું અધિવેશન ગામડામાં ભરાયું. કૉંગ્રેસને ગ્રામજનો સુધી લઈ જવા માટેનું આ એક મોટું પગલું હતું.

આવું બીજું અધિવેશન ૧૯૩૮માં ગુજરાતમાં ભરવાનું નક્કી થયું. સરદાર વલ્લભભાઈની આગેવાની હેઠળ સ્વાગત સમિતિની રચના થઈ. તેમાં આખા ગુજરાતના કાર્યકર્તાઓ જુદાં જુદાં કામોમાં લાગી ગયા. મુખ્યત્વે જુગતરામભાઈની ભલામણથી કૉંગ્રેસ અધિવેશન સારુ બારડોલી તાલુકામાં તાપી કાંઠે આવેલ ગામ હરિપુરામાં ભરવાનું ઠરાવવામાં આવ્યું. સરદારના મોટાભાઈ અને ભારતની પાર્લમેન્ટના પ્રથમ ભારતીય સભાપતિ શ્રી વિઠ્ઠલભાઈના સ્મરણમાં એ નગરનું નામ વિઠ્ઠલનગર રાખવાનું ઠર્યું.

### હરિપુરાનો સ્વચ્છતા સંઘ

સાવ સહજ રીતે જ વિઠ્ઠલનગરની સફાઈની જવાબદારી જુગતરામભાઈએ ઉપાડી લીધી. આ અંગે પણ શ્રેય વેડછી આશ્રમને આપતાં તેમણે લખ્યું છે: 'અમારી સંસ્થા એક રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા હતી, તેમાં અમે સફાઈકામનો શોખ કેળવી રહ્યા હતા. અને ધીમે ધીમે તેનું શાસ્ત્ર વિકસાવી રહ્યા હતા. સરદાર વલ્લભભાઈ તે જાણતા હતા અને તેમણે મને એ વિશાળ વિઠ્ઠલનગરના સફાઈકામનો સંચાલક નીમ્યો. અમે વેડછીની મંડળીને કેન્દ્ર બનાવી, ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓની મંડળીઓની મદદ મેળવી, બે હજાર સ્વયંસેવકોનો "સ્વચ્છતા સંઘ" ભેગો કર્યો અને નગરની સેવા કરી.'

સ્વચ્છતા સંઘને જુગતરામભાઈએ આશ્રમની દિનચર્યા શિખવાડી દીધી હતી. સવારના ચાર વાગ્યે કે એનાથી પણ વહેલા ઊઠી પ્રાર્થના કરી સ્વયંસેવકો પોતપોતાને સોંપાયલા વિભાગોમાં ઊભાં ઝાડુ સાથે સફાઈ કરવા નીકળી પડતા. અને દેશને ખૂણે ખૂણેથી આવેલા પ્રતિનિધિઓ પોતાની આંખ ઊઘડતાં તો આખા વિઠ્ઠલનગરને ચોખ્ખું ચણાક જોઈ અચંબો પામતા. આખું કામ પૂરું થતાં જુગતરામભાઈએ દરેક સ્વયંસેવકને એક પ્રમાણપત્ર આપવાની પણ વ્યવસ્થા રાખી હતી. વર્ષો સુધી ત્રિરંગા ઝંડાના રંગના કાગળ પર છપાયેલું આવું એક પ્રમાણપત્ર આ લેખક પાસે સંઘરાયેલું રહ્યું હતું. સુરત જિલ્લાની ભૂદાન પદયાત્રા વખતે કોઈ કોઈ સ્થળે એણે આવાં પ્રમાણપત્રોને મઢાવીને ઘરમાં આગલા ઓરડામાં ટીંગાડેલાં પણ જોયાં. બીજા કેટલાય લોકોના અંતરમાં વિઠ્ઠલનગરના સ્વચ્છતા-સ્વયંસેવક તરીકે કરેલી કામગીરીની યાદ હજી સુધી આ લેખકના અંતરમાં છે તેવી જ અમીટ હશે.

### હરિપુરા થકી હળપતિ જાગૃતિ

વેડછી ક્ષેત્રના કામની દૃષ્ટિએ હરિપુરા કૉંગ્રેસ નિમિત્તે જે એક બહુ મોટું કામ થયું તે હળપતિ જાગૃતિનું. હરિપુરા કૉંગ્રેસ એવા ક્ષેત્રમાં ભરાઈ રહી હતી કે જે હળપતિઓનું મોટું મથક હતું. જુદાં જુદાં ગામોથી હરિપુરા પહોંચવાના રસ્તાઓ બાંધવામાં હળપતિઓ હજારોની સંખ્યામાં લાગ્યા હતા. ગામના ખેડૂતો ઘેર ઘેરથી અનાજ ભેગું કરતા અને વેડછી સાથે સંકળાયેલ શ્રી ઝવેરભાઈ પટેલ તે ગામની હળપતિ ટુકડીઓને રસ્તાના કામે લગાડતા. ખેડૂતવર્ગ જમાનાઓથી રસ્તાની અગવડ ભોગવતો હતો, તેને માટે થોડા ખર્ચે રસ્તા બની ગયા, પણ જો હરિપુરા કૉંગ્રેસનો રાષ્ટ્રીય ઉમંગ ન હોત તો તેઓ આ ઉપાધિમાં ઊતરવા જરા પણ તૈયાર થયા ન હોત. બીજી તરફથી, હળપતિઓને રસ્તાના કામ માટે અનાજ આપવામાં આવ્યું હતું, પણ સામાન્ય સંજોગોમાં જેટલો રોજ મળે તેના કરતાં તે ઘણું ઓછું હતું. એટલે હળપતિઓ તરફે પણ સમાજ સારુ કાંઈક ત્યાગ હતો. હિંદની મુક્તિને હળપતિ-મુક્તિની સાથે અનુબંધન કરી દેતાં એમનો ઉમંગ એકદમ વધી ગયો, એમના કેટલાક આગેવાનોએ કેટલાક જુવાન હળપતિઓને હરિપુરાના સ્વચ્છતા સંઘમાં સ્વયંસેવક તરીકે જોડવા પ્રેર્યા. પણ એથી આ લોકો પર હળપતિ પ્રથા મુજબ ચાકરી કરાવતા જમીન માલિકો રોષે ભરાયા. એમનામાં કેટલાક તો ઠેઠ હરિપુરા આવીને એ હળપતિઓને પાછા ખેંચી જવાનો પ્રયાસ કરવા લાગ્યા. એમને માંડ માંડ સમજાવી પટાવીને પાછા કાઢ્યા. આ પ્રસંગ વિશે જુગતરામભાઈ કહે છે, 'જો (માલિકોના) હૃદયમાં રાષ્ટ્રભક્તિ ન હોત તો આવી બાબતમાં તેઓ અમારું ન જ માન્યા હોત. વળી કૉંગ્રેસની સ્વતંત્રતાની હવાની અસર નીચે હળપતિઓ પણ ધણિયામાઓને ના સંભળાવવાની હિંમત કરી શક્યા હતા. તેમ ન હોત તોપણ અમે તેમના હળપતિઓને પકડી રાખી શક્યા ન હોત.'

### હરિપુરા પછી

હરિપુરા કોંગ્રેસ પછી વેડછીની મંડળીએ હળપતિઓના પ્રશ્ન અંગે વધુ રસ લેવા માંડ્યો. પ્રૌઢ શિક્ષણ વર્ગો, રેંટિયા આશ્રમો, વણાટ વર્ગો શરૂ કર્યા. હળપતિ મુક્તિ આંદોલનમાં આ કાર્યક્રમોએ પ્રાણ પૂર્યો. હળપતિઓને હલકા દેખાડે તેવાં કૂતરા, બિલાડા જેવાં નામો ન રાખવા સેવકોએ સમજાવ્યા અને તેમનામાં આત્મસન્માનની ભાવના પેદા કરવાનો પ્રયાસ કર્યો. ત્યાર સુધી હળપતિઓ સારુ સુરત જિલ્લામાં દૂબળા શબ્દ ચાલતો તેની જગાએ તેમને હળપતિ કહેવાનું શરૂ થયું. આ નામ સરદાર અને ગાંધીજીએ પણ ઉપાડી લીધું. એટલે ખેડૂતો અને સરકારમાં પણ માન્ય થઈ ગયું. સરદારે તો હળપતિઓના વર્ગોમાં હાજરી આપી એમને પાઠ પણ આપ્યા.

આ બધી હિલચાલોને પરિણામે ૧૯૩૯ની ૨૬મી જાન્યુઆરીને દિને બારડોલીમાં ગાંધીજીની હાજરીમાં અને સરદારશ્રીને પ્રમુખ સ્થાને હળપતિ મુક્તિની સંયુક્ત સભા રાખવામાં આવી. એમાં તાલુકાના ખેડૂતો અને હળપતિ બંનેની હાજરી લગભગ સરખી અને મોટા પ્રમાણમાં હતી. એ સભાએ ઠરાવ કરીને દૂબળા શબ્દને બદલે હળપતિ અને ધણિયામાને બદલે પટેલ શબ્દ વાપરવાનું નક્કી કર્યું. હળપતિ મુક્તિ અંગેના બીજા પણ ડઝનેક જેટલા મહત્ત્વપૂર્ણ ઠરાવ આ સભામાં પસાર થયા. જે હળપતિએ ૧૨ વર્ષ સુધી કામ કર્યું હોય તે ખેડૂતના લેણામાંથી મુક્ત થયો ગણાય, લેણાનો આંકડો તટસ્થ પંચ તપાસ દ્વારા નક્કી થાય; મજૂરી રોકડ નાણાંમાં ગણવામાં આવે; પણ પોતાના ઉપયોગ સારૂ તે ખેડૂત પાસે અનાજ ખરીદી શકે; વાર્ષિક પગાર ૬૦ રૂપિયા ગણાય, મહિને બે દિવસ એને ચડતે પગારે રજા મળે, સાધારણ રીતે મજૂરો આઠ કલાકથી વધુ કામ ન કરે, પણ ખાસ સંજોગોમાં દસ કલાક સુધી કરી શકે, પણ કોઈ સંજોગોમાં સ્ત્રીઓ પાસે આઠ કલાકથી વધુ કામ ન લેવામાં આવે; વગેરે વગેરે આ ઠરાવો-ના મુદ્દાઓ હતા. આ ઠરાવો ઘડવામાં વાલોડના શ્રી સન્મુખલાલ શાહે ખૂબ કુશળતા બતાવી. હળપતિ સેવકોએ આ વાટાઘાટોમાંથી પોતાની જાતને બાદ રાખવાનો સંયમ દેખાડ્યો. એમની હાજરીથી ખેડૂતો ક્યાંક ઉશ્કેરાઈ ન જાય એની એમણે કાળજી રાખી. એમણે તો ધણિયામાને ત્યાં ખાવાનો રિવાજ બંધ થાય અને મજૂરી રોકડ મળે એટલાથી સંતોષ માન્યો. એ લોકો એટલું જાણતા હતા કે દીકરાના લગ્ન કરાવી આપી તેમ જ રોજ ગમે તેવું પણ ખાવાનું આપીને હળપતિઓને કાયમને સારુ અર્ધ-ગુલામ અવસ્થામાં રાખવામાં આવતા હતા.

### જુગતરામભાઈ વર્ગદ્વેષી?

હળપતિ અને એમને ચાકર રાખતા ખેડૂતોના પ્રશ્ન અંગે જુગતરામ-ભાઈ અને એમના સાથીઓની ભૂમિકા વર્ગદ્વેષ વધારવાની તો નહોતી જ. પણ એમની સહાનુભૂતિ હળપતિઓ પ્રત્યે હતી એ સ્પષ્ટ છે. જે સમાજમાં વર્ગભેદ ઠૂંસી ઠૂંસીને ભરેલો હોય તે સમાજમાં એક વર્ગ પ્રત્યેની સહાનુભૂતિ પણ બીજી વર્ગમાં ઉશ્કેરાટ પેદા કરે એ સ્વાભાવિક હતું. આ વિષય અંગે બે પ્રસંગો અહીં જ ટાંકી દેવા ઉચિત છે. તેમાંનો પહેલો પ્રસંગ તો આ કાળનો જ છે, પણ બીજો સહેજ પાછળનો છે.

એક વાર કેટલાક ખેડૂતોએ એક સભામાં જુગતરામભાઈ અને તેમના સાથી શ્રી ઝવેરભાઈ વિશે સરદાર પટેલને ફરિયાદ કરી કે આ લોકો ખેડૂતો વિરુદ્ધ હળપતિઓને ઉશ્કેરે છે. એમને ડાંગ બાજુ મોકલાવી આપો. અહીં રાખવાથી વર્ગદ્વેષ વધશે. સરદારે આ વાતને હસી કાઢતાં કહ્યું: 'આ લોકો છે ત્યાં સુધી તો વર્ગ વિગ્રહ થાય એમ નથી એટલો ખ્યાલ રાખજો. એમનું અહીં રહેવું એ તમારા હિતમાં છે. આપસમાં દ્વેષ કરવાને બદલે બંને જણ દેશસેવામાં મન પરોવો.'

### જુગતરામભાઈ બહારના?

સરદારનાં આ વચનોથી ખેડૂતો શાંત થઈ ગયા હતા. પણ આર્થિક રીતે એમનું જીવન એવી વ્યવસ્થા પર ચાલતું હતું કે જેમાંથી હળપતિ મુક્ત થઈ જાય તો એમને એ કઠે એ સ્વાભાવિક હતું. તેથી જ ઠેઠ સ્વરાજ મળ્યું એનાથી થોડાક પહેલાં પણ આ પ્રશ્ન એક બીજી નાનકડી સભામાં ચર્ચાતો આ લેખકે જોયો છે. એ સભામાં સુરત જિલ્લાના કેટલાક અગ્રણી કાર્યકરોએ વાતવાતમાં ઉશ્કેરાઈ જઈ જુગતરામભાઈને એમ કહી દીધું હતું કે 'તમે બહાર-થી આવેલા છો. તમે આ જિલ્લો છોડી ચાલ્યા જાવ, પાછા લશ્કર જાવ.' આ સાંભળીને એ સભામાં બેઠેલા નરહરિભાઈ પરીખ સામા ઊકળી ઊઠ્યા હતા. જોકે જુગતરામભાઈ શાંત બેઠા રહ્યા હતા. આવો બે તરફનો ઉશ્કેરાટ સભાના પ્રમુખ શ્રી કાનજી-ભાઈ દેસાઈએ શાન્ત પાડ્યો હતો. પાછળથી ટ્રેનમાં આ પૈકી કેટલાક લોકો જતા હતા ત્યારે જુગતરામભાઈને 'બહારના' કહેનાર ભાઈએ એમ કહ્યા બદલ પોતાનો પસ્તાવો વ્યક્ત કર્યો હતો. અને એ બાબતમાં જાગ્રત કરવા બદલ નરહરિભાઈનો આભાર પણ માન્યો હતો. ખાસ કરીને હળપતિઓ વચ્ચેના કામ અંગે આ રીતે જુગતરામભાઈ સુરત જિલ્લાની ઉજળિયાત પ્રજાની ટીકાના ભોગ બન્યા છે. પરંતુ જુગતરામભાઈ નિરપવાદ રીતે આ ટીકાનો સામો જવાબ આપ્યો નથી, અને શાંતિથી આવી આલોચનાને ખમી ખાધી છે.

આ આખો પ્રશ્ન માત્ર બારડોલીની એક સભાથી કે સરકારના કાયદાથી ઉકલે એમ નહોતો. એ વ્યવસ્થા પાછળ વરસોની પરંપરા ને ટેવ, આર્થિક સ્થાપિત હિતો, અને આ બધાંને કારણે ઉત્પન્ન થયેલું માનસ કામ કરતું હતું. વળી અવારનવાર ખેડૂતો અને હળપતિઓ વચ્ચે થતી અથડામણોને લીધે વાગ્યા ઘા ફરી ઉઘેડાતા હતા. હળપતિ સેવકોએ આવા વાતાવરણમાં કામ કરવાનું હતું. એક રીતે જોઈએ તો રાનીપરજ સેવકોના કામ કરતાં આ કામ વધુ અઘરું હતું. રાનીપરજ લોકો પોતપોતાના ગામમાં તો બહુમતીમાં જ હતા. જ્યારે હળપતિઓ સેંકડો ગામોમાં છૂટા છવાયા, ઉજળિયાત લોકો સાથે વિખેરાયેલા પડ્યા હતા. રાની-પરજ જેમની પાસે જમીન હતી તેઓ એકંદરે આર્થિક સ્વતંત્રતા-નો અનુભવ કરી શકતા, પણ હળપતિઓ પાસે દાડિયા રોજી સિવાય બીજો કોઈ આર્થિક આધાર નહોતો. હળપતિઓનાં કોઈ સંગઠનો પણ નહોતા. આમ રાનીપરજમાં કામ કરનાર લોકો કરતાં હળપતિઓમાં કામ કરનાર સેવકોનું કામ પ્રમાણમાં અઘરું હતું. પરંતુ એક વાર રાનીપરજ ક્ષેત્રમાં સેવાનાં મૂળિયાં ઊંડાં ગયાં પછી એ ક્ષેત્રના સેવકો હળપતિ સેવાનાં કામોમાં મદદે ગયા.

વળી મુંબઈ રાજ્યમાં કોંગ્રેસ મંત્રીમંડળ સ્થપાયું ત્યાર પછી જે કાયદાઓ થયા તે પૈકી જેમ કેટલાક રાનીપરજ ખેડૂતને મદદરૂપ થઈ પડે તેવા (દા.ત. ગણોતધારો) હતા. તેમ બીજા કેટલાક હળપતિઓને મદદરૂપ થાય તેવાયે હતા—(રોકડ મજૂરી, ઋણ-મુક્તિ) વગેરે. હળપતિઓને રહેઠાણ સારુ ઘરમંડળીઓ દ્વારા મકાનોની વ્યવસ્થા કરવાની પ્રવૃત્તિ પણ સારી ચાલી. આમ હરિપુરા કોંગ્રેસ પછી વેડછીના વડલાની જેમ ડાળ વધુ પ્રબળ બની—હળપતિ સેવાની.

### શિક્ષણના પ્રયોગો ઘાટ ધરે છે

હરિપુરા પછીનાં વર્ષોમાં વેડછીના શિક્ષણ પ્રયોગોએ વિશિષ્ટ આકાર ધારણ કર્યો.

વેડછીમાં ચૂનીભાઈએ નિવાસ શરૂ કર્યો ત્યારથી જ ખેડૂતોના આંગણામાં નાનાં બાળકોની બાળવાડીની પ્રવૃત્તિ ચાલુ થઈ ગઈ હતી. અલબત્ત તે કાળે તેને બાલવાડીનું નામ અપાયું નહોતું.

### બાલવાડી

બાલશિક્ષણના ક્ષેત્રમાં બાલવાડીની કલ્પના એ જુગતરામભાઈનું આગવું પ્રદાન છે. આગળ ઉપર આપણે રાષ્ટ્રીય શિક્ષણના આરંભના કાળે જ જુગતરામભાઈ પર રવીન્દ્રનાથ ઠાકુરની શિશુ પુસ્તિકાની કેવી ઊંડી છાપ પડી હતી તે જોઈ ગયા છીએ.

મદામ મોન્ટેસોરીના પ્રયોગોમાં પણ તેમણે રસ લીધો. શ્રી ગિજુભાઈ બધેકા જોડે એમનો સગાભાઈ જેવો સંબંધ બંધાયો ત્યારથી બંનેએ સાથે મળીને કેટલીક બાલોપયોગી પુસ્તિકાઓ પણ તૈયાર કરી હતી તે પણ આપણે જોઈ ગયા. બાલવાડી ગિજુભાઈના પ્રયોગોને ભારતનાં ગરીબ ગામડાંઓ સુધી પહોંચાડવાનો પ્રયાસ હતો. તેઓ કહે છે, 'બાળકોનાં શિક્ષણમાં ઘરકામોને લગતાં તેમજ ખેતી આદિ ઉદ્યોગોને લગતાં નાનાં નાનાં કામકાજોનો ઉપયોગ કરવો જોઈએ એવી કલ્પના મને આવ્યા કરતી. મોટાં બાળકોના બુનિયાદી શિક્ષણમાં ગ્રામોદ્યોગો જે મહત્ત્વનું સ્થાન ધરાવે છે તે જ સ્થાન શિશુ-શિક્ષણમાં આવાં નાનાં નાનાં કામકાજોનું છે એમ હું માનતો થયો હતો.' વેડછીના બાળ-શિક્ષકોએ એ કલ્પના સાકાર કરી. વેડછી આશ્રમમાં જ તાલીમ પામેલાં દશરીબહેન અને કાનજીભાઈ આ કામમાં જોડાયાં હતાં. ત્યાર બાદ થોડો સમય ગિજુભાઈની અસરવાળા ભગવતી શેલત થોડો સમય આ ક્ષેત્રમાં આવી ગયેલા. દુર્ભાગ્યે તેઓ જુવાનીમાં જ ઈશ્વરના પ્યારા થઈ ગયા. પાછળથી વર્ષો સુધી બાલશિક્ષણે શેલતે આપેલી સેવાનું સ્મરણ કરતાં આગળ ઉપર મઢીમાં બ્હેન અન્નપૂર્ણા મહેતાએ બાલવાડી પ્રવૃત્તિને વિકસાવી. ત્યાર બાદ પોતાની કલ્પનાને બાલવાડી નામના પુસ્તકરૂપે જુગતરામભાઈએ અક્ષરદેહ આપ્યો. ભારતમાં લખાયેલ બાલશિક્ષણ અંગેના શ્રેષ્ઠ સાહિત્યમાં તે સહેજે સ્થાન પામે એવું પુસ્તક છે.

ગુજરાત નઈ તાલીમ સંઘે બાલવાડીની પ્રવૃત્તિને ટેકો આપ્યો અને વરસો વરસ ઉનાળાની રજાઓમાં બાલવાડી શિક્ષણ શિબિર ભરીને બાલવાડી પ્રવૃત્તિને એક નમૂનાનું રૂપ આપ્યું. આજે તો આ શિબિરોમાં દાખલ થવા સારુ સેંકડો લોકો રજા પડે તે પહેલાંથી જ આવેદનપત્રો ભરી દે છે. સરકારની કોઈપણ પ્રકારની સહાયતા વિના ચાલતી આ એક એવી પ્રવૃત્તિ છે જે આખા દેશને માર્ગદર્શન કરાવી શકે એમ છે.

### બુનિયાદી તાલીમ

પ્રજાની સરકારો આવી તે પછી તરત ગાંધીજીએ ૧૯૩૭માં વર્ધામાં શિક્ષણશાસ્ત્રીઓની એક પરિષદ ભરીને તેમાં બુનિયાદી તાલીમ અંગેની પોતાની કલ્પના રજૂ કરેલી. અલગ અલગ પ્રદેશની કોંગ્રેસી સરકારોએ શિક્ષણની આ યોજનાને સ્વીકારી લેવાની નીતિ અખ્તિયાર કરી હતી. મુંબઈ રાજ્યે પાયાની કેળવણી સારુ નરહરિ પરીખના પ્રમુખપણા હેઠળ એક બોર્ડની પણ રચના કરી દીધી. જુગતરામભાઈ આ બોર્ડના એક સભ્ય હતા. વેડછી સારુ બુનિયાદી તાલીમની કલ્પના નવી નહોતી. અમુક અંશે તો ગાંધીજીની એ કલ્પનાના નમૂના પૂરા પાડી શકે એવાં જે થોડાંક ક્ષેત્રો દેશમાં હતાં તેમાં વેડછીનું સ્થાન આગળની હરોળમાં આવે તેમ હતું. બુનિયાદી, ઉત્તર બુનિયાદીની શાળાઓ તો વેડછીમાં સ્વરાજ આવ્યું ત્યારે કે ત્યાર બાદ સ્થપાઈ, પણ વેડછીમાં શિક્ષણની જે કાંઈ પ્રવૃત્તિ ચાલતી હતી તે નઈ તાલીમના સિદ્ધાંત મુજબ જ હતી. એ આખું શિક્ષણ જીવન મારફત અપાતું હતું અને દરેક કામમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો સમરસ થઈને પ્રવૃત્ત થતા. એ બે લાક્ષણિકતાઓ તેને નઈ તાલીમનું શિક્ષણ પુરવાર કરવા માટે પૂરતી હતી.

### શિક્ષક તાલીમ વર્ગો

સ્વરાજ પહેલાના દિવસોમાં (૧૯૪૬-૪૭) વેડછીમાં બુનિયાદી તાલીમના શિક્ષકોના પાંચ માસના તાલીમ વર્ગો ચલાવવામાં આવ્યા. સુરત જિલ્લાના સ્કૂલ બોર્ડના અધ્યક્ષ તે વખતે શ્રી કલ્યાણજીભાઈ મહેતા હતા. આઝાદી આન્દોલનના જુગતરામભાઈના એ સાથીએ સુરત જિલ્લામાં બુનિયાદી તાલીમના વિકાસમાં જુગતરામભાઈને પૂરો સાથ આપ્યો. કલ્યાણજીભાઈ કુશળ વહીવટકર્તા અને સારા માણસ-પારખુ હતા. જુગતરામભાઈની ગાંધી-નિષ્ઠાના એ ભારોભાર પ્રશંસક હતા. તેથી એ લોકોએ બુનિયાદી તાલીમના પ્રયોગક્ષેત્ર તરીકે વેડછીની આસપાસનું ક્ષેત્ર પસંદ કર્યું હતું. વેડછીમાં એ શિક્ષકોને તાલીમ અપાતી હતી. રોજ સવારે 'મહાસફાઈ'માં પાયખાનાંની ડોલો ઉપાડીને સફાઈ કરતા જુગતરામભાઈએ લોકોને જીવન દ્વારા શિક્ષણ આપ્યું.

### ખાદી શિક્ષણ

ખાદીકામનું જે શિક્ષણ ઠેઠ આરંભથી જ ચૂનીભાઈએ શરૂ કર્યું હતું તેને જુગતરામભાઈએ શિક્ષણાત્મક સ્વરૂપ આપી દીધું. સૂતરના જુદા જુદા આંક મુજબ કાતવાનો અભ્યાસ કરી તે મુજબ હપતાવાર કાંતવાની તાલીમ વેડછીમા અપાવા લાગી. પોતાના ખેતરમાં ઊગેલ કપાસ પર બધી ક્રિયાઓ કરી પોતાને ત્યાં જ વણી, એમાંથી વસ્ત્ર-સ્વાવલંબી બનવાની પરંપરા તો વેડછીમાં ચાલતી જ હતી. 'સંયુક્ત કાંતણ' અને સંયુક્ત ખાદીની પદ્ધતિ શરૂ કરીને તેમણે ખાદીનું શાસ્ત્રીય શિક્ષણ આપ્યું. સફાઈ, સ્વયંપાક, પ્રાર્થના વગેરે સમૂહ-જીવનનાં શિક્ષણાત્મક અંગો તો વેડછીમાં હતાં જ.

વેડછીમાં શિક્ષણની પ્રવૃત્તિઓનો વિકાસ સ્વરાજ્ય આવ્યું તે પછી વધુ થયો એટલે એનો વિચાર આપણે આગલા પ્રકરણમાં કરીશું.

### પ્રગતિશીલ કાયદાઓનો અમલ

પ્રાન્તિક સ્વરાજ પછી વેડછીના કાર્યકર્તાઓએ જે એક પ્રવૃત્તિ હોંશભેર ઉપાડી લીધી તે હતી નવી સરકારે કરેલ પ્રગતિશીલ કાયદાઓને અમલમાં મુકાવવા સારુ લોકોને તૈયાર કરવા. હળપતિ મુક્તિ, ઋણ રાહત અને ગણોતધારો એ આવા કાયદાઓ હતા. આ અને આવા કાયદાઓનું અમલીકરણ સ્વરાજ પછીના દિવસોમાં વધુ જોરથી ચાલ્યું. નવી સરકારોને પોતાના કાયદાઓ જનતા સુધી પહોંચાડવા સારુ કોઈ તંત્રની જરૂર હતી. માત્ર સરકારી તંત્રથી આવાં પરિવર્તનનાં કામો થઈ શકે તેમ નહોતું. લોકહૃદયમાં જેમને સારુ સ્થાન હોય અને લોકોનો જેમને વિશ્વાસ સાંપડ્યો હોય તેવા કાર્યકર્તાઓ વિના આ કામ પાર પડવું લગભગ અશક્ય હતું. વેડછી ક્ષેત્રે દારૂબંધી, હળપતિ મુક્તિ, ઋણરાહત, ગણોતવ્યવસ્થા અંગે આવા કાર્યકર્તાઓ આપી દીધા. જેમ શિક્ષણ ક્ષેત્રે વેડછી ક્ષેત્ર એક નમૂનો સિદ્ધ થતું હતું, તેમ આ તમામ ક્ષેત્રોમાં પણ વેડછી ક્ષેત્ર એક નવી પહેલ પાડતું હતું. વેડછી આશ્રમમા પ્રશિક્ષિત વેલજીભાઈ જેવા કાર્યકર્તાઓ આ કાયદાઓના અમલ સારુ દિવસ રાત એક કરીને ગામડાં ખૂંદવા લાગ્યા. એમણે ઠેર ઠેર સ્વરાજની આ હવા પહોંચાડી દીધી. દેશ જ્યારે રાજકારણી નેતાઓની હૂંસાતૂંસી અને અંગ્રેજોની ભેદનીતિને લીધે કોમી વિખવાદમાં સળગતો હતો ત્યારે વેડછી ક્ષેત્રમા સ્વરાજના સૂર્યોદય પહેલાની ઉષાની આભા પ્રવર્તતી હતી.

## ૧૮ સ્વરાજ્ય આવ્યું ગાંધી ગયા

૧૫મી ઑગસ્ટ ૧૯૪૭. ભારતનાં સાત લાખ ગામ જે તે દિવસથી જ સાડા પાંચ લાખ થઈ જવાનાં હતાં, તેમાંનું એક ગામ વેડછી. વેડછી ગામનાં આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ સૌ કોઈ આ દિવસ ઉગે એની વાટ જોઈ રહ્યા હતાં. સામાન્ય રીતે નવ વાગતાંમાં તો નિંદ્રાદેવીને ખોળે પોઢી જનાર આશ્રમવાસીઓમાંથી કોઈને આજે ઊંઘ આવે એમ હતું નહિ. સૌ ઘડિયાળના કાંટા ભણી નજર કરી જોઈ રહ્યા હતા. બારના ટકોરા પડે એની આતુર નયને વાટ જોવાતી હતી.

### વેડછી વાટ જોતું હતું

વાટ જોનારામાં ગ્રામશાળા વેડછીમાં ભણતા અને વેડછીના ગોકુળ કે વૃંદાવન છાત્રાલયમાં રહેનાર નાનાં ભૂલકાંઓ હતાં. દોઢ માસ પહેલાં જ ગ્રામશાળાની જવાબદારી સંભાળનાર મોહનભાઈ અને નારાયણભાઈએ આ બાળકોને સ્વરાજની વાતો કરીને આ રઢિયાળા દિનની વાટ જોતા કરી મૂક્યા હતા. નારાયણ સારુ એ દિન બેવડા મહત્ત્વનો હતો. એ એક તરફ આઝાદીનો જન્મદિન હતો તો બીજી તરફ એ આઝાદી ખાતર બ્રિટિશ જેલમાં પોતાના પ્રાણ પાથરનાર પિતા મહાદેવભાઈની એ છઠ્ઠી પુણ્યતિથિ પણ હતી.

વાટ જોનારામાં પચાસેક જેટલા કિશોરો હતા, જેમણે પોતાના મોટેરાઓ પાસે આઝાદીની લડાઈની વાતો તાજેતરમાં જ સાંભળી હતી.

વાટ જોનારામાં એ બહેનો પણ હતી જેમણે ૩૦–૩૨ કે ૪૨ ની લડતમાં આગળ પડતો અને બહાદુરી ભરેલો હિસ્સો લીધો હતો. સૂરજબહેન, મેનાબહેન, કસ્તુરીબહેન, જમુનાબહેન, દંડાબહેન, લક્ષ્મીબહેન અન્નપૂર્ણા વગેરે લાગણીભરેલે હૈયે આ દિવસની વાટ જોઈ રહ્યાં હતાં.

વાટ જોનારામાં નાથુભાઈ, કાનજીભાઈ, વેલજીભાઈ, મગનભાઈ, જગનલાલ, નાનુભાઈ અને ચીમનભાઈ, જેવા કાર્યકરો હતા, જેમણે મહિનાઓ કે વરસો સુધી જેલવાસ ભોગવીને કે બીજાં કષ્ટો વેઠીને સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાનો અણમોલો હવિર્ભાગ આપ્યો હતો. અને વાટ જોતા હતા જુગતરામભાઈ જેમણે પોતાની જિંદગીની પૂરી પા સદી આઝાદીના આ પવિત્ર યજ્ઞમાં પોતાની જાતને હોમી દીધી હતી.

દેશ વિભાજિત થતો હતો, અને પૂર્ણ સ્વરાજ ખંડિત થતું હતું એને વિશે આ સૌ લોકો ખિન્ન હતા. આઝાદી પહેલાના થોડા મહિનાઓમાં ઉત્તર હિન્દુસ્તાનમાં ફાટી નીકળેલી કોમી હિંસાના વિચારથી આ લોકોનાં કાળજાં કંપતાં હતાં, એ સાચું પણ છતાંય ૧૪મી અને ૧૫મી ઑગસ્ટ વચ્ચેની રાતે એમની છાતી આનંદ-વિભોર જ હતી. આઝાદીના આગમનનાં એંધાણ એ નિરાશા અને ચિંતાની સૌ કાલિમાને વિખેરી નાખે તેવો ઉલ્લાસ જગવતાં હતા. બરાબર બારને ટકોરે વેડછી આશ્રમનો ઘંટ ગુંજી ઊઠ્યો. જાણે સ્વરાજ્યના ગિરિજાઘરમાં ઘંટારવ થતો ન હોય!

વિદ્યાર્થીઓએ મશાલ સરઘસ કાઢ્યું. રાતનું શીત વાતાવરણ 'મહાત્મા ગાંધીજી કી જય', 'ભારત માતાકી જય' અને 'આઝાદ હિંદ ઝિંદાબાદ'ના નારાથી ગુંજી ઊઠ્યું. આકાશમાંથી દેવો પણ જાણે તારક નયને આ દૃશ્ય નિહાળી રહ્યા હતા. મહાભારત ચોકનાં સોનમહોરનાં વૃક્ષો આ દૃશ્ય જોઈ રોમાંચિત થઈ જો કે ૫ અનુભવતા હતાં તેનાથી તેનાં પીળાં કુસુમો વરસી રહેતાં હતાં.

તે રાત્રિએ આખા દેશમાં ઠેર ઠેર અપૂર્વ ઉત્સાહનાં દૃશ્યો જોવા મળ્યાં હતાં. ક્યાંક દિવાળીને આંટી જાય એવી દીવાબત્તી હતી, ક્યાંક આતશબાજી હતી; ક્યાંક મિજબાનીઓ હતી, ક્યાંક જલસાઓ હતા; ક્યાંક કવિ સંમેલનો હતાં, ક્યાંક મુશાયરા હતા.

### પણ ગાંધી ક્યાંક બીજે

પરંતુ આઝાદીના આ આગમન પાછળ જે એક માણસનાં તપે વધુમાં વધુ બળ પૂર્યું હતું તે માણસ આજે દિલ્લીના રાજસૂય ઉત્સવમાં નહિ, પણ કલકત્તાની ગલીઓમાં શાંતિમંત્ર જપતો ફરી રહ્યો હતો. વેડછીને આ પ્રસંગની ગંભીરતાનું પણ સતત ભાન હતું. તેથી જ વેડછીએ પોતાના યુવાન કાર્યકર પ્રભુભાઈ પટેલને ગાંધીજીની નોઆખલી યાત્રામાં મોકલી આપ્યા હતા.

વેડછીએ આઝાદીના આગમનને વધાવી લીધું અને આઝાદ ભારતની કૂચકદમ સાથે એણે પોતાનાં પગલાં પાડવા માંડ્યાં.

### કોમી વિખવાદના મૂળમાં

વેડછીને આરંભથી જ હૂંફ આપનાર, અને એની નાનીમોટી સૌ પ્રવૃત્તિઓમાં રસ લેનાર આશ્રમના વડીલ સરદાર પટેલ સારુ આઝાદીના આ પ્રથમ માસ ખૂબ આકરી કસોટીના હતા. આઝાદ ભારતના પ્રથમ ગૃહપ્રધાન તરીકે કાયદો અને વ્યવસ્થા જાળવવાની તેમની મુખ્ય જવાબદારી હતી. દેશને કોમી રમખાણોથી બચાવવા સરકારની બહારથી ગાંધીજી જેમ અનવરત કામ કરી રહ્યા હતા,

તેમ સરકારની અંદરથી દેશને કોમી દાવાનળને ઓલવવા સરદાર અને પંડિત નહેરુ કામ કરી રહ્યા હતા. આ પ્રયાસમાં તેમને સ્વતંત્ર ભારતના પ્રથમ ગવર્નર જનરલ લૉર્ડ લુઈ માઉન્ટબેટનનો પણ પૂરો સાથ હતો. પરંતુ કોમી વિખવાદ પાછળ વર્ષોનો ઇતિહાસ હતો. હિન્દુઓના જાતિવાદ, મુસ્લિમોના સંપ્રદાયવાદ અને અંગ્રેજોના 'વહેંચીને રાજ કરો'ના સૂત્રમાં માનનાર સામ્રાજ્યવાદ એ વિખવાદના પાયામાં હતો. હિંદના ભાગલા અંગે જે પરિસ્થિતિ સર્જાઈ તે સર્જવામાં મુસ્લિમ લીગના નેતાઓની કોમી વિખવાદને આધારે પોતાની સત્તા સ્થાપવાની મહત્ત્વાકાંક્ષા અને હિન્દુઓ વિશે દ્વેષ, શંકા અને ડર હતાં. કૉંગ્રેસના નેતાઓમાં આઝાદીની લડાઈમાં વર્ષો ગાળ્યાં પછી આવેલો થાક અને પોતાની જ હયાતીમાં દેશને આઝાદ જોઈ જવાના અભરખા અને દેશને વધુ હિંસામાંથી બચાવવાનો લોભ અને વિભાજનથી થનાર વધુ વ્યાપક હિંસા અંગે અંદાજ ન આવવાની અદૂરદષ્ટિ હતી. તેમ ત્રીજી તરફથી કૉંગ્રેસનો કોઈ પણ મોટો વિરોધ કરવાની ને દેશનું વિભાજન કરવાની અંગ્રેજ નોકરશાહીના એક વર્ગની ચોક્કસ નીતિ પણ જવાબદાર હતી.

### શાંતિ સેનાપતિની શહાદત

ગાંધીજીએ તો આઝાદી પહેલાંના કેટલાક માસ અને ત્યાર બાદ અંતિમ ઘડી સુધી શાંતિકાર્યને જ પોતાનું તન મન અર્પી દીધું હતું. કલકત્તામાં શાંતિપ્રયાસો અને ઉપવાસ, નોઆખલીમાં 'એકલો જાને' પદયાત્રા, બિહારનાં તોફાનોની વચ્ચે ઘૂમવું, દિલ્હીમાં શાંતિ સ્થાપનાના પ્રયાસ અને ઉપવાસ, પ્રાર્થનાસભામાં બૉંબ સ્ફોટ અને છેવટે પ્રાર્થનાસભામાં જતાં સામી છાતીએ રામનામ સ્મરી ગોળીના શિકાર થવું એ એમના અંતિમ શાંતિપર્વના ભવ્ય-કરુણ પ્રસંગો હતા.

### વેડછીએ આઘાત કેવી રીતે ઝીલ્યો?

આખા દેશની માફક વેડછી પણ આ રાષ્ટ્રીય આફતથી સમસમી ઊઠ્યું. પરંતુ રાષ્ટ્રપિતાના દેહાવસાન અંગે વેડછીનો શોક પોતાની આગવી રીતે પ્રગટ થયો.

ગાંધીના હત્યારાને ફાંસી ન હોય એવો અવાજ ઉઠાવનારામાં સૌથી વધુ જાણીતું નામ છે ગાંધીજીના ત્રીજા પુત્ર શ્રી રામદાસ ગાંધીનું. રામદાસભાઈએ પોતાના પિતાની લાગણીઓ પિછાણી સરકારને અપીલ કરી કે આવી સજા ન દેવામાં આવે. રામદાસભાઈનું આ કૃત્ય એ ખરેખર એમને ગાંધીના પુત્રનું સ્થાન અપાવે તેવું હતું. આ બાજુ વેડછીમાં જુગતરામભાઈના મનમાં પણ આ જ વિચાર ઘોળાતો હતો. પરંતુ તેઓ ગૃહમંત્રાલય પાસે કેવળ પોતાની વાત સાથે પહોંચવા નહોતા માગતા. તેથી તેમણે એ વિચાર પાછળ લોકોની સમિતિનું પીઠબળ ઊભું કરવા પ્રયાસ કર્યો. ગાંધીજીના અસ્થિ આખા દેશની સેંકડો નદીઓમાં પધરાવવામાં આવ્યા તેમાંની એક નદી વેડછી પાસેની ઝાંખરી નદી પણ હતી. જેને જુગતરામભાઈએ વાલ્મીકિ નદી એવું રૂપાળું નામ આપ્યું હતું. ગાંધીજી ૧૯૨૪માં વેડછી આવ્યા ત્યારે આજનાં સ્વરાજ આશ્રમનાં મકાનો તો બંધાયાં પણ નહોતાં. નદીને કાંઠે એમની સભા થઈ હતી. તે નદીમાં ગાંધીજીના અસ્થિઓનો જે અલ્પાંશ વેડછીને ભાગે આવ્યો હતો તેનું વિસર્જન કરવામાં આવ્યું. તે વખતે ભેગી થયેલી વિશાળ મેદનીમાં ૭૮ ગામડાંના લોકો આવ્યાં હતાં. આ ૭૮ ગામડાંના લોકોએ સાથે મળીને ઠરાવ કર્યો કે ગાંધીના હત્યારાને મૃત્યુદંડ ન થવો જોઈએ.

અલબત શ્રી રામદાસભાઈની અપીલની માફક આ અપીલ પણ સરકારના બહેરા કાન ઉપર જ પડી હતી. સરદાર વલ્લભભાઈ માટે ગાંધીજીની હત્યા એ અંગત રીતે તો ભારે શોકનો વિષય હતો જ, પણ જાહેર રીતે પણ એ એમને સારુ ભીષણ આઘાતનો વિષય થઈ ગયો હતો. ગાંધીજીની સુરક્ષાની જવાબદારી એમ જુઓ તો ગૃહમંત્રાલયની કહેવાય. થોડા દિવસ અગાઉ એમની પ્રાર્થના સભામાં બૉંબસ્ફોટ થયો તે સરકાર સારુ એક નોટિસ સમાન હતો. એથી ચેતીને સરકારે જો પાકો બંદોબસ્ત કર્યો હોત તો કદાચ ગાંધીજીની હત્યા ટાળી શકાઈ હોય એવી લાગણી ખાસ કરીને દેશના સમાજવાદીઓએ વ્યક્ત કરી હતી. —શ્રી જયપ્રકાશ નારાયણે આ મતલબનું સ્પષ્ટ નિવેદન જ કર્યું હતું. આ નિવેદનની ચોટ સરદારના હૃદયમાં ઊંડી લાગે એ સ્વાભાવિક હતું. સરદારે પોતાની રીતે ગાંધીજીની સલામતી સારુ ગોઠવણ કરેલી. પણ ખુદ ગાંધીજીએ જ પ્રાર્થનાસભામાં આવતા લોકોની જડતી લેવાની સખત મનાઈ કરીને સરદારનું કામ લગભગ અશક્ય કરી મૂકેલું.

જ્યારે એક તરફથી ગાંધીહત્યાની પ્રતિક્રિયા તરીકે ખાસ કરીને મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ-વિરોધી હુલ્લડો ફાટી નીકળ્યાં હતાં, બીજી તરફથી સરકાર સલામતી જાળવવામાં ગાફેલ હતી એવા આક્ષેપો જાહેર રીતે કરવામાં આવ્યા હતા, તે વખતે સરકારને સારુ ગાંધીના હત્યારાને ફાંસી ન દેવા જેવું ગાંધીવાદી અને સાત્ત્વિક પગલું ભરવું એ લગભગ અશક્ય જ હતું. સરદારે એમ ન થઈ શકે એ વાત જુગતરામભાઈને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધી અને ત્યાર બાદ જુગતરામભાઈએ પણ આ બાબતમાં કોઈ હિલચાલ કરી નહિ. સરદારનો નિર્ણય એટલે છેવટનો નિર્ણય એ ગુજરાતની પરંપરાને જુગતરામભાઈ માનતા હતા. અને પોતાની ઇચ્છા વિરુદ્ધ કોઈ કામ થાય તો એ બાબતમાં મૌન સેવવાની જુગતરામભાઈની પ્રકૃતિ હતી.

### શોકનું બન્યું સ્તોત્ર

પરંતુ ગાંધી શોકની લાગણીએ જુગતરામભાઈના કવિ હૃદયમાં નવો આકાર લીધો. એમણે ગાંધી સ્મરણ અંગે એક સ્તોત્ર રચ્યું જેનો આરંભ આમ થતો હતો :

એનું જીવનકાર્ય અખંડ તપો<br>
અમ વચ્ચે બાપુ અમર રહો.<br>
એના જીવનમંત્ર સમો ચરખો<br>
પ્રભુ ભારતમાં ફરતો જ રહો.

આ સ્તોત્રે લોકોની લાગણીને સારી રીતે ઝીલી હતી. તેથી તે ટૂંકા જ સમયમાં લોકોના હૃદયમાં ઝીલાયો અને કંઠે ચડી ગયો.

આ સ્તોત્રે વેડછીની પ્રાર્થનામાં નિયમિત સ્થાન લીધું. પાછળથી જ્યારે વિનોબા પોતાની શાંતિયાત્રા દરમિયાન વેડછી આશ્રમમાં આવીને થોડા દિવસ રહ્યા ત્યારે તેમણે પ્રાર્થનામાં આવું સ્તોત્ર નિત્ય પાઠ સારુ દાખલ કરવા બદલ હળવી ટીકા કરી હતી. એમણે કહ્યું કે આપણને એમને પ્રત્યે ગમે તેટલી શ્રદ્ધા હોય તોયે છેવટે પ્રાર્થનામાં આ પ્રકારની વ્યક્તિ-પૂજા દાખલ ન થાય. ત્યાર બાદ

એ સ્તોત્રો નિત્ય-પાઠમાંથી નીકળી ગયા હતા. અલબત્ત ગાંધી હત્યાના સ્મરણ તરીકે દર શુક્રવારે તે સ્તોત્રો વેડછી તેમ જ એનાથી પ્રેરિત બીજી કેટલીક સંસ્થાઓની પ્રાર્થનામાં હજી પણ વૈષ્ણવજન તો તેને કહીએના ભજનની સાથે સ્થાન પામે છે. આ બાબત વિનોબા અને જુગતરામભાઈ વચ્ચે કોઈ સંવાદ કે વિવાદ થયો ન હતો. વિનોબાએ પોતાની વાત એક પ્રાર્થનાપ્રવચનમાં ખૂબ નજાકતથી કહી હતી અને જુગતરામભાઈએ પોતાના સ્વભાવ મુજબ એ બાબતમાં મૌન સેવ્યું હતું.

### ખાદી મેળા બન્યા ગાંધી મેળા

પરંતુ ગાંધી સ્મરણનું વધુ પ્રગટ પગલું જુગતરામભાઈએ વિનોબા પાસેથી ઉપાડ્યું. વિનોબાએ ગાંધીજીની શ્રાદ્ધ સભાઓમાં એવી લાગણી વ્યક્ત કરી કે ગાંધીજીના સ્મરણનાં દર વરસે મેળાઓ ભરાવા જોઈએ અને એમાં પોતાની શ્રદ્ધાંજલિ તરીકે લોકો એક એક સૂતરની આંટી આપે. એમણે એને 'સૂતાંજલિ' એવું નામ પણ આપ્યું અને એવી કાવ્યમય કલ્પના પણ કરી કે આ સૂતાંજલિથી કોઈ વાર સૂત્રકૂટ પર્વત રચાશે. આ કલ્પના જુગતરામભાઈને ગમી ગઈ. ગાંધીસ્મરણના મેળા થવા લાગ્યા તે પહેલાં વેડછી ક્ષેત્રમાં અવારનવાર ખાદી મેળાઓ ભરાતા. આને તેમણે ગાંધીમેળા જોડે જોડી દીધા અને ગાંધી મેળાઓએ વેડછી ક્ષેત્રમાં વર્ષોવર્ષ અપૂર્વ ઉત્સાહથી ઊજવાતા ઉત્સવોનું સ્થાન લીધું. આજે આખા દેશમાં દક્ષિણ ગુજરાત જેવા વિશાળ ગાંધીમેળા બીજે ક્યાંય થતા નથી. આ મેળાઓ નિમિત્તે વરસો વરસ આખા ક્ષેત્રના કાર્યકર્તાઓ ભેગા થાય. બુનિયાદી ઉત્તર બુનિયાદી શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકો ટોળે મળે અને આસપાસની શ્રદ્ધાળુ જનતા ઊલટે. ગાંધી મેળો એક જ સ્થાને ન રાખતાં વરસો વરસ અલગ અલગ સ્થળે ભરવાના વિચારને લીધે આખા ક્ષેત્રમાં અપૂર્વ ઉત્સાહ પ્રસરાવી દેતા. દૂર દૂરથી વિદ્યાર્થીઓ અને શિક્ષકોની મંડળીઓ 'સર્વોદય પખવાડિયા' દરમિયાન પદયાત્રાઓ કરીને ગાંધી મેળામાં પહોંચે એને લીધે પણ મેળાઓ વિદ્યાર્થીઓ સારુ અને જે ગામોમાંથી પદયાત્રા પસાર થઈ હોય તેને સારુ સ્મરણીય બની રહે. આ મેળાઓ સારુ બારડોલી સ્વરાજ આશ્રમના શ્રી ઉત્તમચંદ શાહના સંયોજકત્વ હેઠળ એક કાયમી વ્યવસ્થાપક સમિતિ રચાઈ અને વરસો વરસ દેશના બીજા ભાગમાંથી કોઈ ને કોઈ વિખ્યાત ગાંધી-જનને મેળાનું પ્રમુખપદ શોભાવવા નિમંત્રી લાવે છે. આ મેળાઓમાં વિશાળ પ્રદર્શનો અને સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાય છે અને દર વરસે તે વખતની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને એની ઉપર ગાંધીદૃષ્ટિકોણથી પ્રકાશ પાડતા ઠરાવો પણ થાય છે. રાત્રિના મનોરંજન કાર્યક્રમો વખતે તો આ મેળાઓમાં કેટલીક વાર લાખ-લાખ જેટલી લોકમેદની પણ ઊમટી છે.

સૂતાંજલિના કાર્યક્રમે પણ દક્ષિણ ગુજરાતના મેળાઓમાં સારુ જોર પકડ્યું હતું. એક કાળે સૂતરની હજારો આંટીઓ એમાં એકઠી થતી અને નાનો સરખો સૂત્રકૂટ ત્યાં રચાતો. ગાંધી મેળાઓમાં ગાંધી શતાબ્દી વર્ષ પછીનો, એટલે કે ૧૯૭૦ના ફેબ્રુઆરી માસનો વેડછી મુકામે ભરાયેલો મેળો લગભગ ૨૮,૦૦૦ કાંતનાર લોકોના સામૂહિક સત્રયજ્ઞે ઊભા કરેલા દૃશ્યને લીધે ચિરસ્મરણીય રહેશે. આ સફળતાનું શ્રેય તે કાળની સુરત જિલ્લાની શિક્ષણ સમિતિના પ્રમુખ અને જુગતરામભાઈની મંડળીના એક સભ્ય શ્રી અલ્લુભાઈ શાહના કુશળ આયોજન, ગાંધી શતાબ્દી વર્ષના ઉત્સાહ અને સેંકડો કાર્યકર્તાઓનાં પારાવાર પરિશ્રમને ફાળે જાય એમ છે. એ મેળામાં હાજર રહેલા સિસિલીના ગાંધી ગણાતા દાનીલો દોલ્ચી કાંતનારાઓનું આ સમુદ્રવત્ દૃશ્ય જોઈને એટલા પ્રભાવિત થયા હતા કે આજે પંદર વર્ષે પણ એ જ્યારે મળે છે ત્યારે એ દૃશ્યને યાદ કર્યા વિના રહેતા નથી. એ મેળામાં શાંતિસૈનિકોએ કરેલા વૃક્ષારોપણની તૈયારી તરીકેનું શ્રમદાન, એમના વ્યાયામના પ્રયોગો, નાનાં બાળકોનો બાળમેળો વગેરે પણ આગવી વિશેષતા ધરાવતા હતા. સાચું પૂછો તો એ મેળામાં બીજા પણ ઘણા ગાંધીમેળાની જેમ બાળકો અને કિશોરોની હાજરી એટલી મોટા મોટા પ્રમાણમાં હતી કે એ લોકો જ આખા મેળા પર છાયી ગયા હતા. પરિણામે એ મેળાના પ્રમુખને એમણે મહેનત કરીને તૈયાર કરેલ ગંભીર અધ્યક્ષીય ભાષણને કોરે મૂકીને વિદ્યાર્થીઓને અનુરૂપ એવું સ્વતંત્ર ભાષણ કરવું પડેલું!

અહીં જ ખેદપૂર્વક નોંધ લેવી ઘટે કે સૂતાંજલિનો સૂત્રકૂટ પર્વત આજકાલના ગાંધીમેળાઓમાં પહેલા જેવો ભવ્ય રહ્યો નથી. આખા ક્ષેત્રમાં વસ્ત્રસ્વાવલંબી ખાદી પહેરનારા અને કાંતનારાઓમાં આવેલી ઓટની અસર સૂત્રકૂટ પર પણ સ્પષ્ટપણે પડેલી જણાય છે.

## ૧૯ આબાદીના ઘડતરમાં

ગાંધીહત્યાના કારી આઘાત પછી ધીમે ધીમે આખા દેશના સર્વ ગાંધીજનોના જીવનમાં સ્વસ્થતા આવવા લાગી તેમ તેમ સૌએ પોતપોતાના ક્ષેત્રમાં સ્વતંત્રતાને વિકસાવવાના પ્રયાગો આદર્યા.

### ગાંધીજનોએ ગાંધીકાર્યોમાં મન પરોવ્યાં

પંડિત જવાહરલાલજીએ દેશની વિદેશનીતિમાં જૂથનિરપેક્ષતા અને પંચશીલના સિદ્ધાન્તો દાખલ કરીને આન્તરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારતને એક આગવું સ્થાન અપાવ્યું.

સરદાર પટેલે સેંકડો રજવાડાંઓને પોતાની સૂઝ અને કુનેહથી એક કરી આખા દેશને રાજનૈતિક એકતાના સૂત્રમાં સાંધી દીધા અને નોકરશાહીનાં જુદાં જુદાં તંત્રોને પણ દેશની આવશ્યકતા મુજબ નવું રૂપ આપવાનો પ્રયાસ કર્યો.

વિનોબા જેવા રચનાત્મક કાર્યકર્તાઓએ આખા દેશમાં શાંતિયાત્રા કરી. શરણાર્થી લોકો વચ્ચે સેવાકાર્ય કરી પવનારના પરંધામમાં પલાંઠી લગાવી ઋષિ ખેતીના પ્રયોગોમાં મન પરોવ્યું.

કિશોરલાલ મશરૂવાળા જેવા તત્ત્વચિંતકોને માથે ગાંધીજીનાં હરિજન પત્રોનું સંપાદન કાર્ય આવ્યું અને સ્વામી આનંદના શબ્દોમાં ઘણીવાર તો એમ. કે. જી. (મોહનદાસ કરમચંદ ગાંધી) ની જગાએ ક્યારે કે. જી. એમ. (કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા) આવી ગયા એ ખબરેય ન પડે એટલી સહજતાથી દેશ અને દુનિયાના તાત્કાલિક પ્રશ્નો અંગે ગાંધીદૃષ્ટિએ માર્ગદર્શન આપવા માંડ્યું.

નરહરિ પરીખ આ જ કાળ દરમિયાન અતિગંભીર માંદગીમાં પટકાયા પણ એમાંથી બહાર નીકળી તેમણે પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓ આટોપી લઈ માત્ર લેખનકાર્યમાં મન પરોવ્યું અને પોતાના સર્વશ્રેષ્ઠ સાહિત્યનું સર્જન આ માંદગી પછી જ કર્યું.

ગાંધીજીના સચિવ શ્રી પ્યારેલાલે પણ લેખન પ્રવૃત્તિમાં જ ચિત્ત એકાગ્ર કર્યું. એમણે ગાંધીજીના જીવનચરિત્રને આધારે કેટલાક એવા ગ્રંથો લખ્યા કે જેની તુલના મહાકાવ્યો જોડે થશે.

ગાંધીજી સાથે સંબંધ રાખનાર ગાંધીજનોનું એક સંમેલન માર્ચ ૧૯૪૮માં સેવાગ્રામમાં ભરાયું જેમાં સર્વોદય સમાજ નામની એક વિશેષ નિયમ-બંધનોથી મુક્ત એવી સંસ્થાની સ્થાપના થઈ. એ જ સંમેલન વખતે થયેલી ચર્ચાઓને આધારે ગાંધીજીએ સ્થાપેલી કેટલીક રચનાત્મક સંસ્થાઓએ વિલીન થઈને અખિલ ભારત સર્વ સેવા સંઘ નામની સંસ્થા સ્થાપી. જેણે પાછળથી સર્વ ગાંધીવાદી સંસ્થાઓમાં મુખ્ય સ્થાન લીધું. સર્વોદય સમાજે પોતાની પ્રવૃત્તિઓને વરસો વરસ સર્વોદય સંમેલન ભરવા પૂરતી મર્યાદિત રાખી.

આમ સૌ ગાંધીજનોએ પોતપોતાની રીતે ગાંધીકાર્યોમાં પોતાનાં મન પરોવ્યાં. જુગતરામભાઈ અને તેમના સાથીઓને સારુ ગાંધીજીના ગયા પછી કોઈ નવું કામ શોધવાનો પ્રશ્ન જ નહોતો ઊઠતો. કારણ તેઓ પહેલેથી જ ગાંધીકાર્યમાં ખપેલા હતા. એમને સારુ પ્રશ્ન ઊભો થતો હોય તો તે નવી પરિસ્થિતિ અને નવા પ્રશ્નો સાથે પોતાની પ્રવૃત્તિને કેમ જોડવી એ થતો હતો.

### નવા યુગનાં નવાં રચનાત્મક કાર્યોમાં

૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજ્ય આવ્યું ત્યાર બાદ જેમ વેડછીએ પોતાની પ્રવૃત્તિને નવી સરકારની નવી નીતિઓને અમલમાં મૂકવામાં બનતી મદદ કરી હતી. તેમ સ્વરાજ્ય પછીની નવી સરકારની નીતિઓ બાબતમાં પણ બન્યું. જુગતરામભાઈના શબ્દોમાં, 'મુંબઈના મંત્રીવરોએ સ્વતંત્રતાને શોભે એવા કંઈ કંઈ કાનૂનો કરવા માંડ્યા. અસ્પૃશ્યતા નિવારણના, નશાબંધીના, કરજ અને ગણોત નિયમનના. આગળ ઉપર વળી ખાદી ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપતાં બોર્ડ બનાવ્યાં, જિલ્લે જિલ્લે ગાંધીજીના સર્વોદયનાં કાર્યો વિકસે તે માટેની સર્વોદય યોજનાયો ઘડી કાઢી... અમે વેડછી અને અન્ય આશ્રમોના આશ્રમવાસીઓએ પણ આ નવા યુગનાં નવાં રચનાત્મક કામોમાં પૂરી શક્તિથી ઝુકાવ્યું.'

### સર્વોદય યોજના

મુંબઈ સરકારની સર્વોદય યોજના એક અનોખી યોજના હતી સમાજના સૌથી નીચલા સ્તરના લોકોની સેવાની આવી યોજના બીજી કોઈ સરકારે ઘડેલી જાણમાં નથી. મુખ્યમંત્રી બાળાસાહેબ ખેર, મહેસૂલ પ્રધાન મોરારજીભાઈ અને સહકારમંત્રી વૈકુંઠભાઈએ ભેગા થઈ આ યોજના ૧૯૪૮માં વિચારી કાઢી. પ્રદેશના વીણેલા આર્થિક અને સામાજિક રીતે પછાત વિસ્તારોનાં ૪૦–૫૦ ગામો લઈને એમને સર્વોદય માર્ગે આગળ વધવામાં મદદરૂપ થવા સારુ આર્થિક મદદનો આપવાની આ યોજના હતી. તેનું સંચાલન કોઈ રચનાત્મક કાર્યકર્તાને સોંપીને તેને કામમાં ઠીક ઠીક છૂટ આપવામાં આવી હતી. સરકાર તરફે યોજનાનું કોઈ ચોકઠું ઘડવામાં આવ્યું નહોતું. તે ક્ષેત્રોની શાળાઓ આ યોજનાને સોંપીને તેમાં સંચાલકની ઇચ્છા મુજબના શિક્ષકો મૂકવાની પણ સર્વોદય યોજનામાં જોગવાઈ હતી. આવી એક યોજનાના સંચાલક બનવા અંગે પોતાની મનોભાવના સમજાવતા જુગતરામભાઈ કહે છે, 'સરકારને પૈસે ચાલનારી યોજનાના સંચાલક બનવા બાબત મને પ્રથમ શંકા લાગી, પણ આ યોજનામાં સંચાલકને સર્વ પ્રકારની સ્વતંત્રતા આપવાની તેમણે ખાતરી આપતાં મેં સ્વીકાર કર્યો. મેં મારા મનમાં દલીલ કરી કે જો ગાંધીજીના સ્મારકો સૌ પોતપોતાની ભાવના પ્રમાણે કરી શકે તો સ્વરાજની સરકારે, જે તેમની જ કૃતિ છે, તેઓ પોતાનાં સાધનો વડે પોતાની ભાવના મુજબનું સ્મારક કેમ ન કરે ?'

માંડવી તાલુકાનાં ચાળીસેક જેટલાં ગામો સર્વોદય યોજના સારુ પસંદ થયાં. જુગતરામભાઈએ પોતાના સાથી ઉપસંચાલક તરીકે શ્રી મકનજીબાબાની પસંદગી કરી. મકનજીબાબાએ બારડોલી આશ્રમના દિવસોથી જ જુગતરામભાઈને પૂરો સાથ આપ્યો હતો. એમનું જીવન ત્યાગમય અને બ્રહ્મચારી હતું. પોતાને સારુ તેઓ યોજનામાંથી કશી આર્થિક સહાયતા લેવાના નહોતા. માંડવી તાલુકાના ગામડે ગામડે તેઓ ફરી વળેલા હતા. દરેક જગાએ એમને વિશે લોકોના ચિત્તમાં માન હતું. મકનજીબાબાના હાથ નીચે ખેતીવાડી ખાતામાંથી નોકરી છોડીને આવેલા શ્રી ભૂલાભાઈ પટેલ અને ઈજનેરી વિદ્યાની ડિગ્રી મેળવેલ શ્રી ગિજુભાઈ દવેને કામ સોંપવામાં આવ્યું.

જુગતરામભાઈ અને તેમના સાથીઓએ પોતાના અનુભવ અને માંડવી તાલુકાના આદિવાસીઓની જરૂરિયાતોનો ખ્યાલ કરીને સર્વોદય યોજનાનું માળખું ઘડી કાઢ્યું, તેમાં કાંતણ વણાટનું શિક્ષણ; આદિવાસી ગામોમાં નાના રસ્તાઓ અને પુલો બનાવી આપવા (આ કામમાં ગ્રામજનો પોતાના શ્રમનું ઉત્સાહથી વગર વળતરે દાન કરતા); ગામહિત ખાતર ગોચરની જમીન સાફ કરવામાં મદદ આપવી; ખેતરોને સમતલ બનાવવા તથા તેમાંથી ચોમાસાના પાણીના નિકાસ સારુ કાંસ કાઢી આપવા; ગામના નાના કાચા કૂવાઓને પાકા બનાવી આપવા; ગોવંશ સુધાર માટે જાતિવંત સાંઢ આપવા; ઈંટ નળિયાં પાડવાનો ઉદ્યોગ શીખવવો; આ ક્ષેત્રની શાળાઓને યોજના હસ્તક લઈ તેના શિક્ષકોને વેડછી આશ્રમના અધ્યાપન મંદિરમાં તાલીમ આપવી; આદિવાસીઓનાં દૂર દૂર સુધી ફેલાયેલાં ગામોમાં ફળિયે ફળિયે શાળાઓ આપવી; યોજનાનાં ૫–૭ ગામોમાં બાલવાડી ચલાવવી; ખેડૂતોના સર્વાંગી જીવન વિકાસમાં સહાયરૂપ થવા 'રત્ના બાબા' યોજનાઓ ચલાવવી એ સર્વોદય યોજનાનાં મુખ્ય અંગો હતાં. આ યોજનાના અમલ દ્વારા સમાજના સૌથી નીચલા વર્ગની ઉન્નતિ સ્વમાનભેર થાય અને તે પોતાના પગ પર ઊભા રહેતાં શીખે એ કલ્પના હતી. જ્યારે દ્વિભાષી મુંબઈ રાજ્ય મટી એનાં ગુજરાત અને મહારાષ્ટ્ર એવાં છૂટાં રાજ્યો બન્યાં ત્યાર બાદ ગુજરાત રાજ્યે પણ સર્વોદય યોજના ચાલુ રાખી અને એનાં વહીવટની કામગીરી ખાસ એક પ્રધાનને સોંપવામાં આવી. કોઈપણ સરકાર દ્વારા, ભલેને સાવ નાના પાયા પર, પણ ગાંધીદૃષ્ટિએ આયોજન થયું હોય અને એ અમલમાં મુકાયું હોય એવી આ વિશિષ્ટ યોજના હતી. ગુજરાતમાં વેડછી ક્ષેત્ર ઉપરાંત પણ બીજાં અનેક સ્થળોએ આ યોજના અમલમાં મૂકવામાં આવી હતી. એની મારફત રચનાત્મક કાર્યકર્તાઓ ઠેર ઠેર પાયાનાં રચનાત્મક કામો કરતા હતા. આમાંની ઘણી જગાએ કામ કરનાર કાર્યકર્તાઓએ કાં સીધા વેડછીના અધ્યાપન મંદિર કે ગ્રામસેવા વિદ્યાલયમાં તાલીમ લીધી હતી

અથવા વેડછીનો દાખલો લઈ પોતાના ક્ષેત્રમાં ગ્રામસેવા કરવાની પ્રેરણા લીધી હતી.

દુર્ભાગ્યે ભારતના સમાજ-જીવનને ઠેઠ ગામડાના સ્તર સુધી વિભાજિત કરનાર પક્ષીય રાજકારણની અસર આ યોજના પર પણ થઈ અને એક વહેલી સવારે ગુજરાતની એક સરકારે કોઈપણ વજૂદવાળું કારણ દર્શાવ્યા વિના એની તમામ સર્વોદય યોજનાઓને આટોપી લીધી. આવા ઉતાવળિયા અને વિચારવિહીન જણાય એવા પગલા પાછળ જો કારણ હતું તો એ કે સર્વોદય યોજનામાં કામ કરનાર કાર્યકરો વિરોધપક્ષના ટેકેદારો છે એવો ખ્યાલ સત્તારૂઢ પક્ષના મનમાં દૃઢ થઈ ગયો હતો અને એટલી બધી નક્કર સેવાનો જશ વિરોધ પક્ષના કાર્યકરોને મળે તે એને કેમ પોષાય? આમ રાજનૈતિક પક્ષોની પાડા-લડાઈમાં બિચારા ગરીબ આદિવાસીઓ અને બીજા લોકોની વાડ ખોરવાઈ ગઈ અને એમને આંગણે પહોંચેલી ગ્રામસેવાની ગંગા સુકાઈ ગઈ.

## ગણોતધારો

નવી સરકારના જે કાયદાનો વેડછી ક્ષેત્રના કાર્યકર્તાઓએ સૌથી વધુ પ્રચાર કર્યો તે હતો ગણોતધારો. પ્રાન્તિક સ્વરાજ વખતે જ એનો આરંભ થઈ ગયો હતો. એ કાયદો ગણોતિયાને એક ભાગ અને જમીન માલિકને એક ભાગના પાકના હકદાર ઠરાવતો હતો. સ્વરાજ પછીની નવી સરકારે ઉત્તરોત્તર આ કાયદાને ગણોતિયાના પક્ષમાં વધુ ઝુકાવી અને એની મારફત ગણોતિયાઓને જમીનના માલિક બનાવવાની નીતિ રાખી. ગણોતિયાને ૨/૩ને બદલે ૩/૪ અને બે વર્ષ પછી તેને બદલે ૪/૫ ભાગ લેવાનો હક આપવામાં આવ્યો. પાછળથી તો જમીન મહેસૂલની અમુક પટ રકમ અમુક હપ્તામાં ભરી દેવાથી જમીન ગણોતિયાની માલિકીની થઈ જાય એમ ઠરાવવામાં આવ્યું.

આવા પ્રગતિશીલ કાયદાઓ તો ઘડાયા, પરંતુ એનો અમલ કરાવવો મુશ્કેલ હતો. પ્રથમ તો રાનીપરજ એ વાત માનવા જ તૈયાર નહોતા કે માલિક પાસેથી આધભાગથી વધુ કેવી રીતે લેવાય? વર્ષોની જૂની પરંપરાથી એ ટેવાયેલા હતા અને એ રીતે વર્તવામાં જ એ ધર્મ માનતા હતા. આશ્રમવાળાઓ નવા કાયદાઓની સમજ આપતાં ગામેગામ ઘૂમી વળ્યા. ગણોતિયાને જમીન માલિકની કાંઈક જરૂર પડે ત્યારે તેઓ ગણોતિયાને કહેતા, 'જાઓ તમારા આશ્રમ-વાળાઓ પાસે, અમારી પાસે શા માટે આવો છો?' આમ એક તરફ ગણોતિયાઓનું અજ્ઞાન અને ભોળપણ હતું, બીજી બાજુ નવી વ્યવસ્થામાં ગોઠવાવામાં જમીન માલિકોની તૈયારીનો અભાવ અને એને લીધે નીપજતી તેમની જાતજાતની યુક્તિ-પ્રયુક્તિઓ. ત્રીજી તરફ કાયદામાં છટકબારીઓ પણ રહી ગઈ હતી. અમુક સંજોગોમાં જમીન માલિકોને ગણોતિયા પાસે જમીનનો કબજો છોડાવવાનો અધિકાર આ કાયદામાં આપવામાં આવ્યો હતો. નબળા મનના ગણોતિયા પાસેથી માલિકો લોભલાલચ કે ધાકધમકી-થી કબજા છોડાવી લેતા. જાતખેડને નામે સગાંવહાલાં અને બીજા-ઓને નામે જમીન કરાવવાની પ્રક્રિયા પણ ચાલુ જ હતી. આ બધી પરિસ્થિતિનો મુકાબલો વેડછીના કાર્યકર્તાઓએ કરવાનો હતો, ઝવેરભાઈ, વેલજીભાઈ, મકનજીબાબા, રાજેન્દ્ર ગુલાબદાસ, બંકુભાઈ, ગીલુભાઈ દરજી અને માવજીભાઈ જેવા સાથીઓ, આ કામમાં લાગી ગયા. કાયદાનો અમલ ન્યાયપૂર્ણ રીતે ગરીબ આદિવાસીઓ કે હળપતિઓના પક્ષમાં કરાવવો એ કાંઈ સહેલી વાત નહોતી. કેટલીક વાર મળેલી જમીન ગણોતિયા વેચી દે એમ પણ બનતું. આમ ખેતી પર કામ કરતા માણસને જમીનનો માલિક બનાવવાની પ્રક્રિયામાં એક દોઢ તપ કરતાં વધુ કાળ વીતી ગયો. ગુજરાતમાં ઠેરઠેર ગણોતધારાના અમલ અંગે આવા પ્રશ્નો ઊભા થયા હતા. પરંતુ કદાચ વેડછી ક્ષેત્રમાં કાર્યકર્તાઓના પ્રયત્નને લીધે, અને એકંદરે આ ક્ષેત્રમાં રાનીપરજમાં આવેલી જાગૃતિને કારણે ગણોતધારાનો જેટલો વ્યાપક અને ન્યાયપૂર્ણ અમલ થઈ શક્યો એટલો આખા રાજ્યમાં બીજે ક્યાંય નહિ થયો હોય. આ કામ કરતાં ઘણીવાર કાર્યકર્તાઓને જમીન માલિકોના રોષનો સામનો પણ કરવો પડેલો.

ઋણરાહત ધારાના અમલ વિશે પણ લગભગ એની એ જ કથા હતી, જોકે એનું અમલીકરણ ગણોતધારાને અમલમાં મૂકવા કરતાં પ્રમાણમાં કાંઈક સહેલું હતું.

## નવી સંસ્થાઓ

આ કામો કરવા સારુ જુગતરામભાઈ અને તેમના સાથીઓએ કેટલીક નવી સંસ્થાઓ પણ ઊભી કરવી પડી. આખા ક્ષેત્રના કામના સંકલનની દૃષ્ટિએ રાનીપરજ સેવા સભાની સ્થાપના થઈ, જેનું પાછળથી વિકેન્દ્રીકરણ કરવામાં આવ્યું; હળપતિઓ સાથેની પ્રવૃત્તિઓને સંકલિત કરવા હળપતિ સેવા સંઘ રચાયો, નઈ તાલીમ-ની ગુજરાત આખાની પ્રવૃત્તિઓને સંગઠિત કરતો ગુજરાત નઈ તાલીમ સંઘ, વાલોડ તાલુકાના વિકાસને લક્ષ્યમાં રાખીને રચવામાં આવેલ વેડછી પ્રદેશ સેવા સમિતિ, વ્યારાનો ગ્રામસેવા સમાજ વગેરેનો વિચાર આપણે કાંઈક વિસ્તારથી આ ગ્રંથના પાંચમા ખંડ 'વડવાઈ'માં કરવાના છીએ. તેથી અહીં એ સંસ્થાઓનો ઉલ્લેખ જ કર્યો છે. આ ઉપરાંત વિવિધ કાર્યકારી સહકારી મંડળી, જંગલ કામદાર સહકારી મંડળી વગેરે સંસ્થાઓનો ઉપયોગ પણ વેડછી ક્ષેત્રના વિકાસમાં થયો છે. એમાં જંગલ કામદાર મંડળીઓ વિશેષ ઉલ્લેખનીય છે.

## જંગલ મંડળીઓ

સ્વરાજ્ય પહેલાં વેડછી ક્ષેત્રના કાર્યકર્તાઓ વ્યારા, સોનગઢ, માંડવી વગેરેનાં જંગલોમાં ફરતા તો ખરા, પરંતુ એમનો મોટાભાગનો સંબંધ એ જંગલોને કિનારે વસેલાં રાનીપરજનાં ગામડાં જોડે હતો. આ ગામડાંના લોકો ચોમાસું વીત્યે જંગલ કાપવા જતા, પણ તેમની તે પ્રવૃત્તિ સાથે વેડછીના કાર્યકર્તાઓને ઝાઝો સંપર્ક નહોતો. જંગલખાતાના નોકરો, શાહુકારો કે કૉન્ટ્રાક્ટરો વિશેની ફરિયાદો એમના કાન સુધી અથડાઈ હતી ખરી, પરંતુ આ ક્ષેત્રમાં સર્વોદય સેવકો સારુ એક મહત્ત્વનું કાર્યક્ષેત્ર પડ્યું છે એનું ભાન તો એમને પહેલી વાર બાળાસાહેબ ખેરે કરાવ્યું, જેમણે થાણા જિલ્લામાં જંગલમાં વસતા આદિવાસીઓ જોડે કામ કર્યું હતું. ખેરસાહેબ પાસે આ લોકો પર ગુજરવામાં આવતા અમાનુષી અત્યાચારોમાં લાકડાંની ભઠ્ઠીમાં લોકોને જીવતા બાળી મૂકવા સુધીની ફરિયાદો આવી હતી. એમણે વિચાર કર્યો કે જંગલો કાપવાની આખી પ્રવૃત્તિ કૉન્ટ્રાક્ટરો પાસેથી કઢાવી જંગલવાસીઓની સહકારી

ગાંધીજીના સચિવ શ્રી પ્યારેલાલે પણ લેખન પ્રવૃત્તિમાં જ ચિત્ત એકાગ્ર કર્યું. એમણે ગાંધીજીના જીવનચરિત્રને આધારે કેટલાક એવા ગ્રંથો લખ્યા કે જેની તુલના મહાકાવ્યો જોડે થશે.

ગાંધીજી સાથે સંબંધ રાખનાર ગાંધીજનોનું એક સંમેલન માર્ચ ૧૯૪૮માં સેવાગ્રામમાં ભરાયું જેમાં સર્વોદય સમાજ નામની એક વિશેષ નિયમ-બંધનોથી મુક્ત એવી સંસ્થાની સ્થાપના થઈ. એ જ સંમેલન વખતે થયેલી ચર્ચાઓને આધારે ગાંધીજીએ સ્થાપેલી કેટલીક રચનાત્મક સંસ્થાઓએ વિલીન થઈને અખિલ ભારત સર્વ સેવા સંઘ નામની સંસ્થા સ્થાપી. જેણે પાછળથી સર્વ ગાંધીવાદી સંસ્થાઓમાં મુખ્ય સ્થાન લીધું. સર્વોદય સમાજે પોતાની પ્રવૃત્તિઓને વરસો વરસ સર્વોદય સંમેલન ભરવા પૂરતી મર્યાદિત રાખી.

આમ સૌ ગાંધીજનોએ પોતપોતાની રીતે ગાંધીકાર્યોમાં પોતાનાં મન પરોવ્યાં. જુગતરામભાઈ અને તેમના સાથીઓને સારુ ગાંધીજીના ગયા પછી કોઈ નવું કામ શોધવાનો પ્રશ્ન જ નહોતો ઊઠતો. કારણ તેઓ પહેલેથી જ ગાંધીકાર્યમાં ખપેલા હતા. એમને સારુ પ્રશ્ન ઊભો થતો હોય તો તે નવી પરિસ્થિતિ અને નવા પ્રશ્નો સાથે પોતાની પ્રવૃત્તિને કેમ જોડવી એ થતો હતો.

### નવા યુગનાં નવાં રચનાત્મક કાર્યોમાં

૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજ્ય આવ્યું ત્યાર બાદ જેમ વેડછીએ પોતાની પ્રવૃત્તિને નવી સરકારની નવી નીતિઓને અમલમાં મૂકવામાં બનતી મદદ કરી હતી. તેમ સ્વરાજ્ય પછીની નવી સરકારની નીતિઓ બાબતમાં પણ બન્યું. જુગતરામભાઈના શબ્દોમાં, 'મુંબઈના મંત્રીવરોએ સ્વતંત્રતાને શોભે એવા કંઈ કંઈ કાનૂનો કરવા માંડ્યા. અસ્પૃશ્યતા નિવારણના, નશાબંધીના, કરજ અને ગણોત નિયમનના. આગળ ઉપર વળી ખાદી ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપતાં બોર્ડ બનાવ્યાં, જિલ્લે જિલ્લે ગાંધીજીના સર્વોદયના કાર્યો વિકસે તે માટેની સર્વોદય યોજનાયો ઘડી કાઢી... અમે વેડછી અને અન્ય આશ્રમોના આશ્રમવાસીઓએ પણ આ નવા યુગનાં નવાં રચનાત્મક કામોમાં પૂરી શક્તિથી ઝુકાવ્યું.'

### સર્વોદય યોજના

છે, 'સરકારને પૈસે ચાલનારી યોજનાના સંચાલક બનવા બાબત મને પ્રથમ શંકા લાગી, પણ આ યોજનામાં સંચાલકને સર્વ પ્રકારની સ્વતંત્રતા આપવાની તેમણે ખાતરી આપતાં મેં સ્વીકાર કર્યો. મેં મારા મનમાં દલીલ કરી કે જો ગાંધીજીનાં સ્મારકો સૌ પોતપોતાની ભાવના પ્રમાણે કરી શકે તો સ્વરાજની સરકારે, જે તેમની જ કૃતિ છે, તેઓ પોતાનાં સાધનો વડે પોતાની ભાવના મુજબનું સ્મારક કેમ ન કરે?'

માંડવી તાલુકાનાં ચાળીસેક જેટલાં ગામો સર્વોદય યોજના સારુ પસંદ થયા. જુગતરામભાઈએ પોતાના સાથી ઉપસંચાલક તરીકે શ્રી મકનજીબાબાની પસંદગી કરી. મકનજીબાબાએ બારડોલી આશ્રમના દિવસોથી જ જુગતરામભાઈને પૂરો સાથ આપ્યો હતો. એમનું જીવન ત્યાગમય અને બ્રહ્મચારી હતું. પોતાને સારુ તેઓ યોજનામાંથી કશી આર્થિક સહાયતા લેવાના નહોતા. માંડવી તાલુકાના ગામડે ગામડે તેઓ ફરી વળેલા હતા. દરેક જગાએ એમને વિશે લોકોના ચિત્તમાં માન હતું. મકનજીબાબાના હાથ નીચે ખેતીવાડી ખાતામાંથી નોકરી છોડીને આવેલા શ્રી ભૂલાભાઈ પટેલ અને ઇજનેરી વિદ્યાની ડિગ્રી મેળવેલ શ્રી ગિજુભાઈ દવેને કામ સોંપવામાં આવ્યું.

જુગતરામભાઈ અને તેમના સાથીઓએ પોતાના અનુભવ અને માંડવી તાલુકાના આદિવાસીઓની જરૂરિયાતોનો ખ્યાલ કરીને સર્વોદય યોજનાનું માળખું ઘડી કાઢ્યું, તેમાં કાંતણ વણાટનું શિક્ષણ; આદિવાસી ગામોમાં નાના રસ્તાઓ અને પુલો બનાવી આપવા (આ કામમાં ગ્રામજનો પોતાના શ્રમનું ઉત્સાહથી વગર વળતરે દાન કરતા); ગામહિત ખાતર ગોચરની જમીન સાફ કરવામાં મદદ આપવી; ખેતરોને સમતલ બનાવવા તથા તેમાંથી ચોમાસાના પાણીનો નિકાસ સારુ કાંસ કાઢી આપવા; ગામના નાના કાચા કૂવાઓને પાકા બનાવી આપવા; ગોવંશ સુધાર માટે જાતિવંત સાંઢ આપવા; ઈંટ નળિયાં પાડવાનો ઉદ્યોગ શીખવવો; આ ક્ષેત્રની શાળાઓને યોજના હસ્તક લઈ તેના શિક્ષકોને વેડછી આશ્રમના અધ્યાપન મંદિરમાં તાલીમ આપવી; આદિવાસીઓનાં દૂર દૂર સુધી ફેલાયેલાં ગામોમાં ફળિયે ફળિયે શાળાઓ આપવી; યોજનાનાં ૫-૭ ગામોમાં બાલવાડી ચલાવવી; ખેડૂતોના સર્વાંગી જીવન વિકાસમાં સહાયરૂપ થવા 'રત્ના બાબા' યોજનાઓ ચલાવવી એ સર્વોદય યોજનાનાં મુખ્ય અંગો હતાં. આ યોજનાના અમલ દ્વારા સમાજના સૌથી નીચલા વર્ગની ઉન્નતિ સ્વમાનભેર થાય અને તે પોતાના પગ પર ઊભા રહેતાં શીખે એ કલ્પના હતી. જ્યારે દ્વિભાષી મુંબઈ રાજ્ય મટી એનાં ગુજરાત અને મહારાષ્ટ્ર એવાં છૂટાં રાજ્યો બન્યા ત્યાર બાદ ગુજરાત રાજ્યે પણ સર્વોદય યોજના ચાલુ રાખી અને એનાં વહીવટની કામગીરી ખાસ એક પ્રધાનને સોંપવામાં આવી. કોઈપણ સરકાર દ્વારા, ભલેને સાવ નાના પાયા પર, પણ ગાંધીદૃષ્ટિએ આયોજન થયું હોય અને એ અમલમાં મુકાયું હોય એવી આ વિશિષ્ટ યોજના હતી. ગુજરાતમાં વેડછી ક્ષેત્ર ઉપરાંત પણ બીજાં અનેક સ્થળોએ આ યોજના અમલમાં મૂકવામા આવી હતી. એની મારફત રચનાત્મક કાર્યકર્તાઓ ઠેર ઠેર પાયાનાં રચનાત્મક કામો કરતા હતા. આમાની ઘણી જગાએ કામ કરનાર કાર્યકર્તાઓએ કાં સીધા વેડછીના અધ્યાપન મંદિર કે ગ્રામસેવા વિદ્યાલયમાં તાલીમ લીધી હતી

મંડળી રચી તેમના હસ્તક મૂકવાથી આ લોકો પરના જુલ્મ દૂર થશે. થાણા જિલ્લાના રચનાત્મક સેવક આચાર્ય ભિસેએ આવી એક મંડળી કાઢી પણ ખરી. જુગતરામભાઈને આ કામ ઉપાડી લેવા ખેરસાહેબે નિમંત્રણ આપ્યું ત્યારે તેમણે વિચાર્યું કે આ મંડળીઓમાં જો સેવકોને વચ્ચે રહેવાની છૂટ હોય અને સરકાર જો વૈજ્ઞાનિક સહાયતા આપવાની હોય તો જ આ જવાબદારી લઈ શકાય આ બંને પ્રકારની જોગવાઈ ખેરસાહેબે પોતાની યોજનામાં રાખી હતી, તેથી જુગતરામભાઈએ આ કામ ઉપાડવાનું બીડું ઝડપ્યું. સૌ પ્રથમ માડવી તાલુકાના જંગલ સારુ આવી મંડળી કાઢી મકનજીબાપા અને રામચંદ્ર ઉપાધ્યાયને એમાં ભળવા સમજાવ્યા. ત્યાર બાદ તો બીજી અનેક જગાઓએ આવી મંડળીઓ જંગલ કામદારોએ પોતાને હસ્તક લીધી. આર્થિક દૃષ્ટિએ આ મંડળીઓ એ વેડછીના ક્ષેત્રને સારુ અને એની સંસ્થાઓને સારુ પણ ખૂબ લાભદાયક નીવડી. એનાથી જંગલોના કામમાંથી કૉન્ટ્રાક્ટરોની દલાલી લગભગ પૂરેપૂરી ટળી ગઈ. અને એનાથી થતા નફામાથી બીજી અનેક પ્રવૃત્તિઓને ટેકો પણ આપી શકાયો. સમાજના હિતનો વિચાર કરીને કામ કરનાર જંગલમાં કામ કરનાર મજૂરોની બનેલી આવી મંડળીઓ દેશમાં બહુ ઓછે સ્થળે હશે. સુરત જિલ્લાની આવી ચાળીસ મંડળીઓ ભેગી થઈને જે સુરત જિલ્લા જંગલ સહકારી સંઘ સ્થપાયો છે તેના ૧૯૮૩ના અહેવાલના થોડા આંકડા જોવાથી આ પ્રવૃત્તિના વિકાસનો થોડો ખ્યાલ આવશે : ચાળીસ મંડળીઓમાં આદિવાસી સભાસદોની સંખ્યા ૨૨,૬૩૧ અને બિનઆદિવાસીઓની સંખ્યા ૩૭ની; આદિવાસી કર્મચારીઓની સંખ્યા ૭૩૨ને બિન આદિવાસીઓની ૨ છે. એમનું શેરભંડોળ કુલ રૂ. ૩,૮૦,૧૦૫-૦૦નું, રિઝર્વ ફંડ ૭૮,૧૨,૫૫૦-૦૦, મકાન ફંડ ૩૦,૮૬,૭૦૩-૦૦, અન્ય ભંડોળ ૧,૩૫,૭૭,૦૭૮-૦૦, બૅન્કોમાં થાપણ ૩,૨૭,૧૨,૦૬૫ અને નફો ૧,૦૩,૭૭,૮૮૨-૦૦ થયો છે, આ મંડળીઓએ ૧૯૮૩ના વર્ષમા કુલ રૂ. ૧,૪૦,૨૩,૦૨૬-૦૦ ની મજૂરી ચૂકવી.

## ૨૦ નઈ તાલીમ

વેડછી આજે પણ દેશના નઈ તાલીમના મુખ્ય કેન્દ્રો પૈકી એક છે. નઈ તાલીમના આદ્ય આચાર્યો પૈકી એક ઝાકીર હુસેન સાહેબે નિરાશાની કોઈક ઘડીમાં એવા ઉદ્ગાર કાઢેલા કે નઈ તાલીમ નિષ્ફળ ગઈ છે. રાષ્ટ્રપતિ તરીકે જ્યારે તેમણે વેડછીની મુલાકાત લીધી ત્યારે તેમને નિરાશાના વાદળા વચ્ચે આશાનું રૂપેરી કિરણ દેખાયું હતું.

### નામ પડયા પહેલાંની નઈ તાલીમ

નઈ તાલીમનું જ્યારે નામ પણ નહોતું પડયું ત્યારથી વેડછી નઈ તાલીમનું કેન્દ્ર રહ્યું છે. આજે અઠ્ઠાવન વર્ષો પછી પણ એ નઈ તાલીમનો એક નમૂનો પૂરો પાડે છે.

૧૯૨૬માં જ્યારે જુગતરામભાઈ ચૂનીભાઈ સાથે વેડછી આવી રહ્યા ત્યારથી વેડછીની ખાદી પ્રવૃત્તિને શિક્ષણનો રંગ લાગ્યો. જુગતરામભાઈનું વ્યક્તિત્વ જ ગાંધીમૂલ્યોને શિક્ષણક્ષેત્રે ચરિતાર્થ કરતું વ્યક્તિત્વ છે.

### વસંત આવી

સ્વરાજ પછી વેડછી ક્ષેત્રના નઈ તાલીમના પ્રયોગોને વસંત આવી. સ્વરાજના આગમન પહેલાં દોઢ માસ પૂર્વે જ, ૩જી જુલાઈ ૧૯૪૭ ને દિને મોહન પરીખ અને નારાયણ દેસાઈએ વેડછીની પ્રાથમિક શાળાની જવાબદારી પોતાને માથે લીધી હતી એનાથી. એકાદ વર્ષ પહેલાં આ બંને જુવાનોએ સાથે મળી નઈ તાલીમની એક શાળા કાઢવાનો વિચાર કરેલો અને પોતાને માટે અનુકૂળ ક્ષેત્ર શોધતા તેઓ ગુજરાતના અનેક જિલ્લાઓમાં ફરી વળ્યા હતા. વેડછી ક્ષેત્ર પસંદ કરવા પાછળ એમની આગળ ત્રણ મુખ્ય કારણો હતાં : રાનીપરજ ક્ષેત્ર, કપાસની ખેતી અને જુગતરામભાઈ. પણ બીજી બાજુ એમને પોતાના પ્રયોગો પૂરી સ્વતંત્રતાથી કરવા હતા. જુગતરામભાઈનો એમને સત્સંગ જોઈતો હતો. પણ એમનો વર્ણછો એમને નહોતો લાગવા દેવો. જુગતરામભાઈએ 'તમને બધા જ પ્રયોગો કરવાની પૂરી છૂટ છે' કહીને એમને નચિંત કરી દીધા હતા અને પછીનાં વર્ષોમાં કેટલેય વાર એમનામાં એવી લાગણી ઉત્પન્ન થવા નહોતી દીધી કે તેઓ કોઈ પણ પ્રકારે સીધી કે આડકતરી રીતે, એમના કામમાં દખલ કરે છે. અલબત્ત પોતાના કામ અંગે જુગતરામભાઈ જોડે તેઓ ચર્ચા કરતા અને તેમની સલાહ લેતા. પણ જ્યારે ક્યારેય મતભેદ થાય ત્યારે આ જુવાનિયાઓ પોતાનું ધાર્યું જ કરતા અને જુગતરામભાઈ એ જોઈ મલકાતા.

### અમારી વહાલી ગ્રામશાળા

વેડછીની ગ્રામશાળાનો બીજો દિવસ. અમે છોકરાંઓને ગંદાં કપડાંમાં જોઈને એમને નવડાવવા ધોવડાવવા ગંગાકુંડ પર લઈ ગયા, ત્યારે અમારા ધ્યાનમાં આવ્યું કે ૬૩ બાળકો પૈકી ૬૦ પાસે બદલવા સારુ બીજી જોડ કપડાંની હતી જ નહિ. એમને કપડાં બનાવતાં કરી દેવા એ અમારો પ્રથમ લક્ષ્યાંક થયો. સુરત જિલ્લાની શાળાઓનો વહીવટ તે વખતે કલ્યાણજીભાઈ મહેતાના હાથમાં હતો. એમણે અમને વહીવટી રીતે કાંઈ દખલ ન કરવાનું વચન આપેલું. અમે એમનું નિયમિત નિરીક્ષણ વગેરે થતું રહે એવી માગણી કરેલી. શાળાઓના પ્રથમ નિયમનો અમે ભંગ એ રીતે કર્યો કે શાળામાં બાળકો જે કાંઈ કાંતણ કરશે તેનાં કપડાં બાળકોને મળશે. સ્કૂલ બોર્ડને તેની મજૂરી ચૂકવવામાં આવશે નહિ. કલ્યાણજીભાઈને તે મંજૂર હતું. વર્ષને અંતે ગ્રામશાળા વેડછી પોતાને હાથે કાંતેલા સૂતરના વણેલા અથવા સૂતરના બદલામાં મેળવેલ ખાદીના એક એક જોડ કપડામાં સજ્જ બાળકોથી શોભતી હતી.

સ્વચ્છ શુભ્ર વસ્ત્રધારી<br>
ભણે સર્વ બ્રહ્મચારી,<br>
ત્યાં જ્ઞાન અને શ્રમતણા સુંદરમેળા<br>
વાહ! વાહ! વાહ! વાહ! વાહ!<br>
અમારી વહાલી ગ્રામશાળા!

ગીતથી આશ્રમના રામાયણ-મહાભારત ચોક ગૂંજી ઊઠતા.

અમે જ્યારે ક્ષેત્રની પસંદગી સારુ આ ક્ષેત્રમાં ફરતા હતા ત્યારે અમને, ચોખ્ખાં કપડાંવાળા બે પડછંદ લોકોને, જોઈને અહીંનાં કેટલાંક બાળકોને વાડમાં લપાઈ જતાં અમે જોયાં હતાં, તેથી એ

બાળકોની ભીતિ ભાંગવી એ અમારો પ્રથમ પ્રયાસ હતો. ભીતિ ભાંગવા સારુ અમારી પાસે એક જ ઉપાય હતો, તેમને મુક્ત વાતાવરણ આપવાનો. ગ્રામશાળાનું મુક્ત વાતાવરણ એ કેટલીક વાર બહારના દર્શકોને આશ્ચર્યમાં નાખી દે એવું હતું. કેટલીક વાર વર્ગ સોનમહોર તળે લેવાતો હોય અને અમારાં એક બે શિષ્યો વૃક્ષની ઉપર બહાલતા હોય એમ બનતું. કેટલીક વાર શિક્ષક ખુદ જ વિદ્યાર્થી સાથે વૃક્ષની ડાળીએ બિરાજેલા જડી આવતા! તેથીસ્તો ગ્રામશાળા ગીત કહે છે:

પેલી સોનમહોરીની ડાળે,
નાનાં નિરખાં દેવાં મહાલે!
જાણે અવતર્યાં અનેકરૂપ અંજનીબાળા!
વાહ! વાહ! વાહ! વાહ! વાહ! અમારી વહાલી ગ્રામશાળા!

જુગતરામભાઈ કહે છે, 'ગીતોથી શાળા ગુંજી રહેવા લાગી. ગીતો માટે માત્ર પાઠ્યપુસ્તકોની કવિતાઓમાં જ બંધાવાનું હવે રહ્યું નહોતું. રોજનાં શાળાસંમેલનોમાં, કામ કરવા નીકળે તો ત્યાં અને પ્રવાસે જાય તો ત્યાં, એમ નવાં નવાં પ્રસંગોચિત ગીતો ઉમેરાયાં જ કરે. એમાં ભાષાનું બંધન રાખ્યું નહિ. ગુજરાતી ઉપરાંત હિંદી, મરાઠી ગીતો પણ આવી જાય, અને કોઈ કોઈ વાર બંગાળીમાં પણ કવિવર રવીન્દ્રનાથનાં ગીતો આવતાં.'

જુગતરામભાઈએ વિવિધ ભાષાનાં ગીતોમાં ચૌધરી, કોતવાળિયા કે બીજી રાનીપરજ બોલીઓનાં ગીતોનો પણ અમે ઉત્સાહથી સંગ્રહ કરેલો અને તે ગીતોને અમારાં લોકનૃત્યો જોડે પ્રયોજેલાં. વેડછી પહોંચતાંની સાથે જ થોડાક માસમાં અમે ચૌધરી બોલી શીખી ગયા હતા. કેટલાક આશ્રમવાસીઓનો આગ્રહ ગુજરાતીમાં જ શિક્ષણ આપવાનો હતો. પણ અમે શરૂઆતથી જ એ સલાહને ગણકારી નહોતી. તેથી અમને ચૌધરી ભાષા શીખવામાં, એમનાં લોકગીતોનો સંગ્રહ કરવામાં અને કોઈ કોઈ વાર તો શિક્ષણના અઘરા વિષયોને એ બોલીમાં શીખવવામાં નાનમ કદી ન લાગી.

અમારો બીજો પ્રયાસ વિદ્યાર્થીઓને અભિવ્યક્તિનો મોકો આપવાનો હતો. ઘણાં બાળકોને ગદ્ય કરતાં પદ્ય લખવામાં વધારે મજા આવે છે એવું અમને દેખાયું. એમના લખાણ પર વ્યાકરણની દૃષ્ટિએ કાપકૂપ કરવાની શિક્ષકસૂલભ વૃત્તિને અમે ટાળતા, તેથી એમનાં કાવ્યો સ્વાભાવિક રીતે ખીલી ઊઠતાં. એક વાર શ્રી ઉમાશંકર જોષી જોડે ગ્રામશાળા વેડછીનાં બાળકોએ કવિ સંમેલન ગોઠવ્યું. એક ગીત કે કાવ્ય કવિએ ગાવાનું અને એક બાળકવિએ એવો ક્રમ રાખ્યો હતો. અમારું ગૌરવ કરવા ભલેને હોય, પણ તે વખતે કવિએ કહેલું કે 'આમાંથી કેટલાકની નીચે ખુશીથી હું મારી સહી કરી આપવા તૈયાર છું!' ખજૂરીનાં છટિયાંની પીંછી બનાવી ગેરુ-માટી વગેરેના રંગોથી લીંપેલી ભીંત કે હાથ-કાગળ પર ચિત્રો બનાવવાની તક બાળકોએ હોંશે હોંશે ઝીલી લીધી. એમનાં કેટલાંક ચિત્રોએ શંકરની આન્તરરાષ્ટ્રીય બાળ ચિત્રકળા હરીફાઈમાં પુરસ્કાર મેળવ્યો. રમતગમત વખતે સૌ શિક્ષકો બાળકો સાથે ભળી જતાં. જોતજોતામાં ગ્રામશાળા વેડછીની ટુકડીઓ ગુજરાત સ્તર સુધી રમવા લાગી. ગામની કુલ વસ્તીમાંથી જે બાળકો શિક્ષણયોગ્ય ઉંમરનાં હતાં તે પૈકી ત્રીજા ભાગનાં ગરીબીને કારણે નિશાળે આવી નહોતાં શકતાં. જે આવતાં તેમાંથી લગભગ ત્રીજા ભાગનાં બાળકોને પૌષ્ટિક ખોરાકને અભાવે રતાંધળાપણાનો રોગ હતો. એક માસ સુધી રોજ માત્ર એક કપ દૂધ પિવડાવવાથી એ રોગ ગયો. બાળકોના શિક્ષણનો આર્થિક બોજ ઘર પર ન પડે એટલા સારુ શિક્ષકો કાળજી રાખતા અને બાળકો ખુદ પણ એનો પ્રયાસ કરતા. રજાના દિવસોમાં ખેતરોમાં મજૂરી કરી પૈસા બચાવી તેમાંથી ઉત્તરમાં આબુ ને દક્ષિણમાં મુંબઈ સુધીના શૈક્ષણિક પ્રવાસો ગોઠવ્યા. સંકટ નિવારણ સારુ શ્રમ દ્વારા કમાણી કરી ફાળો કરવાનો ક્રમ શરૂ થયો.

ગ્રામશાળાના શિક્ષક મંડળે શિક્ષણની પરીક્ષા ઉપર વિવિધ અંકુશોની નવી પદ્ધતિ વિચારી કાઢી—એક અંકુશ તે શાળાના સમસ્ત વિદ્યાર્થી મંડળનો અભિપ્રાય. બીજો અંકુશ વિદ્યાર્થીઓના વાલીઓનો અભિપ્રાય અને ત્રીજો અને સૌથી નવીનતાભરેલો અંકુશ તે જે તે વિદ્યાર્થીનો પોતાનો અભિપ્રાય. આ પરીક્ષા પદ્ધતિમાં શિક્ષકો અને વાલીઓ કરતાં વિદ્યાર્થીઓનો અભિપ્રાય સામાન્ય રીતે કડક રહેતો.

વાલોડના એક સજ્જન પાસે જમીન મેળવી અને ગ્રામલોકો તેમ જ સંસ્થા પાસે ગામફાળો ભેગો કરી શાળા સારુ નવું મકાન બનાવવાનું કર્યું. એ જ દિવસોમાં વિનોબાજી વેડછી આવ્યા હતા. તેમને હાથે પાયો ખોદવાનો આરંભ થયો. વિનોબાજીએ વિદ્યાર્થીઓના થોડા નમૂનાના પાઠ પણ લીધા. વિનોબાજી આશ્રમમાં હતા એ દિવસોમાં સૂત્રયજ્ઞ વખતે કેમ ઓછું ટૂટે તેના પ્રયાસો કર્યા. છેવટે આખી શાળા પૂરા સૂત્રયજ્ઞ દરમિયાન જરાય ત્રુટિ ન પાડે ત્યાં સુધી પહોંચી શક્યા.

શાળાના શિક્ષકોની જવાબદારીઓ વર્ષ વર્ષ બદલવાનો રિવાજ રાખ્યો હતો. તેથી એક સત્રમાં જે આચાર્ય હોય તે બીજા સત્રમાં સ્ટોરકીપર હોય ને ત્રીજા સત્રમાં તેની કંઈક બીજી જવાબદારી હોય એમ બનતું. એને લીધે શરૂઆતમાં કામમાં થોડી મુશ્કેલી પણ પડતી, પણ લાંબેગાળે એનાથી શાળાના બધા શિક્ષકોની કાર્યક્ષમતા વધી.

શિક્ષકોની કાર્યક્ષમતા વધારવા સારુ શાળાના સમય બહાર રોજ એક કલાકનો વર્ગ ચાલતો અને તેનો વ્યવસ્થિત અભ્યાસક્રમ રચી શિક્ષકોને તાલીમ અપાતી. વેડછીના અધ્યાપન મંદિરનાં મૂળ ગ્રામશાળા વેડછીના શિક્ષકોના આ સ્વાધ્યાય-વર્ગોમાં હતાં. આજના વેડછીના અધ્યાપન મંદિરના આચાર્ય ચીમનભાઈ પરેલ અને ગ્રામશાળાના આચાર્ય કલ્યાણભાઈ ચૌધરીએ પોતાની તાલીમનો પ્રારંભ વેડછી ગ્રામશાળા શિક્ષક મંડળના આ વર્ગોથી કરેલો.

આજે લગભગ ત્રીસ વર્ષ પછી પણ ગ્રામશાળા વેડછીએ પાડેલી પ્રીતિ, મુક્તિ અને અભિવ્યક્તિની પરંપરાઓ વેડછીની ગ્રામશાળામાં એક યા બીજે સ્વરૂપે જળવાયેલી જોવામાં આવે છે અને વેડછીની સુગંધ બીજી બુનિયાદી શાળાઓ સુધી પણ પહોંચેલી જોવામાં આવે છે.

### ઉત્તર બુનિયાદી વિદ્યાલયો

બુનિયાદી તાલીમમાં સાત વર્ષનું શિક્ષણ પૂરું થતાં જ વિદ્યાર્થીઓના આગળ ભણવાનો સવાલ આવ્યો. વેડછીમાં અને બીજે અનેક ઠેકાણે ઉત્તર બુનિયાદી વિદ્યાલયો શરૂ થયાં. આ વિદ્યાલયો બુનિયાદી તાલીમના વિસ્તારસમાં જ હતાં. પણ મોટા વિદ્યાર્થીઓ

હોવાને લીધે આ વિદ્યાલયો ઉદ્યોગ, શિક્ષણ અને સમાજસેવાનાં કામોમાં અનેકવિધ પ્રગતિ કરી શકયા છે. આ વિદ્યાલયોની સંખ્યા આજે તો સો કરતાં પણ ઊંચે પહોંચી ગઈ છે. એ વિદ્યાલયોએ આખા ક્ષેત્રના શિક્ષણને નવી શોભા આપી છે. બારડોલીનું 'સરદાર કન્યા વિદ્યાલય', મઢીનું 'વાત્સલ્યધામ', કલમકુઈનું 'ગ્રામભારતી', કણજોડનું 'વનસ્થલી', બેડકુવાદુરનું 'આરણ્યક કન્યા વિદ્યાલય,' ઝાંખરીનું 'વનપથ', લખાલીનું 'અરુણાચલ', ગડતનું 'આરાધના', ડોલવણનું 'વેણુવન', પંચોલનું 'વનાંગલ', ખેરદા, ઉગરદા અને ટોકરવાના 'વનરાજ' વિદ્યાલયો, હળપતિ સેવા સંઘનાં ઉત્તર બુનિયાદી વિદ્યાલયો, રાનીપરજ સેવાસભાનું ગોપાલપુરાનું વિદ્યાલય, તેસુ સેવા સંઘનાં ઉત્તર બુનિયાદી વિદ્યાલયો વગેરે વેડછી ક્ષેત્રે નઈ તાલીમની દિશામાં કેવી પ્રગતિ સાધી છે તેની સાક્ષી આપે છે. આ સંસ્થાઓ પૈકી કેટલીક વિશે આપણે આ ગ્રંથના પાંચમા ખંડ 'વડવાઈ'માં થોડો વધુ વિચાર કરીશું. વેડછી અને ખોરખડીનાં અધ્યાપન મંદિરોએ અનેક આશ્રમશાળાઓ અને બુનિયાદી શાળાઓમાં શિક્ષકો પૂરા પાડચા છે. આ બધાં કામોથી વેડછી ક્ષેત્રમાં નઈ તાલીમની એવી હવા ઊભી થઈ જેણે વેડછીને દેશના નઈ તાલીમના નકશા પર અચૂક સ્થાન અપાવ્યું છે.

બુનિયાદી અને ઉત્તર બુનિયાદી શાળાઓમાંથી નીકળતા વિદ્યાર્થીઓને આગળ ભણવાનું સ્થાન કયું? એ પૈકી કેટલાક લોકભારતી સણોસરા કે ગુજરાત વિદ્યાપીઠમાં જતા. પરંતુ આ ક્ષેત્રની વધતી જતી માગણીને પૂરી પાડવા ગાંધી વિદ્યાપીઠની કલ્પના સૂઝી અને તેમાંથી વેડછી ક્ષેત્રે ઉચ્ચ શિક્ષણમાં પગરણ કર્યું.

ગાંધી વિદ્યાપીઠના પ્રથમ કુલપતિ ૧૯૬૭થી કાકાસાહેબ કાલેલકર હતા અને પછી ૧૯૭૧થી જુગતરામભાઈ તેના કુલપતિ બન્યા, તે આજ સુધી ચાલુ છે. કાકાસાહેબ કુલપતિ હતા તે વર્ષો દરમિયાન ઉપકુલપતિ જુગતરામભાઈ હતા અને તેઓ કુલપતિ થયા ત્યાર બાદ શ્રી દિલખુશભાઈ દીવાનજી ઉપકુલપતિ રહ્યા છે. ૫૧ જણની એની સાધારણ સભા છે અને ૧૫ જણની કાર્યવાહક સમિતિ છે. ગાંધી વિદ્યાપીઠના સમાજસેવા મહાવિદ્યાલયના ગ્રામસેવા વિદ્યાલય દ્વારા કૃષિના ડિગ્રી અને ડિપ્લોમા કોર્સ ચાલે છે; સ્નાતક અધ્યાપન મંદિર સ્નાતક અધ્યાપકોને તાલીમ આપે છે; શાંતિસેના વિદ્યાલય કરાડીમાં તેમ જ ગુજરાતમાં અન્યત્ર શાંતિસેનાના તાલીમ શિબિરો ચલાવે છે, અને યંત્ર વિદ્યાલય; બારડોલી, સંશોધન, ઉત્પાદન અને વિસ્તરણના પાયા પર તાલીમ આપે છે. ગાંધી વિદ્યાપીઠનો વધુ વિચાર આપણે આ ગ્રંથના પાંચમા ખંડમાં કરીશું.

આવી અનેકાનેક શિક્ષણ પ્રવૃત્તિઓ ઉપરાંત ગુજરાતના નઈ તાલીમના કામને સાંકળી લેતા ગુજરાત નઈ તાલીમ સંઘમાં પણ જુગતરામભાઈ અને તેમની મંડળી આરંભથી આજ સુધી સક્રિય રહ્યાં છે. ગુજરાત નઈ તાલીમ સંઘ, બુનિયાદી, ઉત્તર બુનિયાદી વિદ્યાલયમાં શિક્ષણનું ધોરણ સુધરે એ દૃષ્ટિએ શિક્ષકોના અનેક પ્રકારના ઓપવર્ગો અથવા ગોષ્ઠીઓ આયોજિત કરે છે. વર્ષોવર્ષ ગોઠવાતા એના બાલવાડી શિબિરો તો આખા દેશમાં અનોખી ભાત પાડે છે. પરંતુ ગુજરાત નઈ તાલીમ સંઘનું મુખ્ય કામ નઈ તાલીમ અંગે ગુજરાતમાં યોગ્ય વાતાવરણ બને તે અને સરકારની નીતિ પણ નઈ તાલીમનાં મૂલ્યોને અનુકૂળ રહે એ જોવાનું છે. ભાષાની નીતિ અંગે ગુજરાત નઈ તાલીમ સંઘે સરકારની માતૃભાષાપ્રેમી નીતિને ટેકો આપી કેટલાંક વર્ષો સુધી એને સારુ આંદોલન ચલાવ્યું. ગુજરાત રાજ્યની બુનિયાદી શાળાઓનું મૂલ્યાંકન કરી તેને સુધારવાના ઉપાયો સૂચવવાનું મહત્ત્વપૂર્ણ કામ પણ ગુજરાત નઈ તાલીમ સંઘે કર્યું. સરકારે જ્યારે ગુજરાત નઈ તાલીમ સંઘના આગ્રહથી ઉત્તર બુનિયાદી વિદ્યાલયોનો અભ્યાસક્રમ ઘડ્યો ત્યારે તેમાં વેડછી તેમ જ સેવાગ્રામના ઉત્તર બુનિયાદી વિદ્યાલયોના અભ્યાસક્રમો ખૂબ કામ લાગ્યા.

## ૨૧ ભૂદાન અને ગોસેવા

સ્વરાજ પછી જુગતરામભાઈએ જે કામો હાથ ધર્યાં તેમાં, સ્વાભાવિક રીતે જ ઘણાં તો સ્વરાજ પહેલાં જે કરતા આવ્યા હતા તેના વિસ્તારરૂપ હતાં. ખાદી નઈ તાલીમ, પ્રગતિશીલ કાયદાઓને ટેકો આપવો, આદિવાસીઓની આર્થિક ઉન્નતિનાં કામ, વ્યસનમુક્તિ વગેરે કામો તે પ્રકારનાં હતાં.

પરંતુ જુગતરામભાઈનું વ્યક્તિત્વ આટલાં જ કામોમાં સમાઈ જાય એમ નહોતું—ખાસ કરીને સ્વરાજનો એક મહાન ઉદ્દેશ પૂરો થઈ ગયા પછીની પરિસ્થિતિમાં. તેથી તેમણે માત્ર આ ક્ષેત્રને જ નહિ પણ આખા દેશને સ્પર્શે તેવી પ્રવૃત્તિઓમાં પણ સક્રિય રીતે રસ લેવા માંડ્યો.

એવું એક મુખ્ય કામ હતું ભૂમિદાન યજ્ઞનું. ૧૯૫૨માં વિનોબાજીએ સેવાપુરીના સર્વોદય સંમેલનમાં આખા દેશ સારુ ભૂદાન સમિતિઓની નિમણૂક કરી અને આખા દેશના ભૂમિદાનનું કામ અ. ભા. સર્વ સેવા સંઘે ઉપાડ્યું. ગુજરાત સારુ વિનોબા દ્વારા નિમાયેલી નાનકડી ભૂમિદાન સમિતિના બે સભ્યો વેડછીના હતા. જુગતરામભાઈ અને નારાયણ દેસાઈ. સેવાપુરી સંમેલન પછી તરત હું વિનોબાજી સાથે એમની ઉત્તર પ્રદેશની પદયાત્રામાં એક અઠવાડિયું ફરી આવ્યો હતો. મને એ વાતની ખાતરી થઈ ગઈ હતી કે ભૂદાન યજ્ઞની મારફત ગાંધીનો કાર્યક્રમ દેશમાં પુનર્જાગરિત થઈ રહ્યો છે. ભારતના કિસાનોને તો વિનોબાના રૂપે મહાત્મા જ પાછા પધાર્યા છે એમ લાગતું હતું. ગ્રામશાળા વેડછીના મારા અનુભવે હું જોઈ શકયો હતો કે દેશના નવસર્જન સારુ કોઈ ને કોઈ આર્થિક કાર્યક્રમ ઉપાડવો જરૂરી છે. ભૂમિનો પ્રશ્ન એ દેશનો પાયાનો પ્રશ્ન છે અને ભૂમિના અસમાન વિતરણની સમસ્યાનો ગાંધીદૃષ્ટિએ ઉકેલ ભૂદાનના રસ્તામાં દેખાય છે. ભૂદાન એ ક્રાંતિકારી કાર્યક્રમ છે. મેં સેવાપુરીથી વેડછી પાછા આવીને વિનોબાની પદયાત્રાનાં વર્ણનો રોમહર્ષિત થઈને કર્યાં. જુગતરામભાઈ આગળ એ વાત પણ મૂકી કે આપણે જો ભૂદાન સમિતિમાં રહેવું હોય તો એ કામને પૂરી ગંભીરતાથી ઉપાડી લેવું જોઈએ. કોઈ કામને ઉતાવળે ઉપાડી લેવાનો જુગતરામભાઈનો સ્વભાવ નથી. પણ એક વાર એ કામ ઉપાડે તો તેની ઝીણામાં ઝીણી વિગત વિચારી એને પાર પાડવાની પણ ટેવ છે.

જુગતરામભાઈ સાથે મેં ભૂદાનયજ્ઞની ક્રાંતિકારિતાની દલીલ કરી ત્યારે તેમણે મને સમજાવ્યું કે હું જે નઈ તાલીમનું કાર્ય કરી રહ્યો હતો, તે કાંઈ ઓછું ક્રાંતિકારી નહોતું. લગભગ દોઢેક માસ સુધી અમારી બંનેની વચ્ચે આ વિષય અંગે ચર્ચાઓ ચાલતી રહી. છેવટે મેં એમને કહ્યું કે 'કમસે કમ આપણાં બેમાંથી એક જણે તો ભૂદાનના કામમાં પૂરો સમય આપવો જોઈએ, કાં તમે આપો

કાં હું આપું.' જુગતરામભાઈ એમ સહેજે આવતાં મોજાં સાથે ઝંપલાવે એમ નહોતા. એટલે મેં એક વર્ષ સારુ મારું કામ છોડીને એ કામમાં પડવાની રજા માગી. એમણે મને રજા આપી તો ખરી, પણ સાથે સાથે એમ પણ કહ્યું કે 'આ કામ એક વર્ષમાં પૂરું થવાનું નથી. તારે આખું જીવન આ કામમાં આપવાની તૈયારી રાખવી પડશે.' મેં આ કામ સારુ ફરવાનું શરૂ કર્યું ત્યારે પણ જુગતરામભાઈએ એ આશા તો સેવેલી જ કે નારાયણ જતે દહાડે વેડછીના કામમાં પાછો આવશે.

ગુજરાત ભૂદાન સમિતિના સંયોજક જુગતરામભાઈ હતા. એનું દફતર વેડછીમાં રહેતું. વેડછી આશ્રમમાંથી એક કાર્યકર્તા આ કામ સારુ આપવાનું જુગતરામભાઈએ સ્વીકારેલું તે મુજબ શ્રી હર્ષકાન્ત વોરા આ કામમાં પડેલા. તેમનો નિર્વાહ વ્યય વેડછીથી જ અપાતો. ભૂદાનમાં મેળવવાની જમીનના દાનપત્રક અંગે જુગતરામભાઈએ બહુ ચોકસાઈ રાખેલી. તેથી ગુજરાતમાં મળેલી ભૂમિના વિતરણમાં ભાગ્યે જ કોઈવાર મુશ્કેલી નડતી. પ્રત્યક્ષપણે ભૂદાન માગવા જુગતરામ કદી નીકળ્યા હોય એવો મને ખ્યાલ નથી. આદિવાસી અને હળપતિઓ જોડે તેમણે આખી જિંદગી જે જાતનું કામ કર્યું હતું તેને કારણે ભૂમિહીનો વિશે એમના અંતરમાં એટલી આસ્થા નહોતી ઊગતી જેટલી વિનોબા કે રવિશંકર મહારાજના અંતરમાં ઊગતી હતી. પરંતુ ભૂદાનના મહત્ત્વને તેઓ ભૂદાન સમિતિના બીજા સભ્યો કરતાં જરાયે ઓછું સમજતા નહોતા. તેથી જ કવિ કાગનાં ભૂદાન ગીતોના પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓ લખે છે:

'સંત વિનોબાજી દેશમાં જ્યાં ફરે છે ત્યાં કવિઓને અને સાહિત્યકારોને ભૂદાનયજ્ઞના વિચારોનો રંગ લગાડતા ફરે છે. સિંધી લોકકવિ 'દુખાયલ' ભૂદાન ઘેલા થયા છે અને તેમનાં મસ્તીભર્યાં ભૂદાન ગીતોએ લોકોને નચાવ્યાં છે. મધ્યભારતના સંત તુકડોજીએ ભૂદાનમસ્ત બનીને ગીતો ગાયાં-ગવડાવ્યાં છે અને કેટલાંયે દાન મેળવ્યાં છે. હિન્દી ભાષાના કવિવરો મૈથિલીશરણ ગુપ્ત અને સિયારામશરણ ગુપ્ત આમના જેવા મસ્ત માણસો નથી. શિષ્ટ અને જ્ઞાનગંભીર કવિઓ છે. તેમની કાવ્યગંગામાં પણ ભૂદાનના તરંગો ચડ્યા છે.

'દક્ષિણ ભારતની ભાષાઓનો આપણને પરિચય નથી, બાકી ત્યાં પણ ભૂદાન વિચારે કવિઓને ગાંડા કર્યા છે, એમ સંભળાય છે.

ગુજરાતમાં હજુ વિનોબાજીનાં પગલાં પડ્યાં નથી, તે પહેલાં જ કવિઓની ઊર્મિઓ હેલે ચડી છે. શિષ્ટ કવિઓની કવિતાદેવી શિષ્ટતા અને સંસ્કારના કૃત્રિમ હીરચીરથી આભૂષિત હોય, એટલે તે છોડીને બહાર નીકળતાં તેને વાર લાગે, એ સ્વાભાવિક છે. પણ પિનાકિન ત્રિવેદી, નાથાલાલ દવે અને ચારણ કવિ દુલા કાગ જેવા ભક્ત કવિઓ ક્યારના, વહેલી પરોઢના છડીદાર કૂકડાઓની જેમ ગાવા મંડી પડ્યા છે.

'આ ભક્ત કવિઓમાં કાગ કવિની ભક્તિ અનોખી છે. રવિશંકર મહારાજના સત્સંગથી તેમના જીવનમાં ભૂદાનનો રંગ પહેલો ઊતર્યો છે અને ત્યાર પછી તેના ફળરૂપે, તે રંગ કવનમાં પણ ઊતરવા લાગ્યો છે. ત્યાગમાંથી ભક્તિ પ્રગટી છે, એટલે તેમનાં ગીતોમાં પ્રગટેલો ભક્તિરંગ પાકો છે.

'ભૂદાનયજ્ઞના પ્રણેતા આચાર્ય વિનોબાજીના આન્દોલનના અભ્યાસીઓ જાણે છે કે એ આન્દોલન વેદવેદાન્ત અને ગીતાની પૃષ્ઠભૂમિકા ઉપર ચાલી રહ્યું છે. તેમ આપણા ચારણ કવિ સંબંધમાં પણ આપણે જોઈશું કે તેમના ભૂદાન ભક્તિનાં ગીતો રામાયણ, મહાભારત અને પુરાણોની પૃષ્ઠભૂમિકા ઉપર ચીતરાઈ રહ્યાં છે.

'કવિ કાગના જીવન અને કવનનો રંગ દિવસે દિવસે વધારે ને વધારે ખીલતો રહો અને એમના પ્રતાપે ગુજરાતના સ્વભાવમાં આજે જે ભૂમિની આસક્તિ છે તે ભૂમિની ભક્તિમાં ફેરવાઓ, એ જ મારી પ્રાર્થના છે.'

વિનોબા, રવિશંકર મહારાજ, બબલભાઈ કે નારાયણની ભૂદાન પદયાત્રામાં તેઓ અવારનવાર જોડાતા પણ ખરા. ત્યારે તેઓ ગામડાંના લોકોને ભૂદાનનો મર્મ પણ સમજાવતા. પણ ઉપર જણાવેલ લોકોની માફક તેઓ કદી ભૂદાનની ભેખ લઈને નીકળી પડ્યા નહોતા.

### ગોસેવા

ગોસેવાની રઢ જુગતરામભાઈને ઠેઠ હરિપુરા કોંગ્રેસથી લાગી હતી. ત્યારથી તેમણે ગાયનું જ દૂધ પીવાનો નિયમ પાળ્યો હતો. એને કારણે કોઈ કોઈ વાર પ્રવાસમાં દૂધ વિના પણ રહેવું પડતું, પરંતુ એમનો નિયમ ભાંગ્યો નહોતો.

વેડછી આશ્રમમાં એના એક અનિવાર્ય અંગ તરીકે આશ્રમ ગૌશાળા સ્થપાઈ હતી. આશ્રમના મૂકસેવક (જે પાછળથી આશ્રમના મંત્રી બન્યા) શ્રી નાનુભાઈ પટેલે ગોશાળાની સંભાળ રાખવાનું પોતાને માથે લીધું હતું. આશ્રમમાં ગોશાળા સાથે એક ઉત્તમ નસલનો સાંઢ પણ રાખવામાં આવ્યો હતો જેને લીધે વેડછીની આસપાસના ગોવંશમાં સારી પેઠે સુધાર થયો હતો. સાબરમતી આશ્રમની ગોશાળાના જુગતરામભાઈ ટ્રસ્ટી છે. ટ્રસ્ટી તરીકે તેમણે એના વિકાસમાં પણ ઠીક ઠીક રસ લીધો છે. ગોસેવા અંગે જુગતરામભાઈનું દૃષ્ટિબિંદુ ધાર્મિક કે સાંસ્કૃતિક નહોતું. વેડછીથી રોજ સવારે આદિવાસી બહેનો છાશ લેવા દેગામા કે બુટવાડા સુધી માથે માટલાં લઈને જતી જોઈને જુગતરામભાઈને થતું કે આ લોકો પોતે કેમ ઢોર પાળતાં નહિ હોય? ધીરે ધીરે એમને સમજાયું કે દૂઝાળાં ઢોરને પાળવા પાછળ જે મૂડી અને સગવડો જોઈએ તે એમની પાસે નથી, અને આવું કામ કર્યું ન હોવાથી ઢોરને સારી રીતે ઉછેરવાની આવડત પણ નથી. આશ્રમ ગોશાળા વસાવવાની સાથે સાથે વેડછી આશ્રમે કેટલાક ખેડૂતોને ગાય પાળવા પણ તૈયાર કર્યા. એમને સારી જાતની ગાયો લાવી આપી. આમ એમની દૃષ્ટિ ગરીબ ખેડૂતોને આર્થિક રીતે મદદ કરવાની હતી. વેડછીમાં શ્રી શિવાભાઈ જે. પટેલ આવ્યા ત્યાર પછી ગોસેવા પાછળ વૈજ્ઞાનિક દૃષ્ટિ ભળી. મુખ્યત્વે શિવાભાઈના ટેકાથી જુગતરામભાઈએ એક વાર આશ્રમમાં કોઈએ છેતરીને મોકલેલી તગડી પણ ન ફળનાર બે ગાયોને નાથીને એને હળમાં જોતરવાનો પ્રયોગ કરેલો. આ સમાચારથી ગુજરાતમાં ભારે ખળભળાટ મચેલો. છાપામાં એને અંગે ખૂબ ચર્ચાપત્રો પ્રગટ થયેલા. જુગતરામભાઈને ઘણા લોકોએ ગાળોથી નવાજેલા. એક બે જણ તો વેડછી સુધી એમની જોડે વાદવિવાદ કરવા પણ આવી ચડેલા. પરંતુ આ બાબતમાં જુગતરામભાઈની વૃત્તિ ઠંડી મક્કમતાની હતી. ઉપરોક્ત પ્રસંગ એમની જ કલમે:

'શરૂઆતનાં વર્ષોમાં અમને ગાયો સંબંધમાં સમજ ઓછી હતી ત્યારે બે ગાયો એવી આવી ચડી કે જે રંગરૂપે તો રૂડી રૂપાળી હતી, પણ

વખત જતાં અમને સમજાયું કે તે ફળતી નહોતી. આમ અમારી નાની સરખી ગોશાળામાં બે ગાયો નકામી નીવડી અને માથે પડી. આ ગાયોનું હવે શું કરવું? તેવી ગાયો વેચાતી કે મફત પણ કોણ રાખે? અને ગમે તેને તો અમે વેચી શકીએ નહિ.

'થોડાં વર્ષ પહેલાં ગાંધીજીના સાબરમતી આશ્રમમાં એક બે રખડતી જંગલી ગાયો આવી ચડી હતી. મગનલાલ ગાંધીએ તેમને પકડી કેળવવા માંડી, પણ તે ઘણી જંગલી અને તોફાની થઈ ગઈ હતી. આથી તેમણે તેમને નાથ નાખી હળે અને ગાડે જોડવાનો પ્રયોગ કર્યો.

'મને આ બાબતની માહિતી હોવાથી આવો પ્રયોગ વેડછી આશ્રમમાં પણ કરવાનું ઠરાવ્યું. અમે નકામી ગાયોને નાથીને કામે લગાડી. આ ગાયો શરીરે તો સારી મજબૂત હતી એટલે તેઓ થોડા દિવસમાં બળદ જેવું જ કામ આપતી થઈ ગઈ.

'બેમાંથી એક ગાય થોડા મહિના જોડ્યા પછી ગાભણી થઈ, એટલે તેને અમે પાછી ગાય બનાવી દીધી. પરિશ્રમ મળવાથી તે સુધરી ગઈ હોય એમ હું ધારું છું.

આ પ્રયોગની જાહેરાત થતાં ગુજરાતમાં તે ઉપર ભારે ઊહાપોહ થયો. ગાય એ તો માતા કહેવાય, તેને કેમ નાથી શકાય? તેને કેમ કામે જોડી શકાય? છાપાંમાં ચર્ચાપત્રો આવવા લાગ્યાં. એક બે ગૃહસ્થો તો ખાસ વેડછી આવ્યા. એક ભાઈએ જ્યાં સુધી પવિત્ર ગાયમાતાને આ પાપમય પ્રયોગમાંથી મુક્ત ન કરવામાં આવે ત્યાં સુધી માથે પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી! બીજા એક ભાઈએ રોકડા રૂપિયા આપી ગાયને છોડાવવા તૈયારી બતાવી. પણ એ ગાયને પછી તેઓ શું કરશે એમ પૂછ્યું ત્યારે તેઓ પાસે કંઈ જવાબ નહોતો. છેવટે તેમને પાંજરાપોળે મૂકવાનું સૂઝ્યું. પરંતુ પાંજરાપોળમાં જતાં જનાવરો કેવાં દુઃખી થાય છે એ તો સૌ જાણે જ છે. અને અમારા પ્રયોગમાં ગાયને કંઈ દુઃખ નહોતું. તે મોજથી ખાતી પીતી હતી અને કામ કરીને પોતાનું પેટ ભરતી હતી. મનુષ્યની માતાઓ દીકરીઓ પણ કામ કરતી જ હોય છે. ... પ્રયોગની ગાયોમાંથી ઉપર કહ્યું તેમ એક ફળી અને બીજી એક યથાકાળે મરણ પામી.

'આ પ્રયોગમાં અમને અનુભવ થયો કે, અમારા ખેતીના માણસો, જે આ તરફના રાનીપરજ જ હોય છે, તેઓને પણ અમારા કામમાં ધર્મભંગ લાગતો હતો અને તેઓ ગાડે જોડેલી ગાયોને હાંકવા રાજી નહોતા. આવાં વહેમો તો કાં તો પૂરો જ્ઞાની હોય તે માણસ સમજીને ત્યજી દે, કાં તો અજ્ઞાની હોય તેને એવો વિચાર જ ન સૂઝે, પણ અર્ધદગ્ધ તો ગમે તેટલું સમજાવો તોપણ સમજે જ નહિ'

સાબરમતીની ગોશાળાના જુગતરામભાઈ ટ્રસ્ટી હતા. તેઓ નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડની સાથે રહીને આ ગોશાળાનું કામ વિકસાવવા માગતા હતા. પણ જ્યારે બોર્ડે ઠાકરેજી ઘણુની ઘરડી ગાયો કાઢી નાખી નવી વસાવવાનો ઠરાવ કર્યો ત્યારે તે અંગે ચેતવણી આપતા જુગતરામભાઈએ શ્રી શિવાભાઈ જે. પટેલ, જેઓ બીજા ટ્રસ્ટી હતા તેમને લખ્યું :

'આ ગાયો કાઢી નાખવામાં બધી સારે ઘેર જાય એવી કાળજી રાખવી જોઈએ અને કસાઈખાનાના એજન્ટોને ન અપાય એવો આગ્રહ રાખવો જોઈએ. તે વખતે (મીટિંગમાં) આપણે આ બાબતની યાદ આપી હતી. પણ ઠરાવમાં તેનો ઉલ્લેખ નથી. તો આવી હરરાજીઓ વખતે કોઈ કોઈ વાર તમે હાજરી આપતા રહો એમ હું ઇચ્છું છું, એ લોકોને આ બાબત ઘટતું લખશો અને તેવા પ્રસંગે તમને બોલાવે એવો આગ્રહ રાખશો.'

જુગતરામભાઈ ગાયોને કૃત્રિમ વીર્યદાન આપવાના ટેકામાં હતા. એ બાબતમાં વિનોબાનો અભિપ્રાય અલગ હતો તેની તેમને જાણ હતી. પરંતુ તેથી જુગતરામભાઈ પોતાના વિચારોથી ચલિત નહોતા થયા. જયપુરથી ગાંધીજીના સેવાગ્રામ આશ્રમના ગાંધીજીના સાથી શ્રી બળવંતસિંહે આ બાબત વિનોબાને પૂછવા લખતાં તેને અંગે શ્રી શિવાભાઈને ૬–૧૨–૭૪ને દિન લખ્યું.

'...વિનોબાને પૂછવાની ભલામણ આગ્રહથી કરે છે. બાળકોબાને અનભિજ્ઞ માને છે અને મણિભાઈને પશ્ચિમવાળાઓની અસરમાં આવેલા માને છે. વિનોબા આજકાલ સ્પષ્ટ વાત બોલતા નથી.'

આ બાબત અંગે બીજા એક પત્રમાં (૧૬–૧–૭૪) જુગતરામભાઈએ લખ્યું હતું: 'સાબરમતી આશ્રમના લોકો તરફથી અર્જુનભાઈ બઢિયાએ કૃત્રિમ વીર્યદાનનું કેન્દ્ર ગાંધીજીના આશ્રમમાંથી કાઢી નાખવા નોટિસ આપી છે એની તમને (શિવાભાઈને) પણ જાણ થઈ હશે. એ લોકો તેમાં વિનોબાનું નામ લે છે. એ તરફ જાઓ તો તેમને સમજાવશો કે આ કામ બાપુને નાપસંદ એવું નથી. ઉરુળીકાંચન આશ્રમમાં પણ સારી રીતે ચાલે છે. મહારાષ્ટ્ર રાજ્યે તેને ટેકો આપ્યો છે તેથી તે રાજ્યમાં દૂધનો સુધારો સારી રીતે થવા લાગ્યો છે.'

૨૩–૧–૭૪ના શિવાભાઈ ઉપરના પત્રમાં આ અંગે થોડી વધુ સ્પષ્ટતા છે : 'આ કેન્દ્ર રાખવા બાબતમાં આપણે સંમત છીએ એમ તેમને કહેશો. વિનોબાએ આ ક્રિયા પોતાને પસંદ ન હોવા વિશે કહ્યું છે ખરું, પણ તે સાથે આપણે સંમત નથી. બાપુ આવા શાસ્ત્રીય પ્રયોગ વિરુદ્ધ ન હોય એમ આપણે માનીએ છીએ.'

ગોવધબંદીના સત્યાગ્રહને જુગતરામભાઈએ પોતાનો ટેકો આપ્યો છે. એના ટેકામાં ગાંધી વિદ્યાપીઠની ટુકડીઓ દેવનારના અને 'રાસ્તારોકો' સત્યાગ્રહમાં પણ એકથી વધારે વાર જઈ આવી છે.

## ૨૨ શાંતિ સૈનિક

પ્રદેશ કે રાષ્ટ્ર ઉપર કોઈ આફત આવી પડે ત્યારે જુગતરામભાઈનું મન ઝાલ્યું ન રહેતું. તરત તેઓ વેડછી છોડીને એ તરફ ઊપડી જતા. અલબત્ત જતાં પહેલાં પોતાની દૃષ્ટિએ એની પૂરી તપાસ કરી લઈને એની ગંભીરતા અંગે પૂરી ખાતરી થાય ત્યારે જ તે તરફ ખુદ પ્રયાણ કરતા. અનેક વાર આવાં કામોમાં તેમણે ગાંધીવિદ્યાપીઠને પણ પડવાની પ્રેરણા આપી છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠો તો આવાં કામોમાં ઉત્સાહભેર પડે જ અને રાહત કે સેવાનાં કામોને જ પોતાના શિક્ષણનું માધ્યમ બનાવે એવી તેઓ વિદ્યાપીઠના કાર્યકર્તાઓને સમજણ આપતા. વિદ્યાપીઠના કાર્યકર્તાઓ ઉપકુલપતિ (ને પાછળથી કુલપતિના) આ સૂચનને ઉલ્લાસભેર વધાવી લેતા અને પ્રસંગે પ્રસંગે સેવા કાર્યમાં ઉપડવા કમર કસતા.

આની શરૂઆત ૧૯૬૮માં તાપી નદીમાં આવેલી રેલ વખતે રાહતનાં કાર્યોથી થયેલી. કામરેજ તાલુકાનાં ઢોર, બોલવડ વગેરે ગામો એમ તો સુરત શહેરની પાસે હતાં તેથી ત્યાં રાહતની ઘણી

એજન્સીઓ કામ કરતી થઈ જાય એમ હતું પરંતુ મગલા દોરને ખૂણે ખાચરેવા બેચી કાઢવા, ઝૂંપડીઓમાંથી માથોડાપૂર કાપ કે કાદવ ઉલેટવો વગેરે એવા કામો હતા કે જે કોઈ નાચી મેવાને વરેલા અને સૂગ ઊપજે એવાં કામોની આવડતવાળા જ કરી શકે રવિશંકર મહારાજ આ કામમા તરતોતરત પહોંચી ગયેલા એમની પાછળ ગાંધી વિદ્યાપીઠની ટુકડી શાંતિસેનાના નેજા હેઠળ પહોંચી ત્યા એમણે અનાધારણ મહેનત ને ખંતથી જઘન્ય ગણાતા કામોને મો પર જરાય ચીતરી કે થાક દેખાવા દીધા વિના કર્યા આ કામોથી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને સમાજસેવાનું સાચુ પ્રશિક્ષણ પણ મળ્યુ. આ ભા શાંતિસેના મંડળ તરફથી અમદાવાદ શહેરમા કોમી હુલ્લડ પછી અશાંતિ શમન અને રાહતના કામોમા શાંતિસેના વિદ્યાશાખાએ મદદ કરી હતી દુષ્કાળ સામે તરુણ યોજનામા પણ ગાંધી વિદ્યાપીઠે ઉત્સાહથી ભાગ લીધો હતો.

ગુજરાતમાં જ મોરબીના જળ સંકટ વખતે પણ આ રીતે રાહત કાર્યો કરવા વેડછી તરફથી ટુકડીઓ જઈ પહોંચેલી અલબત આ વખતે રાહતના અને નિર્માણના કામો કરનારી બીજી પણ અનેક ટુકડીઓ ત્યા મોજૂદ હતી, એટલે આ સૌને ભાગે પડતુ કામ તેમણે કર્યુ.

પરંતુ રાહતનું ખરેખર કામ જુગતરામભાઈની પ્રેરણાથી ગાંધી વિદ્યાપીઠના સમાજ સેવા વિદ્યાલય અને સ્નાતક અધ્યાપન મંદિરે ૧૯૭૧મા બાંગ્લાદેશના શરણાર્થીઓ વચ્ચે કર્યું

સપ્ટેમ્બરના વટવૃક્ષમા જુગતરામભાઈએ આ કામ અંગે આપેલ અહેવાલમાથી કેટલાક અંશ શબ્દોના થોડા ફેરફાર સાથે આપ્યો છે. 'પાકિસ્તાની સૈન્યોના જુલમથી બચવા ૭૫ લાખ નિર્વાસિતો પોતાની સોનાની બાંગ્લાને તજી આપણા પશ્ચિમ બંગાળ, આસામ બિહાર, ત્રિપુરા, મેઘાલય વગેરે સરહદી પ્રદેશોમા આવીને પડ્યા છે ત્યા તેમના ખાનપાન, રહેઠાણ દવાદારૂની વ્યવસ્થા સરકારી મંડળો તરફથી થઈ રહી છે તેના દેખભાળની કેટલીક સેવા સંસ્થાઓ પણ હાજર થઈ ગઈ છે અ ભા શાંતિસેના મંડળના મંત્રી આપણા નારાયણ દેસાઈ તરફથી વધારે સ્વયંસેવકો જઈ પહોંચે તો ઉપયોગી થઈ પડશે એમ જાણ થતા ગાંધી વિદ્યાપીઠ, વેડછીએ પોતાનુ ૧૦૦ ઉપરનું શાંતિ સૈનિક દળ તૈયાર કરીને રવાના કર્યું ગાંધી વિદ્યાપીઠના એક અધ્યાપક શ્રી રઘુવીર ચૌધરી તથા આપણા શાંતિસેના વિદ્યાલયના ઈન્દ્રસિંહ રાવત એ બે ભાઈઓ પૂર્વ તૈયારી માટે આગળથી પહોંચી ગયા (સમાજસેવા વિદ્યાલયના તેમ જ સ્નાતક અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો મળી જુદીજુદી ટુકડીઓ મળી કુલ પાંચાનખુનો જાણે લગભગ સાડાત્રણ માસ સુધી ત્યા કામ કર્યું આ મંડળીમા ગાંધી વિદ્યાપીઠની મંડળી સાથે નજીકની ભિન્ન સંસ્થાઓમાથી પણ કાર્યકર્તાઓ ભળ્યા હતા ) કલકત્તામા ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનના શ્રી ક્ષિતીશ રાયચૌધરી તરફથી તેઓનુ સ્વાગત કરવામા આવ્યુ અને નીચે પ્રમાણેના જિલ્લાઓમા જુદીજુદી નિર્વાસિતોની છાવણીઓમા સેવા કરવા માટે તેઓને તરત જ રવાના કરવામા આવ્યા .

જલપાઈગુડિ જિલ્લો ૧, ડાંગીછાવણી (સંખ્યા ૪૦,૦૦૦) ૨, સકાતી છાવણી (૩૦,૦૦૦), પશ્ચિમ દિનાજપુર જિલ્લો ૧ મુરલી પૂર છાવણી (૧,૫૦,૦૦૦), ચોવીસ પરગણા જિલ્લો: બોનગાવ નિયમિત છાવણી વિખેરાઈ ગઈ હતી પણ આવતા જતાની વ્યવસ્થા કરવામા આવતી. ૨ ગોબરડાંગા છાવણી (૨૦,૦૦૦ ત્રિપુરા રાજ્ય ગોકુલનગર છાવણી (૧૭,૦૦૦) આ છાવણીઓમા શરણાર્થીઓની સંખ્યા ક્રમશ વધતી ગઈ. દરેક છાવણી બે, ચાર કે વધારે પેટાછાવણીઓમા વહેંચી દેવામા આવી છે શ્રી ઈન્દ્રસિંહ રાવત આખા ક્ષેત્રમા ફરતા રહીને સર્વ શાંતિસૈનિકોની મદદ કરતા

'શાંતિસૈનિકોનું' મુખ્ય કામ સફાઈનું હતુ બીજું કામ કામચલાઉ હોસ્પિટલોમા દરદીઓને મદદ કરવાનુ હતુ શબોને સ્મશાને પહોંચાડવા કે તેમને દાટવામા પણ આ શાંતિસૈનિકો મદદરૂપ થતા નિર્વાસિતોમાથી તરુણોને પસંદ કરી એમને તાલીમ આપી આ કામમા તેમને જોડવાનો પ્રયત્ન પણ ચાલ્યો

'શિબિરોમા બાલવાડીઓ ચાલી સંગીતના વર્ગો પણ ચાલ્યા સાંજને પહોર રમતગમતના રસિયાઓએ ખેલની રમઝટ મચાવી

બાંગ્લાદેશ મુક્ત થયા પછી એ દેશમા ફરતા એક વાર મને એક ગ્રામજને ઓળખી કાઢેલો આગ્રહ કરીને તે અમને ગામજનો આગળ લઈ ગયા અમને નાળિયેરનુ પાણી પાયુ અને પછી સૌને ઓળખાણ આપી કે 'શરણાર્થી છાવણીમા હતા ત્યારે અમને ભોજન પાણી ભલે સરકારે આપ્યાં હોય, પણ અમારી નરવી સેવા તો આ લોકોએ કરી હતી ' આ ગાંધી વિદ્યાપીઠના શાંતિસૈનિકોની જ કદર હતી

અ ભા શાંતિ સેનાના આ બધા કામ પ્રત્યે જુગતરામભાઈ ખૂબ માયા મમતાથી જોતા નાગાલેંડમા શાંતિ સેનાને જ્યારે ઉચ્ચ કોટિના કાર્યકર્તાઓની જરૂર પડી ત્યારે ખુદ જુગતરામભાઈ વેડછીની સર્વ મંડળીની વિદાય લઈને ત્યા જવા નીકળ્યા હતા સદ્ભાગ્યે એમને ત્યા ઝાઝુ રોકાવાની જરૂર રહી નહોતી એટલે તેઓ નાગાલેંડ, આસામ વગેરે ફરીને પાછા વેડછી આવી પહોંચ્યા હતા બાકી એમની તો ત્યા હેમાળો ગાળવા સુધીની તૈયારી હતી। અરુણાચલના આ બધા કામ સારુ અમે જે કાર્યકર્તાઓની વાર્ષિક શિબિરો ભરતા તેમા મદદ કરતા શ્રી ઈન્દ્રસિંહ રાવત (જેઓ તે વખતે શાંતિસેના મંડળના સહમંત્રી હતા) અને સોમભાઈ આવી પહોંચતા તે ઉપરાંત રમણભાઈ, કાન્તીબહેન મણિબહેન વગેરે શાંતિસૈનિકો પણ આવ્યા હતા. તે પૈકી રમણભાઈ-કાશીબહેને તો અરુણાચલના એક બે કેન્દ્રોમા શાંતિસૈનિક તરીકે ફરજ પણ બજાવી હતી

ચંબલ ઘાટી વચ્ચે

રાષ્ટ્રીય પ્રવૃત્તિ નિમિત્તે બહાર જવાનુ એક બીજું મોટુ કામ થયુ ચંબલના બાગીઓ વચ્ચે જ્યારે જયપ્રકાશજી આગળ ચંબલ ખીણના ચારસો કરતા વધુ બહારવટિયાઓએ આત્મસમર્પણ કર્યું ત્યારે અહિંસાની દૃષ્ટિએ એક મોટી ઘટના બની ગઈ જયપ્રકાશજી માત્ર સમર્પણથી જ એ કામને સમાપ્ત કરવા માગતા નહોતા. પકડાયેલા બંદીઓના કેસો વિગતવાર લેતા, એમને જેલમા કેવી રીતે રાખે છે તે જોવા, એમના પરિવારોની કાંઈક વ્યવસ્થા કરવા, એમના દ્વારા પીડિત પરિવારોની વ્યવસ્થા કરવા અને આખાયે ક્ષેત્રમા આર્થિક વિકાસના કાર્યો ઉપાડી લઈ ત્યા કાયમની શાંતિ

સ્થપાય તેવી કોશિશ કરવા પોતાની અધ્યક્ષતા હેઠળ તેમણે ચંબલ ઘાટી શાંતિ મિશન નામની સંસ્થા સ્થાપી. આ મિશનમાં બીજા ઉપરાંત શ્રી મહાવીરસિંહ અને શ્રી હેમદેવ શર્મા વિશેષ ઉત્સાહથી કાર્ય કરવા લાગ્યા. બહારવટિયાઓના સમર્પણ પાછળ પણ આ લોકોની ઠીક ઠીક મહેનત હતી. બહારવટિયાઓને જેલમાં મળવા અને તેમને સાચી દિશાનું શિક્ષણ આપવા શાંતિ મિશન વતી શ્રી કાશિનાથ ત્રિવેદીએ જુગતરામભાઈને નિમંત્રણ આપ્યું. શ્રી કાશિનાથજી સાથેનો જુગતરામભાઈનો સંબંધ નવજીવન કાળનો હતો જે બાલશિક્ષણના સમાન રસને લીધે પાંગર્યો હતો. એમની માંગણીને જુગતરામભાઈ શા રીતે ઉવેખે? ગાંધી વિદ્યાપીઠના સૈનિકોની ટુકડી લઈને તેઓ બહારવટિયાઓ સારુ રચવામાં આવેલી મુંગાવલીની ખૂલી જેલ (નવજીવન કેન્દ્ર)માં ગયા. ગાંધી વિદ્યાપીઠનાં વિદ્યાર્થી ભાઈ બહેનોએ ત્યાં એટલું સરસ વાતાવરણ જમાવ્યું કે એની કેદીઓના જીવન પર ઊંડી છાપ પડી. તેમણે નવજીવન શિબિરને નઈ તાલીમનું વાતાવરણ આપી દીધું. બાગી જીવાલાલના વાડામાં વેડછીથી આણેલ મીઠા લીમડાનો છોડ રોપ્યો. જેલના પ્રાર્થના મંદિરની દીવાલ પર ગાંધી જીવનનુ પ્રદર્શન ગોઠવ્યું. સર્વોદય પાત્રની શરૂઆત કરી. રસોડા પાસે શોષ ખાડો બનાવ્યો. બાગીઓના કુટુંબોના ફળિયામાં સફાઈનો કાર્યક્રમ કર્યો. હેંડપંપનું નિદર્શન ગોઠવ્યું. હરિજન ઉદ્ધારના વિષય પર પ્રદર્શન ગોઠવ્યું. ભૂમિ પૃથક્કરણ વિશે સમજ આપી. ભજન મંડળીઓ અને વ્યાખ્યાનો ગોઠવ્યાં.

આત્મસમર્પણ કરવા માટે ગાંધી વિદ્યાપીઠના શાંતિ સેના વિદ્યાલયના શ્રી સોમભાઈ પટેલ અને શ્રી ઈન્દ્રસિંહ રાવતે નારાયણ દેસાઈની વિનંતીથી ચંબલ ક્ષેત્રમાં પહોંચી જઈને બહારવટિયાઓનો સંપર્ક કરાવવામાં મદદ કરી. સમર્પણ બાદ તુરત જેલમાં જઈને આ લોકોએ તરત છ સાત કલાક ગાળી એકે એક બાગી જોડે સંપર્ક કર્યો. સમર્પણકારીઓના કુટુંબની સંભાળ માટે આ લોકોની સલાહથી જયપ્રકાશજીએ યોજના બનાવી અને એમની જ સલાહથી શ્રી કાશિનાથજી અને સરલાબહેને બહારવટિયાઓના પ્રશિક્ષણની યોજના પણ ઘડી. ગાંધી વિદ્યાપીઠની ટુકડીની મુંગાવલીનો કાર્યક્રમ આ યોજનાના એક ભાગરૂપ જ બન્યો હતો.

## ૨૩ 'વટવૃક્ષ'

સ્વરાજ પછી મુખ્યત્વે વિનોબાજીની અને પાછળથી જયપ્રકાશજીની આગેવાની હેઠળ હિંસકશક્તિનું વિરોધી, સરકારી દંડ શક્તિથી નિરપેક્ષ એવી ત્રીજી લોકશક્તિ જગવનારું જે આન્દોલન ઊભું થયું અને એમાંથી સર્વ સેવા સંઘ, રાષ્ટ્રીય લોકસમિતિ વગેરે જે સંગઠનો ઊભાં થયાં તેની સાથેનો જુગતરામભાઈનો સબંધ પરિઘ-સ્પર્શી (પેરિફેરલ) જ હતો એમ કહેવું પડશે

જુગતરામભાઈ પોતે એક મહાન રાષ્ટ્રનિર્માણના કામમાં પડ્યા હતા. તે કામ જ એમણે સ્વરાજ પછી પણ ચાલુ રાખ્યુ. સ્વરાજ સરકાર લોકસ્વરાજની દિશામાં જ કામ કરી રહી છે એવી શ્રદ્ધા રાખી તેમણે બને ત્યાં સુધી એ સરકારના કાયદાઓ અને કાર્યક્રમોને ટેકો જ આપ્યો. સામાન્ય રીતે ગુજરાત બહારનાં કામોને ઉપાડી ન લેવાની અને વેડછી ક્ષેત્રમાં જ ખૂંપી રહેવાની એમની મનોવૃત્તિએ રાષ્ટ્રીય હિલચાલ અને સંગઠનો પ્રત્યે અમુક અંશે ઉદાસીન રાખ્યાં. એ હિલચાલ અને સંગઠનોનાં કામકાજ વિશે તેઓ માહિતી તો ધરાવતા પણ તેય સામાન્ય રીતે છાપાં કે પત્ર પત્રિકાઓમાં પ્રગટ થયેલ સાહિત્ય દ્વારા. પ્રત્યક્ષ કોઈ સ્થળ પર જવાના પ્રસંગો બહુ ઓછા બન્યા હતા. એ હિલચાલ અને સંગઠનોની કામ કરવાની રીત વિશે એમને થોડા ઘણા મતભેદો હતા. એ મતભેદોને તેઓ ચગાવતા નહિ. પણ બીજી બાજુ એને અંગે ચોખવટ કરીને એની જોડે એકતા સાધવાના પણ પ્રયત્ન કરતા નહિ. આ બધાંને કારણે જુગતરામભાઈની ભૂમિકા આ આન્દોલન અને સંગઠન પ્રત્યે શ્રી રવિશંકર મહારાજ કરતાં કાંઈક જુદી હતી. મહારાજ પાછલી ઉમ્મર સુધી નવાં નવાં આન્દોલનોમાં મોખરે ઝંપલાવતા, જ્યારે જુગતરામભાઈ સો ગળણે ગાળીને પાણી પીતા. ૧૯૫૦માં ઓરિસાના અનુગુળ ગામમાં સર્વોદય સમ્મેલન થયું ત્યારે ડૉ. દ્વારકાદાસ જોશી અને મેં ગુજરાત વતી એના પછીનું સર્વોદય સમ્મેલન ગુજરાતમાં ભરવાનું નિમંત્રણ આપ્યું. અમારા આ નિમંત્રણને ગુજરાતમાં વ્યાપક ટેકો મળ્યો હતો એ એની તૈયારી અંગે જુગતરામભાઈએ બારડોલી ખાતે બોલાવેલી કાર્યકર્તા સભામાં સ્પષ્ટ દેખાઈ આવતું હતું. ગુજરાત–સૌરાષ્ટ્રના રચનાત્મક કાર્યકર્તાઓ સમ્મેલનને પોતપોતાને ત્યાં બોલાવવા આગ્રહ કરતા. ગાંધીજીના સ્વર્ગવાસ પછી ત્રણ ચાર વર્ષે પણ આખા દેશના ગાંધીજનો પોતાને આંગણે એકઠા થાય એવી સૌની લાગણી હતી. *સામાન્ય વાતચીત પતી ગઈ ત્યાર પછી જુગતરામભાઈએ સરદાર* પટેલનો આ અંગે આવેલ એક પત્ર વાંચી સંભળાવ્યો. પત્રમાં આવું સમ્મેલન ગુજરાતમાં ન બોલાવવાની ભલામણ હતી. છેલ્લાં બેએક વર્ષથી આ સમ્મેલનમાં આચાર્ય કૃપલાની, ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ વગેરે જે પ્રવચનો કરી રહ્યા હતા, તેને લીધે સરદારનો એવો મત બંધાયો હશે કે સર્વોદય સમ્મેલનો સરકાર વિરોધી મંચ છે.

સરદારનો પત્ર વંચાતાંની સાથે બે ઘડી તો સોપો પડી ગયો. પછી એક પછી એક આગેવાને ઊઠી ઊઠીને સરદારની ઇચ્છા ન હોય તો આ સમ્મેલન ગુજરાતમાં હરગિજ ન બોલાવવું એવા અભિપ્રાય દર્શાવવા માંડ્યા! સરદારના ઇશારાને આદેશ માનનાર ગુજરાતના ભલભલા રચનાત્મક કાર્યકર્તાઓની ભૂમિકા ન સમજનાર અમે બહુ ઓછા હતા. ત્યાર બાદ માત્ર ત્રણ જણે સર્વોદય સંમેલનને બોલાવવાના વિચારને ટેકો આપ્યો અને જેઓ પોતાને ત્યાં સર્વોદય સમ્મેલન બોલાવવા માગતા હતા તેમણે જ જોરશોરથી એને ન બોલાવવા અંગે દલીલો કરી!

આખી સભામાં જુગતરામભાઈ તો લગભગ મૌન જ હતા. આખી સભાનું વલણ જોઈ એમણે અફસોસ સાથે નિમંત્રણ પાછું ખેંચવાનો વિચાર કર્યો હશે એમ માનું છું

આ બનાવને દશ વર્ષ થયાં ત્યાર પછી ગુજરાતમાં પહેલી વાર સર્વોદય સમ્મેલન બોલાવવામાં આવ્યું—૧૯૬૨માં—વેડછીમાં. ચીન ભારત યુદ્ધની જાહેરાતને લીધે આ સમ્મેલનને અતિશય સાદગીથી કરવાનું નક્કી થયું હતું. તેને કારણે તેમાં પ્રદર્શન અને મનોરંજન કાર્યક્રમો વગેરે ન થયાં. પરંતુ વેડછી સમ્મેલનની સુઘડ વ્યવસ્થા જોઈ આખા દેશના રચનાત્મક કાર્યકર્તાઓ પ્રસન્ન થયા.

વેડછી સમ્મેલનમાં જ સર્વ સેવા સંઘે દેશના સરહદી વિસ્તારો પર શાંતિસેના કેન્દ્રો ઊભાં કરવાનો ઠરાવ કર્યો. જુગતરામભાઈએ ત્યાર બાદ હમેશાં સરહદી વિસ્તારના શાંતિસેના કાર્યમાં રસ લીધો હતો. પ્રાંતિક સ્વરાજ વખતે અને પહેલી ચૂંટણી વખતે જુગતરામભાઈએ અને એમના સાથીઓએ ચૂંટણીનું એક રાષ્ટ્રીય ઉત્સવ જેવું

સ્વાગત કરેલું. અલબત તેઓ પોતે કદી ચૂંટણીમાં ઊભા નહોતા. પણ ચૂંટણીમાં દરેકે દરેક નાગરિકે રસ લેવો જોઈએ એવું તેઓ માનતા અને સામાન્યપણે ચૂંટણીમાં કોંગ્રેસની જીત થાય એ ઇચ્છતા પણ ખરા. ત્રીજી શક્તિમાં વિશ્વાસ ધરાવનાર સર્વ સેવા સંઘ વગેરેની ચૂંટણી અંગેની તટસ્થ નીતિ જોડે તેઓ કદી સમ્મત હતા એમ જણાતું નથી. ૧૯૭૭ની ચૂંટણી વખતે તાનાશાહીને રાષ્ટ્રીય આફત સમજીને સર્વ સેવા સંઘ ચૂંટણીમાં કટોકટી લાવનાર કોંગ્રેસને તો મત ન જ આપવો એવો પ્રચાર કર્યો તેમાં પણ તેઓ સમ્મત નહોતા એમ લાગે છે, જોકે આ બાબત એમણે સામાન્યપણે મૌન જ જાળવ્યું હતું.

ગાંધી વિદ્યાપીઠે વટવૃક્ષ નામનું પત્ર ૧૯૭૧થી શરૂ કર્યું હતું. રાષ્ટ્રીય પ્રશ્નો અંગે અને કેટલાક આંતરરાષ્ટ્રીય પ્રશ્નો અંગે પોતાના મત પ્રગટ કરવા જુગતરામભાઈએ તેને પોતાનું મુખપત્ર બનાવ્યું હતું. એમને મોટી માંદગી આવી ત્યાં સુધી તો વટવૃક્ષના ઘણાખરા લેખો અને નોંધો તેઓ જ લખતા. બીજાના લેખો લેવા તેઓ તૈયાર નહોતા એમ નહિ. લોકોના પત્રો, પુસ્તકો, બીજા પત્રોમાં આવેલા લેખો વગેરે જો વટવૃક્ષમાં લેવા જેવા લાગે તો તે લેવાની તક તેઓ કદી ચૂકતા નહિ. પણ સામાન્યપણે એમના સાથીઓ કર્મઠ કાર્યકર્તાઓ હતા, લખવાની એમને બહુ ટેવ નહોતી. તેથી વટવૃક્ષ ચલાવવાની જવાબદારી જુગતરામભાઈ ઉપર જ આવી પડતી. નવજીવન કાળથી મુદ્રણ અંગે ચીવટ રાખવાની એમને જે ટેવ પડેલી તેને લીધે વટવૃક્ષના પ્રકાશનમાં માત્ર સાહિત્ય સામગ્રી તૈયારી કરવા પૂરતી જ કામગીરીથી જ જુગતરામભાઈનું કામ અટકતું નહિ. પ્રકાશન સ્થળ બારડોલી જઈ, એનાં છેલ્લાં પ્રૂફ તપાસીને અંક વ્યવસ્થિત રીતે બહાર પડેલો જુએ ત્યારે જ એમને ચેન પડતુ.

વટવૃક્ષ ૧૯૭૧માં બહાર પડવું શરૂ થયું. ૧૯૭૮મા તે બંધ થયું. વચ્ચે કટોકટી દરમિયાન ૨૨ માસ બંધ રહ્યું. એટલે જુગતરામભાઈ-ની ઉત્તરાવસ્થા દરમિયાન એમનું મન કેવી રીતે કામ કરતું હતું તે જાણવું હોય તો વટવૃક્ષ જ એનો આભાસ આપી શકે એમ છે. આ કાળ દરમિયાન આપણો દેશ પણ મોટમોટી ઊથલપાથલ-માંથી પસાર થયો છે. પંડિત જવાહરલાલજીએ સ્વરાજ પછી ૧૭ વર્ષ સુધી દેશને સ્થિર શાસન આપ્યું, ત્યાર બાદ સત્તારૂઢ પક્ષમાં ઉત્તરાધિકાર અંગે થોડી ખેંચાતાણી થઈ, પરંતુ તે સમસ્યા એ પક્ષે એક પ્રૌઢ પક્ષને શોભે એ રીતે ઉકેલી. લાલબહાદુર શાસ્ત્રીનો શાસનકાળ અઢાર માસની અલ્પાવધિનો સિદ્ધ થયો. ફરી પાછી ઉત્તરાધિકાર અંગેની ખેંચતાણ થઈ. તેમાં ઇન્દિરાજીની જીત થઈ અને થોડા જ સમયમાં કોંગ્રેસના ભાગલા પડ્યા. એ ભાગલાની અસર ગુજરાતમાં તો કેઠ ગામડાંઓના રાજકારણ સુધી પડી. બાંગ્લાદેશની લડાઈએ ઇન્દિરાજીને ચૂંટણીમાં પણ ઝળહળતી જીત અપાવી. ૭૨માં જ જયપ્રકાશજીએ દેશને ચેતવ્યો હતો કે શાસન એકાધિપત્ય તરફ વળતું જાય છે. મુસહરી વગેરેના પ્રયોગો પછી તેઓ ભ્રષ્ટાચારનો ઉત્તર જનતા શું આપે છે એની શોધમાં હતા. પોતાના પત્ર એવરીમેન્સમાં તેમણે એ પ્રશ્ન જનતાને ઉદ્દેશીને પૂછ્યો પણ હતો. દુનિયાના તરુણો તે કાળે દેશ દેશમાં જે જાગૃતિ દેખાડી રહ્યા હતા તે જોઈને જયપ્રકાશજીના મનમાં એવી આશા બંધાઈ હતી કે દેશના પ્રશ્નોને ઉકેલવામાં યુવાશક્તિ કામ આવશે. એ આશાને લીધે જ તેમણે યૂથ ફોર ડેમોક્રસી (લોકશાહી સારુ યુવાશક્તિ) નામનો ઘોષણાપત્ર બહાર પાડ્યો હતો. ગુજરાતના નવનિર્માણ આન્દોલને તેમને એવી આશા અપાવી હતી કે યુવાનો ભ્રષ્ટાચારના પ્રશ્ન અંગે કાંઈ કરી બતાવશે. પરંતુ તેમને યુવકો તાત્કાલિક કે ટૂંકા ગાળાની માંગો લઈને જ બેસી જાય અને પૂરી કરવામાં સાધનશુદ્ધિનો ઝાઝો વિચાર ન કરે એ ગમતું નહોતું. બિહારમાં જ્યારે યુવકોનું આન્દોલન ઊપડ્યું ત્યારે તેમને આ આન્દોલનનું નેતૃત્વ કરવાની જરાયે હોંશ નહોતી. માત્ર એ આન્દોલન તે વખતની બિહાર સરકારે જે રીતે કચડી નાખવાના પ્રયાસો જય-પ્રકાશજીની આંખ આગળ કર્યા તે એમનાથી સહેવાયું નહિ અને છેવટે વિદ્યાર્થીઓ પાસે શાંતિમયતાની અને નિષ્પક્ષતાની પ્રતિજ્ઞાઓ લેવડાવી મૌન સરઘસમાં ભાગ લઈને જયપ્રકાશજી આન્દોલનમાં ભળ્યા. બિહારનું આન્દોલન દક્ષિણ બિહારના થોડાક જિલ્લાઓને બાદ કરતાં બાકી પચીસેક જિલ્લાઓમાં ગામડે ગામડે પહોંચી ગયું હતું. જયપ્રકાશજીના નેતૃત્વને લીધે એ આન્દોલનમાં અપૂર્વ શાંતિ જળવાઈ રહી હતી.

ઑક્ટોબર ૧૯૭૪માં જયપ્રકાશજી સાથે વડા પ્રધાનની દિલ્લીમાં વાતચીત થઈ તેમાં ૮ માંથી ૭ મુદ્દાઓ વિશે સંમતિ સધાતી હતી છતાં એક મુદ્દા પર એ ભાંગી પડી. વડા પ્રધાનનો આગ્રહ એ હતો કે દેશમાં ક્યાય બિહાર જેવાં આન્દોલન ન થાય એવુ આશ્વાસન જયપ્રકાશજી આપે. જયપ્રકાશજીનું કહેવું હતું કે જો દેશભરમાં ભ્રષ્ટાચાર ન ફેલાય એને અંગે વડા પ્રધાન કાળજી રાખશે અને એની તપાસ સારુ કંઈક વ્યવસ્થિત તંત્ર ગોઠવશે તો આવાં આન્દોલનો નહિ થાય, નહિ તો જયપ્રકાશ ના પાડશે તોપણ બીજે ઠેકાણેથી આન્દોલન થયા વિના નહિ રહે.

ચૂંટણી કેસમાં અલ્લાહાબાદ હાઈકોર્ટે ઇન્દિરાબહેનને બે મુદ્દા પર દોષી ઠેરવ્યાં અને ૭ વર્ષ સુધી તેમની ચૂંટણીને રદ કરી. તેઓ સર્વોચ્ચ અદાલત પાસે ગયાં. સર્વોચ્ચ અદાલતનો ફેંસલો ન આવે ત્યાં સુધી ઇન્દિરાજીએ ખસી જઈને રાજસત્તા તેમના પક્ષની જ બીજી કોઈ વ્યક્તિને સોંપવી જોઈએ એવો વિરોધ પક્ષોનો અભિપ્રાય હતો. આ બાજુ ઇન્દિરાજી જ વડા પ્રધાન તરીકે ચાલુ રહેવા જોઈએ એવા દેખાવો દિલ્લીમાં થવા લાગ્યા હતા. વિરોધ પક્ષો આગળ ઉપર આન્દોલનને વધારવાના વિચાર કરતા હતા. તેવામાં જ વડા પ્રધાને કટોકટીની જાહેરાત કરી અને જયપ્રકાશજી સમેત સેંકડો નેતાઓને જેલભેગા કર્યા. કટોકટી દરમિયાન બધું મળીને લાખેક જેટલા લોકોએ જેલવાસ ભોગવ્યો. કટોકટી દરમિયાન નાગરિક તરીકેના મૂળભૂત અધિકારો પર અંકુશ લાદવામાં આવ્યો. સામાન્ય ચૂંટણી પાછળ ધકેલાઈ અને બંધારણમાં સુધારાઓ કરીને શાસન પદ્ધતિ જ બદલવાની વાત પણ સંભળાવા લાગી. ૧૯૭૭માં જ્યારે ફરી વાર જાહેર ચૂંટણીઓ થઈ ત્યારે ઇન્દિરા કોંગ્રેસની સખત હાર થઈ અને નવા સ્થપાયેલ જનતા પક્ષની જીત થઈ. ત્યારથી કટોકટી પાછી ખેંચાઈ અને વટવૃક્ષનું પ્રકાશન ફરી ચાલું થયું.

વટવૃક્ષનું પ્રકાશન બંધ કરવા અંગે એક વાર આ લેખક જોડે બહુ રસિક વાત થઈ હતી. વટવૃક્ષનું પ્રકાશન બંધ કરવાના કારણ અંગે પૂછતાં જુગતરામભાઈએ જણાવ્યું, 'મારે જયપ્રકાશજી જોડે કેટલાક વિષયોમાં મતભેદો હતા. એટલે તે વિશે હું એમની

ટીકા પણ કરતો. હવે તેઓ જેલમાં હોય ત્યારે બહાર રહ્યા રહ્યા એમની ટીકા કરવી અને તેઓ એનો જવાબ આપી શકે નહિ એ અવસ્થામાં કાંઈ સારી નથી. વળી મારે ઇન્દિરાજી સાથે પણ કેટલાક મતભેદ છે. મારે એમની ટીકા કરવી હોય તો કટોકટીમાં તે પણ થઈ શકે એમ નથી. એટલે વટવૃક્ષ કાઢવાનો અર્થ શો? જૂન ૭૭માં 'વટવૃક્ષ મૌન છોડે છે' નામના લેખમાં તેમણે કંઈક આવા જ ભાવ પ્રગટ કર્યા છે.

વટવૃક્ષના આ અંકોમાં આપણને જુગતરામભાઈનું જે ચરિત્ર જાણવા મળે છે તેના મુખ્ય મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ ગણાવી શકાય :

વટવૃક્ષ મારફત જુગતરામભાઈ વેડછી ક્ષેત્રના નાના મોટા સૌ કાર્યકર્તાના કામને પ્રોત્સાહન આપતા હતા.

દેશ અને દુનિયામાં જે ઘટનાઓ થતી હતી તેમાંથી ગાંધી વિચારને અનુકૂળ જણાય તેવી વાતોને તેઓ ખાસ પોતાના કાર્યકર્તાઓ સમક્ષ આગળ લાવતા.

તેમના કે તેમના સાથીઓના વાચનમાં જે કાંઈ ઉત્તમ સાહિત્ય આવતું તેનું અવલોકન લગભગ નિયમિત રીતે વટવૃક્ષમાં આવતું રહેતું.

નાના મોટા કાર્યકર્તાઓના કવિતાપ્રયાસને તેઓ પ્રોત્સાહન આપતા.

જાણીતા અને અજાણ્યા ગાંધીજનોના અવસાનની નોંધ વટવૃક્ષમાં અચૂક લેવાતી.

આમ એકંદરે આ વર્ષોમાં જુગતરામભાઈએ વટવૃક્ષ મારફત વેડછીના પૂરા કામને હૂંફ આપવાનો પ્રયાસ કર્યો છે.

રાજનૈતિક ઘટનાઓ અંગે સામાન્ય રીતે જુગતરામભાઈ તટસ્થતા જાળવવા પ્રયત્ન કરતા. દાખલા તરીકે નીચેનું લખાણ જુઓ :

'જ. પ્ર. નું બિહારનું આંદોલન તોડી નાખવા સરકારનો બીજો એક દાવ એ જણાય છે કે તેણે એમના મુખ્ય મુખ્ય નાયકોને વીણી વીણીને બિહારમાંથી દૂર કરવા ધાર્યું છે. તે રીતે ગયા માસમાં સર્વશ્રી પ્રો. રામમૂર્તિ, સિદ્ધરાજ ઢડ્ઢા અને ઠાકુરદાસ બંગ જેવા કસાયેલા સર્વોદય કાર્યકર્તાઓને પકડીને બિહારમાંથી હદપાર કર્યા છે.

'સરકારનાં બીજાં પગલાંની જેમ આ પગલાને છેક અણછાજતું તો કહી ન શકીએ, ઓછામાં ઓછું તે કાયદાની મર્યાદામાં તો છે જ પરંતુ આ રીતે જયપ્રકાશજીના મદદનીશોને કાઢી મૂકી આંદોલનકારીઓમાં શિસ્ત અને અહિંસા જાળવવાનું તેમનું કામ અત્યંત કઠિન બનાવી દેવું એ નીતિ અત્યંત તોફાની અને બાલિશ છે. આવી તેમની નીતિ છતાં જો જયપ્રકાશજી જેવા લોકનેતા ઇન્દિરાજીને મળવા જવા તૈયાર થયા તો ઇન્દિરાજીએ પણ પોતાના પક્ષે વધારે શોભાસ્પદ રીતે વર્તવું જોઈતું હતું, અને આવી બાલિશતામાં દિવસે દિવસે આગળ વધ્યા કરવું જોઈતું ન હતું.'

વિનોબાજી અને જયપ્રકાશજી વચ્ચેના મતભેદને જુગતરામભાઈ મુખ્યત્વે કાર્યપદ્ધતિનો જ ભેદ માનતા હતા. તેમનો પોતાનો મત વિનોબા જોડે મળતો આવે છે તેથી તેઓ નીચે મુજબ વિવેચન કરે છે :

'...લડતને દેશવ્યાપી બનાવી દેવાની દિશામાં એમનું (જ. પ્ર. નું) મગજ ચાલી રહ્યું છે. બીજી તરફથી, ચૂંટણીઓ જ ભ્રષ્ટાચારના મૂળરૂપ બની ગઈ છે. તેથી જયપ્રકાશજીએ ચૂંટણીમાં ભ્રષ્ટાચાર આવી જ ન શકે એવા તેના નિયમો બનાવવા માટે એક સમિતિ નિયુક્ત કરી છે. હવે પછી કરવાની નવી ચૂંટણીઓ આ નવા નિયમોને અનુસરીને કરવામાં આવશે, તેથી તે પ્રમાણે થનાર ધારાસભ્યો અને મંત્રીઓ શુદ્ધ અને નીતિમાન હશે એમ તે માને છે.

'વિનોબાજીનો અભિપ્રાય એવો છે કે લોકશાહી સરકારનાં કેટલાંક અંગો ઇચ્છીએ તેવાં શુદ્ધ ન હોય અને ભ્રષ્ટ હોય તોપણ તેના રચનાત્મક ઉપાયો જ લેવાવા જોઈએ. જો પ્રજા અને તેના નેતાઓ મદદ કરવા આગળ આવે તો આવા રચનાત્મક ઉપાયો લેવા શક્ય છે, એવી વિનોબાજીને શ્રદ્ધા છે. લોકોની એવી મદદ મળતી નથી તેથી જ સરકાર પ્રજાના સ્વાર્થી વર્ગો ઉપર તેમ જ પોતાની નોકરશાહી ઉપર કાબૂ મેળવવામાં ફાવતી નથી અને લાચાર જેવી સ્થિતિમાં આવી પડે છે. તેથી આવી અંધાધૂંધી ફેલાવવી અને લોકશાહી વ્યવસ્થાને ખોરવી નાખવી એ આપણા પ્રજાશરીરમાં વ્યાપેલા જીવલેણ રોગોનો સાચો ઉપાય નથી. આ ઉપાય તો રોગને મટાડવા માટે રોગીને જ મારી નાખવા જેવો છે.'

(કોંગ્રેસ સાંસદોએ જયપ્રકાશજીને ઇન્દિરાજીને મળવાનો આગ્રહ કર્યો એના જવાબમાં) પહેલી નવેમ્બરની મુલાકાતમાં પોતે તેમને શું કહ્યું હતું એ પોતાના મુખે તેમને આ પ્રમાણે વર્ણવ્યું :

'મેં ઇન્દિરાજીને કહ્યું કે ભ્રષ્ટાચારી મંત્રીઓ બિહારમાં છે એટલું જ નહિ, પણ તમારા કેન્દ્રમાં પણ છે. કોંગ્રેસ વગર હિસાબનું કાળું નાણું ભેગું કરે છે એ કેવી રીતે નીતિમય છે ? એ નાણું ક્યાંથી આવે છે ? પરંતુ મારી આટલી ખુલ્લી વાતની પણ પ્રધાન મંત્રી ઉપર કશી અસર થયેલી જોવામા આવી નહિ. આ સ્થિતિમાં એમને મળવા જવાનો મને ઉત્સાહ થતો નથી. છતાં મુલાકાતનું બારણું હું પોતે થઈને ભીડી દેતા નથી.'

'જયપ્રકાશજીને આવું બોલવું પડે એ હદે લોકશાહીમાંથી ઊભા થયેલાં તંત્રો આજે વર્તી રહ્યાં છે ખરાં, પરંતુ દસ વીસ લાખ માણસોએ ભેગાં મળી અડંગો લગાવવા કરતાં કંઈક બીજા રસ્તાઓ —સર્વોદય, સત્યાગ્રહને શોભે તેવા—શોધી શકે છે એવી શ્રદ્ધા આપણે છોડી શકતા નથી. તે શોધી કાઢવાની અને તેમ કરી દેશનું વાતાવરણ બદલી નાખવાની શક્તિ અને સૂઝ તેમનામાં છે એવી અમને શ્રદ્ધા છે. બંને નેતાઓમાં તેવી શક્તિ અને સૂઝ છે એમ માનવામાં આપણી પાસે પૂરતાં કારણો છે. પરંતુ મનમાં વ્યાપી ગયેલા વિષાદ, નિરાશા અને રોષથી જ બંનેનાં આત્મતેજ જાણે ઝંખવાઈ ગયાં છે. તો હવે તેમને ફરીથી ભેગાં કોણ બેસાડે ? બેસીને ઊઠી જવા માટે નહિ, પણ પ્રેમથી ભેટીને દેશનું વિષાદમય વાતાવરણ હસતું કરી દેવા માટે.

'આ રીતે તેમને ભેગાં કરી શકે એવો આજે દેશમાં કોઈ હોય તો તે સંત વિનોબા છે એમ અમે માનીએ છીએ.... દેશના વાતાવરણને આ ક્રાંતિમય મોડ આપવા ખાતર એ સંત આ પ્રસંગે સૂક્ષ્મમાંથી થોડા વખત માટે સ્થૂળમાં આવે એવી તેમને અમારી અપીલ છે.'

ઉપરોક્ત જે અપીલ છે તેમાં જુગતરામભાઈનો દેશપ્રેમ અને દેશની સમસ્યાને શાંતિમય રીતે ઉકેલવા અંગે તેમની તીવ્ર ઉત્કટતા દેખાઈ આવે છે. એમના પૃથક્કરણ અંગે મતભેદ હોઈ શકે જેમ કે આ લેખકને છે, તે નથી માનતો કે જયપ્રકાશજીનો રસ્તો અડંગો

નાખવાનો હતો. પણ એ મતભેદને લીધે લેખકને મન જુગતરામભાઈની અપીલ પાછળની જે લાગણી છે, તે વિશે માન ઓછું થતું નથી.

જયપ્રકાશજીનાં નિવેદનો જેટલાં એમની પાસે પહોંચે એટલાંનો તો તેઓ બારીકીથી અભ્યાસ કરતા. તેથી જ જયપ્રકાશજીના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને પ્રદર્શિત કરેલા વિચારોને 'મારો સંકલ્પ, મારું પ્રણ' એવું મથાળું આપી તેમણે વટવૃક્ષમાં છાપ્યાં અને 'જયપ્રકાશજીની હાકલ' નામના પોતાના લેખમાં એને વિશે લખ્યું :

'જયપ્રકાશજીએ...સ્પષ્ટ કરી દીધું છે કે જે કામ ઉપાડવામાં આવ્યું છે તે દોઢ બે માસમાં થઈ શકે એવું નથી. અમે આશા રાખીશું કે દોઢ માસ નહિ, પણ તેટલાં વર્ષ લાગે તોપણ આપણા વિદ્યાર્થીઓ બિહારમાં, ગુજરાતમાં અને આખા દેશમાં જ. પ્ર. ની શરતો શિરસામાન્ય કરી લેશે.'

ગાંધીજી વગેરેએ રાષ્ટ્રીય શિક્ષણની ઉપાડેલી ચળવળનો ઉલ્લેખ કરીને આ જ લેખમાં તેઓ આગળ કહે છે :

'ગાંધીજીએ માંડેલો સ્વાતંત્ર્ય સંગ્રામ વિજયી નીવડ્યો છે. બ્રિટિશરો પોતાના લાવલશ્કર સાથે પોતાના દેશમાં ચાલી ગયા છે. ભારતને પૂર્ણ સ્વરાજ્ય મળી ગયું છે તે પછી ૨૭ વર્ષ વીતી ગયાં છે. છતાં હજુ સ્વરાજ્યની રચના કરવાનું ભગીરથ કામ પૂરું થયું નથી. વિદ્યાર્થીઓએ આ વર્ષે (૧૯૭૪માં) જે આંદોલન બે મહિના ચલાવ્યું તે ગાંધીજી વખતના એ સ્વરાજ્ય સંગ્રામનું જ વિસ્તરણ છે. જયપ્રકાશજીએ તે લડત ચલાવવાનું જ પ્રણ લીધું છે, અને તે લડતમાં જ તેમણે તેજસ્વી વિદ્યાર્થીઓને જુઝાવવાની હાકલ કરી છે.'

આ લેખ ૧૯૭૪ના જૂનમાં છપાયો છે. ત્યાર બાદ બિહાર આન્દોલન જે રીતે ચાલ્યું, ખાસ કરીને ઇન્દિરાજી સાથેની જયપ્રકાશજીની જે વાટાઘાટો થઈ અને તૂટી ગઈ, તેનાથી જુગતરામભાઈ નિરાશ થયા લાગે છે અને તેથી જ અગાઉ દર્શાવ્યા છે તેવા વિચારો વટવૃક્ષના પછીના અંકોમાં જોવા મળે છે. ડિસેમ્બર '૭૪ના વટવૃક્ષમાં 'કોની નિષ્ફળતા'વાળી નોંધ આ વિચારો તીવ્રપણે પ્રગટ કરે છે. તેનો કેટલોક ભાગ :

'ખરું કહીએ તો મુલાકાત નિષ્ફળ નીવડી નથી, પણ બે મહાનુભાવો જ નિષ્ફળ નીવડ્યાં છે. અનેક રીતે ઘેરાઈ ગયેલા આપણા દેશ માટે આ પરિણામ અત્યંત નિરાશાજનક છે. અમને લાગે છે કે બંને નેતાઓ તેમની મોટાઈને છાજે તેવી ઉદાત્ત રીતે આ મુલાકાતમાં વર્ત્યા નથી. બે નિશ્ચિતરૂપે ભિન્ન વિચારધારાના પ્રતિનિધિઓ મળ્યાં હોય તે રીતે તેઓ વર્ત્યાં છે...ઇન્દિરાજીએ જયપ્રકાશજીના આન્દોલનને શેરીનાં ટોળાંનાં તોફાન માનવાનું છોડ્યું નહિ એ તેમને શોભતું નથી, તેમ જ જયપ્રકાશજીએ પ્રધાનમંત્રી અને તેમના સાથીઓ સાવ છેલ્લે પાટલે બેઠેલાં અનીતિમાન દેશદ્રોહીઓ છે એમ માનવાનું છોડ્યું નહિ એ તેમને પણ શોભે તેવું નહોતું. મુલાકાત લેવા બેઠાં ત્યારે બંનેએ એકબીજા પ્રત્યે પ્રેમ અને આદરની નજરે જોવું જોઈતું હતું. ગાંધીજી જેવી નજરે જુએ તેવી નજરે જોવું જોઈતું હતું.'

ઘર આંગણે ભાઈ અરવિંદ દેસાઈ પર ૩-૧-૭૪ને દિને કેટલાક તોફાની વિદ્યાર્થીઓના ટોળાએ કરેલા શરમજનક હુમલા વિશે ટીકા કરતા પણ જુગતરામભાઈ છોકરાઓ પ્રત્યેની પોતાની મમતા પ્રગટ કર્યા વિના રહેતા નથી. એ એમની ઉદારતા બતાવે છે. નોંધનો કેટલોક અંશ: 'ભાઈ અરવિંદના નાજુક શરીર ઉપર પથ્થર વ. નો માર સારી પેઠે પીડા આપનાર હતો, છતાં શરીરનાં મર્મ સ્થળો ઉપર બહુ ગંભીર નુકસાન થયું નથી તે માટે પરમેશ્વરનો ઉપકાર માનું છું. મારનારાઓનો પણ મારે ઉપકાર માનવો જોઈએ કે તેમણે ખૂની માર માર્યો નહિ. અરવિંદની પત્ની સુધાબહેને ટોળા પાસે જઈ અરવિંદભાઈને છોડાવ્યા એ તેમની વીરતા માટે તેને ધન્યવાદ આપું છું. સાથે ટોળાએ તેનું માન રાખી બાજુએ ખસી જઈ અરવિંદને પોતાના કબજામાંથી સોંપી દીધા તે માટે સુધાબહેને પણ તે પ્રસંગે તેમનો આભાર માન્યો, અને મારે પણ તેમનો આભાર માનવો જોઈએ... ઉશ્કેરાયેલા ટોળાના ઉશ્કેરાટમાં પણ ખૂની માર ન મારવાનો અને સુધાબહેનનું માન રાખવાનો વિવેક જળવાયો હતો, તે જોઈને મને માનવાનું મન થાય કે તેઓ શાન્ત થયા પછી પોતાના કૃત્ય માટે પસ્તાવો કરશે. હું તો તેઓને મારા કુટુંબના છોકરાઓ જ ગણું છું. અરવિંદમાં અને તેમનામાં કશો ભેદ મારા મનમાં નથી. ખરી રીતે અરવિંદ હળપતિ સેવા સંઘ આદિનાં જે કામો કરે છે તે તેઓએ જ કરવાં જોઈએ, અને અરવિંદ તેમનું જ કામ કરે છે એમ હું માનું છું. આ જિલ્લામાં ચાલતું અમારું કામ કોઈ ઝીણવટથી તપાસશે તો તેમને જણાશે કે અમે પાટીદારો, દેસાઈઓ અને વણિકો વ. ઉજળિયાત પ્રજાના જુવાન છોકરાઓને હળપતિઓ, હરિજનો વગેરેની સેવામાં કંઈક અંશે વાળવામાં સફળ થયા છીએ.'

વટવૃક્ષનાં છેલ્લાં ઉદ્ધરણો આપણે એવાં આપીએ છીએ કે જેની મારફત જુગતરામભાઈની ભવિષ્ય અંગેની આશા પ્રગટ થાય છે. માર્ચ ૭૧માં પ્રગટ થયેલ મતદાર અને ઉમેદવાર નામના લાંબા લેખના ત્રણ ટૂંકા ફકરાઓ :

'આજ સુધીનો અનુભવ એવો છે કે કેટલાક સભ્યો જે પક્ષના નામે અને જે કાર્યક્રમને નામે ચૂંટાયા હોય છે તેમાંથી કંઈ ને કંઈ કારણસર ફરી જાય છે અને કોઈ જુદા જ પક્ષમાં અને જુદા જ કાર્યક્રમમાં ભળી જાય છે.

'આ તો પોતાના મતવિભાગને દગો દીધા બરાબર જ ગણાય. માની લઈએ કે અણધારી પરિસ્થિતિ આવતાં પક્ષ બદલવાનો ધર્મ થઈ પડ્યો છે. તોપણ વિધાનસભા કે લોકસભાના સભાખંડમાં બારોબાર પક્ષપલટો કરવો એ તો પ્રમાણિક નથી જ. તેવા સભ્યોએ છૂટા થઈને બહાર આવી જવું જોઈએ અને પોતાના મતદારોની સંમતિ લઈને અને તેઓ સંમતિ આપી શકે નહિ તો કોઈ બીજા અનુકૂળ મતદાર જૂથ મારફત ફરીથી ચૂંટાઈને જવું જોઈએ.'

× ×

'વિકૃત બની ગયેલા આ રાજકારણની બદબો એટલી બધી ફેલાઈ ગઈ છે અને તેનું વિષ રાષ્ટ્રશરીરમાં એટલું વ્યાપક બની ગયું છે કે પક્ષાપક્ષીની સમસ્યાનો આપણા જાહેર જીવનમાં વિચાર કરવો અને ઉપાય શોધવો એ આપણે માટે જીવન મરણ જેવી કટોકટીની સમસ્યા થઈ પડી છે. સંત વિનોબાએ કેટલાંક વર્ષોથી આ જોખમ સામે ચેતવણીનો શંખ ફૂંક્યો છે, ફૂંકવા માંડ્યો છે. ભલે પશ્ચિમના દેશોએ વર્ષોના અનુભવમાંથી આ પક્ષીય રાજકારણની અને વિરોધપક્ષોવાળી લોકસભાઓની શોધ કરી હોય અને ભલે કેટલાંક નાનાં, અને કોમી કે ધાર્મિક જોરોથી બહુ

વિકૃત નહિ થયેલાં એવાં રાષ્ટ્રોમાં વિરોધ પક્ષો સત્તાધારી પક્ષોને ઢીલા, મંદ અને આળસુ બનવામાંથી ચમક આપનારા ચાબૂક રૂપ નીવડયા હશે, પરંતુ આપણી પ્રજાની પ્રકૃતિ, આપણાં કોમી ઝનૂનો, નીતિ અને સત્યમા અતિ અતિ નીચે ઊતરી જવાની આપણી આદત જોતાં, આપણે ત્યાં આ અખતરો લંબાવા દેવો એ અત્યંત જોખમભરેલું છે.

'તો આવી પક્ષો વિનાની અને વિરોધ પક્ષો વિનાની વિધાનસભાઓ કેવી હોય? પક્ષોને પક્ષબંધીનો એવો ચટકો લાગી ગયો છે કે તે વગર વિધાનસભા ચલાવી શકાય એ આપણને હવે સંભવિત જ લાગતું નથી. શોધ અને નવા પ્રયોગ માટે જાણે આપણી બુદ્ધિના દરવાજા જ બંધ થઈ ગયા છે. પરંતુ રાષ્ટ્રજીવન સામે ખડા થયેલા ભયંકર જોખમને ઓળખી આપણે પક્ષીય રાજકારણનો વિકલ્પ શોધ્યે જ છૂટકો છે.'

× ×

'તેનો સૌથી મોટો ઉપાય ગાંધીજીની અદ્વિતીય પ્રતિભામાંથી આપણને વારસા રૂપે મળ્યો છે; તે તેમની અંતિમ દિનની કલ્પના—લોક સેવક સંઘ છે. એનો સારાંશ કાઢીએ તો એ છે કે દેશનાં જ્ઞાની અને ત્યાગી એવા અનેક સેવકો સીધા રાજકારણમાં જવાનો મોહ છોડી લોકકારણમા જ રહે.

આજે રાજ્યતંત્રોને મહત્ત્વાકાંક્ષા જન્મી છે કે સમાજજીવનના એકેએક વ્યવહારને રાજ્યનાં ખાતાંઓ બનાવી તેની મારફતે ચલાવવા. તે તંત્રો પોતાને કલ્યાણરાજ્યો કહેવડાવવામાં ગૌરવ માને છે. આ પણ પશ્ચિમમાથી આવેલી વસ્તુ છે અને આપણા દેશની પ્રકૃતિથી ભિન્ન છે.

'આજે કેળવણી, સહકાર, કૃષિ ઉદ્યોગો, પછાત વર્ગનું કલ્યાણ, ન્યાયદાન વગેરે વગેરે અનેક લોકસેવાનાં ખાતાઓ સરકારો ચલાવતી થઈ છે તે ખરેખર જોતાં તેમનું કામ જ નથી. જનતાએ પોતામાંથી જ તે માટેનાં સંસ્થાઓ અને તંત્રો ઊભાં કરી તે ચલાવવાં જોઈએ. લોક સેવક સંઘ જેવી લોકપ્રિય સંસ્થાઓ પોતાના સેવાભાવી અને જ્ઞાની સેવકોની મદદથી એ બધું સારી રીતે ચલાવી શકે.

પણ આવી સંસ્થાઓ રાજ્યના કાયદાના દબાણ વગર ચાલી શકે? આપણને આવી શંકા રહે છે, અને ન જ ચાલી શકે એવો ભ્રમ રહે છે. પરંતુ, પ્રજાકીય સંસ્થાઓ તો પ્રજાની અંદર રહેલા સેવાભાવ અને ન્યાય બુદ્ધિથી જ ગીતાની ભાષામાં—મનુષ્યમા રહેતી સ્વયંભૂ યજ્ઞભાવથી જ ચાલતી હોય છે. એવો માનવસમાજનો સર્વત્ર અનુભવ છે. કોઈ પણ સમાજમાં શુદ્ધિ, સંયમ અને સત્યનિષ્ઠાવાળા ચારિત્ર્યવાન સેવકો પૂરતા પ્રમાણમા પૂરા પાડવાની શક્તિ કુદરતે આપેલી જ છે, અને આ દેશની પ્રકૃતિમા તો તે રહેલી છે જ. લોક સેવક સંઘ જેવી સંસ્થાઓ તેવી શક્તિના ધોધ યોજનાબદ્ધ રીતે વહેતા રાખશે એવી ગાંધીજીને શ્રદ્ધા હતી, અને આપણે એ શ્રદ્ધા વડે આપણી લોકશાહી ચલાવવી જોઈએ.'

## ૨૪ સ્મરણ માત્ર પ્રભુનું !

૧૯૭૬ના ઑક્ટોબર માસમાં જુગતરામભાઈને એવી માંદગી આવી કે જેને લીધે તેમને બારડોલી સરદાર હૉસ્પિટલમાં ખસેડવા પડ્યા. એ માંદગી વખતે તેમને વિસ્મરણ થઈ જવા લાગ્યું. પાછળથી કાંઈક બોલતા હોય તો એકનું એક વાક્ય એ ફરી ફરી બોલ્યા કરે અને એમને રોકવા પડે. કોઈ મળવા આવ્યું હોય તો તેઓ ક્યારે આવ્યા એ પ્રશ્ન થોડી થોડી વારે પૂછ્યા કરે એમ બને. દાક્તરો આને ઘડપણની નિશાની કહે છે અને મગજમાં પૂરતા પ્રમાણમાં લોહી નહિ જતું હોવાને કારણે આમ થાય છે એવું અનુમાન કરે છે.

આજે સાત વરસથી જુગતરામભાઈ આવા પ્રકારના વિસ્મરણના શિકાર બન્યા છે. તેમાંય નિકટના ભૂતકાળની વાત તેમને ઓછી સ્મરણ રહે છે, દૂરના ભૂતકાળની વાત કોઈ કોઈ વાર ઠીક યાદ આવે છે.

પરંતુ વાતચીત કરતી વખતે તેઓ પૂરા સાવધાન હોય છે. અને સામાન્યપણે પ્રશ્નોના ઉત્તર ટૂંકા પણ વિચારપૂર્વક અને કડીબદ્ધ આપે છે. એમનું વર્તમાન ઝાંખું થયું નથી.

પોતાની શારીરિક અવસ્થા તેઓ સમજી ગયા છે અને પોતાના જીવનને તેમણે એવી રીતે ગોઠવી દીધું છે કે જેથી કોઈને પણ મુશ્કેલીમાં મૂકે નહિ.

સામાન્ય કામકાજમાંથી તેમણે મનને ઉઠાવી લીધું છે. સંસ્થાઓએ એમને મૂક્યા નથી. પણ સંસ્થાઓને એમણે મૂકી દીધી છે. ઘણીવાર લોકો તેમને સમારંભોમાં લઈ જાય છે અને તેઓ પણ એમના દોરવ્યા ચાલ્યા જાય છે. પણ આશીર્વાદ આપવાનું કહેતાં બે કે ત્રણ વાક્યમાં મુદ્દાની વાત કહીને પતાવી દે છે.

વેડછીમાં હોય ત્યારે દૈનિક જીવનનો એમનો ક્રમ નિશ્ચિત છે. વહેલા ઊઠવું, જાતે હજામત કરવી, સવારે સાડા નવે અને સાંજે સાડા પાંચે જમવું, સવાર સાંજ ફરવા જવું વગેરે તેમનાં નિશ્ચિત ટાણાં છે. આશ્રમમાં આંટો મારવા જતી વખતે અમુક કુટુંબમાં ડોકિયું કરવાનો એમનો ક્રમ પણ લગભગ નિશ્ચિત જેવો છે. દિવસ દરમિયાન તેઓ આડા પડીને ઊંઘતા નથી. પણ વરંડા પર ખુરશીમાં બેઠા બેઠા કે સભામાં બેઠા બેઠા ઘણીવાર ઝોકાં ખાઈ લે છે. સ્વભાવની શાંત પ્રકૃતિ આ માંદગી પછી વધુ શાંત થઈ છે. પણ લોકોને મળતાં રહેવું એમને ગમે છે અને વિનોદ હજી કાયમ છે. પોતાની જાત પર પણ હજી એ મુક્તપણે હસી શકે છે.

એમના બે કાર્યક્રમો નિશ્ચિત રીતે ચાલે છે. એક સૂત્રયજ્ઞ અને બીજો સવાર સાંજની પ્રાર્થના. પ્રાર્થનાના શ્લોકો, કેટલાંક ભજનો અને ધૂન એમના વિસ્મરણ-ક્ષેત્રમાં આવ્યાં નથી.

આટલા બધા સક્રિય જીવનને અને લાંબા ગાળા સુધી પ્રમાણમાં ઓછું સક્રિય જીવન ગાળવાનો વારો આવે તો જેવા તેવા હોય તો કંટાળી જાય. પણ જુગતરામભાઈ વયોવૃદ્ધ વડલાની માફક અડગ છે.

એ અડગતા પાછળ રહસ્ય શું ? એમનાં નિત્ય કાંતણ અને પ્રાર્થનામાં આપણને એ રહસ્ય છુપાયેલું દેખાશે.

કાકાસાહેબ કાલેલકરે છેલ્લા કેટલાંક વર્ષ આવું વિસ્મરણ અનુભવેલું. તેને વિશે તેઓ ઘણીવાર કહેતા કે વિસ્મરણ એ મારે સારુ મરણનું રીહર્સલ છે. જુગતરામભાઈ મરણનું પણ સ્મરણ નથી કરતા. એમને મન તો આ વિસ્મરણ કાળ એ જાણે પ્રભુસ્મરણ કાળ જેવો બની ગયો છે. □

નાશિક જેલના અમારા યાર્ડ અને બી ક્લાસના યાર્ડ બન્ને વચ્ચેની ભીંત આ ભજનના ગર્ભમાં હતી, અને જૂના સંત કવિઓએ રાધાકૃષ્ણની પ્રેમ-લીલામાંથી આત્મા-પરમાત્માની પ્રેમલીલાઓ કેવી રીતે ગાઈ હશે અને સૂફી ફકીરોએ મયખાનાની મસ્તીમાંથી ખુદા સાથે તેના બંદાની મસ્તી કેવી રીતે ગાઈ હશે એની ઝાંખી થતી હતી. સુરદાસ જેવા પ્રથમ કોટિના સંતનાં રાધાકૃષ્ણની લીલાનાં ભજનો પણ મને ઘણીવાર અસહ્ય લાગતાં, પણ આ ભજન રચાયું ત્યારથી મારી તેવા સંતોના ભાવ સાથે સહાનુભૂતિ થઈ.

મારી જીવનકથા પૃ. ૧૧૧ — જુ. દવે

અંતરપટ આ અદીઠ, અરેરે! આડું અંતર પટ આ અદીઠ?
અહીં મેં માંડી, તહીં તેં માંડી, આપની આતુર મીટ;
પળ ઉપડી પટ પુનઃ બિડાયું, વા વાયો વિપરીત. અરેરે!
તું મારાં—હું તારાં ઝીલું વિરહે વ્યાકુળ ગીત;
રાગ સુણ્યો પણ રંગ ન રેલ્યો, વસમું એ સંગીત. અરેરે!
આ પા ઉછળે, તે પા ઉછળે, હદયો ભરીભરી પ્રીત;
આકર્ષણ પણ સ્પર્શ નહીં ક્ષણ, ચેન પડે નહીં ચિત્ત. અરેરે!
ખીણ કે ખાડી, નદી નથી આડી, વંડી વાડ કે ભીંત;
હાથ ચડે નહીં, તોય નડે આ ઝાકળઝીણું ચીર. અરેરે!
નાશિક જેલ

## ૩ વહાલૂડી વેડછી

ભાયખલાના શુદ્ધિ-મંદિરમાં મને એકલિયા કોટડી મળી હતી, તેથી શાંતિનો લાભ ઠીક મળ્યો હતો. વાચન ઉપરાંત ભગવદ્‌ગીતાના અધ્યાયો મુખપાઠ કરવાનું તેમ જ આશ્રમ ભજનાવલિના ભજનો મુખપાઠ કરવાનું હું કરતો તેની ધૂનમાં અને અહીંના એકાન્તમાં વેડછીના આશ્રમ જીવનનું સ્મરણ ઘણું જ તીવ્રતમ થઈ રહ્યું હતું, તેના ફળરૂપે મેં 'વહાલૂડી વેડછી'નું બાલપ્રિય ગીત રચ્યું.

મારી જીવનકથા પૃ.૧૨૯. — જુ દવે

હાંરે એવી રાનીપરજની કોણ રે આંખ?
વહાલૂડી વેડછી.

જેણે ફેલાવ્યો પ્રકાશ, અંધારાનો કીધો નાશ. એવી૦
ભણ્યા પાઠો કેવા કેવા? સૌથી મોટી શીખ્યા સેવા. એવી૦
જેણે આપી દેશદાઝ, અમને ચખાડયું સ્વરાજ. એવી૦
જેણે શિખવાડયો ઉદ્યોગ, સાથે આપ્યો આપભોગ. એવી૦
હાથે પીંજી હાથે કાંત્યા, હાથે વણી અમે માત્યાં. એવી૦
એનાં જાગવાં ઝટઝટ, ભજનિયાની રમઝટ. એવી૦
એનાં સ્વચ્છ પાયખાનાં, અમે મંદિર જેવાં માન્યાં, એવી૦
એનાં ગંગાકુંડે નાહવાં, એના હાથે કરી ખાવાં. એવી૦
એનો ભવ્ય ભીમ કૂવો, કોશ ખેંચો રે શું જુઓ? એવી૦
એની લીલી લીલી વાડી, અમે સીંચીને જિવાડી. એવી૦
એનાં સાદાં સહભોજન, ખુલ્લા ચોકમાં શયન. એવી૦
એના પ્રવાસો રસાળા, ખાંધે ઝોળી, પગપાળા. એવી૦
અમે બાળા અને બાપે, અને તું અમારી આયા. એવી૦
વહાલી વેડછી અમારે આયા, તારે દેજે શીળી છાયા. એવી૦
તારી પરાક્રમી ભૂમિ, અમે પ્રેમે કરી ચૂમી. એવી૦
હાંરે એવી રાનીપરજની કોણ રે આંખ?
વહાલૂડી વેડછી.

## ૪ બાપુ અમર રહો

એનું જીવનકાર્ય અખંડ તપો
અમ વચ્ચે બાપુ અમર રહો!
એના જીવન મંત્ર સાચાં સ્વપ્નાં
પ્રભુ ભારતમાં ફરતા જ રહો!
અમ જીવનમાં અમ અંતરમાં
એની ઉજ્જ્વલ જ્યોત જ્વલંત રહો!
અમ દેશનાં દૈન્ય ને દુર્બળતા
એની પાવક આતમ જ્વાળ દહો!
એનો સત્યનો સૂર્ય સદાય તપો
અમ પાપ-નિરાશાના મેલ દહો!
એનાં પ્રેમ-અહિંસાનાં પૂર પ્રભો
અમ ભારતના સહુ ક્લેશ વહો!
એ જે જીવતાં રામ સદાય રટ્યા,
એ તો 'રામ' વદીને વિદાય થયા;
લઘુ માનવમાં મહિમા ભરવા
નિજ લોહી અશેષ વહાવી ગયા.

## ૫ પરાણી

દયા ધરમના ધારતા રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી!
કેવડી તીણી આર ચડાવી તેં, દયા હૃદયમાં આણી રે!
તારી જોવા દે પરાણી!
ગાયોના પૂજારી રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી!
કુંકુમ ને તારા અક્ષતામાં, કેવડી આર સંતાડી રે?
તારી જોવા દે પરાણી!
જગત કેરા તાત રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી!
મૂંગા આ તારા પુત્રની શોણે, ચામડી થઈ ગઈ કાણી રે?
તારી જોવા દે પરાણી!
રંગીલા હાંકેડુ રે, તારી જોવા દે પરાણી રે!
તારી જોવા દે પરાણી!
એક બે ગોદા ખાય તો, થાળ પડે તોફાની રે!
તારી જોવા દે પરાણી!
ફરસી સારી, બરછી સારી, જેની રમત બેચાર ઘાની રે,
જેની રમત બેચાર ઘાની;
પળે પળે આ ડંખ દેતી, વીંછણ ભૂંડી પરાણી!
તારી જોવા દે પરાણી!
તીર અને તરવાર શોધી, બાઝો છો બોલતાં પ્રાણી રે,
તમે બાઝો છો બોલતાં પ્રાણી!
અબોલ જીવને પીડવા શીદ, શોધી આ દૈત્ય પરાણી રે?
તારી જોવા દે પરાણી!
ગાવા, સુણવા ને વાહવા કરવા, નથી મલાવી આ વાણી રે,
મેં નથી મલાવી આ વાણી;
તાણી કાઢ આર, અહિંસક દર, આજ ને આજ પરાણી રે!
તારી જોવા દે પરાણી!

## ૬ અમ્મારા અમ્મારા બાપુજી અમ્મારા રે

અમ્મારા અમ્મારા બાપુજી અમ્મારા રે;
અમ્મારા અમ્મારા ગાંધીજી અમ્મારા રે.

જ્યાં જાય ત્યાં એની જનમભૂમિ,
સૌએ સગાં પ્રાણપ્યારાં. બાપુજી.
દરિયા રે દેવને સૌ દેશ સરખા,
દ્વીપ દ્વીપ એના કિનારા. બાપુજી.
સૂરજદેવ એ તો વિશ્વપ્રવાસી,
સગાં છે નવલખ તારા. બાપુજી.
આવો હૂંફાળા મારા બાપુને ખોળલે,
આવો જે દીન દુખિયારાં. બાપુજી.
આવો બાપુજીનું સૈન્ય ઉભરાવો,
સતના જે હોય જોરવાળાં. બાપુજી.
એકલા જાય એ, આપણે શું પાંગળા?
ચાલો ચાલો ચેતનવાળાં. બાપુજી.
હર્ખ્યાં બાપુજી ને વર્ખ્યાં શ્રીરામજી,
સવ્વાસો પૂરાં સ્વીકાર્યાં. બાપુજી.

## ૭ દારવો પીશો મા

તમે પીશો મા, પીશો મા, પીશો મા,
દારવો પીશો મા;
તમે ભડ ભડ ભડ બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો ગોરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ દિલ બાળનારો કે
દારવો પીજો મા.
તમે પીઓ તો પ્રેમરસ પીશો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ દિલ બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો આમરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ ધન બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો રામરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ પુણ્ય બાળનારો કે
દારવો પીશો મા.

આંધળાનું ગાડું

## ૮ દારૂએ ઊંધું માર્યું દારૂડિયા

દારૂએ ઊંધું માર્યું, દારૂડિયા!
દારૂ તું છોડી દેને રે:
તાડી તું છોડી દેને રે. દારૂએ૦

જમીન બમીન વેચી ખાધી (૨)
ખાતું તો વ્યાજમાંહી ડૂલ્યું, દારૂડિયા! દારૂ તું૦
હળ બળ વેચી ખાધાં (૨)
બળદ તો વ્યાજમાંહી ડૂલ્યા, દારૂડિયા! દારૂ તું૦
ગાલ્લી બાલ્લી વેચી ખાધી (૨)
ઝૂંસરી તો વ્યાજમાં ડૂલી, દારૂડિયા! દારૂ તું૦
છાપરી બાપરી વેચી ખાધી (૨)
પોયરાં તો વ્યાજમાં ડૂલ્યાં, દારૂડિયા! દારૂ તું૦
લાજ બાજ મેલી દીધી (૨)
કલાલની ચાકરીમાં ચાલ્યો, દારૂડિયા! દારૂ તું૦
પૈહા સાટે ટપલા મળ્યા (૨)
વ્યાજમાં તો ભૂંડી ગાળો, દારૂડિયા! દારૂ તું૦
ધણી મટી ઢોર બન્યો (૨)
દારૂએ ઘાણ તારો વાળ્યો, દારૂડિયા! દારૂ તું૦

આંધળાનું ગાડું

## ૯ કાચા સૂતરનો તાંતણો

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે ઓલી લોઢાની બેડિયું ય તૂટે: અતૂટ૦
હાંરે ઓલી સોનાની સાંકળી વછૂટે: અતૂટ૦
હાંરે ધાર ખાંડાની તેય થાય ખાંડી: અતૂટ૦
હાંરે હાર માને હજાર તોપ ગાંડી: અતૂટ૦
હાંરે દુર્બળિયાંને બળિયાં શું બાંધે: અતૂટ૦
હાંરે શામળા શું ઊજળિયાંને સાંધે: અતૂટ૦
હાંરે અંધ સાથે આંખાળાને બાંધે: અતૂટ૦
હાંરે પંગુ સાથે પાંખાળાંને સાંધે: અતૂટ૦
હાંરે રાંક સાથે તે રાજવીને બાંધે: અતૂટ૦
હાંરે રામ સાથે તે માનવીને સાંધે: અતૂટ૦
હાંરે કાંતો કાંતોને બહેન પૂરી પ્રીતે: અતૂટ૦
હાંરે કાંતો કાંતોને ભાઈ એકચિત્તે: અતૂટ૦
હાંરે ઘરોઘરમાં એ પ્રેમને પ્રસારો: અતૂટ૦
હાંરે મારી ભારતીના ભારને ઉતારો: અતૂટ૦
હાંરે રૂડા રેંટિયા! અખૂટ બાપ દેજે— અતૂટ૦
હાંરે બાપુ ગાંધીજીની જિંદગીનો રહેજે— અતૂટ૦

આંધળાનું ગાડું

## ૧૦ રાષ્ટ્રપિતા

નમો નમો રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા રાષ્ટ્રપિતા!
અમારા હિંદના સુવર્ણના એ સુદિન હતા!
તમારી આર્થનાનાં નીર લાખ લાખ પીતા,
ગીતા ગીતાં ને ધૂન રામસીતા રામસીતા!
રવિ-પરભાતે બાપુ રૂપ 'હરિજન' લેતા,
અંધારા હિંદમાં 'નવજીવન' ઊગતા સવિતા!
દયાળવા દેશભરમાં દોડતા, ન શ્વાસ લેતા,
ધાકથી હણો નાથ ધાક ચિહ્ન ના કળાવા દેતા!

આશાના તંતુ રેંટિયામાં કાંતી લીધા,
હજારો ગામડાં જીવંત સેવાગ્રામ કીધાં!
તમારાં તપ નિહાળી શત્રુઓએ બોધ લીધા,
અને ઉપવાસે ભેદ કાઢી ચિત્ત એક કીધાં!
તમારા સત્ય-શરે માટીમાંથી મર્દ કીધા,
છતાં નહિ શસ્ત્રો તોય સહેજમાં સ્વરાજ્ય લીધાં!

## ૧૧ નથી નથી રે ગયા

નથી નથી રે ગયા
ગાંધીજી મારા, નથી નથી રે ગયા.
કોણ કહે છે ગયા?
ગાંધીજી મારા, નથી નથી રે ગયા.
એ તો સચરાચરમાં ભળ્યા,
બાપુજી મારા, નથી નથી રે ગયા.
જેના શાંતિ મંત્ર લઈ જુઓ જવાહર
વિશ્વ સંઘ સંચર્યા;
એના ધર્મ બોધથી મદમસ્તાના
આફ્રિદી લજ્જિત કર્યા.
જેના ત્યાગ મંત્ર લઈ જુઓ વિનોબા
ગામ ગામડે ફર્યા,
એના યજ્ઞઘોષ પર ભૂપતિ ધનપતિ
નિર્ધનશું જઈ મળ્યા.
જેના રાજમંત્રને રાજગૃહોમાં
વીર વલ્લભે ધર્યા,
એના વચને મુકુટો મહારાજાએ
ભારત ચરણે ધર્યા.
જેના સેવામંત્ર લઈ ઠક્કરબાપા
વન વનમાં પરવર્યા,
એનાં દયાર્દ્ર નયને વન્ય લોકને
જગ સન્માનિત કર્યા.

## ૧૨ બાલમંદિરિયું

બાલમંદિરિયું, બાલમંદિરિયું,
અમારું સુંદર સોહાય,
વહાલું મારું બાલમંદિરિયું.
ટેકરીને શિખરે મંદિર અમારું,
દહેરાની જાણે ધજાય,
વહાલું મારું બાલમંદિરિયું.
કાંકરીયે કાંકરી વહાલી મારી ટેકરીની,
ઝાડવાંની ઝાઝી ઘટાય,
વહાલું મારું બાલમંદિરિયું.
સવારે સૂરજ હસતા રે આવે,
સાંજે હસી હસી જાયે,
વહાલું મારું બાલમંદિરિયું.
સવારે સૂરજ સોનલાં રે વેરતા,
સાંજે ગુલાલ ઢોળી જાય,
વહાલું મારું બાલમંદિરિયું.
કોઈ રાત ઠુમકતા દેઈ નગોવર,
કોઈ રાત તારા રેલાય,
વહાલું મારું બાલમંદિરિયું.
સરજ્યો કથા ને ચંદા ને ચાંદની,
નરસાથી આવ મારી માવ,
વહાલું મારું બાલમંદિરિયું.
સામે તે ઝૂલતો ઊંચો સમુંદર,
આવ આવ ત્યાંથી જળમાંય!
વહાલું મારું બાલમંદિરિયું.

## ૧૩ પ્રહ્લાદ નાટક અને સહનવીરનાં ગીતો

અમારી શાળાના વિદ્યાર્થીઓને નાટક ભજવવાનું મન થયું તેને સંતોષવા આ (પ્રહ્લાદ) નાટક લખ્યું છે. ... પ્રહ્લાદનું નાટક રચવા તો બેઠો પણ પ્રહ્લાદનો સત્યાગ્રહ સૂરમાં શી રીતે લાવું? નાટકનો ગર્ભ—ગીતો ગાતાં તે આવતાં સમય મળી, અને મેં તો તુલસીદાસ જેવા સમર્થોની વાણીનો જ આશરો લઈ લીધો. કવિઓ ઋષિવરો રહ્યા, તેમાંથી દુનિયા આખી પીએ તો હું એ ખોબો જળ કેમ ન લઉં?...

૧૯૨૯

ત્યાર પછીના ગાળામાં સત્યાગ્રહી પ્રહ્લાદનું અને સત્યાગ્રહી બાપુનું સાથે સાથે સ્મરણ દિવસોના દિવસો કરવાની તક મળી. પૂ. બાપુજીએ આગાખાન મહેલમાં ઉપવાસ કર્યા તે પ્રસંગથી એ સ્મરણ માટે અનુરૂપ મનોવૃત્તિ રચાઈ. તે પ્રસંગે ગીતા અને પ્રહ્લાદ એ બેના ચિંતનરૂપે થોડાં ગીતો રચાયાં.

૧૯૪૮ — જુગતરામ દવે

## ૧૪ એક મોહન ઘડજો મૂરતિ

૧

ચિતારા રે!
ચિતારા રે!
એક શોભન સરજો સૂરતી.
સોનારા રે!
સોનારા રે!
એક મોહન ઘડજો મૂરતિ.
તમે કલાવન્ત છો શિલ્પી જો,
મારા મનની લેજો કલ્પી જો;
મારી દૃષ્ટિ રે,
મારી દૃષ્ટિ રે,
પ્રહ્લાદ ઝંખન ઝૂરતી.
એવી સૃષ્ટિ રે,
એવી સૃષ્ટિ રે,
નિપજાવો તમ નૂરથી.
એની નથી છબિ કે છાયા જો,
છે ગુણ પુરાણે ગાયા જો.

એની કાંતિ રે,
એની કાંતિ રે,
કાળે દીધી ભૂખરી;
કોક ગાંધી રે,
કોક ગાંધી રે,
એને નિરખી લખજો રેખડી.

૨

ચિતારા રે!
ચિતારા રે!
એક શોભન સરજો સૂરતી.
સોનારા રે!
સોનારા રે!
એક મોહન ઘડજો મૂરતિ.
તમે ભૂલ્યા કળાધર! ભૂલ્યા જો,
એનાં રૂપ રચ્યાં ફૂલ ફૂલાં જો.
મુખ-ચાંદો રે,
મુખ-ચાંદો રે,
એને અર્ચો કાળી રાખડી;
મહીં માંડો રે,
મહીં માંડો રે,
આછી બિજિયા આંખડી.
શું ભક્તો સૌ રૂપાળા જો?
અને કાળા એટલા કાલા જો?
એને લાધેલી,
એને લાધેલી,
કાળી ભમ્મર મૂરતિ;
એણે સાધેલી,
એણે સાધેલી,
ભક્તિની ખૂબ સૂરતી.

૩

ચિતારા રે!
ચિતારા રે!
એક શોભન સરજો સૂરતી.
સોનારા રે!
સોનારા રે!
એક મોહન ઘડજો મૂરતિ
હજી ક્ષમા કરો તો ભાખું જો,
હું રૂપ ભક્તનું દાખું જો.
એની દાઢી રે,
એની દાઢી રે,
દંતાળી શી નીસરી;
બહુ ખાડો રે,
બહુ ખાડો રે,
ગાલે ઊંડી ઉતરી.
તમ કળા દેખી રળકતી જો,
એને હસતી સૂરત ગમતી જો.

હું જાણું રે,
હું જાણું રે,
એ બાળો દારુણ દૂરથી;
આત્માનું રે,
આત્માનું રે,
એનું મુખડું સુંદર સૂર્યથી.

૪

ચિતારા રે!
ચિતારા રે!
એક શોભન સરજો સૂરતી.
સોનારા રે!
સોનારા રે!
એક મોહન ઘડજો મૂરતિ,
બધાં અંગ બન્યાં અવ્યંગ જો.
કૃતિ કેરું વડું એ તો વ્યંગ જો.
શું દૈત્યે રે,
બોલ્યા દૈત્યે રે,
એની નહોતી નંદેલ પાંખડી?
શું લોઢે રે,
ઊને લોઢે રે,
એની નહોતી ચાંપેલ ચામડી?
એવો વીર કો વિશ્વે પાક્યો જો,
જેણે દેહ અખંડિત રાખ્યો જો?
જો આખો રે,
રહ્યો આખો રે,
ભક્તિ તો અણપૂરતી;
જેહ પીંખ્યો રે,
જેહ પીંખ્યો રે,
તે પર પ્રભુની સ્ફૂરતિ.

૫

ચિતારા રે,
ચિતારા રે!
એક શોભન સરજો સૂરતી.
સોનારા રે!
સોનારા રે!
એક મોહન ઘડજો મૂરતિ.
ઓ સર્જક! અરર છાયો જો,
તમ સર્જન પર પડછાયો જો.
તમ ચહેરે રે,
તમ ચહેરે રે,
ગ્લાનિ દેખું દૂરથી,
એ ઘેરે રે,
એ ઘેરે રે,
પ્રહ્લાદજીની પૂતળી
એ તો ચઢે સોળ કળાયો જો,
જેમ તાવે તેમ સવાયો જો.

એની શક્તિ રે,
એની શક્તિ રે,
દમે દમે તેમ દીપતી.
એની ભક્તિ રે,
એની ભક્તિ રે,
સાદે સાદે તેમ ગોખતી.

પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો

### ૧૫ જો હું દૃઢ સત્યાગ્રહ ધારું

હરિ! જો હું દૃઢ સત્યાગ્રહ ધારું,
પ્રભુ! જો હું સહતાં સત્ય ન હારું–
તો પ્રહ્લાદ સદા સંઘરજે,
જન્મો જન્મ કૃપાળુ. હરિ જો૦

ભૂલો ને લંગડતો આવું, ઠૂંઠો લોચાવાળું,
એવો એવોય વહાલો ગણજે,
ગણજે બાળક તારું. હરિ જો૦

આંખો ફોડે, નાક ઉતરડે, મસ્તક તોડે મારું;
તોય હરિ તું ખોળે લેજે,
ભૂલે છો જગ સારું. હરિ જો૦

લોહી વિરૂપ બને રાતડું, ચિતા તવાઈ કાળું,
તોયે હરિ આલિંગન દેજે,
રુદયા સરસું ધ્યારું. હરિ જો૦

સહતો સહતો દેહ પડે ને જન્મું શ્વાન બિલાડું,
આંખ જોઈ ઓળખજે હરિ તું,
એ જ અરજ ઉચ્ચારું હરિ જો૦

પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો

### ૧૬ કયે રે બળે તું બળવાન?

કયે રે બળે તું બળવાન?
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ટેક.

પહેલું બળ બાહુબળ, તુજમાં તે નહોતું બાળા!
અર્ભક તું નાનકડો નાદાન.
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ૧.

બીજું બળ કુળ-બળ, તું તો દુર્ભાગી બાળા!
દૈવે કીધો દૈત્યનો સંતાન.
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ૨.

ત્રીજું બળ રાજ-બળ, છતો રાજકુંવર બાળા!
રાજાએ રઝળાવ્યો રાનેરાન.
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ૩.

ચોથું બળ વિદ્યા-બળ, તુજમાં તે ક્યાંથી બાળા?
ગુરુએ પાયેલાં અવળાં જ્ઞાન.
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ૪.

બાળકનું છેલ્લું બળ બાપનો ખોળો બાળા,
તારે તો તે પણ અગ્નિ સમાન.
પ્રહ્લાદ બાળા! કયે રે બળે તું બળવાન? ૫.

પીધાં બાળાના તેં દર્શનો, બળનું બળ ન્યારું બાળા!
નિર્બળનો બળ શ્રી ભગવાન.
પ્રહ્લાદ બાળા! એ રે બળે તું બળવાન! ૬.

બાળક તું ભક્ત ભગવંતનો, મોટો મન્ત્ર ના બાળા!
સત્ય પર દોરે સહનરુદાન.
પ્રહ્લાદ બાળા! એ રે બળે તું બળવાન! ૭.

હિરણ્યમાં બળ અન્યોનાં, બળવંતરૂપ ન્યારું બાળા!
તેથી તું બળવાનોનો બળવાન.
પ્રહ્લાદ બાળા એ રે બળે તું બળવાન. ૮.

પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો

### ૧૭ હાથે કરી કેમ હારી તું જા?

હાથે કરી કેમ હારી તું જા?
થાતું નથી કદી એમાં શું જા? હાથે૦

મરચાંની જો ઓર્યો બાળો પ્રહ્લાદજી,
તુંથી હતી શું એની લાંબી ભુજા? હાથે૦

જુલમની ઝાળમાંય રમતાં એ બાળુડો,
રોતલ થતાં શું તને નાવે લજ્જા? હાથે૦

ધૂંધો છેદ્યો ને એને સળગાવ્યો જીવતો,
એવી કર્યાં તેં તો હજી સાંખી સજા? હાથે૦

નાજુક કાયા તે તારી જેવી કાયરા?
કંઠણ પ્રહ્લાદ હને તું તો રૂવ્યા! હાથે૦

જોયો જોયો રે તારો જાલિમ જોરાવર,
હિરણ્ય વાઘ અને એ તો અજા. હાથે૦

મૃત્યુને રોજ તાલી દેતા પ્રહ્લાદજી,
સંકટ સ્પર્શ્યું કે તત્ત્વ નહોતા તજ્યા. હાથે૦

સાચાને શકય સહુ, ખોટાને મિથ્ય બહુ,
બાજે ત્રિકાળ એની રોપી ધજા. હાથે૦

સહનવીરનાં ગીતો

### ૧૮ પણછ મારી આંસુનાં નીરમાં ભીંજાણી

પણછ મારી, આંસુનાં નીરમાં ભીંજાણી!
હરિએ મારી પિતા સંગાથે ગાંઠ પાડી. પણછ૦

પારકો હોય તો દાંત પીસીને એના—
ખડ્ગને જાઉં હું પલાણી. પણછ૦

રાતી તે આંખ ભાળી ઊઠું ખોંખારી, પાછો—
બેસું ખૂણાનાં જોઈ પાણી. પણછ૦

ત્રાડ સુણીને મને ઝાળ ચડી'તી ત્યાં તો—
કંઠમાં ત્રાડ કરમાણી. પણછ૦

તીર ઘવાયો હું તો ક્રોધમાં ધાયો, ત્યારે—
તાત પડ્યા છે મૂર્છા આણી. પણછ૦

પહાડે પછાડ્યો, મને દરિયે ડુબાડ્યો, તોય—
વૃત્તિ ન જાગી લડવાની. પણછ૦

થંભ ધખાવ્યો તેથી કોપ ન લાવો હરિ!
અંતરની તમને ક્યાં અજાણી? પણ જી૦
દર જોડું નરહરિ, નહોર લો પરહરી,
શિશુને જ શક્તિ દો સહવાની. પણ જી૦

પ્રહ્લાદ નાટક તથા સર્જનવીરનાં ગીતો

## ૧૯ ઉપવાસના શાંત વાતાવરણનું પરિણામ

(૧૯૪૩માં) પૂનાના સુધાર-ઘરમાં બાપુના ઉપવાસના સમાચાર સાંભળી મારું અંતર વલોવાયું અને મારે પણ તેમની સાથે ઉપવાસ કરવા એમ મેં સંકલ્પ કર્યો.... મારા પોતાના અંતઃકરણના સમાધાન માટે જ મારા ઉપવાસ હતા.... ઉપવાસની શરૂઆતથી જ મેં આ શાંતિનો ઉપયોગ કાવ્યદેવીની આરાધનામાં કરવાનો વિચાર રાખ્યો હતો. મારા મનમાં ઘણાં વર્ષોથી સંકલ્પ સેવાયો હતો કે ક્યારેક અંદરથી પ્રેરણા થાય તો ગીતાના ઉપદેશો ઉપર ગીતો અથવા ભજનો રચવાં.... ઉપવાસના શાંત વાતાવરણમાં આ કાવ્યઉપાસના ઉપર મારું મન ઠીક એકાગ્ર થયું. રોજ બબ્બે અને કોઈ દિવસ ત્રણ ચાર જેટલાં ગીતો ઊતરવા લાગ્યાં. ઉપવાસ છોડતાં સુધીમાં ગીતાના ૧૨ અધ્યાયો સુધીનાં ૬૦ ગીતો લખાયાં.

જુ. દવે

મારી જીવનકથા પૃ. ૧૮૯–૯૦

## ૨૦ જીવનયુદ્ધ

જીવન જીવી અર્જુન! જાણ.
માંહીથી ઝરશે ગીતાજ્ઞાન.

જીવન નિશ્ચે જ્ઞાન પ્રસવશે, રજની તે જેમ ભાણ. જીવન૦
જીવન બાપુ! પૂજન પ્રભુનું, નહિ નહિ પાપ પ્રમાણ. જીવન૦
જીવ્યામાં જો પાપ, ભલા શું, શબ થઈ સૂવું સ્મશાન? જીવન૦
જીવન-ખેલો ખેલ ખુશીથી, ભેરુ કરી ભગવાન. જીવન૦
જીવનયુદ્ધોનો થા યોદ્ધો, યજ્ઞાર્થે દે પ્રાણ. જીવન૦
નહિ તારે, પણ ડારી મારે, તટ-જોયાં તોફાન. જીવન૦
આવ આવ જીવન સાગરમાં, લે આ ગીતા-વહાણ. જીવન૦

ગીતા૦ ૪-૨૧

## ૨૧ આત્મોદ્ધાર

બંધુયે તારો તું ને વેરીયે તું જ તારો,
બંધુ ને વેરી કોઈ નહીં બહારનાં રે જી.
તારે તે વારે બંધુ, મારે તે વારે વેરી,
સૂત્રો તુજ હાથે નિજ ઉદ્ધારનાં રે જી.
મેલાં રહી મરવું એને કોણ રે બચાવે બાપુ?
શુદ્ધિનાં ભોગીને ગંગા દ્વારમાં રે જી.
સૂતા રહી ખાવું તેને ખાવાનું હું કાં આપું?
હાથ પગ આપ્યા મેં તો હાડમાં રે જી.
આંખ આપી તોયે અંધા, કાન આપ્યા તોયે બહેરા,
લક્ષ આપો તો તો દ્વારો જ્ઞાનનાં રે જી.
મનની વીજળીને ચોગા ઘોળી કાં ઢીલી પાડો?
તણખાં ઝરવા દો એક ધ્યાનના રે જી.
નાનાં ને મોટાં નહિ ને, જાડાં ને દૂબળાં નહિ,
આત્માના બળ છે માનવ માત્રમાં રે જી.
ઋષિઓ પેગંબર મોટા માંહ્યલાં જ બળથી પાક્યા,
સંદેશા મેં નહોતા દીધાં કાનમાં રે જી.
સત્યનું શૂર રાજા હરિશ્ચંદ્રે દાખિયું તો
પ્રગટ્યું'તું બાળકડા પ્રહ્લાદમાં યે જી.
તપનું બળ સાધી શિવજી પૃથ્વી ડોલાવી'તી તો
ઓછાં તપ નહોતાં ધ્રુવકુમારનાં યે જી.
જ્ઞાનનો સાગર મુનિવર વ્યાસે ડોળેલો તેવો
શુકદેવે જનમ ધરતાં વારમાં રે જી.
સદેહે વિદેહી થયા જનક મહારાજ મોટા,
ઊણો ને ગુણ નહિ પેલા વ્યાધમાં યે જી.
શૂરા થાશે ને સૂરજ જેવા જ દીપશે ને,
કાયર ખદબદશે કાદવ જીવડાં રે જી.
સળગો વા ટાઢાં રહો, મેં તો ભરપૂર પૂર્યાં,
આત્માના તેલે સર્વે દીવડા રે જી.
શૂરા અર્જુન રે, બહુ બહુ રણના રણધીર બંકા,
ઊતર ઊતર જીવનસંગ્રામમાં રે જી.
વા આવો, વાદળ ફાટો, અંધારાં ઘોર છાઓ,
ભય શો? ગીતાનો દીપક હાથમાં રે જી.

ગીતા૦ ૬,-૫, ૬-૬.

## ૨૨ આત્માથી પણ અદકાં

સૌએ મારે સરખાં રે, નહિ વહાલાં નહિ દવલાં રે,
માને જેવાં છોરાં આપણાં.
તોયે કંઈ કંઈ અદકાં રે, દીન ને મારાં દૂબળાં રે,
માને જેવાં છોરાં નાનડાં.
અને આત્માથી પણ અદકાં રે, મને ભક્તો મારાં વહાલાં રે,
માને જેવાં છોરાં કામણાં.
અરે એનામાં હું તાણો રે, અને મારામાં એ વાણો રે,
છેક રહ્યાં નહિ જુદાપણાં.
રે ના જોઉં કાણો કૂબડો રે, હું ના જોઉં ગ્રી કે રાદરો રે,
ભક્તો મારે સકળગુણા.
ભલે હોય કાલનો પાપી રે, હું મસ્તક પર દઉં થાપી રે,
બાળે પાપો ભક્તિતાપણાં.
મારી ગીતા તે કોણ ઝીલે રે? મારો કર્મયોગ કોણ ચાલે રે?
ભક્તો! તમથી મારી યોજના.

ગીતા૦ ૭-૧૬ થી ૭-૧૮ ને ૯-૨૯ થી ૯-૩૦

## ૨૩ યોગભ્રષ્ટ

રે થાકી હેઠે પડિયું ... એક પંખેરું,
રે ગગનમાર્ગથી ખરિયું ... રે પંખેરું,
સૌ ટોળા સંગ ચડ્યું'તું ... રે પંખેરું,
આનંદે ઊડવે જતું'તું ... રે પંખેરું,
લડ્ડુ લાંબી લીધેલ વાટ ... રે પંખેરું,
સાગર વન ગિરિના ઘાટ ... રે પંખેરું,

એક ખરિયું તેમાં થાકી … રે પંખેરું,
જેની પાંખો હતીઓ કાચી … રે પંખેરું.
પથ બાંધ્યાં શું કરે અન્ય … રે પંખેરું,
આ ત્રફડે નિર્જન વન … રે પંખેરું.
પગ ઊંચા લબડી પંખ … રે પંખેરું,
શિર ઢરડયું પહોળી ચંચ … રે પંખેરું.

*

ઘન ગગને ધસમસ ધાતાં … રે વાદળાં,
ત્યાં અણધાર્યા વા વાતા … રે વાદળાં.
એક વાદળી પડી અટૂલી … રે વાદળી,
એ એ ચાલી ફળફૂટી … રે વાદળી.
વીલુડી પામી નાશ … રે વાદળી.
નહિ ફરી આવનની આશ … રે વાદળી.
આ એવું એક વીલું … રે પંખેરું,
જીવ ગયો તોય હજી લીલું … રે પંખેરું.

*

શું જીવન અમ ઓલાશે … રે કેશવજી !
કોઈ ક્રૂર કાળ-ઉચ્છ્વાસે … રે કેશવજી ?
મુજ પડયા ખડયાની આરત … રે કેશવજી !
શું થશે ન કદી કૃતારથ … રે કેશવજી ?
મુજ અલ્પ જીવનનાં મંથન … રે કેશવજી !
શું રણવગડાનાં ક્રંદન … રે કેશવજી ?
આની અંત સમાની પાંખ … રે કેશવજી !
કેવી છેલ્લા યત્નની સાખ … રે કેશવજી !
એની જો આ ફાટેલ આંખ … રે કેશવજી !
કેવી હજુ ધ્યેય પર તાક … રે કેશવજી !
અમ અંત કાળનાં વલખાં … રે કેશવજી !
શું તે પણ તૃણશાં હલકાં … રે કેશવજી ?
અમ અલ્પજનોની રાડ … રે કેશવજી !
નહિ સુણશો હૈયાફાડ … રે કેશવજી ?

*

ત્યારે કૃષ્ણે વાઈ મધુરી … રે બંસુરી,
માંહિ પ્રેમસૂરને પૂરી … રે બંસુરી.

*

કોઈ કરે અલ્પ કલ્યાણ … રે પ્રાણસખા–
એની ના હોય ના હોય હાણ… રે પ્રાણસખા !
કલ્યાણ કરોના છેલ્લા … રે પ્રાણસખા–
યત્નો હું મૂલવું પહેલાં … રે પ્રાણસખા !
એનાં ખરતાં રોમે રોમ … રે પ્રાણસખા–
કરી ગયા જીવનનો હોમ … રે પ્રાણસખા !
નથી સૃષ્ટિ પાણી પથરા … રે પ્રાણસખા–
સૃષ્ટિ તો સત્કૃત નકરાં … રે પ્રાણસખા !
આવી અંતિમ શ્રદ્ધા ધૂન … રે પ્રાણસખા–
મારી સૃષ્ટિનું એ લૂણ … રે પ્રાણસખા !
એક પંખણીનો ત્રફડાટ … રે પ્રાણસખા–
એક વાદળીનો વિલયાટ … રે પ્રાણસખા–
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
તે પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
એક શિશુની ડગમગ પગલી … રે પ્રાણસખા !
એક કવિ-ઉક્તિ અણખીલી… રે પ્રાણસખા !
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
એ પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
એક જાત્રી અધવચ ટૂટયો … રે પ્રાણસખા !
એક બેડો મધજળ ખૂટયો … રે પ્રાણસખા !
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
એ પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
એક ખેડુ આશા ભંગ … રે પ્રાણસખા !
એક શૂર વર્યો રણભંગ … રે પ્રાણસખા !
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
એ પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
એક યોગી યોગ-પડછાયો … રે પ્રાણસખા !
એક તપિયો તપસા-દાઝયો… રે પ્રાણસખા !
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
એ પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
એક ભક્તિ નયનિયું ઝીણું … રે પ્રાણસખા !
ગીતા-વર્ષણથી ભીનું … રે પ્રાણસખા !
હું વીણી વીણી સંભાળું … રે પ્રાણસખા !
એ પુણ્યે સૃષ્ટિ પાળું … રે પ્રાણસખા !
કોઈ કરે અલ્પ કલ્યાણ … રે પ્રાણસખા !
એની કેમ થવા દઉં હાણ … રે પ્રાણસખા !

*

એમ કૃષ્ણે વાઈ મધુરી … રે બંસુરી,
ગીતાના સૂરે પૂરી … રે બંસુરી.

ગીતા૦ ૬–૩૭, ૩૮ને ૪૦

## ૨૪ પૂરાનો ધર્મ

પૂરો હોય તો જ્ઞાની !
પૂર અધૂરાંમાં પ્રાણ રે.
ઊંચો હોય તો માની !
નીચાંને આપને માન રે. પૂરો૦

પૂરા ઘડા ! તને પૂરણતાનું, વાધ્યું બહુ અભિમાન રે;
કૂદી અધૂરાને માથે ચડયોતો. હેઠો પડયો, થઈ હાણ રે ! પૂરો૦
અજ્ઞોને અસ્પૃશ્ય ગણી તું, કેમ ચડયો આસમાન રે ?
ભોંય આવી સૌ ખેડૂત ભેગો, ખેડ તું યે મેદાન રે. પૂરો૦
માનનો દૂબળો મોટો શાનો, હોય ભલે રાજન રે ?
દાનનો દૂબળો દાનો શાનો, હોય ભલે ધનવાન રે ? પૂરો૦
જ્ઞાનનો દૂબળો જ્ઞાની શાનો, હોય ભલે વિદ્વાન રે ?
કર્મનો દૂબળો યોગી શાનો, બેસી ધરે ભલે ધ્યાન રે ? પૂરો૦
સેવાનો દૂબળો સંત જ શાનો, વસે ભલે જઈ રાન રે ?
પ્રેમનો દૂબળો ભક્ત જ શાનો, રટે ભલે ભગવાન રે ? પૂરો૦
'અલ્પ અને આ તો સ્વારથ-અંધા, કેમ ચડે એને જ્ઞાન રે ?'
એમ કહે જો તું નાસ્તિક થઈને, શા ખપનું તારું જ્ઞાન રે ? પૂરો૦
'ગામઠી ગૌરવહીણ બધા આ, સુધરે કેમ હેવાન રે ?'
ગુણી ! જો તું ય ગળિયો થશે તો, તું શાનો ગુણવાન રે ? પૂરો૦

આંદાને મારે રોગ ન ટે નહિ, સેવાથી થાય સુહાણું રે;
ભોળાંને ભાંડયે ભાન ચડે નહિ, પ્રેમથી પીગળે પહાણું રે. પૂરો૦
સ્વભાવનો બળવંતો બાપુ? વેગ તો સિંધુ સમાન રે;
જ્ઞાની ગોથાં ખાય તો ભોળાં, કેમ ટકે નાદાન રે? પૂરો૦
તારો પોતાનો તું અનુભવ જ્ઞાની? નમ્ર થઈ ચિત્ત આણું રે;
પ્રેમ-ઉત્તેજન પામત નહિ તો, ક્યાં હોત તારું સ્થાન રે? પૂરો૦
મેલાં ઘેલાંની સૂગ મેલી, પ્રેમથી ઘાલને સ્નાન રે;
બાળાં ને ભોળાંથી લાજ મા, એની કેળવ સૂઝ ને સાન રે. પૂરો૦
કુદરતનાં બાળુડાં પર થા, કોમળ કમળ સમાન રે;
પૂરા રે! અધૂરાંને પા મધુરાં, ગીતાનાં પયપાન રે. પૂરો૦

ગીતા૦ ૩-૨૭ ને ૩-૩૩

## ૨૫ ચોર

રે ચોર ખરેખર તો ઠરીએ,
જો યજ્ઞ કર્યા વિણ સંઘરીએ. રે ચોર૦
રે લઈએ લઈએ ને લઈએ, કોડી વળતર નવ દઈએ,
રે લૂણ હરામી તો ઠરીએ. રે ચોર૦
રે આપે રળીએ આપે જમીએ, રે ભૂખ્યાંને નવ નોતરીએ,
રે પેટભરા તો તો ઠરીએ. રે ચોર૦
રે કસી કરી રસ ભૂના લણીએ, રે ખાતર વળતાં નવ પૂરીએ,
રે ધરતી-ઘાતક તો ઠરીએ. રે ચોર૦
રે ગટ ગટ પય ગૌનાં પીએ, રે તરપત ગૌને નવ કરીએ,
રે ગૌના ઘાતક તો ઠરીએ. રે ચોર૦
રે પરસેવો જનનો લઈએ, રે ફળ જો સરખું નવ દઈએ,
રે માનવ-ઘાતક તો ઠરીએ. રે ચોર૦
રે ગણી ગણીને હઠ ભોગવીએ, રે ફરજનું પાલન નવ કરીએ,
રે રાષ્ટ્રવિઘાતક તો ઠરીએ. રે ચોર૦
રે વાપરીએ ને નવ ભરીએ, રે ફેંદીને નવ ગોઠવીએ,
રે વનના વનચર તો ઠરીએ. રે ચોર૦
રે એઠું કરિ નવ ઊજળીએ, રે ગોજું કરિ નવ સુઘરીએ,
રે કીટ નરકના તો ઠરીએ. રે ચોર૦
રે જીવનના રસ ભોગવીએ, રે યજ્ઞાર્થે શીષ નવ દઈએ;
રે જીવત મુડદાં તો ઠરીએ. રે ચોર૦
રે ગીતા ગીતાજીનાં સુણીએ, રે સુણીને રગ રગ નવ ઝીલીએ,
રે ચોર કૃષ્ણજીના ઠરીએ. રે ચોર૦

ગીતા૦ ૩-૧૨, ૧૩

## ૨૬ શિર સાટે સ્વધર્મ

આજ લગી પ્રેમે હે અર્જુન! તને સ્વધર્મે ધાર્યો છે;
સ્વધર્મ શિર સાટે પાળ્યાનો, આજ હવે તુજ વારો છે. આજ૦
અર્થ મળ્યા ને કામ ફળ્યા તો, ધર્મ તેટલો ધાર્યો છે;
કઠણુ પડ્યો કે ભાગ્યો કાયર, વેપારી વણઝારો તે. આજ૦
ગાય બાંધી કોઈ મૂઢ ગૃહસ્થે, નિત્ય દૂધ દોહ્યાં હોંશે;
વસૂકી કે ઝટ હાંકી મૂકી, એ ખળ બરકત શું જોશે? આજ૦
માત પિતાની સેવા પામી, પુત્ર થયો પાંખાળો છે;
સેવ્યાટાણે તજ્યાં માવતર, પુત્ર નહીં પણ પહાણો તે. આજ૦
ભાવ ભરોસો બતાવવાનો, અવસર જ્યારે પાક્યો છે;
નિર્ભય થઈને રહે સ્વધર્મે, એ પથ ગીતાનો ભાખ્યો છે. આજ૦

ગીતા૦ ૩-૩૫

## ૨૭ સત્યાચાર અને મિથ્યાચાર

કુંડમાં બળે જેટલા અગ્ન,
પાંડવ! નથી તેટલા યજ્ઞ.
કોઈ બળે કામના માટે,
કોઈ બળે નામના માટે,
જો મુજ પ્રીત્યર્થે બળે આપ,
તો સાચે સાચો યજ્ઞ. કુંડમાં૦
જેટલાં બીડેલાં લોચન,
તેટલાં નથી ધ્યાનનિમગ્ન.
કોઈ બીકણ શાહમરગલાં,
કોઈ કપટી હોશે બગલાં;
જો મુજમાં મન સંલગ્ન,
તો જ તે સાચો ધ્યાનનિમગ્ન. જેટલાં૦
સૈનિકો જે જે શરસંચિછન્ન,
તેટલા નહિ શૌર્યસંપન્ન.
કોઈ લૂંટલોભમા ધાયા,
કોઈ પળતા પીઠ ઘવાયા,
તે શૂરા સૈનિક ધન્ય,
મદર્થે અર્પ્યાં શીષ પ્રસન્ન. સૈનિકો૦
ગાયન વાદન નાટારંગ—
બધા કંઈ નથી ભક્તના ઢંગ.
કોઈ રસિયા રાજગવૈયા,
કોઈ વરઘોડે બજવૈયા;
મુજ ગીતા ગાતા અંગ અંગ તો,
ખરા ભક્તના ઢંગ. ગાયન૦

ગીતા૦ ૩-૬, ૭

## ૨૮ સમતા યોગ

સમતા શીખવું સોનેરી,
યોગીવરની સમતા શીખવું સોનેરી.
ઘરની શીતળ શાંતિ વર્ષે, વા ગાજે રણભેરી;
જ્યાં હો ત્યાંનો સ્વધર્મ સેવો, કર્મ-કૂંચી એ વડેરી યોગી૦
કૈંક સ્વધર્મો મીઠા માનદ, કૈંક કટુ કષ્ટેરી;
સમ મીઠા સમ કડવા ગણવા, સમતાની બલિહારી. યોગી૦
સ્વજનો દેખી મોહ ધરીશ મા, પર માની લે ન વેરી;
યોગીને એક ધર્મ, સહોદર, અધર્મ એ એક વેરી. યોગી૦
જય ભાળી યુદ્ધ નવ ચડવું, ડરવું નહિ હાર હેરી;
ધર્માર્થ તનુ ધરે યોગીવર, ધર્માર્થ દે ખંખેરી. યોગી૦
શક્તિ સંપત્તિ વય બુદ્ધિ, થોડી હો કે ઘણેરી;
આસક્તિ તજનારા સારુ, સમતા તો રાજશેરી. યોગી૦
મૃત્યુ માણે, જીવિત માણે, ગીતાનો રસ રેડી;
સમબુદ્ધિ એ યોગીને નહિ, જન્મ મરણની ફેરી. યોગી૦

ગીતા૦ ૨-૩૮ ને ૨-૪૮

### ૨૯ મણિગણ

મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર;
અણતૂટ રહો સદા રે, અમારું અંતર-બાંધણ સૂતર.
ચેતન-જડ તુજ સૂત્રે બાંધ્યાં,
તેજ-તિમિર તુજ સૂત્રે સાંધ્યાં
વિરાટ-અણુ તુજ સૂત્રે ગાંઠ્યાં,
અંધા અમે કબૂતર—
મણકા છૂટી પડ્યા રે, છોડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર ૧

સૂર્ય, ચંદ્ર ને ઝગતા તારા,
ધ્રુવ મેરુથી ગ્રંથિત માળા,
અંતરીક્ષ શી કરે સુતાલા!
આડા અમે કબૂતર—
મણકા ખરી પડ્યા રે, તોડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૨

દિન રજની ને રંગીન સંધ્યા,
પાવન વર્ષા, પુલક વસંતા,
સૂત્રે સોહત સુભગ સુનંદા!
ગંદા અમે કબૂતર—
મણકા જુદા પડ્યા રે, ખોઈ બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર ૩

હાલક ડોલક સપ્ત સમુદર,
સરતી સરિતા, શાંત સરોવર,
સૂત્ર-ગ્રથિત વનજટિલ ભૂધર!
ફૈગટ અમે કબૂતર—
મણકા ફૂટી પડ્યા રે, ફેડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધા રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૪

જલચર ને સ્થળચર ને ખેચર,
કીટ ભ્રમર, મૃગરાજ ભયંકર,
સૌનાં જીવન સૂત્ર-અનુસર!
માનવ અમે કબૂતર—
મણકા મહા ભૂંડા રે, ભૂલી બેઠાં તારું સૂતર,
મણિગણ અમે બધાં રે, સૌમાં સાધણ તું એક સૂતર. ૫

પ્રાણી પદારથ ખાવા ધાય,
માંહોમાંહે લડી ધરાયા,
હું હું કરી તવ સૂત્રો કાપ્યાં!
પાપી અમે કબૂતર—
મણકા ઊડી પડ્યા રે, હારી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૬

ગીતાપુટ ગીતાપુટ ઉપર,
પાઈ પાઈ દૃઢ કરેલ સૂતર,
મણકા રચી રચી પરોવ ભીતર,
વીણી વીણી બધા કબૂતર—
મણકા મળી જજો રે, હરિ! તુજ હાર થજો એક સુંદર!
મણિગણ અમે બધા રે, સૌમાં સાંધણ તુ એક સૂતર. ૭

ગીતા૦ ૭-૭, ૭-૧૪, ૭-૧૫

### ૩૦ અમૃત

આ અમૃત ભરિયાં સરોવરો રે,
એના ઝીલનાર વીરલા કોઈક રે
—શૂરવીર સુરવરો રે,
આ હિંમત હોય તે પરવારો રે,
પડો પ્રીતે ઓ શૂરવીર કોઈક રે,
—આતુર તરો તરો રે. આ૦

કોઈ કહે અમૃત મીઠડાં, મીઠા મધની પેર,
અનુભવિયાં અવળું કહે,
એ તો કડવાં કડવાં ઝેર.
આ તરી જાણ્યા જે ભવસાગરો રે,
તરી જાણ્યા જો કામક્રોધ મોહ રે,
—અમીરસ તો તો તરો રે. આ૦

કોઈ કહે અમૃત શીતળાં, ગગને જેવો ચંદ;
અનુભવિયાં અવળું કહે,
એ તો તીખી આગ પ્રચંડ,
આ તપે તપેલ જેણે દેહ ખરો રે,
જેણે સહેલ સંકટોના થોક રે,
—તેજ કર તેમાં ધરો રે. આ૦

કોઈ કહે અમૃત નીરશાં, પીધાની એક વસ્ત;
અનુભવિયાં અવળું કહે,
એ તો મહેરામણ છે મસ્ત.
આ કડવા તે ઘૂંટડા પી શકો રે,
પીને મીઠાં હસી શકો હાસ રે,
—પીને પ્રાણ તો તો ભરો રે, આ૦

ગીતા૦ ૧૮-૩૬, ૩૭

### ૩૧ અનુભવ

(૧)

અનુભવ જીવનનું નવનીત,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.
જે મથશે તેને મળશે,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.
શ્રદ્ધા બુદ્ધિ જોતર બાંધી, પ્રેમે મંથન કરશે;
કૃપાળથી ટીપાં ઉતરશે, ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

(૨)

અનુભવ જીવનનું નવનીત,
જોયાથી નહિ જડશે, નહિ જડશે.
જે જીવશે તેને જડશે,
જોયાથી નહિ જડશે, નહિ જડશે,
પડતો ને આખડતો પાછો, ખંતે ઊભો થાશે;
નાનાનો એમ મોટો થાશે, તેને અનુભવ મળશે. અનુભવ૦

(૩)

અનુભવ જીવનનું નવનીત,
અવરથી નહિ મળશે, નહિ મળશે.

એ આપબળેથી મળશે.
અવરથી નહિ મળશે, નહિ મળશે.
પર-અનુભવના પાઠ ભણીને, કોઈ જ શાણા બનશે;
જાત ઉપર ભાઈ જ્યારે વીતશે, ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

(૪)

અનુભવ જીવનનું નવનીત,
શીખ સુણી નહિ મળશે, નહિ મળશે.
એ અંતરમાંથી મળશે,
શીખ સુણી નહિ મળશે, નહિ મળશે.
શીખ સુણી કદી પેટ ભરે તોય, ભોજનસુખ કુણ તજશે?
જીવ્યાનું જ્યારે લ્હાણું લેશે ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

(૫)

અનુભવ જીવનનું નવનીત,
મફતમાં નહિ મળશે, નહિ મળશે,
મૂલ ભરશે તેને મળશે,
મફતમાં નહિ મળશે, નહિ મળશે.
માથાથી પણ મોંઘો અનુભવ, વણમૂલે કેમ મળશે?
કરમાં લઈ શિર કમળ સમર્પે, તેને અનુભવ મળશે. અનુભવ૦

ગીતા૦ ૨-૩૨

## ૩૨ મોટો તે ખોટો

માન મા મન થઈ મોટો,
હો માનવી! માન મા મન થઈ મોટો. (ધ્રુવ૦)
નાનો હતો ત્યારે મોટા થવાની
હોંશે થતો નિત મોટો;
મોટા મોટા કરી તને લોકે ચડાવ્યો,
અલ્યા! તેં દીનો તું થયો ખોટો. હો૦
નાનો હતો ત્યારે નાની હાથૂડીએ,
વિશ્વાસે વસ્તુ સ્હાતો;
મોટો તું મનથી બન્યો તે દીનો,
વહેમ થકી મારતો લાતો. હો૦
નાનો હતો ત્યારે માનીતો થઈને,
સૌમાં તું સહેજમાં સમાતો;
મોટા બનીને હવે દરિયો ને દુનિયા,
માથે ઉપાડવાને ધાતો. હો૦
નાનો હતો તો કેવો નાનાં માબાપને,
પ્રેમે પ્રભુ ગણી જોતો;
મોટાઈમાં આજ અલ્યા! ત્રણે ભુવનનો
સ્વામી તે તારે મન છોટો. હો૦

ગીતા૦ ૧૨-૧૦

## ૩૩ ભૂલું નહીં શયને કે સપને

ના દો તો પ્રભુ! ભલે ન દેશો
દર્શન તમ્મારા,
આ ને આ જન્મે મારા;
મિલન હજુ નથી થયું તમારું
એના ભણકારા—
રહેજો અંતરમાં મારા!
ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
મિલન હજુ નથી થયું તમારું
એના ભણકારા!
આ સંસારી ગુજરીમાં મુજ
ઝાઝા કે થોડા—
ગુજરજો જીવનના દહાડા;
ધનના ઢગલા વડે ભરાજો
હાથ ભલે મારા!
લાધજો સુખ અપરંપારા;
ખરી કમાણી કશી ન થઈ હજુ
એના ભણકારા—
રહેજો અન્તરમાં મારા!
ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
ખરી કમાણી કશી ન થઈ હજુ
એના ભણકારા!
વાટ વચ્ચે ભરાય અંગો
આળસથી મારાં,
વધે નહીં આગળ પગ મારા;
ભોંય પર હું ભલે પડી રહું,
ગાત્રો આ મારાં—
પસારીને હિંમત-હાર્યાં;
આખી વાટ હજુ રહી બાકી
એના ભણકારા
રહેજો અન્તરમાં મારા!
ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
આખી વાટ હજુ રહી બાકી
એના ભણકારા!
મંગળ વાદ્યો મચી રહે ને
આનંદ ફુવારા—
ભરી દે મંદિરિયાં મારાં;
ઓચ્છવ રંગે ભલે જ રમીએ
ઘરનાં જણ સારા—
સજીને શણગારો સારા;
તમે હજુ ઘેર નથી પધાર્યા
એના ભણકારા—
રહેજો અંતરમાં મારા!

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
તમે હજુ ઘેર નથી પધાર્યા
એના ભાગ્યદ્વારા!

ગુરુદેવનાં ગીતો

## ૩૪ આવો રે!

તમે પ્રાણમાં નવ નવ રૂપ ધરીને આવો રે,
મારા પ્રાણમાં નવ નવ રૂપ ધરીને આવો રે!
આવો ગંધ રૂપે, આવો રંગ રૂપે,
મનમોહન ગાયન રૂપ ધરીને આવો રે! તમે૦

આવો અંગમાં પુલકિત સ્પર્શ રૂપે,
આવો ચિત્તમાં અમીરસ હર્ષ રૂપે,
મારાં નેનમાં નૂર અનૂપ થઈને આવો રે! તમે૦

આવો નિર્મળ ઉજ્જ્વળ કાન્ત તમે,
આવો સુંદર સ્નિગ્ધ પ્રશાન્ત તમે,
નાના નામ ને નાના રૂપ લઈને આવો રે! તમે૦

સુખ દુઃખ વિષે, આવો મર્મ વિષે,
મારાં નિત્ય નવાં નવાં કર્મ વિષે,
કર્મો પૂરણ થાતાં સ્વરૂપ થઈને આવો રે! તમે૦

ગુરુદેવનાં ગીતો

## ૩૫ ચરણ આપનાં ક્યાં વિરાજે?

ચરણ આપનાં ક્યાં વિરાજે, ચરણ આપનાં ક્યાં
ચરણ આપનાં ત્યાં વિરાજે, ચરણ આપનાં ત્યાં—
સૌથી દલિત,
સૌથી પતિત, રંકનાં ઝૂંપડાં જ્યાં!
પાછામાં પાછાં,
નીચાંમાં નીચાં, દૂબળાં બાપડાં જ્યાં—
ચરણ આપનાં ત્યાં વિરાજે, ચરણ આપનાં ત્યાં!

પ્રણામ નામું આપને, મારા પ્રણામ જાય છે ક્યાં?
જે ઠામ પ્રણામ નામું તે ઠામ આપના પાય છે ના!
અપમાનોની ઊંડી ખાડે રિબાય રાંકડાં જ્યાં—
પ્રાણનાં ઝીલનારાં રાજે ચરણ આપનાં ત્યાં!

હું હું કરતો લટક્યો, મારો હું ન પહોંચ્યો ત્યાં—
તાજ વિનાના, સાજ વિનાના આપ રમો છો જ્યાં!
પાછાંમાં પાછાં, નીચાંમાં નીચાં, દૂબળાં બાપડાં જ્યાં—
ચરણ આપનાં ત્યાં વિરાજે, ચરણ આપનાં ત્યાં!

ધનનાં ધામો, રાજનાં માનો, મહેલ બગીચા જ્યાં,
મૂરખ મેં તો બાંધેલ આપના લાભની આશા ત્યાં!
ભેરુહીનના ઘરમાં રહ્યા ભેરુ થઈને જ્યાં,
હૈયું મારું ક્યાં નમે છે નાનું થઈને ત્યાં?
પાછામાં પાછા, નીચાંમાં નીચાં, દૂબળાં બાપડાં જ્યાં—
ચરણ આપનાં ત્યાં વિરાજે, ચરણ આપનાં ત્યાં!

ગુરુદેવનાં ગીતો

## ૩૬ ભજન તારાં, પૂજન તારાં

ભજન તારાં, પૂજન તારાં, સાધન આરાધન,
રહેવા દે રહેવા દે, તારાં કાલાં રહેવા દે!
મંદિર પેસી, બારણાં વાસી, બાંધી પદ્માસન,
શું કરે રે શું કરે તું, જરા જોવા દે!
લપાઈ તારા મનના કાળા ખૂણે,
છાનો છાનો પૂજે છે અલ્યા કોને?
મંદિર સૂનાં દેવતા વિના, ખોલી જો લોચન!
દેવનાં સત તો ક્યારનાં મહીંથી થયાં પલાયન!
ઢાકડાં ભાંગી, ખોદીને તોડી, ખેડૂ કરે છે ખેડ;
પહોંચ્યા છે પહોંચ્યા છે પોતે દેવ ત્યાં પહોંચ્યા છે
તોડી ખડક સીધી સડક—બાંધે પેલા ઢેડ,
બારે માસના વાસ કરી ત્યાં દેવ બિરાજ્યા છે!
તડકે મેહુલે સૌની સાથે મંડે! ધૂળ લાગી છે
એમને આખે પંડે!

એમના વાઘા, ધૂળના ડાઘા—શોભે કેવા જો!
તુંયે તારાં વાઘા ડાઘાવાળા થાવા દે!
તુંયે તારાં અંગો અડે ઢીલાં થાવા દે!
મુક્તિ મુક્તિ—બંધન મુક્તિ શાનો ઝંખે છે?
ક્યાં છે ક્યાં છે મુક્તિ જેવી વસ્તુ ક્યાહાં છે?
સૃષ્ટિ કેરાં બંધન પહેર્યાં પોતે પ્રભુજી!
બધામાં બંધાયા પૂરા પોતે પ્રભુજી!
ક્યાં છે ક્યાં છે મુક્તિ જેવી વસ્તુ ક્યાહાં છે?
મુક્તિ મુક્તિ—બંધનમુક્તિ શાનો ઝંખે છે?
ફૂલની છાબડી ફેંક રે તારી મેલી દે ને ધ્યાન!
સૌની સાથે પહોંચી જા ને ધૂળમાં કર રે સ્નાન!
કર્મયોગે સર્વે લોકો લાગ્યા પેલા જ્યાં,
તુંયે તારો ભાગ પોતાનો મેળવ પહોંચી ત્યાં!
એ બધાંનાં કર્મમાંથી ઝરે કેવો ધર્મ?
તુંયે તારાં કર્મમાંથી ઝરવા દેને ધર્મ!

ગુરુદેવનાં ગીતો

## ૩૭ તું તો જાગી નહીં!

પોતે પધાર્યા'તા, બિરાજ્યા'તા, તારી જોડાજોડ!
છેક તારી જોડાજોડ! તારી જોડાજોડ—
તારા ભાગ્યની શી ખોડ?
તું તો જાગી ગઈ નહીં!
ભૂંડી! તું તો ઊંઘી રહી!
તું તો જાગી નહીં ભૂંડી! તારી નીંદર કેવી ઊંડી?
તારા ભાગ્યમાં જ નહીં!
તું તો જાગી ગઈ નહીં!
ભૂંડી! તું તો ઊંઘી રહી!
રાત્રિના એકાન્તે આવ્યા, વીણા સુંદર સંગે લાવ્યા,
એવા ઘેરા રાગો ગાયા—
સુણ્યા નહોતા ક્યંઈ;
જેવા સુણ્યા નહોતા ક્યંઈ!
નહોતા નહોતા સુણ્યા જેવા, ઘેરા રાગો ગાયા તેવા—

તારા સપનાની મહી!
તોયે તું તો જાગી નહીં!
ભૂંડી! તું તો ઊંઘી રહી!
જાગીને જોઉં તો દખણાદાં હવા પૂર—
મઘમઘતાં શાં મધુર!
એની ગંધે ચકચૂર—એની ગંધે ચકચૂર,
ઘર અંધારાંનાં પૂર, મને કીધી ગાંડીતૂર!
હું તો ભાન ભૂલી ગઈ!
હું તો ભૂંડી ઊંઘી રહી!
અભાગિણી જાગી નહીં!
રજની રજની મારી ઊડી ચાલી એળે સારી,
જોડા જોડે બેઠા મારી—તોયે છેટી રહી!
પાસે છતાં છેટા વહાલા!
એનાં ફૂલડાંની માળા—
અંગે અંગે લાગી ગઈ!
હું તો તોયે ઊંઘી રહી!
હું તો તોયે ભેટી નહીં!
અભાગિણી જાગી નહીં!

ગુરુદેવનાં ગીતો

## ૩૮ મરણનો સત્કાર

મરણ જે દિન દિનને છેડે
આવશે તારે દ્વાર, આવશે તારે દ્વાર;
તે દિન શું ધન દઈને એનો
કરશે તું સત્કાર, કરશે તું સત્કાર?
ભર્યો ભાદર્યો પ્રાણ આ મારો,
સન્મુખે ધરી દઈશ હું સારો;
ખાલી હાથે હું તો એને
નહિ રે દઉં જાકાર! નહિ રે દઉં જાકાર!
મરણ જે દિન દિનને છેડે
આવશે મારે દ્વાર, આવશે મારે દ્વાર!
કેટલી શરત વસંત રાતો,
કેટલી સંધ્યા ને પ્રભાતો,
જેટલા રસ આ જીવનઘટ મોઝાર;
કેટલાં ફળ ને કેટલાં ફૂલ,
ઊભરાયાં મારાં હૃદય સંકુલ,
દુઃખ ને સુખના છાયા ને ચમકાર—
જે કંઈ મારું સંચિત ધન,
આટલા દિનનું જે આયોજન,
ચરમ દિને દઈશ એને ઉપહાર! દઈશ એને ઉપહાર!
મરણ જે દિન દિનને છેડે
આવશે મારે દ્વાર! આવશે મારે દ્વાર!

ગુરુદેવનાં ગીતો
૯-૫-૨૫

## ૩૯ નહીં રે ભાઈ નૈં

નહીં રે ભાઈ નૈં
મને ભો રહ્યો નહીં કૈં
મારાં બળ્યાં બંધન, ફળ્યાં પૂજન,
થયાં વિઘન ખૈ!
નહી રે ભાઈ નૈં!
પેલું આકાશ કહે છે 'આવ!'
હવે કોણ કહે 'મત જાવ';
હું તો બારણાં તોડી, નીસરું દોડી,
સકળ રૂપી થૈ!
નહીં રે ભાઈ નૈં!
પેલા બેસી છાના માના,
ગૂંથે પાશ મહામાયાના;
કંઈ કંઈ ગણે, ઘરને ખૂણે
(મને) લોભાવે સાદ દૈ!
નહીં રે ભાઈ નૈં!
મેં તો શસ્ત્ર કીધાં સજ્જ,
પહેર્યું બખ્તર બખડજ્જ,
મારો દોડશે ઘોડો—
વાનો જોડો!
જીતશે જગત જૈ!
નહીં રે ભાઈ નૈં!

અચલાયતન

## ૪૦ અમે હાથે તે કામ બધાં કીજીએ રે!

અમે હાથે તે કામ બધાં કીજીએ રે!
નહીં બાધા કે બંધનોથી બીજીએ રે! અમે...
અમે જોઈએ, તપાસીએ ને બૂઝીએ રે;
અમે ભાંગીએ, તોડીએ ને પાછાં જોડીએ રે! અમે...
અમે સર્વ દેશોમાં ઘૂમી આવીએ રે;
જેવા ફાવે તેવા સાજ અંગ ધરીએ રે! અમે...
કોને પરવા છે પહોંચીએ કે થાકીએ રે!
કોને પરવા છે ફાવીએ કે હારીએ રે! અમે...
અમે લીધાં કામ એમ કેમ છોડીએ રે!
કદી છોડીએ તો મોત માગી લીજીએ રે! અમે...
અમે બાવડાંના બળે નિપજાવીએ રે,
પ્રાણ ખરચીને ગમતાં ઘર બંધાવીએ રે;
એવાં હાથનાં ચણેલ ઘર વસાવીએ રે!
અમે હાથે તે કામ બધાં કીજીએ રે!

અચલાયતન

## ૪૧ ઘરમાં ભમરો આવ્યો રે

ઘરમાં ભમરો આવ્યો રે—
ગુણ ગુણ ગુણ ગુણ કરતો!
કોની ખબરો લાવ્યો રે—
ઘર ઘર વન વન ફરતો!

વાદળગાંથી વણાણ્યાં વાઘાં,
ખીલ્યાં વનનાં ફૂલ;
વધામણાં ભમરાજી લાવ્યા,

એ તો ફૂલડાં ઉપર ફૂલ રે!
ફૂલ ફૂલ ગણુ ગણુ કરતો!

એ ફૂલની વાત અમૂલ રે,
નિશદિન ગણુ ગણુ કરતો!

વન-ફૂલની સુણી વારતા,
કેમ રહ્યું ઘેર જાય?

મનના ઘોડા આકળા—
એ ઝાલ્યા કેમ ઝલાય રે—
હણુ હણુ હણુ હણુ કરતા?

ને બેઠું કેમ રહેવાય રે—
ઘડી પળ ગણુ ગણુ કરતાં?

ગાણું તો ભમરા તણું,
ને સમય તણું વળી વહેણુ;

જાળ ઘણેરી અટપટી—
એ તાણો ને એ વાણો રે—
જાદુગર વણુ વણુ કરતો!

એ તાગ વગરનું ગાન રે
ભમરો ગુણુ ગુણુ કરતો!

અચલાયતન

## ૪૨ મારગડો કોણુ ગામ જાશે?

મારગડો કોણુ ગામ જાશે રે,
આ મારગડો કોણુ ગામ જાશે?

કોઈ કહેશો તો પાડ ઘણો થાશે રે,
આ મારગડો કોણુ ગામ જાશે?

કેવા રે કેવા પહાડો ઓળંગે?
કેવા રે કેવા સમદર લંઘે?
કયા આશાના પાર પરદેશ રે,
આ મારગડો કોણુ ગામ જાશે?

મારગડે કોણુ કોણુ કેવા વટેમારગુ,
બોલતાં ને ડોલતાં જતા હશે રે!
એ તો આવે ને જાય કોણુ દેશે રે,
કોઈ કહેશો તો પાડ ઘણો થાશે રે,
આ મારગડો કોણુ ગામ જાશે?

મારગડાના એ વહાલા વટેમારગુ
આવે ને જાય શા ઉદ્દેશે રે?
કોઈ કહેશો તો પાડ ઘણો થાશે.

મારગડો કોણુ ગામ જાશે રે
આ મારગડો કોણુ ગામ જાશે?

અચલાયતન

## ૪૩ જાતવિહોણાં કેરી જાત

જાતવિહોણાં કેરી જાત, રામ તું હિ! તું હિ!
નાથવિહોણાં કેરો નાથ, રામ તું હિ! તું હિ!
ગતિવિહોણાં કેરી ગતિ, રામ તું હિ! તું હિ!
પતિત કેરા પાવન પતિ, રામ તું હિ! તું હિ!
નેણાં કેરું નવલું નૂર, રામ તું હિ! તું હિ!
રસના કેરું રસપૂર, રામ તું હિ! તું હિ!
રત્નો કેરો મોંઘો હાર, રામ તું હિ! તું હિ!
જીવનો જૂનો જોડીદાર, રામ તું હિ! તું હિ!
રૂપ રૂપનો ભંડાર, રામ તું હિ! તું હિ!
વાણી મીઠી મનોહાર, રામ તું હિ! તું હિ!
સુખ સાચું ને વળી સ્થિર, રામ તું હિ! તું હિ!
મર્મો કેરી પ્યારી પીડ, રામ તું હિ! તું હિ!
મારું ભિખારીનું ધન, રામ તું હિ! તું હિ!
મારું મૂંગાનું વચન, રામ તું હિ! તું હિ!
જન્મ્યા કાળનો હિંડોળો, રામ તું હિ! તું હિ!
મરવા કાળે શીતળ ખોળો, રામ તું હિ! તું હિ!

અચલાયતન

## ૪૪ બાપજી બાપા

આ એકલા મારે લાખની તોલે,
બાપજી બાપા!

આ મીઠા મારે દ્રાખની તોલે,
બાપજી બાપા!

કાજ તે એનાં જૂજવાં,
સાજ તે એનાં જૂજવાં,
એ જ અમારા ખેલના ભેરુ,
બાપજી બાપા!

એ જ અમારા મેળના મેરુ,
બાપજી બાપા!

એ જ હાસ્ય સુખમાં,
એ જ અશ્રુ દુઃખમાં,
પળે પળે મારા માવજી તોલે,
બાપજી બાપા!

ખૂણે ખૂણે મારી દીવડી તોલે,
બાપજી બાપા!

મનના મોંઘા મોવડી તોલે,
બાપજી બાપા!

આ એકલા મારે લાખની તોલે,
બાપજી બાપા!

અચલાયતન

## ૪૫ બંદો દોડે દોડે!

બંદો દોડે દોડે! કૂદે કૂદે! નાચે નાચે રે!
વહાલા કૂદવા દે ને નાચવા દે
જેમ જીવડો રાચે રે! બંદો...

કેવાં વનનાં જો પંખેરું—
ઊડે ફુરૂ ફુરૂ ફુરૂ,
વહાલા ફુરૂ ફુરૂ ઊડવા દે
જેમ જીવડો રાચે રે! બંદો...

શ્રાવણ કેરા મુશળ મેઘો,
બંધો તોડી વર્ષે ધો ધો,
વહાલા ધોધમારે અને ઝપવા દે
જેમ જીવડો રાચે રે! બંદો...

બંદો દોડે દોડે! કૂદે કૂદે! નાચે નાચે રે!
બંદો રોક્યો ના રહે, ખાળ્યો ના રહે,
સાચે સાચે રે!

તીખી દાવાનળની ઝાળો,
ધીખે હડાહડ વિકરાળો!
વન આખાને ઘેરી જેવી કૂદે નાચે રે!
વહાલા કૂદવા દે ને નાચવા દે
જેમ જીવડો રાચે રે! બંદો...

જેવી વીજો વાદળ કેરી,
ગાજે ગાઢાં વાદળ વેરી,
છાતી વિઘન વાંધા કેરી,
ચરર ચરર નાખતી ચીરી;
કડડ કડડ જેમ ભૂરાંટી
ગગન ગાજે રે!
વહાલા કૂદવા દે ને નાચવા દે
જેમ જીવડો રાચે રે! બંદો...

અચલાયતન

## ૪૬ ધર્મગોષ્ઠિ

૧
શુદ્ધ બ્રાહ્મ વેળા
બેસી બેઉ ભેળા
વ્યાધ વિપ્ર પેલા
કરે ધર્મ ગોષ્ઠિ.

૨
કહે છે ભગત,
'રામનામ સત,
અન્ય તે અસત
જાણ ખાલી ફોકાં.'

૩
કહે છે કૌશિક,
'એ તો નહિ ઠીક,
સિંહ નામે બીક
સિંહની શું લાગે?'

૪
'રામનામ વાંસે
કયું પ્રાણી વસે?'
ઝડપે તાપસે
મેલી છે દલીલ.

૫
'ઘટ ઘટ રમે
રામ સર્વ સમે,
બધાં તમે અમે
રામનાં સ્વરૂપ.

૬
'જનો તણી સેવા
સાચી રામ સેવા,
તે જ સાચાં લેવાં
તપ ને ભજન.

૭
'સેવામાંયે સેવા
મોટી દીનસેવા,
તેથી મોટી સેવા
માત તાતની.

૮
'જાત નિજ તોડી
આપે કાયા હોડી
દિલે ચહે દહાડી,
આપણું કલ્યાણ.

૯
'માતપિતા ગણ્યું
લક્ષ્મીનારાયણ,
થયું પરાયણ
તેની સેવામાં.

૧૦
'ગુરુ ગમે મળ્યું
રત્ન એ અમૂલું,
એથી બીજું ભલું
જાણું નહિ પુણ્ય.

૧૧
'જ્ઞાન ગોતવાને
શીદ જવું રાને?
બાપને ને માને
સેવો એ જ જ્ઞાન.

૧૨
'બાપા! તારે ઘેરે
રામજીની મહેરે
છે ને માવતર
જીવતાં જાગતાં?

૧૩
'એને કરી રાજી
કરો રામ રાજી,
શોભે નહિ ઝાઝી
શીખ મારે મુખે.'

કૌશિકાખ્યાન

## ૪૭ રોપો ધાન ધાન ધાન!

ગાઓ ગાન ગાન ગાન!
રોપો ધાન ધાન ધાન!
સાથે અમૃતવર્ષાના મીઠાં સ્નાન સ્નાન સ્નાન!
—ગાઓ૦

ઘરથી છૂટ્યાં બ્હેનભાઈ,
છૂટ્યા ચૌટેથી ભાઈ;
બાળક શાળાના લેશે કૃષિના જ્ઞાન જ્ઞાન જ્ઞાન!
—ગાઓ૦

ઊંચે વાદળનાં વારિ,
નીચે છલકંતી ક્યારી,
ગીત ગાયે ને રોપે આખું ગામ ગામ ગામ!
—ગાઓ૦

ઉપર લાખ લાખ તારા,
નીચે શોભે તરુએ ક્યારા,
લીલાં લીલાં લખાણ હરિના નામ નામ નામ!

આ તો કામ કે આ રમત?
મહેનત કહેવી કે ગમ્મત?
હસતાં રમતાં ઉભરાણા ઘરઘર ધાન ધાન ધાન!
—ગાઓ૦

સગરો રામજીની માયા,
ન કરો પેટ પેટ ગાયાં,
કણ કણ ચણજો ને ખોબે દેજો દાન દાન દાન!
—ગાઓ૦

ગીતનિર્ઝર

## ૪૮ આપણળનાં ગાઓ ગીતો

આપબળનાં ગાઓ ગીતો,
ખેડૂતો આજ આપબળનાં ગાઓ ગીતો!
આપબળનો રૂડો આવ્યો જમાનો,
દેવાનો યુગ હવે વીત્યો. ખેડૂતો આજ૦
પારકે પૈસે છાકટો થઈ તું,
દારૂ ને તાડી પીતો. ખેડૂતો આજ૦
પારકે પૈસે ભોંયવાળો થાતાં,
ધરતી તેં ખોઈ ભલી ભીંતો. ખેડૂતો આજ૦
પારકે પૈસે કરજ કર્યામાં,
પડયો તું પાટ જેવો ચીતો. ખેડૂતો આજ૦
પારકો પૈસો કાચો છે પારો,
રોમ રોમ ફૂટે ઓચિંતો. ખેડૂતો આજ૦
પારકાં દેવાંમાં ડૂબો મા ખેડૂત,
આપબળે સ્વરાજ જીતો. ખેડૂતો આજ૦

ગ્રામભજન મંડળી

## ૪૯ કૃષિ પરમાત્મ પરબ્રહ્મની

કૃષિ કેવી પરમાત્મ પરબ્રહ્મની?
કૃષિક્ષેત્ર વિશ્વ આખું,
ખેડી પ્રાણબીજ નાખ્યું,
ગીતા જ્ઞાન ધાન્ય પાક્યું.
કૃષિ એવી પરમાત્મ પરબ્રહ્મની. ૧
કૃષિ કેવી શ્રી કૃષ્ણ ભગવંતની?
કૃષિક્ષેત્ર સખા પાર્થ,
ખેડી વાવ્યાં બી વિષાદ,
ગીતા જ્ઞાન વાધ્યું ઝાડ.
કૃષિ એવી શ્રી કૃષ્ણ ભગવંતની. ૨
કૃષિ કેવી કુન્તાના કુમારની?
કૃષિક્ષેત્ર રણ રથ,
બીજ કૃષ્ણ સાથ કથા,
ફાલી ગીતાજ્ઞાન લતા.
કૃષિ એવી કુન્તાના કુમારની. ૩
કૃષિ કેવી મુનીશ વેદવ્યાસની?
કૃષિક્ષેત્ર ભારત ગ્રંથ,
બીજ વાવ્યાં વેદમંત્ર,
ઊગ્યાં ગાજે ગીતા ગ્રંથ.
કૃષિ એવી મુનીશ વેદ વ્યાસની.

ગીતા૦ અધ્યાય–૧૩ ([illegible])

# પુરુષમાંથી પુરુષોત્તમ

## ૫૦ ગગનવન

(ऊर्ध्वमूलम्)

આજ ભગવાન ઉર હર્ષ ઉભરાય છે,
ભક્તને ગગનવન દાખવે છે;
પાંડવવન આ નહિ, ખાંડવવન આ નહિ,
ગગનમાં ગગનવન ઝગમગે છે. ૧
જોઈ લે જોઈ લે દિવ્ય અશ્વત્થ તું,
જોઈ લે દિવ્ય ન્યગ્રોધ વૃક્ષ;
બિલ્વવન, પિલ્વવન, ઘોર ઘન મધુવન,
તાલ, તમાલ, પલ્લાશ રૂક્ષ. ૨
મૂળ દ્યુલોકમાં, ડાળ ભૂલોકમાં,
ગગનવન જોઈલે અવળસવળું;
ગહન, ગંભીર ને ગીચ છાઈ ઘટા,
ચક્ષુ કરી અધર જો નવલ નવલું. ૩
દિવ્ય અશ્વત્થ આ આદ્ય બ્રહ્માંડનો,
વેદ-આકાશમાં મૂળ પહોંચ્યા;
દિવ્ય આ ભવ્ય ગંભીર ન્યગ્રોધ જો,
મૂળિયાં છેક છાંદોગ્ય-ઊંચાં. ૪
પંચવટી મૂળ ત્યાં રાઘવાકાશમાં,
મૂળ સીતા-ગગન આ અશોક;
ક્રીડામય, કમનીય વૃંદા, મધુ ને કદંબ,
મૂળિયાં ભાગવતાકાશ-લોક. ૫
શિરીષ મૃદુ કુસુમમય, મલય મધુ ગંધમય,
મૂળ છે ભર્તૃહરિ-શતક ગગને;
મૂળ શેફાલિનાં, માલતી બકુલનાં,
રવિકવિ ગીતાંજલિ ગાનગગને. ૬

## ૫૧ વિશ્વ-વિસ્તાર

(अधः शाखम्)

ગગનના સ્વચ્છ શુચિ પુનિત એ દેશમાં
ઈશ ઇચ્છા થકી વૃક્ષ વાધ્યાં;
ડાળ ને ડાળખાં વિશ્વ ભરી વિસ્તર્યાં,
મનુજ મેળા મહીં આવી માલ્યાં. ૭
સુકાં મૃત પાંદડાં ચોગમ સડતાં નર્યાં,
અમરડી વેલ જામી પડી છે;
કાગડા, વાગળાં, ગીધ, બગલાં તણી
કળળતી, ચરકતી લોથ અડી છે. ૮

થોરડી, બોરડી, કંટકિત કેરડી,
ઝાંખરાં જહીં તહીં ખરજવાં શાં;
નાગ ભોરીંગનાં બિલ્વ જહીં તહીં અને
વૃક શૃગાલો તણી બોડ જ્યાં ત્યાં. ૯

શાખા મહીં, શાખામૃગ, કૃષ્ણમુખ, રક્તમુખ,
ફૂલ ફળ પર્ણ આહાર કરતાં;
સર્વ આકાશી એ મૂળ-રસ પ્રાશીને,
ગગનવન વૃક્ષ ને સાર્થ કરતાં. ૧૦

વિવિધ ફળ, ફુલ ને મૂળ ને પાંદડાં,
ગગનવન વૃક્ષના અવયવો છે;
તેવાં ખગવૃંદ ને તેવાં મૃગવૃંદ ને
કીટવૃંદોય તરુ-અવયવો છે. ૧૧

તેવો નર માનવી, સૃષ્ટિ અતિ અવનવી,
તેય પણ પૂર્ણ છે. વૃક્ષ-આશ્રી;
પ્રાશન છે વૃક્ષ ફળ, ધારણ તરુ વલ્કલ,
વૃક્ષ તલ છાયમાં રાતવાસી. ૧૨

### પર વનમાં માનવ

વન મહીં માનવી, સૃષ્ટિ શી અવનવી,
આકાશમાં ઉર્ધ્વશિર એક ઊગ્યો;
પુષ્પેરી પાદ શીર, વનમાળા વૃક્ષ પર,
કર મહીં બાંણનો લચ્છ ચંગો. ૧૩

બુદ્ધિનો આગળો, વાચનો વાવળો,
નેત્ર પલ્લવ કરે ચેન ચાળા;
તર્જની તાકતો, શિર જટા ઝાડતો,
વત્ત વિસ્તારી ખાતો ખુંખારો. ૧૪

ઘડીકમાં ઉડતો, ઘડીકમાં બેસતો,
ઘડી ઘડી હાસ્ય વેરે ફુવારાં;
શબ્દ ને શબ્દથી સાંકળી, કાવ્ય રચી,
કંઠથી રાગ તાણે રૂપાળા. ૧૫

કાષ્ઠથી કાષ્ઠ ઘસી અગ્નિ પ્રગટાવતો,
બલિ ધરી પૂરતો હવન કુંડો;
ગંગાતટ શિખર શાં દેવાલય બાંધતો,
તે પર ફરકાવતો ધર્મઝંડો. ૧૬

તેવા નર માનવને ઉપર આકાશથી
દિવ્યસંદેશ દે દેવનાઓ;
હૃદયવાસી વળી કૃષ્ણ કહે કાનમાં,
ગીતાના મનુજ-સુલભ સ્પષ્ટ ભાવો. ૧૭

મેલા મહિં મેલો મેલોશાહ? ઘેલા મહિં ઘેલોશાહ?
અબુધ મહિંતું અલ્યા બુદ્ધિધારી;
ચાળાને ઝાડીને મૃષ્ટિ કર સ્વચ્છ શુચિ,
સ્વચ્છ મહિં ગીતા પછી ગાતું તારી. ૧૮

### પ૩ વનને સંસ્કારતો માનવ

ગીતાનો મંત્ર સુણી લાજ્યા ને ધાયા સહુ
માનવો મલિન વન સ્વચ્છ કરવા;
કાઢી કુહાર ધર્યા, તોડ ફોડ જોડ કર્યા;
ડાલાનાં ડાલા ભરી કાઢ્યા કચરા. ૧૯

કોદાળા પાવડા વીંઝીને જોર કરી,
વૃક્ષોનાં ઝૂંડ મધ્ય માર્ગ બાંધ્યા;
વનમાં બહુ પુષ્પ પર્ણ તોરણ ને હાર કરી,
કૂદી કૂદી ને પછી નાચ નાચ્યા! ૨૦

ભેગાં મળી, હળી મળી, ખેડે છે ક્ષેત્ર કદી,
કદીક નાળાં તણાં નીર વાળે;
કદીક તરુ તોડીને કુટિર નિર્માણ કરી,
કામધેનુ સમી ગાય પાળે. ૨૧

દિવસ ભર શ્રમ પછી શીતળ જ્યમ સાંજ થતી,
વનમાળા ધારી વન બાળ બાળા;
નાચ ને ગાનથી વન ડોલાવતાં,
દેવ બિરદાવતાં ગગનવાળા. ૨૨

### પ૪ બુભુક્ષિત માનવ

થાકીને ઊંઘ્યા ને વહેલી ઉષાએ ઊઠ્યા,
વનમાં તે પંખી સહ કરતા કલ્લોલ;
સૂરજ ચડે છે જેમ, વૈશ્વાનર તેમ તેમ,
પ્રજ્વલ્યો અંગ અંગ રોમ રોમ. ૨૩

ગીતાનું જ્ઞાન બધું બુભુક્ષિતનું જ બળ્યું,
વૈશ્વાનર તાપે તરડાઈ બુદ્ધિ;
ખાઉં ખાઉં ખાઉં એના જીવનનો એક સૂર,
શુદ્ધિ ખોવાઈ, મતિ લાધી ઊંઘી. ૨૪

ગોફણના ગોળાથી મારે છે હોલાં ને
લાકડીથી ઝાડે છે ઝરખ સસલાં;
ભાલાંથી ભૂંડ અને મસ્ત મહીષોય હણે,
બાણ થકી તાકે છે મોર મૃગલાં. ૨૫

મસમસતાં માંસોના ભંડારા પાથરી
હર્ષ ઉન્માદ ભર નૃત્ય કરતા;
આકાશી દેવોનાં સ્તોત્રો બહુ ગાતા ને
ગીતાના માનીને મંત્ર ભણતા. ૨૬

### પપ પાલન પ્રયોગ

ભોળા એ માનવના હૃદયઆકાશમાં
સુપ્ત શ્રી કેશવે ગાઈ ગીતા;
ક્યાંથી રે નર તને ભાલાં ને બાણ સુઝયાં?
વિશ્વે તો જીવ સકળ પ્રેમ પીતા. ૨૭

મંત્ર આવો સુણી હૃદયના રામનો,
માનવે લાજથી નેત્ર ઢાળ્યાં,
ગોફણ ને દંડ તજ્યા, ભાલાં ને તીર તજ્યાં,
હણવાં તજી પ્રાણીઓ હેતે પાળ્યાં. ૨૮

સુંદર સુરૂપવંત, સરસ સ્વરવંત વળી,
ગુણી ગુણી પ્રાણીઓ શોધી આપ્યાં;
કીર, મેના તીતર, કોંઆનાં પીંજરાં,
પ્રાંગણમાં ટાંગીને રાગ ભણાવ્યાં. ૨૯

શ્વાન, માર્જાર ને મોર પારેવડાં
ઘર વિષે બાળક શાં આવે જાવે;
મૃગ અને શાહમૃગ, પાળ્યા વળી શાખામૃગ,
દોડાવે, કૂદાવે, નાચ નચાવે. ૩૦

ગાયોના ગોકુળો પાળ્યાં શત ને સહસ્ર,
દૂધ દહીં તક્રનાં પૂર વહાવ્યાં:
હળમાં જોડાને વળી ગોપુત્ર હાંક્યા ને
ગાડાંનાં ગાડાં ભરી ધાન પકાવ્યાં. ૩૧

## ૫૬ સ્પર્ધા–પ્રતિસ્પર્ધા

અશ્વો તો લાલ અને શ્વેત અને શામળા,
બળવંતા ગુણવંતા ઝાઝા ઝાઝા;
અશ્વો પર ઇન્દ્ર સમા આરૂઢ થયા ને વળી,
રથારૂઢ થયા જેવા દશરથ રાજા. ૩૨

વનની વિભૂતિ સમા મત્ત ગજરાજ હવે
ગજશાળા માંહી એની કેવો ડોલે!
પાળી પાળીને એના લોભને ન થોભ રહ્યો,
માણસ પાળ્યા છે પછી ટોળેટોળે. ૩૩

ગામ ગામ રથી અને દેશ દેશ અતિરથી,
ખંડ ખંડ મહારથી મુકુટ ધારી;
ફુંકે છે શંખ અને ફૂંકે રણ શીંગડાં,
કરતાં હુંકાર થઈ ધનુર્ધારી. ૩૪

તારે જો શત હય, મારેય હય સહસ્ર
તું જો રથી, હુંય મહારથી છું;
તારે જો અક્ષૌહિણી, સેના દશ અક્ષૌહિણી
પૂરી ધરાવું છું શસ્ત્રવતી હું. ૩૫

તુ અલ્યા ગામ ધણી, હું તો છું પ્રાન્તપતિ,
રાજાધિરાજ હું ચક્રવર્તી;
તું થી હું જેઠ, તું તૃણ ને હું મહા મેરું,
સ્પર્ધી પરકાઢે શિર પ્રતિ રે સ્પર્ધી. ૩૬

હોંકારા મારતા ને ખોંખારા ખાતા વળી,
હાથંહાથા થયા બાથંબાથા;
શસ્ત્રસજ્જ, અસ્ત્રસજ્જ, બખ્તર ને ટોપસજ્જ
રણમાં ઉતાર્યા લાખ લાખ ધાડાં! ૩૭

વરુણાસ્ત્ર, અનિલાસ્ત્ર, અનલાસ્ત્ર ફેંકી પછી
શોણિતની સરિતાઓ લાલ વહાવી;
ગ્રામ ને નગર ને વન ઉપવન બધી
સ્વર્ગ સમી સૃષ્ટિ કરી ભૂમિશાયી. ૩૮

## ૫૭ પુરુષોત્તમ

અંતરનો અંતરનર પાછો જાગ્યો છે એનો,
ગીતાની વાણી મન યાદ આવી;
માનવથી દેવ થવું ભૂલી હું દૈત્ય થયો,
દૈવી ગઈ સંપદા, આસુરી ફાવી. ૩૯

કામ ને રાગ કૃષ્ણ કરુણાથી શાન્ત થયાં,
જીત્યા છે માન-અભિમાન–દંભ;
માનવની શક્તિ, મતિ, માનવની ભક્તિ બધી,
આત્માને અર્પી એણે રંગ રંગ! ૪૦

પરમ પદથી ઉપર વિસ્તરી ગગનમાં
શાન્તિમય જ્યોતિમય સૃષ્ટિ જેવી;
પરમ પદ ધ્યાન ધરી પૃથ્વી પર હુંય રચું,
સત્યમય પ્રેમમય સૃષ્ટિ તેવી. ૪૧

પુરુષ હતા તે હવે પુરુષોત્તમ રૂપ થયો,
અર્જુન થયો છે શ્રી કૃષ્ણ પરાયણ;
જંગલ તે મંગલ ને વન થયું ઉપવન,
નાનકડો નર થયો નારાયણ. ૪૨

## ૫૮ પંચશીલ

જીવ માત્રની હિંસા ન કરો,
બુદ્ધદેવનું પહેલું શીલ;
અણદીધેલું કદી ન લેશો,
બુદ્ધદેવનું બીજું શીલ;
સંયમ પાળો, શીલ સંભાળો,
બુદ્ધદેવનું ત્રીજું શીલ;
અસત્ય ભાષણ કદી કરો નહિ,
બુદ્ધદેવનું ચોથું શીલ,
કદી કેફના ફંદે ન પડો,
બુદ્ધદેવનું પંચમ શીલ;
દુનિયા ભરમાં સર્વે પાળો,
બુદ્ધદેવનાં પાંચે શીલ.

અપ્રગટ

## ૫૯ ગાડું છોડી, ગાડી છોડી

ગાડું છોડી, ગાડી છોડી ભટકે ભવ્ય ભિખારી,
ભૂમિ આપો ભૂમિ આપો, જગનાં હો નરનારી!
આ ભૂમિ પ્રભુની સારી!

સૌ સંતાનો ભૂમાતાનાં, સૌ એનાં અધિકારી;
ભૂખ્યાં બાળક જોઈ માતા, પામી રહી દુઃખ ભારી;
આ ભૂમિ પ્રભુની સારી.

સ્વરાજ્યનો સૂર્યોદય ઝળક્યો, ગુલામી ગઈ અંધારી,
હજુ આપણાં સગાં સહોદર કેમ સહે દુઃખ કારી?
આ ભૂમિ પ્રભુની સારી.

પાકી છે ક્રાંતિની વેળા, પ્રભુએ નિર્મિત પ્યારી,
શોભે નહીં કંજૂસી આજે, શરા લિયો સ્વીકારી,
આ ભૂમિ પ્રભુની સારી.

રાજાઓએ રાજ્યો આપ્યાં, રંકે આપી વાડી;
આપો આપો પાવન થાવા, કોઈ ખેતર કોઈ ક્યારી!
આ ભૂમિ પ્રભુની સારી!

## ૯૦ મોર મામાની કેરી

ગોવિંદ આંબાવાડીએ રમવા ગયો હતો. આંબા ઉપર મોર મામા રહેતા હતા. એમણે રાજી થઈને તેને એક સુંદર કેરી આપી.

ગોવિંદ તો ઘેર જઈને ગાવા લાગે છે—

બાને જઈને બતાવીશ—મોર મામાની કેરી!
બાપાને જઈને બતાવીશ—મોર મામાની કેરી!
ભાઈને જઈને બતાવીશ,—મોર મામાની કેરી!
બબલી બહેનને ખવરાવીશ, મોર મામાની કેરી!

રસ્તે હોલાભાઈ મળે છે—

ગોવિંદા રે ગોવિંદા – ઘૂ ઘૂ ઘૂ ઘૂ!
હોલો થા મા હોલો થા – ઘૂ ઘૂ ઘૂ ઘૂ!
બા પટાવી લઈ લેશે!– ઘૂ ઘૂ ઘૂ ઘૂ!
બાપા ખીજવાવી લઈ લેશે– ઘૂ ઘૂ ઘૂ ઘૂ!
ભાઈ ઝટપટ ઝૂંટવી લેશે– ઘૂ ઘૂ ઘૂ ઘૂ!
બબલી રોઈને લઈ લેશે– ઘૂ ઘૂ ઘૂ ઘૂ!

ગોવિંદ—હું કંઈ હોલો નથી, હું તો માણસ છું.

બાને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
બાપાને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
ભાઈને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
બબલી બહેનને ખવરાવીશ, મોર મામાની કેરી!

આગળ જતાં રસ્તે બગલો મળે છે.

ગોવિંદા રે ગોવિંદા – ટપ માછલું ટપ!
બગલો થા મા બગલો થા – ટપ માછલું ટપ!
બા પટાવી લઈ લેશે – ટપ માછલું ટપ!
બાપા ખીજવાવી લઈ લેશે – ટપ માછલું ટપ!
ભાઈ તો ઝટપટ ઝૂંટવી લેશે – ટપ માછલું ટપ!
બબલી રોઈને લઈ લેશે – ટપ માછલું ટપ!

ગોવિંદ—હું કંઈ બગલો નથી, હું તો માણસ છું.

બાને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
બાપાને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
ભાઈને જઈને બતાવીશ, મોર મામાની કેરી!
બબલી બહેનને ખવરાવીશ, મોર મામાની કેરી!

ઘેર જઈને ગોવિંદે તો બાને કેરી બતાવી, બાપાને બતાવી, અને પછી નાની બબલી બહેનને ખવરાવી.

બાલવાડી

## ૯૧ એક બહાદુર ચકલી

ચકલીબાઈ રાજાને ઘેર જવા નીકળ્યાં છે.
રસ્તે મળ્યો કૂકડો—ચકીબહેન, ક્યાં ચાલ્યાં?

રાજાને ઘેર જવાં છે,
દાડમ દાણા ખાવાં છે,
ફૂવારામાં નહાવાં છે,
રાજાને ખોળે બેસવાં છે!

કૂકડાને તો રાજાની બીક લાગતી હતી. ચકીબહેન, તમને રાજાની બીક લાગતી નથી? ચકી કહે છે—

બીએ મોટા પાડા,
બીએ મોટા હાથી!
હું નાની ચકલી,
હું શીદને બીઉં?

કૂકડાએ ખુશી થઈને ચકીને પોતાનાં પીંછાં આપ્યાં.

આગળ જતાં મોર મળે છે—ચકીબહેન ક્યાં ચાલ્યાં?

ચકી—રાજાને ઘેર જવાં છે,
દાડમ દાણા ખાવાં છે,
ફૂવારામાં નહાવાં છે,
રાજાને ખોળે બેસવાં છે.

મોર—ચકીબહેન, તમને રાજાની બીક નહિ લાગે?

ચકી—બીએ મોટા પાડા,
બીએ મોટા હાથી!
હું નાની ચકલી,
હું શીદને બીઉં?

મોરે પણ ખુશી થઈને ચકીબાઈને પીંછાં ભેટ આપ્યાં.

રાજાનો મહેલ આવ્યો ત્યાં સિપાઈ કહે છે—એ ચકલી ક્યાં જાય છે?

ચકી—રાજાને ઘેર જવાં છે,
દાડમ દાણા ખાવાં છે,
ફૂવારામાં નહાવાં છે,
રાજાને ખોળે બેસવાં છે.

સિપાઈ કહે—ચાલી જા અહીંથી, નહિ તો તલવાર મારીશ.

પણ ચકીબાઈ શાના બીએ? એ તો ઊડીને સિપાઈની પાઘડી પર બેસી ગયાં.

સિપાઈ તો ભડકીને ભાગી જ ગયો.

પછી રાજારાણી કહે—આવો આવો ચકીબાઈ!

રાજા કહે— ચકીબાઈ, અમારા ફૂવારામાં નહાઓ અને મઝા કરો.

રાણી કહે—આવો ચકીબાઈ, અમારા ખોળા ઉપર બેસો અને દાડમદાણા ખાઓ!

બાલવાડી

## ખંડ : ચાર

# ડાળ

## ● ગદ્ય

પ્રગટ ગ્રંથોમાંથી વીણીને

### ૧ સારા આચાર

સૂરજ સોનું વેરે છે.
ફુલડાં હસે છે.
પંખીડાં કલકલ કરે છે.
જગત ખુશ ખુશ છે.
તો શું આપણે ઊંઘી રહીશું?
આપણે પણ જાગો.
હસતા હસતા જાગો.
ગાતા ગાતા જાગો.
પ્રભુનું નામ લેતા જાગો.
નાહી ધોઈ ચોખ્ખાં થાઓ.
નમાજ પઢો, ગીતા પઢો.
જૂના બાપદાદા એમ જ કરતા.
એ આચાર સારા છે.
તેમાં જય છે.
તેમાં બરકત છે!

લોકપોથી પહેલી પાઠ ૫૯, પૃષ્ઠ ૩૮

## ૨ અલી

એક વાર અલીના પગમાં તીર લાગ્યું.

અલીને બહુ જ પીડા થતી. લોકો દોડ્યા અને હકીમને તેડી લાવ્યા. તીર જરાક હલે ત્યાં અલીનો જીવ જાય. અલી કહે: 'ના હકીમજી! નહિ અડવા દઉં.'

હકીમ કહે: 'તીર ઝેરી છે; નહિ કાઢવા દ્યો તો પગ સડી જશે.' પણ અલીએ હા ન પાડી. લોકો કહે: 'હવે શું કરીએ?'

એક જણ કહે: 'નબી સાહેબ ખુદાના વહાલા છે. ચાલો એને પૂછીએ.'

નબી સાહેબ પાસે જઈ બધાએ કહ્યું: 'અલીને પગમાં તીર લાગ્યું છે. કોઈને કાઢવા દેતા નથી, તીરનું ઝેર ચડશે તો પગ સડી જશે. આપ ડાહ્યા છો: અમને રસ્તો બતાવો.'

નબી સાહેબ કહે: ગભરાઓ નહિ. અલી નમાજ પઢવા બેસે ત્યારે જઈને હળવેથી તીર ખેંચી કાઢજો.'

'પણ ના કહેશે તો?'

'ભાઈ! તમે જાઓ, ને હું કહું છું તેમ કરો. અલી નમાજ પઢે છે ત્યારે એના મનમાં એક અલ્લા જ હોય છે. નમાજ પઢતી વખતે અલી બધું જ ભૂલી જાય છે.'

અલી નમાજ પઢતા હતા. એક જણે હળવેથી તીર ખેંચી કાઢ્યું; અલીને ખબરેય ન પડી! નમાજ પઢી રહ્યા ત્યારે અલીને પગ હળવો ફૂલ જેવો લાગ્યો. જુએ છે તો તીર ન મળે!

જગતરામના પાઠો પૃષ્ઠ ૧૮

## ૩ ક્યાંના?

ગાંધીજીનું ગામ કયું?

પોરબંદર વહેલું વહેલું બોલી ઊઠશે, 'હું હું, મારે ત્યાં તેમણે જન્મ લીધો છે.'

દરિયાપારથી ફીનિક્સ અને ટૉલ્સ્ટૉય આશ્રમ બોલી ઊઠશે, 'સાચો જન્મ તેમણે અમારે ત્યાં લીધો એ કેમ ભૂલી જાઓ છો?'

અમદાવાદ કહેશે, 'એમણે આશ્રમ તો મારી સાબરમતીને તટે બાંધ્યો છે ને?'

પૂના પોતાનો હક આગળ લાવશે, 'એમને જેલ મહેલનો વાસ મારી યરવડા જેલે જ આપ્યો હતો એ ન ભૂલતા.'

બિહારના ખેડૂતો કહેશે, 'તમે બધા ગમે તેમ કહો, પણ ગાંધીજી તો અમારા જ. અમારાં ગળીનાં ખેતરોમાં તેઓ કેટલા ઘૂમ્યા છે તે તમે શું જાણો?'

ત્યાં તો પંજાબ ઘાંટો પાડી ઊઠશે, 'ગાંધીજીને જગાડનાર મારો જલિયાંવાલા બાગ જ હતો એની કોઈથી ના પડાશે?'

કલકત્તા કહેશે, 'પણ અસહકારનો શંખ તો મારી ભૂમિમાં આવીને ફૂંક્યો ને?'

મુંબઈ કહેશે, 'પણ સત્યાગ્રહ શરૂ કરવા તો અહીં જ આવેલા ને?'

બારડોલી બોલી ઊઠશે, 'મોટાઓનાં નગારાંમાં મારી તતૂડી કોઈ સાંભળશો? ગાંધીજીએ રણમેદાન તો મારું જ સ્વીકાર્યું છે.'

દિલ્હી ગાંધીજીને પોતાના જ સમજે છે, કારણ કે ઉપવાસના પવિત્ર ૨૧ દિવસો ગાંધીજીએ ત્યાં ગાળેલા. બેળગાંવને પોતાનો દાવો સૌથી ચડિયાતો લાગે છે. ભારતવર્ષના પ્રમુખનો તાજ બેળગાંવની મહાસભામાં જ ગાંધીજીને પહેરાવ્યો હતો ને?

પર્વતરાજ હિમાલય મનમાં હસે છે, 'કોણ આ બધાની સાથે ઝઘડામાં ઊતરે? ગાંધીજી પોતાના મનમાં કોને ઝંખે છે એ તેઓ બાપડાં શું જાણે?'

ધનભાગ્ય છે નાનકડું નજીવું સેગાંવ[1]! હિંદુસ્તાનના મધ્યબિન્દુ પર પડેલા એ ગામડાનું નામ પણ કોઈ જાણતું નહોતું, બીજાની જેમ તેણે દાવો ન કર્યો, તકરાર ન કરી, માગણી ન કરી, છતાં ગાંધીજીએ તેને પોતાનું કર્યું છે.

ગાંધીજી

## ૪ આત્મબળ

દુનિયામાં મારકણાં માણસો બહુ કોલાહલ મચાવે છે.

'આણે મને સલામ ન કરી, માટે તેને મારી નાખું.'

ગાંધીજી ઊંચા હાથ કરીને પોકારે છે, 'ઓ ભારતવાસીઓ, આ કોલાહલમાં ભળશોયે નહિ ને એનાથી ડરીને ભાગશોયે નહિ. તમે તો અહિંસા જ પાળજો. બધા લડીને થાકશે ત્યારે તેઓ આપણી પાસેથી અહિંસા શીખશે.

'અહિંસા પાળવા જઈએ તો અમને સૌ મળીને મારી નાખશે એવો ડર ન રાખશો. અહિંસાને તમે ઓળખતા નથી, તેથી ડર લાગે છે. અહિંસાથી તો વેરી શાન્ત થઈ જાય.'

દુનિયાની પ્રજાઓને આ ઉપદેશ પર વિશ્વાસ બેસતો નથી.

એક પ્રજા લાખ લશ્કર પોષે છે.
બીજી પ્રજા પાંચ લાખ પોષે છે.
ત્રીજી પ્રજા દશ લાખ.
એક પ્રજા સો મનવાર બાંધે છે.
બીજી પ્રજા હજાર બાંધે છે.
ત્રીજી વળી દશ હજાર.
એક પ્રજા સો વિમાન બાંધે છે.
બીજી પ્રજા પાંચ સો વિમાન,
અને ત્રીજી પ્રજા વળી હજાર.
જેનાં વિમાન ઓછાં તેને ઊંઘ આવતી નથી અને
રાત દિન વધારવાની ફિકર કરે છે.
અને એ અમથાં બનતાં નથી.
કરોડો પાઉંડનો ધુમાડો કરવો પડે છે.
અને પાઉંડ એટલે શું?
પાઉંડ એટલે પ્રજાઓનો પરસેવો અને પ્રજાઓનાં લોહી.

૧ સેવાગ્રામ.

ગાંધીજીએ અહિંસાનાં શસ્ત્રો આપણને શીખવ્યાં છે. તે છે :

સત્યાગ્રહ, અસહકાર, દુઃખસહન.

હસતે મુખે દુઃખ ઝીલતી પ્રજાને જોઈ અન્યાયી ઝંખવાણો પડે છે, જલ્લાદની મુઠ ઢીલી પડે છે. શિકાર રડે ત્યારે શિકારીને રસ પડે ને?

તો પછી કઈ શક્તિ મોટી? તોપની કે અહિંસાની? કયું બળ મોટું? તોપબળ કે આત્મબળ?

ગાંધીજી સાંભળેલી કે વાંચેલી વાત કહેતા નથી. બહુ બહુ સંકટો સહન કરીને તેમણે અહિંસાનું રત્ન પ્રાપ્ત કર્યું છે.

અહિંસાથી જ ભારતવર્ષનો જયજયકાર છે.

ગાંધીજી

## ૫ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

શાંતિ એ પણ સ્વચ્છતા અને સંસ્કારિતાની જેમ સભ્યતાનું મોટું લક્ષણ છે—એક મોટો સામાજિક સદ્‌ગુણ છે. બાલવાડી-માંથી તેનો શોખ બાળકોમાં બંધાવો જોઈએ.

ગિજુભાઈએ તેમના બાલમંદિરમાં 'શાંતિની રમત'નો પ્રયોગ પ્રચલિત કર્યો. ત્યારથી બાલ સંસ્થાઓના કાર્યક્રમનું તે એક અનિવાર્ય અંગ બની ગયું છે.

બાળકો વ્યવસ્થિત ગોઠવાઈને બેસી જાય છે. ધીમે રહીને મંદિરનાં બારી બારણાં બંધ કરવામાં આવે છે શિક્ષિકા અને બાળકો, જે બારી બારણાં બંધ કરવા જાય છે, તે જરા પણ અવાજ કર્યા વિના, બિલ્લીપગલે ચાલે છે. બારણાં પણ જરાય ભટકાય નહિ એની કાળજી રાખી બંધ કરે છે. મંદિરમાં અંધારું છવાય છે તે શાંતિના વાતાવરણને વધારે ઘેરું બનાવે છે—તેમાં ધીમે રહીને શિક્ષિકાનો ધીમો હળવો સ્વર સંભળાય છે, 'આંખો બંધ!'

અંધકાર ભરી શાંતિમાં વચ્ચે વચ્ચે શિક્ષિકા મંદ સ્વરથી બાળકોનું ધ્યાન ખેંચે છે :

'માળામાં ચકલી બોલે છે.'

થોડી વારે વળી ધ્યાન દોરે છે :

'બહાર રસ્તામાં ટાંગાની ઘંટડી સંભળાય છે.'

બાળકો આંખ મીંચી એકધ્યાન થઈ તે અવાજો શોધી કાઢવા મથે છે. આથી તેમની શાંતિ વધારે મધુર બને છે.

આમ શાંતિનો ઉપયોગ કેટલીક મિનિટો સુધી થયા પછી શિક્ષિકાનો ધીરો સ્વર સંભળાય છે 'શાંતિ પૂરી!' બાળકો આંખ ઉઘાડે છે. શાંતિથી ધીરે ધીરે એક બારી ઊઘડે છે. મંદિરના અંધારામાં આછું અજવાળું આવે છે.

બાળકોને શાંતિનો એટલો બધો અમલ ચડ્યો છે કે ઘડીવાર તો કોઈને કંઈક બોલીને તેનો ભંગ કરવાનું મન થતું નથી.

શાંતિનો અમલ હજુ અંતરમાં ભરેલો હોય છે. તેવામાં જ શિક્ષિકા થોડી શાંતિની રમતો કરાવી લે છે–તે અત્યંત દબાયેલા અવાજે સૂચના કરે છે :

'શાંતાબહેન, ધૂપદાનીમાં સુખડ નાખો.'

'મધુબહેન, બારણું ઉઘાડો.'

મંદિરમાં એક નાનું પાટિયું ટાંગેલું છે. તેની એક બાજું લાલ છે, બીજી બાજુ સફેદ છે.

શિક્ષિકા સૂચના કરે છે :

'કાન્તાબહેન, સફેદ બાજુ ફેરવો.'

બાળકો જાણે છે કે લાલ બાજુ હોય ત્યાં સુધી બોલવાનું નથી, સફેદ બાજુ આવે ત્યારે બોલવાની છૂટ છે. સફેદ પાટિયું જોઈ બાળકો એક બીજા સામે જોવા લાગે છે અને હસી પડે છે.

શિક્ષિકા થોડીવાર સફેદ અને લાલ બાજુઓ ફેરવી બાળકોને શાંતિની રમત રમાડી ખુશ કરે છે.

રોજ થોડી મિનિટ આ પ્રમાણે શાંતિની રમત કરાવવાથી બાળકોનાં અંતરમાં શાંતિનો રસ એવો લાગી જાય છે કે તેમના જીવનની બધી હિલચાલોમાં તેની અસર જોવામાં આવે છે. બાલ-વાડીમાં નાસ્તાના કાર્યક્રમમાં જ્યારે તેઓ પીરસે છે ત્યારે કેટલાં સાવધાનીથી ચાલે છે! વાસણ ખખડવા દેતાં નથી, અને ટીપું પણ ઢોળાય નહિ એ રીતે પીરસે છે. તે જ પ્રમાણે નાસ્તો પીરસાઈ જાય અને 'ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ' બોલાય ત્યાં સુધી બધાં બાળકો શાંત થઈને બેસે છે, મોંમાં પાણી આવે તોપણ ખાવા મંડી પડતાં નથી બાલવાડીમાં તો આમ વર્તે જ, પણ ઘેર પણ કોઈ કોઈ બાળકો એ રીતે શાંતિ અને સુવ્યવસ્થાથી બધું ચાલે એમ ઇચ્છા કરે છે, અને કોઈ તેનાથી ઊલટું વર્તે છે તો વાંધો ઉઠાવે છે.

સામાન્ય રીતે નાનાં બાળકો વિશે સમાજમાં સૌ એવું જ માનીને ચાલે છે કે બાળકો તો ઘાંટાઘાંટી અને ધમાધમી જ કરે. પણ શાંતિનો જેમને રસ ચાખવા મળે છે તે બાળકો જુદી જ રીતે વર્તતાં થાય છે, એ કોઈ પણ બાલવાડીમાં પ્રત્યક્ષ પ્રયોગથી સિદ્ધ કરી શકાય તેમ છે.

બાલવાડી પૃષ્ઠ ૧૨૨

## ૬ તિલક-ગોખલે સંઘર્ષ

ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી ઝઘડાઓને પરિણામે તિલક છૂટા થયા અને 'કેસરી'ની ગર્જના વડે જાહેર જીવનમાં ઘૂમવા લાગ્યા. સંસ્થાના બીજા પણ મુખ્ય માણસો છૂટા થયા કે મૃત્યુને વશ થયા. તે વખતે એનો ભાર ગોખલેએ ઉપાડ્યો. ખાલી પડેલી જગ્યાઓ વિદ્વાન અને સેવાનિષ્ઠ અધ્યાપકોને આકર્ષીને તેમણે પૂરી. સંસ્થાનો વધતો જતો ખર્ચ ફાળો ઉઘરાવી પૂરો કરવામાં પણ તે શક્તિવાન નીવડ્યા. તેમ જ સંસ્થાના સભ્યોના મુરબ્બી બની એકરાગે તંત્ર ચલાવ્યું.

આગળ જતાં રાષ્ટ્રીય મહાસભાના મંચ ઉપર, તેમ જ પ્રાંતીય તથા વડી ધારાસભાઓના ખંડોમાં, અને વિલાયતની ભૂમિ ઉપર પણ ગોખલેએ જોતજોતામાં એક કુશળ રાજદ્વારી પુરુષ તરીકે કીર્તિ મેળવી.

તે ઊગતી જુવાનીમા રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ થયા, મહાસભાના બંધારણમાં ઠેકાણું નહોતું તે તેમણે ઘડી આપ્યું. લોર્ડ મોરલીના સુધારાઓ આવવાની વાત ચાલી તેમાં તેમણે આગળ પડતો ભાગ લીધો. એ રીતે ગોખલેજી આગળ આવ્યા.

રાજકારણના ક્ષેત્રમાં ગોખલેના વિચારો ઘડાઈ ચૂક્યા હતા. રાનડેની તેમના ઉપર છાપ પડેલી હતી. અંગ્રેજોનું આ દેશમાં આવવું એ ઈશ્વરી સંકેત છે, તેથી તેને સ્વીકારીને ચળવળ થઈ શકે તે જ કરવી, અભ્યાસપૂર્ણ દલીલોથી સરકારી અધિકારીઓને માત કરવા, છતાં તેઓ બેશરમ બની લાત મારે તો અપમાન ગળી જઈ ફરી પ્રયત્ન કરવો, અને ફરી ફરીને પ્રયત્ન કર્યા જ કરવો. આ તેમની રાજદ્વારી ફિલસૂફી હતી. તિલક પક્ષને ગોખલે પક્ષવાળાઓ 'જહાલ' એવું નામ પાડી ખીજવવા લાગ્યા, તો 'જહાલો'એ એમને ગાળ સામાન લાગે તેવા 'મવાળ' નામનો સિરપાવ આપ્યો.

પૂના કોંગ્રેસ વખતે તિલક અને ગોખલે બંને સ્વાગત મંત્રીઓ હતા. કોંગ્રેસના મંડપમાં સંસાર સુધારા પરિષદ ભરવા દેવી કે નહિ એવો વાદ જાગ્યો. વાદ તો હસવા જેવો હતો, પણ મૂળ હેતુ તો એ હતો કે રાનડેવાળાઓને આગળ આવવા ન દેવા. આમ રંગમાં ભંગ પડાવનાર અને પોતાના પૂજ્ય ગુરુનું માન ખંડન કરનાર તિલક ઉપર ગોખલે કેટલું ચિડાયા હશે એ કલ્પી જ લેવું. તિલક તો કહેતા કે જેની ચામડી આળી હોય તેણે રાજકારણમાં આવવું જ શા માટે જોઈએ?

આ તો નાની સરખી તકરાર હતી પણ જ્યારે બંને રાજકારણના મધદરિયામાં તરતા થયા ત્યારે એ બે ભડવીરોનાં મલ્લયુદ્ધથી આખી ભરતભૂમિ કંપવા લાગી હતી. બંગભંગ અને બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણના મુદ્દાઓ ઉપર તેઓ કેવા લડયા, સુરતમાં તેમની ધમાચકડીથી રાષ્ટ્રીય મહાસભા કેવી ભાંગીને ભુક્કા થઈ એ આ પુસ્તકમાં અન્યત્ર વિગતથી વર્ણવવામાં આવ્યું છે.

ત્યાર પછી તો લોકમાન્ય ૭ વર્ષની સજા ભોગવી આવ્યા. દેહે જર્જરિત થવા છતાં તેટલા જ ઉગ્ર પ્રતાપ સહિત પુનશ્ચ હરિ: ૐ ઉચ્ચારી તેમણે દેશના રાજકારણમાં ઝુકાવ્યું અને રાષ્ટ્રીય મહાસભા કબજે કરવાનો પ્રયત્ન આરંભ્યો.

જહાલ મવાળ વચ્ચે સમાધાનની વાતો ઉપાડવામાં આવી. ફિરોજશા મહેતા જેવા જૂના જોગીઓ સમજી ગયા કે ઉત્તર દક્ષિણનાં સમાધાન ન હોય, આ તો કોંગ્રેસનો કબજો લઈ મવાળોને તગડી મૂકવાનો પ્રયત્ન છે. પણ કેટલાકને આશા પેદા થઈ હતી. સંભવ છે કે લાંબા કારાવાસથી તિલકનું તીખાપણું નરમ્યું હોય અને તે મવાળો સાથે ભળી અંગ્રેજ પાસેથી કળે કળે બને તેટલા હક્કો, કઢાવવાના રસ્તામાં માનતા થયા હોય. તેવી આશા સેવનારાઓમાં ગોખલે અગ્રેસર હતા. તે વખતે તે માંદગીના બિછાનામાં હતા, છતાં તેમની પ્રેરણાથી વાટાઘાટો ચાલી. મદ્રાસ અધિવેશનમાં સમાધાન થવાની અણી પર આવ્યું હતું. પણ છેવટે કંઈક કારણ બન્યું અને ગોખલેની આશા ડગી. પૂનાથી તેમનો તાર ફરતો ને સમાધાન તૂટી પડ્યું.

ત્યાર પછી કઠોર અને તીખી, દયા અને માયા વિનાની ચર્ચાઓ ચાલી. ગોખલેની આ માંદગી જીવલેણ હતી. તેમના છેલ્લા દિવસો મહાન પ્રતિપક્ષી લોકમાન્ય તિલક સાથેના દંગલથી ભરાઈ ગયા હતા.

ચાલુ લડાઈએ અને પહેરેલે બખ્તરે ગોખલે ઊઠી ગયા. દંગલ દંગલને ઠેકાણે રહ્યું. જીવનભરના પ્રતિપક્ષીની એહ સામે લોકમાન્ય તિલકે ગોખલેને 'હિંદના હીરા'નું બિરૂદ આપ્યું અને કદરનાં વચનોથી શ્રદ્ધાંજલિ અર્પી.

ભારત સેવક ગોખલે પૃષ્ઠ ૧૭૯

## ૭ જેમની સુગંધે આ વાડી મહેકે છે

નાના સરખા મકનજી બાબા તેમના તપની આગમાં બહુ વહેલા બળી ગયા, છતાં એટલી ટૂંકી આવરદામાં પણ તેમણે વેડછીમાં ઓછો રસ ભર્યો નહોતો. કોઈક દિવસ અમારામાંથી કોઈને પ્રેરણા આવી જાય તો તેમનુ કેટલું બધું સુંદર અને સુગંધી ચરિત્ર ચીતરી શકે! અને ગોરધન બાબાનું પણ તેમ જ.

ઝવેરભાઈ અને છોટુભાઈએ તેમનાં જીવન હળપતિ ક્ષેત્રમાં રેડયાં છે અને હજી શ્વાસ ચાલતાં સુધી રેડતા રહેશે. તેઓ જો પોતાનાં ચરિત્રો આપી શકે તો વેડછીનાં કંઈક ઓર સ્વરૂપો આપણને જોવા મળે.

એ જ રીતે છોટુભાઈ નાયક ૨૫ વર્ષથી ડાંગનાં જંગલમાં જઈને બેઠા છે. તે તો કોઈક દિવસ પરોણા તરીકે આવ્યા હશે એથી વધારે કદી અહીં રહ્યા નથી. છતાં એમનુ અર્પણ ગણાવ્યા વગર પણ વેડછી વટવૃક્ષનું પૂરું દર્શન થઈ શકે તેમ નથી, કારણ કે તે પણ ડાંગમાં રહીને વેડછીકરણ વિના બીજું શું કરે છે?

અને કોલકની આનંદમયી આનંદી રૂપણ કન્યા આશ્રમમાં, અને તેના ઉમંગી ભાઈ દેવેન્દ્ર અહીં નજીકમાં જ ગાંધી વિદ્યાપીઠમાં, જે કંઈ કરી રહ્યાં છે, અને મઢી કન્યા આશ્રમમાં ઘણા વિશાળ પાયા ઉપર બહેન અન્નપૂર્ણા જે કરી રહી છે તે પણ વેડછીકરણ નહિ તો બીજું શું કરી રહ્યાં છે? તેઓ આત્મકથાઓ લખે કે ન લખે, તેમનાં કામ જોઈને કોઈપણ કબૂલ કરશે કે એ બધું જે તરફથી જુઓ તે તરફથી શુદ્ધ વેડછીકરણ અને વેડછીકરણ જ છે. પણ તેમણે પણ ક્યારેક પોતાના એ અનુભવો શબ્દબદ્ધ તો કરવા જ પડશે. તેઓ હજુ નાનાં છે અને કલમના રંગે હજુ બહુ રંગાયાં દેખાતાં નથી. પણ વહેલી મોડી તેમની આંખ ઊઘડશે જ કે વેડછીકરણની ક્રિયા એના વગર પૂરી ગણાશે નહિ. ગુલાબનું ફૂલ માત્ર રૂપ અને રંગે જ પૂર્ણ ગુલાબ ગણાશે નહિ, તેમાં સુગંધ પણ પ્રગટ થવી જ જોઈશે. હું આશા રાખું છું અને તે ત્રણેયને આશિષ પણ આપું છું કે આ કસોટીમાં તેઓ જરૂર પાસ થશે. જીવનને શબ્દબદ્ધ કરવું અને કલમરસ વહેવડાવવો એના સાંકડા અર્થ કરવાનાં નથી. તે આત્મકથાને રૂપે દેખાઈ શકે, ગીતો, કાવ્યો, નૃત્યો અને નાટકોને રૂપે પણ દેખાઈ શકે, સુંદર બાગબગીચાઓ અને બાલવાડીઓ અને પવિત્ર આશ્રમોને રૂપે પણ તે પ્રગટ થઈ શકે.

મારી જીવનકથા પૃષ્ઠ ૭

## ૮ દીવાથી દીવા સળગ્યા

જે જે ગામે ચૂનીભાઈ ગયા ત્યાં કોઈ ને કોઈ એવા પુરુષો તેમણે શોધી કાઢ્યા, જે રેંટિયાના આ નવા રચાયેલા મહામંદિરના સ્તંભો રૂપ થયા. તેમની સાથે ચૂનીભાઈએ પ્રેમ સંબંધ બાંધ્યો. વેડછી ગામમાં આવા સ્તંભો ઘણા હતા, પરંતુ ચૂનીભાઈના સાચા પ્રેમપાત્ર તો રૂપલાકાકા જ હતા. તે આખો દિવસ પોતાની ખેતીવાડીમાં ડૂબેલા રહેતા. રેંટિયો મળ્યો ત્યારથી તે એમની દાતરડીનો સમસમાન ભાગીદાર બન્યો. જુવાર ટોવા ખેતરે જાય ત્યારે રેંટિયો માથે મૂકીને લઈ જાય. તે જમાનામાં હલકાં ફૂલ જેવાં ચરખડાચક્રો અવતર્યાં નહોતાં, પણ ભારે લાકડાનો જૂનો રેંટિયો રૂપલાકાકાને ફૂલ જેવો હલકો લાગતો હતો. સાળા ઉપર બેસીને રેંટિયો કાંતતા જાય અને પંખીડાંને હૈયાં હૈયાં કરતા જાય. ક્યારેક ચૂનીભાઈને ઘેર આવીને બેસે અને રેંટિયા સાળ ચાલતાં હોય તે જોયાં કરે.

વેડછી નજીક દેગામાના ટોકર ફળિયામાં પટેલ રણછોડ ચીમટા કરીને એક પાણીદાર ચૌધરી પટેલ હતા. ભાઈઓ અને દીકરાઓ અને તે સૌનાં બાળગોપાળો, ઘરજમાઈઓ લાવી ઘર આગળ વસાવેલી બહેનો અને દીકરીઓ અને તે સૌના પરિવારો—એમ સો ઉપરની સંખ્યાનો એમનો વિસ્તાર હતો. તે આવતાં જતાં વેડછીમાં ચૂનીભાઈને ત્યાં આંટો મારે, રેંટિયા અને સાળો તરફ ત્રાંસી આંખે જુએ, પણ હમેશાં એક જ વાત કહે: 'આ આપણું કામ નહિ, આપણે તો આપણી ખેતી ભલી.' વેડછીના તેમના જાતિભાઈઓ વખતો વખત તેમને સમજાવે પણ તે તો એક જ જવાબ આપે: 'આ આપણું કામ નહિ, આપણે તો આપણી ખેતી ભલી.' પણ ધીમે ધીમે હૃદય પલળતું જતું હતું. દસબાર મહિના પછી એક દિવસ વેડછી આવી તેમણે ચૂનીભાઈને ટોકર ફળિયાનું આમંત્રણ આપ્યું. ફળિયામાં સૌને ભેગાં કરી સભા ભરાવી અને ઘરમાં રેંટિયો દાખલ કર્યો. પોતે રેંટિયો શીખવા બેઠા, અને પછી તો પોતાના વિશાળ કુટુંબમાં સૌને આદેશ આપી દીધો, 'આજથી કોઈએ લૂગડું વેચાતું લાવવું નહિ, રેંટિયો શીખી લો અને જોઈએ તેટલાં લૂગડાં પહેરો.' તેમના કુટુંબમાં દસબાર ઘરો થોડા વખતમાં રેંટિયાનાં કારખાનાં જેવાં થઈ ગયાં અને નાનાંથી મોટાં સૌ ખાદીધારી થઈ ગયાં.

રણછોડ પટેલના દીવાનું તેજ છેક આંબિયામાં ઝબક્યું. એમની બહેન ત્યાં સાસરે ગઈ હતી તે રેંટિયો પણ સાથે લેતી ગઈ. તેથી તે ગામમાં ભૂલા પટેલનું ઘર રેંટિયા વડે ગુંજતું થયું, અને તેમનો પ્રભાવ એટલો હતો કે ગામમાં ઘેર ઘેર રેંટિયો ફરતો થયો. તે જ ગામના પટેલ નારણજી બાબર વિશે સામાન્ય રીતે કોઈ માને નહિ કે તે ચૂનીભાઈનો રેંટિયાનો સંદેશો કદી ઝીલશે, પણ તેમણે પણ તે ઝીલ્યો અને એ ભાઈના જીવનની એક બાજુમાં ગાબડું પડ્યું એટલે તેની અંદર ચારે તરફથી સુધારાનો ધસારો થયો. આત્મા તો બળવાન હતો જ. તેમને આંગણે સભા કરીને ચૂનીભાઈએ રેંટિયાના કેટલાયે ઑર્ડર નોંધ્યા. આગળ ઉપર એ જ નારણજી પટેલ મદ્યનિષેધની હિલચાલના એક મજબૂત સ્તંભ બન્યા. ગામનો દારૂનો ઇજારદાર લડતમાં ભંગાણ પાડવાની ખટપટ કરવા લાગ્યો ત્યારે નારણજી બાબરની હાકલથી ગામમાં તેનો સખત બહિષ્કાર થયો. ચાર પાંચ વર્ષ સુધી તેની ખેતીમાં કોઈ કામે જાય નહિ. એનાં ખેતરો તે ઘાસિયાં બની ગયાં અને ગામનાં ઢોર તેમાં ચરતાં થયાં. આ રીતે ખેંચી લીધેલા મજૂરોને નારણજી પટેલે પોતાની ખેતીમાંથી જમીનો કાઢી આપી નભાવ્યા.

ગડત ગામમાં ભગુભાઈ લાછણિયાનું ઘર ચૂનીભાઈનું પ્રેમક્ષેત્ર બની ગયું. વડોદરા રાજ્ય સહકારી હિલચાલને સારું ઉત્તેજન આપી રહ્યું હતું. ભગુભાઈનું ઘર એ હિલચાલનું મધ્યબિન્દુ બની ગયું હતું. તે ખાતાના અધિકારીઓને તે પોતાને ઘેર નોતરી લાવતા. ચારે તરફથી લોકોને બોલાવી સભા કરાવી આપતા. ચૂનીભાઈએ પણ તેમને પોતાની એ હિલચાલમાં સમાવી દીધા અને થોડા વખત સુધી તો સરકારની એ સભાઓ ચૂનીભાઈના રેંટિયાની સભાઓ જ બની ગઈ. ભગુભાઈ લાછણિયાને વડોદરા સરકારે આખા વ્યારા મહાલના સહકાર પ્રચારક નીમ્યા. તે કામ માટે જતા ત્યાં સાથે સાથે રેંટિયાનો મંત્ર પણ તે લઈ જતા અને ચૂનીભાઈને ખાસ બોલાવી તેમની સભાઓ કરાવતા.

ડોલવણ ગામમાં ત્યાંના દેસાઈઓની હાક વાગતી હતી. ત્યાં બીજા કોઈની આંગળી ઊંચે એવી આશા ન હતી. પણ તે ગામના ચૌધરી ખેડૂત રણછોડ નાનાને વેડછીમાં સંબંધ હતો. ગોમજી માસ્તરના ઘરમાં એમનાં બહેન હતાં. આ રતનબહેન રેંટિયાનાં જબરાં સ્તંભ હતાં. પીંજવામાં ખૂબ પાવરધાં થયાં હતાં અને તેમનું ઘર પીંજણથી ગાજતું હતું. અને ઘણાના રેંટિયાને માટે તે પૂણી બનાવી આપતાં. તેણે પોતાના ભાઈ રણછોડને રેંટિયાનો રંગ લગાડ્યો. એમની નાની પુત્રી દિવાળી નાની છતાં રત્ન હતી. મા કરતાં મામાને રંગ લગાડવામાં તેણે વધારે ભાગ ભજવ્યો હતો. એ રણછોડ પટેલે જ્યારે ડોલવણમાં ચૂનીભાઈની સભા રખાવી ત્યારે દેસાઈઓનો કડપ સવારની ઝાકળની જેમ ઊડી ગયો. ગામના લોકોમાં હિંમત આવી ગઈ અને ઘેર ઘેર તેમણે રેંટિયા નોંધાવ્યા.

ડોલવણથી રાયસિંગ માસ્તર ચૂનીભાઈને ઉમરવાવદૂર તેડી ગયા. એ પણ રેંટિયાના સારા સ્તંભ નીવડ્યા. જ્યાં જાય ત્યાં તકલી તેમના હાથમાં હોય જ. એ ગામ રેંટિયાનું મથક થયું અને વણાટ શીખનાર પણ ત્યાં નીકળ્યા.

ડોલવણથી બીજી દિશામાં મહુવરિયામાં પણ ચૂનીભાઈનું પ્રેમક્ષેત્ર ફેલાયું. ગોપાલભાઈ રેંટિયાના સ્તંભ બની ગયા. તેમનું આખું ઘર રેંટિયાનું મંદિર બની ગયું. તેમના ઘરમાં બે ગરીબ છોકરાઓને ગોવાળિયા તરીકે રાખેલા હતા. ગામમાં રેંટિયાની હવા ફેલાઈ હતી. તેની અસર એ બન્ને ઉપર પણ ફરી વળી. તેઓ વણાટકામ શીખી ગયા. અને રાનીપરજમાં કેટલાક નામાંકિત વણકરો ઊભા થયા છે તેમાં એ બેનાં નામો આવે છે. અમારો શ્રેષ્ઠ વણકર નરસિંહ એ તેમાંનો જ એક છે. પાછળથી સગવડ મળતાં તે ભાઈ એક ખેડૂત તરીકે જેસિંગપુરામાં વસ્યા છે. અને ખેતી અને વણાટ એ બન્ને કામો કરે છે.

મહુવા તાલુકાના ગામ પૂનામાં સોમાભાઈ નામના ડોસાએ ખાસ પોતાની જમીન આપીને આશ્રમ કરાવ્યો. આગળ જતાં તે રાનીપરજ કોમના આજીવન સેવક મનસુખભાઈ કુમારસિંહનું કર્મક્ષેત્ર બની ગયું.

અલગટ ગામમાં રેંટિયાનો સંદેશો એક સાદા સીધા કેશવભાઈ ભાણાના હૃદયમાં ઊતર્યો હતો. તેણે દાતરડીની મદદથી ઘરનાં લાકડાંમાંથી રેંટિયો બનાવી લીધો હતો અને હવે તેણે સાળ બનાવવામાં પોતાનું મગજ ચલાવવા માંડયું હતું. ચૂનીભાઈ માટે પ્રેમ સગાઈનું આ બહુ જ મોટું કારણ થઈ પડયું.

તે જ અલગટ ગામમાં ઝીણાભાઈ પટેલ કરીને એક વૃદ્ધ ખેડૂત હતા. ઘણા ઉદ્યમી હતા. અને પ્રેમાળ પણ તેવા જ હતા. પાંચ પાંડવો જેવા તેમને પાંચ પુત્રો હતા. તેઓ બધા પણ ભાવ ભક્તિ-વાળા અને ખેતીવાડીમાં પ્રગતિશીલ હતા. છતાં ડોસાની કસોટીમાં તેઓ પૂરા પાસ ગુણ મેળવી શકતા નહોતા. ચૂનીભાઈની પ્રેરણાથી એ ઘરમાં રેંટિયો પેઠો ત્યારે ડોસાને કંઈક સંતોષ વળ્યો. છોકરાઓ મહેનત ઓછી કરતા એ તેમનો અસંતોષ નહોતો, પણ તેઓ ગૃહ સ્વાવલંબનનો પેઢીજાત સદ્‌ગુણ વખતો વખત ચૂકતા હતા અને જે વસ્તુ જોઈએ તે ઘરમાં બનાવી લેવાનું છોડી વાતવાતમાં બજારનો આશ્રય લેતા થયા હતા તે આ ડોસાના અસંતોષનું મૂળ કારણ હતુ. તેથી એ છોકરાઓ જ્યારે ઘર માટે જોઈતાં વસ્ત્રો ઘરમાં બનાવી લેવાને રસ્તે વળ્યા ત્યારે ડોસાને ધારણા કરતાં પણ વધારે મળી ગયું અને તેથી આવું પરિણામ નિપજાવનાર ચૂનીભાઈ ઉપર એમને હેત ઊભરાય એમાં શી નવાઈ? અને જ્યાં આગેવાનના દિલમા આવું હેત ઊભરાય તે ગામ રેંટિયાનું સુંદર ક્ષેત્ર બની જાય એમાં પણ શી નવાઈ?

આ પ્રેમક્ષેત્રમાં પહોંચવા માટે ચૂનીભાઈને વેડછીથી કુંભિયા જવું પડતું અને ત્યાંથી પૂર્ણા નદી પાર કરવી પડતી. ચૂનીભાઈને તરતાં આવડતું નહિ અને આ નાના સરખા ગામને ઓવારે હોડી પણ ક્યાંથી ફરતી હોય? પણ કુંભિયા ગામમાં ચૂનીભાઈને એક 'ગુહકજી' મળી ગયા હતા. વહેલા મોડા જ્યારે પણ જાય ત્યારે આ ઝમાભાઈ મોતીભાઈ ચૌધરી પોતાનાં તુંબડાં લઈને હાજર થઈ જતો અને ચૂનીભાઈને તુંબડાંની બનાવેલી ઘોડી ઉપર પલાણ મરાવી સહીસલામત સામે પાર પહોંચાડી આવતો. આ સગાઈથી તેનુ ઘર પણ રેંટિયાવાળું થયું અને તેનું જોઈ કુંભિયા ગામના બીજાઓ પણ તે રસ્તે વળ્યા.

માસી સાદડા ગામમાં ચૂનીભાઈને મંગા ધનિયાભાઈ નામનો ઘણો જ ઉત્સાહી ભાઈ ભેટચો. તે મૂળ કોઈને ઘેર ગોવાળિયા તરીકે મોટો થયો હતો. પણ તેને જંગલોમાં ફરતા સાધુબાવાઓનો સંગ લાગેલો તેથી હનુમાનજીનો ભક્ત થયો હતો અને સિંદૂરનું મોટું તિલક કપાળમાં કરીને બધે ફરતો. ચૂનીભાઈ તેના ગામ તરફ નીકળ્યા ત્યારે તેને એમના કામમાં અને એમના રેંટિયામાં બહુ જ રસ પડચો. અને પછી તો ચૂનીભાઈ એ તરફ નીકળે ત્યારે તે અચૂક તેમની સાથે જોડાઈ જાય. ચૂનીભાઈને પછી રસ્તા શોધવાની અને ગામમાં જાય ત્યાં ઓળખાણ શોધવાની અડચણ રહે જ નહિ. વલ્લભભાઈ ફરંદો માણસ હતો. અને એ પ્રદેશના ડુંગર ડુંગરનો અને કોતર કોતરનો ભોમિયો હતો. તેના જીવનમાં હનુમાનજીની સાથે રેંટિયાની ભક્તિએ પણ સ્થાન જમાવ્યું.

એ તરફ ફરતાં ફરતાં ચૂનીભાઈ પંચોળ ગામે પણ પહોંચ્યા. અહીંના રડતિયાભાઈ ચૌધરીની આસપાસના પરગણામાં હાક વાગતી હતી. નાના મોટા ગાયકવાડી અમલદારો તેને ઘેર મુકામ નાખતા અને રસ્તે જતા સાધુસંતોને પણ આશરો મળતો. તે ડોસો વખતોવખત ઉનાઈનાં દેવમંદિરોમાં પણ આવજા કરે અને ત્યાં ધર્મકથાઓ અને વેદાન્તનો રસ પણ તેને લાગ્યો હતો. પણ તેને ગાંધીજીની રાજદ્વારી અને આર્થિક હિલચાલોમાં અને ખાસ કરીને દારૂતાડી છોડાવવાની અને રેંટિયા-ખાદીની વાતોમાં બહુ જ શંકા હતી. એ બધું આ સંસારી જીવનને લગતું હોઈ ઉપર ટપકિયું હતું. સાચી મૂલ્યની વસ્તુ તો ધર્મ, ધ્યાન અને ભક્તિ જ હતાં. આટલું સમજવા જેટલું વેદાન્ત જ્ઞાન તે ડોસાને સાધુ બ્રાહ્મણોના સત્સંગમાંથી મળી ગયું હતું. તેથી ઘરમાં ધૂપ, દીપ, પૂજા તિલક એ બધુ ચાલતું અને બીજી તરફથી સાંજ ઢળતાં દારૂ પણ ઊડતો. ત્યાં પહોંચીને ચૂનીભાઈએ તો ડોસાના છોકરાઓ અને છોકરાઓ સમા ગામ લોકો સમક્ષ મહાત્મા ગાંધીનો રેંટિયાનો મંત્ર સંભળાવ્યો. વેદાન્તી ડોસાએ ખિજાઈને કહ્યું, જે આવો તે 'રેંટિયો રેંટિયો' અને 'દારૂ છોડો-દારૂ છોડો' કરતા શું આવો છો? મા બાપની આજ્ઞા માનવી, ભગવાનની ભક્તિ કરવી એવો ઉપદેશ તો કોઈ આપતા જ નથી!' પરંતુ ડોસાના છોકરાઓએ તથા ગામલોકોએ તો ચૂનીભાઈને સત્કાર્યા, દારૂ છોડચો અને રેંટિયા પણ અપનાવ્યા.

બીજી દિશામાં ઘાટા ગામે જવાનો પણ ચૂનીભાઈને પ્રસંગ આવ્યો. ગામીત અમરસિંહ પરગણાનો એક આગળ પડતો ગૃહસ્થ હતો. ન્યાતજાતની પંચાયતોમાં અને સરકાર દરબારી કામકાજોમાં તેને બહુ રસ હતો. અને તેમાં તેની સલાહ અને મદદનો સૌ લાભ લેતા. કારણ કે કહેવું ઘટે તેને દબાવીને કહેવાની તેનામાં હિંમત હતી અને કોઈને કંઈ આપીને મનાવવાનો હોય તો આપવાની ઉદારતા પણ તેનામાં હતી. તેના બાપના વખતથી તેના ઘરમાં દેવમંદિર હતું. અને સાધુ અભ્યાગતો માટે સદાવ્રત જેવું ચાલતું. અમરસિંહ પટેલે એ દેવમંદિર અને સદાવ્રતનું ખાતું ઘરનાં બૈરાંઓના હાથમાં સોંપી દીધું હતું અને પોતે જાહેર કામોમાં રચ્યાપચ્યા રહેતા. તેમને છાંટાપાણીનો વાંધો ન હતો, પણ મદ્યનિષેધની હિલચાલ એટલી આગળ વધી હતી કે આવો ડાહ્યો અને સુખી માણસ તેનાથી કેમ અળગો રહી શકે? તે હવે હિલચાલમા આગેવાન થઈને કામ કરતો થઈ ગયો, અને ચૂનીભાઈ રેંટિયાનો સંદેશો લઈ તેમના ગામે જઈ પહોંચ્યા ત્યારે તેમણે ખૂબ ભાવ બતાવ્યો. અને તેમને માટે ગામની હવા અનુકૂળ કરી આપી. તેમણે પોતે રેંટિયા ઉપર હાથ અજમાવ્યો નહિ પણ તેમની સંમતિ મળવાથી તેમના ઘરમાં અને ગામમાં જુવાન પેઢીએ ચૂનીભાઈને સારો જવાબ આપ્યો.

ફરતાં ફરતાં ચૂનીભાઈ તાપી પાર માંડવી તરફ પણ રેંટિયાના સ્તંભો રોપી આવ્યા હતા. શકવાવ ગામમાં કોયલા પટેલ કરીને ઘણો જ ગરમ સ્વભાવનો પટેલિયો હતો. પહેલાં તો પીને ચકચૂર રહેતો અને રોજ કંઈ ને કંઈ ઝઘડાઓ કરી આવતો. પણ હમણાં હમણાં ગાંધીજીનું નામ તેના કાને પડયું હતું. તેના મગજમાં ધૂન પેઠી કે ગાંધીબાપુને મારે ઘેર લાવું. વેડછી સાથે તેણે તાર જોડચો અને ચૂનીભાઈને પોતાના ગામે નોતરી લાવ્યો. ઘર લીપીગૂંપીને શુદ્ધ કર્યું. ભજનમંડળી બેસાડી, દારૂ વર્જવાનું પાણી મૂકયું. અને ચૂનીભાઈ પાસેથી પેટભરીને રેંટિયાની અને ગાંધી બાપુની વાતો સાંભળી. પછી તો કોયલાભાઈ ઘેર હોય ત્યારે કાંતે અને

બહાર નીકળે ત્યારે હાથેથી તકલી કાંતતો કાંતતો ચાલે. તેણે ચૂનીભાઈને માંડવી તાલુકાનાં જંગલમાં આવેલાં ઘણાં ગામો બતાવ્યાં. માકણઝર ગામમાં તેમનો મિત્ર હરજી ભૂલાભાઈ ચૌધરી રહેતો હતો. તે રેંટિયાનો ભક્ત થયો. આંબાપારડી ગામમા રતના બાબાને રંગ લાગ્યો. પૂના ગામમાં રાયકા પટેલ અને સરકા પટેલને પણ રંગ લાગ્યો. જાનાભાઈ વગેરે સાથે ચૂનીભાઈ આ ગામોમાં થોડા થોડા દિવસ રહ્યા અને આ નવા રેંટિયા ભક્તોને લીધે તેમનાં આખાં ફળિયાઓ રેંટિયા પીંજણથી ગાજતાં થઈ ગયાં. વખત પાકતાં કોયલા બાબાની ભાવના ફળી. ખરેખર જ ગાંધીજીનો શકવાવનો કાર્યક્રમ ગોઠવાયો અને કોયલા બાબાના ઘરમાં તેમનો મુકામ થયો. આ પ્રસંગથી ચૂનીભાઈને હાથે રોપાયલા સ્તંભો જડબેસલાક ચોંટી ગયા.

આવા આવા સંખ્યાબંધ સ્તંભો ઉપર ચૂનીભાઈના રેંટિયાકામનો મહામંડપ બે ત્રણ વર્ષની ટૂંકી મુદતમાં શોભી રહ્યો. આ માત્ર રેંટિયાનું કામ પથરાયું નહોતુ, આ તો વેડછી ફરતેના પ્રદેશમા ચૂનીભાઈનુ પ્રેમક્ષેત્ર વિસ્તર્યું. દીવાથી દીવા સળગ્યા હતા. ખાદીભક્તે ગામડે ગામડે ખાદીભક્તો અને ગાંધીભક્તો ઊભા કર્યા હતા.

ખાદીભક્ત ચૂનીભાઈ પૃષ્ઠ ૪૫

## ૯ અંતઃશુદ્ધિનું અવલોકન

શ્રી નાનાલાલ આપણને શાળાના મકાનમાં પ્રવેશ કરાવતાં હસીને કહે છે: 'અત્યાર સુધી આપને બહિરૂશુદ્ધિ બતાવી, હવે આવો, અમારી અંતઃશુદ્ધિ જુઓ.'

'અંતઃશુદ્ધિ' જેવો આધ્યાત્મિક દુનિયાનો શબ્દ આ રીતે ઘરની અંદરની સફાઈના અર્થમાં વપરાયેલો સાંભળી આપણને ખૂબ જ રમૂજ પડે છે.

'અમારે ત્યા આ રમૂજી શબ્દ-પ્રયોગ બાળકોમાં ઘણો લોકપ્રિય થઈ ગયો છે.' મિસ્ત્રીએ કહ્યું; 'અને તેઓ તેનો પ્રયોગ કરવાનો સાચો જૂઠો પ્રસંગ ઊભો કરતાં જ હોય છે.'

'અંતઃશુદ્ધિમાં વાળવું, છબિઓ સાફસૂફ કરવી અને શોભાશણગાર કરવાં આ ત્રણ અમારી મુખ્ય પ્રવૃત્તિઓ છે.

'વાળવાનો અર્થ સામાન્ય રીતે ભોંયતળિયું વાળવું એટલો જ થતો હોય છે. અમારી સંસ્થામાં અમે ભીંત-તળિયાં અથવા એને તળિયાં ન કહેવાય તો ભીતપૃષ્ઠો વાળવાં એનો પણ રોજના વાળવામાં સમાવેશ કરી લીધો છે. આપણે જરા મોડા પડ્યા એટલે આ કામ પૂરું થઈ ગયું છે. વાળનારી ટુકડી પોતાનું કામ પતાવી હવે છબિઓ લૂછવાના અને કલામંડપના કામે લાગી ગઈ છે. પરંતુ એ લોકોનાં શસ્ત્રાસ્ત્રો અહીં ટાંગ્યાં છે તે આપ જોઈ શકશો.

'ભોંય-તળિયું વાળવાનાં ઝાડુ એ તો સામાન્ય ખજૂરીના ઝાડુ જ છે; છતાં તે સ્વયંસેવકોને કામ માટે આપતાં પહેલાં હમેશાં અમારી મરામત ટુકડીના હાથમાંથી પસાર થાય એમ રાખ્યું છે. બજારમાં મોટાં વજનદાર સાવરણા આવે છે. તેને એ ટુકડીવાળાઓ ખોલી નાખે છે અને તેમાથી માપસરનાં ઝાડુ બનાવે છે. તેનાં છટિયાંને ચીરી કૂચડાને નરમ બનાવે છે અને તેને કાથીની દોરીથી મજબૂત બંધ બાંધે છે.

'ભીતપૃષ્ઠો વાળવા માટે અમે સૂતર કે લૂગડાના ટૂંકા ચોટલાઓ બાંધેલા વાંસ રાખ્યા છે. છોકરાંઓએ સાધનનું નામ જ 'ચોટલા' એવું છાપી દીધું છે. આ ચોટલાઓને પ્રતાપે અમારાં મકાનોમાં કરોળિયાં જેવાં જંતુઓને આશ્રય મળતો નથી. ભીંતપૃષ્ઠો વાળવાની પ્રથમ શરૂઆત કરી ત્યારે થોડા દિવસ તો અમે રોજ દિવસે તેમનાં જાળાં પાડીએ અને રાત્રે તે મહાઉદ્યમી જંતુઓ નવાં જાળાં બાંધે. પણ છેવટે તેઓ સમજી ગયાં છે અને અમારી શાળાનો બહિષ્કાર કરીને ચાલ્યાં ગયાં છે.

'આ ઉપરાંત દર બે માસે અમે શાળાનો મહાસફાઈનો દિન રાખીએ છીએ. વિદ્યાલયનું મકાન આખું ફરસબંધીનું છે. તે દિવસે અમે તે આખું ધોઈએ છીએ. ગાર કરવાનો કાર્યક્રમ પણ તે દિવસે વધારે પ્રમાણમાં કરીએ છીએ. રોજનું સફાઈનું કામ ૪૦ મિનિટમાં પતાવીએ છીએ પણ તે દિવસે અમે મહાસફાઈને ખાસ્સા બે કલાક આપીએ છીએ.

'હવે અહીં આવો. આ અમારી વસ્તુસંગ્રહ ટુકડી છે. અમારે ત્યાં એક ઓરડી વસ્તુસંગ્રહની છે. તેમાના નમૂનાઓ તેમણે રોજ લૂછીને પાછા યથાસ્થિત ગોઠવવાના હોય છે. શાળાની ભીંતો ઉપર ટાંગેલી છબિઓ, આલેખો, સૂત્રો એ પણ તેનો જ ભાગ છે. અત્યારે આ બાળકો છબિસફાઈનું કામ કરી રહ્યાં છે. તેઓ દરેક છબિને ઉતારે છે, તેને આગળ પાછળ ચીંથરું ફેરવીને લૂછે છે, પછી ટાંગવાની જગ્યાને પણ સારી રીતે ઘસીને ચોખ્ખી કરે છે. અને પછી પાછી છબીઓ જેની તેની જગ્યાએ ટાંગી દે છે. આ જરા કાળજીનું અને નાજુકાઈનું કામ છે, પણ બાળકો તે ઘણી સંભાળથી કરે છે. તૂટ ફૂટનું પ્રમાણ ઘણું જ ઓછું છે.

'આ છબિઓ માટેનાં ચોકઠાંઓ અમે ખાસ કરાવ્યાં છે. પાછળની ઠેસી ખસેડવાથી પાટિયું કાઢી શકાય છે. આથી જ્યારે મરજી થાય ત્યારે એક ચિત્ર કાઢી બીજું ગોઠવી શકાય છે.

'અત્યારે તમે વિદ્યાલયમાં ટાંગેલી છબિઓ જોશો તો તેમાં અમારા પ્રવાસનાં દૃશ્યોનાં ચિત્રો દેખાય છે. હવે થોડા વખત પછી રાષ્ટ્ર-સભા ભરવાનુ જાહેર થયું છે, એટલે અમે રાષ્ટ્રસભાના પ્રમુખોનાં ચિત્રો અમારા સંગ્રહમાંથી કાઢી છબિ-ટુકડીને આપી દઈશું. તેઓ પ્રવાસદૃશ્યો કાઢી તેની જગ્યાએ તે ગોઠવી દેશે. વળી આગળ ઉપર રેંટિયા બારશના દિવસો નજીક આવશે, ત્યારે ગાંધીજીના જીવનનાં ચિત્રો તખતાઓમાં મૂકીશું. આમ અમારે ત્યાં માહને બે મહિને છબિઓ નવી થયા જ કરે છે. છબિઓ બદલાય ત્યારે વિદ્યાર્થીઓની આંખોને થોડા દિવસ મોટી મિજબાની મળી જાય છે. અને શિક્ષકોને પણ નવા શીખવવાના વિષયો મળી જાય છે. આ તરફનાં બાળકો અંતઃશુદ્ધિની એક ત્રીજી પ્રવૃત્તિ કરી રહ્યાં છે. તેમણે અમારો કલામંડપ રોજ સજાવવાનો હોય છે. કાલે તો તેઓએ બાલવાડીનાં શિશુઓનો બનાવેલો માટીનો હાથી મૂક્યો હતો. એમ એ લોકો ક્યારેક ક્યારેક ખુશ થઈ જઈએ એવી કલ્પના બતાવે છે.'

બાળકો પાસે જઈને 'કેમ મિત્રો! આજનો કયો કાર્યક્રમ રાખ્યો છે? ઓહો! આજે તો તમે કેળના સ્થંભ લાવ્યાં છો! કળશની તૈયારી પણ ચાલી રહી છે! મંદિર બનાવવાની તૈયારી ચાલતી લાગે છે!

પાછા આપણને કહે છે : 'કલામંડપને શણગારવાનાં સાધનો નિત્ય નવાં એ લોકો શોધી લાવે છે. આજે કેળના સ્તંભ છે, તો કોઈ દિવસ રંગો વાપરશે. કોઈવાર ફૂલ તો કોઈવાર કાંકરામાંથી પણ કળા ઉપજાવશે. એમ તેઓ અમારા કલામંડપના બાજઠને નિત્ય નવી ઢબે સજાવે છે.'

સુંદરપુરની શાળાનો પહેલો કલાક પૃષ્ઠ ૯૧

## ૧૦ બારડોલી પર હું મુગ્ધ છું

બારડોલી એ છેલ્લાં ૨૨ વર્ષથી મારી વરેલી સેવાભૂમિ છે, અને બીજી જન્મભૂમિ જ બની ગઈ છે. તેની કીર્તિ સાંભળી મને અભિમાન ચડે છે, અને નિંદા સાંભળીને લોહી બળે છે. તેની સરળ હૃદયની અને ગાંધીભક્ત ખેડૂત પ્રજા પર હું મુગ્ધ છું. તેનામાં સરળતાની સાથે દેશવિદેશ ખેડવાની સાહસિકતા ભળેલી છે. એક ભક્ત પ્રજામાં જ પાકી શકે એવા ત્યાગબળવાળા સુપુત્રો તેણે જન્માવ્યા છે, અને છતાં જાણતા પણ નથી કે પોતે કંઈ ભારે કામ કરી નાખ્યું છે. આવી પ્રજા સાથે એક સેવક તરીકે મારું ભાગ્ય સાંધી આપવા માટે હું પરમાત્માનો ઉપકાર માનું છું. બારડોલીની ગુણિયલ પ્રજા ખેતીવાડી અને ધન સાધનમાં સુખી થાય એ મને પ્રિય છે. પણ એ સુખને ભોગે પણ તે દેશની આઝાદીની લડતમાં સદા આગળ ને આગળ રહે એ મને વધારે પ્રિય છે. એના કરતા વળી મને વધારે પ્રિય એ છે કે તે ખાદી, ગ્રામ ઉદ્યોગો, નઈ તાલીમ આદિને શ્રદ્ધાપૂર્વક સ્વીકારે—ધનના ઝાકઝમાળના મોહમાં બીજી દુનિયાની સાથે ન ખેંચાતાં 'ગોકુળિયું-રૂડું ગામડિયું'— એ આદર્શમાં રાચનારી થાય. પરંતુ મારા આત્માને સર્વ પ્રિયોમાં પણ અધિકતમ પ્રિય એવું તો એ છે કે બારડોલીની પ્રજા ધર્મબુદ્ધિમાં, સૂક્ષ્મ ન્યાયબુદ્ધિમાં સત્ય અને અહિંસાના નિર્મળ પાલનમાં પ્રીતિ ધરાવતી થાય. તેથી જ જમાનાઓથી ચાલતી આવેલી કુપ્રથાને લીધે પશુથીયે ખેદ દશાને પામેલા દુબળાને હળપતિપદ પર આરૂઢ કરવાનો પોતાનો ધર્મ તે ઉદારતાથી બજાવે એ જોવા મારો આત્મા તલસી રહ્યો છે.

હળપતિ-મુક્તિ પૃષ્ઠ ૧૨

## ૧૧ માણસ છો કે ગીધ?

ઈશભવન છે આ સચરાચર,
સ્વર્ણનિયમ ત્યાં આવો:
કમાઓ તે દઈ દઈને ખાઓ,
પરધન પર ના ધાઓ.
ખાઈ ભોગવી શું ખુશ થાઓ?
માણસ છો કે ગીધ?
ત્યાગમાં જ છે ભોગ ખરો ને
ખરું ખાધું જે દીધ.

□ ઈશભવન છે આ સચરાચર,

આ આખું સચરાચર વિશ્વ પરમપિતા પરમેશ્વરનું ઘર છે. તે તેનાં સઘળાં જ બાળકો માટેનું ઘર છે—આપણું એકલાનું નથી.

□ સ્વર્ણનિયમ ત્યાં આવો:

તેથી આ ઈશના આવાસમાં તો કંઈ ફાવીએ તે પોતે જ ખાઈ જવું એ જગતમાં જીવવાનો નિયમ કેમ હોઈ શકે? આ ઈશભવનમાં રહેનાર માટે એક ખાસ સુવર્ણ નિયમ છે, અને તે પાલન કરવાથી જ જીવન કૃતાર્થ થાય છે.

□ કમાઓ તે દઈ દઈને ખાઓ.

આ સુવર્ણ નિયમ શો છે?
'કમાઓ તે દઈ દઈને ખાઓ.'

તેમાં પહેલો નિયમ છે,—'કમાઓ' એટલે કે કામ કરીને ઉત્પન્ન કરો. કમાવું એટલે કામવું—અર્થાત્ કામ કરીને મેળવવું.

બીજો નિયમ છે,—એ રીતે કામ કરીને કમાઓ તે પણ એકલા પોતે ન ખાઈ જાઓ, પણ પ્રથમ ઈશ્વરનાં અન્ય બાળકોને આપો, અને આપતાં બચે તેમાંથી જ પોતે ખાઓ.

□ પરધન પર ના ધાઓ.

ત્રીજો નિયમ છે, 'પારકાએ મહેનત કરીને ધન ભેગું કર્યું હોય તે પડાવી લેવા ન ધાઓ.' બીજાની મહેનતનું ઝડપી લઈ પેટ ન ભરો. એમ કરવું એ માણસનું કામ નથી, તે તો ગીધડાંનું કામ છે.

□ ખાઈ ભોગવી શું ખુશ થાઓ?
માણસ છો કે ગીધ?

આ જગતમાં આ સુવર્ણ નિયમો પાળી મનુષ્યની જેમ વર્તો, ગીધની જેમ ન વર્તો.

શું તમે ગીધ છો કે બીજાનું ઝડપીને પોતાનું પેટ ભરશો? નહિ નહિ, તમે તો માનવ છો. તમને તો પેલા સુવર્ણ નિયમોને અનુસરીને ચાલવું એ જ શોભે છે.

□ ત્યાગમાં જ છે ભોગ ખરો ને
ખરું ખાધું જે દીધ.

એ સુવર્ણ નિયમોને સમજો તો તમે જોશો કે બીજાને અર્થે આપણે ત્યાગીએ છીએ તે જ ખરું ભોગવ્યું છે, અને બીજાને આપણે ખવડાવીએ છીએ તે જ ખરું ખાધું છે. ઈશ્વરના બાળકોને ખવડાવી તેમનું આનંદિત મુખ જોવા મળે તે શું જાતે પેટ ભરવા કરતાં ઓછું સુખકર છે?

ઈશ ઉપનિષદ પૃષ્ઠ ૧૨

## ૧૨ અમૃતની લૂંટ

આકાશનું અમૃત તો રોજ રાત્રે વરસી જ રહ્યું છે. અજવાળી રાત્રિએ ચંદ્રમા અમૃત વરસાવે છે અને અંધારી રાત્રિએ કોટિ કોટિ તારાઓ. તે અમૃતથી પેટ તો ન ભરાય પણ આપણો થાક ઉતારી તે આપણને તાજગી અને આનંદ બક્ષે છે. તે લૂંટવાની કોઈને મનાઈ નથી. જેઓ લૂંટતા નથી તેઓ પોતાની બેદરકારીથી—પોતાની જ ભૂલથી લાભ ગુમાવે છે.

× × ×

હું જોયા કરું છું કે નવા આવેલા મિત્રોમાંથી પણ રોજ થોડા અમારી અમૃતલૂંટમાં ભળવા મંડ્યા છે. શરૂઆતમાં તો તમે

ઘરમાં અથવા ઓટલા પર પથારી કરો છો. પથારી કરતી વખતે તમારા મનમાં કેવા વિચારો ચાલતા હશે તે કહું? 'અરર! તદ્દન ખુલ્લામાં તો કેમ સુવાય? અંગો રહી જ જાય ને? આશ્રમવાળા બધા ચક્રમ હોય છે એમ લોકો કહે છે. તે ખોટું જણાતું નથી! આ લોકો તો બધા ટેવાઈ ગયા છે. તેથી એમને કંઈ ન થાય. હું એમનો વાદ કરવા જાઉં તો માંદો જ પડી જાઉં. મને શરદી થઈ જાય, મને તાવ આવે, મારા સાંધેસાંધા રહી જાય.' પછી પથારી કરીને તમે બે ઘડી વાર્તાવિનોદ કરવા ખુલ્લામાં પડેલી મંડળીમાં ફરવા નીકળો છો. ફરફર વાતી હવા તમારાં અંગેઅંગમાં ગલગલિયાં કરે છે. તમને ખબર પડતી નથી, પણ આકાશના અમૃતનો તમને કેફ ચડે છે. વાતો કરીને પથારીમાં સૂવા જાઓ છો ત્યારે તમને પથારી કરડવા લાગે છે. ઘરની બંધ હવા જાણે તમને દઝાડતી ન હોય એમ લાગે છે. માથા પરનું છાપરું તમને આંખના પાટા સમું લાગવા માંડે છે અને છેવટે કોઈની છાતીમાં હિંમત એકઠી થાય છે. તે છાનો છાનો પથારી વીંટાળીને ઊઠે છે અને ચોકમાં સારી જગ્યા જોઈ ત્યાં જમાવે છે.

વહેલી મોડી સૌને એ હિંમત આવ્યા વિના રહેવાની નથી. થોડા દિવસમાં જ એવી સ્થિતિ આવશે કે ઘરમાં તમને કોઈ બાંધી રાખે તોપણ બંધાઈ રહેવા તમે તૈયાર થવાના નથી. તમે અનુભવે જોશો કે ખુલ્લામાં સૂવાથી માંદા પડાય એ વહેમ જ હતો. ઊલટા ખુલ્લામાં—આકાશના અમૃતમાં આખી રાત નહાવાથી તમે પહેલાં કદી નહિ અનુભવેલી એવી મીઠી નીંદરનો અનુભવ કરશો. તમને લાગવા માંડશે કે આજ સુધી જાણે તમે કદી સાચી નિદ્રા જાણી જ નહોતી.

આહાર ગમે તેટલો વિચારપૂર્વક લઈએ છતાં એકલા આહારમાંથી જ આપણું આરોગ્ય બંધાય છે એમ નથી. સૂર્યનો તાપ, ખુલ્લી હવા, આકાશમાંથી વરસતું અમૃત—એ બધાં તત્ત્વો પણ આપણને ભારે તાજગી અને ચેતન આપનારાં છે. એ તત્ત્વો માણસને માંદો પાડે છે એ વહેમ છે. આપણા જૂના લોકો માંદા માણસને અંધારા અને બંધ હવાવાળા ઘરમાં રાખવો એ સારું સમજે છે, પણ ખરી વાત એથી ઊલટી છે. તાજી હવા તો માંદગી મટાડવામાં મદદ કરે છે અને માણસ માંદગીથી પીડાતો હોય ત્યારે પણ તેને આરામ આપે છે. કેટલાક ક્ષય જેવા રોગીઓને ખુલ્લામાં સૂવાની અને સૂર્યસ્નાન કરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. એટલે અમૃતમાં સૂવાથી માંદા પડાય એ વહેમ તો મનમાંથી ઉડાડી જ મૂકજો.

આશ્રમમાં આકાશી અમૃતનો જે સ્વાદ આપણે ભોગવીએ છીએ તેની કદર આપણા સમાજમાં કોઈને નથી એ કેટલી દુઃખની વાત છે! હા, ભૂમિમાતાના પુત્રો—ખેડૂતો—તેમને કંઈક અંશે એનો લાભ મળે છે ખરો. પણ તે કંઈક અંશે જ. કારણ કે તેઓ એની કિંમત પિછાણતા નથી. તેઓને વર્ષમાં ઘણા દિવસ રાત્રે ખેતરમાં સૂવા જવાનું આવે છે. પણ તે વખતે તેઓના મનમાં શું 'આજે તો આનંદની રાત્રિ માણવા જઈએ છીએ.' એવો ઉલ્લાસ હોય છે કે? નહિ જ. ખેતીના ભૂંડા ધંધાને લીધે માથે આવી પડેલી આફત ભોગવી છૂટવી એમ માનીને જ તેઓ જાય છે, સુખનું સૂવું એ તો બંધિયાર ઓરડાનું જ એવી તેઓની ચોક્કસ સમજ હોય છે.

૧-૫-૨૭

આથી તેઓ ખુલ્લા ખેતરમાં સૂએ છે ત્યાં પણ અમૃતને બને તેટલું બગાડી નાખે છે. ખેતરમાં પણ હવા ન લાગી જાય એવો કોઈ બંધિયાર ખૂણો કે ઝૂંપડું તેઓ શોધી કાઢશે. વળી એ તો વનનો મુકામ, એને સાફસૂફ રાખવાની શી જરૂર? તેમાં કચરા ઉપરાંત ચાંચડ જૂવા પણ ખદબદતા હશે. અહીં ક્યાં રોજ સૂવાનું છે કે તે બધું સ્વચ્છ કરવાની પંચાત કરવી? ખાટલો રાખ્યો હશે તોયે તૂટેલો હશે, અને માકણથી ભરેલો હશે. અને સૂતી વખતે ગંધાતી ગોદડી મોઢે માથે ઓઢી લેશે; ખેતરમાં સૂવા છતાં આકાશના અમૃતને બદલે ગોદડીની ગંધમાં જ આળોટશે! રાત્રે માથું ભૂલમાં ઊઘડી જાય તો આસપાસથી દુર્ગંધી હવા આવશે, કારણ કે મુકામની નજીકમાં જ ઝાડો પેશાબ કર્યાં હશે. ગામમાં પણ દૂર જવાની જરૂરિયાત સમજાઈ ન હોય તો અહીં વગડાના મુકામમાં દૂર જવાનું તો સૂઝે જ ક્યાંથી? આમ આકાશી અમૃતનું રસાયણ જ જે જે શુભ તત્ત્વોનું બનેલું છે, તે તમામને ખેતરમાં સૂવા છતાં તેઓ ખૂએ છે.

હા, એ રસાયણ છે. આકાશી અમૃતમાં અનેક જીવનદાયી તત્ત્વોનું મિશ્રણ થયું છે. તેથી જ આપણે તેને અમૃત કહીએ છીએ. ઉપરથી આકાશ ચાંદની વરસાવતું હોય કે તારાઓ ઝગમગતા હોય, નીચેથી ધરતીમાતા હૂંફ આપી રહી હોય. ખુલ્લી હવા કોઈ જાતની રોકટોક વિના આપણાં અંગોને ગલગલિયાં કરી જતી હોય. મધુર શીતળતા આપણા રોમરોમમાં ગરમીનો સંચાર કરતી હોય. વળી સ્વચ્છતા એ પણ આ અમૃતમાંનું અત્યંત અગત્યનું તત્ત્વ છે. હવા સ્વચ્છ હોવી જોઈએ. આકાશ તો સ્વચ્છ હોય જ. નીચેની જમીન પણ આકાશ જેવી જ સ્વચ્છ આપણે મહેનત કરીને રાખવી જોઈએ અને આપણા અમૃતનું સૌથી મોટું તત્ત્વ—તે છે વિશાળ, વિશાળ, વિશાળ આકાશ. આપણને તે કેટલો આનંદ આપે છે! આપણને કેટલી હૂંફ આપે છે! વિશાળ આકાશ નીચે સૂતા હોઈએ ત્યારે આપણાં હૃદયમાં જાણે એવો ભાવ રહે છે કે આપણે સૌથી જુદા પડી એક નાનકડી કોટડીમાં પુરાયા નથી, પરંતુ આપણે વિશાળ પૃથ્વીના પટ ઉપર ક્યાંક આપણા જેવા માણસોનાં ઝૂમખાંઓ સૂતાં છે. ક્યાંક પશુઓ સૂતાં છે, ઝાડ ઉપર માળાઓમાં પંખીડાં સૂતાં છે. આપણે સૌ ભાંડુઓ ધરતીમાતાના ખોળામાં આનંદથી મીઠી નીંદર લઈએ છીએ, અને આકાશપિતા આપણ સઘળાને માથે છત્રરૂપે જાગી રહ્યા છે. ઉપરનાં સર્વ તત્ત્વો ભળે ત્યારે જ આકાશનું અમૃત તેમાંથી ઉદ્ભવે છે.

આત્મરચના અથવા આશ્રમી કેળવણી પૃ. ૪૬

## ૧૩ તમારી પ્રાર્થનાથી મને ઉષ્મા મળે છે

પરમેશ્વર આપણને મદદ દેવા દોડીને આવતો નથી. સે તો આપણને ન કલ્પીએ તેવી રીતે અને ન ધારીએ તે દિશામાંથી કસોટીએ ચડાવતો જ રહે છે. આપણ કસોટીની આંચથી શેકાતા શેકાતા વધારે ને વધારે પક્વ થઈએ એવી તેની યોજના લાગે છે. પરંતુ તેણે દયા કરી આપણને સારા સારા સાથીઓ આપ્યા છે. તેમની હૂંફથી આપણે ભારેમાં ભારે કસોટીમાંથી પાર ઊતરી શકીશું. મારી શ્રદ્ધાજ્યોત કોઈક દિવસ ઝાંખી પડવાનો ભય છે, પણ આપણી સૌની તો સાથે ઝાંખી નહિ જ પડે. આપણામાંથી

એકાદનું બળ મને ખરે ટાણે ખપમા આવી જશે. તેમ જ તમારી જ્યોત ઝંખવાશે ત્યારે તમનેય આમ ટેકો મળી રહેશે. આવી વૃત્તિથી આપણે સૌ એક માર્ગના મુસાફરો, પ્રેમબંધનથી બંધાયેલા સાથીઓ, રોજ પ્રાર્થનાપરાયણ થઈ એકબીજા સાથે ટોળે વળીને બેસીએ છીએ. તે વખતે આપણે કેવી અદ્‌ભુત ગરમી અનુભવીએ છીએ! ભગવાનને આપણે દેખતા નથી, પણ સાથીઓ સાથે મળી પ્રાર્થના કરીએ છીએ ત્યારે આપણાં હૃદયો ભગવાનની હાજરી અનુભવે છે. એ હાજરીમાં આપણી શ્રદ્ધા તેજ થાય છે, આપણા પગમાં જોર આવે છે, સંકટનો પહાડ આપણને ઊધઈના રાફડાની નાનકડી ટેકરી લાગવા માંડે છે.

પ્રાર્થના વિશે મારી આવી ભાવના હોવાથી તમે સૌ આનંદથી પ્રાર્થનામાં આવો છો તેથી મારો આત્મા ખૂબ જ પ્રસન્ન થાય છે અને તમારો મૂંગો મૂંગો આભાર માને છે.

ઈશ્વરરૂપી સૂર્ય જોવાની મને આંખ મળી નથી. તે પ્રત્યક્ષ દેખા દે તો કદાચ હું બળી પણ મરું. પણ તેનો ગરમાટો તો મારે જોઈએ જ. તે ન હોય તો મારું જીવન ઠરીને ઠીકરું થઈ જાય. તમે સૌ ભેગા મળી મારી સાથે પ્રાર્થના કરો છો ત્યારે તમે મારે માટે એ સૂર્યનો ગરમાટો પેદા કરો છો. પછી હું તમારો આભાર કેમ ન માનું? હું કેમ પ્રભુને પ્રાર્થના ન કરું કે તમારા હૃદયમા તે રોજ પ્રાર્થના માટે શ્રદ્ધા પ્રેર્યા કરે અને મારા માટે પ્રેમ વહેવડાવ્યાં કરે? તમારા એ ઉપકારના બદલામાં તમારા પ્રેમના બદલામાં હું પણ પ્રાર્થનામાં મારો પોતાનો અલ્પ ફાળો આપવા વખતસર હાજર થાઉં છું. એમ કરવામાં હું કંઈ મોટી અસાધારણ વસ્તુ કરી નાખું છું એમ નથી. તેમ ન કરું તો મારા જેવો નગુણો અને કૃતઘ્ની કોણ? જેવી વૃત્તિ ધારણ કરીને હું પ્રાર્થનામાં બેસું છું તેવી જ વૃત્તિ ધારણ કરીને તમે પણ બેસો છો. આપણી પ્રાર્થનામા કંઈ રંગ ચઢતો હોય તો તે આપણી આ પ્રાર્થનાપરાયણ વૃત્તિને જ આભારી છે.

આજે આપણે સાથે છીએ, પણ જિંદગીમા રોજ સાથે રહી શકીએ એમ બની શકે નહિ. એવી આશા પણ આપણે રાખી શકીએ નહિ. આપણાં કાર્યો આપણને ક્યારે અને ક્યાં લઈ જશે એ તો એકલો પરમેશ્વર જ જાણે છે. આપણને સૌને સાથે રહેવું ગમે છે. અને એકબીજાની હૂંફથી આપણને આગળ વધવું સરળ પડે છે. પણ તેથી શું ફરજ બોલાવે ત્યારે અજાણ્યાઓની વચ્ચે વસવાની આપણે આનાકાની કરી શકીએ?

ફરજના બોલાવ્યા ક્યારેક આપણને સાથીઓનો હૂંફાળો સહવાસ જતો કરી એકલા પણ રહેવાનો પ્રસંગ આવી પડે છે. કોઈ વાર ફરજના બોલાવ્યા આશ્રમના શાંત અને સગવડભર્યા વાતાવરણને છોડી કોઈ સત્યાગ્રહના ઝઘડામાં ઊતરવું પડે છે. અને ફરજના બોલાવ્યા આપણે કૃત્રિમ, નિષ્ઠુર અને અમાનુષી એવા જેલવાસમાં અનેકવાર જવાનુ થયા જ કરે છે ને?

આપણામાં જો પ્રાર્થનાપરાયણતા કેળવીશું તો આપણને ક્યારે કેવી સ્થિતિમા મુકાઈએ છીએ તેની કશીયે ચિંતા થવાની નથી. ગમે તે પરિસ્થિતિમાં આપણી પ્રાર્થના આપણને ટકાવી રાખશે. કારણ કે આપણે જુદા પડ્યા છીએ તે તો માત્ર જ્યાં સુધી આંખો ઉઘાડી રાખીએ છીએ ત્યાં સુધી જ છે ને? એકવાર ધ્યાનસ્થ થઈને બેસીએ, આંખો મીંચીએ, પ્રિય સાથીઓનું સ્મરણ કરીએ, એટલે પછી કોણ દૂર રહ્યું? નાની કોટડીમા પુરાયા હોઈશું તોપણ આંખો મીંચીએ કે તરત તેમાં આપણી સાથે આપણો આખો આશ્રમ સમાઈ જશે અને જરા પણ અગવડ વગર આપણી સાથે પ્રાર્થનામાં સામેલ થઈ શકશે, અને આપણને પોતાની હૂંફ આપશે. □

આત્મરચના અથવા આશ્રમી કેળવણી પૃષ્ઠ ૨૨૨

ખંડ : ચાર—ડાળ

ગદ્ય :

(ગ્રંથસ્થ લેખો)

| | | |
|---|---|---|
| ૧ | ખવાઈ જતા પાયા | |
| ૨ | આશ્રમજીવન | આશ્રમબંધુ |
| ૩ | બાપુએ જોયેલાં નવા અજવાળાં | ભૂમિપુત્ર |
| ૪ | બાપુનો સમાજવાદ | ,, |
| ૫ | બાપુના સંસ્મરણો | પંચવાણી |
| ૬ | બાપુચીંધ્યો માર્ગ | આકાશવાણી |
| ૭ | બાપુની અમર રચનાઓ | પુસ્તકાલય |
| ૮ | અમર બાળમિત્ર | |
| ૯ | બાલમંદિરનો પ્રસંગ | રમતગમતનો અંક |
| ૧૦ | બાળકને બિવડાવો નહિ | ભૂમિપુત્ર |
| ૧૧ | બાળ-કેળવણી એ તો કળા-સાધના છે | ,, |
| ૧૨ | બા સમેવા | સાદીપનિ |
| ૧૩ | ભૂખે મરીશું, પણ ભ્રમ નહિ કરીએ | પ્રસ્થાન |
| ૧૪ | બાપુના 'અંધ અનુયાયી' | સદાચાર નિર્માણ |
| ૧૫ | ગુજરાતના રચનાત્મક કામો | દિલ્હી ગુજરાતી સમાજ |
| ૧૬ | સર્વોદય યોજનાની કાર્યપદ્ધતિ | એક રિપોર્ટ |
| ૧૭ | ગાંધીજીની દૃષ્ટિએ ગ્રામદાન | એક વ્યાખ્યાન |
| ૧૮ | દૃષ્ટિ કેળવી કામ કરીએ | ભૂમિપુત્ર |
| ૧૯ | ફરી ઉપાસના કરીએ | ,, |
| ૨૦ | દેશને અંગ્રેજ જોઈએ કે વૈજ્ઞાનિકો? | શિક્ષણ અને સાહિત્ય |
| ૨૧ | ડગલું ભર્યું કે ના હઠવું | નિર્માણ |
| ૨૨ | સ્વામી આનંદ (મારી જીવનકથા) | લોકજીવન |
| ૨૩ | જયપ્રકાશજીની ગુજરાત યાત્રા | |

ખંડ : ચાર

# ડાળ

## ● ગદ્ય

અર્થગ્રંથ લેખો

### ૧ ખવાઈ જતા પાયા

મારું જીવન તો કેવું ? જે દિશામાં બૂમ પડી તે દિશામાં દોડ્યું. એક તરફ બેકારીની બૂમ પડી; તો દોડો રેંટિયા લઈને ! બીજી બાજુથી શોષણની રાડ પડી, તો કાઢો સહકારી મંડળી ! ત્રીજી તરફથી દુર્ગંધ આવવા લાગી, તો દોડો સાવરણો લઈને ! ચોથી તરફથી ઢોરની પછવાડે રખડતાં ને આખો દિવસ બીડીઓ ફૂંકતાં અને ઢોરને ગાળ દેતાં ને છૂટી ડાંગ મારતાં છોકરાંને જોયાં, કે દોડો બુનિયાદી શાળા કાઢવા ! અને જુવાનીના તેજ વિનાના જ્યાં ત્યાં નિરાશ પગલે રખડતા જુવાનિયાને જોયા કે કાઢો ઉત્તર બુનિયાદી ! પ્રૌઢો દારૂ પી ખુવાર થતાં અને ઘરનાં બૈરાં-છોકરાંને મારઝૂડ કરતાં જોયાં, કે દોડો ભજન-મંડળીઓ કાઢવા ! ખેતીને નામે લોકો જમીનો બગાડી રહ્યા છે એમ જોયું. તો દોડો ખેતી સુધારણા કરાવવા ! ગાયોને પાળી પાળીને લોકો એને કજાત અને બકરીથી પણ બેદ બનાવી રહ્યા છે એ દીઠું, કે દોડો ગોશાળા કઢાવવા !

સ્વરાજ્યના દિવસો આવ્યા એટલે સરકારની નીતિઓ ને તેના કાયદાઓ અને તેના અમલદારો કંઈક રાહતરૂપ બનશે એવી આશા રાખેલી. એમણે તો ઊલટા પ્રશ્નો વધારી દીધા છે. ખાદી, ગ્રામોદ્યોગો સ્વદેશી, સ્વાવલંબન એ બધું પુરાણોમાંની કથા જેવું થવા માંડ્યું છે. આજ સુધી રેંટિયા વડે ગામને બચાવવા દોડ્યા, બિચારા રેંટિયાને પોતાને જ બચાવવા દોડવું પડે છે ! પહેલાં જેલખાના-ઓમાં જઈને રવિશંકર મહારાજ કે દાદા માવળંકર જેવાઓની યુનિવરસિટીઓમાં લહેરથી જ્ઞાનલાભ મેળવતા તેને ઠેકાણે કોર્ટ

કચેરી અને અને સચિવાલયના ઉબરા ઘસવાના દોડા કરવા પડે છે. હમણાં હમણાં વિનોબાજી કંઈક આશા આપી રહ્યા છે કે સૌ રોગોનો એક રામબાણ ઉપાય ભૂદાનયજ્ઞ છે, તેથી બીજા દોડાઓ ઓછા કરી ભૂદાન અને ગ્રામદાનની ઝોળી ફેરવવા માંડી છે.

આ બધી દોડાદોડમાં બાળારાજાઓના રડવાના દર્દભર્યા અવાજો અહીં તહીંથી કાને અથડાય છે. એ અવાજો તો સતત આવતા હોય છે, પણ સાંભળવા નવરા કાન ક્યાં હોય છે? પણ કોઈ કોઈ ક્ષણે હૃદય કંપી ઊઠે છે ત્યારે વળી બાળવાડીઓ કાઢવા દોડીએ છીએ.

દેશનાં કરોડો બાળકોમાંથી થોડા લાખ એકડા-બગડા ઘૂટતાં શીખે, તેમાંથી ચળાઈને પાંચ-દશ ટકા 'માટલી ફોડે' તેમાંથી ઝટકાઈને થોડા હજાર 'બી. એ.' અને તેમાંથી ઊડીને વળી થોડા એક સો કંઈક મોટું ભણતર ભણે અને પ્રોફેસર કે દાક્તર કે ઈજનેર બને કે સરકારી નોકરીમાં પેસી આપણા હાકેમો બને, અને એ થોડા સો દેવો દુનિયાના છેડા ઉપર ક્યાંય નથી મળતા તેટલા મોટા પગાર અથવા ફી અથવા નફા કમાતા થાય. ભણતરને નામે ચાલતા આ ધંધાથી ગાંધીજીને કેમ સંતોષ થાય?

એ ધંધાની ટકાવારીમાં થોડો વધારો કરવાના કાર્યક્રમો આજે નીકળ્યા છે. એટલે એકડા-બગડાના ટકા વધે છે ખરા, પણ જે કરોડો બાળકો અને બાળાઓને આપણા એકડા-બગડા પહોંચે છે તે બધાંની નજર મોટા પગારવાળા મહાનુભાવોના ધ્રુવલક્ષ્ય તરફ તાકતી અચૂક થઈ જાય છે. તેઓ મનથી માણસ મટી જાય છે. ટાઢતડકો અને મહેનતના જીવનને ધિક્કારતાં થાય છે, મોટા પગાર મેળવી આરામનું જીવન ગુજારવાનાં અશક્ય સ્વપ્નાં સેવનાર 'ઉજળિયાત' દેવોની ન્યાતમાં મનથી ભળી જાય છે. આપણે ત્યાં શિક્ષણને નામે ચાલતું ચક્ર તેના બીજા બધાં ધ્યેયોમાં નિષ્ફળ નીવડ્યું હોય તો પણ તેનું આ પરિણામ તો પૂર્ણપણે અચૂક છે: પ્રજાચારિત્ર્યના મૂળ પાયાઓ ખોદી કાઢવામાં તે સોએ સો ટકા સફળ છે.

સ્વતંત્રતા આવતાની સાથે જ ગાંધીજીએ પ્રજાજીવનના પાયા ખોદનાર કેળવણીને સ્થાને તે પાયા મજબૂત કરનારી પાયાની કેળવણી ચાલુ કરવાની હાકલ કરી. તેમણે કેવી કેળવણી સૂચવી?

પ્રજા ગંદી ટેવોવાળી છતાં સુગાળવી બની ગઈ છે: બાળકોને બાળપણથી જ સફાઈ કામનો શોખ લગાડો!

પ્રજા મનથી 'ઉજળિયાત' થવા લાગી છે: બાળકોને બાળપણથી જ શરીરશ્રમનો સ્વાદ લગાડો!

પ્રજા-શરીરને ભેદાભેદનો કીડો કોરી રહ્યો છે; ન્યાતજાતના વાડા, ગરીબ-તવંગરના વાડા, હિંદુ મુસલમાન આદિ ધર્મના વાડા, ઉજળિયાત-પછાતના વાડા, ભણેલા-અભણના વાડા પ્રજાને છિન્ન-ભિન્ન કરી રહ્યા: બાળકોને બાળપણથી જ સમાજસેવાનો રંગ લગાડો. બાળપણથી જ વાડા તૂટી જાય અને સર્વ વર્ગના દઢ પરિચયમાં તેઓ આવે એ રીતે તેમને કેળવો અને જાતજાતની સેવા રૂપે સહુ ઉપર પ્રેમ વરસાવતાં કરી દો!

પ્રજા આપ-મતલબી થઈ ગઈ છે; પગાર નફા અને આરામને ધ્યેય કરીને વર્તવા લાગી છે; તે ધ્યેયને ખાતર સત્ય, નીતિ, સંયમ, સ્વદેશી, રાષ્ટ્રભક્તિ વગેરે માનવધર્મો છોડવા માંડ્યા છે; એ બધુ હોશિયારથી છોડવું એ ભણેલાના ભણતરની નિશાની ગણાય છે: આ ટેવો માત્ર ઉપદેશથી બદલી ન શકાય. બાળકોની કેળવણી એવી રીતે યોજો કે જાતમહેનત, સ્વાવલંબન અને સેવાજીવનનો તેમને સ્વાદ લાગી જાય; તેમને પોતાના દેશબંધુઓ ઉપર ઊંડા અંતરનો પ્રેમ જન્મે; તેમની અંદર ભળવાની, તેમની ખાતર ઘસાવાની લગની લાગે; બાળકો સાદા છતાં આનંદી ગ્રામજીવનનાં સ્વપ્નાં સેવતાં થાય અને તે સિદ્ધ કરવા ખાતર આકાશ પાતાળ એક કરવાની તમન્ના સેવતાં થાય!

પ્રજા દિવસે દિવસે ઠોઠ, બેઠાડુ અને જડ બનવા લાગી છે: બાળપણથી કેળવણી એવી યોજો કે બાળકો રાષ્ટ્રીય જીવનને પુનર્જીવિત કરનારા ગ્રામોદ્યોગો અને કળાકારીગરીઓમાં એકબીજાથી ચડિયાતાં નીવડતાં લાગે. વૈજ્ઞાનિક રીતે શુદ્ધ એવા વિચારો કરવાની અને તેવું જીવન જીવવાની તેમને લઢણ લાગી જાય. તેમનાં જીભ અને લેખન કલા-કારીગરી અને વિજ્ઞાન વડે સુસંસ્કારી બને!

આજે ગામો ભાંગવા લાગ્યાં છે અને ઉદ્યોગો ઉજ્જડ થવા લાગ્યા છે: કેળવણીની યોજના એવી ઘડો કે બાળકોની કેળવણી ચાલતી જાય અને સાથે સાથે ગામોનું નવનિર્માણ થતું જાય! વિવિધ ગ્રામોદ્યોગો અને કળા-કારીગરી આવડે તો જ બાળકો આ નવનિર્માણના ઉત્સાહ અને જ્ઞાનવર્ધક કાર્યમાં આનંદ સાથે પોત-પોતાનો નાનકડો ફાળો આપી શકે.

પાયાની કેળવણી મારફત, પ્રજા-ચારિત્ર્યના ખવાઈ જતા પાયાઓ ફરીથી મજબૂત કરવાની રાષ્ટ્રપિતાની કલ્પના છે. જીર્ણ થઈ જતું પ્રજાચારિત્ર્ય નઈ તાલીમ વડે નવું કરી દેવાની અને સડી જતું જીવન નીરોગી બનાવી દેવાની એ કલ્પના છે.

## ૨ આશ્રમી જીવન

ગાંધીજી પાસેથી એકાદ મંત્ર મળ્યો હોય, તો મને એટલી સૂઝ પડી છે કે ગાંધીધર્મનો પ્રચાર આ દેશમાં અને દુનિયામાં અને આપણા જીવનમાં કરવો હશે, તો તે આશ્રમની મારફત જ થઈ શકશે. આ 'આશ્રમ' શબ્દ બહુ જૂનો છે, તેમાં ગાંધીજીએ નવો અર્થ ભર્યો. એમના સિવાય બીજા કોઈએ આશ્રમની વાત લઈને પ્રચાર કર્યો હોત, તો કોઈ સહન ન કરત. કેમ કે લોકોના મનમાં એમ કે આશ્રમ તો વશિષ્ઠનો જ હોય, આ જમાનામાં તે કોઈ આશ્રમ હોય?

...પરંતુ મારા મનમાં એમ ઊગી ગયું છે કે ગાંધીનો ધર્મ, ગાંધીજીનું જીવન, ગાંધીની સ્વરાજ લાવવાની પદ્ધતિ, ગાંધીની સેવા કરવાની રીતરસમ, એ બધું આશ્રમજીવન વિના પ્રજા પાસે મૂકી શકાય તેમ જ નથી. એટલે જેલમાં મને સમય મળ્યો કે મેં 'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' એ પુસ્તક લખી નાખ્યું. તેની નાની પ્રસ્તાવના મને ગાંધીજીએ લખી આપી. તેમાં તેમણે લખ્યું કે 'હું જે કોઈ ચીજને મારા હાથ અડકાડું છું, તેને આશ્રમ બનાવી દઉં છું.'

કેવી ભારે આત્મ-પ્રતીતિ! અને એમના જીવનમાં આ જ જોવા મળે છે. ખાદીનું કામ લીધું તો તેને આશ્રમી ઢબે ચલાવ્યું. પછીના આંદોલન માટે બિહાર ગયા તો ત્યાં પણ આશ્રમ બનાવી દીધો. ત્યારે બિહારના એક મોટા નેતાને ઘેર ગયેલા, નેતા હાજર નહિ, નોકરોએ ગાંધીજીને ન ઓળખ્યા. સાવ સામાન્ય લાગે.

તેમાં એમને જાજરૂ જવાનું થયું. માલિકના પાયખાનામાં તો આને જવા કેમ દેવાય? એટલે નોકરોના પાયખાનામાં મોકલ્યા. પાયખાનું ખૂબ જ ગંદું. ગાંધીજીએ જાતે પાયખાનું ધોયું અને ચોખ્ખુંચટ બનાવી દીધું. પછી જાજરૂ ગયા.

એમણે બિહારના એ મોટા મોટા જમીનદારો સામે હાથે કામ કરવાનું જે મોટું આશ્રમીતત્ત્વ હતું તે પોતાના આચરણ મારફત મૂક્યું. એ કંઈ અમારા ઉત્તર બુનિયાદીના છોકરાઓ નહોતા કે જેમ કહીએ તેમ કરાવી શકાય. એ તો અડબંગ મોટા માણસો હતા. પણ નાહવું, ધોવું, ખાવું, પીવું એ બધાંમાં પોતાના આચરણથી આશ્રમી તત્ત્વો સાક્ષાત્ કરીને એમને પણ આશ્રમવાસી બનાવી દીધા. એટલે તો એમણે લખ્યું કે, હું જેને હાથ અડાડું છું તેને આશ્રમ બનાવી દઉં છું. હું કોંગ્રેસ ચલાવું છું, તો તેને પણ આશ્રમ બનાવી મૂકું છું.

માટે સૌથી મુખ્ય વાત મારે તમને આ કહેવી છે. આપણાં બધાં જે જાતજાતનાં કામો ચાલી રહ્યાં છે તેમાં જેટલે દરજ્જે આશ્રમી તત્ત્વ હશે, તેટલાં જ એ ખીલશે. હા, તમારામાં રાજદ્વારી ડહાપણ હશે, વાક્ચાતુરી હશે, ટેકનિકલ કુશળતા અને એવું બીજું ઘણુંયે હશે અને એ બધાની જરૂર પણ પડતી હશે. તમારી સફળતામાં એ બધુંયે કામ તો કરતું હશે, પરંતુ એ બધુ હશે, તેમ છતાં પણ જો તમારામાં આ આશ્રમીતત્ત્વ ઓછું હશે, તો એમ નિશ્ચિત માનજો કે તેટલે અંશે તમારું કામ અવશ્ય ઊણું રહેવાનું...

તમે કહેશો કે અમે તો...રાજદ્વારી માણસો. પરંતુ આપણા સાંસ્કૃતિક-સામાજિક પ્રશ્નોની જે જડ પકડી શકે તે ખરો રાજદ્વારી માણસ. લોકશાહી જેવી પવિત્ર વસ્તુ આપણા હાથમાં આવી છે. જેટલે અંશે ગાંધીજીના આશ્રમ જીવનનાં તત્ત્વો પ્રજામાં ઊતરશે, તેટલે અંશે આ લોકશાહી શુદ્ધ બનશે. મજબૂત બનશે.

માટે મુખ્ય વસ્તુ આ છે. તેના વિના બધું નકામું. ખાદીનું કામ તમે એને આશ્રમ નહિ બનાવો ત્યાં સુધી બેકાર છે, નર્યો વેપાર છે. નઈ તાલીમનું કામ પણ આશ્રમીતત્ત્વ વિના નકરી નિશાળ છે, દેશને ઊંચે ચડાવનારી કેળવણી નથી. આશ્રમી જીવન નહિ હોય તો બધા પ્રશ્નોનો કેવી રીતે સામનો કરી શકશો?

બ્રહ્મચર્ય એ આશ્રમ-જીવનનો પાયો છે. ગાંધીજી આમ તો ચાર છોકરાના બાપ હતા. પણ જ્યારે આશ્રમ જીવનનું જ્ઞાન થયું ત્યારે બત્રીસ વરસની ઉંમરે કસ્તૂરબાને કહી દીધું કે, હવે જિંદગીભર બ્રહ્મચર્ય. પત્નીને પણ બા કહેતા થયા. ત્યારથી ગાંધીજીનું જીવન સાચું જીવન બન્યું. એ દુનિયામાં કંઈક કરી શક્યા તે એટલા માટે નહિ કે પોતે સારા વકીલ હતા. એમ જોવા જઈએ તો વિદ્વાન લોકોની વચ્ચે તો ગાંધીજી અભણ કહેવાય. પણ એમની મહત્તા આ આશ્રમી જીવનને લીધે હતી. તેથી મારી એ જ ઇચ્છા છે કે, આ આશ્રમી જીવનનું રહસ્ય તમે બધા વધારે ને વધારે ઝીલતા થાવ અને એટલા આગળ વધો કે અમારા જેવા તો એની પાસે ઝાંખા લાગે અને આ આશ્રમ જીવનનો રંગ આખી પ્રજાને લગાડજો. તે માટે પહેલો લગાવવો જોઈએ તમારી જાતને. તો જ એ બીજાં બધાં ક્ષેત્રમાં લાગી શકશે.

...આપણે તો હિંદુસ્તાનના તમામ લોકોની સેવા કરવાની છે. આપણું કોઈ દુશ્મન નથી... આપણે તો હિંદુસ્તાન આખાને ગાંધીના આશ્રમ જીવનનો રંગ લગાડવા નીકળ્યા છીએ.

ટૂંકમાં તમે મોટા માણસ થાવ, સરપંચો ને જિલ્લા પ્રમુખો થાવ અને શું શું થાવ એ મહત્ત્વનું નથી, પણ આ બધાં સાથે આશ્રમી તત્ત્વોમાં કેટલા ચડિયાતા થાવ છો એ મહત્ત્વનું છે.

આશ્રમબંધુ

વેડછી ૧૮-૯-૭૬, શ્રી જુગતરામ દવેના જન્મદિનની
ઉજવણી પ્રસંગે એમણે આપેલ પ્રવચનમાંથી ટૂંકાવીને.

## ૩ બાપુએ જોયેલાં નવાં અજવાળાં

સ્વતંત્રતા બાપુના જમાનામાં આવી નહોતી. મનીષીઓ હજુ તેનાં સ્વપ્નાં જોતા હતા. ત્યારથી બાપુ તેને કયા બળથી લાવી શકાશે, અને આવ્યા પછી કયા બળથી તે સાચવી અને વિકસાવી શકાશે એનું ચિન્તન કરતા હતા, અને ક્ષિતિજમાં તે બળનું ઝાંખું ઝાંખું અજવાળું તેમને દેખાવા માંડ્યું હતું.

### સત્ય-અહિંસા

છેક દક્ષિણ આફ્રિકાના દિવસોથી તેમને ક્ષિતિજમાં સત્ય-અહિંસાનું અજવાળું દેખાયું. જાણે પરમાત્માએ મંત્ર આપ્યો હોય તેમ તેઓ સમજી ગયા કે આ દેશનું સ્વતંત્ર સ્વરાજ્ય, જે એક દિવસ આવવાનું જ છે, તે આ સત્ય-અહિંસાના બળથી જ આવવાનું અને તે જ બળથી પૂર્ણ વિકાસ પામી શકવાનું છે. દુનિયાના લોકોને સત્ય-અહિંસા એ માળા ફેરવવાના મંત્રો માત્ર લાગ્યા, તેથી તેઓ મહાત્માની વાત સાંભળીને હસ્યા. પણ બાપુએ તો સત્ય-અહિંસામાંથી સત્યાગ્રહનું બળ ખિલવવાના પ્રયોગો શરૂ કરી દીધા. આપણે એ પ્રયોગો જોયા છતાં તેની શક્તિને પિછાણી શક્યા નથી અને તેને હજુ હસતા જ રહ્યા છીએ. તેથી જ જે નવા લોકોએ મહાત્માના સત્યાગ્રહના પ્રયોગો કદી સગી આંખે જોયા નથી તેઓ પોતાના વ્યવહારોમાં તે પશુબળ અને શરીરબળનો જ ઉપયોગ કરે છે, જે બિનકેળવાયેલી આંખ ચારે તરફ ફેલાયેલાં દેખી શકે છે.

### રેંટિયો

દક્ષિણ આફ્રિકાથી સત્યાગ્રહનો હીરો લઈ બાપુએ હિંદ દેશની ભૂમિ ઉપર પગ મૂક્યો કે તરત તેમને ક્ષિતિજમાં ખાદી-ગ્રામોદ્યોગનાં અજવાળાં દેખાવા લાગ્યાં. તેઓ સાનમાં સમજી ગયા કે આ દેશની નિઃશસ્ત્ર અને ભયભીત બની ગયેલી પ્રજાને સ્વતંત્રતા માટે લડવાની તાલીમ આ સાધનો દ્વારા આપી શકાય તેમ છે. તેઓ એ પણ સમજી ગયા કે આ અતિશોષિત પ્રજાની દરિદ્રતા ટાળવા માટે આ સાધનો જ કામમાં લેવા જેવાં છે. લાંબી ગુલામીને લીધે પ્રજા વીરતા ખોઈ બેઠી છે એટલુ જ નથી, તે કામ કરવાનો ઉત્સાહ અને ઇચ્છા પણ ખોઈ બેઠી છે, અને સુખ એટલે બેસી રહેવું એમ સમજૂતી થઈ છે. આ સાધનો મારફત તેમણે લોકોમાં હાથપગ હલાવવાનો ઉત્સાહ પેદા કર્યો, સાથે સાથે તેમની બુદ્ધિમાં વિજ્ઞાનનો પ્રવેશ પણ કરાવ્યો. તેમને આ પ્રકારની ખટપટ કરી રહેલા જોઈ આપણા દુનિયાડાહ્યાઓ મૂછમાં હસ્યા, પણ બાપુએ તો રેંટિયા, સાળ, પીંજણ, તકલી, ખેતી, ગોપાલન, મધમાખીપાલન, ઘંટી, ઘાણી, ગાડાનાં પૈડાં, કોશનો ચાકડો, કુંભારનો ચાકડો વગેરે પાયાનાં યંત્રોમાં વિજ્ઞાન દાખલ કરવાના પ્રયોગો ચાલુ કર્યા.

પણ આપણે સૌ હસતા જ રહ્યા, અને આ બધા પ્રયોગોમાં વિજ્ઞાનના કાયદાઓ કેવી રીતે કામ કરી રહ્યા છે અને પ્રજા તે મારફત કેવી તાલીમ મેળવી રહી છે તે સમજવાની દરકાર કરી જ નહિ. પશ્ચિમની દુનિયામાં ચારે તરફ ગંજાવર કારખાનાંઓ જોયાં તેનું આપણે અનુકરણ કરતા રહ્યા, તે માટે આપણી સ્વતંત્રતામાં રુચિ ધરાવનાર રાષ્ટ્રોએ આપ્યું તેટલું દ્રવ્ય લાવી લાવીને કારખાનાંઓ ઊભાં કરતા રહ્યા. નવી પ્રજાને હાથપગ અને પાયાનાં યંત્રો ઉપર પરિશ્રમ કરતા મહાત્માને કે તેમના યુગને કદી સગી આંખે જોયો નથી. અરે, તેમણે તો યંત્રો શોધતાં અને તેને સ્થાપતાં લોહીનું પાણી કરતા પશ્ચિમના લોકોને પણ ક્યાં જોયા છે? તેથી આપણી નવી પ્રજામાંથી જેઓને ભણતરની તક મળે છે તેઓ તેને હાથપગની મહેનતમાંથી છૂટવાનું એક સાધન માનીને વર્તે છે, દેશમાં કારખાનાંઓ અને યંત્રો ફેલાઈ રહ્યાં છે, તેને સહેલાઈથી મેળવવાની યુક્તિઓ તરીકે જ જુએ છે. આપણા નેતાઓને આવું પરિણામ આવતું જોઈને મૂંઝવણ થાય છે, પણ મહાત્માના રેંટિયા-ઘંટી આદિને હસવાનુ છોડવાની પ્રેરણા તેમાંથી થતી નથી.

## નઈ તાલીમ

સ્વતંત્રતા હાથવેંતમાં આવતી દેખાઈ કે તરત મહાત્માની છાતીમાં ચિંતા પેઠી કે નવા નાગરિકની કેળવણીમા ક્રાન્તિ તરત કરવી પડશે. તેમણે બુનિયાદી શિક્ષણની યોજના બનાવી ત્યારે લોકોએ હા તો પાડી અને નિશાળોનાં પાટિયાંમાં પાયાની કેળવણીનાં નામો લખી દીધાં, પરંતુ મનથી તેઓ એટલું જ સમજ્યા કે આમાં તો શિક્ષકોએ શિક્ષણપદ્ધતિમાં કંઈક સુધારા કરવાના છે. પણ જ્યારે સેવાગ્રામ આશ્રમમાં અને બીજી આશ્રમસંસ્થાઓમાં, શિક્ષકો અને બાળકો ઝાડુ પકડીને વાળવા વાગ્યા, રેંટિયા તકલી કાંતવા લાગ્યા, ખેતરમાં કામ કરવા લાગ્યા, હરિજનવાસમાં સેવા કરવા જવા લાગ્યા, વિદ્યાપીઠો કાઢવા લાગ્યા અને બાંડિયાં ચડ્ડી જેવા ગામઠી વેશમાં ફરવા લાગ્યા ત્યારે આપણા નેતાઓ અને પંડિતો અને સામાન્ય જનતા પણ તે જોઈને હસવા લાગ્યા. નવી પેઢી મોટાભાગે જૂની નિશાળોમાં જ ભણતી રહી. તે ભણતી હતી, પણ ભણતરને કમાવાનું અને સાહેબ બનવાનું સાધન સમજીને ભણતી હતી, જ્ઞાન અને સેવાનું સાધન સમજીને નહિ. તેથી અંગ્રેજો ગયા પણ અંગ્રેજી ભાષા સામી વધારે ચીટકી. ભણતર જેમ ફેલાતું ચાલ્યું, તેમ તેમ બેકારી વધી, મહેનત કર્યા વગર અને લાયકાત વધાર્યા વગર સાહેબ અને અમલદાર અને ધનવાન બનવાના ઓરતા જીવનમાં પેસી ગયા. આ બધું જોઈને પણ નેતાઓ ગભરાતા જોવામાં આવે છે, પણ મહાત્માની નઈ તાલીમને હસવાનું તો ચાલુ જ રહ્યું છે.

## લોકશાહી

સ્વતંત્રતા આવશે ત્યારે રાજ્યમાં અને સમાજમાં બધાં તંત્રો લોકશાહીના સિદ્ધાન્ત પર ચલાવવાનાં થશે, અને ગુલામી-કાળમાં કલ્પ્યાં ન હોય તેવાં અનેક નવાં નવાં તંત્રો ઊભાં કરી ચલાવવાં પડશે. મહાત્માને ક્ષિતિજમાં આ લોકશાહીનું દર્શન થવા માંડ્યું, તેથી તે માટેની તૈયારી તેમણે કોંગ્રેસનું બંધારણ સુધારીને શરૂ કરી દીધી. એ બંધારણથી તેમણે કોંગ્રેસને એક વાર્ષિક મેળાવડો મટાડી કોંગ્રેસજનોને ગામડે ગામડે અને નગર નગર જાહેર જીવનની ફરજો બજાવતા કરી દીધા, તે સાથે ભાષાવાર પ્રાન્તો રચી તેઓમાં દેશસેવા કરવાની ધગશ વધારી દીધી અને સૌને ઊંડાણથી કામ કરતા કરી મૂક્યા. તેમાં પણ ભાષાભિમાન અને પ્રાન્તાભિમાન પેસવાનું જોખમ હતું, છતાં 'હું પહેલો હિંદી અને પછી ગુજરાતી' નો જાપ ચાલુ કરી ભાષાભેદ ન આવે એવું વાતાવરણ પણ ઊભું કરી દીધું.

લોકશાહી તંત્ર બહુમતીથી ચાલે એવો એનો બાહ્ય નિયમ હોય છે તે પણ જોખમકારક વસ્તુ છે. એનાથી સાવધ ન રહીએ તો લોકશાહી થોડી વારમા 'બહુમતશાહી' જ થઈ પડે કે જે ટોળાશાહીનું જ બીજું નામ છે. તે જોખમથી બચીને લોકશાહી ચાલવી જોઈએ. તેવી લોકશાહીના મૂળમાં સત્તા નહિ પણ સેવા હોય, અધિકાર નહિ પણ ફરજ હોય, તો જ તે અસ્તિત્વમાં આવી શકે. મહાત્માના પ્રભાવને માનીને કોંગ્રેસ ચાલી ત્યાં સુધી તે આવી લોકશાહી તરીકે ચાલી, એ પ્રભાવમાંથી કોંગ્રેસી નેતાઓ છટકી નાઠા ત્યારથી કોંગ્રેસ એ લોકશાહી મટી પક્ષાપક્ષી બની ગઈ. તેથી જ્યારે તેઓ સ્વરાજ્યનાં તંત્રો ચલાવવા લાગ્યા ત્યારે તે પણ તેઓ પક્ષાપક્ષીની પદ્ધતિએ જ ચલાવવા લાગ્યા. મહાત્માની હયાતીમાં જાહેર તંત્રો ચલાવવાની પૂરતી તાલીમ કોંગ્રેસીજનો લઈ શક્યા હોત તો આજે સ્વતંત્ર યુગનાં રાજ્યતંત્રો તેઓ સાચી લોકશાહી રીતે ચલાવી શક્યા હોત. સત્તાના મદમાં મહાત્માને બાજુએ રાખ્યા અને શુદ્ધ લોકશાહી કાર્યપદ્ધતિ ફેંકી દીધી તેથી આજે તેઓ ભયંકર પક્ષાપક્ષીમાં ફસાયા છે. તમે જો સેવા અને ત્યાગની પ્રતિષ્ઠાથી નહિ પણ સત્તાના સંખ્યાવાદ ઉપર તમારાં તંત્રો ચલાવવા જાઓ, તો વિરોધ પક્ષોને પણ ભેગા મળી સંયુક્ત બળ ઊભું કરતાં આવડવું મુશ્કેલ શા માટે હોય? અને તમારા સંખ્યા બળને તોડવાની યુક્તિ શીખી જતાં પણ શા માટે વાર લાગે? આ બધું આજે નડી રહ્યું છે, પણ આપણને આપણી મુત્સદ્દીગીરી ઉપર આધારિત લોકશાહી ઉપર શ્રદ્ધા છે અને મહાત્માની સેવાજીવન ઉપર આધારિત લોકશાહીને આપણે એક સાધુસંન્યાસીની વસ્તુ ગણીને હસીએ છીએ.

## પંચાયત

સ્વતંત્રતા જેમ જેમ નજીક આવી રહી હતી તેમ તેમ મહાત્માએ ક્ષિતિજમાં બીજું અજવાળું જોયું તે ગ્રામપંચાયતનું હતું. તેમણે તરત ગ્રામ પંચાયતનો, અર્થાત્ વિકેન્દ્રિત રાજ્યકારભારનો, જાપ જપવા માંડ્યો અને કોંગ્રેસના તંત્રમાં અને રચનાત્મક કામોનાં તંત્રોમાં તેની તાલીમ આપવા માંડી હતી. આ તંત્રોનાં સંચાલનો મોટેભાગે તેની તાલુકા સમિતિ અને ગ્રામ સમિતિમાં ચાલતાં થયાં હતાં. અને તે આપણે સ્વાભાવિક અને સારું જ લાગતું હતું. જ્યારે જ્યારે આપણે મહાત્માને છોડ્યા અને કેન્દ્રના જોર ઉપર મુસ્તાક થયા અને વર્કિંગ કમિટીના હુકમથી દેશને હાંકવા ગયા છીએ ત્યારે ત્યારે આપણે કોંગ્રેસને અચૂક નબળી પાડી છે. આજે ગ્રામ પંચાયતના વિચારને આપણે નામમાત્રમાં સ્વીકાર્યો છે, છતાં આપણી શ્રદ્ધા તો કેન્દ્ર મારફત રાજ્ય ચલાવવા ઉપર જ છે. રાજ્યોમાં પંચાયત તંત્રો ચલાવીએ છીએ, પણ રાજ્યસત્તાને વિકેન્દ્રિત કરી ગામડે ગામડે ગ્રામસ્વરાજ્ય ખડાં કરવામાં આપણને શ્રદ્ધા નથી. આનું મૂળ તપાસીશું તો તેમાં મહાત્માના સત્તાના

વિકેન્દ્રીકરણના વિચારને આપણે મનથી હસીએ છીએ એ જ જોવામાં આવશે. તેથી જ આપણા નેતાઓ વિનોબાના ગ્રામદાન એટલે કે ગ્રામસ્વરાજ્યના આંદોલનનો લાભ લેવામાં નાનમ માને છે અને ગાદી ઉપર બેઠા બેઠા તેને હસતા રહે છે.

### શાંતિસેના

ગ્રામ પંચાયત એ ખરું સ્વરાજ્ય છે એવા મહાત્માના વિચારને માનવા આપણે તૈયાર નથી. સાચું રાજ્ય એ તો તેની લશ્કરી સત્તા જ એ આપણા મગજમાં ઠસી ગયેલી વાત છે. આપણે લશ્કરી તાકાતથી જ પ્રજાના અંદરઅંદરના ઝઘડાઓને કાબૂમાં રાખવામાં માનીએ છીએ અને બહારનાં રાષ્ટ્રોને પણ આપણા લશ્કરી બળ વડે જ ડરાવવામાં માનીએ છીએ. બહારનાં રાષ્ટ્રોને ડરાવવા જેટલું લશ્કરી બળ જમાવવાનુ અશક્ય જેવું છે, એ તો કબૂલ કર્યા વિના આપણો છૂટકો જ નથી. પણ આપણા મનમાંની વાત તો નાનું બાળક પણ જાણે છે. તેથી જગતનાં રાષ્ટ્રો સાથેના વ્યવહારમાં આપણે રાષ્ટ્રજૂથોમા ન ભળવાની અને સહઅસ્તિત્વની નીતિ ઉપર ખડા રહ્યા છીએ એવો આપણો દાવો કબૂલ કરવા જેટલી દુનિયા ભોળી નથી. સૌ સમજે છે કે મનથી તો આપણે એ નીતિને મહાત્માની અહિંસા નીતિનો જ એક ફણગો ગણીને હસીએ જ છીએ અને તેનાથી શરમાઈએ છીએ. આપણું માનસ ક્રમે ક્રમે અણુશસ્ત્ર વધારવા તરફ અને યુદ્ધજૂથમાં ભળી જવા તરફ ઢળી રહ્યું છે. એના સંકેત હવામાંથી કોઈ પણ જોઈ શકે તેમ છે.

### શાંતિસેનાનું તીવ્ર સ્વરૂપ

મહાત્મા હિંદ સ્વરાજ્યના છેલ્લા આધાર તરીકે લશ્કરી બળને નહિ પણ શાન્તિસેનાને વિકસાવવામાં માનતા હતા. નેતાઓ તેમને હસતા હતા, પણ મહાત્મા તો શાન્તિસેનાના વિચારનો તીવ્ર પ્રયોગ કરી રહ્યા હતા. બીજા વિશ્વયુદ્ધના અંતિમ તબક્કામાં જ્યારે આ દેશ ઉપર જાપાનના આક્રમણનો ભય તોળાઈ રહ્યો હતો અને જ્યારે અંગ્રેજ સરકારના સત્તાધારીઓ ઓરિસાના માછીઓની હોડીઓ ડુબાડી, ત્યાંની નિઃશસ્ત્ર પ્રજાને અરક્ષિત દશામાં છોડી અંદરના સલામત ભાગમાં નાસવા માંડ્યા હતા, ત્યારે મહાત્મા લાચાર બનીને જોઈ ન રહ્યા, તેમણે અંગ્રેજોને હિંદ છોડી જવાનો પડકાર ફેંક્યો અને પ્રજાને શાન્તિસૈનિક બની પોતાના રક્ષણ માટે પોતે જ ઝૂઝવાની—અને તેમ કરતાં મરણને ભેટવાની—પણ કોઈ પણ સંજોગમાં, આવનાર પરદેશીઓને શરણે ન જ થવાની હાકલ કરી. અંગ્રેજો તો આ સાંભળીને હસ્યા હશે જ. પણ આપણા નેતાઓએ પણ આ હાકલને ગંભીર માની હતી એમ આપણે કહી શકીશું નહિ. પરંતુ જ્યારે સ્વરાજ્યનું તંત્ર હિન્દી નેતાઓના હાથમાં સોંપીને અંગ્રેજો વિદાય થયા ત્યારે તો નેતાઓએ મહાત્માના શાન્તિસેના અને અહિંસાના વિચારને ખુલ્લંખુલ્લા ફગાવી દીધો. પોતાની લાચાર દશા સ્વીકારી હિંદના ભાગલાની યોજના ઉપર મત્તું માર્યું. બન્ને ભાગલાના લોકોને ભયભીત દશામાં ભાગતા અને નબળાને રહેંસી નાખતા જોઈ રહ્યા. ન રાજ્યનું લશ્કર કામ લાગ્યું, ન પ્રજાને શાંતિસૈનિક બનાવી શક્યા. મહાત્મા તો ત્યારે પણ કલકત્તામાં અને નવાખલીમાં એકલા એકલા અહિંસાનો ઝંડો લઈને ઊપડ્યા. નેતાઓ એ મરણિયા દૃશ્ય તરફ હસી શકે તેમ તો નહોતું, પણ 'ગરીબ બિચારા!' એવા ઉદ્‌ગાર તો મનમાં કાઢ્યા જ હશે.

સ્વરાજ્યનું તંત્ર ચાલુ કર્યા પછી નેતાઓએ લશ્કરી બળ વધારવા માંડ્યું છે, જોકે વિદેશી રાષ્ટ્રો સાથેના વ્યવહાર માટે તે પૂરતું વધારવાની શક્યતા નથી જ. કારણ કે હથિયારોનો મોટાભાગનો પુરવઠો તે જ દેશો પાસેથી મંગાવવો પડે છે, જેમની સાથે લડવાનો સંભવ છે. છતાં શાંતિસેનાની વાત તો એકલા વિનોબાને મુખે જ સંભળાય છે. આપણે તો ઉછીના લાવેલા લશ્કરી બળ ઉપર જ આધાર મૂકીને ચાલ્યા છીએ.

દેશની આન્તરિક સુરક્ષા માટે પણ શાંતિસેનાનો ગાંધીજીનો સંદેશો કોઈને ગંભીર લાગતો નથી. પોલીસબળ વધારીને અંદર-અંદરના ઝઘડાઓમા તેનો ઉપયોગ છૂટથી કરવાની જ નીતિ ચલાવી રહ્યા છીએ. સરકાર બીજું શું કરી શકે એમ માનીને ચાલી રહ્યા છીએ. સ્વરાજ્યનાં શરૂઆતનાં વર્ષોમાં નાગરિકોને લશ્કરી તાલીમ આપવાની યોજના કરવા માંડેલી, અને તેમને હથિયાર શીખવવા માંડેલાં, પણ ચૂંટણીઓ વગેરેથી ઊભા થયેલા સંજોગોને લીધે દેશનું વાતાવરણ તંગ રહેતું જોઈએ પ્રયોગ ખેંચી લીધો છે. પણ શાંતિસેનાની વાત ગંભીર લાગી નથી. પરિણામે દેશની જનતા દિવસે દિવસે વધારે કાયર બનતી ચાલી છે, અને ગુંડાશાહી અને ટોળાશાહી સામે પોતાને લાચાર માનતી થઈ છે.

### લોકસેવક સંઘ

દેશની સ્વતંત્રતાને લાયક બનવા માટે એક નવું જ અજવાળું બાપુએ પ્રયાણના છેલ્લા દિવસે જોયું હતું, તે છે તેમની લોકસેવક સંઘની યોજનાનું. આ યોજના આપણે પાછળ રહેલાઓ તેના સાચા સ્વરૂપમાં સમજી શક્યા નથી. મહાત્મા તો સમજાવવા માટે થોભી શક્યા નથી. તે તો શાન્તિસૈનિક તરીકે પોતાનું અંતિમ સમર્પણ કરીને વીરમૃત્યુને વર્યા છે.

લોકસેવક સંઘની યોજના પાછળ સ્પષ્ટ વિચાર આ રહેલો છે: સ્વતંત્રતા પછીનો સમાજ ચલાવવા માટે એકલુ રાજ્ય-સંગઠન પૂરતું નથી. એવી અનેક ફરજો ઊભી થશે કે જેને પ્રજાએ પોતે સંભાળવી પડશે. સ્વતંત્ર દેશનું રાજ્યતંત્ર ચલાવવું પણ મહત્ત્વનું તો હશે જ. પણ પ્રજાએ રાજ્યથી અલગ રહીને જે નવી ફરજો બજાવવાની હશે તે એનાથી અનેક ગણી મહત્ત્વની અને નાજુક હશે.

મહાત્માએ પરરાજ્ય સાથે લડવા માટે કોંગ્રેસ સંસ્થાનો ઉપયોગ કર્યો અને તેના કાર્યકર્તાઓને તે કામે લગાડ્યા અને તે માટે તેમને ઘડ્યા. રાજદ્વારી લડત પૂરતું તેમણે ઉત્તમ કામ આપ્યું અને સ્વરાજ્ય જીતી લાવ્યા. આ પરિણામથી પ્રસન્ન થઈ મહાત્માએ આશા બાંધી કે સ્વતંત્ર ભારતનાં, પ્રજાએ જ કરવાનાં નવાં કામો માટે, આ જ કાર્યકર્તાઓના પ્રથમ હરોળના લોકોને કામે લગાડવા, અને રાજ્ય સંચાલનનું કામ બીજી હરોળના લોકોના હાથમાં રાખવું.

જોકે કોંગ્રેસ સંસ્થાના કાર્યકર્તાઓએ આજ સુધી બાપુના મુખ્ય મુખ્ય મુદ્દાઓને મોટેભાગે અશ્રદ્ધાથી હસી કાઢ્યા હતા છતાં તેમાંનું જેટલું તેઓ સ્વીકારી શક્યા હતા તેટલું પણ સ્વરાજ્ય જીતવા માટે પૂરતું નીવડ્યું હતું. અને મહાત્માને હિંમત હતી કે હવે પછીની સમસ્યાઓને પણ તેઓની મદદથી પહોંચી વળી

શકાશે. તેમને વિશ્વાસ હતો કે તેઓ નવી લડતોને પણ હસી કાઢવા છતાં તેને જીતવા જેટલું સત્યાગ્રહ બળ બતાવી શકશે. મહાત્માને પોતાની જાત ઉપર વિશ્વાસ હતો અને તેથી પોતાના સાથીઓ ઉપર પણ તેમણે વિશ્વાસ બાંધ્યો હતો.

સ્વરાજની લડતની જેમ આ નવી યોજનામાં પણ બાપુની હાજરી અનિવાર્ય હતી. તે ગઈ તેની સાથે લોકસેવક સંઘની યોજના પણ ગઈ.

પરંતુ નવા યુગમાં જે સમસ્યાઓ પ્રજાએ જ ઉકેલવાની છે અને રાજ્ય તેમાં બહુ કરી શકે તેમ નથી તે સમસ્યાઓ તો આપણી સામે આવીને ઊભી જ છે અને બીજી નવી પણ આવતી રહેશે.

તેવી એક મોટી સમસ્યા જમીનની આવી છે. બાપુની ગેરહાજરીમાં તે વિનોબાજી દેખી શક્યા એ ભારતનું અને જગતનું કેટલું મોટું સદ્ભાગ્ય છે. સંભવ છે કે બાપુ લોકસેવક સંઘમાં કોંગ્રેસના પ્રથમ હરોળના કાર્યકર્તાઓને વાળી શક્યા હોત તો તેમાં આજ સુધીમાં ઘણી મોટી પ્રગતિ સાધી શકાઈ હોત. છતાં તે કાર્ય, આશા બંધાય એવી ગતિથી, ચાલી રહ્યું છે અને તે કાર્ય નવા પલટા લેતું જાય છે તેમ તેમ તેને પહોંચી વળવાના નવા રસ્તાઓ પણ સૂઝતા આવે છે.

નવી લડતોને પરમાત્મા સદા નવા સેનાપતિઓ અને નવી સેનાઓ સાથે જ મોકલે છે અને આપણી લડતો માટે પણ મોકલશે જ એવી આશા અને શ્રદ્ધા સહિત આ લેખ પૂરો કરું છું.

ગાંધી વિદ્યાપીઠ, વેડછી, તા. ૨૯–૮–૭૦

## ૪ બાપુનો સમાજવાદ

બાપુ વખતોવખત જાહેર કરતા કે સાચો સમાજવાદી તો હું છું, બીજાઓ પોતાને સમાજવાદી તરીકે ઓળખાવે છે, પણ તેમનાં જીવનમાં સમાજવાદનાં ઘણાં અંગો પ્રગટ થયેલાં જોવામાં આવતાં નથી.

### મિલકતનો સમાજવાદ

સૌથી પ્રથમ તો આ સમાજવાદીઓએ પોતાની માલમિલકત સમાજને અર્પણ કરી નથી. સમાજવાદી રાજ્યસત્તા ઊભી થઈ દેશના સર્વ મિલકતદારોની મિલકતો ખૂંચવી લે અને તે સાથે તેમની પણ લે તેની રાહ જોતા એઓ બેસી રહ્યા છે. જ્યારે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પોતે સેવાધર્મ સ્વીકાર્યો ત્યારથી જ માલમિલકતનો પરિત્યાગ કરી દીધો છે.

### બૌદ્ધિક શક્તિઓનો સમાજવાદ

કહેવાતા સમાજવાદીઓ માત્ર પોતાની ભૌતિક મિલકતોનું સામાજીકરણ કરતા હશે, પોતાની બૌદ્ધિક આદિ શક્તિઓનો લાભ તો પોતાના અંગત લોકોને આપવામાં તેઓ સંકોચ રાખતા નથી. દેશ ગમે તેટલો ગરીબ હોય તોપણ તેઓ પોતાનાં માણસોને સુખસમૃદ્ધિમાં રાખવા પોતાની બૌદ્ધિક શક્તિઓની મદદથી યોજનાઓ કરતા જ હોય છે. ગાંધીજીએ તો પોતાની પાસે બૌદ્ધિક શક્તિ હોવા છતાં, તે દ્વારા પોતાનાં સ્ત્રી-પુત્રોને સુખમાં રાખી શકે તેમ હોવા છતાં, તેમને કમાણી કરવામાં ખપ લાગે તેવું આજીવન આજીવિકા મેળવી શકે તેમ હોવા છતાં, તે સર્વ બૌદ્ધિક શક્તિઓ તેમણે સમાજને અર્પણ કરી. વળી સમાજ ગરીબી અને અગવડો ભોગવે છે તેનો અનુભવ પોતાના લોકોને થતાં જોઈ મનમાં સંતાપ પામ્યા અને તે માટે પ્રભુનો ઉપકાર માન્યો.

### સમાનતાનો સમાજવાદ

ગાંધીજીએ પોતે આખું જીવન દેશબંધુઓની આર્થિક સ્થિતિ સુધરે તે માટે રાષ્ટ્રીય ઉપાયો લેવામાં ગાળ્યું. પણ તેઓની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી ગરીબો કરતાં પણ વધારે ગરીબાઈમાં રહેવાનું સ્વેચ્છાએ જ પસંદ કર્યું. સમાજવાદી તરીકે પોતાને ઓળખાવનારાઓ પોતાનાં જીવનમાં આવો સમાજવાદ દાખવતા જોવામાં આવતા નથી.

### મજૂરને મુક્ત કરવા પોતે મજૂર બન્યા

પશ્ચિમમાંથી આવેલો સમાજવાદ જેમ બને તેમ વધારે સુખ-સગવડોનો ઉપભોગ કરવામાં માને છે. તે માટે યંત્રોનાં કારખાનાંઓ ઉપર, રાજ્યતંત્રો ઉપર અને મજૂર સંગઠનો ઉપર આધાર રાખે છે અને જેમ જેમ આ તંત્રો અને સંગઠનો ફેલાતાં જાય છે તેમ તેમ તેઓ એની અંદર ગૂંચવાતા જાય છે, તેમને એવું કદી સૂઝતું નથી કે મજૂર એ મજૂર શા માટે રહેવો જોઈએ? તે પારકા હુકમથી જીવનાર, પારકા પાસેથી મળતી મજૂરી ઉપર ગુજારો કરનાર મજૂર શા માટે રહેવો જોઈએ? તે શા માટે પૂર્ણ વિકસિત નાગરિક ન થાય? તે સ્થિતિ તો ત્યારે જ લાવી શકાય, જો દરેક નાગરિક શ્રમનાં કામો કરવામાં ગૌરવ માનતો થાય, સુખો વહેંચવા કરતાં મજૂરીનાં કામો વહેંચવાનો વધારે ઉત્સાહ દર્શાવે. ગાંધીજીએ આ તત્ત્વ ઉપર પોતાનું જીવન વર્ષોથી એકધારું ગાળ્યું હતું. તેમણે મજૂરોનાં કામ કરી મજૂરોનું જીવન હળવું કર્યું, સ્ત્રીઓનાં કામો ઝીલી લઈ તેમનું જીવન હળવું કર્યું, ભંગીઓનાં કામો અપનાવી તેમના જીવનને પણ હળવું કર્યું અને તેમને માટે સ્વચ્છ માનભર્યા જીવનની શક્યતા ઊભી કરી.

### એ સમાજવાદનું નામ સર્વોદય

આવા અર્થોમાં બાપુ પોતાને સાચા સમાજવાદી તરીકે ઓળખાવતા. પશ્ચિમ પાસેથી સમાજવાદ શીખેલા આપણા દેશબંધુઓ ગાંધીજીના સમાજવાદ (જેનું બીજું નામ સર્વોદય અને અંત્યોદય છે) સાથે પાશ્ચિમાત્ય સમાજવાદને સરખાવશે તો ઘણો લાભ થશે.

## ૫ બાપુનાં સંસ્મરણો

બાપુ જન્મ-શતાબ્દીના આ વર્ષમાં અનેક નાના મોટા લોકો બાપુ સાથેના પ્રસંગો જનતા સમક્ષ રજૂ કરી રહ્યા છે. મને પણ તેમ કરવાની તક આપવામાં આવી છે. તે માટે હું આકાશવાણીનો ઋણી છું.

જોકે બાપુના નજીકના વર્તુળમાં થોડાં વર્ષ રહેવાનું સૌભાગ્ય મને મળ્યું છે, છતાં હું સીધો તેમની સાથે રહ્યો છું એમ ન કહેવાય. મારો સીધો સંબંધ તેમના નિકટના સાથીઓ સ્વામી આનંદ, કાકા કાલેલકર અને મહાદેવ દેસાઈ વગેરે સાથે હતો.

### બાપુનો લેખક બન્યો

ઘણાં વર્ષ પરની વાત છે. બાપુના મંત્રી મહાદેવભાઈ ટાઈફોઈડની લાંબી માંદગીમાં પડ્યા હતા. બાપુને ભરૂચ, મુંબઈ વગેરેના પ્રવાસે જવાનું હતું. મહાદેવભાઈને સાથે લઈ જઈ શકાય તેમ નહોતું.

તેમણે આસપાસ નજર કરી મહાદેવભાઈની નજીક રહેનાર મને શોધી કાઢયો અને સાથે લીધો પણ ક્યાં મહાદેવભાઈ અને ક્યાં હું? બાપુને કામ આવે એવો મારો કોઈ ગુણ હોય તો હું સાફ, સુવાચ્ય અક્ષરે જોડણીની ભૂલો વગર અને પૂરતી ઝડપથી લખી શકતો હતો એટલો જ હતો.

તે દિવસોમાં બાપુના લખાવેલા કેટલાયે લેખો મેં લખ્યા હતા. મારી કદર કરતાં બાપુ કોઈ કોઈને કહેતા, 'એનું લખેલું ફરીથી લખવાની કે ટાઈપ કરવાની જરૂર નથી. તે સીધું પ્રેસમાં મોકલી શકાશે.' એ દિવસો બાપુને નવો નવો રેંટિયો ગંગાબહેન મજુમદારે શોધી આપ્યો તે વખતના હતા. મુંબઈમાં રેવાશંકર ઝવેરીને ઘેર તેમનો મુકામ હતો. ત્યાં કેટલાયે રેંટિયા ભેગા થયેલા હતા. તેના ઉપર બાપુ કાંતતા હતા અને મળવા આવેલી મોટી મોટી મહિલાઓને કાંતવાની કળા શીખવા ઉત્તેજન આપતા હતા.

### ચાલણગાડી

હું સત્યાગ્રહાશ્રમ સાબરમતીની રાષ્ટ્રીય શાળામાં બાળ શિક્ષક તરીકે કામ કરતો હતો. તેવું જ કામ ભાવનગરમાં કરી રહેલા ગિજુભાઈને ત્યાં જવા આવવાનું થતાં તેમનાં બાળકો સાથે ભળવાની અને બાળકોને શિક્ષણ આપવાની ખૂબીઓ જોઈ મારા ઉપર બહુ જ ઊંડો પ્રભાવ પડ્યો હતો. પછી ગિજુભાઈએ બાળકો માટે બાળકોમાં ખૂબ જાણીતી અને માનીતી થઈ પડેલી ચાલણગાડી લખી. તેમનાં દોસ્તી દાવે મેં પણ તેમાં કંઈ કંઈ સુધારા-વધારા-બગાડા કર્યા અને પછી કલાગુરુ રવિભાઈ પાસે ચિત્રોથી સુશોભિત કરાવી, નાની નમણી રૂપાળી પુસ્તિકા તરીકે છપાવી.

તે દિવસોમાં બાપુ ૭ વર્ષની જેલમાં હતા. તેમને પૂનાની સાસૂન હોસ્પિટલમાં એપેન્ડીસાઈટિસનું ઓપરેશન કરાવવું પડ્યું હતું અને એ કારણે સરકારે તેમને સજા પૂરી થયા પહેલાં જ છોડી દીધા હતા. હું તેમને ચાલણગાડી બતાવવા પૂના ગયો.

મેં પ્રણામ કરી ચાલણગાડી તેમના હાથમાં મૂકી. તેમની કાયા ક્ષીણ હતી અને અવાજ તેનાથી પણ વધારે ક્ષીણ હતો. છતાં તેઓએ ચાલણગાડી હાથમાં લીધી અને તેનાં પાનાં ફેરવી ગયા એવી અશક્ત સ્થિતિમાં પણ તેમણે મને પોતાની ટીકા ટિપ્પણી સંભળાવી. તેનો સાર આવો હતો:

'૧ ચાલણગાડી સુંદર છે. પણ યુરોપ, ઇંગ્લંડમાં સુંદર સુશોભિત બાલસાહિત્ય નીકળે છે. તમે જોયું હોત તો તેને હજુ વધારે શોભાવી શકત.

૨ તેની પાંચ આના કિંમત આપણા દેશનાં બાળકો માટે બહુ ભારે છે.

૩ આવી ચોપડીનું લખાણ અતિ ઓછું હોય તેથી તેના દરેક વાક્યનો ખૂબ વિચાર કરી તેમાં જરા પણ કચાશ રહેવા દેવી ન જોઈએ.

૪ તેમણે એમ પણ કહ્યું કે મારા મનમાં પણ ક્યારેક બાળકો માટે બાળપોથી લખવાની ઇચ્છા છે. ભવિષ્યમાં વળી સરકાર જેલમાં મોકલે તો તે ઇચ્છા પાર પડે.

૯-૫-૨૮

કેટલાંક વર્ષ પછી જેલમાં જવાનો યોગ સરકારે આપ્યો ત્યારે બાપુએ બાળપોથી લખીને મોકલી હતી. તેમાં તેમણે બાળકો માટેનો ગાંધી-ધર્મ ઉત્તમ રીતે સમજાવ્યો છે.

### વેડછી પરિષદ

હવે હું આશ્રમવાસ છોડીને વેડછી આવી ગયો હતો. ખાદીભક્ત ચૂનીભાઈએ રાનીપરજ ગામોમાં રેંટિયા દાખલ કરીને નવચેતન જગાવ્યું હતું. વેડછીમાં અમે રાનીપરજોની પરિષદ ભરી અને તેમાં અમારું આમંત્રણ સ્વીકારી બાપુ આવ્યા.

વેડછીની વાલ્મીકિ નદીના ભાઠાંમાં અમે સભા ભરી પ્રવાહ ઉપર રચેલા માચડા ઉપર બાપુની બેઠક ગોઠવી. લીલા પર્ણનાં તોરણોથી સભાની શોભા કરી. નવશીખ રાનીપરજ ખેડૂતો, સ્ત્રી પુરુષો, બાળકો રેંટિયા પર કાંતી રહ્યાં હતાં અને ઘણાએ નવી નવી તૈયાર થયેલી ખાદી પણ ધારણ કરી હતી. બાપુને આ બધું દશ્ય બહુ ગમ્યું અને અમારા સાદા અને કુદરતી શણગારો ઉપર તેમણે આશીર્વાદનાં ફૂલ વરસાવ્યાં.

વેડછીની આ મુલાકાતથી બાપુનો આત્મા પ્રસન્ન થયો. તેનું એક બીજું પણ કારણ હતું. તેમણે ચૌધરી બહેનોના હાથપગ જૂના રિવાજ પ્રમાણે ખોટાં ઘરેણાંથી લદાયેલા જોયા. તેમણે બહેનોને આ ઘરેણાંની નીચે કેટલો મેલ જામ્યો છે તે બતાવ્યું અને ભાર ઉતારવા સમજાવ્યા. વેડછી ગામની કેટલીક બહેનોએ બાપુનો ઉપદેશ માની ખરેખર હાથપગનો ભાર ઉતાર્યો અને નવી તૈયાર થયેલી સફેદ ખાદીની સાડીઓ પણ ધારણ કરી.

આ જ મુલાકાત વખતે સાંજના પહોરે પ્રાર્થના સંમેલન થયું. તેમાં રાનીપરજના એક કન્યા અને કુમારનાં લગ્ન પણ બાપુના સમક્ષ કરાવ્યાં. કુમાર હમણાં જ વણાટ શીખ્યો હતો અને શાળા ચલાવતો હતો અને કન્યા એક ખ્રિસ્તી થયેલા રાનીપરજ કુટુંબમાંની હતી. ખ્રિસ્તી કુટુંબની કન્યા કેમ લેવાય, એથી તો વટલાઈ જવાય એવા વિચારોથી લોકો સંકોચ પામતા હતા. પણ બાપુના આશીર્વાદ મળતાં તેઓનો સંકોચ ઊડી ગયો. વેડછી ઉપર બાપુની પ્રસન્નતા વધવાનું આ પણ કારણ થયું.

તા. ૧૮-૧૦-૬૯ના રોજ આકાશવાણી, વડોદરા ઉપરથી પ્રસારિત.

## ૬ બાપુજી ચીંધ્યો માર્ગ

(જ્ઞાન અને કર્મનો સમન્વય)

### આશ્રમજીવન

ગાંધી બાપુના જીવનની કેટલીક મુખ્ય મુખ્ય ખૂબીઓનું આજે આપણે સ્મરણ કરીશું. તેઓ કેવી રીતે જીવન જીવતા અને બીજાઓને પ્રેરણા આપતા, એ પરથી આપણને સમજાશે. આમાં ખૂબી છે, તેઓએ ખિલવેલા આશ્રમજીવનની.

બાપુજી આશ્રમમાં હોય ત્યારે તો તેમનું આશ્રમજીવન ઘડિયાળના કાંટાના જેવું ચાલતું હોય જ. પણ તેઓ પોતાના વંટોળિયા સમા

પ્રવાસોમાં હોય, નાનીમોટી સત્યાગ્રહની લડતોમાં હોય, અંગ્રેજ સરકારના મહેમાન થઈને જેલમાં ગયા હોય, ત્યાં પણ તેમનું આશ્રમજીવન અખંડ રૂપે ચાલતું હોય. એક સરખું જાગ્રત, એક મિનિટ પણ નકામી કે ગાફેલપણામાં ન જાય. સાથે કોઈ ન હોય ત્યારે પોતાના પરમેશ્વરની સાથે એકરૂપ થઈને દિવસ ગાળતા હોય, કોઈ સાથે હોય તો ઉત્સાહ સાથે તેમને પોતાના કાર્યક્રમોમાં સાથે જોડતા હોય.

હમણાં જ શ્રી શંકરલાલ બેંકરે બાપુ-સ્મરણનું એક સુંદર પુસ્તક લખ્યું છે. તેમાં તેમણે બાપુના સહવાસમાં યરવડા જેલમાં ગાળેલ દિવસોનું ચિત્ર આપ્યું છે. સવારની પ્રાર્થનામાં શંકરલાલભાઈને બાપુ પ્રેમથી જગાડે અને સાથે બેસાડે, કપડાં ધોતાં શીખવે, રસોઈ કરવામાં સાથે રાખે, કાંતવામાં સાથે જોડે, અને પીંજણ પણ તેમને ઉત્સાહથી શીખવે. અને આ બધાં જાતમહેનતનાં કામો રોજ ચાર કે પાંચ કલાક સુધી ચાલતાં હોય.

બીજો પ્રસંગ, ચંપારણમાં તેઓ ગળીવાળાઓના જુલમ અંગે ગયા ત્યારનો યાદ કરવા જેવો છે. બાપુ આવ્યા છે એ જાણી તેમની મદદમાં બાબુ રાજેન્દ્રપ્રસાદ અને બિહારના બીજા પણ આગેવાનો મોતીહારી આવ્યા. એ બધા મોટા મોટા વકીલો હતા. પોતાની હંમેશની રીતે તેઓ મોટા મોટા બિસ્તરાઓ અને પેટીઓ લઈને તેમ જ પોતપોતાના રસોઇયા અને પટાવાળા લઈને આવી પહોંચ્યા! બાપુએ તેમને સેવકનો ધર્મ સમજાવી નોકરોને પાછા વળાવી દીધા. એ સૌને સામાન્ય કારકુન બની લોકોના નિવેદન લખવાનાં તથા ગામડાંઓમાં ફરવાના કામે લગાડી દીધા. નિયમિત વખતે પ્રાર્થનાઓ કરવી, બધાં ઘરકામો એકબીજાએ સાથે મળીને કરી લેવાં, એવા સ્વયંસેવકો તેમને બનાવી દીધા.

બાપુ દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે ત્યાંની સરકાર સાથે સત્યાગ્રહની લડત ચાલતી હતી. ઘણા હિન્દીઓ સત્યાગ્રહમાં જોડાઈ, જેલ ભોગવી હતી. તેમાં કોઈ સારા વ્યાપારીઓ પણ હતા. તેમની પાછળ તેમનાં સ્ત્રીબાળબચ્ચાંનું શું કરવું? બાપુએ તેમને ફિનીક્સ ફાર્મ પર આવીને રહેવા આમંત્રણ આપ્યું. ત્યાંના આશ્રમજીવનમાં તેઓ સૌ ભળી ગયાં. રસોઈ, સફાઈ, ખેતીવાડી, છાપખાનું વગેરે કામોમાં સૌ પ્રેમથી જોડાઈ ગયાં. બાળકો પણ તેમને લાયકનાં કામોમાં લાગી ગયાં. તેમને માટે આશ્રમવાસીઓમાંથી જ કોઈ કોઈને શિક્ષક બનાવી ભણવાનો પ્રબંધ કરી આપ્યો.

દક્ષિણ આફ્રિકામાં ગિરમીટિયા સત્યાગ્રહીઓને લઈને બાપુજીએ સત્યાગ્રહની કૂચ કાઢી હતી, અને હિંદમાં ૭૯ આશ્રમવાસીઓ સાથે નિમક સત્યાગ્રહની દાંડીકૂચ કાઢી હતી. ત્યારે પણ એ સામાન્ય કૂચો નહોતી, હાલતાચાલતા આશ્રમો જ હતા. તે કૂચોમાં પ્રાર્થના-ઓ નિયમિતપણે ચાલતી હતી. રેંટિયા કે તકલી સૌએ સાથે મળીને નિયમિત કાંતવાનાં હતાં, બધાં જરૂરી કામકાજ સૌએ હાથોહાથ કરવાનાં હતાં. બાપુ કહેતા કે મારે ભાગે ગમે તે કામ કરવાનું આવે, હું તેને આશ્રમ બનાવી દઉં ત્યારે જ મને જંપ વળે છે.

### પુત્રોને પોતાનો વારસો આપ્યો

બુદ્ધ ભગવાનની કથા પ્રસિદ્ધ છે કે તેઓ ભિક્ષા માગતા રાજમહેલમાં આવ્યા ત્યારે યશોધરા માતાએ પોતાના પુત્ર રાહુલને તેમની ઓળખાણ આપી કહ્યું કે, જા બેટા! પિતાજી આવ્યા તેમની પાસે જઈ તેમનો વારસો માંગ. બુદ્ધ મહાતપ કરીને બોધિ અને ત્યાગનું ધન કમાયા હતા, તેમણે તરત પુત્રને પીળું ચીવર ઓઢાડી દીધું અને સાથેના ભિક્ષુમંડળ સાથે તેને ભેળવી દીધો. બાપુએ પણ પોતાની કમાણીનું સાચું ધન પોતાના ચારે પુત્રોને વારસામાં આપી દીધું હતું. બાપુના જીવનની બીજી ખૂબી તેમણે કરેલા શિક્ષણના પ્રયોગની છે, જે તેમણે પોતાના પુત્રો ઉપર અજમાવીને સિદ્ધ કરી હતી.

પ્રથમ પુત્ર હરિલાલભાઈએ બાપુની પાસે માંગણી કરી કે મને બેરિસ્ટર થવા વિલાયત મોકલો. તમે પોતે બેરિસ્ટર થયા છો, તમે હિન્દી કોમ તરફથી પારસી યુવક સોરાબજીને બેરિસ્ટર થવા લંડન મોકલી રહ્યા છો તો મને પણ કેમ ન મોકલો? બાપુ તેમને પોતાનું ઉત્તમોત્તમ ધન ત્યાગ અને સેવાનું આપવા માગતા હતા, તેમાંથી જ તેને જરૂરી જ્ઞાન મળી રહેશે એમ તેઓ માનતા હતા. હરિલાલભાઈ કંઈક સમજણા થયેલા હતા. તેમણે આવા 'અન્યાયી' બાપનો ત્યાગ કર્યો. દેશમાં જઈ સગાંવહાલાંની મદદથી હાઈસ્કૂલમાં બેઠા. તેમની હોંશ પ્રમાણે બેરિસ્ટર તો ન થઈ શક્યા. તેમણે આ રીતે પોતાનું જીવન ધૂળમાં મેળવવા માટે બાપુને કદી માફી આપી નહોતી. પરંતુ બાપુને આ માટે કદી પસ્તાવો થયો નહોતો. મારી પાસે સારામાં સારું હતું તે મેં મારા પુત્રને આપ્યું છે એવો તેમને સંતોષ હતો.

બીજા પુત્ર મણિલાલભાઈને તેમણે દક્ષિણ આફ્રિકાનો વારસો આપ્યો. તે વારસામાં ધન નહોતું. પણ ફિનીક્સનો આશ્રમ હતો, 'ઇન્ડિયન ઓપિનિયન' સાપ્તાહિક હતું. રાતદિવસ મહેનત કરે તો જ માંડ ગુજરાન ચલાવી શકાય એવો આ વારસો હતો. સુખ, આરામ ભોગવવાની તેમાં કોઈ આશા નહોતી. દક્ષિણ આફ્રિકાનો બીજો વારસો તેમને આપ્યો હતો તે હતો સત્યાગ્રહનો. હિન્દીઓએ તે દેશમાં પોતાનાં હક-સ્વમાન કેવી રીતે સાચવવાં એ બાપુએ ૨૦ વર્ષના પોતાના જીવનથી બતાવી દીધું હતુ. મણિલાલ-ભાઈ એ સત્યાગ્રહનું આત્મબળ પોતાના જીવનમાં ખીલવી હિન્દી-ઓના સ્વમાનની લડત આખી જિંદગી લડતા રહે એ બાપુની તેમને માટેની આશા હતી. મણિલાલભાઈએ પોતાની શક્તિ પ્રમાણે આમરણ દક્ષિણ આફ્રિકામાં રહી એ વારસો શોભાવવાનો પ્રયત્ન કર્યો. બાપુ જીવ્યા ત્યાં સુધી એ રાજી થતા.

ત્રીજા પુત્ર રામદાસભાઈને પણ તેમણે ડિગ્રીધારી બનાવ્યા નહિ, પણ પોતાનું ઉત્તમોત્તમ ધન આપ્યું. રામદાસભાઈ ઘરસંસાર ચલાવવા માટે પૂરતું કમાઈ શકતા નહિ. કોઈ નબળાઈની ક્ષણે તે માટે બાપુ પાસે તે ફરિયાદ કરતા ત્યારે બાપુ પ્રેમપૂર્ણ શ્રદ્ધા સાથે તેમને સમજાવતા કે તને મારી પાસેથી સરસ રસોઈ કરવાની કળા મળી છે, સરસ સફાઈની કળા પણ મળી છે અને સરસ કપડાં ધોવાની કળા પણ મળી છે. આ કળાઓથી તું જીવન નભાવવા માટે પૂરતી કમાણી મેળવી શકે એવી મને ખાતરી છે.

ચોથા પુત્ર દેવદાસ ગાંધીને પણ કોલેજની ડિગ્રીઓ બાપુએ અપાવી નહોતી, પણ તેમના વખતમાં બાપુનાં તેજસ્વી લખાણો 'નવજીવન'માં અને 'યંગ ઇન્ડિયા'માં આવતાં અને અસહકાર અને સત્યાગ્રહની અપૂર્વ લડતો ચાલતી. બાપુનાં રચનાત્મક કામો પણ એક એકથી

ચડિયાતાં ચાલી રહ્યાં હતાં. આ બધી લડતો અને પ્રવૃત્તિઓ અંગે બાપુની આસપાસ એક એકથી ચડિયાતા મહાજનો આવતા જતા. દેવદાસભાઈએ પોતાની જન્મજાત પ્રતિભાના જોરે આ બધી પરિસ્થિતિઓમાંથી પોતાની શાળા બનાવી લીધી. ઠીક ઠીક નાની ઉંમરે તેમણે દક્ષિણ ભારતમાં થોડાં વર્ષો વસી રાષ્ટ્રભાષા હિન્દીનો તે પ્રદેશોમાં પ્રચાર કર્યો. ભાષા અને લેખનકળા શીખવાના તેમ જ જાહેર કામો કરવાના જે કંઈ સંજોગો આવી મળ્યા તેનો તેમણે પૂરેપૂરો ઉપયોગ કરી લીધો. પ્રસંગ આવ્યો ત્યારે દિલ્હીમાં 'હિન્દુસ્તાન ટાઈમ્સ' પત્ર ચલાવ્યું, અને દેશના ઉત્તમ ગણાતા એવા એક દૈનિક પત્રના તંત્રી તરીકે આગળ આવ્યા. બાપુએ આવતા સ્વરાજ્યના ઉષઃકાળમાં નવી જન્મ લેતી પ્રજાને માટે જે શિક્ષણ યોજનાનું દેશને દાન કર્યું હતું તેની પાછળ તેમના આ પોતાનાં જ બાળકો ઉપર કરેલા પ્રયોગો રહેલા હતા.

### સમાજજીવનમાંથી ભેદાસુરનો નાશ કરવાની સાધના

બાપુના જીવનની એક અતિ મોટી સાધના તે આપણા સમાજજીવનમાં રહેલા ભેદાસુરનો નાશ કરવાની છે. તેનાં બીજ એમના જીવનમાં છેક બચપણથી પડેલાં હતાં એવાં ચિહ્નો જોવા મળે છે.

નાના બાળક તરીકે પોતાના વૈષ્ણવ-કુટુંબમાં સફાઈ કરનાર ભંગીને કેમ અડતા નથી; તેને કેમ ઘરમાં આવવા દેતા નથી, એ બાબત એમની નાની બુદ્ધિમાં શંકા ઊઠતી અને કોઈ કોઈ વાર પોતાની વૈષ્ણવ માતાની પાસે તે પોતાની આ શંકા રજૂ પણ કરતા. માતા એમની શંકાનું સમાધાન કદી કરી શક્યાં નહિ.

એમાંથી જ તેમણે હરિજનકુટુંબને કોચરબના આશ્રમમાં વસાવ્યું અને હરિજનબાળા લક્ષ્મીને પોતાની પુત્રી બનાવી. એમાંથી જ યથાકાળે તેમણે અસ્પૃશ્યતાનિવારણની મહાન લડત ઉપાડી, તેને સ્વરાજ્યની લડત સાથે જોડી દીધી અને સ્વરાજ્ય આવતાં આવતાં અસ્પૃશ્યતાને એટલી ખોખરી કરી નાંખી કે તે સમાજનાં સર્વ અંગોમાં ઢીલી પડી ગઈ. આખરે સ્વરાજ્ય-સ્થાપના થતાં અસ્પૃશ્યતાનિવારણનો કાયદો એ તેની લોકસભાના પ્રથમ કાયદાઓમાનો એક થયો.

આપણા સમાજમાં બીજો તેવો જ ભયંકર ભેદાસુર હિન્દુ-મુસલમાન ભેદનો હતો. ગાંધીજી ઊગતા કિશોર હતા ત્યારથી તેમને કોઈ કોઈ મુસલમાન મિત્રો હતા. મોટા થયા પછી દક્ષિણ આફ્રિકા ગયા ત્યારે પણ તેમને એક મુસ્લિમ વેપારીની પેઢીમાં જોડાવાનું થયું. આ અકસ્માત હશે કે કોઈ આંતરિક પસંદગી તેમાં કામ કરી ગઈ હશે? પાછળથી ગાંધીજી સ્વદેશમાં આવીને વસ્યા અને સાબરમતી કિનારે સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો ત્યારે આફ્રિકાના મુસ્લિમ સાથી ઇમામ સાહેબ બાવાઝીરને તથા તેમનાં બીબીબચ્ચાંને માન સહિત આશ્રમમાં વસાવ્યાં. હિન્દુસ્તાનની સ્વતંત્રતાની લડત ઉપાડવામાં આવી તેમાં મુસલમાન દેશબંધુઓ સાથે એકતા સ્થાપવાનો કાર્યક્રમ ખાસ ઉપાડ્યો. ખિલાફતને ખાતર અસહકારની જીવ સટોસટની લડત ઉપાડી. તે અંગે મૌલાના શૌકતઅલી, મહમદઅલી, હકીમ સાહેબ અજમલખાન તથા ડૉ. અનસારી વગેરે સેંકડો મુસ્લિમ સજ્જનો સાથે પ્રેમ અને મિત્રતાનો સંબંધ બાંધ્યો. છેવટના મુસ્લિમ નેતા મહમ્મદઅલી ઝીણા સાથે લળી લળીને એકતા માટે વાટાઘાટો કરી. એમ છતાં સ્વરાજ્ય આવતાં હિન્દુસ્તાન ને પાકિસ્તાન એવા દેશના બે ટુકડા પડ્યા. અને લોહીની નદીઓ ચાલી. તેથી જ્યારે દેશમાં બીજાઓ સ્વતંત્રતાના ઉત્સવો ઉજવતા હતા ત્યારે બાપુ પાકિસ્તાન રાજ્યના નવાખલી જિલ્લામાં લોકોને દિલાસો અને હિંમત આપતા ગામડે ગામડે ઘૂમ્યા, અને છેવટે દિલ્હીમાં અનશન આદરીને વેરથી સળગતા હિન્દુ-મુસલમાનોને શાંત પાડવા મથ્યા. અને એ જ પ્રયત્ન કરતા કરતા પ્રાર્થનાભૂમિમાં એક હિન્દુ ધર્મઝનૂનીની ગોળીનો ભોગ બન્યા. સર્વધર્મસમભાવના વ્રત ખાતર આટલી મહાન તપશ્ચર્યા આચરનાર અને કુરબાની કરનાર આ દેશમાં તો શું, આખા જગતમાં બીજો કોઈ થયો નથી.

### જ્ઞાનકર્મનો સમન્વય

પૂજ્ય બાપુનું જીવન એવું અદ્ભુત હતું કે એક દૃષ્ટિએ જોઈએ તો તેમાં કર્મ જ કર્મ દેખાશે પણ જો હૃદયમાં જ્ઞાન પ્રગટ થયું ન હોય તો કોઈ માણસ એ રીતે કર્મ કરી શકે શું? આ કર્મને કર્મ કહીશું કે તપ કહીશું કે મુમુક્ષુની સાધના કહીશું? વળી જો જીવનભક્તિથી તરબોળ હોય અને ઈશ્વરમય હોય તો જ આવું જીવન સંભવિત છે, એ પણ એટલું જ સ્પષ્ટ છે.

પૂજ્ય બાપુ-ગાંધીજીના જીવનની આવી આવી ખૂબીઓ આપણે ભારતવાસીઓ આપણાં જીવનમાં ઉતારવા શક્તિમાન થઈએ એવા આપણાં શિર ઉપર તેઓના આશીર્વાદ ઊતરો એ જ આજના શ્રાદ્ધદિનની આપણી પ્રાર્થના હો.

૧૨-૨-૬૮ને રોજ આકાશવાણી વડોદરા પરથી પ્રસારિત

## ૭ બાપુની અમર રચનાઓ

બાપુએ તેમના જીવનમાં ઘણું કર્યું છે અને ઘણું લખ્યું છે પણ આ બધાં ભાષણોમાં અને લખાણોમાં તેમણે નાનીનાની બારેક સુગવતી પુસ્તિકાઓ આપી છે, જે અમર રહેશે અને આવતી પેઢીઓને અનંતકાળ સુધી જીવનનું ભાથું આપતી રહેશે.

એમ લાગે છે કે આ પુસ્તકો લખતી વખતે બાપુના ધ્યાનમાં કેટલાક મુદ્દાઓ હતા :

તે પુસ્તકો માનવજીવનના મૂળભૂત મુદ્દાઓને લગતાં હોય.
તે પુસ્તકો ટૂંકાં અને સસ્તાં હોય.
તે પુસ્તકોની શૈલી પાંડિત્યમય અને વાચાળ ન હોય, પણ સીધી, સરળ અને તે સાથે પ્રસન્ન હોય. આવી તેમની પ્રથમ રચના હતી :

૧ 'હિંદ સ્વરાજ્ય,' જેના વિના હિંદદેશનો માણસ એ માણસ તરીકે જીવવાને લાયક મટી ગયો હતો.

૨ બીજી રચના હતી 'સર્વોદય,' એ હતો તો રસ્કિનના અંગ્રેજી પુસ્તક 'અન્ટુ ધિસ લાસ્ટ'નો અનુવાદ. જો તે પુસ્તકમાં પોતાના મનની બધી વાત સુંદર કાવ્યમય ભાષામાં અને ઘણા જ સંક્ષેપમાં લખાઈ હતી તો બાપુને તે પોતાના મૌલિક પુસ્તક તરીકે દુનિયા સામે જવી જોઈએ એવો મોહ નહોતો.

૩ બાપુની ત્રીજી રચના ગણાવી શકાય 'અનાસક્તિયોગ.'

૪ અને ચોથી 'ગીતાબોધ,' જે ગીતા તેમને માટે હમેશાં જીવનની દીવાદાંડી રૂપ નીવડી હતી, તે જૂની સંસ્કૃત ભાષામાં પૂરાયેલી રહે એ તેમનાથી સહન થયું નહિ. સરળ ગુજરાતીમાં તે ખેડૂતો, વણકરો,

અને હરિજનો પાસે તેમણે તે રજૂ કરી. આ ભાષાન્તર સરળ છતાં પ્રાચીન વિચારની છાયા હોવાથી સ્ત્રીઓ, વૈશ્યો શૂદ્રોને માટે પૂરતું સરળ નથી એમ જોઈ પોતે 'ગીતાબોધ' પુસ્તિકા આપી.

૫ બાપુની પાંચમી રચના તેમની 'આત્મકથા.' બીજી પુસ્તિકાઓ કરતાં આ પુસ્તક લાંબું થયું છે. પણ બાપુએ તેમાં ગૃહજીવનમાં, સમાજજીવનમાં તેમ જ જાહેર રાજદ્વારી જીવનમાં કરેલા સત્યના પ્રયોગો સમાવી લેવાનો પ્રયત્ન કર્યો છે. એના જ એક અંગ રૂપ

૬ છઠ્ઠું પુસ્તક તેમણે લખ્યું તે છે 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ.' સત્યાગ્રહ, જે તેમની આ સંસારનાં સર્વ દુઃખો અને અન્યાયો સામેની લડતની એક અવનવી શોધ હતી અને જે તેમણે સારી રીતે અખતરા કરી અજમાવી જોઈ હતી, તેનું સર્વાંગી સ્વરૂપ આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે.

૭ એ જ સત્યાગ્રહીનું 'સવિનયભંગ'નું સ્વરૂપ અમેરિકાના મહાન સત્યાગ્રહી જહોન થોરોએ નાના સરખા અંગ્રેજી નિબંધ 'ડયૂટી ઑફ સિવિલ ડિસઓબિડિયન્સ' રૂપે પ્રગટ કર્યું હતું, પોતાના આ સંબંધી વિચારો ઉત્તમ રીતે વ્યક્ત કરે છે એ જોઈ બાપુએ પોતાના સ્વહસ્તે તેનું ભાષાન્તર કરી 'સવિનયભંગની ફરજ' એવા નામે પ્રકાશિત કર્યું છે. જોકે આ નાનો ટૂંકો નિબંધ સ્વતંત્ર પુસ્તક રૂપે ગણાયો નથી, છતાં તેને બાપુનું સાતમું પુસ્તક જ ગણવું જોઈએ. તે વગર તેમણે આપેલા જીવનવ્યાપી સંદેશામાં એક કડી ખૂટતી રહી જાય છે.

૮ બાપુની આઠમી અમર રચના છે 'મારા જેલના અનુભવો.' જો એક સ્વમાની માનવ માટે સત્યાગ્રહ એ ધર્મ છે, અને તે ધર્મનું પાલન કરતાં જેલયાત્રા એ તેને માટે અનિવાર્ય છે, તો તે કેમ ભોગવવી એ વિશે બાપુનો સંદેશો તેણે સાંભળી લેવો આવશ્યક છે.

૯ બાપુની નવમી અમર રચના છે તેમના 'તેરવિધ રચનાત્મક કાર્યક્રમો.' જેને માટે તેમનો દાવો હતો કે જો આ કાર્યક્રમોનો પૂરા મન-વચન-કાયાથી અમલ કરવામાં આવે તો લડતનો ઉગ્ર કાર્યક્રમ કરવાની જરૂર જ ન રહે. અંદરનું સ્વરાજ્યનું બીજ પરિપક્વ થતાં ઉપરતું ગુલામીનું કોચલું આપોઆપ ખરી પડે.

૧૦ બાપુની દસમી અમર રચના છે 'ગામડાંમાં જઈને શું કરીશું?' જમાનાઓની ગુલામીને લીધે આપણી પ્રાચીન પ્રજાના શરીરમાં ગંદી ટેવો, જડ વહેમો, કામ માટેની સૂગ અને ઉચ્ચ નીચ ભેદ રૂપી રોગો ઘર કરી ગયા છે. તેનું નિવારણ બાપુએ આ પુસ્તિકામાં બતાવ્યું છે.

આ રીતે સામાજિક રોગોથી મુક્ત થવા છતાં દરેક જણે પોતાના શરીરને પણ સાજું, નરવું, રોગમુક્ત અને સેવાક્ષમ રાખવું અને તે માંદું પડે ત્યારે પ્રભુશ્રદ્ધા રાખી ગભરાવું નહિ એ જરૂરી છે. તેથી બાપુએ :

૧૧ પોતાના અનુભવનો અર્ક તેમની અગિયારમી અમર રચના 'આરોગ્યની કૂંચી'માં આપ્યો છે.

બાપુ બોધ્યા 'માનવધર્મ'નાં સર્વ અંગો ઉપરની અમર પુસ્તિકાઓમાં સમાઈ ગયાં છે. પણ તે બધું ઐહિક અને ભૌતિક જીવનને લગતું જ છે. તેને આધ્યાત્મિક પાયો હોય, આસ્તિકતા અને પ્રભુભક્તિનો પ્રાણ તેમાં આવે તો જ બાપુનો સંદેશો પૂર્ણ થાય. જોકે 'અનાસક્તિ યોગ' માંથી તેનું ભાથું પૂરતું મળી રહે તેમ છે, છતાં તે ગ્રંથ પ્રાચીન અને શાસ્ત્રીય શૈલીમાં પોતાનો સંદેશો આપે છે. વળી તેની કહેવાની પદ્ધતિ પણ કાવ્યમય અને નાટકી છે. બાપુએ પોતાનો આશ્રમધર્મનો આધ્યાત્મિક સંદેશો ચાલુ યુગની ભાષા અને શૈલીમાં આપવાની જરૂર જ હતી.

૧૨ તે તેમણે પોતાની અજરામર બારમી પુસ્તિકા 'વ્રત વિચાર' અથવા 'મંગળ-પ્રભાત'માં આપ્યો છે. અંતમાં 'આશ્રમભજનાવલિ' એ જોકે બાપુનું સીધું લેખન કે સંપાદન નથી, પણ ખરે શાસ્ત્રીની તે રચના પાછળ પ્રેરણા તો તેમની જ હતી. આ સુર-તુલસી-મીરાં-કબીર-રવીન્દ્રનાં ઉત્કટ ભક્તિના ઊભરાઓ એ બાપુની સમગ્ર રચના-માળા ઉપર મેરુ રૂપે વિરાજે છે.

પુસ્તકાલય માસિકના સૌજન્યથી

## ૮ અમર બાળમિત્ર

ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે.

એ અર્થમાં નહિ કે તેમની પાછળ કૃત્રિમ સ્મારકો કરવામાં આવશે, પણ એ અર્થમાં કે એમણે બાળકો માટે જે સહાનુભૂતિ અને આદરનું વાતાવરણ પેદા કર્યું છે તે ગુજરાતની હવામાંથી હવે કદી ખસવાનું નથી.

ગિજુભાઈએ ઘણાં ઘણાંનાં જીવન બાળસેવાના રંગથી રંગ્યાં છે. પણ ગિજુભાઈની ગેરહાજરીમાં પણ ઉપર જણાવેલ વાતાવરણ નિત્ય નવાં બાળસેવકો અને સેવિકાઓને રંગ લગાડતું જ રહેશે. ઘણાં બાળકોને રમાડે છે, અને હુલાવે ફુલાવે છે તો ઘણાં. ગિજુભાઈની બાળસેવા એ જુદી જ વસ્તુ હતી. રમાડેલું બાળક નબળું અને ખૂંધું બને છે. ગિજુભાઈના શાસ્ત્રીય પ્રેમના પ્રતાપે બાળકોનો આત્મા વિકાસ પામતો એવી મારા ઉપર છાપ પડી છે. ગિજુભાઈ એક અદ્ભુત કલાકાર થઈ ગયા, એમની નકલ કરવી ખરેખર ઘણી જ કઠણ છે. એમની બાળવાર્તાઓમાંથી બાળકને વાર્તા કહેવી કે એમનાં ગીતોમાંથી ગીતો ગવડાવવાં કે એમની જેમ બાળમંદિરમાં શાંતિની રમત રમાડવી, એ બધું ઉપરથી લાગે છે તેટલું સહજ સાધ્ય નથી અને ઘણા પ્રયત્નો નકલી લાગ્યા વિના રહેતા નથી.

એનું કારણ છે. ગિજુભાઈ બાળકો સાથે ખેલ કરતા જોવામાં આવતા તે બધાની પાછળ તેમના મનમા એક ગંભીરજીવન સાધના હતી. બાળક માટે એક જીવનની સહાનુભૂતિ પ્રગટાવવી છે, તેના વિકાસને રૂંધનારાં પડો તોડવાં છે. એ વિચાર તેમની પ્રત્યેક ક્રિયામાં અને શબ્દમાં હાજર હતા. તેથી તેમના મુખમાં, હોકાનું ગીત, ઉપનિષદના કાવ્યસમું બની જતું અને સુપડકન્નો રાજા કોઈ રામાયણ મહાભારતની કથા સમો બની જતો.

આ મારાં વાક્યો ભલે ચર્ચાસ્પદ હશે. હું તેનો રદિયો ઐતિહાસિક પુરાવાઓથી નહિ આપી શકું પણ બાળકોના આત્મામાંથી સ્ફુરણાના ઝરાઓ ગિજુભાઈ પ્રગટાવી શકતા તે મેં જોયું છે. અને તેથી એ પ્રકારનું વર્ણન મેં કર્યું છે.

હું ફરી મારી શ્રદ્ધા પ્રગટ કરું છું કે બાળમિત્ર ગિજુભાઈનું કામ અમર રહેવાનું છે.

## ૯ બાલમંદિરનો પ્રસંગ

ભાવનગર વિદ્યાલયે મારી પાસે મારા જીવનનો સૌથી ઉત્તમ પ્રેરણા પ્રસંગ માગ્યો છે.

આવો એક પ્રસંગ જે આ ઘડીએ મારી આંખ સામે ચડી આવ્યો છે તે અહીં આપું છું.

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. હું ગાંધીજીના સાબરમતી આશ્રમમાં બાળશિક્ષક અને ગૃહપતિ તરીકે નવો નવો જ કામ કરતો થયો હતો. તે દિવસોમાં ક્યારેક ભાવનગરથી ગિજુભાઈ અમારા આશ્રમમાં આવેલા. તેમનું બોલવું મને દુનિયા કરતાં જાણે અનોખું જ લાગ્યું. તે પછી હું પણ ભાવનગર તેમનું બાળમંદિર જોવા ગયો અને પછી તો આ રીતે બાલમંદિર જોવા જવાના પ્રસંગો વખતોવખત આવવા લાગ્યા.

ગિજુભાઈનું આ બાલમંદિર જોયું એ મારા જીવનનો એક અનેરો પ્રસંગ હતો. પ્રથમ તો આ બાલમંદિર એક ટેકરીની ટોચ ઉપર આવ્યું હતું. એ જોઈ બાંધનારને મેં મારા મનથી ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા. મંદિરના એક ઓરડામાં બાળકો દાંડિયા રમતા હતા અને ગિજુભાઈ બાળકોની સાથે રમી રહ્યા હતા તે જોતાં શિક્ષકો અને બાળકો વચ્ચેની ગાંઠ કેવી હોવી જોઈએ તેની મને ગેડ બેસી ગઈ. તે સમજવા માટે શાસ્ત્ર ગ્રંથો વાંચવાની જરૂર પડી નથી.

ત્યાર પછી હું તે આખા બાલમંદિરમાં ફર્યો. ત્યાંનાં સાહિત્યનું ધીમે ધીમે અવલોકન કરવા લાગ્યો. એ બધું મને અદ્ભુત અને રોમહર્ષણ લાગ્યું. જે બાળકને જે સાહિત્ય લેવાનું મન થાય તે રોકટોક વિના લેતા હતાં અને ઠીક ઠીક એકધ્યાનથી તેના ઉપર કામ કરતાં હતાં.

મારા જીવનના એ આરંભના દિવસોમાં આ પ્રસંગ મારે માટે અત્યંત કીમતી હતો. ત્યાંથી પાછા ફરતાં મેં મારી લાગણીના ઊભરા એક ગીત રૂપે ઉતારી ગિજુભાઈને અર્પણ કર્યા હતા :

બાલ મંદિરિયું બાલમંદિરિયું,<br>
અમારું સુંદર સોહાય,<br>
વહાલુ મારું બાલમંદિરિયું !<br>
વગેરે૦

## ૧૦ બાળકને બિવડાવો નહિ

શિક્ષકો, વડીલો અને માબાપો જ્યારે જ્યારે વિવિધ પ્રસંગે, વિવિધ રીતે બાળકોને બિવડાવે છે, ત્યારે તેઓ તો ગમત કરતા હોય એમ સમજી બિવડાવે છે. આપણે બાળકોને ગમત ખાતર બિવડાવતા હોઈએ છીએ ત્યારે બાળક તો આપણી વાતને સાચી જ માની લેતું હોય છે. ગિજુભાઈએ તેથી જ કહ્યું છે કે બાળકને બિવડાવો ત્યારે તેની છાતી ઉપર હાથ મૂકી જોવો. આપણી ધાકધમકીની બાળકોના જીવન ઉપર જે અસરો પડે છે તે જો આપણે સમજી જઈએ તો આપણે તેમ કરતાં અટકીશું. આપણે ખરેખર બાળકના દુશ્મન નથી, પરંતુ અજ્ઞાનતાના કારણે બાળક પર પ્રેમ કેવી રીતે દર્શાવવો એની આપણને સમજણ નથી. તેથી આપણે બીક બતાવીએ છીએ.

હવે તો કેટલાક દેશોમાં સરકારને પણ એવું સમજાઈ ગયું છે કે માબાપને બાળકના ઉછેરની સમજણ બરાબર હોતી નથી, તેથી બાળઉછેરનું કામ સમજણવાળી નર્સો પાસે કરાવે છે એવી નર્સોને બાળકની જાતજાતની મુશ્કેલીઓની સમજણ હોય છે. બાળશિક્ષણમાં તે નિષ્ણાત હોય છે. પરંતુ આ કોઈ સારો ઉપાય નથી. માતાઓને બાળશિક્ષણની ઝીણવટની ખબર પડતી ન હોય તો તેમને શિક્ષણ આપીને જ્ઞાન આપવું જોઈએ. માતામાં જ્ઞાન આવશે તો તે બાળકને ખોટું ખોટું બિવરાવશે નહિ અને બીજાઓને બિવરાવવા દેશે નહિ. ગિજુભાઈ સમજાવે છે કે બાળકને બીકની વાતો સાચી જ લાગે છે. એ તો માની જ લે છે કે સિપાઈ પકડી જશે, પઠાણ ચોરણામાં ઘાલીને લઈ જશે, ઉંદર કરડશે, બિલાડી કરડશે વગેરે. આ બીકની બાળક ઉપર જે ભયંકર અસરો પડે છે તે સમજાઈ જાય તો બાળક રડતું હશે તો તેનાં યોગ્ય કારણો શોધવા પ્રયત્ન કરીશું, પરંતુ બીક આપીને બાળકને છાનું ન રાખીએ.

બીકથી બાળકનું અકલ્યાણ થાય છે. તેમ જ તેમ કરીને તમારા પ્રેમપાત્રને હેરાન કરો છો. આપણે ભગવાન, સ્વર્ગ કે નર્ક જોયાં નથી તેમ છતાં તેની પણ બીક બાળકોને બતાવીએ છીએ. પરંતુ બાળક ૯–૧૦ વર્ષનું થતાં તેને ખબર પડી જાય છે. ત્યાર પછી તે આપણી વાતો માનતું નથી પણ કુમળી વયે એના જીવનનાં પ્રારંભિક વર્ષોમાં એના મગજ ઉપર બીકના જે ગાઢ સંસ્કારો પડી ગયા હોય છે તે ઝટ ભૂંસાતા નથી. આગળ જતાં તે અનેક વસ્તુઓ અને વ્યક્તિઓથી બીતું થાય છે. બાળકનું મન કઈ રીતે કામ કરે છે એની સમજણ પડી જાય, બાળકના જીવનનું રહસ્ય સમજાઈ જાય તો આપણે એને બિવડાવવાનું ખોટું કામ કરતાં અટકીશું.

૧૮ મા બાલવાડી શિબિરના પ્રાર્થના પ્રવચનમાંથી

## ૧૧ બાળ-કેળવણી એ તો કળા-સાધના છે

બાળ-માનસનું પૃથક્કરણ કરવા બેસીએ તો અઘરી વસ્તુ થઈ પડે, પણ તેને સમજવાની આવડત કુદરતે આપણાં સૌમાં મૂકી છે, તેથી તે સમજવું સહેલું છે. દરેક માતા પોતાના બાળકના મનમાં ચાલતા ભાવો સ્વયંભૂ રીતે સમજી જ જાય છે. ઈશ્વરની યોજનામાં એવું નથી કે એક સ્ત્રી મનોવિજ્ઞાનની વિદ્યામાં પારંગતની ડિગ્રી મેળવે ત્યાર પછી જ તેને માતૃત્વ મળે !

પશ્ચિમના બાલશિક્ષકોએ અક્ષર-શિક્ષણ અને ગણિત શીખવવાની બહુ ઉતાવળ કરી છે. જ્યારે તેમની ઉંમર આ વિષયો શીખવા જેવડી થાય ત્યારે આપણી જૂની મોંપાટ ને આંકની રીત કરતાં મોન્ટીસોરીએ શોધેલી કાચ-કાગળના અક્ષરો અને ગણિત શીખવવા-ની પદ્ધતિ ઘણી સારી, સાચી અને શાસ્ત્રીય છે એમાં શક નથી. પણ બાળક અઢી કે ત્રણ વર્ષની ઉંમરે બાલવાડીમાં આવે છે અને ૭ સાત વર્ષે તે બાલવાડી છોડે છે ત્યાં સુધીની ઉંમર અક્ષર અને ગણિત શીખવા જેવડી નથી. બાળકોનું અવલોકન સહાનુભૂતિથી કરશો તો તમને બાલશિક્ષકોને આ પોતાની મેળે સમજાશે. તે માટે દલીલો કરવાપણું હોવું ન જોઈએ.

તે કાચી ઉંમરે તમે અક્ષર અને ગણિત શીખવવાનો આગ્રહ રાખશો તો કેટલાંક બાળકો તે પણ ઝીલી લેશે, પણ એ ઉંમરે પ્રાપ્ત કરી લેવા જેવી અનેક કળાઓ અને વિદ્યાઓ માટે તેમની તકો હરાઈ જશે.

મનુષ્યબાળનું જીવન ઘણું અવડચવડિયું અને ગૂંચવાડાભરેલું છે. જન્મે ત્યારથી તે ઘણી ઘણી કળાઓ શીખવા માંડે છે ત્યારે તે મનુષ્યબાળ તરીકે તૈયાર થાય છે. એક બિલાડીનું બચ્ચું ૫–૭ દિવસમાં તેના જીવનની ઘણીખરી કળાઓ શીખી જાય છે, માતા બિલાડી તેને શીખવી શકે છે. પણ મનુષ્યબાળની તાલીમ એટલી ટૂંકી ન હોઈ શકે. તેને પકડતાં શીખવું પડે છે, ચાલતાં શીખવું પડે છે, બોલતાં શીખવું પડે છે, અને બોલવામાં જાતજાતનાં અલંકારો અને ભાવો પણ જાણી લેવા પડે છે. આપણે કપડાંઓ અને ફેશનો ઊભી કરી છે તે જાણી લેવી પડે છે. વળી, આપણે માણસોએ તો સમાજો બાંધ્યા છે, ગામો વસાવ્યાં છે, રાજ્યો સ્થાપ્યાં છે, ધર્મો કાઢયા છે. વધારામાં આપણે જીભથી બોલીને સંતોષ માન્યો નથી, હાથ વડે પણ બોલવાની અઘરી કળા કાઢી છે—(લખવાની), અને કાને સાંભળીને સંતોષ ન માનતાં આંખથી પણ સાંભળવાની કળા ખીલવી છે—(વાંચવાની)!

આવા અત્યંત અદ્ભુત અને ગૂંચવાડિયા મનુષ્ય જીવનની તૈયારી બાળકો કરી રહ્યાં છે. આપણી નિશાળો અને વર્ગો ચલાવવાની વાટ જોતાં બેસે તો તો તેઓ રખડી જ જાય! ડાહી માતાઓ ભલે ભણેલી ન હોય તોપણ બાળકોને ત્યારે શું કરવું છે તે સમજી જાય છે. તેમને મદદરૂપ થવામાં તેને રસ પડે છે.

આમ બાળકોને શરૂઆતનાં વર્ષોમાં કેટલું બધું શીખી લેવાનું છે! તેમાં આડા આવીને આપણે પાયાની નહિ એવી કૃત્રિમ વિદ્યાઓ—વાંચવા-લખવા જેવી—તેમાં તેને ખેંચવાં યોગ્ય નથી. બાલશિક્ષકો પાસે એક ખાસ વાત કહેવાનું મન થાય છે. આટલું તો આપ જાણો જ છો કે બાળકો સાથે બાળક થઈ શકે તે જ સાચો શિક્ષક બની શકે છે. તેમાં મોટા વિદ્યાર્થીઓના શિક્ષકો કરતાં બાળશિક્ષકોને આ સિદ્ધાંત વધારે લાગુ પડે છે. પણ બાળક સાથે બાળક કેવી રીતે બનવું તે સમજવાની જરૂર છે. તેમના જેવું કાલું કાલું બોલવું એટલાથી તેમ થવાતું નથી. બાળકો મનમાં જેવા વિચારો અને ભાવો ચાલે છે તે પ્રમાણે બૂમો પાડીને ઉદ્ગારો કાઢે છે, ઊઠીને ઊભા થઈ જાય છે અને દોડવા લાગે છે. આપણે બાલશિક્ષકોએ પણ બાળકોમાં ભળી જાય તેવું વર્તન રાખવું પડશે. આપણે ડાહ્યાંડમરાં થઈને બેસી રહેવું, અને ચીપી ચીપીને અને હળવે હળવે બોલવું એ નહિ ચાલે. આમ બાળક જેવું વર્તવા જઈશું તો આપણાં મોટાં લાંબાં લબડતાં લૂગડાં આડાં આવશે. આપણાં કપડાં જેન્ટલમેન-લેડીને લાયકનાં છે. ડાહ્યા-ડમરા થઈને બેસી રહેવાને અને રોફ મારી ચાલવા માટે જ તે બનાવેલાં છે. તે બાલશિક્ષકને અને કોઈ પણ શિક્ષકને કામનાં નથી. બાળકો સાથે દોડવા, રમવા અને કામ કરવામાં તે કેટલાં બધાં આડાં આવે છે એટલું જ નહિ તેવાં કપડાંમાં સજ્જેલાં આપણને જુએ છે તેથી બાળકો ડરી જતાં હોય તો પણ નવાઈ જેવું નથી. તેથી તમને બાલશિક્ષકોને મારી ખાસ ભલામણ છે કે જો બાળક સાથે બાળક થવામાં તમે માનતા હો તો ચાલુ કપડાંના ઢબમાં સારી પેઠે ફેરફાર કરવો પડશે. કેવો ફેરફાર કરવો તે હું કહીશ નહિ, તમારી મેળે તે વિચારી લો.

બાળશિક્ષણના ક્ષેત્રમાં ગિજુભાઈ, તારાબહેન મોડક જેવાં સમાશાળી કેળવણીકારોની ભરતી હમેશાં જારી રહેવી જોઈએ, જેઓ આ ક્ષેત્રમાં પોતાના અનુભવોના આધારે નિત્ય નવાં સંશોધનો કરતાં, સામાન્ય રીતે બાલશિક્ષણના કામમાં તરુણ બહેનો અને ભાઈઓ જ આવશે, અને એ યોગ્ય જ છે, છતાં આ વિષયની સૂઝસમજવાળા વિદ્વાનો પણ પોતાની સ્વયંસ્ફૂર્તિથી સારી સંખ્યામાં આ કાર્યને પોતાનું જીવન અર્પણ કરશે તો જ બાલશિક્ષણ એક ઘરેડની વસ્તુ બની જતી બચશે અને તેમાં નિત્ય નૂતનતા રહી શકશે.

ભાવનગરમાં મળેલ બાલશિક્ષણ સુવર્ણ મહોત્સવમાં

## ૧૨ બાલસેવા

બાળકોને પ્રેમ કરીને મોટું કરવાનું છે—પજવીને નહિ. બાપુજીની સત્ય-અહિંસાની વાતનો બાલવાડીઓ માટે એવો અર્થ છે કે બાળકો પ્રત્યે અમે ગેરવર્તાવ કરીએ છીએ, તે હવે નહિ કરીએ એવો અમે સંકલ્પ કરીએ છીએ. આજે એમનો આત્મા બાળકો વિશે જાગ્રત થયો છે તો હવે પછી મજૂરો—હળપતિઓ વિશે પણ જાગ્રત થશે. તેમને પણ ત્રાસ આપીને કામ કરાવીશું નહિ, એવો સંકલ્પ તેઓ જરૂર કરશે, એવો મને વિશ્વાસ બંધાય છે. આમ એકંદર મોટાંઓનું વર્તન નાનાંઓ માટે સુધરતું જાય છે એમ લાગે છે. મોટા લોકોને જાણે પસ્તાવો થવા લાગ્યો છે કે પોતે વર્ષોથી બાળકો પ્રત્યે સારી રીતે વર્ત્યા નથી બલકે શરમભરેલું વર્તન કર્યું છે.

### આપણી કઢંગી રીતો

એક પરદેશીએ હિંદુસ્તાનમાં આવીને બાળકો સાથેની આપણી કઢંગી ચેષ્ટાઓ જોઈને પોતાના એક લેખમાં આપણી ટીકા કરી હતી. તેમણે લખેલું કે હિન્દુસ્તાનમાં બાળકોને રમાડવાની રીત કંઈ જુદી જ દેખાય છે! પ્રેમ કરવાની રીત પણ કંઢગી દેખાય છે. જે દેશમાં કૃષ્ણ ભગવાનને બાળસ્વરૂપે પૂજવામાં આવે છે તે દેશમાં બાળકોને આપવાની આવી કંઢગી રીતો કેમ આવી હશે? નાનાં બાળકને કંઈક રમાડવાનું હોય ત્યારે વસ્તુ ધરે છે. બાળક પકડવા આવે એટલે વસ્તુ પાછી ખેંચી લે અને એમ વારંવાર કરીને બાળકને હેરાન હેરાન કરી મૂકે છે. બાળકને ગલગલિયાં કરવાની પણ લોકોને ટેવ છે. તે એકાદ વખત ચાલે, પણ ઉપરાઉપરી એમ કરવું એ તો થપ્પડ મારવા કરતાં પણ ભયંકર ત્રાસ છે, ગોદો મારવા કરતાંયે ભયંકર છે. બાળકને રમાડવાની આ કાંઈ રીત છે? બાળક પ્રસન્નતા અનુભવે એવી રીત હોવી જોઈએ એ કાંઈ પ્લાસ્ટીકનું રમકડું છે કે એના પેટમાં ગોદો મારો એટલે 'ચું' બોલે! કયારેક બાળકને ઊછાળી ઊછાળીને પણ રમાડતા હોય છે, એ કાંઈ રમાડવાની રીત કહેવાય?

ગાડીમાં એક માતાએ બાળકને મશ્કરીમાં કહ્યું કે બારીએથી ફેંકી દઉં? અને ખરેખર તે માતાએ તેને પકડીને બારીની બહાર પણ લટકાવ્યું! આવી ગમ્મત કેવી ભયંકર કહેવાય! બાળકના મનમાં એ પ્રસંગે કેવો ભયંકર ધ્રાસકો પડયો હશે? આમ આપણી બાળકને રમાડવાની રીતો કેટલી બધી ક્રૂર છે—ઘાતકી છે. બાળકો માટે હૃદયમાં તો પ્રેમ ભર્યો છે, બતાવતાં આપણને આવડયું નહિ.

કેટલીક માતાઓ બાળકોને ચૂપ રાખવા અથવા ડરાવવા બાવાની બીક બતાવે છે. માતાઓને આ પણ એક આદત પડી ગઈ છે. તેને મન તો એ મજાક લાગે છે, પણ નાનાં બાળકો આ ગમ્મત છે એવું સમજી શકતાં નથી. બાળક સમજશે કે બાવો એટલે ભયંકર પ્રાણી! સાધુ સંતોને પૂજ્ય ગણતા બાળકને શીખવવું

જોઈએ, તેને બદલે તેમને ભયંકર માનતા શીખવ્યું એ કેટલું ખોટું છે? આમ તે કાંઈ થતું હશે?

બાળક નાનું છે એટલે એને નકામા ધમકાવીએ, ડરાવીએ થપ્પડ મારી દઈએ આવું તે કાંઈ થતું હોય? બાળકના વાળ ઓળતી વેળા પણ માતા તેને બે ઢીંચણમાં દબાવીને પકડી રાખે અને વાળ ખેંચે, વાળ તૂટી પણ જાય અને ઉપરથી ધબ્બા મારે! આમ તે કાંઈ કરાતું હશે? પાછી કહે કે હું તો 'મા' છું, હું તો પ્રેમથી મારું છું. કોઈ પણ સમજી શકશે કે જે મા આવું કરે તો ડાકણ કેવી હશે? પ્રેમપૂર્વક નવડાવી નથી શકતી, સગી મા કહેવાય પણ ધબ્બા માર્યા સિવાય નવડાવી નથી શકતી. અને ધબ્બા મારવા છતાં બાળકના શરીર ઉપર મેલ તો રહી જ જાય છે!

સાચી માતાનાં લક્ષણ, સાચી બાલશિક્ષિકાનાં લક્ષણ

હવે બાલશિક્ષિકાઓને ચેતવણી આપીશ, તેમણે બે વાતનું ધ્યાન રાખવા જેવું છે; પોતાના બાળક ઉપર અત્યંત પ્રેમ હોવો એ કુદરતી છે, પરંતુ પાડોશીનાં બાળકો ઉપર પણ પ્રયત્નપૂર્વક પ્રેમ કરવો જોઈએ. બાલશિક્ષિકા જો બાળકવાળી માતા હશે તો તેની શિક્ષિકા તરીકેની લાયકાત વધે છે, પણ બીજી તરફથી જોઈએ તો ઘટે પણ છે. બાળકને બોલવા વગેરેનું આવડતું નથી. બાળકને બે વસ્તુ આવડે છે: રાજી થાય તો હસવું અને નારાજી થાય તો રડવું. તે હજુ ભાષા શીખ્યું નથી; છતાં માતાના અંતરમાં પ્રેમ અને માયા હોવાથી બાળકના મનમાં શું છે તેની તેને વહેલી સમજણ પડી જાય છે. પોતાના બાળકને જે સમજી શકે છે તે બીજાનાં બાળકોને પણ સમજી શકે એમ માની શકાય. એટલે બાલવાડીનાં બાળકો રડતાં હોય તો બાળકવાળી બાલશિક્ષિકા તેમનાં મનનું કારણ વહેલું સમજી શકશે. સામાન્ય રીતે તો લોકો બાળક રડે ત્યારે કાં તો તેના મોઢામાં મીઠું મીઠું ઘાલે છે કે કાં તો તેને ધબ્બો મારે છે, પણ તે તેની ભાષામાં શું કહેવા માગે છે તે સમજીને તેને મદદરૂપ થવું એ આપણો ધર્મ છે,

તમારામાંથી જેઓ માતાઓ હશો તે બહેનો સારી શિક્ષિકાઓ છો, કારણ કે બાળકને સમજી જવાની તમારામાં કુદરતી સૂઝ છે; પણ તમે ખોટી શિક્ષિકાઓ નીવડો એવો પણ ભય છે, પોતાનાં બાળકો માટે વધારે લાગણી અને બીજાનાં બાળકો માટે ઓછી લાગણી, એટલું જ નહિ, કંઈક ઈર્ષ્યા પણ ખરી! આવો માતાનો સ્વભાવ હોય છે. તમારે તે કુદરતી સ્વભાવને જીતી બાલસેવાના કામમાં બધાં બાળકો માટે સરખી લાગણી કેળવવી જોઈએ. એટલું જ નહિ ગરીબ માબાપનાં બાળકો માટે તો તમારે ખાસ લાગણી કેળવવી જોઈએ. તેને માટે વધારે પ્રેમ થવો જોઈએ. આ પ્રેમ બુદ્ધિપૂર્વક કેળવવો જોઈએ. પોતાનાં બાળકો માટે કુદરતી પ્રેમ છે. પોતાનાં બાળકો માટે કરવું એ માયા છે. ગરીબ બાળકો માટે કરવું તે ધર્મ છે. આપણાં દિલને સમજાવી પટાવીને આપણે તેવાં બાળકો ઉપર પ્રેમ કરીએ છીએ. બાળકવાળી માતા બાલશિક્ષિકા હોય તો તેને પોતાના બાળક તરફ કુદરતી રીતે લક્ષ્ય વધારે રહેશે. તે વખતે ધર્મ યાદ કરવો. બુદ્ધિપૂર્વક પોતાની જાત ઉપર કાબૂ લાવી તેમ કરવું. ગરીબનાં બાળકોની ખાસ સેવા કરો. સ્થિતિવાળાની મા તો કંઈક નવરી પડે છે અને પોતાનાં બાળકોની સેવા કરી શકે છે. જ્યારે મજૂર કે દૂબળા, હરિજન, ભંગી જેવા દલિતવર્ગના લોકોને તો જ્ઞાન નથી અને જ્ઞાન થાય તો તેની પાસે સમય નથી, આવડત નથી. તો તેમનાં બાળકોની તમારે શિક્ષિકાબહેનોએ ખાસ સેવા કરવી.

તમે બહેનો બાલવાડીનું કામ કરશો ત્યારે એમ ન સમજવું કે અમે નોકરી કરીએ છીએ. આપણે તો સેવા કરીએ છીએ એમ સમજવું. બાલસેવા કરતાં તમારી પોતાની પણ ઉન્નતિ થશે. બાળકોનું કરતાં કરતાં ગરીબ માટે સેવા કરવાની પણ વૃત્તિ થશે, તમારું હૃદય મોટું થશે. એમાં જ સાચી ઉન્નતિ રહેલી છે.

'સાંદીપનિ'માંથી સાભાર

## ૧૩ ભૂખે મરીશું, પણ શ્રમ નહિ કરીએ

અહીં આ સંમેલનમાં આપણે સહુ ભેગા થયા છીએ, તે મોટે ભાગે જમીનના પ્રશ્ન સાથે ઓછા સબંધવાળા છીએ. મને થયું કે જેમને જમીન વારસામાં મળી છે, જેઓ કાયદાથી કે કાયદાના ભંગથી ઓછીવત્તી જમીનના માલિક છે, એમને જ આ વિનોબાજીની ગ્રામદાનની વાત લાગુ પડશે કે આપણા જેવાઓનેય લાગુ પડશે? વકીલ, ડોક્ટર, શિક્ષક, વિદ્યાર્થી વગેરેનેય આ ક્રાંતિની વાતો સાથે કાંઈ સંબંધ ખરો કે નહિ? મને તો લાગે છે કે આ વાત આપણને સહુને એકસરખી લાગુ પડે છે.

હું જોયા જ કરું છું કે ખેડૂતવર્ગમાંયે જ્યાં સુધી ચાલે ત્યાં સુધી શ્રમ બીજા પાસે જ કરાવે. આદિવાસીઓમાં પણ મેં જોયું છે કે જ્યાં સુધી શ્રમનું કામ બીજા ઉપર નાખી શકાતું હોય ત્યાં સુધી પોતે નહિ કરે. હુક્કો અને પાતરાં વાળીને ધુમાડો કાઢતો હોય તો તે કર્યા કરે. શ્રમનું કામ નોકર હોય તો નોકર પાસે અને નહિ તો ઘરની સ્ત્રી તો ખરી ને, તેની પાસે જ કરાવે. ન છૂટકે પોતે કમર વાળે.

પહેલાં લાગતું કે આ લોકો સારા નથી. પણ પછી થયું કે અમે પણ એવા જ છીએ. અમે શિક્ષકો ને સેવકો પણ જ્યાં સુધી શરીરશ્રમ ટાળી શકાતો હોય, બીજા ઉપર નાખી શકાતો હોય, ત્યાં સુધી હોશિયારીપૂર્વક નાખીએ જ છીએ. આપણાં શરીરને બને તેટલું બચાવીને બીજા પર બોજો નાખવાનો જ પ્રયત્ન કરીએ છીએ, તેથી આજની સ્થિતિ ઊભી થઈ છે.

કહેવાની મતલબ એ કે એક વાર વિનોબાજી કહે છે તેમ ગ્રામદાન થઈ જાય, અને તે થશે જ, કેમ કે ઘણા ભક્તિપૂર્વક આ કામ પાછળ પડ્યા છે, અને તમારા જેવા વિદ્વાનો ને વિચારકો ટેકો આપશે તો ધાર્યા કરતાં વહેલું થશે. પણ એક વાર ગ્રામદાન થઈ ગયા પછીયે આજના જેવાં જ બે તડાં હશે—એક શ્રમ કરનારો, અને બીજો વહીવટ કરનારો, વ્યવસ્થા કરનારો—તો આપણી કલ્પનાનો નવો સમાજ કેમ રચાશે?

મને મોટી ફિકર આ છે કે આ જે બે વર્ગો પડી ગયા છે, તે જશે કે નહિ? ખાનગી મિલકતો તો કાયદાથીયે નાબૂદ કરી શકાય, પણ દુનિયાનો કોઈ પણ કાયદો આ વસ્તુને બદલી શકશે નહિ. કૂડકપટના ધંધા કરીશું, ભૂખે મરીશું, પણ શ્રમ નહિ કરીએ, એવી દૃઢ પ્રતિજ્ઞા આપણે લોકો લઈને બેઠા છીએ! આ વસ્તુ ક્યારેય બદલાશે કે નહિ? આની મને બહુ શંકા પડે છે. જમીનની અદલાબદલી થઈ શકે તે માન્યામાં આવે છે, પણ આ માન્યામાં નથી આવતું. શરીરશ્રમ વખતે આપણે સહુ ખસી જવાના. એ તો

જેને ભાગે કરમમાં લખ્યું છે. તેને ભાગે જ આવશે! આ વસ્તુ બદલવાનું ગાંધીજી કહેતા, વિનોબાજી પણ કહે છે.

માટે તમે ગમે તે હો, પણ દિવસમાં બે-ત્રણ કલાક શરીરશ્રમ કરજો જ. શરીરને તંદુરસ્ત રાખવા તો તેની જરૂર છે જ, પણ સમાજને સમધારણ રાખવા માટે તેની જરૂર છે. તો, આ જે ગ્રામદાનનો વિચાર છે, તેની સાથે શ્રમનિષ્ઠાનો પ્રચાર પણ નહિ કરીએ તો ગ્રામદાનની વાતો બહેરા કાન પર પડવાની છે. મિલકતની વ્યવસ્થા બદલવા પાછળ પડયા છીએ, પણ સાથોસાથ આ શરીરશ્રમ ટાળવાની ઘર કરી ગયેલ ખોટી વૃત્તિને બદલવાની જરૂર છે. ઘરમાં બૈરી પર બધા કામ નાખી દેવા, તેના કરતાં એનું અડધું કામ તમે કરો, તો તમારાં આ બધાં કામોમાં એનીયે મદદ મળશે.

*અમદાવાદ, ૧૯-૪-૬૯ ગ્રામદાન સંમેલનમાં આપેલા ભાષણમાંથી*

## ૧૪ બાપુના 'અંધ અનુયાયી'

### કોણ અંધ અને કોણ દેખતા?

કોંગ્રેસની મહાસમિતિની એક બેઠકમાં ગાંધીજીના હિંદુ-મુસ્લિમ એકતાના સિદ્ધાંત વિશે ઘણા નેતાઓએ અશ્રદ્ધાનાં વચનો ઉચ્ચારેલાં. સરદારનો વારો આવતાં તેમણે જાહેર કર્યું: 'મને તો તમે સૌ એમનો અંધ અનુયાયી કહો છો જ, તે પ્રમાણે હું અંધ અનુયાયી જ રહેવાનો છું.'

સરદારે પોતાના જીવનમાં અનેક પ્રસંગે જે વર્તન કર્યું છે તે વિશે એમના સાથીઓએ ગાંધીજીના 'અંધ અનુયાયી' કહીને મજાક ઉડાવી છે.

### હરિપુરા કોંગ્રેસની ગૌશાળા

એવો એક પ્રસંગ કોંગ્રેસના હરિપુરા અધિવેશન વખતે બન્યો હતો. ગાંધીજીએ કોંગ્રેસનાં અધિવેશનો શહેરમાં ન ભરતાં તે ગામડામાં ભરવા ઉપર એ વર્ષથી ભાર મૂકવા માંડયો હતો. તે રીતે ૧૯૩૮નું અધિવેશન ગુજરાતમાં હરિપુરા નામના નાનકડા ગામની તાપી કિનારે આવેલી ભૂમિમાં ભરાયું હતું. તેની વ્યવસ્થાનો ભાર સ્વાભાવિક રીતે ગુજરાતના નેતા સરદાર વલ્લભભાઈના શિર પર હતો. આ અધિવેશન તેઓશ્રીએ હરિપુરાની ગામભૂમિમાં ભર્યું. એટલું જ નહિ, પણ ગ્રામ અધિવેશન માટે ગાંધીજીની વિચારસરણી પ્રમાણે જે જે તૈયારીઓ કરવી ઘટે, તે બધી તેમણે આગ્રહપૂર્વક કરી. એ તૈયારીઓમાં સૌથી મુશ્કેલ તૈયારી હતી—પ્રતિનિધિઓને ગાયનાં દૂધ, દહીં, ઘી પૂરાં પાડવાની. તે તો બે ત્રણ માસ પહેલાથી કોંગ્રેસ ભૂમિ ઉપર પૂરતી ગાયોની ગૌશાળા ઊભી કરે તો જ શકય બને તેમ હતું. સરદાર જેવા બાપુના 'અંધ અનુયાયી'ને બદલે કોઈ પણ 'દેખતા અનુયાયી' હોત તો તેણે ગાયના દૂધને ખાતર કોંગ્રેસમાં મોટી ગૌશાળા ઊભી કરવાની યોજનાને હસવામાં કાઢી નાખી હોત. પરંતુ સરદારે પૂર્ણ ગંભીરતા સાથે ગૌશાળાની યોજના બનાવી. તેમણે બેત્રણ માસ પહેલેથી કાંકરેજ ક્ષેત્રમાંથી ગુજરાતની શ્રેષ્ઠ ગણાતી એવી ૨૦૦ ગાયો હરિપુરાની ભૂમિ ઉપર ઉતારી. એ ગૌશાળાના સંચાલન માટે ગાંધીજીની આશ્રમ ગૌશાળાના અનુભવી નિષ્ણાત શ્રી પારનેરકરની સેવા માગી લીધી. તેમણે આ વધતું દૂધ બેત્રણ માસ સુધી દોહી તેને 'કન્ડેન્સ' કરી તેના સીલબંધ ડબાઓ એકઠા કરી રાખ્યા, અને તેમાંથી બનાવેલા દૂધ દહીં વગેરે અધિવેશનના દિવસો દરમિયાન પ્રતિનિધિઓને પીરસ્યાં.

### ગૌશાળાની ગાયો ખેડૂતોને આપી

તે વખતે તો ગાયો ભેગી કરતાં અને તેમને હરિપુરા પહોંચાડતાં સારો એવો ખર્ચ અને તકલીફ ભોગવવાં પડયાં. તેમ જ તે ગૌશાળાની યોગ્ય વ્યવસ્થા માટે પારનેરકરને જોઈએ તેટલી ગોવાળોની સેના રાખી લેવાની છૂટ આપી. જોનારા સમજતા હતા કે સરદાર આ બધું ત્રણ દિવસના તમાશા માટે કરી રહ્યા છે. પણ સરદારના મનમાં પહેલેથી એ બધી ગાયો કોંગ્રેસનો જલસો પૂરો થયે બારડોલી પ્રદેશના ખેડૂતોનાં ઘરોમાં કાયમ માટે સ્થાપવાની યોજના હતી. તેની જાણ એ જોનારાઓને પાછળથી જ થઈ. સરદારે બારડોલીના ખેડૂતોને પોતાની યોજના સમજાવી, તે માટે તેમને ઉત્સાહિત કર્યા અને સર્વ ગાયો ખરેખર ગામડાંના ખેડૂતોની ગમાણોમાં પહોંચી ગઈ. જોકે બારડોલી તરફના ખેડૂતો આજ સુધી ચંચળ ગાયો કરતાં જાડું દૂધ અને ઘી આપનારી જાડી બુદ્ધિની ભેંસો પાળવા ટેવાયેલા હતા. છતાં તેઓ બળદ તો ગમે તેટલે દૂરથી અને ગમે તેટલા ખર્ચે ચંચળ એવી કાંકરેજી ઓલાદના રાખવાના શોખીન હતા. તેથી તેવાં વાછરડાં ઘેર બેઠાં આપનાર ગાયોને તેઓએ ઘણી ખુશીથી રાખી લીધી. આજે પણ હરિપુરા વખતની ગાયોની સંતતિ ગામેગામમાં જોવા મળે છે.

### સરદારનો ગાયના દૂધનો આગ્રહ

સરદારનો સ્વભાવ વ્રત, નિયમો પાળવાનો હતો એમ ન કહેવાય છતાં આ હરિપુરા અધિવેશન પછી સરદારે પોતાના ઉપયોગમાં હમેશાં ગાયનું દૂધ વાપરવાનો આગ્રહ વ્રતનિષ્ઠાથી પાળ્યો છે. પોતે નાયબ વડાપ્રધાન રૂપે દિલ્લીવાસી થયા ત્યાં પણ તેમનું એ વ્રત અખંડપણે ચાલુ હતું.

સરદારનુ આ બધું વર્તન સિદ્ધ કરે છે કે જોકે તેમને અનેક લોકોએ 'અંધ અનુયાયી' કહીને તેમની મજાક ઉડાવી છે છતાં આખરે તેઓ 'દેખતા અનુયાયી' જ હતા, અને તેમની મજાક ઉડાવનારાઓ જ આંખ વગરના હતા!

### સ્વ-કાંતેલું વસ્ત્ર પહેરવાનો આગ્રહ

સરદારનું આવું જ 'અંધ અનુયાયી'પણું એમના જીવનની બીજી પણ અનેક નાનીમોટી બાબતોમાં જોવામાં આવતું હતું. ખાદી પહેરવી અને રેંટિયો કાંતવો— એ પણ સરદારના જીવનમાં જુદી જ રીતનું હતું. જે તેમના સાથીઓ— કોંગ્રેસ નેતાઓને 'અંધ અનુયાયી' જેવું જ લાગતું હશે. બીજાઓ ખાદી પહેરતા અને કોઈ કોઈ જાહેર પ્રસંગે ઘડી બે ઘડી રેંટિયો કાંતી બતાવતા; પરંતુ તેમાંના ભાગ્યે જ કોઈને પોતાના હાથના સૂતરની ખાદી પહેરવાનો આગ્રહ હતો, અને સૂતર નિયમિત અને પૂરતા પ્રમાણમાં કાંતવા માટે તેઓમાથી ભાગ્યે જ કોઈ ગંભીરપણે વખત આપતા. કોંગ્રેસના ખાદી પહેરવાના ઠરાવના અક્ષરને સંતોષવા પૂરતા તેઓ સૌ ગમે ત્યાંથી ખાદી મેળવીને કે ખરીદીને પહેરતા. ત્યારે સરદારને તેમનાં કોંગ્રેસ હાઉસોમાં અને જેલખાનાંઓમાં કલાકોના કલાકો રેંટિયો કાંતતા જોયેલા ઘણાને યાદ હશે. તેમનું એ બધું સૂતર એમનાં પુત્રી મણિબહેન સાચવીને સંઘરી રાખતાં. તે માટે તેમને

પૂરતા પ્રમાણમાં સારી પૂણીઓ મેળવીને હમેશાં પૂરી પાડવાની કાળજી રાખતા અને બને ત્યાં સુધી પોતે જાતે પીંજીને તૈયાર કરેલી પૂણીઓ જ પૂરી પાડતાં. જ્યારે સરદાર દિલ્લી ગયા અને ત્યાંના રાજકારભારમાં રાતદહાડો ડૂબેલા રહેવા લાગ્યા ત્યારે પણ મણિબહેન ચીવટ રાખીને પોતે પૂરતું સૂતર કાંતી નાખતાં અને તેમાંથી ખાદી વણાવીને હમેશાં સરદારનાં વસ્ત્રો માટે તૈયાર રાખતાં અને તેનો કદી દુકાળ પડવા ન દેતાં.

### બાપુનું વ્રત અને સરદારનો આગ્રહ

આવા બાપુના 'અંધ અનુયાયી' હોવા છતાં અલબત્ત તેમના આચાર અને ગાંધીજીના આચાર એક સરખા નહોતા. ગાંધીજીનું કાંતવાનું ઘડિયાળના કાંટા જેવું નિયમિત રહેતું. રોજ અમુક કલાક કાંતવાનું તેઓ કદી ચૂકતા નહિ, તેમનો રેંટિયા ઉપર બેસવાનો સમય પણ મોટેભાગે અમુક વાગ્યે શરૂ થતો અને અમુક વાગ્યે પૂરો થતો. ઘણી વાર તો પૂણી પણ પોતે પોતાના હાથે બનાવી લેતા અને સૂતર પણ પોતાના હાથે ઉતારી લેતા; અને કેટલા તાર કાંત્યા તે પોતાની રોજનીશીમાં એક વિદ્યાર્થીના જેટલી ચોકસાઈથી ભૂલ્યા વગર નોંધી લેતા; અને આશ્રમમાં હોય ત્યારે પ્રાર્થના વખતે બીજા બધા આશ્રમવાસીઓની સાથે પોતાનું નામ બોલાય ત્યારે પોતાના તે દિવસના તાર નોંધાવતા. ત્યારે સરદારની રીત ઉપર વર્ણવી તેથી જુદી રહેતી. જ્યારે પોતે સ્વસ્થાનમાં હોય ત્યારે સવારમાં નહાઈ ધોઈને રેંટિયાનો હાથો પકડે ને ભોજન માટે બોલાવે ત્યારે જ છોડે અને પાછા પરવારીને ફરીથી હાથો પકડે તે છેક સાંજે છોડે. અર્થાત્ બાપુ કાંતવાનું વ્રત પાળતા અને સરદાર કાંતવાનો આગ્રહ રાખતા.

### માંદગીમાં બાપુના નિયમો પાળે છે

પ્યારા એમના 'અંધ અનુયાયી'પણાની એક ત્રીજી બાબત પણ લખવા જેવી છે. ઉમર વધતાં સરદારને આંતરડાં વગેરેની કંઈ કંઈ વ્યાધિઓ થતી. તેઓની રહેણીકરણી ગાંધીજીની જેવી નિયમિત અને માપતોલવાળી તો કોઈ દિવસ નહોતી. ગાંધીજી તે તરફ એમનું ધ્યાન પ્રસંગોપાત્ત ખેંચતા અને તેમને ખાવાપીવાના, ફરવા જેવી કસરતો કરવાના અને સામાન્ય રીતે દિવસના કામકાજો કરવાના નિયમો બતાવતા. સરદાર હસીને બાપુને જવાબ આપતા કે 'તમે રહ્યા હંસ, અને અમે રહ્યા કાગડા. અમે તો અમારી કાગડાની ચાલે જ ચાલી શકીએ. હંસની ચાલ ચાલવા જઈએ તો અમારી કાગડાની ચાલ પણ ભૂલી જઈએ!' એમ કહી ગાંધીજીને હસાવતા, પણ માંદગીના દિવસોમાં બાપુના બતાવેલા ખાવાપીવાના અને કસરતના નિયમો અક્ષરશઃ પાલન કરતા, અને કેટલીક વાર તો તેમની બતાવેલી દવાઓ પણ આજ્ઞાંકિત બાળકના જેટલી શ્રદ્ધાથી લેતા. નામાંકિત દાક્તરોના કરતાં ગાંધીજીની સલાહ વધારે શ્રદ્ધાથી પાલન કરતા. એક વાર હું દિલ્લીના તેમના ઘેર મળવા ગયેલો ત્યારે પોતે ભાણામાં પાલખ આદિના લીલાં વગર રાંધેલાં પાંદડાં ખાતા હતા, 'બકરાંનો ખોરાક ખાઈએ છીએ, એટલે હવે બકરાંનો અવતાર લેવો પડશે!' આમ પોતે પોતાના ખર્ચે હસી લીધું. છતાં બાપુની આજ્ઞા 'અંધ અનુયાયી થઈને' પોતે ચીવટથી પાળી રહ્યા હતા. વર્ષો પહેલાં થોડા દિવસ ખાસ નવરા પડી પોતે હજીરાના દરિયા કાંઠે રહેવા ગયા હતા, અને ત્યાં જમીનમાં લાંબો ખાડો ખોદાવી તેમાં સૂતા અને અંતેવાસીઓ માટી નાખીને એમને દાટતા. માથું જ માત્ર બહાર રહેતું અને લાંબો વખત એ રીતે પડી રહેતા અને માટીની હૂંફનો લાભ પોતાના બીમાર અંગોને આપતા. તે વખતે પણ બે ટોપલી માથા ઉપર પણ નાખી દો. એમ કહી સાથીઓને હસાવતા! પરંતુ આવી પ્રક્રિયામાંથી કોંગ્રેસના બીજા નેતાઓને પસાર થતા આપણે ભાગ્યે જ કલ્પી શકીએ! પણ સરદાર તો 'અંધ અનુયાયી'ની પૂરી શ્રદ્ધાથી બાપુની બતાવેલી આવી પ્રક્રિયામાંથી કેટલાક દિવસ સુધી નિયમિત પસાર થયા હતા.

આમ સરદાર બાપુના 'અંધ અનુયાયી' હતા પણ તે પોતાની આગવી રીતના 'અંધ અનુયાયી' હતા, જેમાં 'દેખતા અનુયાયી'-પણાનાં લક્ષણો સારા પ્રમાણમાં રહેલાં હતાં.

સદાચાર નિર્માણ એપ્રિલ ૧૯૭૫

## ૧૫ ગુજરાતનાં રચનાત્મક કામો

### બાપુનો કીમતી વારસો

હિંદસ્વરાજ એ જેમ આપણો બાપુ તરફથી મળેલો વારસો છે તેમ રચનાત્મક કામો પણ તેમનો જ વારસો છે. ખરેખર તો આ રચનાત્મક કામો સ્વરાજ કરતાં પણ વધારે કીમતી વારસો છે, અને હમણાં હમણાં સ્વરાજ અથવા સ્વતંત્રતામાં કંઈક મેલા રંગો ભળેલા જોઈએ છીએ તેનું કારણ પણ વિચારતાં કબૂલ કરવું પડશે કે આપણે આ તેમનો રચનાત્મક કામનો વારસો તેઓની પાછળ સાચવી શક્યા નથી અને દીપાવી શક્યા નથી તે જ છે.

### પહેલું રચનાત્મક કામ—રેંટિયો: તે ક્યાં છે?

રચનાત્મક કામોના ગ્રહમંડળમાં જેને બાપુએ સૂર્યનું સ્થાન આપ્યું છે તે રેંટિયો અથવા ખાદી છે. આપણે ઘેર ઘેર, ગામડે ગામડે અને નગરે નગરે હાથે કાંતેલા સૂતરનું હાથે વણેલું કપડું—ખાદી જ પહેરીએ એ તેનો પ્રથમ અર્થ છે. પંડિત જવાહરલાલજીએ તેને સ્વરાજના સૈનિકોનો ગણવેશ કહ્યો હતો એ તેનો બીજો અર્થ છે. ખેડૂતવર્ગ માટે તે ખેતીમાંથી બચતા વખતને કામે લગાડવાનું સાધન છે, તો શહેરોમાં વસનારાઓ માટે તે નોકરચાકરો, ગરીબવર્ગો સાથે તેમ જ હિંદના દલિત અને શોષિત ગ્રામસમાજ સાથે જીવતું અનુસંધાન કરવાનું સાધન છે. આપણામાંથી જેઓ રેંટિયા પ્રત્યે પ્રેમ અને ખાદી પ્રત્યે વફાદારી ટકાવી શક્યા નથી તેઓ માત્ર કપડું ગુમાવતા નથી, પણ સેંકડો વર્ષ પછી મળેલા મોંઘા સ્વરાજને ઢીલું કરી રહ્યા છે, એ ખુલ્લી આંખે પણ આપણને દેખાવું જોઈએ.

ગુજરાતમાં રેંટિયા ખાદીનું કામ રાજકોટ, ચલાળા, ભાવનગર અને સાવરકુંડલામાં સરસ ચાલી રહ્યું છે. બીજી દિશામાં બારડોલી, વેડછી, કરાડી, દાંડી, બોચાસણ, વડોદરા, અમદાવાદ, શુંઢી ને શિયાળમાં તેમ જ વાલમ, પાટણ, વડનગરમાં પણ ચાલી રહ્યું છે. વળી ગુજરાત રાજ્યના ઘણાખરા જિલ્લાઓમાં ખાદી અને ગ્રામોદ્યોગ સહકારી સંઘો ચાલુ થયા છે અને આ કામોને આગળ વધારી રહ્યા છે. આમ છતાં કબૂલ કરવું પડશે કે દેશના મોટા દરિયાની તુલનામાં આ યાદી સાવ નજીવી જ છે.

### ગ્રામોદ્યોગો કેટલે પહોંચ્યા છે?

ખાદીનું જ વધારે વિસ્તારેલું સ્વરૂપ તે આપણા ગ્રામોદ્યોગો છે. પચાસ-સો વર્ષ આ ઉદ્યોગો આપણાં ગામડાંમાં અગાઉ ધમધોકાર

ચાલતા હતા, તાજા તાજા જ એ તૂટી ગયા છે. તેમને ફરી જીવંત કરવા તે એક અગત્યનું રચનાત્મક કામ છે. ખાંડવા, ઝડવા, દળવાનાં કામો તેમાં સૌથી મોખરે છે. એક વાર આ ઉદ્યોગો ઘેર ઘેર ચાલતા હતા. ખાદી અને ગ્રામોદ્યોગો મળીને પોણા ભાગની ગ્રામવસ્તીને આવશ્યકતાઓ ધંધો પૂરો પાડતાં. આપણી અન્નને લગતી રાજનીતિ રાષ્ટ્રની કમર ભાંગી નાખનારી આજકાલ ચાલી રહી છે. ગુજરાતમાં ક્યારેક જ્યારે રાજ્યની નીતિ જરા સારી હતી ત્યારે વલસાડ, ધરમપુર, વાંસદા જેવાં ડાંગરનાં ધામો ખાંડવા ભરડવાના હાથઉદ્યોગોથી ધમધમતાં થઈ ગયાં હતાં. તેમ જ ખેડા-અમદાવાદનાં ડાંગરનાં ધામોનો પણ તેવો જ અનુભવ હતો. તેલ-ઘાણીઓ ગામેગામ આખા ગુજરાતમાં ચાલતી હતી અને લોકોને તેવું હાથઘાણીનું તેલ ખાવાનો શોખ પણ હતો. પરંતુ આજે રાજ્યની નીતિમાં મગફળીને ઉત્તેજન મળતું થયું છે અને ઉદ્યોગમાં યંત્રઘાણાને ઉત્તેજન મળે છે, તેથી હાથઘાણીઓ જોતાજોતામાં અદૃશ્ય થવા માંડી છે. ચામડાં બાબતમાં પણ રાજ્યની નીતિ સમજ વગરની થઈ. કાચાં ચામડાં પરદેશ મોકલવાનું ચાલ્યું તેથી ગામડે ગામડે મોચીઓ અને ચામડિયાઓ બેકાર થયા છે, અને ક્યાંક કોઈ કોઈ તે કામને વળગી રહ્યા છે તો તે કસાઈ-ખાનાનું અને પરદેશથી પાકીને આવેલું ચામડું લાવીને ચલાવે છે અને છતાં હજુ ચામડિયાઓ પોતાનો ધંધો ભૂલ્યા નથી તેથી, ગુજરાતમાં કોઈ કોઈ જગ્યાએ ઉત્તેજન આપવામાં આવે છે તો મરેલાં ઢોરનાં ચામડાંનું કામ બહુ મહેનત વગર ચાલુ થઈ શકે છે.

### અસ્પૃશ્યતા-નિવારણનો વિકાસ થંભી ગયો છે

ગાંધીજીનાં રચનાત્મક કામોમાંનું ત્રીજું મહત્ત્વનું કામ તે અસ્પૃશ્યતા-નિવારણનું છે. અસ્પૃશ્યતા ગુજરાતમાંથી સંપૂર્ણ નાબૂદ થઈ ગઈ છે એમ તો નહિ કહી શકાય. અવારનવાર કોઈ ને કોઈ ખૂણામાંથી અસ્પૃશ્યવર્ગ પ્રત્યે જુલમ થયાના સમાચાર વાંચી માથું શરમથી નીચું નમાવવું પડે છે. છતાં શાળામાં તેમનાં બાળકો સૌની સાથે બેસે છે, સભાઓમાં કે રેલ બસોમાં ભેદ રહ્યો નથી. કૂવા અને મંદિર વિશે ઠીક ઠીક કામ થયું છે, પણ તેમાં ઘણી કચાશ છે. હરિજનોને હજુ ગામમાં સૌની સાથે નિવાસ ક્યાં મળે છે? હરિજનોનું કલ્યાણ કરનારું રાજ્યનું ખાતું વિવિધ કામો કરતું રહે છે. તેવું કામ કરનારી સેવાસંસ્થાઓ પણ ગુજરાતમાં ઠીક ક્રિયાશીલ છે અને તેમાં સન્માન્ય સેવકો કામ કરી રહ્યા છે.

અસ્પૃશ્યનો પ્રશ્ન સ્વરાજના જમાનામાં પણ પહેલાંના જેવો ઢેકભંગી પૂરતો રહે તે કેમ ચાલે? તે વધારે વ્યાપક થવો જોઈએ. ઉચ્ચ-નીચના ભેદ ઉપર રચાયેલી કોમો જ્ઞાતિઓ વચ્ચે, જુદા જુદા ધર્મોના ભેદ ઉપર રચાયેલી કોમો વચ્ચે એક જીવ ઊભો થાય તો જ અસ્પૃશ્યતા નાબૂદ થઈ ગણાય. તેમાં રોટીભેદ તો ગયો છે, પણ બેટીભેદ હજુ પણ તેવો જ સમાજને દૂભી રહ્યો છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી આદિ કોમો વચ્ચે બેટીભેદ ભૂંસાયાના દાખલા આંગળીએ ગણાય તેટલા જ આખા ગુજરાત રાજ્યમાં બતાવી શકાય તેમ છે.

ભંગીઓને અતિહીન રીતે તેમનું કામ કરવાની સ્થિતિમાં હજુ જીવવું પડે છે. જે શહેરોમાં ગટરો થઈ નથી ત્યાં મેલાના ટોપલા માથે ઉપાડીને હજુ તેમને કામ કરવું પડે છે. તે માટે નગર-સુધારવાના, ઠેલાણ ગાડીઓ દાખલ કરવાના પ્રયત્નો થવા લાગ્યા છે. ગેસપ્લાન્ટ પણ લોકપ્રિય થવા લાગ્યા છે. પણ આ સુધારા પાછળ મુખ્ય હેતુ કયો હશે? પોતાને ગંદા પાયખાનામાં બેસવું ન પડે એ જ ને? ભંગીમુક્તિનો વિચાર પણ છે તો ખરો. આશ્રમો અને નઈ તાલીમ સંસ્થાઓમાં સફાઈનું કામ શાસ્ત્રીય રીતે કરવાનું અને સફાઈ કામનું ગૌરવ જીવનમાં ઉતારવાનું તથા મહાસભાઓમાં સફાઈકામ સેવકોએ જાતે કરવાનું ગુજરાતમાં ક્યાંક ચાલી રહ્યું છે, પણ તે હજુ અત્યંત અલ્પ પ્રમાણમાં છે.

### સ્વદેશી ભાવના મોળી થઈ છે

સ્વદેશીની ભાવના ગુલામીના દિવસોમાં ઠીક વિકાસ પામી હતી. તેણે ખાદી અને ગ્રામોદ્યોગોનું રૂપ પણ 'ધારણ કર્યું' હતું. આજે સ્વરાજના જમાનામાં આખા દેશમાં આ ભાવના વધવાને બદલે અત્યંત ક્ષીણ થઈ ગઈ છે. ગુજરાતમાં પણ એ જ દશા પ્રવર્તે છે. કાપડમાં ખાદીભાવના ગુજરાતમાં કોઈ કોઈ આશ્રમોમાં તથા ગણતરીનાં ગામોમાં અને કુટુંબોમાં જ જોવા મળે છે. અન્નની બાબતમાં અગાઉ લેશ પણ કલ્પના નહોતી તેવી દશા આખા દેશમાં ચાલી રહી છે. અનાજ પણ પરદેશનું ખાય છે ત્યારે પ્રજા જીવી શકે છે. તે સ્થિતિમાં ગુજરાત અપવાદ રૂપ નથી. કદાચ બીજા કેટલાક પ્રાંતો કરતાં તે વધારે દુઃખજનક દશા ભોગવે છે. ખેતીમાં અન્નસ્વાવલંબી રહેવાની દૃષ્ટિ રહી નથી. વ્યાપારી દૃષ્ટિ જ પ્રવર્તે છે. આ રાજ્યની નીતિ આખા ભારત રાજ્યની નીતિ સાથે ગૂંથાયેલી છે, તેથી ગુજરાતનું રાજ્ય ધારે તોપણ પોતાના લોકોને અન્ન-સ્વાવલંબી બનવાની પ્રેરણા આપી શકે તેમ નથી.

### મજૂર સમસ્યા

આ સ્થિતિને લીધે મજૂરો અને ખેડૂતો વચ્ચેના સંબંધો સારા, ઉદાર અને કુટુંબભાવ જેવા ક્યાંથી રહે? કારખાનામાં મજૂરોને પોતાના હક્કો માટે લડવાની સત્ય અહિંસામય રીતે ગાંધીજી એક જમાનામાં બતાવી ગયા છે તેની શુભ અસર ગુજરાતમાં ચાલુ રહી છે અને દેશ આખામાં પણ ઠીક ઠીક વ્યાપી છે, પરંતુ ખેતીના મજૂરોના સંજોગો જુદા હોવાથી તેઓ આ પદ્ધતિએ પોતાના પ્રશ્નો ઉકેલી શકતા નથી. છતાં ગુજરાતમાં કોઈ કોઈ સ્થળો જોવામાં આવે છે કે જ્યાં આદિવાસીઓ, હળપતિઓ સારી રીતે પોતાનું સ્વમાન સાચવીને આગળ વધી રહ્યા છે. તેમની વચ્ચે ખાદી, નઈ તાલીમ, નશાબંધીનું કામ કરનારાં અને ક્યારેક હકો માટેની અહિંસક લડતો કરનારાં આશ્રમો અને સંસ્થાઓ ક્યાંક ક્યાંક જોઈને આંખ ઠરે છે. સરકાર પણ જિલ્લેજિલ્લે તેઓની વચ્ચે સર્વોદય યોજનાઓ ચલાવવા લોકસેવકોને સગવડ આપે છે તેમ જ જંગલોમાં વસનારાઓને પોતાની સહકારી મંડળીઓ મારફત કામ કરવાની સગવડ આપે છે. મહેસાણા, અમદાવાદ જેવા ભાગોમાં ભરવાડ રબારીઓ જેવા ગોપાલકોની સહકારી મંડળીઓ કાઢી તેમને ખેતીયુક્ત ગોપાલનને રસ્તે ચઢાવવામાં આવે છે. આ બધાં કામો જ્યાં ચાલી રહ્યાં છે ત્યાં આદિવાસીઓમાં સંસ્કાર વિકસે છે, શિક્ષણ આગળ વધે છે, દારૂ જેવાં વ્યસનો હઠે છે અને એકંદરે તેમનામાં વ્યવસ્થાશક્તિ ધરાવનાર અને રાજ્યનીતિ સમજનાર નેતાવર્ગ ઊભો થવા લાગ્યો છે.

## સોનેરી ઝૂમખાંઓ

ગુજરાતમાં ચાલી રહેલાં રચનાત્મક કામો કેવા પ્રકારનાં છે તેની કંઈક કલ્પના આ લેખમાં આપવા મેં પ્રયત્ન કર્યો છે. આવાં આવાં અનેક રચનાત્મક કામો કરનારા ઝૂમખાંઓ ગુજરાતના નકશામાં જુદા જુદા જિલ્લાઓમાં સોનેરી રંગોમાં ચળકી રહ્યાં છે. સાબરમતી હરિજન આશ્રમ, ગુજરાત વિદ્યાપીઠ, મજૂર મહાજન, ભાલ નળકાંઠા વાત્સલ્ય મંડળ, ભરવાડ રબારીઓમાં કામ કરનારા સંઘો, સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ, લોકભારતી સણોસરા, સાવરકુંડલા ખાદીમંડળ, ભાવનગરમાં ગાંધી-સ્મૃતિ, જૂનાગઢ તરફ શાહપુર સર્વોદય આશ્રમ, અલિયાબાડામાં ગંગાજળા વિદ્યાપીઠ, માંગરોળ તરફ શારદાગ્રામ, મહેસાણા જિલ્લામાં સર્વોદય આશ્રમ અને ગ્રામભારતી, સાબરકાંઠામાં શામળાજીની સંસ્થા, વડોદરામાં રંગપુર અને સાંઢાસાલના આશ્રમો, બનાસકાંઠામાં પણ તેવું જ કેન્દ્ર, ખેડા જિલ્લામાં બોચાસણ વલ્લભ વિદ્યાલય અને નડિયાદમાં વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, પંચમહાલમાં ભીલ સેવા મંડળ, સુરતમાં ગાંધી કુટિર, કરાડી, બારડોલી અને મરોલી આશ્રમો, વેડછીમાં રાનીપરજ સેવાસભા—આમ આ સોનેરી ટપકાંઓની યાદી ઉતાવળે ઉતાવળે ચીતરી દીધી છે. સંપૂર્ણ યાદી બનાવવાનો આ પ્રયત્ન સમજવાનો નથી. તેથી જે અનેક નામો આમાં આવ્યાં નહિ હોય ત્યાંના કાર્યકર્તાઓની ક્ષમા માંગી લઉં છું.

આવાં આવાં બધાં આશ્રમો અને સંસ્થાઓ એ માત્ર ટપકાં જ નથી દરેકના ઉદરમાં પાંચપચાસ શાખાઓ અને પ્રશાખાઓનાં ઝૂમખાં રહેલાં છે એમ સમજવાનું છે.

## જમીનો અંગે શું થયું?

સ્વરાજ્ય થયું કે તરત હિંદમાં જુદાં જુદાં રાજ્યની ધારાસભાઓમાં ખેડૂતોને વ્યાજખોરોથી રક્ષણ આપતા તેમ જ અન્યાય ભરેલી જમીનદારી પદ્ધતિથી રક્ષણ આપતા કાયદાઓ ઉત્સાહથી પસાર કરવામાં આવ્યા હતા. પરંતુ તે કાયદાઓનો અમલ કરવા જતાં શાહુકારો અને જમીનદારો કે જેઓ પોકાર ઉઠાવી શકે તેવા વર્ગના હતા તેમનાથી રાજ્ય સરકારો ગભરાઈ ગઈ અને કાયદાઓ કાયદા-પોથીમાં જ દાટી મૂકવા. ગુજરાતમાં પણ આવા જ કાયદાઓ કરવામાં આવ્યા હતા, અને જોકે જમીનદારોનો સારી પેઠે વિરોધ હતો અને જૂની ઘરેડના અમલદારોની મદદથી તેઓએ કાયદાને નિષ્ફળ બનાવી દેવાની ખૂબ જ ખટપટ કરી હતી. છતા ગણોતિયા ખેડૂતો સારી સંખ્યામાં એ કાયદાથી પોતાની મૂળ જમીનોના માલિકો થયા છે.

એક તરફથી કાયદો આ પ્રમાણે ભૂમિહીનોને થોડી થોડી ભૂમિ આપી રહ્યો હતો તે જ દિવસોમાં આચાર્ય વિનોબાનું ભૂદાનનું આંદોલન ચાલવા લાગ્યું. ગુજરાતમાં આશરે ૧,૦૫,૦૦૦ એકર જમીન ભૂદાનમાં અપાઈ, પણ બિહાર—ઓરિસા જેવાં કેટલાંક રાજ્યોના પ્રમાણમાં આ રાજ્યમાં આ આંદોલન ઘણું ઓછું જ ઝીલાયું.

## ગુજરાતની ગ્રામપંચાયતો

આગળ જતાં ભારતમાં ઘણાંખરાં રાજ્યોમાં પંચાયતરાજ્ય દાખલ કરવામાં આવ્યું. જુદાં જુદાં રાજ્યોમાં તે કાયદાનું સ્વરૂપ જુદું જુદું હતું અને તેના અમલમાં પણ સરખો ઉત્સાહ અને પ્રમાણિકપણું નહોતું. ગુજરાતમાં એ પંચાયતનો કાનૂન પ્રમાણમાં સારો થયો છે. તેની સફળતાનો આધાર પંચાયતોની ચૂંટણીઓમાં પાછળ પડેલા લોકોને ઉદારતાથી આગળ લાવવામાં આવે છે કે નહિ, તથા પંચાયતોની સર્વ સત્તાઓ અને તેનાં સર્વ સાધનો તેવા લોકોને મજબૂત અને આત્મવિશ્વાસયુક્ત બનાવવાના કામમાં વાપરવામાં આવે છે કે તેમને ઊલટા વધારે દબાવવા અને ચૂસવામાં કરવામાં આવે છે એના ઉપર રહેલો છે. એ અર્થમાં ગુજરાતના સઘળા જિલ્લાઓમાં પંચાયતો સફળતાથી ચાલે છે એમ તો નહિ કહી શકાય, પરંતુ અરધા જિલ્લાઓમાં આપણને કાંઈક સંતોષ લેવાને કારણ મળે છે.

## ગ્રામદાન અને ગ્રામસ્વરાજ

પંચાયતી રાજ્યની હિલચાલ ચાલી રહી હતી તે જ વર્ષોમાં શ્રી વિનોબાજીએ પોતાના આંદોલનને ભૂમિનાં દાનો મેળવવામાંથી ફેરવી ગ્રામદાનના આંદોલનનું સ્વરૂપ આપ્યું—ખરું જોતાં આ આંદોલન ગામડે ગામડે સાચા ગ્રામસ્વરાજની સ્થાપના કરવાનું જ આંદોલન હતું. છતાં ગુજરાતમાં તે ઉત્સાહ સાથે ઝીલાયું નથી. ગ્રામપંચાયતોથી એક જાતની નીચી કોટિનું ગ્રામસ્વરાજ ઊભું કરી શકાયું છે, તેનાથી અહીંના કાર્યકર્તાઓને જાણે અલ્પસંતોષ થઈ ગયો હોય એમ જોવામાં આવે છે.

## ગુજરાત સર્વોદય મંડળ

પરંતુ ગુજરાતમાં વિનોબાજીની સીધી પ્રેરણા નીચે ગ્રામદાનનું કામ કરી રહેલા ચાલીસ-પચાસ સેવકોનું બનેલું ગુજરાત સર્વોદય મંડળ ચાલી રહ્યું છે. તેના કાર્યકર્તાઓ વડોદરામાં અને ગુજરાતના જુદા જુદા ભાગોમાં તીવ્રરૂપે કામ કરી રહ્યા છે. લોકો વચ્ચે પદયાત્રાઓ કરીને ગ્રામદાનનો સંદેશો પહોંચાડી રહ્યા છે. ગુજરાતનાં સર્વ રચનાત્મક કાર્યોમાં આ નાની સરખી ટોળીનું કાર્ય તેજસ્વિતામાં અને પ્રતિષ્ઠામાં સૌથી આગળ પડતું છે.

## ગુજરાત નઈ તાલીમ સંઘ

બીજી તરફથી નઈ તાલીમનાં થાણાંઓ ગુજરાત રાજ્યમાં ઠેકઠેકાણે જામેલાં જોવામાં આવે છે અને તેની પૂર્વ બુનિયાદી બાલવાડીઓ, બુનિયાદી શાળાઓ, અને ઉત્તર બુનિયાદી વિદ્યાલયો દિવસે દિવસે વધી રહ્યાં છે. ગુજરાત વિદ્યાપીઠ અને સણોસરા લોકભારતી વર્ષોથી ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં કામ કરી રહ્યાં છે. અને તાલીમબદ્ધ શિક્ષકો અને કાર્યકર્તાઓ આખા ગુજરાતને પૂરા પાડતા જાય છે. તેમને પગલે વેડછીમાં ગાંધી વિદ્યાપીઠ તાજું જ અસ્તિત્વમાં આવ્યું છે—અને તેવાં બીજાં પણ એક બે વિદ્યાપીઠોની સ્થાપના કરવાની તૈયારીઓ સંભળાઈ રહી છે. જ્યારે દેશના અનેક ભાગોમા નઈ તાલીમ માટે અશ્રદ્ધા બતાવવામાં આવે છે ત્યારે ગુજરાતમાં આ બધા કામો શ્રદ્ધાથી ચલાવવામાં આવે છે. જ્યારે દેશમાં અંગ્રેજી વગર ભારત જાણે ડૂબી રહ્યો હોય એવા વિચારો લોકોમાંથી અને રાજ્યોમાંથી પણ સંભળાયા કરે છે, ત્યારે ગુજરાતમાં લોકોમાંથી તેમ જ રાજ્યમાંથી પણ સ્વભાષા માટેનો વિશ્વાસ દિવસે દિવસે વૃદ્ધિ પામી રહ્યો છે, અને આ નઈ તાલીમને પરિણામે અહીંનાં સર્વ વિવિધ રચનાત્મક કામોમાં રાષ્ટ્રપિતા ગાંધીબાપુના આત્માનો પ્રકાશ કંઈક અંશે જોઈ શકાય છે.

દિલ્હી ગુજરાતી સમાજના સ્મૃતિ ગ્રંથમાંથી

## ૧૬ સર્વોદય યોજનાની કાર્યપદ્ધતિ

દેશમાં આજે વિકાસના અનેક પ્રયત્નો ચાલી રહ્યા છે. તેમાં આ યોજનાને સર્વોદયનું નામ આપવામાં આવ્યું છે. તેમાં મહાત્મા ગાંધીજીના સર્વોદયના વિચારો લોકોના હૃદયમાં ઉતારવાનો આશય છે. સૌથી પ્રથમ તો પ્રદેશની પસંદગી. જિલ્લાના અત્યંત પછાત પ્રદેશની જ પસંદગી કરવાનો આમાં આગ્રહ છે. કામનું પરિણામ ઝટ ઝટ દેખાય એવા સહેલા પ્રદેશો પસંદ કરવાનો લોભ ન રાખવો, પણ જેને સેવાની વધારેમાં વધારે ભૂખ છે એવા ભીલ, રાનીપરજ, ઠાકરડા, બારૈયા જેવી વસ્તીના ભાગો જ પસંદ કરવામાં આવ્યા છે.

સર્વાંગી વિકાસનાં બધાં કામોની જેમ સર્વોદય યોજનામાં 'કેળવણીનું' કામ અમે કરીએ છીએ પણ અમારો ઝોક નિશાળોનાં મકાનો બાંધવા ઉપર કે ફરજિયાત કાયદો લાગુ પાડવા ઉપર હોતો નથી. અમારો ઝોક જૂનું શિક્ષણ ફેરવી નાખી પાયાની કેળવણી અથવા નઈ તાલીમ દાખલ કરવા ઉપર રહે છે. અમે તે માટે ગ્રામસેવાની ભાવનાવાળા ચારિત્ર્યવાન શિક્ષકો મેળવવા ખાસ પ્રયત્ન કરીએ છીએ. ભલે થોડી સંખ્યામાં પણ તેવાં ભાઈબહેનો મળી આવે છે. શહેરોમાંથી પણ આવી ચડે છે, ગામોમાંથી પણ મળી રહે છે. અમે તેમને ખાસ તાલીમ આપી તેમના કાર્ય માટે તૈયાર કરીએ છીએ. સર્વોદય શાળાઓમાં બાળકો અને બાળાઓ ઘરનો કપાસ સંઘરે છે, તે પીંજે છે, વણે છે એમ કરી વસ્ત્રસ્વાવલંબી બનવાની હોંશ સેવે છે. ખેતીવાડી કરી કંઈક શાકભાજી, ફળફળાદિ ઉપજાવી તેનો લાભ લે છે, જાતમહેનતથી ઉત્તમ સફાઈ રાખે છે અને ભોગવે છે. પોતાની બાળશક્તિ પ્રમાણે ગામલોકોની કંઈ કંઈ સેવાઓ પણ કરતાં રહે છે. શિક્ષકો બધાં કામોમાં તેમની સાથે રહેતા હોવાથી કામમાં કુદરતી રીતે રસ રહ્યાં કરે છે, અને અનુબંધિત શિક્ષણ પણ ચાલ્યાં કરે છે.

બધા વિકાસના પ્રયત્નોની જેમ સર્વોદય યોજનામાં ખેતીવાડીની પ્રગતિ ઉપર ધ્યાન આપવું જ રહ્યું. મોટી મોટી સરકાર કેન્દ્રિત યોજનાઓની આશા રાખીને બેસવાને અમે ઉત્તેજન આપતા નથી. લોકો ખેતરે ખેતરે જાતમહેનતથી કૂવાઓ બનાવી લે, થોડી ઘણી લીલી ખેતી કરવાને રસ્તે વળે, વેચાઉ પાકો કરવાને બદલે ઘર ઉપયોગી પાકો કરી સમતોલ ખેતી કરતા થાય, મનુષ્યના મળમૂત્રની સૂગથી મુક્ત થઈ તેનાં સોનખત અને હીરાખત બનાવી ખેતીમાં વાપરતા થાય, ખાડા ટેકરાવાળી જમીનોને સમતલ બનાવી લેતા થાય, આવો પ્રયત્ન અમે કરીએ છીએ. અને આ પ્રયત્ન એટલે શું? સર્વોદય યોજના તરફથી કંઈક આર્થિક મદદ આપીએ છીએ ખરા, પણ તે તો નજીવી જ હોય છે. અમારો ખરો પ્રયત્ન તો એ છે કે લોકો ઊઠીને ઊભા થાય તે પહેલાં અમે કાર્યકર્તાઓ કામ કરવા મંડી જઈએ છીએ. નિરાશામય જીવનમાં ડૂબેલા લોકોને નવાં કામો ઉપાડવાનો કંટાળો હોય એ આપ સમજી શકશો. કાર્યકર્તાઓ કોદાળી પાવડા લઈને મંડી પડે તે જોઈ તેમનો કંટાળો ઊડી જાય છે, અને પછી તો તેઓ કાર્યકર્તાઓને ક્યાંય પાછા નાખી દેતા હોય છે.

ખેતીનો વિકાસ ગોપાલન વિના અધૂરો જ રહે. ગાય ન પોષાય અને ભેંસ જ પોષાય એ વિચાર ગુજરાતના ખેડૂતોના મગજમાંથી ઉડાવવો સહેલો નથી. સર્વોદય યોજનામાં અમે દૂધ અને બળદ બંને દેનારી ગાયમાતા પાળવા ઉપર ભાર મૂકીએ છીએ. પશુપાલનની આવડત પણ અમારા પછાત ભાગોમાં ઓછી છે. તેમને સહકારી ગોપાલન અને સહકારી ખેતી તરફ વાળવાનો પ્રયત્ન હાથમાં લીધો છે. નવે પાટે ચડવું સહેલ નથી. બહારની મુશ્કેલી કરતાં પોતાનો સ્વભાવ બદલવાની મુશ્કેલી જ સૌથી વધારે નડે છે. છતાં નવે ચીલે ચડ્યા વિના છૂટકો નથી.

ગામડાનું ખેડૂતજીવન ખાદી અને ગ્રામોદ્યોગો વિનાનું નિષ્પ્રાણ છે. પૈસા કેટલા કમાયું એ ગણતરી ભ્રામક છે. જીવનની જરૂરિયાતોમાં સ્વાવલંબન અને સ્વદેશીનાં વ્રત પાળતાં લોકો થાય એ જ બહુમૂલી કમાણી છે. કાંતવું, વણવું, દળવું, ખાંડવું વગેરે ગૃહોદ્યોગો એ સર્વોદય કેન્દ્રોની વિશેષતા રૂપે રહ્યાં છે. કોઈ કોઈ કુટુંબો ઘરનું ર ઘરમાં કાંતી તેની ખાદી પહેરવાનાં આગ્રહી બન્યાં છે. કોઈ કોઈ તો વણાટ અને શીવણ પણ શીખી ગયાં છે. હવે વળી અંબર ચરખો શીખવામાં પણ તેઓ ઉત્સાહથી મંડી ગયાં છે. કોઈ ચાકડા વગર નળિયાં બનાવવાની સાદી રીત શીખી ગયાં છે. તેમણે નળિયેરી ઘરો બનાવી લીધાં છે. કોઈ સુતારકામ શીખે છે, કોઈ ઘાણી શીખે છે, લુહારી શીખે છે, કોઈ કડિયા કામ શીખે છે, કોઈ મોચીનું કામ પણ શીખે છે. આ લોકો ખેતીને વખતે ખેતી કરે છે અને નવરાશની મોસમોમાં આ ઉદ્યોગોમાં લાગી જાય છે. અમે માનીએ છીએ કે લોકોનું જ્ઞાન-સંસ્કારનું ધોરણ ઊંચે ચડવું જોઈએ, લોકોનું સત્યતેજનું અને સ્વરાજશક્તિનું ધોરણ ઊંચે ચડવું જોઈએ.

બીજી ભૌતિક વસ્તુઓની જેમ આ સ્તરો ઊંચે ચડાવવાનાં કામનાં નિયોજન કરવાં શક્ય નથી. છતાં લોકોના સ્વભાવને કંઈક વલણ જરૂર આપી શકીએ. અમે વખતોવખત ગ્રામવાસી બહેનો અને ભાઈઓના સંસ્કાર શિબિરો ચલાવીએ છીએ. પોતાનું સાંકડું અને સ્વાર્થમય ઘર જીવન છોડી અહીં થોડા દિવસ માટે તેઓ યોજનાબદ્ધ આશ્રમ જીવનનો અનુભવ લે છે, સર્વોદય સિદ્ધાંતોની ચર્ચા કરે છે, તે સિદ્ધાંતો પ્રમાણે જીવનાર સંસ્થાઓ જોવા યાત્રાઓ કરે છે. આ રીતે સંસ્કારનું સ્તર ચડાવવાનો પ્રયત્ન ચાલે છે. અમારા લોકો પછાત છે. અનેક પ્રકારના શોષણ અને દમનના શિકાર થઈ પડેલા છે. અમે કાર્યકર્તાઓ તેમના દુઃખમાં ભાગ લઈએ છીએ, તેથી તેમને હિંમત આવે છે, પ્રસંગ આવી પડતાં સત્યાગ્રહનું બળ બનાવતા થાય છે. એ રીતે સત્યતેજનું સ્તર ચડે છે. ગ્રામસ્વરાજનું પૂર્ણ દર્શન તેમને કરાવવું તો સહેલ નથી, પણ સંઘબળથી ક્યારેક ગ્રામસફાઈ કરે છે, સંઘબળથી ક્યારેક ગોચર સફાઈ કરે છે, સંઘબળથી સહકારી ખેતી અને સહકારી કામો કરે છે. ગ્રામ સ્વરાજ્ય એ આના કરતાં ઘણી મોટી વસ્તુ છે છતાં આ પ્રયોગોથી સ્વરાજ્યશક્તિનું સ્તર જરૂર ઊંચે ચડે છે.

દેશમાં આજે ચાલી રહેલાં સર્વ વિકાસનાં કામો સર્વોદય પદ્ધતિએ ચલાવવામાં આવે એમ હું ઇચ્છું છું. લોકોને વગર મહેનતે અને ઘેર બેઠાં સુખ, સગવડો 'અને સાધનો પહોંચતાં કરવાનું' ધ્યેય રાખવું ન જોઈએ. લોકોના જ્ઞાન-સંસ્કાર ચડે, તેમનું સત્યતેજ ચડે, તેમની સ્વરાજ્યશક્તિ ચડે એ જ ધ્યેય હોવું જોઈએ. કાર્યકર્તાઓ, ઓવરસીઅરો અને ઇન્સ્પેક્ટરો ન રહે, તેઓ લોકો

સાથે એકરૂપ થનારા હોય, શ્રમયજ્ઞનાં કામોમાં સદા લોકોની આગળ રહેનારા હોય, સત્ય, અહિંસા અને નીતિનાં ઊંચાં ધોરણો પોતાના જીવનમાં પ્રકટ કરનારાં હોય એ આ સર્વોદય કાર્યપદ્ધતિની ખાસ શરત છે.

## ૧૭ ગાંધીજીની દૃષ્ટિએ ગ્રામદાન

આચાર્ય વિનોબાનું ગ્રામદાન આંદોલન એ, સૌ કોઈ જાણે છે તેમ, ગાંધીજીની વિદાય પછીનું એ આંદોલન છે. પરંતુ વિનોબાએ રોમરોમમાં ગાંધીજીનું શિક્ષણ પચાવેલું હોઈ તેમને હાથે ચાલતું ગ્રામદાન આંદોલન એ મહાત્મા ગાંધીના રચનાત્મક કાર્યક્રમનો જ આગળનો વિકાસ છે.

ગ્રામદાન આંદોલનના કંઈ ને કંઈ તત્ત્વો બીજ રૂપે ગાંધીજીનાં કામોમાં મળશે.

### 'सबै भूमि गोपाल की'

એ ગુસાંઈ તુલસીદાસજીની ઉક્તિ પ્રથમ ગાંધીજીએ જ વાપરી હતી એ સુવિદિત છે. તેનો જ વિસ્તાર કરીને તેમણે ટ્રસ્ટીશીપની કલ્પના દેશ સમક્ષ રજૂ કરી હતી. સીધા અને વાંકા ધંધાઓથી મિલકતો ભેગી કરી તેના જોર ઉપર ગરીબ અને અજ્ઞાન લોકો પાસે મહેનત કરાવી નફો કમાવાની વૃત્તિ એ સંસારમાં ચાલતા બધા ઝઘડાઓનું મૂળ છે. એમાંથી સમાજને બચાવવા માટે તેમણે સર્વ માલમિલકતવાળાઓને સમજાવવા માંડ્યું હતું કે પોતાને મિલકતના માલિક ન માનો, પણ એ મિલકતનો સાચો માલિક પરમેશ્વરને—અર્થાત્ દેશ કે સમાજને સમજો, અને પોતાને સમાજના ટ્રસ્ટી સમજો. ટ્રસ્ટીએ ટ્રસ્ટની મિલકતમાંથી એક કોડી પણ લેવી, એ શિવનિર્માલ્ય ગણવી જોઈએ એ આપણો જુગજૂનો સિદ્ધાંત છે. બાપુના પ્રભાવમાં આવેલા કોઈ કોઈ ગર્ભશ્રીમંતો સો ટકા નહિ તો પણ ઠીક પ્રમાણમાં ટ્રસ્ટીવત્ વર્તન કર્યાના નમૂનાઓ તે દિવસોમાં જોવા મળતા હતા, અને આજે પણ છૂટાછવાયા મળી આવે છે. અનેક જ્ઞાનીઓ, વિદ્વાનો અને સેવકો દેશને અને સમાજને ચરણે પોતાનાં જીવન ધરી રહેલા આપણે જોઈએ છીએ તે પણ ટ્રસ્ટીશીપના સિદ્ધાંતના ઘણા જ જ્વલંત નમૂના જ છે.

સ્વતંત્રતા મળ્યા પછી ગાંધીજીનો ટ્રસ્ટીશીપનો સિદ્ધાંત કાયદાના ક્ષેત્રમાં ઘણો વ્યાપક રૂપે કામ કરતો આપણને જોવા મળ્યો છે. વ્યાજવટાવના ધંધાઓ ઉપર નિયમન મૂકતો કાયદો તેમ જ ગણોતિયાઓને અન્તે ખેતીના માલિક બનાવવાનો કાયદો, જાગીરદારો અને તાલુકદારોના જમીનના હક્કો રદ કરનારો કાયદો, એ કાયદા દ્વારા અમલમાં આવેલા ટ્રસ્ટીશીપના સિદ્ધાંતના જ દાખલાઓ છે. આ કાયદાઓનો અમલ પ્રમાણમાં ઘણો સરળ અને ક્યૂડ ક્યૂડ અવાજ વિનાનો થઈ શક્યો છે. તેનો યશ ગાંધીજીના જમાનામાં તેને માટે અનુકૂળ એવું વાતાવરણ તૈયાર થયું હતું તેને જ છે. આચાર્ય વિનોબાની ભૂદાન ગ્રામદાન પ્રવૃત્તિને ફાળે પણ આનો યશ જેવોતેવો નથી. કાયદા દ્વારા ટ્રસ્ટીશીપનો અમલ થયાનું મોટામાં મોટું અને જગતમાં અજોડ એવું ઉદાહરણ છે સરદાર વલ્લભભાઈ પટેલને હસ્તે થયેલું દેશી રાજ્યોનું વિલીનીકરણ. આમ ગાંધીજીનો ટ્રસ્ટીશીપનો સિદ્ધાંત દેશમાં સ્વરાજ સ્થપાતાં કાયદાના માર્ગે એટલે રાજનીતિના માર્ગે વળ્યો એ સ્વાભાવિક હતું, અને ઉચિત પણ હતું.

છતાં તેનો શુદ્ધ અહિંસાના માર્ગે અને સાત્ત્વિક લોકનીતિના માર્ગે પણ અમલ ક્યાંક કોઈ કરે એ પણ અપેક્ષિત હતું. રાષ્ટ્રપિતાનું રાષ્ટ્ર તેવી અપેક્ષા રાખે, એટલું જ નહિ જગતના અનેકાનેક અહિંસાના સાધકો, વ્યક્તિઓ અને કેટલાંક રાષ્ટ્રો પણ આ દેશમાંથી તે જોવાની આશા રાખે એ સ્વાભાવિક હતું. તેવો પ્રયોગ આચાર્ય વિનોબાએ પોતાના ભૂદાનના અને પાછળથી ગ્રામદાનના આંદોલનથી પૂરો પાડ્યો છે. ભૂદાનમાં ભૂમિવાનોની ભલી લાગણી ઉત્તેજી ભૂમિહીનો માટે છઠ્ઠા ભાગની ભૂમિનાં દાન મેળવવાનો કાર્યક્રમ હતો. તેમાંથી વિશાળ સામાજિક, આર્થિક અને સરવાળે રાજકીય ક્રાંતિ આવવાની વિનોબાએ ગણતરી રાખી હતી. પણ તેવું પરિણામ ગણનાપાત્ર પ્રમાણ જોવામાં ન આવતાં તેમણે પોતાની પ્રવૃત્તિને ગ્રામદાનનો મોડ આપ્યો. એટલે કે તેમણે આખા ગામનાં ગ્રામદાનો માગવા માંડ્યાં. ગ્રામદાનો થાય તેના પરિણામે ગામ ગામની ગ્રામસભાઓ સ્થપાઈ તે ગ્રામ સભાઓ અર્થાત્ ગ્રામ સ્વરાજ્યો ગામની ભૂમિની તેમ જ બીજાં આર્થિક અને રાજદ્વારી વ્યવહારોની પુનર્વ્યવસ્થા સાધે એ દિશામાં પોતાના વિચારોનો ધોધ વહેડાવવા માંડ્યો છે. આવાં ગ્રામ સ્વરાજ્યો આજે કામ કરતાં હજુ દેખાતાં ન હોય તોપણ તેને માટેની હવા આખા રાષ્ટ્રમાં તૈયાર થવા લાગી છે એનાં ચિહ્નો ઘણા સારા પ્રમાણમાં અને ખુલ્લી આંખે જોઈ શકાય એવાં સ્વરૂપમાં પ્રગટ થઈ રહ્યાં છે.

મહાત્મા ગાંધીજીની કાર્યપદ્ધતિ એવી હતી કે પ્રસંગ આવ્યે તીવ્ર સત્યાગ્રહની લડતના રૂપમાં સ્વરાજ્યનું કામ પ્રજા સમક્ષ મૂક્યું. બીજા વખતે જાતજાતના રચનાત્મક કાર્યક્રમો ચલાવીને પ્રજાને સ્વાવલંબનની શિસ્તમાં પળોટવી તેમ જ આખા દેશમાં પરિભ્રમણ કરીને, પોતાનાં સાપ્તાહિકો મારફત જાહેર ચર્ચાઓ કરીને અને આશ્રમ સંસ્થાઓ, વિદ્યાપીઠો અને રચનાત્મક કાર્યના સંઘો ચલાવીને સત્ય અહિંસા આદિ સિદ્ધાંતોની પ્રજાની સમજ અને શ્રદ્ધા દિવસે દિવસે ઊંડી ઉતારવી. શાંતિનાં દિવસોમાં થયેલી આ કેળવણી સત્યાગ્રહની લડતોમાં ખૂબ જ કીમતી થઈ પડતી, અને લડતો પણ લોકોની સહનશક્તિ, શ્રદ્ધા અને અડગતાના ગુણો કેળવવામાં ભારે ફાળો આપતી. તેમની પછીના ગ્રામદાનના યુગમાં પણ આને જ મળતી અને આજની સમસ્યાઓ માટે જરૂરની એવી તાત્ત્વિક કેળવણી આચાર્ય વિનોબા સતત ચલાવતા રહ્યા છે. તે અર્થે વિનોબાજીની અને તેમના સાથીઓની યાત્રાઓ અને પદયાત્રાઓ, સંમેલનો, શિબિરો અને ગોષ્ઠીઓ સતત ચાલે છે, જુદી જુદી ભાષાનાં સાપ્તાહિકો અને પુસ્તકો સતત નીકળ્યાં જ કરે છે. રાજનીતિ વિરુદ્ધ લોકનીતિ, ગ્રામ સભાઓ અને રાષ્ટ્રીય સભાઓનું કામ ચલાવવાની સર્વસંમતિથી અને સર્વાનુમતિથી કામ કરવા માટે તેમ જ સર્વસંમતિ સધાય નહિ ત્યાં સુધી ધીરજ રાખવાની કેળવણી પ્રજાના જુદા જુદા વર્ગોની સતત ચાલતી રહી છે.

ખાદી અને ગ્રામોદ્યોગ મારફત ગામોને સ્વાવલંબી થવાની માનસિક તાલીમ પણ આપવાનો કાર્યક્રમ વિનોબાએ ચલાવ્યો છે, જેનું તેમણે ગ્રામાભિમુખ ખાદી એવું વર્ણન કર્યું છે. તેઓ ભાર મૂકે છે કે છૂટીછવાઈ વ્યક્તિઓ ખાદી અને ઇતર ગ્રામોદ્યોગમાં સ્વાવલંબી થાય એ પૂરતું નથી, આખું ગામનું ગામ સ્વાવલંબી થઈ જાય એવો કાર્યક્રમ ગ્રામમાં સ્થપાનાર ગ્રામસભા… લેવો જોઈએ. જોકે હજુ આ પ્રકારની નવી આ…

સંખ્યામાં અસ્તિત્વમાં આવી નથી, પરંતુ તે તેના કાળે અસ્તિત્વમાં આવશે ત્યારે તે ગ્રામસભાઓએ કેવાં કામો હાથમાં લેવાનાં છે એની માનસિક તૈયારી આજે દેશમાં અનેક ટોળીઓમાં ચાલી રહી છે. વખત પાકશે ત્યારે આ તૈયારીઓના પરિણામે ગ્રામસભાના સભ્યોને પોતાનું કામ નવું નવું નહિ લાગે, તેમને શું કામો કરવાનાં છે તેની સૂઝ પડી ગયેલી હશે.

આ ગ્રામદાનની એટલે ગ્રામ સ્વરાજની હિલચાલ ક્રમે ક્રમે વધતા જતા વેગથી આ વિશાળ ભારત રાષ્ટ્રમાં ફેલાવાને સરજાયેલી છે. તેનું સંચાલન કરે તેવા આત્મબળથી યુક્ત સત્યાગ્રહીઓનો ધોધ તેને સદા મળતો રહેવો જોઈએ, અને એ ધોધના પ્રવાહથી વધારે ને વધારે સંખ્યામાં વીર સૈનિકો અને સેવકો ઊભા થતા જવા જોઈએ. વિનોબાજી શાંતિસેનાના વિચારને દિવસે દિવસે વિકસાવી રહ્યા છે અને દેશમાં ઘણા ઘણા તેના પ્રભાવમાં આવીને મનથી શાંતિ સૈનિક બનતા ચાલ્યા છે. દેશમાં જે વખતે નીતિની ભાવના નબળી પડી છે, ભેદાસુરો જુદાં જુદાં અનેક રૂપો ધરીને ફૂટી નીકળે છે, રાજકારણ નીતિહીન અને ડહોળું બની ગયું છે, અર્થકારણ નફા અને સ્વાર્થ ઉપર ચાલી રહ્યું છે તેવા વખતે તેને અંકુશમાં લઈ શુભ માર્ગે વાળવા માટે આજે શાંતિસેનાની અત્યંત જરૂર છે. આમ શાંતિસેના સમાજને શુદ્ધ અને સત્યાગ્રહી બનાવશે અને જેમ જેમ તેવી શાંતિસેના બળ પકડતી જશે તેમ તેમ ગ્રામસભાઓ અને તેમના સ્વાવલંબનના કાર્યક્રમો વ્યાપક થતા જશે. મહાત્મા ગાંધીજીનાં રચનાત્મક કામોમાં જેમ સ્વરાજની લડતો માટેનું બળ રહેલું હતું તેમ આચાર્ય વિનોબાના શાંતિસેના આંદોલનમાં રાષ્ટ્રવ્યાપી ગ્રામસભાઓના સંભવનાં બીજ પડેલાં છે, જે પૃથ્વીના પડ નીચે અદૃશ્યપણે ઊગી રહ્યા છે.

આમ મહાત્મા ગાંધી પોતાની સ્વરાજ્યની લડતને સત્યાગ્રહની તેજદાર તલવારથી ચલાવતા હતા અને તેમાં ખાદી, કોમી એકતા, નઈ તાલીમ આદિ અનેકવિધ રચનાત્મક કાર્યો દ્વારા બળ સિંચન કરતા રહેતા હતા, તે જ મહાપ્રયાસોને આજના સ્વતંત્રતાના દિવસોમાં આચાર્ય વિનોબા ગ્રામસ્વરાજ્યના આંદોલનના અણુથી પણ સૂક્ષ્મ શસ્ત્ર વડે લડી રહ્યા છે, અને આ સૂક્ષ્મ લડાઈને ગ્રામદાન, ગ્રામાભિમુખ ખાદી, શાંતિસેના આદિ કાર્યક્રમોથી બલિષ્ઠ બનાવી રહ્યા છે.

ચિન્તકો ચિન્તન ચલાવી શકે છે—શું ગાંધીજી આ સ્વતંત્ર જમાનામાં પોતાનું જીવનકાર્ય આગળ ચલાવવા હયાત હોત તો તેઓ ગ્રામદાનના સ્વરૂપે જ પોતાનું કામ વિસ્તારતા હોત? વિચાર કરવાની આ રીત ઉચિત તો નથી. દરેક મહાપુરુષ પોતાની આગવી રીતે જ વિચારે અને આગવી રીતે જ વર્તે. જોકે લૌકિક ભાષામાં આપણે વિનોબાજીને મહાત્મા ગાંધીના શિષ્ય તરીકે ઓળખીએ છીએ, પણ ગાંધીજી હમેશાં કહેતા કે તેમને કોઈ શિષ્ય નથી તેમનો કોઈ શિષ્ય હોય તો પોતે જ પોતાના શિષ્ય છે.

તેમ વિનોબાજી પોતે પણ જોકે ગાંધીજી પ્રત્યે અત્યંત પિતૃભક્તિથી તરબોળ છે, પણ પોતાને તેમનું અનુકરણ કરનાર શિષ્ય સમજતા નથી અને પ્રતિભાવાન પુરુષો માટે એ જ વૃત્તિ ઉચિત છે. એટલે સ્વરાજ્યની લડતો અને સત્યાગ્રહોમાં જેમ ગાંધીજીનાં પ્રતિભા અને વ્યક્તિત્વ હતાં તેમ વિનોબાનાં ગ્રામદાન અને સર્વોદય પ્રચારમાં તેમનાં પોતાનાં પ્રતિભા અને વ્યક્તિત્વ રહેલાં છે. ગાંધીજીએ પોતાનાં છેલ્લાં એક-બે વર્ષ, જ્યારે દેશમાં રાજદ્વારી સ્વતંત્રતા આવી ગઈ હતી, તેના કાર્યક્રમો પોતાની આગવી પ્રતિભા પ્રમાણે વિસ્તારવાનો આરંભ કરી દીધો હતો. તેમણે કોમી એકતાને તેમનું કેન્દ્ર બનાવ્યું હતું અને તેથી જ્યાં જ્યાં કોમી બળવા સળગતા હતા ત્યાં પોતે માથું મૂકીને દોડી પહોંચતા હતા. જોકે ભારત બે ભાગમાં વિભક્ત થયો હતો છતાં પોતે કોમી એકતાના આ કાર્યક્રમ માટે બંને ભાગોમાં પહોંચવાનો પોતાનો ધર્મ સમજતા હતા. પોતાના આર્થિક કાર્યક્રમો અને રાજદ્વારી કાર્યક્રમો વિસ્તારવાની તેમને તક મળી નહિ, તેથી તેમણે તે કાર્યક્રમો કેવા કર્યા હોત તેની કલ્પનાઓ કરવી અસ્થાને છે, તેવા કાર્યક્રમો વિસ્તારવાનો ધર્મ વિનોબાજી ઉપર પ્રવાહ-પતિત રૂપે આવ્યો છે અને તેમણે પોતાની પ્રતિભાને અનુરૂપ ગ્રામદાન, ગ્રામાભિમુખ ખાદી, શાંતિસેના આદિ કાર્યક્રમો વિસ્તાર્યા છે. તે બધામાં ગાંધીજીનું અનુસંધાન રહેલું છે તે ઉઘાડી આંખે જોઈ શકાય છે, કારણ કે સત્ય અને અહિંસાની ઉપાસના તેની અંદર સંપૂર્ણપણે કામ કરી રહી છે.

જય જગત્

## ૧૮ દૃષ્ટિ કેળવી—કામ કરીએ

આપણે બાપુનાં કાર્યો પાછળ રહેલા વિચારોને ઠીક ઠીક સમજતા રહ્યા છીએ. આપણાં કામોમાં હજી ઘણી બધી કચાશ રહેલી છે તે પણ આપણે સમજતા રહ્યા છીએ. પરંતુ બાપુની ભાષા તો *જીવનભર કરેંગે મરેંગેની હતી. ગાંધી તો તે હતા જેમના રચનાત્મક* કાર્યોની પાછળ તેમની આ શક્તિ કામ કરતી હતી તે આપણે સમજી લેવું જોઈએ. આપણામાં જે કંઈ ખૂટે છે તે એ છે કે આપણે કરેંગે મરેંગેની તમન્ના આપણાં રચનાત્મક કાર્યોમાં કેળવી શકતા નથી. સત્યાગ્રહની ભાષા અને તેની શક્તિ આ તમન્નામાં રહેલી છે.

બાપુની આ શક્તિ સમૂહગત કાર્યની અપેક્ષા રાખતી. પરંતુ તેની રાહ જોઈને બાપુ બેસી ન રહેતા એ તો સમય પરિપક્વ થતાં 'એકલો જાને રે'ની જીવનશિસ્તને પ્રકટ કરતા. એકલા એકલા પણ આગળ ને આગળ દોડતા. બબલભાઈએ જે ન્યૂનતમ કાર્યની વાત કરી તે ઠીક છે. પરંતુ સમય બદલાતાં તેમાં આગળ કેમ વધતા રહેવું તે આપણે સમજી લેવુ જોઈશે—રેંટિયો કાંતવો, ખાદી પહેરવી, આપણા જીવનમાં ક્યાંયે આભડછેટ ન રહે, બધા પ્રત્યે સમભાવ રહે એ તો જૂની વાત થઈ. એને છોડી તો નથી દેવાની. પરંતુ હવે આપણે સમજવું જોઈએ કે ગાંધીના રચનાત્મક કામને આગળ વધારવું હશે તો આપણે આ બધા આગ્રહોને આપણા કુટુંબમાં પણ પાળવા જોઈશે. આપણા વસ્ત્ર સ્વાવલંબનને સામાજિક સ્વરૂપ આપવું જોઈશે. ગામડાંની પ્રજામાં આપણે કામ કરીએ છીએ તો ગામલોકો પોતાની ખાદી ગામમાં બનાવીને પહેરતા ન થાય ત્યાં સુધી આપણને ચેન કેમ પડે? ગામલોકોમાં જે કંઈ આભડછેટ દૃઢ થઈ રહી હોય તે દૂર ન થાય ત્યાં સુધી આપણે જંપીને કેમ બેસી રહીએ? ગામમાં બધાં એકબીજા પ્રતિ સમભાવ રાખતાં થશે ત્યારે જ આપણામાં રહેલા સર્વધર્મ સમભાવનો આગ્રહ સાર્થક થયેલો ગણાય. આપણે કાંતીને ખાદી ન પહેરીએ

અને છતાં ગાંધીનું કામ કરીએ છીએ એવો દાવો કરીએ તો એ ગાંધી સામે પાપ કરેલ સમજવું જોઈએ. આપણામાં એટલી તીવ્રતા આવે તો જ આપણે ગામમાં બાપુના કાર્યને આગળ વધારવાની કંઈક લાયકાત કેળવેલી ગણાય. પરંતુ એટલી લાયકાત બસ ન ગણાય, આપણે તો બાપુની પ્રજાને બેઠી કરવા આપણા આગ્રહોને સામૂહિક સ્વરૂપ આપવા સતત મથતા રહેવું જોઈએ.

વિનોબાજી એ બધું સમજી ગયા છે, એટલે એમણે આપણી આગળ ભૂદાન-ગ્રામદાનની વાતો કરી ઠેઠ ગ્રામસ્વરાજ્ય સુધી આપણને ખેંચી ગયા. ગામડાનું બધી રીતે સ્વાવલંબન એ જ ગ્રામ-સ્વરાજ્યનું હાર્દ છે.

સામાજિક અને આર્થિક ક્રાંતિ કર્યા વિના સુરાજ્ય આવી શકતુ નથી. નઈ તાલીમની કોઈ કોઈ શાળા આપણે ચલાવીએ છીએ, પરંતુ માત્ર રેંટિયો દાખલ કરવાથી કંઈ નઈ તાલીમ ચાલી શકતી નથી. નઈ તાલીમનું તેજ તો ત્યારે પ્રકટે જ્યારે ગામમાં તે સિવાય બીજી શાળા ન જ હોય. અને ગામનાં બાળકો ગામ બહાર પણ નઈ તાલીમ વિનાની શાળામાં ન જતાં હોય. અન્ન-સ્વાવલંબન આપણે કંઈક કરી શક્યા તો તેમાં વિજ્ઞાનની મદદ છે. પરંતુ તેમાં ભક્તિનો રસ ભળે તો બહુ મોટાં પરિણામ આવે. ખેડૂતો પોતે જ જો સમજે કે એમના માત્ર હિતની દૃષ્ટિએ નહિ, ગ્રામ-સ્વાવલંબનની ભાવનાથી એને પોતાને જ ગામને અનાજ પૂરું પાડવાની ભક્તિ જાગવી જોઈએ.

એજ રીતે ગામડાંમાં સર્વોદય કાર્યકરો બેઠા હોય અને જ્યાં જો ગામની પ્રજામાં આભડછેટ હોય, હરિજનો પ્રતિ હીન વૃત્તિ હજી હોય, તો એ કંઈ સર્વોદય કામ ન જ ગણાય.

ખાદી પણ હજી જેવી તેવી જ ચાલે છે. આગાખાન મહેલમાંથી બહાર આવીને બાપુએ સ્પષ્ટ સમજણ આપી દીધી કે ખાદી નિષ્ફળ ગઈ છે. કારણ કે કાંતનારા વણકરો માત્ર કારીગર જ રહ્યા અને ખાદી કેન્દ્ર ચલાવનાર ખાદી વેપારીઆ થઈ પડયા.

બાપુ તો લડનારા હતા, કંઈ જંપીને બેઠા ન હતા. સત્યના કે અહિંસાના માર્ગેથી સહેજ પણ લપસવાનાં ચિહ્ન દેખાતાં તો ફટ કરતા થયેલાં કામોને તોડી નાખી તેને ફરી પાછાં સત્ય માર્ગે ચઢાવતા.

આપણે બધાએ આ રીતે આપણાં રચનાત્મક કામોનો વિચાર કરવો જોઈએ. તેનું સંચાલન કરવુ જોઈએ. આપણને એ દિશામાં આપણાં કામો ગોઠવવાની શક્તિ પરમકૃપાળુ આપે એ જ પ્રાર્થના.

સાબરમતી, ૨૦-૨-૭૨ : ગુજરાત રચનાત્મક કાર્યકર સંમેલનમાં

## ૧૯ ફરી ઉપાસના કરીએ

અત્યારે આપણો દેશ હિંસા તરફ વધી રહ્યો હોય એમ લાગે છે. આવે પ્રસંગે આપણે વિચાર કરીએ અને ફરીથી સત્ય અને અહિંસાની ઉપાસના કરીએ એમ આ ઠરાવમાં કહ્યું છે. બાપુના 'સત્યાગ્રહ'માંથી આપણા લોકોએ આગ્રહ શબ્દ પકડી સત્યને છોડી મૂક્યું છે. એટલે કે આપણને બાપુનું લડાયકપણું ગમ્યું છે, પણ તેમનાં સત્ય-અહિંસા પાળવાનું બળ આપણે કેળવવા માગતા નથી. આપણા દેશનું સ્વરાજ્ય લોકશાહી ઉપર રચાયેલું છે તે અભિમાન લેવા જેવી વાત છે, પણ તે લોકશાહી સત્ય-અહિંસા વગર ચલાવી કેમ શકાશે?

સત્ય-અહિંસાનો રસ્તો આપણે કેમ લઈ શકતા નથી? કેમ કે આપણા દેશની પ્રજા મરણથી ભય પામનારી છે. માબાપ બાળકોને ગળ-થૂથીમાં ડરપોકપણું શીખવે છે. લાંબી ગુલામીને લીધે આપણો સ્વભાવ ડરપોક થઈ ગયો છે. તેથી ગાંધીજીનો આત્મબળનો સંદેશો આપણે પચાવી શક્તાં નથી. ગાંધીજીનો સંદેશો છે કે કોઈનો અન્યાય ન સહન કરવો. પણ તેનો અર્થ એમ નથી કે લોકો આજકાલ કરે છે તેમ ખૂનામરકી કરવી. ખૂનામરકી કરનારો તો કોઈક જ નીકળતો હશે, મોટેભાગે તો આપણે પલાયન જ કરી જઈએ છીએ. બાપુનો સત્યાગ્રહ એટલે અન્યાય સામે નાસી જવું એ તો નહિ જ, પણ સહન કરવા છતાં અડગ રહેવું તે. માટે આપણે બહાદુર પ્રજા થવું હોય તો આખો સત્યાગ્રહ—'સત્ય+આગ્રહ' બન્ને જીવનમાં ઉતારવાં પડશે.

આજે દેશમાં ખૂનામરકી ચાલી રહી છે તે શું બહાદુરીની નિશાની છે? કલકત્તાની શેરીઓમા પ્રતિપક્ષીનાં, સિપાઈઓનાં ખૂન કરી નાખે છે. જમીનદારોની જમીન ઝૂંટવે છે અને તેમને મારી નાખે છે. અંગ્રેજના જમાનામાં પણ આ રીતે બૉમ્બ અને બંદૂકડીનો માર્ગ ઘણાએ પકડ્યો હતો. આ રીતે કોઈને છાનાછાના મારવું, એ સાચી બહાદુરી નથી.

જુલમ અને અન્યાય સામે મૂંડી નમાવી દેવા તેને બદલે અન્યાય સામે થઈ રજોગુણી વીરતા બતાવવી એ કંઈક ચઢિયાતું હશે, પરંતુ બાપુએ સમજાવ્યું છે કે સાચી વીરતા આમાં નથી. સાચી વીરતા તો આત્માના બળથી અન્યાય સામે લડીએ, સત્યાગ્રહ કરીએ તેમાં જ છે.

સ્વરાજ આવ્યું છે એટલે હવે દેશના લોકો અન્યાય મૂંગે મોંએ સહન ન કરે એ સ્વાભાવિક છે. સ્વરાજ એ આપણાંમાં આવેલી મહાશક્તિ છે. શક્તિથી ભરેલી મોટરને ગમે તેમ દોડાવી ન શકાય. તેમ સ્વરાજની તેજસ્વી શક્તિ ધરાવનાર જનતાને પણ સંયમ અને અહિંસાની તાલીમ મળવી જોઈએ

લોકશાહી સ્થપાઈ છે. એથી દરેકે દરેક વ્યક્તિને મતનો અધિકાર મળ્યો છે. પણ સાચી લોકશાહી કંઈ એમાં જ નથી. લઘુમતીને નિર્ભય કરવી, તેને પૂરો ન્યાય કરવો, તેમની સેવા કરવી એમાં જ લોકશાહીનો આત્મા રહેલો છે. જેઓ આજ સુધી પીડાતાં હતાં, શોષાતાં હતાં, તેમને આગળ લાવીએ તેમાં જ સાચું સ્વરાજ છે. તેને ખાતર જ પંચાયત રાજ્ય છે.

આ પંચાયત રાજ્યને સારી રીતે સમજવાની જરૂર છે. જે લોકો પાસે ધન, જ્ઞાન અને સંખ્યાબળ અલ્પ છે તેમને પણ સંરક્ષણ મળે એ માટે પંચાયત રાજ છે. પોતાનાં માણસોના હાથમાં રાજ્ય-સત્તા રહે, જેથી લોકો ગભરાયા વગર તેમની પાસે જઈ શકે અને પોતાનું કામ કરાવી શકે. લઘુમતીવાળાને અને પછાતવર્ગોને લાગવું જોઈએ કે આ અમારું સ્વરાજ છે. તેનું નામ લોકશાહી ને તેનું જ નામ પંચાયત.

આવી લોકશાહી સત્ય અને અહિંસાથી જ ચાલી શકે. આ સમજી આપણે સત્ય-અહિંસા ઉપર ફરીથી ભાર મૂકવા લાગવું જોઈએ, અને દેશમાં હાલ હિંસા તરફ વલણ થવા લગ્યું છે તેને અટકાવવું

મારો ત્યાગ કર્યો નહિ. મને કામે લગાડી દીધો. નવા માસિક માટે આવેલા લેખો મને વાંચવા આપ્યા. મને ચિત્રકારો અને બ્લૉકકારો પાસે સંદેશા લઈ મોકલવા માંડ્યો, સાંજ વર્તમાન પ્રેસમાં 'વીસમી સદી' છપાતું ત્યાં પ્રૂફ તપાસવા પણ મને મોકલવા માંડ્યો. પેલા 'સ્ટ્રેન્ડ' માસિકમાં અવારનવાર પ્રખ્યાત નૃત્યસુંદરીઓનાં વર્ણનો અને ફોટાઓ આવતા. તેવો એક રોશનઆરા નામની નૃત્યાંગના વિશેનો લેખ મને ભાષાંતર કરવા આપ્યો! હાજી મહમદને ઉર્દૂ કવિ ઉમર ખય્યામનો ઘણો શોખ હતો. તેની મૂળમાં તેમ જ અંગ્રેજી ભાષાંતરમાં જેટલી આવૃત્તિઓ મળી તે બધી તેમણે પોતાના પુસ્તકાલયમાં ભેગી કરી હતી, અને કોઈ કોઈ વાર તેમાંથી રસિક ભાગો કાઢી મને વાંચવા આપતા.

તેમનું ઘર, ઑફિસ, બેઠક બધું ભેગું હતું. હું બ્રાહ્મણ હોઈ મુસલમાનના ઘરનું પાણી પીતાં તે દિવસોમાં શીખ્યો નહોતો. તે કહેતા કે આપણે ત્યાં ઘણા બ્રાહ્મણ-વાણિયા આવે છે તે તો અહીંનું પાણી પીએ છે. છતાં હું પીવા તૈયાર ન થયો. તો પછી તેમના ઘરનું ખાવા તો શેનો તૈયાર થાઉં? ઑફિસના ઓરડામાં એક ટેબલ હતું તેના ઉપર તે અને તેમના દીકરાઓનાં ભાણાં પીરસાતાં. મેં એક વાર પૂછ્યું, આમાં માંસ તો જોવામાં આવતું નથી. હાજી મહમદ શેઠ કહે, એ તો ખૂબીથી રંધાયું હોવાથી તમને દેખાશે નહિ, પણ આમાં મીટ છે. હાજી મહમદના જીવનમાં મુસલમાન ધર્મ કેટલો ઊંડો ઊતર્યો હતો તે મને તેમના ઘરના જીવનમાં બહુ જોવા ન મળી શક્યું, પણ કોઈ વાર અમે ખોજા મહોલ્લામાં થઈને સાથે ચાલતા નીકળતા ત્યારે આસપાસ કોઈ ફકીરને જુએ તો તે તરત નજીકની દુકાનમાંથી સોડા-લેમનની બાટલી ખરીદી તે ફકીરને આપે, ફકીર તેમાંથી થોડા ઘૂંટડા પી એમને પાછી આપે અને પ્રસાદી બનાવેલી બાટલી પોતે પી જાય. આ રીતે પ્રસાદી બનાવી આપવા માટે હાજી શેઠ તે ફકીરને થોડા આના આપતા હશે. આ ઉપરથી હું સમજી ગયો કે હું જેવો બ્રાહ્મણ છું તેવા હાજી પણ મુસલમાન લાગે છે!

લોકજીવન એપ્રિલ '૭૪

## ૨૩ જયપ્રકાશજીની ગુજરાતયાત્રા

છેવટે લોકનાયક જયપ્રકાશજીએ ગુજરાતની મુલાકાત માટે સમય આપ્યો અને ગઈ તા. ૧૭-૧ થી ૨૦-૧ના દિવસોમાં તેઓએ અમદાવાદ, વડોદરા, બારડોલી, સુરત, ભાવનગર, રાજકોટ એટલાં સ્થળોની મુલાકાત લીધી અને તેમનો અવાજ સાંભળવા ઝંખી રહેલાં હજારો ગુજરાતવાસીઓને પોતાનો સંદેશો વિસ્તારથી સંભળાવી ગયા.

તેમના પહેલાં નારાયણ દેસાઈ આવ્યા હતા તે વલસાડ, નવસારી, નડિયાદ, મહેસાણા, રાજકોટ એ અંદરના ભાગોમાં એ જ સંદેશો ફેલાવવા ફરી ગયા.

ગુજરાતથી શ્રી જ. પ્ર. મુંબઈ પૂના જઈને તરત પાછા બિહાર જવા છૂટે છે. ત્યાંના આંદોલનથી બહુ દિવસો તેઓને દૂર રહેવું પડ્યું તેથી હવે વધારે વખત પોતે બિહારની બહાર આપી શકશે નહિ એમ તેમણે મુંબઈમાં જાહેર કર્યું.

પહેલા દિવસે એટલે તા. ૧૭-૧-૭૫ના દિવસે તેમની અમદાવાદની પ્રથમ સભામાં ગુજરાતે તેમનું પૂ. રવિશંકર મહારાજના મુખે સ્વાગત કર્યું. મહારાજ પથારીવશ હોવા છતાં આ પ્રસંગ તેમણે કષ્ટ સહન કરીને પણ સંભાળ્યો. સ્વાગતના તેમના ભાષણમાંથી થોડાં વચનો નીચે ઉતારીએ:

'આજે ધન્ય ભાગ્ય છે આપણાં કે એક મહાપુરુષ આપણે આગણે પધાર્યા છે, જેમને ખૂબ શક્તિ હોવા છતાં જીવનમાં કોઈ જાતનો સ્વાર્થ નથી.

'મારો એમની સાથે વરસોનો સંબંધ છે. મેં તેમને સતત દેશસેવા કરતા જોયા છે. તેઓ જે કંઈ વાતો કરે તે સારી રીતે સમજજો અને આચરણમાં ઉતારજો.'

મહારાજશ્રીએ ગુજરાતમાં જયપ્રકાશજી જ્યાં-જ્યાં જાય ત્યાં તેમના કાર્ય માટે સારી રકમો ભેટ આપવા પણ ભલામણ કરી.

ગુજરાતમાં જ્યાં ગયા ત્યાં શ્રી જયપ્રકાશજીએ મન મૂકીને પ્રવચનો કર્યાં અને પોતાના આંદોલન વિશે સમજૂતી આપી. તેનો સાર ટૂંકામાં આવો આપી શકાય:

તેમણે ગુજરાતના વિદ્યાર્થી આંદોલનને બિરદાવતાં કહ્યું, 'દેશમાં જે નવી જાગૃતિ આવી છે તેનું શ્રેય ગુજરાતના વિદ્યાર્થીઓને છે. દેશની પરિસ્થિતિ વિશે હું ઘણો ચિન્તિત હતો. મને કોઈ માર્ગ સૂઝતો નહોતો. હું અંધારામાં ખંખોળતો હતો. ત્યારે ગુજરાતના વિદ્યાર્થીઓએ મશાલ ચેતાવી અને તેમાથી મને પ્રકાશ મળ્યો. 'બિહારની મારી લડત એક દિવસના ઉશ્કેરાટને લીધે થઈ નથી પણ અનેક રીતે સરકારને સમજાવવાનો પ્રયત્ન કર્યા પછી અને અતિ લાંબી ધીરજ ધર્યા પછી ઉપાડવામાં આવી છે.

'ઇંદિરાજી સત્તા પર આવ્યાં ત્યારે એમના તરફ જનતાએ આશાભરી મીટ માંડી હતી. જવાહરલાલજીની દીકરી છે, કંઈક કરશે જ એમ માન્યું હતું. એક મહિલા છે, નવીનવી પ્રધાન મંત્રી થઈ છે, ઉતાવળ ન કરવી જોઈએ એ રીતે આપણે વર્ત્યા હતા. તેમના શાસનને નવ વર્ષ થયાં ત્યાં સુધી ધીરજ રાખી. છતાં કંઈ થયું નહિ. ગરીબી મટવાને બદલે ઊલટી વધી ગઈ. આથી દોઢ વર્ષથી જનતાની ધીરજ ખૂટી છે.

'વિનોબાજીએ કહ્યું કે ભ્રષ્ટાચાર દૂર કરવો, બેકારી નાબૂદ કરવી એ આંદોલનના નહિ પણ સાથે બેસી ચર્ચા કરવાના વિષયો છે. પણ આવી ચર્ચાઓ તો મેં વર્ષો સુધી કરી છે. કેટલીયે વાર મેં પ્લાનિંગ કમિશન સાથે ચર્ચાઓ કરી છે. અનેક સમિતિઓમાંયે ભાગ લઈ પરવાર્યો છું. સેમીનારો અને ગોષ્ઠીઓમાંયે ગયો છુ.

'ચૂંટણીની પદ્ધતિમાં કેવા સુધારા થવા જોઈએ અને તેનું ખર્ચ કેમ ઘટાડવું તેનાં સૂચનો પણ બહુ વાર કર્યાં છે. ચૂંટણીમાં લાખો રૂપિયા કૉંગ્રેસ ખર્ચે છે તે વિશે મને કૉંગ્રેસના માણસોએ જ માહિતી આપી છે, પણ તે પૈસા ક્યાંથી આવ્યા એમ જ્યારે જ્યારે મેં પૂછ્યું ત્યારે ઇંદિરાજી ચૂપ રહ્યાં છે. તો મિત્રો, એક માણસ આનાથી વિશેષ બીજું શું કરી શકે? છેવટે હું એવા નિર્ણય પર આવ્યો છું કે ભારતની જનતાએ પોતાની લડાઈ જાતે જ લડવી પડશે.'

ગુજરાતના વિદ્યાર્થીઓએ ધારાસભા બરખાસ્ત થતાં લડત બંધ કરી દીધી તે સંબંધમાં તેમણે કહ્યું, 'તમે વિજયોત્સવ ઊજવી તમારી

લડત બંધ કરી દીધી એ મોટી ભૂલ થઈ છે. તમારું મૂળ કામ તો બાકી જ રહ્યું છે. બિહારના વિદ્યાર્થીઓ આ વાત સમજ્યા છે. તેઓ જાણે છે કે આ એક લાંબી લડાઈ છે, સંપૂર્ણ ક્રાંતિ કરવાની લડાઈ છે. ઇંદિરાજી વારંવાર કહે છે કે "શું આ પ્રશ્નોનો ફેંસલો શેરીઓ ઉપરના છોકરાઓ કરી શકશે?" પણ અમારું આંદોલન તો એ બતાવવા માટે છે કે અમારી માગણીના ટેકામાં બિહારનો જબરદસ્ત લોકમત રહેલો છે. અને છતાં એ નિર્લજ્જ લોકો પોતાની ખુરશીઓ છોડતા જ નથી.

'ધારાસભા-વિસર્જનની વાત બિહારના વિદ્યાર્થીઓએ પહેલેથી કરી નહોતી. પરંતુ પ્રધાનો વાયદા કરતા રહ્યા અને સરકારે લાઠી ગોળીથી આંદોલનને કચરી નાખવાનો પ્રયાસ કર્યો, ત્યારે જ છેવટે આંદોલનમાં ધારાસભા વિસર્જનની માગણી ઉમેરાઈ છે.

'બિહારમાં ધારાસભાનું હજુ વિસર્જન થયું નથી, એ એક રીતે સારું જ થયું છે. તેથી અમારું આંદોલન ગામેગામે ફેલાવવાની અમને તક મળી છે.

'ઇંદિરાજી મને લોકશાહીના પાઠ શીખવી રહ્યાં છે. પરંતુ શાંતિમય આંદોલન રોકવા માટે આટલી બધી રુકાવટો નાખવાનું કઈ લોકશાહીમાં લખ્યું છે? પટણામાં ૪થી નવેમ્બરે અમે પ્રધાનોને ઘરે રાજીનામાની માગણી કરવા શાંતિથી જવાનું યોજ્યું તો સરકારે સત્તાનો દુરુપયોગ કરી ૫૮ ટ્રેનો બંધ કરી દીધી. ગંગા પાર કરવાની સ્ટીમરો રદ કરી નાખી. નૌકાઓમાં પાણી ભરી તેને ડૂબાડી દીધી. જાણે ચીનનું આક્રમણ આવ્યું હોય એવા ઉપાયો જનતા સામે લીધા! શું આ લોકશાહી છે?'

બારડોલીની મુલાકાત દરમિયાન સરદારશ્રીના ભક્તોને બેઠેલા જોઈ લોકનાયક જયપ્રકાશજીને સરદાર વલ્લભભાઈનો ખાસ અણધારી રીતે ઉલ્લેખ કરવાની પ્રેરણા થઈ હતી. તેમણે કહ્યું, 'હું તે દિવસોમાં સરદારનો ટીકાકાર હતો. મને તેઓ પુરાણવાદી લાગતા અને તેથી સમાજવાદી કાર્યક્રમોમાં તેઓ કામના નથી એમ હું માનતો. પણ હવે મને મારી ભૂલ સમજાય છે. આજે મને લાગે છે કે મહાત્મા ગાંધીજીએ જો પંડિત નહેરુને બદલે સરદારને પોતાના વારસનું પદ આપ્યું હોત અને દેશના પ્રથમ પ્રધાનમંત્રી નહેરુને બદલે એમને બનાવ્યા હોત તો વધારે સારું થાત, અને આજે આપણી લોકશાહી અનેક ભયોથી ઘેરાઈ ગઈ છે તેને બદલે તે વધારે સ્થિર અને દૃઢરૂપે વિકાસ પામી હોત. સરદાર પટેલ વ્યવહારુ અને કુશળ પુરુષ હતા. જ્યારે નહેરુના વિચારો હમેશાં આકાશમાં જ ઊડતા હતા. તેમના પગ ધરતી પર ટકતા જ નહોતા. તેઓ હમેશાં સમાજવાદી સમાજવ્યવસ્થાની વાતો જરૂર કરતા, તોપણ ૧૮વર્ષ સુધી દેશના પ્રધાનમંત્રી રહ્યા છતાં તેઓ લોકશાહીને જર્જરિત દશામાં મૂકીને ગયા છે.' વગેરે.

લોકનાયક જયપ્રકાશજી ગુજરાતની હવામાં ચાર દિવસનો ઝંઝાવાત ચલાવી ગયા તેની શુભ અસર આપણે ઝીલી શકીશું? અને તેના પરિણામે આપણા જીવનમાં નવા પ્રાણ અને નવો ત્યાગ બતાવવા તૈયાર થઈશું?

ગુજરાતના વિદ્યાર્થીઓનાં 'નવનિર્માણ'ના આંદોલનને તેમણે બિરદાવ્યું તેનો અર્થ આપણે તો શો કરીશું? આપણે સાચું મૂકીને ભ્રષ્ટાચાર આદિ સામે લડત ઉપાડી તેને બિરદાવી છે એમ તો આપણે સમજી જઈશું નહિ ને? બિહારમાં તેમણે તે દોષ પેસવા દીધો નથી, પણ અહિંસા, ત્યાગભાવના અને સાતત્યનો સંચાર કરી ત્યાંની લડતને સાત્ત્વિક બનાવી છે.

આપણે લડત બંધ કરી દીધી તે માટે લોકનાયકે આપણને ઠપકો આપ્યો છે અને શુદ્ધ, સાત્ત્વિક, આપભોગભરી અને સાતત્યયુક્ત લડત ચાલુ રાખવા આપણને પ્રેરણા આપી છે.

બારડોલીમાં સરદાર વલ્લભભાઈ વિશેના પોતાના ભ્રમિત ખ્યાલો લોકનાયકે કબૂલી લીધા અને સરદારને મહાન અંજલિ આપી એનો પણ આપણે શો અર્થ કરીશું? તેમના જેવા એક પ્રથમ પંક્તિના રાષ્ટ્રપુરુષે એ ઉદ્ગારોમાં પોતાના ભૂલ ભરેલા વિચારોની જાહેર કબૂલાત કરતાં શરમને આડે આવવા દીધી નહિ તે તેમને માટે તો દરેક રીતે શોભાસ્પદ હતું. આપણે પણ આપણી અંદર જે કંઈ દોષ કે ખામીઓ રહેલાં હોય તેનો જાહેર એકરાર કરવાની વીરતા લોકનાયક પાસેથી ગ્રહણ કરી શકીએ તો જ તેમના ઉદ્ગારને સાચા સ્વરૂપમાં સમજ્યા ગણાશે. તેમણે નેહરુની નિંદા કરી એટલો જ બોધ તેમના ઉદ્ગારમાંથી આપણે લઈશું તો ગુજરાતના લોકો લોકનાયક જયપ્રકાશને કંઈ જ સમજી શક્યા નહિ એમ જ ગણાઈ જશે. □

ખંડ : ચાર—ઢાળ

## અપ્રગટ પત્રો : પત્રપુષ્પ પમરાટ

| | | |
|---|---|---|
| ૧ | દેશનું ભાવિ એમને હાથે ઘડાય એમ પ્રાર્થીએ | અન્નપૂર્ણાને |
| ૨ | અધ્યયન સૌનું અનુભવ આપણો | ચીમનભાઈને |
| ૩ | એને ટેકો આપજો | કેશવલાલ ગોળવાળાને |
| ૪ | સેવક લેખક પણ બને | જગનલાલને |
| ૫ | હરિજન વિદ્યાર્થીને સલાહ | વલ્લભભાઈને |
| ૬ | પવિત્રને નંદના કેમ? | અન્નપૂર્ણાને |
| ૭ | યજ્ઞરૂપે ખાદીકામ | ચૂનીભાઈને |
| ૮ | ગીત તો અંતઃપ્રેરણાવાળાં જ બને | ચીમનભાઈને |
| ૯ | રાનીપરજમાં વણાટ સ્થિર થશે | ચૂનીભાઈને |
| ૧૦ | વખત વિકટ છે | અન્નપૂર્ણાને |
| ૧૧ | મનાર્થે [illegible] | અન્નપૂર્ણાને |
| ૧૨ | આકાશનાં પંખીઓ | અન્નપૂર્ણાને |
| ૧૩ | કેદીને મા ગમે | અન્નપૂર્ણાને |
| ૧૪ | ખાદીહત્યાનું પાપ | અન્નપૂર્ણાને |
| ૧૫ | દિવસો અંધારના નથી | અન્નપૂર્ણાને |
| ૧૬ | ચિ. બબલભાઈને | બબલભાઈને |
| ૧૭ | પરાવા કે સ્વાદ શી રીતે? | નારણભાઈ પટેલને |
| ૧૮ | જીવન શું સાધનામાં નડતર છે? | સુરેન્દ્રજીને |
| ૧૯ | જાગતા નર સેવીએ | અન્નપૂર્ણાને |
| ૨૦ | પિતૃસ્મરણમાં રંગિયો | છગનલાલ દવેને |
| ૨૧ | ખાદીના કારકુન ન બનશો | અન્નપૂર્ણાને |
| ૨૨ | ભારત માતાને ભૂલશો મા | મભુભાઈ ક. પટેલને |
| ૨૩ | હળપતિઓનું શું થશે? | અન્નપૂર્ણાને |
| ૨૪ | ટૂંકી બુદ્ધિ ને લાંબી રીસ | ચૂનીભાઈને |
| ૨૫ | ખાદી સેવક ને ખાદી સૈનિક | ચૂનીભાઈને |
| ૨૬ | ગીતા સેવાથી દૂર કરે જ નહિ | ચૂનીભાઈને |
| ૨૭ | જેલમાંયે હું વેડછીમાં જ છું | અન્નપૂર્ણાને |
| ૨૮ | દોસ્ત તારું સંગીત! | દોસ્ત મહંમદ |
| ૨૯ | નિશ્ચય અંતઃસ્ફૂર્તિથી જ | અન્નપૂર્ણાને |
| ૩૦ | ચોપડિયા કવિ શા કામના? | અન્નપૂર્ણાને |
| ૩૧ | લગ્ન શું સારું? | જગનલાલ પટેલને |
| ૩૨ | [illegible] આશ્રમ વિશે | અન્નપૂર્ણાને |
| ૩૩ | ઈશ્વરની કૃપા ને આપણી મૂર્ખાઈ | [illegible] દેસાઈને |

ખંડ : ચાર

# ડાળ

## ● અપ્રગટ પત્રો : પત્રપુષ્પ પમરાટ

### ૧ દેશનું ભાવિ એમને હાથે ઘડાય એમ પ્રાર્થીએ

આજકાલ આપણું પવિત્ર સપ્તાહ ચાલે છે પૂ. બાપુજી જ્યાં હોય ત્યાં પ્રભુ તેમને ક્ષેમકુશળ રાખો, એવી પ્રાર્થના અંદરથી આત્મા કરે છે. એમને હાથે આ દેશનુ છેવટનુ સ્વરૂપ રચાય તો કેવું સારુ ? આઝાદી તો વહેલી મોડી આવવાની જ છે. તેઓ હશે તોપણ અને ન હશે તોપણ. પણ જો તેઓની લાવેલી આવગે તો તેની ભાત કોઈ ઔર જ હશે. તેમના વગર આપણી આપણી જ લાવેલી હશે તો અનેક મેલોથી ખરડાયેલી હશે. આવા વિચાર અને આવી પ્રાર્થના આત્મામાં ચાલી રહી છે. આપણે નાનાં મોટાં, જે જ્યાં હોઈશુ ત્યાં આ સપ્તાહમાં કંઈક આવા જ વિચારો કરતાં હોઈશું. દીવાલોનાં બંધન એને કેમ અટકાવી શકે ?

...આપણે આપણા જ ગજથી આપણાં કામોનો કસ કાઢવો જોઈએ, પારકા ગજથી નહિ. પ્રહ્લાદમાં હિરણ્યકશિપુ જેવુ બળ ક્યાં હતું ? તે તો નિર્બળ ફૂલ જેવો બાળક હતો. પોતે ફૂલ જેવો છે અને હાથી જેવો નથી તેથી તે શરમાયો નહોતો, પણ પોતાની અંદર જે ખાસ શક્તિ હતી તેનાથી તે ઝૂઝયો અને જીત્યો.

સાબરમતીથી અન્નપૂર્ણાને ૩-૧૦-૪૨

### ૨ અધ્યયન સૌનુ અનુભવ આપણો

(મોન્ટેસોરી, ડાલ્ટન, બુકર ટી. વોશિંગ્ટન, આર્મસ્ટ્રોંગ વગેરેનું સાહિત્ય વાંચવાની સલાહ આપ્યા પછી) આપણા ધંધામા એ દષ્ટિથી અજાણ્યા હોવું પાલવે તેમ નથી. જોકે એ દષ્ટિ આપણે

આખી સ્વીકારી શકીએ નહિ. આપણે ત્યાંનો અનુભવ, વર્ધા યોજનાની કલ્પના અને આ બધો અભ્યાસ એ બધું ભેગું કરીશું તો જ આપણે ભવિષ્યના કામ માટે અધિકારી થઈશું.

ચીમનભાઈને સાબરમતીથી

### ૩ એને ટેકો આપજો

જેલમાંથીયે તમને તસ્દી આપું છું તે માટે માફ કરશો. વલસાડનો એક ગરીબ માછીનો છોકરો—લાલજી કરીને અહીં બે મહિના રહી ગયો. અમારા મંડળ સાથે ઠીક મળી ગયો. હવે તે પાછો છૂટીને ગયો છે. તેનો દંડ થયેલો તે બાબત તેનાં માબાપને ગભરાવ્યાં હશે તે પરથી એ લોકોએ ઘર ગીરો મૂકી પૈસા ભર્યા છે. બીજી રીતે પણ આ કઠણ વખતમાં એ લોકો દુઃખી થઈ ગયા છે. તમને એ છોકરો મળશે. તેની પાસેથી એની હકીકત જાણી લેશો અને હિમ્મત આપશો. તેની સ્થિતિનો વિચાર કરી કંઈ ટેકો આપી શકાય કે કેમ તે વિચારશો. ઘર પાછું મેળવવામાં મદદ થઈ શકે? રકમ મોટી નહિ હોય એમ માનું છું છોકરાને કંઈ ધંધે વળગાડી શકાય?

સાબરમતીથી કેશવલાલ (ગોળવાળા)ને

### ૪ સેવક લેખક પણ બને

દર સોમવારે તમારા કામ વિશે, પ્રવાસો વિશે લખતા રહો. મારે ખાતર તો તે સારું છે જ કારણ અહીંના બંધ પાણીમા તે પ્રિય થઈ પડે છે. પણ તમારે ખાતર તે બહુ જ આવશ્યક છે. લોકસેવકો માટે જીભ અને કલમની શક્તિ સતેજ હોય એ જરૂરનું છે. એ ખરુ છે કે બીજું બધું ન હોય અને ફક્ત આ શક્તિ જ હોય તો તે નકામું છે. પણ તે સાથે એ પણ ખરું છે કે બીજી શક્તિઓ હોય અને આ ન ખીલવી હોય તો તમે સારા ભલા માણસ થઈ શકો પણ સેવક તરીકે ઉત્તમ ન થઈ શકો. વળી તમે જાણો છો કે જોકે હું ભારે મોટો કલમી તો નથી પણ તે કળા તરફ પ્રેમ કેળવ્યો છે. એટલે મારા સંબંધીઓમાં તે ખીલે એ જોવા અંતરમાં સ્વાભાવિક રીતે ઇચ્છા રહે છે જ.

સાબરમતીથી જગનલાલને.

### ૫ હરિજન વિદ્યાર્થીને સલાહ

તમારો નિબંધ મળ્યો છે. વાંચી ગયો છું. સુધારાઓ અને સૂચનાઓ સાથે પાછો મોકલીશ. તમને એક વિદ્યાર્થી સમજીને ખૂબ વખત લઈને સુધારા કરું છું. એક શબ્દને લીધે બીજો મૂક્યો હોય અને વાક્યને બદલે બીજું મૂક્યું હોય તેની પાછળ રહેલો હેતુ સમજવાનો પ્રયત્ન કરજો. નિબંધમાં સવર્ણો તરફ ઝેર રેડ્યું નથી તે જાણી ખુશી થાઉં છું અને તમને ધન્યવાદ આપું છું. અનેક સુધારાઓ કરવાનો ઉપદેશ આપ્યો છે અને છેડે જીવનમાં ધર્મ, સંયમ વિ. વિકસાવવા ઉપર ભાર મૂક્યો છે એ પણ બરાબર છે. કારણ કે તે વિના ખરો સુધારો જીવનમાં થઈ શકે જ નહિ. સુધારો કરવાને અંદરથી જ ધગશ પ્રગટ થવી જરૂરની છે તે પણ એ વિના ન થઈ શકે. પણ આ ધર્મ વિ.વાળો ભાગ બરાબર સારી રીતે લખાયો નથી. કોઈ પુસ્તક વાંચ્યાં હોય તેમાંથી વિચારો લઈ લઈને થીગડાં માર્યાં હોય એવો ભાસ આપે છે. બીજા બધા નિબંધ સાથે એ ભાગ સમરસ થયો નથી. મારી સલાહ છે કે બધું જ ટૂંકાવીને નવેસરથી લખવું.

બીજું ખોરાક બાબત તમે 'શાકાહાર'નો ઉપદેશ કર્યો છે. તમારી ભાવના હું સમજું છું પણ કોઈના ખોરાક પર પ્રહાર કરવો મને રુચતો નથી. માંસના બદલામાં દૂધ ઘી જેવો પૌષ્ટિક ખોરાક આપી શકીએ તેમ નથી. દૂધ ઘી ખાજો એમ કહેવાથી તે ખાવા માંડશે? ફળ એટલું જ આવે કે રિવાજને વશ થઈને તે જે ભક્ષણ કરે છે તેને તમારા જેવા સુધારકો પાપી, હિંસક, દુષ્ટ માનતા થશો અને તેથી તેમની સેવા કરી નહિ શકો. જેમની સેવા કરવી છે તેમના પ્રતિ માન અને પ્રેમ વધારવો જોઈએ. ખોરાકમાં નકામા સ્વાદ ન કરવા વિ. ઉપદેશ કરવા જેવા છે. પણ ખોરાકની વસ્તુમાં ફેરફાર કરવવાનો પ્રચાર વાજબી નથી. જેઓ ધર્મ વિચારી છોડે તે છોડશે જ. તમારા જેવા છોડશે તે જોઈ કોઈ ભલે છોડે પણ પ્રચાર કરવા જતાં ઉપર કહ્યું તેમ જ થાય. તમને આ મારા વિચાર તરત કબૂલ નહિ થાય પણ તમારા જેવાઓએ તે સમજવા જેવા છે.

યરવડાથી ૭-૮-૪૩ને રોજ વલ્લભભાઈ (બાલેરિયા)ને લખેલ પત્રમાંથી

### ૬ પવિત્રને વેદના કેમ?

તમારી ચીઠીમા પવિત્ર જીવનવાળાને પણ વેદના ભોગવવી પડે છે તે બાબત શંકા ઉઠાવી હતી.

શાંતિથી વિચાર કરવાથી તમને પોતાને જવાબ મળી જશે. સુખ તે સુખ નહિ, દુઃખ તે દુઃખ નહિ—એ સૂત્રમાં તેનો જવાબ સમાયેલો છે. માંદગી વેદના એ શારીરિક દુઃખ છે, પણ ખરું જોતાં ઉપરના સૂત્ર પ્રમાણેનું દુઃખ નથી. યાતના છતાં ટેક છોડી નહિ, રામને છોડ્યો નહિ એ વિચાર દિવ્ય સુખરૂપ છે. કાળી ભોંય પર ધોળું ટપકું ઉઠાવ આપે તેમ આ સુખદ વિચારનુ સાચું સુખ ભોગવી શકીએ એટલા માટે તેની પાછળ યાતનાની પૃષ્ઠભૂમિ ઉપયોગી થઈ પડે છે.

આ તત્ત્વજ્ઞાનનો ખુલાસો થયો. આ શંકાનો વિજ્ઞાનનો ખુલાસો પણ છે. હું વિજ્ઞાન ભણ્યો નથી, પણ મારા મનને વૈજ્ઞાનિક ઢબે કેળવ્યું છે તેથી મને આ ખુલાસો હમેશાં શાંતિ આપે છે.

આપણું જીવન પવિત્ર હોય તેથી આપણું શરીર નીરોગી જ હોય એ કેમ બને? શરીર નીરોગી હોવામાં એક તો માબાપનો વારસો કારણ છે, જે વાત આપણા કાબૂ બહારની છે. તે પછી બાળપણનો ઉછેર પણ મોટું કારણ છે. તે પણ આપણા હાથની વાત નથી. ઉંમર લાયક થયા પછી પણ આપણે અમુક વર્ષ મૂઢ અવસ્થામાં ગાળ્યાં હોય—તે પણ શરીર ઉપર અસર કરી જાય. ક્યારેક જ્ઞાનપૂર્વક જીવન ગાળવાની શરૂઆત કરીએ તે પછી શરીર બગડતું બચે પણ તે પહેલાં બગડી ગયું હોય તે તો તકલીફ આપતું જ રહે. પાછળથી થયેલું જ્ઞાન બહુ તો તે તકલીફમાં પણ મન સ્વસ્થ રાખી શકીએ એટલી મદદ કરી શકે.

તે ઉપરાંત ઉપર જ્ઞાન થવાની વાત લખી, પણ જ્ઞાન કંઈ દુનિયાની બધી વાતનું થતું નથી. સેવા કરવી, સાદું જીવન ગાળવું, સ્વદેશી વ્રત પાળવું, રાનીપરજમાં રહેવું વ. આપણા ગજા જેટલું જ્ઞાન થયું હોય છે. આપણે કંઈ શરીરશાસ્ત્ર થોડા જ જાણી ગયાં? શરીરને માફકનું નહિ એવું ખાનપાન, આહાર, વિહાર—તે સારાં છે એવી ખોટી સમજને લીધે આપણે જ્ઞાન થયા પછી પણ ચલાવ્યા હોય એ બનવા જોગ છે. આપણે આશ્રમવાસી થયાં અને જરા સારી રીતે જીવતાં થયાં તેથી કંઈ આપણે શરીરશાસ્ત્રના અજ્ઞાનને લીધે જે કંઈ ભૂલો કરી હોય તેમાંથી છૂટી શકીએ નહિ જ. આ વૈજ્ઞાનિક દૃષ્ટિ થઈ....

હવે એક મુદ્દો બાકી રહે છે—તે બાપુ કુદરતી ઉપચારમાં રામ નામને ગણાવતા તે. તેનો અર્થ એક જાતની દવા—એવો કરવો એ તદ્દન ભોળપણ અને અવૈજ્ઞાનિકતા જ થશે. રામનામનો અર્થ એટલો જ કે માંદગીની પીડાને સહન કરવા છતાં મનથી આનંદમાં રહીએ, સત્ય અહિંસા સેવા આદિ છોડીએ નહિ.

રામનામનો વૈજ્ઞાનિક અર્થ પણ કંઈક અંશે ખેંચી શકાય. શરીર ઉપર માનસની પણ કંઈક અંશે અસર હોય છે, મન પ્રસન્ન રાખી શકીએ, દુઃખમાં પણ હતાશ ન થઈએ તો આપણા શરીરનાં અવયવો, હૃદય, જ્ઞાનતંતુઓ વધારે સારુ કામ કરે, તેથી માંદગી સામે ઝૂઝવામાં કંઈક અંશે શારીરિક મદદ પણ જરૂર થાય. પણ તેના ઉપર બહુ ગણતરી કરવી ન જોઈએ. અસર હોય તોપણ પ્રમાણમાં અલ્પ. ચૂનીભાઈના પવિત્ર જીવનને લીધે તેમને માંદગી સામે લડવામાં અને દુઃખમાં પણ પ્રસન્ન અને ભક્તિપરાયણ રહેવામાં કેટલી બધી મદદ મળી તેના આપણે સૌ સાક્ષી છીએ. તારું સ્મરણ થયું એટલે પત્ર લખવા રૂપે હાથ ફેરવ્યો છે.

મુંબઈથી ૧૨-૧-૫૯ને દિને અન્નપૂર્ણાને

## ૭ યજ્ઞ રૂપે ખાદીકામ

બીજો વિચાર ખાદીકામનો. મેં મિત્રોને તેમાં પડવા હમણાં હમણાં સલાહ આપી છે. પણ તેનો અર્થ સમજવા જેવો છે. આપણાથી કષ્ટ હવે સહન થતાં નથી, એ વિચાર તેમાં નથી જ પણ લોકોની વચ્ચે આવા સંકટના વખતમાં હિમતવાળા અને બધું સમજનારા સેવકો પડ્યા હોય તો ઇષ્ટ છે, એવો વિચાર તેમાં છે. તે યજ્ઞનો જ ભાગ સમજવાનો છે. ટાઢા વખતનું કામ સમજવાનું નથી. તેમાં પગાર હોય નહિ, સુખ હોય નહિ, અમારા કરતાંય વધારે દુઃખ ને ચિંતા જ તેમાં સમજી લેવાં.

યરવડાથી ચૂનીલાઈને

## ૮ ગીત તો અંતઃપ્રેરણાવાળાં જ ખપે

ચીઠી વાંચી આનંદ થયો. મારાં ગીતોમાંના તમને કેટલાંક ગમ્યાં તેથી આનંદ. બ્રહ્માનંદનાં ભજનો ઠીક પ્રસિદ્ધિ પામ્યાં છે. ભાષા પ્રવાહી વિ. ગુણો જરૂર છે. પણ તેમાં સાચાં પ્રસાદયુક્ત અંતઃપ્રેરણાનાં વીણ્યાં તો જ મળશે. મોટાભાગનાં ચાલુ ભક્તિ વેદાન્તના કન્વેન્શનલ વિચારો જ છે. ગુરુદેવના ગીતો જેવી કાવ્યમયતા—વિચારની હૃદયંગમતા જે ગીતમાં હશે તે છૂપુ નહિ રહે. સુરદાસ, તુલસી, કબીર, રોહીદાસ વિ.માં લીટીએ લીટીએ તેવો પ્રસાદ નીતરતો હોય છે.

ચીમનભાઈને યરવડાથી

## ૯ રાનીપરજમાં વણાટ સ્થિર થશે

તમે અને ચીમનભાઈએ મળીને ઘણાખરા વિદ્યાર્થીઓની વ્યવસ્થા સારી ગોઠવી. એ મોટું કામ પત્યું. વણાટશાળાઓની સંખ્યા વધી છે એ જાણી આનંદ થાય છે. હવે રાનીપરજમાં વણાટ સ્થિર થશે અને ધંધાનું રૂપ પકડશે એવી આશા બંધાય છે. તેવું કરાડી તરફ થવા માંડે તો સંતોષ થાય. દિલખુશભાઈ પાસે સારી સંખ્યા શીખવા લાગે છે એ આનંદની વાત છે. વલસાડ માટે કાર્યકર્તા ઊભો કરવાનું હજુ મનમાંથી છોડી તો ન જ દેશો. કોઈ ને કોઈ મળી રહેશે.

ચૂનીભાઈને યરવડાથી

## ૧૦ વખત વિકટ છે

વખત ઘણો વિકટ છે. આપણી સંસ્થાઓએ આપણી જાતની જેમ સ્વાર્પણ કરેલું છે. આજ સુધી સમર્પણ કરી કરીને પાછા વહેલા વહેલા સજીવન થઈ જતા. આ વખતે તેમ ઝટઝટ થશે એમ માનવા જેવું નથી. ઈશ્વરની કુદરતથી કંઈક અણધાર્યું થાય તે જુદી વાત છે. આપણી સૌની છેલ્લી કસોટીના દિવસ આવ્યા છે. કેટલા પાણીમાં છીએ તે જણાઈ આવશે. થોડા પણ ટકશું તો ભાવિ ઊજળું જરૂર જોઈશું. પણ રાન રાન રઝળવાનું વાક્ય ખરેખરુ અનુભવમાં આવવાનું છે. હિમ્મત રાખશો. વિપત્તિ આવી છે તો તેમાંથી જ રસ્તો મળી આવશે. ...હું મજામાં છું. મને તો કોઈ થોડા દિવસ પણ ખુલ્લી હવા બતાવે એમ લાગતું નથી. કબરસ્તાનમાં મજા કરુ છું. તક મળે ત્યારે હળપતિઓની સ્થિતિ જોજો. મને લાગે છે કે નવા ધારાધોરણ તૂટીને મેદાન થઈ ગયા હશે.

યરવડાથી અન્નપૂર્ણાને ૩૦-૫-૪૩ને દિને

## ૧૧ મનાચે શ્લોકમાંથી

આજે તમારો પત્ર આવ્યો નથી, છતાં હું તો લખી નાખું છું. મનાચે શ્લોકમાથી બેચાર નમૂનાની પ્રથમ ભેટ આપું.

જુઓ કેટલું રામનું નામ સારું,
    અતિ નાનું શું સાદું સસ્તું રૂપાળું,
જપ્યે જન્મના મૂળ નિર્મૂળ કાપે,
    તને માનવી સત્ય કૈવલ્ય આપે.
સદા સર્વદા સજ્જનોના સુસંગે,
    ... પાલટે, લીનતા ભક્તિ યોગે,
ક્રિયા વિણ વાચાળતા તો નકારી,
    તુટે વાદ સંવાદ તે હિતકારી.
ધ્રુર બાળુડું નાનડું ફૂલડું શું,
    કૃપા જાચતાં ભેટિયા વાછરૂ શું,
ચિરંજીવ તારાગણે પ્રેમ આણી,
    ખુટે ના કદા દેવ ભક્તાભિમાની.

આપણી સ્વીકારી શકાએ નહિ. આપણે ત્યાંનો અનુભવ, વર્ધા યોજનાની કલ્પના અને આ બધો અભ્યાસ એ બધું ભેગું કરીશું તો જ આપણે ભવિષ્યના કામ માટે અધિકારી થઈશું.

ચીમનભાઈને સાબરમતીથી

### ૩ એને ટેકો આપજો

જેલમાંથીયે તમને તસ્દી આપું છું તે માટે માફ કરશો. વલસાડનો એક ગરીબ માછીનો છોકરો—લાલજી કરીને અહીં બે મહિના રહી ગયો. અમારા મંડળ સાથે ઠીક મળી ગયો. હવે તે પાછો છૂટીને ગયો છે. તેનો દંડ થયેલો તે બાબત તેનાં માબાપને ગભરાવ્યાં હશે તે પરથી એ લોકોએ ઘર ગીરો મૂકી પૈસા ભર્યા છે. બીજી રીતે પણ આ કઠણ વખતમાં એ લોકો દુઃખી થઈ ગયા છે. તમને એ છોકરો મળશે. તેની પાસેથી એની હકીકત જાણી લેશો અને હિમ્મત આપશો. તેની સ્થિતિનો વિચાર કરી કંઈ ટેકો આપી શકાય કે કેમ તે વિચારશો. ઘર પાછું મેળવવામાં મદદ થઈ શકે? રકમ મોટી નહિ હોય એમ માનું છું છોકરાને કંઈ ધંધે વળગાડી શકાય?

સાબરમતીથી કેશવલાલ (ગોળવાળા)ને

### ૪ સેવક લેખક પણ બને

દર સોમવારે તમારા કામ વિશે, પ્રવાસો વિશે લખતા રહો. મારે ખાતર તો તે સારું છે જ કારણ અહીંના બંધ પાણીમાં તે પ્રિય થઈ પડે છે. પણ તમારે ખાતર તે બહુ જ આવશ્યક છે. લોકસેવકો માટે જીભ અને કલમની શક્તિ સતેજ હોય એ જરૂરનું છે. એ ખરું છે કે બીજું બધું ન હોય અને ફક્ત આ શક્તિ જ હોય તો તે નકામું છે. પણ તે સાથે એ પણ ખરું છે કે બીજી શક્તિઓ હોય અને આ ન ખીલવી હોય તો તમે સારા ભલા માણસ થઈ શકો પણ સેવક તરીકે ઉત્તમ ન થઈ શકો. વળી તમે જાણો છો કે જોકે હું ભારે મોટો કલમી તો નથી પણ તે કળા તરફ પ્રેમ કેળવ્યો છે. એટલે મારા સંબંધીઓમાં તે ખીલે એ જોવા અંતરમાં સ્વાભાવિક રીતે ઇચ્છા રહે છે જ.

સાબરમતીથી જગનલાલને.

### ૫ હરિજન વિદ્યાર્થીને સલાહ

તમારો નિબંધ મળ્યો છે. વાંચી ગયો છું. સુધારાઓ અને સૂચનાઓ સાથે પાછો મોકલીશ. તમને એક વિદ્યાર્થી સમજીને ખૂબ વખત લઈને સુધારા કરું છું. એક શબ્દને લીધે બીજો મૂક્યો હોય અને વાક્યને બદલે બીજું મૂક્યું હોય તેની પાછળ રહેલો હેતુ સમજવાનો પ્રયત્ન કરજો. નિબંધમાં સવર્ણો તરફ ઝેર રેડ્યું નથી તે જાણી ખુશી થાઉં છું અને તમને ધન્યવાદ આપું છું. અનેક સુધારાઓ કરવાનો ઉપદેશ આપ્યો છે અને છેડે જીવનમાં ધર્મ, સંયમ વિ. વિકસાવવા ઉપર ભાર મૂક્યો છે એ પણ બરાબર છે. કારણ કે તે વિના ખરો સુધારો જીવનમાં થઈ શકે જ નહિ. સુધારો કરવાને અંદરથી જ ધગશ પ્રગટ થવી જરૂરની છે તે પણ એ વિના ન થઈ શકે. પણ આ ધર્મ વિ.વાળો ભાગ બરાબર સારી રીતે લખાયો નથી. કોઈ પુસ્તકો વાંચ્યાં હોય તેમાંથી વિચારો લઈ લઈને થીગડાં માર્યાં હોય એવો ભાસ આપે છે, બીજા બધા નિબંધ સાથે એ ભાગ સમરસ થયો નથી. મારી સલાહ છે કે બધું જ ટૂંકાવીને નવેસરથી લખવું.

બીજું ખોરાક બાબત તમે 'શાકાહાર'નો ઉપદેશ કર્યો છે. તમારી ભાવના હું સમજું છું પણ કોઇના ખોરાક પર પ્રહાર કરવો મને રુચતો નથી. માંસના બદલામાં દૂધ ઘી જેવો પૌષ્ટિક ખોરાક આપી શકીએ તેમ નથી. દૂધ ઘી ખાજો એમ કહેવાથી તે ખાવા માંડશે? ફળ એટલું જ આવે કે રિવાજને વશ થઈને તે જે ભક્ષણ કરે છે તેને તમારા જેવા સુધારકો પાપી, હિંસક, દુષ્ટ માનતા થશો અને તેથી તેમની સેવા કરી નહિ શકો. જેમની સેવા કરવી છે તેમના પ્રતિ માન અને પ્રેમ વધારવો જોઈએ. ખોરાકમાં નકામા સ્વાદો ન કરવા વિ. ઉપદેશ કરવા જેવા છે, પણ ખોરાકની વસ્તુમાં ફેરફાર કરવવાનો પ્રચાર વાજબી નથી. જેઓ ધર્મ વિચારી છોડે તે છોડશે જ. તમારા જેવા છોડશે તે જોઈ કોઈ ભલે છોડે પણ પ્રચાર કરવા જતાં ઉપર કહ્યું તેમ જ થાય. તમને આ મારા વિચાર તરત કબૂલ નહિ થાય પણ તમારા જેવાઓએ તે સમજવા જેવા છે.

યરવડાથી ૭-૪-૪૩ને રોજ વલ્લભભાઈ (બાલોટિયા)ને લખેલ પત્રમાંથી

### ૬ પવિત્રને વેદના કેમ?

તમારી ચીઠીમાં પવિત્ર જીવનવાળાને પણ વેદના ભોગવવી પડે છે તે બાબત શંકા ઉઠાવી હતી.

શાંતિથી વિચાર કરવાથી તમને પોતાને જવાબ મળી જશે. સુખ તે સુખ નહિ, દુઃખ તે દુઃખ નહિ—એ સૂત્રમાં તેનો જવાબ સમાયેલો છે. માંદગી વેદના એ શારીરિક દુઃખ છે, પણ ખરું જોતાં ઉપરના સૂત્ર પ્રમાણેનું દુઃખ નથી. યાતના છતાં ટેક છોડી નહિ, રામને છોડ્યો નહિ એ વિચાર દિવ્ય સુખરૂપ છે. કાળી ભોંય પર ધોળું ટપકું ઉઠાવ આપે તેમ આ સુખદ વિચારનું સાચું સુખ ભોગવી શકીએ એટલા માટે તેની પાછળ યાતનાની પૃષ્ઠભૂમિ ઉપયોગી થઈ પડે છે.

આ તત્ત્વજ્ઞાનનો ખુલાસો થયો. આ શંકાનો વિજ્ઞાનનો ખુલાસો પણ છે. હું વિજ્ઞાન ભણ્યો નથી, પણ મારા મનને વૈજ્ઞાનિક ઢબે કેળવ્યું છે તેથી મને આ ખુલાસો હમેશાં શાંતિ આપે છે.

આપણું જીવન પવિત્ર હોય તેથી આપણું શરીર નીરોગી જ હોય એ કેમ બને? શરીર નીરોગી હોવામાં એક તો માબાપનો વારસો કારણ છે, જે વાત આપણા કાબૂ બહારની છે. તે પછી બાળપણનો ઉછેર પણ મોટું કારણ છે. તે પણ આપણા હાથની વાત નથી. ઉંમર લાયક થયા પછી પણ આપણે અમુક વર્ષ મૂઢ અવસ્થામાં ગાળ્યાં હોય—તે પણ શરીર ઉપર અસર કરી જાય. ક્યારેક જ્ઞાનપૂર્વક જીવન ગાળવાની શરૂઆત કરીએ તે પછી શરીર બગડતું બચે પણ તે પહેલાં બગડી ગયું હોય તે તો તકલીફ આપતું જ રહે. પાછળથી થયેલું જ્ઞાન બહુ તો તે તકલીફમાં પણ મન સ્વસ્થ રાખી શકીએ એટલી મદદ કરી શકે.

તે ઉપરાંત ઉપર જ્ઞાન થવાની વાત લખી, પણ જ્ઞાન કંઈ દુનિયાની બધી વાતનું થતું નથી. સેવા કરવી, સાદું જીવન ગાળવું, સ્વદેશી વ્રત પાળવું, રાનીપરજમાં રહેવું વ. આપણા ગજા જેટલું જ્ઞાન થયું હોય છે. આપણે કંઈ શરીરશાસ્ત્ર થોડા જ જાણી ગયાં ! શરીરને માફકનું નહિ એવું ખાનપાન, આહાર, વિહાર—તે સારાં છે એવી ખોટી સમજને લીધે આપણે જ્ઞાન થયા પછી પણ ચલાવ્યા હોય એ બનવા જોગ છે. આપણે આશ્રમવાસી થયાં અને જરા સારી રીતે જીવતાં થયાં તેથી કંઈ આપણે શરીરશાસ્ત્રના અજ્ઞાનને લીધે જે કંઈ ભૂલો કરી હોય તેમાંથી છૂટી શકીએ નહિ જ. આ વૈજ્ઞાનિક દૃષ્ટિ થઈ....

હવે એક મુદ્દો બાકી રહે છે—તે બાપુ કુદરતી ઉપચારમાં રામ નામને ગણાવતા તે. તેનો અર્થ એક જાતની દવા—એવો કરવો એ તદ્દન ભોળપણ અને અવૈજ્ઞાનિકતા જ ગણે. રામનામનો અર્થ એટલો જ કે માંદગીની પીડાને સહન કરવા છતાં મનથી આનંદમાં રહીએ, સત્ય અહિંસા સેવા આદિ છોડીએ નહિ.

રામનામનો વૈજ્ઞાનિક અર્થ પણ કંઈક અંશે ખેંચી શકાય. શરીર ઉપર માનસની પણ કંઈક અંશે અસર હોય છે, મન પ્રસન્ન રાખી શકીએ, દુઃખમાં પણ હતાશ ન થઈએ તો આપણા શરીરનાં અવયવો, હૃદય, જ્ઞાનતંતુઓ વધારે સારું કામ કરે, તેથી માંદગી સામે ઝૂઝવામાં કંઈક અંશે શારીરિક મદદ પણ જરૂર થાય. પણ તેના ઉપર બહુ ગણતરી કરવી ન જોઈએ. અસર હોય તોપણ પ્રમાણમાં અલ્પ. ચૂનીભાઈના પવિત્ર જીવનને લીધે તેમને માંદગી સામે લડવામાં અને દુઃખમાં પણ પ્રસન્ન અને ભક્તિપરાયણ રહેવામાં કેટલી બધી મદદ મળી તેના આપણે સૌ સાક્ષી છીએ. તારું સ્મરણ થયું એટલે પત્ર લખવા રૂપે હાથ ફેરવ્યો છે.

મુંબઈથી ૧૨-૧-૫૯ને દિને અન્નપૂર્ણાને

## ૭ યજ્ઞ રૂપે ખાદીકામ

બીજો વિચાર ખાદીકામનો. મેં મિત્રોને તેમાં પડવા હમણાં હમણાં સલાહ આપી છે. પણ તેનો અર્થ સમજવા જેવો છે. આપણાથી કષ્ટ હવે સહન થતાં નથી, એ વિચાર તેમાં નથી જ પણ લોકોની વચ્ચે આવા સંકટના વખતમાં હિંમતવાળા અને બધું સમજનારા સેવકો પડ્યા હોય તો ઇષ્ટ છે, એવો વિચાર તેમાં છે. તે યજ્ઞનો જ ભાગ સમજવાનો છે, ટાઢા વખતનું કામ સમજવાનું નથી. તેમાં પગાર હોય નહિ, સુખ હોય નહિ, અમારા કરતાંય વધારે દુઃખ ને ચિંતા જ તેમાં સમજી લેવાં.

યરવડાથી ચૂનીભાઈને

## ૮ ગીત તો અંતઃપ્રેરણાવાળાં જ ખપે

ચીઠી વાંચી આનંદ થયો. મારાં ગીતોમાંના તમને કેટલાંક ગમ્યાં તેથી આનંદ. બ્રહ્માનંદનાં ભજનો ઠીક પ્રસિદ્ધિ પામ્યાં છે. ભાષા પ્રવાહી વિ. ગુણો જરૂર છે. પણ તેમાં સાચાં પ્રસાદયુક્ત અંતઃપ્રેરણાનાં ચીલો તો જ મળશે. મોટાભાગનાં ચાલુ ભક્તિ વેદાન્તના કન્વેન્શનલ વિચારો જ છે. ગુરુદેવના ગીતો જેવી કાવ્યમયતા—વિચારની હૃદયંગમતા જે ગીતમાં હશે તે છૂપું નહિ રહે. સુરદાસ, તુલસી, કબીર, રોહીદાસ વિ.માં લીટીએ લીટીએ તેવો પ્રસાદ નીતરતો હોય છે.

ચીમનભાઈને યરવડાથી

## ૯ રાનીપરજમાં વણાટ સ્થિર થશે

તમે અને ચીમનભાઈએ મળીને ઘણાખરા વિદ્યાર્થીઓની વ્યવસ્થા સારી ગોઠવી. એ મોટું કામ પત્યું. વણાટશાળાઓની સંખ્યા વધી છે એ જાણી આનંદ થાય છે. હવે રાનીપરજમાં વણાટ સ્થિર થશે અને ધંધાનું રૂપ પકડશે એવી આશા બંધાય છે. તેનું કરાડી તરફ થવા માંડે તો સંતોષ થાય. દિલખુશભાઈ પાસે સારી સંખ્યા શીખવા લાગે છે એ આનંદની વાત છે. વલસાડ માટે કાર્યકર્તા ઊભો કરવાનું હજુ મનમાંથી છોડી તો ન જ દેશો. કોઈ ને કોઈ મળી રહેશે.

ચૂનીભાઈને યરવડાથી

## ૧૦ વખત વિકટ છે

વખત ઘણો વિકટ છે. આપણી સંસ્થાઓએ આપણી જાતની જેમ સ્વાર્પણ કરેલું છે. આજ સુધી સમર્પણ કરી કરીને પાછા વહેલા વહેલા સજીવન થઈ જતા. આ વખતે તેમ ઝટઝટ થશે એમ માનવા જેવું નથી. ઈશ્વરની કુદરતથી કંઈક અણધાર્યું થાય તે જુદી વાત છે. આપણી સૌની છેલ્લી કસોટીના દિવસ આવ્યા છે. કેટલા પાણીમાં છીએ તે જણાઈ આવશે. થોડા પણ ટકશું તો ભાવિ ઊજળું જરૂર જોઈશું. પણ રાન રાન રઝળવાનું વાક્ય ખરેખરું અનુભવમાં આવવાનું છે. હિંમત રાખશો. વિપત્તિ આવી છે તો તેમાંથી જ રસ્તો મળી આવશે. ...હું મજામાં છું. મને તો કોઈ થોડા દિવસ પણ ખુલ્લી હવા બતાવે એમ લાગતું નથી. કબ્રસ્તાનમાં મજા કરું છું. તક મળે ત્યારે હળપતિઓની સ્થિતિ જોજો. મને લાગે છે કે નવા ધારાધોરણ લઈને મેદાન થઈ ગયા હશે.

યરવડાથી અન્નપૂર્ણાને ૩૦-૫-૪૩ને દિને

## ૧૧ મનાચે શ્લોકમાંથી

આજે તમારો પત્ર આવ્યો નથી, છતાં હું તો લખી નાખું છું. મનાચે શ્લોકમાંથી બેચાર નમૂનાની પ્રથમ ભેટ આપું.

જુઓ કેટલું રામનું નામ સારું,
અતિ નાનું શું સાદું સસ્તું રૂપાળું,
જપે જન્મના મૂળ નિર્મૂળ કાપે,
તને માનવી સત્ય કૈવલ્ય આપે.
સદા સર્વદા સજ્જનોના સુસંગે,
... પાલટે, લીનતા ભક્તિ યોગે,
ક્રિયા વિણ વાચાળતા તો નકારી,
તુટે વાદ સંવાદ તે હિતકારી.
ધુરૂ બાળકું નાનકું ફૂલડું શું,
કૃપા જાચતાં ભેટિયા વાછરૂ શું,
ચિરંજીવ તારાગણે પ્રેમ આણી,
ખુટે ના કદા દેવ ભક્તાભિમાની.

મને લોકને શ્રી હરિને જુએ જે
જગે જાણતો ભક્ત થઈને જીવે જે,
ગુણોનો 'નુરાગી, પથી સાધનાનો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમાનો.

વસે વાસ આરણ્ય તારુણ્ય કાળે,
ચડે ના વિકલ્પો તણા જે કુચાળે,
ડગ્યો ના ડગે નિશ્ચયો મનમાંનો
જગે ધન્ય તે દાસ સર્વોત્તમાનો.

છેલ્લા શ્લોકમાં તારુણ્ય કાળમાં અરણ્ય સેવવું એટલે કે જીવનને ભોગવિલાસ માટે તૈયાર ન કરતાં નાનપણથી જ વૈરાગ્ય માટે તૈયાર કરવું એ વિચાર કેવો બળવાન છે! એક શ્લોકમાં ધ્રુર બાળકું કહ્યું છે તે સમજ્યા? લાડમાં ધ્રુવનું નામ તેમ લખેલું છે.

યરવડાથી અન્નપૂર્ણાને ૨૩-૫-૪૨ને રોજ

## ૧૨ આકાશનાં પંખીઓ

તમે પક્ષીઓનો ઠીક પરિચય કર્યો લાગે છે. અને પક્ષીઓ અને વનસ્પતિઓનો અભ્યાસ કરવાની બહુ તક મળી નથી. પણ સીધા અવલોકન અને અનુભવ દ્વારા વિદ્યાર્થીએ પોતાનું જ્ઞાન વધારવું જોઈએ, માત્ર ચોપડીઓ ઉપર આધાર ન રાખવો જોઈએ એમ ઘણા વખતથી માનું છું. તમે નવી વાચનમાળામાં જોશો તો એ વૃત્તિને ઉત્તેજે એવા અનેક પાઠો તમારા જોવામાં આવશે. તમે જ્ઞાન પરિચય જ કરી શક્યાં છો કે તે તે પક્ષીઓનાં જીવનમાં વધારે ઊંડાં ઊતર્યાં છો? ક્યાં પક્ષી આપણે ત્યાં હમેશાં રહેનારાં છે અને ક્યાં સ્થળાંતર કરનારાં છે? ક્યાં એકલિયાં અને ક્યાં સંઘમાં રહેનારાં છે.... બગલાં ગીધ... પક્ષીઓ પણ કડક શિસ્તથી રહે છે. 'સહાયવૃત્તિ' પુસ્તકમાં થોડાં પશુપક્ષીઓનાં દૃષ્ટાન્તો આપેલાં છે તે વાંચશો. તમે હવાનાં પક્ષીઓનો અભ્યાસ કરો છો તેમ અમે કેટલાક અહીં આકાશનાં ચમકતાં પંખીઓનો—તારાઓનો અભ્યાસ કરીએ છીએ. હું ૨૭ નક્ષત્રોને તો ઘણા વખતથી ઓળખતો હતો. હમણાં હમણાં ધન, મકર, કુંભ, મીન, મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક એ ૧૨ રાશિઓને ઓળખતાં શીખ્યો છું. અત્યાર સુધી આકાશમાં તારાઓ અસ્તવ્યસ્ત વેરાયેલા લાગતા, હવે જ્યારે જોઉં છું ત્યારે તેઓ ઉપર જણાવેલી મોટી મોટી અને સુંદર આકૃતિઓમાં ગોઠવાયેલા જોઉં છું. આજ સુધી આંખ અજાણ્યા શહેરના માર્ગોમાં માણસ મુઝાય તેમ આકાશમાં ફરતાં મુંઝાતી. હવે જાણીતા શહેરમાં પ્રવેશ કરવા જેવું તેને લાગે છે. જોકે હજુ એટલી પાકી ઓળખાણ નથી થઈ કે તેની ઊભરાતી ગલીકુંચીઓમાં સાઈકલ દોડાવવાની હિંમત કરી શકું. આજકાલ રાત્રિનો આરંભ દસ્તરખ્ય શ્રવણ ઉપર બાણ છોડીને કરે છે અને રાત્રિનો અંત વ્યાધ જેવા મૃગ ઉપર બાણ નાખીને કરે છે. એ બંનેને તમે પ્રાર્થના કરજો કે હવે સ્વર્ગમાં પણ તમે આવાં કૃત્યો કરશો નહિ. આટલી પૃથ્વી પર કામે કરી કરીને મનમાં અમારા ગો ટોપ? ... કૃપા કરીને રહેજો અમને.

— જમનાલીલાં મેહમાન મંદિરથી ૨-૧૨-૪૨ને રોજ અન્નપૂર્ણાને

## ૧૩ વેડછીને મા ગણજો

મણિભાઈની બા સ્વર્ગવાસી થયાં તેમને મારે તરત આશ્વાસનનો પત્ર લખવો જોઈતો હતો. પણ આ દિવસોમાં જાણી જોઈ કાબૂ રાખ્યો છે. એમની તે માટે માફી માગું છું. એમણે ખૂણામાં જઈ છૂપું આંસુ પાડયું હોય તો એમને માફ છે. એ તેમનો અધિકાર છે. વેડછીને મા ગણજો. તે ચિરકાળની શાંતિ આપશે. જોકે આજે તે પણ ગઈ છે. પણ એને તો સજીવન કરીશું.

યરવડાથી ૨૪-૨-૪૩ ને રોજ અન્નપૂર્ણાને

## ૧૪ ખાદીહત્યાનું પાપ

શ્રી ચૂનીભાઈ હજુ મહુવામાં જ પડ્યા છે? એ લોકોએ આપણાં ખાદી કામમાં નાહકનું ગાબડું પાડયું છે. હિંદુધર્મમાં બ્રહ્મહત્યા અને ગોહત્યાનાં મોટાં પાપ કહ્યાં છે. ખાદીહત્યા પણ એવું જ મોટું પાપ માનું છું. એમને લખજો કે હું રોજ એમનું સ્મરણ કરું છું. અને એક ખાદીસેવક તરીકેનો ધર્મ એમણે ઉત્તમમાં ઉત્તમ રીતે પાળ્યો છે એમ માનું છું.

યરવડાથી ૨૪-૨-૪૩ ને રોજ અન્નપૂર્ણાને

## ૧૫ દિવસો અંધકારના નથી

આ દિવસોને અંધકારના ન કહો. તે પવિત્ર છે અને અંધકારનો નાશ કરનારા છે. પૂ. બાપુજી અગ્નિ પરીક્ષામાંથી પાર ઊતરે, એ પ્રાર્થનામાં દિવસો ગુજારું છું. તમે પણ ગુજારજો.

યરવડાથી અન્નપૂર્ણાને ૨૪-૨-૪૩

## ૧૬ સ્વર્ગસ્થ બબલભાઈને

પ્રિય ભાઈ બબલભાઈ,

તમે આટલા વહેલા અમને છોડીને ચાલ્યા જશો એવું અમારી કલ્પનામાં પણ આવ્યું નહોતું. તમે તો હજુ ૭૧ વર્ષ જ પૂરાં કર્યાં હતાં. હું તો તમારા કરતાં ૨૧-૨૨ વર્ષ મોટો છું. મારા કરતાં વહેલા ચાલ્યા જવાનો તમને અધિકાર ન જ હતો. ગુજરાતના અનેક આશ્રમો ચાર-છ મહિના થઈ જાય એટલે તમારા આવવાની રાહ જુએ જ.

હવે તમે ચાલ્યા ગયા છો તો પૂજ્ય શ્રી કાકાસાહેબ કાલેલકરને, પૂ. શ્રી બાપુજીને તેમ જ પૂજ્ય શ્રી બાને અમારા પ્રણામ જરૂર પહોંચાડશો, અને અમે ત્યાં આવી પહોંચીએ ત્યાં સુધીમાં અમારા માટે સુયોગ્ય સ્થાન સ્વર્ગલોકમાં તૈયાર કરી મૂકશો.

વાત્સલ્યધામ-મઢી, ૨-૧૦-૧૯૮૧

જુગતરામ દવેના જયહરિ

## ૧૭ ધરાયા કે સ્વાદ રહી ગયો?

તમે એ (જેલની) નવી દુનિયામાં અનુભવ લઈ આવ્યા અને કંઈક જગા મૂકીને પાછા આવી રહ્યા તે માટે મુબારકબાદી. વિદ્યાર્થીઓ અને વર્ગનો વિ.થાંથી બીજી કોણ કોણ આવ્યાં અને હવે ત્યાં કોણ રહ્યાં, તમને સૌને શું કારણ છોડ્યા વગેરે જાણવા જેવું

લખજો. તક લઈને શ્રી ચૂનીભાઈને, પૂનાવાળાઓને, વેડછી, મઢી વિ. સૌને મળજો. અનુભવ મળ્યો તેનાથી ધરાઈ ગયા કે દાઢમાં સ્વાદ રહી ગયો છે? ચિ. લલિતા ભોસલી થઈ ગઈ હશે. સવિતા કાંતે છે ખરી કે?

યરવડાથી શ્રી નારાણભાઈ પટેલને

## ૧૮ જીવન શું સાધનામાં નડતર છે?

...(જીવનને) જો સાધનામાં નડતર રૂપ માનવામાં આવે તો સાધના વિશે મને શંકા રહેશે. જૂના લોકોમાં ઘણા કામને, એટલે કે જીવનને, વિક્ષેપરૂપ ગણતા. તેમાંથી બચવા માટે ભિક્ષા માગતા, સ્વચ્છતા વિશે બેદરકાર રહેતા, શરીર શ્રમને બંધન અને તકલીફ માનતા અને નજીકમાં નજીકના પડોશીની પ્રવાહપ્રાપ્ત સેવા એને પણ ઉપાધિ માનતા. આવું સ્વાભાવિક જીવન ગુજારીને થોડા કલાક ધ્યાન હોય તો તે મદદરૂપ થાય. એ કલાકની કસરતનું ફળ રોજરોજ માપી શકાય—તે એ રીતે કે તે કલાકમાં મન જેટલું હાથમાં રહે છે તેટલું જીવનમાં સામાન્ય વ્યવહાર કરતાં કરતા પણ હાથમાં રહે છે કે નહિ. પોતાના વ્યવહારને વિશાળ કે ટૂંકો કરવો તે સૌએ પોતાની ઇચ્છા અને આવશ્યકતા પ્રમાણે કરવાનો છે. પણ એલીમેન્ટરી મનુષ્ય જીવનનો ત્યાગ કરવાથી આપણો વિકાસ થવાની સંભાવના મને તો લાગતી નથી. જેમ કે આખો દિવસ આંખ મીંચીને બેસી રહેવું, આખો દિવસ યોગગ્રંથોનું વાચન કરવું, આખો દિવસ મંત્રનું રટણ કરવું વિ. આ રીતે તો મન ઊલટું બેકાબૂ બને એમ હું માનું છું. એ રીત કંઈ માણસનું (સ્વાભાવિક) જીવન નથી. લાંબો વખત તેવું...જેમ શરીર બગડે તેમાં મન...નિર્બળ અસ્થિર વિકૃત બની...

ખરી રીતે પ્રયોગ આ...જોઈએ મન વશ કરવા માટે...ખરો ઉપાય છે કે સ્વાભાવિક મનુષ્ય જીવન? સ્વાભાવિક મનુષ્ય જીવનમાં ઉચ્ચ...ની સેવા ઉમેરવાથી રસ પેદા થાય છે અને તે રસ મનને પ્રસન્ન રાખી તેને વધારે આજ્ઞાંકિત બનાવે એવો સંભવ છે.

શ્રી સુરેન્દ્રજીને યરવડાથી, તારીખ નથી

## ૧૯ જાગતા નર સેવીએ

નવું ગીત અને થોડા બીજાં મકનજી માસ્તરને મોકલશો. તમે મંત્ર દર્શન વિશેની કંડિકા મોકલી છે. તેના ઉપર લખતાં લાંબું પ્રવચન થઈ પડશે. એના કરતાં શ્રી ચૂનીભાઈ પાસે જ તે કેમ ન સમજો? 'ગોરખ, જાગતા નર સેવીએ રે જી' જીવતો જાગતો માણસ સમજાવે તેવું કંઈ લખાણ સમજાવી શકે? એ તો માણસની છાયા કહેવાય. તમે ગણિતનો એક દાખલો કરો છો ત્યારે આખો ગણો તે પહેલાં તમારા મનમાં ગણવાની યોજના અને જવાબની કલ્પના આવે છે ને? એ એક ચમકારની જેમ બુદ્ધિમાં સ્ફૂરે છે, અને તે વખતે ખૂબ આનંદ થાય છે, હવે દાખલો ગણી કાઢીશ એવો વિશ્વાસ આવી જાય છે. એમ જીવનના કઠણ પ્રશ્નો આવે છે. આજીવન બ્રહ્મચર્ય ધારણ કરું? ધન પાછળ પડું કે સેવાને વરું? તાબે થાઉં કે લડું? વિ. વિ. ગણિતના દાખલાની જેમ ક્યારેક એવા પ્રશ્નનો જવાબ ચમકારાની જેમ બુદ્ધિમાં પ્રગટે છે. અને તે વખતે આનંદ અને સમાધાન થાય છે. પણ જ્ઞાનનો ચમકારો કોને થાય? જેણે જીવનને નિર્મળ કર્યું હોય તેને જ.

યરવડાથી અન્નપૂર્ણાને, તારીખ નથી વંચાતી

## ૨૦ પિતૃસ્મરણમાં રેંટિયો

તમારું ઉઘાડું પોસ્ટકાર્ડ મળ્યું, બહુ દિવસે લખ્યું. મેં તમને લખતરે પત્ર લખ્યો હતો તેમાં તમને ઘણા પ્રશ્નો પૂછ્યા હતા. તમે ખુશીખબર ઉપરાંત એના જવાબ કેમ ન લખ્યા? હવે તો તમે તે ભૂલી પણ ગયા હશો. તમારા સાસરાના મૃત્યુની ખબર જાણી દિલગીર થયો છું. તમારાં પત્નીને મારા વતી ધીરજ આપશો અને આશીર્વાદ કહેશો. દુઃખને વખતે માણસ ધારે તો મોટાં કામોના નિશ્ચય કરી શકે. એમને સૂચના કરું છું કે પિતાની યાદમાં ઘરમાં રેંટિયો દાખલ કરે. તમે બધાં રેંટિયો કાંતતા થાઓ તો મને પોતાને પણ કેટલો આનંદ થાય એ તમે સમજી શકો છો. ચિ. પ્રતાપરાયના ખુશી ખબર લખતા રહેજો. તેને લખો ત્યારે મારા આશીર્વાદ લખશો અને કસરતની ટેવ રાખી શરીર મજબૂત કરે એમ મારી વતી કહેશો.

બહીન છગનલાલ દવેને યરવડાથી ૮-૭-૪૩ને રોજ

## ૨૧ ખાદીના કારકુન ન બનશો

તમે શ્રી બળભદ્રના ખાદી કામ વિશે ઠીક ચર્ચા કરી છે. તે જે રીતે કામ કરવા ધારે છે તેમાં અત્યારના સંજોગોમાં વાંધો કાઢવા જેવું મને લાગતું નથી. જ્યાં સુધી ખાદી સ્થાનિક ઉપયોગ માટે જ થવાની હોય, એને વેચવા માટે બજારમાં કાઢવાની ન હોય ત્યાં સુધી પ્રમાણિત-અપ્રમાણિતનો ઝઘડો ઊભો થતો નથી. બાજીપુરામાં અત્યારે તો તેને તેવું સ્થાનિક કામ જ કરવાપણું રહે છે. તેના કામને સફળતા મળે અને હળપતિઓ મોટા પ્રમાણમાં કાંતે તો ખાદી વેચવી પડશે. તે જો ગામમાં જ પતી જાય તોપણ મુશ્કેલી નહિ પડે. વેચવા માટે લાંબે જવાની જરૂર પડે એટલો જથ્થો ઉત્પન્ન થશે તો તે વખતે તેને કુદરતી રીતે જ ચરખા સંઘનો આશ્રય લેવો પડશે. કંતામણ વણાટ વિ ના દર તે સંઘના નિયમ પ્રમાણે આપે ત્યાં સુધી શો વાંધો છે? પૂના એટલું દૂર છે અને ત્યાંનું તંત્ર કાચું છે એટલે આવા નવા કામને તેની મદદ બહુ થવાની મુશ્કેલી પડે. પૂનાને અને તેમને હરીફાઈ જેવું થવા સંભવ છે. પણ અત્યારે તો બંને માટે પૂરતું ક્ષેત્ર છે. આપણે તો વેડછીથી નાકા એટલે એ તરફના ક્ષેત્રમાં હદ રાખવા જઈએ તે અયોગ્ય જ છે. વળી જેટલા ઉત્સાહથી અને સ્થાનિક લોકોના સાથથી બળભદ્ર કામ વધારશે તેવું આપણે પૂરબહારમાં હતા તો પણ આપણે ક્યાં કરી શકતા હતા? એ તો એક નવું જ કાર્યક્ષેત્ર છે. એમ જ કહી શકાય. છતાં જૂના નવા વચ્ચે કંઈ અથડામણ થશે તો આગળ ઉપર જોઈ લેવાશે. મને લાગે છે કે અપ્રમાણિત બાબત તમારે ચિન્તા કરવા જેવું નથી. એ ફરી મળે તો કહેજો કે તેણે હળપતિમાં અને વિદ્યાર્થીઓમાં ખાદીકામ વધારવાની યોજના રાખી છે. તેથી હું ઘણો ખુશી થયો છું. મારી તરફથી કહેજો કે માત્ર ખાદીના કારકુન ન બની જશો, પણ સેવક બનજો. અત્યારના કઠણ વખતમાં અલિપ્ત રહેવા ખાતર કારકુન જ બની રહેવાનું મન

થઈ જાય એ કુદરતી લાગવાથી આ સૂચના આપી છે. કોઈ કોઈ વાર લખતા રહે એમ પણ કહેજો.

યરવડાથી ૮-૭-૪૩ને દિન અન્નપૂર્ણાને

## ૨૨ ભારત માતાને ભૂલશો મા

તમારા પિતાજીની મુશ્કેલી અને ઘરની સ્થિતિ જોતાં તમારે શું કરવું તે તમે જ વિચારી શકો. મોટી માતા (ભારત) અને મોટું ઘર પણ ઓછું દુઃખી નથી. એટલે તમારો પોતાનો ઉત્સાહ હોય તે પ્રમાણે કરશો...વેડછીમાં ગેનાબહેન આમંત્રણ આપે છે. પણ તે તો પગારબંધ કામ નથી. એમાં તો ભૂખ્યાં પણ મરવું પડે અને બીજાં પણ આકરાં દુઃખો ભોગવવા પડે. ખાદીના કારકુનને કોઈક ખાતું રોકે એટલે પગાર આપે, પણ ખાદીનો સૈનિક પોતાની હિમ્મતથી બેસે છે, તેને કોણ આપે? એ બહાદુર અને જ્ઞાની સેવકનું જ કામ છે. એવા થવાની તમને હિમ્મત ને સૂઝ પડે તો અમારા કરતાં તમે કંઈક ઊંચું કામ કરો છો એમ હું માનું. હું તો મારા મનના ભાવો જુદી જુદી રીતે ઉથલાવીને સમજાવું છું. તમે તમારું ગજું જોઈને હિમ્મત ચાલે તેટલું કરશો. ઘેર રહી કામ કરશો અથવા અભ્યંકર પાસે જશો તોપણ હું નારાજ છું એમ ન માનશો. શું ઠરાવો છો તે લખજો.

યરવડાથી ૮-૭-૪૩ને રોજ ગભુભાઈ ક. પટેલને

## ૨૩ હળપતિઓનું શું થશે?

હળપતિઓની દશા મોંઘવારીમાં બહુ દયાજનક છે એવા પત્રો આવે છે. આવા કઠણ કાળમાં સુધારો ક્યાંથી ટકે? જે ધોરણે મળે તે ધોરણે રોટલા ભેગા થઈ ગયા લાગે છે. જૂની પ્રથા આત્માને ચીમળાવનારી તો ખરી, પણ આવે વખતે દેહને તો પોષશે, એ કબૂલ કરવું જોઈએ.

(મોંઘવારીને લીધે હળપતિઓ જૂના રિવાજ મુજબ પેટ પૂરવા લાગ્યા તે નિમિત્તે) યરવડાથી ૧૨-૫-૪૩ને દિન અન્નપૂર્ણાને

## ૨૪ ટૂંકી બુદ્ધિ ને લાંબી રીસ

...ભાઈ રીસાઈને છૂટા થયા એમ લાગે છે. શું એ ખરું છે? સાબરમતીથી...નો પત્ર હતો તે પરથી ખબર પડી. મેં ભાઈ જગન પાસેથી ખબર મંગાવી છે. તમને એ કોઈ મળે મને વિગત જણાવવા કહેશો. જરૂર જેવું લાગે તો...ને બોલાવી તેના મનમાં શું છે તે પૂછશો. તે બિચારામાં ભાવના બહુ છે, પણ શિક્ષણ ઓછું છે, અને વધારામાં રીસ બહુ છે. ટૂંકી બુદ્ધિ અને લાંબી રીસનું મિશ્રણ હમેશાં મનને ખારું જ રાખે છે. તમારી ધીરજથી જ તમે એમને આટલાં વર્ષ નભાવ્યા છે અને તેમના ગજા પ્રમાણે આગળ વધાર્યા છે, એ વિશે મને શંકા નથી.

યરવડાથી ચૂનીભાઈને લખેલ પત્રમાંથી

## ૨૫ ખાદી સેવક ને ખાદી સૈનિક

તમારો વેડછી રહેવાનો વિચાર મને કુદરતી રીતે પ્રિય છે...ખાદીનો સેવક અને ખાદીનો સૈનિક એવા બે ભેદ મેં મારા મનમાં પાડ્યા છે. એ સ્થળ ખાદી સૈનિક માટે છે. સેવક માટે નહિ. તમારી સ્થિતિ સેવકની છે—હોવી જોઈએ, એમ લાગે તો છે. તમારી ઊર્મિ અમારા કોઈના પણ કરતાં સૈનિકની વધારે છે એ હું બહુ વખતથી જાણું છું. પણ મને લાગે છે કે તમારો ધર્મ લોકસેવકનો જ રહેશે—પડતી આખડતી ખાદીને ટેકો આપવા.

યરવડાથી ચૂનીભાઈ મહેતાને ૨-૮-૪૩

## ૨૬ ગીતા સેવાથી દૂર કરે જ નહિ

તમે જેલના દિવસો ગીતાના ચિંતનમાં ગાળ્યા અને તેમાંથી આનંદ અને સમાધાન મેળવ્યું એ જાણીને મારી ખુશાલીનો પાર નથી. ગીતા કદી સેવાકાર્યથી દૂર કરે જ નહિ, ઊલટો યજ્ઞધર્મમાં તે રસ જ ચડાવે. આપણા જેવા નમ્ર ગરીબ અભ્યાસીઓને તે પ્રેમળ માતાની જેમ પોતાનો મધુર અર્થ અર્પણ કરે છે. માત્ર અભિમાની અભ્યાસીઓને તે અથડાવે છે, કારણ કે, એ લોકો ભાષ્યકારો અને પંડિતોની મારફત તેને જુએ છે, અને સરળ વાતનેય નાહકની અઘરાં પાંડિત્યનાં જાળાંમાં ગૂંચવે છે. ગીતાની એક મોટી ખૂબી એ છે કે બીજાં શાસ્ત્રોની જેમ તે આપણે માટે સ્વધર્મનું લોખંડી ચોકઠું ઘડી આપતી નથી. આપણાં દેશકાળ શક્તિ વિ. જોઈ તપાસી આપણો સ્વધર્મ શોધી લેવાની તે આપણને સ્વતંત્રતા બક્ષે છે. એથી માણસની મૂંઝવણ વધે છે ખરી, પણ એ જ એની ખૂબી છે......પણ તેની આ ખૂબીથી તે નિત્યનૂતન નિત્ય તાજી લીલી રહી છે. જૂની ઢબના ભક્તોને તે જેટલી રસદાર હતી તેટલી જ આજે આપણા સ્વરાજ્યધર્મીઓને માટે પણ તે રસદાયી છે. રોજના કાર્યક્રમમાં તેના ચિંતન માટે—સ્વાધ્યાય માટે રાખવાનો તમારો વિચાર સારો છે. આ વખતની જેલમાં મેં બાપુનો નિયમ સ્વીકાર્યો છે—એટલે કે અઠવાડિયામાં ગીતાનું પારાયણ પૂરું કરવું.

ઈન્ડસ્ટ્રીઅલ સ્કૂલ યરવડાથી ચૂનીભાઈ મહેતાને ૭-૮-૪૪

## ૨૭ જેલમાંયે હું વેડછીમાં જ છું

અહીં આવ્યાને ૭ દિવસ તો થઈ ગયા. મારા ત્રણ મહિના ઝપાટાભેર કપાવા માંડ્યા છે. આટલી ટૂંકી મુદતમાં મારાં અધૂરાં કામો પાછાં ચાલુ કરવાનું મન જ થતું નથી. યરવડામાં એક તો અનિશ્ચિત મુદત હતી. વળી સાથ પણ બહુ નિકટનો નહિ. તેથી મોટેભાગે અંતર્મુખ રહ્યો. અહીં તો સૌ સ્વજનોની વચમાં આવ્યો એટલે મોટેભાગે બહિર્મુખ જ રહેવું જોઈએ. આસપાસ આપણા વિદ્યાર્થીઓ જેવા તરુણ છોકરાઓ જોઈ ભીતરમાં રહેલો શિક્ષક જાગ્રત થયો અને ગીતાનો વર્ગ ગઈકાલથી—દશેરાના શુભ મુહૂર્તથી શરૂ કરી દીધો.

અહીં અમે જ્યાં રહીએ છીએ ત્યાં એક બાજુ બબલભાઈ અને શિવાભાઈનો પડાવ છે, બીજી બાજુ આપણા બાબાઓનો, આણે કાંઠે મથુરા નગરી, સામે કાંઠે ગોકુળ ગ્રામ—એક તરફ બોચાસણ આશ્રમ, બીજી તરફ વહાલૂડી વેડછી એવું છે. અલબત્ત હું વેડછી આશ્રમમાં આવીને રહ્યો છું.

સાબરમતી જેલથી અન્નપૂર્ણા મહેતાને લખેલ પત્રમાંથી

## ૨૮ દોસ્ત તારું સંગીત!

પરમ સ્નેહી ભાઈ દોસ્ત મહંમદ,

તમારો ૩૧-૮નો પત્ર મળતાં ઘણો આનંદ થયો. તમારું આરોગ્ય અને જીવન ઘણું આનંદમય રહે એમ ઇચ્છું છુ.

ગઈકાલે મારા જન્મદિન—સેવાદિન અંગે અમારાં બધાં આશ્રમો ગાંધી વિદ્યાપીઠમાં ભેગાં મળ્યાં હતાં. એક મોટામાં મોટી ઊણપ હતી, તે તમારા પ્રેમપૂર્ણ સંગીતની. તમે ચાર પાંચ મહિને એકાદ વાર તો આવવાનો નિયમ જરૂર રાખજો.

સ્વરાજ આશ્રમ
વેડછી
૨-૯-૯૧

સ્નેહાધીન
જુગતરામ દવેનાં
સપ્રેમ જયજગત

## ૨૯ નિશ્ચય અન્તઃસ્ફૂર્તિથી જ

સેવામાં જ જીવન સમર્પણ કરવું છે. એવો નિશ્ચય કરી શકે તો પણ એમની ચિંતા મટશે. ગમે ન ગમે તે જુદી વાત, પણ ચિંતા તો થાય. ચિંતા અનિશ્ચયની સ્થિતિમાં હોય છે. કોઈ પણ દિશામાં નિશ્ચય થાય એટલે મન દૃઢ બેસે છે. તમારે માટે પણ હવે અનિશ્ચયમાં લાંબો વખત રહેવું શું સારું? હું સલાહ આપવામાં બહુ મક્કમ વલણ રાખતો નથી તેનું એક કારણ એ છે કે આવી બાબતમાં અંતઃસ્ફૂર્તિથી જ નિશ્ચય થવો જોઈએ. બીજું અને મોટું કારણ એ છે કે આપણો મહાન દેશ આજે નીતિમાં, વીરતામાં, ત્યાગમાં છેક તળિયે બેસી ગયો છે. કોઈ વીર દેશની—દા.ત. રશિયાની છોકરી હોય, અને તમારા જેવા સંજોગોમાં ઊછરી હોય, તમારા જેવું શિક્ષણ મળ્યું હોય, તમારા જેવી સત્સંગતિ પામી હો અને તમારા જેવી તબિયત હોય તો તેણે ક્યારનો પોતાનો રસ્તો આંકી લીધો હોય. મનને નિશ્ચયના ખડક ઉપર બેસાડી દીધા પછી નકામી મથામણ મટી જાય છે એનો અનુભવ મને ઉપવાસમાં થયો. અન્નનો વિચાર જ આવ્યો નથી, ભૂખનું કશું જ કંઈ લાગ્યું નથી.

ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ બિલ્ડિંગ યરવડાથી ૯-૫-૪૩ને રોજ અન્નપૂર્ણાને

## ૩૦ ચોપડિયા કવિ શા કામના?

ચિ. ભાઈ કાન્તજીનું (કવિતાનું) ઝરણું સુકાઈ ગયું નથી એ જાણી આનંદ થયો. ગીતો પણ જપ્તીમાં ખોવાયાં એ માઠું થયું. પણ એનો અફસોસ નવા કવિને શો? કોઈ ઘરડી ડોસી, ૫૦ વર્ષે મા થઈ હોય, તે છોકરું ખોઈ બેસતાં છાતી કૂટે તે સમજી શકાય, પણ ૨૦ વરસની મા તેવું કરવા બેસે તો કેવી ભૂંડી દેખાય! પોતાનાં ગીતો મોઢે રાખવાની ટેવ જ પાડી દેજો. એ બાબતમાં મારી ટેવ અનુકરણ કરવા જેવી નથી પેલા સોમાભાઈ (ભાવસાર?) આવેલા તે કેવા એક પછી એક પોતાનાં ગીતો મોઢે જ ફેંકયે જતા હતા! મને એવા ગાતા કવિઓ બહુ ગમે છે. ચોપડિયા કવિઓ શા કામના?

યરવડાથી લખેલ પત્ર અન્નપૂર્ણાને—તારીખ નથી

## ૩૧ લગ્ન કર્યું સારું?

તમારી ઉમ્મર, લાયકાત વિ. જોતાં તમે સગપણ બાંધો તેમાં વાંધો લેવા જેવું મને લાગતું નથી. મારા વિચારો તો તમે જાણો જ છો. કોઈ દેશસેવાને વરે તો મને સૌથી વધારે પ્રિય લાગે. લગ્ન કરે જ તો નાતજાત વિ. ભેદોને ફેંકીને પરાક્રમી લગ્ન કરે એ બીજા નંબરનું, છતાં મને એવું જોઈ આનંદ થાય. પણ આ બન્ને પ્રકારનાં પરાક્રમો કોઈના આપ્યાં આવતાં નથી, અને બધામાં હોવાં જોઈએ એવી જરૂર પણ નથી. ઉમ્મરલાયક, સંસ્કારી તંદુરસ્ત કન્યા હોય તો ગોઠવો તેમાં હું રાજી છું. લગ્ન હજુ બે વરસ પાછું ઠેલાય તો ઇચ્છવા જેવું છે. તમારા સદ્ભાગ્ય હોય તો તે વખતે ચીમનભાઈ જેવા સુપાત્ર અને પૂજ્ય બ્રાહ્મણને હાથે વિધિ કરાવી શકાશે.

યરવડાથી જગનલાલ પટેલને—તારીખ નથી મળતી

## ૩૧ જપ્ત આશ્રમ વિશે

(જપ્ત થયેલા આશ્રમ વિશે) અમથા અમથા કોઈ જોવા કે મળવા ન જશો. કામ માટે જ જવું. અને તે વખતે જોખમ માથે લઈને જ જવું. પણ જોખમ છે માટે કામ ટાળવું નહિ. આપણું બધું ગયું અને વાડી સુકાઈ, એ તો ખરું છે. પણ એ તો હવે મડદું છે. ચી. ભાઈના ઘરમાં માંસ મદિરા આવે એમાં શું નવાઈ? મડદામાં તો કીડા પડે જ ને? હું એ વાતનું દુઃખ થવા દેતો જ નથી. આપણા દિવસ આવશે ત્યારે એથીયે સુંદર પાછું બનાવીશું. આજે બે ચાર જગ્યાએ જ આવાં સ્થાનો છે. સૂરજ ઊગશે ત્યારે ગામેગામ સ્થાનો ઊગી નીકળશે. આ કંઈ ટાઢા પહોરનાં સ્વપ્નાં છે શું? નહિ, આ તો સંકલ્પો છે, જેની પાછળ આપણી જીવન અર્પી દેવાની પ્રતિજ્ઞાનું બળ છે.

યરવડાથી અન્નપૂર્ણાને—તારીખ નથી મળી

## ૩૩ ઈશ્વરની કૃપા ને આપણી મૂર્ખાઈ

ભૂમિપુત્રનો ૨૬-૧૧નો અંક આવ્યો તેમાં નારાયણભાઈની જીપ ઉપર હાથીએ કરેલા હુમલાવાળો લેખ વાંચ્યો. લેખ પોતે જ લખ્યો છે એટલે જ્યાં હશો ત્યાં સ્વસ્થ હશો એમ સમજાય છે. કદાચ ઘેર આવી ગયા હોય. તાજા સમાચાર આપજો અથવા જ્યાં હોય ત્યાં આ કાગળ મોકલશો.

જીપના સવારો બચ્યા એ ઈશ્વરકૃપા જ સમજવી જોઈએ. એમણે પોતે અને હાથીએ તો પોતાની પૂરી શક્તિ અને મૂર્ખાઈ વાપરી હતી! જીપને આગ લાગી નહિ, જે ભાગમાં એ લોકો બેઠા હતા તે ભાગ ઉપર હાથીએ પગ માર્યો નહિ, પેટ્રોલથી મૂર્છા આવી ગઈ નહિ, હાથીને છેવટે નાસી જવાનું સૂઝ્યું—આ બધી ઈશ્વરની કૃપા જ કહેવાય. સુબ્રહ્મણ્યમ્ ક્યાંક ગયા ત્યાંથી આવી આવી એ લોકોને બહાર કાઢ્યા એ પણ ઈશ્વર કૃપા જ.

મૂર્ખાઈના મુદ્દાઓ પણ ઓછા નથી. એક તો એવા જંગલમાં સંધ્યાકાળને વખતે નીકળ્યા. બીજું, હાથી કોઈ કૂતરુ જતું હોય એમ એની પાછળ પાછળ જીપ હાંકતા રહ્યા. રસ્તો સાંકડો હશે, તેથી ગાડી ફેરવાની સગવડ નહિ હોય

થઈ જાય એ કુદરતી લાગવાથી આ સૂચના આપી છે. કોઈ કોઈ વાર લખતા રહે એમ પણ કહેજો.

યરવડાથી ૮-૭-૪૩ને દિન અન્નપૂર્ણાને

## ૨૨ ભારત માતાને ભૂલશો મા

તમારા પિતાજીની મુશ્કેલી અને ઘરની સ્થિતિ જોતાં તમારે શું કરવું તે તમે જ વિચારી શકો. મોટી માતા (ભારત) અને મોટું ઘર પણ ઓછું દુઃખી નથી. એટલે તમારો પોતાનો ઉત્સાહ હોય તે પ્રમાણે કરશો...વેડછીમાં ગેનાબહેન આમંત્રણ આપે છે. પણ તે તો પગારબંધ કામ નથી. એમાં તો ભૂખ્યાં પણ મરવું પડે અને બીજાં પણ આકરાં દુઃખો ભોગવવા પડે. ખાદીના કારકુનને કોઈક ખાતું રોકે એટલે પગાર આપે, પણ ખાદીનો સૈનિક પોતાની હિમ્મતથી બેસે છે, તેને કોણ આપે? એ બહાદુર અને જ્ઞાની સેવકનું જ કામ છે. એવા થવાની તમને હિમ્મત ને સૂઝ પડે તો અમારા કરતાં તમે કંઈક ઊંચું કામ કરો છો એમ હું માનું. હું તો મારા મનના ભાવો જુદી જુદી રીતે ઉથલાવીને સમજાવું છું. તમે તમારું ગજું જોઈને હિમ્મત ચાલે તેટલું કરશો. ઘેર રહી કામ કરશો અથવા અભ્યંકર પાસે જશો તોપણ હું નારાજ છું એમ ન માનશો. શું ઠરાવો છો તે લખજો.

યરવડાથી ૮-૭-૪૩ને રોજ પ્રભુભાઈ ક. પટેલને

## ૨૩ હળપતિઓનું શું થશે?

હળપતિઓની દશા મોંઘવારીમાં બહુ દયાજનક છે એવા પત્રો આવે છે. આવા કઠણ કાળમાં સુધારો ક્યાંથી ટકે? જે ધોરણે મળે તે ધોરણે રોટલા ભેગા થઈ ગયા લાગે છે. જૂની પ્રથા આત્માને ચીમળાવનારી તો ખરી, પણ આવે વખતે દેહને તો પોષશે, એ કબૂલ કરવું જોઈએ.

(મોંઘવારીને લીધે હળપતિઓ જૂના રિવાજ મુજબ પેટ પૂરવા લાગ્યા તે નિમિત્તે) યરવડાથી ૧૨-૫-૪૩ને દિન અન્નપૂર્ણાને

## ૨૪ ટૂંકી બુદ્ધિ ને લાંબી રીસ

...ભાઈ રીસાઈને છૂટા થયા એમ લાગે છે. શું એ ખરું છે? સાબરમતીથી...નો પત્ર હતો તે પરથી ખબર પડી. મેં ભાઈ જગન પાસેથી ખબર મંગાવી છે. તમને એ કોઈ મળે મને વિગત જણાવવા કહેજો. જરૂર જેવું લાગે તો...ને બોલાવી તેના મનમાં શું છે તે પૂછજો. તે બિચારામાં ભાવના બહુ છે, પણ શિક્ષણ ઓછું છે, અને વધારામાં રીસ બહુ છે. ટૂંકી બુદ્ધિ અને લાંબી રીસનું મિશ્રણ હમેશાં મનને ખારું જ રાખે છે. તમારી ધીરજથી જ તમે એમને આટલાં વર્ષ નભાવ્યા છે અને તેમના ગજા પ્રમાણે [illegible] છે, એ વિષે મને શંકા નથી.

યરવડાથી [illegible]

## ૨૫ ખાદી સેવક ને ખાદી સૈનિક

[illegible] કહેવાનો વિચાર મને કુદરતી રીતે પ્રિય છે...ખાદીનો સેવક અને ખાદીનો સૈનિક [illegible] મેં [illegible] પાડ્યા

છે. એ સ્થળ ખાદી સૈનિક માટે છે. સેવક માટે નહિ. તમારી સ્થિતિ સેવકની છે—હોવી જોઈએ, એમ લાગે તો છે. તમારી ઊર્મિ અમારા કોઈના પણ કરતાં સૈનિકની વધારે છે એ હું બહુ વખતથી જાણું છું. પણ મને લાગે છે કે તમારો ધર્મ લોકસેવકનો જ રહેશે—પડતી આખડતી ખાદીને ટેકો આપવા.

યરવડાથી ચૂનીભાઈ મહેતાને ૨-૮-૪૩

## ૨૬ ગીતા સેવાથી દૂર કરે જ નહિ

તમે જેલના દિવસો ગીતાના ચિંતનમાં ગાળ્યા અને તેમાંથી આનંદ અને સમાધાન મેળવ્યું એ જાણીને મારી ખુશાલીનો પાર નથી. ગીતા કદી સેવાકાર્યથી દૂર કરે જ નહિ, ઊલટો યજ્ઞધર્મમાં તે રસ જ ચડાવે. આપણા જેવા નમ્ર ગરીબ અભ્યાસીઓને તે પ્રેમાળ માતાની જેમ પોતાનો મધુર અર્થ અર્પણ કરે છે. માત્ર અભિમાની અભ્યાસીઓને તે અથડાવે છે, કારણ કે, એ લોકો ભાષ્યકારો અને પંડિતોની મારફત તેને જુએ છે, અને સરળ વાતનેય નાહકની અઘરાં પાંડિત્યનાં જાળાંમાં ગૂંચવે છે. ગીતાની એક મોટી ખૂબી એ છે કે બીજાં શાસ્ત્રોની જેમ તે આપણે માટે સ્વધર્મનું લોખંડી ચોકઠું ઘડી આપતી નથી. આપણાં દેશકાળ શક્તિ વિ. જોઈ તપાસી આપણો સ્વધર્મ શોધી લેવાની તે આપણને સ્વતંત્રતા બક્ષે છે. એથી માણસની મૂંઝવણ વધે છે ખરી, પણ એ જ એની ખૂબી છે......પણ તેની આ ખૂબીથી તે નિત્યનૂતન નિત્ય તાજી લીલી રહી છે. જૂની ઢબના ભક્તોને તે જેટલી રસદાર હતી તેટલી જ આજે આપણા સ્વરાજ્યધર્મીઓને માટે પણ તે રસદાયી છે. રોજના કાર્યક્રમમાં તેના ચિંતન માટે—સ્વાધ્યાય માટે રાખવાનો તમારો વિચાર સારો છે. આ વખતની જેલમાં મેં બાપુનો નિયમ સ્વીકાર્યો છે—એટલે કે અઠવાડિયામાં ગીતાનું પારાયણ પૂરું કરવું.

ઈન્ડસ્ટ્રીઅલ સ્કૂલ યરવડાથી ચૂનીભાઈ મહેતાને ૭-૮-૪૪

## ૨૭ જેલમાંયે હું વેડછીમાં જ છું

અહીં આવ્યાને ૭ દિવસ તો થઈ ગયા. મારા ત્રણ મહિના ઝપાટાભેર કપાવા માંડ્યા છે. આટલી ટૂંકી મુદતમાં મારાં અધૂરાં કામો પાછાં ચાલુ કરવાનું મન જ થતું નથી. યરવડામાં એક તો અનિશ્ચિત મુદત હતી. વળી સાથ પણ બહુ નિકટનો નહિ. તેથી મોટેભાગે અંતર્મુખ રહ્યો. અહીં તો સૌ સ્વજનોની વચમાં આવ્યો એટલે મોટેભાગે બહિર્મુખ જ રહેવું જોઈએ. આશપાસ આપણા વિદ્યાર્થીઓ જેવા તરુણ છોકરાઓ જોઈ ભીતરમાં રહેલો શિક્ષક જાગ્રત થયો અને ગીતાનો વર્ગ ગઈકાલથી—દશેરાના શુભ મુહૂર્તથી શરૂ કરી દીધો.

અહીં અમે જ્યાં રહીએ છીએ ત્યાં એક બાજુ બળદભાઈ અને શિવાભાઈનો પડાવ છે, બીજી બાજુ આપણા બાળાઓનો, આપે કાંઠે મથુરા નગરી, સામે કાંઠે ગોકુળ ગ્રામ—એક તરફ બોચાસણ આશ્રમ, બીજી તરફ વહાલુડી વેડછી જેવું છે. આસપાસ હું વેડછી આશ્રમમાં આવીને રહ્યો છું.

સાબરમતી જેલથી અન્નપૂર્ણા મહેતાને [illegible]

## ૨૮ દોસ્ત તારું સંગીત!

પરમ સ્નેહી ભાઈ દોસ્ત મહંમદ,

તમારો ૩૧-૮નો પત્ર મળતાં ઘણો આનંદ થયો. તમારું આરોગ્ય અને જીવન ઘણું આનંદમય રહે એમ ઇચ્છું છું.

ગઈકાલે મારા જન્મદિન—સેવાદિન અંગે અમારાં બધાં આશ્રમો ગાંધી વિદ્યાપીઠમાં ભેગાં મળ્યાં હતાં. એક મોટામાં મોટી ઊણપ હતી, તે તમારા પ્રેમપૂર્ણ સંગીતની. તમે ચાર પાંચ મહિને એકાદ વાર તો આવવાનો નિયમ જરૂર રાખશો.

સ્વરાજ આશ્રમ — સ્નેહાધીન
વેડછી — જુગતરામ દવેના
૨-૯-૮૧ — સપ્રેમ જયજગત

## ૨૯ નિશ્ચય અન્તઃસ્ફૂર્તિથી જ

સેવામાં જ જીવન સમર્પણ કરવું છે. એવો નિશ્ચય કરી શકે તો પણ એમની ચિંતા મટશે. ગમે ન ગમે તે જુદી વાત, પણ ચિંતા તો થાય. ચિંતા અનિશ્ચયની સ્થિતિમાં હોય છે. કોઈ પણ દિશામાં નિશ્ચય થાય એટલે મન હેઠું બેસે છે. તમારે માટે પણ હવે અનિશ્ચયમાં લાંબો વખત રહેવું શું સારું? હું સલાહ આપવામાં બહુ મક્કમ વલણ રાખતો નથી તેનું એક કારણ એ છે કે આવી બાબતમાં અંતઃસ્ફૂર્તિથી જ નિશ્ચય થવો જોઈએ. બીજું અને મોટું કારણ એ છે કે આપણો મહાન દેશ આજે નીતિમાં, વીરતામાં, ત્યાગમાં છેક તળિયે બેસી ગયો છે. કોઈ વીર દેશની—દા.ત. રશિયાની છોકરી હોય, અને તમારા જેવા સંજોગોમાં ઊછરી હોય, તમારા જેવું શિક્ષણ મળ્યું હોય, તમારા જેવી સત્સંગતિ પામી હો અને તમારા જેવી તબિયત હોય તો તેણે ક્યારનો પોતાનો રસ્તો આંકી લીધો હોય. મનને નિશ્ચયના ખડક ઉપર બેસાડી દીધા પછી નકામી મથામણ મટી જાય છે એનો અનુભવ મને ઉપવાસમાં થયો. અન્નનો વિચાર જ આવ્યો નથી, ભૂખનું કશું જ કંઈ લાગ્યું નથી.

ઈન્ડસ્ટ્રિયલ સ્કૂલ બિલ્ડિંગ યરવડાથી ૮-૫-૪૩ને રોજ અન્નપૂર્ણાને

## ૩૦ ચોપડિયા કવિ શા કામના?

ચિ. ભાઈ કાનજીનું (કવિતાનું) ઝરણું સુકાઈ ગયું નથી એ જાણી આનંદ થયો. ગીતો પણ જપ્તીમાં ખોવાયાં એ માઠું થયું. પણ એનો અફસોસ નવા કવિને શો? કોઈ ઘરડી ડોસી, ૫૦ વર્ષે મા થઈ હોય, તે છોકરું ખોઈ બેસતાં છાતી ફૂટે તે સમજી શકાય, પણ ૨૦ વરસની મા તેવું કરવા બેસે તો કેવી ભૂંડી દેખાય! પોતાનાં ગીતો મોઢે રાખવાની ટેવ જ પાડી દેજો. એ બાબતમાં મારી ટેવ અનુકરણ કરવા જેવી નથી પેલા સોમાભાઈ (ભાવસાર?) આવેલા તે કેવા એક પછી એક પોતાનાં ગીતો મોઢે જ ફેંક્યે જતા હતા! મને એવા ગાતા કવિઓ બહુ ગમે છે. ચોપડિયા કવિઓ શા કામના?

યરવડાથી લખેલ પત્ર અન્નપૂર્ણાને—તારીખ નથી

## ૩૧ લગ્ન ક્યું સારું?

તમારી ઉમ્મર, લાયકાત વિ. જોતાં તમે સગપણ બાંધો તેમાં વાંધો લેવા જેવું મને લાગતું નથી. મારા વિચારો તો તમે જાણો જ છો. કોઈ દેશસેવાને વરે તો મને સૌથી વધારે પ્રિય લાગે. લગ્ન કરે જ તો નાતજાત વિ. ભેદોને ફેંકીને પરાક્રમી લગ્ન કરે એ બીજા નંબરનું, છતાં મને એવું જોઈ આનંદ થાય. પણ આ બન્ને પ્રકારનાં પરાક્રમો કોઈના આપ્યાં આવતાં નથી, અને બધામાં હોવાં જોઈએ એવી જરૂર પણ નથી. ઉમ્મરલાયક, સંસ્કારી તંદુરસ્ત કન્યા હોય તો ગોઠવો તેમાં હું રાજી છું. લગ્ન હજુ બે વરસ પાછું ઠેલાય તો ઇચ્છવા જેવું છે. તમારા સદ્‌ભાગ્ય હોય તો તે વખતે ચીમનભાઈ જેવા સુપાત્ર અને પૂજ્ય બ્રાહ્મણને હાથે વિધિ કરાવી શકાશે.

યવરડાથી જગનલાલ પટેલને—તારીખ નથી મળતી

## ૩૨ જપ્ત આશ્રમ વિશે

(જપ્ત થયેલા આશ્રમ વિશે) અમથા અમથા કોઈ જોવા કે મળવા ન જશો. કામ માટે જ જવું. અને તે વખતે જોખમ માથે લઈને જ જવું. પણ જોખમ, છે માટે કામ ટાળવું નહિ. આપણું બધું ગયું અને વાડી સુકાઈ, એ તો ખરું છે. પણ એ તો હવે મડદું છે. ચી. ભાઈના ઘરમાં માંસ મદિરા આવે એમાં શું નવાઈ? મુડદામાં તો કીડા પડે જ ને? હું એ વાતનું દુઃખ થવા દેતો જ નથી. આપણા દિવસ આવશે ત્યારે એથીયે સુંદર પાછું બનાવીશું. આજે બે ચાર જગ્યાએ જ આવાં સ્થાનો છે. સૂરજ ઊગશે ત્યારે ગામોગામ સ્થાનો ઊગી નીકળશે. આ કંઈ ટાઢા પહોરનાં સ્વપ્નાં છે શું? નહિ, આ તો સંકલ્પો છે, જેની પાછળ આપણી જીવન અર્પી દેવાની પ્રતિજ્ઞાનું બળ છે.

યરવડાથી અન્નપૂર્ણાને—તારીખ નથી મળી

## ૩૩ ઈશ્વરની કૃપા ને આપણી મૂર્ખાઈ

ભૂમિપુત્રનો ૨૬-૧૧નો અંક આવ્યો તેમાં નારાયણભાઈની જીપ ઉપર હાથીએ કરેલા હુમલાવાળો લેખ વાંચ્યો. લેખ પોતે જ લખ્યો છે એટલે જ્યાં હશે ત્યાં સ્વસ્થ હશે એમ સમજાય છે. કદાચ ઘેર આવી ગયા હોય. તાજા સમાચાર આપશો અથવા જ્યાં હોય ત્યાં આ કાગળ મોકલશો.

જીપના સવારો બચ્યા એ ઈશ્વરકૃપા જ સમજવી જોઈએ. એમણે પોતે અને હાથીએ તો પોતાની પૂરી શક્તિ અને મૂર્ખાઈ વાપરી હતી! જીપને આગ લાગી નહિ, જે ભાગમાં એ લોકો બેઠા હતા તે ભાગ ઉપર હાથીએ પગ માર્યો નહિ, પેટ્રોલથી મૂર્છા આવી ગઈ નહિ, હાથીને છેવટે નાસી જવાનું સૂઝ્યું—આ બધી ઈશ્વરની કૃપા જ કહેવાય. સુબ્રહ્મણ્યમ્ કે કોઈ ગયા ત્યાંથી આવી આવી એ લોકોને બહાર કાઢ્યા એ પણ ઈશ્વર કૃપા જ.

મૂર્ખાઈના મુદ્દાઓ પણ ઓછા નથી. એક તો એવા જંગલમાં સંધ્યાકાળને વખતે નીકળ્યા. બીજું, હાથી કોઈ કૂતરું જતું હોય એવી એની પાછળ પાછળ જીપ હાંકતા રહ્યા. રસ્તો સાંકડો હશે, તેથી ગાડી ફેરવાની સગવડ નહિ હોય

હવે આ બનાવની કાયમી અસર એ લોકો ઉપર ખાસ રહી નહિ હોય એવી આશા રાખીએ. વિગતથી પત્ર આવશે ત્યારે જાણીશું.

આ બનાવમાંથી કાયમનો બોધ લેવા જેવો તો લેશે જ. બનાવ જ એટલો બધો મોટો અને અદ્ભુત હતો કે જિંદગીમાં ભૂલાવો શક્ય નથી.
નચિકેતા સાઈપ્રસની હોળીમા ગયા છે એ જાણ્યું. એ લોકો સરસ અનુભવ લઈ આવશે. તેમના હાથમાં શસ્ત્ર નથી એ જ એમનું કવચ સમજી શકાય.
વેડછી ૨૯-૧૧-૭૩ને રોજ ઉત્તરા દેસાઈને

ખંડ : ચાર—ડાળ

## સાહિત્યાલોચન

# ડાળ

## ૧ વિરહ અને મિલન ઝંખનાનું ગીત

પોતે જેનો સ્ફુલિંગ છે તે પોતાના મૂળ સ્વરૂપથી પડી ગયેલું છેટું અકળાવી તેના પુનર્મિલનની, તેને જોવા જાણવા ને તેમાં ભળી જવાની (ज्ञातु द्रष्टु च तत्त्वेन प्रवेष्टम्)ની માનવ-જીવનની અદમ્ય ઉત્કંઠા એ તે 'શિવ થકી જીવ થયો' ત્યારથી અધ્યાત્મના ક્ષેત્રનો એક વસ્તુલક્ષી અનુભવ રહ્યો છે. પ્રભુ વિરહની જલન અને વ્યાકુળતા અનુભવનાર વિરલ મુમુક્ષુઓ ભક્તો અને મરમીઓ તેમ અંતરમાં એનો સંસ્પર્શ પામેલા કવિઓ જમાનાઓથી એને કવિતામાં ગાતા આવ્યા છે. એ વ્યાકુળતા રામકૃષ્ણ પરમહંસ કહેતા તેમ ઈશ્વરદર્શન માટે ઘડો આંસુ પડાવે એવી, કે ઈશુ ખ્રિસ્તે બતાવ્યું હતું તેમ ડૂબતા માણસનાં શ્વાસ લેવા માટે પાણીમાંથી બહાર નીકળવાનાં તરફડિયાં જેવી, કે અખાએ કહ્યા પ્રમાણે નીર-વિછોડી માછલીનાં પાણીમાં જવાનાં તરફડિયાં જેવી ઉત્કટ હોય. સાધક સ્વરૂપની તથા પોતાની અને વિશ્વની સર્જક સંચાલક અને નિયામક પરમ શક્તિની શોધમાં તન્મયતાથી આગળ વધે ત્યારે તેને એ બે વચ્ચે કોઈ આડશ કે પડદો નડતો સૂક્ષ્મ ભૂમિકાએ અનુભવાય છે, જે પેલી વ્યાકુળતાને તીવ્ર બનાવી દે છે. એ પડદો કે અવરોધ તે ઉપનિષદકથિત હિરણ્મય પાત્રનો, જીવને લોભાવી પોતામાં આસક્ત, બદ્ધ કે લુબ્ધ રાખી વચમાં રોકી પાડનાર માયાનો. કબીર જેને ઘુંઘટ કહે છે તેનો પટ, નરસિંહ મહેતા 'આડો પડયો છે અંકાર' એ શબ્દોમાં સૂચવે છે તે જીવના અહંભાવ અને મમતાનો. કે શ્રી અરવિંદ કહે છે તેવો મનના અનેક અધ્યાસોનો પડદો. શ્રી જુગતરામ દવેએ ચાર કડી અને નવ જ પંક્તિઓના આ લઘુ પણ અંતસ્તત્ત્વે માતબર કાવ્યમાં

આધ્યાત્મિક સાધકની વ્યાકુળતાના આ અનુભવને અતિ ચોટદાર વાણીમાં શબ્દમૂર્ત કર્યો છે.

કવિએ પરમતત્ત્વને અદૃશ્ય પ્રિયતમના રૂપે મૂર્ત કરી તેના દર્શન અને મિલન આડેના અવરોધને 'અંતરપટ' કહ્યું છે. હિન્દુલગ્ન વિધિવેળા વર-કન્યાની વચ્ચે આરંભમાં રખાતા અંતરપટના સંસ્કાર આપણાં મનમાં સાંભળતાં વેંત જગાડે એવો આ શબ્દ છે. એ સંસ્કારના બળે લગ્નોત્સુક કન્યા તે જીવ અને વરેણ્ય વર તે પરમાત્મા, એવો ઘાટ બેસાડવાનું સહૃદયને સદ્ય સ્ફૂરે એવી રચના કવિ વડે સાહજિકતાથી થઈ ગઈ લાગે. આ અંતરપટને છેલ્લી કડીમા ખીણ, ખાડી, નદી, વંડી, વાડ કે ભીંત જેવો સ્થૂળ નહિ, પણ 'હાથ ચડે નહિ તોય નડે' એવો સૂક્ષ્મ સ્તરનો અંતરાય જણાવી તેને 'ઝાકળ ઝીણું ચીર' કહ્યું છે અને તેથી તેને 'અદીઠ' એવું વિશેષણ આપ્યું છે. સ્થૂળ આંખે જોઈ શકાય એવા અંતરપટને 'અદીઠ' કહેવામાં વિરોધાભાસ કે અવળવાણીના જેવો ચમત્કૃતિસાધક પ્રયોગ કવિને હાથે અનાયાસે થઈ ગયો છે. એ શબ્દ કાવ્યાંતર્ગત વેદનાને ઉત્કટ પણ બનાવી આપે છે. સ્થૂળ અંતરપટને તો હાથ વડે ખસેડી દૃષ્ટિપથમાથી સહેલાઈથી હટાવી શકાય. પણ આ તો જેને હટાવવા અતંરમાં જબરું યુદ્ધ આપવું પડે એવું સ્થૂળ આંખે ન દેખાય પણ અધ્યાત્મના પ્રદેશમાં અનુભવાય એવુ સૂક્ષ્મ કોટિનુ અંતરપટ છે, એ આમ અદીઠ છે. માટે પ્રિયતમનું દર્શન મિલન વધુ કપરું બને છે. 'અરેરે' શબ્દ 'અદીઠ' જેટલી જ સાર્થતા અને એથીય વધુ સઘનતા લઈને કાવ્યમાં પ્રવેશે છે. એ જે અનુભવને ઉદ્ગારે છે તે 'આડું અંતરપટ આ અદીઠ' એ તેને જોડતી અર્ધપંક્તિથી આગળ વધી, પછીની કડીઓમાં આવતી

પળ ઊપડી પટ પુનઃ બિડાયું, વા વાયો વિપરીત
...
રાગ સુણ્યો પણ રંગ ન રેલ્યો, વસમું એ સંગીત
...
આકર્પણ પણ સ્પર્શ નહિ ક્ષણ, ચેન પડે નહિ ચિત્ત.

એ વ્યાકુળતા વર્ધક વિષમ અનુભવને વ્યક્ત કરતી પંક્તિઓને પણ વ્યાપી વળી સમગ્ર કાવ્યને દર્દોત્કાર પ્રલંબ નિસાસો બનાવી દે છે.

કાવ્યની ચમત્કૃતિસાધક બીજી વિશિષ્ટતા આ વિરહવ્યથાને જન્માવતી પ્રીત એકપક્ષી એટલે એકલી મુમુક્ષુ કે સાધક કે ભક્તની એના પરમ આરાધ્ય પ્રભુને માટેની નથી, એ ઉભય પક્ષની એટલે સામી બાજુથી પ્રભુની એના ભક્ત માટેની પણ છે અને પાછી એટલી જ ઉત્કટ છે, એવા કવિએ કરેલા નિરૂપણમાં રહેલી છે. ये यथा मा प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् (ગીતા)ના જેવું જ કાંઈક! અંગ્રેજ કવિ ફ્રાન્સિસ ટોમ્સનના જાણીતા કાવ્ય The Hound of Heaven માં કરુણાસાગર ઈશ્વરનો પ્રેમ કે અનુગ્રહ જીવન પોતાના આશ્લેષમાં લપેટી લેવા તેની પાછળ પડે છે એ કલ્પના અહીં યાદ આવી જાય. પણ એ કાવ્યમાં પ્રભુના એ પ્રેમપાશમાં ન ફસાવા જીવ ચોતરફ દોટ મૂકતો નિરૂપાયો છે, જ્યારે 'અંતરપટ'માં

અહીં મેં માંડી, તહીં તેં માંડી, આંખની આતુર મીટ ...
તું મારાં હું તારાં ઝીલું, વિરહે વ્યાકુળ ગીત ...
આ પા ઊછળે, તે પા ઊછળે, દદયો ભરી ભરી પ્રીત.

એ પંક્તિઓ શોધક અને શોધ્યની, જીવાત્મા અને પરમાત્માની, પરસ્પરની એક સરખાં ઊંડાણ, તલસાટ અને માત્રાવાળી મિલનોત્સુક વિરહાતુરતાની વેદનાજ્વાલક કેવી સાદી છતાં સુભગ અને ભાવઘન શબ્દાવલિમાં પ્રગટાવી ભાવકને ભીંજવી દે છે!

એકમેકનાં દર્શન-મિલન માટે સામસામી 'આતુર મીટ' મંડાવતો બેઉ પક્ષનો પરસ્પરનો પ્રીતિયોગ પેલા આડા આવતા અંતરપટને લીધે વસમો બને છે. એ અંતરપટ ક્ષણવાર ઊપડી જે અલપઝલપ ઝાંખી ઈષ્ટના દીદારની કરાવે છે તેના આનંદ અને મિલન—આશાના ઔત્સુક્યને પટનું વિપરીત વા-ના પ્રભાવે પુનઃ આવરણ કે અવરોધની પૂર્વ સ્થિતિમાં આવી જવું લુપ્ત કરી નાખી પેલી વિરહાકુલતાને વધુ ગાઢ બનાવી દે છે: અંધારાને ચીરતો વીજળીનો પલક-ઝબકાર અંધકારને ક્ષણવાર ઝળાંઝળાં કરી તરત અદૃશ્ય થઈ તેની કાલિમાને દ્વિગુણિત કરી દે છે તેમ. કવિ અતિમિતભાષી છે. પેલો 'વિપરીત' કે અવળચંડો 'વા' તે શાનો, એ પોતે નામ આપીને કહેતા નથી. એ ઝાંખી સુખને અલોપ કરી દેતા મન-હૃદયનાં જૂના મોહ, અજ્ઞાન, જડતા કે વૃત્તિચાંચલ્યનો પુનઃપ્રભાવ એ શબ્દદ્વયથી સૂચવાતો હોવાનું સમજી લેવાનું ભાવક ઉપર છોડે છે. સાચો કવિ આમ થોડું બોલીને ઝાઝું સૂચવે અને ભાવકને સક્રિય રાખે. વા-ની આ વિપરીત ચેષ્ટા કદાચ અંતરપટ પાછળ સામે બેઠેલા દિવ્ય પ્રિયતમની વિલક્ષણ કૃપા જ હોય. એનાં દિવ્ય સંગીતનો રાગ સંભળાયો, એના પ્રતિનું આકર્ષણ જાગ્યું, તો હવે એના સ્પર્શ અને મિલનનો રંગ રેલાતો અનુભવવાની આતુરતા ખેંચાય છે. પરિણામે એ સંગીત તો વસમું બને છે અને 'ચેન પડે નહિ ચિત્ત'ની દશા અનુભવાય છે—બંસીનાદનું શ્રવણ વ્રજની ગોપીઓને વિહ્વળ બનાવતું હતું તેમ જ કાંઈક. ચક્રવાક એક જ નદીને સામસામે કાંઠે વૃક્ષઘટામાં બેસી રાતભર એકમેક માટે વિરહમાં તલપ્યાં કરે એવી સ્થિતિ કવિએ પ્રભુ અને એના બંદાની અહીં તાદૃશ કરાવી છે.

વાર્તા, નાટક, નવલકથા વગેરેની માફક કાવ્ય તેની શાબ્દિક સમાપ્તિ સાથે સમાપ્ત થતું નથી, એના ભાવકના હૃદયમાં ચાલુ રહી ત્યાં પૂરું થાય છે. પ્રસ્તુત કાવ્યના અંતિમ પૂર્ણવિરામની સાથે જ સહૃદય ભાવકને આ અંતરપટ કેમ હટે એનો વિચાર સ્ફૂર્યા વિના રહેવાનો નહિ. એ પટને સાધક પોતાના પુરુષાર્થથી હટાવવાનું કરે તો તે ચિત્તવૃત્તિનિરોધમાં યોગમાર્ગથી અને ધ્યાન તથા આત્મા કે બ્રહ્મના વિચારથી. પણ એમાં સમય ઝાઝો જાય, કદાચ એકથી વધુ જન્મો પણ વીતે. એના કરતા સામાવાળો જો એ પટ ખસેડી આપતો હોય તો એ સાવ સરળ સુતરું બને. આત્માર્થી કે ઈશ્વરાર્થી ઈશ્વર સાક્ષાત્કારની તીવ્રોત્કટ અભીપ્સાથી ખેંચાઈ એની પર અનુકંપા લાવી પરમાત્મા એની જ જ્ઞાનદીપ પ્રગટાવી અજ્ઞાનજન્ય તમસનો નાશ કરાવી આપે છે. એવી આશ્વાસક ખાતરી ભગવાને ગીતામાં આપી છે. 'અંતરપટ'નું આખું કાવ્ય અંતરપટથી અનુભવાતી અને લંબાતી જીવ-ઈશ્વરની જુદાઈની અકળામણ વ્યક્ત કરીને ઈશ્વરને કાને નાખેલી ધા અને કવિ ન્હાનાલાલની 'નાથ એટલી અરજી રે ઉપાડો જડ પડદા' જેવી ગર્ભિત આર્થના તરીકે ઘટાવીએ, તો એ ઈશુ ખ્રિસ્તે કહ્યું છે તેવું પરમાત્માના દ્વાર ખખડાવ્યા બરાબર જ થયું ગણાય અને એવાં પ્રભુનાં દ્વાર ખખડાવનારને માટે એ દ્વારો એ દયા સાગર અવશ્ય ઉઘાડી

આપવાનો. એમ થતાં પ્રકાશ થતાં અંધારું જાય, તેમ અંતરપટ અલોપ થઈ, સૂર્યોદય પછી ચક્રવાકમિથુનને સાંપડતા સાયુજ્યસુખ જેવો પ્રભુમિલનનો આનંદ વિરહી ભક્તના હૃદયને ભરી દેવાનો. ત્યારે 'પાસે છે પિયુ અલ્યા' એ નરસિંહ મહેતાના શબ્દો તેનો અનુભવ બને અને પછી 'તને નથી પરખતો' એવો ઉપાલંભ સાંભળવાનું, એને રહે નહિ. પરમ તત્ત્વ જેનું વરણ કરે છે તેની આગળ અંતરપટનું આવરણ ખસેડી નાખી પોતાનું ખરું રૂપ પ્રગટ, કરે છે. એ ઉપનિષદ વાક્ય પણ પ્રિયતમ પરમાત્માનો ઉત્કટ વિરહ અનુભવી તેવા વરણના અધિકારી બનનારને ફળે. આમ અંતરપટ દૂર થયે પરમને જાણવા કે જોવાનું રહેતું નથી, જીવ તેનામાં પ્રવેશી તેમાં ભળી જ જાય, નદી સાગરમાં, નામરૂપ છોડીને વિલીન થઈ જાય તેમ, અને પછી તું ને હુંનો ભેદ રહેતો નથી, તું હું ને હું તું બની જાય છે. અને આમ એકત્વનો, અદ્વૈતનો અનુભવ થતાં, ઉપનિષદના ઋષિના કહેવા પ્રમાણે, પછી મોહ ને શોક ક્યાં રહેવાના?

આ કાવ્યમાં આવાં જીવ-ઈશ્વરના વિરહને મિલન ઝંખનાનું, ઈશ્કે હકીકીનું ગાન ન જોવા માગનાર તેને માનુષી વિરહભાવનું, ઈશ્કે મિજાજીના ગાન તરીકે ઘટાવી શકે એમ છે. એમ હોય તોય ઉપરનો ધ્વનિ તેમાંથી વ્યંજિત થતો અવશ્ય અનુભવાય છે અને એ ધ્વનિ જ કાવ્યને ઊંચું સ્થાપે છે. કવિનું ઈંગિત એ ધ્વનિને જ કાવ્યનો મુખ્યાર્થ કે કેન્દ્રવર્તી વિચાર બનાવવાનું સ્પષ્ટ લાગે છે. એ રીતે મીરાંબાઈનાં 'પિયા બિન રહ્યો ન જાય,' 'દરસ વિણ દૂખાં મ્હારાં નેણ,' 'પ્યારે દરશન દીજ્યો આપ' વગેરે જેવાં પ્રભુમિલનના તલસાટવાળી વિરહવ્યાકુળતાને ગાતાં પદો ભેગું આ કાવ્ય ખુશીથી ભળી જઈ શકે. ન્હાનાલાલના પ્રસિદ્ધ 'હરિનાં દર્શન' કાવ્યની હારનું અર્વાચીન ગુજરાતી કવિતાનું એક ઉત્તમ ભક્તિગીત એને બિનસંકોચ ગણી શકાય તેમ છે.

એવા આ કાવ્યને કવિએ ગીતના ઢાળામાં ઢાળ્યું છે. માઢ તેમ આશાવરીમાં મધુરતાથી ગાઈ શકાય એવી એની ગેયતા સ્વયં સિદ્ધ છે. પહેલી ધ્રુવપંક્તિમાંનું 'અ' ને 'આ—સ્વરોનું', બીજી કડીમાંનું અનુસ્વારનું, 'આ' સ્વરનું અને 'મ' 'ય' 'વ' અને 'થ'નું, ત્રીજી કડીમાંનું 'ઉ' 'ચ' 'ર' 'સ' અને—અનુસ્વારનું, ચોથીમાંનું 'ર' કારયુક્ત 'પ' 'શ' 'ચ'નું, અને છેલ્લી કડીમાંનું 'ઈ' 'ખ' 'ડ' 'ચ' 'ન' અને 'ઝ'નું, વર્ણાનુપ્રાસ સંગીત, તેમ જ 'તું મારાં—હું તારાં' 'આકર્ષણ પણ સ્પર્શ નહિ ક્ષણ' વગેરે જેવા પંક્તિઓના પૂર્વાર્ધ-માંના અંતઃપ્રાસ તથા—ગીતની બધી જ પંક્તિઓના અંતિમ શબ્દોના 'અદીઠ' સાથે મળતા પ્રાસનું સંગીત કાવ્યની ગેયતાને ઉપકારક બન્યું છે તેટલું તેના કાવ્યત્વને પણ સહાયક બન્યું છે. શબ્દોના વપરાશમાં 'અંતરપટ' માટે 'અદીઠ' 'વા'ને માટે 'વિપ-રીત' 'મીટ'ને માટે 'આતુર' 'ગીત'ને માટે 'વ્યાકુળ' 'સંગીત' માટે 'વસમુ' 'ચીર' માટે 'ઝાકળઝીણું'—એ બધાં વિશેષણો કેટલાં સાર્થોચિત અને અસરકારક છે તે સહૃદયોની નજરથી અદીઠ નહિ રહે. કાવ્યમાંની અપૂર્વ કલ્પના, સઘન ભાવાભિવ્યક્તિ, અંતરપટ—એનું ઝાકળઝીણાપણું—એની બેઉ બાજુથી મંડાયેલી આતુર મીટ અને બેઉ પા પ્રીતના સાગરનો ઉછાળ—અંતરપટનું ઉપડવું—ખિસાઈ જવું, આ બધાની ચિત્રાત્મકતા, અને એક પણ નિરર્થક કે વધારાનો શબ્દ વેડફ્યા વિના લાઘવથી ઘણું કહેવા-સૂચવવાનું કૌશલ શ્રી જુગતરામ દવેને નૈસર્ગિક કવિપ્રતિભા અને કાવ્યરચના કુશળ કવિ ઠરાવે એવી આ કાવ્યમાં દેખાતી કવિ સંપત્તિ છે. એમને બાળકો તથા નવશિક્ષિત-અલ્પશિક્ષિત પ્રૌઢો માટેનાં કાવ્યો તથા ગીતો રચવાની ફાવટ જાણીતી છે, પણ તેમણે બીજું કંઈ નહિ ને આ એક જ રચ્યું હોત તોયે 'તેઓ એક જ દે ચિન-ગારી' ના કર્તાની માફક કવિપદના આદરપાત્ર અધિકારી થાત. આરતમાં આ કાવ્ય એ રચના કરતાં ચઢે.

સંસ્કૃતિ અંક ૪૦૧માંથી — અનંતરાય રાવળ

## ૨ લોકસેવામાં ઢંકાયેલા કવિ

જુગતરામ દવે લોકસેવાના અવગુંઠનમાં ઢંકાયેલા એક ઉત્તમ કવિ છે. સામાજિક અને રાજકીય પ્રવૃત્તિઓમાંથી ઘડીક નિવૃત્ત થઈ તેઓ જ્યારે પોતાની અંદરના કવિને પ્રગટ થવા દે છે ત્યારે તે કવિ કોઈ અતિ સુભગ કૃતિઓ દ્વારા પોતાનું રૂપ વ્યક્ત કરે છે, જોકે તેમની કેટલીક રચનાઓ, 'આંધળાનું ગાડું' જેવી તેમના સામાજિક કાર્યમાંથી જ પ્રગટેલી હોય તેવી છે. એ અર્વાચીન કાળમાં લખતા હોવા છતાં તેમની શૈલીનાં ઉત્તમ લક્ષણો પ્રાચીન પ્રૌઢ કાવ્યશૈલીને તથા લોકવાણીના કાવ્યને મળતાં છે. તેમણે અચલાયતન તથા 'બે ફેરી' નાટિકામાં જે કેટલાંક ગીતો મૌલિક તથા ઉદ્ભાવિત રૂપે આપ્યાં છે તથા જે એક સળંગ કથાકાવ્ય 'કૌશિકાખ્યાન' આપ્યું છે તે પરથી તેમની ઉપરનાં લક્ષણોવાળી ગૂઢ કાવ્યશક્તિનો કંઈક ખ્યાલ આવે છે. તેમનાં ગીતોમાં લોકવાણીનું પ્રગલ્ભ મધુર અને છતાં અનુપમ સૌંદર્યથી મંડિત એવું એક નવું જ લાક્ષણિક રૂપ મળે છે, 'કૌશિકાખ્યાન' (૧૯૨૬) લગભગ મહાકાવ્યના જેવી પ્રૌઢ પ્રસન્ન છટાથી લખાયેલું છે. આટલા નાનકડા કાવ્યમાં પણ લેખકની શબ્દપસંદગીની ઉત્કૃષ્ટતા, ઉદ્ગારની રસવત્તા, અને નિરૂ-પણની કુમાશ તથા સૌંદર્યસંપન્નતા જણાઈ આવે છે. કાવ્યમાં મરાઠી ઓવી છંદ પ્રયોજાયો છે એ એનું વૃત્ત પરત્વે એક ગણના-યોગ્ય પ્રસ્થાન છે. મરાઠીમાંથી આપણે અપનાવેલું આ છેલ્લું વૃત્ત છે. અચૂક કળાદૃષ્ટિ તથા શબ્દ અને અર્થનું પ્રસન્ન અને સુંદર સંમિશ્રણ વ્યક્ત કરતું આ કાવ્ય ગુજરાતીમાં પ્રાચીન પરંપરાના અર્વાચીન કળાવતારનું એકલ છતાં સુંદર પ્રતિનિધિ છે.

અર્વાચીન કવિતામાંથી પૃ.૪૨૮ — સુંદરમ્

## ૩ જન્મજાત શિક્ષક ને લેખક

આજથી લગભગ પંચાવન વર્ષ પરની વાત. ઈ. સ. ૧૯૨૪ની સાલ. એ વર્ષે બારડોલી તાલુકાના વેડછી ગામે પછાત, હરિજન અને આદિવાસી લોકો માટે શાળાઓ અને આશ્રમ નીકળ્યાં. એના પિતા હતા, સૌરાષ્ટ્રના લખતર ગામના, ઔદીચ્ય બ્રાહ્મણ કુટુંબના શ્રી ચીમનલાલ દવેના જુવાન પુત્ર શ્રી જુગતરામ દવે.

એ જ અરસામાં સુરતમાં અમે અમારી જ્ઞાતિનાં બાળકોનું એક બાળમંડળ ચલાવતા હતા. દક્ષિણ પૂર્વમાં પૂર્વ પ્રાથમિક (મોન્ટે-સોરી) કેળવણીના બાલમંદિરો ચાલતાં હતાં તેવું બાલમંદિર કાઢવાને બદલે અમે બાળમંડળ કાઢ્યું. એ માટે ગુજરાતી બાલ-

નવજીવન અમદાવાદે ૧૯૩૮માં પ્રકાશિત કરેલી પુસ્તિકા 'ગ્રામભજન મંડળી'ની પ્રસ્તાવનામાં શ્રી જુ. ભાઈએ કહ્યું છે:

'ભજનમંડળીની સંસ્થા આપણાં ગામડાંઓના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવવા લાગી છે...હવેની ભજન મંડળીઓમાં દેશભક્તિનાં ગીતો ગવાય છે તથા જીવન સુધારવાનું અને વ્યસનોને હાંકી કાઢવાનું શૂર ચઢાવનારાં ગીતો ગવાય છે.'

૧૯૫૦ની આવૃત્તિ વેળાએ 'મહાત્મા ગાંધીજીના અને બીજા આશ્રમોમાં બોલાતી પ્રાર્થનાઓનો પણ ઉમેરો અને ૧૯૫૨થી ૧૯૬૦ સુધીના આઠ વર્ષમાં ચાલેલા ભૂદાન આરોહણના પ્રતિનિધિરૂપ ગીતો' શ્રી જુ. દવેએ ઉમેર્યાનું જણાવ્યું છે.

એમના સંપાદનમાં 'રાષ્ટ્રીય જરૂરિયાત' જોવા મળે છે. ભારતમાં ભયંકર પ્રમાણમાં વ્યાપેલી દારૂની લત જોઈને ગાંધીજીએ નશાબંધીનો રચનાત્મક કાર્યક્રમ જાહેર કર્યો. શ્રી દવેએ લખ્યું,

'દારૂએ ઊંધું માર્યું દારૂડિયા, દારૂ તું છોડી દેને રે...'

જમીન, હળ, બળદ, ગાલ્લી છાપરી, લાજ બધું જ દારૂના વ્યસનમાં ખુવાર થઈ ગયું. તેનું વર્ણન કરીને છેલ્લે કવિ કહે છે,

'ધણી મટી ઢોર બન્યો, દારૂએ ઘાણ તો વાળ્યો દારૂડિયા...'

એમ કહીને કવિ બીજા એક ગીતમાં કહી દે છે,

'તમે પીશો મા (૨) દારવો પીશો મા
તમે પીઓ તો રામરસ પીજો.
તમે પીઓ તો પ્રેમરસ પીજો કે દારવો પીશો મા'

ગાંધીજીએ ઐતિહાસિક રીતે કહ્યું હતું કે મને એક કલાક માટે દેશની સત્તા સોંપવામાં આવે તો પહેલું કામ 'નશાબંધી'નું કરું...અને કવિએ એ અંગે સાદા શબ્દોમાં જે સચોટ નિરૂપણ કર્યું, તે અન્યત્ર કદાચ જ જોવા મળે!

× ×

જાતે જ કાર્ય કરી લેવાની શ્રમનિષ્ઠ જીવન જીવવાની ટેવ જ દેશને વિકાસને પંથે દોરી જશે...અને આશ્રમજીવનમાં એના સંસ્કાર પાડવા જાગ્રત દૈનિક કાર્યક્રમ યોજેલો હોય છે. તેમ ન કરવામાં આવે તો શ્રમ પ્રત્યેની અભિરુચિનું સાતત્ય જળવાતું નથી. તેથી કવિ કહે છે, 'અમે હાથે તે કામ બધાં કીજિએ રે...' વળી હાથમાં લીધેલું કાર્ય છોડી દેવા અંગે કવિને ભારે સૂગ છે...તેઓ કહી દે છે,

'કદી છોડીએ તો મોત માગી લીજીએ રે.'

× ×

અહિંસાના વ્રતધારી આ કવિએ 'પરાણી' નામના સાદા કાવ્યમાં રંગીલા હાંકેડુ અને ખેડૂતને, બળદને આરવાળી પરાણી વાપરવાનો નિષેધ કરતા જણાવ્યું છે, 'અબોલ જીવને પીડવા શીદ, શોધી આ દૈત્ય પરાણી' કહીને 'તાણી કાઢ આર, અહિંસક કર, આજ ને આજ પરાણી'નો આગ્રહ કર્યો છે.

× ×

નઈ તાલીમનાં ગીતો તરીકે 'ગીતનિર્ઝર'ને ૧૯૫૬માં આવકારતાં શ્રી જુ. દવેએ જણાવ્યું છે, 'આ બધાં ગીતો વાલોડ વિદ્યાર્થી સંઘના સભ્યોએ સુંદર ઢાળોમાં બેસાડીને અનેક વર્ષો સુધી ગાયાં છે....બાળકો, ગ્રામજનોને ઝીલાવ્યાં છે. વાલોડ-વેડછીનાં બાળકોના કંઠમાં ગવાયેલાં ગીતો-ઢાળો ગુજરાતનાં દૂર દૂર આવેલાં ગામોના શાળા સમાજોમાં અને સભા સરઘસોમાં ગવાતાં ઘણીવાર સાંભળવાં મળે છે, ત્યારે આનંદ થયા વિના રહેતો નથી.' એ જ ગીતનિર્ઝરમાં એમનાં ગીતોનોયે અમૂલ્ય ફાળો કંઈ ઓછો નથી.

વાહનમાં બેસવું ને પગે ચાલતાં લોકો મળે તો અવગણના કરીને બોલવું...એવા...સાયકલ મારી સરૂરૂરૂ જાય...નામના ગીતના પ્રતિગીત તરીકે લખાયલા, બાળનૃત્ય નાટિકા તરીકે વેડછી અને ગુજરાતભરમાં ભજવાયેલા 'ગાલ્લી મારી ઘરૂરૂરૂ જાય' નામના બાળકાવ્યમાં બાળક ગાલ્લી જોડીને નીકળે છે. રસ્તામાં ડોસીમા મળે છે—તેને આગ્રહ કરીને ગાલ્લીમાં બેસાડે છે. ખેતરે જતા ખેડૂતને પણ ગાલ્લીમાં બેસાડે છે. ગાલ્લીમાં બેસનાર કરતાં બેસાડનારને—બાળકને—બહુ જ આનંદ થાય છે. બાળનાટિકા તરીકે ભજવાતી એને જોવાનો—નાટિકા વાંચવાનો—લહાવો અમૂલ્ય છે.

ગાંધીજીની નઈ તાલીમની દૃષ્ટિએ લખાયેલું બાળશિક્ષણને લગતું પુસ્તક—બાલવાડી—ગુજરાતના સીમાડા ક્યારનુંયે વટાવી ગયું છે. ગ્રામજીવનમાંથી મળતા—તૈયાર કરીને—શૈક્ષણિક સાધનો દ્વારા બાળશિક્ષણ આપવાની પદ્ધતિ શ્રી જુ. કાકાએ વેડછીમાં ખાસ વિકસાવી છે. ગુજરાત નઈ તાલીમ સંઘ દ્વારા યોજાતા બાલવાડી શિબિરો, બાળશિક્ષણનું કાર્ય કરનારા ભાઈબહેનોને સૈદ્ધાંતિક અને પ્રાયોગિક તાલીમ પૂરી પાડતા આવ્યાં છે.

'બાલમંદિરિયું' ટેકરીના શિખરે આવેલું છે. એ ટેકરીની દરેક કાંકરી કવિને વહાલી લાગે છે....(વા વા વા મારી વહાલી ગ્રામશાળા વેડછીનું ગીત પણ અહીં યાદ આવે છે.)—બાલમંદિરિયામાં સૂરજ સવારે હસતા આવે છે ને સાંજે હસીને વિદાય થાય છે. બાલમંદિરનાં બાળકોને હસતાં રાખવાં એ પણ સુઆયોજિત શિક્ષણ સૂઝ માંગી લેતું કાર્ય છે.

સંખ્યાબંધ ગાંધીગીતો રચનાર શ્રી જુ. કાકાના... □ એનું જીવન કાર્ય અખંડ તપો □ નમો નમો રાષ્ટ્રપિતા □ બાપુજી અમ્મારા રે □ નથી નથી રે મર્યા ગાંધીજી—વધુ નોંધપાત્ર ગીતો છે. 'રાષ્ટ્રપિતાને' નામના કાવ્યમાં, 'તમારા સત્યશૂરે માટીમાંથી મર્દ કીધાં,
હતાં નહિ શસ્ત્ર તોય, સ્હેજમાં સ્વરાજ લીધાં'

ઘણી બધી વાત સમજાવી જાય તેવી પંક્તિઓ છે.

ગાંધીજી એકલા સ્વરાજ પ્રવૃત્તિ કરે ને આપણે બેસી રહીએ તે કેમ ચાલે? કવિ અહીં ઉત્સાહ પ્રેરતા કહે છે,

'એકલા જાય એ આપણે શું પાંગળાં?
ચાલો ચાલો ચેતનવાળાં—બાપુજી અમ્મારા રે...

આપણાંમાં થોડીયે ઢીલાશ હોય તેને—ચેતનવાળા—કહીને કવિ આપણી સાન ઠેકાણે લાવે છે!

× ×

માનવીનો સ્થૂળ દેહ નાશ પામે છે, પણ તેના જગતોપાસક કાર્યથી તે અમર રહેતો હોય છે! ગાંધીજી સ્થૂળ દેહે આ દુનિયામાં ન રહ્યા છતાં તેને માટે 'નથી નથી રે મર્યા' કહીને તેઓ—સચરા-

ચરમાં ભળ્યા છે—જવાહરલાલે શાંતિમંત્ર લીધો—અણુશક્તિને લજ્જિત કીધી—વિનોબાએ ત્યાગમંત્ર લીધો, ને ગામડે ગામડે ફર્યા—વીર વલ્લભે ગાંધીદૃષ્ટિ રાજગૃહે અપનાવી જેથી દેશી રાજ્યો ભારતમાં ભળી ગયાં—ગાંધીજીનો સેવામંત્ર લઈને ઠક્કરબાપા વન વન પરવર્યા (શ્રી જુ. કાકાએ ગાંધીમંત્ર સ્વીકારીને આખી જિંદગી આદિવાસી સેવા કરી—તે તેમના જ આ કાવ્યમાં લખ્યું નથી—લેખક) આવું આવું કાર્ય જેની પ્રેરણાથી—સિદ્ધાંતોથી થયું છે—તે ગાંધીજી—નથી નથી રે મર્યા...એમ દર્શાવ્યું, સાચે જ વાજબી, ન્યાયી છે.

પ્રવૃત્તિ ગીતો વિશેનો શ્રી જુ. કાકાનો આગ્રહ જાણીતો છે. 'ગીતનિર્ઝર'ની પ્રસ્તાવનામાં તેમાં પ્રવૃત્તિ ગીતો વધુ ન હોવા વિશે ટકોર કરીને નઈ તાલીમની કઈ કઈ પ્રવૃત્તિઓ—ક્રિયાનાં ગીતો હોઈ શકે, તેનું સૂચન પણ કર્યું છે. તેથી જ તેઓ 'ખાદીગીત'માં આમ જ કાંતતા—રોપણી વખતના ગાઓ ગાન ગાન ગાન, રોપો ધાન ધાન ધાન—વગેરે રચવાનું ચૂકયા નથી.

શ્રી ઉમાશંકર જોષીની એક નોંધ પ્રમાણે, મીરાંના કંઠમાંથી જ સરી પડવા યોગ્ય કાવ્ય, શ્રી જુ. ભાઈની કલમમાંથી 'અંતરપટ' રૂપે અવતર્યું. ઈશ્વર અને ભક્તના મિલન વચ્ચે એક ઝાકળઝીણું ચીર આડું છે. મીરાંના હૃદય ભાવો જ વ્યક્ત કરી શકે, એવું ઊર્મિશીલ કાવ્ય અંતરપટ છે.

પ્રભુને નીરખવા ભક્તએ 'આતુર મીટ' માંડી, તો બીજી બાજુ પ્રભુએ ભક્તને દૃષ્ટિમાં લેવા, ત્યાંથી મીટ માંડી, પણ 'વિપરિત વા વાયો' એટલે પરસ્પરનું મિલન શક્ય ન બન્યું, સામાન્ય રીતે ભક્તિગીતમાં ભક્ત જ પ્રભુનું મિલન-દર્શન ઝંખતો હોય છે, પણ કવિના આ વિરહ ગીતમાં ભક્તને પ્રભુ મિલનની ઝંખના છે તેટલી જ તીવ્રતા પ્રભુને ભક્તને માટેની પણ છે. 'આ પા ઉછળે, તે પા ઉછળે—તું મારા, હું તારા ઝીણું—આકર્ષણ પણ સ્પર્શ નહિ ક્ષણ'—વગેરે સ્મરણીય, હૃદયાંકિત પંક્તિઓ છે.

આ દુનિયામાં જે પુરુષાર્થ કરતો હોય છે, તેને જ સિદ્ધિ મળતી હોય છે. જે મહેનત જ ન કરે તેને શું મળે ? શ્રી જુ.ભાઈએ તેથી જ તેમના એક ચિંતનકાવ્યમાં જણાવ્યું છે :

'અનુભવ જીવનનું નવનીત, અમસ્તું નહિ મળશે, નહિ મળશે,
એ મથશે તેને મળશે, અમસ્તુ નહીં મળશે, નહીં મળશે'
જાતમહેનતથી, આપબળે અંતરના અવાજથી અને માથાથી મોંઘો અનુભવ 'કરમાં લઈ શિરકમળ સમર્પે—તેને અનુભવ મળશે.'

× ×

ગાંધીજીએ રેંટિયાને સામાજિક, આર્થિક અને રાજકીય ક્રાંતિનું પ્રતીક કહ્યું છે. કાંતો સમજ બૂઝ કે કાંતો—એમ પણ દર્શાવ્યું છે. રાષ્ટ્રપિતાની આ વાતને શ્રી જુ. કાકાએ 'અતૂટ એક કાચા સૂતરનો તાંતણો' માં સમજાવતાં લખ્યું છે, 'ઓલી લોઢાની બેડિયું યે તૂટે, સોનાની સાંકળી વછૂટે, ખાંડાની ધાર થાય ખાંડી, હાર માને હજાર તોય ગાંડી' તોયે રેંટિયાના કાચા સૂતરનો તાંતણો અતૂટ રહે છે. એટલું જ નહિ પણ એ તાંતણો 'દુર્બળ-બળિયા, શામળા-ઉજળા, રામ-માનવી,' વગેરેને પરસ્પર સાંધે છે. તેથી કવિએ એકચિત્તે કાંતવાની, ઘરોઘરમાં પ્રેમને પ્રસારવાની—મા ભારતીના ભારને ઉતારવાની વાત કરી એ તાંતણો 'બાપુ, ગાંધીજીની જિંદગીનો રહેજો' એવો રાષ્ટ્રીય મુદ્દો કહ્યો છે.

માનવીના મનની નબળાઈ એવી છે કે ઘણીવાર તે પોતાને 'મોટો' માન્યા કરે છે. તેણે કરેલાં થોડાં કામોને મૂડી રૂપે ગણીને, તેના થકી તે પોતાની જાતને મિથ્યાભિમાનમાં સબડતો કરી દે છે. તેથી કવિ તેને ટૂંકમાં સમજાવવા પ્રયત્ન કરે છે, 'માન મા, મન થકી મોટો' કારણ કે નાનો હતો ત્યારે મોટા થવાની હોંસે મોટો થતો હતો—ને લોકોએ 'મોટો' કહીને ચડાવી માર્યો. કવિ તેના ફૂલણવેડા ઉપર ટીકા કરતા કહી દે છે—'તે દિનો તું થયો ખોટો.' માનવીની મોટાઈની બાલીશતા વિશે તેને સભાન કરતા છેવટે કહી દે છે :

'મોટાઈમાં આજે અલ્યા ગણે, ભુવનના સ્વામી તે તારે મન છોટો'
દેશ અને દુનિયાના માનવીને પીડી રહેલી સંકુચિતતા અને મિથ્યાભિમાન છોડવાની જાણે કવિએ ટકોર કરી છે.

રાષ્ટ્રપિતાનો આદેશ હૃદયમાં ધારી, સેવાકાર્ય કરનારા આ કવિ રાષ્ટ્રધ્વજને ભાવાંજલિ આપવાનું કેવી રીતે ભૂલી શકે ? રાષ્ટ્રધ્વજને જ કવિ 'ભારતનો શાંતિ, અહિંસાનો સંદેશો, આલમમાં પહોંચાડવા' કહે છે. એ જ ગીતમાં ગાંધીસિદ્ધાંતો, દેશ પ્રત્યેની ફનાગીરીની ભાવના, દીન, દલિતોને અપનાવવાનો સત્યાગ્રહનો સંદેશો—વગેરે પણ સૂચવ્યાં છે.

સબસે છોટે, સબસે પ્યારે—ની યાદ કવિ 'ચરખા'ના ગીતમાં કરાવે છે. ચરખાને ભારતની સામાજિક, આર્થિક અને રાજકીય ક્રાંતિનો પ્રતીક ગણીને, ૧૭૮૯ની ફ્રાંસની મહાનક્રાંતિનું એક સૂત્ર 'સમાનતા'-નું ધ્યેય ચીંધતો દર્શાવ્યો છે. 'ગાંધી ચરખા, સભી સરીખા— કહીને, સમાનતાનો મહાન આદર્શ ગામડે ગામડે ગુંજાવવાની હાકલ કરવામાં આવી છે. ભારત એ શાંતિચાહક છે. એટલે દેશમાં જ નહિ, આખી દુનિયામાં અશોકચક્રનો ગતિનો—શાંતિનો સંદેશો મૂર્તિમંત કરવાની ભાવના, ચરખા-કાવ્યમાં વ્યક્ત કરી છે. વ્યસનમાં ડૂબેલો માણસ ન કામ કરી શકે, ન કમાઈ શકે. એટલે શાહુકારની ચુંગાલમાં ફસાઈ જાય છે. ને ત્યાં ગૂંચવાયેલો માનવી ભાગ્યે જ છૂટી શકતો હોય છે ! આદિવાસીઓમાં ગાંધીસિદ્ધાંત પ્રમાણે રચનાત્મક કાર્ય કરનારનું ધ્યાન એ બાબતમાં ન દોરાય એવું બનવું જ અશક્ય. અહીં કવિ 'આપબળનાં ગાઓ ગીત' ગાવાનું સૂચવી, 'દેવું કરવાનો યુગ વીત્યો' એમ જણાવીને એ કેવી કેવી રીતે દેવાદાર થતો, તેનું સાદું પણ અસરકારક વર્ણન કરતા કહે છે, 'પારકે પૈસે (શાહુકારને ત્યાંથી નાણાં વ્યાજે લાવીને) તું દારૂ-તાડી પીતો હતો—ને તેથી ભોંય પણ આપી દેવી પડી, ને ઘર પણ ખોયું—મોટા મોટા ખર્ચો કર્યા'-વગેરે પણ તને ખબર હોવી જોઈએ કે 'પારકા પૈસા, કાચો પારો છે, તે ઓચિંતો રોમ રોમ ફૂટી નીકળે' એટલે છેલ્લે કવિએ સ્પષ્ટ કહી દીધું છે :

'પારકા દેવામાં ડૂબો મા ખેડૂત, આપબળે સ્વરાજ જીતો, દેવું પણ નથી કરવાનું ને આપબળે જીવીને, અંગ્રેજો પાસેથી સ્વરાજ પણ જીતવાનું.'

× ×

બંગાળી ગીતોના ગુજરાતી ગેય અનુવાદ, બહુ વર્ષોથી વેડછી પ્રદેશનાં ભાઈ-બહેનો દ્વારા ગુજરાતભરમાં શાળા મહાશાળાઓમાં

સ્થાન પામ્યાં છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં બંગાળી ગીતોની ભાવના શ્રી જુ. કાકાએ લાઘવતાયુક્ત શબ્દોમાં સુંદર રીતે વ્યક્ત કરીને, તેને ગેયસુલભ કરી ઘણી સરળતા કરી આપી છે.

કવિ પ્રભુને કહે છે, 'તમે દર્શન ન આપો તો ભલે, પણ તેના ભણકારા મારા હૃદયમાં રહેશે.' કવિ પ્રભુને 'શયને કે સપને' પણ ભૂલવા માંગતા નથી વળી સંસાર રૂપી ગુજરીમાં, ધનના ઢગલા વડે મારા હાથ ભલે ભરાઈ જાય, પણ કવિ જાણે જ છે, 'ખરી કમાણી કશી જ થઈ નથી.' 'પ્રભુને ભક્તને ઘેર આવવું પડે' તેવો ઉત્સવ કવિ કરે છે. મંગળ વાદ્યો વાગે છે, આનંદના ફુવારા ઊડે છે. ઘરનાં સૌ જણ શણગાર સજીને, ગૌરવભ રંગે રમીને, પ્રભુનું મંદિરિયું ભરી દે છે, પણ 'પ્રભુ હજી ઘેર નથી પધાર્યા એના ભણકારા' કવિને થયા કરે છે. 'અંતરપટ' કરતાં જુદી જ પરિસ્થિતિ આ ગીતમાં છે. શ્રી જુ. દવે દ્વારા અનુવાદિત રવીન્દ્રનાથના—ચરણ આપનામાં એમણે મૂકેલા ગુજરાતી શબ્દો 'સૌથી દલિત, સૌથી પતિત, રંકનાં ઝૂંપડાં જ્યાં—પાછામાં પાછા, નીચામાં નીચા, દુર્બળ બાપડાં જ્યાં, ચરણ આપના ત્યાં'— સાદા માર્મિક, ગૂઢ, સચોટ છે.

જરૂરિયાત પ્રમાણે લખાતાં ગયેલાં એમનાં અનેક ગીતો છે. સ્વરાજ પહેલાં અને સ્વરાજ પછી લખાયેલાં એમનાં સમગ્ર કાવ્યમાં, ગાંધીજીના રચનાત્મક કાર્ય દ્વારા આમજનતાને જાગૃતિ અર્પવાની આર્થિક રીતે પગભર કરવાની, સ્વરાજ માટે લોકોને તયાર કરવાની, સ્વરાજ મળ્યા પછી તે ભોગવવા માટે લાયક કરવાની, અન્યાયનો પ્રતિકાર સત્ય અને અહિંસા દ્વારા કરવા લોકોને તૈયાર કરવાની, શોષણ અટકાવી સાત્ત્વિક માર્ગે વાળવાની, એકંદરે સર્વોદયી ભાવના દ્વારા જનતાને રાષ્ટ્ર માટે તૈયાર કરવાની નેમ—દીર્ઘદૃષ્ટિપૂર્વક રહી છે.

ગાંધી-વિનોબાના સંદેશાઓ, એમનાં કાવ્યો દ્વારા વેડછી પ્રદેશમાં, ગુજરાતભરમાં, ને કેટલાક પરરાજ્યમાં ઝીલાયા છે. આવા પ્રખર, સાત્ત્વિક, પીઢ રચનાત્મક કાર્યકર આપણી વચ્ચે સદેહે હજીયે છે... એ જ વેડછી પ્રદેશની જનતા માટે, ગુજરાત અને દેશ માટે ઘણી જ આનંદદાયી બાબત છે.

મંછારામ ના. પટેલ

## ૫ આત્મરચના અંગે

'આશ્રમી કેળવણી' નામના પુસ્તકમાંનાં ભાઈ જુગતરામનાં કેટલાંક પ્રકરણો હું વાંચી ગયો છું. તેમની ભાષા તો સરળ ને સુંદર છે જ. ગામડાંના લોકો સહેલાઈથી સમજી શકે તેવી છે. આશ્રમજીવનને લગતી ઝીણીમોટી બધી વસ્તુઓ લેખકે સરસ રીતે વર્ણવી છે. તેમણે બતાવ્યું છે કે આશ્રમજીવન સાદું છે પણ તેમાં ખરાં રસ અને કળા રહ્યાં છે. આ પરીક્ષા ખરી છે કે ખોટી એ તો વાંચનારે બધા લેખ વાંચીને જોઈ લેવું.

આદિવચન પૂના ૧૭-૩-૪૬ ગાંધીજી

## ૬ આત્મરચના અથવા આશ્રમી કેળવણી

પ્રવેશકમાં કાકા કાલેલકર જેમને 'આપણી ભોળી જનતાના દરબારમાં પહોંચી ગયેલા સંસ્કારી દુનિયાના એલચી' કહ્યા છે તે શ્રી જુગતરામ દવેએ સાબરમતી જેલમાં આશ્રમજીવન પરત્વે જે 'ચિન્તવન રોજ બ્રાહ્મમુહૂર્તમાં કર્યું તેનું ફળ આ પ્રવચનો છે.' આશ્રમજીવનના નવા ઉમેદવારોને સંબોધાયેલા ગ્રંથમાંનાં છોંતેર પ્રવચનોમાં કર્તાએ સ્વચ્છતા, શરીરશ્રમ, ગ્રામયજ્ઞ, આહાર, સમયપત્રક, 'મહાકાર્ય' બંગીકાર્ય, સ્વયંપાક, ખાદી, સ્વદેશી, પોશાક, પ્રાર્થના, ગ્રામવાસીઓનો સંપર્ક અને સેવા—એવા આશ્રમજીવનના આચારધર્મની સિદ્ધાન્તનિષ્ઠ અને વ્યવહારુ માર્ગદર્શનથી ભરેલી ચર્ચા કરી છે. આશ્રમવાસીઓના ખાનગી જીવન અને કુટુંબ જીવન વિશે પણ કેટલાંક પ્રવચનોમાં ચર્ચા કરી છે. આશ્રમવાસીઓની પત્નીઓ, બાળકો, બાળકોની કેળવણી, સંતાનોનાં લગ્ન, જ્ઞાતિ સાથે તેમનો સંબંધ અને એવા બધા પ્રશ્નો એ નિમિત્તે કર્તાની વિચારણામાં આવી ગયા છે. છેવટે આત્મરચનાને એકાદશ વ્રતનો અભ્યાસક્રમ, તેનાં ફળ, તેને માટે આશ્રમની અગત્ય અને એવા આશ્રમનું આદર્શ સ્વરૂપ કર્તાએ ચર્ચ્યાં છે. આમ, આશ્રમવાસીના આશ્રમજીવન અને ખાનગી ગૃહજીવન પરત્વે ચર્ચા કરી એ બંને ક્ષેત્રમાંના એના ધર્મ સ્પષ્ટ સમજાવી કર્તાએ દેશસેવક સત્યાગ્રહી સ્વરાજ સૈનિક તરીકેનો આશ્રમવાસીનો ધર્મ દર્શાવ્યો છે. પ્રત્યેક આશ્રમવાસી પહેલો ને છેલ્લો એક સત્યાગ્રહી, રાષ્ટ્રસેવક સ્વરાજ સૈનિક છે અથવા હોવો જોઈએ એમ ગૃહીત કરી લઈને જ છોંતેરે પ્રવચનો લખાયાં છે. જાત પર જરાય રહેમ ન રાખતું આવું સંયમ કઠોર આશ્રમજીવન આમ છતાં રસ અને કળાથી ભરપૂર છે એમ પણ કર્તા બતાવવા મથ્યા છે. ગ્રંથની સામગ્રી તરત જ કહી આપે છે કે શ્રી જુગતરામ દવેએ રજૂ કરેલો આશ્રમનો આદર્શ પ્રાચીન આર્યાવર્તના ગુરુકુળ કે ઋષ્યાશ્રમનો નહિ પણ ગાંધીજીએ પ્રચલાવેલો આશ્રમી આદર્શ છે. ગાંધીજીની આશ્રમભાવનાએ અને તેના સાબરમતી અને વર્ધા ખાતે થયેલા અમલે શ્રી દવેની વિચારણાને પ્રેરી છે એ સ્પષ્ટ છે. આ જોતાં, ગાંધીજીએ ઘડેલાં સાબરમતી સત્યાગ્રહાશ્રમના નિયમો અને કાર્યપ્રણાલીનું તેમ જ ગાંધીજીના 'મંગળપ્રભાત' એ વ્રત વિચારનું આ મહાભાષ્ય જ કહેવાય.

ગાંધીજીની આશ્રમભાવનાના ભાષ્યકાર થવાના શ્રી જુગતરામ દવે પૂરા અધિકારી છે. સત્યાગ્રહાશ્રમમાં એ રહેલા છે. તેમ જ વર્ષોથી વેડછીના સ્વરાજ આશ્રમના સંચાલક કે પ્રાણ પણ છે. આશ્રમજીવન અને ગ્રામસેવા માટે સાચી નિષ્ઠા એમનામાં છે. આ વિષય પર અનુભવ અને પ્રતીતિના બળ સાથે તેઓ જ બોલી શકે તેમ હતા. આશ્રમને તેઓ 'આત્મરચનાની શાળા' કહે છે. એવી આત્મરચના (ખરી રીતે 'જીવનઘડતર' કે 'આત્મવિકાસ' શબ્દ વધુ સારો હતો) પોતાની મેળેય માણસ કરી શકે એ સંભવને ઉવેખ્યા વગર તેઓ માને છે કે આશ્રમ એને માટે જરૂરી છે. આશ્રમી કેળવણી આત્મરચના અને સ્વરાજ રચનાના કાર્ય માટે તાલીમ મેળવવાનું મોટું સાધન છે એવી એમની શ્રદ્ધાદૃઢ માન્યતા છે. આ ગ્રંથમાં તેમણે એવી આશ્રમી કેળવણીના આદર્શમાં પોતાની અનન્ય નિષ્ઠા રણકાવી છે અને લોકોની ટીકાથી તથા પોતાની નબળાઈથી ઢીલા પડતા આશ્રમવાસીઓને પોતાની હરોળ સમાલી ટટ્ટાર બની 'એકતાર' થવાનો જાણે આદેશ આપ્યો છે.

આહાર, આશ્રમવાસી બાળકોની કેળવણી, પ્રાર્થના, સત્યાગ્રહીનાં સત્ય-અહિંસા, અને આત્મરચનાનાં એકાદશ વ્રત, એટલા વિષયોને એમણે ઠીક વિસ્તાર આપ્યો છે. આશ્રમવાસીના આશ્રમજીવન અને

કુટુંબજીવન તથા જ્ઞાતિજીવન વચ્ચે વિસંવાદ ન રહે, તેનામાં પોતાના બાહ્યાભ્યંતર સ્વરૂપો વચ્ચે વિરોધ ન રહે, તેનામાં દંભ કે મિથ્યાચાર ન પેસી જાય, તે નિયમજડ વેદિયો પણ ન બની જાય —એ બધા સામે કર્તાએ સારી ચેતવણી આપી છે. એ, સામે તથા આશ્રમવાસીનું માનસ, તેની નબળાઈ, તેના માર્ગમાં આવનારી મુશ્કેલીઓ, અન્ય તરફથી થતી સંભવિત તેની હાંસી ને ટીકા, આ સર્વનું તેમણે કરેલું નિરૂપણ તેઓ ભયસંભવો તથા વાસ્તવિકતા પ્રત્યે પણ કેટલા જાગ્રત છે એ બતાવે છે.

બાળકેળવણી અને ઉચ્ચ શિક્ષણ વિશેનાં મંતવ્યો સહુને ગળે નહિ ઊતરે. પણ એમની નજર સમક્ષ જીવનની પળેપળ રાષ્ટ્રને ચરણે ધરી દેનાર ગ્રામસેવક જ છે એ ભૂલવું ન ઘટે. એવો સેવક પોતાનાં સંતાનો પોતાની રીતે જ ઉછેરી પોતાનાં આદર્યાં અધૂરાં પૂરાં કરવા તેમને તૈયાર કરે એવો આગ્રહ એમનો છે. ગાંધીજીના જ વિચારોને જેમ સમગ્ર ગ્રંથમાં, તેમ આ બાબતમાં પણ કર્તા ઉદ્‌ઘોષતા જણાય છે.

ગ્રંથ અતિવિસ્તારી થઈ ગયો છે તે તો શ્રુતિમાતાની પેઠે વસ્તુનું ખંતપૂર્વક આમંતમ ફેરવી તપાસીને પૂરું નિરૂપણ કરવાના કર્તાના આશયને લીધે. પણ એમની લેખનકળાનો તથા એમનામાં છૂપાયેલા સાહિત્યકારજીવનો એથી ઠીક પરિચય મળે છે. અલબત્ત, સંક્ષેપમાં ન જ લખી શકાત એમ નથી. ભાષા સરળ, પ્રવાહી, અને એક પ્રકારની સાત્ત્વિક છટાવાળી છે.

પ્રવેશકકાર કાકાસાહેબ કહે છે તેમ આશ્રમમીમાંસામાં આ ગ્રંથ પ્રમાણગ્રંથ ગણાશે અને 'રચનાત્મક કાર્યક્રમને વરેલા રાષ્ટ્રસેવકોને આમાંથી જાણવાનું ઘણું મળશે.'

અનંતરાય રાવળ

સમાલોચનામાંથી

## ૭ સત્યાગ્રહી સેવાનું વસિયતનામું

'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' એ કોઈ નવું પુસ્તક નથી, એ તો જુગતરામકાકાનું વસિયતનામું છે, વારસો છે. ઓલિમ્પિક ટોર્ચની જેમ એમને પોતાની પછીની પેઢીના હાથમાં કાંઈ મૂકી જવાનું હોય, તો તે એમનું આ પુસ્તક છે. માનવજાતના વિકાસ માટે આ તંતુ આગળ વધારજો. માનવજીવન લાખો વરસની પ્રયોગ-પરંપરા છે. ગાંધીજી એક યુગપ્રવર્તક મહાપુરુષ હતા. માનવજાત-ના વિકાસક્રમમાં ગાંધીજીથી એક નવો પ્રયોગ આરંભાયો છે. હજી તો એ માંડ શરૂ થયો છે. જુગતરામકાકાએ પોતાના આ પુસ્તકમાં ગાંધીજી અને એમના સાથી પ્રયોગવીરોના અનુભવનો નિચોડ સમાજ સમક્ષ રજૂ કરી દીધો છે. તેમાં ગાંધી-દર્શનની મીમાંસા અને વ્યાવહારિક છણાવટ છે. ગાંધી-દર્શનનું બીજરૂપ પુસ્તક છે, 'હિંદ સ્વરાજ.' જુગતરામકાકાનું આ પુસ્તક, 'હિંદ સ્વરાજ'નું વ્યાવહારિક ભાષ્ય છે, એક સર્વાંગી વિવરણ છે, ગાંધીજીએ ભાખેલી નવી માનવીય સંસ્કૃતિનો કાર્યકારી આલેખ છે. ગાંધીજીના આ ભગીરથ પ્રયોગમાં સામેલ થવા ઇચ્છનાર સહુ કોઈ માટે આ પુસ્તક એક ઉમદા માર્ગદર્શિકા બની શકે તેમ છે.

કાકાસાહેબે સાવ સાચું કહ્યું છે કે 'સમર્થ લેખકો અનેક જાતનું સાહિત્ય પેદા કરે છે, પણ પોતાની કોઈ એક વિશેષ ચોપડીમાં તેઓ પોતાનું જીવનસર્વસ્વ ઠાલવી દે છે. શ્રી જુગતરામભાઈ વિશે એમ કહી શકાય કે, આ ચોપડીમાં એમણે પોતાની જાતને જ રેડી દીધી છે. આ ચોપડી વાંચીને લોકો કહી શકે કે જુગતરામ-ભાઈનો અહીં પૂરેપૂરો પરિચય અમને થયો.'

આ પુસ્તકનો વિષય છે, ગાંધીજીએ ભાખેલી નવી માનવીય સંસ્કૃતિ-નાં મૂલ્યો, વિચારો, સિદ્ધાંતો, મૂળભૂત તત્ત્વો, નિષ્ઠાઓ વગેરેની તલસ્પર્શી છણાવટ તથા તે પ્રમાણે પોતાની જાતને કઈ રીતે કેળવવી તેનું વિવરણ. આ રીતે પોતાના જીવનને ઘડીને એ જ પ્રમાણે દેશના જીવનને પણ ઘડવું. આત્મરચના કરીને સ્વરાજ-રચના કરવી. આ વસ્તુ જુગતરામકાકા માટે કોઈ ચર્ચાનો કે વાદવિવાદનો કે ચળવળનો વિષય નથી, એ તો એમના જીવન સાથે ઓતપ્રોત થઈ ગઈ છે. આમાં જ એમને 'મનુષ્ય-જીવનનો સાચો વિકાસ' (પાન ૧૯૯) જણાય છે. એમણે કહ્યું છે: 'આ મનુષ્ય-જીવનના સાચા સિદ્ધાંતો છે. આપણા જીવનમાં જો આ સિદ્ધાંતોની સુગંધ નિરંતર મહેક્યા કરતી ન હોય, તો આપણે મનુષ્યના નામના અધિકારી નથી.' (પાન ૩૪૪) 'આ રીતે આપણી પોતાની સુંદર આત્મરચના કરી લેવામાં આળસ કરવાથી આપણા પોતાના મનુષ્ય તરીકેના ગુણોને આપણે હાથે કરીને બગાડી મારીએ છીએ અને જીવનનો સાચો રસ હારી બેસીએ છીએ. આવી આત્મરચના કરી સાચા મનુષ્ય બનવું, એ આપણો ધર્મ છે.' (પાન ૩૮૬)

આવી દૃઢ પ્રતીતિ હોવાને કારણે પુસ્તકમાં ઠેર ઠેર આ સાધના માટેની એમની ઉત્કટતા પ્રગટ થઈ છે: 'આપણા લોહીના ટીપે ટીપામાં સત્ય-અહિંસા આદિ સિદ્ધાંતો ભળી જાય.' (પાન ૪૪૬) 'નવા વિચારો લોહીમાં ઉતારી દેવાના છે, નવી શ્રદ્ધાઓ હૃદયમાં સ્થાપવાની છે.' (પાન ૧૮) 'આપણે આ સિદ્ધાંતોને આપણા લોહીમાં દૃઢવવા માગીએ છીએ, (પાન ૨૫૩) હાડમાં ઉતારી દેવા માગીએ છીએ.' (પાન ૨૬૨) 'આ સિદ્ધાંતોનું શ્રદ્ધામય અને જ્ઞાન-મય પાલન કરી કરીને સેવકોએ તેને પોતાનાં રોમેરોમમાં ઉતારી સુંદર આત્મરચના કરી લેવાની કેટલી બધી જરૂર છે!' (પાન ૪૩૬) 'આવી કેળવણી વગર આત્મરચના શક્ય નથી.' (પાન ૨૧)

આત્મરચનાની આવી કેળવણી આશ્રમમાં રહીને સુંદર રીતે મેળવી શકાય છે એવી શ્રદ્ધાથી આ આખું પુસ્તક આશ્રમવાસીઓને ઉદ્દેશીને લખાયેલું છે. તેમ છતાં તેને માત્ર આશ્રમ સુધી સીમિત રાખવાની જરૂર નથી. આશ્રમને લગતી કેટલીક વિશેષ બાબતોને બાદ કરતાં તેમાંનું બધું વિવરણ સમસ્ત સમાજને પણ એટલું જ લાગુ પડે છે. આહારની, પોશાકની આશ્રમના સંદર્ભમાં ચર્ચા કરતી વખતેય જુગતરામકાકાની દૃષ્ટિ તો એ જ રહી છે કે 'આમાંથી જ આપણા દેશની જનતા માટેનો સર્વસામાન્ય રાષ્ટ્રીય આહાર શોધાશે.' (પાન ૪૬) 'રાષ્ટ્રીય પોશાક કેવો હોવો જોઈએ તે કોઈક દિવસ આવા પ્રયોગોમાંથી જ નક્કી થશે.' (પાન ૧૩૮) અને દૃષ્ટિ તો એમની દુનિયા સુધી પણ પહોંચે છે: 'આખી દુનિયાની સર્વ દલિત પ્રજાઓ પણ આપણું જોઈને અહિંસામય સત્યાગ્રહના યુદ્ધની અલૌકિક કળા શીખી જાય.' (પાન ૩૭૬) ચિંતન એમનું સમસ્ત માનવજાતના સંદર્ભમાં જ ચાલે છે. તેથી તેઓ નેતાઓને પૂછે છે. 'શું તમે દેશદેશની ટોળીઓ રચી સત્ય-અહિંસાના માનવધર્મનો દ્રોહ કરો છો એથી સમગ્ર માનવકુટુંબનું જીવન બગાડતા નથી?' (પાન ૩૪૭)

ખરે જ, સમસ્ત માનવજાતનાં વિકાસક્રમમાં ફાળો આપી શકે એવું આ પુસ્તક છે. 'હિંદ સ્વરાજ'માં જે માનવીય સંસ્કૃતિનું દર્શન છે, તેને સાકાર કરવા માટેનું ચિંતન-મનન તેમ જ તેના પ્રયોગોના નિષ્કર્ષનું વિવરણ આમાં છે. તેથી જ તેનું નામ પણ 'આત્મ-રચના' એવું વ્યાપક અપાયું છે. તેમાં જે આશ્રમી કેળવણીની ચર્ચા થઈ છે તે સમસ્ત પ્રજાના સંદર્ભમાં પણ છે. 'ખરી રીતે તે બધી જ પ્રજાને લાગુ પડે છે. આખી પ્રજા આવી પ્રાણવાન કેળવણીનું દૂધ ધાવીને ઊછરે એમ જ આપણે ઇચ્છીએ છીએ.' (પાન ૨૦૦) 'આપણી તો એવી પણ શ્રદ્ધા છે કે, મનુષ્યના જાહેર જીવનના પાયારૂપ પણ આ જ સિદ્ધાંતો હોવા જોઈએ, આપણું સ્વરાજ્ય આ સિદ્ધાંતો ઉપર જ રચાવું જોઈએ, આપણા ધંધાઓ અને વેપારો આ સિદ્ધાંતોને અનુસરીને જ ચાલવા જોઈએ, આપણા સમાજનું બંધારણ તેના ઉપર જ રચાવું જોઈએ.' (પાન ૩૪૫) તેથી જુગતરામકાકાએ તો એવી આશાઅપેક્ષા રાખી છે કે, 'માબાપ પણ ધારે તો પોતાનાં ઘરોને દેશસેવાની કેળવણીના આશ્રમો બનાવી શકે છે.' (પાન ૪૪૪) 'ઘરઘરમા માતાપિતાઓ પોતાનાં સંતાનોને આવી આશ્રમી કેળવણીમાં ઉછેરો! ચાળીસ કરોડ હિંદીઓ તેવા બનો!' (પાન ૪૪૬)

ધીરજ અને ઝીણવટથી વાંચવા જેવું આ પુસ્તક છે. આપણા જીવનને સત્ય-અહિંસાના રાહે ઘડવાનું ઘણું બધું ભાથું આમાથી મળી શકે તેમ છે. કેટકેટલી ઝીણીઝીણી વિગતોમાં લેખક ઊતર્યા છે! આમાં કોરી તત્ત્વચર્ચા નથી. સિદ્ધાતોનું પણ માત્ર વૈચારિક નિરૂપણ નથી. આમાં તો એ બધાં તત્ત્વો અને સિદ્ધાંતોને આપણા રોજબરોજના જીવનમાં કઈ રીતે ઉતારી શકાય તથા તેમ કરવા જતાં આપણા મનમાં કેવા કેવા પ્રશ્નો ઊઠે, વચ્ચે કેવી કેવી મુશ્કેલીઓ ઊભી થાય, કેવાં કેવાં પ્રલોભનો અને આત્મવંચનાઓમાંથી પસાર થવું પડે, તેનું વિસ્તૃત વિવરણ છે. કાકાસાહેબે ખરું કહ્યું છે કે 'સમાજશાસ્ત્રનાં બધાં જ અંગોનું એમને અનુભવમૂલક પ્રત્યક્ષ જ્ઞાન છે.' જોકે એ પોતે સંસારી જીવ નથી. છતાં લોક-સંગ્રહની અદમ્ય વૃત્તિને કારણે તેમ જ કરુણાસભર હૃદયને કારણે તથા સૂક્ષ્મ અવલોકનશક્તિ અને કલ્પનાશક્તિને કારણે પરકાયા-પ્રવેશથી એમણે આ જ્ઞાન મેળવ્યું છે. અને પછી માતા જેમ બાળકોને એક જ વસ્તુ અનેક રીતે ખંતપૂર્વક સમજાવે છે તેમ માણસની બાળબુદ્ધિ ઓળખીને દરેક વસ્તુ ક્યાંય સંશય ન રહી જાય એ રીતે વિસ્તારપૂર્વક એમણે સમજાવી છે.

પુસ્તકમાં જુગતરામકાકાએ વ્યાખ્યાનશૈલી અપનાવી છે. જાણે બ્રાહ્મમુહૂર્તે પ્રાર્થના બાદ પોતે આશ્રમવાસીઓ સમક્ષ પ્રવચન આપી રહ્યા હોય એ રીતે આ પુસ્તકનુ લેખન થયું છે. આને લીધે હાર્દિકતા ને આત્મીયતા વિશેષ વરતાય છે તથા વાતચીતની લઢણ પણ જોવા મળે છે. 'કદાચ તમે આશ્રમમાંથી ગચ્છંતિ પણ કરી જાઓ!' (પાના ૧૯)—આવી બોલચાલની ભાષા પ્રિય અને રોચક બને છે. કાકાસાહેબે કહ્યું છે કે જુગતરામભાઈની એક સાહિત્યકાર તરીકેની, એક શિક્ષક તરીકેની અને એક સેવક તરીકેની શક્તિનો પરિપાક આપણને આ ચોપડીમાં મળે છે.

જુગતરામકાકા એક સિદ્ધહસ્ત સાહિત્યકાર છે. ગંભીરમાં ગભીર વિચારોને સરળમાં સરળ કરીને રજૂ કરવાની કળા એમને હસ્ત-ગત છે. વળી, તેઓ જે કાંઈ લખે છે, તેમાં પોતાના અંતરનો ભાવ રેડી દે છે. આથી એમની ભાષા ગાંધીજીએ પુસ્તકના આદિ-વચનમાં કહ્યું છે તેમ સરળની સાથોસાથ સુંદર પણ છે. ઉમા-શંકરભાઈ કહે છે કે આ તો અમારી જમાતમાંથી નાસી આવેલા કવિ છે. એમની ભાષામાં કાવ્યતત્ત્વ અકૃત્રિમપણે અનાયાસ આવી જાય છે. પ્રાર્થના શુષ્ક ક્રિયાકાંડ કે પોપટપાઠ ન બની જાય એમ કહેવા માટે એમણે લખ્યું છે: 'પ્રાર્થના સદા લીલી રાખો.' (પાન ૨૬૧) શરીરને કપડાંના કેદખાનામાંથી મુક્ત કરો એમ કહીને લખે છે: 'તેના ઉપર સૂર્યનાં કુમળાં કિરણો નાચવા દઈશું અને હવાને રમવા દઈશું'.' (પાન ૨૬૬) મૃત્યુ વિશે વાત કરતાં કહ્યું છે, 'તે છેવટનું આવે તે પહેલાં તો આપણે કેટલીયે વાર તેના હાથમાં તાલી મારી આવ્યા હોઈશું'.' (પાન ૨૭૮) અહિંસાનો ચમત્કાર વર્ણવતાં એમની કલમેથી લખાઈ જાય છે: 'અહિંસાશક્તિ આપોઆપ વસંત જેવી વનનાં વૃક્ષો ઉપર કરે તેવા પ્રકારની અદ્ભુત શુભ અસર ઊપજાવશે.' (પાન ૩૭૧) અને આ જુઓ: 'સફાઈ તો એવી રાખવી કે, આપણી દરેક વસ્તુ જાણે ખિલખિલ હસતી હોય.' અભિવ્યક્તિની આવી નજાકતતા અને સુકુમારતા કવિ-હૃદયમાથી જ સ્ફુરે. પુસ્તકનાં બે પ્રકરણ તો પૂરેપૂરાં કાવ્યમય છે. 'પ્રાર્થનાપરાયણતા' (પાન ૨૧૯)ની વાત કરતાં કરતાં લેખકનુ હૈયું હેલે ચઢ્યું છે. એવી જ રીતે ખુલ્લા આકાશ નીચે રોજ સૂવું જોઈએ, એ વાત રસ નીતરતી વાણીમાં કહી છે. એ પ્રકરણને શીર્ષક પણ કેવું કાવ્યમય મળ્યું છે!—'આકાશનું અમૃત' (પાન ૪૬).

જુગતરામકાકાની ભાષામાં તળપદુ કૌવત છે. કેટલાક ચોટડૂક શબ્દપ્રયોગ ધ્યાન ખેંચે એવા છે. સ્વચ્છતાના સંદર્ભમાં માંકડ-ચાંચડની વાત કરતાં તેઓ ઉમેરે છે કે કેટલાંક અશરીરી જંતુઓ પણ છે, અને તે આપણી ગંદી ટેવો. તેને કહે છે, 'ટવજંતુઓ'. (પાન ૫) 'હિંદમાતાના દૂબળા પડી ગયેલા દેહને ઘણી ઘણી જરૂર છે. આપણા પોતાના હાડમાથી લોહીને વલોવીને જે ઘી ઉત્પન્ન કરીએ તે જ સાચું ઘી—આપણો પોતાનો પરસેવો.' (પાન ૧૧–૧૨) ગ્રામજનોની કોઠાસૂઝભરી આવડતને એમણે કહી છે, 'ઉપજાઉ અક્કલ.' (પાન ૨૯૫) સત્યશૌર્ય, સત્યબળિયો, સત્યપ્રાણ, સેવાસતિયો જેવા શબ્દો પણ એમણે પ્રયોજ્યા છે. પ્રભાતિયુ ની જેમ 'ઊંઘામણું' લોકોમાં કામ કરવાની પરિસ્થિતિ અનુકૂળ બને તેને એમણે ઘણીવાર 'વરાપનો વખત' કહ્યો છે. આ બધા શબ્દપ્રયોગોમાં તળપદું કૌવત છે.

જુગતરામકાકા શબ્દના ઉપાસક છે. પોતાને જે ભાવ વ્યક્ત કરવો હોય તેને આબાદ બંધબેસતા શબ્દો, લઢણો એમને હમેશાં હાથવગાં હોય છે. તેથી ભાષા પાસેથી ધાર્યું કામ કાઢી લઈને પોતાની વાત આપણા ચિત્તમાં સોંસરવી પેસાડી શકે છે. ક્યારેક ચોટડૂક ઉપમાથી, તો ક્યારેક સમર્થક શબ્દચયનથી સોંસરવો અર્થબોધ કરાવી જાય છે. ગમે તેમ 'સમય બરબાદ કરનારાઓ માટે એમણે કહ્યું છે, 'રૂનું પૂમડું હવામાં ગમે તેમ ઊડે તે રીતે તેઓ જે પ્રવૃત્તિ જ્યાં ખેંચે ત્યાં ખેંચાયા કરે છે.' (પાન ૬૦) 'નાનાં બાળકો ઉપર તો આવી અસરો કુમળા છોડ ઉપર હીમ પડવા જેવી જ થાય છે.' (પાન ૧૭૩) બાળકો પોતાની સ્ફૂર્તિથી કામ કરશે તેને માટે કહે છે, 'તેઓ અંતરની સ્ફૂર્તિથી ધકેલાઈને પતંગિયાં ફૂલો પર જાય તેમ તેમને લાયકનાં કામો ચાલતાં હશે

ત્યાં જશે.' (પાન ૧૭૮) છાબડીમાંનાં પુષ્પો એ તો આપણાં કર્મો છે. તે પ્રાર્થનાના છંટકાવથી તાજાં રહેશે. (પાન ૨૩૦) સવારની પ્રાર્થનામાં સીધા પથારીમાંથી આંખ, ચોળતા-ચોળતા આવનારાઓ માટે કહ્યું કે 'એઠાં આંખ-મોં સાથે આવીને બેસે.' (પાન ૨૪૭) જેમ તેમ કમર વાળીને બેઠેલાઓ માટે—'કોથળાની જેમ બેઠેલા' (પાન ૨૪૮) પાછળથી આવીને ઘૂસી જનારાઓ માટે— 'તેઓ ફાચરની જેમ વચ્ચે ભરાય છે.' (પાન ૨૪૯) સિદ્ધાંતો ખાતર મોતને ભેટવા તૈયાર રહેવું એમ કહીને એમણે ઉમેર્યું છે, 'માત્ર ધમણની જેમ શ્વાસ લેવો અને ભઠ્ઠીની જેમ ભક્ષણ કરવું એ કંઈ જીવન નથી.' (પાન ૨૭૬) આશ્રમના ઘંટને 'પરમ ઉપકારી મિત્ર' રૂપ ગણાવીને એમણે કહી પાડ્યું છે કે 'એ સૂર્યનું બોલતું બચ્ચું જ છે.' (પાન ૫૮) અને પછી સમયપાલનના વ્રતનું સ્તોત્ર ગાયું છે. છોકરીઓના ઉછેર પ્રત્યે કોઈ ધ્યાન અપાતું નથી તેના પ્રત્યે રોષ વ્યક્ત કરતાં લખે છે, 'તેઓ તો જંગલી ઘાસની જેમ વગર કાળજીએ વધ્યાં કરે એમ માની લેવામાં આવે છે.' (પાન ૧૭૧) નાનાં બાળકોને વળી નિશાળ કેવી. 'બાંધેલા ઘરનાં છાપરા તળે વાડી ખીલવી શકાય, તો જ નિશાળમાં નાનાં બાળકોને કેળવી શકાય.' (પાન ૧૭૫) 'કેળવણીની ગંગા તો લોકોનાં ઘરોમાં અને ખેતરોમાં અને ઉદ્યોગોની કોઢોમાં વહી રહી હોય છે. તેમાંથી ઉઠાવી બાળકોને નિશાળની ગંધાતી તલાવડીમાં ધકેલવામાં આવ્યાં હોય છે.' (પાન ૧૭૯) 'કેળવણીનું સ્વાદિષ્ટ, પૌષ્ટિક, સાત્ત્વિક ભોજન ઉકરડે ફેંકી દઈ છોકરાંઓને પૈસા ખર્ચીને નિશાળના ભણતર રૂપ હલકી બજારુ મીઠાઈ ઉપર ઉછેરે છે.' (પાન ૧૯૮) જુદા જુદા ઉદ્યોગો શીખવાને લીધે 'આપણા બૂઠા હાથમાં કારીગરી આવશે.' (પાન ૪૩૦)

ભાષાનું આવું લાલિત્ય અને આવું કૌવત જુગતરામકાકાની સરળ સુંદર લેખનશૈલીમાં જોવા મળે છે. એમની સાહિત્ય-ઉપાસનાનો એ પરિપાક છે. એવી જ રીતે એમની શિક્ષક તરીકેની ઉપાસનાનો પરિપાક પણ આ પુસ્તકમાં છે. શિક્ષકમાં માતાનું હૃદય અને ગુરુનું જ્ઞાન બંને જોઈએ. એ બંને અહીં જોવા મળે છે. દરેક વાતને જુદી જુદી રીતે સમજાવીને ગળે ઉતારવાની કોશિશ એમણે કરી છે. રજૂઆતની રોચક કળા એમને હસ્તગત છે. એમની રજૂઆત ધીંગી અને ખમીરવંતી છતાં વાત્સલ્યસભર હોય છે. ઘણી રજૂઆતમાં સારી પેઠે મૌલિકતા પણ જણાય છે. સાત્ત્વિક આહારના સંદર્ભમાં તેઓ કહે છે કે એઠું ને ઊતરેલું અન્ન કોઈને ખાતા જોઈને આપણને સૂગ ચઢે છે; પરંતુ 'આપણે પણ સ્વાદ-લંપટ થઈને વધારા પડતું ખાઈએ છીએ, ત્યારે અમૃત જેવા અન્નને પેટમાં ગંધવીએ છીએ, કોહવડાવીએ છીએ.' (પાન ૩૮) પળેપળનો સદુપયોગ કરવાની વાતને એમણે આ રીતે સમજાવી છે: 'ભરવાડો પોતાના ધણને સાચવે છે. આપણે ૮૬,૪૦૦ સેકંડોનું જંગી ધણ લઈને રોજ ચારવા નીકળીએ છીએ.' (પાન ૬૬) સમય મારવા નવલકથા વગેરેમાં ડૂબી જવા વિશે કહે છે, 'કલાનું પાન કરવામાં તો કાંઈ વાંધો ન હોય પણ કલામાં ડૂબી મરવામાં મોટો વાંધો છે.' (પાન ૭૬) જાતમહેનતનો મહિમા ગાતાં જુગતરામકાકા કદી થાકતા નથી. નાનાં બાળકોને રમવું-કૂદવું, તેવું તંદુરસ્ત માણસને કામ. 'કામ કરવાનો રસ પોતે ન લેતાં કોઈ મજૂર પાસે કામ કરાવવું એ તો પકવાન્નની પતરાવળી બીજાને ધરાવી પોતે પાછળથી એઠવાડ ચાટીએ તેના જેવું છે.' (પાન ૮૬) કામ કોઈ ઊંચું નથી, કોઈ નીચું નથી. અને છતાં ઊંચું-નીચું પારખવું હોય તો જુગતરામકાકાની મૌલિક કસોટી આ છે—'જે કામ ફક્ત આપણી જાતને માટેનું હોય તે પ્રમાણમાં નીચું, અને જે સૌની સેવા માટેનું હોય તે ઊંચું. (પાન ૮૮) બીજું એમનું અવલોકન જુઓ—'જેમ આપણે માટે ખાવા લાયક જેટલી વસ્તુઓ છે તે બધામાં કુદરતે રુચિકર સ્વાદો મૂકેલા છે. તે જ રીતે તેણે સર્વ ઉપયોગી કામોમાં આનંદ અને કેળવણી મૂક્યાં છે.' (પાન ૧૦૧) 'પાવનકારી પરસેવો' પ્રવચનનો ઉપાડ એમણે એવા સવાલ સાથે કર્યો છે કે સવારે તો આપણે સૌ નાહીએ છીએ, પણ સાંજ પડયે નહાવાનું મન કોને થાય છે? 'દિવસે મહેનત મજૂરી કરી કરીને ખૂબ પરસેવો થયો હોય અને તેથી સાંજે જો નહાય નહિ તો મન બેચેન બની જતું હોય એવા આપણામાં કેટલા?' (પાન ૧૦૩) લોકો-ના આળસુપણાનાં મૂળિયાં તપાસતાં સેવકોનેય ઠપકારે છે: 'પરંતુ લોકોમાં આળસ છે એમ કહી નિરાશ થવું, તેમને તજી જવું એમાં આપણું સેવકોનું પણ આળસુપણું નહિ તો બીજું શું છે?' (પાન ૩૦૦) માંદગી કેમ ભોગવવી તેની ચર્ચા પણ બહુ સુંદર કરી છે. વાત-વાતમાં દાક્તર પાસે દોડી જવું 'એ જ એક જાતની મોટી માંદગી છે.' (પાન ૨૬૭) ગામડાના લોકો ભૂવાનો આશરો લે છે તો આપણને હસવું આવે છે. 'પરંતુ તેમને જો તેમના વહેમો છે, તો આપણને આપણા વહેમો ક્યાં નથી? જેવા ગભરાટને વશ થઈ તેઓ ભૂવાનું શરણું શોધે છે, તેવા જ ગભરાટને વશ થઈ શું આપણે વૈદ-દાક્તરનું શરણું શોધતા નથી?' (પાન ૨૭૧) સામ્યવાદી વગેરે પ્રાર્થનાની ઠેકડી ઉડાવે છે, તો સામું પૂછે છે, 'તેઓ ભલે આપણી જેમ ભજન ગાતા નથી અને ધૂન મચાવતા નથી, પણ શું તેઓ ઉછળી ઉછળીને પોતાનાં ધ્યેયને લગતાં ગાયનો અને ગર્જનાઓ બોલતા નથી?' (પાન ૨૩૯) સ્લોગનો માટે વપરાયેલ 'ગર્જનાઓ' શબ્દ ધ્યાન ખેંચે છે. આશ્રમમાં અને જીવનમાં નિયમો જોઈએ કે નહિ તે વિશે જુદી જુદી રીતે સમજાવ્યું છે, અને છેવટે માતૃવત્ સમજાવટથી સામાને લગભગ નિઃશસ્ત્ર કરી મૂક્યા છે. અંતમાં કહ્યું છે: 'નિયમો એટલે શું? એ નિયમો એટલે એ જ કે આપણે પોતે જ્યારે જાગ્રત હતા, ગંભીર હતા, તે વખતે આપણને સૂઝેલો જીવનમાર્ગ. જીવનની ઇમારત કેમ ચણવી એનો શાંત પળે ગણતરીપૂર્વક દોરેલો નકશો. ઇમારત ચણનાર કડિયાને શું જાણકાર ઇજનેરે દોરેલો નકશો કદી ભારરૂપ બને છે? તે તો ઊલટો તેને મદદ જ કરે છે.' અને છેલ્લે વળી ઉમેરે છે: 'વગર નિયમે ગાડું હાંકવામાં તો ભેખડે ભરાઈ બેસવાનું જ જોખમ છે.' (પાન ૧૧૮).

જુગતરામકાકાનું વલણ કદીયે જડસુ નથી હોતું. એ ધોકાપંથી નથી. આકરી તિતિક્ષાવૃત્તિ પણ એમનામાં નથી જણાતી. એમના ત્યાગ અને સેવામાંયે ભારોભાર રસવૃત્તિ દેખા દે છે. એ આત્મપીડક શુષ્ક સાધક નથી, એ તો જીવનના કળાકાર છે. એટલે અસ્વાદવ્રત ખરું, પણ 'ખોરાક દઝાડી, દુણાવી, અરુચિકર બનાવીને' ખાવાનો નથી. (પાન ૨૩) બલ્કે, 'આપણે આપણું અન્ન જીભને રુચિકર કરવા માગીએ છીએ એટલું જ નહિ, તેનાં રૂપ રંગ પણ આપણે આંખને પ્રિય એવાં કરવાં છીએ અને

ત્યાં જશે.' (પાન ૧૭૮) છાબડીમાંનાં પુષ્પો એ તો આપણાં કર્મો છે. તે પ્રાર્થનાના છંટકાવથી તાજાં રહેશે. (પાન ૨૩૦) સવારની પ્રાર્થનામાં સીધા પથારીમાંથી આંખ, ચોળતા-ચોળતા આવનારાઓ માટે કહ્યું કે 'એકાં આંખ-મોં સાથે આવીને બેસે.' (પાન ૨૪૭) જેમ તેમ કમર વાળીને બેઠેલાઓ માટે—'કોથળાની જેમ બેઠેલા' (પાન ૨૪૮) પાછળથી આવીને ઘૂસી જનારાઓ માટે— 'તેઓ ફાચરની જેમ વચ્ચે ભરાય છે.' (પાન ૨૪૯) સિદ્ધાંતો ખાતર મોતને ભેટવા તૈયાર રહેવું એમ કહીને એમણે ઉમેર્યું છે, 'માત્ર ધમણની જેમ શ્વાસ લેવો અને ભઠ્ઠીની જેમ ભક્ષણ કરવું એ કંઈ જીવન નથી.' (પાન ૨૭૯) આશ્રમના ઘંટને 'પરમ ઉપકારી મિત્ર' રૂપ ગણાવીને એમણે કહી પાડ્યું છે કે 'એ સૂર્યનું બોલતું બચ્ચું જ છે.' (પાન ૫૮) અને પછી સમયપાલનના વ્રતનું સ્તોત્ર ગાયું છે. છોકરીઓના ઉછેર પ્રત્યે કોઈ ધ્યાન અપાતું નથી તેના પ્રત્યે રોષ વ્યક્ત કરતાં લખે છે, 'તેઓ તો જંગલી ઘાસની જેમ વગર કાળજીએ વધ્યાં કરે એમ માની લેવામાં આવે છે.' (પાન ૧૭૧) નાનાં બાળકોને વળી નિશાળ કેવી. 'બાંધેલા ઘરનાં છાપરા તળે વાડી ખીલવી શકાય, તો જ નિશાળમાં નાનાં બાળકોને કેળવી શકાય.' (પાન ૧૭૫) 'કેળવણીની ગંગા તો લોકોનાં ઘરોમાં અને ખેતરોમાં અને ઉદ્યોગોની કોઠોમાં વહી રહી હોય છે. તેમાંથી ઉઠાવી બાળકોને નિશાળની ગંધાતી તલાવડીમાં ધકેલવામાં આવ્યાં હોય છે.' (પાન ૧૭૯) 'કેળવણીનું સ્વાદિષ્ટ, પૌષ્ટિક, સાત્ત્વિક ભોજન ઉકરડે ફેંકી દઈ છોકરાંઓને પૈસા ખર્ચીને નિશાળના ભણતર રૂપ હલકી બજારુ મીઠાઈ ઉપર ઉછેરે છે.' (પાન ૧૯૮) જુદા જુદા ઉદ્યોગો શીખવાને લીધે 'આપણા બૂઠા હાથમાં કારીગરી આવશે.' (પાન ૪૩૦)

ભાષાનું આવું લાલિત્ય અને આવું કૌવત જુગતરામકાકાની સરળ સુંદર લેખનશૈલીમાં જોવા મળે છે. એમની સાહિત્ય-ઉપાસનાનો એ પરિપાક છે. એવી જ રીતે એમની શિક્ષક તરીકેની ઉપાસનાનો પરિપાક પણ આ પુસ્તકમાં છે. શિક્ષકમાં માતાનું હૃદય અને ગુરુનું જ્ઞાન બંને જોઈએ. એ બંને અહીં જોવા મળે છે. દરેક વાતને જુદી જુદી રીતે સમજાવીને ગળે ઉતારવાની કોશિશ એમણે કરી છે. રજૂઆતની રોચક કળા એમને હસ્તગત છે. એમની રજૂઆત ધીંગી અને ખમીરવંતી છતાં વાત્સલ્યસભર હોય છે. ઘણી રજૂઆતમાં સારી પેઠે મૌલિકતા પણ જણાય છે. સાત્ત્વિક આહારના સંદર્ભમાં તેઓ કહે છે કે એંઠું ને ઊતરેલું અન્ન કોઈને ખાતા જોઈને આપણને સૂગ ચઢે છે; પરંતુ 'આપણે પણ સ્વાદ-લંપટ થઈને વધારા પડતું ખાઈએ છીએ, ત્યારે અમૃત જેવા અન્નને પેટમાં ગંધવીએ છીએ, કોહવડાવીએ છીએ.' (પાન ૩૮) પળેપળનો સદુપયોગ કરવાની વાતને એમણે આ રીતે સમજાવી છે: 'ભરવાડો પોતાના ધણને સાચવે છે. આપણે ૮૬,૪૦૦ સેકંડોનું જંગી ધણ લઈને રોજ ચારવા નીકળીએ છીએ.' (પાન ૬૬) સમય મારવા નવલકથા વગેરેમાં ડૂબી જવા વિશે કહે છે, 'કલાનું પાન કરવામાં તો કાંઈ વાંધો ન હોય પણ કલામા ડૂબી મરવામાં મોટો વાંધો છે.' (પાન ૭૬) જાતમહેનતનો મહિમા ગાતાં જુગતરામકાકા કદી થાકતા નથી. નાનાં બાળકોને રમવું-કૂદવું, તેવું તંદુરસ્ત માણસને કામ. 'કામ કરવાનો રસ પોતે ન લેતા કોઈ મજૂર પાસે કામ કરાવવું એ તો પકવાન્નની પતરાવળી બીજાને ધરાવી પોતે પાછળથી એંઠવાડ ચાટીએ તેના જેવું છે.' (પાન ૮૬) કામ કોઈ ઊંચું નથી, કોઈ નીચું નથી. અને છતાં ઊંચું-નીચું પારખવું હોય તો જુગતરામકાકાની મૌલિક કસોટી આ છે—'જે કામ ફક્ત આપણી જાતને માટેનું હોય તે પ્રમાણમાં નીચું, અને જે સૌની સેવા માટેનું હોય તે ઊંચું. (પાન ૮૮) બીજું એમનું અવલોકન જુઓ—'જેમ આપણે માટે ખાવા લાયક જેટલી વસ્તુઓ છે તે બધામાં કુદરતે રુચિકર સ્વાદો મૂકેલા છે, તે જ રીતે તેણે સર્વ ઉપયોગી કામોમાં આનંદ અને કેળવણી મૂક્યાં છે.' (પાન ૧૦૧) 'પાવનકારી પરસેવો' પ્રવચનનો ઉપાડ એમણે એવા સવાલ સાથે કર્યો છે કે સવારે તો આપણે સૌ નાહીએ છીએ, પણ સાંજ પડ્યે નહાવાનું મન કોને થાય છે? 'દિવસે મહેનત મજૂરી કરી કરીને ખૂબ પરસેવો થયો હોય અને તેથી સાંજે જો નહાય નહિ તો મન બેચેન બની જતું હોય એવા આપણામાં કેટલા?' (પાન ૧૦૩) લોકોના આળસુપણાનાં મૂળિયાં તપાસતાં સેવકોનેય ટપકારે છે: 'પરંતુ લોકોમાં આળસ છે એમ કહી નિરાશ થવું, તેમને તજી જવું એમાં આપણું સેવકોનું પણ આળસુપણું નહિ તો બીજું શું છે?' (પાન ૩૦૦) માંદગી કેમ ભોગવવી તેની ચર્ચા પણ બહુ સુંદર કરી છે. વાત-વાતમાં દાક્તર પાસે દોડી જવું 'એ જ એક જાતની મોટી માંદગી છે.' (પાન ૨૬૭) ગામડાના લોકો ભૂવાનો આશરો લે છે તો આપણને હસવું આવે છે. 'પરંતુ તેમને જો તેમના વહેમો છે, તો આપણને આપણા વહેમો ક્યાં નથી? જેવા ગભરાટને વશ થઈ તેઓ ભૂવાનું શરણું શોધે છે, તેવા જ ગભરાટને વશ થઈ શું આપણે વૈદ-દાક્તરનું શરણું શોધતા નથી?' (પાન ૨૭૧) સામ્યવાદી વગેરે પ્રાર્થનાની ઠેકડી ઉડાવે છે, તો સામું પૂછે છે, 'તેઓ ભલે આપણી જેમ ભજન ગાતા નથી અને ધૂન મચાવતા નથી. પણ શું તેઓ ઉછળી ઉછળીને પોતાનાં ધ્યેયને લગતાં ગાયનો અને ગર્જનાઓ બોલતા નથી?' (પાન ૨૩૯) સ્લોગનો માટે વપરાયેલ 'ગર્જનાઓ' શબ્દ ધ્યાન ખેંચે છે. આશ્રમમાં અને જીવનમાં નિયમો જોઈએ કે નહિ તે વિશે જુદી જુદી રીતે સમજાવ્યું છે, અને છેવટે માતૃવત્ સમજાવટથી સામાને લગભગ નિઃશસ્ત્ર કરી મૂક્યા છે. અંતમાં કહ્યું છે: 'નિયમો એટલે શું? એ નિયમો એટલે એ જ કે આપણે પોતે જ્યારે જાગ્રત હતા, ગંભીર હતા, તે વખતે આપણને સૂઝેલો જીવનમાર્ગ. જીવનની ઇમારત કેમ ચણવી એનો શાંત પળે ગણતરીપૂર્વક દોરેલો નકશો. ઇમારત ચણનાર કડિયાને શું જાણકાર ઇજનેરે દોરેલો નકશો કદી ભારરૂપ બને છે? તે તો ઊલટો તેને મદદ જ કરે છે.' અને છેલ્લે વળી ઉમેરે છે: 'વગર નિયમે ગાડું હાંકવામાં તો ભેખડે ભરાઈ બેસવાનું જ જોખમ છે.' (પાન ૧૧૮).

જુગતરામકાકાનું વલણ કદીયે જડસુ નથી હોતું. એ ધોકાપંથી નથી. આકરી તિતિક્ષાવૃત્તિ પણ એમનામાં નથી જણાતી. એમના ત્યાગ અને સેવામાંયે ભારોભાર રસવૃત્તિ દેખા દે છે. એ આત્મપીડક શુષ્ક સાધક નથી, એ તો જીવનના કળાકાર છે. એટલે અસ્વાદવ્રત ખરું, પણ 'ખોરાક દઝાડી, દુણાવી, અરુચિકર બનાવીને' ખાવાનો નથી. (પાન ૨૩) બદલે, 'આપણે આપણું અન્ન જીભને રુચિકર કરવા માગીએ છીએ એટલું જ નહિ, તેનાં રૂપ રંગ પણ આપણે આંખને પ્રિય એવાં ઇચ્છીએ છીએ અને

સોડમ પણ નાકને પ્રિય એવી ઇચ્છીએ છીએ.' (પાન ૩૦) દરેક વસ્તુના સૂક્ષ્મ રસો અમારી જીભને ગમી ગયા છે. તે તીક્ષ્ણ મસાલાઓમા દબાવી દેવા એ હવે અત્યાચાર કરવા જેવુ માનીએ છીએ.' (પાન ૩૧) 'કેટલાંક શાકભાજી તો અમને હવે રાંધ્યા વગરનાં હોય ત્યારે જ સ્વાદિષ્ટ, સુંદર અને સુગંધયુક્ત લાગે છે. તેને બાફવાં એ સુંદર ફૂલોને ચોળી નાખવા જેવું અરસિક કૃત્ય લાગે છે.' (પાન ૩૨) એક નરવી, સમત્વયુક્ત જીવનદૃષ્ટિનુ આ દ્યોતક છે.

'ટેવ પડયા પછી જ બ્રાહ્મમુહૂર્તની જાગૃતિની મીઠાશ સમજાવા લાગે છે,' (પાન ૫૨) એમ કહ્યા પછી 'ગુરુદેવ રવીન્દ્રનાથ જેવા રસિક કવિવર બ્રાહ્મમુહૂર્તના રસિયા હતા, અને તેમનાં ઘણાંખરાં ગાન એ પવિત્ર વેળાની પ્રસાદીરૂપ હતાં.' (પાન ૫૬) એમ ઉમેર્યા વિના આ રસિકજનથી રહેવાતું નથી. તે સાથોસાથ એમનું વૈજ્ઞાનિક વલણ 'તંદુરસ્ત માણસના શરીરને સાતથી આઠ કલાકની ઊંઘ મળવી જોઈએ.' (પાન ૫૩) એ વાત ઉપર પણ ભાર મૂકે છે. 'લોકોની કલ્પના હોય છે કે આશ્રમમાં રમતગમત અને આનંદ કલ્લોલ ન હોય, પણ આપણો તો એ ખોરાક છે. તેનો સમય ગોઠવતાં આપણે જરા પણ કંજૂસાઈ રાખી નથી.' (પાન ૬૧) એટલે જ તેઓ બેધડક કહી શકે છે કે, 'સમયપત્રક રચવું એ એક કળા છે.' (પાન ૬૧) જીવનના કળાકાર માટે બધું જ કળામય બની રહેવાનુ. એ કહેવાના, 'રોજનીશી લખવી એ એક સરસ કળા છે.' (પાન ૭૦) પછી રોજનીશીમાં શું શું લખવુ કેવી રીતે લખવું તેની થોડી ચર્ચા કરે છે. પણ પાછા કહી દે છે, 'એથી વધારે તેનું ચોકઠું કરી આપવું યોગ્ય નથી.' (પાન ૭૨) કોઈ જાતની આત્યંતિકતામા સરી ગયા વિના તેઓ બધી બાજુનો સ્વસ્થતાથી વિચાર કરી શકે છે.

એમને જીવનનો રસ માણવો છે, તેના શુદ્ધતમ, પાવનકારી સ્વરૂપમાં. એ રસની થઈ રહેલ વિકૃતિ તરફ આંગળી ચીંધીને તેઓ આપણને ઢંઢોળી રહ્યા છે. 'સમાજમા નાનાં મોટા સૌનું રસવૃત્તિનું ધોરણ જ ઊતરી ગયું છે.' (પાન ૭૯) ઘરેણાં દાગીના પ્રત્યે અરુચિ દાખવી આપણને આંગળી ઝાલી તેનાથીયે આગળ લઈ જાય છે. 'બનીઠનીને ફરવાની, નખરાં કરવાની હલકી વૃત્તિની' (પાન ૭૯) વાત કરે છે. 'મૂળ વસ્તુ આપણા મનમાં જ છે. બનીઠનીને રૂપ કાઢવાની વૃત્તિ જેમા જેમાં છુપાયેલી હોય, તે બધામાં અલંકારનું તત્ત્વ આવ્યું જ. એ ઊંચી જાતની વૃત્તિ નથી.' (પાન ૮૨) 'જૂઠા અલંકારો મનુષ્ય તરીકે પણ આપણને હીણપત લગાડનારાં લાગશે.' (પાન ૮૪) પરંતુ આટલું કહીને અટકી જાય, તો તે જુગતરામકાકા નહિ. તેઓ તો તુરત બીજી બાજુ પણ બતાવી જ દેવાના : 'આનો અર્થ મેલાઘેલા, અવ્યવસ્થિત અને બેદરકાર રહેવું એવો પણ ન કરવો. કેટલાક એવા બની જવું એને આશ્રમજીવનનુ લક્ષણ સમજતા હોય એવી રીતેય વર્તતા હોય છે.' (પાન ૮૩) 'આપણે વરણાગિયા થવું નથી, પણ સ્વચ્છ અને વ્યવસ્થિત તો જરૂર થવું છે. નીરોગી શરીર, સ્વચ્છતા અને વ્યવસ્થિતપણું એ સાચા અલંકારો છે. અને તેનો શોખ તો આપણે કેળવવો જ છે.' (પાન ૮૪) એમની રસવૃત્તિએ ઘૂંટી-ઘૂંટીને એમ પણ લખી દીધુ છે કે 'આશ્રમના સભ્યોનું કુલ જીવન સામુદાયિક કે લશ્કરી છાવણીની ઢબનું બનાવી દેવું એ આપણો ઉદ્દેશ નથી જ.' (પાન ૨૬૦) ખાદી જેવી બાબતમાં તેઓ હૃદયની ઉદારતા દાખવી શકે છે. 'ખાદીના કપડાં પહેરનારને જ આશ્રમમાં દાખલ કરવો એવો આપણો નિયમ ખરો, પણ કોઈ તેવાં કપડાં પહેર્યાં વિના આવી ચઢે તો આપણે આશ્રમનાં દ્વાર વાસી દઈશુ ? એમ કેમ બને ?...હૃદયમાં ભાવના જન્મી તે ક્ષણે જ તેણે સૂક્ષ્મ અદૃશ્ય ખાદી તો પહેરી જ ને ?' (પાન ૧૧૩) હજી આનાથીયે આગળ લઈ જાય છે. 'જેવો ખાદીનો ઉપરનો ગણવેશ ધારણ કર્યો, તેવો અંદરનો શુદ્ધ ચારિત્ર્યનો ગણવેશ પણ આપણે ધારણ કરીને જઈશું, તો જ આપણે સેવકનો ધર્મ બજાવી શકીશું.' (પાન ૧૨૧) અલબત્ત, ખાદીની વાત પણ બરાબર વિગતે સમજાવી છે. પરંતુ આવા વ્યાપક પરિપ્રેક્ષ્યને લીધે તેને એક નવું જ પરિમાણ પ્રાપ્ત થઈ જાય છે.

આવી રીતે સ્થૂળમાંથી શરૂ કરી સૂક્ષ્મ સુધી લઈ જવાની કળા જુગતરામકાકાના વ્યક્તિત્વમા અદ્ભુત છે. આપણને ખબરેય ન પડે એ રીતે, આપણને જરીકે તાણ ન પડે એ રીતે, આપણી આંગળી ઝાલીને એ આપણને ઊર્ધ્વ આરોહણ કરાવી જાય છે. લગીરે ભારેખમ થયા વિના એ બહુમૂલા ભારેખમ તત્ત્વોનું આકલન કરવાની દૃષ્ટિ ખોલી આપે છે. આનુ ઉત્તમ ઉદાહરણ જોવું હોય, તો આ પુસ્તકનાં ૪૩ અને ૪૪ એ બે પ્રવચનો એક સાથે વાંચી જવા. 'પ્રાર્થનાપરાયણતા' અને 'ધ્યાનયોગ'. બંને એકબીજાનાં પૂરક છે તથા બંને મળીને પ્રાર્થના વિશે એક તલસ્પર્શી સર્વાંગી દૃષ્ટિ આપી જાય છે. સામૂહિક પ્રાર્થનાના સ્થૂળ આચારનો મહિમા વર્ણવવામાં કોઈ મણા રાખી નથી, તો પ્રાર્થનાનો સૂક્ષ્મતમ્ મર્મ પણ સ્ફુટ કરી બતાવ્યો છે. આવી સૂક્ષ્મ વૃત્તિને કારણે જ તેઓ કહી શકે છે કે 'રચનાત્મક કાર્યનાં કેન્દ્રો એટલે માત્ર ખાદી વગેરેના કારખાનાં કે દુકાનો નહિ, પણ પ્રજાની સત્યાગ્રહશક્તિ વધારનારાં તાલીમખાનાં.' (પાન ૩૪૪) 'સેવકોએ પોતાના કામ મારફત સ્વરાજ્યની લાયકાત અને શક્તિ પ્રજામાં વધે છે કે નહિ, તે ખૂબ જ ઝીણી નજરે જોતા રહેવાની જરૂર છે.' (પાન-૩૩૪) 'આપણે સ્વરાજરચના કેટલી અને કેવી કરી શકીએ છીએ, એ જ આપણી આત્મરચના કેટલી થઈ તે માટેની પારાશીશી છે.' (પાન ૨૦).

હા, જરીક માથું ધુણાવવું પડે એવું બે-ત્રણ જગ્યાએ બને છે. દા. ત. પાનાં રમવાં કે શેતરંજ ખેલવી, તેનો એમણે નિષેધ કર્યો છે. (પાન ૭૩) લખવાની પેન વિશે કહે છે કે, 'તમારી માનીતી પેન માત્ર વતરણુ છે અને અલંકાર નથી એમ પ્રામાણિકપણે કહેવું સહેલું નથી. તમારી પેનનો શોખ અને રાનીપરજ બહેનનો પગનાં ઝાંઝરનો શોખ એ બે જુદી જાતનાં નથી.' (પાન ૮૧) તો વળી પાયજામો પહેરવાને એમણે ફેશન ગણી છે અને તેના પ્રત્યે ભારે અરુચિ દાખવીને કટાક્ષ કર્યા છે. (પાન ૧૩૪) આ કાંઈ ગળે ઊતર્યું નહિ. જો કે આ ૪૦ વરસ પહેલાં લખાયેલું છે. કદાચ આ બાબત વિશેના એમના વિચારો હવે બદલાયા હશે.

પરંતુ આ તો ઘણી ગૌણ બાબતો છે. અને આમાં પણ એમની દૃષ્ટિ તો એ જ છે કે હિંદુસ્તાનની જે ગરીબ સામાન્ય પ્રજાની સેવા કરવા આપણે નીકળ્યા છીએ તેની સાથે એકરૂપ થવામાં આવું બધું બાધારૂપ બને, અને તો એને તજવું જ. સરવાળે આ આખું પુસ્તક જુગતરામકાકાના સેવકજીવનનો પરિપાક છે. સાહિત્યકાર,

શિક્ષક બધું જ એના પેટમાં સમાઈ જાય છે. સેવા એમના જીવનને પ્રાણ છે. સેવા એમના જીવનનો પરમ રસ છે. કાકાસાહેબે સાચું લખ્યું છે કે 'સેવામાં જ જુગતરામભાઈ જીવનની સમૃદ્ધિ, એની પરિપૂર્તિ અને જીવનરસની તૃપ્તિ અનુભવે છે.' સેવાજીવનમાં એમને કેવા રસના ઘૂંટડા જણાય છે, તે આ પુસ્તકના પાને પાને અનુભવાય છે. 'આપણને આપણા સેવાના કામમાં રસ છે, તે જિંદગી ખરચી નાખવા લાયક કામ છે, એવી આપણી શ્રદ્ધા છે. આપણને જનતા ઉપર પ્રેમ છે.' (પાન ૨૮૭) 'આપણું સેવાક્ષેત્ર જે ગામડું, તે આપણે માટે જિંદગીનો સોદો છે....આપણે માટે તે જન્મનું ગામ ભલે ના હોય, પણ આપણે તેને આપણા મરણનું ગામ તો જરૂર કરી શકીએ.' (પાન ૨૮૯) 'ત્યાંના લોકો ઉપર આપણા અંતરમા અખૂટ પ્રેમનો ઝરો વહેવડાવવો. માણસને પોતાનું ઘર અને ગામ કેમ પ્રિય લાગે છે? તે રૂડાં રૂપાળાં છે તેથી? નહિ જ, પરંતુ ત્યાં પોતાનાં વહાલાં સ્વજનો વસે છે તેથી. સ્વજન એટલે સ્વજન. રૂપ હોય તો જ સ્વજન કહીએ અને રૂપ ન હોય તો કાઢી મૂકીએ એમ કોઈ કરતું નથી ગુણની પણ શરત સ્વજન ઉપર મૂકી શકાતી નથી. ગ્રામવાસીઓને આપણાં વહાલાં સ્વજનો બનાવીશું એટલે આપણી આંખ જ બદલાઈ જશે.' (પાન ૨૯૧) 'એમની વચ્ચે વસવું એના જેવો જીવનમાં બીજો લહાવો કયો હોઈ શકે?' (પાન ૩૧૩) 'આશ્રમજીવનમાં એક સેવકને શોભે તેવી સાદાઈ અને ગરીબાઈ હોય અને પ્રેમથી ઊભરાતુ દિલ હોય.' (પાન ૪૪૧).

એમના સેવાજીવનનુ પ્રેરકબળ આ 'પ્રેમથી ઊભરાતું દિલ' છે. એ દિલ તલપાપડ થઈ રહ્યું છે કે આ જનતા જનાર્દન સાથે ક્યારે હું પૂરેપૂરુ તાદાત્મ્ય સાધુ? ગામડામાં રહેતા સામાન્ય લોકોના અનેક ગુણ અનેકવિધ રીતે ગાતાં તેઓ થાકતા નથી. કેટલીયે બાબતમાં આપણે એમની પાસેથી શીખવાનુ છે. એ 'આપણા ગ્રામગુરુઓ' (પાન ૨૯૨) છે. ગ્રામવાસીઓના ગુણોનુ કીર્તન એમને બહુ જ પ્રિય છે. (પાન ૨૯૨) 'ગુણિયલ ગ્રામજન' (પાન ૩૦૮) આજે જો આળસુ જણાય છે, તો જુગતરામકાકાનું માતૃહૃદય વાત્સલ્યભાવે એ 'આળસુપણાનાં મૂળિયાં' (પાન ૩૦૦) તપાસવા બેસી જાય છે, અને પોતાનુ તલસ્પર્શી અવલોકન આપણી સમક્ષ મૂકી દે છે. ધધાઓ પડી ભાંગ્યા છે. નવા જમાનાનો અપ્રામાણિક નાણાંવ્યવહાર અને સરકારના પક્ષપાતી કાયદા ગામલોકોને ગૂંગળાવી રહ્યા છે. તેઓ વિકરાળ દરિદ્રતામાં સબડી રહ્યા છે. દિવસોના દિવસ માત્ર રાબડી ઉપર જીવનારી કરોડોની પ્રજા સરકારના અને સમાજના જુલમી ચક્રમાં પીસાઈ રહી છે. એ બધા આજે સુધરેલા, ભણેલા, ઉજળિયાતોનો શિકાર બન્યા છે. ૫૪ થી ૫૯ એમ છ પ્રવચનોમાં એમણે સામાન્ય લોકોની દારુણ પરિસ્થિતિનો ચિતાર આપ્યો છે. એ કોરું વર્ણન નથી. તેમાં તો એક વલોવાતું હૃદય વ્યક્ત થયું છે.

છેવાડે પડેલા અંતિમજનની વાત આવતાં જ સામાન્ય રીતે શાંત ભાવે વહી જતી વાણીમાં આકરાપણું આવી જાય છે. ભાષા ખાસ્સી ધારદાર ને ચોટદાર બની જાય છે. 'આજે વણકરવાસો જુઓ, રંગારાવાસો જુઓ, મોચી અને ચામડિયાનાં ફળિયાંઓ જુઓ. પૈસાના લોભિયાઓએ બધાને ઉજ્જડ કરી દીધાં છે બકરાંઓ છે, તોયે એટલો નાશ નથી થતો. તેઓ તો એક બે જીવોને ઉપાડીને નાસી જાય છે; તેઓ ગભરાટ ફેલાવે છે, પણ એ થોડા વખતમાં ઊડી જાય છે. આ તો લોકોની વચ્ચે રોગ ફેલાવ્યો હોય અને સૌનો ઘાણ કાઢી નાખે એવું જ થયું છે.' (પાન ૨૦૮) 'પશ્ચિમના વેપારીઓ ભયંકર રાજ્યબળ અને યંત્રબળ સહિત આપણા દેશ ઉપર ધસી આવ્યા. એ ધસારામાં એકે ધધો જીવતો રહેવા પામ્યો નથી. નાસતું લશ્કર જીવ બચાવવા ફાવે ત્યાં ભરાય, તેમ લોકોએ જેને જે હાથ લાગ્યો તે ધંધો પકડી પાડ્યો છે. કેટલાક મેલા વિદેશી વેપારીઓના અને તેમની સરકારના દલાલો બની ગયા છે. પણ મોટાભાગની પ્રજા તો પોતાના ધંધા અને ધર્મો ખોઈ દરિદ્ર અને જડ બની ગઈ છે.' (પાન ૨૧૧) 'માણસને જેમાં જડ સંચા અથવા શીંગપૂંછ વગરના બળદ તરીકે કામ કરવાનું હોય છે એવી અનેક જાતની મજૂરજ્ઞાતિઓ નીકળી છે. 'માણસજાતના મોભાને હલકો પાડી નાખનારી જાતજાતની કારકુની જ્ઞાતિઓ પણ નીકળી છે.' (પાન ૨૧૨) 'બુદ્ધિનું ફળ ઓછી બુદ્ધિવાળા ઉપર સત્તા ભોગવવી, વગરમહેનતે શ્રીમંત થવું.' (પાન ૧૮૯) 'શ્રીમંતો રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી બાકીની પ્રજાને હાલહેવાલ કરે છે ઝાડમાં પેસી તેનો જીવનરસ પી વધ્યાં કરતી પરજીવી વનસ્પતિઓ જેવાં તે આપણા અણુ અણુનું જીવન શોષે છે.' (પાન ૩૮૮) 'આપણે ગમે એટલા ઊજળા થઈને ફરતા હોઈએ તોપણ આપણે કબૂલ કરવું પડશે, આપણા તમામ વ્યવહારો આપણે ચોરી ઉપર જ રચ્યા છે.' (પાન ૩૯૦) 'અમને કમાતાં—એટલે કે ચોરતાં—આવડશે તે પ્રમાણે અમે ભોગવીશું. તમને કમાતાં આવડે તે પ્રમાણે તમે ભોગવજો.' (પાન ૩૯૨) 'મહેનતની ચોરી એ મોટાં મોટાં પાપોનું મૂળ છે.' (પાન ૪૦૦).

અંતરની કેટલી બધી અકળામણમાંથી આ આવ્યું હશે! જાણે એમનું મર્મસ્થાન વીંધાયું છે. આવી પરિસ્થિતિ સામે એમનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠે છે. દિલમાનો અજંપો પ્રગટ થઈ ઊઠે છે બસ શું કરું અને આ પરિસ્થિતિને પલટી નાખું? 'આપણી મૂંગી ગ્રામપ્રજા તો એટલી મૂઢ અને નિરાશામય સ્થિતિમાં આવી પડી છે કે, તેને પોતાના દુઃખની અને તે દુઃખ ક્યાંથી આવ્યું છે તેની પૂરી ખબર જ નથી. તેઓને આપણાં છાપાંના બૂમબરાડા પહોંચશે નહિ. ભાષણો તેમને સમજાશે નહિ. તેમને જગાડવા માટે તો આપણે તેમની વચ્ચે જઈને, તેમના જ જેવા બનીને રહેવું જરૂરનુ છે, તેમની વચ્ચે વસી તેમના ચારે તરફથી તૂટી ફૂટી ગયેલા જીવનની રચના કરવી જરૂરની છે.' (પાન ૪૦૭) 'તે તો આપણા સુખસગવડ કામભોગભર્યા ઘરોનો ટાટો છાંયડો ત્યાગવાનુ શૌર્ય ધારણ કરીએ, પરીક્ષાઓ અને કારકિર્દીઓ ગુમાવવાનો ભય જતો કરીએ, તો જ કરી શકાય તેમ છે.' (પાન ૪૦૮) 'શું તે અભણ ભોળા સ્વદેશી ગ્રામવાસીઓની સાથે એકજીવ થઈ આપણે વસી શકીએ?' (પાન ૪૦૯) માત્ર 'ઊજળી' સેવાથી આ નહિ. થાય 'દયાભાવી' સેવાથીયે નહિ થાય. 'એમને તો આપણે ન્યાય આપવાનો છે.' (પાન ૪૧૧) 'એમની સૌની સાથેનો સંબંધ ન સુધારીએ એમનાં સૌનાં પ્રેમ વિશ્વાસ સંપાદન ન કરીએ, એમના સૌમાં સ્વરાજ્યની લગની ન લગાડીએ, ત્યાં સુધી આપણી પોતાની તેમ જ આપણા સ્વરાજ્યની રચનાઓ કાચી જ રહી જવાની.' (પાન ૪૧૨)

પોતાનાં સુખભોગમાં જ તેનો ઉપયોગ ન કરતાં આપણી બુદ્ધિ સેવામાં ખર્ચીએ; એક એકની બુદ્ધિ આપણા જેટલી ખીલે નહિ ત્યાં સુધી આપણે શાંતિ ન પામીએ.' (પાન ૧૮૯).

આ પુસ્તક આપણે માટે આવી સત્યાગ્રહી સેવાનું વસિયતનામું છે. જુગતરામકાકાએ ગાંધીજીના 'હિંદ સ્વરાજ'ના દર્શનનો મર્મ બરાબર પકડ્યો છે. ગાંધીજીની વાત સાવ નવાં જીવનમૂલ્યો ઉપર એક નવી માનવીય સંસ્કૃતિ ઊભી કરવાની વાત છે, એ તથ્ય એમણે બરાબર આત્મસાત્ કર્યું છે. આ માત્ર અંગ્રેજોને કાઢીને રાજકીય આઝાદી મેળવવાની વાત નથી, આખી સમાજરચના ધરમૂળથી બદલવાની છે. સત્ય અને અહિંસાના પાયા ઉપર માણસ માણસ વચ્ચેના સંબંધો નવેસરથી ગોઠવવાના છે. 'આપણા દેશના ભણેલાઓ દિલ્લી અને લંડનછાપના સ્વરાજ્યનો જ વિચાર કરી શકે છે, ગામડાછાપના સ્વરાજ્યની કલ્પના પણ તેમને સ્પર્શતી નથી કારણ કે તેમણે સાચું હિંદુસ્તાન જોયું જ નથી હોતું, તેમણે આશ્રમી કેળવણી લીધી હોતી નથી.' (પાન ૪૩૨) 'આપણને દિલ્લી કે સિમલા-છાપનું સ્વરાજ્ય કામનું નથી. આ સર્વ દરિદ્ર વસ્તી ઉપર ગોરાઓ રાજ્ય કરે છે તેવું હવે પછી કાળાઓ રાજ્ય કરે, એમાં આપણને કશો રસ નથી. આપણને તો આ દરિદ્ર લોકોનું પોતાનું સ્વરાજ્ય જોઈએ છે.' (પાન ૪૩૮) ગાંધીજીએ ભાર મૂકેલો કે મૂળમાં તો પશ્ચિમના સુધારાવાદને કાઢવો છે. એ જ વાત જુગતરામકાકાએ પણ બરાબર ઘૂંટી છે. 'નહિ, નહિ, આપણે આ પશ્ચિમી પવનમાં ઝડપાવા જેવું નથી. એ લોકોને પોતાના વિજ્ઞાનનો જાણે કે આફરો જ ચડ્યો છે, અભિમાન ચડ્યું છે.' (પાન ૩૯૯) તેને એમણે 'પશ્ચિમમાંથી આવતો માયાવી અવાજ' (પાન ૪૦૧) કહ્યો છે.

૩૧ અને ૩૮ એ બે પ્રવચનોમાં આ સંસ્કૃતિભેદ એકદમ ફોકસ થયો છે. 'સેવકને સેવક કેવા ?' (પાન ૧૩૯) અને 'અંગ્રેજી ભણતરનું શું ?' (પાન ૧૮૧) એ બંને પ્રવચનો ખાસ ઝીણવટથી વાંચી જવા જેવાં છે, આપણામાં મૂળ ગાંધીતત્ત્વ, ગાંધી વિચાર કેટલો પચ્યો છે, તેની કસોટી આ પ્રવચનોને આધારે દરેકે કરી લેવા જેવી છે. મને લાગે છે કે આપણામાંથી બહુ ઓછા, બહુ જૂજજાજ આ કસોટીએ ખરા ઊતરશે. ક્યારેક તો 'સમૂળી ક્રાંતિ'માંનું કિશોરલાલભાઈનું વાક્ય સાંભરી આવશે કે આ ક્રાંતિનું કામ તો પોતાના હાથે પોતાની ચામડી ઊતરડી લેવા જેવું છે. જુગતરામ-કાકાની રજૂઆત પણ ઘણી વેધક છે. 'સભ્યતાના પાશબંધ' (પાન ૧૨૯)પણ જોઈ જવા જેવું છે. સામાન્ય રીતે આ પુસ્તકમાં વ્યંગ, વક્રોક્તિ, કટાક્ષ બહુ ઓછી જગ્યાએ જોવા મળે છે. પરંતુ અહીં તેનીયે ખામી રહેવા દીધી નથી. 'સદ્ગૃહસ્થોના માથા ઉપર ચડી બેઠેલું ખોખું (પાઘડી) જાણે કે અભિમાનથી આવું ભાષણ કરે છે : મારો પહેરનાર તડકામાં કોદાળો ચલાવનાર અને માથે ભાર ઉપાડનાર મજૂરિયો નથી ; તે એવો મોટો માણસ છે કે તે આખો દિવસ દીવાનખાનામાં છત્રપલંગ ઉપર પડ્યો રહે છે. કદી બહાર નીકળે છે તો જંગલીની જેમ ચાલતો નથી, ઠાવકાઈથી ધીમે ધીમે ચાલે છે, જેથી પાઘડી પડી જવાની તેને બીક નથી. તે તાપથી બચવા માથા ઉપર ભાર મૂકતો નથી, પણ છત્ર ધરનારા નોકરો રાખે છે. દુશ્મનથી બચવા માથા ઉપર વજનદાર ફેંટો બાંધતો નથી, પણ હથિયારબંધ અંગરક્ષકો રાખે છે.' (પાન ૧૩૩) આમાં સવાલ પાઘડી કે ફેંટાનો નથી, પરંતુ ઉજળિયાત વર્ગ હિંદુસ્તાનની ગરીબ ગ્રામપ્રજાથી કેટલો અતડો રહે છે તેનો છે. જુગતરામકાકાનો રોષ તેની સામે છે એટલે સફેદપોશ લોકો ઉપર એ તીખાં તમતમતાં તીર તાકે છે સેવકોનેય તેઓ સરાણે ચડાવે છે. 'તમે તો દરિદ્રનારાયણની સેવા કરવા નીકળ્યા છો. તમે તો દરિદ્રનારાયણને તમારો સાચો ઉપાસ્ય દેવ માન્યો છે. તો તમે તમારાં અંગત કામો માટે એમને નોકર રાખી શકો ખરા ?' 'આપણી સેવાની સર્વ ભાવનાઓનું ખૂન કર્યા વિના એ કેમ બને ?...આવી અંગત નોકરીમાં સસ્તું પડવાની દૃષ્ટિએ કાચી ઉંમરનાં છોકરા છોકરીઓને રાખવામાં આવે છે. એ મોટો સમાજદ્રોહ છે. ...તેમની ગરીબીનો લાભ લઈ આપણે તેમની પાસે સ્વમાનખંડન કરતાં કામો કરાવીએ એ ઘણું જ હલકું છે....છતાં કોઈની મદદ લેવી પડે તો નમ્રભાવે, પોતાની નબળાઈ સમજી સંકોચ સાથે લેવી. આપણું શરીર ચાલતું નથી એનું દર્દ મનમાં સદા જાગતું રાખવું...આ ભેદ રાતદિવસ ડંખતો રહેશે તો ક્યારેક સેવક પોતાના સેવક જીવનમાંથી આ ડાઘ કાઢી નાખશે, આ પાપને પોતાના જીવનમાંથી ટાળી શકશે....એમને આપણા માનવંતા સાથીઓ અને સહાયકો માનજો....આપણે ત્યાં કોઈ મજૂર નથી અને કોઈ સદ્ગૃહસ્થ નથી; અથવા છે તો મજૂર પરસેવો ઉતારી કમાય છે તેથી તે માનને પાત્ર છે, અને સદ્ગૃહસ્થ પારકી મહેનત ઉપર ઊજળો રહે છે તેથી તેનું સ્થાન નીચું છે.' (પાન ૧૩૯ થી ૧૪૩).

સેવકોનેય પોતાનાં છોકરાંવને ઉચ્ચ શિક્ષણ આપીને 'સાઈને ચઢાવી દેવાની' અને ઉજળિયાત વર્ગમાં સામેલ કરી દેવાની હોંશ હોય છે, તેની સામે જુગતરામકાકાએ ભારે આક્રોશ ઠાલવ્યો છે. આપણે આપણો વિચાર જ બરાબર સમજ્યા નહિ. આપણી નજર સામે સમાજનાં પ્રચલિત મૂલ્યો જ રહ્યાં. તેમાં કોઈ ફરક થયો નહિ. ખરું જોતાં, આપણાં છોકરાં 'ગામડિયા' ન રહી જાય તેની જ આપણને બીક છે. એ પાછાં શ્રમજીવીની જમાતમાં સામેલ થઈ જાય, તે કેમ પોષાય ? 'શાળા કોલેજનું ભણતર નહિ મળવાને લીધે છોકરાંઓની બુદ્ધિ ખીલ્યા વિનાની રહી જાય અને તેઓ જિંદગીમાં સફળ ન થાય, તો કાયમને માટે આપણને પસ્તાવો રહ્યાં કરે કે આપણે પોતાના એક તરંગને ખાતર તેમનું આયુષ્ય બગાડ્યું.' (પાન ૧૮૨) સેવકોના મનમાં ચાલતા આવા વિચારવમળ આબાદ રજૂ કરીને જુગતરામ-કાકાએ સાફ સાફ શબ્દોમાં કહી દીધું છે : 'તેઓ મનને ભલે છેતરતા હોય કે જાતપૂરતા તો અમે અમારા સિદ્ધાંતો પૂરેપૂરા પાળીએ છીએ, પણ ખરેખરી કસોટીને વખતે તેઓ ડગી ગયા એમ જ કહેવું જોઈએ.' (પાન ૧૮૨) વાસ્તવમાં, ગાંધીજીની વાતનો અસલ મર્મ જ પકડાયો નહિ. આપણા મનમાં તો ઊંડે ઊંડે એમ જ રહ્યું કે ગાંધીજીના મારગનું આશ્રમજીવન અને સેવાજીવન 'ગામડાંના સાંકડા ખાબોચિયામાં બંધાઈ રહેવા જેવું છે'...'પોતાના છોકરાં ભણી-ગણીને ખૂબ કમાય, દેશવિદેશમાં મોટા વેપાર ખેડે, મોટા સરકારી અધિકારી થાય અને સુખી થાય'—એ તરફ જ આપણી નજર રહી. 'એ મહાન જીવનની સીડીરૂપ' આપણે શાળા-કૉલેજને જ માની. આપણા સિદ્ધાંતોની આપણે ગમે તેટલી વાત કરતા હોઈએ પણ તેને અંતતોગત્વા તો આપણે 'અલ્પ ગામડિયા ગજ' જ માન્યા. (પાન ૧૮૩) આપણે એમ જ માન્યું કે 'ગ્રામસેવામાં પડવું' તે અલ્પકામ છે, અને મોટી શક્તિ ધરાવનારાઓએ તેમાં પડી

પોતાનો રૂપિયો પાઈમાં વટાવવો ન જોઈએ.' (પાન ૧૮૪) આપણી 'અંદરની આંખ સામે તો પેલા રિદ્ધિ સિદ્ધિમાં આળોટતા અમલદારો, દાક્તરો, ઇજનેરો અને સભાવીરો જ હતા.' (પાન ૧૮૫) જરીકે દયા રાખ્યા વિના કે થાબડ-થાબડ કર્યાં વિના સાવ નિર્મમ પણે જુગતરામકાકાએ સેવકો ઉપર આવા પ્રહાર-સપાટા લગાવ્યા છે, તેમાં વ્યવહારડાહ્યાઓને લગીરે મચક આપ્યા વિના રોમેરોમ ક્રાંતિકારી એવા જુગતરામ બોલે છે. આ પુસ્તકમાં આલેખન થયું છે, આવી સત્યાગ્રહી સેવાનું. અને આપણે જે વસિયત સાચવવાની છે, તે આ. જેવું તેવું નહિ, સિંહણનું દૂધ છે.

અહીં એક વાતની નોંધ લેવા જેવી છે. આ પુસ્તક લખાયું છે ૧૯૪૬માં. ત્યાર બાદ વર્ધા યોજના, નઈ તાલીમનો ઘણો વિસ્તાર થયો છે. બુનિયાદી, ઉત્તર બુનિયાદી, વિદ્યાપીઠ વગેરે નીકળ્યાં. નઈ તાલીમની કેળવણી પામેલા સ્નાતકો નીકળ્યા. ચીલાચાલુ શાળા-કોલેજોના શિક્ષણ કરતાં તેમાં જરૂર અમુક ફરક પડ્યો. અને તેમ છતાં જુગતરામકાકાએ જે જાતના 'ઉચ્ચ શિક્ષણ' (પાન ૧૮૮)ની કલ્પના કરી છે, તે પ્રકારનું આ શિક્ષણ છે એમ કહી શકાય તેમ નથી. તેમાંથી 'જીવનનું સાચું ભાથું' મળે છે અથવા 'ભાવનાની કે હૃદયની કે આત્માની કેળવણી' (પાન ૧૯૭) મળે છે, એવું તો હરગિઝ કહી શકાય તેમ નથી. અંગ્રેજો ભલે ગયા, અંગ્રેજિયત ગઈ નથી. નઈ તાલીમની કેળવણી પણ એના એ 'અંગ્રેજી સુધારાવાદ'ના જ હાથા-પૂર્જા પૂરા પાડી રહી છે. તે કાંઈ ગાંધી-ભાખેલી નવી માનવીય સંસ્કૃતિની છડીદાર બની શકી નથી. આ વિધિની વક્રતા છે.

જોકે મને પાકી ખાતરી છે કે આજે પણ જુગતરામકાકાનો આત્મા તો આ પુસ્તકમાં અંગ્રેજી ભણતર સામે એણે જે વિદ્રોહ પોકાર્યો છે તેવો જ ધગધગતો વિદ્રોહ આ આજની કહેવાતી ઉચ્ચ કેળવણી સામે પણ પોકારતો જ હશે. 'તમે હજી નથી ઘેર પધાર્યા' તેના ભણકારા હજીયે એમના અંતરમાં વાગતા જ હશે. એમને અભીપ્સિત આત્મરચના આ કેળવણી દ્વારા પણ નથી જ થઈ રહી.

જુગતરામકાકાની અભીપ્સા તો કેવી આત્મરચના અને સ્વરાજ-રચના કરવાની છે, તેનો તાદશ ચિતાર ૬૦થી ૬૪ એ પાંચ પ્રવચનોમાં તેમ જ ૭૩મા પ્રવચન 'આત્મરચનાનો અભ્યાસક્રમ' (પાન ૩૮૭)માં સંક્ષિપ્તમાં મળે છે. ગાંધીવિચાર એમના દિલમાં કેટલો ઊંડો ઊતર્યો છે, અને ગાંધીજીની વાત તેના સૂક્ષ્મતમ સ્વરૂપમાં એમણે કેટલી પકડી છે, તેનો આના પરથી ખ્યાલ આવે છે. 'આપણે એવા સ્વરાજ્યની રચના કરવી છે કે જેના પાયામાં સત્ય, અહિંસા આદિ એકાદશ સિદ્ધાંતો હોય.' (પાન ૩૪૮) એમણે સ્પષ્ટ લખી દીધેલું કે સ્વરાજ્ય ગમે તે રસ્તે આવતું હોય તો તેવું સ્વરાજ્ય આપણને નથી ખપતું. જાણે ગાંધીજીની જ ભાષા! આ તેઓ ૧૯૪૬માં લખી શકેલા, એ ત્યારે પણ એમની પરિપક્વતા કેટલી બધી હતી તેનું સૂચક છે. ગાંધીજીએ કહેલા સિદ્ધાંતો માત્ર સ્વરાજ્યની લડાઈ જીતવા પૂરતા 'નીતિ તરીકે' નહિ પણ જીવનની અચળ નિષ્ઠા તરીકે સ્વીકારવાના છે. (પાન ૩૪૯) તેમાં તો 'આત્મબળનો દારૂગોળો' છે. (પાન ૩૫૦) 'સત્ય તો આખા જગતમાં, આકાશમાં વાયુની જેમ, ભરેલું છે.' (પાન ૩૬૨) અહિંસાની વાત 'એક અલૌકિક લડાયક બળ'ની જ વાત છે. (પાન ૩૬૬) 'આપણી અહિંસાની પ્રતિજ્ઞા ખરા અંતઃકરણની હોય, તો તે તો આપણા દરેક શબ્દમાં, આપણા દરેક કૃત્યમાં પ્રેમ અને સેવાના સ્પષ્ટ સીધા રૂપમાં પ્રગટ થવી જોઈએ.' (પાન ૩૭૦) 'અહિંસાનું બળ તે તો આપણા પોતાના હૃદયમાં ઈશ્વરે ભરેલું આત્મબળ છે.' (પાન ૩૭૯) આપણે અંગત જીવનમાં 'સત્યના આગ્રહનો આંતરિક શોખ' કેળવવો જોઈએ. (પાન ૩૮૧) 'અહિંસાના પ્રયોગો આપણા અંગત જીવનમાં કરવાનો શોખ કેળવ્યા વિના તેની હૃદય-પરિવર્તન કરવાની ચમત્કારિક શક્તિમાં આપણી શ્રદ્ધા કેમ બેસે?' (પાન ૩૮૫) અને એમની આત્મપ્રતીતિ પણ કેટલી દૃઢ છે! તેઓ માને છે કે સત્ય અને અહિંસા એ તો માણસનો સ્વભાવ જ છે! તેથી 'સત્ય અને અહિંસાને જીવનમાં ઓતપ્રોત કરી આત્મરચના સાધવી એ અશક્ય નથી જ. એના જેવું શક્ય અને સરળ બીજું કોઈ કાર્ય નહિ હોય. જેનો જે ધર્મ હોય, સ્વભાવ હોય, તે તેને માટે કઠણ કેમ હોય? અગ્નિને તપવામાં કે પાણીને વહેવામાં તકલીફ પડતી હશે, એવો વિચાર પણ આપણને કદી આવે છે શું? સત્ય-અહિંસા એ આપણા સ્વભાવધર્મો હોવા છતાં આપણી બૂરી આદતોને લીધે આજે અસ્વાભાવિક બની ગયાં છે. તેથી જ તે અતિ કઠણ લાગીને આપણને ભડકાવી મૂકે છે. પરંતુ આપણી અંદર સૂતું પડેલું આત્મબળ જાગ્યું નથી, ત્યાં સુધી જ તે કઠણ ભાસે છે.' (પાન ૩૮૭)

આવી આત્મપ્રતીતિ વિના આવું પુસ્તક લખવાનું શક્ય જ ન બન્યું હોત. જુગતરામકાકાની ગાંધીભક્તિ જાણીતી છે. પોતાના લખાણ માટે પણ ગાંધીજી પાસેથી આશીર્વાદરૂપે બે શબ્દ લખાવી લેવાની હોંશ એમને રહેતી અને છતાં આપણે જોઈશું કે આ આખાયે પુસ્તકમાં કોઈ પણ વાત ગાંધીજીના નામે તમારે ગળે ઉતારવાની કોશિશ એમણે કદી નથી કરી. બલ્કે, ગાંધીજીનું નામ પણ ઓછું લીધું છે. પહેલા પ્રવચનમાં ગાંધીજીના આશ્રમોનો ઉલ્લેખ કર્યો છે અને સ્વદેશી ચળવળનો ઇતિહાસ આપતાં અનિવાર્યપણે ગાંધીજીનો ઉલ્લેખ કરવો પડ્યો એટલે કર્યો છે. બાકી, ગાંધીજીનું નામ હૃદયમાં સંઘરી રાખીને બધી વાત પોતે જ આત્મપ્રતીતિપૂર્વક કરી છે. 'આપણા સેનાપતિ' (પાન ૩૫૭) પ્રવચનમાં ગાંધીજીનું ચિત્ર દોર્યું. પણ પછી તુરત ઉમેર્યું કે આ ચિત્ર આપણા સંઘના બીજા મહાનુભાવોને પણ લાગુ પડે છે. (પાન ૩૫૯) અને આ પછી તુરત સત્ય-અહિંસા આદિ એકાદશ સિદ્ધાંતોનું વિવરણ કર્યું છે. બુદ્ધં શરણં, સંઘં શરણં, ધમ્મં શરણં જેવો આ વિકાસક્રમ છે. આ ખાસ ધ્યાન ખેંચે એવું છે.

ગાંધીજી વિશે એમના મનમાં કોઈ અંધભક્તિયે નથી. આદર્શ રાષ્ટ્રીય પોશાકની શોધ કરતાં કરતાં 'માનવંતી ગાંધીટોપી ઊડી જાય અને છજાવાળી પરદેશી હેટની કોઈ સાદી સસ્તી સ્વદેશી આવૃત્તિ' (પાન ૧૩૭) આવે તો જુગતરામકાકા જરૂર આવકારે. ગાંધી-પ્રણાલિમાં સુધારો કરતાંયે તેઓ અચકાતા નથી. ગાંધીના આશ્રમમાં ભલે પ્રાર્થના સંસ્કૃતમાં ચાલતી. 'આપણો આશ્રમ તો ગ્રામજનતાની વચ્ચે રહીને સેવા કરનારો રહ્યો, એટલે આપણને તો રાષ્ટ્રભાષા પણ ભારે પડે. તેથી આપણે તો પ્રાર્થના-ઓને ગુજરાતીમાં જ ઉતારી લીધી છે.' (પાન ૨૫૨) અરે, એક જગ્યાએ તો એમ પણ કહી દીધું કે, 'સરદારના હુકમમાં પણ જો

આપણા મૂળભૂત સિદ્ધાંતથી કંઈક ઊલટું જ આવે, તો આપણે શિસ્તનો હાઉ બતાવીને તે પણ કરવા લાગી નહિ જઈએ. આપણે માનથી પણ સ્પષ્ટતાથી તેને સરદારપદેથી ઉતારી દઈશું, ' અથવા આપણે પોતે તેની સેનામાંથી છૂટા થઈ જઈશું.' (પાન ૩૨૩)

આખા પુસ્તકમા જુગતરામકાકાનો વૈજ્ઞાનિક અભિગમ પણ વરતાઈ આવે છે. 'આશ્રમવાસીમા સત્યશોધની અદમ્ય વૃત્તિ ન હોય, તો તેનો આશ્રમવાસ અને તેની આશ્રમી કેળવણી લાજે જ ને?' (પાન ૧૨૯) 'આપણે જે વિચાર કરીએ છીએ તેમાં જૂનું, નવું, દેશી, પરદેશી—એકે તરફ પક્ષપાત કરવાની મનાઈ છે પક્ષપાત માત્ર સત્યનો એટલે વિજ્ઞાનનો છે.' (પાન ૧૩૭) 'વિજ્ઞાનની આંખે દરેક પ્રવૃત્તિને જોતા આવડશે એટલે આપણો તે તે પ્રવૃત્તિમા રસ કેટલો બધો વધી જશે!' (પાન ૧૯૧) બાળકેળવણી વિશે એમણે જે કહ્યું છે તેમા બાળકોના જીવનનું સૂક્ષ્મ નિરીક્ષણ અને એમના વિશેનું અત્યંત વાત્સલ્યસભર ચિંતન જોવા મળે છે આનું જ આગળ ખેડાણ થઈને 'બાલવાડી' પુસ્તકમા બાળકેળવણીનું એક શાસ્ત્ર વિકસ્યું છે અને તેને એક કળાનું સ્વરૂપ મળ્યું છે. એમણે જે લખ્યું છે તે એટલા સૂક્ષ્મ અવલોકન-ચિંતન-મનન ઉપર આધારિત છે કે તેઓ બેધડક કહી શકે છે કે, 'મે કહ્યું તેમાનું ઘણું નવા વિજ્ઞાન ઉપર રચાયેલું છે. આપણા જૂના લોકોને એ વસ્તુઓનો પૂરો ખ્યાલ આવ્યો ન હતો, અથવા ખોટો ખ્યાલ હતો.' (પાન ૧૬૮).

એમણે દુનિયામા 'છાતીવાળા ચિંતકો અને શોધકો' હોવા જોઈએ તેની ભારપૂર્વક હિમાયત કરી છે. 'સત્યને વળગીને હિંમતભરી કલ્પનાઓ તો કરતા થાઓ, તેનાથી જ સુધારો અમલમા ઉતારવાની હિંમત આવશે.' (પાન ૧૩૭) આ આખું યે પુસ્તક આવા ચિંતન-શોધનની નીપજ છે અને એ ચિંતન-શોધન જીવનરસથી રસાયેલું છે. ગાંધી-સ્પર્શે એમનું અંતર કોળી ઊઠયું અને જીવનમા સૌરભ પ્રસરી ગઈ. ઉમાશંકરે ગાયેલું—'સૌ દર્યોથી ઉર-ઝરણ ગાશે પછી આપ મેળે.' આ પુસ્તક પણ જીવન-સૌંદર્યના રસમાથી સહજ પ્રગટયું છે.

સત્ય-અહિંસા આદિ યમનિયમો માણસના આધ્યાત્મિક વિકાસ માટે જરૂરી છે, એમ અત્યાર સુધી મનાતું. પણ ગાંધીજીએ તેનો સામાજિક ક્ષેત્રમાંયે વિનિયોગ કર્યો. આ યમનિયમોના પાયા ઉપર જ માનવ-સમાજની નવરચના થશે અને સામાજિક ક્રાંતિનાં મંડાણ થશે, એ વાત ગાંધીજીએ પહેલ વહેલી કહી. વિનોબાજી છેલ્લે છેલ્લે ગાંધીજીના 'મંગળ પ્રભાત' પુસ્તકને બહુ યાદ કરતા, અને કહેતા કે એ બધાં વ્રતો માત્ર સેવકોના જીવનમા જ નહિ, સમસ્ત સમાજ-જીવનમા ઊતરવા જોઈએ ત્યારે જ ગાંધીજીની કલ્પનાનો સર્વોદય સમાજ સ્થાપી શકાશે. આ સંદર્ભમા જુગતરામકાકાનું પ્રસ્તુત પુસ્તક ઘણો જ મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે. કાકાસાહેબે સાચું જ કહ્યું છે કે 'સામાજિક વિકાસની દૃષ્ટિએ આશ્રમ જીવનનું માહાત્મ્ય ઓળખશો ત્યારે રાષ્ટ્રની સર્વાંગીણ કેળવણીમા જુગતરામભાઈની 'આત્મરચના' ચોપડી પાઠયપુસ્તક તરીકે વપરાશે' ધીરેન્દ્ર મજુમદાર કહેતા કે ગાંધીજીએ ભાખેલી નવી સંસ્કૃતિના નિર્માણ માટે અનેક નાયકોએ પોતાના હાડકાં ગાળી નાખવા પડશે, જેમ કે ઉપનિષદ-કાળના નવી સંસ્કૃતિના નિર્માણ માટે હજારો ઋષિઓએ પોતાનાં હાડ ગાળેલાં કાકાસાહેબે પણ ગાંધીજીના આદર્શ મુજબ શુદ્ધના શુદ્ધ જીવનસાધના અને જીવનકળા રચવાની વાત કરીને તે માટે જીવનપરાયણ પ્રયોગવીરોને આહ્વાહન કર્યું છે. એમના જ શબ્દોમા 'શ્રી જુગતરામભાઈની ચોપડી વાચી એમની નિષ્ઠા અને એમનો ઉત્સાહ ધારણ કરી, આદર્શ જીવનના, સમાજસેવાના અને માનવી ઉત્કર્ષના કાર્યોમા પ્રયોગ કરનારા લોકો આપણા જમાનામા પાકો, એ જ આ "આત્મરચના"ની ખરી ફલશ્રુતિ છે,' ખરે જ, આ નરી ચોપડી નથી, એક સેવકનું, એક પ્રયોગવીરનું વસિયતનામું છે.

મતિ શાહ

## ૮ વેડછીના વટવૃક્ષની કથા

મારે હાથે મારી જીવનકથા લખવી એ મારી પ્રકૃતિની વિરુદ્ધ છે. છતાં પૂજ્ય જનોના અને મિત્રોના પ્રેમને વશ થઈને મેં લખી છે. પણ વાચનારે જોશે કે મે જે કંઈ લખ્યું છે તે મારી પોતાની જીવનકથા નથી, પણ વેડછી આશ્રમની અથવા વેડછીના વટવૃક્ષની કથા છે.

મારી જીવનકથા પૃષ્ઠ ૭ — જુ દવે

## ૯ 'મારી જીવનકથા'

ગુજરાતી લખી-વાચી શકતો વર્ગ જુગતરામભાઈના નામથી પરિચિત તો છે જ. એવું કોણ બાળક હશે કે જેણે 'ચાલણગાડી'નું નામ ન સાભળ્યું હોય? ગિજુભાઈ જેવા બાળશિક્ષણશાસ્ત્રીના પાસાં સેવીને 'ચાલણગાડી' તૈયાર કરવામા સક્રિય ફાળો આપનાર જુગતરામભાઈ ગાંધીજીના ઘણા અંતેવાસીઓના સંપર્કમા જેમ જેમ આવતા ગયા તેમ તેમ દરેકના સંસર્ગમાંથી એમણે હંસની જેમ નીર-ક્ષીર ન્યાયને અપનાવી સદ્ગુણોને ગ્રહણ કર્યા અને એ રીતે ગાંધીના આદર્શોને વર્યા. ગામડાંની નવરચના, નિરક્ષરતાનિવારણ, ગ્રામશિક્ષણ, નઈ તાલીમ, નીડર પત્રકારત્વ, સત્યાગ્રહ, અસહકાર-આંદોલન તથા આદિવાસી ઉત્થાન વગેરે કાર્યોના ભાર નીચે જીવનનો પંચાવન વર્ષ સુધી દબાયેલા રહ્યા એટલું જ નહિ પણ આજે ૮૬ વર્ષની પાકટ વયે પહોચ્યા પછી પણ ગાંધીચીધ્યા રાહે ચાલીને પહેલાની ધગશ પ્રમાણેનું સંપૂર્ણ આત્મવિલોપન તથ તાદાત્મ્યવાળું સેવાકાર્ય વેડછી આશ્રમમા રહીને કરી રહેલા જુગતરામભાઈને આપણે સેવા, સ્વાર્થત્યાગ તથા મંનિષ્ઠાના સાકાર અવતાર કહેવા પડે એમ છે.

આ પુસ્તકનું નામ ભલે એમણે મારી જીવનકથા રાખ્યું હોય પણ ખરેખર તો એ સ્વાતંત્ર્ય આંદોલન અને ગ્રામોદ્ધારના અનેક રચનાત્મક કાર્યોની ગાથા છે. આ બંને આદર્શોને સાકાર કરવામાં ઝંપલાવ્યું હોય એવા અનેકોના સંદર્ભો આ જીવનકથામા મળે છે. ગાંધીજી, સ્વામી આનંદ, કાકાસાહેબ કાલેલકર, સરદાર પટેલ, નરહરિભાઈ પરીખ, મહાદેવભાઈ દેસાઈ, નારાયણ દેસાઈ, ઈન્દુલાલ-યાજ્ઞિક, કિશોરલાલ મશરૂવાળા, જીવણજીભાઈ દેસાઈ, ગિજુભાઈ કુંવરજીભાઈ, લક્ષ્મીદાસભાઈ, કલ્યાણજી મહેતા, છોટુભાઈ નાયક તથા મીઠુબેન પિટીટ જેવા જાણીતા અને અનેક ઓછા જાણીતા દેશસેવકોના ઉલ્લેખો અહીં ઠેકઠેકાણે મળે છે. ક્યારેક તો જાણે સિદ્ધિનો સામેની લડતનો ઈતિહાસ માત્ર જ વાચતા હોઈએ એવું પણ લાગે છે. આમ છતા મુખ્ય સંગીત બાબામા કહેલું

હોય તો એમ કહી શકાય કે પોતાના જીવન વિશેની ઓછામાં ઓછી વિગતોને આ પુસ્તકમાં સમાવીને જુગતરામભાઈએ અતિ ઉદાર મને અન્યોને એમાં સ્થાન આપીને જાણે એક યુગના સામાજિક રાજકીય ઇતિહાસનું આલેખન કર્યું છે.

આત્મકથાના અમુક સ્થૂળ સંગઠન કે આકારના ખ્યાલોને વળગીને આ પુસ્તકનું અવલોકન કરનારા વિવેચકોને કદાચ આ આત્મકથાનકનું પોત બહુ ઘટ ન પણ લાગે. પણ આ આત્મકથાનક લખનારના જીવનના તાણાવાણા સહેજ જુદા પ્રકારના છે એ ધ્યાનમાં રાખવું અહીં જરૂરી બને છે. આ લખનારને આ ગ્રંથમાં જુગતરામભાઈના વ્યક્તિત્વની નમ્રતા; જેણે જેણે એમના કાર્યને આગળ ધપાવવામાં મદદ કરી હોય તેમનું ઋણસ્વીકાર કરવાની ભાવના વિશેષ જણાય છે. આત્મકથાનકમાં આત્મ—હું—ને પશ્ચાદ્ ભૂમિકામાં રાખવાનું મોટેભાગે મોટા ભાગના મહાનુભાવોને દુષ્કર જણાતું હોય છે. ગાંધીજીના અદના સેવક તરીકેની કારકિર્દી શરૂ કરનાર, આજીવન એ પદને નિભાવનાર જુગતરામભાઈ ખૂબ જ સ્વસ્થ (માનસિક રીતે) વ્યક્તિત્વ ધરાવનાર માણસ છે, કારણ કે એમણે આત્મરતિ પર વિજય મેળવ્યો છે. ગાંધીવાદી વિચારોને સમજવા-સમજાવવા એક બાબત છે અને એ વિચારોને અણિશુદ્ધ રીતે વળગીને આચરણ કરવું અને દેશના રચનાત્મક કાર્યમાં ખડે પગે તૈયાર રહેવું, સર્વસ્વનો ત્યાગ કરવો, જેલની હવા ખાવી અને આઝાદી મળ્યા પછી કોઈ પણ નાનીમોટી પદપ્રાપ્તિની ઝંખના મનના ઊંડામાં ઊંડા ખૂણામાં કે સ્વપ્નમાં પણ ન કરવી એ કાંઈ જેવું તેવું નિઃસ્પૃહીપણું નથી.

અસહકારના આંદોલનને સફળ બનાવનારી કેટલીક આનુષંગિક પ્રવૃત્તિઓ પણ હતી. નિરક્ષર અને અણઘડ પછાત કોમોમાં જાગૃતિ આણવી, દારૂનિષેધનું કામ સંભાળવું, જંગલી પ્રજાઓના જીવનના ઉદ્ધારનાં કાર્યોમાં ધૂણી ધખાવીને લાગી જવું એ પણ અનેરી લગન માગી લે તેવું કાર્ય છે. આ બધાં જુગતરામભાઈના ચારિત્ર્યનાં પાસાં વિશેની વિગતો અન્યો વિશેનાં વર્ણનોની વિગતોમાંથી આડકતરી રીતે છતી થાય છે એ ઠીક જ થયું છે. ૧૯૭૬ના સપ્ટેમ્બરની ૧૮મી તારીખે ગુજરાતે એમનો ૮૭મો જન્મદિવસ ઊજવ્યો અને મૂક કાર્યકરની સેવાઓને બિરદાવી. એમની આ આત્મકથામાં માત્ર દસ પાનાંમાં જ એમની અંગત વાતોને પતાવી દીધી છે અને એમાં પણ આશ્રમજીવન પ્રત્યેનો એમનો અનુરાગ અને ગૃહસ્થાશ્રમની જંજાળોમાંથી છૂટવાનો આનંદ જ વ્યક્ત કર્યો છે. ખૂબ જ પ્રામાણિક રીતે લગ્નની તથા બ્રહ્મચર્યપાલનની વાત વાચકો સમક્ષ ,જે રીતે મૂકી છે એ ઉપરથી એવું તારવાનુ મન થાય કે જુગતરામભાઈએ માનવસુલભ નિર્બળતાઓ પર વિજય મેળવવા લાગણીઓના દમનનો નહિ પણ ઊર્ધ્વીકરણનો માર્ગ ગ્રહણ કરીને ચારિત્ર્યને ઉજાળ્યું છે. કામમાંથી જે લોકોને સંતોષ મળતો હોય તેવા લોકો ખોટાં હવાતિયાં મારવામાં શક્તિ વેડફતા નથી એ સત્ય સમજાવવાનો એમનો પ્રયાસ અતિશય વિનમ્ર લાગે તેવો છે. પોતાની સિદ્ધિઓના યશભાગી સૌને બનાવવામાં ઉદારતા જોઈએ અને એ ગુણ એમણે કેળવી જાણ્યો છે. વેડછી આશ્રમ એમના કાર્યના કળશરૂપ છે. ગુજરાતના એક ગાંધીવાદી સંત વિશે ગુજરાતે તો જરૂર જાણવું જોઈએ પણ કાકાસાહેબ કાલેલકરે પ્રસ્તાવનામાં સૂચવ્યું છે તેમ હિંદીમાં પણ આ પુસ્તક લભ્ય બનાવવું જોઈએ. હું તો એમ પણ ઉમેરવાનું પસંદ કરીશ કે ભારતની મુખ્ય ભાષાઓમાં આ આત્મકથા પ્રાપ્ય બનાવવી જોઈએ જેથી એક યુગનાં પરિબળોથી પ્રજા વાકેફ બને.

હર્ષદા પંડિત

## ૧૦ સામાજિક સુધારાની તાનમાં

રાનીપરજ સામાજિક સુધારા અને દારૂબંધીની હિલચાલો રંગે ચડતાં જેમ તેમના કવિઓ તાનમાં આવી ગયા હતા તેમ મને પણ તે દિવસોમાં રંગ ચડ્યો અને અમારા આશ્રમમાં તથા વર્ષોવર્ષ મળતી રાનીપરજ પરિષદોમાં ભજવવા માટે મેં મારું જાણીતું નાટક 'આંધળાનું ગાડું' રચ્યું. અમારી ૧૯૨૭ની રાનીપરજ પરિષદ ખાનપુર ગામમાં મળી હતી અને ગાંધીજી તે પરિષદમાં આવ્યા હતા ત્યારે વેડછી આશ્રમના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓએ મળીને એ નાટક તેઓશ્રીની હાજરીમાં ભજવી બતાવ્યું.

મારી જીવનકથા પૃ. ૯૭ — જુ. દવે

## ૧૧ 'આંધળાનુ ગાડુ'

વીસમી સદીના પહેલા ત્રણ દાયકામાં ગાંધીમોજું ગુજરાતમાં ફરી વળ્યું તેની છોળમાં ભીંજાઈને તરબોળ થયેલા કેટલાયે ગાંધીજનો ગુજરાતને મળ્યા, તેમાં કેટકેટલા રંગો દેખાય છે! તેમાં કવિઓ છે, વાર્તાકારો છે, શિક્ષકો છે, ગ્રામસેવકો છે, રાજકારણીઓ છે, ખાદીકાર્યકર્તાઓ છે, ચિંતકો છે, એકએકથી ચડિયાતી પ્રતિભાથી ગુજરાતનું સમગ્ર પ્રજાજીવન ઝળાંઝળાં થઈ ઊઠ્યું હતું. આમાં મોટાભાગના જુવાનિયાઓ હતા તેમણે ગાંધીજીને અને તેમના જીવનકાર્યને માટે પોતાનુ સમગ્ર જીવન સમર્પિત કરી દીધું હતું. કિશોરલાલભાઈ, મહાદેવભાઈ, નરહરિભાઈ, સ્વામી આનંદ, કાકાસાહેબ, જુગતરામભાઈ વ. આમાં અગ્રસ્થાને મૂકી શકાય તેવા ગણાય. આજે એ પેઢીના પ્રતિનિધિ જેવા જુ.કાકા નેવું વરસની ઉમ્મર વટાવીને પોતાની વ્હાલુડી વેડછીના ગુલમહોર નીચેની મઢૂલીમાં એક સ્થિર, નિષ્કંપ, તુલસીક્યારાના દીપ સમા પ્રકાશી રહ્યા છે. તેમને જોતાં જ ગાંધીયુગની એક ભવ્ય ગાથાનું ગાન આપણા કાનને ભરી મૂકે છે.

અનેક રીતે ભિન્ન અને વૈવિધ્યપૂર્ણ અને પ્રતિભાવાળા આ મહારથીને ગાંધીજીએ પોતાની સ્વરાજની લડતના સૈનિકો તરીકે મોખરાની હરોળમાં રાખ્યા, પણ તેઓ એનાથી પણ વિશાળ સેવા મોરચા—રચનાત્મક પ્રવૃત્તિઓ પર પણ આ બધાને જોડવી દીધા. ગરીબ, રાંક, લાચાર, સભાન એવી વિશાળ ધરતી પર વિખરાઈને કણકણ થઈને પડેલી જનતામાં નવા પ્રાણ પૂરવાનું કાર્ય એ તેમને મન આ દેશની ઉત્તમ પ્રતિભા ધરાવનારાઓનો યુગધર્મ હોવો જોઈએ, એમ તે માનતા હતા. તેમને મન વાસ્તવિક ભારત આ ખંડેરમાં પડ્યું હતું. આ નવલોહિયા જુવાનોમાંથી જુગતરામે પોતાનું જીવન આ ભૂખ્યાં, દુખ્યાં, દુબળા, રાંક, મૂંગા વાકે જીવતા લોકોની સેવામાં સમર્પિત કર્યું.

આવો સંકલ્પ કરતા પહેલાં તેમણે કેવાં કેવાં મંથનોનો અભ્યાસ કર્યો હતો? તેમનામાં રહેલ કવિએ તેમને કાનમાં શું શું કહ્યું

હશે? એ આપણને જાણવા ભાગ્યે જ મળે. તેમની આત્મકથામાંથી થોડી ઝાંખી થાય. એટલું જ પણ એ બધું કોઈ પણ એક કથા-કાવ્યનો વિષય બની શકે. પણ આ ગાંધીજનનું સંકલ્પબળ કેટલું પ્રચંડ અને સાત્ત્વિક ભાવથી સભર હશે? નહિ તો આ પ્રદેશમાં પોણીસદી જેટલું લાંબુ આયુષ્ય વીતાવ્યું ન હોત. પણ જુગતરામભાઈના આ લાંબા જીવન તરફ નજર નાખીએ છીએ તો તેમનાં કેટલાં વિધવિધ સ્વરૂપો ઝળકતાં દેખાય છે! કરુણાસભર હૃદય, વાત્સલ્ય, એક ઉત્તમ શિક્ષકની શાંત, સ્વસ્થ, સંયમશીલ, મૂર્તિ, કઠોર પરિશ્રમ, ટાઢ, તડકો, વરસાદ ગમે તે ઋતુમાં ગમે તેટલે દૂર ખભે થેલો નાખીને ઘૂમતા પરિવ્રાજક, નઈ તાલીમના હાર્દને બાલવાડી, કન્યા વિદ્યાલય, વાત્સલ્યધામ અને છેલ્લે ગાંધી વિદ્યાપીઠ દ્વારા પ્રગટ કરનાર, આદિવાસીઓના થતા શોષણની સામે આદિવાસી મજૂર સહકારી મંડળીઓ સ્થાપીને ને તેના સંચાલન માટે તેમના જ લોકોને તૈયાર કરીને એક નમૂનેદાર સહકારી પ્રવૃત્તિનો પાયો નાખનાર ને પ્રેરણા આપનાર. જરૂર પડ્યે દારૂના ઈજારદારોને આદિવાસી વિસ્તારમાં જંગલના કોંટ્રાક્ટરોના શોષણની સામે લડત આપનાર સેનાપતિ, આમ અનેક સ્વરૂપોને પ્રગટ કરતું તેમનું વ્યક્તિત્વ ગાંધીયુગનું એક મહદ્આશ્ચર્ય છે.

તેમની આ બધી પ્રવૃત્તિઓનુ મૂળ પ્રેરક બીજ આ વિસ્તારના અંધોને આંખો આપવી ને તેમનામાં પડેલી ચેતનાને ચાલના આપવી એ વિચારમાં હતું. આ માટે શિક્ષણનું અને સાહિત્યનું એમ બે માધ્યમોને તેમણે એકીસાથે પોતાના કાર્યક્રમના ભાગ રૂપે પકડ્યાં બંનેનાં તેમની પ્રતિભા સરખી જ વિચરવા લાગી. આદિવાસી બાળકો માટે તેમણે શાળાઓ, બાલવાડીઓ શરૂ કરાવી. નવ દીક્ષિત જુવાનો ભાઈ નારાયણ દેસાઈ તથા મોહન પરીખ જેવાને તેમાં પરોવ્યા. સ્વ. ગિજુભાઈ પાસેથી નાનાં બાળકો માટેની કેળવણીના કેટલાક કીમિયા તેમણે મેળવ્યા, વાત્સલ્ય તો ભરપૂર હતું. તે પ્રદેશના વાતાવરણને અનુરૂપ તેમણે નાનાં બાળકો માટેની બાલવાડીઓ શરૂ કરાવી. તેની એ જ અપૂર્વ શૈલી વિકસાવી ને આજે આવી બાલવાડી એ વિસ્તારમાં ઠેર ઠેર જોવા મળે છે.

આની સાથે સાથે જ આ બાળકોના ગળામાં રમતાં થાય ને તેમના હૃદયમાં શુદ્ધ આનંદના હિલોળા જગાવે એવાં ગીતો પણ તેમણે માંડ્યાં. પોતે જ બનાવે, પોતે જ ગાઈ સંભળાવે ને બાળકો સાથે સમૂહગાન ગાય આવાં કેટલાંય ગીતો આજે પણ એ વિસ્તારમાં ગવાતાં સંભળાય.

બાળકોમાં પડેલી શક્તિનો માત્ર બાળકોને જ લાભ મળે એમ નહિ પણ એ જ બાળકો તેમના વડીલો પાસે પણ પોતાની શક્તિની અભિવ્યક્તિ કરી બતાવે એટલું જ નહિ પણ તેમનામાં સુપ્ત પડેલી શક્તિ તથા સૂઝને જગાડે તે માટેનાં નાટકો પણ તેમણે તૈયાર કર્યા. ને ભજવી શકે તેવી રીતે બાળકો તૈયાર કર્યાં અને તે વિસ્તારની શાળાઓમાં બાળકો અને શિક્ષકો શાળાઓમાં, ફળિયાઓમાં, મેળાઓમાં આ નાટકો ભજવતા. આંધળાનુ ગાડું, ખેડૂતનો શિકારી, મધ્યમસરખી ચાલ, પ્રહ્લાદ વગેરે નાટકો લાંબા વખત સુધી લોકપ્રિય અને બાળપ્રિય રહ્યાં.

'આંધળાનું ગાડું'' આ બધાં નાટકોમાં કંઈક જુદી ભાત પાડે છે. તેમા ગીતો, અભિનયક્ષમતા પાત્રોની અસરકારક લાક્ષણિકતાઓ, સંઘર્ષ, હાસ્ય ને કટાક્ષ, પ્રતીક દ્વારા નાટકના હેતુને લક્ષ્ય તરફ તાકેલું નિશાન, આ બધું એકીસાથે આ નાનકડા સાદા સીધા નાટકમાં ઊપસી આવે છે.

નાટકનું કથાવસ્તુ આ પ્રમાણે છે:

સૂત્રધાર—જે ગુરુ પણ છે—પોતાના શિષ્યો સાથે પ્રવેશ કરે છે. સૂત્રધાર 'ગાડું સીધું ગબડાવ' એ ગીત ગાય છે. અજ્ઞાનમા અંધ એવા લોકો વતી તે ઈશ્વરનો પ્રાર્થના કરે છે કે ગરીબ, અજ્ઞાન લોકોના જીવનને સીધે મારગે ચડાવ. ચોર, ઠગ ખાડાખૈયાથી બચાવ. તે ગીત ગવાય છે, તે વખતે એક આંધળાનું ગાડું ઊંધું પડેલું દેખાય છે. બધા તેની મદદે પહોંચી જાય છે. તેના ગાડાને સરખું કરી આપે છે. ગાડાવાળા આંધળો છે, છતાં ગાડુ લઈને નીકળ્યો છે કારણ કે તેને શ્રદ્ધા છે કે આંખોવાળા દયાળુ લોકો મને મદદ કરવાના છે. ત્યાં તો આધળાની મદદની બૂમ સાંભળીને રાજાજી આવી ચડે છે. થોડી વારે શેઠજી પણ મદદમાં દોડી આવે છે. આમ બ્રાહ્મણવર્ગ ક્ષત્રિયવર્ગ અને વૈશ્યવર્ગ આ શ્રમજીવી વર્ગ શૂદ્રની વહારે ધાવા તત્પર હોય છે, તેવા ભૂતકાળના યુગનું ચિત્ર અહીં રજૂ થાય છે.

આ પછી દૃશ્ય બદલાય છે. વચ્ચે એક યુગનો ગાળો વહી ગયો છે. ફરી પાછો આંધળો ગાડું લઈને નીકળે છે. તેનું ગાડું ખરાબે ચડી ગયું છે. તે મદદ માટે બૂમો પાડે છે. ઘોડો ખેલાવતા રાજાને, હાટે બેઠેલા શેઠને, પૂજા કરતા બ્રાહ્મણોને વારા ફરતી મદદ માટે બૂમો પાડે છે. ત્યાં છોકરાઓનું ટોળું આવી ચડે છે. આ આંધળાને પૂરો પજવવા મંડી પડે છે ને આંધળાને વધુ ને વધુ ખાડામાં ઉતારવાના આનંદમાં આવી જાય છે. પેલો આંધળો ગાડાવાળો વળી મદદ માટે બૂમો પાડે છે. ત્યાં વહનો ભૂવો આવી ચડે છે. આ છોકરાંઓ પણ તેનાથી ડરીને ભાગી જાય છે. ભૂવો આ ગાડાવાળાને દેખતો કરવાનું બીડું ઝડપે છે ને તેનાં લૂગડાંનો ધુમાડો તેની આંખમાં જાય તો તેની આખમાં બે શીકોતરો ચોંટી છે તે બળી જાય ને અંધો દેખતો થાય. એવો ઉપચાર બતાવે છે. પેલો લૂગડાં કાઢી આપે છે. ભૂવો એક ચીંદરડીનો ધુમાડો કરીને લૂગડાં લઈને ભાગી જાય છે.

આ પછી આંધળાની બૂમો સાંભળી લખમીધર શેઠ આવી ચડે છે ને તે તેને રસ્તે ચડાવવાના બદલામાં તેની પાસે જે થોડી ઘણી રકમ છે તે પણ પડાવી લે છે. ને છેવટે તેનું ગાડું પણ પડાવી લેવાની વેતરણ કરે છે ને ત્યાં તો જમાદાર પણ આવી પહોંચે છે. આ જમાદાર શેઠના સાક્ષી તરીકે તૈયાર થાય છે. જમાદારે અત્યાર સુધીમાં આ અજ્ઞાનથી અંધ એવા લોકોની વસ્તીમાં જે કોઈ જરાકેય ભણેલ ગણેલ લોકો જુએ તેને કંઈક ને કંઈક ગુનામાં સંડોવીને જેલ ભેગા કરવાના કામમાં લાગી ગયેલો છે. તે આંધળાનું ગાડું શેઠને, તે માગે ત્યારે આપવાનું કબૂલાવે છે. ને ગાડું આગળ ચાલે છે. ત્યાં દારૂવાળો આવી ચડે છે ને એ આ આંધળાને દારૂની લતે ચઢાવી દે છે અને જોતજોતામાં તે દારૂના ઘેનમાં રાજપાઠમાં આવી જાય છે ને 'આખી દુનિયાનો રાજા' બનીને નાચવા લાગે છે. દારૂવાળો પણ ગાડાવાળા પાસે બાકી બળદ હતા. તે પણ પડાવી લે છે. આમ શેઠ, જમાદાર ને દારૂવાળા મળીને આ અંધ ગાડાવાળાને પૂરેપૂરો પાયમાલ કરીને તેને ત્યાં પડતો

મૂકીને ગાડામાં બેસીને વિજયના આનંદમાં ઊપડે છે. ને 'આપણી ત્રણ જણાની ટોળી એને કોઈ શકે નહિ તોડી'નું ગીત ગાતા ગાતા દુનિયાને ગજવે છે.

તે પછી ફરી નાટકની શરૂઆતમાં આવેલ સૂત્રધાર અને શિષ્યો પ્રવેશ કરે છે ને સૂત્રધાર–ગુરુ–કહે છે કે એ આ નાટક આપણે આગળ નથી ચલાવવું. હવે એનો કાળ ચાલી ગયો છે. કે આ દુનિયામાં ચાલી રહેલ નાટકના સાચા સૂત્રધાર–ઈશ્વરને–આપણે બોલાવીએ. આંધળાઓમાં સાચા આંધળાને છતી આંખે આંધળા છે, તે બધાને હવે આંખો આપવાની જરૂર છે અને તે તો જગતનો મહાન સૂત્રધાર જ આપી શકે. અને એ સૂત્રધારે આપેલ કાચા સૂતરના તાંતણાથી ફરી આ અંધાપાથી ઘેરાયેલી પ્રજાને દેખતી કરવાની છે, સેવાભાવનો રાસ 'અતૂટ એક કાચા સૂતરનો તાંતણો' આ રીતે ગાંધીજીના સંદેશને રાસ દ્વારા રજૂ કરીને નાટક પૂરું થાય છે.

આદિવાસી વિસ્તારમાં આવી રહેલ નવ-જાગરણના કાળને તે પ્રજા સમજી શકે ને તેની અસર નીચે આવી શકે એવું તેનું પોત છે. તેની ભાષા, વેશભૂષા, ભજવનારાં બાળકો, એ બધાં આ આદિવાસી પ્રેક્ષકો તરત જ પોતાના જ વાતાવરણનાં લાગવા માંડે છે. આ આંધળા ગાડાવાળામાં પ્રેક્ષક પોતાનું જ પ્રતિબિંબ જોઈ શકે, એવું સચોટ તેનું નિરૂપણ છે. શેઠ, જમાદાર, દારૂ-વાળો તો તેમની અડખેપડખે રોજ-બરોજના જીવનમાં ફરતા હોય છે જ. પણ અહીં રંગભૂમિ ઉપર તેમને નટ સ્વરૂપે જોતાં જ તેનું મૂળ સ્વરૂપ તે જોઈ શકે છે. અને એ રીતે તેની અત્યાર સુધી બંધ રહેલી આંખો ઊઘડતી જાય છે. અજ્ઞાનની શીકોતરી આ નાટક ભજવતાં બાળકો ને શિક્ષકો હટાવવા લાગે છે. કેટલાંય ભાષણોથી જે વાત ગળે ન ઉતારી શકાય તે આ નાનકડા નાટક દ્વારા મનમાં ચોંટી જાય છે.

આમાં પાત્રાલેખન કળા, ને રંગભૂમિની સજાવટની પણ બહુ જરૂર પડતી નથી. ઓછામાં ઓછાં સાધનો ને વેષભૂષાની આમાં જરૂર પડે છે. શાળાનાં બાળકો પાસે બહુ જ થોડા શ્રમથી આ નાટક તૈયાર કરાવી શકાય એવું છે. જુગતરામભાઈ અહીં કવિ, નાટકકાર ને શિક્ષક એમ ત્રણ રોલમાં કામ કરી ગયા છે. આદિવાસી બાળકો માટેની શાળાનાં બાળકો જ પોતાના વડીલો પાસે આ નાટક ભજવતાં હશે, ત્યારે તેની અસર ઘણી વધારે થતી હશે, એ સમજી શકાય તેવું છે.

પણ આ નાટકનું સૌથી હૃદયંગમ એવું અંગ તે એનાં ગીતો છે. ગીતોમાં તો જુ. ભાઈ હમેશાં ખીલી જ ઊઠતા હોય છે. આ નાનકડા નાટકમા બધા મળીને આઠ ગીતો છે. સમૂહમાં ગાઈ શકાય તેવો તેનો સાદો ઢાળ છે.

વહનો ભૂવો નાચતો નાચતો પ્રવેશ કરે છે :

મારું નામ વહનો ભૂવો.
મારી મૂઠથી બચે એવો કોણ જગતમાં હુવો?

> જંતરમાં જોગણીયો બાંધું, મંતર માંહી દેવ,
> ડાકણ, શાકણ ભૂતડાં આવી કરે જ મારું સેવ. —મારું૦



આમ નાચતો નાચતો ને અભિનય કરતો વહનો ભૂવો જોતજોતામાં પ્રેક્ષકોના મનમાંથી આ ભૂવાવાળાની ભડક ભાંગી નાખે છે ને તેમાંથી મળતાં હાસ્યથી તેને નવી સમજ મળે છે.

> 'સાજો થયો તો મેં જ કર્યો ને મુઓ તો તારું કરમ,
> હાનમાં કાનમાં આ જ કહું મારી ખૂબીનો ખરો ભરમ,'
> 'આંધળાં થઈને જાળમાં મારી માનવીને ઝડપાય
> ભૂતડાં, પ્રેતડાં એ જ ખરાં મારી એ જ ખરી વિદ્યાય.'

આમ આ નાટકનો વહનો ભૂવો લોકોના અજ્ઞાન પર ચરી ખાતા ભૂવાઓનું જોતજોતામાં અવમૂલ્યન કરી શકે એવું તેમાં અભિનય તત્ત્વ રહેલું છે અને આ લોક શિક્ષણનું આ કંઈ જેવું તેવું કામ છે?

આવી જ રીતે 'હું છું લખમીધરજી શેઠ મારૂ બહુ મોટું છે પેટ' એ ગાતાં પ્રવેશ કરે છે. ત્યાં જ તેમનું સાચું રૂપ પ્રગટ થઈ જાય છે. ગીત ગાતાં આવી જ રીતે ગરીબ ને અજ્ઞાન લોકોને ધમરોળતો જમાદાર :

> ખરી કરી નોકરી
> આજ મેં ખરી કરી નોકરી—

પાંચ ગુનાઓ પકડ્યા મેં તો સાચા જૂઠા કરી—આજ મેં

> નાથો ઊંકો નાયકડો
> પેલો નાથો ઊંકો નાયકડો
> બહુ ભણીને બગડ્યો,
> જ્યાં ત્યાં ભસ્યા કરે ભાષણો
> આજે એની ગરદન પકડી
> કોટડીમાં મેં દીધો જકડી
> ખરી કરી નોકરી—

આમ ગોમો લાલો ચોધરી, દલો કલો દૂબળો, ગોસો ફકરો ગામતડો એ બધાને નવા ભણતરના રંગે રંગાયેલા જોઈને તે બધાને કેવી ચાલાકીથી કોટડીમાં પૂરી દીધા તેનાં ગુણગાન ગાય છે.
આ પછી દારૂવાળો પ્રવેશ કરે છે :

> મઝેદાર દારૂ
> કે લિજ્જતદાર દારૂ
> કે રોનકદાર દારૂ
> કે પીયો દોસ્ત દારૂ—૧
> કે મંદા પીયો દારૂ
> કે અંધા પીયો દારૂ
> કે પીયો દોસ્ત દારૂ—૨
> કે રોગી પીયો દારૂ
> કે શોગી પીયો દારૂ
> કે પીયો દોસ્ત દારૂ—૩
> ઘર વેચી દારૂ
> કે ખેતર વેચી દારૂ
> કે છોરાં વેચી દારૂ
> કે પીયો દોસ્ત દારૂ—૪

એમ દારૂનો મહિમા ગાતો કલાલ હાથમાં દારૂનો બાટલો લઈને રંગમંચ પર પ્રવેશ કરે ત્યારે આ દારૂની લતમાં પાયમાલ થયેલા

શ્રોતાઓમાં દિલના ઊંડાણમાંથી કંઈક નવો અવાજ ઊગતો જ હોવો જોઈએ.

આજથી સાઠ વરસ પહેલાના આ વિસ્તારની પ્રજાનો જેને ખ્યાલ છે અથવા જેમણે આ લોકોની દશા નજરે નિહાળી છે, તેમને જ સાચો ખ્યાલ આવી શકશે કે આ નાનકડા નાટકે અને આવાં બીજાં નાટકોએ આ પ્રજામાં નવો પ્રાણ ફૂંક્યો હતો.

આ દારૂવાળાના સકંજામાં સપડાયલો અંધો આદિવાસી દારૂ પીને ગાવા લાગે છે :

'આજ હું તો આખી દુનિયાનો રાજા
બધી રૈયત વગાડોને વાજાં.'

આમ 'રાજ્જા' બનીને આળોટતા લોકો પ્રેક્ષકો તરીકે આ દૃશ્ય જોઈને પોતાના પર કેવા હસતા હશે?

શેઠ, જમાદાર ને દારૂવાળાની ટોળકી પોતાનું વિજયગાન ગાતાં ગાડામાં બેસીને જાય છે ને પેલો અંધો દારૂના ઘેનમાં ભૂંડે હાલ પડ્યો છે. ત્રણેય જણા ગાય છે:

આપણી ત્રણ જણાની જોડી
એને કોઈ શકે નહિ તોડી
શાહુકાર
જમાદાર
દારૂનો ઈજારદાર

આ ત્રણેય પાત્રો વારાફરતી પ્રેક્ષકો સમક્ષ પોતાની ઓળખાણ આપતા હોય, એવા દૃશ્યની કલ્પના કરો એટલે તેમાંથી પ્રગટ થતો હાસ્યરસ કેવો સચોટ બને, તે કલ્પી શકાય.

ગરીબ અજ્ઞાન પ્રજાનું શોષણ કરનારા વર્ગ સામે જુગતરામભાઈ ને તેમના સાથીઓ કેવા ઝઝૂમ્યા છે? જીવના જોખમે તેમણે આ વિસ્તારમાં વ્યાજખાઉ વાણિયા, દારૂના ઇજારદારો તથા ડંડાબાજી-થી જ કામ લેનાર પોલીસોની સામે લોકોને સચેત કરવાના કામમાં તેમણે રાતદિવસ જોયાં નથી. પણ સાથે સાથે અજ્ઞાનને દૂર કરી ને તે ગરીબ પ્રજાની આંખો ખોલવાનું કામ પણ તેમણે કર્યું છે. એટલું જ નહિ પણ તેમને સાચું જીવન જીવવા માટેની જડીબુટ્ટીઓ પણ આપી છે. આ નાટકનું સૌથી છેલ્લું ગીત:

'અતૂટ એક કાચા સૂતરનો તાંતણો'

આ જડીબુટ્ટીનો જ એક પ્રકાર છે. જંગલ સહકારી મંડળીઓ, ભજનમંડળીઓ, બુનિયાદી શાળાઓ, બાલવાડીઓ, ગાંધીમેળાઓ વગેરે અનેક પ્રવૃત્તિઓ દ્વારા તેમણે આ પ્રજાને ત્રિવર્ણીએ કરેલા અન્યાયને ધોવાનું ને આ પ્રજાને સ્વત્વનું ભાન કરાવવાનું કામ કર્યું છે.

આ નાટકને લેખકે નાનકડું નાટક કહ્યું છે. એ નાનકડું છે, માટે જ તે હૃદયમાં પ્રવેશી શકે એવું બન્યું છે. કવિ જુગતરામ-ભાઈએ આ નાનકડા નાટકમાં કાવ્યપ્રતિભાને કેવી ખૂબીથી નાનો પોશાક પહેરાવીને બાળકો સાથે ભેળવી દીધી છે?

આ જ તેમની કાવ્યપ્રતિભા!

મૂળશંકર ભટ્ટ

## ૧૨ આંધળાનું ગાડું વિશે

મને તો એક સૂચના કરવાનું મન થાય છે કે ભાઈ જુગતરામ અને મંડળી આ પ્રયોગો અને આ પ્રદર્શન દારૂની બદીમાં ફસાયેલા રાનીપરજ વિભાગોમાં જઈને કરી બતાવે. અને જો પહોંચી વળી શકે તો કોળીઓનાં ગામોમાં ત્રણ ત્રણ મહિને એક એક અઠવાડિયું એ પ્રયોગો ભજવી બતાવે, રામલીલાવાળાઓ સપ્તાહ ગોઠવે છે તેમ સપ્તાહ ગોઠવે અને તેમને સ્વચ્છ, નીરોગ અને બોધપ્રદ લહેજત લગાડે. રામલીલાના નામથી ચાલતી કેટલીક બીપણ અને બીભત્સતાભરી ભવાઈ નાનપણમાં મેં જોઈ છે. એના ઉપર ગામડાંના લોકો ઘણા પૈસા ખરચે છે. એ લોકોને 'આંધળાનું ગાડું' જોવાનું મળે તો ઘણાની આંખ ઊઘડે. મારી એવી ભલામણ છે કે રાનીપરજ ઉપરાંત બીજી બધી કોમોનાં 'આંધળાનાં ગાડાં' જેટલી રીતે ખાડામાં નંખાય છે તે બતાવનારું એક બૃહત્ 'આંધળાનું ગાડું' રચવામાં જુગતરામભાઈ પોતાની કળા ચલાવે અને ગુજરાતમાં પોતાનાં બાળકો દ્વારા જ્ઞાનગમ્મત ફેલાવે.

મહાદેવભાઈ ની ડાયરી ભાગ-૧૨ પાન ૪૬૮ — સરદાર પટેલ

## ૧૩ લોકનાટકકાર જુગતરામ

એક રાનીપરજ પરિષદના પ્રમુખ તરીકે ગાંધીજીએ તે પરિષદની યોજના કરનારાઓને કવિ તરીકે વર્ણવ્યા હતા. રાનમાં રાની લોકોની સાથે રહી રાનની ઈશ્વરી લીલા નિહાળતા આ કાર્યકર્તાઓ પોતાનું કવિત્વ વધારતા જ ગયા છે. એમાંના એક ભાઈ જુગતરામ દવે છે. એમણે તે વેળા કવિ તરીકે પોતાને પ્રગટાવ્યા નહોતા. પછી તો એમણે લોકનાટકો રચવા માંડ્યાં અને કવિ-સેવક તરીકેની પોતાની કારકિર્દી વધાર્યે જ જાય છે.

મહાદેવભાઈની ડાયરી-૧૨ પૃષ્ઠ ૪૫૯

રાત્રે પ્રાર્થના કરી સૌ નાટક જોવા બેઠાં હતાં. એ નાટક રાની પ્રદેશમાં રહી એમના પ્રેમની શાહીમાં જ હમેશાં પોતાની કલમ બોળનાર ભાઈ જુગતરામે રચેલું હતું. ગાંધીજીએ ઉદાત્ત સાહિત્યની વ્યાખ્યા, ખેડૂતો અને મજૂરોમાં લોકપ્રિય થાય એવું સાહિત્ય, એમ કરી છે. રોમા રોલાંએ 'પીપલ્સ પ્લેઝ'—લોકનાટકો—પોતાની શૈલીથી રચ્યાં છે. અને લોકસેવાને માટે એવાં નાટકો રચવાની તથા એને અનુકૂળ રંગભૂમિ બનાવવાનો આગ્રહ કર્યો છે. ભાઈ જુગતરામે રાનીપરજને સેવી આ લોકનાટકનું સર્જન કર્યું છે. અને એ નાટક તે શું? કોણે ભજવ્યું અને ક્યાં ભજવાયું? એ નાટક એટલે આજની 'રાનીપરજ'ની સ્થિતિનું દ્યોતક. એ ભલીભોળી, આંધળી કોમના ગાડાને અફાળનાર, ખાડા ખાબોચિયામાં નાખનાર, તથા આંધળાંની આંખ લૂંટતાં અને ગરીબની લંગોટી લૂંટતા પણ સંકોચ ન ખાનાર સ્વાર્થાંધોનું એ નાટક હતું. એમાં એ સીધો સ્વાર્થ ન જોઈ શકનારી આંધળી કોમનો, અને કેવળ સ્વાર્થ આગળ જ આંધળી બનેલી ઉજળિયાત કોમો—પારસી અને વાણિયા—અને તેમને ઉત્તેજન આપનાર સરકારનાં પ્યાદાંઓનો અદ્ભુત ચિતાર છે. એ ભજવનાર જુગતરામની શાળાનાં કેટલાંક બાળકો અને સુરત રાષ્ટ્રીય શાળાના સેવાનિષ્ઠ શિક્ષકો હતા. ભજવવાને માટેના સાહિત્યમાં કશું જ નહિ; માત્ર એક ગાડું અને

ચાંદનીમાં સોહામણો લાગતો એક વર્તુળાકાર ચોક. પડદા, સીન, સિનેરી, કશાની જરૂર નહોતી. સૃષ્ટિનું સુંદર આંગણું, અને સૃષ્ટિને સૌમ્ય તેજથી ઠારનાર દીપક ચંદ્રમા—એટલી સામગ્રી. બરોબર એક કલાકની અંદર નાટક ભજવાઈ રહ્યું અને નાટકને અંતે આંધળાને ઘરેડે ચડાવનાર રેંટિયાનો રાસ ગવાયો. અતૂટ એક કાચા સૂતરનો તાંતણો... હાંરે હૃદયેશ્વરમાં એ પ્રેમને પસારે, મારી ભારતીના ભારને ઉતારો. હાંરે રૂડા રેંટિયા અખૂટ બાપ દેજો, બાપુ ગાંધીજીની જિંદગીનો રહેજો.

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

મહાદેવભાઈની ડાયરી ભાગ – ૧૦ પૃષ્ઠ ૨૯૦–૨૯૬. મહાદેવ દેસાઈ

## ૧૪ કથાકાવ્યરત્ન કૌશિકાખ્યાન

### કલામય કૃતિનું અનુકરણ

[આપણે ત્યાંની આ સુપ્રસિદ્ધ પૌરાણિક કથા નાનપણમાં સાંભળી હતી. હમણાં અમારા આશ્રમમાં સંધ્યાકાળે મહાભારત વાંચીએ છીએ. વનપર્વમાં 'બ્રાહ્મણ-વ્યાધ સંવાદ' આવતાં જૂનો પરિચય તાજો થયો અને આ કાવ્ય રચવાનો ઉમળકો આવ્યો.

મૂળ રચના કલાના આધુનિક ધોરણ પ્રમાણે પણ મને સંપૂર્ણ કલામય લાગી તેથી મેં તેનું અનુકરણ કરવાનો જ પ્રયત્ન કર્યો છે. માત્ર વ્યાધને મૂળની જેમ વેદશાસ્ત્રસંપન્ન પંડિત ન ચીતરતાં ભોળો, પણ અનુભવજ્ઞાની હરિજન ચીતરવાની છૂટ લીધી છે.

પ્રસ્તાવનામાંથી જુ. દવે]

મુ. શ્રી જુગતરામભાઈ ઈ. સ. ૧૯૨૪થી માંડીને તે આજ પંચાવન વર્ષ થયાં અવિરતપણે સુરત જિલ્લાની આદિવાસી રાનીપરજમાં બાલવાડીથી તે ઉચ્ચવિદ્યા સુધીની શૈક્ષણિક પ્રવૃત્તિઓ દ્વારા સર્વોદયલક્ષી અંત્યોદયનું કાર્ય કરતા રહ્યા છે. તેમના આ સેવા-પરાયણ જીવનમાં તે જીવનની પછીતે રહેલી વિશેષતાઓમાં તેમની કલારસિકતા અને સાહિત્યસર્જનશક્તિ પણ ગૌણ રૂપે રહ્યાં છે. તેમની કલારસિકતાને કારણે જ તેમની પ્રવૃત્તિના ભાગરૂપે તેમણે સ્થાપેલાં વિદ્યાલયો સરળમધુર સંગીતથી ગૂંજતાં અને ભીંતચિત્રો અને રંગોળીઓ વગેરેથી શોભતાં રહ્યાં છે. તે જ રીતે તેમની સાહિત્યસર્જનની શક્તિ અનેક મધુર અને ભાવવાહી, મૌલિક અને અનૂદિત ગીતો-કાવ્યરૂપે, અને દૃશ્ય નાટકોરૂપે તેમની મુખ્ય શૈક્ષણિક પ્રવૃત્તિને પોષક પૂરક રહી છે, અને તેમના કાર્યને ગુણવત્તા આપી પોતાની ગૌણતા સાર્થક કરી રહી છે.

મહાભારતમાંના કૌશિક અને ધર્મવ્યાધના પ્રસંગ પરથી તેમણે રચેલ 'કૌશિકાખ્યાન' તેમનાં પદ્યસર્જનોમાંનું એક છે. ગુજરાતી સાહિત્યમાં કેટલાક સર્જકોએ પ્રમાણમાં ઘણું થોડું લખ્યું છે, પણ એ થોડામાં પણ તેમણે ગુણવત્તાની દૃષ્ટિએ, થોડી, ગણીગાંઠી, ક્યારેક એકાદ જ રચના દ્વારા ચિરંજીવ ફાળો આપ્યો છે. સ્વ. કાન્ત થોડું લખી ઝાઝું આપતા ગયા છે એ સુવિદિત છે. સ્વ. હરિહર ભટ્ટે 'એક જ દે ચિનગારી' અને 'તું મહાકાવ્ય બની' જેવાં ભક્તિકાવ્યો દ્વારા થોડો પણ સુંદર ફાળો આપ્યો છે. શ્રી પ્રેમશંકર ન. ભટ્ટે 'નાનો મોરો' એ ટચૂકડા પણ અર્થગર્ભ કાવ્યરૂપે ફાળો આપ્યો છે. આ અને આવા નાના ફાળાઓને પરચૂરણ ગણી ભલે એની નોંધ લેવામાં ન આવે, પણ તેથી એનું મૂલ્ય ઓછું થતું નથી. આ નાનું કૌશિકાખ્યાન આવો જ થોડો પણ કીમતી ફાળો છે, એમ મને લાગે છે. તેથી મેં એને 'કથા-કાવ્યરત્ન' કહ્યું છે. આપણા સાહિત્યમાં કથાકાવ્યોના ક્ષેત્રમાં એણે સંગીન ઉમેરો કર્યો છે.

મુ. જુગતરામભાઈએ પોતાની મુખ્ય શૈક્ષણિક પ્રવૃત્તિને પૂરકપોષક-રૂપે જ સાહિત્યસર્જન કર્યું હોવાથી, સ્વાભાવિક રીતે જ, એમનું સાહિત્ય હેતુલક્ષી હોય, ગાંધીજીના આદર્શને સ્વીકારનારા, સેવનારા, અને સાંગોપાંગ જીવવાનો પ્રયત્ન કરનારા એમના જેવા સાધકને 'કલા માટે કલા'ની વાત મંજૂર ન હોય. છતાં આ આખ્યાનમાં એમની હેતુલક્ષિતા કથાના સરસ સરળ પ્રવાહમાં ઢંકાયેલી રહે છે, અને કથાને અંતે, જ્યારે વાર્તારસ પૂરો વહી રહેવા આવે છે ત્યારે જ છતી થાય છે, લેખક પોતે છતી કરે છે.

કથાનો પ્રવાહ સરળ ભાષામાં, મરાઠી ઓવીને મળતા છંદમાં એકધારો વહે છે; ભાગ્યે જ ક્યાંય અઘરા શબ્દો કે અઘરી રચના-રૂપી રુકાવટો આવે છે. ચાલો, આપણે એ પ્રવાહનાં સૌંદર્યસ્થાનો જોતા માણતા નાણતા એને કાંઠે કાંઠે ચાલીએ.

આખ્યાનકારોના રિવાજ મુજબ કવિ શરૂઆતમાં મંગલ પ્રાર્થના કરે છે અને ગણપતિ અને સરસ્વતીને યાચના કરે છે! શી યાચના? નહિ કે આ આખ્યાન સારું લખાય અને સહીસલામત પૂરું થાય, પણ વાર્તાનો નાયક કથાને અંતે જેવી પશ્ચાત્તાપ-પૂત વિશુદ્ધ બુદ્ધિવાળો બને છે તેમ પોતે પણ બને; સાધક કવિ જીવનની પોતાની સાધનાનું સાફલ્ય માગે છે.

પછી કથા શરૂ થાય છે. આરંભમાં જ તપોમૂર્તિ કૌશિક આપણી આંખ સામે ખડો થાય છે; તપથી સૂકવી નાખેલ દેહયષ્ટિ, અને 'ગાલમાં વિરાગ'માં શ્લેષ છે—'ફીકાશ' અને 'વૈરાગ્ય', જાણે એમ સૂચવાય છે કે તપની ઘેલછામાં તેણે નિરાહારી રહી તન ફીકું કર્યું છે, અને પરાણે મન પણ ફીકું કરી નાખ્યું છે. પરિણામે એ 'વિરાગ'માં પ્રસાદ નથી, પણ જેની 'આંખ માંહે આગ' છે, જેના મોંમાં 'ક્રૂર શાપનાગ' વાસ કરે છે એવા કાચા તપસ્વીનો કોપયુક્ત વૈરાગ્ય છે.

બિચારો ભીંત ભૂલેલો છે. જે એને મેળવવું છે તે તો ઘરમાં રહ્યાં જ મળી શકે એમ છે, પણ પેલા મૂર્ખની જેમ,—જેની સોય ઘરમાં ખોવાઈ હતી, પણ ઘરમાં દીવો ન હોવાથી, બહારની સડક પર થોડે દૂર મ્યુનિસિપાલિટીના દીવાને અજવાળે તે શોધવા મથતો હતો—કૌશિક પણ ઘરે આંધળાં, વૃદ્ધ, અશક્ત માબાપની સેવા કરવી છોડી, સાધનાના, મોક્ષના મોહમાં વન વિચરતો હતો. માબાપ તરફ ભક્તિભાવ નથી એમ નથી, પણ તપ દ્વારા જે મોક્ષ મળે એવા ખોટા ખ્યાલમાં પકડાયેલો, સ્વધર્મ ભૂલી, ભાગીરથીના પ્રવાહની જેમ વેંતા થાય છે, એ વર્ણન પણ જીવંત છે; માર માર ભાગ્યે જતા કૌશિકને આપણે જતો જોઈએ છીએ. એ કાળે માબાપ બાળબચ્ચાંની કેવળ પોતાના પર રહેલી જવાબદારીનો તદ્દન ઉલાળિયો કરી સ્વદેશ-સેવા કરવા ચાલી નીકળનારા અતિઉત્સાહી નવયુવાનો પ્રતિ આમાં કટાક્ષ પણ અભિપ્રેત હોય. પોંગો ખાવા વનમાં વડ તળે બેઠેલા કૌશિકના મનમાં ફરી ગજ-ગ્રાહ ચાલે છે, —આગળ જાઉં કે ઘરે માબાપ પાસે પાછો જાઉં? પણ મુમુક્ષા-

જનિત મોહ વધુ બળવાન નીવડે છે અને વિપ્ર કૌશિક તપમાં જ ચોંટયો રહેવા' નિશ્ચય કરે છે. એમાં વળી તપની સિદ્ધિનું એક એંધાણુ પણ મળે છે: વડપર બેઠેલી એક બગલી નીચે બેઠેલા કૌશિક મુનિ પર ચરકવાની ધૃષ્ટતા કરે છે! એવડી વાત? અને રોષરાતી આંખે છંછેડાયેલા સર્પસમા દર્પભર્યો કૌશિક ઉપર નજર કરે છે ત્યાં તો,

'નીચે પડ્યું ધબ
બગલીનું શબ,
આંખ ચાંચ પગ
ઠરડાયાં હાય!'

બસ, ઊંટ ને તે વળી ઉકરડે અડયું! તપની સિદ્ધિ મળી દેખાણી; અને ઘડીભરને માટે કૌશિક ફૂલાયો.

આ સ્થળે રૌદ્ર, કરુણ, અને હાસ્યરસનું મજાનું મિશ્રણ છે. મહાતપસ્વી મહાત્માની પીંગળી જાતને ભ્રષ્ટ કરતું બગલીનું ચરકવું હાસ્ય પ્રેરે છે, પરિણામે જાગેલો તપસ્વીનો ક્રોધ રૌદ્ર રસ જન્માવે છે, અને બગલીની બેહાલી કરુણ રસ ઊભો કરે છે; વળી પાછો, એક નાચીજ બગલીને બાળી શકયો તેમાં તો જાણે મોટો મીર માર્યો હોય એમ ડંફાસ મારતો કૌશિક એક જાતનો 'અપસાર'—બેથોસ—ઊભો કરી હાસ્ય જન્માવે છે, જે સ્વ. સર રમણભાઈ નીલકંઠે 'હાસ્ય મંદિર'માં આના આપેલા દૃષ્ટાંતની યાદ અપાવે છે,

'ઊંચો કરીને ભુજદંડ તેણે,
એકાગ્ર ચિત્તે અનિમેષ નેને,
ચાંચલ્ય ધારી, પ્રતિઅંગ વ્યાપ્યું,
છરી વતી દૂધીનું દીંટ કાપ્યું.'

કાતિલ દૃષ્ટિમાત્રથી બગલીને બેજાન બનાવી નાખનાર કૌશિક મુનિની વીરતા, કાતિલ છરીથી દૂધીના માથાને પલવારમાં ધડથી અલગ કરી નાખનારની વીરતા કરતાં ચડે. પણ પછી મૃત બગલીને જોતાં તેના મનમાં થયેલો ઊંડો વિષાદ અને પશ્ચાત્તાપ કરુણ રસ ઊભો કરે છે. આમ પશ્ચાત્તાપનો પહેલો પાઠ બગલી મરતાં મરતાં કૌશિકને આપતી જાય છે. થોડી ક્ષણોની પણ આવી નરી નિષ્ઠુરતા સહેજે દયામય બ્રાહ્મણને ન શોભે એમ બતાવતી 'મર્યાદા લંઘેલો જાણે મોટો સિંધુ' એ ઉત્પ્રેક્ષા ભારે સચોટ છે. અને મુનિના પગ જ્યારે ભિક્ષા માટે શહેર ભણી વળે છે,

'કંપે પૂરે ત્યારે
ધ્વજ પંખિણીઓ.'

એ ધ્વજાઓને પક્ષીઓનું સજીવારોપણ કરતું રૂપક તો ભારે ચોટડૂક છે. અને પછી, બીજે જ પગલે, પોતે વિનાવાંકે બાળેલી બગલીને જોતાં તેના મનમાં જે પશ્ચાત્તાપ થાય છે તેનું વર્ણન પણ ભારે અસરકારક છે.

'તપસ્વીનો ક્રોપ
બન્યો છે કરુણા.'

એ અતિશયોક્તિ,

'ક્રોધની કરાળ
હીરે કેમ વિકાર?'

અને

'પ્રજાળી પાપિણી
બુદ્ધિ પશ્ચાત્તાપે.'

એ બન્ને રૂપકો પૂરાં યથાર્થ છે.

હવે આખ્યાનનો બીજો પ્રવેશ આવે છે. પશ્ચાત્તાપ-પૂત તપસ્વી ભિક્ષા માટે પાસેના શહેરમાં જાય છે, અને એક ઘરના આંગણામાં જઈ ભિક્ષા માગે છે. બ્રાહ્મણી સતી તેને માટે ભિક્ષા લાવી આપવા ઘરમાં જાય છે, ત્યાં જ તેનો પતિ થાકયોપાકયો બહારથી આવે છે. કથારસની દૃષ્ટિએ તેનો આ સ્થળે પ્રવેશ ખરેખર નાટકીય—ડ્રેમેટિક—છે, અને કથાપ્રવાહ યોગ્ય રીતે લંબાવવામાં મદદરૂપ થાય છે. બ્રાહ્મણી તો ભિક્ષુકને ભૂલી પતિસેવામાં લાગી જાય છે. એની પતિસેવાનું વર્ણન ભારે રસિક છે. કહેવાય છે કે અંગ્રેજી નવલકાર ચાર્લ્સ ડિકન્સ કદી ક્રિકેટ રમ્યો ન હતો, પણ પોતાના 'પિકવિક પેપર્ઝ' નામના હાસ્યરસભરપૂર પુસ્તકમાં એણે એ રમતનું બહુ સરસ વર્ણન કર્યું છે. આપણા આ આખ્યાનના કવિ સ્વ. જુગતરામભાઈએ પણ કશા જાત-અનુભવ વિના પણ ફક્ત બે કડીમાં સતીની પતિસેવાનું રોચક, મર્યાદાયુક્ત વર્ણન કર્યું છે. અહીં સૌષ્ઠવપૂર્ણ આછો શૃંગાર રસ ડોકિયું કરી જાય છે.

પેલા ભાઈસાહેબ તો આંગણામાં ઊભા ઊભા ભિક્ષાની રાહ જુએ છે અને ધીમે ધીમે તેમનું માનસિક ઉષ્ણતામાન વધતું જાય છે. અહીં

'મૂળે ક્રોધી છેક,
તેમાં પાછી ભૂખ,
તેમાં અવિવેક
ગૃહિણીનો ભળ્યો.'

એ સાર અલંકાર, અને

'પ્રગટયો અનળ,
તેમાં બની તેલ,
પ્રતિ પળ પળ
વિલંબની પડે.'

એ રૂપક ખૂબ ચોટદાર છે.

પોતે હસતી, પતિને હસાવતી, તેને 'ભોજયેષુ માતા' બની પ્રેમે જમાડતી, પતિસેવા કરવામાં તલ્લીન બ્રાહ્મણીને પતિસેવા પૂરી થતાં વેંત પેલો બારણે ઊભેલો ભૂખ્યો ભિક્ષુક યાદ આવે છે. બિચારી આપવાની ભિક્ષા હાથમાં લઈ, હાંફળીફાંફળી બહાર આવી ક્ષમાયાચનાપૂર્વક તેને આપવા જાય છે ત્યાં તો કૌશિકનો 'જન્મનો ને જાતે ઉછેરેલા' ક્રોધ ભભૂકી ઊઠયો ભાળે છે. મુનિવર વિનયવિવેક ભૂલી પોતાને 'પો'ર દા'ડો' ઊભો રાખવા બદલ સતીને ન કહેવા જેવા શબ્દો કહે છે:

'ધિક તારી નીતિ,
ધિક તારી મતિ,
ધિક ધિક પતિ,
અને પાતિવ્રત્ય'

પછી તો બાઈ જ્ઞાની પણ ભાનભૂલ્યા અતિથિને ઉધડો લે છે, જે મોક્ષ જ છે:

'નૃપાધમો ગાય
આપ પ્રભુતાઈ,
તેની ચારણાઈ
છાજે અતિથિને?'

અને પછી, કશા જ જપતપ વિના કેવળ એકનિષ્ઠ સ્વધર્મપાલનથી સર્વજ્ઞા બનેલી સતી બોલે છે :

'વડની બિચારી
બલાકાને બાળી
રખે પત્ની બાળી
પીડો પતિદેવ.'

'જાળવજો, ભાઈશા'બ, બગલીની જેમ મને બાળી ન નાખતા નકર મારો 'ભોળો ભેંસણો' ઘરભંગ થશે, અહીં આછો હાસ્યરસ છે, કારણ કે પેલી બાઈ અને આપણે પણ જાણીએ છીએ કે બગલીને બાળી શકનાર આ સિદ્ધ તપસ્વી સતીનો વાળ પણ વાંકો કરી શકે એમ નથી. એટલે રમકડાની પિસ્તોલ ધરી બાપાને બિવડાવનાર બાળકને, ડરી ગયાનો ડોળ કરી બાપા પટાવે તેવો આ જવાબ છે.

આ સ્થાને ચમત્કારનો ઉપયોગ પણ થયો છે. પણ આ તે ચમત્કાર કે તે પછી, કૌશિક માબાપને છોડી ચાલી નીકળ્યો છે એ વાત સતી અને ધર્મવ્યાધ પામી જાય છે એ ચમત્કારો કોઈ દોષરૂપ બનતા નથી; કારણ કથારસને વધુ આસ્વાદ્ય બનાવી તેનું કામ પૂરું થાય છે. ઊલટા આ ચમત્કારોથી ભૂદેવ પોતાની બગલી બાળવાના ચમત્કારની શક્તિની શેખી ભૂલી જાય છે,

'લાખ તપ ડૂલ,
લાખ જપ ડૂલ,
એક આ અમૂલ
પાતિવ્રત્ય પાસે!'

અને વધુ મોટા ચમત્કારો કરવાની સિદ્ધિ મેળવવાના મોહમાં ન પડતાં, ઘરે બેસી માતાપિતાની સેવા કરવાનું વ્રત લે છે. સતીનો ઠપકો એની સાન ઠેકાણે લાવે છે; સર્વજ્ઞા સતી જાણી જાય છે કે તપસ્વી મહારાજ ઘરે અસહાય બેઠેલાં માબાપની સેવા કરવી મેલી, મોક્ષનાં ઝાંઝવાં પાછળ દોડ્યા છે. તેથી તે મહારાજને માબાપની સેવાના પ્રત્યક્ષ દષ્ટાન્ત દ્વારા બોધ આપવા સારુ જનકની મિથિલા નગરીમાં ધર્મવ્યાધને મળવા જવા સૂચવે છે. મનુષ્યનો સ્વભાવ છે કે તે બાહ્યમાત્રથી વસ્તુ કે વ્યક્તિની મૂલવણી કરી બેસે છે, અને ચીંથરાની પોટલી ઠેબે આવતાં તેને વધુ ઠેબે ચડાવી ઉકરડા ભેગી કરે છે, પણ પોટલીની અંદર શું છે તે જોવાની પરવા કરતો નથી—કે કદાચ એ ચીંથરે વીંટ્યું રતન પણ હોય. સતી આ જાણે છે તેથી તેને ખાસ ચેતવે છે કે મિથિલાના કસાઈવાડામાં માંસરાશિ વચ્ચે બેઠા માંસ વેચતા ધર્મવ્યાધને ભાળી તું આઘો ભાગતો નહિ, પણ રૂપથી બીધા વગર, ઊંડે પેસી જોઈશ ત્યારે તને ખબર પડશે કે એ વ્યાધરૂપે કેવું ગુપ્ત રતન, કેવો ગુપ્ત હીરો ત્યાં બેઠોબેઠો સાંભળવાના કાન હોય તેને मौनम् व्याख्यानम् આપે છે.

સતી સાથેના પ્રસંગે નમ્ર બનેલો કૌશિક મિથિલાને કસાઈવાડે જાય છે—બીતો, શરમાતો, ગભરાતો, અચકાતો, કસાઈવાડાનું વર્ણન બીભત્સ રસનો સચોટ નમૂનો છે. એ વાંચતાં આપણી નજર સામે કસાઈવાડો તાદશ થાય છે, ને જાણે કે નાકને ત્યાંની દુર્ગંધિ પણ વરતાય છે, અને 'ખચોખચ' એ રવાનુકારી શબ્દ વાંચતાંવેંત કાનમાં માંસ તોડવાનો—તૂટવાનો અવાજ પણ સંભળાય છે! સુંવાળવો વાચક કાં તો આ વર્ણન છોડી આગળ ચાલે ને નહિતર થૂંકતો થૂંકતો, મોં બગાડતો, કદાચ એકાદ ઊબકો ખાતો વાંચતો જાય.

'ક્યાં આ બ્રહ્મસુત, ક્યાં આ વ્યાધભૂમિ?' અને 'તિલક છે ભાલ કંઠે તુલસીમાળ, કરે તો કરાળ, લોહિયાળી છરી'માં વિરોધ ભારે અસરકારક છે.

'નરદેહ હાય
સાચી ચામુંડાય
નિત્ય પ્રતિ ખાય
કોટિ દીન પશુ.'

એ કડી, મને લાગે છે, બિનજરૂરી હતી. કથાપ્રવાહમાં વચ્ચે કવિ પોતાનો માંસાહાર પ્રત્યેનો અભાવ વ્યક્ત કરવા બેસી જાય છે, અને કથારસપ્રવાહમાં થોડા નડે છે. કસાઈવાડાનું બીભત્સ વર્ણન જ માંસાહાર તરફ અભાવ ઉત્પન્ન કરવા પૂરતું છે.

'ગાય છે ભજન,
ભક્ત મુક્ત મન,
છરીનાં છેદને
તાલ પૂરી પૂરી.'

એ કડી હળવો હાસ્યરસ આપે છે.

જ્ઞાતિ-અભિમાન કેવું દુર્મર (ડાઈહાર્ડ) હોય છે તેનો અચ્છો ખ્યાલ કવિએ બે જ લીટીમાં આપ્યો છે. ઘડીભર તો જ્ઞાતિસંસ્થાના શિખરનિવાસી વિપ્ર કૌશિકને નીચીમાં નીચી તળેટીના વાસી વ્યાધને શરણે થવાની, 'કૉન્ડિસેન્ડ' કરવાની ઇચ્છા થતી નથી. શું રાજા ભોજ ગાંગા તેલીની સામું પણ જુએ? પણ આખરે 'છાતી કરી વજ્ર, ગાળી જાતિગર્વ' કૌશિક વ્યાધ પાસે જાય છે. મહામાનનીય ભૂદેવને પોતાને મળવા આવેલો જાણી, વ્યાધ તો સંકોચે ઘાંઘો થાય છે ને સાંસલરી ત્રાજુડી પડતી મેલી, ઊભો થઈ, રક્તભરી છરી-સોતા હાથ જોડે છે. આ ક્રિયા આદરયુક્ત છતાં હાસ્ય પ્રેરે છે. આદર સાથે સત્કાર કરતા વ્યાધ મોંમાં તુંકારો, સુરત જિલ્લામાં વ્યાપક અને વિશિષ્ટ એવા બીજા પુરુષ એકવચનનો સારો અને સ્થાને ઉપયોગ થયો બતાવે છે. અને જ્યારે વિપ્ર અતિથિ તેને વંદન કરવા જાય છે ત્યારે તો બિચારો વ્યાધ ભોંઠો પડી જાય છે. જ્યારે કૌશિક ટૂંકમાં પોતાના આવવાનું કારણ, પોતાનું 'મિશન' બતાવે છે. ત્યારે તો વ્યાધની વાણી અને વર્તનમાં સત્યજ્ઞાન અને નિર્ભેળ નમ્રતાનો મેળ સધાય છે.

'બોલ મા બ્રાહ્મણ
અવળાં વચન
ભૂમિનાં ઝરણ
પર્વતે તે ચડે?

'તું મોટો બ્રાહ્મણ
વેદ-પરાયણ
વ્યાધ હું અભણ
પાપે પેટ ભરું.'

પણ પછી એક જ કડીમાં રામનામનો અગાધ મહિમા વ્યાધ સમજાવે છે.

'જાણું એક નામ
રઢિયાળો રામ
રટી આઠે જામ
વ્યાધ બન્યો ઋષિ.'

આ વ્યાધ પણ વાલ્મીકિનો વારસ જ છે ને? પણ વિનોબાજી કહે છે તેમ 'સેવા વ્યક્તિની, ભક્તિ સમાજની' અને 'એક હી સાધે સબ સધે, સબ સાધે ઈક જાય' એ કબીરે કહેલું તથ્ય સમજાવવા વ્યાધ કૌશિકને પોતાને ઘરે તેડી જાય છે, અને ત્યાં તેને એક ખાટલી પર બેસાડી પોતે, પેલી સતીની જેમ બીજું બધું ભૂલી રાતભર મા-બાપની સેવામાં લાગી જાય છે—તેમનો પડ્યો બોલ ઝીલતો આજ્ઞા થાય ન થાય ત્યાં અમલ કરતો. સેવા-કાર્ય પૂરું થયે અતિથિ અને યજમાન ધર્માલાપ આદરે છે. વ્યાધ રામનામ સત, બાકી બધું અસત એમ કહે છે, ત્યારે કૌશિક સારી દલીલ કરે છે: 'નામ અને દ્રવ્ય એક જ થોડાં છે? સિંહ નામ લેતાં શું સિંહની બીક લાગે છે? તો રામનામ લેતાં રામ ક્યાંથી મળે?' પણ સાદી સમજણવાળો કસાઈ ટૂંકમાં કહે છે, 'ઘટ ઘટ રમતો રામ રામ શબ્દમાં પણ વ્યાપેલ છે, એ ક્યાં નથી?' અને પછી કહે છે, 'રામ સર્વત્ર છે તેથી જનસેવા એ જ રામસેવા. પણ જનસેવા કરવી તો કોની કરવી ને કોની ન કરવી? માતા-પિતાની સેવામાં જનસમાજ આખાની સેવા આવી જાય છે. અને

'જ્ઞાન ગોતવાને
શીદ જવું રાને?
બાપને ને માને
સેવો એ જ જ્ઞાન.'

કૌશિકની માબાપની સેવા માટેની અર્ધજાગૃતિ હવે પૂર્ણજાગૃતિ બને છે. તેને પૂર્ણ ભાન અને જ્ઞાન થાય છે કે જે માતાપિતાને પોતે મુક્તિનાં દ્વાર બાંધનાર માન્યાં હતાં તે જ માતાપિતા, તેમની સેવા એ જ મુક્તિનાં દ્વાર ઉઘાડનાર છે. હવે તે પોતાની ભૂલ સમજે છે:

'સૂર્ય વરણન
સૂણી રાચ્યો મન
હાય દરશને
ઠાર્યાં નહિ ચક્ષુ!'

અને,

'જોવાને સવિતા
રાત્રિ પાસે ગાયો'

એવાને માટે કબીરે ગાયેલું:

'પાની બિચ મીન પિયાસી
મોહે સુનિ સુનિ આવત હાંસી'

આજ સુધી કરેલી માબાપની ઉપેક્ષારૂપી પાપથી, પસ્તાવાના વિપુલ ઝરણામાં ડૂબકી મારી, મુક્ત થઈ કૌશિક ઘરે જાય છે અને ધર્મવ્યાધની જેમ માબાપની સેવામાં લીન થાય છે.

કથા અહીં પૂરી થાય છે. અને હવે કવિ આપણી સમક્ષ આવે છે. કથાકારે પ્રસ્તાવનામાં નોંધ્યું છે કે મહાભારતનો ધર્મવ્યાધ મહાજ્ઞાની પંડિત છે, પણ તેમણે પોતે એને અભણ, અજ્ઞાન કસાઈ ચીતર્યો છે. કથાના આ ભાગમાં હેતુલક્ષિતાનાં દર્શન થાય છે. ગાંધીવિચાર-સેવી મુ. શ્રી જુગતરામભાઈ અંત્યોદયના કામમાં લાગેલા છે;— અંત્યો કોણ કોણ? અનાન અસ્પૃશ્યો, અને અબળાઓ જેમને દ્વિજમુખે થતા વેદોચ્ચાર સાંભળવાનો પણ અધિકાર નથી. પણ કથાકારને એ સ્થિતિ માન્ય નથી. તેઓ કહે છે, એ યુગ ઠવે ગયો. તેઓ કહે છે:

'અધિકારહીન
બધાં દીનહીન
છતાં ધર્મલીન
મોટા અધિકારી?'

'કોણ તેનો થાપે
કોણ વા ઉથાપે
ધર્મને પ્રતાપે
પ્રાપ્ત અધિકાર?'

સ્વધર્મપાલન જ સાચો અધિકાર આપે છે—એ પાલન કરનાર નાનું હોય કે મોટું, પણ એ મોટું જ છે, અને તેથી

'વિપ્ર સમરથ
વેદ-તપ-રત
થયો કૃતારથ
એવાંની કૃપાથી.'

ગાંધીજીએ પ્રબોધેલી સ્વદેશી ભાવનાની દ્યોતક માતાપિતાની સેવાનો મહિમા વર્ણવતી આ સુંદર નાનકડી કથા કવિ પોતાની સદ્ગત માતાને સમર્પી કથાનો અંત પણ સુયોગ્ય લાવે છે.

નટવરલાલ મ. બુચ

## ૧૫ બાલશિક્ષણનો કૂવાથંભ

બાલપ્રેમની મહાન શોધને પરિણામે 'શુદ્ધ નિર્ભેળ કલ્યાણનો જ સંભવ રહેલો છે. આ શોધ જેમ જેમ આગળ વધશે તેમ તેમ માનવ બાળક માટે અસત્ય, અસંયમ, દંભ, કપટ વગેરે વિકારો અસંભવિત થશે; અને તે બાળકો મોટાં થતાં તેમનું જીવન સર્વોદયને રસ્તે જ વહેતું થશે... ઉપર વર્ણવેલી શોધને પરિપક્વ થતાં એક યુગ લાગો કે અનેક યુગ શોધ થઈ ચૂકી છે, બીજ વવાઈ ચૂક્યું છે. યથાકાળે આવો (ઉપર વર્ણવ્યો તેવો) પરિપાક આવતો અટકાવી શકે તે હવે કોઈના હાથની વાત રહી નથી.' સૂર્યશો તેજપૂંજ પ્રકાશી રહ્યો છે. મંગલપ્રભાત થશે જ તેવી સંપૂર્ણ આસ્થા બાલ-પ્રેમ વિશે પ્રસ્તાવનામાં પ્રગટ કરીને આ ગ્રંથનો આરંભ કર્યો છે. અને એ પ્રકાશ ફેલાવવાનો પુરુષાર્થ તેમણે આ પુસ્તક દ્વારા કર્યો છે. તેમના આ સચ્ચાઈભર્યા પ્રયત્નમાંથી જે પ્રાપ્ત થયું છે તેને માટે ભાવિસમાજ તેમનો ઉપકૃત રહેશે.

પૂર્વ બુનિયાદી 'બાલવાડી'નો સર્વ સંગ્રહ તૈયાર કરવાની ગણતરીએ લખેલું આ પુસ્તક ઘણું બધું છે. એ નઈ તાલીમની પાયાની વાતો પ્રગટ કરનારો ગ્રંથ પણ છે અને મોન્ટેસોરીની વિચારધારાને આત્મસાત્ કરવાની શક્તિ લઈનેય આવે છે. બાલશિક્ષિકા અને માબાપોને જ નહિ પણ વિદ્વજ્જનનુંય ધ્યાન દોરવાનેય તેમાં સામગ્રી આપી છે. ઝીણી વિગતો છે—સાધનો, પ્રવૃત્તિઓ, ઈત્યાદિની અને શાસ્ત્રની પણ ઊંડાણથી સમજણ આપવાની મહેનત કરી છે.

બાળમનને ઓળખવાને સહાય છે. બાળકેળવણીના પ્રશ્નો બાળ આરોગ્ય, બાળકેળવણીના આચાર્યો બધાને વિશે લખ્યું છે. શું બાકી રહ્યું હશે તેમ પ્રશ્ન થાય તેટલું બધુ સમાવાયું છે. અને છતાં જેને સંદર્ભગ્રંથ કહેવાય તેવો નથી. કારણ ઉદ્દેશ સમજણુ ખીલવવાનો છે. બાલશિક્ષણની દષ્ટિ આપવાનો છે. કોઈ વિચાર સમજેલાને માર્ગદર્શક સાહિત્ય પૂરું પાડવાની કલ્પના નથી. વળી સમજણ આપવી છે માટે કેવળ બાલશિક્ષણના વિચારમાં રહેલી ખૂબીઓ કે શક્તિઓનું વર્ણન કે વિશ્લેષણથી નથી અટક્યું. સધિયારો આપવો છે. 'આવું તો આપણે કરી શકીએ' એવો વિશ્વાસ જન્માવવો છે. આ ઉદ્દેશના માપદંડથી આ પુસ્તકને મૂલવીએ તો સાંગોપાંગ પાર ઊતરે તેવું છે. ઊભી જિંદગી જેમણે સૌને ગાંધીવાળા કે આશ્રમવાળા કે નહિ આશ્રમવાળા બધાને સધિયારો આપવાનું જ કર્યું છે તેમની કલમ ચાલે તો બાલ-શિક્ષણના વહાણનો કૃતાર્થભ જ મેળવી આપે ને?

મોન્ટેસોરીનો ગુજરાત પર પડેલો વિશેષ પ્રભાવ જુગતરામભાઈએ ઓળખ્યો છે, ઝીલ્યો છે, અને તેનું મૂલ્યાંકન કરવાનું ચૂક્યા નથી. 'ગિજુભાઈને મોન્ટેસોરી વિચારધારા ગળે ઊતરી ગઈ. બાલજીવન અને બાલમાનસની જાણે કે તેમને ચાવી જડી ગઈ. (જડી કૂંચી ને ઉઘાડ્યું તાળું, થયું લો મંડળમાં અજવાળું. દિલમાં દીવો કરો—રણછોડ) તેમણે બાલમંદિરમાં મોન્ટેસોરીનાં શોધેલાં શિક્ષણ સાધનોના પ્રયોગો કર્યા અને તેનાં ચમત્કારિક પરિણામો જોઈ તેઓની શ્રદ્ધા ખૂબ દઢ બની ગઈ...આ રીતે ગુજરાતમાં મોન્ટેસોરી પદ્ધતિ પ્રચલિત થઈ છે. કદાચ યુરોપના દેશોમાં તેનો પ્રચાર હશે તેના કરતાં પણ ગુજરાતમાં તેનો પ્રચાર અને તેને માટેની શ્રદ્ધા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે.' જુગતરામભાઈને મોન્ટેસોરી પદ્ધતિની યથાર્થતા આબાદ પકડાયેલી છે. તેમને નવું કરવાનો આવેગ નથી, કે મોહ નથી. સ્વસ્થ પગલે ઊંચા નિશાનને આંબવાને જ મથવું છે માટે જ મેડમ મોન્ટેસોરીને બરોબર સમજી લીધાં છે અને સુંદર રીતે વધાવ્યાં છે 'માતા પિતાઓ અને શિક્ષક શિક્ષિકાઓ! ડૉ. મોન્ટેસોરીએ આપણી વિજ્ઞાનની આંખ ખોલી નહોતી ત્યાં સુધી આપણે અજ્ઞાનમાં બાળકો સાથે ગમે તેમ વરત્યાં તે ચાલ્યું હોત અને તે માટે આપણે પરમેશ્વરની ક્ષમા માંગી શકત. પરંતુ ડૉ. મો. ના અવતાર પછી તેવી ક્ષમા માંગવા આપણે હકદાર રહ્યાં નથી. આપણા બાળ ઉછેરમાં અને બાળ કેળવણીમાં આ નવા વિજ્ઞાનનો પ્રકાશ આણવાનો આપણો પવિત્ર ધર્મ થઈ પડે છે.'

અને જુગતરામભાઈ પોતાનો ધર્મ બજાવવા આ પુસ્તક દ્વારા આગળ વધે છે. એમણે બાલશિક્ષણના સૂર્યને પહોંચ્યા પછી તેના પ્રકાશને આત્મસાત્ કરી જીવનરસ પ્રગટાવવાનું કામ કરવા મથ્યા છે. તેમણે બાલઉદ્યોગો, કામકડાં અને ગીતો તેમ જ વાર્તાઓ વિશે જે આગવું રજૂ કર્યું છે તે બધું પ્રારંભમાં કહ્યું તેવા સ્વસ્થ સમાજને ધ્યાનમાં રાખીને ખીલવ્યું છે.

મોન્ટેસોરીની શિસ્તની સમજણમાં ઠીક ઊંડાણ છે. શિસ્તને એક ખંડમાં કે શાળામાં સિદ્ધ કરવાની વાત નથી સમજતા એને 'એ તો સ્વસ્થ જીવનની પ્રણાલી છે' એમ રજૂ કરે છે. એમની દષ્ટિએ સ્વાભાવિક રીતે વૃક્ષ ફૂલ આપે ફળ આપે એમ જ આંતરિક સંતોષ અને સ્વાનુભવથી આત્મનિયમન કરનાર બાળક, વર્તે તો તેને શિસ્તમય વર્તન ગણવું હોય તો ગણો પરંતુ એનાથી જુદી રીતે વર્તવાનું બાળકને માટે સહજ જ છૂટી ગયું છે. આ બાલમંદિરના વાતાવરણ માટેનો ઊંચો આદર્શ મોન્ટેસોરીની શાળાઓમાં સિદ્ધ થયેલો જોઈ શકાય તેમ છે.

પરંતુ જુગતરામભાઈ સ્વસ્થ જીવનના મૂળમાં જાય છે. જુગતરામ-ભાઈએ શિસ્ત અંગેની ચર્ચા જ કરી નથી. કારણ એમને તો ખાતરી છે કે જો બાળકોને સમજી લઈશું તો તેમના વિકાસમાં સાચો ટેકો કરવાને પુષ્કળ અવકાશ છે. 'જો બાળકોને તેમની સ્વાવલંબનની આંતરિક ભૂખ સંતોષવાને યોગ્ય અનુકૂળતાઓ કરી દઈએ તો તે ખીલી જ ઊઠે.' એમણે મોન્ટેસોરીની સમજણને ઓપ ચઢાવ્યો છે ઉદ્યોગોનો, જીવન સાથેના સંબંધનો નઈ તાલીમનો. બાલ શિક્ષણમાં એમને સહજ સ્ફુરેલી વાત છે 'કામકડાં.' આજના કામચોરીના યુગમાં એ વિશે ચર્ચા થાય, ગેરસમજણો ફેલાવાય, તે સ્વાભાવિક લાગે છે. પણ સ્વસ્થ માનવસમાજ માટે એ એટલું વ્યાપક અને તાકાતવર સાધન બનશે કે તે વિચારથી જ સમાજ ઘડાતો રહેશે અને જુગતરામભાઈ તેમની અણમોલ બાલશિક્ષણ-ની ભેટ 'કામકડાં'થી ઓળખાતા હશે.

રમત અને કામની ચર્ચા મેડમ મોન્ટેસોરીએ સુંદર કરી છે. બાળક-ને મન આવો ભેદ નથી તેમ તેમણે સમજાવ્યું છે. જુગતરામભાઈ આ વિચારને વધુ અવગત કરાવવા સહેતુક પ્રવૃત્તિનાં સાધનો પૂરાં પાડવાનો વિચાર આપે છે. 'બાલવાડીમાં ઉદ્યોગો હોય?' એવું સાતમા પ્રકરણનું મથાળું છે. 'હા, જરૂર હોય'. એવો સ્વસ્થ જવાબ તરત જ આપ્યો છે. બાળકો જે દોડી દોડીને, ચાહીને મોટાનાં કામોમાં મદદ કરવા આવે છે તે વિશે ધ્યાન દોરી કહે છે, 'આને ઉદ્યોગ કહેશું કે રમત કહેશું? આનંદ અને ગંમત મેળવવાની દષ્ટિએ બાળકને માટે તે રમતરૂપ જ છે. પણ મોટાંનાં કામોમાં બાળકનો તે નાનો સરખો પણ ઉપયોગી ફાળો છે તેથી શિક્ષણની પરિભાષામાં તે પ્રવૃત્તિઓને ઉદ્યોગ નામ આપવું જરા-પણ અયોગ્ય થશે નહિ.' આમ કહ્યા પછી બાળઉદ્યોગોની મર્યાદા સ્પષ્ટ કરી છે. 'પણ તેનું સાતત્ય કેટલો વખત ચાલી શકે તેનો વિવેક વય પરત્વે કરવો પડશે. આ વિવેક શિક્ષિકાએ કે મોટાંએ કરવાનો હશે તો ભૂલ થવાનો ડર છે, માટે બાળકને પોતાને જ વિવેક કરી લેવા દેવો. એટલે કે બાળક પોતાની મરજીથી કામમાં ભળે અને પોતાની મરજીથી કામ છોડે એવી સ્થિતિ રાખવી જોઈએ.'

આવી બાળકોની કદર કરીને ઉદ્યોગ ગોઠવવાનું લખ્યું હોવા છતાં બાલશિક્ષણ શાસ્ત્રીઓ જુગતરામભાઈના બાળઉદ્યોગ અંગેના વિચારો વિશે ટીકા કરે છે ત્યારે તેઓ બધા જે કામની સૂગના વાતાવરણ-માં બંધાયેલા છે તેનો પડઘો પાડે છે.

પરંતુ જુગતરામભાઈ તો નઈ તાલીમના ઉદ્યાગના વિચારને પાયા-માંથી ખીલવવામાં પોતાનું સમગ્ર શિક્ષકપણું કામે લગાડ્યું છે તેથી જ તે અંગેનું અમૃત તેમને લાધ્યું છે. 'શિક્ષિકા ઉદ્યોગ કરે બાળકો મદદ કરે' સાતમા પ્રકરણનો આ ત્રીજો વિભાગ આખોય અહીં રજૂ કરવાની લાલચ થાય તેમ છે. 'બાળકોના ઉદ્યોગોમાં સ્વાભાવિક સ્થિતિ તો એ જ હોઈ શકે કે મોટાંઓ ઉદ્યોગ કરતાં હોય, અને બાળકો તેમની મદદમાં રહીને નાનાં નાનાં કામો કરતાં હોય. આપણાં ઘરોમાં અને ખેતરોમાં અને ઉદ્યોગ-શાળાઓમાં એમ જ ચાલતું હોય છે... આપણે તો બાળકોને કામે

વળગાડી દઈએ છીએ અને પછી પોતે નિરીક્ષણ કરતાં રહીએ છીએ, અને ભૂલચૂક સુધારતાં રહીએ છીએ... જેઓ બીજાની માત્ર ચોકી જ કર છે અને જાતે હાથ હલાવતા નથી, તેમનો આવો જ (દોષો કાઢવાનો) મિજાજ થઈ જાય છે. પછી તે શિક્ષક હોય કે નિરીક્ષક હોય કે કારખાનાનો મુકાદમ હોય. મુકાદમપણું સામાને ત્રાસજનક છે અને સાથે પોતાને પણ હીન બનાવે છે. બાલવાડી કે જ્યાં કુમળાં બાળકોની સાથે કામ લેવાનું છે ત્યાં તો આવું મુકાદમી વાતાવરણ ન જ આવવા દેવું જોઈએ. ત્યાં તો શિક્ષિકાઓ સારા સારા ઉદ્યોગો કરતી હોય અને બાળકો હોંશથી તેના કામમાં નાની નાની મદદો કરતાં હોય એમ જ થવું જોઈએ.' આ વિધાન કેવળ પૂર્વ બુનિયાદી ક્ષેત્રને લાગુ પાડીને ન અટકીએ. એને સમગ્ર શિક્ષણનો અંગભૂત કાર્યક્રમ બનાવીએ તો નઈ તાલીમ-નો હાર્દ સ્પષ્ટ થઈ જાય તેમ છે. શિક્ષણ જગતમાં ચર્ચાઈ રહેલી ઉદ્યોગ, શિક્ષણ, અનુબંધ, શ્રમ, કલાકો, ઉત્પાદન, કાર્યાનુભવ સમાજઉપયોગી ઉત્પાદક શ્રમ વગેરે બધી વાતોની સમાપ્તિ આવી શકે તેમ છે.

મહાત્મા ગાંધી સત્યના પ્રયોગો કરતા કરતા નવા યુગના ઉદ્‌ગાતા થઈ ગયા. માનવ સમાજની નજર ઊંચા શિખરે પહોંચાડી દીધી. આવી માનવીય સમાજ રચના માટેના શિક્ષણની વાત તે ગાંધીજી-ની નઈ તાલીમ. એ નઈ તાલીમને ચોક્કસ ઘાટ આપવાની તાકાત બાલવાડી પુસ્તકના આ પ્રકરણમાં પૂર્ણકળાએ જુગતરામભાઈએ ખીલવી છે.

આમ આ ઉદ્યોગ અંગેની ચર્ચા એ કેવળ ઉદ્યોગની, નઈ તાલીમની કે બાળઉદ્યોગની નથી રહી, એ તો શિક્ષણના સમગ્ર વિચારને યોગ્ય શક્તિ પ્રદાન કરવાને રજૂ થઈ છે. આથી તો તેમાં શિક્ષણ-ની મૂલગામી વાતો તેમાં પ્રગટ થઈ છે. સમજણપૂર્વક તે વાતોને અપનાવનાર શિક્ષક જ નહિ જાગ્રતમાનવ બનવાને આવડત કેળવી શકશે તેવો વિશ્વાસ તેમાંથી પ્રગટે છે.

સમગ્ર પુસ્તકની શૈલીનોય ઉલ્લેખ કરવો આવશ્યક છે.

માબાપો બાળકો સાથે કઢંગું વર્તન કરે છે તે વિશે તેમણે ટીકા નથી કરી. નથી તેની મશ્કરી કરી. પરંતુ માબાપોને તેમની મર્યાદા શાથી ઉત્પન્ન થઈ છે તે સમજાવવા મથ્યા છે. આચરકૂચર ખાવાની ટેવ, વ્યસનો, એઠાકુ જીવન એ બધા વિશે નિરાંતે વાતો કરી છે, પતિ-પત્નીના વ્યવહારમાં આવતા ક્લેશો વિશે નાજૂકતાથી વાત કરી છે, નોકર ચાકર સાથેના સંબંધ, ઊંચ નીચના ભેદો બધાયને રચનાત્મક રીતે વાળવાનો જુગતરામભાઈનો પ્રયત્ન તેમની Persuasiveness—આગ્રહભરી વિનંતિ—નો સુંદર નમૂનો છે. એમાં છેલ્લે કહે છે 'હું ધારું છું કે આપણે આપણા મિજાજના ગમે તેટલા ગુલામ હોઈએ, પરંતુ પોતાનાં બાળકો તેના અનુકરણથી બચે અને ઉમદામાં ઉમદા સ્વભાવ કેળવે એમ આપણે જરૂર ઇચ્છીશું. આપણે એમ પણ જરૂર ઇચ્છીશું કે મનુષ્ય સમાજ પણ એકબીજાના પ્રત્યે કઢંગું, તોછડાઈનું, અપમાનનું, અન્યાયનું વર્તન દાખવે તેનાં કરતાં એકબીજા સાથે મિત્રતા, ઉદારતા અને માનનું વર્તન રાખતો થાય. છતાં આપણા નજીવા જણાતા મિજા-જોના આવેશોની મોજ માણવા ખાતર ....' આવેશોની મોજ માણવી એમ શબ્દો વાપરીને એક પ્રેમળ હાથ જ ફેરવ્યો છે. અને છતાં જે કરીએ છીએ તે વિશે નારાજગી તો વ્યક્ત કરે જ છે. આગળ જોઈએ. 'આપણે આપણાં પોતાનાં બાળકોના સ્વભાવમાં અને માનવ સમાજના સ્વભાવમાં કેટલી બધી વિકૃતિ વ્યાપીએ છીએ? એવા ચિત્રવિચિત્ર મિજાજનો રસ માણવાનું છોડી આપણે પોતાની પ્રિય સંતતિને તેનાથી બચાવવાનો પ્રયત્ન કરવો ઘટે છે.' મિજાજ પાગલ, દુષ્ટ, અનિષ્ટકારી નથી કહેતા. ચિત્રવિચિત્ર! અને તે દૂર કરવા પ્રયત્ન કરવો ઘટે! આ છે જુગતરામભાઈની પદ્ધતિ અને શિરમોર છે છેલ્લું વાક્ય, 'સમજીએ તો તે પ્રયત્નમાં પણ ઓછો રસ નથી.'

જુગતરામભાઈ છીવે કે લખે વાડ થઈને વેલો વિકસાવવાને જ.

એમની શૈલીની બીજી વિશેષતા પ્રગટ થાય છે ગિજુભાઈએ ગીતોની જે પસંદગી કરેલી તેની ચર્ચામાં. ગણાળું કર્યું છે 'કુકાવ્યો'

'હોઠો મીઠો મીઠો લાગે રે
મને ભાવે રે'

'સ્વ. ગિજુભાઈના બાલમંદિરમાં મેં અનેકવાર આ ગીત ગવાતું સાંભળ્યું હતું. તે ગાતાં બાળકો હસી હસીને ગાંડા ગાંડા થતાં જોયાં છે. વળી શિક્ષક પણ ગિજુભાઈ જેવા બાલ શિક્ષકોનો શિરોમણિ મળી ગયો હોય અને ગાતાં ગાતાં અભિનય કરવા લાગે, પછી પૂછવું જ શું? બાળકો પણ તેનું અનુકરણ કરતાં થઈ જાય જ. આમ હાસ્યરસથી સૌને ગાંડા કરતું છતાં આપણે કબૂલ કરવું જોઈએ કે આ એક કુકાવ્ય છે, અને બાલશિક્ષણ જેવા પવિત્ર કામમાં તેનું સ્થાન ન હોઈ શકે.'

જુગતરામભાઈ કયારેય સામા તો પડે જ નહિ. વાંધો લે જ નહિ, ઝઘડવાનું તેમને ફાવે નહિ, તેવું તેમને માટે કહેવાય છે. અહીં તેમણે સીધી બથ ભીડી છે. પણ તેમની રીતે જ, બાળશિક્ષકોનો શિરોમણિ એમ કહેવાને ચૂકતા નથી, પણ આપણે તો તેને કુકાવ્ય તરીકે જ ગણીએ ને?

આવું બીજું—દારૂનું ગીત, દાદાની મૂછનું ગીત, ગીતો વિશે વિવેચન તેમણે કર્યું છે. 'રે લૂલિયો હાલ્યો હાલારમાં' એ વિશે પણ દૃષ્ટિ સાફ કરવા પ્રયત્ન કર્યો છે.

'બાલવાડીનાં બાળકોના કુદરતી વિકાસમાં કંઈક મદદરૂપ થવાના ઉદ્દેશથી આપણે બાલવાડી ચલાવીએ છીએ, તેમને બે ઘડી હાસ્ય રસે ચડાવવા ખાતર કુસંસ્કારી થવું ઠીક ગણાશે નહિ.' એમને લડવું તો નથી જ, સમજાવવું જ છે. માટે પૂરો સમતોલ અને સંપૂર્ણ તાકાતથી નિષેધ કરવામાં સ્પષ્ટ રહ્યા છે.

બે નવી બાલવાર્તાઓ તેમણે સર્જી છે. તેમાં મોરે ગોવિંદને કેરી આપી. 'મોર મામાની કેરી'—બાને, બાપુને, ભાઈને અને બબલી-બહેનને બતાવી વહેંચીને ખાઈશ. હું હોલો થોડો છું કે બગલો થોડો છું કે સ્વાર્થ કરું?

'મોર મામાની કેરી' એ એક પડકાર રૂપે રજૂ કરી છે. 'સ્રો ટચની...બાલવાર્તાઓ સર્જનાર કોઈ સાહિત્યકાર આપણને મળ્યો નથી એ આપણું દુર્ભાગ્ય છે.' એવું કહીને જુગતરામભાઈએ આહ્વાન આપ્યું છે. એમણે તો આ માનવીય સમાજને શોભતો નમૂનો તૈયાર કરી આપ્યો જ છે પણ એને પાશેરામાં પહેલી પૂણી જ ગણી છે.

અને છેલ્લે નોંધીએ નમ્રતા.

પૂર્વ બુનિયાદી બાલવાડી પદ્ધતિનો આખો ખરડો તૈયાર કર્યો છે છતાં 'આ તો એક પ્રકારની પૂર્વ બુનિયાદી પદ્ધતિ વિચારી કાઢી છે...અમે કેટલાંક બાલશિક્ષકો અને શિક્ષિકાઓએ ઉપરની બાલ-માનસની શોધની અસર નીચે તે સાથે પૂજ્ય ગાંધી બાપુના બુનિયાદી શિક્ષણના વિચારોની પ્રેરણા નીચે, કાર્ય કર્યું તેના અનુભવમાંથી...અને તે દ્વારા આ મહાન શોધને પરિપક્વ કરવામાં પોતાનો અલ્પ ફાળો આપો એ જ પ્રાર્થના !'

જ્યાં માનસશાસ્ત્રથી માંડીને કુલ વ્યવહારોની વાત વિચારી છે, જેમાં નવાં અભિગમો ઉઘાડ્યાં છે, જેમાં નઈ તાલીમની ઉદ્યોગની ભૂમિકાનું ઘડતર કર્યું છે તેને વિશે કશા આવેગ વગર સમાધાન વ્યક્ત કર્યું છે. 'ચાલો, આપણે પ્રયત્ન કરીએ તો આપણને પૂર્વ બુનિયાદી શિક્ષણની વાત મળી રહેશે' એ ભાવે લખ્યું છે.

જુગતરામભાઈને હાથે બાલશિક્ષણ સહજ રીતે આવી ચઢેલું. કાંતવાનું, વણવાનું કે ગ્રામસેવાનું કામ કરવાનું આવ્યું તેમ જ. કવિ તો ખરા જ, એ તો એમનો અંતઃસ્થળનો વિષય. ગાંધી-જીવન, આશ્રમજીવન એ તો એમના આરાધ્ય દેવો સમા. સફાઈ તો તેમની દીકરી જેટલી તેમને વહાલી. બાલવાડી તેમની બહેન. અને આશ્રમ તો તેમનો સગો ભાઈ. બાલશિક્ષણ એ કોઈ જુદો વિભાગ કે અલગ પ્રવૃત્તિ તરીકે ખીલવવાનું તેમને સૂઝે જ નહિ. એને પણ આશ્રમનું અવિભાજ્ય અંગ જ બનાવી કાઢ્યું. 'બાલવાડી'-ના કામને આશ્રમના અંગરૂપે ખીલવી દેવાનો પ્રયત્ન એટલે જ આ 'બાલવાડી'નો ગ્રંથ. આ જ તો મૂળ વાત છે, કે જેથી તેમને બે સમગ્ર ગ્રંથો લખવાનું યોગ્ય લાગ્યું. 'આશ્રમી કેળવણી અથવા આત્મરચના' અને 'બાલવાડી' આ તેમના પોતાનાં ભાઈ અને બહેનનાં ગીતો ગાતાં તેઓ થાકે જ શાના?

કહેવાય છે જુગતરામભાઈએ કુટુંબ જ ન કર્યું. વ્હાલા મિત્રો આ સફાઈ તેમની દીકરી, આશ્રમ તેમનો ભાઈ અને બાલવાડી એમની મા જણી બહેન એવો તો ભર્યો ભર્યો સંસાર કર્યો છે. એ એમના પરિવારમાં નાચવા, કૂદવા, ખેલવા મળ્યું તે ધન્ય જ થયા પણ જે કોઈ એમની આ કુટુંબલીલાને સમજીને માણી શકશે તે સૌ પાવન જ થશે. કારણ આ એક ઋષિનો પરિવાર છે.

જ્યોતિભાઈ દેસાઈ

## ૧૬ મંજરીનાં મૂળિયાં

હું કોઈ કવિ નથી. ભાષ્યકાર આચાર્યોને ચરણે પણ બેઠો નથી. પણ બાળપણથી ગીતા ઉપર પ્રેમ ધરાવતો આવ્યો છું.

પિતાશ્રી ગુજરી ગયા ત્યારે હું નવ વર્ષનો બાળક હતો...એમની પૂજાનમંજૂષાનો હું માલિક બની બેઠો. તેમાંના દેવોને કેટલાંક વર્ષ પૂજી અર્ચી છેવટે છોડયા. પણ તેમાં એક ગીતાનો ગુટકો હતો તે મને વળગી રહ્યો...

માતા અભણ હતી. પણ કોણ જાણે કેમ, તેને ગીતા ઉપર અલૌકિક ભક્તિ હતી. ગીતા વાંચવા ખાતર એ ગુજરાતી બારાખડી શીખી હતી...જગતમાં સૌને સૌના મનમાં કલ્પેલાં દુઃખ હોય જ છે. તેને પણ પોતાનાં હતાં ગીતા વાંચે તેમ તમ તે દુઃખો છાતીમાંથી ઊભરાતાં અને આંખમાંથી ટપકી ગીતાજીને નવડાવતાં. એ પવિત્ર દશ્યથી મારો ગીતાપ્રેમ સારી પેઠે સીંચાયો છે.

૧-૫-૩૫

હું જુવાનીના ઊંબરામાં પેસતો હતો એવામાં મને એક તરુણ સાધુ મળ્યો. એના કાન્તિમાન ચહેરામાં તેની નાનકડી દાઢી વૈરાગ્યની અદ્ભુત છટા પાથરતી હતી. તેણે એટલી નાની ઉંમરમાં મહારાષ્ટ્રના જહાલ પંથના પુરુષસિંહોનાં લાડપ્રેમ સંપાદન કર્યાં હતાં. એ હિમાલયના પર્વતોમાં ભ્રમણ કરીને તાજો તાજો નીચે ઊતરી આવ્યો હતો. એના મુખમાંથી ગીતાની અને દેશભક્તિની વાતો તાણાવાણા રૂપે વણાઈને નીકળ્યા કરતી. એ પોતાના હાથમાં પોતાના એક હસ્તલિખિત ગ્રંથનું પોટલું લઈને ફરતા અને સૌને તેની વાત કહેતાં થાકતા નહિ. તિલક મહારાજ તે અરસામાં તાજા જ મંડાલેનાં ૭ વર્ષ પૂરા કરીને આવ્યા હતા અને તેમનો ગીતારહસ્યનો મહાન ગ્રંથ મરાઠીમાં તાજો જ પ્રસિદ્ધ થયો હતો. આ નૌજવાન સ્વામીએ તેનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું હતું. દરમિયાન ગુજરાતીમાં બીજું એક ભાષાન્તર થયું અને તે પ્રસિદ્ધ પણ થયું. તેથી આ તરુણ સ્વામીનો પ્રયત્ન એમની પોટલીમાં જ રહ્યો અને નજીકના મિત્રોમાં જ વંચાયો. પણ મારા ઉપર એ પોટલીએ ઊંડી છાપ કોરી. એ બધાં પાનાં વાંચીને હું ગીતાનું રહસ્ય સમજી ગયો એમ નહિ, પણ મેં ગીતાનો એક જીવન્ત ઉપાસક કેવો હોય તેનું દશ્ય પ્રત્યક્ષ દેખ્યું. સ્વામી આનંદે મારા જીવન ઉપર બહુ મોટા ઉપકારો કર્યા છે, પણ તેમને જોઈને મારી ગીતાભક્તિને મળેલું પોષણ એ સૌથી મોટો ઉપકાર માનું છું.

૧૯૩૨ની લડત વખતે વિસાપુર જેલમાં બે વર્ષ રહેલો તે દરમિયાન શરૂઆત કરી હતી. ગીતાના ત્રણ અધ્યાયો સુધી પહોંચ્યો હતો. પછી વળી થાકયો. વર્ષો સુધી થાક કેમે કર્યા ઊતરે જ નહિ. ૧૯૪૨માં વળી જેલ મળી. કલમ લઉં લઉં ને હેઠે મૂકું. આત્મા પ્રસન્ન થાય એવી લીટીઓ ઊતરે જ નહિ. એવામાં પૂ. ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ આદર્યા. તેથી પ્રેરાઈને મેં પણ ૧૪ ઉપવાસ કર્યા. એ દિવસોની આનંદમય શાંતિમાં ગીતા માતાને પાછી મંજરી ફૂટવા મંડી. ભગવાનના અનુગ્રહથી બાર અધ્યાય સુધી પહોંચ્યો.

...આ ગીતમંજરીઓ અતિ ઝીણી છે. તેની મહેક પણ જરા જેટલી જ છે. ગીતાના શબ્દોનું ચિંતન કરું છું ત્યારે કંઈ કંઈ નવા ભાવો તેમાંથી ફૂટતા લાગે છે.

ગીતાગીતમંજરીમાંથી ૨૬-૧-૧૯૪૪ જુ. દવે

## ૧૭ ગીતાગીતમંજરી વિશે

હું ગીતાને આત્માનો શબ્દકોશ ગણું છું. 'મંજરી' પૂરી વાંચી નથી શક્યો પણ મારી આંખ તો બરોબર ફેરવી ગયો છું. રચના મને ગમી છે. મહેનત લેવાયેલી તરી આવે છે. અધ્યાયોમાંથી જે તેમને ભાવ્યું છે એ પોતાની ઢબે ભાઈ જુગતરામે ગાયું છે. 'મંજરી'ની પ્રસ્તાવનાઓ, પછીનો શબ્દકોશ અને ગીતાબોધ કે અનાસક્તિયોગમાંથી ચૂંટી કાઢેલા પ્રાસંગિક ફકરાઓ અને ગીતાના પ્રાસંગિક શ્લોકો અભ્યાસીને મદદરૂપ થાય એમ છે.

અભ્યાસી એટલું પણ યાદ રાખે કે ભાઈ જુગતરામ, ગીતાને જેવી જાણી છે તેવી અમલમાં મૂકનારા છે, ને તેમાંથી મળતી દૂધની અખંડ ધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે. એટલે

'મંજરી'ને સૂંઘવા ઇચ્છનાર જો તેને ગીતાને અનુસરતું અનાસક્ત કર્મ આચરવું હોય અથવા એવા કર્મને સારુ પુષ્ટિ મેળવવી હોય તો જ 'મંજરી'ને અડે.

એ બોલમાંથી—મહાબળેશ્વર ૨૭-૫-૪૫ ગાંધીજી

## ૧૮ મંજરીનો પમરાટ

પુનિત ઉષા કેરા રાગ, સંભળાવું સુહાગ,
તોય કેમ નહિ કેમ તાત! જાગે નહીં?
તને માતાના હાથ મધુર લાગે નહીં?
મારા માતાશા હાથ મધુર લાગે નહીં?

આ છે જુગતરામભાઈની 'ગીતા ગીત મંજરી'નું એક સ્ફુલિંગ. જુગતરામભાઈને ગુજરાત મહદ્અંશે ગાંધીવાદી રચનાત્મક કાર્યકર તરીકે ઓળખે. કેળવણીકારો એમને નઈ તાલીમના પ્રયોગકાર તરીકે પણ ઓળખતા હશે. પણ જુગતરામભાઈ તો કવિ છે એની આજની પેઢીને ભાગ્યે જ ખબર હશે.

ટૂંકી પોતડી, જાડું પહેરણ, ઘાટ વગરની ટોપી ને મોઢા પર ભારા જેટલી મૂછો. આવું રૂપ પ્રથમવાર જોનારને તો એમની છાતીમાં એક રૂના ગાભા જેવું મુલાયમ હૈયું ધબકતું હશે અને એ અવનવા ભાવોને ઝીલી કવિતામાં કંડારતું હશે એવું માન્યામાં જ ન આવે. ન મનાય અને છતાં એ હોય એનું નામ વિસ્મય. આવા એક વિસ્મયપુરુષ તે જુગતરામભાઈ.

એ કાંઈ ધંધાદારી કવિ નથી. એટલે કવિ-યાદીમાં આપણને એમનું નામ ન જડે. પણ જે ક્ષેત્રોમાં સામાન્ય કવિની ગત ન પહોંચે એવાં ક્ષેત્રોમાં કવિતા કરવાની હામ જુગતરામભાઈએ ભીડી છે. એ ક્ષેત્ર તે અધ્યાત્મ. ભાવને ભંગિ આપવી એ તો કવિને માટે સુલભકામ. પણ તત્ત્વને કવિતાની કમનીયતામાં ઉતારવું એ કેવળ કવિ-કર્મ નહિ; ઋષિકર્મ કહેવાય.

આવું ઋષિ-કર્મ જુગતરામભાઈએ કર્યું છે. એક ઈશોપનિષદને ગુજરાતી કવિતારૂપે અવતારીને. અને બીજું ગીતાના આમ્રફળ પર મંજરીઓનો પમરાટ પ્રસરાવીને.

આ લેખનો ઉદ્દેશ એમની એ 'ગીતા ગીત મંજરી' નો આસ્વાદ કરાવવાનો છે.

જેને વીસમી સદીના સર્વતોભદ્ર ધર્મ પુરુષ મહાત્મા ગાંધીજીના 'બે બોલ' મળ્યા હોય એને અન્ય કશાં પ્રમાણની આવશ્યકતા હોય ખરી? ખુદ બાપુએ લખ્યું છે: 'હું ગીતાને આત્માનો શબ્દકોશ ગણું છું...... ('મંજરી'ની) રચના મને ગમી છે. મહેનત લેવાયેલી તરી આવે છે...... ભાઈ જુગતરામ ગીતાને જેવી જાણી છે તેવી અમલમાં મૂકનારા છે, ને તેમાંથી મળતી દૂધની અખંડ-ધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે.'

આ છે પ્રમાણનું પ્રમાણ!

'મંજરી'નાં મૂળિયાં કવિએ જ ખુલ્લાં કરી આપણને બતાવી આપ્યાં છે: કવિ કહે છે:

'હું કોઈ કવિ નથી... માતા અભણ હતી.... તેને ગીતા પર અલૌકિક ભક્તિ હતી. ગીતા વાંચવા ખાતર બારાખડી શીખી હતી. ગીતા વાંચે (આંસુ) આંખમાંથી ટપકી ગીતાજીને નવડાવતાં. એ પવિત્ર દૃશ્યથી મારો ગીતા પ્રેમ સારી પેઠે સીંચાયો છે.

આ ઉપરાંત સ્વામી આનંદ, કાકાસાહેબ, વિનોબા અને ગાંધીજીનાં જીવન અને તેમનાં ગીતાભાષ્યોની સાથે રાનીપરજ ડોસા ડોસલા-ડોકાની જીવનચર્યા.... આ બધાં છે. કવિની મંજરીનાં મૂળિયાં પણ કવિની આમ્રકૂંપળો પર મંજરીનો મોર લાવવાનું નિમિત્ત બન્યા પરમ ભાગવત સંગીતશાસ્ત્રી પંડિત ખરે. ગાંધીજીનાં ગીતા, સત્યાગ્રહ આદિ લખાણો પર નવાં પદો લખવા એમણે આ નાના કવિને લલકાર્યા. હવે જુઓ કવિ શું કહે છે?

'કલમ લઉં લઉંને હેઠે મૂકું'. આત્મા પ્રસન્ન થાય એવી લીટીઓ ઊતરે જ નહિ.' પણ બાપુના ૨૧ ઉપવાસે કવિને પણ ૧૪ ઉપવાસની પ્રેરણા કરી એટલે 'એ દિવસોની આનંદમય શાન્તિમાં ગીતા માતાને પાછી મંજરી ફૂટવા માંડી.'

'આ ગીત મંજરીઓ અતિ ઝીણી છે. તેની મહેંક પણ જરા જેટલી જ છે... મારું કવિતા-ઝરણું ક્ષીણ... જીવનઝરણું પણ મંદ... પછી ગીત મંજરીઓ જોરમાં કેમ કરીને ફૂટે?'

આ નમ્રતા સાગરે જીવનના ખડિયામાં કલમ ઝબોળી-ઝબોળી મહેંકાવેલી મંજરીઓના પમરાટથી આપણે પણ હવે દિલને તર-બતર કરીએ.

ઘ્રાણેન્દ્રિય જરા તીવ્ર રાખજો. કારણ; વાયરો હળવો છે; સુગંધ સૂક્ષ્મ છે.

'પ્રત્યેક ગીતમંજરી ગીતાજીના કોઈને કોઈ શ્લોકની ઘડલીમાંથી ફૂટેલી છે.' એ કવિવચનનું પ્રારંભમાં સ્મરણ કરી લઈએ.

જુઓ આ ઉઘાડ:
ક્યાં છે કુરુક્ષેત્ર? ક્યાં છે ધર્મક્ષેત્ર?
કાયામાં કુરુક્ષેત્ર વસે–
આ ધર્મક્ષેત્ર હૃદયે વિલસે.

(મંજરી–૧)

અર્જુનનાં ગાત્રોને છેદી નાખતા શોકને કવિએ આમ ગાયો છે:

સર્વને આવો શોક હજો,
સંગ કૃષ્ણ હજો શોકનાશા;

સંશય એ જ્ઞાનની બારી છે. બધી ઇન્દ્રિયોને તાવનારો શોકનો સંતાપ ન પ્રગટે ત્યાં સુધી અનનભૂત જ્ઞાન ન લાધે. આ વાત કવિએ આમ મૂકી છે:

સંશયના જેણે ક્ષોભ ન જાણ્યા, વેઠયા નહિ શોક-ત્રાસા;
કૃષ્ણપ્રસાદનો સ્વાદ શું તેને-જેની ન જાગી પિપાસા?

(મંજરી–૪)

મોહદશાને લઈ શોકમાં ગરકાવ થઈ ગયેલા અર્જુનને ઉપહાસ કરતાં ઉપાલંભમાં ભગવાન કહે છે:

શૂરને બસ એક શોક: ધર્મલોપ અશ્રુજોગ.

ફળ પ્રાપ્તિમાં ફસાયેલી અર્જુનની કામનાને ઠેસ મારતા કેશવ કહે છે:

ફળ ગણુંત પામરા, મૃત્યુ ગણુંત કાયરાં,

(મંજરી-૬)

ગીતાનું જ્ઞાન એટલે જીવનકળા. કવિ કહે છે:

સર્વ કળામાં શ્રેષ્ઠ કળા આ, જીવનકળા અનેરી;

(મંજરી-૮)

મોહમૂઢ થયેલી અર્જુનને પાને ચડાવતા દેવકીપુત્ર કહે છે:

વીરને મહારસ જીવનયુદ્ધ;

કાયરો ખાનપાન-રસ-મૂઢ

ખાઉં ખાઉં કહી ધાતા કામી, મળે નહિ તો ક્રુદ્ધ.

(મંજરી-૧૪)

પુષ્પિતભાષા વાપરી કોરી શાસ્ત્રચર્ચા કરતા શુષ્ક પંડિતોને-ઠપકારતા કવિ કહે છે:

આપ વદે ને આપ ન બૂઝે,

બહુ ધૂમ ને અલ્પ પ્રકાશા,

મંત્ર ભણ્યો પણ મર્મ કળ્યો નહિ,

બૂડયો પંડિત પુષ્પિત ભાષા

(મંજરી-૧૬)

યજ્ઞશેષ જમવાને બદલે એકલપેટો થઈ બધું જ તફડાવી જનારને ગીતાએ સ્તેન—ચોર કહ્યો છે.

રે આપે રળીએ આપે જમીએ, રે ભૂખ્યાને નવ નોતરીએ,

રે પેટભરા તો તો ઠરીએ.

(મંજરી-૨૧)

યજ્ઞ એટલે પરોપકાર – સેવા. યજ્ઞશૂન્ય જીવન થાય ત્યારે ઘર્ષણ જાગે. ત્યારે આ જીવન ચરખો સરખો ફરતો રહે તે માટે કવિએ કહ્યું છે:

ઘર્ઘરાટ ઘર્ષણના ભાલે, યજ્ઞ ઊંજી કર હલકો

બ્રહ્મ હતું ત્યાં સવાઈ માયા, શરૂ થયો ભવ ચરખો.

(મંજરી-૨૩)

આપ્તકામ એવા ભગવાન પણ સતત કર્મરત કેમ રહે છે?

યજ્ઞચક્રને ફરતું રાખવા જ તો!

સૂરજ શું કદી સમય ચળ્યો? શું સમુંદર ચળ્યો જુવાળ?

મોરો જવ ખોટાઈ કરશે, પ્રલય થશે તત્કાળ.

(મંજરી-૨૫)

यद् यद् आचरति श्रेष्ठ.

तद् तद् एव इतरे जना. ।

જ્ઞાની, યોગી, સંત અને ભક્તના બાહ્યલક્ષણથી ભોળા લોકો ભોળવાય છે. એટલે એની ખરી ઓળખ કવિ આમ કરાવે છે:

જ્ઞાનનો દૂબળો જ્ઞાની શાનો, હોય ભલે વિદ્વાન રે?

કર્મનો દૂબળો યોગી શાનો, બેસી ઘરે ભલે ધ્યાન રે?

સેવાનો દૂબળો સંત જ શાનો, વસે ભલે જઈ રાન રે?

પ્રેમનો દૂબળો ભક્ત શાનો, રટે ભલે ભગવાન રે?

(મંજરી-૨૯)

યુગે યુગે અનાચારને નિવારવા અને સંતોના રક્ષણાર્થે અવતરતા ભગવાનના કોલને કવિની કવિતાએ કેવું કમનીયરૂપ આપ્યું છે?

વર્ષે વર્ષે મેઘવૃષ્ટિને

યુગે યુગે અવતાર, અર્જુન!

સૃષ્ટિ નવપલ્લવતા ધરશે, હૃદયે સત્-સંચાર.

(મંજરી-૩૩)

नहि ज्ञानेन सदृशं पवित्रम् इह विद्यते

જીવન સાગરને તરવા જ્ઞાન જેવી બીજી તરી (નૌકા) નથી.

સરિતા બે તીર ભરી,

નાવિક શું જાય ડરી?

ગીતાની જ્ઞાન-તરી, સજ્જ સદા આરે.

(મંજરી-૩૭)

જ્ઞાનનો ચરમ સાર સમતા;

પૂર્ણ એ વિકસિત માનવતા.

સમથી આવ્યાં સમમાં જાવું, વચ્ચે અણુસમતાં

અકળ બ્રહ્મ જો પ્રગટ જુઓ તો, વિસ્તારે સમતા.

(મંજરી-૪૦)

સ્થિર ચિત્તની કવિની ઉપમાં કેવી રમણીય છે?

નિર્વાત ઘરમાં દીવો ટમ ટમ ટમકે,

(મંજરી-૪૨)

કલ્યાણમાર્ગે ગતિ કરતા જીવનો અધવચ્ચે અંતકાળ આવી જાય તો શું એની દશા? અતો ભ્રષ્ટતતો ભ્રષ્ટ? ના, ના, ભગવાનનું અભય વચન છે:

नहि कल्याण कृत कश्चिद्

दुर्गतिम् तात गच्छति ।

આ વાત કવિની કવિતામાં બરાબર નીતરી છે

રે શાખ હેઠે પાડિયું......એક પંખેરું

રે ગગન માર્ગથી ખરિયું......રે પંખેરું

× ×

એક વાદળી પડી અટૂલી...રે વાદળી

ઓ ઓ ચાલી દળ છૂટી...રે વાદળી

વિલુડી પામી નાશ...રે વાદળી

નહિ ફરી આવવાની આશ...રે વાદળી.

× ×

એક પંખણીનો ત્રફડાટ.....રે પ્રાણસખા

એક વાદળીનો વિલપાટ.....રે પ્રાણસખા

હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા

તે પુણ્યે સૃષ્ટિ પાળુ...રે પ્રાણસખા

(મંજરી-૪૩)

મંજરી-૪૪ મણિગણ એ સાદી પદરચના નથી પણ એક પૂરી કવિતા છે.

મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર;

અણુટ રહો સદા રે, અમારું અંતર-બાંધણ સૂતર.

× ×

દિનરજની ને રંગીન સંધ્યા,

પાવન વર્ષા, પુલકત વસંતા

ન્યૂને સોહન સુભગ સુનંદા!

પુણ્યે પાપ ટેલાયની ભમણામાં રાચતા જીવોને જવાબ:

'મંજરી'ને સૂંઘવા ઇચ્છનાર જો તેને ગીતાને અનુસરતું અનાસક્ત કર્મ આચરવું હોય અથવા એવા કર્મને સારુ પુષ્ટિ મેળવવી હોય તો જ 'મંજરી'ને અડે.

જે બાલમાંથી—મહાબળેશ્વર ૨૭-૫-૪૫ ગાંધીજી

## ૧૮ મંજરીનો પમરાટ

પુનિત ઉષા કેરા રાગ, સંભળાવું સુહાગ,
તોય કેમ નહિ કેમ તાત! જાગે નહીં?
તને માતાના હાથ મધુર લાગે નહીં?
મારા માતાશા હાથ મધુર લાગે નહીં?

આ છે જુગતરામભાઈની 'ગીતા ગીત મંજરી'નું એક સ્ફુલિંગ. જુગતરામભાઈને ગુજરાત સહૃદયંશે ગાંધીવાદી રચનાત્મક કાર્યકર તરીકે ઓળખે. કેળવણીકારો એમને નઈ તાલીમના પ્રયોગકાર તરીકે પણ ઓળખતા હશે. પણ જુગતરામભાઈ તો કવિ છે એની આજની પેઢીને ભાગ્યે જ ખબર હશે.

ટૂંકી પોતડી, જાડું પહેરણ, ઘાટ વગરની ટોપી ને મોઢા પર ભારા જેટલી મૂછો. આવું રૂપ પ્રથમવાર જોનારને તો એમની છાતીમાં એક રૂના ગાભા જેવું મુલાયમ હૈયું ધબકતું હશે અને એ અવનવા ભાવોને ઝીલી કવિતામાં કંડારતું હશે એવું માન્યામાં જ ન આવે. ન મનાય અને છતાં એ હોય એનું નામ વિસ્મય. આવા એક વિસ્મયપુરુષ તે જુગતરામભાઈ.

એ કાંઈ ધંધાદારી કવિ નથી. એટલે કવિ-યાદીમાં આપણને એમનું નામ ન જડે. પણ જે ક્ષેત્રોમાં સામાન્ય કવિની ગત ન પહોંચે એવાં ક્ષેત્રોમાં કવિતા કરવાની હામ જુગતરામભાઈએ ભીડી છે. એ ક્ષેત્ર તે અધ્યાત્મ. ભાવને ભંગિ આપવી એ તો કવિને માટે સુલભકામ. પણ તત્ત્વને કવિતાની કમનીયતામાં ઉતારવું એ કેવળ કવિ-કર્મ નહિ; ઋષિકર્મ કહેવાય.

આવું ઋષિ-કર્મ જુગતરામભાઈએ કર્યું છે. એક ઈશોપનિષદને ગુજરાતી કવિતારૂપે અવતારીને. અને બીજું ગીતાના આમ્રફળ પર મંજરીઓનો પમરાટ પ્રસરાવીને.

આ લેખનો ઉદ્દેશ એમની એ 'ગીતા ગીત મંજરી' નો આસ્વાદ કરાવવાનો છે.

જેને વીસમી સદીના સર્વતોભદ્ર ધર્મ પુરુષ મહાત્મા ગાંધીજીના 'બે બોલ' મળ્યા હોય એને અન્ય કશાં પ્રમાણની આવશ્યકતા હોય ખરી? ખુદ બાપુએ લખ્યું છે: 'હું ગીતાને આત્માનો શબ્દકોશ ગણું છું...... ('મંજરી'ની) રચના મને ગમી છે. મહેનત લેવાયેલી તરી આવે છે...... ભાઈ જુગતરામ ગીતાને જેવી જાણી છે તેવી અમલમાં મૂકનારા છે, ને તેમાંથી મળતી દૂધની અખંડ-ધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે.'
આ છે પ્રમાણનું પ્રમાણ!

'મંજરી'નાં મૂળિયાં કવિએ જ ખુલ્લાં કરી આપણને બતાવી આપ્યાં છે: કવિ કહે છે :

'હું કોઈ કવિ નથી... માતા અભણ હતી.... તેને ગીતા પર અલૌકિક ભક્તિ હતી. ગીતા વાંચવા ખાતર બારાખડી શીખી હતી. ગીતા વાંચે (આંસુ) આંખમાંથી ટપકી ગીતાજીને નવડાવતાં. એ પવિત્ર દશ્યથી મારો ગીતા પ્રેમ સારી પેઠે સીંચાયો છે.

આ ઉપરાંત સ્વામી આનંદ, કાકાસાહેબ, વિનોબા અને ગાંધીજીનાં જીવન અને તેમનાં ગીતાભાષ્યોની સાથે રાનીપરજ ડોશા શામલા-કાકાની જીવનચર્યા.... આ બધાં છે. કવિની મંજરીનાં મૂળિયાં પણ કવિની આમ્રકૂંપળો પર મંજરીનો મોર લાવવાનું નિમિત્ત બન્યા પરમ ભાગવત સંગીતશાસ્ત્રી પંડિત ખરે. ગાંધીજીનાં ગીતા, સત્યાગ્રહ આદિ લખાણો પર નવાં પદો લખવા એમણે આ નાના કવિને લલકાર્યા. હવે જુઓ કવિ શું કહે છે?

'કલમ લઉં લઉંને હેઠે મૂકું. આત્મા પ્રસન્ન થાય એવી લીટીઓ ઊતરે જ નહિ.' પણ બાપુના ૨૧ ઉપવાસે કવિને પણ ૧૪ ઉપવાસની પ્રેરણા કરી એટલે 'એ દિવસોની આનંદમય શાન્તિમાં ગીતા માતાને પાછી મંજરી ફૂટવા મંડી.'

'આ ગીત મંજરીઓ અતિ ઝીણી છે. તેની મહેક પણ જરા જેટલી જ છે... મારું કવિતા-ઝરણું ક્ષીણ... જીવનઝરણું પણ મંદ... પછી ગીત મંજરીઓ જોરમાં કેમ કરીને ફૂટે?'

આ નમ્રતા સાગરે જીવનના ખડિયામાં કલમ ઝબોળી-ઝબોળી મહેંકાવેલી મંજરીઓના પમરાટથી આપણે પણ હવે દિલને તર-બતર કરીએ.

ઘ્રાણેન્દ્રિય જરા તીવ્ર રાખજો. કારણ; વાયરો હળવો છે; સુગંધ સૂક્ષ્મ છે.

'પ્રત્યેક ગીતમંજરી ગીતાજીના કોઈને કોઈ શ્લોકની ઘડલીમાંથી ફૂટેલી છે.' એ કવિવચનનું પ્રારંભમાં સ્મરણ કરી લઈએ.

જુઓ આ ઉઘાડ:
ક્યાં છે કુરુક્ષેત્ર? ક્યાં છે ધર્મક્ષેત્ર?
કાયામાં કુરુક્ષેત્ર વસે–
આ ધર્મક્ષેત્ર હૃદયે વિલસે.
(મંજરી-૧)

અર્જુનનાં ગાત્રોને છેદી નાખતા શોકને કવિએ આમ ગાયો છે:

સર્વને આવો શોક હજો,
સંગ કૃષ્ણ હજો શોકનાશા;

સંશય એ જ્ઞાનની બારી છે. બધી ઇન્દ્રિયોને તાવનારો શોકનો સંતાપ ન પ્રગટે ત્યાં સુધી અનનભૂત જ્ઞાન ન લાધે. આ વાત કવિએ આમ મૂકી છે :

સંશયના જેણે ક્ષોભ ન જાણ્યા, વેઠ્યા નહિ શોક-ત્રાસા;
કૃષ્ણપ્રસાદનો સ્વાદ શું તેને-જેની ન જાણી પિપાસા?
(મંજરી-૪)

મોહદશાને લઈ શોકમાં ગરકાવ થઈ ગયેલા અર્જુનને ઉપહાસ કરતાં ઉપાલંભમાં ભગવાન કહે છે :

શરને ખસ એક શોક : ધર્મલોપ અશુભજોગ.

ફળ પ્રાપ્તિમાં ફસાયેલી અર્જુનની કામનાને ઠેસ મારતા કેશવ કહે છે:

ફળ ગણુંત પામરા, મૃત્યુ ગણુંત કાયરાં,

(મંજરી–૬)

ગીતાનું જ્ઞાન એટલે જીવનકળા. કવિ કહે છે:

સર્વ કળામાં શ્રેષ્ઠ કળા આ, જીવનકળા અનેરી;

(મંજરી–૮)

મોહમૂઢ થયેલી અર્જુનને પાનો ચડાવતા દેવકીપુત્ર કહે છે:

વીરનો મહારસ જીવનયુદ્ધ;
કાયરો ખાનપાન–રસ–મુઢ
ખાઉં ખાઉં કરી ધાતા કામી, મળે નહિ તો ક્રુદ્ધ.

(મંજરી–૧૪)

પુષ્પિતભાષા વાપરી કોરી શાસ્ત્રચર્ચા કરતા શુષ્ક પંડિતોને ઉપ-કારતા કવિ કહે છે:

આપ વદે ને આપ ન બૂઝે,
બહુ ધૂમ ને અલ્પ પ્રકાશા,
મંત્ર ભણ્યો પણ મર્મ કળ્યો નહિ,
બૂઠચો પંડિત પુષ્પિત ભાષા

(મંજરી–૧૬)

યજ્ઞશેષ જમવાને બદલે એકલપેટો થઈ બધું જ તફડાવી જનારને ગીતાએ સ્તેન—ચોર કહ્યો છે.

રે આપે રળીએ આપે જમીએ, રે ભૂખ્યાને નવ નોતરીએ,
રે પેટભરા તો તો કરીએ.

(મંજરી–૨૨)

યજ્ઞ એટલે પરોપકાર – સેવા. યજ્ઞશૂન્ય જીવન થાય ત્યારે ઘર્ષણ જાગે, ત્યારે આ જીવન ચરખો સરખો ફરતો રહે તે માટે કવિએ કહ્યું છે:

ઘર્ઘરાટ ઘર્ષણના બોલે, યજ્ઞ ઊંજી કર હલકો
બ્રહ્મ હતું ત્યા સવાઈ માયા, શરુ થયો ભવ ચરખો.

(મંજરી–૨૩)

આપ્તકામ એવા ભગવાન પણ સતત કર્મરત કેમ રહે છે?
યજ્ઞચક્રને ફરતું રાખવા જ તો!

સૂરજ શુ કદી સમય ચળ્યો? શું સમુંદર ચળ્યો જુવાળ?
મોટા જન ખોટાઈ કરશે, પ્રલય થશે તત્કાળ.

(મંજરી–૨૫)

यद् यद् आचरति श्रेष्ठः
तद् तद् एव इतरे जनाः।

જ્ઞાની, યોગી, સંત અને ભક્તના બાહ્યલક્ષણથી ભોળા લોકો ભોળવાય છે. એટલે એની ખરી ઓળખ કવિ આમ કરાવે છે:

જ્ઞાનનો દૂબળો જ્ઞાની શાનો, હોય ભલે વિદ્વાન રે?
કર્મનો દૂબળો યોગી શાનો, બેસી ધરે ભલે ધ્યાન રે?
સેવાનો દૂબળો સંત જ શાનો, વસે ભલે જઈ રાન રે?
પ્રેમનો દૂબળો ભક્ત શાનો, રટે ભલે ભગવાન રે?

(મંજરી–૨૯)

યુગે યુગે અનાચારને નિવારવા અને સંતોના રક્ષણાર્થે અવતરતા ભગવાનના કોલને કવિની કવિતાએ કેવું કમનીયરૂપ આપ્યું છે?

વર્ષે વર્ષે મેઘવૃષ્ટિને
યુગે યુગે અવતાર, અર્જુન!
સૃષ્ટિ નવપલ્લવતા ધરશે, હૃદયો સત્ત–સંચાર.

(મંજરી–૩૩)

नहि ज्ञानेन सदृशं पवित्रम् इह विद्यते

જીવન સાગરને તરવા જ્ઞાન જેવી બીજી તરી (નૌકા) નથી.

સરિતા એ તીર ભરી,
નાવિક શું જાય ડરી?
ગીતાની જ્ઞાનતરી, સજ્જ સદા આરે.

(મંજરી–૩૭)

જ્ઞાનનો ચરમ સાર સમતા;
પૂર્ણ એ વિકસિત માનવતા.
સમથી આવ્યાં સમમા જવું, વચ્ચે અણસમતાં
અકળ બ્રહ્મ જો પ્રગટ જુઓ તો, વિસ્તારે સમતા.

(મંજરી–૪૦)

સ્થિર ચિત્તની કવિની ઉપમાં કેવી રમણીય છે?

નિર્વાત ઘરમાં દીવો ટમ ટમ ટમકે,

(મંજરી–૪૨)

કલ્યાણમાર્ગે ગતિ કરતા જીવનો અધવચ્ચે અંતકાળ આવી જાય તો શું એની દશા? અતો ભ્રષ્ટતતો ભ્રષ્ટ? ના, ના. ભગવાનનું અભય વચન છે:

नहि कल्याण कृत कश्चिद्
दुर्गतिम् तात गच्छति ।

આ વાત કવિની કવિતામાં બરાબર નીતરી છે!

રે થાકી હેઠે પાડિયું......એક પંખેરું
રે ગગન માર્ગથી ખરિયું......રે પંખેરું

× ×

એક વાદળી પડી અટૂલી...રે-વાદળી
આ એ ચાલી દળ છૂટી...રે વાદળી
વિલુટી પામી નાશ...રે વાદળી
નહિ ફરી આવવાની આશ...રે વાદળી.

× ×

એક પંખાણીનો ચકડાટ.....રે પ્રાણસખા
એક વાદળીનો વિલપાટ.....રે પ્રાણસખા
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા
તે પુણ્યે સૃષ્ટિ પાળુ...રે પ્રાણસખા

(મંજરી–૪૩)

મંજરી–૪૪ મણિગણ એ સાદી પદરચના નથી પણ એક પૂરી કવિતા છે.

મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર;
અણતૂટ રહો સદા રે, અમારું અંતર-બાંધણ સૂતર.

× ×

દિનરજની ને રંગીન સંધ્યા,
પાવન વર્ષા, પુલકત વસંતા
સૂત્રે મોહત સુભગ સુનંદા!

પુણ્યે પાપ ટેલાયની ભ્રમણામાં રાચતા જીવોને જવાબ:

क्षीणे पुण्ये मृत्यु लोके विशन्ति

યજ્ઞો કીધા દાનો દીધાં, ઠીક વધાર્યું પુણ્ય રે;
પુણ્ય વેચી જો ભોગ ખરીદ્યા, આખર જીવન શૂન્ય રે.

(મંજરી–૪૭)

આરતીના ચડાવા, બાધા, આખડી, નૈવેદ્ય, અન્નકૂટના ભરનારાઓને શી ગમ કે ભગવાન તો ભાવના ભૂખ્યા છે. ભગવાનને શું કહે છે?

પત્ર, પુષ્પ, ફળ, ચાંપું પાણી
પ્રેમ સહિત પ્રેમીજન અર્પિત,
આરોગું હું અમૃત જાણી.

(મંજરી–૮૪)

માના હાથ જેવા ઉષાના રાગ, બાપના પ્રતાપ જેવો રવિનો તાપ, હિંમતગિરિરાજ!

સાગરરાજની નમ્રતા, ગંગા જમનાની ઉદારતા આ બધી શું ભગવાનની ભાષા નથી? પણ એને આપણે ક્યાં વાંચતાં શીખીએ છીએ?

પુનિત ઉષા કેરા રાગ, સંભળાવું સુહાગ
તોયે કેમ નહિ કેમ તાત! જાગે નહી?
તને માતાના હાથ મધુર લાગે નહી?
મારા માતા શા હાથ મધુર લાગે નહિ.

(મંજરી–૪૯)

પેલા લોકગીતમાં આવે છે ને?
મારી સાસુએ કહ્યું કોઢમાં દીવો મેલ્ય.
મેં સૂણ્યું સોડમાં દીવો મેલ્ય...

આવું મનુષ્યના જીવનનું પણ છે. કર્મ, સ્વધર્મ, યજ્ઞ, ભક્તિ, યોગ, બુદ્ધિ, જ્ઞાન ઇત્યાદિના વરવા અર્થ સમજી જીવનને આપણે કેવાં કડવાં કરી મૂકીએ છીએ?

કર્મ કહું તો ધાય કમાવા રાજ્ય કીર્તિ સુત વિત્ત,
તાત! હું સમજાવું શી રીત? બુદ્ધિની રચના તુજ વિપરીત

કર્મ એ નિયત સ્વધર્મ વિહિત;
તાત! હું સમજાવું શી રીત?

(મંજરી–૬૦)

ગીતાના મર્મને પ્રગટ કરતી 'બે કેરી' નાટિકા માટે કવિએ લખેલી મંજરીઓ તો ગુજરાતમાં ઠીક ઠીક જાણીતી છે.

અનુભવ જીવનનું નવનીત,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.
જે મથશે તેને મળશે, મળશે,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.

(મંજરી–૬૧)

શંકા નાગણી રે, વહાલાં નવ કરશો કોઈ સંગ
શંકા પાપણી રે, પ્રેમ, પાડશો ના પરસંગ.

(મંજરી–૬૨)

માન મા માન કહી મેરો,
હો માનવી! માન મા મન કહી મેરો.

(મંજરી–૬૨)

આ અમૃતનાં ભરિયાં સરોવરો રે
એના ઝીલનાર વીરલા કોક રે
–શૂરવીર સુરવરો રે. (મંજરી–૬૮)

આ તો બધાં રંગ-ચટકાં, રસ-થાળ જમવો હોય તો 'ગીતા ગીતમંજરી'નું જ સાદ્યંત આસ્વાદન કરવું રહ્યું.

ગોવિંદભાઈ રાવલ

## ૧૯ જીવંત કલાકારની સૌન્દર્ય આરાધના

યુગપુરુષ ગાંધીજીએ પોતાના આગવા તપથી રાષ્ટ્રમાં અનેક તપસ્વીઓને પોતાના તરફ આકર્ષ્યા. આવા અસંખ્ય રાષ્ટ્રવીરોમાંના એક તે જુગતરામકાકા. એમના પ્રશંસકો, શિષ્યો અને યુવાન સાથીઓ એમને 'જુ. કાકા'ના અને હવે 'જુ. દાદા'ના હુલામણા નામે સંબોધે છે.

આ જુ. કાકાએ દક્ષિણ ગુજરાતના સુરત જિલ્લાના બારડોલી-વાલોડના આદિવાસી વિસ્તારને શ્રી ચૂનીભાઈ તથા ચીમનભાઈ સાથે કાર્યક્ષેત્ર બનાવ્યું. આ કર્મયોગીએ એ વિસ્તારની સેવા કરતાં કરતાં એ વિસ્તારના રૂપાંતરના કેન્દ્ર તરીકે વેડછીમાં આશ્રમની સ્થાપના કરી. જે આજે 'સ્વરાજ આશ્રમ' તરીકે અને ડાળાં પાંખડાંવાળો વિવિધ સંસ્થાઓનો વિશાળ વડલો બનીને કબીરવડની જેમ ઊભો છે. આ વડલાને પૂર્ણકળાએ પહોંચાડવા ગાંધી બાપુએ ચીંધેલાં વિવિધ રચનાત્મક કામો જુ. કાકાની છત્રછાયા નીચે વિકસ્યાં. જેમ ગાંધીજીએ પોતાના ૧૭ રચનાત્મક કાર્યક્રમો રાષ્ટ્રને ચરણે ધરી છેવટે નઈ તાલીમ—પાયાની કેળવણીને 'કળશ' રૂપે રાષ્ટ્રને અર્પણ કરી, તેમ કાકાએ બાપુના કાર્યક્રમોને એ વિસ્તારની આદિવાસી પ્રજાની વિવિધ શક્યતાઓ, શક્તિઓ, મર્યાદાઓ પિછાની તેમને મા ભારતીના પરિવારમાં જીવંત-સક્રિય અંગો બનાવવા રચનાત્મક કાર્યક્રમને યોગ્ય સ્વરૂપો આપતા રહી તેને સતત જીવંત રાખવા માટે યોજનાઓ કાર્યક્રમો, વિચારો, સાહિત્ય-રૂપે મૂકતા રહ્યા અને એ બધાના કળશ રૂપે 'સુંદરપુરની શાળાનો પહેલો એક કલાક' મૂક્યો.

કોઈપણ સમાજ સેવક વિશાળ અર્થમાં શિક્ષક/આચાર્ય બન્ને હોય જ છે. કાકાએ આ વિસ્તારની આદિવાસી પ્રજાની કાયાપલટ કરવા દરેક આદિવાસીમાં પડેલ માંયલાને જગાડવા જે આરાધના કરી. તે દરેકમાં રહેલ સત્ય, પ્રેમ, કરુણા, આનંદ અને સૌંદર્યને જાગ્રત કરવા માટે રચનાત્મક પ્રવૃત્તિના અને શિક્ષણના કેન્દ્ર તરીકે વેડછી આશ્રમને રાખીને એ આશ્રમમાં સમગ્ર માનવતા નવનિર્માણનાં યજ્ઞ કાર્યોમાં તન અને મનની સફાઈ માટે જે કાર્યક્રમો ગોઠવતા ગયા તેમાંથી એમને જે સૌંદર્યનું દર્શન લાધ્યું. તેમાંથી એમના અંતરના ઊંડાણમાંથી સાહિત્ય વહ્યું. જેમાં સુંદરપુરની શાળાનો આ એક કલાક પ્રવાહ વહ્યો તે તેમણે ઝીલ્યો અને પુસ્તિકા રૂપે મૂક્યો.

પુસ્તકમાં આખા જેમાં કોઈ રાષ્ટ્રની બુનિયાદી શિક્ષણ સંસ્થાઓમાં શિક્ષણ સંસ્થાઓના પ્રથમ એક કલાકનો સર્વાંગ સંપૂર્ણ કાર્યક્રમ આ પુસ્તિકામાં રજૂ કર્યો. આ પુસ્તિકાનો ઊંડો-મૈયક અભ્યાસ કરનાર શિક્ષકને પોતાની શાળામાં સફાઈના કાર્યક્રમ માટેનું માર્ગ-દર્શન અને પ્રેરણા જ આ પુસ્તક આપતું નથી. કોઈપણ શાળા-

શિક્ષણ સંસ્થા એને પોતાની ગીતા-દૈનિકપોથી તરીકે વાપરી શકે. અહીં સફાઈનાં ૧૬ ક્ષેત્રો આપ્યાં છે. તે દરેકની પરિપૂર્ણ યોજના, કાર્યક્રમ, તેનું નિરીક્ષણ-મૂલ્યાંકન આપ્યાં છે. તે સાથે જ પ્રાર્થના, સંમેલન અને નઈ તાલીમની ઝલકનો સ્વચ્છતાનો શોખવાળો ભાગ મૂક્યો છે. શાળા-શિક્ષણ સંસ્થાના સફાઈના કાર્યક્રમની સોળે કળાએ ખીલવી તેના પાયાને સુદૃઢ બનાવવાના વિચારો અને શિખરના ધ્વજને ઝળહળતો રાખવાની વાત મૂકી છે.

આ આખું પુસ્તક આધુનિક શિક્ષણ જીવનનું, જીવન માટે અને જીવન દ્વારા શિક્ષણનો લોકશાહી વિચારનો સ્વીકાર કરે છે. એટલું જ નહિ પણ તેમાં વ્યવહાર કાર્યક્રમો ઝીણવટપૂર્વક આપવામાં આવ્યા છે. અહીં એકલા શિક્ષણ સંસ્થા માટેના કાર્યક્રમો અપાયા છે એટલું જ નહિ પણ કોઈપણ શાળા સમાજનું સાંસ્કૃતિક કેન્દ્ર બને તેની યોજના પણ મુકાયેલી છે.

કોઈપણ શાળામાં આચાર્યના અધિકાર નીચે સરકારે ઘડેલા નિયમો પ્રમાણે શિક્ષકો આજ્ઞાંકિત સેવકો બની શિક્ષણ આપતા રહી વહીવટી તંત્રને અને થોડેઘણે અંશે વાલીઓને સંતોષ આપતા યા ખુશ કરતા રહી ઊંચા પરીક્ષાનાં પરિણામો લાવનારી શાળાની કલ્પનાનો અહીં મૂળમાંથી અસ્વીકાર કરવામાં આવ્યો છે.

શાળા એ એક મોટા પરિવારનો સંપૂર્ણ અંશ રૂપી સમાજ છે.

ગાંધી-વિનોબાના વિચારમાં દરેક ગામ એક પૂર્ણ પરિવાર છે. તેમ અહીં આ સુંદરપુરની શાળાએ સુંદરપુર ગામના પૂર્ણ પરિવારનો એક અંશ રૂપી પૂર્ણ પરિવારની કલ્પના કાકાએ મૂકી છે. સંસ્થાના સફાઈ કાર્યક્રમના આયોજન માટે સંચાલન, મૂલ્યાંકન માટે આ પુસ્તિકા માર્ગદર્શિકા બની રહે છે.

આ પુસ્તકમાં શાળા સફાઈનાં ૧૬ ક્ષેત્રો (ઉદ્યોગ, શાળા, વિદ્યાલય, ચોક, કૂવો, પાયખાનું, પાણી પાનું, લીંપણ, બાગકામ, છંટકાવ, છબિ કલામંડપ, વસ્તુ સંગ્રહ, ગૌશાળા, ગ્રામસફાઈ, બાલવાડી, આરોગ્ય) આપ્યાં છે. પૂર્ણ જીવન જેમ સોળે કળાએ ખીલ્યું હોય, તેમ શાળા સફાઈનો કાર્યક્રમ સોળે કળાયુક્ત પૂર્ણેન્દુ પ્રગટ કરે છે. એટલું જ નહિ પણ દરેક ક્ષેત્રનો સોળે સોળ કળાયુક્ત બનાવી દરેકને પૂર્ણેન્દુ પ્રગટ થવાની શક્યતાવાળી યોજના મૂકી છે.

અહીં આ સમગ્ર કાર્યક્રમમાં ક્રિયા દ્વારા શિક્ષણ પ્રવૃત્તિ-શિક્ષણની અનુબંધ કે સમવાયી શિક્ષણ પદ્ધતિનો સહજ ભાવે ઉપયોગ થઈ જાય છે. અનુબંધ શિક્ષણ પદ્ધતિમાં ક્રિયા, કૌશલ્યો, વિજ્ઞાનિક જ્ઞાન તો સીધું મળે છે, સાથે પરિણામજનક શિક્ષણ પણ મળે છે. તે ઉપરાંત જુદી જુદી કક્ષાનાં બાળકોને માટે ભાષા, ગણિત, વિજ્ઞાન જેવા વિષયના અનુબંધ, પ્રયોગ અનુબંધિત જ્ઞાન માટેના પાઠોની શક્યતાઓ સહજ રીતે કાર્યક્રમમાંથી નીતરે છે. જેને વિશે કાકાની 'અધ્યાપન કળા'માં વિસ્તારથી ચર્ચા કરવામાં આવી છે. એ જે રોજની પ્રવૃત્તિમાંથી અનુબંધ શિક્ષણના અવનવા મુદ્દાઓ મળતા રહે છે. વળી કેટલાક નવા શબ્દપ્રયોગો જરૂર પડે ત્યાં કરાયા છે. દા. ત. જસોટી, સમતોલના, મહાકાર્ય, અંતર સફાઈ એમ અહીં સાહિત્યમાં કલ્પના અને સર્જનશક્તિ વિકસાવવાનો નિર્દેશ કરવા રહ્યા છે.

અહીં શાળા સફાઈનો કાર્યક્રમ એવી રીતે રજૂ થયો છે કે જેથી તેનું ગૌરવ વધે, એ કામ કરનારને પોતાની મહત્તા સમજાય. તેની શૈલી અને ભાવના વ્યક્ત થતી રહે છે. જાજરૂ, મુતરડી જેવી સમાજમાં હીણી ગણાતી પ્રવૃત્તિઓને મહાકાર્ય તરીકે સ્વીકારી કાર્યનું નિયંત્રણ કરવા શહેરી મહેમાનો તેમાં સહયોગ આપવામાં પોતાનુ ગૌરવ સમજે છે. શહેરોની શાળામાં કેટલીક સવલતોને લીધે આવી પ્રવૃત્તિઓ કરવાની એ શાળાનાં બાળકોને તક મળતી નથી અને એટલુ તેમનુ શિક્ષણ અધૂરુ રહે છે. એવો ભાવ વ્યક્ત થાય છે.

આ શાળાના એક કલાકના આયોજન સંચાલન મૂલ્યાંકન માટે જે અભિગમ અપનાવાય છે, તે નવા આચાર્ય માટે પોતાની શાળાના સમગ્ર આયોજન માટે માર્ગદર્શક બને એવું છે. કોઈપણ આયોજન પાછળ રહેલ વૈજ્ઞાનિક દૃષ્ટિ હોવી જોઈએ, તે કાર્યક્રમનુ આયોજન-સંચાલન અને વિતરણ લોકશાહી હોવું જોઈએ. રમતા-રમતાં કામ કરતાં કરતાં જીવનનું ઘડતર થાય, બૌદ્ધિક વિકાસ થાય, જ્ઞાન, માહિતી અને સમજ વિકસતાં જાય. શિક્ષણ આપનાર અને શિક્ષણ લેનારની ભેદ રેખા ભૂંસાતી જાય, બંને વચ્ચે પ્રેમની ગાંઠ બંધાતી જાય, દૃઢ થતી જાય. શિક્ષક શિક્ષણ આપે છે અને વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે, તેને બદલે શિક્ષણની પ્રક્રિયા ચાલે છે. કોણ કોને ધ્યાન આપે છે અને લે છે, તે ભેદ પાડયા વિના અભેદ વિકાસની પ્રક્રિયા ચાલતી રહે. વિદ્યાર્થીઓ અરસપરસના વિકાસમાં સહયોગ બની રહે એવી શિક્ષણ શૈલી અહીં રજૂ થાય છે.

તેમ છતાં શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં સંબંધ પ્રેમસભર શિસ્તમય રહી શકે. વિદ્યાર્થીઓએ શિક્ષકો અને મહેમાનો સાથે કેવી રીતે વર્તવું તે શિક્ષકોના વ્યવહાર વર્તન દ્વારા બાળકો શીખતાં જાય. પેલી પ્રણાલી મહેમાન આવે ત્યારે 'આમ કરવું કે તેમ કરવું' તેવી સૂચનાવાળો પરોક્ષ શિક્ષણ પદ્ધતિને સ્થાને સીધા વ્યવહારુ અનુભવો દ્વારા શિક્ષણ પ્રક્રિયા ચાલતી જોવા મળે છે.

શાળા સમાજ અને ગ્રામ સમાજનો સહયોગ સહજ રીતે સધાયા કરે તેવો સફાઈ કાર્યક્રમ પ્રવિધિ આપી ઉદ્યોગ શિક્ષણમાં એવા કામમાં રહેલ વધારે શક્યતાઓનો અહીં નિર્દેશ કર્યો છે.

સફાઈ કે શ્રમની પ્રવૃત્તિ કે કાર્યક્રમમાંથી કળા પ્રવૃત્તિઓ નીતરતી રહે. વિદ્યાર્થીઓની સૌંદર્ય ભાવના અને સર્જન શક્તિ વિકસતી રહે એવો અભિગમ અહીં જોવા મળે છે. બુનિયાદીશાળા કે સંસ્થાના શિક્ષકો કેવા હોવા જોઈએ, તેના માટેનાં ગુણ શક્તિ જ્ઞાનની જુદી યાદી આપવાને બદલે અહીં નાનાલાલ 'મિસ્ત્રી' કનુભાઈ 'કવિ' રતનબેન 'વૈદરાજ', પ્રેમજીભાઈ 'મંત્રી', લક્ષ્મીબેન 'કલાકાર', વલ્લભભાઈ 'પંડિત', વસંતલાલ 'સંગીતશાસ્ત્રી'માં રહેલી જ્ઞાન-જિજ્ઞાસા કાર્યતત્પરતા કૌશલ્યો, સંસ્થા પ્રત્યેની ભક્તિ ઉપરાંત દરેક પાસે રહેલ વિશિષ્ટ પ્રતિભા રજૂ થાય છે અને કોઈ પણ શાળામાં જુદી જુદી આગવી પ્રતિભાવાળા શિક્ષકોની અગત્ય સહજ રીતે રજૂ થઈ ગઈ છે.

આ સુન્દરપુરની શાળા કાલ્પનિક છે. પણ તેમાં રજૂ થયેલ કાર્યક્રમ કાલ્પનિક નથી. કાકાએ આશ્રમમાં-આશ્રમશાળામાં પોતાના સહ-કાર્યકરો સાથે એકે એક પાયાની સંભાળભરી માવજત કરી છે. આ પુસ્તિકામાં રજૂ થયેલ સંપૂર્ણ આયોજન કોઈપણ શાળા સંદેહ વિના અપનાવી શકે છે.

રણછોડજી એન. મહેતા

## ૨૦ ઈશ ઉપનિષદ

વેદોનો ધન્યતમ ભાગ ગણાયેલાં ઉપનિષદો ગૂઢ અને રહસ્યમય જ્ઞાનના માર્ગે વાચકને લઈ જાય છે. ઘણીવાર આ ઉપનિષદોના અભ્યાસમાં એવું બને છે કે દેખીતી રીતે સરળ અને સુબોધ લાગતાં ઉપનિષદોના અર્થઘટનમાં ભારે મતભેદો ઊભા થાય છે. પ્રાચીન પરંપરા અનુસાર મુખ્ય ગણાયેલાં દશ ઉપનિષદો પૈકી 'માણ્ડૂક્યોપનિષદ' અને 'ઈશોપનિષદ' મંત્રોની સંખ્યાની દૃષ્ટિએ સૌથી નાનાં છે. છતાં તેમના અર્થઘટનમાં ઘણા મતભેદો ઊભા થયા છે. આથી અન્ય ભાષાઓની માફક ગુજરાતી ભાષામાં પણ તેમનાં, ખાસ 'ઈશોપનિષદ'ના, ઘણાં સંપાદનો થયાં છે. આ સંપાદનોમા શ્રી જુગતરામ દવેનું 'ઈશ ઉપનિષદ' એક અગત્યનો ઉમેરો છે.

પ્રાચીન ઋષિમુનિઓએ સ્વાનુભવના પરિપાક રૂપે ઉચ્ચારેલાં આ ઉપનિષદવચનોના અર્થઘટનમાં આદ્ય શંકરાચાર્ય વગેરે વિભિન્ન આચાર્યો વચ્ચે ઘણો મતભેદ છે. દરેક આચાર્યની સ્વાભાવિક વૃત્તિ પોતાના વિશિષ્ટ આધ્યાત્મિક સિદ્ધાંતનું વાચન આ ઉપનિષદોમાં કરી પોતાના સિદ્ધાંતોને પુષ્ટ કરવાની રહી છે. આ મતભેદોથી ઉપનિષદોના વિવિધ અર્થો થવા સાથે આપણા જ્ઞાનમાં વધારો પણ થાય છે. વસ્તુના હાર્દને પામવામાં ઉપસ્થિત થતા મતમતાંતર આથી આવકારદાયક પણ છે. પ્રત્યેક અર્થઘટન સાથે સત્યની વધુ નજીક જવાનો અવકાશ આપણા માટે ઊભો થાય છે. શ્રી જુગતરામભાઈએ આવો જ નવા અર્થઘટનનો પ્રયત્ન આ સંપાદનમાં કર્યો છે. 'વૈદિક શબ્દો અને વાક્યોના મેં વૈદિક પરંપરાઓથી જુદા અર્થો કર્યા હતા તે તરફ તેમણે મારું ધ્યાન દોર્યું'. મેં કહ્યું, તેવા જુદા અર્થો બતાવવા ખાતર તો મારી રચના છે.' એવું સંપાદકનું વિધાન છે. અને શ્રી જુગતરામભાઈએ સતત સંયમી, સેવાપરાયણ, ઉદાત્ત, ઈશ્વરમાં અદમ્ય શ્રદ્ધા સહ કેળવાતા જીવનના, ગાંધીજીના મહાન આદર્શની દૃષ્ટિએ આ ઉપનિષદ વાંચ્યું છે તે સ્પષ્ટ છે. અને નવી દૃષ્ટિ તથા નવું અર્થઘટન પોતાને પ્રામાણિક તથા સત્ય લાગવાથી 'આપવાની શ્રી જુગતરામભાઈની ભાવનાને શ્રી કાકાસાહેબે આ સંપાદન સાથે સંયુક્ત 'મુક્ત ભાષ્યની ભૂમિકા'માં આવકારી છે, આ ઉપનિષદના મંત્રો ૨, ૭, ૮, ૯, ૧૦, ૧૪, ૧૭, વગેરેમાં પોતાની મૌલિક દૃષ્ટિએ અર્થઘટન કરી ઉપનિષદને ઉદાત્ત જીવનના તત્ત્વજ્ઞાનમાં ઉપયોગી બનાવવા સંપાદકે પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે.

દરેક મંત્રના આરંભે શ્રી જુગતરામભાઈ પહેલાં પ્રાર્થનામાં ગાઈ શકાય તે પદ્ધતિએ અત્યંત સરળ, સુબોધ, ગેય ભાષાંતર આપી તેની સમજ આપે છે. પછી સંસ્કૃત મંત્રો આપી તેમનો અર્થવિસ્તાર કરે છે. બંનેમાં તેમની વિદ્વત્તાના પુરાવા, ખાસ કરીને મંત્રો ૮, ૧૨, ૧૪, ૧૭ વગેરેના તેમના અર્થઘટનમાં, મળે છે. પૂર્ણ પ્રામાણિકતા, સત્યપ્રિયતા અને નિષ્ઠા સાથે આ સંપાદન કરવામાં આવ્યું છે. તેમા કેટલાક મંત્રોના તેમણે કરેલા અર્થઘટન સાથે આપણે સહમત ન થઈએ એમ પણ બને. મંત્રો ૨, ૯, ૧૦, ૧૩, ૧૪, ૧૭, વગેરે આવા મંત્રો છે. જ્યાં એ બાબત કાકાસાહેબે સ્પષ્ટતા કરી જ છે કે, 'જેમ ભલભલા આચાર્યોના અર્થોથી જુદા પડવાની જુગતરામભાઈએ હિંમત કરી છે તેમ એમના કરેલા કેટલાક અર્થો અમાન્ય કરવાની છૂટ આપણને છે જ.'

પ્રાર્થનામંત્રો તરીકેના ભાષાંતરમાં અતિ સરળ બનવાના આગ્રહને કારણે પણ અર્થ બાબત મતભેદ પડે. આ રીતે પૂર્ણ સરળતા સાથે ઉપનિષદનો ખૂબ સુંદર અર્થ મંત્રો ૩, ૫, ૬, ૧૪ વગેરેમાં થયો છે, તો કેટલાક મંત્રોનો અર્થ અસ્વીકાર્ય લાગે તેવું પણ બન્યું છે. આ છતાં, એમનો કરેલો અર્થ આપણે ન સ્વીકારીએ તોપણ, તેમણે કરેલો અર્થ ખોટો કે નિરુપયોગી છે તેમ તો કેમ જ કહી શકાય? પુરોગામી અર્થઘટન કરનાર આચાર્યોએ પણ કદી પોતે કરેલા અર્થ કરતાં જુદો અર્થ ન જ હોઈ શકે એવું કહ્યું નથી. અને સારી પેઠે દુર્બોધ આ ઉપનિષદનું ભાષાંતર આ પ્રાર્થના મંત્રોમાં પ્રાર્થના તરીકેની તેની ઉપયોગિતા તો સિદ્ધ કરે જ છે!

ગાંધીજી કહે છે કે 'મને સર્વકાળે એક રૂપ જ દેખાવાની કશી પરવા નથી. સત્યની મારી શોધમાં મેં ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છું.' આવા જ, સત્યની ઝાંખી કરવાના પ્રશસ્ય પ્રયત્ન તરીકે આ સંપાદનને આપણે આવકારીએ.

ડૉ. રમેશ બેટાઈ

## ૨૧ અહંકાર નિરસક ગ્રંથ

(ગ્રામસેવાના દશ કાર્યક્રમો)

જુગતરામભાઈએ લખેલી આ નાનકડી ચોપડી મને ખૂબ ગમી. એમાં રચનાત્મક કામ કરનાર સેવક-સેવિકાઓ સારુ દશ કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યા છે. આખું પુસ્તક જુગતરામભાઈના અનુભવ-જ્ઞાનનો સંગ્રહ છે. લોકપ્રિય મનોરંજક શૈલીમાં લખાયલું છે.

રચનાત્મક કામ કરનારાઓ પોતાના ચિર પરિચિત વિષય પર લખાયેલ પુસ્તકો વિશે ઘણી વાર બેપરવાહ જોવામાં આવે છે. તેઓ વિચારે છે કે આમાં તે વળી શું ખાસ હશે, આ તો આપણે જાણીએ જ છીએ. પણ આ પુસ્તક આમ વિચારનારાઓનું અહંકાર નિરસન કરે તેવું છે. આમાં કેટલીયે એવી સૂચનાઓ એવી ઝીણવટ સાથે આપવામાં આવી છે કે જેને વિશે ઘણાએ એ રીતે વિચાર નહિ કર્યો હોય. મારી ભલામણ છે કે દરેક રચનાત્મક કાર્યકર્તાઓનો અભ્યાસ કરે. ગ્રામસેવકના પાઠ્યક્રમમાં આ એક સરસ પાઠ્યપુસ્તક થઈ શકે એમ છે. એનો હિન્દીમાં અનુવાદ થઈ જવો જોઈએ.

જુગતરામભાઈએ ગ્રામસેવકોથી ભિન્ન એવા બીજા ત્રણ વર્ગો 'નેતા' કોટિના, ફરતા રામ અને દફતરી વ્યવસ્થાપક—પાડ્યા છે અને પુસ્તકનો અનુબંધ ચતુષ્ટય સમજાવતાં આ વર્ગોને આ પુસ્તકના અનધિકારી માન્યા છે. નેતા કોટિના લોકોને તો હું જાણતો નથી પણ બાકીના બંને વર્ગો આ પુસ્તકથી લાભ ઉઠાવી શકે એમ છે. સેવાકાર્ય સાથે સંપર્ક ન રાખનાર વ્યવસ્થાપક અને ફરતા રામ પોતાના અભીષ્ટ કામમાં અસફળ સિદ્ધ થશે. પણ જુગતરામભાઈના કટાક્ષને એ વર્ગોને ચેતવવા પૂરતી ટીકા તરીકે લેવો જોઈએ અને તેમને આ ટીકા લાગુ પડે છે તેણે સાવધાન થઈ જવું જોઈએ.

મહિલાશ્રમ, વર્ધા ૯-૯-૪૮ વિનોબા



वेडछी आश्रम ए कंई कोई
एक माणसनी सृष्टि होई शके नहि, अने
वेडछीनुं वटवृक्ष ए पण मात्र एकाद डाळखीनुं बनी शके नहि.
अनेक नानामोटा साथीओए पोतानां प्राण रेडीने अने
पोताना जीवनरस पाई पाईने
आ आश्रमने आश्रमनुं रूप मळ्युं छे, अने
अनेक डाळीओ अने डाळांओ भेगां थयां छे,
त्यारे वटवृक्षनो विस्तार थवा पाम्यो छे.

जुगतराम दवे

२-५-३६

ખંડ : પાંચ—વડવાઈઓ

# સંસ્થા પરિચય

ખંડ : પાંચ

# વડવાઈ

## ● સંસ્થા પરિચય

### ૧ વડવાઈઓ

૭ દાયકા સુધી કોઈક એક ઠેકાણે પલાંઠી વાળીને કામ કર્યું હોય એવાં સ્થળો દેશમાં કેટલાં? આંગળીને વેઢે ગણાય એટલાંયે નહિ હોય. સ્વાભાવિક રીતે જ જ્યાં પાંચ પાય તપ (૧૨ વર્ષ=૧ તપ)ના પુણ્ય ભેગાં થયાં હોય ત્યાં તેમાંથી નવું તેજ ફૂટવાનું જ. વડલાની ભાષામાં કહીએ તો એને નવી નવી વડવાઈઓ ફૂટવાની જ.

જુગતરામભાઈએ જે કામ હાથ ધર્યાં તેની પાછળ મુખ્ય ઉદ્દેશો નીચેના ગણાવી શકાય :

૧ આદિવાસી જનતાની સેવા
૨ આદિવાસીઓમાંથી જ સેવકો પેદા કરવા
૩ ગાંધી દર્શનને અમલમાં મૂકવું
૪ સાદગી સાથે સંસ્કારમય જીવનનો નમૂનો પૂરો પાડવો
૫ સેવા મારફત અધ્યાત્મ સિદ્ધિ.

આ પાંચ ઉદ્દેશો પૈકી જે સંસ્થાએ જેટલા પ્રમાણમાં ઝીલ્યા હોય એટલા પ્રમાણમાં વેડછીના વડલાએ વડવાઈ નાખી એમ કહી શકાય.

વેડછીથી સીધી કે આડકતરી રીતે પ્રેરણા પ્રાપ્ત કરીને અને જુગતરામભાઈની પ્રત્યક્ષ કે પરોક્ષ હૂંફ મેળવીને જે જે સંસ્થાઓ આજે વિકસેલી જોવા મળે છે એ સર્વેમાં એક તત્ત્વ નિરપવાદ રીતે ઝીલાયેલું દેખાશે—આદિવાસી જનતાની સેવાનું જે કોમની સિકલ જ બદલી નાખવામાં વેડછી એક કારણ બન્યું તે ચૌધરી કોમ હો કે જાગૃતિમાં એની હારોહાર બેસવા જાય એવી ગામીત

કે ઢોડિયા કોમ હો, આ ત્રણેની વચ્ચે રહેતા છતાં અર્થ, શિક્ષણ અને સામાજિક પ્રતિષ્ઠાની દૃષ્ટિએ જેને હજી ઘણી મજલ કાપવાની બાકી છે, તે કોટવાલિયા કે કુંકણા જેવી કોમો હો, કે આ જ ક્ષેત્રમાં જ હોવા છતાં હાળી પરંપરાને લીધે જેના સંસ્કાર ઉપરોક્ત કોમો કરતાં સાવ જુદા પ્રકારના છે તેવી હળપતિઓની કોમ હો આદિવાસીઓની સેવાનો ઉદ્દેશ આ તમામ કોમો અને આના જેવી બીજી પણ અનેક કોમો વચ્ચે કામ કરનાર વેડછી-પ્રેરિત સંસ્થામાં ઊડીને આંખે વળગે એવી સ્પષ્ટ રીતે પાર પડેલો દેખાશે. આખા દેશમાં આદિવાસીઓની સેવાનાં કામો થયાં છે, પણ વેડછી પ્રેરિત સંસ્થાઓમાં જે સેવ્ય-સેવક સમરસતા, સેવા પ્રજાનું સ્વત્વ જાળવવાની કાળજી ને પોતાની અસ્મિતા જાળવીને મુખ્ય પ્રવાહની હરોળમાં લાવવાનો જે પ્રયાસ જોવામાં આવે છે, તે દેશના ભાગ્યે જ બીજા આદિવાસી સેવા ક્ષેત્રમાં જોવા મળે. આ બાબતમાં વેડછીના વડલાની તમામ વડવાઈઓ પર તમે મૂળ વડલાની અમિટ છાપ જોઈ શકશો.

આ પ્રથમ ગુણમાંથી જ ફલિત થાય છે બીજો ગુણ. વેડછી પોતાની વડવાઈઓ દ્વારા આદિવાસીઓમાંથી આદિવાસીસેવકત્વ નિર્માણ કરવામાં સફળ થયું છે. આપણા નિરીક્ષણ ક્ષેત્રમાં આવતી તમામ સંસ્થાઓના મોટાભાગના કાર્યકર્તાઓ આદિવાસી છે એ હકીકત નોંધપાત્ર છે. અલબત આ સંસ્થાઓના સ્થાપકો પૈકી ઘણાખરા બિન-આદિવાસીઓ હતા. જુગતરામભાઈ, ચૂનીભાઈ, છોટુભાઈ નાયક, અરવિંદ-રમેશ, નાનુભાઈ, અલ્લુ, ભીખુ વગેરે આદિવાસી નહોતા એ વાત સાચી. પરંતુ આ લોકોએ જાગૃતિપૂર્વક આદિવાસી સેવકત્વ ખીલવવાનો પ્રયાસ કર્યો છે એ વાત પણ તેટલી જ સાચી છે. કાર્યક્ષમતાને ભોગે પણ જવાબદારીઓ આદિવાસીઓને સોંપવાનો આગ્રહ આ લોકોએ ન રાખ્યો હોત તો આજે આખા ક્ષેત્રમાં જે એક આદિવાસી નેતૃત્વ પેદા થયું છે તે ન થયું હોત. જવાબદારી ઉપાડવાથી જ જવાબદારીનું ભાન આવે છે એ સિદ્ધાંત વેડછીક્ષેત્રે સિદ્ધ કરી દેખાડ્યો છે. આ પોતે કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી. બીજાં ક્ષેત્રોમાં આપણને જ્યાં આદિવાસી નેતૃત્વ જોવા મળે છે ત્યાં તે આટલું રચનાત્મક કે આટલું સ્વસ્થ જોવા મળતું નથી.

અહીં એ પણ નોંધ લેવી ઘટે કે આખા વેડછી ક્ષેત્રમાં અને ખાસ કરીને એની સેવા સંસ્થાઓમાં, આદિવાસી-બિનઆદિવાસી ખેંચતાણનું વાતાવરણ પણ જોવા મળે છે. વચલાં થોડાં વર્ષોમાં એ કાંઈક વધારે દેખાતુ હતું આજે થોડું ઓછું દેખાય છે. પણ એ છે તેનો ઇન્કાર થઈ શકે એમ નથી. જ્યાં જ્યાં મોટા પ્રમાણમાં આર્થિક કાર્યક્રમો—જંગલ મંડળીઓ—મોટાં દાન કે મોટી ગ્રાન્ટો—હતાં ત્યાં આ ખેંચતાણ વધુ પ્રમાણમાં દેખાઈ, એ હકીકત પણ વિશેષ નોંધવા લાયક છે. પણ આ લાગણીઓ એટલી તીવ્ર કદી નહોતી બની કે અનામત આન્દોલનના છાંટા આ ક્ષેત્ર પર ઊડે. આ લાગણીઓ પ્રમાણમાં મર્યાદિત રહી છે તેનું શ્રેય આદિવાસી અને બિનઆદિવાસી કાર્યકર્તાઓને સમાનપણે મળે એમ છે.

વેડછીકરણની ત્રીજી કસોટી જો આપણે ગાંધી દર્શનને અમલમાં
એ તો આ બાબતમાં વેડછીની વડવાઈઓને મિશ્ર સફળતા મળી છે એમ કહેવું જોઈએ. આ બાબત સફળતા અને નિષ્ફળતાના નિષ્કર્ષ સુધી પહોંચનારા બંને એક પાયાની ભૂલ કરે છે. તેઓ ગાંધી દર્શનમાં જે તત્ત્વ છે અને જે તંત્ર છે તેનો વિવેક કરતા નથી અને મુખ્યત્વે તંત્રને જ લક્ષમાં રાખીને એની સફળતા-અસફળતાને મૂલવી જુએ છે. એની સફળતાનો દાવો કરનાર નઈ તાલીમની શાળાઓ કેટલી વધી, ખાદીનું ઉત્પાદન કે વેચાણ કેટલું વધ્યું એ ગણાવશે, જ્યારે એની, નિષ્ફળતા દેખાડના એક વિદ્વાને તો એટલે સુધી પ્રતિપાદન કર્યું છે કે જુગતરામભાઈના કાર્ય પાછળ બે ઉદ્દેશો હતા, એક અહીંની આદિવાસી પ્રજાને મુખ્ય પ્રવાહમાં ભેળવી દેવી અને બીજો ઉદ્દેશ એ પ્રજાને ગાંધીવાદી બનાવવી, અને જુગતરામભાઈ પહેલું કામ કરવામાં સફળ નીવડયા છે અને બીજું કરવામાં નિષ્ફળ નીવડયા છે. આ ટીકામાં આવેલાં વિધાનો અનેક રીતે પડકારી શકાય તેમ છે. જુગતરામભાઈનો આ પ્રજાને 'મુખ્ય પ્રવાહ'માં ભેળવવામાં રસ હતો ખરો? એમ હોત તો તેમણે આદિવાસીઓની અસ્મિતા જાળવવા જે પ્રયત્નો કર્યા તે શા માટે કર્યા હોત? ને મુખ્ય પ્રવાહની અનેક બાબતોને ત્યાગી અને વખોડી તે શા માટે? વળી પ્રજાને ગાંધીવાદી બનાવવી એટલે શું એમને ગાંધીજી કે જુગતરામભાઈ જેવાં કપડાં પહેરતી કરવી? કે એમના જેવું બાફેલું શાક ખાનારી કરવી એમ થાય? આ બંને વસ્તુઓ ગાંધી દર્શનનું તંત્ર સૂચવે છે, તત્ત્વ સાથે એનો સંબંધ ઓછો છે. જે ગાંધી દર્શન લઈને જુગતરામભાઈએ સાઠ વર્ષ પહેલાં આ પ્રજા વચ્ચે પ્રવેશ કર્યો હતો તે દર્શન તો આ આદિવાસીઓને માનવીની માફક નિર્ભયપણે અને સ્વમાનભેર જીવતા કરવાનું હતું. રાષ્ટ્રની મુક્તિના આન્દોલનમાં મુખ્ય પ્રવાહના લોકોની બરાબરીમાં જ રહીને આ પ્રજાએ તે સ્વમાન, ગૌરવ, નિર્ભયતા અને મુક્તિની ઝંખના કેળવ્યાં. ગાંધી દર્શન આ પ્રજાએ આ રીતે ઝીલ્યું. અન્યાયનો પ્રતિકાર કરવામાં ગાંધી દર્શન છે. અને પ્રતિકારની રીતને શાંતિમય અને રચનાત્મક રાખવામાં ગાંધી દર્શન છે. આ બંને બાબતમાં આખા વેડછી ક્ષેત્રે જૂજજાજ અપવાદ શિવાય શુદ્ધ ગાંધી સંસ્કારનું પ્રદર્શન કર્યું છે. ગણોતધારો, ઋણમુક્તિ, હળપતિમુક્તિ, ઉકાઈ બંધને લીધે વિસ્થાપિત થતા લોકોનો પુનર્વાસ વગેરે કાર્યક્રમો અહીં જે રીતે ઝીલાયા તેમાં અન્યાયનો પ્રતિકાર કરવાની વૃત્તિ દેખાઈ આવે છે. અને એ કરવામાં તથા સામાન્ય રીતે બીજી પ્રવૃત્તિઓમાં પણ આ ક્ષેત્ર શાંતિમય, દ્વેષથી બચનારું અને રચનાત્મક દિશામાં પગલાં માંડનારું સિદ્ધ થયું છે એ એની સિદ્ધિ જ ગણાશે.

પરંતુ સાથે સાથે એ પણ સ્વીકારવું પડશે કે 'મુખ્ય પ્રવાહ'ના સ્વાવલંબનને બદલે નોકરી માટેના ધમપછાડા, સાથે ડિગ્રી અને નોકરીનો સંબંધ જોડી દેવો વગેરે મનોવૃત્તિઓનો સ્પર્શ પણ આ પ્રજાને થયા વિના રહ્યો નથી. સંયમ અને સમજપૂર્વક આ સર્વનો ત્યાગ કરનાર તમને ઓછા જોવા જડશે.

એક બીજી બાબતમાં પણ આ પ્રજા મુખ્યપ્રવાહનું અંધાનુકરણ કરતી જ દેખાય છે, એ કમનસીબી છે. તે બાબત છે સામાજિક રીતરિવાજોમાં ખોટા ખર્ચો કરવાની બાબત. આ પ્રજા વીસ વર્ષ પહેલાં નહોતી ખર્ચ કરતી એવો ખર્ચ જન્મ, મરણ લગ્નના રિવાજો પાછવાડે કરતી થઈ છે. ગૌરવની કસોટી એમને મન

ઉજળિયાત લોકોનું અનુકરણ એ જ જાણે હોય એવું થઈ ગયું છે, એ કમનસીબી છે અને વેડછીના વડલા અને તેની વડવાઈઓની એટલે અંશે એ નિષ્ફળતા પણ ગણાવી શકાય.

આ લેખના આરંભમાં જ વેડછીકરણ માટે આપણે નક્કી કરેલી પાંચમી કસોટી—સાદાઈ સાથે સંસ્કારમય જીવનનો નમૂનો પૂરો પાડવો, એ એક રીતે જોતાં ચોથી કસોટીનું જ બાહ્યસ્વરૂપ છે. વેડછીની વડવાઈઓ વિશે સામાન્યપણે એમ ચોક્કસતાથી કહી શકાય કે જ્યાં જ્યાં આ સંસ્થાઓ વિકસી છે ત્યાં ત્યાં એમણે એક નવી સંસ્કારિતા ઊભી કરી છે. આ સંસ્કારિતામાં કળા છે, સંગીત છે, શુદ્ધ ભાષાપ્રયોગ છે, વિવેક છે, આતિથ્ય સત્કાર છે. આ ગુણ ખીલવા પાછળ એક મોટું કારણ એ પણ છે કે આ આખી આદિવાસી પ્રજાના મૂળમાં જ કેટલાક સંસ્કાર છે—જે વેડછીની હવા અને ઉજાસ લાગવાથી વધુ ખીલી ઊઠ્યા છે. આ ક્ષેત્રમાં આવતાં વેંત જ જુગતરામભાઈએ આ પ્રજાની ટટ્ટાર અને એક હારમાં ચાલવાના સંસ્કાર જોઈને ખુશ થઈ એની ખાસ નોંધ લીધી છે. ઋજુતા એ એક બીજો ગુણ છે. જે આ પ્રજાને સંસ્કાર વારસામાં મળ્યો છે. પ્રકૃતિ પ્રેમ એમનામાં છે જ. આ બધા ગુણોના મૂળ છોડ ઉપર જ વેડછીએ પોતાની સંસ્કારિતાની કલમ ચડાવી છે. અલબત એમાં સાદાઈના ગુણનો એવો વિકાસ જોવા મળતો નથી. જેવો જુગતરામભાઈએ જોવા ઇચ્છ્યો હોત. પણ અત્યંત દારિદ્ર્યમાંથી ઉપર આવતી પ્રજા બાહ્ય ઉપભોગનાં સાધનો તરફ દૃષ્ટિ કરે એ તદ્દન સ્વાભાવિક છે.

વેડછીની વડવાઈઓ ખૂબ ખૂબ ખીલી છે. વેડછીની આસપાસના ક્ષેત્ર ઉપરાંત વ્યારા, સોનગઢ, માંડવી, મહુવા તાલુકામાં, ડાંગ અને ધરમપુર અને ભરૂચમાં આ વડવાઈઓએ મૂળ નાખ્યાં છે. કરાડી-દાંડીની ભગિની સંસ્થાઓ ઉપર પણ વેડછીના વડલાની શીળી છાંયા તો જણાઈ જ આવે છે. ઉપરાંત વેડછીથી પ્રેરિત થઈને ઉત્તર ગુજરાતમાં મુખ્યત્વે મહેસાણા અને સાબરકાંઠા જિલ્લાની અનેક સંસ્થાઓએ પોતપોતાના ક્ષેત્રમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે વેડછીકરણના પ્રયાસ કર્યા છે. વડોદરા, ખેડા, સૌરાષ્ટ્રના જિલ્લાઓ અને કચ્છ પર પણ એના ચંદન છાંટણા ઊડ્યાં છે. તે ઉપરાંત મુખ્યત્વે શ્રી કાશિનાથજીના ઘનિષ્ઠ સંબંધ અને ચંબલ ક્ષેત્રના કામને લીધે મધ્ય પ્રદેશમાં, જંગલ સહકારી મંડળીઓના પ્રભાવને લીધે ઉત્તર પ્રદેશના 'ચિપકો આન્દોલન'ના ક્ષેત્ર ઉત્તરાખંડમાં અને શાંતિસેનાની પ્રવૃત્તિઓને લીધે દેશના ઉત્તર પૂર્વ ક્ષેત્રમાં પણ તમને વેડછીના વડલાના ટેટા વેરાયેલા જડી આવશે. આમાંથી કયા ટેટામાંથી ક્યારે વિશાળ વૃક્ષ થશે એ કહેવું મુશ્કેલ છે. પણ એટલું તો સ્વીકારવું જ પડશે કે દરેક ટેટામાં વૃક્ષ થવાની શક્યતાઓ ભરી પડી છે.

વેડછીની નજીકના ક્ષેત્રમાં જે વડવાઈઓ ખાઝી અને માતબર બની તેમાં મુખ્યત્વે નીચેનાં તત્ત્વોએ કામ કર્યું :

સરકારી સહાયતા
વિદેશી સહાયતા
સરકારના પ્રગતિશીલ કાયદાઓ
કાર્યકર્તાઓની આપસૂઝ ને મહેનત
આખા ક્ષેત્રની લોક જાગૃતિ.

સ્વરાજ્ય પછી આખા દેશમાં આદિવાસીઓ ને 'પછાત' ગણાતા લોકો સારુ કાંઈક ને કાંઈક વિકાસના કાર્યક્રમો ઉપાડવામાં આવ્યા. પરંતુ આ કાર્યક્રમોને એના ખરા અર્થમા સમજી અને હોંશભેર ઉપાડી લે એવા રચનાત્મક ક્ષેત્રો બહુ ઓછા હતાં. વેડછીમાં ખેરસાહેબ, મોરારજીભાઈ, વૈકુંઠભાઈની આદર્શોન્મુખ વહીવટી નીતિ જોડે જુગતરામભાઈ, મકનજીઆવા, ઝીણાભાઈ, મોહનભાઈ, અરવિંદભાઈ, રમેશભાઈ, નાનુભાઈ જેવાની નિષ્ઠા, ધગશ અને આવડત ભળ્યાં. તેથી જોતજોતામાં જંગલમાં મંગલ થયું. વડવાઈઓના બાહ્ય વિકાસમાં સરકારી સહાયતા ખૂબ ઉપયોગી નીવડી. વેડછીના નમૂનાને આધારે ઠેરઠેર આશ્રમશાળાઓ, ઉત્તર બુનિયાદી, વિદ્યાલયો અને ઉદ્યોગ કેન્દ્રો સ્થપાયાં અને વિકસ્યાં. જંગલમંડળીઓના આર્થિક ટેકાએ આ કામો વધુ માતબર બન્યાં.

વચલો એક ગાળો એવો પણ આવી ગયો કે જ્યારે આ સંસ્થાઓને વિદેશી સહાયતા ઠીક ઠીક પ્રમાણમાં મળી. વિદેશની અનેક સંસ્થાઓ 'ત્રીજી દુનિયા'માં પોતાના તરફે કાંઈ ને કાંઈ નિર્માણ પ્રવૃત્તિ કરવા ઉત્સુક હોય છે. એમની શોધ ચાલતી હોય છે પોતાના ઉદ્દેશોને અનુરૂપ કામ કરી આપે એવી સંસ્થાઓની. અલ્લુભાઈ, યોગેન્દ્ર પરીખ, અરવિંદ, રમેશ વગેરેએ વેડછી ક્ષેત્ર આ પ્રકારનાં કાર્યો માટે કેટલું યોગ્ય છે તે સારી યોજનાઓ ઘડી અને વિદેશી દર્શકોને પ્રવૃત્તિઓ દેખાડીને સંતુષ્ટ કરીને સંસ્થાશોધકોની ભૂખ પૂરી કરી. આ ક્ષેત્રમાં જ્યાં જ્યાં પણ સારાં પાકાં મકાનો બંધાયેલાં જોશો તેની પાછળ પરદેશી મદદ હોવાનો સંભવ રહેલો છે. આજકાલ કેટલાંક ક્ષેત્રોમાં પરદેશી મદદ એ જ જાણે કે કોઈ શંકાસ્પદ વસ્તુ હોય એવી હવા ઊભી કરવામાં આવી છે. વેડછી ક્ષેત્રમાં પરદેશી મદદથી જે કામો થયાં છે તે એ બાબત સિદ્ધ કરે છે કે આવી હવા બનવા સારુ ભલે બીજે ક્યાંક કારણો મળતાં હશે, અહીં તો એવાં કારણ નથી જ. વિદેશી મદદના રચનાત્મક ઉપયોગના સારા નમૂના વેડછી ક્ષેત્ર પૂરું પાડે એમ છે.

પણ સરકારી કે વિદેશી મદદ જો લોકશક્તિ જગાડવામાં આડે આવતી હોય તો તે પ્રગતિ-વિરોધી ગણાય. આ સહાયતાથી જો જનતા અસહાય બનતી હોય કે એના કાર્યકર્તાઓમાં ભિક્ષુકવૃત્તિ જ પાંગરતી હોય તો તે સહાયતા સાધક નહિ, પણ બાધક થયેલી ગણાય. વેડછીની વડવાઈઓ એવો દાવો કરી શકે એમ નથી કે સહાયની આ માઠી અસરથી તે સર્વથા અલિપ્ત રહી હોય.

સ્વરાજ પછીની સરકારના પ્રગતિશીલ કાયદાઓએ પણ વેડછીની વડવાઈઓને વિકસાવવામાં ઘણી મદદ કરી છે. અહીં પણ બંને પક્ષે એકબીજાની જરૂર હતી. નવી સરકારને પોતાના આદર્શો મુજબ કાયદાઓ ઘડ્યા પછી એને અમલમાં મૂકનાર કાર્યકર્તાઓ અને સંસ્થાઓની જરૂર હતી. કાર્યકર્તાઓને વર્ષો સુધી જેને સારુ પોતે હવા ઊભી કરી હતી તેને ચોક્કસ માળખું બક્ષે એવા કાયદાઓની જરૂર હતી. વેડછી ક્ષેત્રે આવો રામઅહલ્યા સંયોગ કરાવી આપ્યો, તેથી પ્રગતિશીલ કાયદાઓનો આ ક્ષેત્રમાં પ્રામાણિક અને શીઘ્ર અમલ થયો અને એ કાયદાઓનો લાભ દેશની સૌથી દરિદ્ર જનતાને મળ્યો. સુરત, વલસાડ, ડાંગ જિલ્લાના ઉપર વર્ણવ્યાં તે લગભગ તમામ ક્ષેત્રોમાં આમ બનવા પામ્યું.

વડવાઈઓને વિકસાવવામાં જુગતરામભાઈની તપોમય જીવનની પ્રેરણાએ તો અસાધારણ કામ કર્યું જ, પણ આ સંસ્થાઓ

પાછળ પોતાની પૂરી શક્તિ લગાવનાર કાર્યકર્તાઓનો ફાળો પણ સંસ્થાઓના વિકાસમાં ઓછો નથી. જિલ્લા કે તાલુકા સ્તરના કાર્યકર્તાઓની સૂઝ ને વ્યવસ્થાશક્તિ, એનાથી નીચેના ક્ષેત્રમાં પડેલા કાર્યકર્તાઓની લગન અને મહેનત બંને જો ન હોત તો આ ક્ષેત્રમાં આવું કામ વિકસ્યું જ ન હોત. કાર્યકર્તાઓ જંગલમાં દિવસ-રાત જોયા વિના પગપાળા ભટક્યા છે, ઓછામાં ઓછી જરૂરિયાતથી જીવ્યા છે, જેમની સેવા કરવા તેઓ નીકળ્યા હતા તેમનામાં સમરસ થઈને રહ્યા છે તેથીસ્તો વેડછીના વડલાની આ વડવાઈઓ બાઝી છે. આમાં વ્યક્તિગત રીતે કોઈનો ઉલ્લેખ કરવા જતાં બીજા કોઈનો ઉલ્લેખ રહી જવાનો સંભવ છે, એટલે સર્વ સામાન્યપણે જ ઉલ્લેખ કર્યો છે; પણ એનો અર્થ એ નહિ કે આખા ક્ષેત્રમાં નિષ્ઠાપૂર્વક લાગેલા કોઈ પણ કાર્યકર્તાની આપણે હિમ્મત ઓછી કરીએ છીએ.

હા, બે બાબતોનો આ સ્થળે ઉલ્લેખ કરવો આવશ્યક છે. વેડછી ક્ષેત્રના કામની કદાચ સૌથી મોટી નબળાઈ હોય તો એ છે કે દરેક ક્ષેત્રમાં કાર્યકર્તાઓ પોતપોતાના કામમાં પાવરધા છે, પરંતુ દુર્ભાગ્યે જુગતરામભાઈનો વારસો શોભાવે એવો એમનામાં મેળ નથી. આ કુમેળ એમના પૈકી ઘણાની શક્તિ બીજાની શક્તિને ખંડિત કરવામાં પ્રયોજે છે, એ કમનસીબી છે. સૌને જુગતરામભાઈ પ્રત્યે સમાન આદર છે, પણ પરસ્પર પ્રીતિ નથી. જુગતરામભાઈના ગયા પછી શું ? એ પ્રશ્નનો જવાબ આ પ્રતિભાવાન કાર્યકર્તાઓએ શોધવાનો રહેશે.

આ કુમેળનું એક કારણ વ્યક્તિગત રાગદ્વેષ છે, તો બીજું કારણ આખા કામ પર પડેલી રાજકારણની વિપરીત અસર પણ છે, આ ક્ષેત્રમાં કોંગ્રેસના વિભાજનની અસર ગામડે ગામડે સુધી થયેલી દેખાઈ, જે આગળ ઉપર કોંગ્રેસ-જનતા વિભાજન તરીકે અને હવે કોંગ્રેસનાં બે જૂથોના વિભાજન રૂપે દેખાઈ રહી છે. મતભેદ છતાં મનભેદ ન રાખવાનો કીમિયો સર્વ કાર્યકર્તાઓ શીખી શક્યા છે એમ કેમ કહી શકાય? પરિણામે આ મનભેદો આખા કામ સારુ ઘાતક પણ નીવડી શકે એમ છે, એવી દીવા જેવી ચોખ્ખી વાત હોવા છતાં ઘણા કાર્યકર્તાઓને એ સમજાઈ હોય એમ લાગતું નથી. તેથી જાહેર જીવનમાં ચોખ્ખાઈને નામે કે બીજા કોઈ બહાને પણ પરસ્પર કોર્ટ-કેસો સુધી મામલો જઈ પહોંચ્યો છે. આ ખરેખર ચિંતાનો વિષય છે.

વડવાઈની મુખ્ય પ્રવૃત્તિઓ નીચે મુજબની ગણાવી શકાય :

બાલ શિક્ષણ
નઈ તાલીમ
સહકાર
ખાદી ગ્રામઉદ્યોગો
કૃષિ ગોસેવા
વન
નશાબંધી

આ તમામ વિશે ઓછેવત્તે અંશે ઉલ્લેખ આગળની નોંધોમાં આવશે માટે એનો વિસ્તૃત ઉલ્લેખ અહીં નથી કરતા.

આ નોંધ પૂરી કરતાં પહેલાં એક વિષયનો ઉલ્લેખ કરી લેવો જરૂરી લાગે છે. તે વિષય છે વેડછીના વડલા સામેના પ્રશ્નોનો. વેડછીની પ્રવૃત્તિને જરા-રોગ લાગુ ન પડે એટલા ખાતર એ પ્રવૃત્તિમાં રસ લેનાર સૌ કોઈએ આવા પ્રશ્નોનો વિચાર કરતા રહેવું એ જરૂરી લાગે છે.

કાર્યકર્તાના મનોમેળનો પ્રશ્ન આપણે ઉપર જોયો. આવા પ્રશ્નોને ઉકેલવાની સ્વસ્થ પરંપરાઓ પાડવી એ વેડછી સામે આજે એક મોટો પડકાર છે. આજે તો પ્રશ્નોને ટાળવા કે એને વિશે ઉદાસીનતા સેવવાની પ્રવૃત્તિ દેખાય છે, એ આખા ક્ષેત્ર માટે લાભકારક નથી.

બીજો પ્રશ્ન છે કાર્યવિસ્તારની સાથે સાથે મૂલ્ય-નિષ્ઠાનો વિસ્તાર કેમ થાય એ. જો તે નહિ થાય તો શરીર ફૂલી જશે અને આત્મા કુંઠિત થશે. વિસ્તારને મર્યાદામાં રાખીને મૂલ્ય-નિષ્ઠામાં વધારો કરવાના પ્રયાસો થવા જોઈએ.

ત્રીજો પ્રશ્ન છે સરકાર આધારિત કાર્યક્રમોનો. સર્વોદય યોજના બાબતમાં એ અંગે આ ક્ષેત્ર ગુજરાતમાં બીજાં ક્ષેત્રોની જેમ થપ્પડ ખાઈ ચૂક્યું છે. કામમાં સરકારી સહાયતા ભલે લેવાય, પણ તે સરકાર આશ્રિત ન બની જાય એ વિવેક કેમ જાળવવો એ વેડછીની સંસ્થાઓ આગળનો મહત્ત્વનો પ્રશ્ન છે.

ચોથો પ્રશ્ન એ છે કે જેમ જેમ સંસ્થાનો વિકાસ થાય છે તેમ તેમ તેમાં સંઘર્ષશીલતાનો અભાવ પેદા થાય છે. અન્યાયને એ સાંખી લે છે, અને પરસ્પરના સંબંધોમાં પણ ઘણી વાર અન્યાય સાંખી લેવાને 'શિસ્ત' માનવામાં આવે છે. આ વૃત્તિમાંથી છૂટયે જ છૂટકો.

કદાચ મૂળ પ્રશ્ન હોય તો તમામ સંસ્થાઓએ પોતપોતાના ઉદ્દેશ અંગે સ્પષ્ટતા કરી લેવાનો છે. કાળક્રમ મુજબ બદલાતી પરિસ્થિતિ જોઈ જો ઉદ્દેશની સ્પષ્ટતા નિરંતર ન થતી રહે તો સંસ્થાઓ કાલગ્રસ્ત થઈ શકે.

વેડછીના વડલા સાથે સંકળાયેલા કાર્યકર્તાઓ પાસે આ અને આવા પ્રશ્નોનો મુકાબલો કરવાનું સામર્થ્ય છે. એ સામર્થ્ય એમણે કુશળતાપૂર્વક વાપરવું પડશે.

## ૨ વડલાનાં મૂળ

[૧૯૮૩ના સેવાદિન સમારંભના પ્રમુખ તરીકે શ્રી વનમાળી ટાંગણિયાભાઈ ચૌધરીએ ચૌધરી ભાષામાં આપેલ પ્રવચનનો અનુવાદ અહીં જેમનો તેમ એટલા માટે આપીએ છીએ કે વનમાળીભાઈની પ્રસાદયુક્ત વિનોદી શૈલીમાં તેમ વેડછીનો વડલો કેવી રીતે પાંગર્યો એની કથા જુગતરામભાઈના બિલકુલ આરંભના વિદ્યાર્થી અને સાથીને મોઢે સાંભળવા મળે છે. સં૦]

હું કાકાને ગુરુ તરીકે માનતો આવ્યો છું. અને માનવું જ જોઈએ, એનું કારણ એ છે કે, શરૂઆતમાં અમે ત્રણ જણા–બાનાભાઈ, ભાવસીંગભાઈ અને હું. ભાવસીંગભાઈને એ લોકો કાકાને શું કહેતા ? 'બાવળનું ટોલકું !' એ રીતે અમારે વેડછીમાં કામ કરવું પડ્યું. શરૂઆતમાં ગાંધીજી નાગપુર જતા હતા ત્યારે મેં દર્શન કર્યાં હતાં. ગાંધીજીએ આખા દેશમાં ચળવળ કરી. ત્યારે આ દર્શનને આધારે અમે ભણ્યા, પછી શું કરવું ? તે આશ્રમમાં જવું, આશ્રમમાં રહીને અમારે શું શીખવું? વળી અંગ્રેજોને કાઢવા માટે તોપગોળા બનાવવાના તોપગોળા. તે બનાવવાની કળા અમે

શીખવા ગયેલા. (ખાદી વિદ્યા) તે ચલાવવાથી મોટા દેશનાં ભૂંગળાં તૂટી પડશે. એવું અમે ત્યાં શીખી લીધેલું.
અમારે બારડોલી-સરભોણમાં વારો આવ્યો. કારણ કે અમારે તોપગોળા-બંદૂક લઈને જવાનું.

એક વખત હું સરભોણ ગયેલો. સરભોણથી બારડોલી આશ્રમમાં જતાં મને સખત તાવ આવ્યો, તાવ એટલો આવ્યો કે હું સડક પર જ ઢળી પડયો. મને ભાન ન મળે. બિલકુલ ભાન ન મળે. પણ રસ્તે જનારાઓએ મારી પાસે તોપગોળા-મશીનગન, (રેંટિયો તકલી) વગેરે હતું તે જોઈ ગયા. અને તે મને ઊંચકીને સરભોણ આશ્રમમાં મૂકી ગયા. તે વખતે સરભોણ આશ્રમમાં નરહરિ પરીખ, છગનલાલ જોશી અને મકનભાઈ એ લોકો કામ કરતા હતા. ત્યારે હું કૂવા પાસે પડી રહ્યો હતો. તોપગોળા અને મશીનગન સાથે પણ મારી સારવાર કોણે કરી? નરહરિભાઈની ઘરવાળીએ! મોહનભાઈની બાએ! મારી એટલી સુંદર સેવા કરી કે મારી માને પણ હું તો ભૂલી ગયો. તે મને આજે પણ યાદ છે.

આ બધું કામ સરભોણ અને બારડોલીમાં થયું. પણ આદિવાસીઓમાં બિલકુલ નહિ. એટલે આદિવાસીઓમાં કામ કરવા માટે જુગતરામભાઈએ અને ચૂનીભાઈએ વેડછી પસંદ કર્યું. ત્યાં વડનું થડ નંખાયું.

વેડછીમાં અમે ત્રણ જણા. જીજણકાકાને ઓટલે અમે પડી રહેતા, રહેવાનું મળે નહિ. પછી અમે ઝૂંપડી પાડી અને ત્યારથી આ 'વડલો' મોટો થતો ગયો. મોટો થતો થતો પેલી બાજુ નિઝર પહોંચી ગયો. પેલી બાજુ માંડવી તાલુકો, આમ ડાંગ પણ પકડી લીધું. આપણે બધા ભેગા મળ્યા પણ એમ કાંઈ ભેગા મળાય તેમ નહોતું વડલાને લીધે ભેગા થયા છીએ.

મારાં લગ્ન કાકાને હાથે થયેલાં અને હું ખ્રિસ્તી બાઈ જોડે પરણેલો. ગાંધીજીએ મને સૂતરના તાંતણાની કંઠી બાંધેલી અને 'રામનામ' આપેલું.

પછી અમને—મને બેડકૂવા વિભાગમાં (ત્યારે બેડકૂવામાં આશ્રમ ન હોતો) જનાભાઈને પશ્ચિમમાં અને દક્ષિણમાં ભાવસીંગભાઈને કામ કરવા મૂકયા. અમે રેંટિયાનું કામ કર્યું. પણ કેટલીક જગ્યાએ સૂતરનું એટલું બધું કામ ચાલે —મેં તમને કહ્યું તે— તોપગોળા અને બંદૂક, મશીનગનના કે આદિવાસીઓમાં પણ કેટલાંક કુટુંબો એવાં કે, પાંચ પાંચ વરસનાં ખાદીનાં કપડાં પોતે બનાવી લેતાં. અને બાકીનું કાપડ વેચતા. આવી રીતે તે કામ થતું હતું. પણ આશ્રમવાળાઓએ પદ્ધતિ બદલી. તેઓ વેપારી દૃષ્ટિ પર ગયા અને આદિવાસીઓમાંથી રેંટિયો ગયો. પરંતુ જો જૂની રીત પ્રમાણે કામ ચાલત તો ખાદીનું પરિણામ આજે જુદું જ આવ્યું હોત! આશ્રમવાળાઓએ એમ કેમ કર્યું તે મને સમજાયું નથી. મને કોઈએ એ વિશે પૂછયું પણ નથી અને મેં કહ્યું પણ નથી.

જુગતરામકાકાની સાથે અમે ફરીએ, મને હળપતિઓમાં કામ સોંપેલું. હું સફાઈ કામ કરવા હળપતિઓમાં વાંકાનેર જાઉં, વાંકાનેરથી વેડછી આવવું પડતું. એકવાર સ્યાદલાવાળા મોરારભાઈએ મને સાવરણીથી વાળતાં જોઈને ટકોર કરી. તું અહીં સફાઈ કર્યા કરે છે ને ગામડામાં ફરતો નથી? તેનો જુગતરામભાઈએ એવો જવાબ આપ્યો કે મોરારભાઈ તો છાના જ રહી ગયા! કાકા અમને વેડછી લઈ જાય અને પૂછે કે તમારાથી આટલું ચલાશે કે? કાકાનો વર્તાવ કેટલો પ્રેમાળ! અમે બુટવાડાથી સીધા વેડછી ચાલતા આવીએ. આ રીતે વેડછી આશ્રમ આટલું ખીલવ્યું છે.

પછી કાકાએ મને બેડકૂવા આશ્રમ ખોલવાની સૂચના કરી. જગ્યા શોધી આપી. હું જ્યાં ત્યાંથી છોકરાઓને પકડી લાવીને આશ્રમ ચલાવતો હતો. આશ્રમ ચાલુ કર્યો પણ મારી પાસે કાંઈ નહિ. હું સાવ ગરીબ કહેવાઉં. એટલે વાણિયાઓ પાસે જઈને મેં અનાજ માગ્યું. તે બધું ઉધાર! એક વરસ પછી પૈસા આપવાના. એક શેઠિયા પાસે ગયો. તેમને કહ્યું, પચ્ચીસ છોકરીઓને ખવડાવવા માટે વાસણ જોઈએ. તેમણે વાસણ આપ્યાં. તે પણ ઉધાર! વરસ પછી પૈસા આપવાના.

આ રીતે કાકાની સૂચનાથી બેડકૂવા આશ્રમ ચલાવવાનો. પણ મને ગભરામણ થાય કે તાપીને કાંઠે જ આશ્રમ. છોકરીઓ અર્ધો માઈલ દૂર ભણવા જાય. ત્યાંથી આવે તેવી જ સીધી તાપીમાં જ. મને બીક લાગે કે એકાદ છોકરી તાપીમાં પડીને મરી જાય તો, તેથી ન છૂટકે બેડકૂવા ગામમાં આશ્રમ લાવવો પડયો. અને ત્યાં તે ફાલ્યો ફૂલ્યો.

હજી મારી ભાવના તેવી જ રહી ગઈ. કેમ રહી ગઈ? છોકરીઓનું ભણવાનું થયું પણ છોકરાઓનું શું? પૈસા તો મળે નહિ. કાકા આપી આપીને કેટલા પૈસા આપે? કદાચ ન પણ આપે, તોપણ મારી પાસે 'રામનામ' ખરું. મેં હિંમત કરીને જવાહર કુમાર આશ્રમ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. અને કાકાને હાથે મુરત કરાવ્યું. પણ કાકા મને મઢી સ્ટેશનના લીંબડા નીચે શું કહે છે? તમે આશ્રમ તો કાઢો છો, પણ ચલાવશે કોણ? મેં કહ્યું, 'હું ચલાવી જોઈશ.' 'કે ઝીણાભાઈને આપવાના છો?' 'વખતે આપવું પણ પડે.' કાકાએ મને ટકોર કરી— 'શું તમારાવાળા મરી ગયા છે?' 'તમારે જ ચલાવવાનો' તે ટકોર મને યાદ છે. કાકાનું વર્તન એવું. દુકાળનું વરસ હતું. લોકોમાં ભૂખમરો ચાલે. કાકાએ મને ઝવેરભાઈ સાથે જવાની સૂચના કરી. સોનગઢ તાલુકામાં સવારના પોરમાં ઘાસિયામેઢાથી અમે ઊપડયા. સોળ, સત્તર માઈલ, દશેરાના દિવસ કારખીડ ઘાસ ઊંચું ઊગીને ખૂબ વાંકુ વળી ગયેલું, અમે બે જ જણ, ચાલતા જ જઈએ. ઘાસ અને વાંસનું જંગલ, કોઈ મળે નહિ. વાઘ-બાઘ જો મળી ગયો તો સહેલાઈથી પકડી લેશે એવી ગભરામણ છૂટી. છતાં અમે ચાર વાગ્યે પહોંચી ગયા. આ રીતે કાકાની સૂચનાથી કામ કર્યું. મારા બે મિત્ર! ભાવસીંગભાઈ અને જનાભાઈ! અહીં નથી. એક મિત્ર બોલી ગયા. માધુભાઈ! બે મિત્રોની જરૂર ખરી.

કાકાએ મને જંગલ મંડળી શરૂ કરવાની સૂચના કરી, અમે સડવાવ ગયા. ચર્ચા કરી. રાત્રે નવ વાગ્યે છૂટા પડયા. અને અમે બે વાગે તાપી તરી ગયા. આમ મંડળી કાઢી. મહુવા તાલુકાના એક જણ આવ્યા, તેમને સોનગઢમાં કોઈ ઓળખે નહિ, વ્યારામાં પણ અને બારડોલીમાં પણ કોઈ ન ઓળખે! કરચેલિયા ગયા, નવસારી ગયા અને ત્યાં અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ચાર ચાર કોપી કઢાવી અને તે લઈને મહુવા અને સોનગઢની જંગલ મંડળી સ્થાપી. આ રીતે કહેવાનું એટલું જ કે, કાકાનો વડલો એ રીતે વધ્યો. પણ જંગલ

મંડળી કાઢવાનો કાકાનો ઉદ્દેશ બિલકુલ માર્યો ગયો. આમ કહું તો ચાલો કેમ કે, કાકા કહેતા કે, મંડળીમાં દારૂ પીનારો ન જોઈએ. પણ હમણાં તો દેવ પૂજવા જાય છે કે હેલે મોગરે પૂજવા જાય છે ત્યારે પી લે છે. આ રીતે કાકાનો મંડળીનો ઉદ્દેશ મરી ગયો.

એક વખત હું કાકાને વાઝરડા લઈ ગયો. મને એમ કે કાકાને સરસ જમાડું, કાકાને માટે ભાખરી બનાવી. પણ કાકા શેના ખાય? એટલે છેવટે મારે જુવારના રોટલા કરવા પડ્યા અને ખવડાવ્યા. કાકાનો એવો ઉપદેશ કે, જે પ્રદેશમાં જે પાકે અને મળે તે જ લોકોને ખવડાવવું, ને તેનો જ ઉપયોગ કરવાનો.

કાકાએ જે વડલો ખીલવ્યો છે એમાં કામ કરનારા ઘણા જણ છે. તેઓ બધા કાકાના શિષ્યો છે. કાકાની સાથે રહીને તેઓએ એ જ કામ ખીલવવાનું છે.

કાકા બિલકુલ અલિપ્ત જેવા રહે છે તે મને દેખાય છે અને એ બધું નગુણ જેવું ગણાય છે. હમણાં આપણે બધા સગુણ સગુણ કરીએ છીએ, પણ પછી શું? આપણે તો ગર્વ લઈશું, પણ આપણા છોકરા 'વેડછી' વિશે શું જાણશે? વેડછી, વેડછી એમ હમણાં થાય છે. પણ પછી શું? એટલે મારી એક માગણી છે: કાકા વિશે કંઈક કરવું જોઈએ. શું કહે છે એને—કાકાની યાદગીરી કરવી જ જોઈએ. કેમ! આપણા બધાનો કાકા જોડે પ્રેમ છે. કાકાનો આપણી સાથે પ્રેમ છે. એટલે કાકાનું નામ રહે તેવું કરવું જોઈએ. એમ હું કહું છું. અને કાકા તે સ્વીકારી લેશે. કાકાનું કામ ખૂબ જ ફેલાયેલું છે. રામચંદ્રજીએ ગંગા પાર કરી ત્યારે ભીલ નહિ ગાંઠેલા. અને રામચંદ્રજીના પગ ધોઈને ગંગાને પેલે પાર ઉતારેલા, તેમ આપણી વાત કાકા સ્વીકારી લેશે. એમ હું માનું છું. આ બાબત આપણે બધાએ વધાવી લેવી જોઈએ. કાકાના નામનું ટ્રસ્ટ કરવું જ જોઈએ. એવી મારી ભાવના છે.

વનાચલ, પંચોળ, વ્યારામાં યોજાયેલ 'સેવાદિન' સંમેલન ૧લી સપ્ટે '૮૩ના પ્રમુખપદેથી આપેલ વક્તવ્ય.

## ૩ ફળી થકી ખીલી શિક્ષણની કળી

(જમુબહેનના બચપણની આ કથા વેડછીના વડલાની એક વડવાઈની વિકાસ કથા છે. સં.)

ગાભણી અને મહાવ ખાડીના સંગમથી બનતી નદી તે મીંઢોળા. ગાભણી નદીને ઉત્તર કાંઠે મઢી અને મહાવ ને દક્ષિણ કાંઠે વસેલું સ્યાદલા ગામ તથા ગાભણીના દક્ષિણે અને મહાવની ઉત્તરે મીંઢોળાના સંગમથી થતા ત્રિકોણમાં વસેલ મઢી ગામની 'ચોધરા' નામની આદિવાસી વસ્તીનું ફળિયું તે 'બેડી ફળિયું,' આખી વસ્તી એક જ જાતિની કહેવાય છે કે જ્યારે પાવાગઢ ઉપર મુસલમાનોએ ચઢાઈ કરી, ત્યારે ત્યાંથી ભાગીને અમારા પૂર્વજો આ તરફ આવીને વસેલા.

બેડી ફળિયામાં એક આદિવાસી ખેતમજૂર, ગરીબ, ચોધરી કુટુંબમાં મારો જન્મ થયો. અમે ૭ બહેનો. ભાઈ નથી. મોટી બહેનો મા-બાપ સાથે મજૂરીએ જાય. સાથે અમને નાની બહેનોને સાચવે તેથી ભણી શક્યાં નહિ કુટુંબનો ધંધો માત્ર ખેતમજૂરી તેથી મારો ઉછેર ખૂબ ગરીબાઈમાં થયો. મને યાદ છે, કે મારા ઘરમાં માત્ર માટીનાં જ વાસણો હતાં. રાંધવા, ખાવા માટે પણ તેનો જ ઉપયોગ થતો. દાળ, કઢી લેવા કે પાણી પીવા ડોબડું (ડોયા આકારની સૂકી દૂધી; તેનો એક છેડો ગોળ હોય અને ડાંડો લાંબો હોય છે. તે સુકાઈ જાય એટલે ગોળ ભાગમાં ચપ્પુ કે દાતરડાથી કોરી ગોળ કાણું પાડી અંદરથી બી વગેરે કાઢી, ધોઈ સાફ કરીને પાણી, દાળ, કઢી વગેરે પ્રવાહી લેવા માટે તેનો ઉપયોગ થાય છે.) હતું તે લોટાનું અને દાળ શાકના ચમચા, બન્નેનું કામ આપે.

પાથરવા માટે ફક્ત ખજૂરીનાં ઝીણા પાદડાની બનાવેલી એકાદ સાદડી કે એકાદ કોથળો હોય. ભોંય પર તે પાથરીને સૂઈ જવાનું. ઓઢવા માટે બાનું પહેરવાનું લૂગડું. નહિ ચાદર, ચારસા, ઓશીકાં, કે રજાઈ, કે નહિ ગાદલાં. ઘરમાં એક કાથી ભરેલો ખાટલો હતો ખજૂરીના પાદડાની સાદડી મારા બા અને દાદી ઘરે જ ગૂંથીને બનાવી લેતા. આ સિવાય કોઈ જ સાધન ઘરમા નહિ.

બાળપણનો અમારો ખોરાક હતો, જુવારના લોટની પાણીમાં ખૂબ પાતળી બનાવેલી કાંજી, જેમા માત્ર મીઠું નાખવામા આવતું. ક્યારેક છાશ મળે તો તે નાંખવામાં આવતી અથવા ચોખાની પાણીમા બનાવેલી ખૂબ પાતળી કાંજી. ક્યારે તેની સાથે વાલ કે તુવેરનું બાફણું, માત્ર મીઠું નાંખેલું અને ડુંગળી હોય. કોઈક દિવસ સાંજે જુવારનો રોટલો હોય પણ તેની સાથે શાકભાજીને બદલે છાશની કઢી. પાતળી દાળ કે, ચોમાસામાં વનવગડે ઊગતી વનસ્પતિઓની ભાજી હોય. દાળ-કઢીમાં રોટલો મસળીને ખાઈ ને સૂઈ જવાનું.

મારું નસીબ કાંઈક જોર કરતું હશે, ને બાલમંદિરમા જવા જેવડી થઈ, એ વખતે જ મુ. અન્નપૂર્ણાબહેન તેમના પિતાશ્રી ચૂનીદાદા સાથે અમારા ફળિયામાં આવ્યા અને એ કચડાયેલા આદિવાસી મજૂરોને પોતાની દીકરીઓને ભણાવવા, તેમનો સારો ઉછેર કરવા અને સંસ્કારી બનાવવા માટે સમજાવવા લાગ્યાં.

તે પહેલાંથી પૂ. ચૂનીદાદાએ બેડી ફળિયામાં ખાદીકામ શરૂ કરેલું. ફળિયામાં ઘણા આદિવાસીઓ કાંતીને આશ્રમમા આંટી આપી આવે અને તેના મહેનતાણાં પેટે પૈસો-બે પૈસા મેળવે.

મુ. બહેને સૌ પ્રથમ બેડી ફળિયામા હાંસજીબાબાના ઓટલા ઉપર બાલવાડીથી પોતાની પ્રવૃત્તિઓનો આરંભ કર્યો.

આશ્રમમાંથી અમે બાલવાડીનાં બાળકો માટે સીંગ લાવે અને વહેંચે તેથી અમે તેમની આસપાસ ફરવા લાગ્યાં. અમને વાર્તા કહે, ગીતો ગવડાવે. રમત રમાડે. સાથે સાથે સવાર સાંજ અમારા મા-બાપને મળે, સુખ દુઃખના સમાચાર પૂછે. માંદે-સાજે તાવ, ગૂમડાની દવા આપે. આમ ધીમે ધીમે અમારાં મા-બાપનો વિશ્વાસ સંપાદન કરતાં ગયાં.

અને પછી અમને બાળાઓને શિક્ષણ માટે ફળિયાને છેવાડે આવેલ આશ્રમ કે જ્યાં પૂ. બહેન, તેમના પિતાશ્રી સાથે રહીને ખાદીની પ્રવૃત્તિ કરતાં હતાં, ત્યાં મોકલવા માટે સમજાવ્યાં. શરૂઆતમા અમારા વડીલો અમને આશ્રમમાં મોકલવા અને ભણાવવા તૈયાર નહોતાં થતાં, પરંતુ બહેનની સમજાવટથી અમે નાની નાની

બાળાઓએ આશ્રમમાં જવાની શરૂઆત કરી. એક દિવસ સાંજે અનુબહેન અમને ઘરેથી બોલાવીને લઈ ગયાં અને કન્યા આશ્રમનો પાયો નંખાયો. તે દિવસે બહેનના આનંદની સીમા કેટલી હશે તે તેઓને જ ખ્યાલ આવે. અમારાં મા-બાપ મજૂરીએ જાય અને અમે આશ્રમમાં શિક્ષણ લેવા જઈએ.

જમવા માટે સવાર સાંજ ઘરે જવાનું. આખો દિવસ આશ્રમમાં રહેવાનું, ભણવાનું, રેંટિયો કાંતવાનું, શ્રમ કરવાનો સાંજે ફરીથી ઘરે જમવા જવાનું. સૂવા માટે આશ્રમમાં જવાનું. પ્રાર્થના થાય દૈનિક સમાચારો વંચાય, રાષ્ટ્રસેવાની, રાષ્ટ્રભાવનાની, ગાંધીજીની, સરદાર વલ્લભભાઈની, જવાહરલાલ નહેરુ, દાદાભાઈ, તિલક મહારાજ અને રવીન્દ્રનાથ ટાગોરની ગ્રામ સેવા, રાષ્ટ્રસેવાની, રેંટિયો અને ખાદીની, સત્ય અને અહિંસાની અમને સમજાય તેવી ભાષામાં વાતો થાય અને રાત્રે અમને સૌને પથારી કરી, સુવાડી દે. સૂતાં સૂતાં પણ રામાયણ, મહાભારત, બુદ્ધ, કૃષ્ણ, રામ અને મહાવીર જેવા મહાત્માઓની વાર્તાઓ કહે. પોતે અમારી વચ્ચે જ સૂઈ જાય.

સવારે પહેલાં પાંચ સાડાપાંચ વાગ્યે ઊઠવાનું. 'જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે?' પ્રભાતિયાં ગાતાં જાય અને અમને ઉઠાડતાં જાય. પથારી ઉપાડી, ચાદર, શેતરંજી ગડી કરી, વ્યવસ્થિત મૂકવાનું શીખવે. સૌને કૂવા ઉપર લઈ જાય; એક જગ્યાએ બેસી દાંતણ કરાવે. દાંત ઘસતાં, ઊલ ઉતારતાં અને ઠંડા પાણીની આંખમાં છાલક મારી, મોઢું ધોતાં શીખવે.

અને માથાના વાળ વ્યવસ્થિત કરીને સૌએ પ્રાર્થનામાં બેસી જવાનું. 'ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા, મહામૃત્યુમાંથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા' 'ઈશનું રાજ્ય છે આખું જે જે આ જગતી વિશે'ના શ્લોકોથી પ્રાર્થના શરૂ થાય. ભજન-ધૂન અને છેલ્લે દરરોજ ગીતાના એક એક શ્લોકનું પઠન કરાવે. આમ સવારે ઊઠી નિત્ય પ્રભુ સ્મરણના સંસ્કારોનું અમ જેવી આદિવાસી બાળાઓમાં સિંચન કરે.

શારીરિક ઘડતર માટે કવાયત પણ ખરી જ કસરતના દાવ, દોડ અને રમતો શીખવાય.

સફાઈ કામની નાની નાની બાળાઓની નાની નાની ટુકડીઓ—ચોગાન સફાઈ, પાણી ટુકડી, સંડાસ સફાઈ, નાસ્તા ટુકડી—વગેરે. અઠવાડીએ વારા બદલાય. સફાઈ કામમાં બહેન અને તેમનાં સાથી કાર્યકર્તાઓ જુદી જુદી ટુકડીઓમાં જાય—અમને સફાઈ કામ, ઝાડુ પકડતાં, સંડાસ સાફ કરતાં, પાણીનાં માટલાં ધોતાં શીખવે, અને સ્વચ્છતાના પાઠ આપે.

જમવાનું પોતાના ઘરે. પરંતુ રોજ સવારે નાસ્તો આશ્રમમાં મળે. નાસ્તામાં બ્રેડ, બિસ્કિટ કે ચા નહિ. પરંતુ ગામડાંમાં ઉપલબ્ધ, અનુકૂળ, સાદો પૌષ્ટિક અને અમે આદિવાસીઓ ખાઈએ તેવી ગળીરાબ (ગોળવાળી લોટની કાંજી) ખાટી રાબ (જુવારના લોટની છાસ નાંખીને બનાવેલી કાંજી), ઘાંચલું (ચોખાની પાણીમાં બનાવેલી મીઠું નાંખેલી કાંજી) ફણગાવેલા, બાફેલા મગ, ચણા, મગફળી-ગોળ, સુખડી વગેરે હોય. (ઘાંચલું અને ખાટી રાબ અમારા આદિવાસીઓનો તે વખતનો મુખ્ય ખોરાક હતો.) સૌએ સાથે સમૂહમાં પ્રભુ પ્રાર્થના બાદ નાસ્તો કરવાનો. આમ ખાવા-પીવામાં પણ પ્રભુ સ્મરણ અને સમૂહ ભાવનાના સંસ્કાર મળે.

આશ્રમની શરૂઆતમાં અમે ખૂબ નાના હતાં ત્યારે માથું ઓળતાં, કપડાં ધોતાં, નાહતાં અમને આવડે નહિ. બહેન કૂવા પર સૌને લઈ જાય, સાબુ ટુવાલ લઈ લે. કૂવામાંથી પાણી ખીંચીને કાઢવાનું. કેટલીક મોટી બાળાઓ પાણી ખીંચી દે. બહેન અમને ચોળીને નવડાવે-નાહતાં શીખવે. મેલ કઢાવે. અઠવાડીએ એક દિવસ સામૂહિક ચાદરો ધોવાનો અને અમારાં માથાં ધોવાનો કાર્યક્રમ હોય. આશ્રમ નદી કિનારે હોવાથી નદીએ લઈ જાય. મોટી બહેનો ચાદરો ધોઈ આપે. અનુબહેન, સાથી કાર્યકર્તા બહેનો માથાં ધોઈ આપે. વાળ ઓળીને જુ કાઢી આપે. અને તેલ નાંખી ચોટલા ગૂંથી આપે. અને શીખવે. શિયાળામાં વહેલી સવારે નદીના હૂંફાળા પાણીમાં નાહવાનું મળે, ટાઢ ઉડી જાય. નદીને કારણે તરતાં પણ શીખી ગયાં. રોજ સવારે બપોરે અનુબહેન ઓટલા ઉપર ચોગાનમાં આસનિયું પાથરી ભણાવવા બેસે. પાટી, પેન અને ચાલણગાડી. અક્ષરજ્ઞાન આપવાની પદ્ધતિ અનોખી, નઈ તાલીમની. પાટીમાં લખાવે, તે અક્ષર ચોગાનમાં રેતી ઉપર ચીતરાવે. નાના કાંકરા ભેગા કરાવી તેને ગોઠવી અક્ષર બનાવડાવે. સાથે રોજની પ્રવૃત્તિઓમાં વપરાતા શબ્દો ઝાડપાન, અનાજ, પશુ, પક્ષીના નામ શીખવે, સારી વાર્તાઓ કહે, તેમાં આવતાં પાત્રોનાં નામો લખાવે વંચાવે, તેના નાટકો કરાવે. આમ પ્રવૃત્તિઓ દ્વારા અપાતા શિક્ષણને કારણે, અમે ઝડપથી તેને ગ્રહણ કરતાં ગયાં—પરિણામે બહુ ટૂંક સમયમાં અક્ષરજ્ઞાન સારું મેળવી લીધું.

આશ્રમમાં તે વખતે પદ્ધતિસરની શાળા ન હતી. અનુબહેન ક્યારેક ઓટલા પર તો ક્યારેક ઝાડ નીચે બેસીને ભણાવે. આશ્રમમાં નાનું પુસ્તકાલય હતું, જેમાં નાની નાની બાળવાર્તાઓની પુસ્તિકાઓ રાખેલી. તેમાંથી પણ ઘણું જાણવા-શીખવાનું મળતું. પહેલી ચોપડીમાં હતાં ત્યારથી જ અનુબહેન અને ચૂનીદાદાએ સમાચાર-પત્રો, નાની બાળવાર્તાઓ વાંચતાં શીખવી દીધું હતું. સાથે કાગળ-પત્રો લખતાં પણ શીખવ્યું. રૂપિયા-આના-પાઈ ઓળખાવે, ગણાવે અને પાટીમાં સરવાળા-બાદબાકી-ગુણાકાર કરાવે.

સાથે સાથે અનુબહેનના પિતાશ્રી ચૂનીદાદા અને માતુશ્રી સૂરજબા પણ અમારામાં શિક્ષણ અને સંસ્કાર સીંચન કરે. સૂરજબા રેંટિયો કાંતવાનું શીખવે, કાંતતાં જાય, કંતાવતાં જાય, હિન્દુ-ધર્મની સારી વાર્તાઓ કહેતાં જાય, ગીતો ગવડાવતાં જાય અને જૂઠું નહિ બોલવું, ચોરી નહિ કરવાના સંસ્કારો રેડતાં જાય.

આશ્રમમાં વસ્ત્રસ્વાવલંબન મુખ્ય ઉદ્દેશ હતો. આ ખાદીઉદ્યોગ બેડી ફળિયામાં અમારી આ પદ્ધતિસરની શાળા શરૂ થઈ તે પહેલાંથી પૂ. ચૂનીદાદાએ શરૂ કરેલો હતો. આશ્રમમાં અમદાવાદ તરફના વણકરો વણાટ કામ કરતા હતા. તેની સાથે અમારા બેડી ફળિયાના પણ કેટલાક જુવાનો વણાટ કામ શીખીને કરતા હતા. ફળિયામાં ઘેર ઘેર રેંટિયા તો હતા જ. પૂ. ચૂનીદાદા અમારા ફળિયામાં ખાદી પ્રવૃત્તિ સાથે સત્યાગ્રહની અને આઝાદીની ચળવળ-ની પ્રવૃત્તિ પણ કરતા. જેને કારણે બેડી ફળિયામાં રેંટિયો કાંતવાનું અને ખાદીનું કામ ચાલુ જ હતું. મારે ઘરે પણ બે-ત્રણ રેંટિયા હતા. મારા બાપુજી અને મોટી બહેનો રોજ સાંજે મજૂરી કરીને

આવે અને રેંટિયો લઈને બેસી જાય. તે વખતે આ કામ ધંધાદારી ન હતું, તેથી પૂણી આશ્રમમાંથી લાવે, કાંતીને આંટી આપી આવે. અમે આશ્રમમાં ભણવા જવાનું શરૂ કર્યું. ત્યાર પછી પોતાના ઉપયોગ માટે પણ ખાદી વણાવતાં અને પહેરતાં થયાં. આમ આઝાદી મળી તે પહેલાંથી જ મારા બેડી ફળિયામાં ખાદી અને સ્વાવલંબી ખાદીનું કામ ચાલુ હતું. અમે આશ્રમમાં ભણતી બાળાઓ પણ પોતાનાં કપડાં માટે જાતે કાંતીને ખાદી વણાવી લેતાં હતાં.

અમારા ગામમાં અઠવાડિક હટવાડો ભરાય. જેમાં આજુબાજુના ગામડાંઓના આદિવાસીઓ અઠવાડિક જીવનજરૂરતની ચીજવસ્તુઓ, મસાલા, શાકભાજી, માટીનાં વાસણ, ઘરેણાં, કપડાં વગેરે ખરીદવા આવે, અમે પણ નાનપણથી જ આ હટવાડામાં મા-બાપ સાથે જઈને એક પૈસાનાં ભજિયાં, મમરા લઈને ખાવા ટેવાયલાં. એટલે આશ્રમ શરૂ થયા પછી પણ ગુરુવારે ઘરે જમવા જઈએ ત્યારે એક આનો માંગીને હટવાડામાંથી ભજિયાં લઈને આશ્રમમાં જઈએ. અનુબહેને આ જોયું અને એક આનામાં આવા બજારૂ, ગંદાં ભજિયાં, ગંદી વસ્તુ અમે ખાઈએ તે એમને ગમ્યું નહિ. તેથી જે દિવસે હાટ ભરાય તે દિવસે એક આનો ઘરેથી માંગીએ તે અનુબહેનને આપી દેવો અને બધાના આવા આના ભેગા કરી, તેમાંથી આશ્રમમાં જ તે દિવસે અમને ભજિયાં અને તલસાંકળી વગેરે બનાવી ખવડાવે તેવું શરૂ કર્યું. એનાથી એક આનામાં અમને બજાર કરતાં સ્વચ્છ, પૌષ્ટિક અને વધારે પ્રમાણમાં ખાદ્ય વસ્તુ મળતી થઈ અને સાથે આવી બજારમાં મળતી વસ્તુઓ જાતે બનાવતાં પણ શીખ્યાં.

પાછળથી એવું પણ ગોઠવ્યું કે, અઠવાડિયે એક દિવસ અમારું આશ્રમમાં સમૂહભોજન રાખવું. તે દિવસે બાળાઓએ ઘરેથી દાળ, ચોખા, જુવારનો લોટ—જે હોય તે એક વાટકી લઈ આવવાનું. બધાની વસ્તુઓ ભેગી થાય. તેમાંથી ઢોકળાં, ઢેબરાં, ભાખરી, દાળઢોકળી જેવી વાનગીઓ બનાવીને સમૂહમાં જમવાનું. તેનાથી અમને સમૂહભાવનાનું અને રસોઈનું શિક્ષણ મળ્યું.

આમ શિક્ષણ સાથે સંસ્કાર, સ્વાસ્થ્યશિક્ષણ, સ્વાવલંબન અને સફાઈ, મનોરંજન અને સમૂહભાવના, સત્ય અને અહિંસાના સંસ્કારો અમને દરેક પ્રવૃત્તિમાંથી મળતા ગયા.

સાથે સાથે વેડછી આશ્રમમાં પૂ. જુગતરામકાકા પૂ. ચીમનભાઈ ભટ્ટ જેવાના લાભ અમને મળે તે દૃષ્ટિએ અનુબહેન ઘણી વાર વેડછી લઈ જતાં. ત્યાં યોજાતા શિબિરોમાં અમને રાખે, ત્યાંની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું અને તેમાંથી પણ ઘણું શિક્ષણ મેળવવાનું મળતું. જેને લીધે બહોળા સમુદાયના પરિચયમાં આવવાનુ થયું. સ્ટીથી વેડછી અને આજુબાજુનાં ગામોમાં, રાષ્ટ્રીયપર્વો હોય કે, અન્ય પ્રસંગો, સંમેલનો, પરિષદો હોય તેવા સમયે, પગપાળા પ્રવાસો કરીને ખાસ કરીને, તીતવા, બાલદા, વાલોડ, માણેકપોર જેવાં ગામોની આદિવાસી પ્રજાનો આશ્રમ પ્રત્યે સહાનુભૂતિ અને સંપર્ક વધે અને બાળાઓને ભણાવવા તરફ તેઓ પ્રેરાય તે દૃષ્ટિએ, સફાઈ કાર્યક્રમો, સભાઓ, સંમેલનો, અને મનોરંજન કાર્યક્રમો યોજતા. જેનાથી ગ્રામજનોને આશ્રમનો પરિચય થતો અને બાળાઓમાં ગ્રામસેવાની ભાવના વધતી.

આશ્રમમાં જ્યારે વધુ સંખ્યામાં મહેમાનો આવે ત્યારે તેમનું જમવાનું અમારા બેડી ફળિયાનાં આદિવાસી કુટુંબોમાં ગોઠવાય. અમે ગામની બાળાઓ એક, બે કે ત્રણ મહેમાનોને અમારા ઘરે જમવા લઈ જઈએ. ઘરમાં જે હોય તે જમાડીએ. અમારાં મા બાપને આવા ઉજળિયાત મોંઘેરા મહેમાનોને જમાડવામાં ખૂબ આનંદ આવતો. બેડી ફળિયામાં મોટા ભાગની વસ્તી મજૂર કુટુંબોની હતી. પરંતુ મહેમાનનું સ્વાગત કરવાનું મળે તો આનંદ થતો. આદિવાસી કુટુંબ સાથે પરિચય થતો. અમે અમારા મહેમાનોને ઘરે જમાડીને આશ્રમમાં લઈ જતાં. જેથી અમે પણ તેમના પરિચયમાં આવતાં.

ક્યારેક ગામલોકોનું સમૂહભોજન આશ્રમમાં રાખવામાં આવે. ગામલોકો ઘરેથી રોટલા લઈ આવે. શાક આશ્રમમાં બને અને સૌ ભેગાં થઈને જમે. ઘણીવાર સાંજની પ્રાર્થના બેડી ફળિયામાં, સ્યાદલા ગામ કે મઢી ગામમાં રાખવામાં આવતી. તે દિવસે પ્રાર્થના સાથે મનોરંજન કાર્યક્રમ પણ હોય. રાસ ગરબા અને નાટકો સ્યાદલા અને મઢી ગામની ઉજળિયાત વસ્તીને પણ આ આશ્રમ તરફ આકર્ષવાની હતી. જેથી આદિવાસી પછાત અને ઉજળિયાતના વર્ગભેદ દૂર થાય.

કૃષ્ણ જયંતી, ગાંધી જયંતી, આઝાદી દિન જેવા વાર-તહેવારોએ ગામમાં સરઘસ, ગ્રામ સફાઈ, ધ્વજવંદન, કૂવાઓની સફાઈ, ઘરોની સફાઈ, વગેરેના કાર્યક્રમ મારફત એક યા બીજા પ્રસંગોએ બેડી ફળિયાનાં કુટુંબો સાથે સતત સંપર્કમાં રહીને લોકશિક્ષણ અને સંસ્કારની પ્રવૃત્તિઓ ચાલુ રાખી. જેનાથી અમારું શૈક્ષણિક અને સામાજિક સેવાના સંસ્કારોનું બેવડું ઘડતર થયું. અમારા પરિવારો સાથેના આશ્રમના સતત સંપર્કને કારણે તેમને પણ સંસ્કાર મળ્યા. એ વખતે ફળિયાનાં આદિવાસી કુટુંબોને, જીવન જરૂરી ચીજવસ્તુઓ, તેલ, મીઠું વગેરે સૂતરની આંટી ઉપર આપવા માટેની પણ એક દુકાન જેવું શરૂ કરેલ. નાણાકીય ચલણને બદલે સૂતરની આંટી આપીને તેલ, કોપરેલ જેવી વસ્તુઓ લઈ જાય. આ દુકાન કેટલો સમય ચાલી તે યાદ નથી. પરંતુ પાછળથી તે બંધ કરેલ.

આમ એક દોઢ વર્ષ થયું હશે, તેવામાં બુહારીમાં જે કન્યા છાત્રાલય, જિલ્લાશિક્ષણ બોર્ડનું હતું તે કન્યા આશ્રમમાં લાવ્યાં. અને શિક્ષણ બોર્ડની ધો. ૫ થી ૭ની બુનિયાદી કન્યાશાળા અને છાત્રાલયની શરૂઆત થઈ.
જોકે આશ્રમમાં ધો. ૧થી ૪ની શાળા નહોતી. વળી અનુબહેનની શાળા એ અપદ્ધતિસરની 'ઓટલાશાળા' હતી. તેથી અમે જે બાળાઓ તેમની આ ઓટલાશાળામાં હતાં, તેઓને પાસેના સ્યાદલા ગામની પ્રાથમિક શાળામાં મૂકવામાં આવ્યાં. મને ધો. ૩ની સીધી પરીક્ષા અપાવી ધો. ૪માં દાખલ કરાવી. આમ અમે શિક્ષણ બોર્ડની પદ્ધતિસરની શાળામાં શિક્ષણ લેવા માંડ્યું.

ધોરણ પાંચમામાં ફરીથી કન્યા આશ્રમમાં દાખલ થઈ ગઈ. ધો. ૭ સુધી કન્યા આશ્રમમાં સ્વ. વસંતબહેન પાસે રહી શિક્ષણ મેળવ્યું. સ્વ. વસંતબહેન શિક્ષિકા જ માત્ર ન હતાં. પરંતુ તેમના તરફથી શિક્ષણ અને માતૃપ્રેમ બન્ને મળ્યાં.

કન્યા આશ્રમના અભ્યાસ દરમિયાન અનુબહેન અને સ્વ. વસંતબહેન વારંવાર ગામડાંની આદિવાસી બહેનોના સંસ્કાર શિબિરો આશ્રમ-

માં રાખતાં જેમાં આસપાસનાં ગામડાંની આદિવાસી બહેનોને બોલાવતાં. ૮ દિવસ આશ્રમમાં રાખતાં અને ગૃહસફાઈ, ગૃહગોઠવણી, સ્વચ્છતા, બાળઉછેર, આરોગ્ય, સ્વચ્છ ખોરાક, સ્વચ્છ પાણી, વ્યસનમુક્તિ વગેરેની તાલીમ આપતાં. સાથે ગરબા, રાસ, ભજનો, ધૂન પણ શીખવાય. આ તમામ તાલીમ પ્રત્યક્ષ પ્રયોગો, નાટકો અને સંવાદો ભજવીને અપાય. અમે પણ વેકેશન હોય ત્યારે ફળિયાનાં ભાઈ-બહેનો ભેગાં થઈ ગ્રામ સફાઈ, કૂવાં સફાઈ, દિવાળી ટાણે ગામના લોકોનું સમૂહભોજન, શેરીઓની સામૂહિક સફાઈ, મનોરંજન કાર્યક્રમો અમારા વડીલોને ભેગા કરીને કરતાં. તેનાથી ફળિયામાં એક સુંદર વાતાવરણ જામતું.

કન્યા આશ્રમમાં પ્રાથમિક શાળાનાં શિક્ષણ દરમિયાન વસ્ત્રસ્વાવલંબન ઉપર ભાર મૂકાતો, તેથી કપાસ લોઢવાથી માંડીને રૂ પીંજવું, પૂણી બનાવીને કાંતવું અને વણવા સુધીની પ્રક્રિયાઓ અમે જાતે કરતાં. ધો. ૭માં, ઉદ્યોગ વણાટ કામનો હતો. તેથી વણાટ પણ આવડી ગયું હતું. રેંટિયા બારસ આવે એટલે જેટલામી જયંતી, તેટલી આંટીનો સંકલ્પ કરીએ, અને તે પૂરી કાંતી કાઢીએ, રેંટિયા બારસનું આખું સપ્તાહ આજુબાજુની શાળાઓ સ્યાદલા, મઢી, માણેકપોર, બાજીપુરા, કન્યા આશ્રમ વગેરેના વિદ્યાર્થીઓ ભેગા મળી દરરોજ જુદાં જુદાં ગામોમાં કાર્યક્રમો રાખે. બાજીપુરા કાંતણ હરીફાઈ હોય તો, માણેકપોરમાં વક્તૃત્વ-સ્પર્ધા હોય તો, કન્યા આશ્રમમાં સંમેલન હોય, મઢીમાં ગ્રામ સફાઈ હોય, આમ દર વર્ષે સૌ ભેગા થઈ, ગામડાંઓમાં કાર્યક્રમો દ્વારા ગાંધી વિચારનો પ્રચાર કરે.

વળી તે વખતે વેડછી કે કન્યા આશ્રમ મઢીમાં ઘણીવાર, વિદ્યાર્થી સંમેલનો, શિબિરો વગેરે થતાં, જેમાં વિનોબા ભાવે, જુગતરામકાકા, કાકાસાહેબ કાલેલકર જેવા આગેવાનો, લોકસેવકોના સાન્નિધ્યમાં રહેવાનું મળતું. આવા શિબિરોમાં ઘણા વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ ભેગા થતાં, તે સૌનો લાભ મળતો રહ્યો.

હું ધો. ૭માં હતી, તે જ વર્ષે અનુબહેને, ઉત્તર બુનિયાદી વિદ્યાલય બાળાઓ માટેનું શરૂ કર્યું. હાલમાં વાત્સલ્યધામ છે, ત્યાં જમીન રાખી, મકાનો તે વખતે ન હતા. તેથી ઉત્તર બુનિયાદીનાં જે ૮ જેટલાં બહેનો હતાં, તે કન્યા આશ્રમમાં જ રહેતાં. ત્યાં જ વિદ્યાલય ચાલતું.

૧૯૫૩માં મેં ધો. ૭ની પરીક્ષા પાસ કરી. મારી ઇચ્છા હાઈસ્કૂલમાં જવાની હતી. પરંતુ અનુબહેને મને હાઈસ્કૂલમાં જવા નહિ દેતાં, તેમણે શરૂ કરેલા ઉત્તર બુનિયાદી વિદ્યાલયમાં જ ફરજિયાતપણે રાખી. કારણ એમણે તો પૂર્વ પ્રાથમિકથી માંડી, ઉચ્ચ શિક્ષણ સુધી બુનિયાદી શિક્ષણનો નવો ચીલો પાડવો હતો. અમને ખાસ ભણાવતાં નહિ. ઉત્તર બુનિયાદી વિદ્યાલય વ્યવસ્થિત ગોઠવાયું ન હતુ. વાત્સલ્યધામની જમીન કન્યા આશ્રમથી ૪ કિ. મિ. જેટલી દૂર. રોજ સવારે વહેલાં ખેતરે ચાલતાં જવાનું. આખો દિવસ ખેતરોમાંથી દાભડો કાઢવાનો, ડાંગર, રોપવી, કાપવી, જેવાં કામો કરવાનાં, બપોરનું ભાતું, નદીતટે સાદડાના ઝાડ નીચે બેસીને ખાવાનું અને નદીનું પાણી પીવાનું, સાંજે આશ્રમમાં આવીને રસોઈ બનાવીને જમવાનું. વળી તે વખતે આશ્રમમાં લોટ બાળાઓએ જાતે દળી લેવાનો નિયમ હતો. તેથી ઘણીવાર અમારા ભાગનું દળવાનું હોય તે રાત્રે આવીને દળવું પડતું. આમ આખું વર્ષ લગભગ ખેતી કામમાં જ ગયું. જેને કારણે સખત મહેનત કરવાની ટેવ પડી. દરમિયાન એક પ્રસંગે શ્રી આશાદેવી અને સેવાગ્રામનાં વિદ્યાર્થીઓની ટુકડી આશ્રમમાં પ્રવાસે આવી. તેમની સાથે પરિચય થયો. સેવાગ્રામની વાતો જાણી અને મેં બીજા વર્ષે સેવાગ્રામ જવાની હઠ લીધી. પૂ. આશાદેવી અને આર્યનાયકમજી પાસે પહોંચી ગઈ.

આમ ગરીબ, મજૂર માતા પિતાને ઘરે જન્મ, ગરીબાઈમાં ઉછેર અને ભણતર માટે જરૂરી પુસ્તકો, કપડાં વગેરે માટે પણ નાની વયે મજૂરી કરીને કાંતીને બનાવવાં પડતાં. પરંતુ શિક્ષણ સાથે જાત મહેનત, શ્રમ અને સેવાના સંસ્કારો, સાદાઈ અને સત્યનિષ્ઠાના ગુણો, ગુણીજનો પાસેથી અને વાંચનમાંથી મેળવ્યા. ગિજુભાઈ, નાનાભાઈ ભટ્ટ, કાકાસાહેબ કાલેલકર, જવાહરલાલ નહેરૂ અને ગાંધીજીનાં પુસ્તકો વાંચવા મળ્યાં. સ્વ. પૂ. સૂરજબા પાસેથી બાલ્યકાળમાં, ધ્રુવ, પ્રહ્લાદ, ચેલૈયો, હરિશ્ચંદ્રની વાર્તાઓ સાંભળી. સ્વ. પૂ. વસંતબહેન, અનુબહેન પાસેનો ઉછેર, પૂ. જુગતરામકાકા, પૂ. બબલભાઈ મહેતા, સ્વ. નારાયણભાઈ દેસાઈ, મોહનભાઈ પરીખ જેવાના સાન્નિધ્ય અને અભ્યાસ સાથે પ્રવાસો, સેવાકામો. શિબિરોના કારણે ગરીબ પ્રજા વચ્ચે કામ કરવાના સંસ્કાર પ્રાથમિક શિક્ષણના આ ૭ વર્ષ દરમિયાન, વેડછી અને કન્યા આશ્રમમાંથી સતત મળતા જ રહ્યા. જેનાથી અમારા જેવી આદિવાસી બાળાઓનાં જીવનઘડતરનો પાયો નંખાયો.

### ૪ ગ્રામસેવા સમાજ, વ્યારા

સુરત ભણવા ગયો. દક્ષિણ આફ્રિકા જવા માટે સાર્વજનિક હાઈસ્કૂલ નાનપરા જેવી પ્રખ્યાત હાઈસ્કૂલમાં દાખલ થયો. એની કે. એન. હોસ્ટેલનો છાત્ર બન્યો. આ નાનકડી હોસ્ટેલમાં એક નાનકડું પુસ્તકાલય. પુસ્તકાલયનાં બધાં પુસ્તકો વાંચી ગયો. ગાંધી શિક્ષણના ૧૪ ભાગે જીવન પર ભારે અસર કરી...વ્રતો લીધાં. હોસ્ટેલ છોડી અનાવિલ આશ્રમમાં આવ્યો...જીવન પલટાએ દક્ષિણ આફ્રિકાનો છેદ ઉડાવી દીધો.

'૩૮માં હરિપુરા કોંગ્રેસ થઈ. એમાં સફાઈ વિભાગમાં સ્વયંસેવક તરીકે જોડાયો. સ્વ. જુગતરામભાઈ એના વડા. ત્યારથી સ્વ. જુગતરામભાઈનું આકર્ષણ જન્મ્યું.

એસ. એસ. સી. પાસ કરી વ્યારા આવ્યો. વિદ્યોત્તેજક પુસ્તકાલય, ગ્રામસફાઈ, ગાંધીજયંતીની ઉજવણી પ્રવૃત્તિ વ્યારા નગરમાં કરવા લાગ્યા. ડોક્ટરના દવાખાનામાં નાનકડો ખાદીભંડાર. તેમાંથી મહાદેવભાઈ ખાદીભંડાર બન્યો. એ ખાદીભંડાર વ્યારાની રચનાત્મક અને રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્ર બની રહ્યો.

વ્યારા તાલુકો વેડછીને અડીને આવેલો. વેડછીની રચનાત્મક પ્રવૃત્તિ વ્યારા તાલુકાના ખૂણેખૂણે ફેલાઈ હતી. આદિવાસી કાર્યકરો વેડછી સાથે સંકળાઈને સ્વરાજની લડત પણ લડતા હતા. ખેડકૂવાદુર, ખુંટાડિયા, પંચોળ, ડોલવણ, ચૂનાવાડી, બેડા, ટેળકૂઈ એનાં મહત્ત્વનાં કેન્દ્રો હતાં.

જમીનદારો શાહુકારોના અસહ્ય શોષણ સામે શ્રી કોટલા ગઢિતાએ જબરદસ્ત આંદોલન ઉપાડ્યું. વડોદરા સુધી પગપાળા કૂચ ગઈ.

તપાસ પંચ નિમાયું, ૧૯૭૪માં પાંચ પટનો રોકર ગણોતનો ક્રાંતિકારી કાયદો થયો.

'૪૨ની લડત આવી. યુવકસેવા સમાજના કાર્યકરો અટકમાં લેવાયા. સંસ્થાએ ઐતિહાસિક ઠરાવ કરી સંસ્થા મોકૂફ રાખી દીધી.

સ્વરાજ આવી ગયું. વેડછી પ્રવૃત્તિથી ધમધમવા લાગ્યું.

વ્યારા તાલુકાનું જાહેરજીવન એટલે એક બાજુ આદિવાસીઓ, ગરીબ તેમજ પદદલિત વર્ગોને ભારતના નાગરિકની હેસિયતથી ન્યાય મળી રહે તથા તેમના વાજબી હકો પ્રસ્થાપિત કરવા માટેનો એકધારો સંઘર્ષ, તો બીજી બાજુ આ પ્રજાનાં બાળકો, નવી પેઢીને સર્વાંગીણ વિકાસ માટેની તકો ઉપલબ્ધ થાય તે માટેની અવિરત નવનિર્માણની યાત્રા.

એક બાજુ સંઘર્ષનો ઉગ્રરસ તથા બીજી બાજુ નિર્માણનો સૌમ્ય-રસ, સમાન્તર અને સમરસ બનીને વહ્યો છે. 'ગ્રામસેવા સમાજ' આ પ્રવાહનો છડીદાર બની શક્યો એનો દિલને સંતોષ છે.

૧૯૩૮થી શરૂ થયેલી નવનિર્માણ યાત્રા હજી અધૂરી છે.

સ્વરાજ આવ્યું. પ્રવૃત્તિઓ વિકાસ પામવા લાગી.

૧૦૦ ટકા જંગલનું કામ જંગલ મંડળીઓ કરતી થઈ. મંડળીઓએ આદિવાસી જીવનમાં ફેરફાર કરાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. આર્થિક રીતે સહાયરૂપ તો બની જ પરંતુ રચનાત્મક પ્રવૃત્તિનાં ઠેર ઠેર સ્થપાયેલાં કેન્દ્રો જંગલ મંડળીની અણમોલ દેણ છે.

ખાદી ગ્રામોદ્યોગ માટે સહકારી મંડળ બનાવ્યું. સેવા સમાજ ખાદી વડે ગ્રામોદ્યોગ સહકારી મંડળ ૧૯૫૧થી ધીમે ધીમે પ્રગતિ કરતુ ઊભું છે.

ગણોતધારો, ઋણરાહત ધારો વગેરે જમીન સુધારણાના કાયદાને પરિણામે શાહુકારો, જમીનદારો સાથેના આદિવાસીઓના સંબંધ તૂટ્યા. ધિરાણ બચત મંડળીઓ ઊભી કરી. તેમાંથી ખેડૂત સહકારી જિન પણ થયું. સમગ્ર ગુજરાતમાં આદિવાસી વિસ્તારમાં વ્યારા તાલુકામાં સહકારી પ્રવૃત્તિ પ્રમાણમાં ઠીક ઠીક પાંગરી છે.

વેડછીની નજીક અને પૂ. જુગતરામભાઈની અસર હોય તો નઈ તાલીમનાં કેન્દ્રો ઊભાં છે. એ માત્ર નઈ તાલીમનાં કેન્દ્ર નથી, એ સેવાનાં કેન્દ્ર બની રહ્યાં છે.

આ બધી પ્રવૃત્તિની સારી નિપજ એ રહી કે આદિવાસી યુવાનો યુવતીઓ આગેવાનો વિવિધ ક્ષેત્ર સૂત્રધારો બની જવાબદારી સંભાળી રહ્યાં છે. રાજ્યની ધુરા વહેવાની શક્તિ પણ કેળવી છે.

પ્રવૃત્તિના વિકાસમાં એક દિવસ એવું માલૂમ પડયું કે પ્રવૃત્તિ ઘણી થઈ પરંતુ ગરીબાઈની રેખા નીચે જીવતાં કુટુંબો વધી રહ્યાં છે. ગ્રામસેવા સમાજે તેની ચિંતા કરી. અંત્યોદય યોજના કેન્દ્રો પોતાની મેળે શરૂ કર્યાં. સરકારની યોજના સાથે જોડી આ કુટુંબોને ઉપર ઉઠાવવાનું કામ શરૂ થયું છે. પછી વૃક્ષ ઉછેર હોય, કારપેટ કેન્દ્ર હોય, ભેંસની દૂધ મંડળી હોય.

૧૯૩૮થી સંસ્થા રૂપાંતર પામતી રહી. છેવટ ૧૯૫૭માં ગ્રામ સેવા સમાજ આજનું સ્વરૂપ પામી અને સૌના સાથ સહકારથી એ કામ કરી રહી છે.

દેશમાં અને ગુજરાતમાં અનેક પ્રવાહો આવ્યા. ગયા. પરંતુ વ્યારામાં પૂ. ગાંધીજીનું રચનાત્મક કામ કરવાની પગલ કાર્યકરોમાં રહી છે. પ્રમાણિક જીવન જીવવાની ધગશ એનામાં છે. યથાશક્તિ, યથાભક્તિ, પૂ. જુગતરામભાઈની તપશ્ચર્યાને ઉજ્જવળ બનાવવાની એ મહેનત કરે છે.

ગ્રામ સેવા સમાજ વેડછીના વડલાની એક વડવાઈ તરીકે રહેવામાં કામ કરવામાં ગૌરવ અનુભવે છે.

ભાણુભાઈ દરજી

## ૫ હળપતિ સેવા સંઘ

### (૧૯૬૧ થી ૧૯૮૧ સુધી)

હળપતિ સંઘની સ્થાપના તા. ૩૦-૯-૬૧ ને રોજ મુંબઈ પબ્લિક એક્ટ પ્રમાણે રજિસ્ટ્રેશન નં. સુરત ઈ ૧૧૨૦ થી થઈ હતી. આ સંઘની સ્થાપનાને આજે ૨૦ વર્ષ થવા જાય છે. સંઘનું કાર્યક્ષેત્ર સમગ્ર ગુજરાત છે.

હળપતિ સેવા સંઘ સ્થાપવાનો મુખ્ય હેતુ દક્ષિણ ગુજરાતના હળપતિ, ખેતમજૂરો તેમજ આદિવાસી સમાજનો ગાંધીચીંધ્યા માર્ગે સર્વાંગી વિકાસ કરવાનો છે. તેમજ તેમની સામાજિક, આર્થિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક સ્થિતિનો વિકાસ કરવાનો છે. આ હેતુ પાર પાડવા માટે અનેકવિધ રચનાત્મક કામો ઉપાડવાનો છે. સંઘની સ્થાપના પછી પૂ. શ્રી જુગતરામ દવેના પ્રમુખપણા હેઠળ ખૂબ જ ટૂંકા ગાળામાં અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા એકધારો વિકાસ કર્યો છે. તેમજ હળપતિ ખેતમજૂરો અને આદિવાસીઓના અનેક પ્રશ્નો ઉકેલવાનું કામ કર્યું છે. આટલા ટૂંકા ગાળાનાં કામોમાં સંઘે અનેક મુશ્કેલીઓનો અને અવરોધોનો સામનો કરવો પડયો છે. આમ છતાં સંઘની વિકાસકૂચ એકધારી ચાલુ રહી છે.

#### ૧ શૈક્ષણિક પ્રવૃત્તિ

સંઘ દ્વારા ૧૩ આશ્રમશાળાઓ અને ૧૨ ઉત્તર બુનિયાદીઓમાં ૨,૩૮૩ અને ૩૦ કુમાર કન્યા છાત્રાલયો ચાલે છે જેમાં ૧,૫૧૦ મળી કુલ ૩,૮૯૩ આદિવાસીનાં બાળકો ૧ થી ૧૨ ધોરણ સુધીનો અભ્યાસ કરે છે.

સંઘ દ્વારા ચાલતી ૪૦ બાલવાડીઓમાં કુલ ૨,૦૦૦ જેટલાં હળ-પતિઓનાં બાળકો લાભ લે છે.

સંસ્થા દ્વારા ત્રણ જિલ્લામાં ૩૦૦ જેટલા પ્રૌઢ શિક્ષણના વર્ગો ચાલે છે. જેમાં ૯ હજાર જેટલાં પ્રૌઢો લાભ લે છે. ૩૦૦ કેન્દ્ર સંચાલકો, ૧૫ નિરીક્ષકો અને બે પ્રોજેક્ટ ઓફિસરો કામ કરે છે. આ ઉપરાંત જુદાજુદા ઉદ્યોગોમાં લગભગ ૨,૦૦૦ ઉપરાંત હળપતિ જુવાનિયાઓને તાલીમ આપી કામે લગાડ્યા છે.

#### ૨ રહેઠાણ

હળપતિઓ માટે રહેઠાણનો પ્રશ્ન ખૂબ મહત્ત્વનો પ્રશ્ન છે. સંઘે આ પ્રશ્ન હાથમાં લીધો અને એમને રહેઠાણ માટે જમીન આપવા સરકાર સમક્ષ ભારે રજૂઆતો કરી. પરિણામે સરકારે રહેઠાણ માટે જમીન આપવાનું સ્વીકાર્યું અને સંઘ દ્વારા આજ સુધીમાં સુરત, વલસાડ અને ભરૂચ જિલ્લામાં ૩૫ હજાર કુટુંબોને જમીન આપવામાં આવી છે.

મકાનો બાંધવાનો પ્રશ્ન પણ એટલો જ મહત્ત્વનો હતો. આ અંગે પણ સંઘે રાજ્ય અને કેન્દ્ર સરકાર સમક્ષ રજૂઆત કરી આ અંગેની યોજના મંજૂર કરાવી. જુદીજુદી યોજનાઓમાંથી તેમ જ ૧૯૬૮–૭૦માં આવેલી રેલને પરિણામે અત્યાર સુધીમાં લગભગ ૩૦ હજાર હળપતિનાં ઝૂંપડાં તૈયાર કરવામાં આવ્યાં છે. જેમાં લગભગ ૧૫,૦૦૦ કરતાં વધારે ઝૂંપડાં સંઘે સીધા ત્રણ જિલ્લામાં બાંધ્યાં છે.

જમીન આપવાનું અને ઘરો બાંધવાનું કામ હજુ પણ ચાલે જ છે.

### ૩ આર્થિક કાર્યક્રમો

હળપતિ સેવા સંઘ બારડોલી દ્વારા હળપતિ, આદિવાસીઓને આર્થિક રીતે બેઠા કરવાનું સંઘ દ્વારા મોટા પાયા ઉપર ચાલે છે. ખાદી ગ્રામોદ્યોગ, ડેરી, મરઘાં ઉછેર કેન્દ્રો, મજૂર મંડળીઓ, ઉદ્યોગ તાલીમ વગેરે દ્વારા આ કામ કરવામાં આવે છે. ખાદી ગ્રામોદ્યોગ દ્વારા ચાલતા કામની ટૂંકી વિગત અલગ પરિશિષ્ટમાં આપી છે.

સંઘ દ્વારા સાત મજૂર મંડળીઓનું, ૩૦ જેટલી ખેતમજૂર મંડળીઓનું, પાંચ પોલ્ટ્રી સહકારી મંડળીઓનું અને પાંચ જેટલી દૂધ મંડળીઓનુ તથા બે ઔદ્યોગિક સહકારી મંડળીઓનું સંચાલન કરવામાં આવે છે,

દૂધ મંડળી દ્વારા લગભગ ૧,૫૦૦ હળપતિઓને ભેંસ આપવામાં આવી છે. તેમ જ પોલ્ટ્રી મંડળી દ્વારા લગભગ ૧,૦૦૦ હળપતિઓને પૂરક રોજી આપવાનું કામ શરૂ કરવામાં આવેલ છે.

આ ઉપરાંત જુદાજુદા ઉદ્યોગધંધાઓમાં બેંક પાસેથી લોન આપી એમને રોજી આપવામાં આવે છે. આવી રીતે લગભગ ૭૦૦ માણસોને જુદાંજુદાં સાધનોની લોન તથા સહાય આપવામાં આવી છે.

### ૪ સર્વોદય યોજના

સંઘ દ્વારા સુરત, ભરૂચ જિલ્લામાં પાંચ સર્વોદય યોજનાનું સંચાલન કરવામાં આવે છે. અને આ યોજનાઓ દ્વારા શિક્ષણ, રોજગારી, સફાઈ, દારૂબંધી, ઉદ્યોગ તાલીમ વગેરે અનેક કાર્યક્રમો દ્વારા ૨૦૦ જેટલાં ગામોમાં આ પ્રવૃત્તિ ચલાવવામાં આવે છે.

### ૫ ગણોતિયાઓને જમીન આપવાનો કાર્યક્રમ

સંસ્થા દ્વારા જમીન ટોચ મર્યાદામાં ફાજલ પડેલી જમીનો અને ગણોતધારા હેઠળ નીકળતી જમીનો આપવાનું કામ પણ હાથ ધરવામાં આવ્યું હતું. આ કાયદાઓનો લાભ ગણોતિયાને મળે તે માટે સંઘે સઘન પ્રવૃત્તિ હાથ ધરી હતી. અને સુરત, વલસાડ, ભરૂચ જિલ્લાઓમાં આવા ૫૦૦ ઉપરાંત ખેતમજૂરોને જમીન આપવામાં આવી છે. હજી આવા ૧૫૦ ઉપરાંત કેસોમાં તેઓને મદદ કરવાનું કામ ચાલુ છે.

### ૬ ક્રાફ્ટ અને ન્યુટ્રિશન સેન્ટર, સરભોણ

સમગ્ર ભારતમાં પ્રથમ જ વાર સંઘની પ્રવૃત્તિથી પ્રભાવિત થઈને યુનાઈટેડ નેશન ચિલ્ડ્રન ફંડ 'યુનિસેફ' અને ખાદી કમિશનના સહયોગથી બારડોલી તાલુકાના સરભોણ ગામે ૩૦ ગામોને આવરી લેતી રૂરલ ક્રાફ્ટ અને ન્યુટ્રિશન સેન્ટરની યોજના મંજૂર કરવામાં આવી છે. જેમાં આ વિસ્તારનાં ૫૦૦ જેટલાં ભાઈ-બહેનોને કાયમી રોજગારી મળશે. તેમ જ દર વર્ષે એટલા જ માણસોને જુદાજુદા ઉદ્યોગોની તાલીમ અપાશે. યોજનામાં યુનિસેફ ઉદ્યોગોમાં સાધનો અને મશીનરી આપશે. ખાદી કમિશન વર્કિંગ ફંડ આપશે અને હળપતિ સેવા સંઘે મકાનો, જમીન, રસ્તા, વીજળી વગેરે માટે રૂ. ૨૦,૦૦,૦૦૦ (વીસ લાખ)નો ખર્ચ કરવો પડશે. યોજનાનો કુલ ખર્ચ લગભગ રૂ. ૭૫,૦૦,૦૦૦ (પંચોતેર લાખ) થશે. યોજનાની સંપૂર્ણ વિગતો સાથેના પરિશિષ્ટમાં આપી છે.

### ૭ લઘુતમ વેતનદરો

ખેતમજૂરોના લઘુતમ વેતનદરો નક્કી થવા જોઈએ એ વાત પ્રથમ સંઘે કરી અને તે માટે અનેકવાર રજૂઆતો કરી અને આ વાત સરકારે સ્વીકારી રાજ્યમાં લઘુતમ દરો કરવામાં આવ્યા. ખેતમજૂરોના સર્વાંગી વિકાસનો કાયદો થવો જોઈએ. તેમ જ ખેતમજૂરોના વિકાસ માટે રાજ્યમાં સ્વાયત્ત બોર્ડ હોવું જોઈએ, તેમ આ સંસ્થા માને છે. તે અંગેની રજૂઆત પણ સંસ્થાએ સરકાર સમક્ષ કરી છે. સંસ્થા વર્ગમેળથી ખેડૂતોના અને ખેતમજૂરોના પ્રશ્નો હલ કરવામાં માને છે.

### ૮ દવા માટે આર્થિક સહાય

સંઘ દર વર્ષે લગભગ ૫૦૦ જેટલાં ભાઈબહેનોને દવા માટે આર્થિક સહાય કરે છે અને આ મદદ દ્વારા ઘણા લોકોના પ્રાણ પણ બચ્યા છે.

### ૯ સામાજિક સુધારાઓ માટે આગ્રહ

હળપતિ આદિવાસી સમાજ દારૂની બદીમાંથી મુક્ત થાય, વ્યસનમુક્ત થાય, ભૂત ભૂવા જેવી અંધશ્રદ્ધાઓમાંથી મુક્ત થાય તેમ જ કુરિવાજોનો ત્યાગ કરે તે માટે અવિરત પ્રયત્નો કરતો આવ્યો છે. આ માટે સંમેલનો, શિબિરો, સભાઓ, જ્યોત, રથયાત્રાઓ વગેરે કાઢીને તેનો પ્રચાર કરે છે.

### ૧૦ માનવસેવાનાં કાર્યો

ગુજરાતમાં જ્યારે જ્યારે કુદરતી આફત આવી છે ત્યારે તે દુકાળ હોય, રેલ હોય, આગ હોય કે કોમી રમખાણો હોય કે બીજા તોફાનો હોય, સંઘ આવાં કામોમાં તરત દોડી જાય છે અને તેનાથી જે રાહતનાં કામ થઈ શકે તે કરે છે. સંસ્થાએ ૧૯૬૮ અને ૭૦માં નર્મદા અને તાપીમાં આવેલી રેલમાં અભૂતપૂર્વ કામ કરેલ છે. બનાસકાંઠાના દુકાળમા પણ ભારે જવાબદારીભર્યું કામ પાર પાડ્યું હતું તેમ જ આગ અકસ્માતમાં પણ સંસ્થાથી બનતી મદદ કરી છે.

નેત્રદંત યજ્ઞનું કામ સંસ્થાએ હાથ ધરેલ છે અને લાયન્સ ક્લબો તથા બીજી સેવાભાવી સંસ્થાઓના સહકારથી દર વર્ષે આવા નેત્રદંત યજ્ઞો યોજવાનું આયોજન કરવામાં આવેલ છે.

આ ઉપરાંત બીજી અનેક પ્રવૃત્તિઓ અને કાર્યક્રમો દ્વારા સંસ્થા અનેકવિધ પ્રવૃત્તિ ચલાવે છે. જેની વિગતો આપતા ઘણું લાંબું થાય તેથી સંસ્થાની મોટીમોટી વિગતો ટૂંકમાં આપી છે:

### ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિનો સને ૧૯૭૯–૮૦નો હેવાલ

હળપતિ સેવા સંઘ અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવે છે. શૈક્ષણિક, સામાજિક, આર્થિક પ્રવૃત્તિઓ એ એની મુખ્ય પ્રવૃત્તિઓ છે.

હળપતિ સેવા સંઘનું કામ એ પૂરેપૂરું આદિવાસી ખેતમજૂરોમાં ચાલે છે.

આર્થિક પ્રવૃત્તિઓમાં મરઘાં ઉછેર કેન્દ્રો, ડેરી, ઉદ્યોગધંધા અને ખાદી ગ્રામોદ્યોગનાં કામો મહત્ત્વનાં છે અને તેના દ્વારા દર વર્ષે હજારો લોકોને કામ આપવાનું ચાલે છે.

આર્થિક પ્રવૃત્તિઓમાં મોટા પ્રમાણમાં રોજી આપવાનુ કામ ખાદી ગ્રામોદ્યોગ દ્વારા ચાલે છે અને આ કામ દ્વારા હજારો માણસોને લાખો રૂપિયાની રોજી ચુકવાઈ છે.

ખાદીમાં કુલ રૂપિયા ૭૦,૭૦,૬૬૯–૦૦ ખાદી અને સૂતરનું ઉત્પાદન થયું. ૨૫૦૦ માણસોને રૂ. ૮,૩૩,૨૫૩ની રોજી ચુકવાઈ, ગ્રામોદ્યોગમાં રૂપિયા ૫૨,૪૨,૫૬૮–૦૦નું ઉત્પાદન થયું. ૬૬૦ માણસોને રૂ. ૭,૬૭,૫૬૩–૩૭ની રોજી ચુકવાઈ. આમ કુલ રૂપિયા ૮૩,૧૩,૨૩૭–૦૦નું ખાદી અને ગ્રામોદ્યોગમાં ઉત્પાદન થયું. ૩૧૬૦ માણસોને રૂ. ૧૬,૦૦,૮૧૬–૩૮ની રોજી ચુકવાઈ. જેની ઉદ્યોગવાર વિગતો નીચે પ્રમાણે છે :

૧ સૂતર ઉત્પાદન

૬૦ અંબર કેન્દ્રો દ્વારા રૂ. ૮,૫૧,૩૯૭–૦૦નું સૂતર ઉત્પાદન થયું. ૧૭૦૦ કાંતનારાં ભાઈબહેનોને રૂ. ૩,૯૦,૧૮૬–૬૨ની રોજી ચૂકવી.

૨ ખાદી ઉત્પાદન

કેન્દ્રો દ્વારા રૂ. ૨૨,૨૭૦–૦૦નું ઉત્પાદન થયું. ૨૧૦ વણકર ભાઈઓને રૂપિયા ૪,૪૩,૦૬૬–૩૯ રોજી ચૂકવી.

૩ ખાદી વેચાણ

સંસ્થા દ્વારા ચાલતા ૨૩ ખાદી ભંડારોમાં છૂટક ખાદી વેચાણ રૂ. ૨૯,૭૨,૮૪૧–૪૦ તથા જથ્થાબંધ રૂપિયા ૪૧,૦૪,૬૮૩–૭૫નું થયું. ૩૩ કાર્યકર્તાઓને રૂ. ૬૬,૬૦૪–૯૨ પગાર ચુકવાયો.

૪ ગ્રામોદ્યોગ વેચાણ ભંડાર

સંસ્થા દ્વારા ચાલતા ૨૩ ગ્રામોદ્યોગ ભંડાર દ્વારા રૂ. ૨૮,૨૫,૪૮૮-૭૫નું વેચાણ થયું. ૨૩ કાર્યકર્તાઓને રૂ. ૬૫,૦૦૦–૦૦ પગાર ચુકવાયો.

૫ સુથારી-લુહારી યુનિટ : અમલસાડી, ભુવાસણ, વાઘેચા, સોનવાડા

ચાર કેન્દ્રો દ્વારા રૂ. ૩૦ લાખનું ઉત્પાદન થયું તથા રૂ. ૩૬,૬૪,૭૭૬–૮૦નું વેચાણ થયું. ૨૦૦ ભાઈઓને રૂ. ૪,૬૮,૬૮૭–૬૭ રોજી ચૂકવી.

૬ હાથછડ કેન્દ્ર : અમલસાડી, ભુવાસણ, વાઘેચા, ટીંબા

કેન્દ્રો દ્વારા રૂપિયા ૧૨,૦૦૦–૦૦નું ઉત્પાદન તથા વેચાણ રૂ. ૧૦,૭૧,૦૬૨–૨૫નું થયું. ૧૦૦ ભાઈ-બહેનોને રૂ. ૬૬,૧૫૯–૯૫ રોજી ચૂકવી.

૭ તેલઘાણી વિભાગ : અમલસાડી

કેન્દ્ર દ્વારા રૂ. ૧,૮૦,૦૦૦–૦૦નું ઉત્પાદન તથા રૂપિયા ૨,૦૪,૫૮૧-૪૦નું વેચાણ થયું. ૨૫ ભાઈઓને રૂ. ૬,૬૮૭–૫૦ રોજી ચૂકવી.

૮ સાબુ કેન્દ્ર : અમલસાડી

રૂ. ૧,૧૦,૦૦૦નું ઉત્પાદન, વેચાણ રૂ. ૧,૩૭,૦૭૪નું થયું. ૨૫ ભાઈઓને રૂ. ૧૫,૭૨૩–૭૫ રોજી ચૂકવી.

૯ બેકરી વિભાગ : અમલસાડી

કેન્દ્ર દ્વારા રૂ. ૧૨,૦૦૦–૦૦નું ઉત્પાદન તથા રૂ. ૧૨,૯૫૫–૦૦નું વેચાણ થયું. ૫ ભાઈઓને રૂ. ૭,૦૦૦–૦૦ રોજી ચૂકવી.

૧૦ ગોળ યુનિટ : અમલસાડી

કેન્દ્ર દ્વારા રૂપિયા ૭૦,૦૦૦–૦૦નું ઉત્પાદન તથા વેચાણ રૂ. ૩૬૩૭૭–૫૦નું થયું. ભાઈ-બહેનોને રૂ. ૮,૮૯૬–૦૦ની રોજી ચૂકવી.

૧૧ હાથ કાગળ કેન્દ્ર : અમલસાડી

કેન્દ્ર દ્વારા રૂ. ૮૦,૦૦૦–૦૦નું ઉત્પાદન થયું. રૂ. ૬,૦૦૦–૦૦નું વેચાણ થયું. ૨૦ ભાઈઓને રૂ. ૨૦,૭૩૧–૦૦ રોજી ચૂકવી.

૧૨ માટીકામ વિભાગ

ભુવાસણ, કરમબેલે, તેજલાવ તથા મહુવા કેન્દ્ર દ્વારા રૂ. ૪,૫૦,૦૦૦–૦૦નું ઉત્પાદન તથા વેચાણ રૂ. ૭,૪૪,૮૪૮–૫૦નું થયું. ૨૦૦ ભાઈ-બહેનોને રૂ. ૧,૦૫,૦૦૦–૦૦ રોજી ચૂકવી.

૧૩ નીરા યોજના

યોજના દ્વારા ૭૫,૦૦૦–૦૦ લિટર નીરાનું ઉત્પાદન થયું. રૂ. ૯૦,૫૬૮–૫૦નું વેચાણ થયું. ૬૫ ભાઈઓને રૂ. ૬૮,૬૭૭–૫૦ રોજી ચૂકવી.

૧૪ જનતા દીવાસળી વેચાણ

જનતા દીવાસળીનું રૂ. ૯,૭૨,૮૪૦નું વેચાણ થયું. ૩ કાર્યકર્તાઓને રૂ. ૬,૧૬૦ રોજી ચૂકવી.

૧૫ ગેસપ્લાન્ટ યોજના

સંસ્થા દ્વારા વર્ષ દરમિયાન ગેસપ્લાન્ટ ૯૧૪ બંધાયા. આ કામ દ્વારા લગભગ ૧૫૦૦ જેટલાં ભાઈ-બહેનોને રોજગારી મળી. ૨૦ જેટલા કારીગરોને રૂપિયા ૭૫,૦૦૦–૦૦ જેટલી રોજી ચૂકવવામાં આવી.

૧૯૮૦–૮૧નો લક્ષ્યાંક

ખાદીમાં :

| | | |
|---|---|---|
| ઉત્પાદન | રૂ. | ૫૦,૦૦,૦૦૦–૦૦ |
| રોજગારી | વ્યક્તિ | ૫,૦૦૦–૦૦ |
| વેચાણ | રૂ. | ૭૫,૦૦,૦૦૦–૦૦ |

ગ્રામોદ્યોગ :

| | | |
|---|---|---|
| ઉત્પાદન | રૂ. | ૧,૦૦,૦૦,૦૦૦–૦૦ |
| રોજગારી | વ્યક્તિ | ૫,૦૦૦–૦૦ |
| વેચાણ | રૂ. | ૧,૦૦,૦૦,૦૦૦–૦૦ |

(૧૯૮૧ પછી)

૧૯–૬–૮૧ના રોજ ગ્રામ મજૂર સંઘ (રૂરલ લેબર એસોસિયેશન-ની) સ્થાપના કરવામાં આવી. દક્ષિણ ગુજરાત ગ્રામ મજૂરોનું સંગઠન કરવામાં અને તેને વિકસાવવામાં કામગીરી પણ કરવામાં આવી છે.

સંઘની દેખરેખ હેઠળ ૩૬ બાલવાડીઓમાં ૨૦૮૧ જેટલાં બાળકો પાયાનું શિક્ષણ લઈ રહ્યાં છે ૧૩ આશ્રમશાળાઓમાં ૧૮૦૨ કુમાર અને કન્યાઓ, ઉત્તર બુનિયાદી આશ્રમ શાળાઓમાં ૮૨૫,

અને ૬ ઉત્તર બુનિયાદી વિદ્યાલયોમાં ૮૦૩ વિદ્યાર્થીઓ શિક્ષણ લઈ રહ્યાં છે.

સંસ્થા તરફથી હળપતિ જુવાનિયાઓને સુથારી, લુહારી, કડિયાકામ, ટર્નર, ફિટર, વણાટકામ, વેલ્ડિંગ, હાથકાગળ, સાબુ, તેલઘાણી, હાથછડ વગેરે પ્રચલિત ઉદ્યોગોમાં અત્યાર સુધીમાં ૩૦૦૦ જેટલા કારીગરોને તાલીમ આપીને કામે લગાડ્યા છે. ૩૦૦ જેટલા હળપતિઓને જુદા જુદા ઉદ્યોગો માટે લોન તથા સબસીડી અપાવી રોજી કમાતા કર્યા છે. હળપતિઓને મફત કાનૂની સલાહ અને તબીબી સહાય પણ આપવામાં આવી છે.

યુનિસેફ તથા ખાદી કમિશનના સહકારથી રૂરલ ક્રાફ્ટ ઍન્ડ ન્યુટ્રિશન સેન્ટરની સ્થાપના થઈ હતી. પણ કેટલાક કર્મચારીઓ દ્વારા બાધા નંખાતા આ યોજના અમલમાં મુકાતાં અટકી ગઈ છે. સંઘે ઉંડાણના આદિવાસી વિસ્તારમાં ત્રણ નેત્રદંત યજ્ઞો ગોઠવ્યા હતા. સંઘ હળપતિઓમાં વ્યસનમુક્તિનો અને સામાજિક સુધારાઓ માટે આગ્રહ રાખે છે.

ભરૂચ જિલ્લામાં પાંચ આદિવાસી ગામોમાં બાળકોના શારીરિક સાંસ્કૃતિક તેમ જ આર્થિક વિકાસ કરવાનો પ્રયાસ ચાલે છે. આ ગામોને પરદેશનાં ગામો, સંસ્થા કે વ્યક્તિઓએ દત્તક લીધાં છે.

ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ એ સંસ્થાની એક મુખ્ય પ્રવૃત્તિ છે. ખાદી અને ગ્રામોદ્યોગમાં આ સંસ્થા દ્વારા લગભગ ૭૦૦૦ જેટલાં ભાઈ બહેનોને પૂરક રોજગારી આપવામાં આવે છે. ૮૨–૮૩ના વર્ષ દરમિયાન ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિમાં કુલ રૂ. ૭૬,૨૧,૩૮૩નું ઉત્પાદન થયું ને રૂ. ૧,૯૮,૪૪,૮૫૦નું વેચાણ થયું. અને ૩૧૨ ભાઈ બહેનોને કુલ રૂ.૧૯,૩૦,૧૮૬ની રોજી ચૂકવવામાં આવી.

ભરૂચ જિલ્લામાં સંઘની અંબર પ્રવૃત્તિએ ડેડિયાપાડા, નાંદોદ, સાગબારા અને ઝઘડિયામાં નવી ચેતના પ્રગટ કરી છે. પરિણામે આ વિસ્તારમાં ઘેરઘેરથી અંબર ચરખાની માગણી ઊપડી છે સંસ્થા અહીં અંબર ચરખા સાથે વણાટનું કામ પણ ગોઠવવાનો પ્રયત્ન કરે છે.

અરવિંદ દેસાઈના અહેવાલોને આધારે ટૂંકાવીને.

## ૬ વડવાઈ પૂગી ડાંગ સુધી

ડાંગ સ્વરાજ આશ્રમની સ્થાપના ૧૯૪૮ના સપ્ટેમ્બરની છઠ્ઠી તારીખે થઈ. સ્વરાજ સુધી વરસોથી ડાંગનો વન્ય પ્રદેશ પાંચ ભીલ રાજાઓનો રાજ્યપ્રદેશ હતો. આ રાજાઓ સેંકડો વરસથી કોઈ રાજાઓ કે અંગ્રેજ સરકારને તાબે થયા ન હતા. પાછળથી અંગ્રેજ લોકોની વેપારી પેઢી મારફતે જંગલનાં લાકડાંનો ઇજારો રાખી આડકતરું વર્ચસ્વ સ્થાપ્યું.

ડાંગના લોકો પર જાણે બેવડું નિયંત્રણ બેવડો ત્રાસ. કાળી મજૂરીની વેઠ કરવાની અને મારઝૂડનો ભોગ બનવાનું. ડાંગના ૬૫૦ ચોરસ માઈલના જંગલ વિસ્તારમાં ૩૦૦ નાનાં મોટાં ગામમાં ત્યારે વસતા ૪૮,૦૦૦ જેટલા માનવ જીવો પર આ ત્રાસ દુઃખ અને દારિદ્ર્યનું ચોમેરથી સામ્રાજ્ય હતું.

આમાંથી મુક્તિ મેળવવા ડાંગના લોકો કોઈ દેશનેતા, કોઈ સાધુ કે કોઈ ભગતની શોધમાં હતા. ડાંગના આગેવાન રામજીભાઈને કોઈએ કહ્યું કે મોટામાં મોટા ભગત તો ગાંધીજી છે. રામજીભાઈ ભૂખ્યા તરસ્યા નીકળ્યા. છઠ્ઠે ઉપવાસે જુગતરામભાઈ મારફતે ગાંધીજીને અને સરદાર સાહેબને મળ્યા. ગાંધીજીએ સરદાર સાહેબ અને જુગતરામ ભાઈને મળતા રહેવા કહ્યું. રામજીભાઈની હિમ્મત વધી ગઈ. રેંટિયો લઈને ગામે ગામ ફરવા મંડ્યા. ગાંધીનાં ગીત ગાવા મંડ્યા. નશાબંધીનો પ્રચાર કરવા મંડ્યા.

દેશના રાજ્યોના વિલીનીકરણ વખતે સરદાર સાહેબે ડાંગ માટે ખાસ કાળજીપૂર્વક ડાંગનો જિલ્લો બનાવી-પોતાના ખાતરીના માણસને કલેક્ટર તરીકે મુકાવ્યા. ડાંગની જંગલની આવક જાવકનો જુદો હિસાબ રાખી વધારાની રકમનું ડાંગ વિકાસ ફંડ સ્થાપ્યું. જુગતરામભાઈને ગાંધીજીએ કરેલી સોંપણ નોંધણ પ્રમાણે ડાંગમાં કામ શરૂ કરવા સૂચવ્યું. જુગતરામભાઈ તૈયાર જ હતા.

જુગતરામભાઈની મુલાકાત પહેલાં રાજેન્દ્ર ગુલાબદાસ અને બાપુભાઈ પટેલ વગેરે કાર્યકર્તાઓની એક ટુકડી ડાંગમાં ફરી ગઈ. 'ગાંધીનાં માનસાં' સ્વરાજનાં માણસ તરીકે જુગતરામભાઈની વાટ ડાંગના લોકોએ જોવા માંડી.

લવચાલીના નાનુભાઈ પટેલની કલ્પના પ્રમાણે 'ગોરાલોકને તગાડનાર સેનાની પૂરા પાંચ હાથ ઊંચો હશે, માથે ટોપો પહેર્યો હશે, મોટી મોટી મૂછો હશે, મોજાં બૂટ-સેંગો પહેરી ચોમ ચોમ ચાલતો હશે. પણ આ તો વાણિયા બામણ જેવો, નીચો, ટૂંકું ધોતી પહેરેલું જભ્ભો પહેરેલો, ટોપી પહેરેલી ખાંધ પર ખેસ નાખેલો આ શું કરી શકવાનો? 'પણ ચાલ, બિચારા આવ્યા છે તો સભામાં તો લઈ જઈએ!' એમ થયું.

હજારો માણસની સભા થઈ. જુગતરામભાઈએ પોતાની તકલીફોની વાતો પૂછવા માંડી. લોકોમાં હિમ્મત આવી. વારાફરતી ઊભા થઈને લોકોએ ફરિયાદો નોંધાવવા માંડી. આખરે ગાંધીના માણસે કહ્યું કે તમારી મુશ્કેલીઓ ઘણી છે. અમે કોઈ જોરદાર માણસને તમારી ફરિયાદ સાંભળવા તેનો નિકાલ કરવા, તમને મદદ કરવાના કામ માટે મોકલીશું.

જુગતરામભાઈએ ડાંગમાં કામ શરૂ કરવા પહેલાં વ્યવસ્થિત તપાસ કરવાનું વિચાર્યું. બબલભાઈ મહેતાના પ્રમુખપણા હેઠળ ૧૪ સભ્યોની સમિતિની નિમણૂક કરી. સમિતિએ તપાસને અંતે સૂચન કર્યું કે એક નહિ પણ ઓછામાં ઓછા બે કાર્યકરોને મોકલવા જોઈએ. ૧૯૪૮–૪૯ માટે રૂ.૫૦૦૦ની જોગવાઈ પણ સૂચવી.

જુગતરામભાઈએ પોતાની જીવનકથામાં કહ્યું છે 'આખરે મારે ડાંગ માટે જેવો પુરુષ જોઈતો હતો તેવો છોટુભાઈ નાયક મળ્યો. યોજના મુજબ મદદનીશ તરીકે એમના ભાઈ ઘેલુભાઈને મૂક્યા. બબલભાઈની ટુકડી સાથે ફરેલા ડાંગના ખેતીવાડી મદદનીશ મુકુંદભાઈ પવાર પણ આવી ચડ્યા. કલેક્ટરે આશ્રમ સારુ એક ઝૂંપડું મેળવી રાખ્યું હતું.'

જોતજોતામાં જુગતરામનાં માણસાં આનાં હો, ગાંધીના માણસાં આનાં હો, સ્વરાજના માણસાં આનાં હો, ના સંદેશાઓ ગામે ગામ પહોંચવા લાગ્યા. લોકોનાં ટોળે ટોળાં એમની વાત સાંભળવા ઉમટવા લાગ્યાં. સીલોટ મહાલથી રામજીભાઈ પણ એમની સાથે આવીને

## ગ્રામ પ્રચારકો

રા. પ. સેવાસભા તરફથી ગામડાંના પ્રશ્નોને પહોંચી વળવા માટે ત્રણ પ્રચારકો નીમવામાં આવ્યા છે, જેઓને

1. વાલોડ, વ્યારા, મહુવા તાલુકાઓ
2. બારડોલી, કામરેજ, પલસાણા તાલુકાઓ
3. સોનગઢ, નીઝર, ઉચ્છલ તાલુકાઓ

એ પ્રમાણે પ્રદેશો સોંપવામાં આવ્યા છે.

## આગ રાહત

નિવેદનનાં બે વર્ષોમાં જિલ્લાઓનાં હળપતિવાસોમાં આગના અકસ્માતો થયેલા તેમને નીચે પ્રમાણે આગ રાહત આપવામાં આવી હતી, જે માટે સ્વ. દાદાસાહેબ માવલંકર સંકટ નિવારણ ફંડમાંથી મદદ મેળવવામાં આવી હતી.

૧૯૬૯-૭૦માં ૭ ગામ : ૫૫ ઘર : રૂ. ૪૧૨૫
૧૯૭૦-૭૧માં ૬ ગામ : ૭૯ ઘર : રૂ. ૫૫૧૫

## ગ્રામ સ્વરાજ કોષ સમિતિ

આચાર્ય વિનોબાજીની આ સમય દરમિયાન ૭૫મી જયન્તી આવતાં તે શુભ પ્રસંગે તેમને એક કરોડ રૂપિયાનો ગ્રામ સ્વરાજ ફાળો આપવાનો ઠરાવ થયો હતો. સેવા સભાએ આ જિલ્લાના સર્વ કાર્યકર્તાઓ અને સેવા સંસ્થાઓની ઇચ્છાથી આ સમિતિ સ્થાપન કરી હતી, અને રૂ. ૫૯,૮૧૨-૭૫નો ફાળો ઉઘરાવીને અર્પણ કર્યો હતો.

## નેત્રદંત યજ્ઞો

ગુજરાત નેત્ર રાહત મંડળના નિષ્ણાત દાક્તરોનો લાભ લઈ રાનીપરજ સેવા સભા જિલ્લામાં દર વર્ષે નેત્રદંત યજ્ઞો યોજતી આવી છે. નિવેદનનાં વર્ષોમાં નીચે પ્રમાણે યજ્ઞો કરવામાં આવ્યા હતા:

૧ વેડછી નેત્રદંત યજ્ઞ (ગાંધી વિદ્યાપીઠમાં)

તા. ૧૦-૨-૭૦થી તા. ૨૦-૨-૭૦

૨૨૦ પુરુષો તથા ૨૮૧ સ્ત્રીઓને આંખની શસ્ત્રક્રિયા કરવામાં આવી.

૨૧૩ દર્દીઓને દાંત પાડી આપવામાં આવ્યા.

૨ બારડોલી નેત્રદંત યજ્ઞ (સુરુચિ વસાહતમાં)

તા. ૬-૧૨-૭૦થી તા. ૨૦-૨-૭૦

આંખની મોટી શસ્ત્રક્રિયાઓ થઈ—૨૬ પુરુષોને તથા ૨૨૯ સ્ત્રીઓને.

આંખની નાની શસ્ત્રક્રિયાઓ થઈ—૨૬ પુરુષોને તથા ૧૨ સ્ત્રીઓને.

## આદિવાસી ઉદ્યોગ તાલીમ

સેવાસભા તરફથી આ પ્રદેશના આદિવાસીઓની નીચે પ્રમાણે ઉદ્યોગ તાલીમ આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો:

| | ૧૯૬૯-૭૦માં | ૧૯૭૦-૭૧માં |
|---|---|---|
| ૧ દરજીકામ | ૩૭ | ૧૦૯ |
| ૨ સુતારીકામ | ૧૨ | ૫૧ |
| ૩ લુહારીકામ | ૨ | ૪ |
| ૪ કડિયાકામ | ૧ | ૭ |
| ૫ વણાટકામ | ૧ | ૧ |
| ૬ સાઈકલ રિપેર | ૨ | ૪ |
| ૭ છાપકામ | – | ૧ |
| | ૫૫ | ૧૭૭ |

આ યોજનામાં શીખનાર ઉમેદવારોને તે ઉદ્યોગના કારીગરને ઘેર અથવા કારખાનામાં ૬ કે ૧૨ માસની તાલીમ લેવાનું ગોઠવી આપવામાં આવે છે. ગુજરાત સરકારના સમાજ કલ્યાણ ખાતા તરફથી તાલીમ લેનારને માસિક રૂ. ૩૫-૦૦ની છાત્રવૃત્તિ તથા શીખવનાર કારીગરને માસિક રૂ. ૧૦-૦૦ની ફી આપવામાં આવે છે. આ રીતે ચાલુ વર્ષમાં ઉદ્યોગ તાલીમ અંગે રૂ. ૫૧,૮૮૫ની શિષ્યવૃત્તિ ચૂકવવામાં આવી હતી.

## ૨૧મો ગાંધીમેળો

સુરત, વલસાડ, ડાંગ જિલ્લાઓ મળીને દર વર્ષે બાપુશ્રાદ્ધને દિવસે (૧૨ ફેબ્રુ.) ગાંધીમેળો ભરતા આવ્યા છે. ૧૯૭૦નું નવું વર્ષ ગાંધી શતાબ્દીનું હોઈ ચાલુ વર્ષના ૨૧મો ગાંધી મેળા માટે વેડછી પસંદ કરવામાં આવ્યું હતું.

મેળાના અધ્યક્ષ અ. ભા. શાંતિસેના મંડળના મંત્રી શ્રી નારાયણ દેસાઈ આવ્યા હતા. મેળાનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે હતાં:

૧ બાળમેળો

તા. ૧૧-૨-૭૧ને દિને બાળમેળો ભરાયો હતો. સુરત જિલ્લાની શાળાઓના ૨૭,૯૭૧ વિદ્યાર્થીઓએ સમૂહકાંતણમાં ભાગ લીધો હતો. શાળાઓમાં સ્થાપન કરેલા ગાંધી મેળા પાત્રો દ્વારા બાળકોએ રૂ. ૪૪૧૫-૫૦ આપ્યા હતા.

૨ શાંતિસેના શિબિર

૩૦ ઉ. બુ. વિદ્યાલયનાં ૧૮૧૧ ભાઈબહેનોનો શાંતિસેના શિબિર યોજવામાં આવ્યો હતો.

૩ સર્વોદય પ્રદર્શન

દર વખતની જેમ વિશાળ સર્વોદય પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

૪ સંમેલન

ગાંધી મેળાના મુખ્ય કાર્યક્રમ તરીકે સંમેલન ભરી મહત્ત્વના ઠરાવો કરવામાં આવ્યા હતા.

૫ મેળા પછીના દિવસે કાર્યકર્તાઓનું સંમેલન ભરવામાં આવ્યું હતું. તેણે નવા વર્ષને માટે કરવા યોગ્ય રાષ્ટ્રીય કાર્યોની દિશા વિચારી હતી.

સેવાસભાએ અનેક પેટાસમિતિઓ નીમી હતી તેનાં નિવેદનો સંક્ષેપમાં નીચે બતાવ્યાં છે:

### ૧ ધર્મઋણ સમિતિ

| વર્ષ | કેટલા વિદ્યાર્થીને | રકમ |
|---|---|---|
| ૧૯૬૯-૭૦ | ૩૭ | રૂ. ૯,૧૦૦ |
| ૧૯૭૦-૭૧ | ૩૩ | રૂ. ૮,૨૫૦ |
| છેલ્લાં ૧૦ વર્ષમાં કુલ | ૨૨૭ | રૂ. ૫૪,૮૭૫ |

## ૨ વસ્ત્રસ્વાવલંબન સમિતિ

બે ત્રાકના અંબર ચરખા આપ્યા :

| વર્ષ | આદિવાસીમાં | બિન-આદિવાસીમાં | આંટી કંતાઈ |
|---|---|---|---|
| ૧૯૬૯–૭૦ | ૧,૨૬૬ | — | — |
| ૧૯૭૦–૭૧ | ૧,૩૯૮ | ૭૭ | ૨,૬૪,૩૭૫ |

### વસ્ત્રસ્વાવલંબી ખાદીને લગતી ઉત્પત્તિ

| | ૧૯૬૯–૭૦ | ૧૯૭૦–૭૧ |
|---|---|---|
| ૧ પૂણી ઉત્પાદન (૫ સેટનું) | — | ૫,૫૧૯ કિલો |
| ૨ ખાદી વણાવનાર | ૬૧૮ | ૧,૫૮૮ |
| ૩ સૂતર વણાયું | ૧,૩૭૬–૦૬૫ | ૪,૫૧૧ કિલો |
| ૪ ખાદી વણાઈ | ૧૨,૩૬૮–૫૯ | ૩૨,૯૯૫ ચો.મી. |
| ૫ ખાદીની કિંમત | રૂ. ૨૪,૪૩૩–૪૫ | રૂ. ૭૬,૯૦૬ |
| ૬ વણકરો | – | ૧૧૭ |
| ૭ વણકરી ચૂકવી | — | રૂ. ૩૨,૭૦૬ |

### ધંધાદારી ખાદી ઉત્પાદન

| | ૧૯૬૯–૭૦ | ૧૯૭૦–૭૧ |
|---|---|---|
| ૧ ખાદી વજન | ૧૦૬–૯૫૦ | ૯૦૮–૧૭૦ કિલો |
| ૨ ખાદી | ૧,૦૨૫–૩૨ | ૮,૨૧૯–૭૫ ચો.મી. |
| ૩ ખાદી કિંમત | રૂ. ૧,૯૭૭–૬૮ | રૂ. ૨૦,૨૪૨–૪૭ |

### ભંડારમાં ખાદી વેચાણ

| | | |
|---|---|---|
| ૪ | રૂ. ૬૪,૨૯૪–૩૧ | રૂ. ૪૮,૭૪૪–૦૬ |

### વિશેષ જાણકારી

૧ સંસ્થાની વણાટશાળામાં ૧૪ વણકરો કામ કરે છે.

૨ ૩ ઉદ્યોગ નિષ્ણાતો રાખ્યા છે, જેના ખર્ચ અંગે સુરત જિલ્લા પંચાયત તરફથી રૂ. ૯,૦૦૦ની સહાય મળી.

૩ વણાટશાળા બાંધી છે, તે અંગે ગુ. ખાદી બોર્ડ તરફથી રૂ. ૧૦,૦૦૦ની મદદ મળી.

### ઉદ્યોગ ઓજાર અપાવ્યાં

સંસ્થા તરફથી અનેક લોકોને વિવિધ ઉદ્યોગોની તાલીમ આપવામાં આવે છે તેમાંથી ૧૭ જણને તે તે ઉદ્યોગોનાં ઓજારો વસાવવા માટે મદદ તથા કરજ આપવામાં આવ્યાં.

## ૩ ઉત્તર બુનિયાદી સમિતિનું નિવેદન

સુરત, વલસાડ જિલ્લાઓમાં મળીને ૪૩ ઉત્તર બુનિયાદી વિદ્યાલયો ચાલી રહ્યાં છે, તેઓનાં શિક્ષણકાર્યનું ધોરણ સારી રીતે જળવાય તે માટે આ સમિતિ નીમવામાં આવી છે. તેના તરફથી નીચે પ્રમાણે શિબિરો યોજવામાં આવ્યાં હતાં.

શિક્ષક શિબિરો

| | ૧૯૬૯–૭૦માં | ૧૯૭૦–૭૧માં |
|---|---|---|
| સ્થળ | બારડોલી ઉ. બુ. વિ. | બારડોલી ઉ. બુ. |
| દિવસો | ૩ | ૩ |
| તારીખો | તા. ૨૧ થી ૨૩–૮–૬૯ | |
| શિક્ષક-શિક્ષિકાઓ | ૧૨૪ | ૧૧૭ |

ઉ. બુ. વિદ્યાર્થી શિબિરો

| | ૧૯૬૯–૭૦માં | ૧૯૭૦–૭૧માં |
|---|---|---|
| સ્થળ | વેડછી ઉ. બુ. વિ. | બોરખડી ઉ. બુ. વિ. |
| દિવસો | ૩ | ૩ |
| તારીખ | ૧૦–૧૧–૧૨/૨/૭૦ | ૧૨–૧૩–૧૪/૯/૭૦ |
| પ્રમુખ | શ્રી નારાયણ દેસાઈ | શ્રી મનુભાઈ પંચોળી |
| વિષય | તરુણ શાંતિસેના | સમાજ નવનિર્માણ |
| ઉ. બુ. વિદ્યાર્થી | ૧૦૩૮ | ૧૧૨૪ |
| ઉ. બુ. વિદ્યાર્થિની | ૭૭૩ | ૭૩૨ |
| શિક્ષકો | — | ૧૪૧ |

## ૪ નશાબંધી સમિતિ

આ કાર્ય માટે સુરત અને વલસાડ એ બે જિલ્લાઓ માટે બે સમિતિઓ નીમવામાં આવી છે.

૧ સુરત જિલ્લા નશાબંધી સમિતિ

૨ વલસાડ જિલ્લા નશાબંધી સમિતિ

બંને સમિતિઓ જિલ્લા પ્રચારકો રોકીને સભા, સંમેલનો, શિબિરો, નશાબંધી જ્યોત આદિ કાર્યક્રમો દ્વારા કાર્ય કરી રહી છે. કેટલાક તાલુકાઓમાં પણ તેઓએ પ્રચારકો રોકયા છે. સમિતિઓના કામને જિલ્લા પંચાયતો તથા તાલુકા પંચાયતો તરફથી સહાયતા આપવામાં આવે છે.

## ૫ વાંસ કામદાર સમિતિ

જિલ્લાઓમાં વાંસનો ઉદ્યોગ કરનાર કોટવાળિયા નામની આદિવાસી કોમ છે. તેઓમાં વ્યવસ્થિત રીતે કામ થઈ શકે તે માટે સમિતિએ તેમની સંખ્યા અને સ્થિતિની મોજણી કરી છે. તે પરથી નીચે પ્રમાણે સંખ્યા માલૂમ પડી છે :

| | સુરત જિલ્લામાં | વલસાડ જિલ્લામાં |
|---|---|---|
| તાલુકાઓ | ૮ | ૫ |
| ગામો | ૧૦૩ | — |
| વસતિ | ૮,૩૦૬ માણસ | ૪૦૪ કુટુંબો |

જમાનાઓથી જંગલમાંથી વાંસ લાવી તેનાં ટોપલાં, સૂપડાં, પાલાં વગેરે બનાવી ગુજરાન ચલાવનાર આ આદિવાસી જાતિને જંગલમાંથી વાંસ મળવાની મુશ્કેલી અનેક કારણોને લીધે ઊભી થઈ છે. સેવાસભા સરકાર પાસે આ પ્રશ્ન રજૂ કરી આ મુશ્કેલી દૂર થાય એ માટે પ્રયત્ન કરી રહી છે.

## ૬ ઉકાઈ નવનિર્માણ સમિતિ

તાપી નદી ઉપર ઉકાઈ પ્રદેશમાં બંધાઈ રહેલા બંધ અંગે તે તરફના જંગલમાં વસતી વનબાળ પ્રજાને પુનર્વસાહતમાં મદદરૂપ થવાના હેતુથી આ સમિતિ સ્થાપન કરવામાં આવી છે. તે અર્થે થયેલાં કામોમાંનાં કેટલાંક મુખ્ય કામો નીચે પ્રમાણે છે :

૧ ઉકાઈ સર્વોદય યોજના મંજૂર થઈ છે. જેના સંચાલક શ્રી રમેશ દેસાઈ નિમાયા છે. આ યોજના તરફથી ગામોગામ બુનિયાદી શાળાઓ ૨૦ ગામોમાં અને જંગલમંડળીઓ તરફથી ૧૫ ગામોમાં બાલવાડીઓ ચલાવવામાં આવે છે. ૧૦૦ બાલક્રીડાંગણો પણ મંજૂર થયાં છે.

૨ અસરગ્રસ્ત લોકોમાં શિક્ષણનો કાર્યક્રમ તીવ્રરૂપે થઈ શકે તે માટે નીચે પ્રમાણે શિક્ષણ કેન્દ્રો ચલાવવામાં આવ્યાં છે :

૧ વનરાજ ઉ. બુ. વિદ્યાલય, બોરદા
૨ વનરાજ આશ્રમશાળા, બોરદા
૩ કુમાર છાત્રાલય, બોરદા
૪ કન્યા છાત્રાલય, સિલેટવેલ
૫ નવનિર્માણ બાલવાડી, સિલેટવેલ
૬ ગ્રામ બાલવાડી, બોરદા

૭ ડાંગ જંગલ સહકારી મંડળીઓની પ્રવર્તક સમિતિ

ડાંગ જિલ્લામાં નિવેદનનાં વર્ષો દરમિયાન ડાંગી આદિવાસીઓની ૬ જંગલ કામદાર સહકારી મંડળીઓ નોંધાવવામાં આવી છે અને તે કામ કરતી થઈ ગઈ છે.

૮ પૂરસંકટ સમિતિ

૧૯૬૮માં સુરત જિલ્લાની તાપી અને બીજી નદીઓમાં પૂર આવતાં કિનારાનાં ગામોમાં ઘરો તણાઈ ગયાં અને ખેતરો ધોવાઈ ગયાં. આ મહા આફતમાં મદદ કરવા પૂ. રવિશંકર મહારાજે ખાસ ફાળો ભેગો કર્યો અને પોતે સુરત આવીને રહ્યા. ગુજરાત સરકારે પણ સંકટનિવારણની મોટી યોજના બનાવી હતી. સુરત જિલ્લા પંચાયતે ગામડાંનું સંકટ નિવારણનું કામ ઉપાડી લેવાનું ઠરાવ્યું. આ બધાં કામમાં જિલ્લાની સર્વ સેવા સંસ્થાઓએ પણ પોતાની સર્વ શક્તિ વાપરવાનું ઠરાવ્યું. આ સર્વ કાર્ય વ્યવસ્થિત ચાલી શકે તે માટે સેવાસભાએ પૂર સંકટ સમિતિ સ્થાપન કરી. સમિતિએ જિલ્લામાં કામ કરતી ૧૧ સેવા સંસ્થાઓના સહયોગથી સંકટનિવારણનું કામ કર્યું છે.

વટવૃક્ષ . સપ્ટેમ્બર ૧૯૭૨

## ૯ ગાંધી વિદ્યાપીઠ

### કુલપતિનું સ્વપ્ન

અહીં આપણે આદિવાસીઓનું ક્ષેત્ર ખાસ પસંદ કરી તેઓની સેવા માટે જ બેઠા છીએ. તેથી આપણા મોટાભાગનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ તે વર્ગમાંથી આવે અને પ્રદેશના બીજા વર્ગોના વિદ્યાર્થીઓ આપણી આવા ખૂણામાં આવેલી વિદ્યાપીઠમાં ન આવી શકે એ સ્વાભાવિક છે. છતાં મારા મનમાં તો હું તે વર્ગોના જુવાનો પણ આપણામાં વધારે ને વધારે સંખ્યામાં ભળે એવી ઝંખના કરું છું. આપણા પ્રદેશનાં જુદી જુદી દિશાઓનાં પાણી નઈ તાલીમની ગગામાં ભેગાં થાય એ નઈ તાલીમને સાચી નઈ તાલીમ બનાવવા માટે બહુ જ ઉપયોગી છે એમ હું માનતો થયો છું. અમારા આદિવાસી વિદ્યાર્થીઓના શ્રેષ્ઠ વિકાસ માટે આવો સહવાસ અત્યંત ઉપકારક નીવડે તેમ છે. એટલું જ નહિ, મારા મનમાં એવો પણ ભાવ રહેલો છે કે આ પ્રદેશના આદિવાસીઓએ તેમના દીર્ઘ જમાનાઓના વન ડુંગરાઓના વાસમાથી ઘણા ઘણા સામાજિક ગુણો કેળવ્યા છે, જેને લીધે તેમનો સહવાસ દેશની સામાન્ય જનતાના હાડને સ્વાસ્થ્યમય અને સશક્ત બનાવવા માટે બહુ જ ઉપકારક નીવડે તેમ છે.

અહીં આપણે આપણું વાતાવરણ તેમ જ આપણો અભ્યાસક્રમ અને આપણી કાર્યપદ્ધતિ ગાંધી વિચારસરણીને અનુરૂપ રાખવાનો —અર્થાત્ નઈ તાલીમ અને સર્વોદયનાં તત્ત્વોને અનુરૂપ રાખવાનો યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યાં છીએ. એની અસર આ મહાન દેશમાં ચાલી રહેલા શિક્ષણ પ્રવાહ ઉપર પડે એવી ઝંખના પણ મારા મનમાં રહેલી છે. આપણી આ ભિગતી વિદ્યાપીઠ માટે કદાચ આ અપેક્ષા અતિ મોટી મહત્ત્વાકાંક્ષા ગણાએ. આપણે તો આપણો પ્રયોગ ધીરજપૂર્વક ચલાવવો જોઈએ. જ્યારે આવી વિદ્યાપીઠો બે ચાર નહિ જ હોય પણ જિલ્લે જિલ્લે આવી વિદ્યાપીઠો નઈ તાલીમના પ્રયોગો ચલાવતા થશે ત્યારે ભારત દેશમાં ચાલતું તમામ શિક્ષણ નઈ તાલીમના સિદ્ધાંતોથી પ્રકાશિત થશે એવી હું શ્રદ્ધા ધરાવું છું. આપણાં સ્નાતકો અને સ્નાતિકાઓ સમાજમાં જઈને પોતાનાં જીવન અને સેવાઓથી એ દિવસનો સૂરજ વહેલો ઉગાડી શકો એવી હું ઈશ્વરને પ્રાર્થના કરું છું.

દુનિયામાં અને ભારતમાં પણ આજનો સમાજ નોકરીની પદ્ધતિથી ચાલતો થઈ ગયો છે. તેથી આપણા જુવાનો પણ શિક્ષણ મેળવ્યા પછી એવાં કામો તરફ ખેંચાય છે. જે તમને સારી કમાણીની ખાતરી આપતી નોકરી આપે. તેને લીધે આ જુવાનો, સેવા માટે પોતાની પસંદગીનાં સ્થાનો અને સમાજો શોધવાનો આગ્રહ સેવી શકતાં નથી. અહીં અમારા આદિવાસી ક્ષેત્રમાં હજુ સમાજ તેના કુદરતી સ્વરૂપથી બહુ દૂર ફેંકાઈ ગયો નથી. હજુ તે એવો છે કે કોઈ પણ ઉત્સાહી અને સુશિક્ષિત જુવાનને જ્યાં નજર નાખે ત્યાં એવાં સ્થાનો અને એવી પરિસ્થિતિઓ રહેલાં છે, જે સ્થાનો અને સંજોગો જોઈ તેને એમ થઈ જાય કે આ સ્થાનોની સેવામાં મારું આખું જીવન આનંદથી સમર્પણ કરી દઉં. પરંતુ દેશની આજની પરિસ્થિતિ એ જુવાનનો ઉત્સાહ ઉડાડી દે છે. એવા સ્થાનોમાં સેવા કરી શકે તો પોતાનું જીવન ધન્ય અને સાર્થક થાય એમ એનો આત્મા સાક્ષી પૂરતો હોવા છતાં, બીજી જ ક્ષણે તેને પોતાનાં નિર્વાહ અને સલામતીનો વિચાર આવે છે. તરત તેનો ઉત્સાહ ઠંડો પડી જાય છે અને તેને બોલાવી રહેલાં આકર્ષક સેવાસ્થાનો છોડી તે નોકરીઓનાં સ્થાનો તરફ ખેંચાઈ જાય છે.

આવી કરુણાજનક સ્થિતિમાંથી નઈ તાલીમે દેશના જુવાનને બચાવી લેવાનો છે. એના હાથને અને બુદ્ધિને કૌશલ્ય અને કારીગરીની શક્તિ આપીને જ તે આ હેતુ સિદ્ધ કરી શકશે. એ શક્તિના જોરે જ નઈ તાલીમના વિદ્યાર્થીને નિર્વાહ સંબંધમાં પોતાના બાહુબલ ઉપર આત્મવિશ્વાસ રહેશે. અલબત તે નઈ તાલીમનો વિદ્યાર્થી હોય, જરૂરી જ્ઞાન અને ચારિત્ર્ય તો તેને મળેલું હશે જ એ કહેવાની જરૂર ન હોય.

નઈ તાલીમના જુવાનને ચિંતા રહે તો એટલી જ કે તેને પોતાના કૌશલ્ય અને કારીગરીને કામે લગાડવા માટે જરૂરી ઓજારો, કાચો માલ વગેરે મળી રહેવાં જોઈએ. તેટલું જ તેને પૂરું પાડવું એ સમાજ માટે કદી મુશ્કેલ ન હોઈ શકે.

ગાંધી વિદ્યાપીઠનો આદર્શ આવો હોવા છતાં, અમે પણ સમાજ-સાગરનાં ઘૂઘવતાં મોજાંઓથી ઘેરાયેલાં છીએ. જેને કારણે અમે અમારા આદર્શને પૂર્ણપણે આચરી બતાવવા સમર્થ થઈ શકતા નથી. પણ જે વસ્તુ હૃદયમાં છે તે ક્યારેક ને ક્યારેક પ્રત્યક્ષ થયા વગર રહેવાની નથી એવી આશામાં અમે કાર્ય કરી રહ્યા છીએ.

અમે આ પ્રદેશમાં સંખ્યાબંધ ઉત્તર બુનિયાદી વિદ્યાલયો ચલાવી રહ્યા છીએ. હવે એવા સંજોગો ઊભા થઈ રહ્યા છે કે આ બધાં વિદ્યાલયોને હિંમત સાથે ઉદ્યોગ કેન્દ્રો બનાવી દીધા વિના અમારો છૂટકો નથી. કુદરતી પરિસ્થિતિ અમારી પાસે એ પ્રયોગ કરાવશે જ.

એ પ્રકારનું નઈ તાલીમનું શિક્ષણ લીધેલાં ભાઈ બહેનો ગાંધી વિદ્યાપીઠમાં આવતાં થશે ત્યારે તે વિદ્યાર્થીઓ માટે અમારે કે તેમનાં મા-બાપને કે સરકારને—કોઈને ફિકર કરવાની રહેશે નહિ. અથવા ફિકર કરવાની હશે તો એટલી જ હશે કે તેમને તેમના કૌશલ્યને કામે લગાડવા માટે જરૂરી સાધનો પૂરાં પાડવાં.

આવાં ઉદ્યોગપરાયણ વિદ્યાર્થીઓને સમાજમાં ક્યાં અને કેવી જાતની સેવાઓ કરવા જેવી છે, જનતામાં કેવા વિચારો અને આદર્શો સ્થાપવાની જરૂર છે, જનતાના માનસમાં ક્યા ક્યા દોષો અને નબળાઈઓ પડેલાં છે એ બધું તરત જોઈ શકે એવી આંખ આપવી એ નઈ તાલીમનું કર્તવ્ય છે. આંખે એ બધું જોયા પછી લોકોમાં આ બધા કાર્યક્રમો માટે તે વિદ્યાર્થીઓ પ્રેરણા અને ઉત્સાહ જાગ્રત કરે એવાં લાયકાત અને ચારિત્ર્ય એ વિદ્યાર્થીઓમાં દૃઢ કરવા એ પણ નઈ તાલીમનું કર્તવ્ય છે.

નઈ તાલીમના પ્રભાવથી જ્યારે વિદ્યાર્થીવર્ગમાંથી નોકરીલક્ષી માનસ ઊડી જઈ ચારિત્ર્યબળ અને તેમાંથી જન્મતાં જ્ઞાન અને આત્મવિશ્વાસ આવશે ત્યારે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોનું કાર્ય ખરેખર અત્યંત આનંદવર્ધક અને ઉત્સાહવર્ધક થવાનું છે એ વિશે મને શંકા નથી. મને ખાતરી છે કે સમાજ માટે પણ વિદ્યાપીઠનું એ કામ એટલું જ ઉત્સાહમય અને નૈતિક આરોગ્યની વૃદ્ધિ કરનારું નીવડ્યા વગર રહેશે નહિ.

દેશમાં સ્વતંત્રતા હોવા છતાં અને જગતમાં શ્રેષ્ઠ એવી લોકશાહી આ દેશમાં સ્થપાઈ હોવા છતાં આપણો દેશ આજે ઘણી જ ભારે દુર્દશામાં રોળાઈ રહ્યો છે. આપણે જ્યાં નજર નાખીએ છીએ ત્યાં બધે જ દુર્દશા વર્તે છે. રાજ્યતંત્રોમાં, સમાજમાં, ઉદ્યોગોમાં, શહેરોમાં તેમ જ ગામડાંઓમાં બધે જ આ દુર્દશા જાતજાતનાં રૂપો ધારણ કરીને દેખા દઈ રહી છે. તેમાંથી છૂટવાનો ઉપાય કોઈને દેખાતો નથી. જેમને દેખાય છે તેમનામાં તેની સામે લડવાનું આત્મબળ ઉત્પન્ન થતું નથી.

આ આખા વિશાળ દેશમાં એક માત્ર જયપ્રકાશ નારાયણ જ આ દુર્દશા સામે માથું મૂકીને ઝૂઝી રહ્યા છે. ઘણીવાર જ્યારે માણસનો રોગ તેના હાડમાં ઊંડે છુપાઈ રહ્યો હોય છે, અને બહાર તો તેનાં ઉપરછલી લક્ષણો ખાંસી, દમ, સોજા જેવાં દરદીને ત્રાસ આપતાં દેખાતાં હોય છે. ત્યારે વૈદ ડૉક્ટરોને બાહ્ય લક્ષણો ઉપર મલમપટ્ટા જેવા તાત્કાલિક ઉપચારો કરવામાં રોકાવું પડતું હોય છે. જય પ્રકાશજીને પણ આજે ધારાસભા ખંડન જેવા તાત્કાલિક મલમપટ્ટા રૂપી આંદોલનમાં રોકાયેલા આપણે જોઈએ છીએ.

નઈ તાલીમના શિક્ષણના ભાવિ સ્વરૂપનું જે ચિત્ર મેં હમણાં દોર્યું તે વિદ્યાર્થીઓની તેમ જ વિદ્યાપીઠોની સ્થિતિ રોગમુક્ત કરવા ઉપરાંત સમાજ શરીરને પણ તેના હાડમાં પેસી ગયેલા રોગથી મુક્ત કરશે એવી મને આશા છે.

જુગતરામ દવે

### વિદ્યાપીઠનાં ધરુવાડિયાં

વેડછીમાં અગિયારવાર આવ્યો છું. વાલુડી વેડછીનું ગીત સંભળાય છે. ભાઈ નારાયણ અને મોહન નવલોહિયા શિક્ષકો હતા ત્યારે પણ એકવાર આવેલો. તે વખતે પણ આ જુગતરામભાઈ જાણે અહીં હજારો વરસથી આસન જમાવીને ન બેઠા હોય એવા લાગતા હતા. આજે પણ એવા જ લાગે છે. એ જ ચહેરો મહોરો, એ જ સહાનુભૂતિ ને વાત્સલ્ય.

આ ક્ષેત્રમાં પચાસ વર્ષથી સહાનુભૂતિપૂર્વક બેઠેલા જુગતરામભાઈને જોતાં મને પ્રાચીનકાળના કણ્વ ઋષિ યાદ આવે છે. શકુંતલાને વિદાય કરતી વખતે કણ્વ ઋષિનું હૃદય ભાંગી પડ્યું હતું. તેમણે કહેલું, 'મારા જેવા વનૌકસની પણ જો આવી વિકલતા થઈ છે તો સામાન્ય સંસારીઓની કેટલી થતી હશે?' આપણા આજના કણ્વ ઋષિનું હૃદય પણ તેમના સ્નાતકોને વિદાય આપતાં હમણાં ભાંગી પડ્યું.

જુગતરામકાકા અહીં બેઠા, તે દ્વારા જે તપનો સંચય થયો, એમાંથી જ ગાંધી વિદ્યાપીઠનો અમૃતકુંભ પ્રગટ્યો છે. એમની સાથે સુંદર સાથીઓ છે. આ સૌ વિદ્યાપીઠનાં સ્નાતકો ધરુવાડિયાં જેવા છે. તે ધરુ ચારે તરફ રોપાશે.

૮-૬-૭૫ના દીક્ષાંત પ્રવચનમાંથી. ઉમાશંકર જોશી

### સમાજશાસ્ત્ર મહાવિદ્યાલય

ચાલુ સાલે પ્રથમ વર્ષમાં ૨૦ ભાઈઓ અને ૩૨ બહેનોને પ્રવેશ આપવામાં આવ્યો હતો. તેઓ સુરત, ભરૂચ, ડાંગ, વલસાડ અને કચ્છ—આમ પાંચ જિલ્લામાંથી આવ્યાં છે.

સમાજશાસ્ત્ર મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ ચાલુ વર્ષના દુષ્કાળના દિવસોમાં સુરત, ભરૂચ, વડોદરા, પંચમહાલ, વલસાડ, ડાંગ—આ ૭ જિલ્લાનાં ૧૭ કેન્દ્રો પર દુષ્કાળ શિબિરો 'દુર્ભિક્ષ બનામ તરુણ' યોજના હેઠળ ચલાવ્યાં, જેમાં ૯૩ વિદ્યાર્થી, ૮૫ વિદ્યાર્થિની, ૨૦ કાર્યકર્તાઓ મળી ૧૯૮ની સંખ્યાએ ભાગ લીધો.

આ શિબિરો દરમિયાન નિર્માણકામો, જેવાં કે તળાવ ખોદવાં, કૂવા ખોદવા, તળાવની પાળ બાંધવી, જંગલ ઉછેરવાં, સિંચાઈ યોજનામાં ખોદકામ કરવું આદિ કામો કર્યાં હતાં.

દક્ષિણ ગુજરાત યુનિ.એ એન.એસ.એસ. યોજના હેઠળ પોતાના બે શિબિરો વિદ્યાપીઠની ભૂમિ પર યોજ્યા.

ગાંધી વિદ્યાપીઠ, વેડછીના ગ્રંથાલયનો વહીવટ સમાજશાસ્ત્ર મહાવિદ્યાલયને સોંપવામાં આવ્યો છે. પુસ્તકો ૧૨,૪૨૧ છે, જેમાં ૭૭૦ નવાં પુસ્તકો ઉમેરાયાં છે. વર્ષ દરમિયાન આવેલા વ્યાખ્યાતાઓમાં નીચેના મુખ્ય હતા :

૧ શ્રી ધીરેન્દ્ર મજમુદાર (૩-૬-૭૨ પદવીદાન સમારંભ)
૨ ,, મનુભાઈ પંચોળી
૩ ,, શ્રીમન્ નારાયણ (ગુ. રાજ્યના રાજ્યપાલ)
૪ ,, મદાલસાબહેન નારાયણ
૫ ,, મૂળશંકર ભટ્ટ
૬ ,, સ્નેઈલમેન
૭ ,, ઓલ્પીગરજી
૮ કુ. પ્રેમાબહેન કંટક

સિમેસ્ટર પદ્ધતિ પ્રમાણે ચાલતા અભ્યાસક્રમના સમય દરમિયાન લેખિત, મૌખિક, ચર્ચાસભા, પરિસંવાદ, વ્યક્તિગત વાતચીતની પદ્ધતિ ઉપયોગમાં લેવામાં આવી.

૧૯૭૩ ના જૂનમાં ૪૨ વિદ્યાર્થી ભાઈ-બહેનો સ્નાતકનો અભ્યાસ પૂર્ણ કરી ઉત્તીર્ણ થયાં છે. જેમાં પ્રથમ વર્ગમાં ૧૮, દ્વિતીયમાં ૨૭, તૃતીયમાં ૭ હતાં. પાસ થયેલાં ૪૨ વિદ્યાર્થીઓ નીચે પ્રમાણે ગોઠવાયાં છે :

૧ ગાં. 'વિ.ના સ્નાતક અધ્યાપન મંદિરમાં ૨૦

૨ અનુસ્નાતક અભ્યાસક્રમોમાં ૮

૩ વિવિધ કામોમાં ૧૩

વિદ્યાપીઠની ભૂમિ પર વિદ્યાર્થીઓનાં ત્રણ સ્વાવલંબી રસોડાં ચાલે છે.

આ દરેક રસોડાને ૦ાા એકર જમીન શાકભાજી ઉગાડી લેવા માટે આપી હતી.

તા. ૩–૮–૭૨ ના દિને સર્વોદય નેતા શ્રદ્ધેય શ્રી ધીરેન્દ્ર મજમુદારના હસ્તે સમાજશાસ્ત્ર મહાવિદ્યાલયનાં ૪૧ ભાઈ-બહેનોને પ્રમાણપત્રો એનાયત થયાં.

આ પ્રસંગે બાંગલાદેશ નિરાશ્રિત છાવણીઓમાં સેવાકાર્ય કરી આવેલાં વિદ્યાર્થીઓને શ્રીમતી મદાલસાબહેન તરફથી મળેલાં અભિનંદનપત્રો તથા ગીતાપ્રવચનો વિતરણ કરવામાં આવ્યાં.

વટવૃક્ષ : સપ્ટેમ્બર '૭૩

## સ્વશાસન સપ્તાહ

વિદ્યાર્થીઓને કામોની જવાબદારીઓનું ભાન થાય તથા તેમનામાં કાર્યને સફળ કરવાની શ્રદ્ધા અને હિંમત આવે તે હેતુથી ગાંધી વિદ્યાપીઠ દ્વારા સંચાલિત સમાજશાસ્ત્ર મહાવિદ્યાલયમાં તા. ૧૮–૧૧–૭૩થી તા. ૨૪–૧૧–૭૩ સુધી સ્વશાસન સપ્તાહ ગોઠવવામાં આવ્યું હતું. આના સંચાલન માટે વિદ્યાર્થીઓમાંથી જ શિક્ષકો અને કાર્યકર્તાઓ ચૂંટી કાઢવામાં આવ્યાં હતાં. વિદ્યાલય, છાત્રાલય, રસોડાં, પ્રાર્થના, વગેરે કામોની જવાબદારીઓ પણ તેમણે જ સંભાળી હતી.

પ્રાતઃપ્રાર્થના દરરોજ સવારે ૪–૪૫ વાગે ઉત્થાનથી શરૂ થતી અને તે પછી તરત અમારાં દૈનિક કાર્યોનો આરંભ થતો.

પ્રાર્થનામાં સારી એવી સંખ્યા હાજર રહેતી. પ્રાર્થના પછી નિયમિત મુઠ્ઠીભર અનાજ પધરાવી સર્વોદયપાત્રની ઉપાસના કરતા.

ઉદ્યોગ : પ્રાર્થના પછી ૬ થી ૮ અમે ઉદ્યોગ કરતાં. ઉદ્યોગમાં અમે ખેતી અને નિર્માણ કામો હાથ ધર્યાં હતાં.

ઉદ્યોગમાં સપ્તાહ દરમિયાન નીચેનાં કામો કર્યાં :

૧ છાણ, માટી વગેરે લાવી બાલવાડી અને ૫૦'×૧૫'×૨½'નો ચોતરો લીંપ્યો તથા તેની આજુબાજુની સફાઈ કરી.

૨ કચરો સાફ કરી, ખાડાટેકરા પૂરી રમતગમતના મેદાનો તૈયાર કર્યાં, તેનાં હદ્દી, ખોખો, લાંબો કૂદકો, વોલીબોલનાં મેદાનોનો સમાવેશ થાય છે.

૩ નજીકના બસ સ્ટેન્ડ પર આવતા જતા લોકો માટે બેસવા કામ આવે તે માટે ૧૫'×૩'×૨½'નો ચોતરો બનાવ્યો.

૪ પેશાબઘર ખાડા ખોદીને ઊભાં કર્યાં.

૫ છાત્રાલયો અને વિદ્યાલયોની આજુબાજુનું ઘાસ કાઢ્યું.

૬ સ્વાવલંબી ખેતીમાં ક્યારા બનાવી શાકભાજી રોપવાનું તથા તેમાં પાણી પાવાનું કામ કર્યું

૭ પ્રાયોગિક ખેતીમાં સંકર–૪ કપાસનું સંકરણ કરવાનું તથા કોથળીઓ બાંધવાનું કામ કર્યું. ખેતીમાં ઢેફાં ભાંગી ક્યારા બનાવવાનું કામ કર્યું.

૮ બાગમાં ઘાસનું નિંદામણ કરવું, નવા ક્યારા બનાવવા, ખાતર નાખી ફૂલછોડ રોપવા તથા મોટા ફૂલછોડને ગોડ મારવી, પાણી પાવું વગેરે કામો કર્યાં.

૯ કચરા પેટીના ડબ્બાઓ રંગવાનું તથા ધરુવાડિયામાં પાણી પાવાનું કામ પણ કર્યું.

૧૦ સમૂહભોજનની વ્યવસ્થા માટે હેલીપેડની સંપૂર્ણ સફાઈ કરી.

સફાઈ : ઉદ્યોગ પછી સફાઈનો સમય હતો. આ સમયમાં જાજરૂ સફાઈ, સ્નાનઘાટ, બાથરૂમ, જાહેર રસ્તાઓ, અતિથિગૃહ, વિદ્યાલય, છાત્રાલયો વગેરેની સફાઈનાં કામો અલગ અલગ વિદ્યાર્થીઓને સોંપ્યાં હતાં.

ભોજનાલય : અમારે ત્યાં સમાજશાસ્ત્રનાં ત્રણ રસોડાં ચાલે છે. તેની જવાબદારી અમે વિદ્યાર્થીઓ, ગૃહપતિઓ અને ગૃહમાતાઓએ સંભાળી હતી.

બાલવાડી : બાલવાડી ચલાવવાની જવાબદારી અમારાંમાંની વિદ્યાર્થિનીઓએ સંભાળી હતી. તેઓ બાળકોને ઘેર ઘેર જઈને બોલાવી લાવતાં.

વિદ્યાલય : ૧૧–૩૦ વાગે અમારું સંમેલન રહેતું તેમાં એક ગીત ગાયા પછી અમારા વર્ગો શરૂ થતા. દરરોજ ૩૫ મિનિટના ચાર વર્ગો ચલાવતા. તેમાં વિદ્યાર્થી-શિક્ષકો પોતાના વિષયની પૂર્ણ તૈયાર કરી વર્ગમાં ભણાવવા જતા. વિદ્યાર્થીઓને આમાં ઘણો જ રસ પડતો. જે વિદ્યાર્થીઓ જાહેરમાં પાંચ મિનિટ પણ બોલી શકતા ન હતા તેવા વિદ્યાર્થીઓમાં ૩૫ મિનિટ સુધી વર્ગમાં ભણાવવાની હિંમત આવી. જોકે પ્રથમ દિવસે થોડી ગભરામણ થઈ હતી, પણ પછીથી તેઓ વર્ગમાં સારી રીતે શીખવી શકતા.

સ્વાધ્યાય : ૨–૩૦ થી૪–૩૦ સુધી સ્વાધ્યાય રહેતો

રમતગમત : ૪–૩૦ વિદ્યાર્થીઓને રમતો રમાડવામાં આવતી. વોલી બોલ, કબડ્ડી, ખોખો વગેરે રમતો ચલાવી હતી છેલ્લે દિવસે અમારા મુરબ્બી શિક્ષકોને પણ રમાડયા હતા. વિદ્યાર્થીઓમાં (ખેલાડીઓમાં) ઉત્સાહ વધે તે માટે માઈક પરથી કૉમેન્ટ્રી આપવાનું કામ પણ કર્યું હતું.

મુક્તવિહાર : સાંજે ૬–૦૦ વાગે ભોજન પછી મુક્ત વિહારનો સમય રહેતો. તેમાં વિદ્યાર્થીઓ દિવસ દરમિયાન કેવી મજા આવી તેની વાતો રસપૂર્વક કરતા. તે વખતે અમારા અધ્યાપકોને પણ વાતો કરવા બોલાવતા.

સાયં પ્રાર્થના : સાંજે ૭–૦૦ વાગે પ્રાર્થના થતી, તેમાં ગાંધી

વિદ્યાપીઠના કાર્યકર્તાઓ અને કુટુંબોને બેસવાની વ્યવસ્થા પણ અમે કરતાં. સાંજની પ્રાર્થનામાં દિવસ દરમિયાન કરેલાં કામોનો રિપોર્ટ પણ આપતાં.

સમૂહભોજન : સપ્તાહ દરમિયાન અમે તા. ૨૨-૧૧ની સાંજે સમૂહભોજન રાખ્યું હતું.

આ સમૂહભોજનમાં સમાજશાસ્ત્રનાં સર્વ વિદ્યાર્થીઓ ઉપરાંત સ્નાતક અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ તથા કાર્યકર્તાઓનાં કુટુંબોમાંથી સર્વ નાનાં મોટાં આવ્યાં હતાં. સમૂહભોજનની બેઠક માટે અમે હેલીપેડની સંપૂર્ણ સફાઈ કરી હતી.

મનોરંજન : મનોરંજન માટે સમાજકલ્યાણ ખાતામાંથી 'સખ ભૂમિ ગોપાલકી' ગાંધીજીની દાંડીયાત્રા તથા અન્ય ફિલ્મ રીલો લાવીને શુક્રવારે સાંજે વિદ્યાર્થીઓને બતાવી હતી, તથા એક દિવસ નાચગાણું, ગરબા વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો.

તા. ૧૯મીના રોજ સ્વશાસન સપ્તાહનું ઉદ્ઘાટન પૂ. જુ. કાકાએ કર્યું હતું.

તા. ૧૯મીએ અમારામાંથી એક બહેને, શ્રીમતી ઇંદિરા ગાંધીજી જન્મજયંતી હોવાથી તેમના જીવન વિષે વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૨૦મીએ શ્રી પ્રવીણભાઈ ડાભીએ 'માતાજીના શિક્ષણના વિચારો' પર ભાષણ આપ્યું હતું.

તા. ૨૧મીએ પૂ. જ્યોતિભાઈ બિહાર જઈ આવેલા ત્યાંના અનુભવોનો અમને લાભ આપ્યો.

આચાર્યશ્રી હર્ષકાન્તભાઈનું વ્યાખ્યાન પણ થયું હતું.

અમારા સ્વશાસન સપ્તાહની પૂર્ણાહુતિ શ્રી મુકુલભાઈ કલાર્થીના હસ્તે થઈ હતી.

શિક્ષકો તરીકે નિમાયેલા વિદ્યાર્થીઓ રાત્રે ૧૨-૧ વાગ્યા સુધી વાંચતાં હતાં. આ સ્વશાસન સપ્તાહ દરમિયાન અમને જે અનુભવો થયા છે, તે અમારા ભવિષ્યના જીવનનું ભાથું છે.

વટવૃક્ષ : જાન્યુઆરી '૭૪ — વિનયકુમાર વાવેલા

## 'દુકાળ સામે તરુણ'

'દુકાળ સામે તરુણ' શિબિરોની ગુજરાત રાજ્યમાં થયેલા કામની રૂપરેખા.

૧ અરુણ પ્રયોજનાની સંખ્યા ૪

૨ ચાલુ પ્રયોજનાઓ ૧૬
- ૧ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી ૮
- ૨ મ. સ. યુનિવર્સિટી, વડોદરા ૪
- ૩ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી ૪
- ૪ સરદાર પટેલ યુનિવર્સિટી, આણંદ ૪

કુલ ૩૨

૩ મે અને જૂનમાં આયોજિત પ્રયોજનાઓ :
- ૧ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી ૪
- ૨ મ. સ. યુનિવર્સિટી, વડોદરા ૧૨
- ૩ ગુજરાત યુનિવર્સિટી ૧૬
- ૪ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી ૯
- ૫ સરદાર પટેલ યુનિવર્સિટી ૬
- ૬ ગુજરાત વિદ્યાપીઠ ૪
- ૭ કૃષિ યુનિવર્સિટી ૫
- ૮ એસ. એન ડી. ટી. યુનિવર્સિટી ૧
- ૯ આયુર્વેદિક યુનિવર્સિટી ૫૯

૪ આ યોજનામાં અપ્રિલ ૧૯૭૩ સુધી સંમિલિત વિદ્યાર્થીઓ તથા બિનવિદ્યાર્થીઓની સંખ્યા :

વિદ્યાર્થીઓ ૩૨૦૦
બિનવિદ્યાર્થીઓ ૪૦૦

કુલ યુવકો ૩૬૦૦

૫ એપ્રિલ ૧૯૭૩ સુધીમાં આવરી લેવાયેલા જિલ્લાઓ :
ડાંગ, વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, પંચમહાલ, ભાવનગર અને સુરેન્દ્રનગર.
પ્રયોજનામાં ૧૬ જિલ્લાઓ આવરી લેવાશે.

૬ પ્રયોજનામાં ૬ યુનિવર્સિટીઓ આવરી લેવાઈ. (દક્ષિણ ગુજરાત, મ. સ. યુનિવર્સિટી, વડોદરા; સરદાર પટેલ યુનિ., સૌરાષ્ટ્ર યુનિ., ગુજરાત યુનિ.)

ત્રણ યુનિ. આવરી લેવાશે (ગુજરાત યુનિ., કૃષિ યુનિ., આયુર્વેદિક યુનિ.)

૭ એપ્રિલ ૭૩ સુધીમાં અમલમાં આવેલ પ્રયોજનાઓ :
- ૧ બંધપાળા
- ૨ તળાવનું ખોદકામ
- ૩ નાળાં-ઝરણાં આડે બંધ
- ૪ સારી જમીનની સુધારણા માટે બંધ
- ૫ ઉદ્‌વહન સિંચાઈ
- ૬ વનવિસ્તરણ
- ૭ ગ્રામોદ્યોગ દ્વારા બેકારી નિવારણનું શિક્ષણ
- ૮ તળાવોને પાણીના નિકાસની નાળી સાથે જોડવાં
- ૯ ટેરેસિંગ
- ૧૦ ઘાસિયાંની સુધારણા
- ૧૧ નદી માર્ગ બદલીને જમીન મેળવવી

૮ નોંધપાત્ર સિદ્ધિઓ :
- ૧ અંકલેશ્વર જિ. ભરૂચ ઉદ્‌વહન સિંચાઈ યોજના, ૮૦૦ એકર જમીન માટે પાણી આપ્યું.
- ૨ રોહિયાદ, જિ. વલસાડમાં ૨૦૦ એકર જમીન નવસાધ્ય કરી.
- ૩ તામછડી, જિ. વલસાડમાં સિંચાઈ માટેની ૨૦૦ એકર જમીનમાં પાળા બાંધી સમતળ કરી.
- ૪ ખારી જમીનને સુધારીને ખેડ તળે લાવવા માટે ભરૂચ જિલ્લામાં બંધ બાંધવામાં મદદ કરી. આ પ્રયોજનામાં એકંદરે ૨૦,૦૦૦ એકર જમીન નવસાધ્ય થશે.
- ૫ વલસાડ, ભરૂચ અને સુરેન્દ્રનગર જિલ્લાઓમાં ચાર કૂવા ખોદવાનું કે ઊંડા ઉતારવાનું કામ કર્યું.
- ૬ ૨૦૦ એકરમાં વનવિસ્તરણનાં કાર્યમાં મદદ કરી.

તા. ૩૦-૪-૭૩ — મોહન પરીખ

### સ્નાતક અધ્યાપન મંદિર, વેડછી

એક વરસના આયોજનબદ્ધ અભ્યાસક્રમમાં ૯ બહેનો તથા ૧૯ ભાઈઓ, એમ કુલ ૨૮ વિદ્યાર્થી જોડાયાં. આ સ્નાતક અધ્યાપન મંદિર સંપૂર્ણ આંતરિક મૂલ્યાંકન પદ્ધતિએ ચલાવવાનું રાજ્યશિક્ષણ ભવન, રાજ્ય પ્રશિક્ષણ બોર્ડ તથા રાજ્ય પરીક્ષા બોર્ડે સ્વીકાર્યું છે, એથી કાર્ય વિશેષ રસદાયી બન્યું છે.

અભ્યાસક્રમ સાથે આ વર્ષે આદરણીય જયપ્રકાશજીની ઇચ્છાનુસાર બિહારના મુસહરી પ્રખંડમાં નઈ તાલીમનું વાતાવરણ પ્રસારવાનું આયોજન કર્યું હતું. આ અંગે બિહારના લોકોનો એક 'ન. તા. ભૂમિકા' શિબિર ગાંધી વિદ્યાપીઠમાં ચલાવવમાં આવ્યો. એમાં મુસહરી પ્રખંડના શિક્ષકો, શિક્ષિકાઓ, ગ્રામસભાના આગેવાનો, શાંતિ સૈનિકો તથા સરકારી અધિકારીઓ જોડાયા.

બાંગ્લાદેશથી બંગાળમાં આવેલાં શરણાર્થીઓની સેવાનું કામ પણ વિદ્યાર્થીઓએ કર્યું.

વનવિદ્યા ઉદ્યોગ તરીકે પ્રાથમિક કક્ષાએ સારું સ્વરૂપ લે એ દૃષ્ટિથી શ્રી મોહનભાઈ પરીખના પ્રયત્નથી અને શિબિરના સૌ સાથીદારોના સાથથી ઉકાઈના શિક્ષકો માટે વનવિદ્યા ઉદ્યોગશિબિર તા. ૩૦-૪-૭૨થી તા. ૪-૫-૭૨ સુધી ચલાવવામાં આવ્યો.

આ બધી પ્રવૃત્તિઓ છતાં સ્નાતક અધ્યાપના મંદિરના ચાર શિક્ષાર્થીઓ પ્રથમ શ્રેણિમાં, સત્તર શિક્ષાર્થીઓ દ્વિતીય શ્રેણિમાં અને સાત વિદ્યાર્થીઓ ત્રીજી શ્રેણિમાં ઉત્તીર્ણ થયા.

જ્યોતિભાઈ દેસાઈ

### ભારતનું ગૌરવ

ગાંધી વિદ્યાપીઠ વેડછી શિક્ષણ મહાવિદ્યાલય દ્વારા ભારતને આંતર રાષ્ટ્રીય નિરંતર (જીવનભરના) શિક્ષણના શિક્ષકો તૈયાર કરનાર જગતનાં દસ કેન્દ્રોમાંનું ગણાવાનું બહુમાન પ્રાપ્ત થયું છે.

યુનેસ્કોના નેજા હેઠળ ચાલતી સંસ્થા—યુનેસ્કો ઇન્સ્ટિટ્યૂટ ફોર એજ્યુકેશન—હેમબર્ગ (જર્મની) દ્વારા તાજેતરમાં (૧૯૮૪માં) 'પ્રિપેરિંગ ટિચર્સ ફોર લાઇફ લૉંગ એજ્યુકેશન' પ્રસિદ્ધ થયું છે. આ પુસ્તકમાં ગાંધી વિદ્યાપીઠ, વેડછી જિ. સુરતની 'શિક્ષક તાલીમ સંસ્થાને' 'ભારતીય શિક્ષણ મહાવિદ્યાલય' તરીકે ઓળખાવ્યું છે. જગતની દસ શિક્ષણ સંસ્થાના અભ્યાસ પર થયેલું આ સંશોધન છે. તેમાં પાંચ શિક્ષક તાલીમ સંસ્થાઓ છે. ઓસ્ટ્રેલિયા, ફિલિપાઈન્સ, ફ્રાન્સ, જાપાન, લિસોટો (આફ્રિકા). એક સેવાકાલીન શિક્ષક તાલીમ સંસ્થા—ઈંગ્લૅન્ડની ધ્યાન પર લેવાઈ છે. ત્રણ રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનો અભ્યાસ તેમાં સમાવાયો છે. આઈવરી કોસ્ટ (આફ્રિકા), [illegible], અલસેલ્વેડોર અને મેક્સિકોની શિક્ષણ સંસ્થાના રાષ્ટ્રીય સંમેલનના સંદર્ભ બિંદુ સંશોધન વિચારાયું છે. આમ દસ શિક્ષક તાલીમ સંસ્થાઓમાં ભારતના શિક્ષક તાલીમ કેન્દ્રે [illegible] પુસ્તક છે.

"[illegible]" કેન્દ્ર [illegible] ગાંધી વિદ્યાપીઠ [illegible] અભ્યાસમાં [illegible] [illegible]

શાળામાં ૧૯૭૭-૭૮ દરમિયાન યોજેલ 'ટાગોર પ્રયોજના'નું વિશ્લેષણ છે. (પાન ૫૧) તેમ જ બાલ શિક્ષણના ક્ષેત્રકાર્ય દ્વારા આપણે માનસશાસ્ત્રના અભ્યાસ માટેની પ્રયોજના કરીએ છીએ તે 'બાલવાડી પ્રયોજના'ને સ્થાન આપ્યું છે (પાન ૫૨, ૫૩).

પુસ્તકના ચોથા પ્રકરણમાં આ તાલીમ સંસ્થાઓના આયોજનો અને કાર્યક્રમનો અભ્યાસ રજૂ થયો છે, જેમાં

૧ મહત્ત્વનાં અંગો
૨ તાલીમાર્થીઓના અનુભવો
૩ સ્વયં શિક્ષણ
૪ શિક્ષણનો પ્રત્યક્ષ અનુભવ

આ ચાર મુદ્દાઓમાં અભ્યાસ કરનાર યુનેસ્કોના સંશોધક શ્રી ગોડ વિગતમાં ઊતર્યા છે.

'સ્વજાગૃતિનો, વધુ આગળ વાંચતા વિચારતા રહેવાનો અને વૈચારિક મુક્તતાનો પડઘો ભારતીય કેન્દ્રમાં સારો પડે છે એ ઉદ્દેશ—જવાબદાર નાગરિકો તૈયાર કરવાનો, જીવનની ફિલસૂફી પ્રાપ્ત કરાવી આપી આવતી કાલના સમાજના પ્રશ્નો ઉકેલવાની શક્તિ અને આવડતો આપવાનો અને વિદ્યાર્થીને કોઈપણ પરિસ્થિતિનો સામનો કરવાનો આત્મવિશ્વાસ નિર્માણ કરી આપવાનો—નોંધપાત્ર છે અને તેમાંય જે વિગતથી કામના ઉદ્દેશો આ કોલેજે યોજ્યા છે તે નોંધીએ.

'એવા શિક્ષકો જે આગેવાની લે, જે સ્વઆધારિત હોય, જૂથમાં કામ કરવાની આવડત કેળવેલી હોય, પ્રયોગો કરવાનાં વલણો કેળવ્યાં હોય અને રાષ્ટ્રીય ભાવનાથી ભરેલા હોય.

'અને જેમને સ્વશિક્ષણની અને તે દ્વારા જીવનભર શિક્ષણ લેવાની તમન્ના પ્રાપ્ત થાય.' (પાન ૧૩૦-૧૩૧)

તેવા અભિગમો જોવા મળે છે. આવી જ સમાજ પ્રત્યેની જાગૃતિની વાત મેક્સિકોના અનુભવમાં પણ છે. 'જો જીવનભરનું નિરંતર શિક્ષણ ખીલવવું હોય તો તેમાં ઠાલાં બેસીને ભાષણ સાંભળવાના કાર્યક્રમને સ્થાન નથી. સ્વશિક્ષણના વિવિધ કાર્યક્રમો દ્વારા, જૂથ ચર્ચાઓ દ્વારા અને સ્વઅધ્યયન દ્વારા જે ખીલવી શકાય છે. તે સિદ્ધ કરવામાં ભારતની આ કોલેજ એકમેવ અપવાદ છે.' (પાન ૧૩૫) અભ્યાસક્રમની સુગ્રથિત ગૂંથણી કરવી હોય તો તે માટે મહત્ત્વના અભિગમો ભારતની કોલેજે નોંધ્યા છે. (પાન ૧૩૭)

૧ સંસ્થાની સૈદ્ધાંતિક ભૂમિકામાં (ફિલસૂફીમાં) બાંધાયેલી નિષ્ઠા હોવી.
૨ વિચાર પ્રત્યેની સહાનુભૂતિ ધરાવતા કાર્યકર્તાઓની ભરતી.
૩ ઉત્સાહજનક વાતાવરણ જે પ્રયોગશીલતાનું સ્વાતંત્ર્ય ખીલવે.
૪ સમગ્ર સમૂહમાં પરસ્પર આદર
૫ આર્થિક (ઇનપુટસ Inputs) સાધનો કરતાં માનસિક અને માનવીય મૂલ્યોના આધાર પર અવલંબનું.
૬ આસપાસની શાળાનો અને સમાજનો વ્યવહાર એટલે કે કાર્ય અપેક્ષાની ભૂમિકાનો સ્વીકાર.

ગાંધી વિદ્યાપીઠના આ કોલેજની સુગ્રથિત ગૂંથણીની સફળતામાં મહત્ત્વ [illegible] (પાન ૧૩૭)

૧ મુખ્ય કારણ તો એ છે કે એક સમગ્ર દૃષ્ટિ ઊભી થઈ છે. અને પ્રયોગશીલતાનો અભિગમ આખા શૈક્ષણિકકાર્યનું હાર્દ બન્યો છે.

૨ બીજું મહત્ત્વનું કારણ એ છે કે તાલીમાર્થી છાત્રવાસી હોવાને લીધે આપલેની શક્યતાનો પૂરો લાભ લેવાય છે.

૩ અને ત્રીજી મહત્ત્વની વાત એ છે કે આસપાસના સમાજ અને શાળા સાથેનો સંબંધ ઘનિષ્ઠ ખીલેલો છે.

આ બધી સંસ્થાઓ દ્વારા નવા અભિગમોનો અને શિક્ષણક્ષેત્રે ભાવિ દિશાઓ ઉઘાડવાની ક્ષમતાનો પણ વિચાર આ અભ્યાસમાં થયો છે.

ભારતીય અને મેક્સિકોની સંસ્થાઓ લોકશાહીકરણની બાબતમાં અપવાદ રૂપ આગળ વધેલી ઝળકે છે. તેમની વધુ વિગતો નથી મળી. પણ આ દશેયમાં આ બેયનું પ્રદાન વિશેષ નોંધવું પડે તેમ છે. (પાન ૧૬૮)

'શ્રી જુગતરામ દવે દ્વારા સદીના ત્રીજા દાયકામાં સ્થપાયેલ વેડછી આશ્રમમાંથી વિકસેલી ગાંધી વિદ્યાપીઠનું શિક્ષણ મહાવિદ્યાલય એક પ્રયોગશીલ શિક્ષક તાલીમ કેન્દ્ર'નો આવો વિશેષ અભ્યાસ કરવાની આ પુસ્તકમાં તક લેવામાં આવી છે. (પાન ૪૭)

ઉપરોક્ત લખાણ UNESCO તરફથી તા. ૧૦–૪–૮૪ને દિવસે પ્રાપ્ત થયેલ પુસ્તકમાંથી સારવીને આપ્યું છે.

જ્યોતિભાઈ દેસાઈ

## ૧૦ શાન્તિસેના વિદ્યાલય, કરાડી
### (૧૯૭૩–૭૪)

ગાંધી વિદ્યાપીઠ સંચાલિત, શાંતિસેના વિદ્યાલયને આ વર્ષના અહેવાલ સાથે ૬ વર્ષ પૂરાં થાય છે.

વિદ્યાલયનું મુખ્ય કામ ગ્રામશાન્તિસેના તથા નગરશાન્તિસેનાનું સંગઠન કરવાનું છે. તે માટે બે બે માસના તાલીમવર્ગો ચલાવવા માટેનો અભ્યાસક્રમ તૈયાર કર્યો છે.

### ૧૫ દિવસના સેનાનાયકના શિબિરો

વર્ષમાં ૭ શિબિરો ચલાવવામાં આવ્યા, જેમાં ૭૩ ભાઈઓ તથા ૫૫ બહેનોને શાંતિ સેનાનાયકની તાલીમ આપવામાં આવી.

### તત્પર શાંતિ સેનાનાયકોના વર્ગો

અ. ભા. શાંતિસેના મં. વારાણસી તરફથી મોકલવામાં આવેલા ૮ તત્પર શાંતિ સૈનિકોને તથા ૧૧ ગ્રામ શાંતિસૈનિકોને સેનાનાયકની ૧ માસની તાલીમ આપવામાં આવી. તેઓ સૌ જુદાં જુદાં રાજ્યોમાંથી આવ્યા હતા.

### યુનિ.ના વિદ્યાર્થીઓ

યુનિવર્સિટીઓ તરફથી વિદ્યાર્થીઓ ધરમપુર તા.નાં ખરેડા તથા રોહિયાળ ગામે આવેલા. તેમને અમારા આચાર્યો સાથ આપવા ગયા.

### ગાંધી વિદ્યાપીઠનાં સેવાકાર્યો

ચાલુ વર્ષે ગાંધી વિદ્યાપીઠે સમાજસેવાનાં પ્રત્યક્ષ કામો માટે વલસાડ જિલ્લાના ધરમપુર તાલુકાનું આંબેટી ગામ તથા સુરત જિલ્લાના



ચોર્યાસી તાલુકાનું ખુડિયા ગામ પસંદ કર્યું હતું. શાંતિસેનાએ આ શિબિરોનું સંચાલન કર્યું.

### હિરોશીમા દિનની પદયાત્રા

શાંતિસેના વિદ્યાલય તરફથી તા. ૬–૮–૭૪ના દિને કાંઠા વિભાગની પદયાત્રા યોજી, જેમાં ૧૭ શાળાઓનાં ૩૦૨૪ વિદ્યાર્થીઓ તથા શિક્ષકોએ ભાગ લીધો.

### મ. પ્ર.ની સાગર જેલમાં શિબિર

સાગર જેલમાં રહેતાં બાગીઓ સાથે ૧૦ દિવસના સહવાસ માટે આચાર્યો ગયા હતા.

સોમભાઈ ડા. પટેલ
સપ્ટેમ્બર ૧૯૭૪ આચાર્ય, શાંતિસેના વિદ્યાલય

### સમર્પિત બાગીઓની સેવામાં

[ગાંધી વિદ્યાપીઠની એક ટુકડી સપ્ટેમ્બર ૧૯૭૩ના આરંભમાં સાગર જેલમાં સજા ભોગવી રહેલ સમર્પિત બાગી મિત્રો સાથે થોડા દિવસ રહેવા ગઈ છે. તેઓમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ મળીને ૩૦ સભ્યો છે.

શાંતિસેના વિદ્યાલયના શિક્ષકો શ્રી સોમભાઈ ડાહ્યાભાઈ પટેલ અને ઈન્દ્રસિંહ રાવતનો પત્ર આવ્યો છે તે વાચકોને આ નીચે પીરસવામાં આવે છે. બાગીઓનું જેલજીવન તેમના જવાથી કેટલું આનંદ અને ઉત્સાહમય થઈ રહ્યું છે એ જાણી વાચકોને આનંદ થશે.]

સાગર જેલ (મધ્ય પ્રદેશ)
તા. ૧૨–૯–૭૩

પૂજ્ય કાકા,

તમારો પત્ર મળ્યો.

અહીં સાગર જેલમાં બાગી ભાઈઓ ૮૦ની સંખ્યામાં છે. આ બાગીઓ બુંદેલખંડના છે. એમને ગ્વાલિયર જેલમાંથી બદલીને અહીં સાગર જિલ્લાની આ પ્રથમ શ્રેણીની જેલમાં રાખવામાં આવ્યા છે. મોટા ભાગના બાગીઓના કેસ પૂરા થઈ ગયા છે. અહીં બધા ભાઈઓ જન્મટીપની સજાવાળા છે. આ જેલમાંના બાગીઓના મુખ્ય ચાર મુખિયા છે. એ બધાનો મેળ પરસ્પર ઘણો સારો છે. મુખિયાઓમાં બધા બાગીઓની શ્રદ્ધા છે અને ભક્તિ પણ જોવા મળે છે.

આ બધા બાગી ભાઈઓનો જેલમાં મુખ્ય કાર્યક્રમ પૂજાપાઠનો જ છે. અમારી ગાંધી વિદ્યાપીઠની મંડળી આવતાં એમની પૂજાપાઠની પ્રવૃત્તિને સારું મહત્ત્વ મળ્યું છે. તે સિવાયનો અન્ય સમય એ લોકો આપણે ગોઠવેલી સમગ્ર પ્રવૃત્તિઓમાં ભળી ગયા છે.

સવારે ૮–૦૦ વાગ્યે અમે જેલમાં પહોંચી જઈએ છીએ. જતાં જ ત્યાંની પરિસ્થિતિ ધ્યાનમાં લઈ અમે શરૂઆત રમતગમતથી કરીએ છીએ. આ રમતની પ્રવૃત્તિએ અહીંના જેલજીવનમાં પ્રાણ પૂરી દીધો છે. રમતગમતમાં બધા બાગીભાઈઓ તો ભળ્યા જ, પરંતુ એમના મુખિયાઓ પણ ખેલાડી તરીકે ભળ્યા છે. આથી સૌમાં ખૂબ નિકટતા આવી ગઈ છે. આના પરિણામે અમારી મંડળી તરફથી ગોઠવવામાં આવેલી બીજી બધી પ્રવૃત્તિઓમાં પણ

તેઓ બહુ રસથી ભળતા થઈ ગયા છે. આપણી ગાંધી વિદ્યાપીઠની મંડળી માટે તેઓમાં સારી લાગણી ઊભી થઈ છે.

રમત પછી અમે નાનકડું પ્રાર્થના સંમેલન રાખીએ છીએ. પ્રાર્થના પછી ઉદ્યોગના કાર્યક્રમો શરૂ થઈ જાય છે. આખા દિવસમાં કયા કયા ઉદ્યોગો ક્યારે કરવાના છે, એના સમયપત્રકની જાહેરાત કરવામાં આવે છે. તે પ્રમાણે જુદા જુદા ઉદ્યોગોની જુદી જુદી ટુકડીઓ ગોઠવાઈ જાય છે.

એક ઉદ્યોગ ઊભાં ઝાડુ બાંધવાનો છે. એમાં બાગીઓને ખૂબ રસ પડચો છે. તેઓએ તેવાં ઝાડુ બનાવી લીધાં છે. દરેકે પોતપોતાનાં ઝાડુને રંગ પણ લગાવ્યો છે, અને તેના ઉપર પોતપોતાનાં નામ પણ લખી લીધાં છે.

બીજો ઉદ્યોગ છે કાથીની દોરીનાં પગલૂછણિયાં બનાવવાનો. સૌ રસથી તે શીખવા વળગી ગયા છે.

ત્રીજો ઉદ્યોગ માથામાં નાખવાનું તેલ બનાવવાનો પણ દાખલ કર્યો છે. બાગીભાઈઓએ તેલ બનાવી પોતપોતાની શીશીઓ ભરી લીધી છે.

બીજા ઉદ્યોગો છે દંતમંજન બનાવવું, સુંદર બનાવવો, ચાકની લાકડીઓ બનાવવી, ત્રિફળા ચૂર્ણ બનાવવું. બધા ઉદ્યોગોમાં બાગી ભાઈઓએ ખૂબ જ રસ બતાવ્યો છે. દરેક વસ્તુ તેમણે બનાવી છે. આમ, જેલનું વાતાવરણ ઉદ્યોગમય થઈ ગયું છે, અને તે બાગીઓને ખૂબ ખૂબ સ્પર્શી ગયું છે. નઈ તાલીમનું સાચું સ્વરૂપ જોવાનું મળ્યું છે. જેલના અહીંના સ્થાનિક કાર્યકર્તાઓ પણ આ બધું જોઈને પ્રભાવિત થયા છે.

બપોરે ભોજન પછી સમૂહકાંતણ એક કલાક રાખીએ છીએ. તે દરમિયાન અંતકડીની રમઝટ જામે છે અને તેમાં બાગીઓને ખૂબ મઝા આવે છે. એક દિવસે એ લોકોએ બુંદેલખંડી ભજન-કીર્તનની રમઝટ જમાવી હતી. જેલમાં એક કુટુંબનું વાતાવરણ બની ગયું હોય એવું લાગે છે.

એક દિવસ બાગી ભાઈઓએ અમને—વેડછી વિદ્યાપીઠની મંડળીને ભોજનનું આમંત્રણ આપ્યું. અમને જમવા બેસાડ્યા, અને પીરસવાની જવાબદારી એ લોકોએ પોતાની પાસે રાખી. આ વ્યવસ્થા પાછળ કંઈક ઈરાદો રહેલો હતો એ અમે સમજી ગયા. એ લોકોમાં છૂતાછૂતની ભાવના અતિ તીવ્ર રૂપે રહેલી વરતાય છે. તેઓ અમારી સાથે પંગતમાં બેસતાં અને અમારું પીરસેલું જમતાં સંકોચ પામતા હતા. પરંતુ આટલા દિવસમાં તેઓ અને અમે એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છીએ કે એ ગ્રંથિ ઓગળવા લાગી છે. બીજે દિવસે મુખિયા લોકોએ સામેથી અમને આમંત્રણ આપ્યું કે આજે અમે તમને બીજું ભોજન આપીશું, તેમાં અમે સૌ જમવા બેસીશું અને તમે સૌ પીરસશો. અમે ખૂબ આનંદથી તેમની વાત વધાવી લીધી. તે દિવસ વિનોબા જયન્તીનો હોવાથી વિશેષ કાર્યક્રમ બનાવ્યો.

આજે પ્રાર્થના પછી વિષ્ણુસહસ્રનામનો પાઠ ખાસ રાખ્યો. પછી રમતો પણ વિશેષ ઉત્સાહપૂર્વક રમ્યા, ભોજન માટે સાથિયા, સુશોભન બનાવી પવિત્ર વાતાવરણ ઊભું કર્યું. બધા બાગીઓને લાઇનમાં બેસાડ્યા અને અમે પીરસવાનું શરૂ કર્યું. મંત્ર બોલાયો અને સૌએ ભોજન શરૂ કરી દીધું. સૌ વાતાવરણમાં તન્મય થઈ ગયા અને છુઆછુત ક્યાંય ઊડી ગઈ. આટલા દિવસમાં આજે પહેલી જ વાર બધી ન્યાતના બાગીઓ એક પંગતે બેસીને જમ્યા અને અમારી મંડળીની પીરસેલી રસોઈ જમ્યા.

આ બધું વાતાવરણ ઊભું કરવામાં આપણા સર્વ વિદ્યાર્થીઓએ પોતપોતાની સર્વ શક્તિ અર્પણ કરી કામ કર્યું. શિક્ષકોએ પણ પોતાની દૃષ્ટિ પ્રમાણે એમાં રંગ પૂર્યા.

૧૧મી સપ્ટેમ્બરે આ પ્રમાણે અમે સૌએ વિનોબા જયન્તી ઉજવી. સર્વોદયપાત્રની પણ સ્થાપના કરવામાં આવી છે.

શ્રી કાશિનાથજી ત્રિવેદી આ દિવસોમાં ૨૪ કલાક અમારી સાથે જ રહે છે અને ગાંધી વિનોબાની દૃષ્ટિ સતત ચીંધતા જ રહે છે. આ રીતે એમણે વાતાવરણની પવિત્રતા વધારવામાં ખાસ ફાળો આપ્યો છે અને પરિણામ આટલું ઉત્તમ આવ્યું છે. બાગીઓ વખતોવખત ઉદ્ગાર કાઢે છે કે અમારી સંભાળ તો તમે ગાંધી વિદ્યાપીઠવાળાઓએ જ લીધી છે.

બાગીઓનાં કુટુંબના ઘણા બધા પ્રશ્નો છે. અહીંના શાંતિમિશને તે હાથ ધર્યા છે.

સાગરની એક ગુજરાતી પેઢીમાં અમારો વિદ્યાપીઠ મંડળીનો મુકામ છે.

ઑક્ટોબર ૧૯૭૩ — લિ. સોમભાઈ અને રાવતનાં વંદન

## ૧૧ નેસુ સેવા આશ્રમ

### પૂર્વ ભૂમિકા

સુરત જિલ્લાને ઉગમણે છેડે જૂના ગાયકવાડી રાજ્યના ઉચ્છલ અને નિઝર એ તાલુકાઓમાં મુખ્યત્વે આદિવાસી પછાત વિસ્તાર આવેલો છે. આ બંને તાલુકાઓમાં ૧૬૦ ગામો ૬૮૦ ચો. કિલોમીટર વિસ્તારમાં વસે છે. રેલવે અને રસ્તાથી દૂર કોઈ પણ જાતની સગવડ ન હોય અને જીવનની જરૂરિયાતની વસ્તુઓ માટે સતત તંગી વેઠવાની હોય એવા આ વિસ્તારમાં જીવનનો સંઘર્ષ સદાએ વેઠતી આદિવાસી વસ્તી પથરાયેલી છે.

આ સમગ્ર વિસ્તાર પ્રથમ દ્વિભાષી મુંબઈ રાજ્યમાં સમાયેલો હતો. અને તેનો સઘળો વ્યવહાર મહારાષ્ટ્ર સાથે જોડાયેલો હતો. કાકડાપાર અને ઉકાઈના બંધની યોજનાઓ થઈ ત્યારે આ બન્ને તાલુકાઓ ડૂબતા વિસ્તારમાં આવ્યા. સિંચાઈનો લાભ આ ઉપરવાસના વિસ્તારને મળવાનો નહતો. પરંતુ તેમને નવેસરથી વસાવવાની બહુ મોટી જવાબદારી ઊભી થતી હતી. આ બંને તાલુકાઓને ગુજરાત રાજ્ય સાથે જોડી દેવાનો નિર્ણય થયો. તે જ અરસામાં ગુજરાત રાજ્યનો જન્મ થયો. નેસુ અને તાપી નદી વચ્ચેના આ ક્ષેત્રને નેસુ વિસ્તાર કહેવામાં આવે છે.

ગુજરાત રાજ્યનાં જન્મકાળે આ બંને તાલુકાઓનો ધણી કોઈ ન હતો. તેમની પરિસ્થિતિમાં શ્રી જુગતરામભાઈ દવે તથા શ્રી ઝીણાભાઈ ર. દરજીએ આ વિસ્તારોમાં વિશેષ ધ્યાન આપવા માંડ્યું અને જાતે ગાડાંઓ ખૂંદીને સર્વ પ્રથમ ૯ (નવ) જંગલ

મંડળીઓ તથા ૧૭ (સત્તર) સેવા સહકારી મંડળીઓનો આરંભ કર્યો. શ્રી સામતેકસાતખાન અને રામભાઈએ પદયાત્રાઓ કરીને લોકશાળાઓ સ્થાપી અને જાગૃતિ આણી.

સયાજીરાવ ગાયકવાડે વર્ષો પહેલાં નેસુ પ્રદેશમાં તાપી કિનારે આરકાંટીમાં આદિવાસી વિદ્યાર્થીઓ માટે છાત્રાલય સ્થાપ્યું હતું. પરંતુ વિદ્યાર્થીઓના અભાવે તે પડી રહ્યું.

### સ્થાપના

નવ નિર્માણ આ મહાકાર્યનો આરંભ પ્રાથમિક શાળાના છાત્રાલયથી થયો છે. તા. ૨૧–૬–૧૯૬૧ના દિને નેસુ સેવા આશ્રમ કરોડની સ્થાપના થઈ અને પ્રાથમિક છાત્રાલયમાં ૩૨ વિદ્યાર્થીઓ દાખલ કરવામાં આવ્યા.

### ત્રેવીસ વર્ષના તપની ફલશ્રુતિ

નાનકડા છાત્રાલયમાંથી ધીમે ધીમે ઉચ્છલ તથા નિઝરના વિસ્તારમાં અનેક પ્રવૃત્તિઓ વધવા માંડી. લોકોમાં શિક્ષણની ભૂખ જાગી હતી. સહકારી જંગલ મંડળીઓને પણ કામ મળતું રહ્યું અને જંગલ-મંડળીઓ પણ પગભર થવા માંડી એમનું લક્ષ્ય પણ શિક્ષણ તરફ કેન્દ્રિત થવા માંડયું છે. પરિણામે નેસુ સેવા આશ્રમની જેટલી પ્રવૃત્તિઓમાં પ્રાથમિક મૂડીરોકાણ કરવા માટે સહકારી જંગલ મંડળીઓની સતત સહાય મળતી રહી.

નેસુ સેવા આશ્રમ-કરોડે તિતિક્ષાભર્યાં ત્રેવીસ વર્ષના કઠોર તપ દરમિયાન ૧૩૦ સંસ્થાઓને સ્થાપી અને તેને વિકસાવી છે.

શ્રી નેસુ સેવા આશ્રમ કરોડ સંચાલિત સંસ્થાઓની સ્થાપના તારીખ અને બાળકોની સંખ્યા દર્શાવતું પત્રક

| સંસ્થાનું નામ | ગામ | તાલુકો | સ્થાપના તારીખ | વિદ્યાર્થી સંખ્યા |
|---|---|---|---|---|
| શ્રી સરદાર કુમાર છાત્રાલય કરોડ, | કરોડ | ઉચ્છલ | ૧૪-૬-૬૦ | ૪૬ |
| ,, નેસુ સેવા આશ્રમ કરોડ | ,, | ઉચ્છલ | ૨૧-૬-૬૧ | — |
| ,, ઠક્કરબાપા કુમાર છાત્રાલય | નિઝર | નિઝર | ૨૮-૮-૬૧ | — |
| ,, આશ્રમશાળા ફુલવાડી | ફુલવાડી | ,, | ૧-૧૨-૬૧ | ૧૫૦ |
| ,, આશ્રમશાળા ખોડદા, | ખોડદા | ,, | ૧-૬-૬૨ | ૧૫૦ |
| ,, આશ્રમશાળા ખાબદા, | ખાબદા | ઉચ્છલ | ૧-૬-૬૨ | ૧૫૦ |
| ,, આશ્રમશાળા કરોડ, | કરોડ | ,, | ૧-૬-૬૪ | ૧૫૦ |
| ,, ઉત્તર બુ. વિદ્યાલય કરોડ | કરોડ | ,, | ૧-૬-૬૨ | ૫૫ |
| ,, ગાંધી કુમાર છાત્રાલય | ઉચ્છલ | ,, | ૨૪-૬-૬૨ | ૫૫ |
| ,, કાકાસાહેબ બર્વે છાત્રાલય ભીલજાંબોલી | | નિઝર | ૧૯૬૩-૬૪ | ૪૧ |
| ,, જવાહર કુમાર છાત્રાલય | કુકરમુંડા | ,, | ૧-૬-૬૨ | ૪૧ |
| ,, ઉત્તર બુનિયાદી વિદ્યાલય | ભીલજાંબોલી | ,, | ૧-૬-૬૭ | ૪૭ |
| ,, ગાંધી કુમાર છાત્રાલય | વેલદા | ,, | ૧૫-૬-૬૮ | ૫૮ |
| ,, ઉત્તર બુનિયાદી વિદ્યાલય | વેલદા | ,, | ૧૯-૬-૬૮ | ૧૩૩ |
| ,, બાલવાડી ભીલજાંબોલી | ભીલજાંબોલી | ,, | ૧-૧૦-૭૦ | ૪૦ |
| ,, બાલવાડી નવાગામ કરોડ | ન.ગા. કરોડ | ઉચ્છલ | ૧-૬-૭૧ | ૪૦ |
| ,, બાલવાડી ફુલવાડી | ફુલવાડી | નિઝર | ૧-૧૦-૭૧ | ૪૦ |
| ,, બાલવાડી ખોડદા | ખોડદા | ,, | ૨૪-૨-૭૫ | ૪૦ |
| ,, બાલવાડી વેલદા | વેલદા | ,, | ૨૬-૧૨-૭૪ | ૪૦ |
| ,, બાલવાડી ઉચ્છલ | ઉચ્છલ | ઉચ્છલ | ૧૨-૧૨-૭૪ | ૪૦ |
| શ્રી બાલવાડી ભીંતબુદ્રક | ભીંતબુદ્રક | ઉચ્છલ | ૨૪-૨-૭૫ | ૪૦ |
| ,, બાલવાડી ચિત્તપુર | ચિત્તપુર | ,, | ૨૪-૩-૭૬ | ૪૦ |
| ,, સાર્વજનિક હા. ઉચ્છલ | ઉચ્છલ | ,, | ૨૧-૮-૭૮ | ૩૦૭ |
| ,, જવાહર કુમાર છાત્રાલય | ,, | ,, | ૨૧-૮-૭૮ | ૬૦ |
| ,, કસ્તુરબા કન્યા છાત્રાલય | ,, | ,, | ૧-૮-૬૮ | ૫૫ |
| ,, આશ્રમશાળા પાટીબંધારા | પાટીબંધારા | ,, | ૨૧-૧૨-૮૦ | ૯૦ |
| ,, આશ્રમશાળા સદ્દગવાણ | સદ્દગવાણ | નિઝર | ૨૦-૧૨-૮૦ | ૯૦ |
| ,, આશ્રમશાળા ઇરવાઈ | ઇરવાઈ | ,, | ૧૮-૧૨-૮૦ | ૯૦ |
| ,, ઉ. બુ. આ. શા. ફુલવાડી | ફુલવાડી | ,, | ૧૬-૨-૮૧ | ૮૬ |
| ,, આશ્રમશાળા મોરંબા | મોરંબા | ,, | ૨૮-૧૨-૮૧ | ૭૦ |
| ,, આશ્રમશાળા ભીલજાંબોલી | ભીલજાંબોલી | ,, | ૧-૧-૮૪ | ૩૦ |

ત્રેવીસ વર્ષના અંતે જુદી જુદી ૩૦ સંસ્થાઓમાં ૧૪૦ જેટલા કાર્યકર્તાઓ કામ કરી રહ્યા છે અને ૧૭૦૦ બાળકો શ્રેણી ૧ થી ૧૨ સુધી શિક્ષણનો લાભ લે છે. નઈ તાલીમમાં અમારી શાળામાં ખેતી મુખ્ય ઉદ્યોગ છે. વણાટ ગૌણ ઉદ્યોગ છે. પ્રાર્થના, સંમેલન, સમાજ સેવાવર્ગો અમારી પ્રવૃત્તિઓનાં અંગો છે.

### અમારી કાર્યપદ્ધતિ

નેસુ સેવા આશ્રમ કરોડ સંચાલિત જુદી જુદી સંસ્થાઓના સંવર્ધનમાં સ્થાનિક લોકોનું નેતૃત્વ કેળવાય અને સંસ્થાના ઉત્કર્ષમાં ઉમંગભેર તેઓ આગળ આવે એટલા માટે બધી સંસ્થાઓના શિક્ષણ અને વહીવટમાં માર્ગદર્શન આપવા સ્થાનિક સંચાલન સમિતિઓની નિમણૂક કરવામાં આવે છે. આ સંચાલન સમિતિમાં સ્થાનિક આગેવાન સેવાભાવી પ્રમુખ બને છે. આચાર્ય સ્થાનિક સમિતિનો મંત્રી બને છે. ગામના હોંશીલા ગૃહસ્થમાંથી સમિતિના સભ્ય બનાવવામાં આવે છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓનો પણ એક પ્રતિનિધિ આ સમિતિમાં બેસે છે. લોકશાહીની આ પાયાની પ્રણાલિકાનો સ્વીકાર કરતાં અનુભવે અમને જણાય છે કે પ્રાથમિક શાળાના નાના દેખાતા આચાર્યો પણ કામ કરવાની છૂટ મળતાં કમર કસે છે અને પોતાના કામને દીપાવે છે. એટલું જ નહિ પણ આ વિસ્તારમાં કામ કરતી જંગલ કામદાર સહકારી મંડળીઓએ સંસ્થાના વિકાસમાં હોંશપૂર્વક બહુ મોટો ફાળો નોંધાવ્યો છે.

### આછેરું દર્શન : ઉદ્દેશ

રાનીપરજ અને પછાત જાતિઓની સેવા
શોષણમુક્તિ
શિક્ષણ દ્વારા સર્વાંગી વિકાસ
આર્થિક ઉન્નતિ

### પ્રવૃત્તિ વિસ્તાર (શિક્ષણ)

| | શિ. સંખ્યા | વિ. સંખ્યા |
|---|---|---|
| બાલવાડી સમાજ કલ્યાણ ખાતું–૭ | ૧૪ | ૨૮૦ |
| આશ્રમશાળા–૪ | ૩૨ | ૪૮૦ |
| ઉત્તર બુનિયાદી વિદ્યાલય–૩ | ૨૭ | ૨૨૨ |
| ઉત્તર બુનિયાદી છાત્રાલય–૩ | ૭ | ૨૨૦ |

### ખાદી પ્રવૃત્તિ

અંબર પરિશ્રમાલય–૨

આરોગ્ય

નેત્રદંત યજ્ઞો-૩

લોકશિક્ષણ

નશાબંધી,

ગાંધીમેળો

સામાજિક આર્થિક ન્યાય

| | |
|---|---|
| ગણોતધારાનો અમલ | મત્સ્ય ઉદ્યોગ સ. મં. લિ. |
| ખેતમજૂર પ્રવૃત્તિ | કૃષિ સેવા સહકારી મંડળી |
| વિદ્યાર્થીઓને ધર્મભ્રમણ | જંગલ સહકારી મંડળીઓ |
| સહકારી પ્રવૃત્તિ | ગ્રાહક ભંડાર |
| સુધારેલી ખેતી | અન્ત્યોદય |
| ભૂદાન-ગ્રામદાન | પુનર્વસવાટ |
| રાહત કાર્યો | |

## ૧૨ સુરુચિ છાપશાળા

સુરુચિ છાપશાળા એક સ્વતંત્ર ટ્રસ્ટ છે

સુરુચિ છાપશાળા ટ્રસ્ટની સ્થાપના ૬ મે ૧૯૬૨ના રોજ થઈ.

ટ્રસ્ટના ઉદ્દેશો

૧ આદિવાસી તેમ જ પછાત વર્ગોનાં છોકરા-છોકરીઓને—
   છાપખાનાનાં બીબાં ગોઠવવાનું,
   છાપવાનું,
   બુક-બાઇન્ડિંગનું અને
   એ બધાને લગતી નાનીમોટી ક્રિયાઓનું રીતસરનું શિક્ષણ આપવું.

૨ તે સારુ બારડોલી ખાતે એક છાપશાળા સ્થાપવી અને ચલાવવી.

૩ આ છાપશાળાના વિદ્યાર્થીઓને સારુ યોગ્ય વખતે એક છાત્રાલય ખોલવું અને ચલાવવું.

ઉપરના હેતુઓ પાર પાડવા માટે સમાજ પાસેથી જાહેર ઉઘરાણાં દ્વારા જોઈતી રકમ એકવાર અને એક જ વાર મેળવી લઈ, છેલ્લાં બાવીસ વર્ષથી ટ્રસ્ટનું કામ એકધારું ચલાવાતું આવ્યું છે.

સુરુચિ શિક્ષણ વસાહત ૧૯૭૦માં થઈ ત્યારથી છાત્રાલયની સગવડ સારી રીતે કરી શક્યા છીએ.

બહેનો બીબાં ગોઠવણીનું કામ ચોકસાઈપૂર્વક, એકધારું કરી શકે છે એવો અમારો અભિપ્રાય છે. આ માન્યતા ૭ વર્ષથી અમલી બનાવી શક્યા છીએ અને હાલ બહેનો છાપકળાનું શિક્ષણ લઈ રહી છે.

બહેનો પુસ્તક બાંધણીનું કામ પણ સુંદર રીતે કરી શકે છે.

ટ્રસ્ટના હેતુઓ સાથે જ એની મર્યાદા—ઉઘરાણું કરતી વખતે તથા તે પછીના સમય માટેની—પણ નક્કી કરવામાં એના બંધારણના ઘડવૈયાઓની દૂરંદેશી દૃષ્ટિનો ખ્યાલ આપે છે.

દાન મેળવવા માટે ટ્રસ્ટે ફંડફાળા કરવાની ચાલુ રીતરસમોને અનુસરવાનું અનુચિત—અનિચ્છનીય—ગણી વિચારપૂર્વક નીચેની મર્યાદાઓ પોતાના ઉપર મૂકી હતી :

અમારી મર્યાદાઓ

એકવાર અને એક જ વાર જોઈતું ફંડ ઉઘરાવી લીધા પછી છાપ-શાળાના નિભાવ, મકાનો અગર વિકાસને માટે ભવિષ્યમાં વધુ કશાં દાનદેણગી માગવાં નહિ.

ટ્રસ્ટની કોઈ પણ પ્રવૃત્તિ જોડે મૃત અગર હયાત વ્યક્તિનું કે દેવદેવીનું નામ જોડવું નહિ.

વેપારી જાહેરખબરવાળાં સુવિનિર કાઢીને, કે નાટકજલસા, લોક-રંજનના કાર્યક્રમો કે પ્રદર્શન, જાહેરાતો કરીને ઉઘરાણું કરવું નહિ. (આ મર્યાદા ઉઘરાણું કરતી વખતે પૂરેપૂરી જાળવવામાં આવી હતી.) સરકાર તરફથી કે જાહેર જનના પાસેથી છાપશાળાના વિદ્યાર્થીઓને સારુ મિનમરતી શિષ્યવૃત્તિ મળે તે સિવાય બીજી મદદ માગવી કે લેવી નહિ.

વ્યાજ, ભાડાં વગેરે બિનકમાઈની આવકનાં સાધનો ઊભાં કરવાં નહિ. પુસ્તક પ્રકાશનના ધંધામાં પડવું નહિ, માત્ર છાપકામ, બુક-બાઇન્ડિંગ વગેરે છાપકળાને લગતી કમાઈ-મજૂરી ઉપર જ સંસ્થાના તમામ ખર્ચ તેમ જ ભાવિ વિકાસનો આધાર રાખવો.

શિક્ષણ

મુદ્રણકળા ઉદ્યોગનો વિકાસ થતો જાય છે. નવી પેઢી માટે સંશોધન અને રોજગારીની તકો વધતી જાય છે. સુરુચિ છાપશાળામાં યુવાન ભાઈબહેનોને છાપકળાની તાલીમ આપવાની સગવડ છે. છાપશાળામાં નીચેના ત્રણ વિષયોની તાલીમ આપવામાં આવે છે :

બીબાં ગોઠવણી (કંપોઝ કામ)
છાપકામ (પ્રિન્ટિંગ)
પુસ્તક બાંધણી (બુક-બાઇન્ડિંગ)

ઉપરોક્ત તાલીમ અનુભવી શિક્ષક-કાર્યકર્તાઓ સાથે કામ કરતાં કરતાં પ્રત્યક્ષ રીતે, સ્વાશ્રયી રહીને વિદ્યાર્થીએ લેવાની હોય છે.

પ્રવેશ

ઓછામાં ઓછા આઠમા ધોરણ જેટલી શૈક્ષણિક યોગ્યતા ધરાવનાર યુવાન કે યુવતી—ઉંમર ૧૬ વર્ષની આસપાસ—ને પ્રવેશ આપવામાં આવે છે. જેઓને મહેનત કરી વ્યવસાયી શિક્ષણ મેળવવાની ઇચ્છા હોય તથા શરીરે સશક્ત હોય.

છાત્રાલય

બહાર ગામનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ માટે અલગ અલગ છાત્રાલયની સગવડ કરવામાં આવી છે. ભોજનની વ્યવસ્થા તાલીમાર્થીઓએ સાથે મળીને હાથોહાથ જ કરવાની હોય છે અને દર મહિને જે ભોજનખર્ચ આવે તે શિષ્યવૃત્તિમાંથી તેઓએ કરવાનું હોય છે.

તાલીમની અવધિ

આ તાલીમનો સમય પૂરાં ત્રણ વર્ષનો છે. મુખ્ય વિષયની બે વર્ષ અને ગૌણ વિષયની એક વર્ષ તાલીમ લેવાની હોય છે. તાલીમ પૂર્ણ કરનારને સુરુચિ છાપશાળા ટ્રસ્ટ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવે છે.

### શિષ્યવૃત્તિ

યોગ્ય તાલીમાર્થીને છ માસ પછી માસિક રૂપિયા ૭૫, બીજા વર્ષમાં રૂપિયા ૧૦૦ અને ત્રીજા વર્ષમાં રૂપિયા ૧૨૫ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

ઉપરોક્ત શિષ્યવૃત્તિમાંથી વિદ્યાર્થીએ ભોજનખર્ચ કરવાનું રહે છે. છાપશાળામાં 'કામ કરતાં કરતાં શીખવાની અને શીખતાં શીખતાં ઉપાર્જન કરવાની' નઈ તાલીમની આગવી રીતે પ્રત્યક્ષ વ્યવસાયી શિક્ષણ મેળવવાનું છે. આવા વિદ્યાર્થીઓ ભણતાં ભણતાં પોતાના ભોજનખર્ચ જેટલું ઉપાર્જન કરી શકે છે અને સ્વમાનભેર પોતાનું ગૌરવ જાળવી સ્વાશ્રયી તાલીમ લઈ શકે એવી આગવી અનોખી પ્રણાલિકા અમે ઊભી કરી શક્યા છીએ.

### સુરુચિ સંસ્કાર શિક્ષણ વસાહત

'કામગાર ઘર'માં શરૂ થયેલ સુરુચિ છાપશાળા મીંઢોળા નદીના સુરમ્ય તટ પર પોતે વિકસાવેલ સુરુચિ વસાહત પર આવ્યાને ચૌદ વર્ષ પૂરાં થયાં. વસાહત પર નિર્માણ થયેલ બંને સંસ્થા 'સુરુચિ છાપશાળા ટ્રસ્ટ' અને 'યંત્ર વિદ્યાલય' ઉત્તરોત્તર પ્રગતિ સાધી રહ્યાં છે.

બંને સંસ્થાઓએ શિક્ષણની આગવી શૈલી સમાજને પ્રદાન કરી છે, અને પોતાની પ્રતિભા ઉપસાવી છે. શિક્ષણક્ષેત્રે વ્યાપેલ શૂન્યાવકાશમાં એ આશાના દીપ સમ ઝળકી રહી છે.

તાલીમ બાદ વિદ્યાર્થીઓ આત્મવિશ્વાસ લઈને જાય અને સ્વમાનભેર સ્વતંત્ર રીતે રોજગારી મેળવી શકે તે માટે સંસ્થાએ મદદરૂપ થવા નમ્ર પ્રયાસ કર્યો છે.

યંત્ર વિદ્યાલય દ્વારા સુધારેલાં ખેતી ઓજાર ઉપરાંત 'સૂર્યકૂકર', 'સામાજિક વન', અદ્યતન નર્સરી, બાયોગેસ ખાતર-પ્લાન્ટ, ચીલાચાલુ ચૂલામાં સુધારા કરી ગ્રામપ્રદેશની બળતણની તંગીના નિવારણનાં આગવી શૈલીનાં કામ ચાલી રહ્યાં છે.

વસાહત પર ત્રીજી સંસ્થા તે 'કૃષિ ઓજાર સુધાર સમિતિ.' કૃષિ ઓજારમાં સંશોધન અને ટેકનિકલ સાહિત્ય પ્રકાશન સાથે આશાસ્પદ યુવાન એન્જિનિયર શ્રી રાહુલભાઈ સૂર્યશક્તિનો ઉપયોગ ગ્રામાભિમુખ કરવા સૂર્યકૂકર, સોલર ડ્રાયર, સોલર સ્ટીલ વ.ના અવનવા પ્રયોગોમાં ઊંડા ઊતરી રહ્યા છે. ખેતીનાં હાથ ઓજાર અંગે શ્રી મોહનભાઈ સાથે મળી તે કેવી રીતે બનાવવાં એ અંગેનાં પ્રત્યેક ઓજારના મેન્યુફેક્ચરિંગ ડ્રોઈંગ્સ બનાવી ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીમાં બુલેટિન તૈયાર કર્યાં છે.

આમ ત્રણેય સંસ્થા મળી સુરુચિ વસાહતને સોહામણી અને સમાજોપયોગી બનાવી રહ્યાં છે. સમાજની અમારાં કાર્યો પર અમી દૃષ્ટિ રહેતાં અમારી કામ કરવાની શ્રદ્ધા અને શક્તિ વધે છે.

### વિદ્યાર્થીઓ

વર્ષ દરમિયાન સારી સંખ્યામાં તાલીમાર્થી ભાઈબહેનો આવ્યાં એ ઠીક ઠીક સંતોષ આપે છે. ૧૯૮૩ના વર્ષની શરૂઆતમાં ૨૪ વિદ્યાર્થીઓ હતાં જેમાં વર્ષ દરમિયાન ૪૨ વિદ્યાર્થીઓ નવાં આવ્યાં. વર્ષ દરમિયાન ૨૨ વિદ્યાર્થીઓ બીજા પ્રેસોમાં કામે લાગ્યાં, ૨૬ વિદ્યાર્થીઓ તાલીમ પૂર્ણ કરી અને સાત વિદ્યાર્થીઓ અધૂરી તાલીમે છોડી ગયાં. આમ વર્ષ દરમિયાન ૪૨ વિદ્યાર્થીઓ આવ્યાં અને ૨૯ વિદ્યાર્થીઓ ગયાં. વર્ષની શરૂઆતમાં ૨૪ તાલીમાર્થીઓ હતાં જ્યારે વર્ષાન્તે ૩૭ તાલીમાર્થીઓ રહ્યાં. જેમાં ૧૬ બહેનો અને ૨૧ ભાઈઓ હતાં.

૧૯૭૮ના જાન્યુઆરીમાં બે કાર્યકર્તાઓની ગૃહિણીઓને તાલીમાર્થી તરીકે છાપશાળામાં પ્રવેશ આપ્યો હતો. તેમણે તાલીમ પૂર્ણ કરી પ્રમાણપત્રો પણ મેળવ્યાં છે. એમના પ્રવેશથી છાપશાળામાં બહેનો માટે દ્વાર ખૂલ્યાં છે અને બહેનો આવતી થઈ છે.

ઝીણવટ અને ચોકસાઈભર્યું બીબાં ગોઠવણીનું તથા પુસ્તક બાંધણીનું કામ બહેનોની પ્રકૃતિ જોતાં બધી રીતે અનુકૂળ જણાયું છે. પરંતુ હજી સુધી મશીન ઉપર છાપકામ એમણે શરૂ કર્યું નથી. અનુકૂળતાએ અજમાયેશ કરી જોઈએ પછી સમજણ પડશે.

બહેનો માટે સ્વમાનભેર પૂરક રોજી મેળવવા માટે કસબામાં છાપકળાનું કામ ખાસ કરીને બીબાં ગોઠવણી અને પુસ્તક બાંધણી-સમારકામ ઘણું વિકસી શકે તેવું જણાય છે, મહિલાઓ પ્રેસ ઊભું કરી, તેનું સંચાલન પણ તેઓ કરી શકે એ સ્વપ્ન હવે બહુ દૂર નથી.

છેલ્લાં પાંચ વર્ષના આંકડા જોતાં બે વસ્તુ નજર સમક્ષ સ્પષ્ટ ઊપસે છે : ૧૯૮૩ના વર્ષમાં બહાર ગયેલ તાલીમાર્થીઓ પૈકી સૌથી વધુ તાલીમાર્થીઓને મુદ્રણ વ્યવસાયમાં કામ મળ્યું છે, વળી અધૂરી તાલીમે છોડી જનાર તાલીમાર્થીની ટકાવારી નીચી ગઈ છે.

### શિષ્યવૃત્તિ પ્રાપ્તિ

છાપશાળામાં જે વિદ્યાર્થી આવે તે સામાન્ય રીતે કોઈ ને કોઈ સંસ્થા મારફત આવે એવી કલ્પના રહી છે. જોકે સંસ્થાઓ કરતાં વ્યક્તિગત રીતે તાલીમાર્થીઓ વધુ આવે છે, એવો અનુભવ છેલ્લાં કેટલાંક વર્ષોથી થવા લાગ્યો છે. સંસ્થા મારફત તાલીમાર્થી આવે તેમાં સ્થિરતા વધુ રહે અને તાલીમ પછી તેને થાળે પાડવામાં પણ માવતર-સંસ્થા કામગીરી સંભાળે એવી અપેક્ષા રાખવામાં આવી હતી.

### કાર્યકર્તા

કાર્યકર્તાઓની સ્થિરતા અને કામની હથોટીને કારણે વર્ષનાં બધાં કામકાજ વ્યવસ્થિત ગોઠવી શકાયાં છે.

દૂરનાં ગામોની બહેનોની સંખ્યા ૧૯૮૩ના વર્ષમાં બહારથી આવતી બહેનો કરતાં બમણી અને ૧૯૮૨ના વર્ષમાં છાત્રાલયમાં રહેતી બહેનો કરતાં ત્રણ ગણી થઈ અને એ સૌનો સમાવેશ આપણે કરી શક્યા તેની ખુશી છે.

તાલીમ પૂર્ણ કરી પ્રમાણપત્ર મેળવનાર તાલીમાર્થીઓની માહિતી :

(છેલ્લાં પાંચ વર્ષની)

| વર્ષ | ભાઈઓ | બહેનો | કુલ |
|---|---|---|---|
| ૧૯૭૯ | ૧૦ | ૪ | ૧૪ |
| ૧૯૮૦ | ૮ | ૧૦ | ૧૮ |
| ૧૯૮૧ | ૯ | ૧ | ૧૦ |
| ૧૯૮૨ | ૧૭ | ૭ | ૨૪ |
| ૧૯૮૩ | ૧૫ | ૧૧ | ૨૬ |

### કલ્યાણ પ્રવૃત્તિ

સુરુચિ વસાહત ગામથી બે કિલોમીટર દૂર છે. એટલે સમયસર સ્થાનિક પ્રાથમિક સારવાર મળી રહે એ હેતુથી ૧૯૭૯ના વર્ષમાં શરૂ કરેલ વૈદ્યકીય સેવા ૧૯૮૩માં પણ ચાલુ રાખી છે. ૧૯૮૩ના વર્ષ દરમિયાન ૩૨૫ દર્દીઓએ લાભ લીધો છે અને આ અંગે વર્ષ દરમિયાન સંસ્થાએ રૂ. ૧,૭૭૫–૮૦ પૈસા ખર્ચ કર્યો છે, જે કામદાર કલ્યાણ ખર્ચમાં લેવામાં આવ્યો છે.

### સુરુચિ ગ્રાહક ભંડાર

સંસ્થામાં કામ કરતાં કાર્યકર્તા, છાત્રાલયમાં રહેતાં વિદ્યાર્થીઓ, ખેતીગોપાલનમાં રોકાયેલાં માણસોની સુવિધા જાળવવા માટે વસાહત પર 'સુરુચિ ગ્રાહક ભંડાર' ૧૯૭૪માં શરૂ કરવામાં આવ્યો હતો. તે નહિ નફો નહિ નુકસાનના ધોરણે કામ કરે છે. પ્રવૃત્તિ ઉત્તરોત્તર વધતી જાય છે. કાર્યકર્તાઓના શેરભંડોળની મર્યાદા રૂપિયા ૫૦૦ હતી જે વધારીને રૂ. ૧૦૦૦ કરવામાં આવી છે.

### બે પદયાત્રા

સામાન્ય રીતે વર્ષમાં એકાદ પ્રવાસ રાખીએ છીએ. યોગાનુયોગ આ વર્ષ યુગપુરુષ મહાત્મા ગાંધીજીના શ્રાદ્ધદિને બારડોલીથી કરાડી દાંડીની પદયાત્રા ગોઠવી શક્યા. આ યાત્રામાં ૧૩ ભાઈબહેનોએ ભાગ લીધો. બીજી પદયાત્રા બારડોલીથી પંચોલની કરી.

### પુસ્તક છાપકામ

૧૯૮૩ના વર્ષમાં ૧૪ પુસ્તકો છાપવામાં આવ્યાં. સામયિકો, રિપોર્ટ તથા અન્ય પરચૂરણ જોબનાં છાપકામોની સાથેસાથે માસિક સરેરાશ ૧ા પુસ્તકો છપાયાં છે. ૧૯૮૨ના વર્ષમાં પણ એટલાં જ પુસ્તકો છપાયાં હતાં, ફરમાની ગણતરીએ ૧૯૮૨ના વર્ષમાં ૧૩૦ ફરમાનું કામ થયું હતું જ્યારે ૧૯૮૩ના વર્ષમાં ૧૫૪ ફરમાનું કામ થયું. તાલીમાર્થી સંખ્યા વધવાને કારણે આપણે ૧૮% જેટલું વધુ કામ કરી શક્યા હતા. આ વર્ષમાં 'રૂપસંહિતા' તથા મોરબી પૂરસંકટના અંગ્રેજી તથા ગુજરાતી રિપોર્ટનું કળાત્મક છાપકામ નોંધપાત્ર ગણી શકાય.

### મજૂરી અને વેચાણ

વર્ષ દરમિયાન રૂ. ૧,૯૨,૮૪૨ મજૂરી આપણે રળી શક્યા અને રૂ. ૧,૨૭,૮૫૯નું વેચાણ થયું. ૧૯૮૨ના વર્ષ કરતાં મજૂરી રૂ. ૩૩,૧૪૭–૭૫ પૈસા વધારે રળી શક્યા, જ્યારે વેચાણ રૂ. ૮,૨૧૬–૮૫ પૈસા ઓછું થયું છે.

ચાલુ વર્ષમાં છાપકામ મજૂરી અને વેચાણ મળી કુલ રૂપિયા ૩,૨૦,૭૦૧ આવક થઈ, જે ૧૯૮૨ના વર્ષ કરતાં રૂપિયા ૨૪,૯૩૦–૯૦ પૈસા વધુ થઈ. આ વધારો ભાવ વધારાને આભારી છે એમ ગણી શકાય.

### તણખલું તોડતાં આવડે નહિ!

'આ છાપશાળા હળપતિ, આદિવાસીનાં છોકરાંઓ માટે ખાસ કાઢી છે. ચોપડીઓ છાપી કમાઈ ખાવા માટે આ સંસ્થા કાઢી નથી. જેમને ખેતમજૂરી સિવાય બીજો ધંધો આવડતો નથી, તેમને હુન્નરકળા શીખવવા માટે અને તેમના ખર્ચ પૂરતું કમાવું તથા બાળ વિકાસ માટે જરૂરી પ્રયત્ન રાખવો એટલી જ સુરુચિની ઇચ્છા છે, કોઈ વેપાર કરી કમાવા માટે કાઢી નથી.

અમે તો તમને સૌને વિદ્યાર્થી જ ગણીએ છીએ. આ એક જુદા પ્રકારની શાળા છે. પેલી શાળાઓમાં સાતમા કે અગિયારમા ધોરણ સુધી ભણીએ, પણ તણખલું તોડીને બે કરતાં આવડે નહિ. જો કશું જાણતા હોઈએ તો તે પણ ભૂલી જઈએ. નવી કારીગરી તો શીખવે જ નહિ. હાથને કામ કરવાનું ન હોય એટલે વિદ્યાર્થી ઠોઠ જેવા થઈ જાય. તેથી અમે નવી રીતે શીખવવાની એક યોજના ઘડી છે. સુથારી, લુહારી, મોચીકામ, દરજીકામ, ઈંટો પાડવાનું એવી કોઈ પણ કારીગરી જાણતા હોઈએ તો માણસને હિમ્મત રહે છે. મનમાં ખુમારી રહે કે, મારા હાથમાં કારીગરી છે ને! ભલે વધારે ન કમાઉં, ગુજરાન પૂરતું તો કમાઈશ જ!

તમે સૌ આવો ધંધો શીખો છો. તે ઘણો ઉપયોગી છે. સુધરેલા સમાજમાં આજે છાપાં વિના ચાલતું નથી. છાપ્યા વિના છાપાં ક્યાંથી આવવાનાં છે? છાપકામ એ પણ તમારા જેવા માટે એક જાતની ખેતીવાડી જ થઈ ગણાય. તમે બહુ ભણેલા ગણેલા ન હો તોપણ કામ ચાલી જાય છે. આગળ જતાં ધીમેધીમે નાગરી લિપિ, અંગ્રેજી લિપિ પણ શીખી લેવી. તે અઘરું નથી. અંગ્રેજીમાં તો છવ્વીસ જ અક્ષરો છે, એટલે તે તરત જ આવડી જશે. આમ ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી એમ ત્રણેય ભાષાઓમાં તમે કંપોઝ કરતાં શીખી જશો, એટલે છાપકામની દુનિયામાં તમારી કિંમત વધશે.

તમે હુન્નર શીખો તેની સાથેસાથે વિવેક પણ શીખજો; કેમ બોલવું ચાલવું તે પણ શીખજો; વાંચવાની પણ ટેવ રાખજો. સારી સારી ચોપડીઓ સુરુચિમાં છપાય છે, તે અને બીજી પણ વાંચવી અને જ્ઞાન વધાર્યા કરવું.

[વિદ્યાર્થીઓ સમક્ષના પ્રવચનમાંથી] — જુગતરામ દવે

## ૧૩ વેડછી પ્રદેશ સેવા સમિતિ

સ્વરાજ મળ્યું તે પહેલાંના દિવસો. કડોદની હાઈસ્કૂલમાં ભણતા વાલોડ ગામના વિદ્યાર્થીઓના મનમાં કંઈક કરવાની ઇચ્છા જાગી. રજાઓમાં ગામ આવતા ત્યારે કાંઈક ને કાંઈક સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ કરતા. તેમાંથી ધીમે ધીમે મંડળનો ઘાટ લીધો. નામ પડ્યું જુગાંતર જૂથ.

ભણતર પૂરું થયા પછી આસપાસના સમાજ સારુ કાંઈક કરવાની પ્રેરણા થઈ. બાપદાદાના ખેતીના ધંધામાં શોષણ લાગતું હતું. એ જાતે કરવાની આવડતનો પણ અભાવ હતો. ક્યાંક સાથે સેવા થઈ શકે એવી નોકરી શોધવી હતી. જુગતરામભાઈએ ભલામણ કરી કે શાળામાં શિક્ષકો તરીકે જોડાઓ. વાલોડની શાળાને એમની દેખરેખ નીચે લેવાની વાતો ચાલી. પરંતુ સ્થાનિક રાજનૈતિક આગેવાનોને આમાં પોતાના વર્ચસ્વ પર તરાપ પડશે એવી ગંધ આવી, તેથી જિલ્લાના આગેવાનો પર દબાણ લાવી જુવાનિયાઓને આ કામ માટે અયોગ્ય ઠેરવ્યા.

જુગતરામભાઈના હાથ તો એમને પોતાની ગોદમાં લેવા તૈયાર હતા જ. શરૂઆતમાં ૩ અને પછી ૪ યુવાનો વેડછીની ગ્રામશાળા ને અધ્યાપન મંદિર વગેરે શિક્ષણ પ્રવૃત્તિઓમાં જોડાયા.

વેડછી આ લોકોને સારુ શાગિર્દી કે ઉમેદવારીનો કાળ હતો. એમનું મન તો વાલોડને વરી ચૂક્યું હતું.

વેડછીવાસ દરમિયાન જ ગાંધી સ્મારક નિધિ તરફથી ગ્રામ-આયોજનનો એક શિબિર જોયો હતો. નીચેથી ઉપરના આયોજનના કામે શ્રી ઝવેરભાઈ પટેલનો સંગ પણ લગાડ્યો હતો. એમના જ પ્રયાસથી અ. ભા. ખાદી ગ્રામોદ્યોગ કમિશને આખા દેશમાં ૧૪ સ્થળોએ સઘન ક્ષેત્રમાં ગ્રામઆયોજનના પ્રયોગ કરવાનું વિચાર્યું. એક ક્ષેત્ર તરીકે પસંદ થયું વાલોડ ક્ષેત્ર. છેવટની જવાબદારી જુગતરામભાઈને માથે સોંપાઈ. પણ જુગતરામભાઈને તો નવાં નવા ક્ષેત્રો નવા નવા લોકોને સોંપીને કાર્યકર્તા પેદા કરવાની ફાવટ હતી. એમણે આ નવી જવાબદારી વાલોડના નવલોહિયાઓને સોંપી. જુગતરામભાઈ એટલું જોઈ ગયા હતા કે આ જુવાનિયા-ઓને ક્ષેત્ર પ્રત્યે અપાર પ્રેમ છે. એ પ્રેમની ભૂમિ પર વિકાસનું વૃક્ષ ઊગી નીકળશે એવી એમને શ્રદ્ધા હતી.

વાલોડ એટલે ઉજળિયાત બ્રાહ્મણ વાણિયાઓનું ગામ. આ જુવાનિયા પણ બધા બ્રાહ્મણ-વાણિયાના જ સંતાન હતા. અત્યાર સુધીનો જુગતરામભાઈનો સંબંધ મુખ્યત્વે આદિવાસીઓ જોડે જ હતો. ઉજળિયાતો જુગતરામભાઈ વિશે થોડી શંકાની નજરે જોતા. જુગતરામભાઈ પણ મોટેભાગે આદિવાસીઓનું જ સેવકત્વ ખડું કરવામાં મશગૂલ હતા. પરંતુ વર્ગ નિરાકરણના કાર્યક્રમમાં ઉપલા વર્ગના સંતાનોનો સક્રિય સહકાર એ અહિંસાની દિશામાં એક નવો અભિગમ હતો. એમાંથી સર્જાયું વેડછી પ્રદેશ ખાદી ગ્રામોદ્યોગ વિકાસ ક્ષેત્ર જેને પાછળથી વેડછી પ્રદેશ સેવા સમિતિનું નવું નામ મળ્યું.

આ લોકોના મનમાં હોંશ હતી રચનાત્મક કામ દ્વારા ન્યાય અને વિકાસની સિદ્ધિ કરવાની. એમને શ્રદ્ધા હતી આયોજનપૂર્વક કામ કરવામાં. એમને ઉત્સાહ હતો વચગાળાની માફકસરની ટેકનોલોજીનો પ્રયોગ કરી જોવાનો.

પ્રથમ પ્રયાસ કર્યો બોરખડી ગામનું આયોજન કરી એને પાર પાડવાનો. પણ થોડા જ વખતમાં સમજાયું કે નીચેથી ઉપરના આયોજનની આડે કામ કરનારાં તત્ત્વો માત્ર ગામ પૂરતાં જ મર્યાદિત નથી હોતાં. તેથી ગામ કરતાં મોટું એકમ પસંદ કર્યું. ૧૯૬૨માં આખા તાલુકા સારુ આયોજન ગોઠવાયું.

વાલોડ તાલુકાના સમાજ જીવનમાં વિવિધ પાસાંઓમાં વિવિધ પ્રવૃત્તિઓ અને સંસ્થાઓના સ્વરૂપે સમિતિનું ફલક વિસ્તરતું રહ્યું છે. સમિતિના અહેવાલ મુજબ તેની પ્રવૃત્તિઓનાં મુખ્ય ચાર અંગો છે:

૧ ખાદી ગ્રામોદ્યોગ દ્વારા રોજગારીનાં કામો
૨ ઊંડાણનાં ગામડાંઓમાં પ્રાથમિક તેમ જ માધ્યમિક શિક્ષણ.
૩ અંત્યોદય કાર્યક્રમ દ્વારા બેંકો, સરકારી યોજનાઓ અને પરદેશી સહાયથી અંત્યોદય પરિવારોની આવક વૃદ્ધિનો કાર્યક્રમ.
૪ આયોજન દ્વારા ગુજરાતના વિવિધ જિલ્લાઓમાં વાલોડની ઢબે આયોજન કરવાના પ્રયાસ.

આ જૂથ ૧૯૭૫ સુધી સક્રિય રાજકારણમાં ભાગ લેતું હતું અને સ્થાનીય રાજકારણ ઓછેવત્તે અંશે જૂથના અંકુશ હેઠળ હતું. ૧૯૭૫માં કટોકટી પછી એ બાબતમાં ફેર પડ્યો. સમિતિના કાર્યકર્તાઓ સીધા રાજકારણમાંથી નીકળી ગયા. જોકે એમના પૈકી કેટલાકની કૉંગ્રેસ (ઇ) પ્રત્યે સહાનુભૂતિ ચાલુ રહી.

સંસ્થાના સીધા સંચાલન હેઠળ કલમકૂઈ, કણજોડ અને ગોલણમાં માધ્યમિક શિક્ષણની સંસ્થાઓ છે અને સંસ્થાકીય રીતે સ્વતંત્ર પણ સંબંધોને રીતે સંકળાયેલી એવી બે સંસ્થાઓ અંધાત્રી અને બોરિયામાં છે.

૧૯૭૮ પછીના ગાળામાં સંસ્થાએ પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ પણ મોટા ઉપાડે શરૂ કરેલી. પરિણામે આખા ક્ષેત્રનું સાક્ષરતા પ્રમાણ સંસ્થા શરૂ થઈ ત્યારે ૩૦% હતું તે ૪૧% સુધી પહોંચ્યું છે, અલબત્ત આ પ્રમાણ આખા ગુજરાત રાજ્યના ૪૪% કરતાં સહેજ નીચે છે, પણ ક્ષેત્રની મોટાભાગની આદિવાસી વસ્તીનો ખ્યાલ કરીએ તો આ પ્રગતિ પણ ઠીક કહેવાય એમ છે. પ્રૌઢ શિક્ષણનો અર્થ જો ચેતના જાગરણ કરવામાં આવે તો એ દૃષ્ટિએ અહીં લોકોની રાજનૈતિક ચેતના ઠીક ઠીક પ્રમાણમાં જાગી છે એ વાત નોંધવા જેવી છે.

ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં ખેતી અંગે નવાં સાધનો, બિયારણ અને પદ્ધતિઓનો ઉપયોગ અને કાંતણ, વણાટ, છાપકામ, સુથારી, તેલ પીલાણ, હાથકાગળ, સાબુ ઉત્પાદન વગેરે પ્રવૃત્તિઓ નોંધપાત્ર ગણાય. ખેતમજૂરોને લઘુતમ વેતન અપાવવાનો સંસ્થાના કાર્ય-કર્તાઓનો આગ્રહ છે. પરંતુ આ બાબતમાં તેઓ આખા વેતન આપનાર સમાજ પર ઊંડી છાપ પાડી શક્યા છે એવો દાવો ન કરી શકાય.

પૂરક ઉદ્યોગ તરીકે દૂધની આવક ઉમેરવાની દૃષ્ટિએ સંસ્થાએ આદિવાસી ખેડૂતોને પ્રથમ ગાયો અને પાછળથી ભેંસો આપી. એનાથી ગરીબ ખેડૂતોની સ્થિતિમાં અવશ્ય થોડો સુધારો થયો. સંસ્થાએ હીરા ઘસવાનો ઉદ્યોગ, મરઘાં પાલન, મત્સ્ય ઉદ્યોગ ચલાવવા પ્રયાસ કર્યા અને તેમાં ઓછેવત્તે અંશે સફળતા પ્રાપ્ત કરી. કાગળના ઉદ્યોગનું તો તેમણે એક મોટું કારખાનું પણ નાખી જોયું. પણ અનેક કારણોસર તે સફળ થવા ન પામ્યું. આજે એનું મકાન ખાનગી કાગળ કારખાના માલિકને ભાડે આપવામાં આવ્યું છે.

દરિદ્રતાની રેખાથી પ્રજાના મોટા ભાગને ઉપર લઈ જવાની દૃષ્ટિએ આયોજન થયું. જ્યાં આવા પ્રયત્નો નથી થયા તેવાં ક્ષેત્રોની તુલનામાં આ દિશામાં સારી પ્રગતિ થઈ છે એમ ગણાવી શકાય. સંસ્થાએ આ ત્રણ દાયકાઓમાં આંતરિક અને બાહ્ય કારણોસર જે અનેક ઉતાર ચઢાવ જોયા તેને કારણે આ પ્રગતિ નિરંતર ધસમસતી રહી, એમ અલબત્ત ન કહેવાય. પરંતુ એક ક્ષેત્રના ઉજળિયાત જુવાનો આખા ક્ષેત્રના વિકાસની દૃષ્ટિએ આયોજન કરી, એને પાર પાડવા સરકારની મદદ, વિદેશી મદદ વગેરેનો ઉપયોગ કરીને પણ લોકોનો આત્મવિશ્વાસ વધારે એ પ્રશંસાને પાત્ર હકીકત છે. અમદાવાદની અસાગ (અમદાવાદ સ્ટડી ઍન્ડ ઍક્શન ગ્રુપ)ના સહકાર વડે સંસ્થાએ જે ગૃહ નિર્માણનો કાર્યક્રમ ઉપાડ્યો છે, અને નિર્માણના કામમાં સ્થાનીય લોકોનો જે રીતે અભિક્રમ જગાવવામાં આવે છે તે સંસ્થાની વિશિષ્ટ સિદ્ધિ ગણી શકાય એમ છે.

છેલ્લાં ચાર વરસથી સંસ્થા તરફે કલા મહાવિદ્યાલયનો આરંભ થયો છે. ગામડાના ક્ષેત્રમાં—તેમાયે આદિવાસી ક્ષેત્રમાં આ એક અભિનવ અભિક્રમ છે. જોકે એની સફળતા-નિષ્ફળતા વિશે અભિપ્રાય આટલા ટૂંકા સમયમાં ન આપી શકાય.

વાલોડ જૂથના આ યુવકો—જેમાંના કેટલાક હવે આધેડ કહેવાય તેવી ઉંમર પણ વટાવવા આવ્યા છે, એ લોકોએ પોતાની એક અસ્મિતા નિશ્ચિત રીતે ઊભી કરી છે. એટલે તેને વેડછીના વડલાની એક એવી વડવાઈ અવશ્ય ગણવી પડશે કે જેની ભાવિ પ્રગતિ પર નિરીક્ષકોની મીટ મંડાયેલી રહેશે.

સંસ્થાની કાર્યપદ્ધતિમાં એ જેટલે અંશે સહભાગિતાનું પ્રમાણ વધારવામાં સફળ થશે, જે આદિવાસીઓ વચ્ચે એ કામ કરી રહી છે તેમનો વધુ ને વધુ વિશ્વાસ સંપાદન કરવામાં સફળ થશે. શોષણહીન અને શાસનમુક્ત સમાજના પોતાના ઉદ્દેશ તરફ જવામાં એ મૂલ્યાંકન, આત્મપરીક્ષણ અને સાધનશુદ્ધિનો આગ્રહ રાખશે એટલે અંશે એના સ્થાપક જુવાનિયાઓના કોડ પૂરા થઈ શકશે એમ કોઈ પણ તટસ્થ નિરીક્ષક કહેશે.

એક તટસ્થ નિરીક્ષક

## ૧૪ ઉત્તર બુનિયાદી વિદ્યાલયો

વનાંચલ, પંચોળ

શ્રદ્ધેય જુગતરામકાકાના આશીર્વચનથી ૧૯૬૧ (જૂન માસ)માં વનાંચલ, પંચોળની સ્થાપના ઉત્તર બુનિયાદી વિદ્યાલયથી થઈ.

આઝાદી પહેલાં અને પછી પણ આ પંચોળ ગામમાં વેડછીથી શ્રી ચૂનીભાઈ મહેતાની અને જુગતરામકાકાની ખાદી-કામ અર્થે અવરજવર રહેતી ને રેંટિયા ગૂંજતા હતા.

રામાયણકાળમાં દંડકારણ્યનો જે પ્રદેશ ગણાય છે, તેનો આ એક નાનો ભાગ ગણવામાં આવે છે.

આ વિસ્તારની જંગલ મંડળીઓ (બરડીપાડા, અંતાપુર પાટી અને અંબિકા જંગલ મંડળીઓ)ના સહયોગથી સંસ્થાનો વિકાસ થવા લાગ્યો. શરૂઆતમાં ટાંચાં સાધનો, આર્થિક સગવડ નહિ, તેવા વખતે બરડીપાડા જંગલ સહકારી મંડળીનો ટેકો ખૂબ ઉપયોગી બન્યો.

પછીથી તાલુકા પંચાયત, વ્યારા અને જિલ્લા પંચાયત, સુરતે સારી મદદ કરી. સંસ્થાએ શરૂઆતથી જ ૪૫ એકર જમીન ખરીદી હતી. તેથી ઉત્તર બુનિયાદી વિદ્યાલયમાં ખેતીનો મુખ્ય ઉદ્યોગ રહ્યો.

૧૯૬૫માં સંસ્થાના આંગણામાં શ્રી રઘુનાથ ધોત્રેજીના પ્રમુખપણા હેઠળ ગાંધીમેળો ભરાયો, ત્યારથી સંસ્થાની સિકલ બદલવા લાગી—ખીલવા લાગી.

૧૯૬૫માં ગાંધી જયંતીના દિને આશ્રમશાળાની પણ અહીં શરૂઆત થઈ.

૧૯૬૮માં 'સ્વીસ એઇડ' રૂ. ૪,૫૧,૦૦૦ આવી મળતાં જમીન સમતલ, પાઈપ લાઈન, સ્ટાફ ક્વાર્ટર્સ, વૉટર વર્ક્સ, વૃંદાવન છાત્રાલયનું મકાન, તારની વાડ વગેરેની સગવડ ક્રમે ક્રમે થતી ચાલી.

ખેતી વિકાસ

શરૂઆતમાં અહીંની જમીનમાં 'કાગડાની જાતી જેટલો કપાસ લેવો થાય'—એમ જગતમાં કહેવાતું પણ પછી ગાંધીમેળા સમયે શ્રમકાર્યરૂપે ક્યારીઓ બાંધવાનું કામ થયું. દરેક ક્યારી ૨૦ ગુંઠાની બનાવાતી ગઈ. એ જ અરસામાં ૧૯૬૬માં પૂ. કાકાસાહેબ કાલેલકર અને પૂ. જુ. કાકાના સાંનિધ્યમાં ૧૫૦૦ વિદ્યાર્થીઓ (દક્ષિણ ગુજરાતના ઉ. બુ. વિદ્યાલયો)નો એક 'કૃષિ શ્રમ શિબિર' યોજાયો—જેમાં પણ ક્યારી બનાવાઈ.

૧૯૬૫માં આ વિસ્તારમાં પ્રથમ જ વખત ઉનાળુ ડાંગરની રોપણી અહીં કરવામાં આવી. ખેડૂતોને શ્રદ્ધા જ નો'તી. પણ વારંવાર પ્રદર્શન-નિદર્શન, સંમેલન વગેરેને લીધે એમને વિશ્વાસ બેઠો. તે આજે આસપાસના ૨૦–૨૫ ખેડૂતો હંમેશ ઉનાળુ ડાંગર રોપે છે.

ગાંધીજયંતીના દિવસોમાં વિદ્યાર્થીઓ-શિક્ષકો આસપાસનાં ત્રણેક ગામોમાં પ્રાર્થના સંમેલન, ફૂલછોડ રોપવા, શાકભાજીનું ધરુ રોપી આપવું, પાયખાનાના ખાડા ખોદી આપવા વગેરેનું કામ અલ્પ પ્રમાણમાં દર વર્ષે કરતા હતા.

૧૯૬૮માં રેલરાહત કાર્ય કરવા ખોલવડ-કઠોર દસ દિવસ ગયા. ૧૯૬૯–૭૦ના ગાંધી શતાબ્દી વર્ષમાં દાંડીકૂચ માર્ગમાં (અછારણ-સાંધિયેર-ગોલા—તા. ઓલપાડ) કામ કરવા દસ દિવસ ગયા.

આ ઉપરાંત દર વર્ષે માર્ચ કે એપ્રિલ માસમાં આસપાસના એક બે ખેડૂતોને ક્યારી બાંધી આપવાનું કામ પણ સંસ્થાના વિદ્યાર્થીઓ-શિક્ષકો દ્વારા દર વર્ષે થતું રહે છે.

૧૯૭૮ના ભૂમિક્રાંતિ દિને (૧૮મી એપ્રિલ) 'વનાંચલ, પંચોળ—અંત્યોદય યોજના'નો પ્રારંભ થયો. જેમાં આ વિસ્તારની વિવિધ પ્રકારની સહકારી મંડળીઓ અને શૈક્ષણિક સંસ્થાઓ રચનાત્મક કામો પરસ્પરના સહયોગથી કરે તેવું નક્કી થયું.

૧૯૭૭માં સંસ્થામાં ચોમાસુ ડાંગરના પાક પછી શિયાળુ સંકર-૪ કપાસની વાવણી થઈ–(જોકે ૧૯૭૬ના વર્ષમાં સંસ્થાએ સંકર-૪ કપાસનું ૧૦૦ કિલો બિયારણ અહીંની જમીનમાં તૈયાર કરીને વેચ્યું.)

શિયાળુ સંકર-૪ કપાસના પ્રદર્શન-નિદર્શન પછી એકંદરે આર્થિક રીતે સારો ફાયદો થતો જોઈ આસપાસના ૨૫ ખેડૂતોને ત્યાં સંકર-૪ કપાસનું રવી પાકરૂપે ૮ એ. ૧૦ ગુંઠામાં વાવેતર કર્યું. તેમાં સંસ્થાએ બિયારણ, દવા, ખાતર અને બળતણ માટે નાણાં રોક્યાં. એ વર્ષે પ્રતિકૂળ હવામાન હોઈ ખેડૂતોનું ખાતું સરભર થયું. આ ખેડૂતોના કપાસના ખેતરોમાં ધો. ૯ના વિદ્યાર્થીઓ-શિક્ષકો દર અઠવાડિયે એકવાર જતા ને પાકનું નિરીક્ષણ, સલાહ-સૂચન આદિથી સંપર્ક વધારતા.

૧૯૭૯ના એપ્રિલ માસમાં ગ્રામ સેવા સમાજ, વ્યારાના ૩,૦૦૦ વિદ્યાર્થીઓનો 'ક્યારી નિર્માણ શિબિર' અહીંની સંસ્થા દ્વારા યોજાયો. જેમાં ૧૮ ખેડૂતોનો ૧૦ એકર જમીનમાં નવી ક્યારી બાંધી આપી સમતલ બનાવી.

૧૯૮૦માં રવી પાકરૂપે જુવારનું બી (સી. એસ. એચ. ૫) ૮૧ કિલો ૨૧ ખેડૂતોને ત્યાં વાવવા આપ્યું. ને સલાહસૂચન, માર્ગ-દર્શન પૂરાં પાડ્યાં. સારો પાક થયો.

૧૯૮૧માં પાંચ ખેડૂતોને ૬,૩૦૪ શેરડી બિયારણ વાવેતર માટે આપ્યું. દવા, બિયારણ, ખાતર અને પિયત-બળતણનો ખર્ચ સંસ્થાએ ઉપાડયો. ખેડૂતોને સારી આવક થઈ. પૂ. જુ. કાકાના શુભ હસ્તે એ નાણાં ખેડૂતોને આપ્યાં.

પછીના વર્ષે ૧૯૮૨માં ૩૩ ખેડૂતોને એ રીતે શેરડી-બિયારણ, દવા, ખાતર અને પિયત-ખળતણમાં મદદ કરી. તે વર્ષે શેરડીનો ભાવ સારો ન મળ્યો, તેથી ખેડૂતોનું ખાતું સરભર થયું.

૧૯૮૨થી સંસ્થામાં વૃક્ષ નર્સરી વિદ્યાર્થીઓની મદદથી તૈયાર થવા લાગી. દરેક વિદ્યાર્થી પોતાને ઘેરે પણ વૃક્ષના રોપા રોપે તે રીતે વિદ્યાર્થીઓ પણ દર વર્ષે પોતાના ઘેરે રોપા લઈ જાય છે. ૧૯૮૩ના વર્ષમાં સંસ્થામાં વિદ્યાર્થીઓએ પાંચ લાખ રોપા સુંદર, માતબર તૈયાર કરી આપ્યા. સંસ્થા દ્વારા આસપાસના દસ ખેડૂતોએ બે લાખ રોપા તૈયાર કર્યા. જેના મહેનતાણારૂપે રોપા દીઠ ૧૫ પૈસા રકમ મળી.

૧૯૮૩માં વ્યારા તાલુકામાં એક કરોડ રોપાનો લક્ષ્યાંક હતો, તેના પ્રહરી બનવાનું કામ આ સંસ્થાનું હતું. એટલે એક કરોડ રોપા માટેની પ્રાથમિક નર્સરી માટે ૧૫,૦૦૦ ટોપલા અને ૭૦ બેડમાં ધરુ નાખ્યું. જે પાછળથી આખા તાલુકાની સંસ્થાઓ અને ખેડૂતોને ત્યાં રોપવા લઈ ગયા. આ સંસ્થામાં પણ નેકેડ બેડમાં ૨૨ લાખ રોપા તૈયાર કરવામાં આવ્યા.

અહીંની ખેતીમાં નફો થાય તો શું? એ પ્રશ્નમાંથી જવાબરૂપે આસપાસના ખેડૂતોને બેઠા કરવા માટે આર્થિક સહાય નફામાંથી કરવી તેનું વિચારાયું. આ વિચાર મૂળે સ્વ. શ્રી. ઝીણાભાઈનો ગણાય ને તે આધારે જ ઉપરના ખેડૂતોને ત્યાં ખેતીના કાર્યક્રમો ચાલ્યા.

ઉપરાંત ખેતીના નફામાંથી સંસ્થામાં કામ કરવા આવતા દરેક મજૂરને તેની મજૂરીના પ્રમાણમાં (દૈનિક મજૂરી રૂ. ૬-૦૦ ઉપરાંત) ૮·૩૩% બોનસના રૂપમાં વાસણો આપવામાં આવ્યાં. વળી ૪૫ જેટલા કાયમી મજૂરોને નફાની રકમમાંથી વડોદરા, પાવાગઢ, અંબાજી, બહુચરાજી, મોઢેરા, શામળાજી, ગાંધીનગર, અમદાવાદ, અને વટવા ફાર્મનો પ્રવાસ કરાવ્યો. તે પણ નોંધપાત્ર બાબત છે.

અહીંની સંસ્થા દ્વારા વૃક્ષ ઉછેર માટેના પણ પ્રદર્શન-નિદર્શન અને શિબિરોનો કાર્યક્રમ ગત વર્ષે ઘણી વાર યોજાતો રહ્યો. જેમા શિક્ષકો-વિદ્યાર્થીઓનો સહકાર હતો જ.

સંસ્થામાં પણ વૃક્ષારોપણ વર્ષોવર્ષ થતું રહે છે. તે મુજબ અત્યારે ૮૪,૦૦૦ છોડ વિકસી રહ્યા છે. આ વર્ષે ૮૦,૦૦૦ વૃક્ષરોપા તૈયાર કરીએ છીએ.

સંસ્થાના પ્રાંગણમાં ૧૯૭૬માં શ્રી જુગતરામભાઈના પ્રમુખપદે ગુજરાત રાજ્ય જંગલ પરિષદ યોજાઈ. ૧૯૮૨માં સુરત જિલ્લાની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓનો વિજ્ઞાનમેળો યોજાયો.

૧૯૮૩ના પહેલી સપ્ટેમ્બરે 'સેવાદિન' (પૂ. જુ. કાકાનો જન્મદિન) આ સંસ્થામાં ઉજવાયો.

આ બધા કાર્યક્રમોમાં વિદ્યાર્થીઓ-શિક્ષકોએ સ્વયંસેવક તરીકેની કામગીરી બજાવી છે. જેનાથી સહુનું ઘડતર થતું રહે છે.

આવી છે 'વનાંચલ'ની વિકાસયાત્રા.

### શબરી કન્યા છાત્રાલય, વેડછી

આદિવાસીઓમાં પણ પછાત એવી એક કોટવાળિયા જાતિ છે. કોટવાળિયા લોકોનો મુખ્ય ઉદ્યોગ વાંસનો છે. ચાલીસ-પચાસ માઈલ દૂર આવેલ જંગલોમાંથી શિરબોજ (માથા ઉપર)થી લીલા વાંસ લાવી તેમાંથી ટોપલા, સૂપડાં, પાલાં આદિ ગૂંથી તે નજીકના ખેડૂતોમાં વેચી તેના બદલામાં જે અનાજ મળે તે લાવી, તેમાંથી માંડમાંડ પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવે છે. વર્ષમાં આજે પણ આ લોકો કેટલાક દિવસો આખું પાતળું ભડકું કરીને પેટનો અગ્નિ શમાવે છે. તેમ છતાં એવા પણ કેટલાક દિવસો પસાર થાય છે જેમાં અન્નદેવનાં દર્શન તેમને દુર્લભ રહે છે. નાનાં ભૂલકાંઓ સાંજ પડે માતા-પિતા આગળ રડતાં કકળતાં ભૂખ્યા પેટે નિદ્રાદેવીને ખોળે પોઢી જાય છે. સવારે સૂરજ દેવનાં દર્શન થતાં નદી-કોતરોમાં કાદવ ઉલેચી માછલી, કરચલા જે કંઈ મળે તેને અગ્નિમાં અધકચરા શેકી પોતાની ભૂખ શમાવતા હોય છે. કુમારવયનાં બાળકો ગોફણ લઈ ઝાડી ઝાંખર કે વાડોમાં ભરાઈ, ચકલી ખિસકોલીનો શિકાર કરી સંતોષ મેળવે છે. કોઈક દિવસ સસલું કે શિયાળ, રાની બિલાડાનો શિકાર હાથમા આવે તો તે ઉત્તમ દિવસ કહેવાય છે. દરમિયાન ઘરના વડીલ વાંસમાંથી બનાવેલ વસ્તુઓનો વિનિમય અગર વેચાણ કરી અનાજ લાવે ત્યારે રોટલા પામતા હોય છે. કોઈક કોઈક વખત તો ભાતની કુસકીના રોટલા આરોગતા પણ મારા જોવામાં આવ્યા છે.

આવી વિકટ પરિસ્થિતિમાં તેમના વાલીઓને બાળકોને શિક્ષણ માટે મોકલવાની વાત સાંભળવાનો સમય જ ક્યાં હોય? માંડમાંડ દિવસના છેડે કઠોર પરિશ્રમ પછી પણ ભૂખ્યા પેટે રાત્રિ પસાર કરવાની હોય ત્યાં વળી બાળકો માટે સ્લેટ-પેન કે ચોપડીની સગવડ કોણ કરે?

સ્વરાજ્યના સૂરજનાં ૩૦ વર્ષનાં વહાણાં વાયાં છતાં હજુ આ કોટવાળિયા લોકોની ઝૂંપડીઓમાં તેનાં પ્રકાશકિરણો પહોંચી શક્યાં નથી. અત્યંત દરિદ્રતા અને આળસ, વહેમ તેનું એક કારણ કહી શકાય. તેમ છતાં આ દેશનાં વિકાસકાર્યોએ આ અણવિકસિત પ્રજા પ્રત્યે પોતાની ફરજ અદા કરવામાં બેદરકારી દાખવી છે તેની નોંધ લીધા સિવાય ચાલી શકે તેમ નથી.

સ્વરાજ્યના દિવસો અગાઉ જંગલમાંથી ઉદ્યોગો માટે વાંસ મેળવવાની જે સવલતો હતી તે સ્વરાજ્ય પછી ઝૂંટવાઈ ગઈ છે એ આ લોકો માટે મોટા દુઃખની વાત છે. ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપવાની સ્વરાજ્ય સરકારની જાહેરાતો માત્ર કાગળિયાં ઉપર રહેવા પામી છે. આ કોટવાળિયા લોકો તેમના નિવાસથી ૨૫-૫૦ માઈલ દૂરનાં જંગલોમાંથી લીલા વાંસ કાપી લાવી વાંસ ઉદ્યોગ કરતા હતા તે ઉદ્યોગ માટેનો કાચો માલ-વાંસ-સરકારે તેમની પાસેથી ઝૂટવી લીધો છે. ઉકાઈ ખાતે એક ખાનગી પેઢીએ પલ્પ મિલ છેલ્લાં ૧૫-૧૭ વર્ષથી શરૂ કરી છે. આ પલ્પ મિલને ડાંગ, સુરત, ભરૂચ વગેરે પ્રદેશનાં વાંસનાં જંગલોમાંનાં મોટાભાગનાં વાંસનાં જંગલો સરકારે પાણી મૂલે કરાર કરીને આપી દીધાં છે. આમ થતાં આ વનવાસી પ્રજાને પોતાના ગૃહઉદ્યોગ માટે વાંસ મેળવવા સરકારને અનેકવાર કરગરવું પડ્યું છે. સરકાર જાણે કે ગાનુ કર્યું તેમ માની કટકો રોટલો કૂતરાને નાખી પુણ્ય કમાનારની જેમ આ અસાધુ-અણવિકસિત પ્રજા સાથે વર્તન દાખવી રહી છે. જંગલમાંથી વાંસ લાવતા કોટવાળિયાઓને પકડી તેમને માર મારી જેલમાં ધકેલવા સુધીની બહાદુરી સરકારના જંગલ ખાતાએ દાખવેલી છે! જેના આજે પણ કોર્ટના દફતરો સાક્ષીરૂપ છે. જે પ્રજાનો વારસાગત ઉદ્યોગ-ધંધો ઝૂંટવી લીધો તેને અન્ય ધંધો આપવાની સરકાર પોતાની ફરજ આજ દિન સુધી દાખવી શકી નથી એ અત્યંત દુઃખદ છે.

આજે તો સખત પરિશ્રમ કરનાર આ કોટવાળિયા લોકો માટે સ્વમાનભેર વાંસનો ધંધો કરવો ખૂબ મુશ્કેલ થઈ પડ્યો છે. જંગલમાંથી વાંસ મેળવવા પૈસા આપવા છતાં પરમિટ મળતી નથી. તો તેવે સમયે આ લોકો વર્ષો જૂની ટેવ મુજબ શિરજોરીથી વાંસ ચોરીને છૂપાતા છૂપાતા લઈ આવે છે. કોઈક વખત હેમખેમ ઘરે અવાય. કોઈક વખત જંગલના સાહેબો છૂપા પીછો પકડે તો માથા ઉપરથી ત્રણ-ચાર મણ વજનનો વાંસનો ભારો નાખીને જંગલમાં જતાં રહે. તો કોઈક વખત જંગલ ખાતાના અધિકારીઓના હાથે પકડાઈને મૂઢ માર ખાય. જંગલ ખાતાની બંગલીઓમાં પૂરી તેમને બે ત્રણ ટંક ભૂખ્યા તરસ્યા પાડી મૂકવાના બનાવો મારી નજર સમક્ષ તરવરે છે. આઝાદીનાં ત્રીસ વર્ષ પછી સ્વમાનભેર જીવવા માંગતી શ્રમજીવી પ્રજાનું આ ચિત્ર છે.

રાનીપરજ સેવાસભા તરફથી છેલ્લાં ૧૦ વર્ષથી કોટવાળિયા લોકોના ઉત્થાન માટેના અનેકવિધ પગલાં લેવાઈ રહ્યાં છે. ઉદ્યોગ માટે વાંસ અપાવવા અંગે ખૂબખૂબ પ્રયત્ન પછી પણ તેમાં જોઈએ તેટલી સફળતા મળી નથી. સરકારે એવી જક પકડી છે કે કોટવાળિયા લોકોની સહકારી મંડળી રચો. આવી મંડળીઓ રચી છે તેને પણ અનેક બહાનાં બતાવી જૂજ વાંસ આપવામાં આવે છે. દરિદ્ર લોકોની સહકારી મંડળીઓ ટકે પણ કેટલો સમય? આજે મોટાભાગની મંડળીઓ મૃતપ્રાય બની છે. મારો મુખ્ય વાંધો સરકાર સમક્ષ એ છે કે જંગલના મોટા ભાગના વાંસ તમે જે પલ્પ મિલને આપી ચૂકયા છો તે ખાનગી કંપનીને તમે સહકારી સંસ્થામાં ફેરવવાનું કેમ નથી કહેતા? શિક્ષિત લોકોની આ ઉઘાડી લૂંટમાં સરકાર જવાબદાર છે. તેણે આ ઊંડાણના શ્રમજીવી વનવાસીઓનો વારસાગત ગૃહઉદ્યોગ ઝૂંટવી લઈ પ્રજાને બેકાર બનાવી છે. હજુ પણ કોઈ સદ્‌ગૃહસ્થ આ મૂંગી વનવાસી પ્રજાની વાત સરકારને ગળે ઉતરાવે એવી મારી પ્રાર્થના છે.

વાંસ ન મળવાને કારણે અમે કોટવાળિયા યુવકોને ગ્રામીણ ગૃહ ઉદ્યોગ, દરજીકામ, સુતારીકામની તાલીમમાં વાળી જોયા. પણ તેમાં ઝાઝી સફળતા પ્રાપ્ત થઈ નથી.

વર્ષો વર્ષ કોટવાળિયા આગેવાનોના શિબિરો-પરિષદો યોજી તેમનાં બાળકોને શિક્ષણ માટે રાનીપરજ સેવાસભાને સોંપવાની અમે વારંવાર માંગણી કરતાં કોટવાળિયા વાલીઓએ તેમનાં બાળકોને શિક્ષણ માટે અમને સોંપવાનું શરૂ કર્યું છે. આજ દિન સુધીના પ્રયત્ને ૪ કોટવાળિયા યુવકો એસ. એસ. સી., પી. ટી. સી. સુધી પહોંચી શિક્ષક તરીકે સેવા બજાવી રહ્યા છે. સેવાસભા હસ્તકની શિક્ષણ સંસ્થાઓમાં હાલ નીચે મુજબ કોટવાળિયા બાળકો શિક્ષણ લઈ રહ્યાં છે:

શિક્ષણ અંગેના પ્રયત્નના અંતે આજે ૪ કોટવાળિયા ભાઈઓ પ્રાથમિક શાળામાં શિક્ષકની સેવા આપતા થયા છે. કોટવાળિયા કન્યાઓ એસ. એસ. સી. સુધી પહોંચી પણ તેમાં સફળતા ન મળતાં બાલવાડી વગેરે સેવા આપતી થઈ છે. આમ છતાં કોટવાળિયા વાલીઓને વિશ્વાસ બેસવા માંડયો છે કે આપણે પ્રયત્ન કરીએ તો આપણાં બાળકો પણ શિક્ષક તરીકેની સેવામાં જોડાઈ શકે છે.

શબરી કન્યા છાત્રાલયની શરૂઆત તા. ૧૪-૩-૧૯૭૪માં પ્રથમ ૨૦ કન્યાથી થઈ. દિવસેદિવસે વાલીઓ વધુ ને વધુ પ્રમાણમાં તેમની બાળાઓ આ છાત્રાલયમાં શિક્ષણ માટે અમને સોંપતા ગયા. અમારી પાસે બાળાઓને રાખવાની આર્થિક સગવડ ન હોય છતાં વાલીઓ તો બાળાઓને છાત્રાલયમાં મૂકીને ચાલ્યા જાય. આમ આજે આ છાત્રાલયમાં ઉપર જણાવ્યા મુજબ ૬ તાલુકાનાં ૨૦ ગામો મળી કુલ ૧૫૭ બાળાઓ છાત્રાલયમાં ધોરણ ૧ થી ૬ સુધીનું પ્રાથમિક શિક્ષણ મેળવી રહી છે. બાળાઓના શિક્ષણ માટે સુરત જિલ્લા પંચાયત શિક્ષણ સમિતિ તરફથી સ્વતંત્ર શાળાની સગવડ કરી આપી. તેમાં ભાવનાશાળી શિક્ષિકા બહેનોને મૂકીને અમારા કાર્યમાં મદદરૂપ થઈ છે.

રાજ્યના સમાજ કલ્યાણ ખાતાએ કોટવાળિયા કન્યાઓના આ શિક્ષણના કાર્યમાં અમને ખૂબ સાથ સહકાર આપ્યો છે. હાલ છાત્રાલયની મંજૂર સંખ્યા ૯૫ છે. છાત્રાલયનાં મકાન માટે રૂ. ૨,૪૦,૦૦૦ની ઉદાર સહાય મંજૂર કરી છે.

આમ તો અમારી પાસે કોટવાળિયા બાળકો માટે શિક્ષણની શરૂઆત કરતી વખતે કોઈ મૂડી હતી નહિ. પણ અમે આ પ્રવૃત્તિ શરૂ કરી તે અરસામાં ઓસ્ટ્રેલિયાની કોમ્યુનિટી એઈડ એબ્રોડ સંસ્થાના પ્રતિનિધિઓ આ પ્રદેશ જોવા આવ્યા. અચાનક તેમણે આ કોટવાળિયા બાળકોની શિક્ષણની પ્રવૃત્તિમાં સારો એવો રસ દાખવી અમને અવારનવાર તૂટકતૂટક નાની મોટી રકમની સહાય કરી આ પ્રવૃત્તિના શ્રીગણેશ કરવામાં અમને પ્રોત્સાહન આપ્યું છે. ધીમેધીમે કોટવાળિયા બાળકોના શિક્ષણની પ્રવૃત્તિ વેગ પકડતી જતાં સુરત જિલ્લા પંચાયત તરફથી પણ તેમણે પોતાના વાર્ષિક અંદાજપત્રમાં કોટવાળિયા વિકાસ માટે મદદ ફાળવી શબરી કન્યા છાત્રાલયને રહેતી ઘટમાં તથા છાત્રાલયના વિકાસ કાર્ય માટે છેલ્લાં ચાર-પાંચ વર્ષથી દર વર્ષે રૂપિયા દસ હજાર જેવી માતબર રકમ અમને સહાયરૂપે આપવામાં આવી છે. જે બદલ અમે તેમના ઋણી છીએ.

હજુ તો માંડ અમારું આ પાશેરામાં પહેલી પૂણી જેટલું કામ ગણાય. સુરત, વલસાડ જિલ્લામાં લગભગ ત્રણથી ચાર હજાર કોટવાળિયા પરિવારો વસે છે. તે સર્વના ઉત્થાન માટે ખૂબ પ્રયત્ન જરૂરી છે. ઉપરાંત તે માટે મોટી આર્થિક સહાયની પણ જરૂર રહે છે.

છાત્રાલયની ગૃહમાતા તથા અન્ય નાના મોટા કાર્યકરો તરફથી આ ઉત્થાનના કાર્યમાં મદદ મળી રહી છે તેવી ભવિષ્યમાં પણ મળતી રહેશે એવી આશા છે.

આશા છે કે સમાજના નબળા વર્ગના છેવાડાના લોકોના ઉત્થાનના કાર્યમાં સહુ કોઈને ભાગીદાર બની આ કાર્ય પેટે ઉદાર હાથે અમને મદદરૂપ થઈ પ્રોત્સાહિત કરશે.

ભગવત દવે

## શ્રી સરદાર કન્યા વિદ્યાલય

### (સ્વરાજ આશ્રમ, બારડોલી)

શ્રી સરદાર કન્યા વિદ્યાલય, બારડોલીમાં શરૂ કરવાનું મનમાં ઊગેલું ત્યારથી એક વિચાર સહજ જ મનમાં રહ્યા કરતો કે, આપણે તો વેડછીમાં લીધેલા શિક્ષણને યાદ કરીને વિદ્યાલય ગોઠવવું.

સરદારશ્રીની કર્મભૂમિ પર, સરદારે લઈ રાખેલી જમીન પર આ વિદ્યાલય ૧૯૬૬માં શરૂ કર્યું. માત્ર બાર વિદ્યાર્થિનીઓથી આ ઉત્તર બુનિયાદીની શરૂઆત થઈ. પૂજ્ય કાકાસાહેબે આવીને આશીર્વાદ આપ્યા. સ્ત્રી શિક્ષણને આગળ ધપાવવા તેમણે સંદેશો આપ્યો.

ઈ. સ. ૧૯૫૧–૫૨માં ગ્રામશાળા વેડછીમાં આદરણીય નારાયણભાઈ દેસાઈ તથા મોહનભાઈ પરીખના ઘરમાં રહેવાનો લાભ મળેલો. અને એમણે ચલાવેલા શિક્ષણના અદ્‌ભુત પ્રયોગમાં શિક્ષણ લેવાનો લાભ મળેલો. એની સાથે સાથે સહજ રીતે જ વેડછીના આશ્રમ-જીવનનો પણ લાભ મળેલો. આખાય આશ્રમ પરિવાર પર પૂ. જુ. કાકા છવાયેલા રહેતા.

વેડછીની દિનચર્યામાં સફાઈકામ અગત્યનું પાસું. આશ્રમ જીવનમાં જોડાનાર પાયખાના સફાઈમાં તો જાય જ. પૂ. જુ. કાકા પાયખાના-ની ડોલો ઊંચકીને, પાયખાના જાતે ધોઈને પાયખાનાં 'મંદિર' જેવાં કેવી રીતે બનાવાય અને રાખી શકાય તે અમને એમના આચરણ દ્વારા શીખવતા અને અમારા મનમાં કહ્યા વગર એ વિચારો મૂકી દેતા.

સમાજનો—શિક્ષણનો કોઈ પણ વિચાર અમારા નાનકડા મનમાં ત્યાંના સહજ વાતાવરણમાંથી સરસ રીતે રોપાઈ જતો. પછી તે શ્રમનો હોય, શિબિરનો હોય, રસોઈનો હોય કે સંસ્કાર કાર્યક્રમનો હોય. પાયામાં પડેલા વેડછીના આ સંસ્કારો મોટા થઈએ ત્યારે ચાલુ શિક્ષણ કરતાં જુદા હોય, જીવનલક્ષી હોય એ સ્વાભાવિક છે. તેથી વડલાની એ વડવાઈઓ જ્યાં જ્યાં ઊગે ત્યાં સ્વતંત્ર સ્વરૂપ જરૂર લે પણ આખરે તો વડલાની જ વડવાઈઓ ને!

સ્વરાજ આશ્રમ બારડોલીમાં આ વિદ્યાલય ચાલુ કર્યાને ૧૮ વર્ષ થવા આવ્યાં. વિદ્યાર્થીઓની સંખ્યાને પ્રાધાન્ય ન આપતાં તેમના વ્યક્તિગત સંપર્કમાં અવાય એ દૃષ્ટિએ વિદ્યાલયની સંખ્યા ૧૪૦થી વધારતા નથી. જે વિદ્યાર્થિનીઓ વિદ્યાલયમાં પ્રવેશ મેળવે છે તેમાં પણ એક એ દૃષ્ટિ રાખી છે કે ઊંડાણ વિસ્તારની બહેનોને પ્રથમ પસંદગી મળે. અત્યારે ડાંગ, વલસાડ, સૂરત, ભરૂચ, વડોદરા, સૌરાષ્ટ્ર, કચ્છ જેવા વિસ્તારોમાંથી બહેનો આવતી રહી છે.

ધોરણ આઠથી દસ સુધીની આ ઉત્તર બુનિયાદી શાળા છે. શિક્ષણના પાયામાં ઉદ્યોગનો પણ સમાવેશ છે. વિષયોને સરસ રીતે શીખવવા જુદા જુદા વિષયોના આગવી પ્રયોજનાઓ વિદ્યાર્થી શિક્ષકો હાથ ધરે છે. એમાં ઘણા પ્રયોગો કર્યા છે.

સૂર્યશક્તિમાં વિદ્યાર્થીઓએ ૨ ભઠ્ઠી, સૂર્ય-ડિસ્ટિલર, સૂર્યવૉટર હીટર જેવા સુંદર પ્રયોગો કર્યા છે.

ઔષધિ માટેની પણ એક સુંદર પ્રયોજના વિદ્યાર્થીઓએ કરી છે. વિદ્યાર્થિનીઓ અંદરના પ્રદેશોમાંથી આવે છે તેથી ઔષધિ વિશે સારું જ્ઞાન લઈને આવે છે. એ જ્ઞાનનો ઉપયોગ કરી એક ઔષધિ બગીચો, તેનું હસ્તલિખિત સાહિત્ય, અને સરળ ઔષધ કેમ તૈયાર થાય એ માટેનો ઔષધખંડ ઊભો કર્યો છે. દર વર્ષે ભરાતા જિલ્લા વિજ્ઞાનમેળામા ઔષધ-વિજ્ઞાન વિશેનો આગવો વિચાર મૂકી અહીંની બાળાઓએ એમાં પ્રથમક્રમ મેળવ્યો છે.

ભૂગોળ-ઇતિહાસનું જ્ઞાન મેળવવા એક ભૂગોળ-ઇતિહાસ ખંડ તૈયાર કર્યો જેમાં વિના ખર્ચે વિદ્યાર્થિનીઓએ વિવિધ પ્રયોજનાઓ તૈયાર કરી છે.

અમારો કચરા ગેસપ્લાન્ટ પ્રયોગશાળાની આગવી વિશેષતા છે. જે મુલાકાતીઓનું આકર્ષણ બની રહે છે. કેમ કે 'કચરામાંથી કંચન' અને સ્પિરિટ વિના દીવાના પ્રયોગ કરવાનું આ કચરા-ગેસપ્લાન્ટ દ્વારા સિદ્ધ થઈ શક્યું છે.

વળી અક્ષર સુધાર, જોડણી અને વ્યાકરણની એવી પ્રયોજનાઓ કરી છે કે વિદ્યાર્થીઓ હરતાં-ફરતાં શીખી લે. શિક્ષણના જુદા જુદા વિષયો પર જુદી રીતે અંકો તૈયાર કર્યા છે.

આ બધા સાથે સુંદર ને સ્વચ્છ રસોડું, સ્વચ્છ શયનખંડ, સ્વચ્છ અને સુઘડ છાત્રાલય, સુંદર બગીચો, મજાનો કલાખંડ, સ્વચ્છ પાયખાનાં—પાયખાના આધારિત ગેસપ્લાન્ટ,—એ બધું જાતે કામ કરી કેવી રીતે રખાય' એ વિદ્યાલય પરિવારે ગોઠવ્યું છે.

મજાનું ખેતર પણ વિદ્યાર્થિનીઓએ બનાવ્યું છે. વર્ષના ત્રણ પાકો ડાંગર, ઘઉં, મગ અને શાકભાજી બહેનો જાતે ઉગાડી લે છે. સ્વચ્છ અને વૈજ્ઞાનિક ઢબે ખેતી કેમ થાય એ બે કલાકના નિત્ય ખેતી ઉદ્યોગથી બાળાઓ આત્મસાત્ કરે છે. ખેતીમાં ખૂબ કામ હોય ત્યારે પૂરા સમયના 'ખેતી ઉત્સવો' દ્વારા ખેતીને જીવંત બનાવે છે. સવારથી ઊઠે ને સાંજે સૂએ ત્યાં સુધી બધાં કામ બાળાઓ હાથે કરી લે છે. આટલાં કામો કરતાં છતાં પણ એસ. એસ. સી. નાં પરિણામોમાં બહેનો પાછળ રહેતી નથી. એનાં પરિણામો સાલવાર નીચે જોઈ શકાશે:

| | | | |
|---|---|---|---|
| ૧૯૭૪–૭૫ | ૧૦૦% | ૧૯૭૯–૮૦ | ૯૪% |
| ૧૯૭૫–૭૬ | ૯૪% | ૧૯૮૦–૮૧ | ૧૦૦% |
| ૧૯૭૬–૭૭ | ૯૬% | ૧૯૮૧–૮૨ | ૯૮% |
| ૧૯૭૭–૭૮ | ૧૦૦% | ૧૯૮૨–૮૩ | ૯૫% |
| ૧૯૭૮–૭૯ | ૯૭% | ૧૯૮૩–૮૪ | ૯૮% |

શાળાની પરીક્ષાઓ ઉપરાંત ચિત્રકામ, સુલેખન, શિષ્ટવાચન, હિંદી, સંસ્કૃત જેવી બહારની પરીક્ષાઓમાં પણ બહેનો ૧૦૦% પરિણામ લાવે છે.

અહીંથી શિક્ષણ લઈને ગયેલી બહેનો વારંવાર મળવા આવે છે. એ બહેનોમાંથી ઘણી બહેનો શિક્ષિકા બની છે. અને ડાંગ, સુરત, વલસાડ, ભરૂચ, વડોદરા, કચ્છ, સૌરાષ્ટ્રના વિસ્તારોમાં કામ કરી રહી છે.

થોડી બહેનો વિનયનની, કેટલીક વાણિજ્યની અને કેટલીક વિજ્ઞાનની સ્નાતિકાઓ બની છે. તો કોઈ ગૂજરાત વિદ્યાપીઠ તથા ગાંધી વિદ્યાપીઠની સ્નાતિકાઓ બની છે.

ત્રણ બહેનો ડૉક્ટરી લાઈનમાં ગઈ છે. થોડી બહેનો નર્સો પણ બની છે.

ડાંગના અંદરના એક પ્રદેશમાં જઈ આવેલા એક સમાજસેવક ભાઈએ વાત કરેલી કે, અમે રાત્રે એક આશ્રમશાળામાં પહોંચ્યા. ત્યાંની શિક્ષિકા બહેને ખૂબ સરસ આવકાર્યા, અને રાત્રે જમવા છાત્રાલયના રસોડામાં બેસાડ્યા. રસોડાની સ્વચ્છતા જોઈ મેં સહજ પૂછ્યું કે શિક્ષિકા બહેન, તમે ક્યાં ભણેલાં? સરદાર કન્યા વિદ્યાલયમાં કે? અને બહેને હા પાડી.

કચ્છની હરિજનો માટે ખોલેલી એક આશ્રમશાળામાં સમાજસેવકો-ની ટોળી ગઈ. ત્યાંની શાળા અને છાત્રાલયની સ્વચ્છતા, સુંદરતા જોઈ એક ભાઈએ પૂછ્યું, બહેન, તમે ક્યાં શિક્ષણ લીધું? ત્યારે ઉત્તર મળ્યો, 'સરદાર કન્યા વિદ્યાલયમાં.'

